શ્રીમાન્ ચંદ્રમહત્તરાચાર્ય વિરચિત

# પંચસંગ્રહ



શ્રીમાન્ આચાર્ય શ્રીમલયગિરિ રચિત ટીકાના અનુવાદ સહિત

## દ્વિતીય ખંડ

—અનુવાદક તથા પ્રકાશક—


શાહ હીરાલાલ દેવચંદ, (વઢવાણ શહેરવાળા)

જૈન સોસાયટી નં. ૧૫, અમદાવાદ.



સંવત ૧૯૯૭ ] વીર સંવત ૨૪૬૭ [ સને ૧૯૪૧

મૂલ્ય : ૫-૦-૦

મુદ્રક : હીરાલાલ દેવચંદ શાહ, શારદા મુદ્રણાલય, પાનકોર નાકા-અમદાવાદ.

# નિવેદન

કર્મગ્રંથ કર્મપ્રકૃતિના જ્ઞાનનો વધારે ફેલાવો થાય એ ઉદ્દેશથી આ ગ્રંથના ભાષાંતર કરવાનું કાર્ય સંવત ૧૯૮૮ ના આસો માસમાં શરૂ કર્યુ હતું. જેનો પ્રથમ ભાગ ૧૯૯૧ની સાલમાં બહાર પડ્યો હતો. ત્યાર પછી લગભગ છ વર્ષ વીત્યા બાદ આ બીજો ભાગ બહાર પડે છે. આ ગ્રંથના કર્ત્તા શ્રીમાન્ ચંદ્ર-મહત્તરાચાર્ય છે અને ટીકાકાર શ્રીમાન્ આચાર્ય મલયગિરિજી છે. જેનો પરિચય પ્રસ્તાવનામાં આપવામાં આવ્યો છે. આ ગ્રંથમાં ૯૯૧ ગાથાઓ છે. જેમાંની ૩૯૧ ગાથા પ્રથમ ભાગમાં અને ૬૦૦ ગાથા બીજા ભાગમાં છે. આ ભાગમાં બંધન સંક્રમણ ઉદ્વર્ત્તના અપવર્ત્તના ઉદીરણા ઉપશમના નિદ્ધત્તિ અને નિકા-ચના એ આઠ કરણનું સ્વરૂપ વિસ્તારપૂર્વક આપવામાં આવ્યું છે ત્યાર બાદ સપ્તતિકાસંગ્રહ આપવામાં આવ્યો છે. આ આચાર્ય મહારાજ કર્મપ્રકૃતિ અને પ્રાચીન કર્મગ્રંથકારની પછી થયેલા હોવાથી તેમણે આ ગ્રંથના પહેલા ભાગમાં પાંચ કર્મગ્રંથ આદિનો અને બીજા ભાગમાં કર્મપ્રકૃતિ અને સપ્તતિકા–છઠ્ઠા કર્મગ્રંથનો સંગ્રહ કર્યો છે. કર્મગ્રંથ કર્મપ્રકૃતિના જ્ઞાન માટે શ્વેતાંબર સંપ્રદાયમાં આ પૂર્ણ ગ્રંથ છે. ભણનારને વધારે સરળ થાય માટે ભાષા તદ્દન સાદી રાખી છે. તેમજ વિષયને સ્પષ્ટ કરવા માટે ઉપયોગી ટીપ્પણો પણ આપવામાં આવ્યા છે. આ ગ્રંથનું ભાષાંતર કરવામાં આદ્ય પ્રેરક આચાર્ય મહારાજ શ્રીમાન્ વિજયનીતિસૂરિજી અને મારા વડીલ બંધુ સમાન પંડિત ભગ-વાનદાસભાઈ હરખચંદ છે તેમની વારંવાર કરેલી પ્રેરણાથીજ આ ભાષાંતરનું કાર્ય પૂર્ણ થયુ છે. નહિ તો કદાચ વચમાંથીજ અટકી પડયું હોત; એટલે તેઓ-શ્રીનો અને આ ભાગના કેટલાક પ્રુફો તપાસી આપનાર શ્રીયુત કુંવરજીભાઇ આણંદજીનો ઉપકાર માનુ છું. પ્રવર્ત્તકજી શ્રીકાન્તિવિજયજી મહારાજજીના પ્રશિષ્ય વિદ્વાન મુનિમહારાજ શ્રીમાન્ પુણ્યવિજયજી મહારાજનો હાર્દિક આભાર માનુ છું કે જેમણે મારી વિનંતિ સ્વીકારી પોતાની નરમ તબિયત છતાં અને બીજા અનેક કાર્યનો માથે બોજો છતાં આ ગ્રંથની સુંદર પ્રસ્તાવના લખી આપી છે.

આ. શ્રીવિજયનેમિસૂરિજીના પ્રશિષ્ય મુનિમહારાજ શ્રીવલ્લભવિજયજીનો આ સ્થળે આભાર માનુ છું કે જેઓએ આ ગ્રંથની સો નકલ લઈને ગ્રન્થના પ્રચાર કાર્યમાં ઉત્તેજન આપ્યું છે, અને તેથી જ હું આ પુસ્તકને જલદી છાપીને પ્રકાશિત કરી શક્યો છું. આ ગ્રંથનો વિષય અતિ ગહન હોવાથી કાળજીપૂર્વક વિચારી છપાવવાનો ખ્યાલ રાખવા છતાં જે કાંઈ અશુદ્ધિ કે શાસ્ત્ર વિરુદ્ધ લખાણ થયું હોય તેની ક્ષમા યાચું છું, અને વિદ્વાન પુરુષોને તે ભૂલો સુધારી વાંચવા વિનંતિ કરું છું.

હીરાલાલ દેવચંદ શાહ

॥ अर्हम् ॥

॥ नमः श्रीकर्मवादव्याख्यातृभ्यः ॥

# આમુખ

### ભારતીય દર્શનસાહિત્યમાં કર્મવાદનું સ્થાન

કેવલજ્ઞાનદિવાકર સર્વતત્ત્વરહસ્યવેદી, વિશ્વોપકર્ત્તા અને જગદુદ્ધર્ત્તા શ્રમણ ભગવાન્ શ્રીવીર–વર્ધમાન તીર્થંકરે પ્રતિપાદન કરેલ જૈનદર્શનમાં સ્યાદ્વાદ, અહિંસાવાદ વગેરે વાદો જેમ એના મહત્ત્વના અંગસ્વરૂપ છે, એ જ રીતે અને એટલાજ પ્રમાણમાં કર્મવાદ એ પણ એનું એવું જ પ્રધાન અંગ છે. સ્યાદ્વાદ અને અહિંસાવાદના વ્યાખ્યાન અને વર્ણનમાં જેમ જૈનદર્શને જગતભરના સાહિત્યમાં એક ભાત પાડી છે, એ જ પ્રમાણે કર્મવાદના વ્યાખ્યાનમાં પણ એણે એટલાં જ કૌશલ અને ગૌરવ દર્શાવ્યાં છે. એ જ કારણ છે કે–જૈનદર્શને કરેલી કર્મવાદની શોધ અને તેનું વ્યાખ્યાન એ બન્ને ય ભારતીય દર્શનસાહિત્યમાં તેના અનેકાન્તવાદ, અહિંસાવાદ વગેરે વાદોની માફક ચિરસ્મરણીય મહત્ત્વનું સ્થાન ભોગવી રહેલ છે.

### જૈનદર્શનમાં કર્મવાદનું સ્થાન

આજે સામાન્ય માન્યતા એવી છે કે "જૈનદર્શન કર્મવાદી છે." અલબત આ માન્યતા અસત્ય તો નથીજ; છતાં આ માન્યતાની આડે એક એવી ભ્રાન્તિ જન્મી છે કે "જૈનદર્શન માત્ર કર્મવાદી છે" આ સંબંધમાં કહેવું જોઈએ કે "જૈનદર્શન માત્ર કર્મવાદી છે એમ નથી, પણ તે વિશ્વવાદી છતાં ટૂંકમાં મહાતાર્કિક આચાર્ય શ્રીસિદ્ધસેનદિવાકરના—

कालो सहाव नियई पुव्वकयं पुरिसकारणेगंता।
मिच्छत्तं ते चेवा समासओ होइ सम्मत्तं ॥

આ કથનાનુસાર કાલવાદ, સ્વભાવવાદ વગેરે પાંચ કારણવાદને માનનાર દર્શન છે" કર્મવાદ એ ઉપરોક્ત પાંચ કારણવાદ પૈકીનો એક વાદ છે, આમ છતાં ઉપર જણાવેલી ભ્રાન્ત માન્યતા ઉદ્દ્ભવવાનું મુખ્ય કારણ એટલુંજ છે કે–જૈનદર્શને માન્ય કરેલ પાંચ વાદો પૈકી કર્મવાદે સાહિત્યના ક્ષેત્રમાં જે વિશાળ સ્થાન રોકેલું છે એના શતાંશ જેટલુંય સ્થાન બીજા એક પણ વાદે રોક્યું નથી. આ ઉપરથી સમજી શકાશે કે "જૈનદર્શન માત્ર કર્મવાદને માનનાર દર્શન નથી, પણ તે ટૂંકમાં પાંચ કારણવાદને માનનાર અનેકાન્તવાદી દર્શન છે.

### મૌલિક જૈન કર્મસાહિત્ય

જૈન કર્મવાદનું સ્વરૂપ અને તેનું વ્યાખ્યાન અત્યારે વિદ્યમાન જૈન આગમોમાં છૂટું છૂટું અમુક પ્રમાણમાં હોવા છતાં એ એટલું અપૂર્ણ છે કે જે જૈન

કર્મવાદની મહત્તાના અંગરૂપ ન બની શકે; તેમજ જૈન આગમો પૈકીનું કોઈ પણ આગમ એવું નથી જે કેવળ કર્મવાદવિષયને લક્ષીને હોય; આ સ્થિતિમાં સૌ કોઇને એ જિજ્ઞાસા સહેજે જ થાય અને થવી જ જોઇએ કે-"ત્યારે જૈન દર્શનના અંગભૂત કર્મવાદના વ્યાખ્યાનનું મૂળ સ્થાન કયું ?" આ વિષે જૈન કર્મવાદવિષયક સાહિત્યના વ્યાખ્યાતા અને પ્રણેતાઓનો એ જવાબ છે કે "જૈન કર્મવાદવિષયક પદાર્થોનું મૂળભૂત, વિસ્તૃત અને સંપૂર્ણ વ્યાખ્યાન **કર્મપ્રવાદ પૂર્વમાં** અર્થાત્ **કર્મપ્રવાદપૂર્વ** નામક મહાશાસ્ત્રમાં કરવામાં આવ્યું છે; એ મહાશાસ્ત્રના આધારે અમારૂં કર્મવાદનું વ્યાખ્યાન ગ્રંથરચના વગેરે છે." આજે આ મૂળભૂત મહાશાસ્ત્ર કાળના પ્રભાવથી વિસ્મૃતિ અને નાશના મુખમાં પડી ગયું છે. આજે આપણા સમક્ષ વિદ્યમાન કર્મવાદવિષયક સાહિત્ય એ ઉપરોક્ત મહાશાસ્ત્રના આશયને આધારે નિર્માણ કરાએલ અંશરૂપ સાહિત્ય છે. ઉપર જણાવેલ મહાશાસ્ત્રની વિસ્મૃતિ અને અભાવમાં કર્મસાહિત્યના નિર્માતાઓને કર્મવાદવિષયક કેટલીએ વસ્તુઓનાં વ્યાખ્યાનો પ્રસંગે પ્રસંગે છોડી દેવાં પડયાં અને કેટલીએ વસ્તુઓનાં વિસંવાદ પામતાં તાત્ત્વિક વર્ણનો શ્રુતધરો ઉપર છોડી દેવામાં આવ્યાં છે.[1]

### જૈન કર્મસાહિત્યના પ્રણેતાઓ

જૈન કર્મવાદવિષયક સાહિત્યના પ્રણેતાઓ શ્વેતાંબર અને દિગંબર એમ બે વિભાગમાં વહેંચાઈ જાય છે, તે છતાં કર્મવાદનું વ્યાખ્યાન અને વર્ણન તો

---

१ (क) "अकरणअणुइन्नाए अणुओगधरे पणिवयामि ॥१॥"

"करणं क्रिया, ताए विणा जा उवसामणा सा अकरणोवसामणा ...... ताते अणुओगो वोच्छिन्नो तो तं अजाणंतो आयरिओ जाणंतस्स नमोक्कारं करेति।"

कर्मप्रकृतिचूर्णि--उपशमनाकरणे ॥

"अकरणकृतोपशमनाया नामधेयद्वयम्, तद्यथा-अकरणोपशमना, अनुदीर्णोपशमना च। तस्याश्च सम्प्रत्यनुयोगो व्यवच्छिन्नः।" मलयगिरीया टीका ॥

(ख) "तत्र या करणरहिता तस्या व्याख्या नास्ति, तद्वेत्तृणामभावात्।"

पंचसंग्रह स्वोपज्ञटीका।

(ग) "जीवपदप्रतिबद्धानां स्वालापगणनादीनां द्वाराणां प्ररूपणा सम्प्रदायाभावाद् न क्रियते"

बृहत्कल्पसूत्रविभाग ४ पत्र १२११

(घ) "शेषाणि तु द्रव्यप्रमाणादीनि सप्तानुयोगद्वाराणि कर्मप्रकृतिप्राभृतादीन् ग्रन्थान् सम्यक् परिभाव्य वक्तव्यानि। ते च कर्मप्रकृतिप्राभृतादयो ग्रन्था न सम्प्रति वर्त्तन्ते इति लेशतोऽपि दर्शयितुं न शक्यन्ते। यस्त्वैदंयुगीनेऽपि श्रुते सम्यगत्यन्तमभियोगमास्थाय पूर्वापरौ परिभाव्य दर्शयितुं शक्नोति तेनावश्यं दर्शयितव्यानि। प्रज्ञोन्मेषो हि सतामद्यापि तीव्रतीव्रतरक्षयोपशमभावेनासीमो विजयमानो लक्ष्यते। अपि चान्यदपि यत् किञ्चिदिह क्षूणमापतितं तत् तेनापनीय तस्मिन् स्थानेऽन्यत् समीचीनमुपदेष्टव्यम्। सन्तो हि परोपकारकरणैकरसिका भवन्तीति ॥

**सप्ततिका गाथा ५३ मलयगिरीया टीका पत्र २४१**

એક જ રૂપમાં રહ્યું છે. એજ કારણ છે કે દરેક તાત્ત્વિક વિષયમાં બન્ને ય સંપ્રદાય સમાનતંત્રીય તરીકે ઓળખાય છે. એ સાહિત્યની વિશેષતાના વિષયમાં પણ ઉભય સંપ્રદાય સમાન દરજ્જામાં ઊભા છે. અલબત ગ્રંથકર્તાઓના ક્ષયોપશમાનુસાર ગ્રંથરચના અને વસ્તુવર્ણનમાં સુગમ–દુર્ગમતા, ન્યૂનાધિકતા કે વિશદાવિશદતા હશે અને હોઈ શકે, તે છતાં વાસ્તવિક રીતે જોતાં બન્નેય પૈકી કોઇનાય કર્મવાદ વિષયક સાહિત્યનું ગૌરવ ઓછું આંકી શકાય તેમ નથી. અવસરે અવસરે, જેમ દરેક વિષયમાં બને છે તેમ કર્મવાદવિષયક સાહિત્યમાં પણ ઉભય સંપ્રદાયે એક બીજાની વસ્તુ લીધી છે, વર્ણવી છે અને સરખાવી પણ છે. એજ પુરવાર કરે છે કે કર્મવાદવિષયક સાહિત્યમાં બન્નેય પૈકી એકેયનું ગૌરવ ઓછું નથી. બન્નેય સંપ્રદાયમાં કર્મવાદવિષયક નિષ્ણાત આચાર્યો એકસમાન દરજ્જાના થયા છે જેમના વક્તવ્યમાં ક્યાંય સ્ખલના ન આવે. કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ જેવા સમર્થ ગ્રંથો, તેનો વિષય અને તેનાં નામ આપવા વગેરે બાબતમાં પણ બન્નેય સંપ્રદાય એક કક્ષામાં ઊભા છે. શ્વેતાંબર સંપ્રદાયમાં ભગવાન્ શ્રીશિવશર્મસૂરિ, ચૂર્ણિકાર આચાર્ય, શ્રીચંદ્રર્ષિ મહત્તર, શ્રીમાન્ ગર્ગર્ષિ, નવાંગીવૃત્તિકાર આચાર્ય શ્રીઅભયદેવસૂરિ, શ્રીમુનિચંદ્રસૂરિ, મલધારી શ્રીહેમચંદ્રાચાર્ય, શ્રીચક્રેશ્વરસૂરિ, શ્રીમાન્ ધનેશ્વરાચાર્ય, ખરતર આચાર્ય શ્રીજિનવલ્લભસૂરિ, આચાર્ય શ્રીમલયગિરિ, શ્રીયશોદેવસૂરિ, શ્રીપરમાનંદસૂરિ, વૃહદ્ગચ્છીય શ્રીહરિભદ્રસૂરિ, શ્રીરામદેવ, તપા આચાર્ય શ્રીદેવેન્દ્રસૂરિ, શ્રીઉદયપ્રભ, શ્રીગુણરત્નસૂરિ, શ્રીમુનિશેખર, આગમિક શ્રીજયતિલકસૂરિ, ન્યાયવિશારદ ન્યાયાચાર્ય મહોપાધ્યાય શ્રીયશોવિજયજી વગેરે સંખ્યાબંધ મૌલિક તેમજ વ્યાખ્યાત્મક કર્મવાદવિષયક સાહિત્યના પ્રણેતા અને વ્યાખ્યાતા નિષ્ણાત આચાર્યો અને સ્થવિરો થઈ ગયા છે. એજ રીતે દિગંબર સંપ્રદાયમાં પણ ભગવાન્ શ્રીપુષ્પદન્તાચાર્ય, શ્રીભૂતબલિ આચાર્ય, શ્રીકુન્દકુન્દાચાર્ય, સ્વામી શ્રીસમન્તભદ્રાચાર્ય, શ્રીગુણધરાચાર્ય, શ્રીયતિવૃષભાચાર્ય, શ્રીવીરસેનાચાર્ય, શ્રીનેમિચંદ્ર સિદ્ધાન્તચક્રવર્ત્તી વગેરે કર્મવાદવિષયક સાહિત્યના પ્રણેતા અને વ્યાખ્યાતા પારંગત આચાર્યો, અને સ્થવિરો થયા છે. બન્નેય સંપ્રદાયના વિદ્વાન્ ગ્રંથકારોએ કર્મવાદવિષયક સાહિત્યને પ્રાકૃત–માગધી, સંસ્કૃત તેમજ લોકભાષામાં ઉતારવા એકસરખો પ્રયત્ન કર્યો છે. શ્વેતાંબર આચાર્યોએ કર્મપ્રકૃતિ, પંચસંગ્રહ, પ્રાચીન–અર્વાચીન કર્મગ્રંથો અને તેના ઉપર ચૂર્ણિ ભાષ્ય ટીકા અવચૂર્ણિ ટિપ્પનક, ટબાઓ આદિરૂપ વિશિષ્ટ કર્મસાહિત્યનું સર્જન કર્યું છે; જ્યારે દિગંબર આચાર્યોએ મહાકર્મપ્રકૃતિપ્રાભૃત, કષાયપ્રાભૃત, ગોમ્મટસાર, લબ્ધિસાર, ક્ષપણાસાર, પંચસંગ્રહ વગેરે શાસ્ત્રો અને તેના ઉપર માગધી–સંસ્કૃત હિન્દી આદિ ભાષામાં વ્યાખ્યાત્મક વિશાળ કર્મસાહિત્યની રચના કરી છે. [1]કર્મવાદવિષયક ઉપરોક્ત ઉભય

---

૧ શ્વેતાંબર–દિગંબર કર્મવાદવિષયક સાહિત્યનો પરિચય મેળવવા ઈચ્છનારે ભાવન-

સંપ્રદાયને લગતા સાહિત્યમાં અનેક પ્રકારની વિશેષતા હોઈ એક બીજા સંપ્રદાયના સાહિત્ય તરફ દુર્લક્ષ કરવું કે ઉપેક્ષા કરવી એ કર્મવાદવિષયક અપૂર્વ જ્ઞાનથી વંચિત રહેવા જેવી જ વાત છે. છેવટે ટૂંકમાં એટલું જ કહેવું બસ છે કે જૈનદર્શનમાન્ય કર્મવાદને પુષ્ટ બનાવવામાં ઉભય સંપ્રદાયે એકસરખો ફાળો આપ્યો છે.

**જૈન કર્મવાદસાહિત્યની વિશેષતા**

જૈનદર્શને કર્મવાદના વિષયમાં વિચાર કરતાં કર્મ શું વસ્તુ છે? જીવ અને કર્મનો સંયોગ કેવી રીતે થાય છે તેમજ એ સંયોગ ક્યારનો અને કયા રૂપમાં છે? કર્મનાં દલિક, તેની વર્ગણાઓ, તેના ભેદો, તથા તે કેવી રીતે બંધાય અને ઉદયમાં આવે છે? ઉદયમાં આવવા પહેલાં તેના ઉપર જીવદ્વારા શી શી ક્રિયાઓ થાય છે? કર્મોને આશ્રયીને જીવદ્વારા થતી વિવિધ ક્રિયાઓ જેને કરણ કહેવામાં આવે છે એ શું વસ્તુ છે અને તેના કેટલા પ્રકારો છે? કર્મના બંધ અને નિર્જરાનાં શા શા કારણો અને ઇલાજો છે? કર્મબંધ અને તેના ઉદયાદિને પરિણામે આત્માની કઈ કઈ શક્તિઓ આવૃત તેમજ વિકસિત થાય છે? કયા કારણસર કર્મોનો બંધ દઢ અને શિથિલ થાય છે? કર્મના બંધ અને નિર્જરાને લક્ષી જીવ કેવી કેવી વિશિષ્ટ ક્રિયાઓ કરે છે? કર્મના બંધ અને નિર્જરાનો આધાર શાના ઉપર છે? આત્માની આંતરીક શુભાશુભ ભાવના અને દેહજનિત બાહ્ય શુભાશુભ ક્રિયા કર્મબંધાદિકના વિષયમાં કેવો ભાગ ભજવે છે? શુભાશુભ કર્મો અને તેના રસની તીવ્ર–મંદતાને પરિણામે આત્મા કેવી કેવી સમવિષમ દશાઓનો અનુભવ કરે છે? વગેરે સંખ્યાતીત પ્રશ્નોનો વિચાર અને ઉકેલ કરેલ છે. આ ઉપરાંત અનાદિ કર્મપરિણામને પ્રતાપે આત્મા કેવી કેવી પરિસ્થિતિઓમાંથી પસાર થયો છે, થાય છે અને વિવધ ક્રિયાઓ કર્યે જાય છે એનું વાસ્તવિક અને વિશિષ્ટ વર્ણન જૈનદર્શને વર્ણવેલ કર્મવાદમાં જેટલા વિપુલ અને વિશદ રૂપમાં મળી આવશે એટલા સ્પષ્ટ રૂપમાં ભારતીય ઇતર દર્શનસાહિત્યમાં કયારે ય લભ્ય નથી. ભારતીય અન્ય દર્શનસાહિત્યમાં આત્માની વિકસિત દશાનું વર્ણન વિશદરૂપમાં મળી આવશે પણ અવિકસિત દશામાં એની શું સ્થિતિ હતી? કઈ કઈ પરિસ્થિતિઓ એણે વટાવી અને તેમાંથી તેનો વિકાસ કઈ વસ્તુના પાયા ઉપર થયો એ વસ્તુનું વર્ણન લગભગ ઘણાજ ઓછા પ્રમાણમાં મળી આવશે.

મહાન્ આચાર્ય શ્રીસિદ્ધર્ષિની ઉપમિતિભવપ્રપંચા કથા, મલધારી શ્રીહેમચંદ્રસૂરિની ભવભાવના, મંત્રી યશઃપાલનું મોહરાજપરાજય નાટક; મહોપાધ્યાય

---

ગર શ્રીજૈન આત્માનંદ સભા તરફથી બહાર પડેલ અને પૂજ્યપાદ ગુરૂદેવ શ્રીચતુરવિજયજી મહારાજે સંપાદિત કરેલ **सटीकाश्चत्वारः प्राचीनाः कर्मग्रन्थाः** ની પ્રસ્તાવના અને તપાગચ્છનાયક શ્રીદેવેન્દ્રસૂરિ વિરચિત **चत्वारः कर्मग्रन्थाः** માંના છઠ્ઠા પરિશિષ્ટને જોવાં.

શ્રીયશોવિજયજીની વૈરાગ્યકલ્પલતા વગેરે–જૈનદર્શનના કર્મવાદને અતિબારીકાઈથી રજૂ કરતી–કૃતિઓનું નિર્માણ અને એ કૃતિઓ આજે ભારતીય સાહિત્યમાં અજોડ સ્થાન શોભાવી રહી છે એ, જૈનદર્શનના કર્મવાદને જ આભારી છે.

પ્રસંગોચિત આટલું જણાવ્યા પછી હવે મૂળ વિષય તરફ આવીએ. મૂળ વિષય પંચસંગ્રહ મહાશાસ્ત્રનો ગૂજરાતી અનુવાદ છે. એ અનુવાદને અંગે કાંઈ પણ કહેવા પહેલાં પંચસંગ્રહ શું વસ્તુ છે અને તેને લગતું શું શું વિશિષ્ટ સાહિત્ય આજે લભ્ય છે ઇત્યાદિ જાણવું–જણાવવું અતિ આવશ્યક હોઈ શરૂઆતમાં આપણે એજ જોઈએ.

**પંચસંગ્રહ અને તેને લગતું સાહિત્ય**

પંચસંગ્રહ એ કર્મવાદનિષ્ણાત આચાર્ય શ્રીચંદ્રર્ષિમહત્તર વિરચિત કર્મ-સાહિત્યવિષયક પ્રાસાદભૂત મહાન્ ગ્રંથ છે. એમાં આચાર્યશ્રીએ જણાવ્યા પ્રમાણે શતક આદિ પાંચ ગ્રંથોનો સંક્ષેપથી સમાવેશ હોઈ અથવા એમાં પાંચ દ્વારોનું વર્ણન હોઈ એને પંચસંગ્રહ એ નામથી ઓળખાવવામાં આવ્યો છે. ગ્રંથકારે મૂળ ગ્રંથમાં પાંચ દ્વારોનાં નામો આપ્યાં છે પણ શતક આદિ પાંચ ગ્રંથો કયા એ મૂળમાં કે સ્વોપજ્ઞ ટીકામાં કયાંય જણાવ્યું નથી. છતાં આચાર્ય શ્રીમલયગિરિએ આ ગ્રંથની [1]ટીકામાં જણાવ્યું છે તે મુજબ આ ગ્રંથમાં આચાર્યે ૧ શતક ૨ સપ્તતિકા ૩ કષાયપ્રાભૃત ૪ સત્કર્મ અને ૫ કર્મપ્રકૃતિ આ પાંચ ગ્રંથોનો સંગ્રહ કર્યો છે. આ પાંચ ગ્રંથો પૈકી સપ્તતિકા અને કર્મપ્રકૃતિ એ બે ગ્રંથો આમાં સ્પષ્ટ રીતે જોવામાં આવે છે, પણ બાકીના ત્રણ ગ્રંથોનો આચાર્યે કેવી રીતે સમાવેશ કર્યો છે એ સ્પષ્ટ રીતે સમજવું ઘણું કઠિન છે. ખાસ કરી આજે જે બે ગ્રંથો આપણને મળતા નથી એવા સત્કર્મ અને કષાયપ્રાભૃતનો સમાવેશ આચાર્યે કયે ઠેકાણે અને કેવી રીતે કર્યો છે એ સમજવાનું કે કલ્પના કરવાનું કામ તો અત્યારે આપણા માટે અશક્યજ છે. આ સ્થિતિમાં આપણે એટલું અનુમાન કરી શકીએ કે કર્મપ્રકૃતિ અને સપ્તતિકા એ બે ગ્રંથોના વિષયો અતિ સ્વતંત્ર હોઈ આચાર્યે એ બે ગ્રંથોને સ્વતંત્ર રીતે આમાં સંગ્રહ્યા છે અને બાકીના ત્રણ ગ્રંથોનો વિષય પરસ્પર સંમિલિત થઈ જતો હોઈ તે ગ્રંથોને સંમિલિત રૂપે સંગ્રહ્યા હશે.

ભગવાન્ શ્રીચંદ્રર્ષિ મહત્તરે પ્રસ્તુત ગ્રંથમાં શતક આદિ જે પાંચ ગ્રંથોનો સંગ્રહ કર્યો છે તે પૈકી એક પણ ગ્રંથના નામનો સાક્ષિ તરીકે સ્વોપજ્ઞ ટીકામાં કયાંય ઉલ્લેખ કર્યો નથી. પરંતુ આચાર્ય શ્રીમલયગિરિની ટીકામાં કષાયપ્રાભૃત સિવાયના ચાર ગ્રંથોનો પ્રમાણ તરીકે અનેક ઠેકાણે ઉલ્લેખ થએલો જોવામાં આવે છે. સત્કર્મનો ઉલ્લેખ તેમણે બે ઠેકાણે કર્યો છે પણ તે એકજ રૂપ હોઇ

---

૧ " पञ्चानां शतक–सप्ततिका–कषायप्राभृत–सत्कर्म–कर्मप्रकृतिलक्षणानां ग्रन्थानाम् । "
पंचसंग्रह गाथा १ टीका ॥

२ ये पुनः सत्कर्माभिधग्रन्थकारादयस्ते क्षपकक्षीणमोहान् व्यतिरिच्य शेषाणामेव निद्राद्विक-

ખરી રીતે એ એકજ ગણી શકાય. શતક, સપ્તતિકા અને કર્મપ્રકૃતિ એ ત્રણ ગ્રંથો અત્યારે અતિપ્રચલિત છે પણ સત્કર્મ અને કષાયપ્રાભૃત એ બે ગ્રંથો અત્યારે અલભ્ય હોઈ એ વિષે આપણે ખાસ કશું જાણી કે કહી શકતા નથી.

આ ઠેકાણે આપણે એટલું કહી શકીએ કે-આચાર્ય શ્રીમલયગિરિ સમક્ષ સત્કર્મ શાસ્ત્ર વિદ્યમાન હતું પરંતુ કષાયપ્રાભૃત ગ્રંથ તો તેમને આપણી જેમ લભ્ય ન હોતોજ. નહિ તો તેઓ આ ગ્રંથનો ઉલ્લેખ કોઈને કોઈ ઠેકાણે કર્યા સિવાય રહેત નહિ.

આચાર્ય શ્રીચંદ્રર્ષિ મહત્તરે પંચસંગ્રહ ગ્રંથમાં જે પાંચ ગ્રંથોનો સંગ્રહ કર્યો છે તે પૈકી શતક, સપ્તતિકા અને કર્મપ્રકૃતિ એ મૌલિક ગ્રંથો શ્વેતાંબરાચાર્યકૃતજ છે એ વસ્તુ અત્યારે મળતા આ ત્રણ ગ્રંથો સાથે પંચસંગ્રહમાં સંગૃહીત વિષયની સરખામણી કરતાં નિર્વિવાદ રીતે સમજી શકાય છે. ફક્ત સત્કર્મ અને કષાયપ્રાભૃત એ બે શાસ્ત્ર, જે અત્યારે શ્વેતાંબર સંપ્રદાયમાં લભ્ય ન હોઈ દિગંબર સંપ્રદાયમાં લભ્ય હોવાનું માનવામાં આવે છે, એટલે આચાર્ય શ્રીચંદ્રર્ષિએ સંગૃહીત સત્કર્મ અને કષાયપ્રાભૃત ગ્રંથો દિગંબરમાન્ય ગ્રંથો હશે કે શ્વેતાંબરમાન્ય સ્વતંત્ર ગ્રંથો હશે એ શંકા સ્વાભાવિક રીતેજ ઉપસ્થિત થયા સિવાય રહી શકતી નથી. આનું સમાધાન સ્પષ્ટરૂપે કરવું ધારી લઈએ તેટલું સરળ ભલે ન હોય, તે છતાં એટલી વાત તો નિર્વિવાદ છે કે પ્રસ્તુત પંચસંગ્રહ શાસ્ત્રમાં શ્વેતાંબરાચાર્યકૃત પ્રકરણોના સંગ્રહનોજ સંભવ અધિક સંગત તેમજ ઔચિત્યપૂર્ણ છે.

અહીં એક વસ્તુ સ્પષ્ટ કરી દેવી યોગ્ય છે કે 'કષાયપ્રાભૃત એ નામ પ્રાભૃતશબ્દાન્ત હોઈ સમયપ્રાભૃત ષટ્પ્રાભૃત વગેરે પ્રાભૃતાન્ત ગ્રંથો દિગંબર સંપ્રદાયના હોઈ કષાયપ્રાભૃત ગ્રંથ પણ દિગંબરાચાર્યકૃત હોવો જોઈએ.' એમ કોઈને લાગે; આ સામે એટલું કહેવુંજ બસ છે કે-શ્વેતાંબરમાન્ય ગ્રંથરાશિમાં સિદ્ધપાહુડ-સિદ્ધપ્રાભૃત કર્મપ્રાભૃત વગેરે ગ્રંથો સુપ્રસિદ્ધ છે એ રીતે શ્વેતાંબર સંપ્રદાયમાં કષાયપ્રાભૃત ગ્રંથ હોવામાં બાધક થવાને કશુંજ કારણ નથી. પંચસંગ્રહ વગેરેની જેમ સમાનનામના અને સમાનવિષયના ગ્રંથો આજે પણ લભ્ય છે.

પંચસંગ્રહ ઉપર સ્વોપજ્ઞ અને આચાર્ય શ્રીમલયગિરિસૂરિકૃત એમ બે સમર્થ ટીકાઓ મળે છે; જે અનુક્રમે દશહજાર અને અઢાર હજાર શ્લોકપ્રમાણ છે. આ બન્નેય ટીકાઓ એકી સાથે અતિવ્યવસ્થિતરૂપમાં "મુક્તાબાઈ જૈન જ્ઞાનમંદિર ડભોઈ" તરફથી પ્રસિદ્ધ થઇ ચૂકેલ છે. તેમજ શ્રેષ્ઠિવર્ય દેવચંદ લાલભાઈ વગેરે તરફથી આ ટીકાઓ છૂટી છૂટી પણ પ્રકાશિત થઈ ચૂકેલ છે. આ ઉપરાંત ખંભાતના શાંતિનાથના તાડપત્રીય જૈન જ્ઞાનભંડારમાં વા(રા ?)મદેવ

स्योदयमिच्छन्ति । तथा च तद्ग्रन्थः—"निद्दादुगस्स उदओ, खीण[ग]खवगे परिच्चज्ज ।" तन्मतेनोदीरणाऽपि इत्यादि ॥ मुद्रा० आवृत्ति पत्र ११६ ।

तदुक्तं सत्कर्मग्रन्थे–"निद्दादुगस्स उदओ, खीणगखवगे परिच्चज्ज ।" पत्र २२७ ॥

કૃત ૨૫૦૦ શ્લોક પ્રમાણ દીપક નામની ટીકા હોવાની નોંધ મળે છે, પરંતુ આ ટીકા મારા જોવામાં હજુ સુધી આવી નથી. આ દીપક ગમે તેવો હોય તે છતાં કહેવું જોઇએ કે સ્વોપજ્ઞ ટીકા અને મલયગિરિકૃત ટીકાની કક્ષાથી એ હેઠળજ હશે અથવા આ ટીકાઓને અનુસરીને જ એ સંક્ષિપ્ત કૃતિ બની હશે.

**પંચસંગ્રહકારનો સમય**

પંચસંગ્રહકાર આચાર્ય કયા સમયમાં થયા હશે અથવા તેઓશ્રી કઈ શાખાના હશે ઇત્યાદિ વિષે કશોય સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંય જોવામાં આવતો નથી. ફક્ત સ્વોપજ્ઞ ટીકાના અંતની પ્રશસ્તિમાં પોતે પાર્શ્વર્ષિના શિષ્ય છે એટલું જ જણાવ્યું છે. એટલે પંચસંગ્રહકાર ભગવાન્ શ્રીચંદ્રર્ષિ શ્રીપાર્શ્વર્ષિના શિષ્ય હતા એથી વિશેષ આપણે એમને વિષે બીજું કશુંજ સ્પષ્ટરૂપમાં જાણી શકતા નથી. તેઓશ્રી મહત્તરપદ વિભૂષિત હતા કે કેમ એ વિષેનો ઉલ્લેખ પણ તેમની કૃતિમાં મળતો નથી. સ્વોપજ્ઞ ટીકામાં પોતા માટે **'चन्द्रर्षिणा' चन्द्रर्ष्यभिधानेन साधुना** એટલોજ ઉલ્લેખ છે; તેમજ આચાર્ય શ્રીમલયગિરિએ પણ **मया चन्द्रर्षिनाम्ना साधुना** એટલોજ ઉલ્લેખ કર્યો છે. આમ હોવાથી પંચસંગ્રહકાર આચાર્ય મહત્તરપદ વિભૂષિત હતા એ માટે બીજા સામાન્ય રીતે ચાલુ ઉલ્લેખનો જ આધાર આપણે રાખી શકીએ.

આચાર્ય શ્રીચંદ્રર્ષિના સત્તાસમયવિષે એટલું જ અનુમાન કરી શકાય કે–ગર્ગર્ષિ સિદ્ધર્ષિ પાર્શ્વર્ષિ ચંદ્રર્ષિ આદિ ઋષિશબ્દાન્ત નામો મોટે ભાગે નવમી દશમી શતાબ્દિમાં વધારે પ્રચલિત હતાં. એટલે પંચસંગ્રહકાર આચાર્ય શ્રીચંદ્રર્ષિ મહત્તર નવમા દશમા સૈકામાં થઇ ગએલા હોવા જોઈએ. એ જમાનામાં મહત્તરપદ પણ ચાલુ હતું એટલે ચંદ્રર્ષિ મહત્તરના ઉપર જણાવેલ સત્તાસમય માટે ખાસ કોઈ બાધ આવતો નથી. ઉપમિતિભવપ્રપંચા કથાના પ્રણેતા આચાર્ય શ્રીસિદ્ધર્ષિના ગુરૂ ગર્ગર્ષિના પ્રગુરૂ દેલ્લ[1]મહત્તર મહત્તરપદવિભૂષિત હતા.

**ચંદ્રર્ષિમહત્તરની અન્ય કૃતિઓ**

ભગવાન્ શ્રીચંદ્રર્ષિમહત્તરકૃત ગ્રંથોમાં પંચસંગ્રહ અને તેના ઉપરની સ્વોપજ્ઞટીકા સિવાય તેમની બીજી કોઈ કૃતિ હજુ સુધી જોવામાં નથી આવી. સિત્તરિ સપ્તતિકા કર્મગ્રંથ તેમની કૃતિ તરીકે પ્રચલિત છે; પરંતુ એ માન્યતા ભૂલ ભરેલી છે એ મેં શ્રીજૈન આત્માનંદ સભા ભાવનગર તરફથી પ્રસિદ્ધ થએલ કર્મગ્રંથના બીજા વિભાગની મારી પ્રસ્તાવનામાં સ્પષ્ટ રીતે સાબિત કર્યું છે. આ ઉપરાંત સિત્તરિકર્મગ્રંથ ઉપરની પ્રાકૃત વૃત્તિ–ચૂર્ણિ તેમની કૃતિ હોવાનું માનવામાં આવે છે; પરંતુ સિત્તરિચૂર્ણિની અર્વાચીન પ્રતિના અંતમાં તેવો કશો ઉલ્લેખ મળતો નથી, અને પ્રાચીન તાડપત્રીય પ્રતિઓ જે મારા જોવામાં એ

---

૧ अभूद् भूतहितो धीरस्ततो देल्लमहत्तरः। ज्योतिर्निमित्तशास्त्रज्ञः प्रसिद्धो देशविस्तरे ॥
उपमितिभवप्रपंचाकथाप्रशस्ति ॥

ત્રણ આવી તે અંતમાંથી ખંડિત થઈ ગએલી હોઈ એ વિષે ચોક્કસપણે કશું જ કહી શકાય તેમ નથી.

**પંચસંગ્રહનો અનુવાદ**

આજે કર્મવાદવિષયના રસિકો સમક્ષ જે પંચસંગ્રહ મહાશાસ્ત્રનો સંપૂર્ણ ગૂજરાતી અનુવાદ રજૂ કરવામાં આવે છે એ રચના શ્રાદ્ધવર્ય માસ્તર હીરાચંદ દેવચંદની છે. પંચસંગ્રહ જેવા પ્રાસાદભૂત ગ્રંથનો સરળ અને વિશદ રીતે લોક માનસમાં ઉતરે એવો ગૂજરાતી ભાષામાં અનુવાદ કરવો એ કામ કોઈ પણ વિદ્વાન્ માની લે તેટલું સરળ કે સુખસાધ્ય નથી એક સાધારણમાં સાધારણ ગ્રંથને લોકભાષામાં ઉતારવા માટે કેટલોય પરિશ્રમ કરવો પડે છે, તો કર્મસાહિત્ય જેવા ગહન અને ગંભીર વિષયના પ્રાસાદભૂત મહાશાસ્ત્રને લોકભાષામાં ઉતારવા માટે એ વિષયનું કેટલું ઊંડું જ્ઞાન અને ચિંતન હોવાં જોઈએ એ સહજે સમજી શકાય તેવી વસ્તુ છે. ભાઈશ્રી હીરાચંદભાઈએ પંચસંગ્રહનો અનુવાદ કરવા ઉપરાંત અનેક સ્થળે વિષયને સ્પષ્ટ કરવા માટે વિશિષ્ટ ટિપ્પણીઓ કરી એના ગૌરવમાં ખૂબ જ ઉમેરો કર્યો છે.

અહીં એક ખાસ મુદ્દાની વસ્તુ દરેકના ધ્યાનમાં રહેવી જરૂરી છે કે માસ્તર હીરાચંદભાઇ એ જૈન સમાજનું અણમોલું રત્ન છે. આજે જૈનસમાજમાં કર્મ સાહિત્યમાં ઉંડો રસ, અભ્યાસ અને ચિંતન ધરાવનાર જે ગણી ગાંઠી વિશિષ્ટ વ્યક્તિઓ છે તેમાં હીરાભાઈનું સ્થાન વિશિષ્ટ છે. એટલે એમણે કરેલો આ અનુવાદ કેટલો વિશિષ્ટ છે એનો ઉત્તર સ્વાભાવિક રીતેજ મળી રહે છે.

ભાઈ શ્રીહીરાચંદભાઈએ આવા પ્રાસાદભૂત ગ્રંથનો ગૂજરાતી અનુવાદ કરી માત્ર જૈન સાહિત્ય અને જૈન સમાજની જ સેવા નથી કરી પણ એક વિશિ-ષ્ટમાં વિશિષ્ટ તાત્ત્વિક કૃતિ અર્પણ કરી ગૂર્જરગિરા અને ગૂજરાતી સાહિત્યને પણ સમૃદ્ધ કર્યાં છે. તેમની આ કૃતિ તેમના કર્મસાહિત્યવિષયક અગાધ જ્ઞાન સાથે ચિરંજીવ રહી જશે.

પંચસંગ્રહ ગ્રંથમાં શાસ્ત્રકારે જે ગૌરવપૂર્ણ વિષયો ચર્ચ્યા છે તેનો પરિચય વાચકો ગ્રંથની શરૂઆતમાં આપેલી વિષયાનુક્રમણિકા જોઈને જ કરી લે એ વધારે યોગ્ય છે.

અંતમાં, જૈન પ્રજા, આજ કાલ ગૂજરાતી ભાષામાં ઉતારાતા તાત્ત્વિક જૈન સાહિત્યમાં દિનપ્રતિદિન વધારે ને વધારે રસ લેનારી અને જ્ઞાન–ચારિત્રસમૃદ્ધ થાઓ એટલું ઇચ્છી વિરમું છું.

લી. પ્રવર્તક શ્રી ૧૦૦૮ શ્રી કાન્તિવિજયજી શિષ્ય
આત્માનંદ જૈન ગ્રંથરત્નમાલાના આદ્ય સંપાદક
મહારાજ શ્રી ચતુરવિજયજી ચરણ સેવક
મુનિ પુણ્યવિજય

# વિષયાનુક્રમ

—:*:—

**સંક્રમકરણ**

## સપ્તતિકા સંગ્રહ

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૨૬ | हाइ | होइ |
| ૨ | ૨૯ | आकषायि | अकषायि |
| ૪ | ૫ | કરણુમાં | કારણુમાં |
| ૪ | ૨૮ | असख | असंख |
| ૫ | ૧૬ | યાય છે | થાય છે |
| ૭ | ૩ | –સ્વભાજ | –સ્વભાવજ |
| ૯ | ૧૦ | આકાશ છે | આકાશ પ્રદેશ છે |
| ૧૧ | ૭ | –संख्ये | संख्येय |
| ૧૮ | ૨૬ | પુદ્ગલ્લોનો | પુદ્ગલ્લોનો તેવો |
| ૨૫ | ૧૬ | પરમા ઓ | પરમાણુઓ |
| ૨૫ | ૨૬ | જઘન્યયોગ્ય | જઘન્યયોગ |
| ૨૮ | ૧૯ | उजेष्ठा | ज्येष्ठा |
| ૨૮ | ૨૨ | ભાગવડે | ભાગવડે યુક્ત થતા |
| ૩૧ | ૨૯ | અને | અને તે |
| ૪૫ | ૨૫ | આરંભી | આરંભી અહિં સુધી |
| ૫૯ | ૬ | ष | षट् |
| ૬૫ | ૨૫ | કેટલાક | કેટલાક સંસ્થાનોમાં |
| ૬૭ | ૧ | સર્વજીન | સર્વજીવ |
| ૭૧ | ૨૩ | प्रन्नवणया | पन्नवणया |
| ૭૧ | ૨૪ | श्चत्वर | श्चत्वारः |
| ૭૭ | ૬ | स्तोकन्य | स्तोकान्यन– |
| ૭૭ | ૧ | કંડક | કંડક અને |
| ૭૭ | ૧૫ | સંખ્યેયભાદ્ધ | સંખ્યેયભાગવૃદ્ધ |
| ૮૦ | ૨૪ | સ્થારયોગ્ય | સ્થાવરયોગ્ય |
| ૮૧ | ૧૫ | दा– | दो |
| ૮૨ | ૧૮ | યવમધ્યણાં | યવમધ્યમાં |
| ૮૫ | ૨૮ | दुपरितानि | दुपरितनानि |
| ૯૩ | ૧૯ | –गुणणाण | गुणणाए |
| ૯૫ | ૧૪ | આતતનામ | આતપનામ |
| ૯૬ | ૧૦ | કરે છે | કહે છે |
| ૯૯ | ૧૫ | અધ્યવ– | અધ્યવસાયો |
| ૧૦૩ | ૧૩ | ટીકાથાં | ટીકામાં |
| ૧૦૭ | ૮ | સમયોની | સમયોન |
| ૧૦૯ | ૨૫ | કંડકના | કંડકમાંના |
| ૧૧૧ | ૯ | –स्थानाम् | स्थानानाम् |
| ૧૧૮ | ૧૯ | પંદરમું | પાંચમું |
| ૧૩૪ | ૮ | યવમય્ય | યવમધ્ય |
| ૧૩૫ | ૨૩ | સાગરો– | સાગરોપમ |
| ૧૪૩ | ૧૬ | भिश्रस्य | मिश्रस्य |
| ૧૪૩ | ૨૩ | क्रपे | रूपे |
| ૧૪૭ | ૧૧ | કે | કે ત્યાં |
| ૧૪૮ | ૨૧ | तद्– | पतद्– |
| ૧૫૨ | ૧૫ | પતદ્ગ્ર– | પતદ્ગ્રહ |
| ૧૫૪ | ૧૮ | તેને | તેનો |
| ૧૭૧ | ૨૨ | ચાદ | ચૌદ |
| ૧૭૪ | ૩ | द्व | द्वे |
| ૧૮૪ | ૩૦ | અ– | અને |
| ૨૧૨ | ૩૧ | પ્રકૃતિન | પ્રકૃતિના |
| ૨૨૨ | ૨૨ | બાદ | બાદ– |
| ૨૨૯ | ૧૦ | મિથ્યાત્વને | મિથ્યાત્વીને |
| ૨૪૨ | ૨૪ | સ્થસ્થાન | સ્વસ્થાન |
| ૨૪૯ | ૨૪ | નીચગોક્ષ | નીચગોત્ર |
| ૨૭૪ | ૧૧ | વછી | પછી |
| ૨૭૫ | ૭ | –ध्वैर्गो– | –च्चैर्गो– |
| ૨૭૫ | ૮ | तेऊ | तेजः |
| ૨૮૪ | ૧૮ | આપવર્ત્તના | અપવર્ત્તના |
| ૨૮૪ | ૨૧ | વેલા | વહેલા |
| ૨૮૫ | ૧ | બંધાવધિકા | બંધાવલિકા |
| ૨૮૮ | ૩૧ | થાય ને | થાય તે |
| ૨૮૯ | ૭ | નિક્ષેપના | નિક્ષેપની |
| ૨૯૪ | ૧૮ | આવાલિકા | આવલિકા |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૪ | ૨૩ | અસંખ્યાતામા | અસંખ્યાતમા |
| ૨૯૪ | ૨૬ | અસંખ્યાત | અસંખ્યાતમા |
| ૨૯૫ | ૭ | દ્વિચમ | દ્વિચરમ |
| ૩૦૫ | ૪ | સ્વથાને | સ્વસ્થાને |
| ૩૦૬ | ૨૦ | ઉત્પત્ત્યર્યમાન | ઉદ્વર્ત્યમાન |
| ૩-૮ | ૬ | –लापने | - लापेन |
| ૩૦૯ | ૨૮ | અમે | અને |
| ૩૧૧ | ૧ | બાથે | સાથે |
| ૩૧૨ | ૭ | ભેકનું | ભેદનું |
| ૩૧૭ | ૧૨ | શરીસ્થ | શરીરસ્થ |
| ૩૨૩ | ૩૦ | उदीरति | उदीरंति |
| ૩૨૫ | ૫ | –શરી | –શરીરી |
| ૩૩૧ | ૨ | –માત્ર | –માત્ર થતી |
| ૩૩૧ | ૪ | ભવ્ય | ભવ્યને |
| ૩૪૬ | ૨૧ | मिश्रोदयान्ते | मिश्रस्य उदयान्ते |
| ૩૭૨ | ૩૦ | શરીરને | શરીરીને |
| ૪૪૪ | ૩૨ | અંતર્મુહૂર્ત્તે | અંતર્મુહૂર્ત્ત |
| ૪૪૫ | ૨૬ | એટલે જેટલાની અંતરકરણ ક્રિયા શરૂ કરી છે, તેની | એટલે અંતરકરણ ક્રિયા વેલી મોડી થતી હોવાથી |
| ૪૪૮ | ૨૧ | संखेसो | संखंसो |
| ૪૬૧ | ૨૭ | યંત | પર્યંત |
| ૪૭૦ | ૩૨ | તેમ | તેમ વિશેષે |
| ૪૭૭ | ૧૩ | ભેદોએ | ભેદો એ |
| ૪૯૪ | ૧૬ | કહેલ | રહેલ |
| ૪૯૭ | ૨૦ | તેમાં | તેમાં ત્રીજા |
| ૫૧૦ | ૩૧ | ઉદય | બંધ |
| ૫૩૬ | ૪ | મોહનીયકર્ | મોહનીયકર્મ |
| ૫૪૩ | ૨૪ | સંખ્યવા | સંખ્યાત |
| ૫૪૩ | ૨૨ | તીર્યંમો | તીર્યંચો |
| ૫૪૩ | ૨૭ | હોય તે | હોય છે. |
| ૫૪૩ | ૩૦ | ચોવીસી | ચોવીસનું |
| ૫૬૩ | ૪ | दूअर– | दूसर– |
| ૫૭૮ | ૮ | દેશવિરત | દેશવિરત[1] |
| ૬૦૭ | ૯ | અધ્રુ– | અધ્રુવ |
| ૬૦૭ | ૧૯ | ત્રણ | ત્રણ કુલ |
| ૬૧૬ | ૨૧ | મિથ્યાદષ્ટિ | મિથ્યાદષ્ટિ[2] |
| ૬૨૪ | ૨૫ | હેય | હોય |
| ૬૩૧ | ૩૨ | ઉદયે બ | ઉદયે બાર |
| ૬૫૬ | ૨૬ | કોઈ | કોઈ |
| ૬૫૯ | ૩૩ | ત્તાસ્થાન | સત્તાસ્થાન |
| ૬૭૦ | ૬ | ચુમ્માલીમ | ચુમ્માલીસ |
| ૬૮૦ | ૧૩ | हाति भगया | होंति भंगया |

બસો સાઠમા પાનાનું પહેલુ ટીપ્પણુ બસે ઓગણસાઠમાં પાનાનું છે.

પહેલા ભાગના પૃષ્ઠ ૫૬માંની ૨૮મી લાઈનમાં "કોઈ ત્રીજેથી પડી પહેલે" આ પ્રમાણે લખેલું છે. પરંતુ ઉપશમશ્રેણિના ઉપશમસમ્યક્‌ત્વથી પડી કોઇ આત્મા ત્રીજે ગુણુસ્થાનકે જતા નથી. પરંતુ ચોથાથી પડી બીજે ગુણસ્થાનકે થઈ પહેલે ગુણસ્થાનકે જઈ શકે છે. આ બાબતમાં પાંચમા કર્મગ્રંથમાં ગુણસ્થાનકોનું અંતર બતાવતા આ પ્રમાણે લખ્યું છે. **"श्रेणिप्रतिपतितस्य च मिश्रगमनाभावात् तयोर्वर्जनमुक्तम्"** માટે તે સુધારીને વાંચવું.

**उदयेच्चिय अविरुद्धो खाओवसमो अणेगभेओत्ति ।**
**जइ भवइ तिण्ह पसो पएसउदयंमि मोहस्स ॥२८॥**

**उदये एवाविरुद्धः क्षायोपशमिकोऽनेकभेद इति ।**
**यदि भवति त्रयाणामेष प्रदेशोदये मोहस्य ॥२८॥**

પહેલા ભાગના ત્રીજા દ્વારમાં આ ગાથાને ૨૮મી ગણવી.

नमोत्थुणं समणस्स भगवओ महावीरस्स ।

શ્રીમાન્ ચન્દ્રર્ષિમહત્તરાચાર્ય વિરચિત




( કર્મપ્રકૃતિવિભાગ )

શ્રીમદાચાર્ય મલયગિરિ વિરચિત ટીકાના અનુવાદ સહિત

ટીકાકારકૃત મંગલ—

યોગોપયોગ માર્ગણા આદિ પાંચ દ્વારનું સંપૂર્ણ સ્વરૂપ કહ્યા પછી હવે કર્મપ્રકૃતિ સંગ્રહનું સ્વરૂપ કહે છે. કર્મપ્રકૃતિ એ અન્ય શાસ્ત્રજ છે અને બહુ વિશાળ છે. તેથી મારા જેવા અલ્પબુદ્ધિવાળા પોતાની બુદ્ધિના પ્રભાવથી તેનો સંગ્રહ કરવા સમર્થ થઇ શકતા નથી, પરન્તુ કર્મપ્રકૃતિપ્રાભૃતાદિ શાસ્રાર્થોના પારગામિ વિશિષ્ટ શ્રુતધરોના ઉપદેશની પરંપરાથી મારા જેવા સંગ્રહ કરવા સમર્થ થાય છે. તેથી તે મહાપુરૂષોને અવશ્ય નમસ્કાર કરવો જોઇએ માટે તેઓને નમસ્કાર કરે છે, અને પૂર્વના ગ્રંથ સાથે વક્ષ્યમાણ ગ્રંથના સંબંધનું પ્રતિપાદન કરે છે—

**नमिऊण सुयहराणं वोच्छं करणाणि बंधणाईणि ।**
**संकमकरणं बहुसो अइदिसियं उदय संते जं ॥१॥**

**नत्वा श्रुतधरेभ्यः वक्ष्ये करणानि बंधनादीनि ।**
**संक्रमकरणं बहुशोऽतिदिष्टमुदये सत्तायां यत् ॥ १ ॥**

અર્થ—શ્રતધરોને નમસ્કાર કરીને બંધનાદિ કરણોના સ્વરૂપને હું કહીશ. કારણ કે ઉદય અને સત્તાના વિચારમાં ઘણીવાર સંક્રમકરણનો અતિદેશ કર્યો છે—બતાવેલું છે.

ટીકાનુ૦—સંપૂર્ણ શ્રુતસમુદ્રના પારગામી શ્રુતધરોને નમસ્કાર કરીને વીર્ય વિશેષરૂપ બંધન, સંક્રમણ, ઉદ્વર્ત્તના, અપવર્ત્તના ઉદીરણા, ઉપશમના, નિદ્ધત્તિ અને નિકાચના કરણોનું સ્વરૂપ કહીશ. હવે એ આઠ કરણોનો અર્થ કહે છે—જે વીર્ય વિશેષે આઠે પ્રકારના કર્મોનો બંધ થાય તે બન્ધનકરણ. જે વીર્ય વ્યાપાર

દ્વારા અન્ય કર્મ સ્વરૂપે રહેલ પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશો અન્ય સ્વરૂપે થાય તે સંક્રમણકરણ. ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના સંક્રમકરણનાજ ભેદ છે. તે બંનેનો વિષય સ્થિતિ અને રસ છે. તેમાં જે પ્રયત્ન દ્વારા સ્થિતિ અને રસ વૃદ્ધિ પામે તે ઉદ્વર્ત્તના, અને જે વીર્યવ્યાપાર વડે સ્થિતિ અને રસ ઓછા થાય તે અપવત્તના. તથા જે કર્મદલિકો ઉદય પ્રાપ્ત નથી એટલે કે જે દલિકો ફળ આપવા સન્મુખ થયા નથી તે કર્મદલિકોને જે પ્રયત્નદ્વારા ઉદયાવલિકામાં પ્રવેશ કરાવિ ફળ સન્મુખ કરવા તે ઉદીરણાકરણ. જે વીર્યવ્યાપાર વડે કર્મોને ઉપશમાવે· શાંત કરે એટલે કે ઉદય ઉદીરણા નિદ્ધતિ અને નિકાચના કરણોને અયોગ્ય કરે તે ઉપશમના. જે પ્રયત્નથી કર્મદલિકોને ઉદ્વર્ત્તના અપવર્ત્તના સિવાય શેષ કરણોને અયોગ્ય કરે એટલે કે કર્મોને એવી સ્થિતિમાં મૂકે કે ઉક્ત બે કરણ વિના અન્ય કરણો પવર્ત્તે નહિ તે નિદ્ધત્તિ. જે પ્રયત્ન વડે કર્મોને એવી સ્થિતિમાં મૂકે કે જેની અંદર કોઇપણ કરણ પ્રવર્ત્તે નહિ જેઓના ફળને અવશ્ય અનુભવે–ભોગવે તે નિકાચના. આ પ્રમાણે સંક્ષેપમાં આઠ કરણનું સ્વરૂપ કહ્યું. અહિં કોઇ શંકા કરે કે પ્રસંગ સિવાય બન્ધનાદિ કરણોનું સ્વરૂપ શા માટે કહેવામાં આવે છે ? ગ્રન્થકારે તો ગ્રન્થની શરૂઆતમાં પાંચ દ્વારનુંજ સ્વરૂપ કહેવાની પ્રતિજ્ઞા કરી છે, શા માટે આઠ કરણનું સ્વરૂપ કહેવામાં આવે છે ? તેના ઉત્તરમાં કહે છે કે એ શંકા અયોગ્ય છે. કારણ કે સંક્રમકરણના નામનો નિર્દેશ પહેલા ઘણા સ્થળે ઉદયાધિકાર અને સત્તાધિકારમાં કર્યો છે, જેના નામનો નિર્દેશ કર્યો હોય તેનું સ્વરૂપ પણ અવશ્ય કહેવું જોઇએ, જો ન કહેવામાં આવે તો તેને સમજી ન શકાય માટે સંક્રમકરણના સ્વરૂપનું અને તેના સાહચર્યથી અન્યકરણોના સ્વરૂપનું પણ પ્રતિપાદન કરે છે. ૧

કરણ એ વીર્ય વિશેષરૂપ છે, તેથી પહેલા વીર્યના સ્વરૂપનુંજ પ્રતિપાદન કરે છે—

**आवरणदेससव्वक्खयेण दुहेह वीरियं होइ ।**
**अभिसंधिय अणभिसंधिय अकसायसलेसि उभयंपि ॥ २ ॥**

**होइ कसाइवि पढमं इयरमलेसीवि जं सलेसं तु ।**
**गहणपरिणामफंदणरूवं तं जोगओ तिविहं ॥ ३ ॥**

**आवरणदेशसर्व्वक्षयेण द्विधेह वीर्यं भवति ।**
**अभिसंधिजमनभिसंधिजं आकषायि सलेश्यमुभयमपि ॥ २ ॥**

भवति कषाय्यपि प्रथमं इतरदलेश्यपि यत् सलेश्यं तु ।
ग्रहणपरिणामस्पन्दनरूपं तत् योगतस्त्रिविधम् ॥ ३ ॥

અર્થ—વીર્યાંતરાયકર્મના દેશ અને સર્વક્ષયથી બે પ્રકારે વીર્ય થાય છે. તે બંનેના અભિસંધિજ અને અનભિસંધિજ એવા બે બે ભેદ છે. તથા ઉભય-છાદ્મસ્થિક અને કૈવલિક એ બંને અકષાયિ અને સલેશ્ય હોય છે. પહેલું છાદ્મસ્થિકવીર્ય કષાયિ પણ છે. અને ઇતર કૈવલિકવીર્ય અલેશ્ય પણ છે. જે સલેશ્યવીર્ય છે તે ગ્રહણ પરિણામ અને સ્પન્દન રૂપ છે અને યોગથી ત્રણ પ્રકારનું છે.

ટીકાનુ૦—આ જગતમાં વીર્યાંતરાયકર્મના દેશ—અલ્પક્ષયથી અને સંપૂર્ણ ક્ષયથી એમ વીર્ય બે પ્રકારે થાય છે. તેમાં વીર્યાંતરાયકર્મના દેશક્ષયથી ઉત્પન્ન થયેલ વીર્ય છદ્મસ્થોને હોય છે અને સંપૂર્ણ ક્ષયથી ઉત્પન્ન થયેલ કેવલી મહારાજને હોય છે. વળી પણ દરેકના અભિસંધિજ અને અનભિસંધિજ એમ બબ્બે પ્રકાર છે. બુદ્ધિપૂર્વક—વિચારપૂર્વક–ઉપયોગપૂર્વક દોડવું કૂદવું વિગેરે ક્રિયાઓમાં જે વીર્ય પ્રવર્ત્તે તે અભિસંધિજ વીર્ય કહેવાય છે, અને ઉપયોગ સિવાય ભુક્ત આહારના સપ્તધાતુ અને મલાદિ રૂપે થવામાં અને મનોલબ્ધિ રહિત એકેન્દ્રિયાદિ જીવોની આહારગ્રહણ આદિ ક્રિયાઓમાં જે પ્રવર્ત્તે તે અનભિસંધિજ વીર્ય કહેવાય છે. તથા છાદ્મસ્થિક અને કૈવલિક–કેવલજ્ઞાનીનું એ બંને પ્રકારનું વીર્ય અકષાયિ અને સલેશ્ય હોય છે. છદ્મસ્થ સંબંધી અકષાયિ સલેશ્ય વીર્ય ઉપશાંતમોહ અને ક્ષીણમોહ ગુણસ્થાનકવાળાઓને હોય છે, અને કેવલી સંબંધી અકષાયિ સલેશ્યવીર્ય સયોગી ગુણસ્થાનકવાળાઓને હોય છે. 'होइ कसाइत्तिपढमं' છાદ્મસ્થિક વીર્ય સકષાયિ અને અકષાયિ એમ બંને પ્રકારે છે. તેમાં સકષાયિ છાદ્મસ્થિકવીર્ય સૂક્ષ્મસંપરાયગુણસ્થાનક સુધિના સંસારી જીવોને હોય છે, અને અકષાયિ માટે ઉપર કહ્યું છે. તથા કૈવલિકવીર્ય અલેશ્ય અને સલેશ્ય એમ બે ભેદે છે. તેમાં અલેશ્ય કૈવલિક વીર્ય અયોગિકેવળીગુણસ્થાનકવાળાઓને તથા સિદ્ધોને હોય છે. સલેશ્ય માટે તો ઉપર કહ્યું છે. આ પ્રમાણે વીર્યના અનેક પ્રકાર કહીને અહિં જે વીર્યવડે અધિકાર છે એટલે કે જે વીર્યના સંબંધમાં અહિં કહેવાનું છે તેનુંજ વિશેષથી નિરૂપણ કરે છે. 'जं सलेसं तु' જે સલેશ્યવીર્ય છે તે ગ્રહણ પરિણામ અને સ્પન્દન ક્રિયારૂપ છે. તે વીર્ય દ્વારા પુદ્ગલોનું ગ્રહણ પરિણામ અને ગમનાદિ નાની મોટી ક્રિયા થાય છે. અલેશ્યવીર્યદ્વારા પુદ્ગલોનું ગ્રહણ પરિણામ થતા નથી, કારણ કે અયોગી ગુણસ્થાનકવાળા કે સિદ્ધો બિલકુલ પુદ્ગલોને ગ્રહણ કરતા નથી. ઔદારિક શરીર યોગ્ય પુદ્ગલોને જે ગ્રહણ કરવા તે ગ્રહણ કહેવાય છે, ગ્રહણ કરેલા તે પુદ્ગલોને ઔદારિકાદિ રૂપે કરવા—પરિણમાવવા તે પરિણામ કહેવાય છે. જો કે ગ્રહણ અને પરિણામમાં જે કારણ તે વીર્ય કહે-

વાય છે પરન્તુ કાર્ય સાથે કારણુની અભેદ વિવક્ષા કરવાથી ગ્રહણુ અને પરિણામરૂપ ક્રિયાને વીર્ય કહે છે. તથા ગમનાદિ નાની મોટી ક્રિયારૂપ વીર્યને સ્પન્દના કહે છે. ઉક્ત સ્વરૂપવાળા આ સલેશ્ય વીર્યને યોગ કહે છે. મન વચન અને કાયાના પુદ્ગલો દ્વારા પ્રવર્ત્તતુ જે આત્મવીર્ય તે યોગ કહેવાય છે. મન વચન અને કાયાના પુદ્ગલો સહકારિ કારણુ હોવાથી કારણુમાં કાર્યનો આરોપ કરીને તેનો પણુ શાસ્ત્રમાં યોગ તરીકે વ્યવહાર કર્યો છે. તેથીજ મન વચન અને કાયારૂપ સહકારિ કારણુ દ્વારા ઉત્પન્ન થતા સલેશ્યવીર્યની યોગસંજ્ઞા છે અને તેના ત્રણુ પ્રકાર કહેવામાં આવ્યા છે. ૧ મનોયોગ ૨ વચનયોગ અને ૩ કાયયોગ. સહકારિ કારણુરૂપ મનોવર્ગણુા દ્વારા પ્રવર્ત્તતુ જે આત્મવીર્ય તે મનોયોગ, સહકારિ કારણુરૂપ ભાષાવર્ગણુા દ્વારા જે વીર્ય પ્રવર્ત્તે તે વચનયોગ અને સહકારિ કારણુરૂપ કાયાના પુદ્ગલો દ્વારા જે વીર્ય પ્રવર્ત્તે તે કાયયોગ કહેવાય છે. ૨–૩.

યોગસંજ્ઞક વીર્યના એક અર્થવાળા નામો કહે છે—

**जोगो विरियं थामो उच्छाह परक्कमो तहा चेट्ठा ।**
**सत्ति सामत्थं चिय जोगस्स हवंति पज्जाय ॥**

**योगो वीर्यं स्थाम उत्साहः पराक्रमः तथा चेष्टा ।**
**शक्तिः सामर्थ्यमेव योगस्य भवन्ति पर्यायाः ॥ ४ ॥**

અર્થ૦—યોગ, વીર્ય, સ્થામ, ઉત્સાહ, પરાક્રમ, ચેષ્ટા, શક્તિ અને સામર્થ્ય એ સઘળા યોગના પર્યાયો છે એટલે કે એ સઘળા યોગનાજ એક અર્થવાળા નામો છે. ૪

હવે યોગસંજ્ઞક વીર્યના જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટના જ્ઞાન માટે વિચાર કરે છે. તેની અંદર દશ અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—૧ અવિભાગ પ્રરૂપણુા, ૨ વર્ગણુા પ્રરૂપણુા, ૩ સ્પર્દ્ધક પ્રરૂપણુા, ૪ અન્તર પ્રરૂપણુા, ૫ સ્થાન પ્રરૂપણુા, ૬ અનન્તરોપનિધા પ્રરૂપણુા, ૭ પરમ્પરોપનિધા પ્રરૂપણુા, ૮ વૃદ્ધિ પ્રરૂપણુા, ૯ કાળ પ્રરૂપણુા, ૧૦ અને જીવોના વિષયમાં અલ્પબહુત્વ પ્રરૂપણુા, અહિં પ્રરૂપણુાનો વિચાર કરવો એ અર્થ છે. તેમાં પહેલા અવિભાગના સ્વરૂપનો વિચાર કરે છે—

**पन्नाए अविभागं जहन्नविरियस्स वीरियं छिन्नं ।**
**एक्केक्कस्स पएसस्स असंखलोगप्पएससमं ॥ ५ ॥**

**प्रज्ञयाऽविभागं जघन्यवीर्यस्य वीर्यं छिन्नम् ।**
**एकैकस्य प्रदेशस्यासंख्यलोकप्रदेशसमम् ॥ ५ ॥**

અર્થ૦—કેવલિના બુદ્ધિરૂપ શસ્ત્રથી જઘન્ય વીર્યવાળા જીવનું એકના બે ભાગ ન થઈ શકે એવી રીતે છેદાયલું જે વીર્ય તે અવિભાગ કહેવાય છે. તેવા અવિભાગો એક એક પ્રદેશમાં અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ હોય છે.

ટીકાનુ૦—ભવના પ્રથમ સમયે વર્ત્તમાન ઓછામાં ઓછા વીર્ય વ્યાપારવાળા લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મનિગોદીયા જીવના કોઇપણ એક પ્રદેશના વીર્યવ્યાપારના કેવલિની બુદ્ધિરૂપ શસ્ત્રથી એકના બે ભાગ ન થઇ શકે તેવા અંશો કરીએ તો અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ થાય છે. તેમાંના એક અંશને અવિભાગ કહે છે. પ્રત્યેક આત્મપ્રદેશ ઉપર આવા અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ અવિભાગો—વીર્યાણુઓ હોય છે. જઘન્ય કરતા ઉત્કૃષ્ટ વીર્યવ્યાપારવાળા પ્રદેશમાં અસંખ્યાતગુણા અવિભાગો હોય છે. આ પ્રમાણે અવિભાગનું સ્વરૂપ કહ્યું ૫.

હવે વર્ગણાનું સ્વરૂપ કહે છે—

**सव्वप्पवीरिएहिं जीवपएसेहिं वग्गणा पढमा ।**
**बीयाइ वग्गणाओ रूवुत्तरिया असंखाओ ॥६॥**

**सर्वाल्पवीर्यैर्जीवप्रदेशैर्वर्गणा प्रथमा ।**
**द्वितीयादयो वर्गणा रूपोत्तरा असंख्येयाः ॥ ६ ॥**

અર્થ—સર્વાલ્પ વીર્યવાળા જીવપ્રદેશોવડે પહેલી વર્ગણા થાય છે, એક બે આદિ અધિક વીર્યાણુવાળી બીજી આદિ અસંખ્ય વર્ગણાઓ થાય છે.

ટીકાનુ૦—વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ વીર્ય તો સઘળા આત્મપ્રદેશે સમાનજ હોય છે પરંતુ જે પ્રદેશોને કાર્ય નજીક હોય ત્યાં વીર્ય-વ્યાપાર વધારે હોય છે અને જે જે પ્રદેશોને કાર્ય દૂર દૂર હોય ત્યાં ત્યાં અનુક્રમે વીર્યવ્યાપાર ઓછો ઓછો હોય[1] છે. તેથીજ ઓછા અને ક્રમશઃ વધારે વધારે વીર્યવ્યાપારવાળા આત્મપ્રદેશો મળી શકે છે અને વર્ગણા સ્પર્દ્ધક અને યોગસ્થાન થઇ શકે છે. અહિં પ્રથમ વર્ગણાનું સ્વરૂપ કહે છે—ભવના પ્રથમ સમયે વર્ત્તમાન લબ્ધિ અપર્યાપ્ત ઓછામાં ઓછા વીર્યવ્યાપારવાળા સૂક્ષ્મનિગોદીયાનો વીર્યવ્યાપાર પણ સઘળા આત્મપ્રદેશે સમાન હોતો નથી, જ્યાં કાર્ય નજીક હોય છે ત્યાં વધારે હોય છે અને કાર્ય જેમ જેમ દૂર હોય તેમ તેમ વીર્યવ્યાપાર

૧ વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી પ્રાપ્ત શક્તિને વીર્ય કહેવાય છે, અને તેના વ્યાપારને એટલે કાર્યમાં પ્રવૃત્ત વીર્યને યોગ કહેવાય છે. તાત્પર્ય એ આવ્યો કે પહેલાને લબ્ધિવીર્ય અને બીજાને ઉપયોગવીર્ય કહેવાય છે. લબ્ધિવીર્ય દરેક આત્મપ્રદેશે સમાન હોય છે, પરંતુ ઉપયોગવીર્ય સમાન હોતું નથી. જે પ્રદેશને કાર્ય નજીક હોય ત્યાં વીર્યવ્યાપાર વધારે અને જેમ જેમ કાર્ય દૂર હોય તેમ તેમ અલ્પ અલ્પ વીર્યવ્યાપાર હોય છે. તેથીજ વર્ગણા સ્પર્દ્ધક અને યોગસ્થાનકની ઉત્પત્તિ થઈ શકે છે.

અલ્પ અલ્પ હોય છે. અહિં ઓછામાં ઓછા વીર્યવ્યાપારવાળા આત્મપ્રદેશોથી વર્ગણા કરવાની શરૂઆત કરવાની છે. ઓછામાં ઓછા વીર્યવ્યાપારવાળા કોઇપણ એક આત્મપ્રદેશપર જે વીર્યવ્યાપાર છે તેના એકના બે ભાગ ન થાય તેવા અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ અંશો થાય છે તે ઉપર કહ્યું છે. આ પ્રમાણે અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ સરખે સરખા વીર્યાણુવાળા આત્મપ્રદેશોનો જે સમુદાય તે વર્ગણા[1] કહેવાય છે. આ પહેલી જઘન્ય વર્ગણામાં ઘનીકૃતલોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્યાતા પ્રતરના જેટલા આકાશપ્રદેશો થાય તેટલા આત્મપ્રદેશો હોય છે. એક વીર્યાણુવડે અધિક ઘનીકૃતલોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય પ્રતરપ્રમાણ જીવપ્રદેશોનો જે સમુદાય તે બીજી વર્ગણા. બે વીર્યાણુ અધિક ઘનીકૃતલોકના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય પ્રતરપ્રમાણ જીવપ્રદેશોનો જે સમુદાય તે ત્રીજી વર્ગણા. ત્રણ વીર્યાણુ અધિક તેટલાજ જીવપ્રદેશોના સમુદાયરૂપ ચોથી વર્ગણા. આ પ્રમાણે એક એક વીર્યાણુ વડે અધિક અધિક તેટલા તેટલા જીવપ્રદેશોના સમુદાયરૂપ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય આકાશ પ્રદેશપ્રમાણ અસંખ્યાતી વર્ગણાઓ થાય છે. આ રીતે વર્ગણાનું સ્વરૂપ કહ્યું. ६

હવે સ્પર્દ્ધકનું સ્વરૂપ કહે છે—

**ताओ फड्डगमेगं अओ परं नत्थि रूववुड्डीए ।**
**जाव असंखालोगा पुव्वविहाणेण तो फड्डा ॥ ७ ॥**

**ताः स्पर्द्धकमेकं अतः परं नास्ति रूपवृद्धया ।**
**यावदसंख्येया लोकाः पूर्व्वविधानेन ततः स्पर्द्धकानि ॥७॥**

અર્થ૦—તે વર્ગણાઓના સમુહને સ્પર્દ્ધક કહે છે. ત્યાર પછી એક એક વીર્યાણુ અધિક કોઇ આત્મપ્રદેશ નથી, પરંતુ અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ વીર્યાણુવડે અધિક આત્મપ્રદેશ મળી શકે છે. ત્યાર પછી પૂર્વપ્રકારે સ્પર્દ્ધક થાય છે.

ટીકાનુ૦—જઘન્યવર્ગણાથી એક એક અધિક વીર્યાણુવાળી સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ અસંખ્ય આકાશપ્રદેશપ્રમાણ અસંખ્યાતી વર્ગણાના સમુહને સ્પર્દ્ધક કહે છે.[2] આ પહેલું સ્પર્દ્ધક થયું. અહિં સુધિ એક એક અધિક વીર્યાણુ પ્રમાણ વ્યાપારવાળા આત્મ પ્રદેશો મળી શકે છે. અહિંથી આગળ એક વીર્યાણુ પ્રમાણ અધિક વીર્યવ્યાપારવાળો કોઇ આત્મપ્રદેશ મળી શકતો નથી. તેવીજ રીતે બે ત્રણ કે સંખ્યાતા વીર્યાણુ પ્રમાણ અધિક વીર્યવ્યાપારવાળા

૧. સરખે સરખા વીર્યાણુવાળા આત્મપ્રદેશના સમુદાયને વર્ગણા કહે છે.
૨. ચડતા ચડતા વીર્યાણુવાળી વર્ગણાના સમુહને સ્પર્દ્ધક કહે છે.

પણ કોઈ આત્મપ્રદેશ મળી શક્તા નથી, પરંતુ અસંખ્યાતલોકાકાશપ્રદેશપ્રમાણ વીર્યાણુવડે અધિક વીર્યવ્યાપારવાળા જીવપ્રદેશો મળી શકે છે. આ રીતેજ વીર્યવ્યાપારની વૃદ્ધિ થવામાં જીવસ્વભાજ કારણ છે. સમાન વીર્યવ્યાપારવાળા તે આત્મપ્રદેશોનો જે સમુદાય તે બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા થાયછે. ત્યાર પછી પૂર્વના ક્રમે વર્ગણાઓ થાય છે. જેમ કે—પહેલી વર્ગણાથી એક વીર્યાવિભાગ અધિક જીવપ્રદેશોના સમુહની બીજી વર્ગણા, બે વીર્યાવિભાગ અધિક જીવપ્રદેશોના સમુહની ત્રીજી વર્ગણા, એમ એક એક વીર્યાવિભાગ અધિક અધિક જીવપ્રદેશોના સમુહરૂપ સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલા આકાશપ્રદેશપ્રમાણ અસંખ્યાતિ વર્ગણાઓ થાય છે. તેઓનો જે સમુદાય તે બીજું સ્પર્દ્ધક થાય છે. અહિંથી આગળ પણ એક વીર્યાવિભાગ અધિક કોઇ આત્મપ્રદેશ નથી, તેમજ બે ત્રણ કે સંખ્યાતા વીર્યાણુ અધિક પણ કોઇ આત્મપ્રદેશ નથી, પરંતુ અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ વીર્યાણુ અધિક આત્મપ્રદેશો મળી શકે છે. સરખે સરખા તેટલા વીર્યાણુવાળા આત્મપ્રદેશોનો જે સમુદાય તે ત્રીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા છે. ત્યાર પછી એક વીર્યાણુ અધિક જીવપ્રદેશના સમુહની બીજી વર્ગણા. એમ ચડતા ચડતા વીર્યાણુવાળા જીવપ્રદેશોની સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશ પ્રમાણ અસંખ્યાતિ વર્ગણાઓ થાય છે. તેઓનો જે સમુદાય તે ત્રીજું સ્પર્દ્ધક થાય છે. આજ ક્રમે સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલા આકાશપ્રદેશપ્રમાણ અન્ય અન્ય સ્પર્દ્ધકો થાય છે. આ પ્રમાણે સ્પર્દ્ધકનું સ્વરૂપ કહ્યું ૭.

હવે યોગસ્થાનકનો વિચાર કરે છે—

**सेढीअसंखभागिय फड्डेहिं जहन्नयं हवइ ठाणं ।**
**अंगुलअसंखभागुत्तराइं भुओ असंखाइ ॥ ८ ॥**

**श्रेण्यसंख्येयभागिकैः स्पर्द्धकैर्जघन्यं भवति स्थानम् ।**
**अङ्गुलासंख्येयभागोत्तराणि भूयोऽसंख्येयानि ॥ ८ ॥**

અર્થ૦—શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ સ્પર્દ્ધકે જઘન્ય યોગસ્થાનક થાય છે. અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ અધિક અધિક સ્પર્દ્ધકોવડે અન્ય અન્ય યોગસ્થાનકો થાય છે.

ટીકાનું૦—પૂર્વની ગાથામાં જેના સ્વરૂપનું પ્રતિપાદન કર્યું છે એવા સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ અસંખ્ય સ્પર્દ્ધકો વડે જઘન્ય યોગસ્થાનક થાય છે. આ યોગસ્થાનક ઓછામાં ઓછા વીર્યવ્યાપાર વાળા ભવપ્રથમસમયે વર્ત્તમાન સૂક્ષ્મનિગોદીયા જીવને હોય છે. આજ ક્રમે

[1]અધિક અધિક વીર્યવ્યાપારવાળા અન્ય અન્ય જીવોના બીજા પણ અસંખ્ય યોગસ્થાનકો થાય છે. તે આ પ્રમાણે—ઉક્ત સૂક્ષ્મનિગોદથી કંઇક અધિક વીર્યવ્યાપારવાળા અન્ય જીવના સઘળા આત્મપ્રદેશો સમાન વીર્યવ્યાપારવાળા નથી હોતા પરંતુ કાર્યના નજીક કે દૂરપણાને લઇને ઓછાવત્તા વીર્યવ્યાપારવાળા હોય છે. તેમાં જે ઓછામાં ઓછા વીર્યવ્યાપારવાળા આત્મપ્રદેશો છે તેનો જે સમુદાય તે બીજા યોગસ્થાનકના પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા થાય છે. તેમાં વીર્યાણુની સંખ્યા પહેલા યોગસ્થાનકના છેલ્લા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણામાંહેના કોઇ પણ આત્મપ્રદેશ ઉપર જેટલા વીર્યાણુ છે તેમાં અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ વીર્યાણુ ઉમેરીએ અને જે સંખ્યા થાય તેટલી હોય છે. એક વીર્યાણુ અધિક વીર્યવ્યાપારવાળા આત્મપ્રદેશના સમુદાયની બીજી વર્ગણા, બે વીર્યવિભાગ અધિક વીર્યવ્યાપારવાળા આત્મપ્રદેશના સમુહની ત્રીજી વર્ગણા, ત્રણ વીર્યવિભાગ અધિક વીર્યવ્યાપારવાળા આત્મપ્રદેશના સમુહની ચોથી વર્ગણા, આ પ્રમાણે એક એક અધિક વીર્યાણુવાળી સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિ પ્રમાણ અસંખ્યાતિ વર્ગણાઓ થાય છે. તેના સમુદાયને પહેલું સ્પર્દ્ધક કહેવામાં આવે છે. ત્યાર પછી પહેલા યોગસ્થાનકમાં બતાવેલા ક્રમે બીજું ત્રીજું એમ સૂચિશ્રેણીના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિપ્રમાણ સ્પર્દ્ધકો કહેવા. તેઓના સમુહને બીજું યોગસ્થાનક કહેવાય છે. ત્યાર પછી પૂર્વથી અધિક વીર્યવ્યાપારવાળા અન્ય જીવનું કહેલ ક્રમે ત્રીજું યોગસ્થાનક કહેવું. આવી રીતે અન્ય અન્ય જીવની અપેક્ષાએ પૂર્વપૂર્વથી અધિક અધિક વીર્યવ્યાપારવાળા સર્વોત્કૃષ્ટ યોગસ્થાન પર્યંત યોગસ્થાનકો કહેવા. તે સઘળા સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશ પ્રદેશપ્રમાણ થાય છે.

પ્રશ્ન—જીવો અનન્તા હોવાથી અને દરેક જીવને યોગસ્થાન હોવાથી યોગસ્થાનકની સંખ્યા અનન્ત થાય છે, શા માટે શ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિપ્રમાણ કહો છો ?

ઉત્તર—અહિં ઉપરોક્ત દોષ ઘટતો નથી. કારણ કે સરખે સરખા એક એક યોગસ્થાનક ઉપર સ્થાવર જીવો અનન્ત હોય છે, અને વધારેમાં વધારે ત્રસ જીવો અસંખ્ય હોય છે. આવી રીતે સરખા સરખા યોગસ્થાનકવાળા જીવો ઘણા હોવાથી સઘળા જીવોની અપેક્ષાએ પણ કેવળજ્ઞાની દૃષ્ટ સઘળા યોગસ્થાનકોની સંખ્યા ઉપર કહી તેટલીજ થાય છે ઓછી કે અધિક થતી નથી. આ પ્રમાણે યોગસ્થાનકના સ્વરૂપનો વિચાર કર્યો.

૧. અસંખ્યાત સ્પર્દ્ધક પ્રમાણ એક જીવના વ્યાપારને યોગસ્થાનક કહે છે. એક યોગસ્થાનકમાં એક આત્માના વીર્યવ્યાપારનો સમાવેશ થાય છે.

હવે અનન્તરોપનિધા અને પરંપરોપનિધાનો વિચાર કરે છે. તેમાં ઉપનિધા એટલે વિચાર કરવો એ અર્થ છે. અનન્તરોપનિધા એટલે પૂર્વ પૂર્વ યોગસ્થાનના સ્પર્દ્ધકની અપેક્ષાએ ઉત્તર ઉત્તર યોગસ્થાનના સ્પર્દ્ધકનો વિચાર કરવો તે. જેમ કે પહેલા યોગસ્થાનકના સ્પર્દ્ધકની અપેક્ષાએ બીજા યોગસ્થાનકના સ્પર્દ્ધકનો, બીજાની અપેક્ષાએ ત્રીજા યોગસ્થાનકના સ્પર્દ્ધકનો, એમ ઉત્તરોત્તર જે વિચાર કરવો તે અનન્તરોપનિધા કહેવાય છે. એજ વિચારે છે—પૂર્વ પૂર્વ યોગસ્થાનકથી ઉત્તર ઉત્તર યોગસ્થાનકમાં એક અંગુલ પ્રમાણ ક્ષેત્રના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશ હોય તેટલા સ્પર્દ્ધકો અધિક અધિક હોય છે. જેમ કે પહેલા યોગસ્થાનકમાં જેટલા સ્પર્દ્ધકો છે તે કરતાં બીજા યોગસ્થાનકમાં અંગુલક્ષેત્રના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ છે તેટલા સ્પર્દ્ધકો વધારે છે. એવીજ રીતે બીજાથી ત્રીજામાં વધારે છે એ પ્રમાણે ઉત્તરોત્તર સ્પર્દ્ધકો વધારે વધારે હોય છે.

પ્રશ્ન—પૂર્વ પૂર્વ યોગસ્થાનકથી ઉત્તરોત્તર યોગસ્થાનકમાં સ્પર્દ્ધકો વધે છે એ તમે કઇ રીતે કહો છો ? કારણ કે એક યોગસ્થાનકમાં એકજ આત્માના પ્રદેશો વહેંચાય છે, દરેક આત્માના પ્રદેશો સમાન હોવાથી બીજા યોગસ્થાનકોમાં કંઇ આત્મપ્રદેશો વધી જતા નથી જેથી સ્પર્દ્ધકની સંખ્યા વધે ?

ઉત્તર—બરાબર છે કે એક યોગસ્થાનકમાં એકજ આત્માના પ્રદેશ વહેંચાય છે અને આત્મપ્રદેશો નિયત હોવાથી તેની સંખ્યામાં વધારો થતો નથી. પરંતુ પહેલા યોગસ્થાનકમાંની દરેક વર્ગણામાં જેટલા જીવ પ્રદેશો હોય છે તેનાથી બીજા આદિ યોગસ્થાનકોની દરેક વર્ગણાઓમાં શરૂઆતથીજ જીવપ્રદેશની સંખ્યા ઓછી ઓછી થતી જાય છે. જેમ જેમ વીર્યવ્યાપાર વધે છે તેમ તેમ વર્ગણાઓમાં આત્મપ્રદેશની સંખ્યા ઓછી ઓછી થતી જાય છે. અલ્પવીર્યવ્યાપારવાળા જીવપ્રદેશો વધારે અને અધિક અધિક વીર્યવ્યાપારવાળા પ્રદેશો અનુક્રમે અલ્પ અલ્પ હોય છે. તેમાં કારણ જીવસ્વભાવજ છે. આ પ્રમાણે હોવાથી બીજા યોગસ્થાનકમાં પહેલા યોગસ્થાનક જેટલા સ્પર્દ્ધકો થયા પછી પણ આત્મપ્રદેશોની સંખ્યા વધશે અને તેની વર્ગણા તથા સ્પર્દ્ધકો બનશે. તેથીજ બીજા યોગસ્થાનકમાં સ્પર્દ્ધકની સંખ્યામાં પણ વધારો થશે. આજ પ્રમાણે ઉત્તરોત્તર યોગસ્થાનકમાં પણ સ્પર્દ્ધકની વૃદ્ધિનો વિચાર સમજી લેવો. આ પ્રમાણે અનન્તરોપનિધાવડે વિચાર કર્યો ૮.

હવે પરંપરોપનિધા વિચારે છે. કોઇપણ એક યોગસ્થાનકના સ્પર્દ્ધકોની અપેક્ષાએ દૂર રહેલા યોગસ્થાનકના સ્પર્દ્ધકોનો જે વિચાર તે પરંપરોપનિધા કહેવાય છે. તેનોજ વિચાર કરે છે—

सेढि असंखियभागं गंतुं गंतुं हवंति दुगुणाइं ।
फड्डाइं ठाणेसु पलियासंखंसगुणकारा ।। ९ ।।
श्रेण्यसंख्येयभागं गत्वा गत्वा भवन्ति द्विगुणानि ।
स्पर्द्धकानि स्थानेषु पल्यासंख्यांशगुणाकाराः ।। ९ ।।

અર્થ—શ્રેણિના અસંખ્યાતમા ભાગપ્રમાણ યોગસ્થાનકો જઇને પછીના યોગસ્થાનકમાં બમણા સ્પર્દ્ધકો થાય છે. પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ દ્વિગુણવૃદ્ધિના સ્થાનકો છે.

ટીકાનુ૦—યોગસ્થાનકોમાં પહેલા યોગસ્થાનકથી આરંભી સૂચિશ્રેણીના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલા તેટલા યોગસ્થાનકો ઓળંગી ઓળંગીને પછી પછીનું જે યોગસ્થાન આવે તેની તેની અંદર પૂર્વ પૂર્વ યોગસ્થાનની અપેક્ષાએ બમણા બમણા સ્પર્દ્ધકો થાય છે. જેમકે પહેલા જઘન્ય યોગસ્થાનકમાં જેટલા સ્પર્દ્ધકો છે તેની અપેક્ષાએ શ્રેણીના અસંખ્યાતમાં ભાગમાં રહેલ આકાશપ્રદેશ પ્રમાણ યોગ સ્થાનકો ઓળંગીને પછી જે યોગસ્થાન પ્રાપ્ત થાય તેમાં બમણા સ્પર્દ્ધકો હોય છે. ત્યાર પછી ફરી પણ તે યોગસ્થાનકથી તેટલાજ યોગસ્થાનકો ઓળંગીને પછી જે યોગસ્થાન પ્રાપ્ત થાય તેમાં બમણા સ્પર્દ્ધકો હોય છે. એ પ્રમાણે ફરી ફરી તેટલા તેટલા યોગસ્થાનકો ઓળંગીને પછી પછીના યોગસ્થાનમાં બમણા બમણા સ્પર્દ્ધકો અંતિમ સર્વોત્કૃષ્ટ યોગસ્થાન પર્યંત કહેવા. આ પ્રમાણે પૂર્વ પૂર્વ યોગસ્થાનની અપેક્ષાએ બમણા બમણા સ્પર્દ્ધકોવાળા યોગસ્થાનકો સૂક્ષ્મ અદ્ધાપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલા થાય છે. પહેલેથી છેલ્લે જતા જેટલા દ્વિગુણવૃદ્ધિના સ્થાનકો થાય છે તેટલાજ છેલ્લેથી પહેલે જતા દ્વિગુણહાનિના સ્થાનકો થાય છે. તે આ પ્રમાણે—ઉત્કૃષ્ટ છેલ્લા યોગસ્થાનકની અપેક્ષાએ નીચે ઉતરતા શ્રેણીના અસંખ્યાતમાં ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ સ્પર્દ્ધકો ઓળંગીને પછી જે યોગસ્થાનક આવે તેની અંદર દ્વિગુણહીન—અર્ધ સ્પર્દ્ધકો હોય છે. વળી ત્યાંથી તેટલાજ યોગસ્થાનકો નીચે ઉતરીએ અને પછી જે યોગસ્થાન આવે તેમાં પૂર્વની અપેક્ષાએ અર્ધ સ્પર્દ્ધકો હોય છે. આ પ્રમાણે નીચે નીચે તેટલા તેટલા યોગસ્થાનકો ઓળંગીને પછી પછી જે યોગસ્થાન આવે તેમાં અર્ધ અર્ધ સ્પર્દ્ધકો જઘન્ય યોગસ્થાનક પર્યંત કહેવા. આ રીતે જેટલા દ્વિગુણ વૃદ્ધિવાળા સ્થાનકો છે તેટલાજ દ્વિગુણહાનિવાળા સ્થાનકો પણ છે. સ્વસ્થાને બન્ને તુલ્ય છે.

હવે દ્વિગુણવૃદ્ધિ કે દ્વિગુણહાનિવાળા યોગસ્થાનકોનું તથા એક દ્વિગુણવૃદ્ધ અને બીજી દ્વિગુણવૃદ્ધ એ બે યોગસ્થાનકની વચમાં રહેલા યોગસ્થાનકોનું અલ્પબહુત્વ કહે છે—દ્વિગુણવૃદ્ધ કે દ્વિગુણહીન સ્પર્દ્ધકવાળા યોગસ્થાનકો અલ્પ

છે, તેનાથી એક આંતરામાં રહેલા યોગસ્થાનકો અસંખ્યાતગુણા છે. આ પ્રમાણે પરંપરોપનિધાનું સ્વરૂપ કહ્યું. ૯

હવે યોગસ્થાનની વૃદ્ધિનો વિચાર કરે છે—

**वड्ढंति व हायंति व चउहा जीवस्स जोगठाणाइं ।**
**आवलि असंखभागंतमुहुत्तमसंखगुणहाणी ॥ १० ॥**

**वर्द्धन्ते वा हीयन्ते वा चतुर्द्धा जीवस्य योगस्थानानि ।**
**आवल्यसंख्येभागमन्तर्मुहूर्त्तमसंख्यगुणहानी ॥ १० ॥**

અર્થ—જીવોમાં યોગસ્થાનકો ચાર પ્રકારે વધે છે અથવા ઘટે છે. અસંખ્યાતગુણ વૃદ્ધિ અને હાની અંતર્મુહૂર્ત્તપર્યંત થાય છે, શેષ ત્રણ વૃદ્ધિ અને હાની આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપર્યંત થાય છે.

ટીકાનુ૦—યોગપ્રવૃત્તિનો આધાર વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમપર અવલંબિત છે. તેનો ક્ષયોપશમ કોઇ સમયે વધે છે, કોઇ સમયે ઘટે છે અને કોઇ સમયે તેટલોને તેટલોજ રહે છે. તેથી યોગસ્થાન પણ કોઇ સમયે વધે છે, કોઇ સમયે ઘટે છે, કોઇ સમયે તેનું તેજ રહે છે. યોગસ્થાનકની વૃદ્ધિ અથવા હાનિ ચાર પ્રકારે થાય છે. તે આ—૧ અસંખ્યાતભાગવૃદ્ધિ, ૨ સંખ્યાતભાગવૃદ્ધિ ૩ સંખ્યાતગુણવૃદ્ધિ અને ૪ અસંખ્યાતગુણવૃદ્ધિ. એજ પ્રમાણે હાની પણ ચાર પ્રકારે થાય છે. તે આ—૧ અસંખ્યાતભાગહીન, ૨ સંખ્યાતભાગહીન, ૩ સંખ્યાતગુણહીન, અને ૪ અસંખ્યાતગુણહીન. ચારે પ્રકારની વૃદ્ધિ અને હાનિનું સ્વરૂપ આ પ્રમાણે છે—વિવક્ષિત કોઇપણ સમયે જે યોગસ્થાન હોય છે તેનાથી પછીના સમયે કવચિત્ અસંખ્યાત ભાગાધિક યોગસ્થાનક હોય છે એટલે વિવક્ષિત સમયે જે વીર્ય વ્યાપાર છે તેનાથી પછીના સમયે અસંખ્યાતભાગ અધિક વીર્ય વ્યાપારવાળું યોગસ્થાન હોય છે, કવચિત્ સંખ્યાતભાગાધિક યોગસ્થાન હોય છે, કવચિત્ સંખ્યાતગુણાધિક વીર્યવ્યાપારવાળું યોગસ્થાન હોય છે અને કવચિત્ અસંખ્યાતગુણઅધિક વીર્ય વ્યાપારવાળું યોગસ્થાન હોય છે. આ રીતે હાનિ પણ ચાર પ્રકારે થાય છે. તે આ પ્રમાણે—વિવક્ષિત કોઇ પણ સમયે જે યોગસ્થાન પર આત્મા છે તેનાથી પછીના સમયે કવચિત્ અસંખ્યાતમાભાગહીન વીર્ય વ્યાપારવાળા યોગસ્થાનપર આત્મા જાય છે. કોઇસમય સંખ્યાતમાભાગહીન યોગસ્થાન પર, કોઈ સમય સંખ્યાતગુણહીન એટલે વિવક્ષિત યોગસ્થાન કરતા સંખ્યાતમો ભાગ વીર્યવ્યાપાર જે યોગસ્થાનમાં હોય તે યોગસ્થાનપર આત્મા જાય છે, તેવીજ રીતે કોઇ સમય અસંખ્યાતગુણહીન યોગસ્થાન પર આત્મા જાય છે. આ પ્રમાણે વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમના ઓછા વત્તા પણાને લઇને યોગસ્થાનમાં હાનિ વૃદ્ધિ થયા કરે છે. હવે આ

અસંખ્યાતભાગ વૃદ્ધ આદિ ચારે પ્રકારેની વૃદ્ધિ અને અસંખ્યાતભાગ હાનિ આદિ ચારે પ્રકારની હાનિ નિરંતર કેટલા સમયપર્યંત થાય તેના કાળ-પ્રમાણનું નિરૂપણ કરે છે—'आवलि' इत्यादि—અસંખ્યાતભાગવૃદ્ધિ આદિ શરૂ-આતની ત્રણ પ્રકારની વૃદ્ધિ અને અસંખ્યાતભાગહાની આદિ શરૂઆતની ત્રણ પ્રકારની હાની ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ કાળપર્યંત નિરંતર થઇ શકે છે અને અસંખ્યાતગુણવૃદ્ધિ અને અસંખ્યાતગુણહાની ઉત્કૃ-ષ્ટથી નિરંતર અંતમુહુર્ત્ત પર્યંત થઇ શકે છે. એટલે કે તથાપ્રકારનો વીર્યાં-તરાયકર્મનો ક્ષયોપશમ થવાથી વિવક્ષિત યોગસ્થાનકથી અસંખ્યાતભાગવૃદ્ધ અન્ય અન્ય યોગસ્થાનકે પ્રતિસમય આત્મા જાય તો ઉત્કૃષ્ટથી આવલિકાના અસં-ખ્યાતમા ભાગના સમયપર્યંત નિરંતર જાય છે. આવીજ રીતે પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર સંખ્યાતભાગ વધતા અને સંખ્યાતગુણ વધતા યોગસ્થાનપર પ્રતિ-સમય આત્મા વૃદ્ધિ પામે તો પણ આવલિકાના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમય હોય તેટલા સમયપર્યંત નિરંતર વૃદ્ધિ પામે છે. આજ રીતે ક્ષયો-પશમના મંદ અતિમંદ અને વધારે મંદ થવાથી પ્રતસમય વિવક્ષિત યોગસ્થા-નકથી અસંખ્યાતમો ભાગ ઘટતા ઘટતા અન્ય અન્ય યોગસ્થાનકે આત્મા જાય તો આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપર્યંત નિરંતર ઘટતો જાય છે. એજ પ્રમાણે પૂર્વ પૂર્વ સમય કરતાં ઉત્તરોત્તર સમયે સંખ્યાતભાગહીન અને સંખ્યાતગુણહીન યોગસ્થાનકે નિરંતર જાય તો પણ આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપર્યંત જાય છે. અસંખ્યાતગુણવૃદ્ધ અને અસંખ્યાતગુણહીન યોગસ્થાનકે નિરંતર અંતર્મુહૂર્ત્તપર્યંત અનુક્રમે વધે છે અને ઘટે છે. જઘન્યથી દરેક વૃદ્ધિ અને હાનીનો એક સમયનો કાળ છે. એટલે કે ચાર પ્રકા-રમાંની કોઇ પણ પ્રકારની વૃદ્ધિ એક સમય થાય, પછી તેજ યોગસ્થાને સ્થિર થાય, અન્ય વૃદ્ધિવાળા યોગસ્થાનકે જાય કે હીન યોગસ્થાનકે જાય. એજ રીતે ચાર પ્રકારમાંની કોઇપણ પ્રકારની હાની થાય તો એક સમય થાય. પછી તેજ યોગસ્થાનકે સ્થિર થાય અથવા વધતા યોગસ્થાનકે જાય, કે અન્ય હાનિવાળા યોગસ્થાનકે જાય. આ પ્રમાણે વૃદ્ધિ હાનિનો વિચાર કર્યો. ૧૦

હવે વૃદ્ધિ કે હાનિ સિવાય કોઈ પણ યોગસ્થાનકમાં જીવો કેટલો કાળ સ્થિર રહી શકે તે કાળનું પ્રતિપાદન કરે છે—

**जोगट्ठाणठिईओ चउसमयादट्ठ दोण्णि जा तत्तो ।**

**योगस्थानस्थितयः चतुःसमयादष्टौ द्वौ यावत् ततः ।**

અર્થ—યોગસ્થાનકોમાં ચારથી આઠ સમયપર્યંન અને આઠથી બે સમય-પર્યંત સ્થિતિ થાય છે.

ટીકાનુ૦—યોગસ્થાનકોમાં જીવો ચાર સમયથી માંડી સમય સમય વધતા આઠ સમયપર્યંત અને ત્યાર પછી સમય સમય ઘટતા બે સમયપર્યંત સ્થિર થાય છે—ટકી શકે છે. અહિં સમ્પ્રદાય-પરંપરા આ પ્રમાણે છે—પહેલાથી અસંખ્ય યોગસ્થાનકો કે જે અપર્યાપ્તાવસ્થામાં હોય છે તેમાંના કોઇપણ યોગસ્થાનકે આત્મા જઘન્યથી કે ઉત્કૃષ્ટથી એક સમયજ ટકી શકે છે. કારણ કે અપર્યાપ્તાવસ્થમાં પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અવશ્ય અસંખ્યાતગુણ વધતા વધતા યોગસ્થાનકે જાય છે, તેથીજ પર્યાપ્ત સૂક્ષ્મનિગોદને યોગ્ય જઘન્ય યોગસ્થાનકથી શરૂઆત કરે છે. તે આ પ્રમાણે—ઓછામાં ઓછા વીર્યવ્યાપારવાળા પર્યાપ્ત સૂક્ષ્મનિગોદના જઘન્ય યોગસ્થાનકથી આરંભી સૂચિશ્રેણિના અસંખ્યાતમાં ભાગમાં જેટલા આકાશપ્રદેશ હોય તેટલા યોગસ્થાનકોમાંના કોઇપણ યોગસ્થાનકે આત્મા વધારેમાં વધારે ચાર સમયપર્યંત ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશ પ્રદેશપ્રમાણ યોગસ્થાનકોમાંના કોઇપણ યોગસ્થાનકે આત્મા પાંચ સમય ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગગત આકાશ પ્રદેશપ્રમાણ યોગસ્થાનકોમાં છ સમય ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશપ્રમાણ યોગસ્થાનકોમાં સાત સમય ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશપ્રમાણ સ્થાનકોમાં આઠ સમયપર્યંત ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમાં ભાગમાં રહેલ આકાશપ્રદેશપ્રમાણ યોગસ્થાનકોમાંના કોઇપણ યોગસ્થાનપર સાત સમય ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશપ્રમાણ યોગસ્થાનકપર છ સમય ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશપ્રમાણ યોગસ્થાનકોમાં પાંચ સમય ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યત્તમા ભાગના યોગસ્થાનોમાં ચાર સમય ટકી શકે છે. ત્યાર પછીના સૂચિશ્રેણિના અસંખ્યાતમા ભાગના યોગસ્થાનોમાં ત્રણ સમય ટકી શકે છે. ત્યાર પછીના ઉત્કૃષ્ટ યોગસ્થાનક પર્યંતના સૂચિશ્રેણિના અસંખ્યાતમાં ભાગમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલા યોગસ્થાનકોમાંના કોઈપણ એક યોગસ્થાનમાં આત્મા વધારેમાં વધારે બે સમય ટકી શકે છે. જેનો જેટલો કાળ કહ્યો છે, તેટલો કાળ ત્યાં રહી પછી અન્ય અન્ય યોગસ્થાનકે જાય છે, એમ સર્વત્ર સમજવુ. કોઇપણ યોગસ્થાનકમાં ટકી રહેવાનો જઘન્યથી એક સમયનો કાળ છે. આ પ્રમાણે યોગસ્થાનકોના કાળનો વિચાર કર્યો.

હવે ચાર આદિ સમયોના કાળમાનવાળા યોગસ્થાનકોનું અલ્પબહુત્વ કહે છે—

**अट्ठगुभयठिइयाओ जहा परमसंखगुणियाणं ॥ ११ ॥**

**अष्टकोभयस्थितयो यथापरमसंख्येयगुणानां ॥ ११ ॥**

અર્થ—આઠ સમયકાળમાનવાળાની બંને બાજુના અનુક્રમે પછી પછીના યોગસ્થાનકો અનુક્રમે અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—જે યોગસ્થાનકમાંના કોઇપણ યોગસ્થાનકમાં આત્મા આઠ સમય ટકી રહે છે તે અલ્પ છે. કારણ કે લાંબા કાળપર્યંત ટકી રહેનારા યોગસ્થાનકો જીવસ્વભાવે અલ્પ હોય છે. તે કરતા આઠ સમય કાળવાળાની બંને બાજુ રહેલા એટલે કે આઠ સમય કાળમાનવાળાની પહેલાના સાત સમયકાળમાનવાળા તથા આઠ સમય કાળમાનવાળાની પછીના સાત સમયકાળમાનવાળા એ પ્રત્યેક અસંખ્યાત અસંખ્યાતગુણા છે. પરસ્પર બંને સરખા છે. તે કરતા બંને બાજુ રહેલા છ સમયકાળમાનવાળા યોગસ્થાનકો અસંખ્યાતગુણા છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તે કરતા ઉભયપાર્શ્વવર્તિ પાંચ સમયકાળમાનવાળા અસંખ્યાતગુણા છે, સ્વસ્થાને તુલ્ય છે. તે કરતા બંને બાજુના ચાર સમય કાળમાનવાળા યોગસ્થાનકો અસંખ્યાતગુણા છે, પરસ્પર બંને સરખા છે. તેનાથી ત્રણ સમય કાળમાનવાળા અસંખ્યાતગુણા છે, અને તેનાથી બે સમય કાળમાનવાળા અસંખ્યાતગુણા છે. આ પ્રમાણે અલ્પબહુત્વ કહ્યું.

હવે તે તે યોગસ્થાનકમાં વર્ત્તતા સૂક્ષ્મ બાદર પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિયાદિ જીવોના જઘન્ય અને ઉત્કૃષ્ટ યોગનું અલ્પબહુત્વ કહે છે—

**सुहुमेयराइयाणं जहन्नउक्कोस पज्जपज्जाणं ।**
**आसज्ज असंखगुणाणि होंति इह जोगठाणाणि ॥ १२ ॥**

**सूक्ष्मेतरादीनां जघन्योत्कृष्टान्यपर्याप्तपर्याप्तानाम् ।**
**आसाद्यासंख्येयगुणानि भवन्ति इह योगस्थानानि ॥ १२ ॥**

અર્થ—સૂક્ષ્મ બાદર અપર્યાપ્ત અને પર્યાપ્ત એકેન્દ્રિયાદિના જઘન્ય અને ઉત્કૃષ્ટ યોગસ્થાનકો અનુક્રમે પૂર્વ પૂર્વની અપેક્ષાએ અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—આ સંસારમાં સૂક્ષ્મ અને બાદર અપર્યાપ્ત અને પર્યાપ્ત એકેન્દ્રિયાદિ જીવોના જઘન્ય અને ઉત્કૃષ્ટ યોગસ્થાનકો પૂર્વ પૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર વક્ષ્યમાણ ક્રમે અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ થાય છે. તે આ પ્રમાણે—ભવ પ્રથમ સમયે વર્ત્તમાન લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મ સાધારણ એકેન્દ્રિય જીવનો જે જઘન્ય યોગ તે અત્યંત અલ્પ હોય છે. તેનાથી લબ્ધિ અપર્યાપ્ત ભવ પ્રથમ સમયે વર્ત્તમાન બાદર એકેન્દ્રિયનો જઘન્ય યોગ અસંખ્યાતગુણ હોય છે. તેનાથી ભવ પ્રથમ સમયે વર્ત્તમાન લબ્ધિ અપર્યાપ્ત બેઇન્દ્રિયનો જઘન્ય યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી ભવ પ્રથમ સમયે વર્ત્તમાન લબ્ધિ અપર્યાપ્ત તેઇન્દ્રિયનો જઘન્ય યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી ભવ પ્રથમ સમયે વર્ત્તમાન લબ્ધિ

અપર્યાપ્ત ચઉરિન્દ્રિયનો જઘન્ય યોગ અસંખ્યાતગુણ છે. તે કરતા ભવ પ્રથમ સમયે વર્ત્તમાન લબ્ધિ અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તે કરતા લબ્ધિ અપર્યાપ્ત ભવ પ્રથમ સમયે વર્ત્તમાન સંજ્ઞિપંચેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તેનાથી લબ્ધિ અપર્યાપ્ત સૂક્ષ્મ નિગોદનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણો છે. તેનાથી લબ્ધિ અપર્યાપ્ત બાદર એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તે કરતા પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનો જઘન્ય યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ નિગોદનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તે કરતા પર્યાપ્ત બાદર એકેન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી લબ્ધિ અપર્યાપ્ત બેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તે કરતા લબ્ધિ અપર્યાપ્ત તેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તે કરતા લબ્ધિ અપર્યાપ્ત ચઉરિન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તે કરતા લબ્ધિ અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી લબ્ધિ અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી પર્યાપ્ત બેઇન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તેનાથી પર્યાપ્ત તેઇન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તે કરતા પર્યાપ્ત ચઉરિન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તેનાથી પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તે કરતા પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયનો જઘન્યયોગ અસંખ્યાતગુણ છે. તે કરતા પર્યાપ્ત બેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાતગુણ છે. તેનાથી પર્યાપ્ત તેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યાતગુણ છે. તે કરતા પર્યાપ્ત ચઉરિન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યાતગુણ છે. તેનાથી પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યાતગુણ છે. તેનાથી અનુત્તરવાસિ દેવોનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યાતગુણ છે. તેનાથી ગ્રૈવેયકદેવોનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યાતગુણ છે તે કરતા ભોગભૂમિ—અકર્મભૂમિમાં ઉત્પન્ન થયેલ તિર્યંચ તથા મનુષ્યોનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યાતગુણ છે. તેનાથી આહારક શરીરિનો ઉત્કૃષ્ટયોગ અસંખ્યાતગુણ છે. તે કરતા શેષ દેવ નારકી તિર્યંચ તથા મનુષ્યોનો ઉત્કૃષ્ટયોગ અનુક્રમે અસંખ્યાતગુણ છે. અહિં અસંખ્યાતગુણમાં જે ગુણક સંખ્યા લેવામાં આવે છે તે સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ પ્રદેશરાશિ પ્રમાણ સમજવી અને પર્યાપ્તા સઘળે સ્થળે કરણથી સમજવા. આ પ્રમાણે યોગ સંબંધે સઘળા દ્વારોનો સવિસ્તર વિચાર કર્યો. ૧૨

હવે આ યોગોથી જે કાર્ય થાય તે કહે છે—

**जोगणुरूवं जीवा परिणामंतीह गिण्हिउं दलियं ।**
**भासाणुप्पाणमणोचियं च अवलंबए दव्वं ॥ १३ ॥**

योगानुरूपं जीवाः परिणमयंतीह गृहीत्वा दलिकम् ।
भाषानपानमनउचितं चावलम्बयन्ति द्रव्यम् ॥ १३ ॥

અર્થ—યોગને અનુસરીને જીવો ઔદારિકાદિ પુદ્ગલોને ગ્રહણ કરીને ઔદારિકાદિ શરીરરૂપે પરિણમાવે છે. અને ભાષા શ્વાસોચ્છ્વાસ અને મનોયોગ્ય પુદ્ગલોનું અવલમ્બન લે છે.

ટીકાનુ૦— આ સંસારમાં જીવો યોગને અનુસરીને પુદ્ગલ સ્કંધોને ગ્રહણ કરે છે. જઘન્યયોગે વર્ત્તમાન થોડા પુદ્ગલ સ્કંધોને ગ્રહણ કરે છે, મધ્યમયોગે વર્ત્તમાન મધ્યમ અને ઉત્કૃષ્ટયોગે વર્ત્તમાન ઉત્કૃષ્ટ–ઘણાજ પુદ્ગલસ્કંધોને ગ્રહણ કરે છે. આ પ્રમાણે આ લોકમાં રહેલ ઔદારિકાદિ શરીર યોગ્ય વર્ગણાઓમાંથી યોગને અનુસરીને પુદ્ગલસ્કંધો ગ્રહણ કરે છે અને તેઓને ઔદારિકાદિ શરીરરૂપે પરિણમાવે છે. તથા ભાષા શ્વાસોચ્છ્વાસ અને મનોયોગ્ય વર્ગણાઓમાંથી પુદ્ગલસ્કંધો ગ્રહણ કરે છે તેઓને ભાષા શ્વાસોચ્છ્વાસ તથા મનપણે પરિણમાવે છે અને પરિણમાવીને તે પુદ્ગલોને છોડી દેવામાં હેતુભૂત સામર્થ્યની પ્રાપ્તિ માટે તેજ પુદ્ગલોનું અવલંબન લે છે—સહાય લે છે. તે પુદ્ગલોના અવલંબનથી ઉત્પન્ન થયેલ વીર્યવડે તેઓને મૂકી દે છે. જેમ બિલાડો ઉંચે કૂદવા માટે પહેલા પોતાના શરીરનું સંકોચના બ્હાને અવલંબન લે છે. ત્યાર પછી સંકોચદ્વારા પ્રાપ્ત થયેલા બળવડે ઉંચે કૂદી શકે છે અન્યથા કૂદી શકતો નથી. અથવા કોઈ માણસને લાંબી ફાળ મારવી હોય ત્યારે થોડો પાછો હઠે છે ત્યાર પછીજ ફાળ ભરી શકે છે, નહિ તો બરાબર ફાળ ભરી શકતો નથી. તેવીજ રીતે ભાષાદિ વર્ગણાઓને છોડી મૂકવા તેજ પુદ્ગલોનુ અવલંબન લે છે અને ત્યાર પછી તેના અવલંબનથી ઉત્પન્ન થયેલ વીર્ય દ્વારા તે પુદ્ગલોને છોડી મૂકે છે. કારણ કે સંસારિ જીવોનું વીર્ય પુદ્ગલોના અવલંબનથીજ પ્રવર્ત્તે છે. આ પ્રમાણે યોગનું સ્વરૂપ અને યોગથી શું કાર્ય થાય છે તે [1]કહ્યું. ૧૩

જીવો યોગાનુરૂપ પુદ્ગલસ્કંધો ગ્રહણ કરે છે, પરિણમાવે છે અને અવલંબન લે છે એમ કહ્યું તેથી અહિં શંકા થાય કે કયા પુદ્ગલો ગ્રહણ યોગ્ય છે અથવા કયા પુદ્ગલો ગ્રહણ યોગ્ય નથી ? તેથીજ ગ્રહણ યોગ્ય અને ગ્રહણને અયોગ્ય વર્ગણાઓનું સ્વરૂપ હવે પછીની ગાથામાં કહે છે—

૧ અહિં એટલું સમજવાનું છે કે ઔદારિકાદિ પુદ્ગલોને યોગદ્વારા ગ્રહણ કરે છે તેઓને ઔદારિકાદિ શરીરરૂપે પરિણમાવે છે પણ છોડી મૂકતો નથી, પરંતુ બંધન નામકર્મવડે તેઓને આત્મા પોતાની સાથે જોડી દે છે. અને ભાષા ઉચ્છ્વાસ અને મનોવર્ગણાઓને ગ્રહણ કરી તે તે રૂપે પરિણમાવી તેઓને છોડી મૂકે છે, કારણ કે આત્મા સાથે સંબંધ થવામાં હેતુભૂત તેઓનું બંધન નામકર્મ નથી. એટલે પૂર્વના સમયે ગ્રહણ કરે છે, પછીના સમયે છોડી મૂકે છે આ પ્રમાણે થયા કરે છે.

**एगपएसाइ अणंतजाओ होऊण होंति उरलस्स ।**
**अज्जोगंतरियाओ उ वग्गणाओ अणंताओ ॥ १४ ॥**

**एकप्रदेशाद्या अनंतजा भूत्वा भवंति उरलस्य ।**
**अयोग्यान्तरितास्तु वर्गणा अनन्ताः ॥ १४ ॥**

અર્થ—એક પ્રદેશથી માંડી અનંત પરમાણુની બનેલી વર્ગણાઓને ઓળંગીને ઔદારિકયોગ્ય વર્ગણા થાય છે. ત્યાર પછીથી અગ્રહણ પ્રાયોગ્ય જેની વચમાં રહી છે એવી અનંતવર્ગણાઓ થાય છે.

ટીકાનુ૦—એક પરમાણુથી લઈને યાવત્ અનંતપરમાણુની બનેલી વર્ગણાઓ ઓળંગીને ત્યાર પછીની વર્ગણાઓ ઔદારિકશરીરને યોગ્ય થાય છે. તાત્પર્ય આ પ્રમાણે છે—એક પરમાણુરૂપ વર્ગણા, બે પરમાણુની બનેલી વર્ગણા, ત્રણ પરમાણુની બનેલી વર્ગણા, એમ વધતા વધતા સંખ્યાતા પરમાણુની બનેલી વર્ગણા, અસંખ્યાતા અને અનંતા પરમાણુની બનેલી વર્ગણાઓ જીવને ગ્રહણ યોગ્ય થતી નથી. તથા અનંતાનંત પરમાણુની બનેલી વર્ગણાઓમાંની પણ કેટલીક ગ્રહણ યોગ્ય છે, કેટલીક ગ્રહણ યોગ્ય નથી. તેની અંદર પરમાણુરૂપ વર્ગણા તે પરમાણુવર્ગણા કહેવાય છે. એટલે કે આ [1]જગતમાં જેટલા છુટા પરમાણુઓ છે તે દરેક વર્ગણારૂપ છે. ઓછામાં ઓછા બે અને વધારેમાં વધારે અનંતાનંત પરમાણુઓનો જે પિંડ તે વર્ગણા કહેવાય છે તો છૂટા પરમાણુઓમાં વર્ગણા શબ્દનો વ્યવહાર શી રીતે થઈ શકે ? તેના ઉત્તરમાં સમજવાનું કે પ્રત્યેક પરમાણું અનંતપર્યાય યુક્ત છે તેથી તથા પરમાણુઓમાં પિંડ થવાની શક્તિ છે તેથી દરેક છુટા પરમાણુઓમાં વર્ગણા શબ્દનો વ્યવહાર કર્યો છે. તે વર્ગણાઓ અનન્ત છે અને સંપૂર્ણ લોકવ્યાપ્ત છે. બે પરમાણુના સમુદાયરૂપ દ્વિપરમાણુસ્કન્ધવર્ગણા કહેવાય છે. તે પણ અનન્ત છે અને સંપૂર્ણ લોકવ્યાપ્ત છે. ત્રણ પરમાણુના પિંડરૂપ ત્રિપરમાણુસ્કન્ધવર્ગણા. એજ પ્રમાણે ચતુઃપરમાણુસ્કન્ધવર્ગણા. એમ એક એક વધતા વધતા સંખ્યાતા પરમાણુની બનેલ સં-

૧ પંચમકર્મગ્રંથમાં દેવેન્દ્રસૂરિ મહારાજે જગતમાંના તમામ છૂટા પરમાણુની એક વર્ગણા કહી છે, તેમજ બે પરમાણુના બનેલા જેટલા સ્કંધો છે તેની પણ એક વર્ગણા કહી છે. આવી રીતે સ્વજાતીય સ્કંધોના સમુહની એક એક વર્ગણા કહી છે. અહિં જગતમાંના તમામ છૂટા પરમાણુઓને ભિન્ન ભિન્ન વર્ગણારૂપે કહ્યા છે એમજ બે પરમાણુઓના જેટલા સ્કંધો છે તે દરેકને પણ ભિન્ન ભિન્ન વર્ગણારૂપે કહેલ છે. આવી રીતે સ્વજાતીય તમામ સ્કંધોને ભિન્ન ભિન્ન વર્ગણારૂપે કહેલ છે, અહિં જો કે વિરોધ લાગે છે પણ વાસ્તવિક રીતે વિરોધ નથી. કારણ કે કર્મપ્રકૃતિ પંચસંગ્રહમાં વર્ગણા અને સ્કંધને એકજ અર્થમાં ગ્રહણ કરેલ છે ત્યારે દેવેન્દ્રસૂરિ મહારાજે સ્કંધના સમુહને વર્ગણા કહી છે એમ મને લાગે છે.

ખ્યાતીવર્ગણા, અસંખ્યાતપરમાણુના સમુદાયરૂપ અસંખ્યાતીવર્ગણા અને અનન્તાપરમાણુના પિંડરૂપ ચડતા ચડતા પરમાણુવાળી અનન્તવર્ગણાઓ થાય છે. આ દરેક વર્ગણાઓ સ્વજાતિની અપેક્ષાએ અનંત છે અને સંપૂર્ણ લોકવ્યાપ્ત છે. મૂળથી આરંભીને આ સઘળી વર્ગણાઓમાં પરમાણુઓ અલ્પ હોવાથી તેઓનો [1]સ્થૂલ પરિણામ થાય છે અને તેથી કરીને તે જીવને ગ્રહણ યોગ્ય થતી નથી. અનન્તાનન્ત પરમાણુના સમુદાયરૂપ અનન્તાનન્ત પરમાણુની બનેલી પણ શરૂઆતની વર્ગણાઓ ગ્રહણ યોગ્ય થતિ નથી પરન્તુ જે વર્ગણાઓમાં અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધોના અનન્તમા ભાગ પ્રમાણ પરમાણુઓ હોય તે વર્ગણાઓ ઔદારિક શરીરના નિષ્પાદન માટે ગ્રહણ યોગ્ય થાય છે. એટલે કે જે સ્કન્ધોમાં અભવ્યથી અનંતગુણ અને સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ પરમાણુઓ હોય છે તેવા સ્કન્ધોને ગ્રહણ કરીને તેને ઔદારિકશરીરરૂપે પરિણમાવે છે. આ જઘન્ય વર્ગણા છે એટલે કે ઔદારિકશરીરને યોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. તેમાં અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધના અનન્તમા ભાગપ્રમાણ પરમાણુઓ હોય છે. તે કરતાં એક અધિક પરમાણુવાળી બીજી ગ્રહણપ્રાયોગ્ય વર્ગણા છે, બે અધિક પરમાણુવાળી ત્રીજી ગ્રહણપ્રાયોગ્ય વર્ગણા છે, એમ એક એક પરમાણુ વધારતા વધારતા ત્યાં સુધી કહેવું યાવત્ ઔદારિક શરીરયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણામાં પરમાણુઓ વિશેષાધિક હોય છે. કેટલા વધારે છે તો કહે છે કે—સ્વયોગ્ય જઘન્ય વર્ગણામાં જેટલા પરમાણુઓ હોય છે તે કરતા તેનાજ અનંતમા ભાગપ્રમાણ અધિક પરમાણુઓ તેની ઉત્કૃષ્ટ વર્ગણામાં હોય છે. ગ્રહણ યોગ્ય વર્ગણાઓમાં સર્વત્ર એ પ્રમાણે સમજવું. અહિં ચડતા ચડતા પરમાણુવાળી ઔદારિકશરીરયોગ્ય વર્ગણાઓ જઘન્ય સ્કન્ધમાં જેટલા પરમાણુઓ હોય છે તેના અનન્તમા ભાગપ્રમાણ થાય છે, અને સમાન પરમાણુવાળી સ્વજાતીય અનન્ત હોય છે. આ અનંતમો ભાગ ક્રમશઃ મોટો થતો જાય છે કારણ કે પૂર્વપૂર્વ

૧ અહિં એ સમજવાનું છે કે સ્કંધમાં જેમ જેમ પરમાણુ વધતા જાય છે તેમ તેમ તેનો પરિણામ સૂક્ષ્મ સૂક્ષ્મ થતો જાય છે. જેમ ઓછા ઓછા પરમાણુ હોયછે તેમ તેમ તેનો પરિણામ સ્થૂલ હોય છે. કારણ પુદ્ગલોનો સ્વભાવજ છે. જ્ઞાનીદૃષ્ટ અમુક અમુક જાતના પરિણામવાળા સ્કંધોજ અમુક અમુક શરીરપણે પરિણમે છે અને તે પરિણામ ઓછામાં ઓછા અમુક સંખ્યાવાળા અને વધારેમાં વધારે અમુક સંખ્યાવાળા પરમાણુના બનેલા સ્કંધોમાંજ હોય છે. ઓછામાં ઓછા અને વધારેમાં વધારે જે સંખ્યાવાળા પરમાણુના બનેલા સ્કંધોમાં જે પરિણામ હોય છે તે કરતા એક પણ પરમાણુ વધે કે ઘટે તો તેનો પરિણામ ફરી જાય છે. જે જે પરિણામવાળા સ્કંધો જે જે શરીરને યોગ્ય હોય છે તેને ગ્રહણ કરીને તે તે શરીરપણે પરિણમાવે છે. કેટલી કેટલી સંખ્યાવાળા પરમાણુઓના બનેલા સ્કંધો કયા કયા શરીરને યોગ્ય છે તે આગળ ઉપરજ કહેવાશે.

ગ્રહણપ્રાયોગ્ય વર્ગણાઓથી ઉત્તરોત્તર ગ્રહણપ્રાયોગ્યવર્ગણાઓ અનન્તગુણ પરમાણુ-ઓવાળી હોય છે. ઔદારિકશરીરયોગ્ય ઉત્કૃષ્ટવર્ગણાની અપેક્ષાએ એક અધિક પરમાણુ જે સ્કન્ધોમાં હોય છે તેવા સ્કન્ધો ઔદારિકશરીરને ગ્રહણયોગ્ય થતા નથી. તેવા સ્કન્ધો ગ્રહણ કરીને તેઓને ઔદારિકશરીરપણે પરિણમાવતો નથી. આ જઘન્ય અગ્રહણ પ્રાયોગ્યવર્ગણા છે. બે અધિક પરમાણુવાળી બીજી અગ્રહણપ્રાયોગ્ય વ-ર્ગણા છે. ત્રણ અધિક પરમાણુવાળી ત્રીજી અગ્રહણપ્રાયોગ્ય વર્ગણા છે. એમ એક એક અધિક પરમાણુવાળી વર્ગણાઓ ત્યાંસુધી કહેવી યાવત્ ઉત્કૃષ્ટ અગ્રહ-હણપ્રાયોગ્ય વર્ગણા થાય. જઘન્ય વર્ગણા કરતા ઉત્કૃષ્ટ વર્ગણા અનંતગુણ છે. એટલે કે જઘન્યવર્ગણામાં જેટલા પરમાણુ છે તેઓને અભવ્ય જે અનન્તે છે તે અનન્તે ગુણીએ અને જેટલા થાય તેટલા પરમાણુઓ ઉત્કૃષ્ટ અગ્રહણપ્રાયોગ્ય વર્ગણામાં હોય છે. આ પ્રમાણે સઘળી અગ્રહણપ્રાયોગ્યવર્ગણામાં પોતાની જ-ઘન્ય વર્ગણામાં જેટલા પરમાણુઓ હોય તેઓને અભવ્ય જે અનન્તે છે તે અનન્તે ગુણીએ અને જેટલા થાય તેટલા પરમાણુઓ તેની ઉત્કૃષ્ટ અગ્રહણપ્રાયોગ્યવર્ગણામાં હોય છે. આ સઘળી વર્ગણાઓ ઔદારિકશરીરપણે પ-રિણમી શકતી નથી માટે ઔદારિક પ્રત્યે અગ્રહણયોગ્ય છે. કારણ કે ઘણા પ-રમાણુવાળી હોવાથી તેઓનો પરિણામ સૂક્ષ્મ થાય છે અને તેવા સૂક્ષ્મપરિણા-મવાળી વર્ગણાઓ ઔદારિકપણે પરિણમતી નથી. તેમજ વૈક્રિયશરીરપણે પણ પરિણમી શકતી નથી, માટે વૈક્રિય પ્રત્યે પણ અગ્રહણયોગ્ય છે. કારણ કે તેની અપેક્ષાએ અલ્પ પર-માણુવાળી હોવાથી તેઓનો પરિણામ સ્થૂલ થાય છે, અને તેવા સ્થૂલપરિણામવાળી વર્ગ-ણાઓ વૈક્રિયશરીરપણે પરિણમી શકતી નથી. આ પ્રમાણે આગળ પણ અગ્રહણ વર્ગ-ણાઓના હેતુ માટે સમજવું. અગ્રહણ પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાની અપેક્ષાએ એક અધિક પરમાણુવાળી જે વર્ગણા તે વૈક્રિય શરીર યોગ્ય જઘન્ય વર્ગણા છે. તેવી વર્ગણાઓને ગ્રહણ કરીને આત્મા વૈક્રિયશરીરપણે પરિણમાવે છે. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી વૈક્રિયશરીરની ગ્રહણ યોગ્ય વર્ગણા થાય છે. એમ એક એક અધિક પરમાણુવાળી વૈક્રિયશરીરવિષયક ગ્રહણ યોગ્ય વર્ગણા ત્યાં સુધિ કહેવી યાવત્ ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા વિશેષાધિક પરમાણુવાળી છે. એટલે કે જઘન્યવર્ગણામાં જેટલા પરમાણુ છે તેનો અનંતમો ભાગ ઉત્કૃષ્ટ વર્ગણામાં વધારે છે. વૈક્રિય શરીર પ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક અધિક પરમાણુવાળી જઘન્ય અગ્રહણ યોગ્ય વર્ગણા છે. બે અધિક પરમાણુવાળી બીજી અગ્રહણ યોગ્ય વર્ગણા છે. એ પ્રમાણે એક એક અધિક પરમાણુવાળી વર્ગણા ત્યાં સુધિ કહેવી યાવત્ ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણા થાય. જઘન્ય અગ્રહણ વર્ગણાથી ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણામાં અનંતગુણ પરમાણુ હોય છે. અહિં ગુણક રાશિ અભવ્યથી અનંત-

ગુણ અને સિદ્ધોના અનંતમા ભાગ પ્રમાણ સમજવો. ઉત્કૃષ્ટ અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણાથી એક અધિક પરમાણુના સ્કંધરૂપ આહારકશરીરયોગ્ય જઘન્ય વર્ગણા થાય. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી આહારકશરીરવિષયક ગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા થાય આ પ્રમાણે એક એક અધિક અધિક પરમાણુવાળી વર્ગણાઓ ત્યાં સુધિ કહેવી યાવત્ આહારકશરીરવિષયક ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણામાં અનંતભાગાધિક પરમાણુઓ હોય છે. આહારકશરીરયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાની અપેક્ષાએ એક અધિક પરમાણુના સ્કંધરૂપ અગ્રહણ પ્રાયોગ્ય જઘન્યવર્ગણા થાય. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી અગ્રહણ પ્રાયોગ્ય વર્ગણા થાય, એમ એક એક અધિક પરમાણુવાળી વર્ગણા ત્યાંસુધિ કહેવી યાવત્ ઉત્કૃષ્ટ અગ્રહણયોગ્ય વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણામાં અનંતગુણ પરમાણુઓ હોય છે. ઉત્કૃષ્ટ અગ્રહણવર્ગણાથી એક અધિક પરમાણુ વાળી તૈજસશરીરયોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. બે અધિક પરમાણુવાળી બીજી તૈજસશરીરયોગ્ય ગ્રહણ વર્ગણા થાય છે. આ પ્રમાણે એક એક અધિક પરમાણુવાળી તૈજસશરીરવિષયક વર્ગણા ત્યાં સુધિ કહેવી યાવત્ તેની ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્યવર્ગણા કરતા ઉત્કૃષ્ટ વર્ગણામાં વિશેષાધિક—અનન્તમો ભાગ અધિક પરમાણુઓ હોય છે. તૈજસશરીર યોગ્ય ઉત્કૃષ્ટવર્ગણાથી એક અધિક પરમાણુના સ્કન્ધરૂપ જઘન્ય અગ્રહણયોગ્ય વર્ગણા થાય છે. બે અધિક પરમાણુવાળી બીજી અગ્રહણયોગ્યવર્ગણા થાય છે. એમ એક એક અધિક પરમાણુના સ્કન્ધરૂપ વર્ગણાઓ ત્યાં સુધિ કહેવી યાવત્ ઉત્કૃષ્ટ અગ્રહણયોગ્યવર્ગણા થાય. જઘન્યથી ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણામાં અનન્તગુણ પરમાણુ હોય છે. અગ્રહણયોગ્ય સઘળી વર્ગણાઓમાં ગુણકરાશિ અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધોના અનન્તમા ભાગ પ્રમાણ સમજવો. અગ્રહણયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક અધિક પરમાણુના સ્કન્ધરૂપ જઘન્ય ભાષાયોગ્ય વર્ગણા થાય છે. જે પુદ્ગલોને આત્માઓ ગ્રહણ કરી સત્યાદિભાષારૂપે પરિણમાવીને અને અવલંબનલઈને છોડી મૂકે છે, તે ભાષાયોગ્ય વર્ગણા કહેવાય છે. બે અધિક પરમાણુવાળી બીજી ભાષાયોગ્ય વર્ગણા થાય છે. એમ એક એક અધિક પરમાણુના સ્કન્ધરૂપ ભાષાપ્રાયોગ્યવર્ગણા ત્યાંસુધિ કહેવી યાવત્ તેની ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી તેના અનન્તમા ભાગ પ્રમાણ પરમાણુઓ ઉત્કૃષ્ટ વર્ગણામાં વધારે હોય છે. ઉત્કૃષ્ટ ભાષાયોગ્યવર્ગણાથી એક અધિક પરમાણુવાળી અગ્રહણયોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. બે અધિક પરમાણુના સ્કન્ધરૂપ બીજી અગ્રહણયોગ્ય વર્ગણા થાય છે. એમ એક એક પરમાણુ અધિક કરતા ત્યાંસુધિ જવું કે ઉત્કૃષ્ટ અગ્રહણવર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ અગ્રહણવર્ગણામાં અનંતગુણ પરમાણુઓ હોય છે. અગ્રહણયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાની અપેક્ષાએ એક અધિક પરમાણુના સ્કન્ધરૂપ

શ્વાસોચ્છ્વાસયોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. જે પુદ્‌ગલોને ગ્રહણ કરીને શ્વાસોચ્છવાસપણે પરિણમાવીને અને તેનું અવલંબન લઇને છોડી મૂકે છે તે પ્રાણ.પ.નયોગ્યવર્ગણા કહેવાય છે. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી પ્રાણાપાનયોગ્ય વર્ગણા થાય છે. એ પ્રમાણે એક એક પરમાણુ અધિક કરતા ત્યાં સુધિ કહેવું કે પ્રાણાપાનયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા પોતાના અનંતભાગઅધિક પરમાણુવાળી હોય છે. પ્રાણાપાનયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક અધિક પરમાણુના સ્કંધરૂપ અગ્રહણયોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી અગ્રહણ યોગ્ય વર્ગણા થાય છે. એ પ્રમાણે એક એક અધિક પરમાણુના સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે અગ્રહણયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાના પરમાણુઓથી ઉત્કૃષ્ટ વર્ગણામાં અનંતગુણા પરમાણુઓ હોય છે. અગ્રહણ યોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાની અપેક્ષાએ એક પરમાણુ જેની અંદર વધારે હોય તે મનઃપ્રાયોગ્ય જઘન્યવર્ગણા થાય છે. જે પુદ્‌ગલસ્કંધોને ગ્રહણ કરીને સત્યાદિ મનરૂપે પરિણમાવીને અને તેનુ અવલંબન લઈ છોડી મૂકે છે, તે મનઃપ્રાયોગ્ય વર્ગણા કહેવાય છે. તેનાથી બે અધિક પરમાણુવાળી બીજી મનઃપ્રાયોગ્ય વર્ગણા થાય છે. એમ એક એક અધિક પરમાણુના સ્કંધરૂપ વર્ગણાઓ ત્યાં સુધી કહેવી કે ઉત્કૃષ્ટ મનઃપ્રાયોગ્ય વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણામાં વિશેષાધિક પરમાણુઓ હોય છે. મનોયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક અધિક પરમાણુના સ્કંધરૂપ જઘન્ય અગ્રહણયોગ્ય વર્ગણા થાય છે. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી અગ્રહણ વર્ગણા થાય છે. એ પ્રમાણે એક એક પરમાણુ વધારતા ત્યાં સુધિ કહેવું કે અગ્રહણયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણામાં અનંતગુણ પરમાણુઓ હોય છે. અગ્રહણ યોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક પરમાણુ જે વર્ગણામાં વધારે હોય તે કર્મયોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. જે વર્ગણાઓને ગ્રહણ કરીને આત્માઓ જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મરૂપે પરિણમાવે છે. આ જઘન્ય સ્કંધથી એક પરમાણુ વધારે જે સ્કંધોમાં હોય તે બીજી કર્મયોગ્ય વર્ગણા થાય છે. આ પ્રમાણે એકએક પરમાણુ અધિક કરતા ત્યાં સુધિ કહેવું કે ઉત્કૃષ્ટ કર્મયોગ્ય વર્ગણા થાય. જઘન્ય વર્ગણા કરતા ઉત્કૃષ્ટ વર્ગણામાં વિશેષાધિક એટલે અનંતમો ભાગ અધિક એટલે કે જઘન્ય વર્ગણામાં જેટલા પરમાણુઓ હોય તેના અનંતમા ભાગ પ્રમાણ પરમાણુઓ ઉત્કૃષ્ટ વર્ગણામાં વધારે હોય છે. આ છેલ્લી વર્ગણા કાર્મણ વર્ગણા કહેવાય છે. જ્ઞાનાવરણીયાદિ આઠ કર્મરૂપે પરિણમાવવા આ વર્ગણાઓમાંથી સમયે સમયે અનંતી અનંતી ગ્રહણ કરે છે. આ પ્રમાણે અગ્રહણ યોગ્ય આઠ અને જીવોને ગ્રહણ યોગ્ય આઠ વર્ગણાનું[1] સ્વરૂપ કહ્યું. ૧૪

૧ આ વર્ગણાઓના સ્વરૂપના કથનથી સમજાયું હશે કે અમુકથી અમુક સંખ્યાવાળા પરમાણુની બનેલી વર્ગણાઓજ અમુક અમુક શરીરાદિરૂપે પરિણમી શકે છે. જઘન્ય વર્ગ-

તે પૂર્વોક્ત વર્ગણાઓના નામો આ નીચે ગાથામાં કહે છે—

**ओरालविउव्वाहार तेयभासाणुपाणमकम्मे ।**

**औदारिकवैक्रियाहारक तैजसभाषाप्राणापानमनःकर्म्मणि ।**

અર્થ—આદારિક, વૈક્રિય, આહારક, તૈજસ, ભાષા, પ્રાણાપાન, મન અને કાર્મણ વિષયક ગ્રહણ યોગ્ય આઠ વર્ગણાઓ છે.

ટીકાનુ૦—પ્રથમ અગ્રહણયોગ્ય, ત્યાર પછી ઔદારિક ગ્રહણ યોગ્ય, પછી અગ્રહણયોગ્ય, પછી વૈક્રિય ગ્રહણયોગ્ય, આ પ્રમાણે અગ્રહણ વર્ગણાથી અંતરિત ગ્રહણ વર્ગણાઓ છે. છેલ્લી કાર્મણવર્ગણા છે. આ પ્રમાણે અત્યાર સુધિ આઠ અગ્રહણ અને આઠ ગ્રહણયોગ્ય વર્ગણાઓનું સ્વરૂપ કહ્યું.

હવે દરેક વર્ગણામાં પરમાણુઓનું અલ્પબહુત્વ અને તેઓનું અવગાહ ક્ષેત્ર કહે છે—

**अह दव्व वग्गणाणं कमो विवज्जासओ खित्ते ॥१५॥**

**अथ द्रव्यं वर्गणानां क्रमः विपर्यासतः क्षेत्रे ॥ १५ ॥**

અર્થ—હવે વર્ગણાઓના દ્રવ્યને આશ્રયી વિચારતા ઉત્તરોત્તર પરમાણુઓ વધારે વધારે હોય છે, ક્ષેત્ર આશ્રયી વિપરીત ક્રમ છે.

ટીકાનુ૦—જે ક્રમે ઉપર ઔદારિકાદિ વર્ગણાઓ કહી છે તે ક્રમે તે વર્ગણાઓમાં પુદ્ગલ પરમાણુઓ વધતા જાય છે. તે આ પ્રમાણે—ઔદારિકવર્ગણાઓમાં અન્ય વર્ગણાની અપેક્ષાએ પરમાણુઓ અલ્પ છે. તેઓથી વૈક્રિય વર્ગણાઓમાં અનંતગુણ પરમાણુઓ છે, તેનાથી આહારકવર્ગણાઓમાં અનંતગુણ પરમાણુઓ હોય છે, તે કરતા તૈજસ શરીરયોગ્ય વર્ગણાઓમાં અનંતગુણ પરમાણુઓ છે, એજ પ્રમાણે ભાષા, શ્વાસોચ્છ્વાસ, મનઃ અને કર્મયોગ્ય વર્ગણાઓમાં અનુક્રમે અનંત અનંતગુણ પરમાણુઓ હોય છે. તથા ક્ષેત્રના વિષયમાં વિપરીત ક્રમ સમજવો. તે આ પ્રમાણે—કાર્મણવર્ગણાનું અવગાહના ક્ષેત્ર સર્વથી અલ્પ છે, તે કરતા મનઃપ્રાયોગ્ય વર્ગણાનું અવગાહના ક્ષેત્ર અસંખ્યાતગુણ છે, એટલે કે કર્મયોગ્ય એક વર્ગણા જેટલા આકાશ પ્રદેશને અવગાહીને રહે છે, તેનાથી અસંખ્યાતગુણ આકાશપ્રદેશને અવગાહીને મનઃપ્રાયોગ્ય એક વર્ગણા રહે છે. આ પ્રમાણે સર્વત્ર સમજવું. તેનાથી શ્વાસોચ્છવાસ વર્ગણાનું અવગાહના ક્ષેત્ર અસંખ્યાતગુણ છે.

ણામાંથી એક પણ પરમાણુ ઘટે કે ઉત્કૃષ્ટ વર્ગણામાં એક પણ પરમાણુ વધે તો તેનો પરિણામ ફરી જાય છે. જેટલા જેટલા પરમાણુવાળી વર્ગણાઓ જે જે શરીરાદિને યોગ્ય કહી છે. તેટલા તેટલા પરમાણુવાળી વર્ગણાઓનેજ ગ્રહણ કરીને તે તે શરીરાદિરૂપે પરિણમાવી શકે છે.

તે કરતા અનુક્રમે ભાષા તૈજસ આહારક વૈક્રિય અને ઔદારિક વર્ગણાઓનું અવગાહના ક્ષેત્ર અસંખ્યાત અસંખ્યાતગુણુ છે. ઉપર જે અવગાહના ક્ષેત્ર કહ્યું છે તે એકેક વર્ગણાની અપેક્ષાએ સમજવાનું છે. જો એમ ન હોય તો ઔદારિકાદિ સઘળી વર્ગણાઓ—ઔદારિકપ્રાયોગ્ય પહેલી વર્ગણા, ઔદારિક યોગ્ય બીજી વર્ગણા એ પ્રમાણે દરેક વર્ગણાઓ અનંતાનંત છે અને સંપૂર્ણ લોકવ્યાપીને રહેલી છે અને સંપૂર્ણ લોકવ્યાપી હોવાથી સંપૂર્ણ લોકપ્રમાણ અવગાહના ક્ષેત્ર થઇ જાય અને અવગાહના ક્ષેત્ર તો અંગુલના અસંખ્યાતમા ભાગનું કહ્યું છે તેથીજ એક એક સ્કંધ વર્ગણાનું અવગાહના ક્ષેત્ર અંગુલના અસંખ્યાતમા ભાગનું સમજવાનું છે. સ્વજાતીય અનન્ત સ્કંધનું નહિ. ૧૫.

હવે કાર્મણ વર્ગણા ઉપરની વર્ગણાઓનું સ્વરૂપ કહે છે—

**कम्मोवरिं धुवेयरसुन्ना पत्तेयसुन्नबादरगा ।**
**सुन्ना सुहुमे सुन्ना महक्खंधो सगुणनामाओ ॥ १६ ॥**

**कर्म्मण उपरि ध्रुवेतरशून्याः प्रत्येकशून्यबादरगाः ।**
**शून्या सूक्ष्मे शून्या महास्कन्धे सगुणनामानः ॥ १६ ॥**

અર્થ—કાર્મણ વર્ગણા પછી ધ્રુવાચિત્ત વર્ગણા, ત્યાર પછી અનુક્રમે અધ્રુવાચિત્ત,શુન્ય, પ્રત્યેક શરીર, શૂન્ય, બાદરનિગોદાશ્રિત, શૂન્ય, સૂક્ષ્મનિગોદાશ્રિત, શૂન્ય, અને છેલ્લી અચિત્ત મહાસ્કંધ વર્ગણા છે. આ સઘળી વર્ગણાઓ સાર્થક નામવાળી છે.

ટીકાનુ૦—કર્મપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ વર્ગણાથી એક પરમાણુ જે વર્ગણાઓમાં અધિક છે તે ધ્રુવાચિત્ત જઘન્ય વર્ગણા છે. જે વર્ગણાઓમાં બે પરમાણુ અધિક છે તે બીજી ધ્રુવાચિત્ત વર્ગણા છે. આ પ્રમાણે એક એક પરમાણુ અધિક અધિક કરતા ત્યાં સુધિ કહેવું કે ધ્રુવાચિત્ત ઉત્કૃષ્ટ વર્ગણા થાય. ધ્રુવાચિત્ત જઘન્ય વર્ગણામાં જેટલા પરમાણુઓ છે તેને સર્વજીવ જે અનંતે છે તે અનંતે ગુણીએ અને જે સંખ્યા થાય તેટલા પરમાણુઓ ધ્રુવાચિત્ત ઉત્કૃષ્ટ વર્ગણામાં હોય છે.

પ્રશ્ન—ધ્રુવાચિત્ત દ્રવ્ય વર્ગણા એટલે શું ?

ઉત્તર—જઘન્યથી ઉત્કૃષ્ટ પર્યંત ચડતા ચડતા પરમાણુવાળી એકે એક જે વર્ગણાઓ લોકમાં અવશ્ય હોય છે, પરંતુ કોઇ દિવસ એમાંની કોઇપણ વર્ગણાઓ વિનાનો લોક હોતો નથી. કદાચ એમાંની કોઇક વર્ગણા નષ્ટ થાય તો તેના સ્થાને અન્ય વર્ગણા ઉત્પન્ન થાય છે, માટે તે ધ્રુવવર્ગણા કહેવાય છે.

પ્રશ્ન—દરેક વર્ગણાઓ અચિત્ત છે તો આ વર્ગણાને અચિત્ત વિશેષણ શા માટે જોડ્યું ?

ઉત્તર—જો કે દરેક વર્ગણાઓ વાસ્તવિક રીતે અચિત્ત છે પરન્તુ જે વર્ગણાઓ જીવસાથે જોડાય છે તે વર્ગણાઓ ઉપચારથી સચિત્ત કહેવાય છે. જેમ ઔદારિકાદિ વર્ગણાઓ. ધ્રુવાચિત્ત અને પછી જે વર્ગણાઓ કહેવાશે તેઓને આત્મા કોઈ દિવસ ગ્રહણ કરતો નથી માટે તે વર્ગણાઓને અચિત્ત કહેલી છે. ધ્રુવાચિત્ત ઉત્કૃષ્ટ વર્ગણાથી એક અધિક પરમાણુના સ્કંધરૂપ અધ્રુવાચિત્ત જઘન્ય વર્ગણા થાય છે. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી અધ્રુવાચિત્ત વર્ગણા થાય છે. એ પ્રમાણે એક એક અધિક પરમાણુના સ્કંધરૂપ વર્ગણા ત્યાં સુધિ કહેવી કે અધ્રુવાચિત્ત ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણા કરતા ઉત્કૃષ્ટ વર્ગણા અનંતગુણ છે. એટલે કે જઘન્યવર્ગણામાં જેટલા પરમાણુઓ છે તેને સર્વજીવ જે અનંત છે તે અનંતે ગુણતા જેટલા થાય તેટલા પરમાણુઓ ઉત્કૃષ્ટ વર્ગણામાં છે.

પ્રશ્ન—અધ્રુવાચિત્ત વર્ગણા એટલે શું ?

ઉત્તર—અધ્રુવાચિત્ત દ્રવ્યવર્ગણામાં જઘન્યથી ઉત્કૃષ્ટ પર્યંત ચડતા ચડતા પરમાણુવાળી જે વર્ગણાઓ કહી છે તે સઘળી વર્ગણાઓ અવશ્ય હોયજ છે એમ નથી. કોઇક વર્ગણા કોઇ વખત હોય છે, કોઇક વખત નથી પણ હોતિ આજ કારણથી તે સાંતરનિરંતરવર્ગણા કહેવાય છે. અધ્રુવાચિત્ત ઉત્કૃષ્ટવર્ગણાથી એક અધિક પરમાણુના સ્કંધરૂપ પહેલી ધ્રુવ શૂન્યવર્ગણા, બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી શૂન્યવર્ગણા, એમ એક એક અધિક કરતા ઉત્કૃષ્ટવર્ગણા પ્રર્યંત કહેવું. જઘન્ય કરતાં ઉત્કૃષ્ટવર્ગણા અનંતગુણ છે. જઘન્યવર્ગણામાં જે સંખ્યા હોય તેને સર્વજીવ જે અનંતે છે તે અનંતે ગુણીએ અને જે સંખ્યા થાય તેટલા ઉત્કૃષ્ટવર્ગણામાં હોય છે. આ પહેલી ધ્રુવશૂન્યવર્ગણા છે. આવી વર્ગણાઓ કોઇ કાળે જગતમાં હોતીજ નથી માત્ર ઉપરની વર્ગણાઓની બાહુલ્યતા બતાવવા માટેજ એક અધિક પરમાણુના સ્કંધરૂપ બે અધિક પરમાણુના સ્કંધરૂપ એ પ્રમાણે નિરૂપણ કર્યું છે.

પ્રશ્ન—ધ્રુવ શૂન્યવર્ગણા એટલે શું ?

ઉત્તર—જે વર્ગણાઓ આ જગતમાં કોઇ દિવસ હોતીજ નથી. એટલે કે અધ્રુવાચિત્ત ઉત્કૃષ્ટ વર્ગણાથી પ્રત્યેકશરીરિ જઘન્ય વર્ગણા સુધિમાં ચડતા ચડતા પરમાણુવાળી કોઇપણ વર્ગણાઓ કોઇ દિવસ જગતમાં હોતિજ નથી, તેથી તે ધ્રુવશૂન્યવર્ગણા કહેવાય છે. આગળ પણ ધ્રુવશૂન્ય વર્ગણા માટે આ પ્રમાણે સમજવું. ઉત્કૃષ્ટ ધ્રુવશૂન્યવર્ગણાથી એક અધિક પરમાણુવાળી પહેલી પ્રત્યેક શરીરિવર્ગણા, બે અધિક પરમાણુવાળી બીજી પ્રત્યેક શરીરિવર્ગણા, એમ એક એક વધારતા ત્યાં સુધિ કહેવું કે પ્રત્યેકશરીરિ ઉત્કૃષ્ટવર્ગણા થાય. જઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટવર્ગણા અસંખ્યાતગુણ પરમાણુવાળી છે. એટલે કે જઘન્યવર્ગણામાં જેટલા પરમાણુ છે

તેને સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તે અસંખ્યાતે ગુણીએ અને જેટલા થાય તેટલા પરમાણુઓ પ્રત્યેકશરીરિ ઉત્કૃષ્ટ વર્ગણામાં હોય છે.

પ્રશ્ન—પ્રત્યેક શરીરિવર્ગણા એટલે શું ?

ઉત્તર— પ્રત્યેક નામકર્મના ઉદયવાળા જીવોને યથાસંભવ સત્તામાં રહેલ ઔદારિક વૈક્રિય આહાર તૈજસ અને કાર્મણનામકર્મના પુદ્ગલોને અવલંબીને સર્વજીવથી અનંતગુણપરમાણુવાળી જે વર્ગણાઓ રહી છે તે પ્રત્યેક શરીરિવર્ગણા કહેવાય છે. આ વર્ગણાઓને આત્મા કોઇ કર્મના ઉદયથી ગ્રહણ કરતો નથી પરંતુ વિશ્રસાપરિણામવડેજ ઔદારિકાદિ પાંચ શરીરનામકર્મના પુદ્ગલોને અવલંબીને રહેલ છે. શતકચૂર્ણિમાં કહ્યું છે કે—પ્રત્યેક નામકર્મના ઉદયવાળા જીવોને ઔદારિક આદિ પાંચ શરીરનામકર્મના જે કર્માણુઓ સત્તામાં રહ્યા છે તેના એક એક પ્રદેશે સર્વજીવ કરતા અનંતગુણા પરમાણુવાળી જે વર્ગણાઓ વિશ્રસાપરિણામ વડે ઉપચિત થયેલ છે—અવલંબીને રહી છે તે પ્રત્યેક વર્ગણા કહેવાય છે.

પ્રશ્ન—જઘન્ય પ્રત્યેક વર્ગણાથી ઉત્કૃષ્ટ પ્રત્યેક વર્ગણામાં સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સમયોવડે ગુણતા જેટલા પરમાણુઓ થાય તેટલા પરમા ઓ હોય છે એ ઉપર કહ્યું છે. તો અહિં સૂક્ષ્મ ક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગે ગુણવાનુ કારણ શું ?

ઉત્તર—કાર્મણ વર્ગણાઓનું ગ્રહણ યોગને અનુસરીને થાય છે. જઘન્યયોગ હોય ત્યારે થોડી વર્ગણાઓનું ગ્રહણ થાય છે અને ઉત્કૃષ્ટ યોગ હોય ત્યારે ઘણી વર્ગણાઓનું ગ્રહણ થાય છે. જઘન્યયોગસ્થાનકથી ઉત્કૃષ્ટયોગસ્થાનક સૂક્ષ્મક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગવડે ગુણતા જેટલું થાય તેટલું હોય છે. તેથી કર્મવર્ગણાઓનું ગ્રહણ પણ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગે ગુણતા જે આવે તેટલુંજ થાય છે. જઘન્યયોગે પણ આત્મા અનંત વર્ગણાઓનેજ ગ્રહણ કરે છે. જઘન્યયોગે જેટલી વર્ગણા ગ્રહણ કરે છે તેને સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયોએ ગુણતા જેટલી થાય તેટલી વર્ગણાઓ ઉત્કૃષ્ટયોગે ગ્રહણ કરે છે. એટલે જ્યારે જઘન્યયોગ્ય હોય અને કર્મયોગ્ય વર્ગણાઓનું ગ્રહણ અલ્પ થાય ત્યારે જઘન્ય પ્રત્યેક શરીરિ વર્ગણાઓ પ્રાપ્ત થાય છે અને જ્યારે યોગ ઉત્કૃષ્ટ હોય અને કર્મયોગ્ય વર્ગણાઓનું વધારે પ્રમાણમાં ગ્રહણ થાય ત્યારે ઉત્કૃષ્ટ પ્રત્યેક શરીરિ વર્ગણા પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ છે કે જઘન્યયોગ હોય ત્યારે જઘન્ય પ્રત્યેક શરીરિ વર્ગણાઓ પ્રાપ્ત થાય છે. અને જેમ જેમ યોગ વધતો જાય છે તેમ તેમ વધારે વધારે પરમાણુવાળી પ્રત્યેક શરીરિ વર્ગણાઓ પ્રાપ્ત થતી જાય છે. અને જ્યારે ઉત્કૃષ્ટ યોગ હોય છે ત્યારે વધારેમાં વધારે પરમાણુવાળી વર્ગણાઓ પ્રાપ્ત થાય છે. આ રીતે યોગની સાથે સંબંધ

હોવાથી અને યોગ જઘન્યથી ઉત્કૃષ્ટ સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમના અસંખ્યાતમા ભાગે ગુણતા જેટલો થાય તેટલોજ હોવાથી પ્રત્યેક શરીરિ વર્ગણામાં પણ સૂક્ષ્મક્ષેત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ગુણવાનું કહ્યું છે. પ્રત્યેક શરીરિ ઉત્કૃષ્ટ વર્ગણાથી એક અધિક પરમાણુવાળી બીજી જઘન્ય ધ્રુવશૂન્યવર્ગણા થાય છે, બે અધિક પરમાણુવાળી બીજી ધ્રુવશૂન્યવર્ગણા, એમ એક એક વધારતા ત્યાં સુધી કહેવું કે યાવત્ તેની ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણા અસંખ્યાતગુણી છે. જઘન્ય વર્ગણામાં જે સંખ્યા હોય તેને અસંખ્યાતાલોકાકાશ પ્રદેશપ્રમાણ પ્રદેશોવડે ગુણતા જે સંખ્યા થાય તેટલા ઉત્કૃષ્ટ વર્ગણામાં હોય છે. આ બીજી ધ્રુવશૂન્યવર્ગણા થઇ. અહિં પણ ધ્રુવશૂન્યવર્ગણાનો અર્થ પહેલી ધ્રુવશૂન્ય વર્ગણા પ્રમાણે સમજી લેવો. બીજી ઉત્કૃષ્ટ ધ્રુવશૂન્યવર્ગણાથી એક અધિક પરમાણુવાળી જઘન્ય બાદરનિગોદ વર્ગણા થાય છે. બે અધિક પરમાણુવાળી બીજી વર્ગણા થાય છે. આ પ્રમાણે એક એક પરમાણુ અધિક કરતા ત્યાં સુધિ કહેવું કે ઉત્કૃષ્ટ બાદરનિગોદવર્ગણા થાય. જઘન્યથી ઉત્કૃષ્ટ અસંખ્યાતગુણ છે. અહિં પણ ગુણ-કરાશિ ક્ષેત્રપલ્યોપમનો અસંખ્યાતમો ભાગજ છે. સૂક્ષ્મક્ષેત્રપલ્યોપમનો અસં-ખ્યાતમો ભાગજ ગુણનારી સંખ્યા શા માટે છે તે સઘળો વિચાર પ્રત્યેક શરીરિ વર્ગણા પ્રમાણે સમજી લેવો.

પ્રશ્ન—બાદરનિગોદવર્ગણા એટલે શું ?

ઉત્તર—સાધારણ નામકમના ઉદયવાળા બાદર એકેન્દ્રિય જીવોને સત્તામાં રહેલ ઔદારિક તૈજસ અને કાર્મણનામકર્મના પુદ્ગલ પરમાણુઓને વિશ્રસા પરિ-ણામવડે અવલંબીને સર્વજીવ કરતા અનંતગુણ પરમાણુવાળી જે વર્ગણાઓ રહી છે, તે બાદરનિગોદવર્ગણા કહેવાય છે. જો કે પંચેન્દ્રિયમાંથી બાંધીને ગયેલા કેટલાક બાદરનિગોદિયા જીવોને કેટલોક કાળ વૈક્રિય અને આહારકશરીર નામકર્મની પણ સત્તા હોય છે પરંતુ ત્યાં ગયા પછી પ્રથમ સમયથી ઉવેલાતા હોવાથી અત્યંત અસાર છે માટે તેની વિવક્ષા કરી નથી. ઉત્કૃષ્ટ બાદરનિગોદ વર્ગણાથી એક અધિક પરમાણુવાળી ત્રીજી જઘન્ય ધ્રુવશૂન્યવર્ગણા, બે અધિક પરમાણુવાળી બીજી શૂન્યવર્ગણા, આ પ્રમાણે એક એક અધિક કરતા ત્યાં સુધી કહેવું યાવત્ ઉત્કૃષ્ટ શૂન્ય વર્ગણા થાય. જઘન્યથી ઉત્કૃષ્ટ અસંખ્યાતગુણ છે. જઘન્યવર્ગણામાં જે સંખ્યા છે તેને અંગુલમાત્ર ક્ષેત્રમાં જેટલા આકાશપ્રદેશ હોય તેના આવલિકાના અસંખ્યાતમા ભાગના જેટલા સમયો છે તેટલા વર્ગમૂળ કરવા, તેમાંના છેલ્લા વર્ગમૂળના અ-સંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશો હોય તેવડે ગુણાકાર કરવો અને જેટલા પરમાણુઓ થાય તેટલા પરમાણુઓ ઉત્કૃષ્ટ ધ્રુવશૂન્યવર્ગણામાં હોય છે. ઉત્કૃષ્ટ ધ્રુવશૂન્યવર્ગણાથી એક અધિક પરમાણુના સ્કંધરૂપ જઘન્ય સૂક્ષ્મનિગોદ

વર્ગણા થાય છે. એક અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી વર્ગણા, એમ એક એક વધારતા ઉત્કૃષ્ટવર્ગણા પર્યંત કહેવુ. જઘન્ય વર્ગણાથી ઉત્કૃષ્ટ અસંખ્યાતગુણ છે. જઘન્યવર્ગણામાં જેટલા પરમાણુઓ હોય તેને આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ સમયોવડે ગુણતા જેટલા થાય તેટલા પરમાણુઓ ઉત્કૃષ્ટ સૂક્ષ્મ-નિગોદવર્ગણામાં હોય છે. આ વર્ગણાનું સ્વરૂપ સામાન્યતઃ બાદરનિગોદવર્ગણાની જેમ સમજવું. અહિં જઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટવર્ગણામાં ગુણકસંખ્યા આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયો કહી છે. કારણ સૂક્ષ્મનિગોદજીવોના જઘન્ય યોગ-સ્થાનકથી ઉત્કૃષ્ટ યોગસ્થાનક આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયવડે ગુણતા જે થાય તેટલુંજ હોય છે, વધારે હોતું નથી. કર્મપ્રદેશોનું ગ્રહણ યોગાધીન છે અને તેને અધીન સૂક્ષ્મનિગોદવર્ગણા છે, તેથીજ જઘન્યથી ઉત્કૃષ્ટવર્ગણામાં આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયોવડે ગુણતા જે સંખ્યા થાય તેટલાજ પરમાણુઓ હોય છે. સૂક્ષ્મનિગોદ ઉત્કૃષ્ટવર્ગણાથી એક અધિક પરમાણુના સ્કંધરૂપ ચોથી જઘન્ય ધ્રુવશૂન્યવર્ગણા છે. બે અધિક પરમાણુના સ્કંધરૂપ બીજી ધ્રુવશૂન્યવર્ગણા થાય છે. એમ એક એક વધારતા ત્યાં સુધિ કહેવું યાવત્ ઉત્કૃષ્ટ ધ્રુવશૂન્યવર્ગણા થાય. જઘન્ય કરતા ઉત્કૃષ્ટ અસંખ્યાતગુણ છે. જઘન્યવર્ગણામાં જે સંખ્યા હોય તેને પ્રતરના અસંખ્યાતમાં ભાગમાં રહેલ અસંખ્યાતી સૂચિશ્રેણિના આકાશ-પ્રદેશોવડે ગુણતા જે સંખ્યા થાય તેટલા ઉત્કૃષ્ટ ધ્રુવશૂન્યવર્ગણામાં હોય છે. ધ્રુવ-શૂન્યવર્ગણા એટલે જે વર્ગણાઓ આ જગતમાં કોઇકાળે હોયજ નહિ. માત્ર ઉપરની વર્ગણાઓનું બાહુલ્ય બતાવવા માટેજ કહેવામાં આવી હોય. આ હકીકત પહેલા કહી છે. ઉત્કૃષ્ટ ધ્રુવશૂન્યવર્ગણાથી એક અધિક પરમાણુવાળી જઘન્ય અચિત્ત મહાસ્કંધવર્ગણા થાય છે. બે અધિક પરમાણુવાળી બીજી મહાસ્કંધવર્ગણા, એમ એક એક વધારતા ઉત્કૃષ્ટ મહાસ્કંધવર્ગણા પર્યંત કહેવું. જઘન્ય કરતા ઉત્કૃષ્ટ અસંખ્યાતગુણી છે. જઘન્ય મહાસ્કંધવર્ગણામાં જેટલા પરમાણુઓ રહ્યા છે તેને પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયોથી ગુણતા જે સંખ્યા થાય તેટલા પરમાણુઓ ઉત્કૃષ્ટ અચિત્તમહાસ્કંધ વર્ગણામાં હોય છે.

પ્રશ્ન—મહાસ્કંધવર્ગણા એટલે શું ?

ઉત્તર—જે વર્ગણાઓ વિશ્રસાપરિણામે ટંક શિખર અને પર્વતાદિ મોટા મોટા સ્કંધોને અવલંબીને રહેલી છે, તે મહાસ્કંધવર્ગણા કહેવાય છે. આ મહા-સ્કંધવર્ગણાઓ જ્યારે જ્યારે ત્રસજીવોની સંખ્યા વધારે હોય ત્યારે ત્યારે અલ્પ હોય છે અને જ્યારે ત્રસજીવોની સંખ્યા અલ્પ હોય ત્યારે વધારે હોય છે. કારણ વસ્તુસ્વભાવજ છે. જ્યારે ત્રસજીવો ઘણા હોય છે ત્યારે ગ્રહણયોગ્ય વર્ગણાઓનું ગ્રહણ વધારે પ્રમાણમાં થાય ત્યારે આવી અગ્રહણયોગ્ય વર્ગણા થોડી હોય. ત્રસ જીવો ઓછા હોય ત્યારે ગ્રહણ યોગ્ય વર્ગણાઓનું ગ્રહણ અલ્પ થાય ત્યારે સ્વાભાવિક

રીતે આવા સ્કંધોનો પરિણામ વધારે થાય. શતકચૂર્ણિમાં કહ્યું છે કે—'વિશ્રસા પરિણામે ટંક કૂટ અને પર્વતાદિ સ્થાનોને અવલંબીને જે વર્ગણાઓ રહી છે તે મહાસ્કંધવર્ગણા કહેવાય છે. ૧ જે કાળે ત્રસકાયનો રાશિ વધારે પ્રમાણમાં હોય છે તે કાળે અચિત્તમહાસ્કંધવર્ગણાઓ થોડી હોય છે. ૨ અને જે કાળે ત્રસકાયરાશિ અલ્પપ્રમાણમાં હોય છે તે કાળે મહાસ્કંધવર્ગણાઓ વધારે હોય છે. ૩ આ પ્રમાણે પરમાણુ વર્ગણાથી મહાસ્કંધવર્ગણા પર્યંત સઘળી વર્ગણાઓનું સ્વરૂપ કહ્યું. જો કે અહિં યોગદ્વારા જે વર્ગણાઓનું ગ્રહણ થાય છે તેનુંજ સ્વરૂપ કહેવું જોઇએ છતા અન્યવર્ગણાઓનું સ્વરૂપ પણ પ્રસંગવશાત્ કહ્યું છે. આ સઘળી વર્ગણાઓ અન્વર્થ નામવાળી છે. જેમ કે—એક એક પરમાણુરૂપ વર્ગણા તે પરમાણુવર્ગણા, બે પરમાણુના પિંડરૂપ વર્ગણા તે દ્વિપરમાણુસ્કંધવર્ગણા વિગેરે. અચિત્તમહાસ્કંધ સુધીની સઘળી વર્ગણાઓ પ્રદેશોની અપેક્ષાએ અનુક્રમે મોટી મોટી છે છતા દરેક વર્ગણા અંગુલના અસંખ્યાતમા ભાગની અવગાહનાવાળી છે. કર્મપ્રકૃતિમાં કહ્યું છે કે—'દરેક વર્ગણાની અવગાહના અંગુલના અસંખ્યાતમા ભાગની છે' ૧૬.

આ પ્રમાણે ટીકામાં કહેલ અર્થનો સૂત્રકાર પણ અનુવાદ કરે છે—

**सिद्धाणंतंसेणं अहव अभव्वेहणंतगुणिएहिं ।**
**जुत्ता जहन्नजोग्गा ओरलाईणं भवे जेट्ठा ।। १७ ।।**

**सिद्धानंतांशेन अथवा अभव्यानन्तगुणैः ।**
**युक्ता जघन्या योग्या औदारिकादीनां भवेज्ज्जेष्टा ।। १७ ।।**

અર્થ—સિદ્ધોનાં અનંતમા ભાગે અથવા અભવ્યથી અનંતગુણા પરમણુઓથી યુક્ત જઘન્ય ગ્રહણયોગ્ય વર્ગણા થાય છે. તેજ જઘન્યવર્ગણા પોતાના અનંતમા ભાગવડે ઉત્કૃષ્ટ ગ્રહણ યોગ્ય વર્ગણા થાય છે.

ટીકાનુ૦—જે વર્ગણાઓમાં સિદ્ધોના અનંતમા ભાગ પ્રમાણ અથવા અભવ્યથી અનંતગુણા પરમાણુઓ હોય તે વર્ગણાઓ ઔદારિકશરીરને ગ્રહણયોગ્ય જઘન્યવર્ગણા થાય છે. તેજ એક બે આદિ અનુક્રમે વધતી વધતી ઉત્કૃષ્ટ ગ્રહણ યોગ્યવર્ગણા થાય છે. જઘન્યવર્ગણાથી ઉત્કૃષ્ટ વર્ગણામાં પોતાનો અનંતમો ભાગ અધિક પરમાણુઓ હોય છે. ઔદારિક ઉત્કૃષ્ટ વર્ગણાથી એકાધિક પરમાણુવાળી અગ્રહણ યોગ્ય જઘન્ય વર્ગણા થાય છે, એક બે આદિ અનુક્રમે વધતા ઉત્કૃષ્ટ અગ્રહણ યોગ્ય વર્ગણા થાય છે. અગ્રહણ જઘન્યવર્ગણામાંના પરમાણુને સિદ્ધના અનંતમા ભાગપ્રમાણ સંખ્યાવડે અથવા અભવ્યથી અનંતગુણ સંખ્યાવડે ગુણતા જેટલા પરમાણુઓ થાય તેટલા ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણામાં પરમાણુઓ હોય છે.

ઉત્કૃષ્ટ અગ્રહણ વર્ગણાથી એકાધિક પરમાણુવાળી વૈક્રિયશરીરને ગ્રહણ યોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. તેજ એક બે આદિ ક્રમે વધતા ઉત્કૃષ્ટ વર્ગણા થાય. જઘન્યથી ઉત્કૃષ્ટ વર્ગણામાં પોતાનો અનંતમો ભાગ અધિક પરમાણુઓ હોય છે.ઉત્કૃષ્ટ ગ્રહણ યોગ્ય વર્ગણાથી એકાધિક પરમાણુવાળી અગ્રહણયોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. એક બે આદિ ક્રમે વધતા ઉત્કૃષ્ટ અગ્રહણવર્ગણા થાય છે. જઘન્યથી ઉત્કૃષ્ટમાં અનંતગુણ પરમાણુઓ હોય છે. ત્યાર પછી એકાધિક પરમાણુવાળી આહારકશરીરયોગ્ય જઘન્ય વર્ગણા થાય છે. એક બે આદિ ક્રમે વધતા ઉત્કૃષ્ટ વર્ગણા થાય છે. જઘન્યથી ઉત્કૃષ્ટમાં અનંતમો ભાગ અધિક પરમાણુઓ હોય છે. ત્યાર પછી અગ્રહણ, તૈજસયોગ્ય ગ્રહણ એમ અનુક્રમે ભાષા, પ્રાણાપાન, મનઃ અને કાર્મણવર્ગણાના સંબંધમાં પણ કહેવું. ૧૭

હવે વર્ગણાઓના વર્ણાદિના નિરૂપણ માટે કહે છે—

**पंच रस पंच वन्नेहिं परिणया अट्ठफास दोगंधा।**
**जावाहारगजोग्गा चउफास विसेसिया उवरिं ॥ १८ ॥**

**पञ्चभी रसैः पञ्चभिर्वर्णैः परिणता अष्टस्पर्शाः द्विगन्धाः।**
**यावदाहारकयोग्याः चतुःस्पर्शविशेषिता उपरि ॥ १८ ॥**

અર્થ—ઔદારિકવર્ગણાથી આરંભી આહારક વર્ગણા સુધીની વર્ગણાઓ પાંચ વર્ણ બે ગંધ પાંચ રસ અને આઠ સ્પર્શયુક્ત છે, અને ઉપરની વર્ગણાઓ ચાર સ્પર્શયુક્ત છે.

ટીકાનુ૦—ઔદારિકશરીરયોગ્ય વર્ગણાથી આરંભી આહારક શરીરયોગ્ય વર્ગણા સુધીની વર્ગણાઓ પાંચ વર્ણ બે ગંધ પાંચ રસ અને આઠસ્પર્શવાળી છે. [1]અહિં એક પરમાણુમાં પાંચ વર્ણમાંથી કોઈપણ એક વર્ણ, બે ગંધમાંથી કોઇપણ એક ગંધ, પાંચ રસમાંથી કોઈપણ એક રસ, અને સ્નિગ્ધ ઉષ્ણ રૂક્ષ અને શીત એ ચાર સ્પર્શમાંથી અવિરૂદ્ધ બે સ્પર્શ હોય છે. કહ્યું છે કે—'એક વર્ણ એક ગંધ એક રસ અને અવિરૂદ્ધ બે સ્પર્શવાળો, પુદ્ગલ સ્કંધનું છેવટનું કારણ, સૂક્ષ્મ અને નિત્ય એવો પરમાણુ છે.' પરંતુ સમુદાયમાં કોઈ પરમાણુ કોઇ વર્ણાદિ યુક્ત, કોઈ પરમાણુ કોઇ વર્ણાદિ યુક્ત હોવાથી સ્કંધમાં પાંચે વર્ણ

૧ અહિં એક પરમાણુમાં છેલ્લા ચાર સ્પર્શમાંથી અવિરૂદ્ધ બે સ્પર્શ કહ્યા છે તો ઔદારિકાદિના સ્કંધમાં આઠ સ્પર્શ ક્યાંથી આવ્યા ? તેના ઉત્તરમાં સમજવાનું કે તીરોભાવે દરેક પરમાણુમાં બધા સ્પર્શરૂપે પરિણમવાની શક્તિ રહેલી છે. તે શક્તિ આહારક સુધિના સ્કંધોમાં આવિર્ભાવે થાય છે. એટલે ત્યાં સુધીની વર્ગણાઓમાં આઠે સ્પર્શ કહ્યા છે. અમુક સંખ્યાવાળા પરમાણુના સ્કંધમાંજ તે આવિર્ભાવે થાય છે. તે કરતા સંખ્યા વધે તો તથાસ્વભાવે આવિર્ભાવે થતા નથી. તેથીજ આહારક સુધીની વર્ગણાઓ લીધી છે.

બે ગંધ પાંચે રસ અને આઠે સ્પર્શ ઘટી શકે છે. તથા ઉપરની તૈજસાદિશરીર યોગ્ય વર્ગણાઓ પાંચ વર્ણવાળી, બે ગંધવાળી અને પાંચ રસવાળી છે. પરંતુ સ્પર્શના વિષયમાં ચાર સ્પર્શવાળી જાણવી. તેમાં પણ તૈજસાદિ વર્ગણાઓમાંના પ્રત્યેક સ્કંધમાં મૃદુ અને લઘુ એ બે સ્પર્શ તો અવસ્થિત છે અને સ્નિગ્ધ ઉષ્ણ, સ્નિગ્ધશીત, રૂક્ષઉષ્ણ, અનેરૂક્ષ શીત એમાંના કોઇપણ બે સ્પર્શ હોય છે કુલ ચાર સ્પર્શ થાય છે. એટલે કે તૈજસાદિના પ્રત્યેક સ્કંધમાં પાંચ વણ બે ગંધ પંચરસ અને ઉપરાક્ત ચાર સ્પર્શ કુલ સોળ ગુણ હોય છે. આ પ્રમાણે ગ્રહણ અગ્રહણ યોગ્ય વર્ગણાઓનું સ્વરૂપ કહ્યું.'

પુદ્ગલોનો પરસ્પર સંબંધ સ્નેહથી થાય છે, સ્નેહ સિવાય સંબંધ થતો નથી, માટે હવે પુદ્ગલોના પરસ્પર સંબંધમાં હેતુભૂત સ્નેહનો વિચાર કરવો જોઇએ તેથી તેનો વિચાર કરે છે—તે ત્રણ પ્રકારે છે—૧ સ્નેહપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા, ૨ નામપ્રત્યય સ્પર્દ્ધકપ્રરૂપણા, ૩ પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધક પ્રરૂપણા. તેમાં સ્નેહવડે થયેલા સ્પર્દ્ધકનો વિચાર તે સ્નેહપ્રત્યયસ્પર્દ્ધક પ્રરૂપણા. તથા બન્ધનનામકર્મ જેની અંદર નિમિત્ત છે એવા શરીરપ્રદેશના સ્પર્દ્ધકનો વિચાર તે નામપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા. એટલે કે—બન્ધનનામકર્મના ઉદયથી પરસ્પર બદ્ધ થયેલા શરીર પુદ્ગલોના સ્નેહને આશ્રયીને જેની અંદર વિચાર કરવામાં આવ્યો હોય તેનામ પ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા કહેવાય છે. તથા યોગરૂપ હેતુવડે ગ્રહણ કરેલા કર્મપુદ્ગલોનો પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત સ્નેહને આશ્રયીને થયેલા સ્પર્દ્ધકનો જેની અંદર વિચાર કરવામાં આવ્યો હોય તે પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા. તેમાં અહિં પ્રથમ સ્નેહપ્રત્યયસ્પર્દ્ધકનો વિચાર કરે છે.—સર્વોત્કૃષ્ટ સ્નેહવાળા પરમાણુમાં રહેલ સ્નેહના કેવળિના કેવળજ્ઞાનરૂપ શસ્ત્રવડે એકના બે અંશ ન થઇ શકે તેવા અંશો કરવા. એમાંના એક અંશને સ્નેહાણુ કહેવામાં આવે છે. આ જગત્માં કેટલાક પરમાણુઓ એક સ્નેહાણુવાળા હોય છે, કેટલાક બે સ્નેહાણુવાળા હોય છે, કેટલાક ત્રણ સ્નેહાણુવાળા હોય છે, એમ અનુક્રમે વધતા વધતા સર્વજીવ કરતા અનંતગુણસ્નેહાણુવાળા પણ કેટલાક પરમાણુઓ હોય છે. આજ હકીકત હવે પછીની ગાથામાં કહે છે—

૧ આ વર્ગણાઓમાં કેટલોક મત ભેદ છે. કર્મપ્રકૃતિ ચૂર્ણિમાં ઔદારિક અને વૈક્રિયની વચમાં તેમજ વૈક્રિય અને આહારકવર્ગણાની વચમાં અગ્રહણ યોગ્ય વર્ગણા માની નથી. વિશેષાવશ્યકભાષ્યમાં માની છે. તેમજ કાર્મણવર્ગણા પછીની આ ગ્રંથમાં જે રીતે વર્ગણાઓ કહી છે તેનાથી વિશેષાવશ્યકભાષ્યમાં જુદી રીતે કહી છે. શી રીતે કહી છે તે ત્યાંથી પૃષ્ઠ૩૨૮ માંથી જોઈ લેવું. તથા આહારક સુધીની વર્ગણાઓ ગુરૂલઘુ છે, ગુરૂલઘુ હોવાથી તેના સમુહમાં અમુક પ્રમાણમાં વજન હોય છે. તૈજસાદિ વર્ગણાઓ અગુરૂલઘુ છે, તેનો ગમે તેટલો સમુહ એકત્ર થાય છતા તેમાં આત્માની જેમ વજન હોતું નથી. જેમ જેમ વધારે પરમાણુનો પિંડ થાય તેમ તેમ જગ્યા ઓછી રોકે છે. આ સઘળો પુદ્ગલ સ્વભાવ છે.

**अविभागाईनेहेणं जुत्तया ताव पोग्गला अत्थि ।**
**सव्वजियाणंतगुणेण जाव नेहेण संजुत्ता ॥ १९ ॥**
**जे एगनेह जुत्ता ते बहवो तेहिं वग्गणा पढमा ।**

**अविभागादिना स्नेहेन युक्तास्तावत् पुद्गलाः सन्ति ।**
**सर्वजीवानन्तगुणेन यावत् स्नेहेन संयुक्ताः ॥ १९ ॥**
**ये एकस्नेहयुक्तास्ते बहवस्तैर्वर्गणा प्रथमा ।**

અર્થ—એક સ્નેહાણુયુક્ત પરમાણુઓ હોય છે, યાવત્ સર્વજીવથી અનન્ત ગુણ સ્નેહાણુ યુક્ત પરમાણુઓ છે. તેમાં જે એક [1]સ્નેહયુક્ત પરમાણુઓ છે તે

૧ પુદ્‌ગલોનો પરસ્પર સંબંધ સ્નેહવડે થાય છે તે સ્નેહનો અહિં વિચાર કરે છે. સ્નેહ એટલે ચીકાશ. તે ઓછા વત્તા પ્રમાણમાં સ્વાભાવિકરીતેજ પુદ્‌ગલોમાં રહેલી છે, નહિ તો સ્કંધ થાય નહિ. તત્વાર્થસૂત્રમાં કહ્યું છે કે 'स्निग्धरूक्षत्वाद् बन्धः' ચીકાશ અને રૂક્ષતા પરમાણુઓમાં રહેલી છે માટેજ તેનો પિંડ થાય છે. પરમાણુઓમાં રહેલ સ્નિગ્ધસ્પર્શનેજ અહિં સ્નેહ તરીકે લેવાનો છે. તે સ્નેહનો અહિં ત્રણ રીતે વિચાર કરે છે. ૧ સ્નેહપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા ૨ નામપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા ૩ અને પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા. સ્નેહપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા એટલે સ્નેહનિમિત્તે થતા સ્પર્દ્ધકનો વિચાર. આની અંદર પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત જગદ્વર્ત્તિ સઘળા પરમાણુઓના સ્નેહનો વિચાર કરવામાં આવશે. નામપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા એટલે બંધનનામકર્મના ઉદયથી બદ્ધ થયેલા શરીરના પુદ્‌ગલોના સ્નેહનો વિચાર. આની અંદર જે પુદ્‌ગલો બંધનનામકર્મના ઉદયથી આત્મા સાથે બદ્ધ થયા છે તેમાં કુદરતી સ્નેહ કેટલો હોય છે તેનો વિચાર કરવામાં આવશે. પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણા એટલે યોગરૂપ હેતુથી ગ્રહણ કરાયેલા કર્મપુદ્‌ગલોના સ્નેહનો વિચાર. આની અંદર જે પુદ્‌ગલોનો કર્મરૂપ પરિણામ થયો છે તેમાં પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત સ્નેહ કેટલો હોય છે તેનો વિચાર કરવામાં આવશે. તાત્પર્ય એ કે જગદ્‌વર્ત્તિ તમામ પરમાણુના સ્નેહનો વિચાર સ્નેહપ્રત્યયસ્પર્દ્ધકમાં, તેમાંના જે પુદ્‌ગલોનો બંધનનામકર્મના ઉદયથી આત્મા સાથે સંબધ થયો છે તેનો વિચાર નામપ્રત્યયસ્પર્દ્ધકપ્રરૂપણામાં અને તેમાંના જે પુદ્‌ગલોનો કર્મરૂપે પરિણામ થયો છે તેના સ્નેહનો વિચાર પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધકમાં કરવામાં આવશે. અહિં પુદ્‌ગલોના પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત સ્નેહનો વિચાર છે પરંતુ અધ્યવસાયને અનુસરી કર્મપુદ્‌ગલોમાં ઉત્પન્ન થયેલા રસનો વિચાર નથી. આ રીતે રસ અને સ્નેહ એ બંને ભિન્ન છે. સ્નેહ એ સ્વભાવિક છે અને તેનું ઓછાવત્તાપણું સ્વભાવેજ થાય છે. અને રસ આત્માના પરિણામને અનુસરીને ઉત્પન્ન થાય છે, અને કષાયના ઓછાવત્તાપણાને લઇને ઓછોવત્તો થાય છે. અહિં પુદ્‌ગલોનો પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત સ્નેહનું સ્વરૂપ પ્રસંગવશાત્ કહ્યું હોય તેમ જણાય છે. જેમ વર્ગણાઓના સ્વરૂપમાં કાર્મણવર્ગણાનું સ્વરૂપ બતાવવું એજ ઉપયોગી છે છતાં સઘળી વર્ગણાનું સ્વરૂપ બતાવ્યું છે. કેમકે અધ્યવસાયથી ઉત્પન્ન થયેલ રસનું સ્વરૂપ તો હવે પછી કહેવામાં આવશે.

ઘણા છે અને તેની પહેલી વર્ગણા થાય છે.

ટીકાનુ૦—આ જગત્માંના કેટલાક પરમાણુઓ એક સ્નેહાણુ યુક્ત છે, કેટલાક બે સ્નેહાણુ યુક્ત છે, કેટલાક ત્રણ યુકત છે, એ પ્રમાણે વધતા વધતા કેટલાક પરમાણુઓ સર્વજીવથી અનન્તગુણ સ્નેહાણુ યુકત હોય છે. તેની અંદર જે પરમાણુઓ એક સ્નેહવાળા છે તે ઘણા છે, અને તેવા પરમાણુઓની પહેલી વર્ગણા થાય છે. બે સ્નેહાણુવાળા જે જે પરમાણુઓ હોય તેનો જે સમુદાય તેની બીજી વર્ગણા થાય છે. ત્રણ સ્નેહાણુવાળા પરમાણુઓના સમુહની ત્રીજી વર્ગણા થાય છે. એ ક્રમે વધતા સંખ્યાતા સ્નેહાણુવાળા પરમાણુઓની સંખ્યાતી વર્ગણા થાય છે. અસંખ્યાતા સ્નેહાણુવાળા પરમાણુઓના સમુદાયની અસંખ્યાતિ વર્ગણાઓ થાય છે. અને અનન્ત સ્નેહાણુવાળા પરમાણુઓની ચડતી ચડતી અનન્તવર્ગણાઓ થાય છે. અહિં બે પ્રકારે પ્રરૂપણ થાય છે. ૧ અનન્તરોપનિધાવડે, ૨ પરંપરોપનિધાવડે. આ બન્નેનો અર્થ પહેલા કહેવાઇ ગયો છે. બંનેમાંથી પહેલા અનન્તરોપનિધાવડે પ્રરૂપણા કરે છે. તથાસ્વભાવે અલ્પ અલ્પ સ્નેહાણુવાળા પરમાણુઓ વધારે છે અને વધારે વધારે સ્નેહાણુવાળા પરમાણુઓ ઓછા ઓછા છે, તેથીજ પહેલી એક સ્નેહાણુવાળી વર્ગણામાં પરમાણુઓ ઘણા છે અને બે સ્નેહાણુવાળી બીજી વર્ગણામાં અસંખ્યેયભાગહીન–અસંખ્યાતમો ભાગ ન્યૂન પરમાણુઓ હોય છે, તે કરતા પણ ત્રીજી વર્ગણામાં અસંખ્યાતમો ભાગ ન્યૂન પરમાણુઓ હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ વર્ગણા કરતા ઉત્તરોત્તરવર્ગણામાં અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ ન્યૂન ન્યૂન પરમાણુઓ ત્યાં સુધિ કહેવા યાવત્ અનંતી વર્ગણા જાય. તેજ હકીકત કહે છે—

**जे दुगनेहाइजुया असंखभागूण ते कमसो ॥२०॥**
**इय एरिसहाणीए जंति अणंता उ वग्गणा कमसो ।**

**ये द्विकस्नेहादियुक्ता असंख्यभागोनास्ते क्रमशः ॥२०॥**
**इति ईदृशहान्या यान्ति अनन्तास्तु वर्गणाः क्रमशः ।**

અર્થ—જે પરમાણુઓ બે આદિ સ્નેહાણુયુકત છે તે અનુક્રમે અસંખ્ય અસંખ્ય ભાગ ન્યૂન ન્યૂન છે, આ પ્રમાણે આવા પ્રકારની હાનિવડે અનુક્રમે અનન્તી વર્ગણા થાય છે.

ટીકાનુ૦—જે પરમાણુઓ બે સ્નેહાણુવાળા છે તે એક સ્નેહાણુવાળા પરમાણુઓની અપેક્ષાએ અસંખ્યાતમો ભાગ ન્યૂન છે. આજ ક્રમે ત્રણ ચાર વિગેરે સ્નેહાણુવાળા પરમાણુઓની જે જે વર્ગણા છે તેમાં પરમાણુઓ પોતપોતાની અપેક્ષાએ પૂર્વ પૂર્વ વર્ગણા કરતાં અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ ન્યૂન ન્યૂન હોય છે. આ રીતે અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ ન્યૂન ન્યૂન પરમાણુવાળી

અનંત વર્ગણા થાય છે. તાત્પર્ય એ છે કે બીજી વર્ગણાથી આરંભી અનન્તવર્ગણાપર્યંત દરેક વર્ગણામાં પૂર્વ પૂર્વ વર્ગણા કરતા પછી પછીની વર્ગણાઓમાં અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ ન્યૂન પરમાણુઓ હોય છે.

હવે અનન્ત વર્ગણા ગયા પછી કઇ હાનિ થાય છે તે કહે છે—

**संखंसूणा तत्तो संखगुणूणा तओ कमसो ॥ २१ ॥**
**तत्तो असंखगुणूणा अणंतगुणऊणियावि तत्तो वि ।**

**संख्येयांशोनास्ततः संख्येयगूणोनास्ततः क्रमशः ॥ २१ ॥**
**ततोऽसंख्यगूणोना अनन्तगुणोना अपि ततोऽपि ।**

અર્થ—ત્યાર પછી સંખ્યાતમા ભાગહીન વર્ગણાઓ છે, ત્યાર પછી સંખ્યાતગુણહીન, ત્યાર પછી અસંખ્યાતગુણહીન, અને ત્યાર પછી અનન્તગુણહીન પરમાણુવાળી વર્ગણાઓ થાય છે.

ટીકાનુ૦—પૂર્વ પૂર્વ વર્ગણાઓની અપેક્ષાએ ઉત્તરોત્તર અનંતી વર્ગણાઓમાં અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ ન્યૂન ન્યૂન થવા બાદ પછીની અનન્તવર્ગણાઓમાં પૂર્વ પૂર્વ વર્ગણાથી ઉત્તરોત્તર વર્ગણામાં સંખ્યાતમો ભાગ ન્યૂન ન્યૂન પરમાણુઓ થતા જાય છે. એટલે કે અસંખ્યાતમો ભાગ ન્યૂન પરમાણુવાળી છેલ્લી વર્ગણાની અપેક્ષાએ પછીનીજ વર્ગણામાં સંખ્યાતમો ભાગ ન્યૂન પરમાણુઓ હોય છે. તે કરતા તેની પછીની વર્ગણામાં સંખ્યાતમો ભાગ ન્યૂન પરમાણુઓ હોય છે. આ પ્રમાણે અનંતવર્ગણા પર્યંત કહેવું. ત્યાર પછીની અનન્તવર્ગણામાં સંખ્યાતગુણહીન પરમાણુઓ હોય છે. એટલે કે સંખ્યાતમો ભાગ ન્યૂન પરમાણુવાળી છેલ્લી વર્ગણાની અપેક્ષાએ તેની પછીનીજ વર્ગણામાં સંખ્યાતગુહીન પરમાણુઓ હોય છે. સંખ્યાતગુણહીન એટલે પૂર્વ પૂર્વની અપેક્ષાએ ઉત્તરોત્તર વર્ગણામાં સંખ્યાતમો સંખ્યાતમો ભાગ માત્ર પરમાણુઓ શેષ રહે છે. તેનાથી ત્યાર પછીની વર્ગણામાં સંખ્યાતગુણહીન પરમાણુઓ હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ વર્ગણાની અપેક્ષાએ ઉત્તરોત્તર વર્ગણામાં સંખ્યાતગુણહીન સંખ્યાતગુણહીન પરમાણુઓ અનન્તી વર્ગણા પર્યંત હોય છે. ત્યાર પછીની અનન્તી વર્ગણાઓમાં અસંખ્યેયગુણહીન પરમાણુઓ હોય છે. એટલે કે સંખ્યેયગુણહીન પરમાણુવાળી છેલ્લી વર્ગણાની અપેક્ષાએ તેની પછીનીજ વર્ગણામાં અસંખ્યેયગુણહીન પરમાણુઓ હોય છે. અસંખ્યેયગુણહીન એટલે અસંખ્યાતમો ભાગ. ત્યાર પછીની વર્ગણામાં અસંખ્યેયગુણહીન પરમાણુઓ હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ વર્ગણાની અપેક્ષાએ ઉત્તર ઉત્તર વર્ગણામાં અસંખ્યેયગુણહીન પરમાણુઓ અનન્ત વર્ગણા પર્યંત કહેવા. ત્યાર પછીની અનન્તી વર્ગણાઓમાં અનન્તગુણહીન પરમા-

ણુઓ હોય છે. એટલે કે પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર વર્ગણામાં અનંતમો ભાગ શેષ પરમાણુઓ રહે છે. અસંખ્યેયગુણહીન પરમાણુવાળી છેલ્લી વર્ગણાની અપેક્ષાએ તેની પછીનીજ વર્ગણામાં અનન્તગુણહીન પરમાણુઓ હોય છે, તે કરતા પણ પછીની વર્ગણામાં અનન્તગુણહીન પરમાણુઓ હોય છે આ પ્રમાણે પૂર્વ પૂર્વ વર્ગણાની અપેક્ષાએ ઉત્તર ઉત્તર વર્ગણામાં અનન્તગુણહીન પરમાણુઓ ત્યાં સુધિ કહેવા કે છેલ્લી સર્વોત્કૃષ્ટ સ્નેહાણુવાળી વર્ગણા આવે. આ પ્રમાણે અનન્તરોપનિધાવડે વિચાર કર્યો.

હવે પરંપરોપનિધાવડે વિચાર કરે છે—

**गंतुमसंखा लोगा अद्धद्धा पोग्गला भूय ॥ २२ ॥**

**गत्वा असंख्येयान् लोकान् अर्द्धार्द्धाः पुद्गलाः भूयः ॥ २२ ॥**

અર્થ—અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ વર્ગણાઓ ઓળંગીને પછીની વર્ગણામાં અર્ધ પુદ્ગલો થાય છે. આ પ્રમાણે ફરી પણ કહેવું.

ટીકાનુ૦—પહેલી વર્ગણામાં જેટલા પરમાણુઓ છે તેની અપેક્ષાએ અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ વર્ગણાઓ ઓળંગીને પછીની વર્ગણામાં પરમાણુઓ અર્ધ થાય છે. તેની અપેક્ષાએ વળી અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ વર્ગણાઓ ઓળંગીને પછીની વર્ગણામાં પરમાણુઓ અર્ધ થાય છે. આ પ્રમાણે અર્ધ અર્ધ પરમાણુઓ અસંખ્યાત ભાગહીન પરમાણુવાળી છેલ્લી વર્ગણા પર્યંત કહેવા.

તેજ હકીકત આ ગાથામાં કહે છે—

**पढमहाणीए एवं बीयाए संखवग्गणा गंतुं ।**
**अद्धं उवरित्थाओ हाणीओ होंति जा जीए॥ २३ ॥**

**प्रथमहानावेवं द्वितीयस्यां संख्येयवर्गणा गत्वा ।**
**अर्द्धमुपरिस्था हानयो भवन्ति या यस्याः ॥ २३ ॥**

અર્થ—પ્રથમ હાનિમાં આ પ્રમાણે સમજવું. દ્વિતીય હાનિમાં સંખ્યાતી વર્ગણા ઓળંગીને અર્દ્ધ પરમાણુઓ થાય છે. આ પ્રમાણે ઉપર રહેલ વર્ગણાઓમાં જે વર્ગણા સંખ્યાતી વર્ગણા ઓળંગીને આવે છે તેમાં અર્દ્ધ અર્દ્ધ પરમાણુઓ થાય છે—હોય છે.

ટીકાનુ૦—પહેલી અસંખ્યાતભાગહાનિમાં અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ વર્ગણાઓ ઓળંગીને પછી જે વર્ગણા આવે છે તેમાં અર્ધ અર્ધ પરમાણુઓ હોય છે. અને બીજી સંખ્યેયભાગહાનિમાં તેની પહેલી વર્ગણાથી સંખ્યાતી વર્ગણાઓ ઓળંગીને પછી જે વર્ગણા આવે છે તેમાં અર્ધ પરમાણુઓ હોય છે. તેથીજ સંખ્યાતભાગહાનિમાં જે દ્વિગુણહાનિ થાય છે તે જે વર્ગણાથી સંખ્યાતી

વર્ગણા ઓળંગી પછી જે વર્ગણા આવે છે તેમાં થાય છે. તે આ પ્રમાણે—સંખ્યાતભાગહાનિવાળી પહેલી વર્ગણાથી આરંભી સંખ્યાતી વર્ગણા ઓળંગીને જે વર્ગણા આવે છે તેમાં અસંખ્યાતભાગ હાનિવાળી છેલ્લી વર્ગણામાં રહેલ પરમાણુની અપેક્ષાએ પુદ્ગલ પરમાણુઓ અર્દ્ધા હોય છે. ત્યાર પછીથી ફરી પણ સંખ્યાતિ વર્ગણા ઓળંગીને પછી જે વર્ગણા હોય તેમાં અર્દ્ધ પરમાણુઓ હોય છે. આ પ્રમાણે સંખ્યાતી સંખ્યાતી વર્ગણાઓ ઓળંગીને અર્ધ અર્ધ પરમાણુઓ ત્યાં સુધી કહેવા યાવત્ સંખ્યાતભાગહાનિની છેલ્લી વર્ગણા આવે. ઉપરની સંખ્યાતગુણ અસંખ્યાતગુણ અને અનંતગુણ એ ત્રણ હાનિમાં અમુક વર્ગણા ઓળંગીને અર્ધ પરમાણુ થવા રૂપ પરંપરોપનિધા સંભવતિ નથી. કારણ કે સંખ્યાતગુણહાનિવાળી પહેલીજ વર્ગણામાં સંખ્યેયભાગહીન પરમાણુવાળી છેલ્લી વર્ગણામાં રહેલ પરમાણુની અપેક્ષાએ સંખ્યાતગુણહીન પરમાણુઓ હોય છે. અહિં સંખ્યેયગુણહીન ઓછામાં ઓછા પણ ત્રિગુણહીન કે ચતુર્ગુણહીન ગ્રહણ કરવાના છે, પરંતુ દ્વિગુણહીન નહિ. કારણ કે શાસ્ત્રમાં જ્યાં જ્યાં સંખ્યેયગુણહીન ગ્રહણ કરેલ છે ત્યાં ત્યાં કમમાં કમ ત્રિગુણહીન અથવા ચતુર્ગુણહીન ગ્રહણ કરેલ છે. પરંતુ જઘન્ય કે ઉત્કૃષ્ટ ગ્રહણ કરેલ નથી. આ રીતે સંખ્યાતભાગહીન પરમાણુવાળી છેલ્લી વર્ગણામાં જેટલા પરમાણુઓ હોય છે, તેનો સંખ્યાતમો ભાગ એટલે ત્રીજો ભાગ કે ચોથો ભાગ સંખ્યાતગુણહીનપરમાણુવાળી પહેલી જ વર્ગણામાં શેષ રહે છે. તેથીજ અમુક વર્ગણા ઓળંગીને અર્ધ પરમાણુ શેષ રહે એ રીતની પરપરોપનિધા સંભવતી નથી. તેથી મૂળથી આરંભીને બીજીરીતે પરંપરોપનિધા વિચારે છે. તે આ પ્રમાણે—અસંખ્યાતભાગહીનવાળી પહેલી અને છેલ્લી વર્ગણાની વચમાં રહેલી કેટલીક વર્ગણાઓ પહેલી વર્ગણાની અપેક્ષાએ અસંખ્યેયભાગહીન છે, કેટલીક વર્ગણાઓ સંખ્યેયભાગહીન છે, કેટલીક સંખ્યેયગુણહીન છે, કેટલીક અસંખ્યેયગુણહીન છે, અને કેટલીક અનન્તગુણહીન પરમાણુવાળી છે. આવી રીતે અસંખ્યેયભાગહાનિમાં પહેલી વર્ગણાની અપેક્ષાએ પાંચે હાનિઓ સંભવે છે. સંખ્યેયભાગહીન પરમાણુવાળી વર્ગણાઓમાં અસંખ્યેયભાગહાનિ સિવાયની ચાર હાનિઓ સંભવે છે. તે આ પ્રમાણે—સંખ્યેયભાગહાનિવાળી પહેલી અને છેલ્લી વર્ગણાની વચમાં રહેલી વર્ગણાઓમાંની કેટલીક વર્ગણાઓ તેની પહેલી વર્ગણાની અપેક્ષાએ સંખ્યેયભાગહીન પરમાણુવાળી, કેટલીક સંખ્યેયગુણહીન પરમાણુવાળી, કેટલીક અસંખ્યેયગુણહીન પરમાણુવાળી અને કેટલીક અનન્તગુણહીન પરમાણુવાળી વર્ગણાઓ છે. સંખ્યેયગુણહાનિમાં અસંખ્યેયભાગ અને સંખ્યેયભાગહાનિ વર્જીને શેષ ત્રણ હાનિ સંભવે છે. તે આ પ્રમાણે—સંખ્યેયગુણહાનિવાળી પહેલી અને છેલ્લી વર્ગણાની વચમાં રહેલ વર્ગણાઓમાંની કેટલીક વર્ગણાઓ તેની પહેલી વર્ગ-

ણાની અપેક્ષાએ સંખ્યેયગુણહીન પરમાણુવાળી છે, કેટલીક અસંખ્યેયગુણહીન પરમાણુવાળી છે અને કેટલીક અનંતગુણહીન પરમાણુવાળી છે. અસંખ્યેયગુણહાનિમાં અસંખ્યેયગુણહાનિ અને અનન્તગુણહાનિ એમ બેજ હાનિ સંભવે છે. તે આ પ્રમાણે—અસંખ્યેયગુણહાનિવાળી પહેલી અને છેલ્લી વર્ગણાઓની વચમાંની કેટલીક વર્ગણાઓ તેની પહેલી વર્ગણાની અપેક્ષાએ અસંખ્યેયગુણહીન પરમાણુવાળી છે, અને કેટલીક વર્ગણાઓ અનન્તગુણહીન પરમાણુવાળી છે. અનન્તગુણહાનિમાં તો અનન્તગુણહાનિ એકજ ઘટે છે. કારણ કે અનન્તગુણહાનિવાળી વર્ગણાઓમાં પહેલેથી આરંભી દરેક વર્ગણાઓ અનન્તગુણહીન પરમાણુવાળીજ હોય છે. આ પ્રમાણે પરંપરોપનિધાનો વિચાર કર્યો. ૨૩

હવે અલ્પબહુત્વ કહે છે—

**थोवाओ वग्गणाओ पढमहाणीए उवरिमासु कमा ।**
**होंति अणंतगुणाओ अणंतभागो पएसाणं ॥ २४ ॥**

**स्तोका वर्गणाः प्रथमहानावुपरिमासु क्रमेण ।**
**भवन्त्यनन्तगुणा अनन्तभागः प्रदेशानाम् ॥ २४ ॥**

અર્થ—પ્રથમહાનિમાં વર્ગણાઓ અલ્પ છે અને ઉપરની હાનિઓમાં અનુક્રમે અનન્ત અનન્તગુણ વર્ગણાઓ હોય છે. અને પ્રદેશોનો અનન્તમો ભાગ હોય છે.

ટીકાનુ૦—પહેલી અસંખ્યાતભાગહાનિમાં વર્ગણાઓ અલ્પ છે, તેનાથી સંખ્યાતભાગહાનિમાં અનન્તગુણી વર્ગણાઓ છે, તેનાથી સંખ્યેયગુણહાનિમાં અનન્તગુણી વર્ગણાઓ છે, તે કરતા અસંખ્યેયગુણહાનિમાં અનન્તગુણી વર્ગણાઓ છે અને તેનાથી અનન્તગુણહાનિમાં અનન્તગુણી વર્ગણાઓ છે. પ્રદેશોની અપેક્ષાએ તો અનન્તમો ભાગ છે. તે આ પ્રમાણે—અસંખ્યેયભાગહાનિમાં પુદ્ગલો ઘણા છે. તેનાથી સંખ્યેયભાગહાનિમાં અનન્તમો ભાગ માત્ર પુદ્ગલો છે. તે કરતા સંખ્યેયગુણહાનિમાં અનન્તમો ભાગ છે, તેનાથી અસંખ્યેયગુણહાનિમાં અનન્તમો ભાગ છે અને તે કરતા અનન્તગુણહાનિમાં અનન્તમો ભાગ માત્ર પુદ્ગલો હોય છે. કારણ કે જેમ જેમ રસ વધે છે તેમ તેમ તેવા તેવા રસવાળા પુદ્ગલો તથા—સ્વભાવે ઓછા ઓછા થતા જાય છે, તેથી ઉપર ઉપરની ચડતા ચડતા રસવાળી વર્ગણાઓમાં પુદ્ગલ પરમાણુઓ ઓછા ઓછા કહ્યા છે. આ પ્રમાણે સ્નેહપ્રત્યયસ્પર્દ્ધકનું સવિસ્તર સ્વરૂપ કહ્યું. આ જગત્માં સ્નેહપ્રત્યયસ્પર્દ્ધક વચમાં એક એક સ્નેહાણુની વૃદ્ધિનો વિચ્છેદ નહિ થતો હોવાથી એકજ થાય છે. એક એક અધિક ચડતા ચડતા સ્નેહાણુવાળી વર્ગણાઓનો જે સમુદાય તે સ્પર્દ્ધક કહેવાય છે, અને એક એક ચડતા સ્નેહાણુનો જે વિચ્છેદ તે સ્પર્દ્ધકનો અન્ત કહેવાય છે. કહ્યું છે કે—'રૂપોત્તરવૃદ્ધિનો જે વિચ્છેદ તે સ્પર્દ્ધકનો અન્ત કહેવાય છે.' અહિં

જઘન્યથી આરંભી ઉત્કૃષ્ટ સ્નેહાણુવાળી છેલ્લી વર્ગણા પર્યંત એક એક ચડતા સ્નેહાણુવાળી વર્ગણા મળે છે, પરંતુ વચમાં એક એક ચડતા સ્નેહાણુનો વિચ્છેદ થતો નથી માટે ઘણા સ્પર્દ્ધક થતા નથી એકજ સ્પર્દ્ધક થાય છે. ૨૪

હવે નામપ્રત્યયસ્પર્દ્ધકનું સ્વરૂપ કહે છે. તેના વિષયમાં આઠ અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—૧ અવિભાગપ્રરૂપણા, ૨ વર્ગણાપ્રરૂપણા, ૩ સ્પર્દ્ધકપ્રરૂપણા, ૪ અંતરપ્રરૂપણા, ૫ વર્ગણાપુદ્‌ગલગતસ્નેહ વિભાગ સકલ સમુદાયપ્રરૂપણા, ૬ સ્થાનપ્રરૂપણા, ૭ કંડકપ્રરૂપણા, ૮ અને ષટ્‌સ્થાનપ્રરૂપણા. તેમાં પ્રથમ અવિભાગ પ્રરૂપણા કરે છે—

**पंचण्ह सरीराणं परमाणूणं मईए अविभागो ।**
**कप्पियगाणेगंसो गुणाणु भावाणु वा होज्जा ॥२५॥**

**पञ्चानां शरीराणां परमाणूनां मत्याऽविभागः ।**
**कल्पितकानामेकांशो गुणाणुर्भावाणुर्वा भवेत् ॥ २५ ॥**

અર્થ—પંચ શરીરોના પરમાણુઓના સ્નેહનો બુદ્ધિરૂપશસ્ત્રથી વિભાગ કરવો તેમાંનો જે એક અંશ તે ગુણાણુ અથવા ભાવાણુ થાય-કહેવાય.

ટીકાનુ૦—યથાયોગ્ય રીતે પંદર બંધનનામકર્મવડે બંધયોગ્ય ઔદારિકાદિ પાંચ શરીરના પરમાણુઓમાં રહેલા સ્નેહના કેવળની બુદ્ધિરૂપ શસ્ત્રથી એકના બે અંશ ન થાય એવી રીતે કરાયેલા અંશોમાનો જે એક અંશ તે ગુણાણુ, ગુણપરમાણુ, અથવા ભાવપરમાણુ કહેવાય છે. આ પ્રમાણે અવિભાગનું સ્વરૂપ કહ્યું. ૨૫

હવે વર્ગણાનું સ્વરૂપ કહે છે—

**जे सव्वजहन्नगुणा जोग्गा तणुबंधणस्स परमाणु ।**
**तेवि उ संखासंखा गुणपलिभागे अइक्कंता ॥ २६ ॥**

**ये सर्वजघन्यगुणा योग्यास्तनुबन्धनस्य परमाणवः ।**
**तेऽपि तु संख्येयासंख्येयान् गुणपरिभागानतिक्रम्य ॥ २६ ॥**

અર્થ—શરીર બન્ધનનામકર્મને યોગ્ય ઓછામાં ઓછા સ્નેહાણુ વાળા જે પરમાણુઓ છે તે પણ સંખ્યાતા અસંખ્યાતા અને તુ શબ્દથી અનંતાનંત સ્નેહાણુવાળા પરમાણુઓને ઓળંગીને હોય છે.

ટીકાનુ૦—પંદર બન્ધનનામકર્મને યોગ્ય જે પુદ્‌ગલો છે એટલે કે શરીરયોગ્ય જે પુદ્‌ગલોનો બંધનનામકર્મના ઉદયથી આત્મા સાથે સંબંધ થાય છે તેમાં ઓછામાં ઓછા પણ સંખ્યાતા અસંખ્યાતા કે અનંતા સ્નેહાણુવાળા પરમાણુઓ હોતા નથી પરંતુ અનંતાનંત સ્નેહાણુવાળા પરમાણુઓ હોય છે. તાત્પર્ય

આ પ્રમાણે—એક સ્નેહાવિભાગ યુક્ત પુદ્ગલો શરીરયોગ્ય થતા નથી એટલે કે ઔદારિક ઔદારિકાદિ પંદર બંધનમાંથી કોઇપણ બંધનના વિષયભૂત થતા નથી. એજ પ્રમાણે બે સ્નેહાણુવાળા, ત્રણ સ્નેહાણુવાળા, એજ ક્રમે વધતા વધતા સંખ્યાતા સ્નેહાણુવાળા, અસંખ્યાતા કે અનન્તા સ્નેહાણુવાળા પુદ્ગલો પણ બન્ધનના વિષયભૂત થતા નથી. પરંતુ અનન્તાનન્ત–સર્વજીવથી અનન્તગુણ સ્નેહાણુઓથી યુક્ત પરમાણુઓ બન્ધનનો વિષય થાય છે. સર્વજીવોથી અનન્તગુણ સ્નેહાણુવાળા પુદ્ગલોનોજ બન્ધનનામકર્મના ઉદયથી આત્મા સાથે સંબંધ થાય છે.

તેજ હકીકત કહે છે—

**सव्वजियाणंतगुणेण जे उ नेहेण पोग्गला जुत्ता ।**
**ते वग्गणा उ पढमा बंधणनामस्स जोग्गाओ ॥ २७ ॥**

**सर्वजीवानन्तगुणेन ये तु स्नेहेन पुद्गला युक्ताः ।**
**ते वर्गणा तु प्रथमा बन्धननाम्नो योग्या ॥ २७ ॥**

અર્થ—સર્વજીવોથી અનન્તગુણ સ્નેહયુક્ત જે પુદ્ગલો છે તેઓનો જે સમુહ તે બન્ધનનામકર્મને યોગ્ય પહેલી વર્ગણા છે.

ટીકાનુ૦—સર્વજીવોથી અનન્તગુણ સ્નેહાવિભાગવડે યુક્ત જે પુદ્ગલો હોય છે, તેઓનો જે સમુહ તે પહેલી જઘન્યવર્ગણા છે. આવી વર્ગણાઓ ઔદારિક ઔદારિક બન્ધનનામકર્મને યોગ્ય થાય છે. એટલે કે આટલા સ્નેહાણુવાળા પરમાણુની બનેલી વર્ગણાઓને ગ્રહણ કરીને બન્ધનનામકર્મના ઉદયથી આત્મા પોતાની સાથે જોડે છે. તે કરતા અલ્પ સ્નેહાણુવાળી વર્ગણાઓને જોડતો નથી. એક અધિક સ્નેહાણુવાળા પુદ્ગલોના સમુહની બીજી વર્ગણા, બે અધિક સ્નેહાણુવાળા પુદ્ગલોના સમુહની ત્રીજી વર્ગણા, આ પ્રમાણે એક એક રસાણુએ વધતી નિરંતર વર્ગણાઓ ત્યાં સુધિ કહેવી યાવત્ અભવ્યથી અનન્તગુણ અથવા સિદ્ધોના અનંતમા ભાગ પ્રમાણ થાય. ૨૭

તેજ કહે છે—

**अविभागुत्तरियाओ सिद्धाणमणंतभागतुल्लाओ ।**

**अविभागोत्तराः सिद्धानामनन्तभागतुल्याः ।**

અર્થ—એક એક સ્નેહાણુથી વધતિ વર્ગણાઓ ત્યાં સુધિ કહેવી યાવત્ અભવ્યથી અનન્તગુણ અથવા સિદ્ધોના અનંતમા ભાગપ્રમાણ થાય. ચડતા ચડતા સ્નેહાણુવાળી અભવ્યથી અનન્તગુણ વર્ગણા થાય છે. આ પ્રમાણે વર્ગણાનું સ્વરૂપ કહ્યું.

હવે સ્પર્દ્ધકનું સ્વરૂપ કહે છે—

## ताओ फड्डगमेगं

### ताः स्पर्द्धकमेकम्

અર્થ—સમુદિત તે વર્ગણાઓ સ્પર્દ્ધક કહેવાય છે

ટીકાનુ૦—એક એક સ્નેહાણુ વધારતા અભવ્યથી અનન્તગુણપર્યંત નિરંતર વર્ગણાઓ થાય છે. ત્યાર પછી એક એક સ્નેહાવિભાગવડે વધતી વર્ગણા થતી નથી તેથી અનંતરોક્ત વર્ગણાઓના સમુહનું એક સ્પર્દ્ધક થાય છે. આ પ્રમાણે સ્પર્દ્ધક કોને કહેવાય તે કહ્યું.

હવે અંતરપ્રરૂપણા કહે છે—

## अणंतविवराइं इय भूय ॥ २८ ॥

### अनन्तविवराणीति भूयः ॥ २८ ॥

અર્થ—અનન્તવિવરવાળા સ્પર્દ્ધકો થાય છે. આ પ્રમાણે વારંવાર કહેવું.

ટીકાનુ૦—સર્વજીવો કરતા અનન્તગુણ સ્નેહાણુરૂપ વિવરવાળા–અપાંતરાલવાળા સ્પર્દ્ધકો થાય છે. એનો વિશેષ વિચાર આ પ્રમાણે—પ્રથમ સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાથી આગળ એક સ્નેહાવિભાગ અધિક કોઇ પરમાણુઓ નથી,[1] બે સ્નેહાણુ અધિક પરમાણુઓ નથી, તેજ પ્રમાણે ત્રણ ચાર સંખ્યાતા અસંખ્યાતા કે અનંતા સ્નેહાણુ અધિક પરમાણુઓ નથી, પરંતુ સર્વજીવોથી અનન્તગુણ સ્નેહાણુ વડે અધિક પરમાણુઓ હોય છે. સમાન સ્નેહાણુવાળા તેઓનો જે સમુદાય તેને બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા કહેવામાં આવે છે. તે બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં જેટલા સ્નેહાણુ છે તે કરતા બમણા સ્નેહાણુઓ હોય છે. તે કરતા એક અધિક સ્નેહાણુવાળા પરમાણુનો જે સમુદાય તે બીજી વર્ગણા, તેનાથી એક અધિક પરમાણુના સમુદાયની ત્રીજી વર્ગણા, આ પ્રમાણે એક એક સ્નેહાવિભાગથી અધિક નિરંતર વર્ગણાઓ ત્યાં સુધિ કહેવી યાવત્ અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધોના અનંતમાભાગપ્રમાણ થાય. તેઓનો જે સમુદાય તે બીજું સ્પર્દ્ધક થાય છે. બીજા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાથી એક સ્નેહાવિભાગ અધિક પરમાણુઓ નથી, બે સ્નેહાવિભાગ અધિક પરમાણુઓ નથી, ત્રણ અધિક નથી, તેજ ક્રમે વધતા સંખ્યાતા અસંખ્યાતા કે અનંતા સ્નેહાવિભાગ અધિક પરમાણુઓ નથી પરંતુ સર્વજીવોથી

૧ અહિં નથી એમ કહેવાથી એમ નથી સમજવાનું કે આટલા સ્નેહાણુવાળા કોઇ પરમાણુજ નથી. હોય છે તો ખરા પરંતુ બન્ધનનામના વિષયભૂત થતા નથી અહિં તો જેટલા સ્નેહાણુવાળા પુદ્‌ગલો બન્ધનનામકર્મનો વિષય થાય છે તેનુંજ નિરૂપણ કરે છે. તેથીજ નથી એ શબ્દપ્રયોગ કર્યો છે.

અનન્તગુણ સ્નેહાણુ યુક્ત પરમાણુઓ હોય છે. સમાન સ્નેહાણુવાળા તેઓનો જે સમુદાય તે ત્રીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા થાય છે. તેની અંદર પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાથી ત્રણ ગુણા સ્નેહાવિભાગો હોય છે. તેનાથી એક સ્નેહાણુ અધિક પરમાણુઓના સમુદાયની બીજી વર્ગણા, બે અધિક સ્નેહાણુવાળા પરમાણુઓની ત્રીજી વર્ગણા, એ પ્રમાણે એક એક વધારતા ત્યાં સુધિ કહેવું કે અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધોના અનંતમે ભાગે નિરંતર વર્ગણાઓ થાય. તેઓનો જે સમુદાય તે ત્રીજું સ્પર્દ્ધક થાય છે. ત્રીજા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાથી એક અધિક સ્નેહાણુવાળા પરમાણુઓ નથી, બે અધિક સ્નેહાણુવાળા પરમાણુઓ નથી. ત્રણ અધિક સ્નેહાણુવાળા પરમાણુઓ નથી, એજ ક્રમે વધતા સંખ્યાતા અસંખ્યા કે અનંતા અધિક સ્નેહાણુ યુક્ત પરમાણુઓ નથી, પરંતુ સર્વજીવોથી અનન્તગુણ અધિક સ્નેહાવિભાગ યુકત પરમાણુઓ હોય છે. સમાન સ્નેહાણુવાળા તેઓનો જે સમુદાય તે ચોથા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા થાય છે. ચોથા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાથી ચાર ગુણા સ્નેહાવિભાગો હોય છે, આ પ્રમાણે પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાવિભાગની અપેક્ષાએ જેટલામાં સ્પર્દ્ધકનો વિચાર કરીએ તેની અંદર તેટલા ગુણા સ્નેહાણુઓ હોય છે. જેમ કે પાંચમાં દશમાં વીશમાં હજારમાં કે લાખમાં સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાણુઓથી પાંચ ગુણા દશગુણા વીશગુણા હજારગુણા કે લાખગુણા સ્નેહાણુઓ હોય છે. ૨૮

એજ સ્પષ્ટ કરે છે—

**जइमं इच्छसि फड्डं तत्तिय संखाए वग्गणा पढमा।**
**गुणिया तस्साइल्ला रूवुत्तरियाओ अण्णाओ ॥ २९॥**

**यतिममिच्छसि स्पर्द्धकं तत्संख्यया वर्गणा प्रथमा।**
**गुणिता तस्यादिमा रूपोत्तरा अन्याः ॥ २९॥**

અર્થ—જેટલામા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાણુની સંખ્યા જાણવા તું ઇચ્છે તે સંખ્યા સાથે પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાણુને ગુણતા જે આવે તે તેટલામા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં સ્નેહાણુની સંખ્યા થાય. એક એક રૂપાદિથી અધિક અન્ય અન્ય અનન્ત વર્ગણાઓ થાય છે.

ટીકાનુ૦—જે સંખ્યાવાળા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાણુની સંખ્યા જાણવાની જિજ્ઞાસા થાય તે સંખ્યા સાથે પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં રહેલા સ્નેહાવિભાગોને ગુણતા જેટલા આવે તેટલા સ્નેહાણુઓ વિવક્ષિત સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં હોય છે. જેમકે લાખમા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાંના સ્નેહાણુની સંખ્યા

જાણુવા ઇચ્છનારે તે લાખની સંખ્યા સાથે પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાણુને ગુણુવા જેટલા સ્નેહાણુ આવે તેટલા સ્નેહાણુ લાખમા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં હોય છે, એટલે કે પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાણુથી લાખ ગુણા સ્નેહાણુઓ હોય છે. ત્યાર પછી તે પહેલી વર્ગણાથી એક એક સ્નેહાવિભાગવડે અધિક સ્પર્દ્ધકની સમાપ્તિ પર્યંત અનંતવર્ગણા થાય છે. પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના સ્નેહાણુઓથી બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં બેગુણા, ત્રીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં ત્રણ ગુણા વિગેરે કહેવાથી એમ પતિપાદન કર્યું કે સઘળા સ્પર્દ્ધકોમાં આંતરાઓ તુલ્ય છે. એટલે કે પહેલા સ્પર્દ્ધક અને બીજા સ્પર્દ્ધકની વચમાં જેટલા સ્નેહાણુનું અંતર છે, તેટલુંજ બીજા અને ત્રીજા સ્પર્દ્ધકની વચમાં છે. તેટલુંજ ત્રીજા અને ચોથાસ્પર્દ્ધકની વચ્ચે છે.એપ્રમાણે દરેક સ્પર્દ્ધકમાં સમજવું આ વસ્તુને અસત્કલ્પનાથી સમજાવે છે.તે આ પ્રમાણે–પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં અનન્ત સ્નેહાણુઓ હોયછે છતા દશ સંખ્યાની કલ્પના કરેછે. એટલે કે પહેલી વર્ગણામાં દશ, બીજી વર્ગણામાં અગીઆર, ત્રીજીમાં બાર, ચોથીમાં તેર. આ ચાર વર્ગણાનો જે સમુહ તે પહેલું સ્પર્દ્ધક. અહિંથી આગળ એકોત્તર વૃદ્ધિએ સ્નેહાવિભાગો હોતા નથી, પરંતુ સર્વ જીવોથી અનન્તગુણાધિક સ્નેહાણુઓ હોય છે. તે અસત્કલ્પનાએ વીશ. તે વીશ સ્નેહાણુઓ બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં હોય છે. તે વીશ સ્નેહાણુઓ પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા કરતા બમણા થયા. બીજી વર્ગણામાં એકવીશ, ત્રીજીમાં બાવીસ, ચોથીમાં ત્રેવીસ. આ ચારનો સમુદાય તે બીજું સ્પર્દ્ધક. અહિંથી આગળ એકોત્તર વૃદ્ધિએ સ્નેહાવિભાગો હોતા નથી, પરંતુ સર્વ જીવોથી અનન્તગુણાધિક સ્નેહાવિભાગો હોય છે. તે અસત્કલ્પનાએ ત્રીસ. આ ત્રીસ સ્નેહાણુઓ ત્રીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં હોય છે. આ ત્રીસ સ્નેહાણુઓ પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગ-વર્ગણાના દશ સ્નેહાણુ કરતા ત્રણ ગુણા થયા. આ પ્રમાણે દરેક સ્પર્દ્ધકની પહેલા વર્ગણામાં સમજવું. પહેલા સ્પર્દ્ધક અને બીજા સ્પર્દ્ધકની વચમાં ચૌદથી ઓગણીસ સુધી એમ છ સ્નેહાણુનુ અંતર છે, એજ પ્રમાણે ચોવીસથી ઓગણત્રીસ સુધિના છ સ્નેહાણુનુ અંતર બીજા અને ત્રીજા સ્પર્દ્ધકની વચમાં છે આ આ પ્રમાણે છ છ સ્નેહાણુરૂપ અંતર સરખુ છે. આ રીતે દરેક સ્પર્દ્ધકમાં અંતર સરખું સમજવાનું છે. અહિં સર્વ જીવથી અનન્તગુણ સંખ્યાને છની કલ્પના કરી છે. ૨૯

હવે કેટલા સ્પર્દ્ધકો થાય છે અને આંતરા કેટલા હોય છે તે કહે છે—

**अभवाणंतगुणाइं फड्डाइं अंतरा उ रूवूणा ।**
**दोण्णंतरवुड्डिओ परंपरा होंति सव्वाओ ॥ ३० ॥**

अभव्यानन्तगुणानि स्पर्द्धकान्यन्तराणि तु रूपोनानि ।
द्वे अनन्तरवृद्धी परम्परया भवन्ति सर्व्वाः ॥ ३० ॥

અર્થ—સ્પર્દ્ધકો અભવ્યથી અનન્તગુણા થાય છે અને આંતરાઓ એક ન્યૂન થાય છે. અનન્તર બે વૃદ્ધિ થાય છે અને પરંપરાએ સઘળી વૃદ્ધિ થાય છે.

ટીકાનુ૦—અભવ્યથી અનન્તગુણા અને સિદ્ધોના અનન્તમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. અને આંતરાઓ સ્પર્દ્ધકની અપેક્ષાએ એક ન્યૂન થાય છે. જેમ કે ચારના આંતરા ત્રણજ થાય છે, એમ અહિં પણ સમજી લેવું. તથા વર્ગણાઓમાં આનન્તર્ય—પૂર્વ પૂર્વથી ઉત્તર ઉત્તરની અપેક્ષાએ બે વૃદ્ધિ થાય છે. ૧ એક એક અવિભાગવૃદ્ધિ, ૨ અનંતાનંત અવિભાગવૃદ્ધિ. તેમાં એક એક અવિભાગની વૃદ્ધિ સ્પર્દ્ધકની અંદર રહેલ વર્ગણાઓમાં ઉત્તરોત્તર સમજવિ. અને અનંતાનંત અવિભાગની વૃદ્ધિ પૂર્વના સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાની અપેક્ષાએ પછીના સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં સમજવી. પ્રરંપરવૃદ્ધિ પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાની અપેક્ષાએ છએ પ્રકારે સમજવિ. તે આ પ્રમાણે—૧ અનન્તભાગવૃદ્ધિ, ૨ અસંખ્યાતભાગવૃદ્ધિ, ૩ સંખ્યાતભાગવૃદ્ધિ, ૪ સંખ્યાતગુણવૃદ્ધિ, ૫ અસંખ્યાતગુણવૃદ્ધિ, ૬ અને અનન્તગુણવૃદ્ધિ. પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાની અપેક્ષાએ કેટલીક વર્ગણા અનન્તભાગાધિક સ્નેહાણુવાળી, કેટલીક અસંખ્યાતભાગાધિક સ્નેહાણુવાળી અને કેટલીક સંખ્યાતભાગાધિક સ્નેહાણુવાળી હોય છે. આ પ્રમાણે દરેક સ્પર્દ્ધકમાં રહેલી વર્ગણાની અપેક્ષાએ ત્રણ વૃદ્ધિ થાય છે. અને પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાની અપેક્ષાએ પહેલા સ્પર્દ્ધકથી આરંભી સંખ્યાતા સ્પર્દ્ધક પર્યંત તે દરેકની પહેલી પહેલી વર્ગણામાં સંખ્યાતગુણા સ્નેહાણુઓ હોય છે. ત્યાર પછી અસંખ્યાતા સ્પર્દ્ધક પર્યંત તે દરેકની પહેલી પહેલી વર્ગણામાં અસંખ્યાતગુણા અને ત્યાર પછીના અનન્તસ્પર્દ્ધક પર્યંત તે દરેકની પહેલી પહેલી વર્ગણામાં અનન્તગુણા સ્નેહાણુઓ હોય છે. આ પરંપરવૃદ્ધિ પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાની અપેક્ષાએ ત્યાર પછીના કોઇપણ સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં થાય છે એમ સમજવું. આ પ્રમાણે અંતર પ્રરૂપણા કરી.

હવે વર્ગણામાં રહેલા કુલ પરમાણુઓના સ્નેહાવિભાગો સરવાળે કેટલા હોય છે તેનો વિચાર કરે છે, તે આ પ્રમાણે–પહેલા શરીરસ્થાનના પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં કુલ સ્નેહાવિભાગો અલ્પ હોય છે. તે કરતા બીજા શરીરસ્થાનના પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં અનન્તગુણા સ્નેહાણુઓ હોય છે. તેનાથી ત્રીજા શરીરસ્થાનની પહેલી વર્ગણામાં અનન્તગુણા સ્નેહાણુઓ જાણવા. આ પ્રમાણે ઉત્તરોત્તર દરેક શરીરસ્થાનની પહેલી વર્ગણામાં અનન્તગુણ અનન્તગુણ સ્નેહાણુઓ સમજવા. ૩૦

હવે શરીરસ્થાનનુંજ સ્વરૂપ કહે છે—

**पढमाउ अणंतेहिं सरीरठाणं तु होइ फड्डेहिं ।**
**तयणंतभागवुड्ढी कंडकमित्ता भवे ठाणा ॥ ३१ ॥**

प्रथमात्तु अनन्तैः शरीरस्थानं तु भवति स्पर्द्धकैः ।
तदनन्तभागवृद्धानि कण्डकमात्राणि भवेयुः स्थानानि ॥ ३१ ॥

અર્થ—પહેલા સ્પર્દ્ધકથી આરંભી અનન્ત સ્પર્દ્ધકોવડે પહેલું શરીરસ્થાન થાય છે. ત્યાર પછીના તેના અનન્તમાભાગવડે વધેલા કંડક સંખ્યા પ્રમાણ સ્થાનકો થાય છે.

ટીકાનુ૦—પહેલા સ્પર્દ્ધકથી આરંભીને અનન્ત સ્પર્દ્ધકોનું પહેલું શરીરસ્થાન[1] થાય છે. અનન્ત સ્પર્દ્ધકના સમૂહને શરીરસ્થાન કહેવાય છે. પહેલા શરીરસ્થાનકના સ્પર્દ્ધકોની અપેક્ષાએ અનંતભાગાધિક સ્પર્દ્ધકોવડે બીજું શરીરસ્થાન થાય છે. તેના અનંતભાગાધિક સ્પર્દ્ધકોવડે ત્રીજું શરીરસ્થાન થાય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ શરીરસ્થાનકની અપેક્ષાએ ઉત્તરોત્તર અનંતભાગાધિક સ્પર્દ્ધકોવાળા કંડક પ્રમાણ શરીરસ્થાનકો થાય છે. કંડક એ એક સંખ્યાનુ નામ છે. એક આંગળના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશો હોય તેટલી સંખ્યાને શાસ્ત્રમાં કંડક કહે છે. આરીતે કંડક પ્રરૂપણા કરી.

હવે ષટ્સ્થાનકનો વિચાર કરે છે—

**एकं असंखभागुत्तरेण पुण णंतभागवुड्ढिए ।**
**कंडकमेत्ता ठाणा असंखभागुत्तरं भूय ॥ ३२ ॥**
**एवं असंखभागुत्तराणि ठाणाणि कंडमेत्ताणि ।**

एकमसंख्यभागोत्तरेण पुनरनन्तभागवृद्ध्या ।
कण्डकमात्राणि स्थानानि असंख्यभागोत्तरं भूयः ॥ ३२ ॥
एवमसंख्यभागोत्तराणि स्थानानि कण्डकमात्राणि ।

અર્થ—અનંતભાગવૃદ્ધિનું કંડક થયા પછી એકવાર અસંખ્યાતભાગવૃદ્ધિ થાય છે. ત્યારપછી અનંતભાગવૃદ્ધિના કંડક જેટલા સ્થાનો થાય છે. ત્યાર પછી ફરી અસંખ્યાતભાગવૃદ્ધિનું એક સ્થાન થાય છે.

૧ કોઇપણ એક સમયે ગ્રહણ કરાયેલ પુદ્ગલોના સ્નેહનો જે વિચાર તે શરીરસ્થાન કહેવાય છે વિવક્ષિત સમયે ગ્રહણ કરાયેલ વર્ગણાઓના સ્નેહનો વિચાર કોઇપણ એક શરીરસ્થાનમાં થાય છે.

ટીકાનુ૦—પૂર્વ પૂર્વ શરીરસ્થાનોના સ્પર્દ્ધકની અપેક્ષાએ ઉત્તરોત્તર શરીરસ્થાનોમાં અનંતમો ભાગ વધતા સ્પર્દ્ધકોવાળા શરીરસ્થાનકો એક કંડક જેટલા થાય છે. ત્યાર પછીનું જે શરીરસ્થાનક હોય તેની અંદર અનંતભાગવૃદ્ધ કંડકના છેલ્લા સ્થાનના સ્પર્દ્ધકોની અપેક્ષાએ અસંખ્યાતમા ભાગ અધિક સ્પર્દ્ધકો હોય છે. ત્યાર પછીના વળી એક કંડક જેટલા સ્થાનકો પૂર્વ પૂર્વ સ્થાનની અપેક્ષાએ અનંતભાગાધિક સ્પર્દ્ધકવાળા થાય છે. ત્યાર પછીનું જે શરીરસ્થાન હોય તે પૂર્વના શરીરસ્થાનથી અસંખ્યાતભાગાધિક સ્પર્દ્ધકવાળું હોય છે. ત્યાર પછીના વળી એક કંડકપ્રમાણ સ્થાનો અનંતભાગાધિક સ્પર્દ્ધકવાળા થાય છે. આ પ્રમાણે કંડકપ્રમાણ અનંતભાગાધિક સ્પર્દ્ધકવડે વ્યવહિત અસંખ્યાતભાગાધિક શરીરસ્થાનકો પણ એક કંડકપ્રમાણ થાય છે. એટલે કે પહેલુ અસંખ્યાતભાગવૃદ્ધ અને બીજું અસંખ્યાતભાગવૃદ્ધ શરીરસ્થાનની વચમાં અનંતભાગવૃદ્ધ સ્પર્દ્ધકવાળા એક કંડક જેટલા સ્થાનો થાય છે આ પ્રમાણે બીજા અને ત્રીજાની વચમાં ત્રીજા અને ચોથાની વચમાં અનંતભાગવૃદ્ધ સ્પર્દ્ધકનું કંડક થાય છે. એ રીતે અસંખ્યાતભાગવૃદ્ધ સ્પર્દ્ધકનું કંડક થાય છે. છેલ્લા અસંખ્યાતભાગવૃદ્ધ શરીરસ્થાનથી પછીના એક કંડક જેટલા સ્થાનો અનંતભાગાધિક સ્પર્દ્ધકવાળા થાય છે. ત્યાર પછીનું જે શરીરસ્થાન થાય છે તેમાં પૂર્વના સ્થાન કરતા સંખ્યાતમોભાગ અધિક સ્પર્દ્ધકો હોય છે.

તેજ હકીકત કહે છે—

**संखेज्जभागवुड्ढं पुण अन्नं उट्ठए ठाणं ॥ ३३ ॥**

**संख्येयभागवृद्धं पुनरन्यदुत्तिष्ठते स्थानम् ॥ ३३ ॥**

અર્થ—ત્યાર પછી સંખ્યાતભાગવૃદ્ધ અન્યસ્થાન ઉઠે છે—થાય છે.

ટીકાનુ૦—અસંખ્યાતભાગવૃદ્ધ સ્પર્દ્ધકનું છેલ્લું સ્થાન થયા પછી એક કંડક જેટલા સ્થાનો અનંતભાગવૃદ્ધ સ્પર્દ્ધકવાળા થાય છે. ત્યાર પછીનું સંખ્યાતભાગાધિક સ્પર્દ્ધકવાળું પહેલું એક શરીરસ્થાન થાય છે. ત્યાર પછી શરૂઆતથી આરંભી જેટલા સ્થાનો જે ક્રમે કહી ગયા તેટલા સ્થાનો તેજ ક્રમે કહેવા. ત્યાર પછી જે શરીરસ્થાન થાય તે પૂર્વ સ્થાનની અપેક્ષાએ સંખ્યાતભાગાધિક સ્પર્દ્ધકવાળું થાય છે. વળી પણ પહેલા અને બીજા સંખ્યાતભાગાધિક સ્થાનની વચમાં જે ક્રમે અને જેટલા સ્થાનો કહ્યા તે ક્રમે અને તેટલા કહીને વળી ત્રીજું સંખ્યાત-ભાગાધિક સ્પર્દ્ધકવાળું સ્થાન થાય છે. આ પ્રમાણે સંખ્યેયભાગાધિક શરીરસ્થાનો પણ એક કંડક જેટલા થાય છે. ૩૩

એજ કહે છે—

**अमुयंतो तह पुव्वुत्तराइं एयंपि नेसु जा कंडं ।**

**अमुञ्चन् तथा पूर्वोत्तराणि एतदपि नेयं यावत्कण्डकम् ।**

અર્થ—પૂર્વ તથા તેની પછીના સ્થાનોને નહિ છોડતા આ સંખ્યેયભાગાધિક સ્થાન પણ ત્યાં સુધિ જાણવું કે તેનું કંડક પરિપૂર્ણ થાય.

ટીકાનુ૦—પહેલીવાર સંખ્યેયભાગવૃદ્ધ સ્થાન થયા પછી પહેલાના અનંતભાગવૃદ્ધ તથા ત્યાર પછીના અસંખ્યભાગવૃદ્ધસ્થાનો જે ક્રમે પૂર્વે કર્યા છે તેજ પ્રમાણે કરીને બીજું સંખ્યેયભાગવૃદ્ધસ્થાન થાય. વળી પાછા અનંત અને અસંખ્યેયભાગવૃદ્ધના બધા સ્થાનો કરી ગયા પછી ત્રીજું સંખ્યેયભાગવૃદ્ધસ્થાન થાય. આ પ્રમાણે કરતા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનો પણ કંડક પ્રમાણ થાય. છેલ્લા સંખ્યેયભાગવૃદ્ધસ્થાન થયા પછી અનંત અને અસંખ્યેયભાગવૃદ્ધના બધા સ્થાનો કરી ગયા પછી સંખ્યેયગુણવૃદ્ધસ્થાન શરૂ થાય છે. એટલે કે અનંતર પૂર્વના સ્થાનમાં જેટલા સ્પદ્ધક હોય છે તેનાથી સંખ્યાતગુણાસ્પર્દ્ધકો સંખ્યેયગુણવૃદ્ધના પહેલા સ્થાનમાં હોય છે. ત્યાર પછી શરૂઆતથી આરંભી અહિં સુધિ જેટલા સ્થાનો પહેલા કહી ગયા તેટલા સ્થાનો તેજ પ્રમાણે કહેવા ત્યાર પછી બીજું સંખ્યેયગુણાધિક સ્પર્દ્ધકવાળું સ્થાન કહેવું. ત્યાર પછી પણ એક અને બીજા સંખ્યેયગુણસ્થાનની વચ્ચે જે સ્થાનો કહ્યા તે બધા સ્થાનો તેજ પ્રમાણે કહેવા ત્યાર પછી ત્રીજું સંખ્યેયગુણાધિકસ્થાન કહેવું. આ પ્રમાણે આ સંખ્યેયગુણાધિક સ્થાનો પણ ત્યાં સુધી કહેવા યાવત્ તેનું કંડક પરિપૂર્ણ થાય. છેલ્લું સંખ્યેયગુણાધિકસ્થાન કહ્યા પછી મૂળથી આરંભી પહેલા સંખ્યેયગુણવૃદ્ધસ્થાન પર્યંત જેટલા સ્થાનો જે ક્રમે કહ્યા તેટલા તેજ પ્રમાણે કહેવા ત્યાર પછી અસંખ્યેયગુણઅધિક સ્પર્દ્ધકવાળું પહેલું સ્થાન થાય છે. ત્યાર પછી શરૂઆતથી આરંભી અહિં સુધી જેટલા શરીરસ્થાનકો જે પ્રમાણે કહ્યા છે તેટલા તેજ પ્રમાણે કહીને બીજું અસંખ્યેયગુણાધિસ્થાન થાય છે. ફરી તેટલાજ કરી ગયા પછી ત્રીજું અસંખ્યેયગુણવૃદ્ધસ્થાન થાય છે. આ પ્રમાણે આ અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનો પણ કંડક પ્રમાણ થાય છે. છેલ્લા અસંખ્યેયગુણવૃદ્ધસ્થાન પછી મૂળથી આરંભી પહેલા અસંખ્યેયગુણવૃધ્ધસ્થાન પર્યંત જેટલા સ્થાનો જે ક્રમે કહ્યા તેટલા તેજ પ્રમાણે કહેવા. ત્યાર પછી પૂર્વના અનંતર સ્થાનની અપેક્ષાએ અનંતગુણાધિક સ્પર્દ્ધકવાળું પહેલું શરીરસ્થાન થાય છે. ત્યાર પછી મૂળથી આરંભી જેટલા શરીરસ્થાનો પહેલા કહ્યા તેટલા તેજ ક્રમે કહેવા. ત્યાર પછી બીજું અનન્તગુણાધિક સ્પર્દ્ધકવાળું સ્થાન થાય છે ત્યાર પછી પહેલા અને બીજા અનંતગુણવૃદ્ધ સ્થાનની વચમાં જે સ્થાનો જે ક્રમે કહ્યા તેજ પ્રમાણે સઘળા કહીને અનંતગુણાધિક સ્પર્દ્ધકવાળું સ્થાન કહેવું. આ રીતે અનંતગુણાધિક શરીરસ્થાનનું કંડક પૂર્ણ થાય છે. છેલ્લીવાર અનંતગુણવૃદ્ધસ્થાન કહ્યા પછી મૂળથી આરંભી પહેલા અનંતગુણવૃદ્ધસ્થાન પર્યંત જે પંચ વૃદ્ધયાત્મક સ્થાનો કહ્યા તે તેજ પ્રમાણે સઘળા કહેવા. ત્યાર પછી અનંતગુણવૃદ્ધસ્થાન ન કહેવું. કારણ કે અહિં પહેલું ષટ્સ્થાન સમાપ્ત થાય છે. આ પ્રમાણે આ પહેલું ષટ્સ્થાન થયું. ત્યાર પછી બીજું ષટ્સ્થાન શરૂ થાય છે.

બીજા ષટ્સ્થાનની શરૂઆતમાં એક કંડક પ્રમાણ અનંતભાગવૃદ્ધસ્થાનો થાય, ત્યાર પછી અનન્તભાગવૃદ્ધસ્થાનથી વ્યવહિત અસંખ્યભાગવૃદ્ધસ્થાન કંડક જેટલા થાય, આ રીતે પહેલા ષટ્સ્થાનકમાં જે ક્રમે કહ્યા છે તે ક્રમે છએ વૃદ્ધિ થાય છે. અને બીજું ષટ્સ્થાનક પૂર્ણ થાય છે. બીજું પૂર્ણ થયા પછી ત્રીજું ઉપરના ક્રમે થાય છે. તેવા અસંખ્યાતા શરીર સ્થાનકો થાય છે.

તેજ હકીકત કહે છે—

**इय एयविहाणेणं छव्विहवुड्ढी उ ठाणेसु ।। ३४ ।।**

**इति एतद्विधानेन षड्वृद्धिस्तु स्थानेषु ।। ३४ ।।**

અર્થ—ઉપર કહેલા પ્રકારવડે અનંતભાગ, અસંખ્યેયભાગ, સંખ્યેયભાગ, સંખ્યાતગુણ, અસંખ્યાતગુણ, અને અનન્તગુણરૂપ છએ પ્રકારની વૃદ્ધિ શરીરસ્થાનોમાં થાય છે. પહેલું ષટ્સ્થાન જે રીતે કહ્યું તે પ્રમાણે બીજા અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ શરીરસ્થાનો થાય છે. ૩૪

તેજ બાબત કહે છે—

**अस्संखलोगतुल्ला अणंतगुणरसजुया य इय ठाणा ।**
**कंडंति एत्थ भन्नइ अंगुलभागो असंखेज्जो ।। ३५ ।।**

**असंख्यलोकतुल्यान्यनन्तगुणरसयुक्तानीति स्थानानि ।**
**कण्डकमित्यत्र भण्यते अङ्गुलभागोऽसंख्येयः ।। ३५ ।।**

અર્થ—આ પ્રમાણે અનન્તગુણસ્નેહવાળા અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ શરીરસ્થાનો થાય છે. અહિં કંડક એ અંગુલના અસંખ્યાતમા ભાગની સંખ્યાને કહેવાય છે.

ટીકાનુ૦—અનન્તગુણ સ્નેહયુક્ત સ્થાનો સઘળા મળીને પણ અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ થાય છે. ચ શબ્દ નહિ કહેલ વસ્તુનો સમુચ્ચય કરતો હોવાથી અસંખ્યેયગુણ સ્નેહાદિવાળા પણ દરેકના અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ સ્થાનો થાય છે એમ સમજવું. અહિં સ્થાનના વિચારમાં અંગુલના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશપ્રદેશ હોય તે સંખ્યાને કંડક નામ આપેલ છે. એટલે કે તેટલી સંખ્યાની કંડક સંજ્ઞા છે. હવે તે તે બંધનને યોગ્ય શરીરના પરમાણુઓનું અલ્પબહુત્વ કહે છે—ઔદારિક ઔદારિક બન્ધનયોગ્ય પુદ્ગલો અલ્પ છે, તેનાથી ઔદારિક તૈજસ બન્ધનયોગ્ય પુદ્ગલો અનન્તગુણા છે, તેથી ઔદારિક કાર્મણ બન્ધનયોગ્ય પુદ્ગલો અનન્તગુણ છે, તેનાથી ઔદારિક તૈજસ કાર્મણ બંધનયોગ્ય પુદ્ગલો અનંતગુણા છે. તથા વૈક્રિય વૈક્રિય બંધન

યોગ્ય પુદ્ગલો અલ્પ છે, તે કરતા વૈક્રિય તૈજસ બંધનયોગ્ય પુદ્ગલો અનન્તગુણા છે, તેથી વૈક્રિય કાર્મણ બન્ધનયોગ્ય પુદ્ગલો અનન્તગુણા છે, તે કરતા વૈક્રિય તૈજસ કાર્મણ બન્ધનયોગ્ય પુદ્ગલો અનંતગુણા છે. તથા આહારક આહારક બંધનયોગ્ય પુદ્ગલો અલ્પ છે, તે કરતા આહારક તૈજસબંધનયોગ્ય પુદ્ગલો અનંતગુણા છે, તેનાથી આહારક કાર્મણ બંધનયોગ્ય પુદ્ગલો અનન્તગુણા છે, તે કરતા આહારક તૈજસ કાર્મણ બંધનયોગ્ય પુદ્ગલો અનંતગુણા છે, તેથી તૈજસ તૈજસ બંધનયોગ્ય પુદ્ગલો અનન્તગુણા છે, તેનાથી તૈજસ કાર્મણ બન્ધનયોગ્ય પુદ્ગલો અનંતગુણા છે અને તેનાથી કાર્મણ કાર્મણ બંધનયોગ્ય પુદ્ગલો અનંતગુણા છે આ પ્રમાણે નામપ્રત્યયસ્પર્ધકનું સ્વરૂપ કહ્યું. ૩૫

હવે ક્રમ પ્રાપ્તપ્રયોગપ્રત્યયસ્પર્ધકનું સ્વરૂપ કહે છે—તેની અંદર આઠ અનુયોગદ્વાર છે, તે આ પ્રમાણે—૧ અવિભાગપ્રરૂપણા, ૨ વર્ગણાપ્રરૂપણા, ૩ સ્પર્ધકપ્રરૂપણા, ૪ અંતરપ્રરૂપણા, ૫ સ્થાનપ્રરૂપણા, ૬ કંડકપ્રરૂપણા, ૭ ષટ્સ્થાનક પ્રરૂપણા, ૮ અને વર્ગણાગતસ્નેહાવિભાગસકલસમુદાયપ્રરૂપણા. તેની અંદર પહેલાં તો પ્રયોગપ્રત્યય એ શબ્દનો અર્થજ કહે છે—

**होई पओगो जोगो तट्ठाणविवड्ढणाए जो उ रसो ।**
**परिवड्ढेइ जीवे पओगफड्डुं तयं बेंति ॥ ३६ ॥**

**भवति प्रयोगो योगः तत्स्थानविवृद्ध्या यस्तु रसः ।**
**परिवर्धते जीवे प्रयोगस्पर्द्धकं तकं ब्रुवन्ति ॥ ३६ ॥**

અર્થ—પ્રયોગ એટલે યોગ–વીર્યવ્યાપાર. જીવ સંબંધી યોગસ્થાનની વૃદ્ધિવડે જે રસ સ્પર્ધકરૂપે વૃદ્ધિ પામે છે તે પ્રયોગપ્રત્યય સ્પર્ધક કહેવાય છે.

ટીકાનુ૦—અહિં પ્રયોગ શબ્દવડે યોગસ્થાન કહેવાય છે.તેની વૃદ્ધિવડે કેવળ યોગનિમિત્તે બંધાયેલા કર્મપરમાણુઓમાં જે રસ સ્નેહસ્પર્ધકરૂપે વધે છે–સ્પર્ધકરૂપે પરિણામ પામે છે તે પ્રયોગપ્રત્યયસ્પર્ધક કહેવાય છે. પહેલા કહ્યું છે કે પુદ્ગલોના પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત સ્નેહનો અહિં વિચાર છે. પરંતુ જે રસ જ્ઞાનાદિને ઓછા વત્તા પ્રમાણમાં દબાવે છે, અથવા જે ઓછા વત્તા પ્રમાણમાં સુખ દુઃખાદિ ઉત્પન કરે છે તે અનુભાગ–રસનો વિચાર અહિં નથી. તેનું સ્વરૂપ તો અનુભાગ બંધનું સ્વરૂપ કહેશે ત્યાં કહેશે. આ સંબંધે સ્વોપજ્ઞ ટીકામાં આ પ્રમાણે કહ્યું છે—'प्रकृष्टो वा योगो व्यापारः, तद्धेतुगृहीतपुद्गलस्नेहस्य प्ररूपणा प्रयोगस्पर्द्धकप्ररूपणेति' તથા કર્મપ્રકૃતિમાં શ્રીમાન્ ઉપાધ્યાયજી મહારાજે આ પ્રમાણે લખ્યું છે—तत्र प्रयोगो योगः, प्रकृष्टो योग इति व्युत्पत्तेः, तत्स्थानवृद्ध्या यो रसः कर्मपरमाणुषु केवलयोगप्रत्ययतो बध्यमानेषु परिवर्धते स्पर्द्धकरूपतया तत्प्रयो

गप्रत्ययं स्पर्द्धकम्. ત્યાર પછી આ વિષયની પૂર્ણાહૂતિ થયા બાદ પણ ચોવીશમી ગાથાના અવતરણમાં તેઓશ્રી જણાવે છે કે—'तदेवं कृता पुद्गलानां मिथः संबन्ध हेतुभूतस्य स्नेहस्य प्ररूपणा.' આ ઉપરથી જણાશે કે અત્યાર સુધિ પુદ્ગલોના પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત સ્નેહનોજ વિચાર કર્યો છે. બંધન કરણના સામર્થ્યથી બંધાયેલ રસનો વિચાર અનુભાગ બંધનું સ્વરૂપ કહેશે ત્યાં કહેવાશે. ૩૬

અવિભાગાદિની પ્રરૂપણા કરે છે—

**अविभागवग्गफड्डगअंतरठाणाइ एत्थ जह पुव्विं ।**
**ठाणाइवग्गणाओ अणंतगुणणाए गच्छंति ॥ ३७ ॥**

**अविभागवर्गणास्पर्धकान्तरस्थानान्यत्र यथापूर्वम् ।**
**स्थानादिवर्गणा अनन्तगुणतया गच्छन्ति ॥ ३७ ॥**

અર્થ—અવિભાગ, વર્ગણા, સ્પર્દ્ધક, અંતર, અને સ્થાનાદિનું સ્વરૂપ જેમ પહેલા કહ્યું છે તેમ જાણવું. દરેક સ્થાનની આદિ વર્ગણામાં અનંતગુણ સ્નેહાણુઓ હોય છે.

ટીકાનુ૦—પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધકના વિષયમાં અવિભાગનું સ્વરૂપ, વર્ગણાનું સ્વરૂપ, સ્પર્દ્ધકનું સ્વરૂપ, અંતરનું સ્વરૂપ, શરીરસ્થાનનું સ્વરૂપ, આદિ શબ્દથી કંડકનું સ્વરૂપ અને ષટ્સ્થાનકનું સ્વરૂપ નામપ્રત્યયસ્પર્દ્ધકની જેમ બરાબર સમજવાનું છે. આ રીતે આ દ્વારોના સંબંધમાં ભલામણ કરી. હવે દરેક ષટ્-સ્થાનના પહેલા સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં સઘળા પુદ્ગલોમાં રહેલા સ્નેહાણુઓ કેટલા હોય તેનો વિચાર કરે છે.—પહેલા સ્થાનની પહેલી વર્ગણામાં રહેલા સઘળા પુદ્ગલોમાંના સઘળા સ્નેહાવિભાગો અલ્પ છે, તે કરતા બીજા સ્થાનની પહેલી વર્ગણામાં અનન્તગુણા હોય છે, તેથી ત્રીજા સ્થાનની પહેલી વર્ગણામાં અનન્તગુણા હોય છે, આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થાનની પહેલી પહેલી વર્ગણાથી ઉત્તરોત્તર સ્થાનની પહેલી પહેલી વર્ગણામાં અનન્ત અનન્તગુણા સ્નેહાવિભાગો છેલ્લા સ્થાનક પર્યંત કહેવા. ૩૭

હવે અલ્પબહુત્વ કહે છે—

**तिण्हंपि फड्डगाणं जहन्नउक्कोसगा कमा ठविउं ।**
**नेयाणंतगुणाओ वग्गणा णेहफड्डाओ ॥ ३८ ॥**

**त्रयाणामपि स्पर्द्धकानां जघन्योत्कृष्टाः क्रमेण स्थापयित्वा ।**
**ज्ञेया अनन्तगुणा वर्गणाः स्नेहस्पर्द्धकात् ॥ ३८ ॥**

અર્થ—ત્રણે સ્પર્દ્ધકોની જઘન્ય અને ઉત્કૃષ્ટ વર્ગણા અનુક્રમે સ્થાપીને પહેલી સ્નેહપ્રત્યયવર્ગણાથી શેષ પછી પછીની વર્ગણાઓ અનન્તગુણ જાણવી.

ટીકાનુ૦—સ્નેહપ્રત્યય, નામપ્રત્યય, અને પ્રયોગપ્રત્યય એ ત્રણેની જઘન્ય અને ઉત્કૃષ્ટ વર્ગણા અનુક્રમે મુકવી. મુકીને પહેલી વર્ગણાથી પછી પછીની વર્ગણાઓ અનુક્રમે અનન્તગુણ સમજવી. તે આ પ્રમાણે–સ્નેહપ્રત્યયસ્પર્દ્ધકની જઘન્ય વર્ગણામાં સ્નેહાવિભાગો અલ્પ છે, તે કરતા તેની ઉત્કૃષ્ટવર્ગણામાં અનંતગુણા સ્નેહાણુઓ છે, તેથી નામપ્રત્યયસ્પર્દ્ધકની જઘન્યવર્ગણામાં અનન્તગુણા સ્નેહાવિભાગો હોય છે, તે કરતા તેનીજ ઉત્કૃષ્ટ વર્ગણામાં અનન્તગુણા સ્નેહાણુઓ હોય છે, તેથી પ્રયોગપ્રત્યયસ્પર્દ્ધકની જઘન્યવર્ગણામાં અનન્તગુણા સ્નેહાવિભાગો હોય છે, તેનાથી તેનીજ ઉત્કૃષ્ટવર્ગણામાં અનંતગુણા સ્નેહાવિભાગો હોય છે. આ પ્રમાણે વિસ્તારથી સ્નેહનું સ્વરૂપ કહ્યું. ૩૮

હવે બંધનકરણના સામર્થ્યથી બંધાતિ મૂળ તથા ઉત્તરપ્રકૃતિઓનો વિભાગ બતાવવા માટે કહે છે—

**अणुभागविसेसाओ मूलुत्तरपगइभेयकरणं तु ।**
**तुल्लस्सावि दलस्सा पगईओ गोणनामाओ ॥३९॥**

**अनुभागविशेषात् मूलोत्तरप्रकृतिभेदकरणं तु ।**
**तुल्यस्यापि दलस्य प्रकृतयो गौणनामानः ॥ ३९ ॥**

અર્થ—કર્મસ્વરૂપે સમાન દળવાળી છતા સ્વભાવ વિશેષથી મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના ભેદો થાય છે. દરેક પ્રકૃતિઓ અન્વર્થનામવાળી હોય છે.

ટીકાનુ૦—યાવજ્જીવપર્યંત આત્મા અધ્યવસાય વિશેષે સમયે સમયે અનંતી અનંતી કાર્મણવર્ગણાઓ ગ્રહણ કરે છે, અને ગ્રહણસમયેજ ભિન્ન ભિન્ન વર્ગણાઓમાં પરિણામાનુસાર જ્ઞાનાવારકત્વાદિરૂપ ભિન્ન ભિન્ન સ્વભાવો ઉત્પન્ન કરે છે. સ્વભાવભેદે વસ્તુનો ભેદ–જુદાપણું જણાય છે, જેમ ઘટ અને પટમાં. એજ પ્રમાણે કર્મદલિકો કર્મસ્વરૂપે સમાન છતા જ્ઞાનાવારકત્વાદિ ભિન્ન ભિન્ન સ્વભાવના ભેદે મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના પણ ભિન્ન ભિન્ન પ્રકારો થાય છે. એટલે અહિં મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના ભેદનું ઉપદર્શન કરાવવું કોઇપણ રીતે વિરૂદ્ધ નથી. સમયે સમયે ગ્રહણ કરાયેલી કાર્મણવર્ગણાઓમાં અધ્યવસાયાનુસાર ભિન્ન ભિન્ન સ્વભાવો આત્મા સ્વસામર્થ્યથી ઉત્પન્ન કરતો હોવાથી કર્મના મૂળ આઠ અને ઉત્તર એકસો અઠ્ઠાવન ભેદ થાય છે. અહિં અનુભાગ શબ્દ સ્વભાવ અર્થનો વાચક છે. કર્મપ્રકૃતિની ચૂર્ણિમાં લખ્યું છે કે 'अणुभागोत्ति सहात्रो' અહિં અનુભાગનો સ્વભાવ અર્થ છે. તથા મૂળ અને ઉત્તર સઘળી પ્રકૃતિઓ અન્વર્થનામવાળી છે. જેમ કે–જેવડે જ્ઞાનગુણ દબાય તે જ્ઞાનાવરણ, જે વડે સુખ દુઃખનો અનુભવ થાય તે વેદનીય, જેવડે મતિજ્ઞાન દબાય તે મતિજ્ઞાનાવરણ, જે વડે સુખનો અનુભવ થાય તે સાતાવેદનીય, ઇત્યાદિ. આ પ્રમાણે સઘળી મૂળ તથા ઉત્તર કર્મપ્રકૃતિ-

ઓ સાર્થક નામવાળી છે. અને તે સઘળી પ્રકૃતિઓના નામોની યથાર્થતા પહેલા ભાગમાં બંધવ્યદ્વારમાં દરેક કર્મપ્રકૃતિઓનું સ્વરૂપ વર્ણવતા સવિસ્તર બતાવેલ છે, તેથી તે દરેક પ્રકૃતિઓના અર્થનો વિચાર અહિં કરતા નથી, એટલે પ્રકૃતિઓનું સ્વરૂપ જાણવા ઇચ્છનારાએ ત્રીજા બંધવ્ય દ્વારમાંથી જોઇ લેવું. ૩૯

અહિં બંધનકરણમાં પ્રકૃતિબંધાદિનું સ્વરૂપ વિસ્તાર પૂર્વક કહેવું જોઇએ માટે તેઓનું સ્વરૂપ કહે છે—

**ठिइबंधु दलस्स ठिई पएसबंधो पएसगहणं जं ।**
**ताण रसो अणुभागो तस्समुदाओ पगइबंधो ॥४०॥**

**स्थितिबन्धो दलस्य स्थितिः प्रदेशबन्धः प्रदेशग्रहणं यत् ।**
**तेषां रसोऽनुभागः तत्समुदायः प्रकृतिबन्धः ॥ ४० ॥**

અર્થ—સ્થિતિબંધ એટલે દલિકની સ્થિતિ, પ્રદેશોનું જે ગ્રહણ તે પ્રદેશ બંધ કહેવાય છે. તેઓનો જે રસ તે અનુભાગબંધ અને તેઓના સમુદાયને પ્રકૃતિબન્ધ કહેવામાં આવે છે.

ટીકાનુ૦—સમયે સમયે અધ્યવસાય વિશેષે અનંતાનંત કાર્મણવર્ગણાઓને આત્મા ગ્રહણ કરે છે અને તેઓને પાણી અને દૂધની જેમ અથવા અગ્નિ અને લોહની જેમ પોતાની સાથે જોડી દેછે. આ પ્રદેશબંધ કહેવાય છે. તેઓના કાળનો જે નિશ્ચય એટલે કે અમુક કર્મરૂપે પરિણમેલી વર્ગણાઓનું ફળ અમુકકાળપર્યંત અનુભવશે એવો જે નિર્ણય તે સ્થિતિબંધ કહેવાય છે. કોઈપણ કર્મરૂપે પરિણામ પામેલી વર્ગણાઓનું ફળ ક્રમપૂર્વક અનુભવાય માટે તેઓની જે ગોઠવણ–રચના થાય છે તેને નિષેક રચના કહેવામાં આવે છે. વિવક્ષિત સમયે પરિણામાનુસાર જેટલો સ્થિતિબંધ થયો હોય તેના પ્રમાણમાં અબાધાકાલ છોડીને નિષેક રચના થાય છે અને રચનાને અનુસરી ફળનો અનુભવ કરે છે. આવા કર્મવર્ગણાઓના કાલપ્રમાણને સ્થિતિબંધ કહેવામાં આવે છે. તથા ઓછાવત્તા પ્રમાણમાં આત્માના ગુણોને દબાવિ શકે અને ઓછાવત્તા પ્રમાણમાં સુખદુઃખાદિ આપી શકે એવી પરિણામને અનુસરીને કર્મપરમાણુઓમાં જે શક્તી ઉત્પન્ન થાય છે તે રસબંધ કહેવાય છે. અને તે ત્રણેના સમુદાયને પ્રકૃતિબંધ કહેવામાં આવે છે. સ્થિતિ રસ અને પ્રદેશનો સમુદાય તે પ્રકૃતિબંધ આ લક્ષણ કષાયના

૧ જેમ હાથપગ વિગેરે અવયવોના સમૂહને શરીર કહેવામાં આવે છે અને તે શરીર અને અવયવોનો અવયવ અવયવીભાવ સંબંધ છે તેમ સ્થિતિ રસ અને પ્રદેશના સમૂહને પ્રકૃતિબંધ કહેવાય છે. તે પ્રકૃતિબંધ અને સ્થિતિઆદિના સમુહનો અવયવ અવયવિભાવનો સંબંધ છે. પ્રકૃતિબંધ અવયવી છે, અને સ્થિત્યાદિ ત્રણે તેના અવયવો છે

વશથી દશમા ગુણસ્થાનસુધિમાં જે કર્મ બંધાય છે તેના આશ્રયી છે. કારણ કે તેની અંદર કષાયનિમિત્તે સ્થિતિ અને રસ ઉત્પન્ન થયેલા હોય છે. પરંતુ અગીઆરમા ગુણસ્થાનથી તેરમા સુધીમાં કેવળ યોગ નિમિત્તે બંધાતા કર્મઆશ્રયી આ લક્ષણ નથી. કારણ તેની અંદર કષાય નહિ હોવાથી સ્થિતિ અને રસ હોતા નથી. તેથીજ કષાયના વશથી બંધાતા કર્મઆશ્રયી આ લક્ષણ છે એમ કહેવામાં આવ્યું છે. અથવા બીજી રીતે સમાધાન કરવાની ખાતર તેનું સમાધાન કરે છે, તે આ પ્રમાણે—કેવળ યોગનિમિત્તે બંધાતા કર્મની પણ બે સમયની સ્થિતિ છે અને આવારકશક્તિ વિનાનો કોઇક રસ પણ છે તેથી ત્યાં પણ ઉપરોક્ત પ્રકૃતિબંધનું લક્ષણ ઘટાવવું. અન્ય આચાર્યો આ વિષયમાં આ પ્રમાણે કહે છે—કર્મવર્ગણાઓમાં જ્ઞાનાચ્છાદકત્વાદિ જુદા જુદા જે સ્વભાવો ઉત્પન્ન થાય છે તેજ પ્રકૃતિબંધ છે. પહેલા સામાન્ય સ્વરૂપે કાર્મણવર્ગણા હતી, બંધસમયે તેની અંદર પરિણામાનુસાર ભિન્ન ભિન્ન સ્વભાવો થાય છે. ઉત્પન્ન થયેલા તે ભિન્ન ભિન્ન સ્વભાવોનેજ પ્રકૃતિબંધ કહેવામાં આવે છે, ત્રણેના પિંડને નહિ. આ રીતે પ્રકૃતિબંધનું સ્વતન્ત્ર લક્ષણ થયું અને તે દરેક ગુણસ્થાનકે ઘટી શકે છે. કારણ કે કેવળયોગનિમિત્તે બંધાતા કર્મમાં પણ સ્વભાવ અને પ્રદેશ તો હોય છેજ. આ રીતે તેમના અભિપ્રાયે અધ્યવસાયને અનુસરી ઉત્પન્ન થયેલ ભિન્ન ભિન્ન સ્વભાવોને પ્રકૃતિબંધ, કાળના નિર્ણયને સ્થિતિબંધ, આવારકશક્તિને રસબંધ અને કર્મપુદ્ગલોનોજ આત્મા સાથે જે સંબંધે તેને પ્રદેશબંધ કહેવામાં આવે છે. આ રીતે પ્રકૃતિબંધાદિ ચારનું સ્વરૂપ કહ્યું. ૪૦

હવે મૂળ અને ઉત્તરપ્રકૃતિઓમાં દલિકનો વિભાગ શી રીતે થાય છે તે કહે છે—

**मूलुत्तरपगईणं पुव्वं दलभागसंभवो वुत्तो।**
**रसभेएणं इत्तो मोहावरणाण निसुणेह ॥४१॥**

**मूलोत्तरप्रकृतीनां पूर्वं दलभागसंभवः प्रोक्तः ।**
**रसभेदेनेतः मोहावरणानां निशृणुत ॥ ४१ ॥**

અર્થ—પહેલા મૂળ અને ઉત્તરપ્રકૃતિઓના દલિકોનો ભાગનો સંભવ-પ્રમાણ કહ્યો છે. હવે રસના ભેદે મોહનીય જ્ઞાનાવરણ અને દર્શનાવરણના ભાગનું પ્રમાણ કહે છે તે સાંભળો.

ટીકાનુ૦—પહેલા ભાગમાં પાંચમા દ્વારની ૭૮મી 'कमसो वुड्ढठिईणं' એ અને ત્યાર પછીની ગાથાઓમાં મૂળ અને ઉત્તરપ્રકૃતિઓ સંબંધી કર્મવર્ગણાઓના ભાગનું પ્રમાણ કહ્યું છે. સ્થિતિવિશેષે કયા કર્મરૂપે કેટલી વર્ગણાઓ પરિણમે એ હકીકત કહી છે. હવે પછી ઘાતીયા મોહનીય જ્ઞાનાવરણ દર્શનાવરણ અને

નામકર્મોમાં ઘાતિ અને અઘાતિરૂપ રસવિભાગને આશ્રયી દલના ભાગનું પ્રમાણ કહીશ, એટલે કે એ કર્મરૂપે પરિણમેલી વર્ગણાઓમાંથી સર્વઘાતિરૂપે કેટલી પરિણમે અને દેશઘાતિરૂપે કેટલી વર્ગણાઓ પરિણમે એ હકીકત કહીશ. તે તમે સાંભળો ? જોકે મૂળ અને ઉત્તરપ્રકૃતિઓમાં દલિકોના ભાગનું પ્રમાણ પાંચમાદ્વારમાં ૭૮ આદિ ગાથાઓમાં કહ્યું છે, છતા અહિં પણ તેનું સ્થાન શૂન્ય ન રહે એ હેતુથી આગમને અનુસરીને કંઇક વિશેષથી કહે છે—અહિં કર્મોમાં તેની સ્થિતિના પ્રમાણમાં ભાગ આવે છે. એટલે કે કોઇપણ કર્મરૂપે અમુક પ્રમાણમાં વર્ગણાઓના જે પરિણામ થાય છે તે તેની સ્થિતિના પ્રમાણમાં થાય છે. જેની સ્થિતિ વધારે હોય તે રૂપે વધારે વર્ગણાઓનો પરિણામ થાય છે, અને જેની સ્થિતિ અલ્પ હોય તે રૂપે અલ્પ વર્ગણાઓનો પરિણામ થાય છે—તેના ભાગમાં થોડી વર્ગણાઓ આવે છે. તેમાં બીજા કર્મોથી અલ્પસ્થિતિ હોવાથી આયુઃનો ભાગ સૌથી અલ્પ છે, કેમકે વધારેમાં વધારે તેની સ્થિતિ તેત્રીસ-સાગરોપમપ્રમાણ છે. તે કરતા નામ અને ગોત્રકર્મનો ભાગ વધારે છે, કારણ કે તે બંનેની સ્થિતિ વીશ કોડાકોડીસાગરોપમપ્રમાણ છે. સ્વસ્થાને બંનેની સમાનસ્થિતિ હોવાથી પરસ્પર તુલ્ય છે. તે કરતા જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયનો ભાગ મોટો છે. તેઓની ત્રીસ કોડાકોડીસાગરોપમની સ્થિતિ છે માટે. પરસ્પર ત્રણેનો સમાનસ્થિતિ હોવાથી સરખો ભાગ છે. તે કરતા મોહનીયનો ભાગ વધારે છે, સિત્તેર કોડાકોડીસાગરોપમની સ્થિતિ છે માટે. જ્ઞાનાવરણીયાદિ કર્મોની સમાનસ્થિતિવાળું વેદનીયકર્મ છે છતા તેનો ભાગ મોહનીયથી પણ વધારે છે. મોહનીયકર્મરૂપે જેટલું દલ પરિણમે છે તે કરતા પણ વેદનીય કર્મરૂપે વધારે પરિણમે છે. જો એમ ન હોય તો પોતાના ફળરૂપ સુખ અને દુઃખનો સ્પષ્ટ અનુભવ કરાવિ શકે નહિ. અત્યંત સ્પષ્ટ સુખ અને દુઃખનો જે અનુભવ કરાવે છે તે તેના ભાગમાં વધારે દલિકો આવે છે તેથીજ કરાવે છે. કેમકે વેદનીય અઘાતિકર્મ છે.

હવે ઉત્કૃષ્ટયોગ હોય અને વધારેમાં વધારેવર્ગણાઓ ગ્રહણ કરે ત્યારે અને જઘન્યયોગ હોય અને ઓછામાં ઓછી વર્ગણાઓ ગ્રહણ કરે ત્યારે કઇ પ્રકૃતિરૂપે કેટલા પ્રમાણમાં વર્ગણાઓ પરિણમે છે તેનું અલ્પબહુત્વ કહે છે. તેમાં પ્રથમ ઉત્કૃષ્ટપદે અલ્પબહુત્વ કહે છે—કેવળજ્ઞાનાવરણનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી મનઃપર્યવજ્ઞાનાવરણીયનું અનન્તગુણ, તેથી અવધિજ્ઞાનાવરણીયનું વિશેષાધિક, તેથી શ્રુતજ્ઞાનાવરણીયનું વિશેષાધિક, અને તેનાથી મતિજ્ઞાનાવરણીયનું વિશેષાધિક દલિક હોય છે. તથા દર્શનાવરણીયમાં સર્વથી અલ્પ પ્રચલાનું પ્રદેશપ્રમાણ છે, તેથી નિદ્રાનું વિશેષાધિક, તેથી પ્રચલાપ્રચલાનુ વિશેષાધિક, તેથી નિદ્રાનિદ્રાનું વિશેષાધિક, તેથી સ્ત્યાનર્દ્ધિનું વિશેષાધિક, તેથી કેવળદર્શનાવરણીયનું વિશેષાધિક,

તેથી અવધિદર્શનાવરણીયનું અનન્તગુણ, તેથી અચક્ષુદર્શનાવરણીયનું વિશેષાધિક, અને તેથી ચક્ષુદર્શનાવરણીયનું વિશેષાધિક દલિક છે. તથા વેદનીયમાં અસાતવેદનીયનું પ્રદેશપ્રમાણ સર્વાલ્પ છે, તેથી સાતવેદનીયનું વિશેષાધિક હોય છે. તથા મોહનીયમાં સર્વથી અલ્પ અપ્રત્યાખ્યાનાવરણ માનનો દળવિભાગ છે, તેથી અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધનો વિશેષાધિક, તેથી અપ્રત્યાખ્યાનાવરણ માયાનો વિશેષાધિક, તેથી અપ્રત્યાખ્યાનાવરણ લોભનો વિશેષાધિક, તેથી પ્રત્યાખ્યાનાવરણ માનનો વિશેષાધિક, તેથી પ્રત્યાખ્યાનાવરણ ક્રોધનો વિશેષાધિક, તેથી પ્રત્યાખ્યાનાવરણ માયાનો વિશેષાધિક, તેથી પ્રત્યાખ્યાનાવરણ લોભનો વિશેષાધિક ૯ તેથી અનંતાનુબંધિમાનનો વિશેષાધિક, તેથી અનંતાનુબંધિ ક્રોધનો વિશેષાધિક, તેથી અનંતાનુબંધિ માયાનો વિશેષાધિક, તેથી અનંતાનુબંધિ લોભનો વિશેષાધિક ૧૩ તેથી મિથ્યાત્વનો વિશેષાધિક, તેથી જુગુપ્સાનો અનન્તગુણ, તેથી ભયનો વિશેષાધિક, તેથી હાસ્ય અને શોકનો વિશેષાધિક અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય તેથી રતિ અરતિનો વિશેષાધિક અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેથી સ્રીવેદ અને નપુંસકવેદનો વિશેષાધિક અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેથી સંજ્વલનક્રોધનો વિશેષાધિક તેથી સંજ્વલન માનનો વિશેષાધિક, તેથી પુરૂષવેદનો વિશેષાધિક, તેથી સંજ્વલનમાયાનો વિશેષાધિક, અને તેથી સંજ્વલનલોભનો અસંખ્યાતગુણ દલવિભાગ છે. તથા આયુકર્મમાં ચારે આયુનો દલવિભાગ પરસ્પર તુલ્ય છે. તથા નામકર્મમાં દેવગતિ અને નરકગતિનો દલવિભાગ અલ્પ છે, સ્વસ્થાને તુલ્ય છે. તેથી મનુષ્યગતિમાં વિશેષાધિક અને તેથી તિર્યગ્ગતિમાં વિશેષાધિક છે. તથા જાતિમાં બેઇન્દ્રિયાદિ ચારે જાતિનું પ્રદેશપ્રમાણ અલ્પ છે અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. અને તેથી એકેન્દ્રિય જાતિનું વિશેષાધિક છે. તથા શરીરનામકર્મમાં આહારકશરીરનામકર્મનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી વૈક્રિયશરીરનામનું વિશેષાધિક, તેથી ઔદારિકનું વિશેષાધિક, તેથી તૈજસનું વિશેષાધિક, અને તેથી કાર્મણશરીરનામકર્મનું પ્રદેશપ્રમાણ વિશેષાધિક છે. સંઘાતન નામકર્મમાં શરીરનામકર્મ પ્રમાણે અલ્પબહુત્વ કહેવું. તથા બંધનનામકર્મમાં આહારક આહારક બંધન નામકર્મનો દલવિભાગ અલ્પ છે, તેથી આહારક તૈજસ બંધનનો વિશેષાધિક, તેથી આહારક કાર્મણનો વિશેષાધિક અને તેથી આહારક તૈજસ કાર્મણ નામકર્મનો વિશેષાધિક, તેથી વૈક્રિયવૈક્રિય બંધન નામકર્મનો વિશેષાધિક, તેથી વૈક્રિય તૈજસબંધનનામનો વિશેષાધિક, તેથી વૈક્રિય કાર્મણનો વિશેષાધિક, તેથી વૈક્રિયતૈજસકાર્મણનો વિશેષાધિક, તેથી ઔદારિક ઔદારિક બંધનનો વિશેષાધિક, તેથી ઔદારિક તૈજસબંધનનો વિશેષાધિક, તેથી ઔદારિક કાર્મણબંધનનો વિશેષાધિક, તેથી ઔદારિક તૈજસ કાર્મણ બંધનનામકર્મનો વિશેષાધિક, તેથી તૈજસ તૈજસબંધનનો વિશેષાધિક, તેથી તૈજસકાર્મણબંધનનો વિશેષાધિક,

અને તેથી કાર્મણ કાર્મણ બંધનનામકર્મનો વિશેષાધિક દલવિભાગ છે. તથા સંસ્થાનનામકર્મમાં પહેલા અને છેલ્લાને છોડી વચલા ચાર સંસ્થાન નામકર્મનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, સ્વસ્થાને ચારેનું પરસ્પર તુલ્ય છે. તેથી સમચતુરસ્રનામકર્મનું વિશેષાધિક, અને તેથી હુંડસંસ્થાન નામકર્મનું પ્રદેશપ્રમાણ વિશેષાધિક છે. તથા સંઘયણ નામકર્મમાં આદિના પાંચે સંઘયણ નામકર્મનો દળવિભાગ અલ્પ છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. અને તેથી છેવટ્ઠા સંઘયણ નામકર્મનો દળવિભાગ વિશેષાધિક છે. તથા અંગોપાંગ નામકર્મમાં આહારક અંગોપાંગનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી વૈક્રિયઅંગોપાંગનું વિશેષાધિક, અને તેથી ઔદારિક અંગોપાંગ નામકર્મનું પ્રદેશપ્રમાણ વિશેષાધિક છે. તથા વર્ણનામકર્મમાં કૃષ્ણવર્ણનામકર્મનું પ્રદેશ પ્રમાણ અલ્પ છે, તેથી નીલવર્ણનું વિશેષાધિક, તેથી લોહિતવર્ણનું વિશેષાધિક, ૪ તેથી પીતવર્ણ નામનું વિશેષાધિક, અને તેથી શ્વેતવર્ણનામકર્મનું દળ પ્રમાણ વિશેષાધિક છે. તથા ગંધનામકર્મમાં સુરભિગંધ નામકર્ણનું પ્રદેશપ્રમાણ અલ્પ છે અને તેથી દુરભિગંધનામકર્મનું વિશેષાધિક છે. તથા રસનામકર્મમાં કટુકરસ નામકર્મનો દલવિભાગ અલ્પ, તેથી તિક્ત રસનો વિશેષાધિક, તેથી કષાયરસનો વિશેષાધિક, તેથી અમ્લરસ નામનો વિશેષાધિક, અને તેથી મધુરરસ નામનો વિશેષાધિક દલવિભાગ છે. તથા સ્પર્શનામકર્મમાં કર્કશ અને ગુરૂસ્પર્શનામકર્મનો અલ્પ દલવિભાગ છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તેથી મુદુ અને લઘુસ્પર્શ નામનો વિશેષાધિક છે, સ્વસ્થાને બંનેનો પરસ્પર તુલ્ય છે. તેથી રૂક્ષ અને શીતસ્પર્શનામકર્મનો વિશેષાધિક છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તેથી સ્નિગ્ધ અને ઉષ્ણસ્પર્શનામકર્મનો વિશેષાધિક દલવિભાગ છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તથા આનુપૂર્વિનામકર્મમાં દેવાનુપૂર્વિ અને નરકાનુપૂર્વિનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, સ્વસ્થાને બંનેનું પરસ્પર તુલ્ય છે. તેથી મનુષ્યાનુપૂર્વિનું વિશેષાધિક, અને તેથી તિર્યગાનુપૂર્વિનામકર્મનું દળપ્રમાણ વિશેષાધિક છે. ત્રસ નામકર્મનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી સ્થાવરનામકર્મનું વિશેષાધિક છે. તથા પર્યાપ્તનામકર્મનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી અપર્યાપ્ત નામકર્મનું વિશેષાધિક છે. એ પ્રમાણે સ્થિર અસ્થિર, શુભ અશુભ, સૌભાગ્ય દૌર્ભાગ્ય, આદેય અનાદેય, સૂક્ષ્મ બાદર, અને પ્રત્યેક સાધારણના સંબંધમાં અલ્પબહુત્વ કહેવું. તથા અપયશકીર્ત્તિ નામકર્મનું પ્રદેશાગ્ર અલ્પ છે, તેથી યશઃકીર્ત્તિ નામકર્મનું સંખ્યેયગુણ છે. અને શેષ આતપ, ઉદ્યોત, પ્રશસ્ત અપ્રશસ્ત વિહાયોગતિ, સુસ્વર, દુઃસ્વર, આ સઘળી પ્રકૃતિઓનું ઉત્કૃષ્ટપદે પ્રદેશપ્રમાણ પરસ્પર સરખું છે. નિર્માણ, ઉચ્છવાસ, ઉપઘાત, પરાઘાત, અગુરૂલઘુ અને તીર્થંકરનામકર્મ આટલી પ્રકૃતિઓનું વિરોધિ પ્રકૃતિઓના અભાવે અલ્પબહુત્વ નથી. કારણ કે આ અલ્પબહુત્વ સ્વજાતીય અન્ય પ્રકૃતિઓની અપેક્ષાએ વિચારાય છે. જેમ કૃષ્ણાદિવર્ણ-

નામનું શેષ વર્ણોની અપેક્ષાએ. અથવા પ્રતિપક્ષ પ્રકૃતિઓની અપેક્ષાએ વિચારાય છે, જેમ સૌભાગ્ય દુર્ભાગ્યના સંબંધમાં. નિર્માણનામકર્મ આદિ પ્રકૃતિઓ ન તો પરસ્પર સ્વજાતીય છે, પિંડપ્રકૃતિ નથી માટે. ન તો પરસ્પર વિરૂદ્ધ છે, એકી સાથે તે દરેકને બંધ થઇ શકે છે માટે. તથા ગોત્રકર્મમાં નીચગોત્રનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી ઉચ્ચગોત્રનું વિશેષાધિક છે. તથા અંતરાયકર્મમાં દાનાંતરાયનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી લાભાંતરાયનું વિશેષાધિક, તેથી ભોગાંતરાયનુ વિશેષાધિક, તેથી ઉપભોગાંતરાયનુ વિશેષાધિક, અને તેથી વીર્યાંતરાયકર્મનું વિશેષાધિક પ્રદેશપ્રમાણ છે. આ પ્રમાણે ઉત્તરપ્રકૃતિઓના સંબંધમાં ઉત્કૃષ્ટપદે પ્રદેશપ્રમાણ કહ્યું. હવે જઘન્યપદે અલ્પબહુત્વ કહે છે—તેમાં જ્ઞાનાવરણીય અને દર્શનાવરણીયની પ્રકૃતિઓનું અલ્પબહુત્વ જેમ ઉત્કૃષ્ટપદે કહ્યું છે તેમ અહિં પણ જાણવું. મોહનીયકર્મમાં અપ્રત્યાખ્યાનાવરણ માનનું પ્રદેશ પ્રમાણ અલ્પ છે, તે કરતા અનુક્રમે અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ, માયા અને લોભનું વિશેષાધિક વિશેષાધિક પ્રદેશપ્રમાણ છે. તેનાથી પ્રત્યાખ્યાનાવરણમાનનું વિશેષાધિક દળપ્રમાણ છે, તેથી અનુક્રમે પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ માયા અને લોભનું વિશેષાધિક વિશેષાધિક દળપ્રમાણ છે. તેથી અનન્તાનુબંધિમાનનું દળ પ્રમાણ વિશેષાધિક છે, તે કરતા અનુક્રમે અનંતાનુબંધિ ક્રોધ માયા અને લોભનું વિશેષાધિક છે. તેથી મિથ્યાત્વનુ વિશેષાધિક દળ પ્રમાણ છે. તે કરતા જુગુપ્સાનું અનંતગુણ, તેથી ભયનું વિશેષાધિક, તે કરતા હાસ્ય અને શોકનું વિશેષાધિક અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેથી રતિ અને અરતિનુ વિશેષાધિક અને સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તે કરતા કોઇ પણ વેદનું વિશેષાધિક, તે કરતા અનુક્રમે સંજ્વલનમાન ક્રોધ માયા અને લોભનું વિશેષાધિક વિશેષાધિક દળ પ્રમાણ છે. તથા આયુમાં તિર્યંચ અને મનુષ્યાયુનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, અને સ્વસ્થાને તુલ્ય છે. તેનાથી દેવ અને નારકાયુનું અસંખ્યાતગુણ છે, સ્વસ્થાને તુલ્ય છે. તથા નામકર્મમાં તિર્યંચગતિનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી મનુષ્યગતિનું વિશેષાધિક, તેથી દેવગતિનું અસંખ્યેયગુણ, અને તેનાથી નરકગતિનું અસંખ્યગુણ દળપ્રમાણ છે. તથા જાતિમાં દ્વીન્દ્રિયાદિ ચાર જાતિનામકર્મનું અલ્પ દળપ્રમાણ છે, તે કરતા એકેન્દ્રિયજાતિનું વિશેષાધિક છે. તથા શરીરનામકર્મમાં ઔદારિક શરીર નામકર્મનું અલ્પ પ્રદેશપ્રમાણ છે, તેથી તૈજસ નામનું વિશેષાધિક, તે કરતા કાર્મણ નામનું વિશેષાધિક, તેથી વૈક્રિયશરીર નામનું અસંખ્યગુણ અને તે કરતા આહારકશરીર નામકર્મનું અસંખ્યગુણ પ્રદેશ પ્રમાણ છે. આ પ્રમાણે સંઘાતનનામકર્મનું અલ્પબહુત્વ કહેવું. અંગોપાંગનામકર્મમાં ઔદારિક અંગોપાંગનામનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી વૈક્રિયઅંગોપાંગનામનું અસંખ્યેયગુણ છે, અને તેથી આહારક અંગોપાંગનામનું અસંખ્યગુણ છે. તથા દેવ અને

નરકાનુપૂર્વિનું પ્રદેશપ્રમાણ અલ્પ છે, તેથી મનુષ્યાનુપૂર્વિનું વિશેષાધિક છે, અને તેથી તિર્યંચાનુપૂર્વિનું વિશેષાધિક છે. તથા ત્રસનામકર્મનું અલ્પ પ્રદેશપ્રમાણ છે, તે કરતા સ્થાવરનામકર્મનું વિશેષાધિક છે. એ પ્રમાણે બાદર સૂક્ષ્મ, પર્યાપ્ત અપર્યાપ્ત અને પ્રત્યેક સાધારણના સંબંધમાં સમજવું. શેષ નામકર્મની પ્રકૃતિઓનું અલ્પબહુત્વ નથી, સરખેજ ભાગે વહેંચાય છે એમ સમજવું. એજ પ્રમાણે સાત અસાતાવેદનીય અને ઉચ્ચગોત્ર નીચગોત્રનું પણ અલ્પબહુત્વ નથી. અંતરાયકર્મમાં જેમ ઉત્કૃષ્ટપદમાં કહ્યું છે તેમ અહિં પણ જાણવુ. આ પ્રમાણે ઉત્કૃષ્ટ યોગે વધારેમાં વધારે વર્ગણા ગ્રહણ કરે ત્યારે, અને જઘન્યયોગે ઓછામાં ઓછી વર્ગણા ગ્રહણ કરે ત્યારે તે તે કર્મરૂપે કેટકેટલી વર્ગણાઓ પરિણમે તે કહ્યું.મધ્યમયોગે ગ્રહણ કરાયેલી વર્ગણાઓનું પણ તેને અનુસરીનેજ સમજવું. અહિં જ્યારે આત્મા ઉત્કૃષ્ટે યોગસ્થાનકે વર્ત્તતો હોય અને મૂળ તથા ઉત્તરપ્રકૃતિઓ અલ્પ બાંધતો હોય ત્યારે તથા સંક્રમકાળે અન્યપ્રકૃતિઓના દલિકોનો ઉત્કૃષ્ટ સંક્રમ થતો હોય ત્યારે ઉત્કૃષ્ટ પ્રદેશાગ્રનો સંભવ છે. તેજ હકીકત વિસ્તારથી કહે છે– ઉત્કૃષ્ટયોગે વર્ત્તમાન આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશગ્રહણ કરે છે, તથા જ્યારે મૂળ અથવા ઉત્તરકર્મપ્રકૃતિઓ અલ્પ બાંધે ત્યારે શેષ અબધ્યમાન પ્રકૃતિઓના ભાગનું દલિક બધ્યમાન પ્રકૃતિઓમાં આવે, તથા જ્યારે અન્ય પ્રકૃતિઓના દલિકોના ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમકાળે વિવક્ષિત બધ્યમાન પ્રકૃતિમાં ઘણા કર્મપુદ્ગલો સંક્રમે આવા કારણો જ્યારે હોય ત્યારે ઉત્કૃષ્ટ પ્રદેશાગ્રનો સંભવ છે. વિપરીત કારણો હોય ત્યારે જઘન્યપ્રદેશાગ્રનો સંભવ છે. આ પ્રમાણે મૂળ તથા ઉત્તરપ્રકૃતિઓમાં ભાગ વિભાગ કેવી રીતે થાય છે તે કહ્યું. ૪૧

હવે મોહનીય અને આવરણના સંબંધમાં રસભેદે દળવિભાગ કહીશું એવી જે પ્રતિજ્ઞા કરી હતી તેનોજ સૂત્રકાર નિર્વાહ કરે છે.

**सव्वुक्कोसरसो जो मूलविभागस्सणंतिमो भागो ।**
**सव्वघाईण दिज्जइ सो इयरो देसघाईणं ॥४२॥**

**सर्वोत्कृष्टरसो यो मूलविभागस्यानन्ततमो भागः ।**
**सर्व्वघातिनीभ्यो दीयते स इतरो देशघातिनीभ्यः ॥ ४२ ॥**

અર્થ—મૂળ વિભાગનો સર્વોત્કૃષ્ટ રસવાળો અનંતમો ભાગ સર્વઘાતિને આપે છે, અને ઇતર ભાગ દેશઘાતિને આપે છે.

ટીકાનુ૦—સ્થિતિને અનુસરીને જ્ઞાનાવરણ દર્શનાવરણ અને મોહનીયના ભાગમાં જે દલિક આવે છે તેનો સર્વોત્કૃષ્ટ રસવાળો અનંતમો ભાગ તત્કાળ બંધાતિ સર્વઘાતિ પ્રકૃતિઓને યથાયોગ્યપણે વહેંચી આપે છે. એટલે કે વિવ-

ક્ષિત સમયે બંધાતિ સર્વઘાતિરૂપે યથાયોગ્ય રીતે પરિણમે છે. ઇતર અનુત્કૃષ્ટ-રસવાળો શેષ જે દળવિભાગ રહ્યો હોય તે દેશઘાતિની કર્મપ્રકૃતિઓને યથાયોગ્યરીતે વહેંચી આપે છે. અહિં વહેંચી આપે છે એટલે બન્ધાતિ પ્રકૃતિરૂપે પૂર્વે કહેલા અલ્પબહુત્વના પ્રમાણમાં પરિણમે છે–તે રૂપે થાય છે એમ સમજવાનું છે. આ સંબંધમાં વિશેષ વિચાર આ પ્રમાણે છે-સ્થિતિની અનુસરીને જ્ઞાનાવરણીયમાં જે મૂળભાગ પ્રાપ્ત થાય છે, તેનો સર્વોત્કૃષ્ટરસવાળો અનંતમો ભાગ કેવળજ્ઞાનાવરણરૂપે પરિણમે છે. શેષ દલિકના ચારભાગ કરીને યથાયોગ્ય રીતે મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ અવધિજ્ઞાનાવરણ અને મનઃપર્યવજ્ઞાનાવરણને વહેંચી આપે છે. દર્શનાવરણીયનો જે મૂળભાગ આવે છે, તેના ઉત્કૃષ્ટ રસવાળા અનંતમા ભાગના છ ભાગ કરી તેને પાંચ નિન્દ્રા અને કેવળદર્શનાવરણીયમાં વહેંચી આપે છે. શેષ દળના ત્રણભાગ કરી તેને ચક્ષુ અચક્ષુ અને અવધિદર્શનાવરણીયમાં વહેંચી નાંખે છે. મોહનીયકર્મનો જે મૂળભાગ આવે છે, તેના સર્વઘાતિયોગ્ય અનંતમા ભાગના દળને બે ભાગમાં વહેંચે છે. અર્ધ ચારિત્ર મોહનીયને અને અર્ધ-દર્શનમોહનીયને આપે છે. દર્શનમોહનીયના ભાગમાં આવેલ અર્ધભાગ મિથ્યાત્વ મોહનીયરૂપેજ પરિણમે છે. અને ચારિત્રમોહનીયના ભાગમાં આવેલ અર્ધભાગના બાર ભાગ કરી તેને આદિના બાર કષાયમાં વહેંચી નાંખે છે, એટલે કે તે અર્ધભાગ બાર કષાયરૂપે પરિણમે છે. ૪૨

એજ હકીકત કહે છે—

**उक्कोसरसस्सद्धं मिच्छे अद्धं तु इयरघाईणं ।**
**संजलणनोकसाया सेसं अद्धद्धयं लेंति ॥४३॥**

**उत्कृष्टरसस्यार्द्धं मिथ्यात्वे अर्द्धं तु इतरघातीनाम् ।**
**संज्वलननोकषायाः शेषमर्द्धमर्द्धं लान्ति ॥ ४३ ॥**

અર્થ—સર્વોત્કૃષ્ટરસવાળા દલિકનો અર્ધભાગ મિથ્યાત્વમાં અને અર્ધભાગ ઇતરઘાતિમાં જાય છે. અને શેષ દલિકનો અર્ધભાગ સંજ્વલનકષાયમાં તથા અર્ધભાગ નોકષાયો ગ્રહણ કરે છે.

ટીકાનુ—મોહનીયકર્મના મૂળભાગમાંના સર્વઘાતિયોગ્ય સર્વોત્કૃષ્ટ રસવાળા પુદ્ગલને બે ભાગમાં વહેંચે છે. તેમાંનો એક ભાગ મિથ્યાત્વમોહનીયમાં જાય છે અને એક ભાગ આદ્ય સર્વઘાતિ બારકષાયમાં જાય છે. શેષ મૂળભાગના વળી બે ભાગ કરે છે. તેમાંનો એક ભાગ કષાયમોહનીયમાં અને એક ભાગ નોકષાયમોહનીયમાં જાય છે. કષાયમોહનીયના ભાગમાં આવેલા દળના ચાર ભાગ કરી તેને સંજ્વલન ક્રોધ માન માયા અને લોભમાં વહેંચી નાખે છે.

નોકષાયમોહનીયના ભાગમાં આવેલા દળના પાંચ ભાગ કરી તેને તત્કાળ બંધાતુ હાસ્ય રતિ કે શોક અરતિ યુગલમાંનુ એક યુગલ, ત્રણ વેદમાંનો એક વેદ, ભય અને જુગુપ્સા એ પાંચમાં વહેંચી નાંખે છે. બંધાતિ પ્રકૃતિઓમાંજ ભાગ જતો હોવાથી નોકષાયના ભાગને પાંચમાં વહેંચે છે. એજ હકીકત કહે છે. મોહનીયકર્મના શેષ અનુત્કૃષ્ટ રસવાળા મૂળભાગના વળી બે ભાગ કરે છે. તેમાંનો એક ભાગ સંજ્વલન ચાર કષાયમાં, અને એક ભાગ તત્કાળ બંધાતિ નોકષાય મોહનીયની પાંચ પ્રકૃતિઓ ગ્રહણ કરે છે. નામકર્મની અંદર સ્થિતિને અનુસરીને જે ભાગ આવે છે, તે સઘળો ભાગ ગતિ, જાતિ, શરીર, બંધન, સંઘાતન, સંઘયણ, સંસ્થાન, અંગોપાંગ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આનુપૂર્વિ, વિહાયોગતિ, અગુરૂલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છવાસ, આતપ, ઉદ્યોત, નિર્માણ, તીર્થંકર, ત્રસ, સ્થાવર, બાદર, સૂક્ષ્મ, પર્યાપ્ત, અપર્યાપ્ત, પ્રત્યેક, સાધારણ, સ્થિર, અસ્થિર,શુભ, અશુભ, સુસ્વર, દુઃસ્વર, સુભગ, દુર્ભગ, આદેય, અનાદેય, યશઃ કીર્તિ અને અપયશકીર્ત્તિ આટલી પ્રકૃતિઓમાંથી વિવક્ષિત સમયે જેટલી બંધાય છે તેને વહેંચી આપે છે. તેમાં પણ વર્ણનામકર્મના ભાગમાં જે દલિક આવે છે, તેના પાંચ ભાગ કરી તેને શુકલવર્ણઆદિ પાંચ અવાન્તરભેદમાં વહેંચી દે છે. તેજ રીતે ગંધ રસ અને સ્પર્શ નામકર્મના ભાગમાં જે દલિક આવે તેના અનુક્રમે બે પાંચ અને આઠ ભાગ કરી તેને બે પાંચ અને આઠ પોતપોતાના અવાંતર ભેદમાં વહેંચી નાંખે છે. કારણ કે પ્રતિસમય વર્ણાદિની દરેક ઉત્તર પ્રકૃતિઓ બંધાય છે. તથા સંઘાતનનામકર્મ અને શરીરનામકર્મના ભાગમાં જે દલિક આવે છે તેને તે સમયે બંધાતા ત્રણ શરીર અને ત્રણ સંઘાતન અથવા ચાર શરીર અને ચાર સંઘાતનમાં વહેંચી નાંખે છે. ઔદારિક તૈજસ કાર્મણ અથવા વૈક્રિય તૈજસ કાર્મણ અથવા આહારક વૈક્રિય તૈજસ કાર્મણ એ પ્રમાણે એક સમયે ત્રણ અથવા ચાર શરીર અને તેના સંઘાતન બંધાય છે. બંધનનામકર્મના ભાગમાં જે દલિક આવે છે તેને સાત અથવા અગીઆર ભાગમાં વહેંચી નાંખે છે. તેમાં જ્યારે ઉપરોક્ત ત્રણ શરીરનામકર્મ બંધાય ત્યારે સાત બંધનમાં અને જ્યારે ચાર શરીર બંધાય ત્યારે અગીઆર ભાગમાં વહેંચી નાંખે છે. સ્થિતિને અનુસરી અંતરાયકર્મના ભાગમાં જે દલિકો આવે છે, તેના પાંચ ભાગ કરી દાનાંતરાયાદિ પાંચ પ્રકૃતિઓમાં વહેંચી નાંખે છે. વેદનીય આયુ અને ગોત્રકર્મમાં જે મૂળભાગ આવે છે, તે સઘળો તે સમય બંધાતિ એક પ્રકૃતિમાં જાય છે–તે કર્મની બંધાતિ એક પ્રકૃતિરૂપેજ પરિણમે છે. કારણ કે વેદનીય આયુ અને ગોત્રકર્મની એક એકજ પ્રકૃતિ બંધાય છે. આ ભાગની વહેંચણી પહેલા જે અલ્પબહુત્વ બતાવ્યું છે, તેને અનુસરીને થાય છે. આ પ્રમાણે પ્રદેશબંધનું સ્વરૂપ કહ્યું. પ્રકૃતિબંધનું સ્વરૂપ પહેલાજ બંધવિધિનામના પાંચમા

દ્વારમાં કહ્યું છે, ત્યાંથી જોઇ લેવું. ૪૩

હવે સ્થિતિબંધ અને રસબંધને કહેવાનો પ્રસંગ છે. તેની અંદર પણ પહેલા રસબંધનું સ્વરૂપ કહે છે. કારણ કે તેના સંબંધમાં ઘણું કહેવાનું છે. તેમાં પંદર અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—અધ્યવસાયપ્રરૂપણા, અવિભાગપ્રરૂપણા, વર્ગણાપ્રરૂપણા, સ્પર્દ્ધકપ્રરૂપણા, અંતરપ્રરૂપણા, સ્થાનપ્રરૂપણા, કંડકપ્રરૂપણા, ષ સ્થાનકપ્રરૂપણા, અધસ્તનસ્થાનપ્રરૂપણા, વૃદ્ધિપ્રરૂપણા, સમયપ્રરૂપણા, યવમધ્યપ્રરૂપણા, ઓજોયુગ્મપ્રરૂપણા, પર્યવસાનપ્રરૂપણા, અને અલ્પબહુત્વપ્રરૂપણા. તેમાં પ્રથમ અધ્યવસાયની પ્રરૂપણા માટે કહે છે—

**जीवस्सज्झवसाया सुभासुभा संखलोकपरिमाणा ।**

**जीवस्याध्यवसायाः शुभाशुभा असंख्यलोकप्रमाणाः ।**

અર્થ—જીવના શુભ અને અશુભ અસંખ્યલોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો છે.

ટીકાનુ૦—કષાયોદયથી ઉત્પન્ન થયેલ આત્મપરિણામને અધ્યવસાય કહે છે. જેમ જેમ કષાયનું બળ વધતું જાય છે તેમ તેમ પરિણામ ક્લિષ્ટ ક્લિષ્ટ—અશુભ અશુભ થતા જાય છે, અને જેમ જેમ કષાયનું બળ ઘટતું જાય છે તેમ તેમ પરિણામ શુભ શુભ થતા જાય છે. આ શુભાશુભ પરિણામો રસબંધમાં હેતુભૂત છે. અશુભ અધ્યવસાયોથી કર્મપુદ્ગલોમાં લીંબડો અને પટોળની ઉપમાવાળો કડવો–અશુભ ફળ આપે તેવો રસ ઉત્પન્ન થાય છે, અને શુભ અધ્યવસાયોથી ક્ષીર અને ખાંડની ઉપમાવાળો મિષ્ટ–શુભ ફળ આપે તેવો રસ ઉત્પન્ન થાય છે. જઘન્ય કષાયોદયથી આરંભી ઉત્કૃષ્ટ કષાયોદયપર્યંત કષાયોદયના અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનકો થાય છે તેથી તેના નિમિત્તે થતા શુભાશુભ અધ્યવસાયો પણ અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ છે. તેમાં પણ શુભ અધ્યવસાયો થોડા વધારે છે. કઇ રીતે વધારે હોય છે તે બતાવે છે—ઉપશમશ્રેણિમાં દશમા ગુણસ્થાનકના ચરમસમયે જે અધ્યવસાયે પુન્યપ્રકૃતિઓનો સ્વભૂમિકાપ્રમાણે ઉત્કૃષ્ટરસ અને પાપપ્રકૃતિઓનો જઘન્યરસ બંધાય છે તે અધ્યવસાયથી આરંભી પહેલે ગુણસ્થાનકે જે અધ્યવસાયે પાપપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અને પુન્યપ્રકૃતિઓનો જઘન્ય રસ બંધાય છે. તે ઉત્કૃષ્ટ અધ્યવસાય સુધિના દરેક અધ્યવસાયોને ક્રમ પૂર્વક સ્થાપવા. દશમા ગુણસ્થાનથી ક્રમપૂર્વક પછી પહેલા ગુણસ્થાનકપર્યંત આવતા ક્રમશઃ સ્થાપેલા બધા અધ્યવસાયોને જેમ સ્પર્શે છે તેમ પહેલેથી ચઢી દશમાપર્યંત જતા સઘળા અધ્યવસાયોને સ્પર્શે છે. અધ્યવસાયો તેના તેજ છે. પરંતુ જ્યારે આત્મા પડતો હોય છે ત્યારે કષાયોનું બળ વધતું જતું હોવાથી તે સંક્લિષ્ટ પરિણામી કહેવાય છે અને તે વખતે પુન્યપ્રકૃતિઓના રસમાં હાનિ થતી જાય છે, અને પાપપ્રકૃતિઓના રસમાં વૃદ્ધિ થતી જાય છે. તેજ આત્મા પહેલેથી

ક્રમપૂર્વક ચડતો જતો હોય ત્યારે કષાયોનું બળ ઘટતું જતું હોવાથી તે વિશુદ્ધ પરિણામી કહેવાય છે, અને તે સમયે પાપપ્રકૃતિઓના રસમાં હાનિ અને પુન્ય-પ્રકૃતિઓના રસમાં વૃદ્ધિ થતી જાય છે. આ રીતે પડતા અને ચડતા અધ્યવ-સાયની સંખ્યા સમાન છે. જેમ માળઉપરથી ઉતરતા જેટલા પગથીઆ હોય છે તેટલાજ ચડતા હોય છે. તેમ અહિં પણ સંક્લિષ્ટ પરિણામી આત્માના જેટલા અશુભ અધ્યવસાયો હોય છે તેટલાજ વિશુદ્ધપરિણામી આત્માના શુભ અધ્યવ-સાયો હોય છે.

પ્રશ્ન—એકજ પરિણામ શુભ અને અશુભ બંને પ્રકારે શી રીતે હોઇ શકે?

ઉત્તર—એકજ પરિણામ શુભ અને અશુભ બંને રીતે હોઇ શકે છે. શુ-ભાશુભપણું સાપેક્ષ છે. જ્યારે પડતો હોય ત્યારે તે સઘળા અશુભ કહેવાય છે અને ચડતો હોય ત્યારે તેજ સઘળા શુભ કહેવાય છે. જેમ શત્રુંજય પર્વતપર ચડતા અને ઉતરતા મનુષ્યના અધ્યવસાયમાં તારતમ્ય સ્પષ્ટપણે જણાય છે. પર્વતપરથી ઉતરતો એક મનુષ્ય અને ચડતો એક મનુષ્ય બંને એકજ પગથીયાપર ઉભા હોય છતા ચડનારના અધ્યવસાય ચડતા હોય છે ઉતરનારના ઉતરતા હોય છે. તેમ અહિં પણ ચડતા અને ઉતરતા અધ્યવસાયના સંબંધમાં જાણવું. કેવળ ક્ષપકશ્રેણિના અધ્યવસાયો અધિક છે. કારણ કે જે અધ્યવસાયોમાં વર્ત્તમાન ક્ષપક આત્મા ક્ષપક શ્રેણિપર ચડે છે, ત્યાંથી પડતો નથી તેથી અશુભ અધ્યવસાયની સંખ્યાથી શુભ અધ્યવસાયની સંખ્યા વધારે છે. આ પ્રમાણે અધ્યવસાયની પ્રરૂપણા કરી.

હવે અવિભાગપ્રરૂપણા કરે છે—

**सव्वजीयाणंतगुणा एक्केक्के होंति भावाणू ॥४४॥**

**सर्व्वजीवानन्तगुणा एकैकस्मिन् भवन्ति भावाणवः ॥ ४४ ॥**

અર્થ—એક એક પરમાણુમાં સર્વજીવથી અનન્તગુણા ભાવાણુ–રસાણુ હોય છે.

ટીકાનુ૦—યોગાનુસારે સમયે સમયે અનતાનંત વર્ગણાઓ ગ્રહણ કરે છે અને તેઓમાંના એક એક પરમાણુમાં કાષાયિક અધ્યવસાયના વશથી ઓછામાં ઓછા પણ સર્વજીવથી અનંતગુણ ગુણપરમાણુ–ભાવપરમાણુ–રસાણુ ઉત્પન્ન કરે છે. જીવે ગ્રહણ કરતા પહેલા–જ્યાં સુધિ જીવે ગ્રહણ કરેલા નથી હોતા ત્યાં સુધી કર્મપ્રાયોગ્યવર્ગણા માંહેના કોઇપણ પરમાણુઓ તથાવિધ વિશિષ્ટરસયુક્ત–આ-વારકરસયુક્ત નહોતા પરંતુ પ્રાયઃ [1]નીરસ અને એકજ સ્વરૂપવાળા હતા એટલે

[1] અહિં प्रायो नीरसा एक स्वरूपाश्च એ પદ ટીકામાં મૂકવાનું કારણ એમ લાગે છે કે જ્યાં સુધ જીવે કાર્મણવર્ગણા આત્મસાત્ કરી નથી હોતિ ત્યાં સુધી તેમાં રસ–આવારક શક્તિ કે જ્ઞાનાવરણીયાદિ ભિન્ન ભિન્ન સ્વભાવ ઉત્પન્ન થયેલા હોતા નથી.

કે જ્ઞાનાવરણીય આદિ ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા નહોતા. જ્યારે જીવ ગ્રહણ કરે છે ત્યારે તેજ સમયે કાષાયિકઅધ્યવસાયથી એક એક પરમાણુમાં ઓછામાં ઓછા સર્વજીવકરતા અનંતગુણા રસાવિભાગો ઉત્પન્ન થાય છે, તેમજ જ્ઞાનાવારકત્વાદિ ભિન્ન ભિન્ન સ્વભાવો પણ ઉત્પન્ન થાય છે. જીવ અને પુદ્ગલની અચિન્ત્યશક્તિ હોવાથી આ બધું બની શકે છે તેમાં શંકા કરવા જેવું, નથી તેમજ યુક્તિયુક્ત નથી એમ પણ નથી–અસંગત પણ નથી. આ સંબંધમાં એક દૃષ્ટાંત આપે છે કે—જેમ શુષ્કઘાસના પરમાણુઓ અત્યંત નીરસ તેમ એક સરખા હોય છે છતા પણ જ્યારે ગાય વિગેરે તેને ખાય છે. ત્યારે તે પરમાણુઓ દૂધ રૂપે અને સાત ધાતુરૂપે પરિણામ પામે છે, તેમ કર્મયોગ્યવર્ગણાઓ પ્રાયઃ નીરસ અને એક સરખી હોવા છતા જ્યારે જીવો ગ્રહણ કરે છે ત્યારે તેની અંદર રસ અને સ્વભાવ ઉત્પન્ન થાય છે. જીવમાં તેવા પ્રકારનો તીવ્ર કે મંદરસ તેમજ ભિન્ન ભિન્ન સ્વભાવ ઉત્પન્ન કરે તેવા પ્રકારના કાષાયિક અધ્યવસાયો છે અને કર્મ-વર્ગણાઓમાં તે તે જાતનો પરિણામ થવાનો સ્વભાવ છે એટલે તે સઘળું બની શકે છે. આ પ્રમાણે અવિભાગ-રસાણુ કોને કહે છે તેનો વિચાર કર્યો. ૪૪.

આ વિષયમાં પ્રાશ્નિક પ્રશ્ન કરે છે—

**एकज्झवसायसमज्जियस्स दलियस्स किं रसो तुल्लो ।**
**नहु होंति णंतभेया साहिज्जंते निसामेह ॥४५॥**

**एकाध्यवसायसमर्जितस्य दलिकस्य किं रसस्तुल्यः ।**
**नहु भवन्त्यनन्तभेदाः साध्यमानान् निशमयत ॥ ४५ ॥**

અર્થ—એક અધ્યવસાયથી ગ્રહણ કરેલ દલિકનો રસ શું તુલ્ય છે? નથી, અનન્તભેદો છે. કહેવાતા ભેદોને તમે સાંભળો.

ટીકાનુ—વિવક્ષિત સમયે કોઇપણ એક અધ્યવસાયથી ગ્રહણ કરેલ અનન્ત વર્ગણાના દરેક પરમાણુમાં રસ શું સમાન હોય છે? ઉત્તરમાં કહે છે કે સરખો હોતો નથી, ઓછોવત્તો હોય છે. તેના ચડતા ચડતા અનંતાભેદો થાય છે. તે અનંતાભેદોને હવે પછી કહીએ છીએ તે સાવધાનતા પૂર્વક તમે સાંભળો.

તેજ ભેદોને કહેવાની શરૂઆત કરે છે—

**सव्वप्परसे गेण्हइ जे बहवे तेहिं वग्गणा पढमा ।**
**अविभागुत्तरिएहिं अन्नाओ विसेसहीणेहिं ॥४६॥**

એટલે કે તેમાં રસ અને પ્રકૃતિ હોતા નથી, સઘળા એક સ્વરૂપવાળા હોય છે. પરંતુ પુદ્-ગલોનો પરસ્પર સંબંધ થવામાં હેતુભૂત સ્નેહ તો હોય છે. તાત્પર્ય એકે સ્નેહ હોય છે, રસ–અનુભાગ હોતો નથી એટલે ઉપરોક્ત પદમાં કહેલી હકીકત સંગત થાય છે.

सर्वाल्परसान् गृण्हाति यान् बहून् तैर्वर्गणा प्रथमा ।
अविभागोत्तरैरन्या विशेषहीनैः ॥ ४६ ॥

અર્થ—સર્વાલ્પરસવાળા જે ઘણા પરમાણુઓને ગ્રહણ કરે છે તેવડે પહેલી વર્ગણા થાય છે. એક એક રસાણુ અધિક વિશેષહીન વિશેષહીન પરમાણુઓવડે અન્ય અન્ય વર્ગણાઓ થાય છે.

ટીકાનુ૦—અન્ય પરમાણુની અપેક્ષાએ જેની અંદર ઓછામાં ઓછા રસાણુઓ ઉત્પન્ન થયા છે એવા ઓછામાં ઓછા રસવાળા ઘણા પરમાણુઓને ગ્રહણ કરે છે. એટલે કે સમયે સમયે ગ્રહણ કરાયલી અનંત વર્ગણાઓમાં અલ્પરસવાળા પરમાણુની સંખ્યા ઘણી વધારે હોય છે. કારણ કે તથાસ્વભાવે અલ્પરસવાળા પરમાણુઓ વધારે હોય છે અને વધતા વધતા રસવાળા પરમાણુઓની સંખ્યા ઓછી ઓછી હોય છે. સમાન રસવાળા તેઓની પહેલી વર્ગણા થાય છે. તે કરતા એક એક રસાણુ અધિક પરંતુ સંખ્યામાં પૂર્વ પૂર્વથી ન્યૂન પરમાણુઓ વડે અન્ય અન્ય વર્ગણાઓ થાય છે. તાત્પર્ય આ પ્રમાણે છે—સમયે સમયે આત્મા અનંતાનંત કાર્મણ વર્ગણાઓ ગ્રહણ કરે છે તેઓના દરેક પરમાણુમાં રસાણુઓ સરખા નથી હોતા પણ ઓછા વત્તા હોય છે. જેટલા પરમાણુમાં ઓછામાં ઓછા રસાણુ હોય તે સરખા રસાણુવાળા સઘળા પરમાણુના સમુહની પહેલી વર્ગણા થાય છે. ઓછામાં ઓછા પણ સર્વ જીવ કરતા અનન્તગુણા રસાણુ હોય છે. પહેલી વર્ગણામાં પરમાણુની સંખ્યા ઘણી વધારે હોય છે, ત્યાર પછીની ઉત્તરોત્તર વર્ગણામાં પરમાણુની સંખ્યા અલ્પ અલ્પ થતી જાય છે. પહેલી વર્ગણાથી એક અધિક રસાણુવાળા પરમાણુના સમુહની બીજી વર્ગણા, બે અધિક રસાણુવાળા પરમાણુના સમુહની ત્રીજી વર્ગણા, આ પ્રમાણે એક એક અધિક રસાણુવાળી અભવ્યથી અનંતગુણ અને સિદ્ધના અનંતમા ભાગપ્રમાણ વર્ગણાઓ થાય છે. આ અનન્તવર્ગણાના સમુહનું એક સ્પર્દ્ધક થાય છે. વર્ગણા પ્રરૂપણા કરી.

હવે સ્પર્દ્ધક પ્રરૂપણા કરે છે—

दव्वेहिं वग्गणाओ सिद्धाणमणंतभागतुल्लाओ ।
एयं पढमं फड्डं ।

द्रव्यैर्वर्गणाः सिद्धानामनन्त भागतुल्याः ।
एतत्प्रथमं स्पर्द्धकम् ।

અર્થ—અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધના અનંતમા ભાગપ્રમાણ વર્ગણાના સમૂહનું એક સ્પર્દ્ધક થાય છે, આ પહેલું સ્પર્દ્ધક છે.

ટીકાનુ—પહેલી વર્ગણાથી આરંભી એક એક અધિક રસાણુવાળી અભ-

વ્યથી અનંતગુણ અને સિદ્ધના અનંતમા ભાગપ્રમાણ વર્ગણાના સમૂહનું સ્પર્દ્ધક થાય છે. આ પહેલું સ્પર્દ્ધક છે. આ પ્રમાણે સ્પર્દ્ધક પ્રરૂપણા કરી.

હવે અંતર પ્રરૂપણા કરે છે—

**अओ परं नत्थि रूवहिया ॥४७॥**
**सव्वजियाणंतगुणे पलिभागे लंघिउं पुणो अन्ना ।**
**एवं भवति फड्डा सिद्धाणमणंतभागसमा ॥४८॥**

**अतः परं नास्ति रूपाधिका ॥४७॥**
**सर्व्वजीवानन्तगुणान् पलिभागान् लङ्घित्वा पुनः अन्याः ।**
**एवं भवन्ति स्पर्द्धकानि सिद्धानामनन्तभागसमानि ॥४८॥**

અર્થ—અહિંથી આગળ એક રૂપ અધિક વર્ગણા નથી. સર્વ જીવોથી અનન્તગુણ રસાણુઓ ઓળંગીને અન્ય વર્ગણા થાય છે. એ પ્રમાણે સિદ્ધોના અનંતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે.

ટીકાનુ૦—પહેલા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાથી એક એક રસાવિભાગથી અધિક કોઇ પરમાણુ હોતા નથી પરંતુ સર્વ જીવોથી અનન્તગુણ અધિક રસાવિભાગવાળા પરમાણુ હોય છે. એટલે કે છેલ્લી વર્ગણા માંહેના કોઇપણ પરમાણુના રસાણુની સંખ્યામાં સર્વ જીવથી અનન્તગુણ રસાણુની સંખ્યા ઉમેરીએ અને જેટલા થાય તેટલા રસાણુવાળા પરમાણુઓ હોય છે. સમાન રસાણુવાળા તેઓનો જે સમુદાય તે બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા થાય છે. એક એક અધિક રસાણુવાળા પરમાણુના સમુહની બીજી વર્ગણા,બબે અધિક રસાણુવાળા પરમાણુના સમૂહની ત્રીજી વર્ગણા, એ પ્રમાણે એક એક અધિક રસાણુવાળા પરમાણુના સમૂહની અભવ્યથી અનંતગુણ અને સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ વર્ગણાઓ થાય છે. તેઓનો જે સમૂહ તે બીજું સ્પર્દ્ધક છે. બીજા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાથી એકએક અધિક રસાણુવાળા પરમાણુઓ હોતા નથી પરંતુ સર્વજીવથી અનંતગુણ રસાવિભાગવાળા પરમાણુઓ હોય છે. સમાન રસાણુવાળા તેઓનો જે સમુદાય તે ત્રીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણા થાય છે. તેનાથી એક રસાણુ અધિક પરમાણુના સમુદાયની બીજી વર્ગણા, બે રસાણુ અધિક પરમાણુના સમૂહની ત્રીજી વર્ગણા, આ પ્રમાણે એક એક રસાણુ અધિક પરમાણુના સમૂહની અભવ્યથી અનન્તગુણ અને સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ વર્ગણાઓ થાય છે. તેઓનો જે સમુદાય તે ત્રીજું સ્પર્દ્ધક છે. આ પ્રમાણે અભવ્યથી અનંતગુણા અને સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો થાય છે. દરેક સ્પર્દ્ધકની વચમાં સર્વ જીવોથી અનંતગુણ રસાણુનું અંતર છે. આ પ્રમાણે અંતર પ્રરૂપણા કરી.

હવે સ્થાનનું નિરૂપણ કરે છે—

**एयं पढमं ठाणं ।**

**एतत् प्रथमं स्थानम् ।**

અર્થ—આ પહેલું સ્થાન છે.

ટીકાનુ૦—અભવ્યથી અનંતગુણ અને સિદ્ધના અનંતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકે રસસ્થાન થાય છે. આ પહેલું રસસ્થાન છે. સરખા રસાણુવાળા પરમાણુના સમુદાયને વર્ગણા કહેવાય છે, ચરતા ચડતા રસાણુવાળી વર્ગણાના સમૂહને સ્પર્દ્ધક કહેવાય છે અને એક કાષાયિક અધ્યવસાયવડે ગ્રહણ કરાયેલા પરમાણુઓના રસસ્પર્દ્ધકના સમુહના પ્રમાણને રસસ્થાન કહેવાય છે. તેની અંદર વિવક્ષિત સમયે ગ્રહણ કરાયલી વર્ગણાઓના રસનો વિચાર હોય છે. આ પ્રમાણે સ્થાનનું સ્વરૂપ કહ્યું.

હવે કંડક પ્રરૂપણા અને ષટ્સ્થાનક પ્રરૂપણાને ભલામણ દ્વારા કરવા ઇચ્છતા સ્થાનોની સંખ્યા વિગેરે કહે છે—

**एवमसंखेज्जलोगठाणाणं ।**
**समवग्गणाणि फड्डाणि तेसिं तुल्लाणि विवराणि ॥ ४९ ॥**
**ठाणाणं परिवुड्ढी छट्ठाणकमेण तं गयं पुव्विं ।**

**एवमसंख्येया लोकाः स्थानानाम् ।**
**समवर्गणानि स्पर्द्धकानि तेषां तुल्यानि विवराणि ॥ ४९ ॥**
**स्थानानां परिवृद्धिः षट्स्थानक्रमेण तद्गतं पूर्व्वम् ।**

અર્થ—આ પ્રમાણે અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ સ્થાનકો થાય છે. સમાન વર્ગણાવાળા સ્પર્દ્ધકો છે. અંતરપણ તેઓમાં તુલ્ય છે. સ્થાનકોમાં સ્પર્દ્ધકની વૃદ્ધિ છ સ્થાનના ક્રમે થાય છે અને તે પહેલા પ્રતિપાદન કરેલ છે.

ટીકાનુ૦—આ પ્રમાણે અસંખ્યાતા લોકાકાશ પ્રદેશપ્રમાણ રસસ્થાનકો થાય છે. આ દરેક સ્થાનકોમાં અભવ્યથી અનંતગુણ અને સિદ્ધોના અનંતમા ભાગ પ્રમાણ સ્પર્દ્ધકો હોય છે.તથા એક બીજા સ્પર્દ્ધક વચ્ચે અંતર સર્વજીવથી અનંતગુણ રસાણુનું છે. એટલે કે પહેલા સ્પર્દ્ધકની છેલ્લી વર્ગણાના કોઈપણ પરમાણુમાં સર્વજીવથી અનંતગુણા રસાણુ ઉમેરતા જેટલા રસાણુ થાય તેટલા રસાણુ બીજા સ્પર્દ્ધકની પહેલી વર્ગણાના કોઇપણ પરમાણુમાં હોય છે. આ પ્રમાણે બીજા સ્પર્દ્ધકની છેલ્લી અને ત્રીજી સ્પર્દ્ધકની પહેલી વર્ગણામાં જાણવું. સર્વ સ્પર્દ્ધકમાં પણ એજ પ્રમાણે સમજવું. સર્વ રસસ્થાનોમાં જો કે અભવ્યથી અનંતગુણા સ્પર્દ્ધકો

હોય છે છતાં દરેક સ્થાનમાં સમાન નથી હોતા પરંતુ પૂર્વ પૂર્વ સ્થાનથી ઉત્તર ઉત્તર સ્થાનમાં ષટ્સ્થાનકના ક્રમે વૃદ્ધિ થાય છે. તે આ પ્રમાણે—પહેલા રસસ્થાનથી બીજા રસસ્થાનમાં અનંતમા ભાગ અધિક સ્પર્દ્ધકો હોય છે. એટલે કે પહેલા રસસ્થાનમાં જેટલા સ્પર્દ્ધકો છે તેનો અનંતમો ભાગ બીજા રસસ્થાનકમાં વધારે હોય છે. તેનાથી ત્રીજા સ્થાનમાં તેનો અનંતમો ભાગ વધારે હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થાનથી ઉત્તર ઉત્તર સ્થાનમાં અનંતભાગ અધિક સ્પર્દ્ધકો અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલા આકાશપ્રદેશપ્રમાણ રસસ્થાનકોમાં થાય છે. તેઓના સમુહને એક કંડક કહે છે. આ પ્રમાણે કંડકનું સ્વરૂપ કહ્યું. પહેલા કંડકના છેલ્લા સ્થાનથી પછીનું જે રસસ્થાન આવે છે તે પૂર્વના અનંતર રસસ્થાનથી અસંખ્યભાગ અધિક સ્પર્દ્ધકવાળું છે. એટલે કે તેની અંદર પૂર્વના સ્થાનમાં જેટલા સ્પર્દ્ધકો હોય છે તેનો અસંખ્યાતમો ભાગ અધિક સ્પર્દ્ધકો હોય છે. તેની પછીના એક કંડક જેટલા સ્થાનો પૂર્વ પૂર્વ કરતાં અનંતમો ભાગ અધિક અધિક સ્પર્દ્ધકવાળા થાય છે. ત્યાર પછીનું જે રસસ્થાન આવે છે તે પૂર્વથી અસંખ્યાતમા ભાગ અધિક સ્પર્દ્ધકવાળું થાય છે. વળી ત્યારપછીના એક કંડક જેટલા સ્થાનો પૂર્વ પૂર્વથી અનંતભાગ અધિક સ્પર્ધકવાળા થાય છે. ત્યાર પછી જે રસસ્થાન આવે છે તેની અંદર પૂર્વ કરતાં અસંખ્યાતમો ભાગ અધિક સ્પર્દ્ધકો હોય છે. આ પ્રમાણે અનંતભાગ અધિક કંડકવડે અંતરિત અસંખ્યાત ભાગાધિક સ્પર્દ્ધકવાળું કંડક પૂર્ણ થાય છે. આ પ્રમાણે પહેલા કહેલ ષટ્સ્થાનના ક્રમે સ્થાનોમાં સ્પર્દ્ધકની વૃદ્ધિ જાણવી. અને તે ષટ્સ્થાનનું સ્વરૂપ નામપ્રત્યય સ્પર્દ્ધક પ્રરૂપણા વખતે જે પ્રમાણે કહ્યું છે તે પ્રમાણે સમજવાનું છે એટલે ફરીવાર તેનું સવિસ્તર પ્રતિપાદન કર્યું નથી પરંતુ અલ્પમાત્ર કહેવાય છે. ૪૯

## भागो गुणो य कीरइ जहोत्तरं एत्थ ठाणाणं ॥५०॥

### भागो गुणश्च क्रियते यथोत्तरमत्र स्थानानाम् ॥ ५० ॥

અર્થ—અહિં સ્થાનકોમાં અનુક્રમે ભાગ અને ગુણ કરાય છે.

ટીકાનુ૦—અહિં ષટ્સ્થાનકમાં કેટલાક સ્થાનોમાં ભાગવૃદ્ધ કરાયછે અને કેટલાક ગુણવૃદ્ધ કરાય છે. તે ભાગવૃદ્ધ અને ગુણવૃદ્ધ એટલે શું તે કહે છે—ષટ્સ્થાનમાં ત્રણ ભાગવૃદ્ધસ્થાનો છે, તે આ પ્રમાણે—૧ અનંતભાગવૃદ્ધ ૨ અસંખ્યેયભાગવૃદ્ધ ૩ સંખ્યેયભાગવૃદ્ધ. ત્રણ ગુણવૃદ્ધસ્થાનો છે, તે આ પ્રમાણે—૧ સંખ્યેયગુણવૃદ્ધ ૨ અસંખ્યેયગુણવૃદ્ધ ૩ અનંતગુણવૃદ્ધ. તેની અંદર પ્રથમ અનંતભાગવૃદ્ધ એટલે શું તે કહે છે—પહેલા રસસ્થાનમાં જેટલા સ્પર્દ્ધકો છે તેને સર્વજીવ જે અનંતે છે તે અનંતે ભાગતાં જેટલા આવે તેટલા સ્પર્દ્ધકવડે અધિક બીજું રસસ્થાન છે, વળી તેને સર્વજીવ જે અનંતે છે તે વડે ભાગતાં જેટલા સ્પર્દ્ધકો આવે

તેટલા સ્પર્દ્ધકથી અધિક ત્રીજું રસસ્થાન છે. આ પ્રમાણે જે જે સ્થાન અનંતભાગ અધિક આવે તે તે સ્થાન તેના પૂર્વ પૂર્વના સ્થાનની સ્પર્દ્ધકની સંખ્યાને સર્વજીવ જે અનંતે છે તે અનંતે ભાગતાં જેટલા આવે તે તે અનંતમા ભાગ અધિક હોય છે એમ સમજવું. હવે અસંખ્યાતભાગવૃદ્ધ એટલેશું તે કહે છે—પૂર્વ પૂર્વના અનુભાગબંધસ્થાનની સ્પર્દ્ધક સંખ્યાને અસંખ્ય લોકાકાશના જેટલા આકાશ પ્રદેશો થાય તે વડે ભાગતાં જે આવે તે અસંખ્યાતમો ભાગ અહિં લેવાનો છે. તે અસંખ્યાતમા ભાગ અધિક સ્પર્દ્ધકોવાળા જે સ્થાનકો થાય છે તે અસંખ્યેયભાગવૃદ્ધ કહેવાય છે. એટલે કે જે સ્થાન અસંખ્યેયભાગવૃદ્ધ સ્પર્દ્ધકવાળું હોય છે તેમાં તેની પૂર્વના સ્થાનકમાં જેટલા સ્પર્દ્ધકો હોય તેને અસંખ્યલોકાકાશ પ્રદેશરાશિવડે ભાગતાં જેટલા આવે તેટલા સ્પર્દ્ધકો વધારે હોય છે. આ પ્રમાણે જ્યાં જ્યાં અસંખ્યભાગવૃદ્ધ આવે ત્યાં ત્યાં તેની પૂર્વ પૂર્વના સ્થાનના સ્પર્દ્ધકોને અસંખ્ય લોકાકાશના પ્રદેશોવડે ભાગતાં જેટલા આવે તેવડે અધિક છે એમ સમજવું. હવે સંખ્યેયભાગ અધિક એટલે શું તે કહે છે—પૂર્વ પૂર્વ અનુભાગ બંધના સ્થાનકના સ્પર્દ્ધકોને ઉત્કૃષ્ટ સંખ્યાતાવડે ભાગતાં જે આવે તે સંખ્યાતમો ભાગ અહિં ગ્રહણ કરવો. તે સંખ્યાતમા ભાગ અધિક સ્પર્દ્ધકવાળા જે રસસ્થાનકો હોય તે સંખ્યેયભાગવૃદ્ધ કહેવાય છે. એટલે કે જે સ્થાન સંખ્યેયભાગવૃદ્ધ સ્પર્દ્ધકવાળું હોય છે તેમાં તેની પૂર્વના સ્થાનમાં જેટલા સ્પર્દ્ધકો હોય તેને ઉત્કૃષ્ટ સંખ્યાતાવડે ભાગતાં જેટલા આવે તેટલા સ્પર્દ્ધકો વધારે હોય છે. આ પ્રમાણે જ્યાં જ્યાં સંખ્યેયભાગવૃદ્ધ થાય ત્યાં ત્યાં તેની પૂર્વના સ્થાનના સ્પર્દ્ધકોને ઉત્કૃષ્ટ સંખ્યાતાવડે ભાગતાં જેટલા આવે તેટલા વડે અધિક છે એમ સમજવું. હવે સંખ્યેયગુણવૃદ્ધ એટલે શું તે કહે છે—સંખ્યેયગુણવૃદ્ધ એટલે ઉત્કૃષ્ટ સંખ્યાતાવડે ગુણતાં જેટલા આવે તેટલા. પૂર્વના રસબંધના સ્થાનકોને ઉત્કૃષ્ટ સંખ્યાતાવડે ગુણવા, ગુણતાં જે રાશિ થાય એટલા જાણવા. એટલે કે જે સ્થાન સંખ્યેયગુણ વૃદ્ધ સ્પર્દ્ધકવાળું હોય તેમાં તેની પૂર્વના સ્થાનમાં જેટલા સ્પર્દ્ધકો હોય તેને ઉત્કૃષ્ટ સંખ્યાતાવડે ગુણતાં જેટલા થાય તેટલા સ્પર્દ્ધકો હોય છે. આ પ્રમાણે જ્યાં જ્યાં સંખ્યેયગુણવૃદ્ધ આવે ત્યાં ત્યાં સમજવું. અસંખ્યેયગુણવૃદ્ધ એટલે પૂર્વના સ્થાનના સ્પર્દ્ધકોને અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણરાશિવડે ગુણતાં જેટલા થાય તે. એટલે કે જે સ્થાન અસંખ્યગુણવૃદ્ધ થાય છે તેમાં તેની પૂર્વના સ્થાનના સ્પર્દ્ધકોને અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ રાશિવડે ગુણતાં જેટલા આવે તેટલા સ્પર્દ્ધકો હોય છે. આ પ્રમાણે જ્યાં જ્યાં અસંખ્યેયગુણવૃદ્ધ થાય ત્યાં ત્યાં પૂર્વ પૂર્વના સ્થાનના સ્પર્દ્ધકોને અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ રાશિવડે ગુણતા જે આવે તેટલા સ્પર્દ્ધકો હોય છે એમ સમજવું. અનન્તગુણવૃદ્ધ એટલે પૂર્વના સ્થાનના સ્પર્દ્ધકોને

સર્વજીન જે અનંતે છે તેવડે ગુણતા જે આવે તે. એટલે કે જે સ્થાન અનંતગુણવૃદ્ધ થાય છે તેમાં તેની પૂર્વના સ્થાનના સ્પર્દ્ધકોને સર્વજીવો જે અનન્તે છે તે વડે ગુણતા જેટલા આવે તેટલા સ્પર્દ્ધકો હોય છે. આ પ્રમાણે જ્યાં જ્યાં અનન્તગુણવૃદ્ધ થાય ત્યાં ત્યાં પૂર્વ પૂર્વ સ્થાનના સ્પર્દ્ધકોને સર્વજીવ જે અનંતે છે તે વડે ગુણતા જે આવે તેટલા સ્પર્દ્ધકો હોય છે એમ જાણવું.

પ્રશ્ન—અનંતગુણવૃદ્ધ થયા પછી કોઇપણ રસસ્થાનકને સર્વજીવ જે અનંતે છે તે વડે ભાગી શકાય છે પરંતુ જ્યાં સુધી અનન્તગુણવૃદ્ધસ્થાન ન થયું હોય ત્યાં સુધી શરૂઆતથી અસંખ્યેયગુણવૃદ્ધ સુધીના કોઇ પણ સ્થાનોમાંના સ્પર્દ્ધકોને સર્વજીવ જે અનંતે છે તે વડે શી રીતે ભાગી શકાય ? અને ભાગી ન શકાય તો અનન્તભાગવૃદ્ધિ શી રીતે ઘટે ?

ઉત્તર—જ્યાં સુધી અનન્તગુણવૃદ્ધસ્થાન ન થયું હોય ત્યાં સુધી પહેલાના કોઇપણ સ્થાનોની સ્પર્દ્ધક સંખ્યાને સર્વજીવ જે અનંતે છે તે વડે ભાગ નહિ આપી શકાય તે બરાબર છે, પરંતુ ત્યાં સુધી ભાગનાર અનંતુ એટલું નાનુ લેવાનું છે કે તે વડે ભાગતાં જ્ઞાની દૃષ્ટ સ્પર્દ્ધકની અમુક સંખ્યા આવે અને અનન્તમા ભાગની વૃદ્ધિ થાય. અનન્તગુણવૃદ્ધસ્થાન થયા પછી સર્વજીવ જે અનંતે છે તે વડે ભાગ આપવો અને જે સંખ્યા આવે તે અનન્તમો ભાગ વધારવો. ૫૦

**छट्ठाणगअवसाणे अन्नं छट्ठाणयं पुणो अन्नं ।**
**एवमसंखालोगा छट्ठाणाणं मुणेयव्वा ॥ ५१ ॥**

**षट्स्थानकावसाने अन्यत् षट्स्थानकं पुनरन्यत् ।**
**एवमसंख्यलोकानि षट्स्थानानां ज्ञातव्यानि ॥ ५१ ॥**

અર્થ—પહેલું ષટસ્થાનક પૂર્ણ થયા પછી બીજું, ત્યાર પછી ત્રીજું, એ પ્રમાણે અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ ષટ્સ્થાનકો થાય છે.

ટીકાનુ૦—પહેલું ષટસ્થાનક પૂર્ણ થયા પછી બીજું ષટ્સ્થાનક થાય છે, ત્યારપછી એજ ક્રમે ત્રીજું થાય છે, આ પ્રમાણે અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ અસંખ્યાતા ષટ્સ્થાનકો થાય છે. ષટ્સ્થાનકમાં અનન્તભાગાદિ ભાગવૃદ્ધિ અને સંખ્યેયગુણાદિ ગુણવૃદ્ધિ વિગેરેના કંડકો કેવા ક્રમે થાય છે તે નામપ્રત્યયસ્પર્દ્ધક પ્રરૂપણામાં વિસ્તારથી કહ્યું છે ત્યાંથી જોઇ લેવું. કારણ કે તે પ્રમાણે અહિં પણ થાય છે. આ પ્રમાણે ષટ્સ્થાનની પ્રરૂપણા કરી. ૫૧

હવે અધસ્તનસ્થાનની પ્રરૂપણા કરે છે—

**सव्वासिं वुड्ढीणं कंडगमेत्ता अणंतरा वुड्ढी ।**

**सर्व्वासां वृद्धीनां कण्डकमात्रा अनन्तरा वृद्धिः ।**

અર્થ—સઘળી અસંખ્યેયભાગવૃદ્ધાદિ વૃદ્ધિ પછી અનંતભાગાદિ વૃદ્ધિ એક કંડક પ્રમાણ થાય છે.

ટીકાનુ૦—અસંખ્યેયભાગવૃદ્ધ આદિ સઘળી વૃદ્ધિઓની પછી અનંતભાગવૃદ્ધ આદિ વૃદ્ધિ એક કંડક જેટલીજ થાય છે વધારે થતી નથી. કારણ કે એક કંડક જેટલી વૃદ્ધિ થયા પછી અનુયાયિ અન્ય સ્થાનની વૃદ્ધિ શરૂ થાય છે. તાત્પર્ય આ પ્રમાણે છે-જે ક્રમે સઘળી વૃદ્ધિઓ ઉઠે છે-ઉત્પન્ન થાય છે, તેજ ક્રમે તે વૃદ્ધિ નિરંતર કંડકપ્રમાણજ થાય છે, અધિક થતી નથી. તેથી પછી પછીની વૃદ્ધિની પહેલા અનન્તર વૃદ્ધિ કંડક માત્ર જાણવી. અહિં અધસ્તનસ્થાનનો વિચાર કરે છે, એટલે કે પહેલા અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનની પહેલા અનન્તભાગવૃદ્ધસ્થાનો કેટલા થાય છે ? પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની પહેલા અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો કેટલા થાય છે ? આ પ્રમાણે અનન્તરવૃદ્ધિ કેટલા કંડક પ્રમાણ થાય છે તેનો વિચાર અહિં કરે છે. તે આ પ્રમાણે—પહેલા અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનની નીચે અનન્તભાગવૃદ્ધસ્થાનો એક કંડક જેટલાજ થાય છે, કારણકે શરૂઆતમાં એક કંડક જેટલા સ્થાનો થયા પછી અસંખ્યેયભાગવૃદ્ધિ શરૂ થાય છે. એ પ્રમાણે પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની પહેલા અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો એકકંડક પ્રમાણજ થાય છે. એજ પ્રમાણે પહેલા સંખ્યેયગુણવૃદ્ધસ્થાનની પહેલા સંખ્યેયભાગ વૃદ્ધસ્થાનો એક કંડક પ્રમાણ થાય છે. પહેલા અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનની પહેલા સંખ્યેયગુણવૃદ્ધસ્થાનો એક કંડક માત્ર થાય છે અને પહેલા અનંતગુણવૃદ્ધસ્થાનની પહેલા અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનો પણ એક કંડકમાત્ર થાય છે. આ પ્રમાણે પછીના મોટા સ્થાનની પહેલા અનંતર પૂર્વના નાના સ્થાનો કેટલા થાય છે તે કહ્યું.

હવે એકાંતરિતમાર્ગણા વિચારે છે. એટલે કે પછીના મોટા સ્થાનની પહેલાનું એક સ્થાન છોડીને એની પહેલાના સ્થાનો કેટલા થાય તેનો વિચાર કરે છે. જેમ કે—પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની પહેલા અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો છોડીને અનન્તભાગવૃદ્ધસ્થાનો કેટલા થાય ? તે આ પ્રમાણે—પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની પહેલા અનન્તભાગવૃદ્ધસ્થાનો એક કંડકવર્ગ અને કંડક પ્રમાણ થાય છે. કારણ કે પહેલી અસંખ્યાતભાગવૃદ્ધસ્થાનની પહેલા એક કંડક જેટલા અનંતભાગવૃદ્ધસ્થાનો થાય છે. અને અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો અનંતભાગવૃદ્ધ સ્થાનોથી અંતરિત થાય છે, એટલે કે જેટલી વાર અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો થશે તેટલા કંડકો અનંતભાગવૃદ્ધિના થવાના. એક કંડકને ચાર કલ્પીએ તો શરૂઆતના અનંતભાગવૃદ્ધિના કંડકના ચાર અને અસંખ્યેયભાગવૃદ્ધિ ચાર વાર થશે. તો તેની વચમાં અનન્તભાગવૃદ્ધિ ચાર કંડક જેટલી વાર એટલે સોળ વાર થશે. કુલ વીશ અનંતભાગવૃદ્ધિના સ્થાનો પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની

પહેલા થયા. વીશ એટલે એક કંડકનો વર્ગ અને ઉપર એક કંડક થાય. એ પ્રમાણે સર્વત્ર સમજવું. પહેલા સંખ્યેયગુણવૃદ્ધિસ્થાનની પહેલા અસંખ્યેયભાગવૃદ્ધિના કંડકવર્ગ અને કંડકપ્રમાણ સ્થાનકો થાય છે. પહેલા અસંખ્યેયગુણવૃદ્ધિસ્થાનોની પહેલા સંખ્યેયભાગવૃદ્ધિસ્થાનો કંડકવર્ગ અને કંડકમાત્ર થાય છે, પહેલા અનન્તગુણવૃદ્ધિસ્થાનની પહેલા—નીચે સંખ્યેયગુણવૃદ્ધિના કંડકવર્ગ અને કંડક જેટલા સ્થાનો થાય છે.

તેજ હકીકત કહે છે—

## एगंतराउ वुड्ढी वग्गो कंडस्स कंडं च ॥ ५२ ॥

### एकान्तरा तु वृद्धिः वर्ग्गः कण्डस्य कण्डकं च ॥ ५२ ॥

અર્થ—એકાન્તરિતવૃદ્ધિ કંડકવર્ગ અને કંડકપ્રમાણ થાય છે.

ટીકાનુ૦—કંડકવર્ગ અને કંડકપ્રમાણ એકાંતરિતવૃદ્ધિ થાય છે. આ હકીકત પૂર્વની ગાથામાં કહેલી છે. હવે એવી રીતે દ્વયંતરિતવૃદ્ધિ કેટલી થાય તે કહે છે, તે આ પ્રમાણે—પહેલા સંખ્યેયગુણવૃદ્ધસ્થાનની નીચે અનન્તભાગવૃદ્ધસ્થાનો કંડકઘન, બે કંડકવર્ગ અને એક કંડકપ્રમાણ થાય છે. પહેલા અસંખ્યેયગુણવૃદ્ધ સ્થાનની નીચે અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો કંડકઘન, બે કંડકવર્ગ અને એક કંડક થાય છે. પહેલા અનન્તગુણવૃદ્ધસ્થાનની નીચે સંખ્યેયભાગવૃદ્ધસ્થાનો કંડકઘન, બે કંડકવર્ગ અને કંડકપ્રમાણ થાય છે. કંડકઘન, બે કંડકવર્ગ અને એક કંડક શી રીતે થાય છે? તે કહે છે—પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની નીચે અનંતભાગવૃદ્ધિના સ્થાનો કંડકવર્ગ અને કંડક થાય છે તે પહેલા કહેવાયું છે. સંખ્યેયભાગવૃદ્ધસ્થાનો અનંતભાગવૃદ્ધ અને અસંખ્યેયભાગવૃદ્ધથી અંતરિત એક કંડક પ્રમાણ થાય છે. તેથી કંડકવર્ગને અને કંડકને એક કંડકવડે ગુણીએ એટલે કંડકઘન અને કંડકવર્ગ થાય અને સંખ્યેયભાગવૃદ્ધના છેલ્લા સ્થાનથી પછી કંડકવર્ગ અને કંડકપ્રમાણ અનંતભાગવૃદ્ધસ્થાનો થાય છે એટલે તે મેળવતાં કુલ અનંતભાગવૃદ્ધસ્થાનો કંડકઘન, બે કંડકવર્ગ અને કંડકપ્રમાણ થાય છે. દાખલા તરીકે પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની નીચે વીશવાર અનંતભાગવૃદ્ધસ્થાનો કહેવાઇ ગયા છે. તે વીશ થાય તે પહેલાં અને બીજા સંખ્યેયભાગવૃદ્ધની વચમાં પણ વીશ, બીજા અને ત્રીજાની વચમાં વીશ, ત્રીજા અને ચોથાની વચમાં વીશ અને ત્યાર પછી વીશ સરવાળે સોવાર અનંતભાગવૃદ્ધસ્થાનો પહેલીવારના સંખ્યેયગુણવૃદ્ધસ્થાનની પહેલા થાય. ચારનો ઘન ચોસઠ, ચારનો વર્ગ સોળ, એટલે સોના એકઘન બે કંડકવર્ગ અને એક કંડક થાય, અહિં કંડકને ચાર કલ્પ્યા છે. આજ પ્રમાણે અસંખ્યેયગુણવૃદ્ધની પહેલા અસંખ્યભાગવૃદ્ધના અને અનંતગુણ વૃદ્ધની પહેલા સંખ્યાતભાગવૃદ્ધના સ્થાનકોનો વિચાર કરી લેવો. ૫૨

તેજ હકીકત કહે છે—

**कंडं कंडस्स घणो वग्गो दुगुणो दुगंतराए उ।**

**कण्डकं कण्डकस्य घनः वर्गो द्विगुणो द्विकान्तरायां तु।**

અર્થ—દ્વયંતરિતસ્થાનમાં અનંતભાગવૃદ્ધના કંડક, કંડકઘન અને બે કંડકવર્ગ પ્રમાણુ સ્થાનો થાય છે.

ટીકાનુ૦—પહેલા સંખ્યેયગુણવૃદ્ધસ્થાનની પહેલાં સંખ્યેયભાગવૃદ્ધના અને અસંખ્યેયભાગવૃદ્ધના સ્થાનો છોડી અનંતભાગવૃદ્ધસ્થાનકની સંખ્યાનો વિચાર કર્યો છે માટે તે દ્વયંતરિત કહેવાય છે. તે સ્થાનો કંડકઘન, બે કંડકવર્ગ અને એક કંડકપ્રમાણુ થાય છે. આ પ્રમાણે દ્વયંતરિત માર્ગણા કહી.

હવે ત્રિઅંતરિત માર્ગણા કહે છે-પહેલાં અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનની નીચે અનંતભાગવૃદ્ધના કંડકવર્ગ વર્ગ, ત્રણ કંડકઘન, ત્રણ કંડકવર્ગ અને એક કંડકપ્રમાણુ સ્થાનો થાય છે. પહેલીવારના અનંતગુણવૃદ્ધસ્થાનની નીચે અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનકો કંડકવર્ગ વર્ગ ત્રણ કંડકઘન, ત્રણ કંડકવર્ગ અને એક કંડકપ્રમાણુ થાય છે. કઇ રીતે આ સંખ્યા થાય છે તે કહે છે-પહેલા અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનની નીચે અનંતભાગવૃદ્ધસ્થ.નો કંડકઘન બે કંડકવર્ગ અને એક કંડકપ્રમાણુ થાય છે તે પહેલા કહેવાઇ ગયું છે. સંખ્યેયગુણવૃદ્ધસ્થાનો એક કંડક જેટલા થાય છે તેથી ઉપરની સંખ્યાને કંડકે ગુણતાં કંડકવર્ગ વર્ગ વિગેરે સંખ્યા આવે, તે આ પ્રમાણે-કંડકઘનને કંડકે ગુણતા કંડકવર્ગ વર્ગ થાય, કેમકે કંડકઘનમાં ચોસઠ છે તેને ચારે ગુણતા બસોછપ્પન થાય કંડક વર્ગ વર્ગ તેટલોજ થાય. બે કંડકવર્ગને કંડકે ગુણતા બે કંડકઘન થાય એક કંડકને કંડકે ગુણતા કંડકવર્ગ થાય અને છેલ્લા સંખ્યેયગુણવૃદ્ધસ્થાન પછી કંડકઘન બે કંડકવર્ગ અને એક કંડકપ્રમાણુ સ્થાનો થાય છે એટલે કુલ સંખ્યા કંડકવર્ગ વર્ગ ત્રણ કંડકઘન ત્રણ કંડકવર્ગ અને એક કંડકપ્રમાણુ થાય છે. દાખલા તરીકે-પહેલા સંખ્યેયગુણવૃદ્ધસ્થાનની નીચે સો વાર અનંતભાગવૃદ્ધસ્થાનો કહેવાઈ ગયા તેટલા પહેલા અને બીજા સંખ્યેયગુણવૃદ્ધસ્થાનની વચ્ચે તેટલાજબીજા અને ત્રીજાની વચ્ચે તેટલાજ ત્રીજા અને ચોથાની વચ્ચે કુલ ચારસો અને તેટલાજ ત્યાર પછી કુલ પાંચસો અનંતભાગવૃદ્ધસ્થાનો થાય. તેમાંથી કંડકવર્ગ વર્ગમાં બસો છપ્પન આવે, કારણ કે ચારનો વર્ગ સોળ તેનો વર્ગ બસો છપ્પન થાય. ત્રણ કંડકઘનમાં એકસોબાણુ આવે, ત્રણ કંડકવર્ગમાં અડતાલીસ આવે અને છેલ્લા ચાર એટલે એક કંડક વધે. એટલે ઉપરોક્ત સંખ્યા થાય છે. આ પ્રમાણે અનંતગુણવૃદ્ધની પહેલા અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનોના સંબંધમાં પણ જાણી લેવું.

તેજ હકીકત કહે છે—

**कंडस्स वग्गवग्गो घण वग्गा त्रिगुणिया कंडं । ॥ ५३ ॥**

**कण्डकस्य वर्गवर्गः घनवर्गौ त्रिगुणितौ कण्डकं ॥ ५३ ॥**

અર્થ—કંડકવર્ગ વર્ગ ત્રણ કંડકઘન ત્રણ કંડકવર્ગ અને એક કંડકપ્રમાણ અનંતભાગવૃદ્ધસ્થાનો પહેલા અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનની પહેલા થાય છે.

ટીકાનુ૦—અસંખ્યગુણવૃદ્ધિસ્થાનની પહેલા સંખ્યેયગુણ, સંખ્યેયભાગ અને અસંખ્યેયભાગ એ ત્રણની સંખ્યા છોડી અનંતભાગવૃદ્ધિસ્થાનની સંખ્યાનો વિચાર કરે છે તેથી ત્ર્યંતરિત કહેવાય છે. ત્ર્યંતરિત અનન્તભાગવૃદ્ધિસ્થાનો કેટલા થાય છે તે ઉપર કહ્યું છે. હવે ચતુરંતરિત વિચારે છે. અહિં વચમાં ચારને છોડી વિચાર કરશે. તે આ પ્રમાણે–પહેલા અનન્તગુણવૃદ્ધિસ્થાનની નીચે અનંતભાગવૃદ્ધિસ્થાનો કેટલા ? તો આઠ કંડકવર્ગ વર્ગ, છ કંડકઘન, ચાર કંડકવર્ગ અને એક કંડક જેટલા થાય છે. તે શી રીતે થાય તે કહે છે–પહેલા અનંતગુણવૃદ્ધિસ્થાનની નીચે અનન્તભાગવૃદ્ધિસ્થાનો કંડકવર્ગ વર્ગ ત્રણ કંડકઘન, ત્રણ કંડકવર્ગ અને કંડકપ્રમાણ થાય છે. અનંનગુણવૃદ્ધિસ્થાનો કંડક જેટલી વાર થાય છે તેથી ઉપરોક્ત સંખ્યાને કંડકે ગુણતાં ચાર કંડકવર્ગ વર્ગ આદિસંખ્યા થાય. તે આ પ્રમાણે–કંડકવર્ગ વર્ગને કંડકે ગુણતા ચાર કંડકવર્ગ વર્ગ થાય, ત્રણ કંડકઘનને કંડકે ગુણતા ત્રણ કંડકવર્ગ વર્ગ થાય, ત્રણ કંડકવર્ગને કંડકે ગુણતાં ત્રણ કંડક ઘન થાય અને કંડકને કંડકે ગુણતા કંડકવર્ગ થાય. અને તેમાં છેલ્લા અનન્તગુણવૃદ્ધસ્થાન પછીના કંડકવર્ગ વર્ગ ત્રણ કંડકઘન ત્રણ કંડકવર્ગ અને કંડક જેટલા સ્થાનો ઉમેરીએ એટલે આઠ કંડકવર્ગ વર્ગ છ કંડકઘન ચાર કંડકવર્ગ અને એક કંડક અનંતભાગવૃદ્ધિસ્થાનો થાય છે. ૫૩

તેજ બાબત કહે છે—

**अडकंड वग्गवग्गा वग्गा चत्तारि छग्घणा कंडं ।**
**चउ अंतर वुड्ढीए हेट्ठट्ठाण प्ररूवणया ॥ ५४ ॥**

**अष्टौ कण्डकवर्गवर्गा वर्गाश्चत्वार षट् घनाः कण्डकं ।**
**चतुरंतरितायां वृद्धौ अधस्तनस्थानप्ररूपणया ॥ ५४ ॥**

અર્થ—ચતુરન્તરિતવૃદ્ધિમાં અનન્તભાગવૃદ્ધિસ્થાનો આઠ કંડકવર્ગ વર્ગ, ચાર કંડકવર્ગ, છ કંડકઘન અને કંડકપ્રમાણ થાય છે. આ હકીકત પૂર્વની ગાથામાં કહેવાઇ ગઇ છે. આ રીતે અધસ્તનસ્થાનપ્રરૂપણા કહી. ૫૪

હવે વૃદ્ધિસ્થાન પ્રરૂપણા કરે છે—

**परिणामपच्चएणं एसा नेहस्स छव्विहा वुड्ढी ।**
**हाणी व कुणंति जिया आवलिभागं असंखेज्जं ॥ ५५ ॥**

**अंतमुहुत्तं चरिमा उ दोवि समयं तु पुण जहन्नेणं।**
**जवमज्झविहाणेणं एत्थ विगप्पा बहुठिइया ॥ ५६ ॥**

परिणामप्रत्ययेन एषा स्नेहस्य षड्विधा वृद्धिः।
हानिर्वा कुर्वन्ति जीवाः आवलिकाभागं असंख्येयं ॥ ५५ ॥
अंतर्मुहूर्त्तं चरिमे द्वे अपि समयं तु पुनः जघन्येन।
यवमध्यविधानेन अत्र विकल्पा बहुस्थितिकाः ॥ ५६ ॥

અર્થ—પરિણામના તારતમ્યથી રસની વૃદ્ધિ અને હાનિ છ પ્રકારે થાય છે. શરૂઆતની પાંચ વૃદ્ધિ અને હાનિ જીવો ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપર્યંત કરે છે અને છેલ્લી વૃદ્ધિ તથા હાનિ અંતર્મુહૂર્તપર્યંત કરે છે અને જઘન્યથી દરેક હાનિ વદ્ધિનો સમયનો કાળ છે. યવમધ્ય કરવાથી ઓછી-વત્તી સ્થિતિવાળા સ્થાનોના વિકલ્પો સમજાય છે.

ટીકાનુ૦—જીવના પરિણામના વશથી અનંતરોક્ત-હમણાંજ કહી ગયા તે સ્નેહની-રસની છ એ પ્રકારની હાનિ અથવા વૃદ્ધિ થાય છે. કોઇ વખતે અનંત-ભાગાધિક સ્પર્દ્ધકવાળા રસસ્થાનકે જાય છે, કોઈ વખતે અસંખ્યભાગાધિક સ્પર્દ્ધકવાળા રસસ્થાનકે, એ પ્રમાણે કોઇ સમયે સંખ્યાતમા ભાગ અધિક સ્પર્દ્ધકવાળા તેમજ કોઇ સમયે સંખ્યાતગુણ, અસંખ્યાતગુણ કે અનંતગુણાધિક સ્પર્દ્ધકવાળા રસસ્થાનકે આત્મા જાય છે. એજ પ્રમાણે છ હાનિવાળા સ્થાનકોમાં પણ જાય છે. આ રીતે આત્મા પરિણામના વશથી હાનિ વૃદ્ધિ કર્યા કરે છે. હવે કઇ હાનિ અથવા કઇ વૃદ્ધિ નિરંતર કેટલા કાળપર્યંત જીવો કરે છે તે કહે છે—અનંતગુણવૃદ્ધિ અને અનંત ગુણહાનિ એ બે વર્જીને શેષ પાંચે વૃદ્ધિ અથવા પાંચે હાનિ વધારેમાં વધારે આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપર્યંત નિરંતર જીવો કરે છે. અને છેલ્લી અનંતગુણવદ્ધિ અને અનંતગુણહાનિ એ બે અંતર્મુહૂર્ત કાલ-પર્યંત નિરંતર કરે છે. એટલે વિવક્ષિત સમયે જે રસસ્થાનપર આત્મા વિદ્યમાન છે તે કરતા અનન્તભાગઅધિક સ્પર્દ્ધકવાળા રસસ્થાનકે ઉત્તરોત્તર સમયે નિરંતર વધ્યા કરે તો આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપર્યંત નિરંતર વધ્યા કરે છે. એ રીતે દરેક વૃદ્ધિમાં સમજવું. તેમજ વિવક્ષિત સમયે જે રસસ્થાનપર આત્મા છે તે કરતાં અનંતભાગહીન સ્પર્ધકવાળા રસસ્થાનકે ઉત્તરોત્તર સમયે આત્મા જાય તો આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપર્યંત નિરંતર હાનિ પામે છે, એ રીતે દરેક હાનિમાં સમજવું. માત્ર છેલ્લી વૃદ્ધિ અને હાનિનો કાળ અંતર્મુહૂર્ત છે તે ઉપર કહ્યું છે. આ પ્રમાણે વૃદ્ધિના કાલની પ્રરૂપણા કહી. હવે કયા રસબંધના સ્થાનકો કેટલો કાળ

નિરંતર બાંધે છે તે કહે છે—પહેલા રસબન્ધના સ્થાનકથી અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ રસબંધના સ્થાનમાંના કોઇ પણ સ્થાનને વધારેમાં વધારે ચાર સમયપર્યંત નિરંતર બાંધે છે. ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ રસબંધના સ્થાનમાંના કોઇ પણ સ્થાનને પાંચ સમયપર્યંત નિરંતર બાંધે છે. ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનોને છ સમય પર્યંત બાંધે છે. ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનોને નિરંતર સાત સમય બાંધે છે. ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનોમાંના કોઈ પણ સ્થાનને નિરંતર ઉત્કૃષ્ટથી આઠ સમયપર્યંત બાંધે છે. ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ રસસ્થાનકોને સાત સમયપર્યંત, ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનોને છ સમયપર્યંત, ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનોને પાંચ સમયપર્યંત, ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનોને ચાર સમયપર્યંત, ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનોને ત્રણ સમયપર્યંત અને ત્યાર પછીના અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ ઉત્કૃષ્ટરસસ્થાન સુધીના રસસ્થાનકોમાંના કોઇ પણ રસસ્થાનને ઉત્કૃષ્ટથી નિરંતર બે સમયપર્યંત બાંધે છે. જઘન્યથી કોઇપણ રસસ્થાનકને એક સમયપર્યંતજ બાંધે છે. આ પ્રમાણે કાળ પ્રરૂપણા કહી. હવે યવમધ્યપ્રરૂપણા કરે છે—આઠ સમય કાળમાનવાળા સ્થાનો યવમધ્ય કહેવાય છે. જેમ યવનો મધ્યભાગ જાડો હોય છે અને બંને બાજુ અનુક્રમે પાતળો પાતળો થતો જાય છે તેમ આઠ સમય કાળમાનવાળા સ્થાનો કાળને આશ્રયી જાડા એટલે વધારે કાળમાનવાળા છે અને તેની બંને બાજુના ઓછા ઓછા કાળમાનવાળા સ્થાનો રહેલા છે તેથી આઠ સમયકાળમાનવાળા સ્થાનો યવમધ્ય કહેવાય છે. આ આઠ સમયકાળવાળા રસબંધના સ્થાનકો કોઇ રસસ્થાનકની અપેક્ષાએ અનંતગુણવૃદ્ધ છે, કોઈ રસસ્થાનકની અપેક્ષાએ અનંતગુણહીન છે. તે આ પ્રમાણે—પૂર્વના સાત સમયકાળમાનવાળા રસસ્થાનમાંના છેલ્લા રસસ્થાનથી આઠ સમયકાળવાળા રસસ્થાનનું પહેલું રસસ્થાન અનન્તગુણવૃદ્ધ સ્પર્દ્ધકવાળું હોય છે. જ્યારે પહેલુંજ અનંતગુણવૃદ્ધ છે ત્યારે શેષ સઘળા તેની અપેક્ષાએ અનંતગુણવૃદ્ધજ હોય છે. તથા આઠ સમયકાળમાનવાળામાંના છેલ્લા રસબંધ સ્થાનકથી તેની ઉપરનું-પછીનુ સાત સમયકાળવાળામાંનુ પહેલું સ્થાનક અનંતગુણવૃદ્ધ સ્પર્દ્ધકવાળું છે. તેની અપેક્ષાએ તેની પહેલાના આઠ સમયકાળમાનવાળા સઘળા રસબંધસ્થાનો અનંતગુણહીન સ્પર્દ્ધકવાળા છે. આવી રીતે શેષ સાત છ સમયાદિ કાળમાનવાળાસ્થાનો પૂર્વના અને પછીના રસસ્થાનની અપેક્ષાએ અનંતગુણવૃદ્ધ અને અનંતગુણહીન સ્પર્દ્ધકવાળા હોય છે. માત્ર શરૂઆતના ચાર સમયકાળવાળા સ્થાનો પાંચ સમયકાળવાળાની અપેક્ષાએ અનંતગુણહીનજ હોય છે, અનંતગુણવૃદ્ધ નહિ. કારણકે શરૂઆતજ ત્યાંથી થાય છે તેની પહેલા કોઇ રસસ્થાન નથી કે જેની

અપેક્ષાએ અનન્તગુણવૃદ્ધ હોય. તથા છેલ્લા બે સમયકાળમાનવાળા સઘળા સ્થાનો તેની પહેલાના ત્રણ સમયકાળમાનવાળા સ્થાનોની અપેક્ષાએ અનંતગુણવૃદ્ધજ હોય છે અનંતગુણહીન હોતા નથી, કારણકે તેજ છેલ્લા છે તેની પછી કોઇ સ્થાનો નથી કે જેની અપેક્ષાએ અનન્તગુણહીન હોય. આ હકીકત યવમધ્ય કરવાવડે સમજાય છે. કારણકે યવમધ્ય–આઠ સમયકાળમાનવાળા સ્થાનોની પહેલાના ચાર સમયકાળવાળાથી માંડી યવમધ્યપર્યંત અનુક્રમે વધારે વધારે સ્થિતિવાળા છે અને તે પછી બે સમયકાળવાળા સ્થાનપર્યંત ક્રમે હીન હીન સ્થિતિવાળા છે. આ પ્રમાણે સમયપ્રરૂપણા કરી. હવે ચાર સમયાદિ કાળવાળા સ્થાનોનું અલ્પબહુત્વ કહે છે—આઠ સમયકાળવાળા સ્થાનો સૌથી અલ્પ છે. કારણકે બહુ કાળપર્યંત બંધ યોગ્યસ્થાનો તથાસ્વભાવે અલ્પજ છે, અને અલ્પ અલ્પ કાળવાળા અનુક્રમે વધારે વધારે છે. યવમધ્યસ્થાનોથી તેની બંને બાજુ રહેલા સાત સમયકાળવાળા સ્થાનો અસંખ્યાતગુણ છે, માંહોમાંહે તુલ્ય છે. તે કરતા તેની બંને બાજુ રહેલા છ સમયકાળવાળા સ્થાનો અસંખ્યગુણ છે, સ્વસ્થાને બંને પરસ્પર તુલ્ય છે. તે કરતા તેની બંને બાજુના પાંચ સમયકાળવાળા સ્થાનો અસંખ્યગુણ છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. તે કરતા તેની બંને બાજુના ચાર સમયકાળવાળા અસંખ્યગુણ છે, સ્વસ્થાને બંને પરસ્પર સરખા છે. તે કરતા ત્રણ સમયકાળવાળા અસંખ્યગુણ છે અને તેનાથી બે સમયકાળવાળા અસંખ્યગુણ છે. આ પ્રમાણે અલ્પબહુત્વ કહ્યું. ૫૬

હવે સઘળા રસબંધસ્થાનોના સમુહ આશ્રયી વિશિષ્ટ સંખ્યાના નિરૂપણ માટે કહે છે—

**सुहुमगणिं पविसंता चिट्ठंता तेसि कायठिइकालो।**
**कमसो असंखगुणिया तत्तो अणुभागठाणाइं ॥५७॥**

**सूक्ष्माग्निं प्रविशन्ति तिष्ठन्ति तेषां कायस्थितिकालः।**
**क्रमशोऽसंख्येयगुणाः ततोऽनुभागस्थानानि ॥५७॥**

અર્થ—જે જીવો સૂક્ષ્મ અગ્નિકાયમાં પ્રવેશ કરે છે—ઉત્પન્ન થાય છે, તથા જે જીવો તેની અંદર રહેલા છે, તથા તેનો જે સ્વકાયસ્થિતિકાળ છે તે ક્રમે અસંખ્યગુણ છે. તે કરતા રસબંધના સ્થાનો અસંખ્યગુણ છે.

ટીકાનુ૦—જે જીવો એક સમયે સૂક્ષ્મ અગ્નિકાયમાં પ્રવેશ કરે છે એટલે ઉત્પન્ન થાય છે તે અલ્પ છે અને તે અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણુ છે. તે કરતા જે જીવો સૂક્ષ્મઅગ્નિકાયપણે રહ્યા છે તે અસંખ્યગુણ છે, તેનાથી તેઓનો કાયસ્થિતિકાળ અસંખ્યગુણ છે, તે કરતા પણ રસબંધના સ્થાનો અસંખ્યગુણ છે. ૫૭

હવે તેજ વિશિષ્ટ સંખ્યા બતાવવા ઓજોયુગ્મ પ્રરૂપણા કરે છે—

**कलिबारतेयकडजुम्मसन्निया होंति रासिणो कमसो।**
**एगाइसेसगा चउहियंमि कडजुम्म इह सव्वे ॥५८॥**

कलिद्वापरत्रेताकृतयुग्मसंज्ञिता भवन्ति राशयः क्रमशः।
एकादिशेषकाः चतुर्भिर्हृते कृतयुग्मा इह सर्वे ॥ ५८ ॥

અર્થ—કોઇ સંખ્યાને ચારે ભાગતા એક આદિ શેષ રહે તેવી સંખ્યાને અનુક્રમે કલિ દ્વાપર ત્રેતા અને કૃતયુગ્મ સંજ્ઞાવાળી કહેવાય છે. અહિં સઘળા કૃતયુગ્મ સંજ્ઞાવાળા છે.

ટીકાનુ૦—અહિં વિષમ સંખ્યાને ઓજ કહે છે, જેમ-એક ત્રણ વિગેરે. અને સમસંખ્યાને યુગ્મ કહે છે, જેમ-બે ચાર વિગેરે. જે રાશિઓને ચારે ભાગતા એક બે ત્રણ વધે અને કંઇ ન વધે તે રાશિઓ અનુક્રમે કલિ દ્વાપર ત્રેતા અને કૃતયુગ્મ સંજ્ઞાવાળી કહેવાય છે. એનો તાત્પર્ય આ પ્રમાણે છે—કોઇ વિવક્ષિત ચાર રાશિ સ્થાપવા, તેઓને ચારે ભાગવા, ચારે ભાગતા જેની અંદર એક વધે તે રાશિ પૂર્વ પુરૂષની પરિભાષાવડે કલ્યોજ કહેવાય છે, જેમ કે તેર. અહિં વિષમસંખ્યામાં કલિ અને ત્રેતા સાથે ઓજ શબ્દ જોડાશે અને સમસંખ્યામાં દ્વાપર અને કૃત સાથે યુગ્મ જોડાશે. જે રાશીને ચારે ભાગતા બે વધે તે દ્વાપરયુગ્મ, જેમ ચૌદ. જેની અંદર ત્રણ વધે તે ત્રેતૌજ, જેમ પંદર. અને ચારે ભાગતા જેની અંદર કંઇજ શેષ ન રહે તે સંખ્યા કૃતયુગ્મ કહેવાય છે, જેમ સોળ. કહ્યું છે કે—ચૌદ સંખ્યાને દ્વાપરયુગ્મ, સોળને કૃતયુગ્મ, તેરને કલ્યોજ, અને પંદરને ત્રેતૌજસંજ્ઞા કહેવાય છે. અહિં ઉપરોક્ત સંજ્ઞા બતાવવાનું કારણ રસબંધના સ્થાનો કંડકો વિગેરે કઇ સંજ્ઞામાં આવે છે તે જણાવવું તે છે, તેજ કહે છે—અહિં રસબંધના અધિકારમાં અવિભાગ, વર્ગણા, સ્પર્દ્ધક, રસસ્થાન, કંડક, આ સઘળાની સંખ્યા કૃતયુગ્મસંજ્ઞાવાળી છે. આ પ્રમાણે ઓજોયુગ્મ પ્રરૂપણા કરી. હવે પર્યવસાન પ્રરૂપણા કરે છે—પહેલા ષટ્સ્થાનકમાં છેલ્લીવાર અનંતગુણવૃદ્ધસ્થાન થયા પછી પહેલી અને બીજીવારના અનંતગુણવૃદ્ધ સ્થાનની વચમાં થયેલા પંચ વૃદ્ધયાત્મક સઘળા સ્થાનો થાય છે. ત્યાર પછી અનંતગુણવૃદ્ધસ્થાન થતું નથી. કારણ કે પહેલું ષટ્સ્થાનક પૂર્ણ થાય છે. તેથી તે છેલ્લું અનન્તગુણવૃદ્ધસ્થાનજ પહેલા ષટ્સ્થાનકનું પર્યવસાન છે. ત્યાર પછી પહેલાના ક્રમે બીજું ષટ્સ્થાન શરૂ થાય છે. પહેલા ષટ્સ્થાનકમાં જેમ શરૂઆતમાં અનંતભાગવૃદ્ધસ્થાનો કંડક પ્રમાણ થાય છે, ત્યાર પછી અનંતભાગવડે અંતરિત અસંખ્યાતભાગવૃદ્ધસ્થાનો કંડક પ્રમાણ થાય છે, ત્યાર પછી સંખ્યાતભાગાદિ સ્થાનો થાય છે તેમ બીજા ષટ્સ્થાનકમાં પણ શરૂ-

આતમાં અનંતભાગવૃદ્ધસ્થાનો કંડક પ્રમાણ થાય છે. ત્યાર પછી અનંતભાગવડે અંતરિત અસંખ્યાતભાગવૃદ્ધ સ્થાનો કંડક પ્રમાણ થાય છે, ત્યાર પછી સંખ્યાત ભાગાદિ સ્થાનો થઇ બીજું ષટ્સ્થાનક પૂર્ણ થાય છે. એજ ક્રમે ત્રીજું એમ અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ ષટ્સ્થાનકો થાય છે. આ પ્રમાણે પર્યવસાન પ્રરૂપણા કહી.

હવે અલ્પબહુત્વ પ્રરૂપણા કરે છે તે બે પ્રકારે થાય છે ૧ અનંતરોપનિધાવડે, ૨ પરંપરોપનિધાવડે. તેની અંદર પહેલા અનંતરોપનિધાવડે અલ્પબહુત્વ પ્રરૂપણા કરે છે—

**सव्वत्थोवा ठाणा अणंतगुणणाए जे उ गच्छंति ।**
**तत्तो असंखगुणिया णंतरवुड्ढीए जहा हेट्ठा ।।५९।।**

**सर्वस्तोकानि स्थानान्यनन्तगुणनया ये तु गच्छन्ति ।**
**ततोऽसंख्येयगुणान्यनन्तरवृद्ध्या यथाऽधस्तनानि ।।५९।।**

અર્થ—અનન્તગુણવૃદ્ધિવાળા સ્થાનો સૌથી અલ્પ છે તેથી પછી પછીની વૃદ્ધિવાળા અસંખ્યાત અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—જે સ્થાનો અનંતગુણવૃદ્ધિવાળા છે તે અલ્પ છે ત્યારપછી થતી અનંતર અનંતર વૃદ્ધિને આશ્રયી જેમ જેમ નીચે નીચેના સ્થાનો તેમ તેમ અસંખ્યગુણા છે. તાત્પર્ય આ પ્રમાણે છે–અનંતગુણવૃદ્ધિવાળા સ્થાનો માત્ર કંડક જેટલા હોવાથી અલ્પ છે. તેનાથી અસંખ્યેયગુણવૃદ્ધિવાળા સ્થાનો અનંતગુણવૃદ્ધિના કંડકને કંડકે ગુણવાથી અને તેની અંદર એક કંડક ઉમેરવાથી જેટલા થાય તેટલા હોવાથી અસંખ્યાતગુણા છે. એમ શી રીતે તે જાણી શકાય? તો કહે છે—પ્રત્યેક અનન્તગુણવૃદ્ધસ્થાન પહેલા અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનો કંડક પ્રમાણ થાય છે, અનંતગુણવૃદ્ધિના સ્થાનો એક કંડક જેટલા છે માટે કંડકને કંડકે ગુણવા. અને છેલ્લું અનંતગુણવૃદ્ધ સ્થાન થયા પછી એક કંડક પ્રમાણ અસંખ્યેગુણવૃદ્ધ સ્થાનો થાય છે માટે તે એક કંડક જેટલા સ્થાનો વધારવા એટલે ઉપરોક્ત સંખ્યા થાય છે. પહેલી વારના અનંતગુણવૃદ્ધસ્થાનની પહેલાના અસંખ્યાતગુણવૃદ્ધ સ્થાનોથી સંખ્યેયગુણવૃદ્ધ સ્થાનો પૂર્વોક્ત રીતિએ અસંખ્યેયગુણવૃદ્ધના કંડકને કંડકે ગુણી એક કંડક ઉમેરવાથી જેટલા થાય તેટલા હોવાથી અસંખ્યાતગુણા છે. તથા પહેલીવારના અસંખ્યેયગુણવૃદ્ધસ્થાન પહેલાના કંડક પ્રમાણ સંખ્યેયગુણવૃદ્ધ સ્થાનોથી સંખ્યેયભાગવૃદ્ધસ્થાનો સંખ્યેયગુણવૃદ્ધસ્થાનના કંડકને કંડકે ગુણી એક કંડક ઉમેરવાથી જેટલા થાય તેટલા હોવાથી અસંખ્યાતગુણા છે. એજ પ્રમાણે કંડક પ્રમાણ સંખ્યેયભાગવૃદ્ધસ્થાનોથી અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણા છે. તથા કંડક પ્રમાણ અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનોથી અનંતભાગવૃદ્ધસ્થાનો અસંખ્યા-

તગુણા છે. કંડક કંડકવર્ગ અને જેટલા છે માટે. સર્વત્ર ભાવના પહેલા કરી તે પ્રમાણે કરવી. આ રીતે અનંતરોપનિધાવડે અલ્પબહુત્વનો વિચાર કર્યો. ૫૯

હવે પરંપરોપનિધાવડે વિચાર કરે છે—

**होंतिपरंपरवुड्ढीए थोवगाणंतभागवुड्ढा जे ।**
**अस्संखसंखगुणिया एकं दो दो असंखगुणा ॥६०॥**

**भवन्ति परम्परावृद्धौ स्तोकान्यनन्तभागवृद्धानि यानि ।**
**असंख्येयसंख्येयगुणितानि एकं द्वे द्वे असंख्येयगुणानि ॥६०॥**

અર્થ—પરંપરવૃદ્ધિમાં અનંતભાગવૃદ્ધસ્થાનો અલ્પ છે, તેથી તે પછીના અસંખ્યેયભાગવૃદ્ધરૂપ એક સ્થાન અસંખ્યાતગુણ છે, તે કરતા તે પછીના બે સ્થાન ઉત્તરોત્તર સંખ્યાતગુણા છે, તેથી તેની પછીના બેસ્થાન ઉત્તરોત્તર અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—પરંપરવૃદ્ધિનો વિચાર કરતા જે અનંતભાગવૃદ્ધ સ્થાનો છે તે સર્વથી અલ્પ છે. ત્યાર પછીનું અસંખ્યેયભાગવૃદ્ધદ્ધિરૂપ એક સ્થાન અસંખ્યેયગુણ છે એટલે કે અનંતભાગવૃદ્ધસ્થાનોથી અસંખ્યેયભાગવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણ છે. તે કરતા ત્યાર પછીના બે—સંખ્યેયભાગવૃદ્ધ અને સંખ્યેયગુણવૃદ્ધસ્થાનો એક બીજા કરતા સંખ્યાતગુણા છે. તે કરતા પણ તે પછીના બે વૃદ્ધિસ્થાનો—અસંખ્યેગુણવૃદ્ધ અને અનંતગુણવૃદ્ધ સ્થાનો અસંખ્યાતગુણા છે. તાત્પર્ય આ પ્રમાણે છે—અનંતભાગવૃદ્ધસ્થાનો અલ્પ છે, કારણ કે પહેલા અનંતભાગવૃદ્ધસ્થાનથી આરંભી એક કંડક જેટલાજ તે સ્થાનો થાય છે, વધારે થતા નથી. તેનાથી અસંખ્યાતભાગવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણા છે. અસંખ્યાતભાગવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણા શી રીતે થાય તે કહે છે—અનંતભાગાધિક કંડકના છેલ્લા સ્થાનથી તેની પછીનું સ્થાન અસંખ્યાતભાગાધિક છે. હવે જો અનંતભાગવૃદ્ધ કંડકની ઉપરનું પહેલું અસંખ્યેય ભાગવૃદ્ધસ્થાન અનંતભાગવૃદ્ધ કંડકના છેલ્લા સ્થાનની અપેક્ષાએ અસંખ્યેયભાગ અધિક છે તો તે પછી થતા અનંતભાગાધિક સ્થાનો પણ તે છેલ્લા સ્થાનની અપેક્ષાએ અસંખ્યેયભાગાધિકજ છે. કારણકે જે અનંતભાગાધિક સ્થાન છે તે તો પહેલા અસંખ્યેયભાગાધિક સ્થાનની અપેક્ષાએ છે. અનંતમા ભાગવૃદ્ધ કંડકના છેલ્લા સ્થાનની અપેક્ષાએ નહિ. તેની અપેક્ષાએ તો અસંખ્યેયભાગ વૃદ્ધસ્થાન અને તેની પછી થનારા સઘળા સ્થાનો અસંખ્યેયભાગ અધિક જ હોય છે. હવે જ્યારે અસંખ્યેયભાગ વૃદ્ધસ્થાનની પછીનું પહેલું અનંતભાગવૃદ્ધસ્થાન અનંતભાગવૃદ્ધ કંડકના છેલ્લા સ્થાનની અપેક્ષાએ અસંખ્યેયભાગ અધિક છે તો તેની પછીના સંખ્યેયભાગ અધિ-

સ્થાન સુધિના સઘળા સ્થાનો વિશેષ વિશેષ અસંખ્યેયભાગાધિક છે. અને તે કંડકવર્ગ અને કંડક જેટલા છે તેથી અનંતભાગ વૃદ્ધસ્થાનોથી અસંખ્યેયભાગ વૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણા જાણવા. તેથી પણ સંખ્યેયભાગવૃદ્ધ સ્થાનો સંખ્યાતગુણા છે. કઇ રીતે તે જાણી શકાય ? તે કહે છે–પહેલા સંખ્યેયભાગવૃદ્ધ સ્થાનમાં અનંતર પૂર્વના સ્થાનની અપેક્ષાએ સંખ્યાતભાગવૃદ્ધિ થાય છે. જો એમ ન હોય તો તે સંખ્યાતભાગાધિક કહીજ ન શકાય. હવે જો પહેલાજ સંખ્યેયભાગ વૃદ્ધસ્થાનમાં સંખ્યેયભાગવૃદ્ધિ થઇ તો તે પછી થનાર અનંતભાગવૃદ્ધ અને અસંખ્યેયભાગ વૃદ્ધ સ્થાનકોમાં સંખ્યાતભાગવૃદ્ધિ તો બહુ સારી રીતે થાય છે. કારણ કે જે અનંતભાગવૃદ્ધિ અથવા અસંખ્યાતભાગવૃદ્ધિ થાય છે, તે તેની નજીકના પૂર્વ પૂર્વ સ્થાનની અપેક્ષાએ થાય છે. અહિં સંખ્યાતભાગવૃદ્ધિનો વિચાર પહેલી વાર જે સંખ્યાતભાગ વૃદ્ધસ્થાન થાય છે તેની પૂર્વના સ્થાનની અપેક્ષાએ કરાય છે. તેથી જો તે પહેલા સંખ્યાતભાગ વૃદ્ધસ્થાનની પૂર્વના સ્થાનની અપેક્ષાએ પહેલું સંખ્યેયભાગવૃદ્ધસ્થાન સંખ્યાતભાગ અધિક સ્પર્દ્ધકવાળું છે તો તેની પછીના પોતપોતાની પૂર્વ પૂર્વ સ્થાનનીજ અપેક્ષાએ થનારા અનંભાગવૃદ્ધિ અને અસંખ્યેયયભાગવૃદ્ધ સ્થાનો વિશેષ વિશેષ સંખ્યાતભાગવૃદ્ધ હોય છે. આ વિશેષ વિશેષ સંખ્યાતભાગ વૃદ્ધિ ત્યાં સુધિ કહેવી યાવત્ મૂળ બીજું સંખ્યેયભાગવૃદ્ધ સ્થાન આવે. બીજું મુખ્ય સંખ્યેયભાગાધિકસ્થાન થોડા વધારે બે સંખ્યેયભાગાધિક સ્પર્દ્ધકવાળું જાણવું. એ પ્રમાણે ત્રીજું સાતિરેક—થોડા વધારે ત્રણ સંખ્યેયભાગ અધિક સ્પર્દ્ધકવાળું જાણવું. ચોથું સાતિરેક ચાર સંખ્યેયભાગ અધિક સ્પર્દ્ધકવાળું જાણવું. એ પ્રમાણે ત્યાં સુધિ કહેવું કે ઉત્કૃષ્ટ સંખ્યાતાભાગ પ્રમાણ વચમાં વચમાં થનારા મુખ્ય સંખ્યાતભાગ વૃદ્ધસ્થાનો થાય. આ પ્રમાણે પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનથી આરંભી એક ન્યૂન ઉત્કૃષ્ટ સંખ્યાત પ્રમાણ મુખ્ય સંખ્યેયભાગ વૃદ્ધસ્થાન સુધિના સઘળા સ્થાનો પહેલા સંખ્યેયભાગ વૃદ્ધની પહેલાના સ્થાનની અપેક્ષાએ સંખ્યેયભાગવૃદ્ધ છે. ઉત્કૃષ્ટ સંખ્યાતમું સંખ્યેયભાગવૃદ્ધસ્થાન સંખ્યેયગુણ એટલે સાધિક બમણા સ્પર્દ્ધકવાળું થાય છે માટે એક ન્યૂન ઉત્કૃષ્ટ સંખ્યાત પ્રમાણ ગ્રહણ કર્યા છે. તેથીજ અસંખ્યાતભાગવૃદ્ધ સ્થાનોથી સંખ્યેયભાગ વૃદ્ધસ્થાનો સંખ્યાતગુણા છે. કારણ કે પહેલા સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની પહેલા જેટલા અસંખ્યેયભાગ વૃદ્ધાદિ સ્થાનો થાય છે તેટલા એક એક સંખ્યેયભાગવૃદ્ધસ્થાનની વચમાં થાય છે અને તે વચ્ચે થનારા મુખ્ય સંખ્યાતભાગવૃદ્ધસ્થાનો પ્રસ્તુત વિચારમાં ઉત્કૃષ્ટ સંખ્યાતા પ્રમાણ લેવાના છે, ફક્ત ઉત્કૃષ્ટ સંખ્યાતમું સ્થાન લેવાનું નથી તેથીજ અસંખ્યાતભાગવૃદ્ધ સ્થાનોથી સંખ્યાતભાગવૃદ્ધસ્થાનો સંખ્યાતગુણા છે. સંખ્યાતભાગ વૃદ્ધસ્થાનોથી સંખ્યાતગુણવૃદ્ધસ્થાનો સંખ્યાતગુણા છે. કઇ રીતે સંખ્યાતગુણા થાય છે તે કહે છે—

પહેલા સંખ્યેયભાગ વૃદ્ધસ્થાનની પૂર્વના સ્થાનની અપેક્ષાએ ઉત્કૃષ્ટ સંખ્યાત પ્રમાણ મુખ્ય સંખ્યેયભાગવૃદ્ધસ્થાનો ઓળંગીને છેલ્લું સ્થાન કંઈક અધિક બમણા સ્પર્દ્ધકવાળું થાય છે. ફરી પણ તેટલા સ્થાનો ઓળંગીને છેલ્લું સ્થાન સાધિક ત્રણ ગુણું થાય છે. વળી તેટલા સ્થાનો ઓળંગીને છેલ્લું સ્થાન કંઈક અધિક ચાર ગુણા સ્પર્દ્ધકવાળું થાય છે. એ પ્રમાણે ત્યાં સુધિ કહેવું યાવત્ ઉત્કૃષ્ટ સંખ્યાતમું સ્થાન ઉત્કૃષ્ટ સંખ્યાતગુણ થાય, પહેલા સંખ્યેયગુણસ્થાનની પૂર્વના ઉત્કૃષ્ટ સંખ્યાતા પ્રમાણ મુખ્ય સંખ્યેય ભાગવૃદ્ધસ્થાનો દરેક સંખ્યેયગુણવૃદ્ધ-સ્થાનની વચમાં થાય છે. અને સંખ્યેયગુણવૃદ્ધસ્થાનો ઉત્કૃષ્ટ સંખ્યાત પ્રમાણ થાય છે તેથી સંખ્યેયભાગવૃદ્ધસ્થાનોથી સંખ્યેયગુણ વૃદ્ધસ્થાનો સંખ્યાતગુણાજ થાય છે. તથા સંખ્યેયગુણવૃદ્ધસ્થાનોથી અસંખ્યેયગુણવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણા છે. કઈ રીતે અસંખ્યાતગુણા છે તે કહે છે—છેલ્લા ઉત્કૃષ્ટ સંખ્યાતગુણસ્થાનથી ઉત્કૃષ્ટ સંખ્યાતાપ્રમાણ મુખ્ય સંખ્યાતભાગવૃદ્ધસ્થાનો ઓળંગીને છેલ્લું સ્થાન જઘન્ય અસંખ્યેયગુણ થાય છે. અને તે પછી થનારા સઘળા અનંતભાગવૃદ્ધ અસંખ્યાતભાગવૃદ્ધ સંખ્યાતભાગવૃદ્ધ અને સંખ્યેયગુણવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુ-ણાજ હોય છે. તેથી સંખ્યેયગુણવૃદ્ધસ્થાનોથી અસંખ્યેયયગુણવૃદ્ધસ્થાનો અસં-ખ્યાતગુણા છે. તે કરતાં અનન્તગુણવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણા છે. કારણ કે પહેલા અનન્તગુણવૃદ્ધસ્થાનથી આરંભી ષટ્સ્થાનકની સમાપ્તિ પર્યંત સઘળા સ્થાનો અનન્ત-ગુણવૃદ્ધ સ્પર્દ્ધકવાળા જ છે, કેમકે પહેલું અનંતગુણવૃદ્ધસ્થાન તેની પૂર્વમાંજ રહેલા સ્થાનની અપેક્ષાએ અનન્તગુણવૃદ્ધ છે, જો તે પહેલુંજ સ્થાન અનંતગુણવૃદ્ધ છે તો તે અનંતગુણવૃદ્ધનીજ અપેક્ષાએ થનારા અનન્તભાગવૃદ્ધાદિ સ્થાનો અનન્તગુણસ્પર્દ્ધક વાળા જ કહેવાય. પ્રથમ અનંતગુણવૃદ્ધની પહેલાના સઘળા સ્થાનો દરેક અનન્તગુણ-વૃદ્ધની વચમાં થાય છે, અનન્તગુણ વૃદ્ધસ્થાનો અને આંતરાઓ કંડક પ્રમાણ થાય છે, માટે અસંખ્યેયગુણ વૃદ્ધસ્થાનોથી અનંતગુણવૃદ્ધસ્થાનો અસંખ્યાતગુણા છે. આ પ્રમાણે અલ્પબહુત્વ પ્રરૂપણા કરી અને રસબંધસ્થાનોનું સ્વરૂપ કહ્યું. ૬૦

હવે આ અનુભાગબંધના સ્થાનોને બાંધનારા ત્રસઅને સ્થાવર જીવો કેટલા હોય તે વિગેરે વિચાર કરે છે, તેમાં આઠ અનુયોગદ્વાર છે. તે કહે છે—

**एगट्ठाणपमाणं अंतरठाणा निरंतरा ठाणा ।**
**कालो वुड्ढी जवमज्झ फासणा अप्पबहुदारा ॥६१॥**

**एकस्थानप्रमाणं अन्तरस्थानानि निरन्तरस्थानानि ।**
**कालः वृद्धिः यवमध्यं स्पर्शना अल्पबहुत्वं द्वाराणि ॥६१॥**

અર્થ—અનુભાગબંધસ્થાનોને બાંધનારા જીવોના વિષયમાં આઠ અનુયોગદ્વાર કહે છે—૧ એક સ્થાનપ્રમાણ એટલે એક એક રસબંધસ્થાનને બાંધનાર જીવોનું

પ્રમાણ. ૨ અંતરસ્થાન એટલે રસબંધસ્થાનોમાં બાંધનાર જીવોની અપેક્ષાએ કેટલાં સ્થાનોનું ઓછામાં ઓછું કે વધારેમાં વધારે અંતર પડે તેનો વિચાર. ૩ નિરંતરસ્થાન એટલે કેટલા સ્થાનોને આંતરા વિના બાંધે તેનો વિચાર. ૪ કાલપ્રમાણ—નાના જીવની અપેક્ષાએ કોઇપણ એક અનુભાગસ્થાન કેટલો કાળ બંધાય તેનો વિચાર. ૫ વૃદ્ધિ એટલે કેવા ક્રમથી અનુભાગસ્થાનને બાંધનાર જીવોની વૃદ્ધિ થાય તેનો વિચાર. ૬ યવમધ્ય એટલે વધારેમાં વધારે કાળમાનવાળા સ્થાનોને જણાવવા તે. ૭ સ્પર્શના એટલે તે તે કાળમાનવાળા સ્થાનોને નાના જીવો કેટલો કાળ સ્પર્શે તેનો વિચાર. ૮ અલ્પબહુત્વ પ્રરૂપણા એટલે આગળ પાછળના કાળમાનવાળા સ્થાનોને સ્પર્શ કરનારા જીવોના વત્તા ઓછાપણાનો વિચાર. આ પ્રમાણે આઠ દ્વાર છે. ૬૧

હવે જે ક્રમથી કહેવાનો નિર્ણય કર્યો હોય તે ક્રમ પ્રમાણે કહેવું જોઇએ તેવો ન્યાય હોવાથી પહેલા એક સ્થાન પ્રમાણનો વિચાર કરે છે—

**एक्केक्कंमि असंखा तसेयराणंतया सपाउग्गे ।**
**एगाइ जाव आवलि असंखभागो तसा ठाणे ॥६२॥**

**एकैकस्मिन्नसंख्याः त्रसा इतरे अनन्ताः स्वप्रायोग्ये ।**
**एकादिर्यावत् आवल्यसंख्यभागः त्रसाः स्थाने ॥६२॥**

અર્થ—સ્વપ્રાયોગ્ય એક એક સ્થાનમાં એકથી આરંભી આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ અસંખ્યાતા ત્રસ જીવો હોય છે અને સ્થાવરો અનંતા હોય છે.

ટીકાનુ૦—ત્રસજીવોને બંધયોગ્ય એક એક અનુભાગબંધસ્થાનમાં જઘન્ય એકથી આરંભી ઉત્કૃષ્ટ આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ અસંખ્યાતા ત્રસ જીવો હોય છે, એટલે કે એટલા ત્રસજીવો તે તે સ્થાનને બાંધનારા હોય છે. અને સ્વપ્રાયોગ્યસ્થાનના બાંધનારા સ્થાવર જીવો અનંતા અનંતા હોય છે. સ્થાવરયોગ્ય દરેક રસસ્થાનને બાંધનારા સ્થાવર જીવો અનંતા હોય છે. આ પ્રમાણે કેટલા કેટલા જીવો રસબંધસ્થાનના બંધક છે, તેનું પ્રમાણ કહ્યું. ૬૨

હવે અંતરસ્થાનનો વિચાર કરે છે—

**तसजुत्तठाणविवरेसु सुन्नया होंति एक्कमाईया ।**
**जावअसंखा लोगा निरन्तरा थावरा ठाणा ॥६३॥**

**त्रसयुक्तस्थानविवरेषु शून्यानि भवन्ति एकादीनि ।**
**यावदसंख्येया लोका निरन्तराणि स्थावरस्थानानि ॥६३॥**

અર્થ—ત્રસયોગ્ય સ્થાનકોમાં વચમાં વચમાં એકથી માંડી અસંખ્યેયલોકાકાશ પ્રદેશપ્રમાણ સ્થાનોનું અંતર પડે છે. સ્થાવરયોગ્ય સ્થાનોમાં અંતર પડતું નથી.

ટીકાનુ૦—ત્રસયોગ્ય જે રસબંધસ્થાનો ત્રસોને બંધમાં પ્રાપ્ત થતા નથી તે જઘન્યથી એક બે અને ઉત્કૃષ્ટથી અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ હોય છે. તાત્પર્ય એ છે કે–ત્રસજીવોથી તેઓને બંધયોગ્ય રસબંધસ્થાનો અસંખ્યાતગુણા છે એટલે બધા સ્થાનો પ્રતિ સમયે બંધાય એમ બને નહિ કેટલાક બંધાય અને કેટલાક ન બંધાય, વિવક્ષિત સમયે જે ન બંધાય તે જઘન્યથી એક બે અને ઉત્કૃષ્ટથી અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ હોય છે. તેથીજ વચમાં વચમાં અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણસ્થાનનું અંતર પડે છે તેમ કહેવામાં આવે છે. સ્થાવર યોગ્ય જે સ્થાનો છે તે સઘળા નિરંતર બંધાય છે. ત્રસજીવોને જેમ વચમાં બંધ શૂન્ય સ્થાનો રહે છે તેમ સ્થાવર પ્રાયોગ્ય સ્થાનોમાં વચમાં કોઇ દિવસ બંધશૂન્ય સ્થાનો રહેતાજ નથી. કારણ કે સ્થાવર જીવો અનંતા છે અને તદ્યોગ્ય રસબંધસ્થાનો અસંખ્યાતાજ છે. આ પ્રમાણે અંતરસ્થાનો વિચાર્યાં. ૬૩

હવે નિરંતર કેટલા સ્થાનો બંધાય તે વિચારે છે—

**दुआइ जीव आवलिअसंखभागो निरंतर तसेहिं ।**

**द्व्यादिर्यावत्जीवैरावल्यसंख्यभागः निरन्तराणि त्रसैः ।**

અર્થ—બે સ્થાનથી માંડીને આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્થાનો ત્રસજીવોવડે નિરન્તર બંધાતા હોય છે.

ટીકાનુ૦—ત્રસજીવોવડે જે સ્થાનો નિરન્તર બંધાય છે તે ઓછામાં ઓછા બે ત્રણ હોય છે અને વધારેમાં વધારે આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ હોય છે. કારણ કે ત્રસજીવો થોડા છે અને રસબંધના સ્થાનો તેઓથી અસંખ્યાતગુણા છે. તેથી સઘળા સ્થાનોને ત્રસજીવવડે નિરંતર બાંધી શકાતા નથી, કેટલાક સ્થાનો નિરંતર બંધાય છે, વળી અંતર પડે છે—કેટલાક સ્થાનો નથી બંધાતા, વળી કેટલાક બંધાય છે આ પ્રમાણે દરેક સમયે હોય છે એટલે નિરંતર કેટલા બંધાય તેનો અહિં વિચાર કર્યો અને અંતર પડે–ન બંધાય તો કેટલા ન બંધાય તે ઉપરની ગાથામાં કહ્યું.

આ પ્રમાણે નિરંતર બંધાતા સ્થાનોનો વિચાર કર્યો. હવે અનેક જીવો આશ્રયી કોઇપણ એક સ્થાન નિરંતર કેટલો કાળ બંધાય તે કહે છે—

**नाणाजीएहिं ठाणं असुन्नयं आवलिअसंखं ॥ ६४ ॥**

**नानाजीवैः स्थानमशून्यं आवल्यसंख्यम् ॥६४॥**

અર્થ—નાના–અનેક જીવોવડે બંધાતું રસબંધસ્થાન આવલિકાના અસંખ્યાતમા

ભાગ જેટલો કાળ અશૂન્ય છે.

ટીકાનુ૦—પ્રશ્ન-કોઇપણ એક રસબંધસ્થાન અનેક જીવોવડે નિરંતર બંધાય તો કેટલો કાળ બંધાય ? એટલે કે કોઇપણ સ્થાનને નિરંતર ત્રસજીવો બાંધ્યા કરે, તે સ્થાન બંધશૂન્ય ન રહે તો કેટલો કાળ બંધ શૂન્ય ન રહે ?

ઉત્તર—ત્રસયોગ્ય કોઈપિણ એક સ્થાન અન્ય અન્ય જીવોવડે નિરંતર બંધાય તો ઉત્કૃષ્ટથી આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણજ બંધાય છે પછી અવશ્ય બંધશૂન્ય થાય છે, એટલે કે તેને એક પણ ત્રસજીવ બાંધતો નથી. કોઇ પણ સ્થાનનો જઘન્ય નિરંતર બંધકાળ એક બે સમય છે, એટલે કે ઓછામાં ઓછા એક કે બે સમય બંધાયા પછી તે બંધશૂન્ય થાય છે. સ્થાવર જીવોને યોગ્ય દરેક અનુભાગબંધસ્થાન અન્ય અન્ય સ્થાવર જીવોવડે નિરંતર બંધાયાજ કરે છે. કોઇપણ કાળે બંધશૂન્ય હોતાજ નથી, કારણ કે સ્થાવર જીવો અનંત છે. આ પ્રમાણે અનેક જીવો આશ્રયી કાળનો વિચાર કર્યો. ૬૪

હવે અનુભાગસ્થાનમાં કેવા ક્રમથી બાંધનારની અપેક્ષાએ જીવો વધે છે તે કહે છે. તેની અંદર બે અનુયોગદ્વાર છે. ૧ અનન્તરોપનિધા, ૨ પરંપરોપનિધા. તેમાં પ્રથમ અનંતરોપનિધાવડે વિચાર કરે છે—

**जवमंज्झमि बहवो विसेसहीणाउ उभयओ कमसो ।**

**यवमध्ये बहवः विशेषहीनास्तु उभयतः क्रमशः ।**

અર્થ—યવમધ્યણું ઘણા જીવો છે, બંને બાજુ અનુક્રમે વિશેષહીન હીન છે.

ટીકાનુ૦—આઠ સમયકાળવાળા રસબંધના સ્થાનોને બાંધનાર જીવો ઘણા છે અને તેની બંને બાજુના સ્થાનોને બાંધનારા અનુક્રમે ઓછા ઓછા છે. તાત્પર્ય આ પ્રમાણે છે—સર્વ જઘન્ય રસબંધસ્થાનને બાંધનાર જીવો અલ્પ છે, બીજા સ્થાનને બાંધનાર વિશેષાધિક છે, ત્રીજા સ્થાનને બાંધનાર વિશેષાધિક છે, આ પ્રમાણે વિશેષાધિક વિશેષાધિક આઠ સમયકાળવાળા સ્થાન પર્યંત કહેવું. ત્યાર પછી સાત સમયકાળવાળા સ્થાનથી આરંભી બે સમય કાળવાળા સ્થાન પર્યંત વિશેષહીન વિશેષહીન કહેવા. એટલે કે આઠ સમયકાળવાળાના છેલ્લા સ્થાનથી સાત સમયકાળવાળાના પહેલા સ્થાનને બાંધનાર જીવો અલ્પ છે, તેથી તે પછીના સ્થાનને બાંધનાર જીવો અલ્પ છે, એમ અલ્પ અલ્પ ઉત્કૃષ્ટ બે સમય કાળવાળાના છેલ્લા સ્થાન પર્યંત કહેવું. આ પ્રમાણે અનંતરોપનિધાવડે વિચાર કર્યો.

હવે પરંપરોપનિધાવડે વિચાર કરે છે—

**गंतुमसंखा लोगो अद्धद्धा उभयओ जीवा ॥ ६५ ॥**

**गत्वाऽसंख्येयान् लोकान् अर्द्धार्द्धाः उभयतो जीवाः ॥ ६५ ॥**

અર્થ—બંને બાજુ અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ સ્થાનો ઓળંગીને જીવો અર્ધ અર્ધ થાય છે.

ટીકાનુ—યવમધ્ય સરખા આઠ સમયકાળવાળા અનુભાગસ્થાનને બાંધનાર જીવોથી તેની બંને બાજુ અસંખ્યાતા અસંખ્યાતાલોકાકાશ પ્રદેશપ્રમાણ સ્થાનો ઓળંગીને પછી પછી જે જે અનુભાગસ્થાન આવે છે તેની તેની અંદર પૂર્વ પૂર્વની અપેક્ષાએ અર્ધ અર્ધ જીવો હોય છે. તે પ્રમાણે ત્યાં સુધિ કહેવા યાવત્ એક બાજુ ચાર સમયકાળવાળું જઘન્ય સ્થાન આવે, બીજી બાજુ બે સમયકાળવાળું સર્વોત્કૃષ્ટ સ્થાન આવે. તાત્પર્ય આ પ્રમાણે છે—જઘન્ય અનુભાગબંધસ્થાનને જેટલા જીવો બાંધે છે તે કરતા જઘન્ય અનુભાગ બન્ધસ્થાનથી આરંભી અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ સ્થાનો ઓળંગીને પછી જે સ્થાન આવે તેના બાંધનાર જીવો બમણા હોય છે, ફરી પણ ત્યાંથી તેટલા સ્થાનો ઓળંગી પછી જે સ્થાન આવે તેના બાંધનારા બમણા જીવો છે, આ પ્રમાણે બમણા બમણા યવમધ્ય પર્યંત કહેવા. યવમધ્યના છેલ્લા સ્થાન પછીથી અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ સ્થાનો ઓળંગીને પછી જે સ્થાન આવે તેની અંદર છેલ્લા દ્વિગુણવૃદ્ધસ્થાનના જીવોથી દ્વિગુણહીન એટલે અર્ધા જીવો હોય છે. ફરી પણ તેટલા સ્થાનો ઓળંગીને પછીના સ્થાનમાં અર્ધ જીવો હોય છે, આ પ્રમાણે અર્ધ અર્ધ બાંધનારા જીવો ત્યાં સુધી કહેવા યાવત્ સર્વોત્કૃષ્ટ બે સમયકાળવાળું રસબન્ધસ્થાન આવે. આ પ્રમાણે પરંપરોપનિધાવડે વિચાર કર્યો. ૬૫

હવે હાનિના પ્રમાણનો વિચાર કરે છે—

**आवलिअसंखभागं तसेसु हाणीण होइ परिमाणं ।**
**हाणि दुगंतरठाणा थावरहाणी असंखगुणा ॥ ६६ ॥**

**आवल्यसंख्येयभागः त्रसेसु हानीनां भवति परिमाणम् ।**
**हानिद्विकान्तरस्थानानि स्थावरहानयोऽसंख्येयगुणाः ॥६६॥**

અર્થ—ત્રસ જીવોમાં હાનિનું પ્રમાણ આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે. બે હાનિની વચ્ચેના સ્થાનો તથા સ્થાવર જીવોની હાનિઓ અસંખ્યેયગુણ છે.

ટીકાનુ૦—ત્રસજીવોના વિષયમાં યવમધ્યની અપેક્ષાએ તેની પહેલા અને પછી જે દ્વિગુણહાનિ થાય છે તે સરવાળે આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણ થાય છે. આવલિકાના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલા સરવાળે દ્વિગુણહાનિવાળા સ્થાનકો થાય છે.

શંકા—પહેલા કહેવામાં આવ્યું છે કે ત્રસજીવોવડે નિરંતર અનુભાગ સ્થાનક બંધાય તો વધારેમાં વધારે આવલિકાના અસંખ્યાતમા ભાગના સમય

પ્રમાણ બંધાય છે.પછી કેટલાક સ્થાનો બંધશૂન્ય હોય છે વળી કેટલાક બંધાય છે વળી કેટલાક બંધશૂન્ય હોય છે. આ પ્રમાણે નિરંતર પણ બંધાય છે અને વચ્ચે વચ્ચે બંધશૂન્ય પણ હોય છે. દરેક સ્થાનો નિરંતર બંધમાં આવતા નથી, જ્યારે આ પ્રમાણે છે તો જઘન્યસ્થાનથી આરંભી યવમધ્ય રસસ્થાન સુધી જીવોની વૃદ્ધિ કહી ત્યાર પછી જીવોની હાનિ કહી તેમજ યવમધ્યની પહેલા અને પછી સરવાળે આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ દ્વિગુણહાનિના સ્થાનો કહ્યા તે શી રીતે ઘટે ? ખરૂં જોતા આ રીતે એક પણ દ્વિગુણહાનિ સ્થાન ઘટી શકે નહિ.

ઉત્તર—બરાબર છે, વિવક્ષિત કોઇ પણ એક સમયની અપેક્ષાએ વિચારીએ તો વચમાં વચમાં બંધશૂન્ય સ્થાનો હોવાથી દ્વિગુણહાનિ સ્થાન ઘટી શકે નહિ. પરંતુ ત્રિકાળવર્ત્તિ જીવોની અપેક્ષાએ વિચારીએ તો કોઇ પણ સ્થાન બંધશૂન્ય હોઇ શકેજ નહિ. કારણ કે ભૂતકાળમાં દરેક સ્થાનને જીવોએ સ્પર્શ્યા છે અને ભવિષ્ય કાળમાં સ્પર્શ કરશે. તેથીજ તે અપેક્ષાએ ચાર સમયકાળવાળા સ્થાનથી યવમધ્ય પર્યંત પ્રતિ સ્થાને જીવોની જે વૃદ્ધિ તથા ત્યાર પછી ક્રમશઃ જીવોની જે હાનિ કહી છે, તેમજ આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ દ્વિગુણહાનિવાળા જે સ્થાનો કહ્યા છે તે બરાબર ઘટી શકે છે. અહિં ત્રીકાળવર્ત્તી જીવોની અપેક્ષાએ વિચાર છે,આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ અનુભાગ બંધસ્થાનો નિરંતર બંધાય ત્યાર પછી કેટલાક સ્થાનો અવશ્ય બંધશૂન્ય હોય એ વિચાર વિવક્ષિત કોઇ પણ એક સમયની અપેક્ષાએ છે એટલે અહિં કોઇ પણ જાતનો વિરોધ નથી. ત્રસોની એક અને બીજી દ્વિગુણહાનિની વચમાં જે સ્થાનો છે તે કરતા સ્થાવરોના યવમધ્ય પહેલાના અને પછીના સરવાળે જે દ્વિગુણહીન અનુભાગસ્થાનો થાય છે તે અસંખ્યાતગુણા છે. અહિં ત્રસોના સઘળા દ્વિગુણહીન સ્થાનકો અલ્પ છે, તેથી એક અને બીજી દ્વિગુણહાનિની વચ્ચેના રસબંધસ્થાનો અસંખ્યાતગુણા છે. સ્થાવરોના સંબંધમાં આ પ્રમાણે છે–ત્રસના બે દ્વિગુણહાનિની વચ્ચેના સ્થાનો અલ્પ છે, તે કરતા તેઓના–સ્થાવરોના દ્વિગુણહીન સ્થાનો અસંખ્યાતગુણા છે. ૬૬

હવે યવમધ્યપ્રરૂપણા કરે છે—

**जवमज्झे ठाणाइं असंखभागो उ सेसठाणाणं ।**
**हेट्ठंमि होंति थोवा उवरिम्मि असंखगुणियाणि ।।६७।।**

**यवमध्ये स्थानानि असंख्यभागस्तु शेषस्थानानाम् ।**
**अधस्तात् भवन्ति स्तोकान्युपरितनान्यसंख्यगुणितानि ॥ ६७ ॥**

અર્થ—શેષ સ્થાનોનો અસંખ્યાતમો ભાગ યવમધ્યના સ્થાનો છે તથા ની-

ચેના સ્થાનો થોડા છે, ઉપરના અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—આઠ સમયકાળવાળા સ્થાનોને યવમધ્ય કહેવાય છે. યવના મધ્ય સરખા હોવાથીતે યવમધ્ય સ્થાનો અન્ય સ્થાનોની અપેક્ષાએ અસંખ્યાતમો ભાગ-માત્ર છે. તથા યવમધ્યની નીચેના ચારથી સાત સમય સુધીના કાળવાળા સ્થાનો અલ્પ છે, તે કરતા યવમધ્યની ઉપરના સાતથી બે સમયસુધીના કાળવાળા સ્થાનો અસંખ્યાતગુણા છે. આ પ્રમાણે યવમધ્ય પ્રરૂપણા કરી. ૬૭

હવે સ્પર્શના પ્રરૂપણા કરે છે—અતીત કાળમાં રખડતો આત્મા કયા કયા સ્થાનોને કેટલો કાળ સ્પર્શ્યો છે તે વિચારે છે—

**दुगचउरट्ठतिसमइग सेसा य असंखगुणणया कमसो ।**
**काले ईए पुट्ठा जिएण ठाणा भमंतेणं ॥६८॥**

**द्विकचतुरष्टत्रिसामयिकानि शेषाणि चासंख्यगुणनया क्रमशः ।**
**काणेऽतींते स्पृष्टानि जीवेन स्थानानि भ्रमता ॥ ६८ ॥**

અર્થ—અતીત કાળમાં ભ્રમણ કરતા જીવે બે ચાર આઠ ત્રણ સમયકાળ-વાળા તથા શેષ સ્થાનોને અનુક્રમે અસંખ્યાત અસંખ્યાતગુણો કાળ સ્પર્શ્યો છે.

ટીકાનુ૦—અતીત કાળમાં ભ્રમણ કરતા જીવે બે સમય કાળવાળા રસબંધના સ્થાનોને થોડોજ કાળ સ્પર્શ્યો છે એટલે કે તેઓને થોડોજ કાળ બાંધ્યા છે. તે કરતા નીચેના ચાર સમયકાળવળા સ્થાનોને અસંખ્યાતગુણકાળ સ્પર્શ્યો છે, તેટલોજ ઉપરના ચાર સમયકાળવાળા સ્થાનને સ્પર્શ્યો છે. તેથી આઠ સમયકાળવાળા યવમધ્યસ્થાનોને અસંખ્યાતગુણો કાળ સ્પર્શ્યો છે. તે કરતા ત્રણ સમયકાળવાળા સ્થાનોને અસંખ્યાતગુણો કાળ સ્પર્શ્યો છે. તેથી યવમધ્યની નીચેના પાંચ છ અને સાત સમયકાળવાળા અનુભાગ સ્થાનોનો સમુદિત–સરવાળે ત્રણેનો મળી સ્પર્શના કાળ અસંખ્યાતગુણો છે, તેટલોજ યવમધ્યની ઉપરના સાત છ અને પાંચ સમયકાળવાળા સ્થાનોનો ત્રણેનો મળી સ્પર્શના કાળ છે. તાત્પર્ય એ કે સંસારમાં પરિભ્રમણ કરતા આત્માએ તેટલો તેટલો કાળ તે તે કાળ પ્રમાણવાળા અનુભાગ સ્થાનોને બાંધ્યા છે. ૬૮

**तत्तो विसेसअहियं जवमज्झा उवरिमाइं ठाणाइं ।**
**तत्तो कंडगहेट्ठा तत्तोवि हु सव्वठाणाइं ॥६९॥**

**ततो विशेषाधिकं यवमध्यादुपरितानि स्थानानि ।**
**ततः कण्डकाधस्तनानि ततोऽपि हु सर्वस्थानानि ॥ ६९ ॥**

અર્થ—તે કરતા યવમધ્યની ઉપરના સ્થાનોનો, તે કરતા કંડકની નીચેના સ્થા-

નોનો અને તેથી સર્વસ્થાનોનો ક્રમે વિશેષાધિક સ્પર્શનાકાળ છે.

ટીકાનુ૦—પાંચ છ સાત સમયકાળવાળા રસબંધસ્થાનોનો સમુદિત જે સ્પર્શના કાળ કહ્યો તેની અપેક્ષાએ યવમધ્ય ઉપરના સાતથી આરંભી બે સમય કાળવાળા સઘળા સ્થાનોનો સમુદિત સ્પર્શના કાળ વિશેષાધિક છે. તે કરતા કંડક એટલે યવમધ્યની ઉપરના ચાર સમય કાળવાળા સ્થાનોથી નીચેના પાંચ સમયકાળવાળા સ્થાનથી આરંભી જઘન્ય ચાર સમયકાળવાળા સ્થાનો સુધીના સઘળા સ્થાનોનો સમુદિત સ્પર્શના કાળ વિશેષાધિક છે. તે કરતા સઘળા સ્થાનોનો સમુદિત સ્પર્શના કાળ વિશેષાધિક છે. આ પ્રમાણે રસસ્થાનોમાં સ્પર્શના એટલે બંધકાળનું અલ્પબહુત્વ કહ્યું. ૬૯

હવે રસસ્થાનોના બાંધનારા જીવોનું અલ્પબહુત્વ કહે છે—

**फासण कालप्पबहू जह तह जीवाण भणसु ठाणेसु ।**
**अणुभागबन्धठाणा अज्झवसाया व एगट्ठा ॥७०॥**

**स्पर्शनाकालाल्पबहुत्वं यथा तथा जीवानां भण स्थानेषु ।**
**अनुभागबन्धस्थानानि अध्यवसाया वा एकार्थाः ॥ ७० ॥**

અર્થ—જેમ સ્પર્શના કાળનું અલ્પબહુત્વ કહ્યું તેમ જીવોનું અલ્પબહુત્વ કહેવું. અનુભાગબંધસ્થાન અથવા અધ્યવસાય એ એકાર્થક નામો છે.

ટીકાનુ૦—રસબંધ સ્થાનોમાં જેમ સ્પર્શના કાળનું અલ્પબહુત્વ કહ્યું તેમજ જીવોનું પણ અલ્પબહુત્વ કહેવું. તે આ પ્રમાણે—બે સમયકાળવાળા રસબંધ સ્થાનોને બાંધનારા જીવો અલ્પ છે, તે કરતા યવમધ્યની પૂર્વના જઘન્ય ચાર સમયકાળવાળા સ્થાનોને બાંધનાર જીવો અસંખ્યાતગુણા છે, યવમધ્ય ઉપરના ચાર સમયકાળવાળા સ્થાનોને બાંધનાર પણ તેટલાજ જીવો છે, તે કરતા આઠ સમયકાળવાળા સ્થાનોને બાંધનાર અસંખ્યાતગુણા છે, તે કરતા ત્રણ સમયકાળવાળા સ્થાનોને બાંધનાર અસંખ્યાતગુણા છે, તે કરતા શરૂઆતના પાંચ છ અને સાત સમયકાળવાળા સ્થાનોને બાંધનાર અસંખ્યાતગુણા છે, યવમધ્ય ઉપરના સાત છ અને પાંચ સમયકાળવાળા સ્થાનોને બાંધનાર તેટલાજ જીવો છે, તેથી યવમધ્ય ઉપરના સઘળા સ્થાનોને બાંધનાર વિશેષાધિક છે, તે કરતા શરૂઆતના જઘન્ય ચાર સમયકાળવાળા સ્થાનથી આરંભી યવમધ્ય ઉપરના પાંચ સમયકાળવાળા સુધિના સઘળા સ્થાનોના બાંધનાર જીવો વિશેષાધિક છે, તે કરતા પણ સઘળા રસબંધ સ્થાનોના બાંધનારા જીવો વિશેષાધિક છે. આજ વિષયમાં કર્મપ્રકૃતિમાં અધ્યવસાય સ્થાનોમાં ઉપરોક્ત રીતે જીવોનું અલ્પબહુત્વ કહ્યું છે. ત્યાં આ પ્રમાણે કહ્યું છે—'जीवप्पाबहुमेवं अज्झवसाणेसु जाणेज्जा' અધ્યવસાયોમાં આ

પ્રમાણે જીવોનું અલ્પબહુત્વ જાણવું જેમ સ્પર્શના કાળમાં કહ્યું છે. આ ગ્રંથમાં આજ વિષયમાં રસબંધસ્થાનોના બાંધનાર જીવોનું અલ્પબહુત્વ કહ્યું તેથી પરસ્પર વિરોધ કેમ ન થાય? હવે તે વિરોધનો પરિહાર કરે છે કે અધ્યવસાય અને અનુભાગસ્થાન એ એકાર્થક છે. અહિં–પંચસંગ્રહમાં રસબંધસ્થાનોના બાંધનાર જીવોનું અલ્પબહુત્વ કહ્યું અને કર્મપ્રકૃતિમાં રસસ્થાનના બંધમાં નિમિત્ત ભૂત અધ્યવસાયોનું કારણમાં કાર્યનો આરોપ કરીને અલ્પબહુત્વ કહ્યું. એટલે વાસ્તવિક રીતે કોઈ અર્થ ભેદ નથી, કારણ કે જેટલા રસબંધના કારણભૂત અધ્યવસાય સ્થાનો છે તેટલાજ રસબંધના સ્થાનો છે. આ પ્રમાણે રસબંધસ્થાનોને બાંધનાર જીવોનું અલ્પબહુત્વ કહ્યું. ૭૦

હવે એક એક સ્થિતિ સ્થાનના બંધનું કારણ કેટલા અધ્યવસાયો છે અને સ્થિતિસ્થાનના હેતુભૂત પ્રત્યેક અધ્યવસાયમાં નાના–અનેક જીવોની અપેક્ષાએ રસબંધના નિમિત્ત ભૂત કેટલા અધ્યવસાયો હોય છે તે કહે છે—

**ठिइठाणे ठिइठाणे कसायउदया असंखलोगसमा ।**
**एक्केक्कसाउदये एवं अणुभागठाणाइं ॥७१॥**

**स्थितिस्थाने स्थितिस्थाने कषायोदया असंख्येयलोकसमाः ।**
**एकैककषायोदये एवमनुभागस्थानानि ॥ ७१ ॥**

અર્થ—પ્રત્યેક સ્થિતિસ્થાને તેના બંધનું કારણ અસંખ્યાતા લોકાકાશપ્રદેશ-પ્રમાણ કષાયોદયના સ્થાનકો હોય છે, અને એક એક કષાયોદયે અસંખ્યાત લોકાકાશ પ્રદેશ પ્રમાણ રસબંધના નિમિત્તભૂત અધ્યવસાયો હોય છે.

ટીકાનુ૦—એક સમયે એકી સાથે જેટલી સ્થિતિ બંધાય તેને સ્થિતિસ્થાન કહેવાય છે, તેના જઘન્યસ્થિતિથી આરંભી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પર્યંત જેટલા સમયો તેટલા સ્થિતિસ્થાનો થાય છે. જેમકે—જઘન્યસ્થિતિ એ પહેલું સ્થિતિસ્થાન, સમયાધિક જઘન્યસ્થિતિ એ બીજું સ્થિતિસ્થાન, બે સમયાધિક જઘન્યસ્થિતિ એ ત્રીજું સ્થિતિસ્થાન, એ પ્રમાણે સમય સમય વધારતા સર્વોત્કૃષ્ટ-સ્થિતિ એ છેલ્લું સ્થિતિસ્થાન કહેવાય છે. આમાનું કોઇપણ સ્થિતિસ્થાન એક સમયે એક સાથે બંધાય છે. આ રીતે અસંખ્યાતા સ્થિતિસ્થાનો થાય છે. આ સ્થિતિસ્થાનોના બંધમાં હેતુભૂત તીવ્ર મન્દ આદિ ભેદવાળા કષાયોદયના સ્થાનો છે, અને તે જઘન્યકષાયોદયથી આરંભી ક્રમશઃ વધારતા ઉત્કૃષ્ટ કષાયોદય પર્યંત અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ થાય છે. એક એક સ્થિતિસ્થાનકના બંધમાં હેતુ-ભૂત નાના જીવોની અપેક્ષાએ અસંખ્યાતાલોકાકાશપ્રદેશપ્રમાણ કષાયોદયના સ્થાનો હોય છે. એટલે કે સ્થિતિ સરખીજ બાંધે છે છતા કષાયોદયો ભિન્ન

ભિન્ન હોય છે. ભિન્ન ભિન્ન કષાયોદયરૂપ કારણો વડે એકજ સ્થિતિસ્થાનના બંધરૂપ કાર્ય થાય છે. અહિં એમ શંકા થાય કે કારણો અનેક છતા કાર્ય એકજ કેમ થાય? તેના ઉત્તરમાં સમજવાનું કે કષાયોદયોરૂપ કારણો અનેક છતાં સામાન્યતઃ એક સ્થિતિસ્થાનના બંધરૂપ કાર્ય જો કે એકજ થાય છે છતા જે સ્થિતિસ્થાન બંધાય છે તે એક સરખીજ રીતે ભોગવાય તેવું બંધાતું નથી, પરંતુ દ્રવ્ય ક્ષેત્ર કાળ અને ભવાદિ અનેક જાતની વિચિત્રતાયુકત બંધાય છે. ભિન્ન ભિન્ન દ્રવ્યોરૂપ નિમિત્તવડે ભિન્ન ભિન્ન ક્ષેત્રમાં ભિન્ન ભિન્ન કાળમાં અને જુદા જુદા ભવોમાં જે એકજ સ્થિતિસ્થાન અનુભવાય છે, તે જો તેના બંધમાં અનેક કષાયોદયરૂપ અનેક કારણો ન હોય તો ન અનુભવાય. બંધમાં એકજ કારણ હોય તો બાંધનારા સઘળા એક સરખીજ રીતે અનુભવે. એકજ સ્થિતિસ્થાન જુદા જુદા જીવો દ્રવ્યાદિ ભિન્ન ભિન્ન સામગ્રી પામીને જે અનુભવે છે, તે જુદા જુદા કષાયોદયરૂપ ભિન્ન ભિન્ન કારણોને જ આભારી છે. હવે રસબંધના હેતુભૂત અધ્યવસાયોના સંબંધમાં કહે છે. એક એક કષાયોદયમાં અસંખ્યાતાલોકાકાશપ્રદેશપ્રમાણ અનુભાગ બંધના સ્થાનો છે એટલે કે કાર્યવડે કારણ ખેંચાતું હોવાથી રસબંધના હેતુભૂત અધ્યવસાયો હોય છે. રસબંધમાં શુદ્ધ કષાયોદય જ કારણ નથી, પરંતુ લેશ્યાજન્ય અસંખ્યાતાલોકાકાશપ્રદેશપ્રમાણ પરિણામો પણ કારણ છે. એટલે કે લેશ્યાથી થયેલ પરિણામયુકત કષાયોદય સ્થાનવડે રસબંધ થાય છે. દાખલા તરીકે એક હજાર જીવોને કષાયોદયરૂપ કારણ એક સરખુંજ હોય અને તેથી સ્થિતિબંધ એક સરખીજ રીતે ભોગવાય તેવોજ થાય છતા રસબંધ એક સરખીજ રીતે ભોગવાય તેવો ન પણ થાય. લેશ્યાના ભિન્ન ભિન્ન પરિણામરૂપ નિમિત્તવડે જુદી જુદી રીતે ભોગવાય તેવો પણ રસબંધ થાય. આ પ્રમાણે કષાયોદયયુકત લેશ્યાના પરિણામો રસબંધમાં હેતુ છે. એક એક કષાયોદયમાં રસબંધના હેતુભૂત અસંખ્યાતાલોકાકાશપ્રદેશપ્રમાણ લેશ્યાજન્ય પરિણામો હોય છે તેથી સ્થિતિ એક સરખી બાંધવા છતાં રસ વત્તો ઓછો બંધાય છે. જઘન્યસ્થિતિ બાંધતા જઘન્યકષાયથી આરંભી અસંખ્યાતાલોકાકાશપ્રદેશપ્રમાણ કષાયોદયો કારણ છે, સમયાધિક બાંધતા તે પછીના તેટલાજ કષાયોદયો કારણ છે, એ પ્રમાણે જેમ વિભાગ છે તેમ અમુક પ્રકારનો કષાયોદય હોય ત્યારે અમુક લેશ્યાના પરિણામો હોય અને તે વખતે અમુક રસસ્થાન બંધાય એવો વિભાગ હોય છે જે અનુકૃષ્ટિમાં સમજાશે. તેથી જ એક એક કષાયોદયમાં અનેક જીવની અપેક્ષાએ તીવ્ર તીવ્રતર મંદ મંદતરાદિ લેશ્યાજન્ય અનેક પરિણામો હોવાથી અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ રસબંધના અધ્યવસાયો માનવા તે કંઇ વિરૂદ્ધ નથી.

હવે પ્રત્યેક કષાયોદયમાં રસબંધના અધ્યવસાયો ક્રમશઃ કેવી રીતે વધે છે

તેનો વિચાર કરે છે. તેના બે પ્રકાર છે ૧ અનંતરોપનિધાવડે, ૨ પરંપરોપનિધાવડે, તેમાં પ્રથમ અનંતરોપનિધાવડે વિચાર કરે છે—

**थोवाणुभागठाणा जहन्नठिइपढमबंधहेउम्मि ।**
**तत्तो विसेसअहिया जा चरमाए चरमहेउ ॥ ७२ ॥**

**स्तोकान्यनुभागस्थानानि जघन्यस्थितिप्रथमबन्धहेतौ ।**
**ततो विशेषाधिकानि यावत् चरमायां चरमहेतौ ॥ ७२ ॥**

અર્થ—જઘન્ય સ્થિતિના પ્રથમ બંધહેતુમાં થોડા અનુભાગબંધના અધ્યવસાયો હોય છે, પછી ક્રમશઃ વધારે વધારે હોય છે. યાવત્ ચરમસ્થિતિના ચરમ બંધહેતુમાં વધારેમાં વધારે હોય છે.

ટીકાનુ૦—જઘન્ય સ્થિતિબંધમાં ઓછામાં ઓછા કષાયોદયથી આરંભી અસંખ્યાતાલોકાકાશ પ્રદેશ પ્રમાણ અસંખ્યાતા કષાયોદયો હેતુભૂત છે. તેમાંના સૌથી જઘન્ય પહેલા કષાયોદયમાં રસબંધમાં હેતુભૂત લેશ્યાજન્ય પરિણામોની સંખ્યા અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ છે, તે હવે પછી કહેવાશે તેની અપેક્ષાએ અલ્પ છે. તેનાથી બીજા કષાયોદયમાં વિશેષાધિક છે, તે કરતા ત્રીજા કષાયોદયમાં વિશેષાધિક છે, તેથી ચોથામાં વિશેષાધિક છે એ પ્રમાણે પૂર્વ પૂર્વ કષાયોદયથી ઉત્તરોત્તર કષાયોદયમાં વધારતા વધારતા ત્યાં સુધી જવું યાવત્ છેલ્લા ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં હેતુભૂત અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ કષાયોદયમાંનુ છેલ્લું સર્વોત્કૃષ્ટ કષાયોદય સ્થાન આવે. છેલ્લા કષાયોદયસ્થાનમાં રસબંધમાં હેતુભૂત લેશ્યાજન્ય પરિણામોની સંખ્યા સર્વથી વધારે આવે છે. આ પ્રમાણે અનંતરોપનિધાવડે વૃદ્ધિનો વિચાર કર્યો. ૭૨.

હવે પરંપરોપનિધાવડે વૃદ્ધિનો વિચાર કરે છે—

**गंतुमसंखा लोगा पढमाहिंतो भवंति दुगुणाणि ।**
**आवलिअसंखभागो दुगुणठाणाण संवग्गो ॥ ७३ ॥**

**गत्वाऽसंख्यान् लोकान् प्रथमात् भवन्ति द्विगुणानि ।**
**आवल्यसंख्यभागो द्विगुणस्थानानां संवर्गः ॥ ७३ ॥**

અર્થ—અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ ઓળંગીને પહેલાથી બમણા થાય છે. દ્વિગુણસ્થાનોનો સરવાળો આવલિકાના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ છે.

ટીકાનુ૦—જઘન્ય સ્થિતિબંધમાં હેતુભૂત અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ કષાયોદયોમાંના જઘન્ય કષાયોદયસ્થાનથી આરંભી અસંખ્યલોકાકાકાશ પ્રદેશપ્રમાણ કષાયોદયસ્થાન ઓળંગીને પછી જે કષાયોદયસ્થાન આવે તેની અંદર રસ-

બંધના હેતુભૂત લેશ્યાજન્ય અધ્યવસાયો પહેલા કષાયોદયસ્થાનની અપેક્ષાએ બમણા હોય છે. ત્યાર પછી તેટલા કષાયોદયસ્થાન ઓળંગીને પછી જે કષાયોદયસ્થાન આવે તેની અંદર બમણા થાય છે. ત્યાર પછી વળી તેટલા કષાયોદયસ્થાન ઓળંગી પછી જે કષાયોદયસ્થાન આવે તેમાં બમણા થાય છે. આ પ્રમાણે બમણા બમણા ત્યાં સુધી કહેવા યાવત્ સર્વોત્કૃષ્ટ કષાયોદયસ્થાન આવે. આ પ્રમાણે બમણા બમણા રસબંધના હેતુભૂત અધ્યવસાયોવાળા કષાયોદયના સ્થાનો સરવાળે આવલિકાના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલા થાય છે. ૭૩

**असुभपगईणमेवं इयराणुक्कोसगम्मि ठिइबंधे ।**
**सव्वुक्कोसगहेऊ उ होइ एवं चिय असेसं ॥ ७४ ॥**

**अशुभप्रकृतीनामेवं इतरासां उत्कृष्टे स्थितिबन्धे ।**
**सर्वोत्कृष्टहेतुः तु भवत्येवमेवाशेषम् ॥ ७४ ॥**

અર્થ—અશુભપ્રકૃતિઓનું પૂર્વે કહ્યું તે પ્રમાણે સમજવું. ઇતર–શુભપ્રકૃતિઓના ઉત્કૃષ્ટસ્થિતિબંધમાં સર્વોત્કૃષ્ટ કષાયોદયસ્થાનથી આરંભી પૂર્વે કહ્યું તે પ્રમાણે સઘળું કહેવું.

ટીકાનુ૦—જઘન્ય સ્થિતિબંધમાં હેતુભૂત અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ અસંખ્યાતા કષાયોદયમાંના જઘન્ય કષાયોદયથી આરંભી સર્વોત્કૃષ્ટ કષાયોદય પર્યંત ઉત્તરોત્તર કષાયોદયમાં વધારે વધારે રસબંધના હેતુભૂત અધ્યવસાયો હોય આ જે હકીકત પૂર્વની ગાથામાં કહી તે જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ, અશાતાવેદનીય, મિથ્યાત્વમોહનીય, સોળ કષાય, નવ નોકષાય, નરકાયુ, પંચેન્દ્રિયવર્જીને જાતિચતુષ્ટય, સમચતુરસ્રવર્જીને પાંચ સંસ્થાન, પ્રથમસંઘયણ વર્જીને પાંચ સંઘયણ, અશુભવર્ણાદિ નવ. નરકદ્વિક, તિર્યગ્દ્વિક, અપ્રશસ્તવિહાયોગતિ, ઉપઘાત, સ્થાવરદશક, નીચગોત્ર, અને અંતરાયપંચક એ સત્યાશી અશુભપ્રકૃતિઓ માટે જાણવી. અને ઇતર–સાતાવેદનીય. તિર્યગાયુ, મનુષ્યાયુ, દેવાયુ, દેવદ્વિક, મનુષ્યદ્વિક, પંચેન્દ્રિયજાતિ, શરીર પાંચ, સંઘાતન પાંચ, બંધન પંદર, સમચતુરસ્ર સંસ્થાન, વજ્રર્ષભનારાચ સંઘયણ, ત્રણ અંગોપાંગ, શુભવર્ણાદિ અગીઆર, પરાઘાત, અગુરૂલઘુ, ઉચ્છ્વાસ, આતપ, ઉદ્યોત, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસદશક, નિર્માણ, તીર્થંકરનામકર્મ અને ઉચ્ચગોત્ર એ ઓગણોતેર શુભપ્રકૃતિઓના ઉત્કૃષ્ટસ્થિતિબંધમાં હેતુભૂત જે સર્વોત્કૃષ્ટક કષાયોદયસ્થાન છે ત્યાંથી આરંભી પૂર્વોક્ત પ્રકારે સઘળું વિપરીત સમજવાનું છે. તે આ પ્રમાણે—પુન્યપ્રકૃતિઓની ઉત્કૃષ્ટસ્થિતિમાં હેતુભૂત છેલ્લા સર્વોત્કૃષ્ટ કષાયોદયસ્થાનમાં રસબંધમાં હેતુભૂત અધ્યવસાયો થોડા, તે કરતા દ્વિચરમ કષાયોદયસ્થાનમાં વધારે તે કરતા ત્રિચરમ (છેલ્લેથી ગણતા ત્રીજા)

કષાયોદયસ્થાનમાં વધારે, તે કરતા ચતુઃચરમ-છેલ્લેથી ગણતા ચોથા કષાયોદયસ્થાનમાં વધારે, એ પ્રમાણે વધારે વધારે ત્યાં સુધી કહેવું યાવત્ સર્વ જઘન્ય સ્થિતિબંધમાં હેતુભૂત કષાયોદયસ્થાનોમાંનુ સર્વ જઘન્ય કષાયોદયસ્થાન આવે. આ પ્રમાણે અનંતરોપનિધાવડે પુન્યપ્રકૃતિઓમાં વૃદ્ધિનો વિચાર કર્યો. હવે પરંપરોપનિધાવડે વિચારે છે—ઉત્કૃષ્ટ કષાયોદયસ્થાનથી આરંભી અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ કષાયોદયસ્થાનો અધોભાગે ઓળંગીને નીચે જે કષાયોદયસ્થાન આવે તેમાં ઉત્કૃષ્ટકષાયોદય વખતે પુન્યપ્રકૃતિઓના રસબંધના નિમિત્તભૂત જે અધ્યવસાયો હતા તે કરતા બમણા થાય છે. ફરી ત્યાંથી તેટલાજ કષાયોદયસ્થાનો અધોભાગે ઓળંગીને પછી જે કષાયોદયસ્થાન આવે તેની અંદર બમણા થાય છે. એ પ્રમાણે વારંવાર ત્યાં સુધી કહેવું યાવત્ જઘન્ય કષાયોદયસ્થાન આવે. વચમાં જે દ્વિગુણ વૃદ્ધિસ્થાનો થાય છે તે સરવાળે આવલિકાના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલા થાય છે. આ આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ શુભ અશુભપ્રકૃતિઓના પ્રત્યેકના દ્વિગુણવૃદ્ધિસ્થાનો અલ્પ છે, તે કરતા દ્વિગુણવૃદ્ધના એક આંતરમાં કષાયોદયસ્થાનો અસંખ્યાતગુણા છે. આ પ્રમાણે સ્થિતિબંધના હેતુભૂત અધ્યવસાયોમાં રસબંધના હેતુભૂત અધ્યવસાયોનો વિચાર કર્યો. ૭૪

હવે સ્થિતિબંધ સ્થાનોમાં અનુભાગબંધાધ્યવસાયસ્થાનોનો વિચાર કરે છે—

**थोवाणुभागठाणा जहन्नठिइबंध असुभपगईणं ।**
**समयवुड्ढीए किंचाहियाइं सुहियाण विवरीयं ॥ ७५ ॥**

**स्तोकान्यनुभागस्थानानि जघन्यस्थितिबन्धेऽशुभप्रकृतीनाम् ।**
**समयवृद्धौ किञ्चिदधिकानि शुभानां विपरीतम् ॥ ७५ ॥**

અર્થ—અશુભ પ્રકૃતિઓના જઘન્યસ્થિતિબંધમાં થોડા અનુભાગબંધાધ્યવસાયો છે, પછી જેમ જેમ સમય વધે તેમ તેમ થોડા થોડા વધતા જાય છે. પુન્ય પ્રકૃતિઓના સંબંધમાં વિપરીત છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં કહેલ આયુવર્જિત પાપપ્રકૃતિઓની જઘન્યસ્થિતિબંધ કરતા-બાંધતા રસબંધના હેતુભૂત અધ્યવસાયો અલ્પ છે, અને તે પણ અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ હોય છે. સમયાધિક જઘન્યસ્થિતિબંધ કરતા થોડા વધારે રસબંધાધ્યવસાયો હોય છે, બે સમયાધિક જઘન્યસ્થિતિબંધ કરતા પૂર્વનાથી થોડા વધારે રસબંધાધ્યવસાયો હોય છે, એ પ્રમાણે જેમ જેમ સમય સમય સ્થિતિબંધ વધતો જાય તેમ તેમ ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન પર્યંત રસબંધના હેતુભૂત અધ્યવસાયો વધતા જાય છે. ઉત્કૃષ્ટસ્થિતિસ્થાનમાં વધારેમાં વધારે રસબંધાધ્યવસાયો હોય છે. તથા પૂર્વની ગાથામાં કહેલ આયુવર્જિત પુન્ય પ્રકૃતિઓ માટે

વિપરીત જાણવું. તે આ પ્રમાણે—પુન્ય પ્રકૃતિઓની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા રસબંધના હેતુભૂત અધ્યવસાયો થોડા છે, તે પણ અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ તો છેજ. સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા થોડા વધારે હોય છે, બે સમયન્યૂન બાંધતા તેથી પણ વધારે હોય છે, આ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ સર્વ જઘન્યસ્થિતિ આવે. જઘન્યસ્થિતિ બાંધતા વધારેમાં વધારે રસબંધના હેતુભૂત અધ્યવસાયો હોય છે. આ પ્રમાણે અનંતરોપનિધાવડે વિચાર કર્યો.

હવે પરંપરોપનિધાવડે વિચાર કરે છે—

**पलियासंखियमेत्ता ठिइठाणा गंतु गंतु दुगुणाइं ।**
**आवलिअसंखमेत्ता गुणा गुणंतरमसंखगुणं ॥ ७६ ॥**

**पल्यासंख्येयमात्राणि स्थितिस्थानानि गत्व गत्वा द्विगुणानि ।**
**आवल्यसंख्यमात्राणि गुणानि गुणान्तरमसंख्यगुणम् ॥ ७६ ॥**

અર્થ—પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાત્ર સ્થિતિસ્થાનો ઓળંગી ઓળંગીને બમણા થાય છે. દ્વિગુણવૃદ્ધસ્થાનો આવલિકાનો અસંખ્યાતમો ભાગમાત્ર થાય છે. ગુણાન્તર અસંખ્યાત ગુણ છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં કહેલ આયુવર્જિત પાપપ્રકૃતિઓની જઘન્યસ્થિતિ બાંધતા રસબંધના હેતુભૂત જે અધ્યવસાયો છે તેનાથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ સ્થિતિસ્થાનો ઓળંગીને પછી જે સ્થિતિસ્થાન આવે તેમાં બમણા અધ્યવસાયો થાય છે. ત્યાંથી વળી તેટલાજ સ્થિતિસ્થાનો ઓળંગી પછી જે સ્થિતિસ્થાન આવે તેમાં બમણા અનુભાગબંધસ્થાનો થાય છે. એ પ્રપ્રમાણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ ઓળંગી આળંગીને બમણા બમણા રસબંધાધ્યવસાય સ્થાનકો ત્યાં સુધી કહેવા યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિ આવે. આ પ્રમાણે પાપપ્રકૃતિઓમાં જઘન્યસ્થિતિસ્થાનથી ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન પર્યંત લેવાનું છે. અને પુન્યપ્રકૃતિઓમાં ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનથી જઘન્ય સ્થિતિસ્થાન પર્યંત લેવાનું છે. તે આ પ્રમાણે–આયુવર્જિત પૂર્વોક્ત પુન્યપ્રકૃતિઓની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા રસબંધના હેતુભૂત જે અધ્યવસાયો હોય છે તેનાથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ અધોભાગે સ્થિતિસ્થાનો ઓળંગીને નીચે જે સ્થિતિસ્થાન આવે તેની અંદર બમણા અધ્યવસાયો હોય છે. ત્યાંથી વળી તેટલાજ સ્થિતિસ્થાનો ઓળંગીને નીચે જે સ્થિતિસ્થાન આવે તેની અંદર બમણા રસબંધાધ્યવસાયો હોય છે. એ પ્રમાણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ નીચે નીચે ઓળંગી ઓળંગીને બમણા બમણા રસબંધના નિમિત્તભૂત અધ્યવસાયો ત્યાં સુધી કહેવા યાવત્ જઘન્ય સ્થિતિ આવે. અહિં શુભ અને અશુભ પ્રકૃતિઓના દ્વિગુણવૃદ્ધિસ્થાનો આવલિકાના અ-

સંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલા છે, અને તે સઘળા દ્વિગુણવૃદ્ધિ સ્થાનોથી દ્વિગુણવૃદ્ધિની આંતરે રહેલા સ્થાનો અસંખ્યાતગુણા છે. તે આ પ્રમાણે—શુભ અને અશુભ પ્રકૃતિઓના દ્વિગુણવૃદ્ધિસ્થાનો થોડા છે, આવલિકાનો અસંખ્યાતમો ભાગમાત્ર છે માટે. તેથી દ્વિગુણવૃદ્ધિની વચમાં રહેલા સ્થિતિસ્થાનો અસંખ્યાતગુણા છે, પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે માટે. પૂર્વની બે ગાથામાં કષાયોદયસ્થાનમાં રસબંધના હેતુભૂત અધ્યવસાયોની સંખ્યાનો વિચાર કર્યો છે આ ગાથામાં સ્થિતિસ્થાનમાં રસબંધાધ્યવસાય સ્થાનનો વિચાર કર્યો છે. ત્યાં અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ કષાયોદયસ્થાન ઓળંગી પછી જે કષાયોદય સ્થાન આવે તેમાં બમણા રસબંધાધ્યવસાયો હોય એમ કહ્યું. અહિં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા સ્થિતિસ્થાનો ઓળંગી પછી જે સ્થિતિસ્થાન આવે તેમાં બમણા રસબંધાધ્યવસાયો હોય એમ કહ્યું છે. એ બંનેનો સમન્વય આ પ્રમાણે કરવો–અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ કષાયોદય સ્થાન ઓળંગી પછી જે કષાયોદયસ્થાન આવે કે જેની અંદર બમણા રસબંધાધ્યવસાયો થાય છે તે કષાયોદયસ્થાન તે સ્થિતિસ્થાનના બંધહેતુ તરીકે આવે કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનો ઓળંગી જે સ્થિતિસ્થાનમાં બમણા રસબંધાધ્યવસાયસ્થાનો થાય છે. ૭૬

હવે ચારે આયુના સ્થિતિસ્થાનોમાં રસબંધાધ્યવસાયનો વિચાર કરે છે—

**सव्वजहन्नठिइए सव्वाणवि आउगाण थोवाणि ।**
**ठाणाणि उत्तरासु असंखगुणणाण सेढीए ।। ७७ ।।**

**सर्वजघन्यस्थितौ सर्वेषामप्यायुषां स्तोकानि ।**
**स्थानानि उत्तरासु असंख्येयगुणनया श्रेण्या ।। ७७ ।।**

અર્થ—ચારે આયુની સર્વજઘન્ય સ્થિતિમાં થોડા સ્થાનો છે, ઉત્તર ઉત્તર સ્થાનોમાં અસંખ્યાતગુણ શ્રેણિએ હોય છે.

ટીકાનુ૦—સઘળા–ચારે આયુના સર્વજઘન્ય સ્થિતિસ્થાનમાં રસબંધાધ્યવસાયો થોડા છે, તે પણ અસંખ્યલોકાકાશ પ્રદેશપ્રમાણ તો છેજ. સમયાધિક સ્થિતિસ્થાનમાં અસંખ્યાતગુણા રસબંધાધ્યવસાયો હોય છે, તેનાથી બે સમયાધિક સ્થિતિસ્થાનમાં અસંખ્યાતગુણા છે. આ પ્રમાણે પછી પછીના સ્થિતિસ્થાનમાં પૂર્વ પૂર્વથી અસંખ્યાત અસંખ્યાતગુણા ત્યાં સુધી કહેવા યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન આવે. આ પ્રમાણે આયુના સ્થિતિસ્થાનમાં રસબંધાધ્યવસાયસ્થાનોનો વિચાર કર્યો, ૭૭

હવે રસબંધસ્થાનોની તીવ્રતા અને મંદતાનું સ્પષ્ટ જ્ઞાન થાય માટે રસબંધમાં હેતુભૂત અધ્યવસાયોની અનુકૃષ્ટિ કહે છે. અનુકૃષ્ટિ એટલે અધ્યવસાયનું

અનુસરણ. પૂર્વ પૂર્વ સ્થિતિસ્થાનમાં જે જે રસબંધાધ્યવસાયો હોય તેઓમાંના અમુક અધ્યવસાયોનું પછી પછીના સ્થિતિસ્થાનોમાં જવું એટલે કે અમુક સ્થિતિસ્થાન બંધાય ત્યારે જે રસબંધાધ્યવસાયો હોય તેઓમાંનાજ અધ્યવસાયો તે પછીના કેટલા સ્થિતિસ્થાન સુધી હોય તેનો જે વિચાર તે અનુકૃષ્ટિ કહેવાય છે તેની શરૂઆત કરે છે—

**गंठीदेसे संन्नी अभव्वजीवस्स जो ठिईबंधो ।**
**ठिइवुड्डीए तस्सउ बंधा अणुकड्डिओ तत्तो ।। ७८ ।।**

**ग्रन्थीदेशे सञ्ज्ञिनोऽभव्यजीवस्य यः स्थितिबन्धः ।**
**स्थितिवृद्धौ तस्य तु बन्धादनुकृष्टिस्ततः ।। ७८ ।।**

અર્થ— ગ્રન્થીદેશે જે સંજ્ઞી વર્તે છે તે અભવ્ય જીવને જે સ્થિતિબંધ થાય છે તે બંધથી આરંભી સ્થિતિવદ્ધે અનુકૃષ્ટિ થાય છે.

ટીકાનુ૦—ગ્રન્થિદેશે વર્ત્તતા સંજ્ઞી પંચેન્દ્રિય અભવ્ય જીવને જે જઘન્ય-સ્થિતિબંધ થાય છે, તે જઘન્ય સ્થિતિબંધથી આરંભી પછી પછીના સ્થિતિસ્થાનોમાં રસબંધાધ્યવસાયોની અનુકૃષ્ટિ થાય છે. અનુકૃષ્ટિ એટલે અધ્યવસાયોનું અનુસરણ, અનુકૃષ્ટિ, અનુકર્ષણ, અનુવર્ત્તન એ એકાર્થક છે. ગાથામાં કહેલ તુ શબ્દ નહિ કહેલ અર્થનો સમુચ્ચય કરતો હોવાથી કેટલીક પ્રકૃતિઓમાં અભવ્યને જે જઘન્ય સ્થિતિબંધ થાય છે તેથી ઓછા સ્થિતિબંધથી આરંભીને પણ અનુકૃષ્ટિ[1] થાય છે એમ જાણવું. ૭૮

**वग्गे वग्गे अणुकड्डी तिव्वमंदत्तणाइं तुल्लाइं ।**
**उवघायघाइपगडी कुवन्ननवगं असुभवग्गो ।। ७९ ।।**

**वर्गे वर्गेऽनुकृष्टिः तीव्रमन्दत्वानि तुल्यानि ।**
**उपघातघातिप्रकृतयः कुवर्णनवकमशुभवर्गः ।। ७९ ।।**

અર્થ—વર્ગ વર્ગની અનુષ્ટિ અને તીવ્રતા મંદતા આદિ તુલ્ય છે તેથી વર્ગ પાડે છે. ઉપઘાત ઘાતિકર્મ અને અશુભ વર્ણાદિ નવ એ અશુભ વર્ગ છે.

ટીકાનુ૦—જે જે કર્મપ્રકૃતિઓમાં અનુકૃષ્ટિ, તીવ્રમન્દતા લગભગ સમાન હોય છે તેવા તે તે પ્રકૃતિઓના ચાર વર્ગ પાડવામાં આવ્યા છે. ૧ અપરાવર્ત્ત-

૧. અંતઃકોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિબંધથી આરંભી સ્થિતિવધ્ધે અનુકૃષ્ટિ થાય એમ અહિં કહ્યું છે પરંતુ તેનાથી ઓછો બંધ કરતા એકેન્દ્રિયથી અસંજ્ઞી સુધિના જીવોના વિષયમાં તેમજ નવમે ગુણસ્થાનકે કે જ્યાં કરોડ સાગરોપમનો બંધ થાય છે ત્યાં અનુકૃષ્ટિનું સ્વરૂપ બહુશ્રુત પાસેથી જાણી લેવું.

માન અશુભપ્રકૃતિવર્ગ ૨ અપરાવર્ત્તમાન શુભપ્રકૃતિવર્ગ ૩ પરાવર્ત્તમાન શુભપ્રકૃતિવર્ગ ૪ પરાવર્ત્તમાન અશુભપ્રકૃતિવર્ગ. પહેલા અપરાવર્ત્તમાન અશુભવર્ગની પ્રકૃતિઓ બતાવે છે—ઉપઘાતનામકર્મ, જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ, મિથ્યાત્વમોહનીય, સોળ કષાય, નવ નોકષાય, અંતરાય પાંચ, કૃષ્ણ નીલવર્ણ દુરભિગંધ કડવો તીખોરસ ગુરૂ કર્કશ શીત રૂક્ષસ્પર્શ એ અશુભવર્ણાદિની નવ એ પંચાવન પ્રકૃતિઓ પહેલા વર્ગમાં આવે છે. ૭૯

હવે અપરાવર્ત્તમાન શુભપ્રકૃતિવર્ગ કહે છે—

**परघायबंधणतणु अंग सुवन्नाइ तित्थनिम्माणं ।**
**अगुरुलघूसासतिगं संघाय छयाल सुभवग्गो ॥ ८० ॥**

**पराघातबन्धनतनवः अङ्गसुवर्णादि तीर्थनिर्म्माणम् ।**
**अगुरुलघूच्छ्वासत्रिकं सङ्घातं षट्चत्वारिंशत् शुभवर्गः ॥ ८० ॥**

અર્થ—પરાઘાતનામ, પંદર બંધનનામ, પાંચ શરીરનામ, ત્રણ અંગોપાંગનામ શુભવર્ણ ગંધ રસ અને સ્પર્શની અગીઆર, નિર્માણનામ, તીર્થંકરનામ, અગુરૂલઘુનામ, ઉચ્છવાસનામ, આતતનામ, ઉદ્યોતનામ, પાંચ સંઘાતનામ, એ છેતાલીસ અપરાવર્ત્તમાન શુભપ્રકૃતિઓ બીજા વર્ગમાં આવે છે. ૮૦

હવે પરાવર્ત્તમાન શુભપ્રકૃતિઓનો વર્ગ બતાવે છે—

**सायं थिराइ उच्चं सुरमणु दो दो पणिंदि चउरंसं ।**
**रिसह पसत्थविहगई सोलस परियत्तसुभवग्गो ॥८१॥**

**सातं स्थिरादिरुच्चं सुरमनुजयोः द्वे द्वे पञ्चेन्द्रियचतुरस्रम् ।**
**ऋषभं प्रशस्तविहायोगतिः षोडश परावर्त्तमानशुभवर्गः ॥ ८१ ॥**

અર્થ—સાતાવેદનીય, સ્થિર શુભ સૌભાગ્ય સુસ્વર આદેય અને યશઃકીર્તિનામ એ સ્થિરાદિ છ, ઉચ્ચગોત્ર, દેવદ્વિક, મનુષ્યદ્વિક, પંચેન્દ્રિયજાતિ, સમચતુરસ્રસંસ્થાન, વજ્ર ઋષભનારાચસંઘયણ અને પ્રશસ્તવિહાયોગતિ, એ સોળ પરાવર્ત્તમાન શુભપ્રકૃતિઓ ત્રીજા વર્ગમાં આવે છે. ૮૧

હવે પરાવર્ત્તમાન અશુભપ્રકૃતિઓનો વર્ગ કહે છે—

**अस्सायथावरदसगनरयदुगं विहगगईय अपसत्था ।**
**पंचिंदिरिसहचउरंसगेयरा असुभघोलणिया ॥ ८२ ॥**

**असातस्थावरदशकनरकद्विकं विहायोगतिश्चाप्रशस्ता ।**
**पञ्चेन्द्रियर्षभचतुरस्रेतरा अशुभघोलनिकाः ॥ ८२ ॥**

અર્થ—અસાતાવેદનીય, સ્થાવર સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ અસ્થિર અશુભ દુર્ભાગ્ય દુઃસ્વર અનાદેય અને અપયશકીર્તિનામ એ સ્થાવરદશક, નરકદ્વિક, અપ્રશવિહાયોગતિ, પંચેન્દ્રિયજાતિસિવાયની ચાર જાતિ, પ્રથમ સંઘયણ તથા પ્રથમ સંસ્થાનવિના શેષ પાંચ સંઘયણ તથા પાંચ સંસ્થાન એ અઠાવીસ પરાવર્ત્તમાન અશુભપ્રકૃતિઓ ચોથા વર્ગમાં આવે છે. પરાવર્ત્તમાન પ્રકૃતિઓનું પૂર્વ પુરૂષોએ ઘોલનિકા એવું નામ આપ્યું છે, કારણ કે તે પ્રકૃતિઓ પરાવર્ત્તનભાવ પામીને ઘોલનાપરિણામે બંધાય છે. આ ચાર વર્ગમાંની દરેક પ્રકૃતિઓમાં પરસ્પર અનુકૃષ્ટિ અને તીવ્રમન્દતા સમાન છે. માટે આ પ્રમાણે ચાર વર્ગ-વિભાગ રાખેલા છે. આ પ્રમાણે વર્ગ પ્રરૂપણા કરી. ૮૨

હવે એ વર્ગોમાં અનુક્રમે અનુકૃષ્ટિ કરે છે, તેની અંદર પહેલા અશુભ અપરાવર્તમાન પ્રકૃતિઓની અનુકૃષ્ટિ કહે છે.

**मोत्तुमसंखं भागं जहन्न ठिइठाणगाण सेसाणि ।**
**गच्छंति उवरिमाए तदेकदेसेण अन्नाणि ॥ ८३ ॥**

**मुक्त्वाऽसंख्यं भागं जघन्यस्थितिस्थानकानां शेषाणि ।**
**गच्छन्ति उपरितन्यां तदेकदेशेनाऽन्यानि ॥ ८३ ॥**

અર્થ—જઘન્ય સ્થિતિસ્થાન સંબંધી રસબંધાધ્યવસાયના અસંખ્યાતમા ભાગને છોડીને શેષ સઘળા ઉપરની સ્થિતિમાં જાય છે, અને તેનો એક દેશ અન્ય હોય છે.

ટીકાનુ૦—ઉપઘાતનામકર્મઆદિ પહેલાવર્ગની પંચાવન અપરાવર્ત્તમાન અશુભપ્રકૃતિઓની જઘન્યસ્થિતિ બાંધતા જે રસબંધના નિમિત્તભૂત અધ્યવસાયો છે, તેનો શરૂઆતથી અસંખ્યાતમો ભાગ છોડીને શેષ સઘળા રસબંધાધ્યવસાયો બીજા સ્થિતિસ્થાનમાં જાય છે, એટલે કે શરૂઆતથી અસંખ્યાતમો ભાગ છોડીને બાકી રહેલા જે અધ્યવસાયોથી જેવો રસ જઘન્યસ્થિતિ બાંધતા બંધાતો હતો તેવો રસ સમયાધિક દ્વિતીયસ્થિતિ બાંધતા પણ બંધાય છે. અન્યત્ર પણ એમ સમજવું પહેલા સ્થિતિસ્થાનકમાં જે રસબંધાધ્યવસાયો હોય છે તેથી બીજા સ્થિતિસ્થાનકમાં વિશેષાધિક હોય છે, તેનાથી ત્રીજામાં વિશેષાધિક હોય છે આ પ્રમાણે દરેક સ્થિતિસ્થાને રસબંધાધ્યવસાયો વધતા જાય છે એ પહેલા કહેવાઈ ગયું છે. અહિં અનુકૃષ્ટિમાં પહેલા સ્થિતિસ્થાનકસંબંધી રસબંધાધ્યવસાયનો અસંખ્યાતમો ભાગ મૂકીને શેષસ્થાનકો નીચે આવ્યા અને છે તો પહેલાથી વધારે તેથી બાકીની સંખ્યા નવાથી પૂરાય છે. એટલે કે પહેલા સ્થિતિસ્થાનકમાં જે રસબંધાધ્યવસાયો છે તેનો અસંખ્યાતમો ભાગ મૂકીને બાકીના સઘળા તથા તેનાજ એક દેશમાં જેટલા

આવે તેટલા બીજા નવા રસબંધાધ્યવસાયો બીજા સ્થિતિસ્થાનકમાં હોય છે. નવા એટલા વધવા જોઇએ કે તે પહેલા સ્થિતિસ્થાનગત રસબંધાધ્યવસાયોથી સરવાળે બીજા સ્થિતિસ્થાનમાં વધારે થાય. દાખલા તરીકે પહેલા સ્થાનમાં સો રસબંધાધ્યવસાયો છે બીજામાં એકસોપાંચ છે પહેલામાંના શરૂઆતથી પાંચ છોડી પંચાણુની બીજા સ્થાનમાં અનુકૃષ્ટિ થઇ પરંતુ તેમાં એકસોપાંચ છે એટલે દશ નવા હોય છે. આ પ્રમાણે સર્વત્ર સમજવું. બીજું સ્થિતિસ્થાન બાંધતા જે અનુભાગબંધાધ્યવસાયો છે તેનો શરૂઆતથી અસંખ્યાતમો ભાગ છોડી બાકીના સઘળા ત્રીજું સ્થિતિસ્થાન બાંધતા હોય છે, અને બીજા નવા હોય છે. ત્રીજું સ્થિતિસ્થાન બાંધતા જે રસબંધાધ્યવસાયો હોય છે તેનો શરૂઆતથી અસંખ્યાતમો ભાગ છોડી બાકીના સઘળા ચોથું સ્થિતિસ્થાન બાંધતા હોય છે, અને બીજા નવા હોય છે. આ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ સ્થિતિસ્થાનો જાય. જઘન્યસ્થિતિ બાંધતા જે રસબંધના અધ્યવસાયો હતા તેની અનુકૃષ્ટિ અહિં સમાપ્ત થઈ. એટલે કે જઘન્યસ્થિતિબંધ કરતા જે રસબંધાધ્યવસાયો હતા તેઓ પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્થિતિસ્થાનક સુધી પહોંચ્યા ત્યાર પછીના સ્થિતિસ્થાનમાં જઘન્ય સ્થિતિસંબંધી રસબંધાધ્યવસાય માંહેનું એક પણ સ્થાન હોય નહિ એ રીતે પ્રત્યેક સ્થિતિસ્થાન સંબંધી રસબંધાધ્યવસાયનું અનુસરણ પલ્યોપમના અસંખ્યાતમાં ભાગના સ્થિતિસ્થાન પર્યંતજ થાય છે. ૮૩

તેજ હકીકત કહે છે.—

**एवं उवरि हुत्ता गंतुणं कंडमेत्त ठिइबंधा ।**
**पढमठिइठाणाणं अणुकड्ढी जाइ परिणिट्ठं ॥ ८४ ॥**

**एवमुपरि गत्वा गत्वा कण्डकमात्रान् स्थितिबन्धान् ।**
**प्रथमस्थितिस्थानानामनुकृष्टिर्याति परिनिष्ठाम् ॥ ८४ ॥**

અર્થ—આ પ્રમાણે ઉપર પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનો જઈને પ્રથમ સ્થિતિસ્થાન સંબંધી રસબંધાધ્યવસાયોની અનુકૃષ્ટિ પૂર્ણ થાય છે.

ટીકાનુ૦—ઉક્ત પ્રકારે દરેક સ્થિતિસ્થાનક સંબંધી રસબંધાધ્યવસાયોનો અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ છોડીને શેષ સઘળા ઉપર ઉપરના સ્થિતિસ્થાનમાં જાય છે. અને પ્રત્યેક સ્થાનકની અનુકૃષ્ટિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય પર્યંતજ થાય છે. આ રીતે જઘન્ય સ્થિતિબંધભાવિ રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્થિતિ સ્થાનક પર્યંત

થઈ. પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણુ સ્થિતિસ્થાનકમાંના છેલ્લા સ્થાનકમાં પહેલા સ્થાનકના કેટલાક રસબંધાધ્યવસાયો આવ્યા, તેની ઉપરના સ્થાનમાં આવે નહિ. તાત્પર્ય એ આવ્યો કે પહેલું સ્થિતિસ્થાન બાંધતા રસબંધયોગ્ય જે જે અધ્યવસાયોથી જેવો જેવો રસ બંધાતો હતો તે તે અધ્યવસાયો જ્યાં સુધી પહોંચ્યા તેઓથી ત્યાં ત્યાં તેવો તેવો રસબંધ થાય છે. એમ સર્વત્ર સમજવું. ૮૪

**तदुवरिमआइयासुं कमसो बीयाईयाण निट्ठाइ ।**
**ठिइठाणाणणुकड्डी आउक्कस्सं ठिई जाव ॥ ८५ ॥**

**तदुपरिमादिकासु क्रमशः द्वितीयादिकानां निष्ठाति ।**
**स्थितिस्थानानामनुकृष्टिः आउत्कृष्टां स्थितिं यावत् ॥ ८५ ॥**

અર્થ—તેની ઉપર ઉપરના સ્થિતિસ્થાનોમાં અનુક્રમે દ્વિતીયાદિ સ્થિતિસ્થાનોની અનુકૃષ્ટિ પૂર્ણ થાય છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિ પર્યંત કહેવું.

ટીકાનુ૦—જઘન્ય સ્થિતિસ્થાનકના રસબંધાધ્યવસાયોની અનુકૃષ્ટિ કંડક–પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલા સ્થાનક પર્યંત થાય છે. બીજાત્રીજા આદિ સ્થિતિસ્થાન સંબંધી રસબંધના અધ્યવસાયોની અનુકૃષ્ટિ કંડકની ઉપર ઉપરના સમયપર્યંત જાય છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિપર્યંત જાણુવું. તાત્પર્ય આ પ્રમાણે છે—જઘન્યસ્થિતિબંધ કરતા રસબંધના હેતુભૂત જે અધ્યવસાયો હતા તેનો પ્રત્યેક સ્થિતિસ્થાનકે શરૂઆતથી પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છુટતા છુટતા તેઓની અનુકૃષ્ટિ કંડક—પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણુ સ્થાનકપર્યંત થઈ. એ પ્રમાણે બીજું જઘન્ય સ્થિતિસ્થાન પછીનું સ્થિતિસ્થાન બાંધતા જેટલા રસબંધાધ્યવસાયો હોય તેમાંનો અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ પ્રત્યેક સ્થિતિસ્થાને છુટતા છુટતા તેઓની અનુકૃષ્ટિ કંડકપ્રમાણુ સ્થાનથી ઉપરના સ્થાનમાં સમાપ્ત થાય છે. એવીજ રીતે તૃતીય સ્થિતિબંધારંભે રહેલ રસબંધાધ્યવસાયોની અનુકૃષ્ટિ કંડક પછીના બીજા સમયે સમાપ્ત થાય છે. આ પ્રમાણે અનુકૃષ્ટિ અને તેની પરિનિષ્ઠા—સમાપ્તિ ત્યાં સુધી કહેવી યાવત્ પૂર્વે કહેલી અપરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ આવે, કોઈપણુ સ્થિતિસ્થાનકમાં રહેલ રસબંધાધ્યવસાયોની અનુકૃષ્ટિ તે સ્થાનકથી આરંભી કંડકએટલે પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમય પ્રમાણુ સ્થિતસ્થાનપર્યંતજ જાય છે, ક્રમશઃ ઓછાથતા થતા ત્યાં સુધી તે અધ્યવસાયો અનુસરે છે. કોઈપણુ સ્થિતિસ્થાનકમાંના રસબંધાધ્યવસાયોને જઘન્યથી ઉત્કૃષ્ટ પર્યંત સ્થાપવા. તેઓમાંના શરૂઆતથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણુ ન્યૂન શેષ રસબંધાધ્યવસાયો ઉપરના સ્થાનકમાં જાય છે એમ સમજવું. અસત્કલ્પનાએ પહેલા સ્થાનકમાં એક હજાર અધ્યવસાયો છે તેઓમાંના પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણુ એટલે

એકથી દશ સુધી ઘટી અગીઆરથી હજાર સુધીના ઉપરના સ્થાનકમાં જાય છે એમ સમજવું. ૮૫

તેજ હકીકત કહે છે—

**उवघायाईणेवं एसा परघायमाइसु विसेसो ।**
**उक्कोसठिइहिंतो हेट्ठमुह कीरइ असेसं ॥ ८६ ॥**

**उपघातादीनामेवमेषा पराघातादिषु विशेषः ।**
**उत्कृष्टस्थितेः अधोमुखं क्रियते अशेषम् ॥ ८६ ॥**

અર્થ—ઉપઘાતનામકર્મ આદિની અનુકૃષ્ટિ પૂર્વે કહી તે પ્રમાણે છે. પરાઘાત આદિમાં વિશેષ છે. તેઓની ઉત્કૃષ્ટસ્થિતિથી આરંભી અધોમુખે સઘળું પૂર્વની જેમ કરાય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં જે પ્રમાણે અનુકૃષ્ટિ બતાવી છે તે ઉપઘાતનામ આદિ પંચાવન અપરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓ માટે છે, એમ જાણવું. પરાઘાતનામ આદિ છેતાલીસ અપરાવર્ત્તમાન શુભ પ્રકૃતિઓ માટે વિશેષ છે. તેઓની અનુકૃષ્ટિ ઉત્કૃષ્ટસ્થિતિબંધથી આરંભી જઘન્યસ્થિતિબંધ પર્યંત અધોમુખે પૂર્વોક્ત ક્રમે લેવાની છે. તે આ પ્રમાણે—ઉત્કૃષ્ટસ્થિતિ બંધારંભે જે રસબંધના અધ્યવસાયો હોય છે તેઓનો શરૂઆતથી અસંખ્યાતમો ભાગ મૂકીને શેષ સઘળા સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિબંધારંભે હોય છે અને અન્ય-[1]બાકીના નવા હોય છે. સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિબંધના આરંભમાં જે અનુભાગ બંધાધ્યવસાયો છે તેઓનો અસંખ્યાતમો ભાગ મૂકી શેષ સઘળા બે સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિબંધારંભે હોય છે અને બીજા નવા હોય છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનકો જાય. અહિં-પલ્યોપમના અસંખ્યાતમા ભાગના છેલ્લા સમયમાં ઉત્કૃષ્ટસ્થિતિ બંધારંભે રહેલ રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થઇ. તેની નીચેના સ્થિતિસ્થાનકમાં સમયોન ઉત્કૃષ્ટસ્થિતિ બંધારંભભાવિ રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તેની નીચેના સ્થિતિસ્થાનમાં બે સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ બંધારંભભાવિ રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. એ પ્રમાણે અનુકૃષ્ટિ અને સમાપ્તિ ત્યાં સુધિ કહેવી યાવત્ પરાઘાતાદિ છેતાલીસ પ્રકૃતિઓની પોતપોતાની જઘન્યસ્થિતિ આવે. અથવા આ

૧ બાકીના નવા નવા હોય છે એમ કહેવાનું કારણ છેલ્લા સ્થિતિસ્થાનકથી ઉપાન્ત્યાદિ સ્થાનકોમાં રસબંધાધ્યવસાયો વધારે વધારે હોય છે તે છે. ઉપરના સ્થાનકમાંથી અસંખ્યાતમો ભાગ છૂટીને નીચે આવે છે એટલે જેટલા વધારે હોય તેટલા નવા હોય છે. પુન્યપ્રકૃતિઓમાં ઉત્કૃષ્ટ સ્થિતિથી આરંભી અને પાપ પ્રકૃતિઓમાં જઘન્યસ્થિતિથી આરંભી આ હકીકત સમજવી.

પ્રમાણે પરાઘાતાદિ છેતાલીસ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ અને સમાપ્તિ પોતપોતાની જઘન્યસ્થિતિ પર્યંત કહેવી. ૮૬

હવે પરાવર્ત્તમાન શુભ અને અશુભ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ કહે છે--

**सप्पडिवक्खाणं पुण असायसायाइयाण पगईणं ।**
**ठावेसु ठिइठाणा अंतोकोडाइ नियनियगा ॥ ८७ ॥**

**सप्रतिपक्षाणां पुनः असातसातादिकानां प्रकृतीनाम् ।**
**स्थापनीयानि स्थितिस्थानानि अन्तःकोटाकोटयादीनि निजनिजकानि ॥८७॥**

અર્થ—સપ્રતિપક્ષ અસાતા અને સાતાવેદનીયાદિ પ્રકૃતિઓના અંતઃકોડાકોડી આદિ પોતપોતાના સ્થિતિસ્થાનકો સ્થાપવા, સ્થાપીને અનુકૃષ્ટિ કહેવી.

ટીકાનુ૦—પરાવર્ત્તમાન પ્રકૃતિઓની અનુકૃષ્ટિમાં અને પૂર્વોક્ત પ્રકૃતિઓની અનુકૃષ્ટિમાં થોડો તફાવત છે તે કહે છે. પ્રતિપક્ષવાળી જે પ્રકૃતિઓ હોય તે સપ્રતિપક્ષ કહેવાય, જેમ સાત અસાતાદિ. તે પરસ્પર વિરોધી સાત અસાત વેદનીયાદિ પ્રકૃતિઓના અંતઃકોડાકોડીથી આરંભી સ્થિતિસ્થાનકો સ્થાપવા. કારણ કે અભવ્યનો જઘન્ય સ્થિતિબંધ અંતઃકોડાકોડી પ્રમાણ છે. અને અભવ્યના જઘન્ય સ્થિતિબંધથી આરંભી પ્રાયઃ અનુકૃષ્ટિ થાય છે એ પહેલા કહ્યું છે. માટે અહિં સ્થાપનામાં અંતઃકોડાકોડી આદિ સ્થાનકો સ્થાપવાનું કહ્યું છે. આ પ્રમાણે સ્થાપીને સાતાવેદનીયના ઉત્કૃષ્ટસ્થિતિસ્થાનકથી આરંભી અધોમુખક્રમે અને અસાતાવેદનીયની અંતઃકોડાકોડી પ્રમાણ સ્થાનકથી આરંભી ઉદ્ધર્વમુખક્રમે અનેક સેંકડો સાગરોપમપ્રમાણ સ્થિતિસ્થાનકો પરસ્પર આક્રાંત હોય છે. કારણ કે આટલા સ્થિતિસ્થાનકો પરાવર્ત્તમાનપરિણામે બંધાય છે. એટલે કે આટલા સ્થાનકોમાં સાત અસાતવેદનીય વારાફરતિ બંધાયા કરે છે. બાકીના સાતવેદનીયના નીચે અધોમુખે અને અસાતના ઉપર–ઉર્ધ્વમુખે પોતપોતાની ચરમસ્થિતિ પર્યંત સ્થિતિસ્થાનકો સ્થાપવા. આ સઘળા સ્થાનકો બાંધતા પ્રતિપક્ષ પ્રકૃતિઓના બંધનો અભાવ હોવાથી વિશુદ્ધિ અને સંકલેશના વશથી તે એકલાજ બંધાય છે માટે તે શુદ્ધ કહેવાય છે. તાત્પર્ય આ પ્રમાણે છે–છઠ્ઠે ગુણસ્થાનકે અશાતાવેદનીયની ઓછામાં ઓછી જે અંતઃકોડાકોડી પ્રમાણસ્થિતિ બંધાય છે ત્યાંથી આરંભી ઉત્કૃષ્ટ પંદર કોડાકોડી પ્રમાણ સ્થિતિબંધ સુધીના સ્થિતિસ્થાનોમાં સાત અસાતવેદનીય વારાફરતિ બંધાય કરે છે. તેટલા સ્થાનકોમાં સાતા બંધાઇ શકે છે, અસાતા પણ બંધાઇ શકે છે એટલે પરસ્પર આક્રાંત કહેવાય છે. સાતાને દબાવિ અસાતા બંધાઇ શકે છે, અસાતાને દબાવિ સાતા બંધાઇ શકે છે. સમયાધિક પદર કોડાકોડીથી આરંભી ત્રીસ કોડાકોડી પ્રમાણ સ્થિતિબંધ પર્યંત એકલી અસાતાજ બંધાય છે એટલે એ શુદ્ધ કહેવાય છે. તે સ્થાનકોનો બંધ થતા સાતાવેદનીય

બંધાતિ નથી. છટ્ઠે ગુણઠાણે અસાતાની અંતઃકોડાકોડી પ્રમાણ જે જઘન્યસ્થિતિ બંધાય છે સમય ન્યૂન તે અંતઃકોડાકોડીથી આરંભી સાતાના જઘન્ય સ્થિતિબંધ પર્યંત એકલી સાતાજ બંધાય છે. તે સ્થાનકોમાં અસાતાવેદનીય બંધાતિ નથી એટલે તે શુદ્ધ કહેવાય છે. ૮૭

જેટલી સ્થિતિઓ પરસ્પર આક્રાંત છે તેઓની તથા જે સ્થિતિ શુદ્ધ બંધાય છે તેઓની અનુકૃષ્ટિમાં તારતમ્ય છે તે તારતમ્ય આ ગાથામાં કહે છે—

**जा पडिवक्खक्कंता ठिईओ ताणं कमो इमो होइ ।**
**ताणन्नाणिय ठाणा सुद्धठिईणं तु पुव्वकमो ॥ ८८ ॥**

**याः प्रतिपक्षाक्रान्ताः स्थितयः तासां क्रमोऽयं भवति ।**
**तान्यन्यानि च स्थानानि शुद्धस्थितीनां तु पूर्व्वक्रमः ॥ ८८ ॥**

અર્થ—જે સ્થિતિઓ પ્રતિપક્ષથી આક્રાંત છે તેઓમાં તેજ અધ્યવસાયો અનુસરે છે અને અન્ય હોય છે એ ક્રમ છે, અને શુદ્ધસ્થિતિઓમાં પૂર્વોક્ત ક્રમ છે.

ટીકાનું૦—છઠ્ઠે ગુણસ્થાનકે અસાતાવેદનીયની જે અંતઃકોડાકોડી પ્રમાણ જઘન્ય સ્થિતિ બંધાય છે ત્યાંથી આરંભી પંદર કોડાકોડી પર્યંત સાતા અસાતાની સઘળી સ્થિતિઓ પરસ્પર આક્રાંત છે. તેટલા સ્થિતિસ્થાનકોમાં અનુકૃષ્ટિનો નીચે કહેશે તે ક્રમ છે. અને જે શુદ્ધ-વિરોધીની પ્રકૃતિઓથી અનાક્રાંત સ્થિતિઓ છે, તેની અંદર પરાઘાત તથા ઉપઘાતાદિમાં જે કહ્યો તે ક્રમ છે. અતિસંક્ષેપમાં કહેલી આ હકીકતને વિસ્તારથી વિચારે છે—સાતાવેદનીયની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા જે રસબંધના અધ્યવસાયો હોય તે સઘળા સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિનો બંધ કરતા હોય છે અને બીજા નવા પણ હોય છે. બીજા નવા હોવાનું કારણ પ્રતિસ્થિતિ-સ્થાનકમાં રસબંધાધ્યવસાયો વધતા જાય છે તે છે. સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા જે રસબંધાધ્યવસાયો છે તે સઘળા બે સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થાનકમાં જે જે અધ્યવસાયો હોય તે તે સઘળા ઉત્તરોત્તર સ્થાનમાં ત્યાં સુધી અનુસરે કે છઠ્ઠે ગુણઠાણે અસાતાની જેટલી જઘન્યસ્થિતિ બંધાય છે તે સ્થિતિસ્થાન આવે. કારણ કે સ્થાપનમાં ત્યાં સુધીની સ્થિતિઓ પરસ્પર આક્રાંત કહી છે—પરાવર્ત્તમાને પરિણામે બંધાય છે એમ કહ્યું છે. તાત્પર્ય એ છે કે જઘન્ય રસબંધને યોગ્ય જેટલી અસાતાની સ્થિતિઓ સાતા સાથે પરાવર્ત્તન પામી પામીને બંધાય છે તેટલી આક્રાંત સ્થિતિઓમાં તે અને અન્ય એટલે પૂર્વસ્થિતિસ્થાનમાં જે રસબંધાધ્યવસાયો છે તે અને બીજા નવા એ ક્રમ પ્રવર્ત્તે છે. પછીના શુદ્ધ સ્થાનકોમાં પૂર્વોક્ત ક્રમ પ્રવર્ત્તે છે તે કહે છે—અસાતાની અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ સરખી સાતાની સ્થિતિ બાંધતા જે રસબંધાધ્યવસાયો હોય છે તેનો અસંખ્યા-

તમો ભાગ મૂકીને શેષ સઘળા અસાતાના જઘન્ય બંધસ્થાનની નીચેના કે જ્યાં કેવળ સાતાજ બંધાય છે તે સ્થિતિસ્થાનમાં હોય છે અને બીજા નવા હોય છે. તે સ્થાનકમાં જે રસબંધાધ્યવસાયો છે તેનો અસંખ્યાતમો ભાગ મૂકી શેષ સઘળા તેની નીચેના સ્થાનકમાં હોય છે અને બીજા નવા હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થાનકમાં જે જે રસબંધાધ્યવસાયો હોય તેનો અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ પ્રતિસ્થિતિસ્થાનકે ઓછો ઓછો થતા ત્યાં સુધી જવું કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિઓ જાય. પલ્યોપમના અસંખ્યાતમા ભાગના છેલ્લા સમયમાં અસાતાના જઘન્યસ્થિતિબંધ જેટલા સાતાના જઘન્યસ્થિતિબંધમાંના રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તેની નીચેના સ્થાનકમાં અસાતાના જઘન્ય સ્થિતિબંધ તુલ્ય સ્થિતિસ્થાનકથી નીચેના સ્થાનકના રસબંધાધ્યવસાયની એટલે કે જે સ્થિતિસ્થાનકમાં શુદ્ધ સાતાજ બંધાય છે તે સ્થાનકના રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. આ પ્રમાણે અનુકૃષ્ટિ અને સમાપ્તિ ત્યાં સુધી કહેવી કે સાતાની જઘન્ય સ્થિતિ આવે. આજ ક્રમે સ્થિરનામકર્મ આદિ પરાવર્ત્તમાન શુભ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ જાણવી. હવે અસાતા વેદનીયની અનુકૃષ્ટિ કહે છે– સાતાની સાથે પરાવર્ત્તમાન પરિણામે છટ્ઠે ગુણઠાણે અસાતાની જે જઘન્યસ્થિતિ બંધાય છે, તે બાંધતા જે રસબંધાધ્યવસાયો હોય તે સઘળા સમયાધિક સ્થિતિ બાંધતા હોય છે અને અન્ય નવા પણ હોય છે. સમયાધિક સ્થિતિ બાંધતા જે અધ્યવસાયો હોય છે તે સઘળા બે સમયાધિક સ્થિતિ બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થાનમાં જે જે સ્વરૂપવાળા રસબંધાધ્યવસાયો હોય છે તેજ ઉત્તરોત્તર સ્થાનમાં અનુસરે–જાય છે અને બીજા નવા પણ હોય છે. એમ ત્યાં સુધી કહેવું યાવત્ ઘણા સેંકડો સાગરોપમપ્રમાણ સ્થિતિસ્થાનકો જાય. એટલે કે તે અને અન્ય એ ક્રમ છટ્ઠે ગુણઠાણે બંધાતી જઘન્યસ્થિતિથી આરંભી પંદર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ પર્યંત કહેવો. કારણ કે તેટલી સ્થિતિઓ આક્રાંત છે, સાતા સાથે પરાવર્ત્તમાન પરિણામે બંધાય છે. સમયાધિક પંદર કોડાકોડીથી આરંભી એકલીજ અસાતા બંધાય છે. તેથી તેનો ક્રમ ઉપઘાતાદિ માટે કહ્યો તે છે. અંતઃકોડાકોડીથી આરંભી પંદર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિસ્થાનકો સર્વ જઘન્ય રસબંધને પણ યોગ્ય છે. કારણ કે સાતાની સાથે પરાવર્ત્તન પામી પામીને બંધાય છે. પરાવર્ત્તમાન પરિણામી આત્મા મંદ પરિણામી હોય છે તેથી ઉપરોક્ત સ્થિતિઓમાં વર્ત્તમાન આત્મા મંદરસ બાંધી શકે છે. જઘન્યરસબંધને યોગ્ય સ્થિતિઓના ચરમસ્થિતિ બંધે એટલે કે પંદરમી કોડાકોડીના ચરમ સમયે રસબંધના હેતુભૂત જે અધ્યવસાયો હોય તેઓનો અસંખ્યાતમો ભાગ મૂકીને શેષ સઘળા ઉપરના સમયાધિક પંદર કોડાકોડી પ્રમાણ સ્થિતિસ્થાન બાંધતા હોય છે અને અન્ય નવા પણ હોય છે.

સમયાધિક પંદર કોડાકોડી બાંધતા જે રસબંધાધ્યવસાયો છે તેઓનો અસંખ્યાતમો ભાગ મૂકી શેષ સઘળા બે સમયાધિક પંદર કોડાકોડી પ્રમાણ સ્થિતિસ્થાનક બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. એ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થિતિસ્થાન સંબંધી રસબંધાધ્યવસાયોનો અસંખ્યાતમો અસંખ્યાતમો ભાગ છોડતા છોડતા ત્યાં સુધી જવું કે કંડક—પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનો જાય. અહિં જઘન્ય રસબંધયોગ્ય ચરમસ્થિતિના—પંદરમી કોડાકોડીના ચરમસમયના રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થઈ. તે ઉપરના સ્થિતિસ્થાનકમાં સમયાધિક પંદર કોડાકોડી પ્રમાણ સ્થિતિસ્થાનકના રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થઈ. આ પ્રમાણે અનુકૃષ્ટિ અને સમાપ્તિ અસાતાની ઉત્કૃષ્ટ સ્થિતિ પર્યંત કહેવી. સ્થાવરદશક, નરકદ્વિકાદિ પરાવર્ત્તમાન સત્તાવીશ અશુભ પ્રકૃતિઓની [1]અનુકૃષ્ટિ આજ રીતે કહેવી. ૮૮

૧ કયાંથી કયાં સુધીના સ્થિતિસ્થાનકો પરાવર્ત્તમાન-વારાફરતી બંધાય છે તે અહિં કહ્યું નથી પરંતુ પાંચમો કર્મગ્રંથ ગાથા ૭૨ની ટીકામાં સ્પષ્ટ રીતે કહ્યું છે. તેનો પાઠ આ—तथा सातवेदनीयं स्थिरनाम शुभनाम यशःकीर्त्तिनामेत्येताश्चतस्रः प्रकृतिः सेतराः सप्रतिपक्षा असातवेदनीयास्थिराशुभायशःकीर्त्तिनामसहिताः सर्वा अष्टौ प्रकृतीः 'संमो व'त्ति–सम्यग्दृष्टिः वाशब्दान्मिथ्यादृष्टिर्वा, सामान्योक्तावपि परावर्त्तमानमध्यमपरिणामो जघन्यानुभागाः करोति । कथम् ? इति चेद्, उच्यते—इह पूर्वं सातस्य पञ्चदशसागरोपमकोटीकोट्य उत्कृष्टा स्थितिरभिहिता, असातस्य तु त्रिंशत्सागरोपमकोटीकोट्यः तत्र प्रमत्तसंयतस्तत्प्रायोग्यविशुद्धो असातस्य सम्यग्दृष्टियोग्यस्थितिषु सर्वजघन्यामन्तःसागरोपमकोटीकोटीप्रमाणां स्थितिं बध्नाति, ततोऽन्तर्मुहूर्त्तात् परावृत्य सातं बध्नाति, पुनरप्यसातमित्येवं देशविरताविरतसम्यग्दृष्टिसम्यग्मिथ्यादृष्टिसास्वादनमिथ्यादृष्टयोऽपि परावृत्य सातासाते बध्नन्ति । तत्र च मिथ्यादृष्टिः सातासाते परावृत्य तावद् बध्नाति यावत् सातस्य पञ्चदशसागरोपमकोटीकोटीलक्षणा ज्येष्ठा स्थितिः, ततः परतोऽपि संक्लिष्टः संक्लिष्टतरः संक्लिष्टतमोऽसातमेव केवलं तावद् बध्नाति यावत् त्रिंशत् सागरोपमकोटीकोट्यः । प्रमत्तादपि परतोऽप्रमत्तादयो विशुद्धा विशुद्धतराः सातमेव केवलं बध्नन्ति यावत् सूक्ष्मसंपराये द्वादश मुहूर्त्ताः । तदेवं व्यवस्थिते सातस्य समयोनपञ्चदशसागरोपमकोटीकोटीलक्षणायाः स्थितेरारभ्यासातेन सह परावृत्य बध्नतो जघन्यानुभागबन्धोचितः परावर्त्तमानमध्यमपरिणामस्तावल्लभ्यते यावत्प्रमत्तगुणस्थानके अन्तःसागरोपमकोटीकोटीलक्षणा सर्वजघन्या असातस्थितिः । एतेषु हि सम्यग्दृग्मिथ्यादृष्टियोग्येषु स्थितिस्थानेषु प्रकृतेः प्रकृत्यन्तरसंक्रमे मन्दः परिणामो जघन्यानुभागबन्धयोग्यो लभ्यते नान्यत्र । આ પાઠમાં સ્પષ્ટપણે બતાવ્યું છે કે પ્રમત્ત ગુણઠાણે અસાતાવેદનીયની જે જઘન્ય સ્થિતિ બંધાય છે ત્યાંથી આરંભી સાતાવેદનીયની પંદર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ સુધીની સ્થિતિઓ પરાવર્ત્તમાન પરિણામે બંધાય છે. અને પરાવર્ત્તમાન પરિણામ વડે તેટલી સ્થિતિઓમાં તે અને અન્ય એ અનુક્રમે રસબંધાધ્યવસાયોની અનુકૃષ્ટિ જાય છે. જે સ્થિતિસ્થાનકથી જે સ્થિતિસ્થાનક પર્યંત એકલીજ શાતા કે અશાતા બંધાય ત્યાં અપરાવર્ત્તમાન શુભ અશુભ વર્ગમાં જે ક્રમ છે તે ક્રમે અનુકૃષ્ટિથાય છે. આ પ્રમાણે સ્થિર અસ્થિરાદિ અન્ય પ્રકૃતિઓમાં પણ યથાયોગ્ય રીતે સમજવાનું છે.

સ્થાપનામાં અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ પર્યંત અનુકૃષ્ટિ લેવાનું કહ્યું છે તેની અંદર વિશેષ કહે છે—

**मोत्तूण नीयमियरासुभाणं जोजो जहन्नठिइबंधो।**
**नियपडिवक्खसुभाणं ठावेयव्वो जहन्नयरो ॥ ८९ ॥**

**मुक्त्वा नीचं इतराशुभानां यो यो जघन्यस्थितिबन्धः।**
**निजप्रतिपक्षशुभानां स्थापयितव्यो जघन्यतरः ॥ ८९ ॥**

અર્થ—નીચગોત્રને મૂકીને ઇતર અશુભ પ્રકૃતિઓનો જે જે જઘન્યસ્થિતિબંધ થાય છે તેથી પણ અલ્પસ્થિતિબંધ તેની પોતાની પ્રતિપક્ષ શુભ પ્રકૃતિઓનો સ્થાપનામાં સ્થાપવો.

ટીકાનુ૦—ગાથામાં ગ્રહણ કરેલ નીચગોત્ર એ અન્ય પ્રકૃતિઓનો ઉપલક્ષક-સૂચક હોવાથી તિર્યંચદ્વિક પણ ગ્રહણ કરવું. એટલે તિર્યગ્દ્વિક અને નીચગોત્ર છોડીને શેષ અસાતાવેદનીયાદિ પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓનો જે જે અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ સ્થાપનામાં સ્થાપેલ છે. તેથી પણ અલ્પ સ્થિતિબંધ તેઓની પોતપોતાની પ્રતિપક્ષ સાતાવેદનીયાદિ શુભ પ્રકૃતિઓનો સ્થાપવો. એટલે કે સાતવેદનીયાદિ શુભપ્રકૃતિઓની અનુકૃષ્ટિ અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધથી અલ્પ સ્થિતિબંધ સુધી જાય છે[1]. કારણ કે છટ્ઠે ગુણઠાણે અસાતાનો જે જઘન્ય-સ્થિતિબંધ થાય છે તે જઘન્ય સ્થિતિબંધથી તો સાતા સાથે પરાવર્ત્તન ભાવ પામે છે ત્યાંથી તો તે અને અન્ય એ ક્રમે અનુકૃષ્ટિ જાય છે. પરંતુ જે પરિણામે છટ્ઠે ગુણઠાણે અસાતાનો જઘન્યસ્થિતિબંધ થાય તેથી પણ સારા પરિણામે જ્યારે એકલીજ શાતા બંધાય ત્યાં તદેકદેશ અને અન્ય એ ક્રમે અનુકૃષ્ટિ જાય છે તેથી અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધથી પણ ઓછો સ્થિતિબંધ સ્થાપનામાં સ્થાપવો એમ કહ્યું છે. આ પ્રમાણે ચારે વર્ગની અનુકૃષ્ટિ કહી. ૮૯

હવે તિર્યગ્દ્વિક અને નીચગોત્રની અનુકૃષ્ટિ કહે છે. આ પ્રકૃતિઓનો ચાર વર્ગમાંથી એક પણ વર્ગમાં સમાવેશ કરવામાં આવ્યો નથી કારણ કે વર્ગોની અનુકૃષ્ટિથી આ પ્રકૃતિઓની અનુકૃષ્ટિમાં તારતમ્ય છે. તેજ બતાવે છે—

**पडिवक्खजहन्नयरो तिरिदुगनीयाण सत्तममहीए।**
**सम्मत्तादीए तओ अणुकड्ढी उभयवग्गेसु ॥ ९० ॥**

**प्रतिपक्षजघन्यतरः तिर्यग्द्विकनीचैर्गोत्रयोः सप्तममह्याम्।**
**सम्यक्त्वादौ ततः अनुकृष्टिः उभयवर्गयोः ॥ ९० ॥**

૧ અહિં સાતાની જઘન્યસ્થિતિ કયાં સુધીની લેવી તે ખ્યાલમાં આવતું નથી.

અર્થ—સાતમી નરકપૃથ્વીમાં જે સમયે સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે તેની પહેલાના સમયે જે જઘન્યસ્થિતિબંધ થાય છે ત્યાંથી આરંભી તિર્યગ્દ્વિક અને નીચગોત્રની અનુકૃષ્ટિની શરૂઆત કરવી. તેથી સ્થાપનામાં પ્રતિપક્ષ પ્રકૃતિઓથી પણ જઘન્યસ્થિતિબંધ સ્થાપવો. ત્યાર પછી ઉભયવર્ગની અનુકૃષ્ટિ પરાવર્ત્તમાન શુભાશુભ પ્રકૃતિઓ પ્રમાણે કહેવી.

ટીકાનુ૦—અભવ્યપ્રાયોગ્ય જે જઘન્યસ્થિતિબંધ થાય છે તેથી પણ તિર્યગ્દ્વિક અને નીચગોત્રનો થોડો સ્થિતિબંધ સાતમી નરકપૃથ્વીના નારકીને સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા અનિવૃત્તિકરણના ચરમસમયે થાય છે. સાતમી નરકપૃથ્વીના નારકીઓને જ્યાં સુધી પહેલું ગુણસ્થાન હોય છે ત્યાં સુધી ભવસ્વભાવે તિર્યગ્દ્વિક અને નીચગોત્રજ બંધાય છે, જ્યારે બીજા સઘળા જીવો સમ્યક્ત્વ પ્રાપ્ત કરતા થતા શુભ પરિણામે પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓજ બાંધે છે. તેથી એ ત્રણ પ્રકૃતિઓની અનુકૃષ્ટિની શરૂઆત જે સમયે તેઓને સમ્યક્ત્વ ઉત્પન્ન થાય છે તેની પહેલાના સમયે જે જઘન્યસ્થિતિબંધ થાય છે ત્યાંથી આરંભી અભવ્ય પ્રાયોગ્ય જે જઘન્યસ્થિતિ બંધાય છે ત્યાં સુધી તદેક દેશ અને અન્ય એ ક્રમે કરવી. ત્યાર પછીથી આરંભી મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્ર એ શુભપ્રકૃતિ તથા તિર્યગ્દ્વિક અને નીચગોત્ર એ અશુભ પ્રકૃતિ એ બંને વર્ગની અનુકૃષ્ટિ શુભાશુભ પરાવર્ત્તમાન અપરાવર્ત્તમાન પ્રકૃતિઓના વર્ગની જેમ કહેવી. મનુષ્યગતિ આદિ શુભ પ્રકૃતિઓની અનુકૃષ્ટિ તો પહેલા કહી ગયા છે. અહિં તિર્યગ્દ્વિક અને નીચગોત્રની અનુકૃષ્ટિ કહે છે—સાતમી નરકપૃથ્વીમાં વર્ત્તમાન નારકીને જે સમયે સમ્યક્ત્વ ઉત્પન્ન થાય તે પહેલાના સમયે તિર્યગ્ગતિની જઘન્યસ્થિતિ બાંધતા જે રસબંધના હેતુભૂત અધ્યવસાયો છે તેનો અસંખ્યાતમો ભાગ છોડીને શેષ સઘળા સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા જે રસબંધાધ્યવસાયો હોય છે તેનો અસંખ્યાતમો ભાગ છોડી શેષ સઘળા બે સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. આ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનકો થાય. પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનમાંના છેલ્લા સ્થિતિસ્થાનકમાં જઘન્યસ્થિતિબંધ સંબંધી રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તે પછીના સ્થિતિસ્થાનમાં સમયાધિક જઘન્યસ્થિતિબંધ સંબંધી અધ્યવસાયોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તે પછીના સ્થાનકમાં બે સમયાધિક જઘન્ય સ્થિતિબંધ સંબંધી અધ્યવસાયોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. આપ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ આવે. અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ કરતા જે રસબંધના અધ્યવસાયો હોય છે તે

સઘળા સમયાધિક અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ કરતા હોય છે અને બીજા નવા પણ હોય છે. સમયાધિક અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધમાં જે અધ્યવસાયો છે તે સઘળા બે સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થાનકમાં જે જે રસબંધાધ્યવસાયો છે તે તે સઘળા અને બીજા નવા ઉપર ઉપરના સ્થિતિબંધમાં હોય છે. એમ સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિબંધ પર્યંત કહેવું. એટલે કે જેટલા સ્થિતિસ્થાનકો પ્રતિપક્ષપ્રકૃતિઓ સાથે પરાવર્ત્તમાન પરિણામે બંધાય છે તેટલા સ્થિતિસ્થાનક પર્યંત કહેવું. જેમકે નીચગોત્ર દશકોડાકોડી પર્યંત[1] ઉચ્ચૈર્ગોત્ર સાથે પરાવર્ત્તમાન પરિણામે બંધાય છે અને તિર્યગ્દ્વિક પંદર કોડાકોડી સાગરોપમ પર્યંત મનુષ્યદ્વિક સાથે પરાવર્ત્તમાન પરિણામે બંધાય છે તેથી ત્યાં સુધી તે અને અન્ય એ ક્રમે અધ્યવસાયોની અનુકૃષ્ટિ લઇ જવી. ત્યાર પછી એટલે કે શતપૃથકત્વ—અનેક સેંકડો સાગરોપમની ચરમસ્થિતિમાં જે રસબંધના અધ્યવસાયો છે તેનો અસંખ્યાતમો ભાગ મૂકીને શેષસઘળા સમયાધિક ઉપરના સ્થિતિસ્થાનકમાં જાય છે અને બીજા નવા પણ હોય છે. તે સ્થિતિસ્થાનકમાં જે રસબંધાધ્યવસાયો હોય છે તેનો અસંખ્યાતમો ભાગ છોડી શેષ સઘળા તેની ઉપરના સ્થિતિસ્થાનકમાં હોય છે અને બીજા નવા પણ હોય છે. આ પ્રમાણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્થિતિસ્થાનક પર્યંત કહેવું. તે સ્થિતિસ્થાનકમાં શતપૃથકત્વ સાગરોપમની ચરમસ્થિતિ સંબંધી અધ્યવસાયોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તે પછીના સ્થિતિસ્થાનકમાં સમયાધિક શતપૃથકત્વસાગરોપમ સંબંધી અધ્યવસાયોની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. આ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે તે તે પ્રકૃતિઓનું ઉત્કૃષ્ટસ્થિતિસ્થાન આવે. આ રીતે તિર્યગાનુપૂર્વિ અને નીચગોત્રની પણ અનુકૃષ્ટિ સમજવી. ૯૦

હવે ત્રસાદિ ચતુષ્કની અનુકૃષ્ટિ કહેવા ઇચ્છતા કહે છે—

## अट्ठारसकोडीओ परघायकमेण तसचउक्केवि ।

### अष्टादशकोटयः पराघातक्रमेण त्रसचतुष्केऽपि ।

અર્થ—અઢાર કોડાકોડી સાગરોપમ પર્યંત પરાઘાત પ્રમાણે ત્રસ ચતુષ્કમાં અનુકૃષ્ટિ કહેવી, પછી અપિ શબ્દથી સાતાની જેમ કહેવી.

ટીકાનુ૦—ત્રસ ચતુષ્કની વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે અને

૧ પરાવર્ત્તમાન પ્રકૃતિઓના જે સ્થિતિસ્થાનકો એકલાજ બંધાય તેની વિરોધિની પ્રકૃતિઓ સાથે પરાવર્તન પામી ન બંધાય તે સ્થિતિસ્થાનકો બંધાતા રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિનો તદેકદેશ અને અન્ય એ ક્રમ છે. જેટલા સ્થિતિસ્થાનકો પરાવર્તન પામીને બંધાય છે ત્યાં તે અને અન્ય એટલે કે ઉપરના સઘળા અને નવા એ ક્રમ છે.

તત્પ્રતિપક્ષ સ્થાવર ચતુષ્કની અઢાર કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે તેથી છેલ્લી બે કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિસ્થાનો બાંધતા શુદ્ધ ત્રસ ચતુષ્ક જ બંધાય છે તેથી ત્યાં અનુકૃષ્ટિ પરાઘાતની જેમ કહેવી, અને સ્થાવરની સાથે પરાવર્ત્તન પરિણામે જે સ્થિતિસ્થાનકથી બંધ શરૂ થાય તે સ્થિતિસ્થાનકથી સાતાની જેમ અનુકૃષ્ટિ કહેવી. એટલે કે અઢારમી કોડાકોડીના છેલ્લા સમયથી અસાતાની જેમ અનુકૃષ્ટિ કહેવી. તેની અંદર ત્રસ નામકર્મની અનુકૃષ્ટિ કહે છે. ત્રસ નામકર્મની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા જે અનુભાગબંધના અધ્યવસાય સ્થાનો છે તેઓનો અસંખ્યાતમો ભાગ છોડીને શેષ સઘળા સમયોની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા જે રસબંધના અધ્યવસાયો હોય છે તેઓનો અસંખ્યાતમો ભાગ મૂકીને શેષ સઘળા બે સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા હોય છે અને બીજા નવા પણ હોય છે. આ પ્રમાણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનો પર્યંત કહેવું. પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનક માંહેના આ છેલ્લા સ્થિતિસ્થાનમાં ઉત્કૃષ્ટસ્થિતિસ્થાન સંબંધી રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. તે પછીના સ્થિતિસ્થાનમાં સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ સંબંધી રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. આ પ્રમાણે નીચે નીચે અનુકૃષ્ટિ અને સમાપ્તિ ત્યાં સુધી કહેવી યાવત્ અઢાર કોડાકોડી સાગરોપમ સ્થિતિ બાકી રહે. એટલે કે વીશમી કોડાકોડીના છેલ્લા સમયથી આરંભી અઢારમી કોડાકોડી સાગરોપમના છેલ્લા સમય પર્યંત કહેવી. અઢારમી કોડાકોડી સાગરોપમની ચરમ સ્થિતિમાં જે રસબંધાધ્યવસાયો હોય છે તે સઘળા અઢારમી કોડાકોડી સાગરોપમની દ્વિચરમ સ્થિતિમાં હોય છે અને અન્ય નવા પણ હોય છે. દ્વિચરમસ્થિતિમાં જે રસબંધાધ્યવસાયો હોય છે તે સઘળા ત્રિચરમ સ્થિતિસ્થાન બાંધતા હોય છે અને અન્ય નવા પણ હોય છે. આ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ અભવ્યપ્રાયોગ્ય જઘન્ય અનુભાગબંધના વિષયભૂત સ્થાવર નામકર્મની સ્થિતિ પ્રમાણ સ્થિતિ આવે. એટલે કે જે જઘન્યસ્થિતિસ્થાન પર્યંત ત્રસનામ કર્મ સ્થાવરનામકર્મ સાથે પરાવર્ત્તન ભાવે બંધાય છે તે સ્થિતિ આવે ત્યાં સુધી તે અને અન્ય એ ક્રમે અનુકૃષ્ટિ કહેવી. અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિ બાંધતા જે રસબંધના અધ્યવસાયો હોય છે તેનો અસંખ્યાતમો ભાગ મૂકીને શેષ સઘળા તેની નીચેની સ્થિતિ બાંધતા કે જ્યાં શુદ્ધ ત્રસનામકર્મજ બંધાય છે ત્યાં હોય છે અને બીજા નવા પણ હોય છે. તે પૂર્વોક્ત સ્થિતિ બાંધતા જે રસબંધાધ્યવસાયો હોય છે તેનો અસંખ્યાતમો ભાગ છોડી શેષ સઘળા તેની નીચેના સ્થિતિસ્થાનમાં જાય છે અને બીજા નવા પણ હોય છે. આ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગગત સમયપ્રમાણ સ્થિતિસ્થાનો જાય. અહિ–

આ છેલ્લા સ્થિતિસ્થાનમાં અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિસ્થાનના એટલે કે જે સ્થિતિસ્થાનથી શુદ્ધ ત્રસનામકર્મજ બંધાય છે તેની પહેલાના સ્થાનકના રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. નીચેના સ્થિતિસ્થાનકમાં જે સ્થિતિસ્થાનકમાં શુદ્ધ ત્રસનામકર્મ બંધાય છે તે સ્થાનકની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. એ પ્રમાણે અનુકૃષ્ટિ અને સમાપ્તિ ત્યાં સુધી કહેવી યાવત્ જઘન્યસ્થિતિ આવે. એ પ્રમાણે બાદર પર્યાપ્ત અને પ્રત્યેક નામકર્મની પણ અનુકૃષ્ટિ જાણવી.

હવે પહેલાં જે કહ્યું છે' 'उवरि हुत्ता गंतुण कण्डकमेत्त ठिइबन्धा' તેની અંદરના કંડક શબ્દનો અને આગળ ઉપર કહેવામાં આવનાર નિવર્ત્તન કંડક શબ્દનો અર્થ કહે છે—

**कंडं निव्वत्तणकंडकं च पल्लस्ससंखसो ॥ ९१ ॥**

**कण्डकं निर्वर्त्तनकण्डकं च पल्यस्यासंख्यांशः ॥ ९१ ॥**

અર્થ—કંડક અને નિવર્ત્તન કંડક એ બંને પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ સંખ્યાનું નામ છે. આ પ્રમાણે વિસ્તારપૂર્વક અનુકૃષ્ટિનું સ્વરૂપ કહ્યું. ૯૧

હવે અનુકૃષ્ટિને અનુસરીને કયા સ્થાનકમાં કેટલા પ્રમાણમાં તીવ્ર અને મંદરસ બંધાય તે કહે છે. તેનું સામાન્ય લક્ષણ આ પ્રમાણે છે—સઘળી અશુભ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિથી આરંભી ઉત્તરોત્તર સ્થિતિમાં અનુક્રમે અનંતગુણો રસ કહેવો અને શુભ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટસ્થિતિથી આરંભી અનુક્રમે નીચે નીચેના સ્થાનકમાં અનંતગુણરસ કહેવો. આ પ્રમાણે સામાન્ય સ્વરૂપ કહીને વિશેષ સ્વરૂપ કહે છે—

**जानिव्वत्तणकंडं जहन्नठिइपढमठाणगाहिंतो ।**
**गच्छंति उवरिहुत्तं अणंतगुणणाए सेढीए ॥९२॥**
**तत्तो पढमठिइए उक्कोसं ठाणगं अणंतगुणं ।**
**तत्तो कंडग उवरिं आ उक्कस्सं नए एवं ॥९३॥**
**उक्कोसाणं कंडं अणंतगुणणाए तन्नए पच्छा ।**
**उवघायमाइयाणं इयराणुक्कोसगाहिंतो ॥९४॥**

**यावन्निर्वर्त्तनकण्डकं जघन्यस्थितिप्रथमस्थानात् ।**
**गच्छन्ति उपरिमुखं अनन्तगुणनया श्रेण्या ॥ ९२ ॥**
**ततः प्रथमस्थितौ उत्कृष्टं स्थानं अनन्तगुणम् ।**
**ततः कण्डकस्य उपरि आ उत्कृष्टं नयेत् एवं ॥९३॥**

उत्कृष्टानां कण्डकं अनन्तगुणनया ततो नयेत् पश्चात् ।
उपघातादीनां इतरासां उत्कृष्टकात् ।।९४।।

અર્થ—જઘન્ય સ્થિતિના પ્રથમ અનુભાગ સ્થાનકથી આરંભી નિવર્ત્તન કંડક પર્યંત ઉપર ઉપરના સ્થાનકમાં જઘન્યરસ અનંતગુણશ્રેણિએ જાય છે. તેનાથી પ્રથમ સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ રસસ્થાન અનંતગુણ થાય છે. તેથી નિવર્ત્તન કંડકની ઉપરના સ્થિતિસ્થાનમાં જઘન્ય અનંતગુણ રસબંધ થાય છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટસ્થિતિસ્થાન પર્યંત જાણવું. છેલ્લા કંડક પ્રમાણ સ્થાનકોમાં ઉત્કૃષ્ટ રસ રહ્યા વિના બાકી છે તે સ્થાનોમાં પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર અનન્તગુણરસ છેલ્લા ઉત્કૃષ્ટસ્થિતિસ્થાન પર્યંત કહેવો. ઉપઘાતાદિમાં ઉપર પ્રમાણે કહેવું અને ઈતર પરાઘાતાદિમાં ઉત્કૃષ્ટસ્થિતિસ્થાનકથી આરંભી અધોમૂખ ઉપર પ્રમાણે કહેવું.

ટીકાનુ૦—ઉપઘાતનામ આદિ પંચાવન પ્રકૃતિઓનું જઘન્ય સ્થિતિસ્થાનક બાંધતા જે જઘન્ય રસસ્થાન બંધાય છે તેનાથી અનંતગુણ અનંતગુણ જઘન્યરસ અનુક્રમે ઉપર ઉપરના સ્થિતિસ્થાનક બાંધતા બંધાય છે. તે આ પ્રમાણે—જઘન્ય સ્થિતિસ્થાન બાંધતા જે જઘન્ય રસ બંધાય છે તે અલ્પ છે, તેનાથી બીજું સ્થિતિસ્થાન બાંધતા જે જઘન્ય રસ બંધાય છે તે અનંતગુણો છે, તેનાથી પણ ત્રીજું સ્થિતિસ્થાન બાંધતા જે જઘન્ય રસ બંધાય છે તે અનંતગુણો છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થિતિસ્થાન બાંધતા જે જઘન્ય રસ બંધાય તેનાથી ઉત્તરોત્તર સ્થિતિસ્થાનમાં જઘન્ય અનંતગુણ રસ ત્યાં સુધી કહેવો યાવત્ નિવર્ત્તન કંડક થાય. નિવર્ત્તન કંડક એટલે જ્યાં જઘન્યસ્થિતિબંધ ભાવિ રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ સમાપ્ત થાય છે. જઘન્યસ્થિતિબંધથી આરંભી પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્થિતિસ્થાનક પર્યંત જઘન્ય સ્થિતિના રસબંધાધ્યવસાયની અનુકૃષ્ટિ થાય છે માટે મૂળથી આરંભી ત્યાં સુધીના સ્થાનકોને નિવર્ત્તન કંડક કહેવાય છે. અથવા પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ સ્થિતિસ્થાનકની સંખ્યાને નિવર્ત્તન કંડક કહેવાય છે જે આગળ કહેલ છે. નિવર્ત્તન કંડકના છેલ્લા સ્થિતિસ્થાનકે જે જઘન્યરસ બંધાય છે તેનાથી પહેલી સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસબંધ અનંતગુણ થાય છે, તેનાથી નિવર્ત્તન કંડકની ઉપરની પહેલી સ્થિતિમાં જઘન્ય અનંતગુણ રસ બંધાય છે, તેનાથી પણ બીજી સ્થિતિમાં ઉત્કૃષ્ટ અનંતગુણ રસ બંધાય છે, તેનાથી કંડક ઉપરની બીજી સ્થિતિમાં જઘન્ય અનંતગુણ રસ બંધાય છે, તેનાથી ત્રીજી સ્થિતિમાં ઉત્કૃષ્ટ અનંતગુણ રસ બંધાય છે, એ પ્રમાણે ઉપરના એક એક સ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણ રસ અને કંડકની નીચે નીચેના એક એક સ્થાનકમાં જઘન્ય અનંતગુણ રસ ત્યાં સુધી કહેવો યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન આવે, એટલે કે ઉત્કૃષ્ટ સ્થિતિમાં જઘન્ય રસબંધ

અનંતગુણ થાય ત્યાં સુધીઉક્ત પ્રકારે જાણવું. છેલ્લી કંડકપ્રમાણ સ્થિતિઓમાં ઉત્કૃષ્ટ અનુભાગ કહ્યા સિવાયબાકી રહે છે તે પણ ઉત્તરોત્તર અનંતગુણ અનંતગુણ કહેવો, તે આ પ્રમાણે—ઉત્કૃષ્ટ સ્થિતિના જઘન્ય રસથી છેલ્લા કંડકની પહેલી સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ છે, તેનાથી તે પછીની બીજી સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ છે, તેનાથી પણ તે પછીની ત્રીજી સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણો છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિપર્યંત અનંતગુણ રસ કહેવો. આ પ્રમાણે ઉપઘાતાદિ પંચાવન પ્રકૃતિઓ માટે જાણવું.

પરાઘાત આદિ છેતાલીસ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનકથી આરંભી અધોમુખ પૂર્વોક્ત ક્રમે અનંતગુણ શ્રેણિએ રસ કહેવો. તે આ પ્રમાણે—ઉત્કૃષ્ટસ્થિતિમાં જઘન્ય અનુભાગ અલ્પ હોય છે. સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, તેનાથી બે સમયન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિમાં જઘન્ય રસ અનંતગુણ, એ પ્રમાણે નિવર્ત્તન કંડકપર્યંત જઘન્ય રસ અનંતગુણ કહેવો. કંડકના છેલ્લા સ્થાનકના જઘન્ય રસથી ઉત્કૃષ્ટ સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ થાય છે. તેનાથી કંડકની નીચેના પહેલા સ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ થાય છે. તેનાથી સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ થાય છે. તેનાથી કંડકની નીચેના બીજા સ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણ થાય છે. તેનાથી બે સમયન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ થાય છે આ પ્રમાણે ઉપરના એક એક સ્થાનકમાં ઉત્કૃષ્ટ અને કંડકની નીચેના એક એક સ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણ ત્યાં સુધી કહેવો યાવત્ જઘન્યસ્થિતિમાં જઘન્ય રસ અનંતગુણ થાય. છેલ્લી કંડકમાત્ર સ્થિતિઓમાં ઉત્કૃષ્ટ રસ કહ્યા વિના બાકી છે તે પણ અનંતગુણ ક્રમે કહેવો. તે આ પ્રમાણે—જઘન્ય સ્થિતિના જઘન્ય રસથી છેલ્લી કંડકમાત્ર સ્થિતિમાંની પહેલી સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ, તેનાથી તે પછીની સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ, એ પ્રમાણે અનંત અનંતગુણ કરતા કંડકની છેલ્લી જઘન્ય સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ કહેવો. આ પ્રમાણે અપરાવર્ત્તમાન શુભાશુભ પ્રકૃતિઓમાં તીવ્ર મંદતા જણાવિ. ૯૨–૯૩–૯૪

હવે અસાતાની તીવ્ર મન્દતા જણાવે છે—

**अस्सायजहन्नठिईठाणेहिं तुल्लयाइं सव्वाणं ।**
**आपडिवक्खक्कंतगठिईण ठाणाइं हीणाइं ॥९५॥**
**तत्तो अणंतगुणणाए जंति कंडस्स संखियाभागा ।**
**तत्तो अणंतगुणियं जहन्नठिई उक्कस्सं ठाणं ॥९६॥**

**एवं उक्कस्साणं अणंतगुणणाए कंडकं वयइ ।**
**एकं जहन्नठाणं जाइ परक्कंतठाणाणं ॥ ९७ ॥**
**उवरिं उवघायसमं**

असातजघन्यस्थितिस्थानैस्तुल्यानि सर्वासाम् ।
आ प्रतिपक्षाक्रान्तस्थितीनां स्थानानि हीनानि ॥९५॥
ततः अनन्तगुणनया यान्ति कण्डकस्य संख्येया भागाः ।
ततः अनन्तगुणं जघन्यस्थितावुत्कृष्टं स्थानम् ॥९६॥
एवमुत्कृष्टानां अनन्तगुणनया कण्डकं व्रजति ।
एकं जघन्यस्थानं याति पराक्रान्तस्थानाम् ॥९७॥
उपर्युपघातसमं

અર્થ—પ્રતિપક્ષવડે આક્રાન્ત જેટલા સ્થિતિસ્થાનકો છે તે સઘળાનો જઘન્ય રસ અસાતાના જઘન્ય સ્થિતિસ્થાન તુલ્ય થાય છે.

ત્યાર પછી કંડકના સંખ્યાતા ભાગપર્યંત અનંતગુણાકારે જઘન્ય રસ થાય છે. કંડકના સંખ્યાતા ભાગમાંના છેલ્લા સ્થિતિસ્થાનકથી જઘન્ય સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ થાય છે

એ પ્રમાણે ઉત્કૃષ્ટ રસવાળાસ્થાનોનું અનંતગુણાકારે એક કંડક જાય ત્યારે એક સ્થાનકમાં જઘન્ય અનન્તગુણ રસ થાય. પ્રતિપક્ષાક્રાન્ત સ્થિતિઓમાં આ પ્રમાણે થાય છે.

ઉપર ઉપઘાત સમાન થાય છે.

ટીકાનુ૦—સાતવેદનીયરૂપ પતિપક્ષવડે જેટલા સ્થિતિસ્થાનો આક્રાન્ત છે તે સઘળાના જઘન્ય રસબંધસ્થાનો અસાતાની જઘન્યસ્થિતિ બાંધતા જે જઘન્ય રસબંધ થાય છે તેની તુલ્ય છે. તાત્પર્ય આ પ્રમાણે છે—અસાતાની જઘન્યસ્થિતિ બાંધતા જે જઘન્યરસબંધ થાય છે તે અલ્પ છે, સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા જઘન્ય રસબંધ તેટલોજ થાય છે, બે સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા પણ જઘન્ય રસબંધ તેટલોજ થાય છે, આ પ્રમાણે જેટલી સ્થિતિઓ પ્રતિપક્ષવડે આક્રાન્ત છે તેટલી સ્થિતિઓમાં પૂર્વ પૂર્વ સ્થિતિસ્થાનકમાં જેટલો જેટલો જઘન્ય રસબંધ થાય છે તેટલો તેટલો ઉત્તરોત્તર સ્થિતિસ્થાનકમાં જઘન્યરસબંધ થાય છે. છટ્ઠે ગુણસ્થાને અસાતાનો જે જઘન્યસ્થિતિબંધ થાય છે ત્યાંથી આરંભી પંદર કોડાકોડી સાગરોપમ સુધીના સ્થાનકો પરસ્પર આક્રાંત હોવાથી ત્યાં સુધીના સ્થાનકોમાં જઘન્ય રસબંધ સરખોજ થાય છે. અને ત્યારપછી તદેકદેશ અને અન્ય એ ક્રમથી જે સ્થિતિસ્થાનકથી અનુકૃષ્ટિ શરૂ થાય છે તે સ્થાનકમાં પૂર્વ સ્થિતિસ્થાનકથી જઘન્ય

રસબંધ અનંતગુણો થાય છે. તે આ પ્રમાણે—પૂર્ણ પંદર કોડાકોડી સ્થિતિબંધ બાંધતા જે જઘન્ય રસબંધ થાય છે તેનાથી સમયાધિક પંદર કોડાકોડી બાંધતા અનંતગુણ જઘન્યરસબંધ થાય છે, તેનાથી બે સમયાધિક પંદર કોડાકોડી બાંધતા અનંતગુણ જઘન્ય રસબંધ થાય છે. આ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત કંડકના સંખ્યાતા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનો જાય એક ભાગ બાકી રહે. અહિં સુધી તો કેવળ જઘન્ય અનુભાગ કહેવાયો છે. હવે ઉત્કૃષ્ટ અનુભાગ પણ કહે છે. કંડકના સંખ્યાતા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનોમાંના છેલ્લા સ્થિતિસ્થાનમાં જે જઘન્ય રસબંધ થાય છે તેનાથી જઘન્યસ્થિતિસ્થાનકથી આરંભી કંડક જેટલા સ્થાનકમાં ઉત્કૃષ્ટ રસબંધ અનંતગુણ કહેવો. તે આ પ્રમાણે—જઘન્યસ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટરસ અનંતગુણ થાય છે, તેનાથી સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા ઉત્કૃષ્ટરસ અનંતગુણ થાય છે, તેનાથી બેસમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા ઉત્કૃષ્ટ રસ અનંતગુણ થાય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થાનકથી ઉત્તર ઉત્તર સ્થાનકમાં અનંતગુણ રસ ત્યાં સુધી કહેવો કે એક કંડક જેટલા સ્થાનકો થાય. તેનાથી જે સ્થિતિસ્થાનકની અપેક્ષાએ કંડક પ્રમાણ સ્થાનકોમાં ઉત્કૃષ્ટ રસ કહ્યો તેની નીચેના એટલે કે કંડકના શેષ સંખ્યાતમા ભાગના પહેલા સ્થિતિસ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણ થાય છે. તેનાથી ઉપર જે કંડક પ્રમાણ સ્થિતિસ્થાનોનો ઉત્કૃષ્ટરસ કહ્યો તેની પછીના સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણ, તેનાથી તે પછીના સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ, એમ પૂર્વ પૂર્વ સ્થિતિસ્થાનકથી ઉત્તરોત્તર સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણરસ ત્યાં સુધી કહેવો યાવત્ કંડક પ્રમાણ સ્થિતિસ્થાનો જાય. તેનાથી કંડકના શેષ સંખ્યાતમા ભાગના બીજા સ્થિતિસ્થાનમાં જઘન્ય રસ અનંતગુણ થાય છે. તેનાથી પૂર્વે જે બે કંડક પ્રમાણ સ્થાનકોમાં ઉત્કૃષ્ટ રસ કહ્યો તેની પછીના કંડક પ્રમાણ સ્થાનકોમાં પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર અનંતગુણ ઉત્કૃષ્ટ રસ કહેવો. આ પ્રમાણે કંડકના શેષ સંખ્યાતમા ભાગના એક એક સ્થિતિસ્થાનકે જઘન્યરસ અને ઉપર એક એક કંડક પ્રમાણ સ્થિતિસ્થાનોમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ ત્યાં સુધી કહેવો યાવત્ તે અને અન્ય એ અનુકૃષ્ટિ પૂરી થયા બાદ જ્યાંથી તદેક દેશ અને અન્ય એ અનુકૃષ્ટિ શરૂ થાય છે તે જઘન્ય રસબંધના વિષયભૂત સ્થિતિસ્થાનોનું કંડક પૂર્ણ થાય અને જેટલી સ્થિતિઓ પ્રતિપક્ષથી આક્રાંત ઉત્કૃષ્ટ રસના વિષયભૂત છે તેટલી સ્થિતિઓ પણ પૂર્ણ થાય. એટલે કે જેટલા સ્થિતિસ્થાનકો પ્રતિપક્ષથી આક્રાંત છે તેટલા સ્થિતિસ્થાનોમાં ઉત્કૃષ્ટ રસ અને જે પ્રતિપક્ષથી આક્રાંત નથી તેમાંના શરૂઆતના એક કંડક પ્રમાણ સ્થાનકોમાં જઘન્યરસ કહેવાઇ જાય–પરિપૂર્ણ થાય. પ્રતિપક્ષ પ્રકૃતિઓથી અનાક્રાંત સ્થિતિઓમાં ઉપઘાતની જેમ કહેવાનું છે. તે આ પ્રમાણે–શતપૃથકત્વ સાગરોપમના છેલ્લા કંડકના ઉત્કૃષ્ટ અનુભાગથી પ્રતિપક્ષથી અના-

કાંત પૂર્વોક્ત જઘન્ય રસના વિષયભૂત પહેલા કંડકની ઉપરની પહેલી સ્થિતિમાં જઘન્યરસ અનન્તગુણ, તેનાથી શતપૃથકત્વ સાગરોપમની ઉપરના પહેલા કંડકની પહેલી સ્થિતિમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ, તેનાથી કંડક ઉપરની બીજી સ્થિતિમાં જઘન્યરસ અનંતગુણ, તેનાથી કંડકની બીજી સ્થિતિમાં ઉત્કૃષ્ટરસ અનન્તગુણ એ પ્રમાણે અને કંડકને આંતરે એક એક સ્થાનકમાં ઉત્કૃષ્ટરસ એક એક સ્થિતિસ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ ક્રમે કહેતા ત્યાં સુધી જવું યાવત્ અસાત વેદનીયની ઉત્કૃષ્ટસ્થિતિમાં જઘન્યરસ અનંતગુણ થાય. કંડક પ્રમાણ છેલ્લી સ્થિતિઓમાં ઉત્કૃષ્ટરસ કહ્યા વિના બાકી રહે છે તે પણ પૂર્વ પૂર્વ કરતા ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન પર્યંત અનંતગુણ ક્રમે કહેવો. સ્થાવરદશક અને નરકદ્વિકાદિ સત્તાવીસ પ્રકૃતિઓની તીવ્રમંદતા આ પ્રમાણે સમજવી.

હવે સાતાની તીવ્રમંદતા કહે છે—

**सायस्सवि नवरि उक्कसठिइओ ।**

**सातस्यावि नवरमुत्कृष्टस्थितेः ।**

અર્થ—સાતાની પણ એ પ્રમાણે તીવ્રમંદતા કહેવી. પરંતુ ઉત્કૃષ્ટસ્થિતિથી આરંભી કહેવી.

ટીકાનુ૦—સાતાની તીવ્રમંદતા અસાતાની જેમજ કહેવાની છે માત્ર ઉત્કૃષ્ટ સ્થિતિથી શરૂઆત કરવાની છે. તે આ પ્રમાણે—સાતાની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા જઘન્ય અનુભાગ અલ્પ, સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા જઘન્ય અનુભાગ તેટલોજ બંધાય, બે સમયન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા પણ જઘન્ય અનુભાગ તેટલોજ બંધાય છે. એ પ્રમાણે પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર સ્થિતિસ્થાનક બાંધતાં તેટલાજ જઘન્ય રસનો બંધ ત્યાં સુધી કહેવો યાવત્ અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસ્થાનક આવે. જેટલા સ્થિતિસ્થાનકો અસાતાની સાથે પરાવર્ત્તમાન ભાવે બંધાય છે તેટલા સ્થિતિસ્થાનકોમાં પૂર્વના સ્થાનકમાં જેટલો જઘન્ય રસ બંધાય છે તેટલોજ ઉત્તર ઉત્તર સ્થાનકમાં બંધાય છે. કારણકે રસબંધના હેતુભૂત જે અધ્યવસાયો પૂર્વ સ્થાનકમાં છે તેજ ઉત્તર સ્થાનકમાં પણ છે. તેનાથી નીચલા સ્થિતિસ્થાનકમા જઘન્યરસ અનંતગુણ, તેનાથી તેની નીચેના સ્થિતિસ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ, એ પ્રમાણે અનંતગુણ રસ ત્યાં સુધી કહેવો યાવત્ કંડકના સંખ્યાતા ભાગ જાય એક ભાગ શેષ રહે. સંખ્યાત ભાગહીન કંડક પ્રમાણ આ સ્થિતિઓનો તે સ્થિતિઓ સાકાર ઉપયોગથીજ બંધાતિ હોવાથી 'સાકારોપયોગ' એ નામે પૂર્વ ગ્રન્થોમાં વ્યવહાર છે. તેનાથી ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનક બાંધતા ઉત્કૃષ્ટ રસ અનંતગુણ બંધાય, તેનાથી સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા ઉત્કૃષ્ટ રસ અનંતગુણ બંધાય, તેનાથી બે સમયન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા ઉત્કૃષ્ટ રસ અનંત-

ગુણ બંધાય, એ પ્રમાણે નીચે નીચેના સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણ રસ ત્યાં સુધી કહેવો યાવત્ કંડક પ્રમાણ સ્થિતિસ્થાનકો જાય. તે કંડક પ્રમાણ સ્થિતિસ્થાનમાંના છેલ્લા સ્થિતિસ્થાનકથી જે સ્થિતિસ્થાનથી ઉપરના કંડકપ્રમાણ સ્થિતિસ્થાનોમાં ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ રસ અનંતગુણ કહ્યો તેની નીચેના સ્થિતિસ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણ કહેવો. તે કરતા ઉપર કંડકપ્રમાણ સ્થાનકોથી નીચેના કંડક પ્રમાણ સ્થાનકોમાં ઉત્તરોત્તર અનંતગુણ રસ કહેવો. તે કંડકપ્રમાણ સ્થાનકોમાંના છેલ્લા સ્થાનકથી જે સ્થિતિસ્થાનકથી ઉપરના બીજા કંડક પ્રમાણ સ્થાનકોમાં ઉત્તરોત્તર અનંતગુણ રસ કહ્યો તેની નીચેના સ્થિતિસ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણ કહેવો. તેનાથી ઉપરના ત્રીજા કંડકપ્રમાણ સ્થાનકોમાં ઉત્તરોત્તર અનંતગુણ રસ કહેવો. આ પ્રમાણે નીચે નીચેના એક એક સ્થિતિસ્થાનકમાં જઘન્ય રસ અને ઉપરના એક એક કંડકપ્રમાણ સ્થાનકોમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ ક્રમે ત્યાં સુધી કહેવો યાવત સાકારોપયોગ સંજ્ઞાવાળા જઘન્ય રસના વિષયભૂત સ્થાનકોનું કંડક પરિપૂર્ણ થાય અને ઉત્કૃષ્ટ રસના વિષયભૂત અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબંધ સુધીના સઘળા સ્થિતિસ્થાનકો સમાપ્ત થાય. એટલે કે ત્યાં સુધીના સઘળા સ્થાનકોમાં ઉત્કૃષ્ટ રસ કહેવાઈ જાય. અભવ્યપ્રાયોગ્ય જઘન્ય સ્થિતિસ્થાનક બાંધતાં જે ઉત્કૃષ્ટરસ બંધાય છે તેનાથી સાકારોપયોગ સંજ્ઞાવાળા કંડકની નીચલા સ્થિતિસ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણ કહેવો, તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્ય સ્થિતિની નીચેના પહેલા સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ કહેવો, તેનાથી સાકારોપયોગ સંજ્ઞાવાળા કંડકની નીચેના બીજા સ્થિતિસ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણ કહેવો, તેનાથી અભવ્ય યોગ્ય જઘન્ય સ્થિતિની નીચેના બીજા સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ કહેવો, એ પ્રમાણે ઉપર એક સ્થાનકમાં ઉત્કૃષ્ટ નીચે એક સ્થાનકમાં જઘન્ય રસ અનંતગુણક્રમે ત્યાં સુધી કહેવો. યાવત્ જઘન્ય સ્થિતિ આવે. સાતાની જે ઓછામાં ઓછી સ્થિતિ પર્યંત અનુકૃષ્ટિ થતી હોય તે છેલ્લી સ્થિતિ આવે. કંડક પ્રમાણ છેલ્લા સ્થિતિસ્થાનોમાં ઉત્કૃષ્ટરસ કહ્યા વિના બાકી રહે છે તે પણ ઉત્તરોત્તર છેલ્લા જઘન્ય સ્થિતિસ્થાન પર્યંત અનુક્રમે અનંતગુણ કહેવો. સ્થિરાદિષટ્ક અને ઉચ્ચગોત્રાદિ પંદર પ્રકૃતિઓની તીવ્રમંદતા આ પ્રમાણે કહેવી.

હવે નીચગોત્રની અને ઉપલક્ષણદ્વારા તિર્યંગ્દ્વિક તથા ત્રસાદિચતુષ્કની પણ તીવ્રમંદતા કહે છે—

**अंतेसुवघायसमं मज्झे नीयस्स साय समं ॥९८॥**

**अन्तयोरूपघातसमं मध्ये नीचस्यासातसमम् ॥९८॥**

અર્થ—શરૂઆતના અને છેવટના સ્થિતિસ્થાનકોમાં પરાઘાતની જેમ અને વચલા સ્થાનકોમાં અસાતાની જેમ નીચગોત્રની તીવ્રમંદતા જાણવી.

ટીકાનુ૦—શરૂઆતમાં અને છેવટે નીચગોત્રની તીવ્રમંદતા ઉપઘાતની જેમ સમજવી. ગાથામાં માત્ર 'નીચ' પદ મૂકેલું હોવાથી ઉપલક્ષણથી તિર્યગ્દ્વિક અને ત્રસાદિ ચતુષ્કની પણ ઉપઘાતની જેમજ જાણવી. અને વચમાં અસાતાની જેમ સમજવી. આ તો અતિ સંક્ષેપમાં કહ્યું તેનોજ હવે વિસ્તારથી વિચાર કરે છે–સમ્યકત્વ ઉત્પન્ન કરતા અનિવૃત્તિકરણના ચરમસમયે વર્ત્તમાન સાતમી નરકપૃથ્વીના નારકીને સર્વજઘન્ય સ્થિતિબંધ થાય છે. તે સમયે જે સર્વજઘન્ય રસબંધ થાય છે તે અલ્પ, તેનાથી સમયાધિક–બીજી સ્થિતિમાં અનંતગુણ, તેનાથી સમયાધિક –ત્રીજી સ્થિતિમાં અનંતગુણ એ પ્રમાણે ત્યાં સુધી કહેવું. યાવત્ નિવર્ત્તન કંડક પૂર્ણ થાય. તેનાથી–કંડકના છેલ્લા સ્થિતિસ્થાનકથી જઘન્યસ્થિતિમાં ઉત્કૃષ્ટરસ અનંતગુણ, તેનાથી નિવર્ત્તન કંડકની ઉપરની પહેલી સ્થિતિમાં જઘન્યરસ અનંતગુણ, તેનાથી સમયાધિક જઘન્યસ્થિતિમાં ઉત્કૃષ્ટરસ અનંતગુણ, તેનાથી નિવર્ત્તન કંડકની ઉપરની બીજી સ્થિતિમાં જઘન્યરસ અનંતગુણ, એ પ્રમાણે કંડક ઉપરની સ્થિતિઓમાં જઘન્યરસ અને જઘન્યસ્થિતિ ઉપરની સ્થિતિઓમાં ઉત્કૃષ્ટ રસ અનુક્રમે અનંતગુણ ત્યાં સુધી કહેવો યાવત્ અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધની નીચેનું સ્થિતિસ્થાનક આવે. અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધની નીચેની કંડકપ્રમાણ સ્થિતિઓમાં ઉત્કૃષ્ટ અનુભાગ કહેવો બાકી રહેલ છે જે આગળ ઉપર કહેશે. અભવ્યપ્રાયોગ્ય જઘન્યરસના વિષયભૂત જઘન્યસ્થિતિની નીચેના સ્થિતિસ્થાનકથી અભવ્ય યોગ્ય જઘન્યરસના વિષયભૂત પહેલી સ્થિતિમાં–જઘન્યસ્થિતિમાં જઘન્યઅનુભાગ અનંતગુણ થાય છે. તેની પછીની બીજી સ્થિતિમાં જઘન્ય અનુભાગ તેટલોજ થાય છે. ત્રીજી સ્થિતિમાં જઘન્ય અનુભાગ તેટલોજ થાય છે. એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ શતપૃથકત્વ સાગરોપમપ્રમાણ સ્થિતિઓ જાય. જ્યાં સુધી ઉચ્ચગોત્ર સાથે પરાવર્ત્તન ભાવે બંધાય છે અને તે અને અન્ય એ અનુક્રમે અનુકૃષ્ટિ જાય છે ત્યાં સુધી પૂર્વ પૂર્વ સ્થાનકમાં જઘન્યરસ જેટલો બંધાય તેટલોજ ઉત્તર ઉત્તરસ્થાનકમાં બંધાય એમ કહેવું. અભવ્યયોગ્ય જઘન્યસ્થિતિબંધથી આરંભી દશ કોડાકોડી સાગરોપમપર્યંત ઉચ્ચ નીચગોત્ર પરાવર્ત્તન ભાવે બંધાય છે માટે દશ કોડાકોડી સાગરોપમરૂપ છેલ્લા સ્થિતિસ્થાનકપર્યંત તેની પૂર્વ પૂર્વના સ્થાનકમાં જે જઘન્યરસબંધ થાય છે તેજ ઉત્તર ઉત્તર સ્થાનકમાં થાય એમ કહેવું. આ સઘળા સ્થિતિસ્થાનકો પરાવર્ત્તન પરિણામે બંધાતા હોવાથી તેઓનું પૂર્વ પુરૂષોએ 'પરાવર્ત્તમાન જઘન્યાનુભાગ બંધપ્રાયોગ્ય' એ નામ કરેલું–પાડેલું છે. એની ઉપરની પહેલી સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, તેનાથી બીજી સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, ત્રીજી સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ કંડકના સંખ્યાતા ભાગ જાય એક ભાગ રહે. તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધની નીચેના એક કંડકપ્રમાણ જે

સ્થાનોમાં ઉત્કૃષ્ટરસ કહ્યા વિના બાકી રહેલ છે તે સ્થાનોમાં અનુક્રમે ઉત્કૃષ્ટરસ અનંતગુણ કહેવો. તેનાથી ઉપરોક્ત અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધની નીચેના કંડકમાંના જે સ્થિતિસ્થાનકથી અનુક્રમે અનંતગુણ રસ કહ્યો તેની નીચેના સ્થિતિસ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ, તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધથી આરંભી એક કંડક પ્રમાણ સ્થાનકોમાં ઉત્કૃષ્ટ અનુભાગ અનુક્રમે અનંતગુણ કહેવો. તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધથી આરંભી કંડકપ્રમાણ સ્થાનકોમાં જે સ્થિતિસ્થાનકથી ઉત્કૃષ્ટરસ અનુક્રમે અનંતગુણ કહ્યો તેની નીચેના એકસ્થાનકમાં જઘન્ય અનંતગુણ રસ કહેવો, તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધથી આરંભી કંડકની નીચેના કંડકપ્રમાણ સ્થાનકોમાં અનુક્રમે ઉત્કૃષ્ટ રસ અનંતગુણ કહેવો. એ પ્રમાણે એક સ્થિતિસ્થાનકમાં જઘન્ય અનુભાગ અને કંડકપ્રમાણ સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનુભાગ કહેતા ત્યં સુધી જવું યાવત્ અભવ્યપ્રાયોગ્ય જઘન્ય અનુભાગ બંધના વિષયભૂત છેલ્લી સ્થિતિ આવે. એટલે કે જે સ્થિતિસ્થાનક સુધી ઉચ્ચગોત્ર સાથે પરાવર્ત્તન ભાવે બંધાય છે તે છેલ્લું સ્થિતિસ્થાનક આવે. તેનાથી જે સ્થિતિસ્થાનકમાં છેવટે જઘન્ય અનુભાગ કહ્યો હતો તેની ઉપરના એટલે કે ઉચ્ચગોત્ર સાથે અનાક્રાંત સ્થાનકોમાંના શરૂઆતથી કંડકપ્રમાણ સ્થાનકોની ઉપરના પહેલા સ્થિતિસ્થાકમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, તેનાથી અનાક્રાંત સ્થાનકોમાંના પહેલા સ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણ તેનાથી અનાક્રાંત સ્થાનકોમાંના બીજા કંડકના બીજા સ્થિતિસ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ, તેનાથી અનાક્રાંત સ્થાનકોમાંના પહેલા કંડકના બીજા સ્થાનકમાં ઉત્કૃષ્ટ રસ અનંતગુણ એ પ્રમાણે એક સ્થિતિસ્થાનકમાં જઘન્ય અનુભાગ અને એક સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનુભાગ કહેતા ત્યાં સુધી જવું યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનકમાં જઘન્ય અનુભાગ અનંતગુણ આવે–થાય. કંડકપ્રમાણ છેલ્લા સ્થિતિસ્થાનકોમાં ઉત્કૃષ્ટ અનુભાગ કહ્યા વિના બાકી રહે છે તે પણ અનુક્રમે ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાનક પર્યંત અનંતગુણ કહેવો. આ પ્રમાણે તિર્યગ્દ્વિકની તીવ્રમંદતા જાણવી હવે ત્રસનામકર્મની કહે છે—તેની ઉત્કૃષ્ટ સ્થિતિથી આરંભી નીચગોત્ર પ્રમાણે કહેવાની છે, તે આ પ્રમાણે—ત્રસનામકર્મની ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા જઘન્ય અનુભાગબંધ અલ્પ, તેનાથી સમયોન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા જઘન્ય અનુભાગ અનંતગુણ, તેનાથી બે સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ બાંધતા જઘન્ય અનુભાગ અનંતગુણ, આ પ્રમાણે નીચે નીચેના સ્થાનમાં જઘન્ય અનુભાગ અનંતગુણ કહેતા ત્યાં સુધી જવું યાવત્ કંડકપ્રમાણ સ્થિતિસ્થાનકો જાય. તેનાથી ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન બાંધતા ઉત્કૃષ્ટ અનુભાગ અનંતગુણ, તેનાથી કંડકની નીચેની પહેલી સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, તેનાથી સમયોન ઉત્કૃષ્ટ સ્થિતિમાં ઉત્કૃષ્ટ અનુભાગ અનંતગુણ, તેનાથી કંડકની નીચેની બીજી સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ,તેનાથી બે સમયન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનુભાગ

અનંતગુણ, એ પ્રમાણે એક સ્થિતિમાં જઘન્ય અને એક સ્થિતિમાં ઉત્કૃષ્ટ અનુભાગ અનંતગુણ કહેતા ત્યાં સુધી જવું યાવત્ અઢારમી કોડાકોડી સાગરોપમની ઉપરની સ્થિતિ–ઉત્કૃષ્ટસ્થિતિથી નીચે ઉતરતા અને તે ઉત્કૃષ્ટ સ્થિતિને છેલ્લી ગણુતા ઓગણીસમી કોડાકોડી સાગરોપમની પહેલી સ્થિતિ આવે. અઢારમી કોડાકોડી સાગરોપમની ઉપરની એક કંડકપ્રમાણ સ્થિતિઓમાં ઉત્કૃષ્ટ અનુભાગ કહ્યા વિના બાકી રહે છે શેષ સઘળા સ્થાનોમાં તો જઘન્ય ઉત્કૃષ્ટ બંને રસ કહેવાઈ ગયા છે. શેષ રહેલ એક કંડક પ્રમાણ સ્થિતિઓમાં ઉત્કૃષ્ટરસ હવે પછી કહેશે. ઓગણીસમી કોડાકોઠી સાગરોપમની પહેલી સ્થિતિથી અઢારમી કોડાકોઠીની છેલ્લી–ઉત્કૃષ્ટસ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ તેનાથી સમયન્યૂન સ્થિતિમાં જઘન્ય અનુભાગ તેટલોજ, તેનાથી બે સમયન્યૂન સ્થિતિમાં જઘન્ય અનુભાગ તેટલોજ, એ પ્રમાણે નીચે નીચેના સ્થિતિસ્થાનકમાં જઘન્ય અનુભાગ તેટલોજ ત્યાં સુધી કહેવો યાવત્ અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ આવે. જેટલા સ્થિતિસ્થાનકો સ્થાવર નામકર્મ સાથે પરાવર્ત્તન ભાવે બંધાય છે તેમાંનુ ઉત્કૃષ્ટ સ્થિતિથી નીચે ઉતરતા છેલ્લું સ્થાન આવે. તેનાથી નીચેની પહેલી સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, તેનાથી તેની નીચેની સ્થિતિમાં જઘન્ય અનુભાગ અનંતગુણ, એ પ્રમાણે જઘન્ય અનંતગુણ ત્યાં સુધી કહેવો યાવત્ કંડકના સંખ્યાતા ભાગપ્રમાણ સ્થિતિસ્થાનો જાય એક ભાગ બાકી રહે. તેનાથી અઢાર કોડાકોઠી ઉપરના ઓગણીસમી કોડાકોઠીના છેલ્લા કંડકપ્રમાણ જે સ્થાનોમાં ઉત્કૃષ્ટરસ કહ્યા વિના બાકી રહ્યોછે તેમાં અનુક્રમે અનંતગુણ રસ કહેવો એટલે કે અઢારમી કોડાકોડી ઉપરના કંડકપ્રમાણ સ્થિતિસ્થાનકોમાંના છેલ્લા સ્થિતિસ્થાનમાં ઉત્કૃષ્ટરસ અનંતગુણ, તેનાથી દ્વિચરમસ્થિતિમાં ઉત્કૃષ્ટરસ અનંતગુણ એમ પછી પછીના સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણ રસ ત્યાં સુધી કહેવો યાવત્ કંડકપ્રમાણ સ્થાનકો પૂર્ણ થાય. અનાક્રાન્ત એક કંડકપ્રમાણ સ્થાનોમાં ઉત્કૃષ્ટરસ કહ્યા વિના જે બાકી હતો તે કહેવાઇ જાય. તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્ય સ્થિતિબંધની નીચેના કંડકના સંખ્યાતા ભાગપ્રમાણ જે સ્થાનોમાં જઘન્યરસ કહ્યો હતો તેની નીચેના સ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ, તેનાથી અઢારમી કોડાસાગરોપમના છેલ્લા સ્થિતિસ્થાનકથી આરંભી એક કંડકપ્રમાણ સ્થાનોમાં ઉત્કૃષ્ટ રસ અનુક્રમે અનંતગુણ કહેવો. તેનાથી ઉપર જે સ્થિતિસ્થાનકમાં જઘન્ય રસ કહ્યો તેની નીચેના સ્થિતિસ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ, આ પ્રમાણે અનુક્રમે એક કંડકપ્રમાણ સ્થિતિસ્થાનકોમાં ઉત્કૃષ્ટરસ અનંતગુણ અને એક સ્થિતિસ્થાનકમાં જઘન્યરસ અનંતગુણ કહેતા ત્યાં સુધી જવું યાવત્ ઉપરના સ્થાવરનામકર્મ સાથે પરાવર્ત્તન ભાવે બંધાતા અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધ સુધીના ઉત્કૃષ્ટરસના વિષયભૂત સઘળા સ્થિતિસ્થાનકો પૂર્ણ થાય અને નીચે જઘન્યરસના વિષયભૂત

એક કંડકપ્રમાણ સ્થિતિસ્થાનકો પૂર્ણ થાય. ત્યાર પછી અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિસ્થાનકથી કંડકપ્રમાણ સ્થાનકની નીચેના બીજા કંડકના પહેલા સ્થિતિસ્થાનમાં જઘન્ય અનંતગુણ રસ, તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધની નીચેના પહેલા સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણ રસ, તેનાથી બીજા કંડકના બીજા સ્થિતિસ્થાનકમાં જઘન્ય અનંતગુણ રસ, તેનાથી અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધની નીચેના બીજા સ્થિતિસ્થાનકમાં ઉત્કૃષ્ટ અનંતગુણ રસબંધ કહેવો. એ પ્રમાણે અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિબંધની નીચે નીચેના એક એક સ્થાનકમાં ઉત્કૃષ્ટરસ અને અભવ્ય પ્રાયોગ્ય જઘન્યસ્થિતિની નીચેના કંડકપ્રમાણ સ્થાનોની નીચે નીચેના એક એક સ્થિતિ સ્થાનકમાં અનુક્રમે જઘન્ય રસબંધ અનંતગુણ ત્યાં સુધી કહેવો યાવત્ ત્રસનામ કર્મનો જઘન્યસ્થિતિબંધ થાય. છેલ્લા કંડકપ્રમાણ સ્થિતિસ્થાનોમાં ઉત્કૃષ્ટ રસ કહ્યા વિના બાકી રહે છે તે પણ અનુક્રમે અનંતગુણ કહેવો. આ પ્રમાણે બાદર પર્યાપ્ત અને પ્રત્યેક નામકર્મની તીવ્ર મંદતા સમજવી. આ પ્રમાણે અનુભાગબંધનુ સવિસ્તર સ્વરૂપ કહ્યું.

હવે પ્રસંગપ્રાપ્ત સ્થિતિબંધનુ સ્વરૂપ કહે છે. તેની અંદર ચાર અનુયોગદ્વાર છે. તે આ પ્રમાણે—૧સ્થિતિસ્થાન પ્રરૂપણા, ૨ નિષેકપ્રરૂપણા, ૩ અબાધા કંડક પ્રરૂપણા અને ૪ અલ્પબહુત્વપ્રરૂપણા. એક સમયે એક સાથે જેટલી સ્થિતિ બંધાય તે સ્થિતિસ્થાન કહેવાય છે. કુલ કેટલા સ્થિતિસ્થાનકો હોય છે, તથા એકેન્દ્રિયાદિને કેટલા કેટલા સ્થિતિસ્થાનો હોય છે તે 'ठिइठाणाइं एगेंदियाण थोवाइं होंति सव्वेण' પંદરમું દ્વાર ગાથા ૫૯માં કહ્યું છે. અહિં આ દ્વારમાં કયા કયા જીવો કોનાથી વત્તો ઓછો સ્થિતિબંધ કરે તે સ્થિતિબંધનું અલ્પબહુત્વ કહે છે—

**संजय बादरसुहुमग पज्जअपज्जाण हीणमुक्कोसो ।**
**एवं विगलासन्निसु संजय उक्कोसगो बंधो ॥९९॥**
**देस दुग विरय चउरो सन्निपञ्चिंदियस्स चउरो य ।**
**संखेज्जगुणा कमसो सञ्जय उक्कोसगाहिंतो ॥१००॥**

संयतस्य बादरसूक्ष्मयोः पर्याप्तापर्याप्तयोर्हीनमुत्कृष्टः ।
एवं विकलासंज्ञिषु संयतस्योत्कृष्टो बन्धः ॥ ९९ ॥
देशस्य द्विकं अविरतस्य चत्वारः संज्ञिपञ्चेन्द्रियस्य चत्वारश्च ।
संख्येयगुणाः क्रमशः संयतस्योत्कृष्टकात् ॥ १०० ॥

અર્થ—સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકવતી સંયતને અત્યન્ત અલ્પ કષાય જન્ય બાર મુહૂર્ત

આઠ મુહૂર્ત્ત કે અંતમુહૂર્ત્તપ્રમાણ ઓછામાં ઓછો સ્થિતિબંધ થતો હોવાથી તે સંયતનો જઘન્ય સ્થિતિબંધ સૌથી અલ્પ છે. તેનાથી બાદર[1] એકેન્દ્રિય પર્યાપ્તાનો જઘન્ય સ્થિતિબંધ અસંખ્યાતગુણ છે, તેનાથી સૂક્ષ્મપર્યાપ્તાનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક છે, તેનાથી બાદર અપર્યાપ્તાનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક છે. તેનાથી સૂક્ષ્મ અપર્યાપ્તાનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક છે, તેનાથી સૂક્ષ્મ અપર્યાપ્તાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે, તેનાથી બાદર અપર્યાપ્તાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે, તેનાથી સૂક્ષ્મપર્યાપ્તાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે, અને તેનાથી બાદર પર્યાપ્તાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે. એ પ્રમાણે પર્યાપ્ત અપર્યાપ્ત વિકલેન્દ્રિય અને અસંજ્ઞી પંચેન્દ્રિયનો જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અનુક્રમે વધારે વધારે કહેવો. તે આ પ્રમાણે—બાદર પર્યાપ્તાના ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી પર્યાપ્ત બેઇન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણો, તેનાથી અપર્યાપ્ત બેઇન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી અપર્યાપ્ત બેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી પર્યાપ્ત બેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી પર્યાપ્ત તેઇન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી અપર્યાપ્ત તેઇન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી અપર્યાપ્ત તેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી પર્યાપ્ત તેઇન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષ.ધિક, તેનાથી પર્યાપ્ત ચઉરિન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી અપર્યાપ્ત ચઉરિન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી અપર્યાપ્ત ચઉરિન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી પર્યાપ્તા ચઉરિન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી અપર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક, તેનાથી પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે. અને તેનાથી છટ્ઠે ગુણઠાણે સંકિલષ્ટ પરિણામે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા સાધુનો

૧. સંકલેશ કે વિશુદ્ધિનો આધાર યોગ ઉપર છે. જેને યોગ વધારે હોય તેને તેના લાયક સારામાં સારા કે ખરાબમાં ખરાબ પરિણામ થઈ શકે છે. એકેન્દ્રિયમાં બાદરપર્યાપ્ત એકેન્દ્રિયને બીજા એકેન્દ્રિયથી યોગ વધારે હોવાથી તેનેજ તદ્યોગ્ય સારા કે ખરાબ પરિણામ થાય છે તેથી એકેન્દ્રિય લાયક જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પણ તેનેજ થાય છે. તેનાથી પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયને ઓછો સંકલેશ અને ઓછી વિશુદ્ધિ હોય છે, તેથી તે બાદર પર્યાપ્ત જેટલી જઘન્ય કે ઉત્કૃષ્ટસ્થિતિ બાંધી શકતો નથી, પરંતુ જઘન્ય વધારે બાંધે છે ઉત્કૃષ્ટ ઓછો બાંધે છે. દાખલા તરીકે બાદર પર્યાપ્ત ઉત્કૃષ્ટ સો વરસ અને જઘન્ય દશ વરસનો સ્થિતિબંધ કરતો હોય તો સૂક્ષ્મપર્યાપ્ત ઉત્કૃષ્ટ નેવું અને જઘન્ય વીશ વરસનો કરે છે. એજ ક્રમે બાદર અપર્યાપ્ત અને સૂક્ષ્મ અપર્યાપ્ત માટે પણ સમજવું.

ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંખ્યાતગુણ છે. તેનાથી દેશવિરતિ ગુણસ્થાનકવાળાનો જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી તેનોજ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી ચતુર્થગુણસ્થાનકવાળા પર્યાપ્તાને જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી તેનાજ અપર્યાપ્તાનો જઘન્યસ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી તેનાજ અપર્યાપ્તાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી તેનાજ પર્યાપ્તાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્તાનો જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણ, તેનાથી સંજ્ઞિપંચેન્દ્રિય અપર્યાપ્તાનો જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણ અને તેનાથી સંજ્ઞિપંચેન્દ્રિય અપર્યાપ્તાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંખ્યાતગુણ છે. સંયતના ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી આરંભી અપર્યાપ્ત સંજ્ઞિના ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધીના સઘળા સ્થિતિબંધો અંતઃકોડાકોડી સાગરોપમની અંતર્ગતજ સમજવા. સંયતના ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી ન્યૂન સ્થિતિબંધ અંતઃકોડાકોઠીની અંતર્ગત છે અને નથી કારણકે આઠમા ગુણસ્થાનક સુધીનો બંધ અંતઃકોડાકોઠીની અંતર્ગત છે, નવમા ગુણસ્થાનકના પહેલાજ સમયે એક ક્રોડ સાગરોપમપ્રમાણ બંધ થતો હોવાથી તે બંધ અંતઃકોડાકોઠીની અંતર્ગત નથી. અપર્યાપ્ત સંજ્ઞિના ઉત્કૃષ્ટ સ્થિતિબંધથી પર્યાપ્ત સંજ્ઞિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સંખ્યાતગુણ છે. અને તે વીસ ત્રીસ કે સિત્તેર વિગેરે કોડાકોડી સાગરોપમરૂપ લેવાનો છે. આ પ્રમાણે સ્થિતિસ્થાન પ્રરૂપણા કરી. નિષેકપ્રરૂપણા પાંચમું દ્વાર ગાથા ૫૦ 'मोतुमबाहा समया' એ ગાથામાં અને અબાધાકંડકપ્રરૂપણા પાંચમુ દ્વાર ગાથા ૫૩ 'उक्कोसगठिइबन्धा એ ગાથામાં પહેલા કરેલી છે માટે તે ત્યાંથી જોઇ લેવા. ૧૦૦

હવે અલ્પબહુત્વ પ્રરૂપણા કહે છે—

**थोवा जहन्नबाहा उक्कोसा बाहठाणकंडाणि ।**
**उक्कोसियाअबाहा नाणापएसंतरा तत्तो ॥१०१॥**
**एगं पएसविवरं आबाहाकंडगस्स ठाणाणि ।**
**हीणठिइ ठिइट्ठाणा उक्कोसट्ठिइ तओ अहिया ॥१०२॥**

स्तोका जघन्याबाधा उत्कृष्टाबाधास्थानानि कण्डकानि ।
उत्कृष्टाबाधा नानाप्रदेशान्तराणि ततः ॥ १०१ ॥
एकं प्रदेशविवरं अबाधाकण्डकस्य स्थानानि ।
हीनस्थितिः स्थितिस्थानानि उत्कृष्टा स्थितिः ततोऽधिका ॥ १०२ ॥

અર્થ—પર્યાપ્ત અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય જીવોમાં આયુવર્જિત સાત કર્મની જઘન્ય અબાધા અલ્પ છે, કારણ કે તે અંતમુહૂર્ત્ત પ્રમાણ છે. તેનાથી અબા-

ધાસ્થાનો અને કંડકસ્થાનો અસંખ્યાતગુણ છે, અને પરસ્પર બંને સરખા છે. બંને સમાન શી રીતે છે તે બતાવે છે-જઘન્ય અબાધાથી આરંભી ઉત્કૃષ્ટ અબાધાના ચરમ સમય પર્યંત જેટલા સમયો તેટલા અબાધાનાસ્થાનો છે. તે આ પ્રમાણે—એક સમયે એક સાથે જેટલી સ્થિતિ બંધાય અને તેની જેટલી અબાધા પડે તે અબાધાસ્થાન કહેવાય. જેમ કે-જઘન્યસ્થિતિબંધ થતો હોય ત્યારે અંતર્મુહૂર્ત્તપ્રમાણ જઘન્ય અબાધા પડે તે પહેલું અબાધા સ્થાન કહેવાય. સમયાધિક જઘન્ય અબાધા એ બીજું અબાધાસ્થાન, બે સમયાધિક જઘન્ય અબાધા એ ત્રીજું અબાધાસ્થાન, એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાં ઉત્કૃષ્ટ ત્રણ હજાર કે સાતહજારાદિ વર્ષ પ્રમાણ છેલ્લું અબાધાસ્થાન છે. અંતર્મુહૂર્ત્તન્યૂન સાત હજાર વરસના જેટલા સમયો થાય તેટલા વધારેમાં વધારે અબાધાસ્થાનો થાય છે. કંડકો પણ તેટલાજ થાય છે. કારણકે ઉત્કૃષ્ટ અબાધામાંથી જેમ જેમ સમય ઓછો થતો જાય તેમ તેમ ઉત્કૃષ્ટ સ્થિતિબંધમાંથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો સ્થિતિબંધ પણ ઓછો થતો જાય છે. એ પ્રમાણે ઓછો થતા થતા એક બાજુ જઘન્ય સ્થિતિ-બંધ આવે બીજી બાજુ જઘન્ય અબાધાસ્થાન આવે તેથી જેટલા અબાધાસ્થાનો છે તેટલા કંડકસ્થાનો પણ છે. આ હકીકત પૂર્વે બંધવિધિદ્વારમાં સ્થિતિબંધના અધિકારમાં કહેલ છે. તેથીજ અન્તર્મુહૂર્ત્તપ્રમાણ જઘન્ય અબાધાથી અંતર્મુહૂર્ત્ત ન્યૂન સાતહજાર વરસના સમયપ્રમાણ અબાધાસ્થાનો અસંખ્યાતગુણા છે. તેનાથી ઉત્કૃષ્ટ અબાધા વિશેષાધિક છે, કારણ કે જઘન્ય અબાધાનો પણ તેની અંદર સમાવેશ થઈ જાય છે. તેનાથી દલિકોની નિષેક રચનામાં દ્વિગુણહાનિરૂપ જે આંતરાઓ છે તે અસંખ્યાતગુણ છે, કારણ કે તે પલ્યોપમના પહેલા વર્ગમૂળના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ છે. તેનાથી નિષેક રચનામાં જે દ્વિગુણહાનિ થાય છે તેના એક આંતરાના જે નિષેકસ્થાનો છે તે અસંખ્યાતગુણા છે, કારણ કે પલ્યોપમના અસંખ્યાતા વર્ગમૂળના જેટલા સમયો થાય તેટલા છે. તેનાથી અબાધાસ્થાન અને કંડકસ્થાનનો સરવાળો અસંખ્યાતગુણ છે. તેની અંદર અબાધાસ્થાનો તો પહેલા કહ્યા છે કંડકસ્થાનો પણ તેટલાજ છે તે પણ પહેલા કહેલ છે. તે બંનેના સમુદિત સ્થાનો એક આંતરાના નિષેકસ્થાનોથી અસંખ્યાતગુણા છે. સ્વોપજ્ઞ ટીકામાં પણ એજ પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે તેની અંદર આ પ્રમાણે કહ્યું છે 'अबाधा च कण्डकानि च अबाधाकण्डकं समाहारो द्वन्द्वः तस्य स्थानानि तयोर्द्वयोरपि स्थानसंख्येतिभावः' તાત્પર્ય એ કે અબાધા અને કંડક એ બંનેની સ્થાન સંખ્યા અસંખ્યાતગુણ છે. કર્મપ્રકૃતિમાં આ દ્વારના સ્થાનમાં અર્થેન કંડક અસંખ્યાતગુણ કહેલ છે. અર્થેન કંડક એટલે શું તેનું પરંપરાને જાણનાર મહર્ષિઓ આ પ્રમાણે વ્યાખ્યાન કરે છે—જઘન્ય અબાધાહીન ઉત્કૃષ્ટ અબાધાવડે જઘન્યસ્થિતિહીન ઉત્કૃષ્ટ સ્થિતિને ભાગતા જે ભાગ આવે તે

અર્થેનકંડક કહેવાય છે. અહિં જવાબમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગરૂપ કંડક આવશે. કારણ કે જઘન્ય અબાધાહીન ઉત્કૃષ્ટ અબાધાના જેટલા સમયો થાય તેટલા જઘન્ય સ્થિતિહીન ઉત્કૃષ્ટસ્થિતિના પલ્યોપમના અસંખ્યાતમાભાગરૂપ કંડકો થાય છે. કેમકે એક એક કંડક જેટલી સ્થિતિ ઓછી થાય ત્યારે એક એક સમય અબાધાનો ઓછો થાય છે, એટલે પલ્યોપમના અસંખ્યાતમા ભાગરૂપ કંડકને અર્થેનકંડક કહેવાય છે. તેનાથી જઘન્યસ્થિતિબંધ અસંખ્યાતગુણ છે કેમકે તે અંતઃકોડાકોઠી સાગરોપમ પ્રમાણ છે. શ્રેણિ ઉપર નહિ ચડેલા સંજ્ઞિપંચેન્દ્રિયો જઘન્ય પણ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણજ સ્થિતિબંધ કરે છે. તેનાથી સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે. તેની અંદર જ્ઞાનાવરણીય દર્શનાવરણીય વેદનીય અને અંતરાય કર્મના કઇક અધિક ઓગણત્રીશ ગુણા છે, મિથ્યાત્વ મોહનીયના કંઇક અધિક ઓગણોત્તેર ગુણા છે અને નામ તથા ગોત્રકર્મના કંઇક અધિક ઓગણીસગુણા છે. તેનાથી ઉત્કૃષ્ટસ્થિતિબંધ વિશેષાધિક છે જઘન્યસ્થિતિ અને અબાધાનો પણ તેની અંદર સમાવેશ થાય છે માટે. ૧૦૧—૧૦૨

હવે આયુકર્મના સંબંધમાં અલ્પબહુત્વ કહે છે—

**आउसु जहन्नबाहा जहन्नबंधो अबाहठाणाणि ।**
**उक्कोसबाह नाणंतराणि एगंतरं तत्तो ॥१०३॥**
**ठिइबंधट्ठाणाइ उक्कोसठिइं तओवि अब्भहिया ।**
**सन्निसु अप्पाबहुयं दसट्ठभेयं इमं भणियं ॥१०४॥**

आयुष्षु जघन्याबाधा जघन्यबन्धः अबाधास्थानानि ।
उत्कृष्टाबाधा नानान्तराणि एकान्तरं ततः ॥ १०३ ॥
स्थितिबन्धस्थानान्युत्कृष्टस्थितिस्ततोऽप्यभ्यधिका ।
संज्ञिष्वल्पबहुत्वं दशाष्टभेदमिदं भणितम् ॥ १०४ ॥

અર્થ—પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિય અને પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય એ દરેકના આયુની જઘન્ય અબાધા અલ્પ છે. ક્ષુલ્લકભવના ત્રીજા ભાગ પ્રમાણ છે માટે. તેનાથી જઘન્યસ્થિતિબંધ સંખ્યાતગુણ છે, ક્ષુલ્લક ભવરૂપ છે માટે. તેનાથી અબાધાસ્થાનો સંખ્યાતગુણા છે, જઘન્ય અબાધા રહિત પૂર્વ કોટીનો ત્રીજો ભાગ છે માટે. તેનાછી ઉત્કૃષ્ટ અબાધા વિશેષાધિક છે, જઘન્ય અબાધાનો તેની અંદર સમાવેશ થાય છે માટે. તેનાથી દલિકોની નિષેક રચનામાં દ્વિગુણહાનિના સ્થાનો અસંખ્યાતગુણા છે, પલ્યોપમના પહેલા વર્ગમૂળના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ છે માટે. તેનાથી દ્વિગુણહાનિના એક આંતરાના સ્થિતિસ્થાનો અસંખ્યાતગુણ છે, પલ્યોપમના અસંખ્યાતા વર્ગમૂળમાં રહેલ સમયપ્રમાણ છે માટે.

તેનાથી કુલ સ્થિતિબંધસ્થાનો અસંખ્યાતગુણ છે, તેનાથી ઉત્કૃષ્ટ સ્થિતિ વિશેષાધિક છે, જઘન્ય સ્થિતિ અને અબાધાનો તેની અંદર સમાવેશ થઇ જાય છે માટે. આ પ્રમાણે પર્યાપ્ત અપર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં સાત કર્મોનું દશ ભેદે અને પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયમાં આયુકર્મનું આઠ ભેદે અલ્પબહુત્વ કહ્યું. તથા 'सन्निसु' એ પદના બહુવચનને અનુસરીને આયુકર્મના અલ્પબહુત્વમાં પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયને પણ ગ્રહણ કર્યો છે. આ અલ્પબહુત્વ પ્રમાણે બીજા જીવોમાં પણ આગમને અનુસરીને અલ્પબહુત્વ જાણી લેવું. તે આ પ્રમાણે—અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિય અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય અને પર્યાપ્ત બાદરસૂક્ષ્મ એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય એ દરેકમાં આયુની જઘન્ય અબાધા અલ્પ છે, તેનાથી જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણ છે, ક્ષુલ્લક ભવરૂપ છે માટે. તેનાથી અબાધાસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી ઉત્કૃષ્ટ અબાધા વિશેષાધિક છે, તેનાથી પણ સ્થિતિબંધસ્થાનો સંખ્યાતગુણા છે, જઘન્ય સ્થિતિ ન્યૂન પૂર્વકોટિ પ્રમાણ છે માટે. તેનાથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે, જઘન્યસ્થિતિ અને અબાધાનો તેની અંદર સમાવેશ થાય છે માટે. તથા પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિય ચઉરિન્દ્રિય તેઇન્દ્રિય બેઇન્દ્રિય સૂક્ષ્મબાદર એકેન્દ્રિયોમાં આયુવર્જિત સાત કર્મોના પ્રત્યેકના અબાધાસ્થાનો અને કંડકો અલ્પ છે. પરસ્પર બંને તુલ્ય છે, કારણકે તે આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ છે. તેનાથી જઘન્ય અબાધા અસંખ્યાતગુણી છે, અંતર્મુહૂર્તપ્રમાણ છે માટે. તેનાથી ઉત્કૃષ્ટ અબાધા વિશેષાધિક છે, કારણકે તેની અંદર જઘન્ય અબાધાનો પણ સમાવેશ થાય છે. તેનાથી દલિકોની નિષેક રચનામાં દ્વિગુણહાનિ સ્થાનો અસંખ્યાતગુણા છે. તેનાથી દ્વિગુણહાનિના એક આંતરાના સ્થિતિસ્થાનો અસંખ્યાતગુણા છે. તેનાથી અબાધાસ્થાનો અને કંડકસ્થાનો સરવાળે અસંખ્યાતગુણા છે. તેનાથી સ્થિતિસ્થાનો અસંખ્યાતગુણા છે, કારણકે તે એકેન્દ્રિય અને શેષ બેઇન્દ્રિયાદિ જીવો આશ્રયીને અનુક્રમે પલ્યોપમના અસંખ્યાતમાં તથા પલ્યોપમના સંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ છે. તેનાથી જઘન્ય સ્થિતિબંધ અસંખ્યાતગુણ છે, કારણ કે તે એકેન્દ્રિયમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ ન્યૂન સાગરોપમાદિપ્રમાણ છે અને બેઇન્દ્રિયાદિ જીવોમાં પલ્યોપમના સંખ્યાતમા ભાગ ન્યૂન પચીસ પચાસ આદિ સાગરોપમાદિ પ્રમાણ છે, તેનાથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે, કારણ કે તે એકેન્દ્રિયોને પોતાના જઘન્ય સ્થિતિબન્ધથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગ અધિક અને શેષ જીવોને પલ્યોપમના સંખ્યાતમા ભાગ અધિક છે. આ પ્રમાણે અલ્પબહુત્વ કહ્યું. ૧૦૩–૧૦૪.

હવે સ્થિતિબન્ધના હેતુભૂત અધ્યવસાયસ્થાનોનો વિચાર કરે છે. તેની

અંદર ત્રણ અનુયોગદ્વાર છે. ૧ સ્થિતિસમુદાહાર, ૨ પ્રકૃતિસમુદાહાર, અને ૩ જીવસમુદાહાર. સમુદાહારનો અર્થ પ્રતિપાદન કરવું એ છે. પ્રત્યેક સ્થિતિસ્થાનકે તેના બન્ધમાં હેતુભૂત અધ્યવસાયોનું જે પ્રતિપાદન તે સ્થિતિસમુદાહાર કહેવાય છે. તેના પણ ત્રણ અનુયોગદ્વાર છે, તે આ પ્રમાણે—૧ પ્રગણના—અધ્યવસાયની સંખ્યાની ગણતરી ૨ અનુકૃષ્ટિ, ૩ તીવ્રમન્દતા. તેમાં પ્રથમ પ્રગણનાનો વિચાર કરે છે—

**ठिइठाणे ठिइठाणे अज्झवसाया असंखलोगसमा ।**

**स्थितिस्थाने स्थितिस्थाने अध्यवसाया असंख्यलोकसमाः ।**

અર્થ—પ્રત્યેક સ્થિતિસ્થાને તેના બંધમાં હેતુભૂત અસંખ્યલોકાકાશ પ્રદેશ પ્રમાણ અધ્યવસાયો હોય છે.

ટીકાનુ૦—એક સમયે એક સાથે જેટલી સ્થિતિ બંધાય તે સ્થિતિસ્થાનક કહેવાય. જેમકે—જઘન્યસ્થિતિ એ પહેલું સ્થિતિસ્થાનક, સમયાધિક જઘન્યસ્થિતિ એ બીજું સ્થિતિસ્થાનક, એમ જઘન્યસ્થિતિથી આરંભી ઉત્કૃષ્ટસ્થિતિ સુધીના જેટલા સમયો થાય તેમાં જઘન્યસ્થિતિનું એક સ્થિતિસ્થાન ઉમેરીએ તેટલા દરેક કર્મોના સ્થિતિસ્થાનકો થાય છે. એક એક સ્થિતિસ્થાનક બાંધતા તેના બંધમાં હેતુભૂત કષાયોદયજન્ય અધ્યવસાયો અનેક જીવોની અપેક્ષાએ અસંખ્યાતાલોકાકાશ પ્રદેશપ્રમાણ હોય છે. પહેલા 'ठिइठाणे ठिइठाणे कसायउदया असंखलोगसमा' એ ગાથામાં આજ હકીકત કહી છે પરંતુ ત્યાં કષાયોદય સ્થાનમાં રસબંધમાં હેતુભૂત અધ્યવસાયોનો મુખ્યત્વે વિચાર છે. અને અહિં સ્થિતિસ્થાનકનાજ હેતુભૂત અધ્યવસાયોનો મુખ્યત્વે વિચાર છે. તે અધ્યવસાયોનો અનંતરોપરનિધાવડે અને પરંપરોપનિધાવડે એમ બે રીતે વિચાર થઇ શકે છે તેમાં પ્રથમ અનંતરોપનિધાવડે વિચાર કરે છે—

**कमसो विसेसअहिया सत्तण्हाउस्ससंखगुणा ॥ १०५ ॥**

**क्रमशो विशेषाधिकाः सप्तानामायुषोऽसंख्यगुणाः ॥ १०५ ॥**

અર્થ—સાત કર્મોમાં અનુક્રમે વિશેષાધિક છે અને આયુ કર્મમાં અસંખ્યાતગુણ અધ્યવસાયો છે.

ટીકાનુ૦—આયુ સિવાય સાતકર્મોના બીજા આદિ સ્થિતિસ્થાનો બાંધતા તેના બંધમાં હેતુભૂત અધ્યવસાયો અનુક્રમે વધારે વધારે હોય છે અને આયુમાં અનુક્રમે અસંખ્યાત અસંખ્યાતગુણ હોય છે. તે આ પ્રમાણે—જ્ઞાનાવરણીય કર્મની જઘન્યસ્થિતિ બાંધતા તે સ્થિતિબંધમાં હેતુભૂત કષાયોદયજન્ય આત્મપરિણામની સંખ્યા અનેક જીવોની અપેક્ષાએ અસંખ્યાતાલોકાકાશ પ્રદેશપ્રમાણ હોય છે, અને તે પછીના સ્થિતિસ્થાનની અપેક્ષાએ અલ્પ છે. તેટલા અધ્યવસાયોથી એક જ

સ્થિતિસ્થાન બંધાય છે. તેનાથી સમયાધિક બીજું સ્થિતિસ્થાન બાંધતા વિશેષાધિક અધ્યવસાયો હોય છે, તેનાથી ત્રીજું સ્થિતિસ્થાન બાંધતા વિશેષાધિક હોય છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સ્થિતિસ્થાનકોમાં તેના બંધમાં હેતુભૂત જે અધ્યવસાયો છે તેનાથી ઉત્તર ઉત્તર સ્થિતિસ્થાનમાં વિશેષાધિક વિશેષાધિક કરતા ત્યાં સુધી જવું યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિસ્થાન આવે. આ પ્રમાણે દર્શનાવરણીય વેદનીય મોહનીય નામ ગોત્ર અને અંતરાય કર્મના સંબંધમાં પણ કહેવું. આયુકર્મની જઘન્યસ્થિતિ બાંધતા તેના બંધમાં હેતુભૂત અનેક જીવોની અપેક્ષાએ અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ કષાયોદયજન્ય અધ્યવસાયો હોય છે. પછીના સ્થિતિબંધની અપેક્ષાએ તે અલ્પ છે. તેનાથી બીજી સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા અસંખ્યાતગુણા છે, તેનાથી ત્રીજું સ્થિતિસ્થાન બાંધતા અસંખ્યાતગુણા છે, આ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ ઉત્કૃષ્ટસ્થિતિસ્થાન આવે. આયુસિવાય સાતકર્મોમાં પૂર્વ પૂર્વ સ્થાનકથી ઉત્તર ઉત્તર સ્થાનકમાં થોડા થોડા વધે છે અને આયુકર્મમાં પૂર્વ પૂર્વસ્થાનકથી ઉત્તર ઉત્તર સ્થાનકમાં અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ વધે છે. આ પ્રમાણે અનંતરોપનિધાવડે વિચાર કર્યો. ૧૦૫

હવે પરંપરોપનિધાવડે વિચારે છે—

**पल्लासंखसमाओ गंतूण ठिईओ होंति ते दुगुणा ।**
**सतण्हज्झवसाया गुणगारा ते असंखेज्जा ॥ १०६ ॥**

**पल्यासंख्यसमाः गत्वा स्थितीः भवन्ति ते द्विगुणाः ।**
**सप्तानामध्यवसायाः गुणकाराणि तान्यसंख्येयानि ॥ १०६ ॥**

અર્થ—સાત કર્મમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા સ્થિતિસ્થાનો ઓળંગીને અધ્યવસાયો બમણા થાય છે. આવા દ્વિગુણવૃદ્ધિસ્થાનો અસંખ્યાતા થાય છે.

ટીકાનુ૦—આયુ વિના સાતકર્મોની જઘન્યસ્થિતિ બાંધતા સ્થિતિબંધમાં હેતુભૂત કષાયોદયજન્ય જે અધ્યવસાયો છે તેની અપેક્ષાએ જઘન્યસ્થિતિથી આરંભી પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાં રહેલ સમયપ્રમાણ સ્થિતિસ્થાનો ઓળંગીને પછી જે સ્થિતિસ્થાન આવે તેમાં બમણા અધ્યવસાયો થાય છે. ત્યાંથી વળી તેટલાજ સ્થિતિસ્થાનો ઓળંગી પછી જે સ્થિતિસ્થાન આવે તેની અંદર બમણા અધ્યવસાયો થાય છે. આ પ્રમાણે દ્વિગુણવૃદ્ધિ ત્યાં સુધી કહેવી યાવત્ ઉત્કૃષ્ટ સ્થિતિ આવે. આ પ્રમાણે જે દ્વિગુણવૃદ્ધિ સ્થાનો થાય છે તે અસંખ્યાતા છે. તેજ કહે છે—એક અંગુલ પ્રમાણ ક્ષેત્રમાં રહેલા આકાશપ્રદેશના પહેલા વર્ગમૂળના કુલ જેટલા છેદનકો થાય–છેદનક એટલે અર્ધા અર્ધા ભાગ–તે છેદનકોના અસંખ્યાતમા ભાગમાં જેટલા છેદનકો હોય તેની જેટલા આકાશપ્રદેશપ્રમાણ સંખ્યા થાય

તેટલા દ્વિગુણવૃદ્ધિસ્થાનો થાય છે. કર્મપ્રકૃતિમાં કહ્યું છે કે 'नाणंतराणि अंगुलमूलच्छेयणमसंखतमो' અંગુળ પ્રમાણક્ષેત્રના આકાશ પ્રદેશના કુલ છેદનકોના અસંખ્યાતમા ભાગમાં જેટલા છેદનકો હોય તેની સરવાળે જે પ્રદેશસંખ્યા થાય તેટલા દ્વિગુણવૃદ્ધિસ્થાનો થાય છે. દ્વિગુણવૃદ્ધિસ્થાનો થોડા છે અને દ્વિગુણવૃદ્ધસ્થાનકની વચ્ચેના એક આંતરાના સ્થિતિસ્થાનો અસંખ્યાતગુણા છે, આ પ્રમાણે પ્રગણાના કહી.

હવે અનુકૃષ્ટિ કહે છે—સ્થિતિબંધમાં હેતુભૂત અધ્યવસાયોની અનુકૃષ્ટિ થતી નથી, કારણ કે પ્રત્યેક સ્થિતિસ્થાનકમાં તેના બંધમાં હેતુભૂત નવાજ અધ્યવસાયો હોય છે. જેમ કે—જ્ઞાનાવરણીયની જઘન્યસ્થિતિ બાંધતા જે અધ્યવસાયો છે તે માંહેનો એક પણ અધ્યવસાય સમયાધિક જઘન્ય સ્થિતિ બાંધતા હોતો નથી પરંતુ સઘળા નવાજ—બીજાજ હોય છે. બે સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા પણ અન્યજ હોય છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિ પર્યંત કહેવુ. આજ રીતે સઘળા કર્મોના સંબંધમાં જાણવું.

હવે તીવ્રમંદતા જણાવવાનો અવસર છે પરંતુ તે આગળ ઉપર કહેશે. આ પ્રમાણે સ્થિતિસમુદાહાર–સ્થિતિસ્થાનકોમાં અધ્યવસાયોનું પ્રતિપાદન કર્યું.

હવે પ્રકૃતિ સમુદાહાર એટલે પ્રત્યેક કર્મોના બંધમાં હેતુભૂત કેટલા અધ્યવસાયો હોય તે કહે છે. તેની અંદર બે અનુયોગદ્વાર છે, તે આ પ્રમાણે-૧ પ્રમાણાનુગમ–સંખ્યાનો વિચાર અને અલ્પબહુત્વ. તેમાં પહેલા પ્રમાણાનુગમનો વિચાર કરે છે—જ્ઞાનાવરણીયકર્મના સઘળા સ્થિતિસ્થાનકોના અધ્યવસાયોની કુલ સંખ્યા અસંખ્યાતા લોકાકાશપ્રદેશપ્રમાણ છે. આ પ્રમાણે સઘળા કર્મોમાં જાણવું. ૧૦૬

હવે અલ્પબહુત્વ કહે છે—

**ठिइदीहाए कमसो असंखगुणणाए होंतिपगईणं ।**
**अज्झवसाया आउगनामट्ठमदुविहमोहाणं ॥ १०७ ॥**

**स्थितिदैर्घ्यात् क्रमशः असंख्यगुणनया भवन्ति प्रकृतीनाम् ।**
**अध्यवसाया आयुर्नामाष्टमद्विविधमोहानाम् ॥ १०७ ॥**

અર્થ—કર્મોની દીર્ઘસ્થિતિને અનુસરીને અનુક્રમે અસંખ્યાતગુણ અધ્યવસાયો હોય છે. આયુ નામ અંતરાય ચારિત્ર મોહનીય અને દર્શનમોહનીયમાં અનુક્રમે અસંખ્યાતગુણા અધ્યવસાયો હોય છે.

ટીકાનુ૦—જે કર્મની જે અનુક્રમથી મોટી સ્થિતિ છે તે ક્રમથી તેના અસંખ્યાતગુણા અધ્યવસાયો હોય છે. તે આ પ્રમાણે—આયુકર્મના બંધમાં હેતુ-

ભૂત સ્થિતિબંધના અધ્યવસાયો અલ્પ છે. તેનાથી નામકર્મના અને તેની સમાન સ્થિતિ હોવાથી ગોત્રકર્મના અસંખ્યાતગુણા છે. ગાથામાં નામકર્મનું ગ્રહણ ગોત્ર-કર્મનુ ઉપલક્ષક છે તેથી સરખી સ્થિતિવાળા અન્ય કર્મો પણ ગ્રહણ કરી લેવાના છે. અન્યત્ર પણ એમજ સમજવું.

શંકા—આયુકર્મની અંદર પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર દરેક સ્થિતિસ્થાનમાં તદ્બંધહેતુભૂત અસંખ્યાત અસંખ્યાતગુણા અધ્યવસાયો થતા જાય છે અને નામ અને ગોત્રકર્મના પ્રત્યેક સ્થિતિસ્થાનકમાં વિશેષાધિક વિશેષાધિક થાય છે. તો પછી આયુકર્મના અધ્યવસાયોથી નામ અને ગોત્રકર્મના અધ્યવસાયો અસંખ્યાત-ગુણા કેમ થાય ? આયુકર્મના સ્થિતિસ્થાનોથી નામ અને ગોત્રકર્મના સ્થિતિ-સ્થાનો ઘણા હોવાથી કદાચ વિશેષાધિક થાય.

ઉત્તર—આયુકર્મની જઘન્યસ્થિતિ બાંધતા તદ્બંધ હેતુભૂત અધ્યવસાયો ઘણાજ થોડા છે અને નામ અને ગોત્રકર્મની જઘન્ય સ્થિતિ બાંધતા તદ્બંધ હેતુ અધ્યવસાયો ઘણાજ વધારે છે. વળી આયુકર્મથી નામ અને ગોત્રકર્મના સ્થિતિસ્થાનો પણ ઘણાજ વધારે છે તેથી આયુકર્મના પ્રત્યેક સ્થિતિસ્થાનમાં અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ ક્રમે અધ્યવસાયો વધવા છતા અને નામ તથા ગોત્રમાં પ્રત્યેક સ્થિતિસ્થાનમાં વિશેષાધિક વિશેષાધિક થવા છતા સરવાળે આયુ-કર્મના સ્થિતિ બંધાધ્યવસાયોથી નામ અને ગોત્રકર્મના સ્થિતિબંધાધ્યવસાયો અસંખ્યાતગુણાજ થાય છે, માટે અહિં કંઇ દોષ નથી. નામ અને ગોત્રકર્મના સ્થિતિબંધાધ્યવસાયોથી આઠમા અંતરાયકર્મના અને તેની સમાન સ્થિતિવાળા જ્ઞાનાવરણીય દર્શનાવરણીય તથા વેદનીય કર્મના સ્થિતિબંધાધ્યવસાયો અસં-ખ્યાતગુણા છે.

શંકા—નામ અને ગોત્રની વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે જ્ઞાના-વરણીયાદિ ચાર કર્મની ત્રીસ કોડાકોડી સાગરોપમની સ્થિતિ છે નામગોત્રકર્મથી દશ કોડાકોડી સાગરોપમ માત્ર વધારે છે તેટલામાં નામ ગોત્રકર્મના સ્થિતિ-બંધાધ્યવસાયોથી જ્ઞાનાવરણીયાદિના અસંખ્યાતગુણા શી રીતે થાય ?

ઉત્તર—જો કે નામગોત્રથી જ્ઞાનાવરણીયાદિની સ્થિતિ દોઢી છે છતા સ્થિ-તિબંધના હેતુભૂત અધ્યવસાયો અસંખ્યાતગુણાજ થાય છે. કારણકે પહેલા કહે-વામાં આવ્યું છે કે પૂર્વ પૂર્વ સ્થિતિસ્થાનોથી ઉત્તરોત્તર સ્થિતિસ્થાનોમાં એવા ક્રમથી અધ્યવસાયો વધે છે કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ-સ્થાનકો ઓળંગી જઇએ એટલે બમણા થાય, વળી તેટલા ઓળંગીએ એટલે બમણા થાય. આ પ્રમાણે હોવાથી માત્ર એક પલ્યોપમ પ્રમાણ સ્થિતિસ્થાનકો ઓળંગવાથીજ અસંખ્યાતગુણા થાય–કારણકે એક પલ્યોપમમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા ખંડ અસંખ્યાતા થાય–તો પછી દશ કોડાકોડી સાગ-

રોપમને અંતે શા માટે અસંખ્યાતગુણા ન થાય? અર્થાત થાયજ.

જ્ઞાનાવરણીયાદિના સ્થિતિબંધાધ્યવસાયોથી કષાય મોહનીયના અસંખ્યાતગુણા છે, તેનાથી પણ દર્શનમોહનીયના સ્થિતિબંધાધ્યવાયો અસંખ્યાતગુણા છે. આ પ્રમાણે પ્રકૃતિસમુદાહાર વર્ણવ્યો. ૧૦૭

હવે સ્થિતિસમુદાહારમાંના વિષયમાં તીવ્રમંદતા આગળ કહીશું એમ પહેલા કહ્યું હતું હવે તે તીવ્રમંદતા કહે છે—

**सव्वजहन्नस्स रसादणंतगुणिओ य तस्स उक्कोसो ।**
**ठिइबंधे ठिइबंधे अज्झवसाओ जहाकमसो ॥ १०८ ॥**

**सर्वजघन्यस्य रसात् अनन्तगुणितश्च तस्योत्कृष्टः ।**
**स्थितिबन्धे स्थितिबन्धे अध्यवसायो यथाक्रमशः ॥ १०८ ॥**

અર્થ—સર્વ જઘન્ય સ્થિતિબંધના સર્વ જઘન્ય રસથી તેનોજ ઉત્કૃષ્ટરસ અનંતગુણ હોય છે. આ પ્રમાણે પ્રત્યેક સ્થિતિસ્થાનમાં અનુક્રમે અનંતગુણ કહેવો.

ટીકાનુ૦—સૌથી ઓછામાં ઓછો સ્થિતિબંધ કરતા સ્થિતિબંધના હેતુભૂત જે જઘન્ય અધ્યવસાય છે તેનો સંકલેશરૂપ કે વિશુદ્ધિરૂપ રસ–સ્વભાવ–સામર્થ્ય અલ્પ છે તેનાથી તેજ સ્થિતિબંધના હેતુભૂત ઉત્કૃષ્ટ અધ્યવસાય અનંતગુણ સામર્થ્યવાળું હોય છે.અહિં રસનો સ્વભાવ કે સામર્થ્ય એવો અર્થ થાય છે. તાત્પર્ય એ કે જઘન્ય અધ્યવસાયથી ઉત્કૃષ્ટ અધ્યવસાય તેટલું તીવ્ર છે. એ પ્રમાણે પ્રત્યેક સ્થિતિબંધે સ્થિતિબંધના હેતુભૂત જઘન્ય ઉત્કૃષ્ટ અધ્યવસાયો ઉક્ત પ્રકારે અનંતગુણ તીવ્ર કહેવા. તે આ પ્રમાણે–જ્ઞાનાવરણીયની જઘન્યસ્થિતિબાંધતા સ્થિતિબંધના હેતુભૂત જઘન્ય અધ્યવસાય મંદ પ્રભાવવાળું છે. તેનાથી તેજ જઘન્યસ્થિતિ બાંધતા સ્થિતિબંધમાં હેતુ ઉત્કૃષ્ટ અધ્યવસાય અનંતગુણ સામર્થ્યવાળું છે. તેનાથી સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા સ્થિતિબંધમાં હેતુભૂત જઘન્ય અધ્યવસાય અનંતગુણ સામર્થ્યવાળું છે, તેનાથી તેજ સમયાધિક જઘન્યસ્થિતિ બાંધતા સ્થિતિબંધમાં હેતુ કષાયોદયજન્ય ઉત્કૃષ્ટ અધ્યવસાય અનંતગુણ સામર્થ્યવાળું છે. આ પ્રમાણે દરેક સ્થિતિસ્થાને જઘન્ય ઉત્કૃષ્ટ સ્થિતિબંધાધ્યવસાયસ્થાનને અનંતગુણ કહેતા ત્યાં સુધી જવું યાવત્ ઉત્કૃષ્ટસ્થિતિબંધમાં હેતુ છેલ્લું સર્વોત્કૃષ્ટ કષાયોદય જન્ય અધ્યવસાય અનંતગુણ સામર્થ્યવાળું થાય. સ્થિતિબંધાધ્યવસાયસ્થાનોની અનુકૃષ્ટિ થતી નથી પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે નવાજ કષાયોદયજન્ય અધ્યવસાયો હોય છે. તેથીજ એકજ સ્થિતિબંધમાં પણ જઘન્યથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધાધ્યવસાયસ્થાન અનંતગુણ સામર્થ્યવાળું કહેવામાં આવે છે. આ પ્રમાણે સ્થિતિસમુદાહાર પૂર્ણ રીતે કહ્યો અને પ્રકૃતિ સમુદાહાર પણ કહ્યો. ૧૦૮

હવે જીવ સમુદાહાર એટલે જીવના વિષયમાં સ્થિતિબંધના હેતુભૂત અ- ધ્યવસાયોનું પ્રતિપાદન કરે છે—

**धुवपगई बंधंता चउठाणाई सुभाण इयराणं ।**
**दो ठाणगाइ तिविहं सट्ठाणजहन्नगाईसु ।। १०९ ।।**

**ध्रुवप्रकृतीर्बध्नन्तः चतुस्थानादिं शुभानामितरासाम् ।**
**द्विस्थानकादिं त्रिविधं स्वस्थानजघन्यकादिषु ।। १०९ ।।**

અર્થ—ધ્રુવબંધિની પ્રકૃતિઓ બાંધતા શુભપ્રકૃતિઓનો ચતુઃસ્થાનકાદિ ત્રણ પ્રકારનો રસ બાંધે છે, અને અશુભ પ્રકૃતિઓનો બે સ્થાનકાદિ ત્રણ પ્રકારનો રસ બાંધે છે. આ રીતે રસનો બંધ સ્વયોગ્ય જઘન્યાદિ સ્થિતિ બાંધતા પ્રવર્ત્તે છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ, મિથ્યાત્વમોહનીય, સોળ કષાય, ભય, જુગુપ્સા, તૈજસ, કાર્મણ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, અગુરૂલઘુ, ઉ- પઘાત, નિર્માણ અને અંતરાયપંચકરૂપ સુડતાલીસ ધ્રુવપ્રકૃતિઓને બાંધતા પરા- વર્ત્તમાન સાતવેદનીય, દેવદ્વિક, મનુષ્યદ્વિક, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયદ્વિક, ઔદારિક દ્વિક, આહારકદ્વિક, સમચતુરસ્રસંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, પરાઘાત, ઉ- ચ્છવાસ, આતપ, ઉદ્યોત, ત્રસદશક, પ્રશસ્તવિહાયોગતિ, તીર્થંકરનામકર્મ, નરકાયુ વિના ત્રણ આયુ, અને ઉચ્ચગોત્રરૂપ ચોત્રીશ પુન્યપ્રકૃતિઓનો ચતુઃસ્થાનક ત્રિ- સ્થાનક અને દ્વિસ્થાનક રસબંધ કરે છે. તથા તેજ પૂર્વોક્ત ધ્રુવપ્રકૃતિઓ બાંધતા જો પરાવર્ત્તમાન અશાતાવેદનીય, વેદત્રય, હાસ્ય, રતિ, શોક, અરતિ, નરકાયુ, નરકદ્વિક, તિર્યંગદ્વિક, પંચેન્દ્રિય જાતિવિના શેષ ચાર જાતિ, પ્રથમ સંસ્થાન વિના શેષ પાંચ સંસ્થાન, પ્રથમ સંઘયણ વિના શેષ પાંચ સંઘયણ, અપ્રશસ્ત વિહાયોગતિ, સ્થાવરદશક અને નીચગોત્રરૂપ ઓગણચાળીશ પ્રકૃતિઓ બાંધે તો તેઓનો દ્વિસ્થાનક ત્રિસ્થાન અને ચતુઃસ્થાનક રસબંધ કરે છે. આ પ્રમાણે ધ્રુવપ્રકૃતિ બાંધતા ઉપર પરાવર્ત્તમાન પુન્ય તથા પાપ પ્રકૃતિઓનો જે રસબંધ કહ્યો તે પોતપોતાને યોગ્ય જઘન્ય કે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા થાય છે એમ સમજવું. એજ સંબંધમાં વિશેષ વિચાર આ પ્રમાણે છે—ધ્રુવબંધિ પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ બાંધતા પરાવર્ત્તમાન જે શુભ પ્રકૃતિઓ બંધાય છે તેનો ચતુઃસ્થાનક રસબંધ કરે છે, અને જે અપરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓ બંધાય છે તેનો દ્વિસ્થાનક રસબંધ કરે છે. કારણ કે ત્રણ આયુવિના કોઇપણ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ પ્રશસ્ત પરિણામે થાય છે અને પ્રશસ્ત પરિ- ણામ હોવાથી પુન્યપ્રકૃતિઓનો ચતુઃસ્થાનક અને પાપ પ્રકૃતિઓનો દ્વિસ્થાનક રસબંધ થાય છે. જેમ જેમ પરિણામની મલીનતા થતી જાય છે તેમ તેમ

સ્થિતિબંધ વધારે વધારે થતો જાય છે ત્યારે પુન્યપ્રકૃતિઓમાં રસબંધ મંદ મંદ થતો જાય છે અને પાપપ્રકૃતિઓમાં રસબંધ વધારે વધારે થતો જાય છે. જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે ત્યારે પાપપ્રકૃતિઓનો ચતુઃસ્થાનક રસબંધ થાય છે અને પુન્યપ્રકૃતિઓનો તથાસ્વભાવે બે સ્થાનક રસબંધ થાય છે. આ પ્રમાણે સ્થિતિબંધ જેમ જેમ ઓછો થાય તેમ તેમ પુન્યપ્રકૃતિઓના રસની વૃદ્ધિ અને પાપપ્રકૃતિઓના રસની હાનિ થતી જાય છે. આજ ક્રમે સ્થિતિબંધને અનુસરી રસબંધ કેવી રીતે વધે છે તે કહે છે—ધ્રુવબંધિ પ્રકૃતિઓની અજઘન્ય સ્થિતિ બાંધતા પરાવર્ત્તમાન શુભ પ્રકૃતિઓનો અથવા અશુભપ્રકૃતિઓનો ત્રિસ્થાનક રસબંધ કરે છે. અહિં બંનેનો સમાન રસબંધ થાય છે તેમ સમજવાનું નથી પરંતુ જ્યારે અપ્રત્યાખ્યાનાવરણી કષાય મન્દ હોય ત્યારે પુન્યનો તીવ્ર ત્રિસ્થાનક અને પાપનો મંદ ત્રિસ્થાનક રસબંધ થાય છે, અને જેમ જેમ તે કષાય તીવ્ર થતો જાય તેમ તેમ પુન્યનો મંદ મંદ ત્રિસ્થાનક અને પાપનો તીવ્ર તીવ્ર ત્રિસ્થાનક રસબંધ થતો જાય છે. ત્રિસ્થાનક રસબંધના અસંખ્ય પ્રકાર હોવાથી આ હકીકત ઘટી શકે છે. ધ્રુવબંધિની પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો દ્વિસ્થાનક રસબંધ અને અશુભપ્રકૃતિઓનો ચતુઃસ્થાનક રસબંધ કરે છે. અહિં પણ જેમ જેમ કષાયનું બળ વધતું જાય તેમ તેમ સ્થિતિબંધ વધારે પુન્યનો રસ મંદ અને પાપનો તીવ્ર રસબંધ થાય છે એમ સમજવાનું છે. આજ કારણથી પુન્ય પ્રકૃતિઓનો ચતુઃસ્થાનકાદિ ત્રિવિધ રસબંધ કહ્યો. અને પાપ પ્રકૃતિઓનો ત્રિસ્થાનકાદિ ત્રિવિધ રસબંધ કહ્યો. કારણકે જ્યારે પુન્ય પ્રકૃતિઓનો ચતુઃસ્થાનક રસબંધ થતો હોય ત્યારે પરિણામ અતિશય નિર્મળ હોય છે તે વખતે સ્થિતિબંધ જઘન્ય થાય અને પાપપ્રકૃતિઓનો એક સ્થાનક કે બે સ્થાનક રસબંધ થાય. જ્યારે પુન્ય પ્રકૃતિઓનો ત્રિસ્થાનક રસબંધ થાય ત્યારે શુભપરિણામની મંદતાને લઇ સ્થિતિબંધ અજઘન્ય–મધ્યમ થાય અને પાપપ્રકૃતિઓનો ત્રિસ્થાનક રસબંધ થાય, અને જ્યારે પુન્યપ્રકૃતિઓનો બેસ્થાનક રસબંધ થાય ત્યારે પરિણામની કિલષ્ટતા હોવાથી સ્થિતિબંધ ઉત્કૃષ્ટ થાય તથા પાપપ્રકૃતિઓનો ચતુઃસ્થાનક રસબંધ થાય છે. સ્થિતિબંધ તથા રસબંધનો આધાર કષાય પર છે જેમ જેમ કષાય તીવ્ર તેમ તેમ સ્થિતિબંધ વધારે પુન્યમાં રસ કમ અને પાપમાં તીવ્ર રસબંધ થાય છે. એ નિયમ પ્રમાણે જ્યારે અનંતાનુબંધિ કષાય તીવ્રરૂપમાં હોય ત્યારે સ્થિતિબંધ ઉત્કૃષ્ટ પાપપ્રકૃતિઓમાં રસ તીવ્ર—ચતુઃસ્થાનક અને પુન્યમાં રસ મંદ–તથાસ્વભાવે બે સ્થાનક થાય છે, જેમ જેમ તે કષાય ઘટતો જાય તેમ તેમ પાપમાં રસ મંદ પુન્યમાં વધારે અને સ્થિતિબંધ ઓછો થતો જાય છે. અપ્રત્યાખ્યાનાવરણીય તીવ્રરૂપમાં હોય ત્યારે સ્થિતિબંધ મધ્યમ પુન્યમાં ત્રિસ્થાન અને પાપમાં પણ ત્રિસ્થાનક રસ-

બંધ થાય છે, તે કષાય પણ જેમ જેમ ઘટતો જાય તેમ તેમ પુન્ય પ્રકૃતિઓના રસમાં વૃદ્ધિ અને પાપના રસમાં હાનિ થતિ જાય છે. પ્રત્યખ્યાનાવરણીય કષાય જ્યારે તીવ્ર રૂપમાં હોય ત્યારે સ્થિતિબંધ પૂર્વના કરતા કમ પુન્યનો ચતુઃસ્થાનક રસબંધ અને પાપનો બે સ્થાનક રસબંધ થાય છે. તે પણ કષાયના ઘટવાથી ઘટતો જાય છે. સંજ્વલનકષાય જ્યારે તીવ્રરૂપમાં હોય ત્યારે સ્થિતિબંધ પૂર્વનાથી કમ પુન્યનો ચતુઃસ્થાનક રસબંધ પરંતુ પૂર્વથી ઘણો વધારે અને પાપનો બે સ્થાનક રસબંધ થાય છે. તેનું બળ પણ જેમ જેમ ઘટતું જાય છે તેમ તેમ પુન્યનો ચતુઃસ્થાનક રસ વધતો જાય છે અને પાપનો બે સ્થાનક કે એક સ્થાનક રસબંધ થાય છે. છેવટે દશમા ગુણસ્થાનકના અંત સમયે કષાય અત્યંત મંદ હોવાથી પુન્યનો અત્યંત ઉત્કૃષ્ટ અને પાપનો અત્યંત હીન રસબંધ થાય છે. આ પ્રમાણે કષાયની તીવ્ર મંદતા પર સ્થિતિ રસબંધની તીવ્ર મંદતા અવલંબે છે ૧૦૯.

હવે ધ્રુવ પ્રકૃતિઓની જઘન્યાદિ સ્થિતિ બાંધતા પુન્ય પ્રકૃતિઓના ચતુઃસ્થાનકાદિ રસબંધ કરનારા અને પાપ પ્રકૃતિઓના દ્વિસ્થાનકાદિ રસબંધ કરનારા જીવોના વિષયમાં અલ્પબહુત્વ કહે છે—

**चउदुठाणाइ सुभासुभाण बंधे जहन्नधुवठिइसु ।**
**थोवा विसेसअहिया पुहुत्तपरओ विसेसूणा ॥११०॥**

**चतुःद्विस्थानादौ शुभाशुभानां बन्धे जघन्यध्रुवस्थितिषु ।**
**स्तोका विशेषाधिकाः पृथक्त्वपरतो विशेषोनाः ॥११०॥**

અર્થ— પુન્ય પ્રકૃતિઓનો ચતુઃસ્થાનક અને પાપ પ્રકૃતિઓનો બે સ્થાનક રસબંધ થતો હોય ત્યારે ધ્રુવ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ બાંધનારા જીવો અલ્પ હોય છે, પછીપછીની સ્થિતિ બાંધનારા જીવો ક્રમશઃ વધારે વધારે હોય છે. શતપૃથક્ત્વ સાગરોપમ પછીના સ્થાનકોમાં અલ્પ અલ્પ હોય છે.

ટીકાનુ૦—પરાવર્તમાન શુભ પ્રકૃતિઓનો ચોઠાણીયો અને પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓનો બેઠાણીયો રસ બાંધતા જે જીવો ધ્રુવબંધિ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ બાંધે છે તે થોડા છે, ત્યારપછીની બીજી સ્થિતિ જેઓ બાંધે છે તે વિશેષાધિક છે, ત્રીજી સ્થિતિ બાંધનારા વિશેષાધિક છે, એ પ્રમાણે ઉત્તરોત્તર ત્યાં સુધી કહેવું યાવત્ સેંકડો પૃથક્ત્વ સાગરોપમ પ્રમાણ સ્થિતિઓ જાય. અહિં 'પૃથક્ત્વ' શબ્દ બહુત્વવાચી હોવાથી તાત્પર્ય આ પ્રમાણે છે— ઘણા સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિઓ જાય ત્યાં સુધી અનુક્રમે એક એક સ્થિતિ સ્થાને વિશેષાધિક વિશેષાધિક જીવો કહેવા. ત્યારપછીથી વિશેષહીન

વિશેષહીન કહેવા. અને તે પણ એક એક સ્થિતિ સ્થાનકે વિશેષહીન વિશેષહીન અનેક સેંકડો સાગરોપમ સુધી કહેવા. તથા પરાવર્તમાન શુભ અથવા અશુભ પ્રકૃતિઓનો ત્રણ ઠાણીયો રસ બાંધતા તે સમયે જેટલી સ્થિતિ બંધાઇ શકે તેટલી ધ્રુવબંધિ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ બાંધનારા જીવો થોડા છે, ત્યાર પછીની બીજી સ્થિતિ બાંધનારા વિશેષાધિક, ત્રીજી સ્થિતિ બાંધનારા વિશેષાધિક, એ પ્રમાણે ઉત્તરોત્તર વિશેષાધિક વિશેષાધિક ત્યાંસુધી કહેવું યાવત્ ઘણા સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિઓ જાય. ત્યાર પછી એકએક સ્થિતિ સ્થાનકે વિશેષહીન વિશેષહીન કહેવા, તે પણ સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિ સ્થાનક સુધી કહેવા. તથા પરાવર્તમાન શુભ પ્રકૃતિઓનો બેઠાણીયો રસ અને પરાવર્તમાન અશુભ પ્રકૃતિઓનો ચોઠાણીયો રસ બાંધતા ધ્રુવબંધિ પ્રકૃતિઓનો સ્વભૂમિકાને અનુસરી જઘન્ય સ્થિતિ બાંધનારા એટલે કે તે વખતે જેટલી સ્થિતિ બંધાઇ શકે તેટલી સ્થિતિ બાંધનારા જીવો અલ્પ છે, ત્યાર પછીની બીજી સ્થિતિ બાંધનારા વિશેષાધિક છે, ત્યાર પછીની ત્રીજી સ્થિતિ બાંધનારા વિશેષાધિક છે, એ પ્રમાણે ત્યાં સુધી કહેવું યાવત્ ઘણા સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિઓ જાય. ત્યાર પછીની સ્થિતિ બાંધનારા જીવો ઉત્તરોત્તર હીન હીન છે. તે પણ ઉત્તરોત્તર સ્થિતિઓમાં વિશેષહીન વિશેષહીન સેંકડો સાગરોપમ પ્રમાણ સ્થિતિસ્થાનક પર્યંત કહેવું. આ પ્રમાણે અનંતરોપનિધાવડે વિચાર કર્યો ૧૧૦.

હવે પરંપરોપનિધાવડે વિચાર કરતા કહે છે—

**पल्लासंखियमूला गंतुं दुगुणा हवंति अद्धा य ।**
**नाणा गुणहाणीणं असंखगुणमेगगुणाविवरं ॥ १११ ॥**

**पल्याऽसंख्येयमूलानि गत्वा द्विगुणा भवन्ति अर्द्धाश्च ।**
**नानागुणहानीनामसंख्यगुणमेकं गुणविवरम् ॥१११॥**

અર્થ—પલ્યોપમના અસંખ્યાતા વર્ગમૂળો ઓળંગીને ત્યાર પછીના સ્થાનકમાં બમણા બમણા જીવો શતપૃથકત્વ સાગરોપમપર્યંત થાય છે. ત્યાર પછીથી તેટલા સ્થાનકો ઓળંગીને અર્ધા થાય છે. ગુણવૃદ્ધિ અને ગુણહાનિના સ્થાનકો અલ્પ છે, અને ગુણવૃદ્ધ કે ગુણહીનના આંતરાના સ્થાનો અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો ચોઠાણીયો અને પાપપ્રકૃતિઓનો બેઠાણીયો રસ બાંધતા જે જીવો ધ્રુવબંધિ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ બાંધે છે, તેની અપેક્ષાએ તે જઘન્ય સ્થિતિથી આરંભી પલ્યોપમના અસંખ્યાતા વર્ગમૂળોમાં જેટલા સમયો હોય તેટલા સ્થિતિસ્થાનો ઓળંગી પછી જે સ્થિતિસ્થાનક આવે તેના બાંધનારા જીવો બમણા હોય છે. વળી પણ ત્યાંથી તેટલા

સ્થિતિસ્થાનો ઓળંગી પછી જે સ્થિતિસ્થાન આવે તેના બાંધનારા જીવો બમણા હોય છે. આ પ્રમાણે તેટલા તેટલા સ્થિતિસ્થાનો ઓળંગી પછી પછીના સ્થિતિસ્થાનને બાંધનારા બમણા બમણા જીવો ત્યાં સુધી કહેવા યાવત્ સેંકડો સાગરોપમપ્રમાણ સ્થિતિસ્થાનો જાય. ત્યાર પછીના સ્થિતિસ્થાનથી આરંભી પલ્યોપમના અસંખ્યાતા વર્ગમૂળ પ્રમાણ સ્થિતિસ્થાનો ઓળંગી પછી જે સ્થિતિસ્થાન આવે તેમાં દ્વિગુણવૃદ્ધના છેલ્લા સ્થાનકની અપેક્ષાએ અર્ધા જીવો હોય છે. ત્યાંથી વળી તેટલા સ્થિતિસ્થાનો ઓળંગી પછીના સ્થિતિસ્થાનને બાંધનારા જીવો અર્ધા હોય છે. એ પ્રમાણે અર્ધા અર્ધા ત્યાં સુધી કહેવા યાવત્ ઘણા સેંકડો સાગરોપમપ્રમાણ સ્થિતિસ્થાનો જાય. સઘળા મળી દ્વિગુણવૃદ્ધિના અને દ્વિગુણહાનિના કેટલા સ્થાનકો થાય ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે—પલ્યોપમના પ્રથમવર્ગમૂળના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ થાય છે. જે સ્થાનકમાં દ્વિગુણવૃદ્ધ કે દ્વિગુણહીન જીવો હોય છે, તે સ્થાનકો હવે પછીના સ્થાનકની અપેક્ષાએ અલ્પ છે. કેમકે તે પલ્યોપમના પ્રથમ વર્ગમૂળના અસંખ્યાતમા ભાગના સમયપ્રમાણ છે. તેનાથી દ્વિગુણવૃદ્ધ કે દ્વિગુણહીનના એક આંતરામાં અસંખ્યાતગુણા સ્થિતિસ્થાનો છે. કારણ કે પલ્યોપમના અસંખ્યાતા વર્ગમૂળના સમય પ્રમાણ છે. આ પ્રમાણે પરાવર્ત્તમાન શુભ કે અશુભ પ્રકૃતિઓનો ત્રણ ઠાણીયો રસ બાંધનારા તથા પરાવર્ત્તમાન શુભ પ્રકૃતિઓનો બેઠાણીયો અને અશુભ પરાવર્ત્તમાન પ્રકૃતિઓનો ચોઠાણીયો રસ બાંધનારા જીવોના વિષયમાં પણ અલ્પબહુત્વ કહેવું. અહિં શુભ અથવા અશુભ પરાવર્ત્તમાન પ્રકૃતિઓના રસબંધના વિષયમાં અનાકાર ઉપયોગે બેઠાણીયા રસનો બંધ થાય છે, અને સાકાર ઉપયોગે બે ત્રણ અને ચાર ઠાણીયા રસનો બંધ થાય છે એમ સમજવું. આ હકીકત અનુકુષ્ટિ સમજવાથી સમજી શકાય છે. તે અને અન્ય એ પ્રમાણે જ્યાં સુધી અધ્યવસાયોની અનુકૃષ્ટિ થાય છે તેમાંના જે અધ્યવસાયોવડે બે ઠાણીયો રસ બંધાય છે તે અનાકારોપયોગ વડે બંધાઇ શકે છે ૧૧૧.

હવે સઘળા સ્થિતિસ્થાનોનું અલ્પબહુત્વ કહે છે—

**चउठाणाई जवमज्झ हिट्ठउवरिं सुभाण ठिइबंधा ।**
**संखेज्जगुणा ठिइठाणगाई असुभाण मीसा य ॥११२॥**

**चतुःस्थानादीनां यवमध्यादध उपरि शुभानां स्थितिबन्धौ ।**
**संख्येयगुणानि स्थितिस्थानानि अशुभानां मिश्राणि च ॥११२॥**

અર્થ—ચાર સ્થાનકાદિ રસ યોગ્ય સ્થિતિસ્થાનકોના યવમધ્યની નીચે અને ઉપરના સ્થિતિસ્થાનો અનુક્રમે સંખ્યાતગુણા છે. શુભ અશુભ પ્રકૃતિઓનો

જઘન્ય સ્થિતિબંધ ક્રમે સંખ્યાતગુણ અને વિશેષાધિક છે અને તેનાથી અશુભ-પ્રકૃતિઓના દ્વિસ્થાનકાદિ રસયોગ્ય સ્થિતિસ્થાનોના યવમધ્યની નીચે ઉપરના સ્થિતિસ્થાનો અને મિશ્ર સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—જેટલા અને જે સ્થિતિસ્થાનકોને બાંધતો આત્મા ચોઠાણીયો રસબંધ કરે છે તેનું જે યવમધ્ય તે ચતુઃસ્થાનક રસ યવમધ્ય કહેવાય છે. આ પ્રમાણે ત્રિસ્થાનકરસ યવમધ્ય અને દ્વિસ્થાનકરસ યવમધ્ય માટે પણ સમજવું. પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓના ચતુઃસ્થાનકરસ યવમધ્યની નીચેના સ્થિતિસ્થાનો અલ્પ છે, તેનાથી ચતુઃસ્થાનકરસ યવમધ્યની ઉપરના સ્થિતિસ્થાનો સંખ્યાત-ગુણા છે, તેનાથી પરાવર્ત્તમાન શુભ પ્રકૃતિઓના ત્રિસ્થાનકરસ યવમધ્યની નીચેના સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી ત્રિસ્થાનક રસ યવમધ્યની ઉપરના સ્થિ-તિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓના દ્વિસ્થાનક રસ યવમધ્યની નીચેના એકાંત સાકારોપયોગવડે બંધાતા સ્થિતિસ્થાનો સંખ્યા-તગુણા છે, તેનાથી દ્વિસ્થાનકરસ યવમધ્યની નીચેના પરંતુ એકાંત સાકારોપ-યોગ વડે જે સ્થિતિસ્થાનો બંધાય છે તેની ઉપરના સાકાર અને અનાકાર એમ મિશ્ર ઉપયોગ વડે બંધાતા સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પણ દ્વિસ્થા-નકરસ યવમધ્યની ઉપરના મિશ્ર સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પણ પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણો છે, તેનાથી પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ વિશેષાધિક છે, તેનાથી પણ પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓના દ્વિસ્થાનક રસ યવમધ્યની નીચેના એકાંત સાકારોપયોગવડે બંધાતા સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પણ દ્વિસ્થા-નકરસ યવમધ્યની નીચેના પરંતુ એકાંત સાકારોપયોગવડે જે બંધાય છે તેની ઉપરના મિશ્ર—સાકાર અને અનાકાર એમ બંને ઉપયોગ વડે બંધાતા સ્થિતિ-સ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પણ તેજ પરાવર્ત્તમાન અશુભપ્રકૃતિઓના દ્વિસ્થાનકરસ યવમધ્યની ઉપરના મિશ્ર સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, (તેનાથી ઉપરના એકાંત સાકારોપયોગ યોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે,) તેનાથી પણ તેજ પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓના ત્રિસ્થાનકરસ યવમધ્યની નીચેના સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી ત્રિસ્થાનકરસ યવમધ્યની ઉપ-રના સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓના ચતુઃસ્થાનક રસ યવમધ્યની નીચેના સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પણ ચતુઃસ્થાનકરસ યવમધ્યની ઉપરની ડાયસ્થિતિ સંખ્યાતગુણી છે. અહિં ડાયસ્થિ-તિ એટલે જે સ્થિતિસ્થાનકથી અપવર્ત્તના કરણ[1] વડે ઉત્કૃષ્ટ સ્થિતિને પ્રાપ્ત

૧ અહિં તાત્પર્ય એમ જણાય છે કે જે સ્થિતિસ્થાનક બાંધતો આત્મા ઉત્કૃષ્ટ સ્થિતિ સુધીના સ્થાનકોની અપવર્ત્તના કરી શકે તે સ્થિતિ ડાયસ્થિતિ કહેવાય. પછી બહુશ્રુત જાણે.

થાય તેટલી સ્થિતિ ડાયસ્થિતિ કહેવાય છે. તેનાથી પણ અંતઃકોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિ સંખ્યાતગુણી છે, તેનાથી પણ પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓના દ્વિસ્થાનકરસ યવમધ્યની ઉપરના જે મિશ્ર સ્થિતિસ્થાનો છે તેની ઉપરના એકાંત સાકારોપયોગ યોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, તેનાથી પણ પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે, તેનાથી પણ પરાવર્ત્તમાન અશુભપ્રકૃતિઓની બદ્ધ ડાયસ્થિતિ વિશેષાધિક છે. બદ્ધ ડાયસ્થિતિ એટલે જે સ્થિતિસ્થાનક બાંધીને આત્મા માંડુકપ્લુતિ ન્યાયે ડાય–ફાળ મારીને ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે ત્યાંથી આરંભી ત્યાં સુધીની સ્થિતિ બદ્ધ ડાયસ્થિતિ કહેવાય છે. અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિબંધ કરીને પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય આત્મા અનંતર સમયે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી શકે છે માટે અંતઃકોડાકોડી સાગરોપમ ન્યૂન સંપૂર્ણ કર્મ સ્થિતિપ્રમાણ સ્થિતિ બદ્ધ ડાયસ્થિતિ કહેવાય છે. તેનાથી પણ પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ વિશેષાધિક છે. હવે ગાથાનો અક્ષરાર્થ કઇ રીતે કરવો તે કહે છે—ચતુઃસ્થાનાદિ—પરાવર્ત્તમાન શુભપ્રકૃતિઓના ચોઠાણીયા, ત્રિઠાણીયા અને બેઠાણીયા રસવાળા દરેકના યવમધ્યની નીચેના અને ઉપરના સ્થિતિસ્થાનો અનુક્રમે સંખ્યાતગુણા છે. ગાથાના અંતમાં મૂકેલ 'ચ' શબ્દ નહિ કહેલ અર્થનો સમુચ્ચય કરતો હોવાથી દ્વિસ્થાનકરસ યવમધ્યની નીચે ઉપરના મિશ્ર સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા કહેવા. તથા શુભ અશુભ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિબંધ અનુક્રમે સંખ્યેયગુણ તથા વિશેષાધિક કહેવો. તેનાથી પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓના દ્વિસ્થાનક ત્રિસ્થાનક અને ચતુઃસ્થાનક રસવાળા દરેકના સ્થિતિસ્થાનકના યવમધ્યની નીચેના અને ઉપરના સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે, અને દ્વિસ્થાનકરસ યવમધ્યની નીચે ઉપરના મિશ્ર સ્થાનકો પણ સંખ્યાતગુણા છે. 'ચ' શબ્દ અનુક્તનો સમુચ્ચાયક હોવાથી ડાયસ્થિતિ અને અંતઃકોડાકોડી સાગરોપ્રમાણ સ્થિતિ ક્રમે સંખ્યાતગુણ છે. તેનાથી પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓના દ્વિસ્થાનકરસ યવમધ્યની ઉપરના એકાંત સાકારોપયોગ યોગ્ય સ્થિતિસ્થાનો સંખ્યાતગુણા છે. તેનાથી પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ, પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓની બદ્ધ ડાયસ્થિતિ અને પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અનુક્રમે વિશેષાધિક છે. આ સઘળા સ્થાનકોનું અલ્પબહુત્વ સુખ પૂર્વક બોધ થાય એટલા માટે આગમને અનુસરી પહેલાંજ કહેવાયું છે.

હવે આ વિષયમાં જીવોનું અલ્પબહુત્વ કહે છે–પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો ચાર ઠાણીયો રસ બાંધનારા જીવો અલ્પ છે, તેનાથી ત્રણ સ્થાનક

રસ બાંધનારા સંખ્યાતગુણા છે, તેનાથી પણ બેઠાણીયો રસ બાંધનારા જીવો સંખ્યાતગુણા છે, તેનાથી પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓનો બેઠાણીયો રસ બાંધનારા જીવો સંખ્યાતગુણા છે, તેનાથી પણ ચોઠાણીયો રસ બાંધનારા સંખ્યાતગુણા છે, અને તેનાથી પણ ત્રણ સ્થાનક રસ બાંધનારા આત્માઓ સંખ્યાતગુણા છે.

આ પ્રમાણે કર્મપ્રકૃતિ સંગ્રહમાં બંધનકરણનો અનુવાદ સમાપ્ત થયો.

---

ॐ ह्रीं श्री अर्हते नमः

## શ્રી સંક્રમણકરણ

આ પ્રમાણે બંધનકરણ કહ્યું. હવે ઉદ્દેશક્રમે અવસર પ્રાપ્ત સંક્રમકરણને કહેવાની શરૂઆત કરે છે. પ્રકૃતિ, સ્થિતિ, રસ, અને પ્રદેશરૂપ વિષયના ભેદે સંક્રમ ચાર પ્રકારે છે. તેમાં પહેલા સંક્રમનું સામાન્ય લક્ષણ કહેવાને ઇચ્છતા આચાર્ય મહારાજ આ ગ્રંથની શરૂઆત કરે છે—

**बज्झंतियासु इयरा ता ओवि य संकमंति अन्नोन्नं ।**
**जा संतयाए चिट्ठहिं बंधाभावेवि दिट्ठीओ ॥ १ ॥**

**बध्यमानास्वितराः ता अपि च सङ्क्रामन्त्यन्योऽन्यम् ।**
**याः सत्तया तिष्ठन्ति बन्धाभावेऽपि दृष्टी ॥ १ ॥**

અર્થ—જે પ્રકૃતિઓ સત્તાવડે રહેલી-વિદ્યમાન છે તે અબધ્યમાન પ્રકૃતિઓનો બધ્યમાન પ્રકૃતિમાં જે સંક્રમ થાય છે, તથા બધ્યમાન પ્રકૃતિઓનો પરસ્પર જે સંક્રમ થાય છે, તે સઘળો સંક્રમ કહેવાય છે. બંધનો અભાવ છતા પણ બે દૃષ્ટિનો સંક્રમ થાય છે.

ટીકાનુ૦—બધ્યમાન-બંધાતિ પ્રકૃતિઓમાં અબધ્યમાન-નહિ બંધાતિ પ્રકૃતિઓનો જે સંક્રમ થાય છે, સંક્રમ થાય છે એટલે બધ્યમાન પ્રકૃતિરૂપે પરિણમે છે-પોતાના સ્વરૂપને છોડી બંધાતિ પ્રકૃતિના સ્વરૂપને પ્રાપ્ત કરે છે તે સંક્રમ કહેવાય છે. જેમ કે-બંધાતિ સાતવેદનીયમાં નહિ બંધાતિ અસાતવેદનીય સંક્રમે છે, અથવા બંધાતા ઉચ્ચગોત્રમાં નહિ બંધાતુ નીચગોત્ર સંક્રમે છે તે સંક્રમ કહેવાય છે. જે પ્રકૃતિ જેની અંદર સંક્રમે તે પ્રકૃતિ તે રૂપે થઇ જાય છે. અસાતવેદનીય સાતવેદનીયમાં સંક્રમે ત્યારે તે સાતવેદનીયરૂપે થાય છે, એટલે તે સાતવેદનીયનુંજ-સુખ ઉત્પન્ન કરવા રૂપ-કાર્ય કરે[1] છે. એ પ્રમાણે સર્વત્ર સ-

૧ સંક્રમણ કરણવડે જે પ્રકૃતિઓ બંધાતિ પ્રકૃતિમાં સંક્રમે છે તે તે રૂપે થઇ જાય છે. એટલે જેની અંદર સંક્રમી તેનુંજ કાર્ય કરે છે. નીચગોત્ર ઉચ્ચગોત્રમાં જ્યારે સંક્રમે ત્યારે જેટલું દલિક ઉચ્ચગોત્ર રૂપે થયું તે ઉચ્ચગોત્રનુંજ કાર્ય કરે છે. જેની અંદર સંક્રમે છે તે પતદ્ગ્રહ કહેવાય છે. જ્યાં સુધી પતદ્ગ્રહ હોય ત્યાં સુધી તેની અંદર તેની સ્વજાતીય પ્રકૃતિ સંક્રમે છે. એટલું યાદ રાખવું કે સત્તાગત સઘળું દલિક સંક્રમતું નથી પરંતુ અમુક ભાગજ સંક્રમે છે. નીચગોત્ર ઉચ્ચગોત્રમાં જ્યારે સંક્રમે ત્યારે નીચગોત્ર સર્વથા સંક્રમી તેની સત્તાજ ઉડી જાય એમ થતું નથી, પરંતુ નીચગોત્રનો અમુક ભાગજ સંક્રમે છે. એટલે તેની પણ સત્તા કાયમ રહે છે, જેટલું સંક્રમે તેટલું તે રૂપે થાય છે.

મજવું. તથા બધ્યમાન પ્રકૃતિઓનો પરસ્પર જે સંક્રમ થાય છે, જેમ કે–બધ્યમાન શ્રુતજ્ઞાનાવરણમાં બધ્યમાન મતિજ્ઞાનાવરણનો, અને બધ્યમાન મતિજ્ઞાનાવરણમાં બધ્યમાન શ્રુતજ્ઞાનવરણનો એ પણ સઘળો સંક્રમ કહેવાય છે. હવે કેવા સ્વરૂપવાળી અબધ્યમાન પ્રકૃતિઓ સંક્રમે છે? તો કહે છે કે—જે પ્રકૃતિઓના દલિકો સત્તામાં હોય છે તે સંક્રમે છે. જેનો ક્ષય થઇ ગયો હોય અને જેણે હજી પોતાના સ્વરૂપને પ્રાપ્ત કર્યું ન હોય એટલે કે જેઓ સત્તામાંજ પ્રાપ્ત થઇ ન હોય તેનો સંક્રમ થતો નથી. કારણ કે તે અનુક્રમે નષ્ટ થયેલી હોવાથી અને ઉત્પન્ન થયેલી નહિ હોવાથી તેના દલિકોનોજ અભાવ છે.

બધ્યમાન પ્રકૃતિઓના દલિકો તો સત્તામાં હોયજ કારણ કે તે બંધાય છે, એટલે બંધાવલિકા ગયા પછી તે તો સંક્રમી શકે છે એટલે તેના સંબંધમાં કંઇ પ્રશ્ન રહેતો નથી. પરંતુ અબધ્યમાન જે પ્રકૃતિઓ સંક્રમે છે તેઓના દલિકો જે સત્તામાં હોય તે સંક્રમે છે. જે દલિકો ભોગવાઇ ક્ષય થઇ ગયા હોય તે ક્ષય થયેલા હોવાથીજ સંક્રમતા નથી, અને જેઓએ પોતાના સ્વરૂપનેજ પ્રાપ્ત ન કર્યું હોય એટલે કે જેઓ સ્વરૂપેજ સત્તામાં ન હોય તે સત્તામાંજ નહિ હોવાથી સંક્રમતા નથી. તાત્પર્ય એ કે સત્તામાં રહેલા અબધ્યમાન પ્રકૃતિઓના દલિકો બધ્યમાન પ્રકૃતિરૂપે થાય છે. અબધ્યમાન પ્રકૃતિઓનો બધ્યમાન પ્રકૃતિઓમાં, અથવા બધ્યમાનનો બધ્યમાનમાં જે સંક્રમ થાય તે સંક્રમ કહેવાય એવું જે સંક્રમનું લક્ષણ કહ્યું તે પરિપૂર્ણ નથી. કારણ કે મિશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીય નથી બંધાતિ છતા તેમાં મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીયનો સંક્રમ થાય છે. આ વસ્તુ ધ્યાનમાં રાખી વિશેષ કહે છે–પતદ્ગ્રહરૂપ મિશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીયના બંધનો અભાવ છતા પણ તેની અંદર મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીયનો સંક્રમ થાય છે. ચોથા ગુણસ્થાનકથી આરંભી અગીઆરમા ગુણસ્થાનક સુધીમાં મિથ્યાત્વમોહનીયનો મિશ્ર અને સમ્યક્ત્વમોહનીય એ બંનેમાં, તથા મિશ્રનો સમ્યક્ત્વમોહનીયમાં સંક્રમ થાય છે એ પણ સંક્રમ કહેવાય છે. આ લક્ષણ પ્રકૃતિસંક્રમ, સ્થિતિસંક્રમ, અનુભાગસંક્રમ, અને પ્રદેશસંક્રમ એ ચારેમાં સામાન્ય સ્વરૂપે સમજવું. એટલે સંક્રમનું સામાન્ય લક્ષણ આ થયું—અન્ય સ્વરૂપે રહેલા પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશોને બંધાતિ સ્વજાતીય પ્રકૃત્યાદિરૂપે કરવા તે, તથા મિથ્યાત્વ અને મિશ્ર મોહનીયને નથી બંધાતી છતા પણ મિશ્ર અને સમ્યક્ત્વમોહનીયરૂપે કરવા તે સંક્રમ કહેવાય છે ૧.

આ પ્રમાણે સંક્રમના સામાન્ય લક્ષણને કહી, હવે જે પ્રકૃતિઓમાં સંક્રમ થાય છે તેઓનું સંજ્ઞાંતર–અન્ય નામ કહે છે—

**संकमइ जासु दलियं ताओ उ पडिग्गहो समक्खाया ।**
**जा संकमआवलियं करणासज्झं भवे दलियं ॥ २ ॥**

**सङ्क्रामति यासु दलिकं तास्तु पतद्ग्रहाः समाख्याताः ।**
**यावत् सङ्क्रमावलिकां करणासाध्यं भवेद्दलिकम् ॥ २ ॥**

અર્થ—જે કર્મપ્રકૃતિઓમાં દલિક સંક્રમે છે તે પ્રકૃતિઓ પતદ્ગ્રહ કહેવાય છે. સંક્રમેલું દલિક એક આવલિકાપર્યંત કરણાસાધ્ય હોય છે

ટીકાનુ.—બંધાતિ જે કર્મ પ્રકૃતિઓમાં સંક્લેશ અથવા વિશુદ્ધિરૂપ જીવના વીર્યવ્યાપારરૂપ અસાધારણ કારણ વડે બંધાતિ અગર નહિ બંધાતિ કર્મપ્રકૃતિઓના સત્તામાં રહેલા દલિકો—કર્મપરમાણુઓ સંક્રમે છે તે કર્મપ્રકૃતિઓ પતદ્ગ્રહ કહેવાય છે. પતદ્ એટલે પડનાર—સંક્રમનાર દલિકોનો ગ્રહ—જે આધાર તે પતદ્ગ્રહ. તાત્પર્ય એ કે સત્તામાં રહેલા દલિકો બંધાતિ જે કર્મ પ્રકૃતિરૂપે થાય તે પતદ્ગ્રહ કહેવાય. તથા સંક્રમેલુ તે દલિક જે સમયે સંક્રમ્યું તે સમયથી આરંભી એક આવલિકાકાળ પર્યંત કરણાસાધ્ય—ઉદ્વર્તના અપવર્તના આદિ કોઇપણ કરણને અયોગ્ય હોય છે, એટલે કે તે દલિકમાં કોઇ પણ કરણની પ્રવૃત્તિ થતિ નથી. એક આવલિકાકાળ તદવસ્થ પડ્યું રહે છે, ત્યાર પછી કોઇ પણ કરણને યોગ્ય થાય છે. આ પ્રમાણે જે સમયે બંધાયું તે બદ્ધદલિકમાં પણ બદ્ધ સમયથી આરંભી એક આવલિકાકાળ પર્યંત કોઇ પણ કરણની પ્રવૃત્તિ થતી નથી. સંક્રમેલા દલિકમાં પણ સંક્રમનું સામાન્ય લક્ષણ ઘટે છે, માટે અહિં સંક્રમ સમયથી આરંભી એક આવલિકાકાળ તે દલિક કરણને અસાધ્ય હોય છે એમ કહ્યું છે ૨.

પહેલી ગાથામાં કહેલું સંક્રમનું સામાન્ય લક્ષણ અતિવ્યાપ્તિ દોષવાળું થયું તેથી તે દોષને દૂર કરવા તેમાં અપવાદ કહે છે—

**नियनिय दिट्ठि न केइ दुइय तइज्जा न दंसणातिगंपि ।**
**मीसंमि न सम्मत्तं दंसकसाया न अन्नोन्नं ॥ ३ ॥**

૧ જેટલામાં લક્ષણ ઘટવું જોઇએ તેનાથી પણ અધિક સ્થાનમાં લક્ષણનું ઘટવું તે અતિવ્યાપ્તિ કહેવાય છે. સંક્રમનું સામાન્ય લક્ષણ પહેલી ગાથામાં આ પ્રમાણે કર્યું છે—અન્ય સ્વરૂપે રહેલ પ્રકૃત્યાદિને સ્વજાતીય પ્રકૃતિરૂપે કરવા તે સંક્રમ કહેવાય છે. આ લક્ષણ પ્રમાણે મિથ્યાત્વ ગુણઠાણે મિથ્યાત્વિના સંક્રમનો, દર્શનમોહનીય અને ચરિત્રમોહનીયના પરસ્પર સંક્રમનો અને બીજે ત્રીજે ગુણઠાણે દર્શનમોહનીયના સંક્રમનો નિષેધ થતો નથી પરંતુ સંક્રમના સામાન્ય લક્ષણ પ્રમાણે સંક્રમ થઇ શકે છે પરંતુ શાસ્ત્રકારને તે ઇષ્ટ નથી કેમકે તે પ્રમાણે સંક્રમ થતો નથી. આ રીતે દોષપ્રાપ્ત સંક્રમના સમાન્ય લક્ષણમાં અપવાદ કહી તે દોષ દૂર કરે છે.

निजां निजां दृष्टिं न केचित् द्वितीयतृतीया न दर्शनत्रिकमपि ।
मिश्रे न सम्यक्त्वं दर्शनकषाययोर्नान्योऽन्यम् ॥ ३ ॥

અર્થ—કોઇ આત્માઓ પોતપોતાની દૃષ્ટિને અન્યત્ર સંક્રમાવતા નથી, બીજા તથા ત્રીજા ગુણસ્થાનકવાળા દર્શનત્રિકને સંક્રમાવતા નથી, મિશ્રમોહનીયમાં સમ્યક્ત્વ-મોહનીયનો સંક્રમ થતો નથી, તથા દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો પરસ્પર સંક્રમ થતો નથી.

ટીકાનુ૦—કોઇપણ આત્માઓ પોતપોતાની દૃષ્ટિને અન્યત્ર સંક્રમાવતા નથી, એટલે કે કોઇપણ જીવો તેઓને જે દર્શનમોહનીયનો ઉદય હોય તે દર્શનમોહનીયને અન્ય પ્રકૃતિરૂપે કરતા નથી. જેમકે—મિથ્યાદૃષ્ટિ આત્માઓ મિથ્યાત્વમોહનીયને અન્યત્ર સંક્રમાવતા નથી. એ પ્રમાણે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ મિશ્રમોહનીયને, અને સમ્યગ્દૃષ્ટિ સમ્યક્ત્વમોહનીયને અન્ય પ્રકૃતિમાં સંક્રમાવતા નથી. તથા બીજા સાસ્વાદન ગુણસ્થાનકવાળા અને ત્રીજા સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકવાળા જીવો ત્રણ દર્શનમોહનીયમાંથી કોઇપણ પ્રકૃતિનો સંક્રમ કરતા નથી. તથા મિશ્રમોહનીયમાં સમ્યક્ત્વમોહનીયને સંક્રમાવતા નથી. તથા દર્શનમોહનીય અને ચારિત્રમોહનીય એ બંનેને પરસ્પર સંક્રમાવતા નથી એટલે કે દર્શનમોહનીયને ચારિત્રમોહનીયમાં સંક્રમાવતા નથી, ચારિત્રમોહનીયને દર્શનમોહનીયમાં સંક્રમાવતા નથી. ૩

આ ગાથામાં પણ સંક્રમના અપવાદ કહે છે—

**संकामेइ न आउं उवसंतं तहय मूलपगईओ ।**
**पगइठाणविभेया संकमणपडिग्गहा दुविहा ॥ ४ ॥**

संक्रमयन्ति आयूंषि उपशान्तं तथा च मूलप्रकृतीः
प्रकृतिस्थानविभेदात् संक्रमपतद्ग्रहौ द्विविधौ ॥४॥

અર્થ—આયુને પરસ્પર સંક્રમાવતા નથી, તથા ઉપશાંત દલનો સંક્રમ થતો નથી, તેમજ મૂળકર્મનો પરસ્પર સંક્રમ થતો નથી. પ્રકૃતિસ્થાનનાં ભેદે સંક્રમ અને પતદ્ગ્રહ બબ્બે પ્રકારે થાય છે.

ટીકાનુ.—કોઇપણ આત્માઓ કોઇપણ આયુને પરસ્પર સંક્રમાવતા નથી, એટલે કે સત્તાગત કોઇપણ આયુ બંધાતા કોઇપણ આયુરૂપે થતું નથી. તથા જે જે ચારિત્રમોહનીયનો સર્વથા ઉપશમ થાય તેનો કોઇપણ પ્રકૃતિમાં સંક્રમ થતો નથી. માત્ર ઉપશમેલા દર્શનમોહનીયનો સંક્રમ થાય છે એટલે કે મિથ્યાત્વ અને મિશ્રમોહનીયને સમ્યક્ત્વમોહનીયરૂપે કરે છે. આ હકીકત ગ્રંથના પૂર્વાપરનો વિચાર કરવાથી જાણી શકાય છે. તથા જ્ઞાનાવરણીયાદિ મૂળ કર્મને પરસ્પર

સંક્રમાવતા નથી. જેમકે— જ્ઞાનાવરણીયની કોઇપણ પ્રકૃતિને દર્શનાવરણીયાદિ કોઇપણ કર્મમાં, અથવા દર્શનાવરણીયની કોઇપણ પ્રકૃતિને જ્ઞાનાવરણાદિ કોઇપણ કર્મમાં સંક્રમાવતા નથી. એ પ્રમાણે સઘળા મૂળકર્મ આશ્રયી કહેવું. આ અપવાદ સિવાય સંક્રમનું સામાન્ય લક્ષણ પ્રવર્ત્તે છે તેમ સમજવું.

આ પ્રમાણે સંક્રમમાં અપવાદ કહી સંક્રમ પતદ્ગ્રહના ભેદો કહે છે— પ્રકૃતિ અને પ્રકૃતિસ્થાનના ભેદે સંક્રમ અને પતદ્ગ્રહ બબ્બે પ્રકારે થાય છે. તે આ પ્રમાણે—પ્રકૃતિ સંક્રમ, પ્રકૃતિસ્થાનસંકમ, પ્રકૃતિ પતદ્ગ્રહ, અને પ્રકૃતિ સ્થાનપતદ્ગ્રહ.[1] જ્યારે એક પ્રકૃતિ એકમાં સંક્રમે, જેમકે—સાતા અસાતામાં, અથવા અસાતા સાતામાં ત્યારે જે પ્રકૃતિ સંક્રમે છે તે એકજ સંક્રમતિ હોવાથી પ્રકૃતિ સંક્રમ, અને એકમાં સંક્રમ થાય છે માટે પ્રકૃતિ પતદ્ગ્રહ. જ્યારે બે ત્રણ આદિ ઘણી પ્રકૃતિઓ ઘણીમાં સંક્રમે ત્યારે પ્રકૃતિસ્થાન સંક્રમ અને પ્રકૃતિસ્થાન પતદ્ગ્રહ કહેવાય. તાત્પર્ય એ કે જ્યારે એક પ્રકૃતિ સંક્રમતિ હોય ત્યારે પ્રકૃતિસંક્રમ, અનેક સંક્રમતિ હોય ત્યારે પ્રકૃતિસ્થાનસંક્રમ, સંક્રમ્યમાણ પ્રકૃતિનો આધાર જ્યારે એક પ્રકૃતિ હોય ત્યારે પ્રકૃતિ પતદ્ગ્રહ, અને અનેક હોય ત્યારે પ્રકૃતિ સ્થાન પતદ્ગ્રહ કહેવાય. તેમાં જ્યારે ઘણી પ્રકૃતિઓ એકમાં સંક્રમે જેમકે— એક યશઃકીર્ત્તિમાં નામકર્મની શેષ પ્રકૃતિઓ–ત્યારે તે પ્રકૃતિસ્થાન સંક્રમ કહેવાય. જ્યારે ઘણી પ્રકૃતિમાં એક સંક્રમે, જેમકે–મિશ્ર અને સમ્યક્ત્વમોહનીયમાં મિથ્યાત્વમોહનો સંક્રમ થાય–ત્યારે તે પ્રકૃતિસ્થાન પતદ્ગ્રહ કહેવાય. જ્યારે ઘણી પ્રકૃતિઓમાં ઘણી પ્રકૃતિઓ સંક્રમે–જેમકે જ્ઞાનાવરણીયની પાંચે પ્રકૃતિઓ પાંચેમાં–ત્યારે તે પ્રકૃતિસ્થાન સંક્રમ અને પ્રકૃતિસ્થાન પતદ્ગ્રહ કહેવાય. અહિં વાસ્તવિક રીતે જો કે અનેક પ્રકૃતિઓ સંક્રમતિ હોય અને પતદ્ગ્રહ પણ અનેક પ્રકૃતિઓ હોય છતાં પણ જ્યારે સંક્રમ અને પતદ્ગ્રહપણામાં એક એક પ્રકૃતિના સંક્રમની અને

૧ અહિં આ પ્રમાણે ચોભંગી થઇ શકે છે ૧ સંક્રમ્યમાણ પ્રકૃતિ એક પતદ્ગ્રહ પ્રકૃતિ પણ એક., ૨ સંક્રમ્યમાણ પ્રકૃતિ અનેક પતદ્ગ્રહ પ્રકૃતિ એક, ૩ સંક્રમ્યમાણ પ્રકૃતિ એક પતદ્ગ્રહ અનેક, અને સંક્રમ્યમાણ પ્રકૃતિ અનેક પતદ્ગ્રહ પ્રકૃતિ પણ અનેક. તેમાં બંધાતિ સાતવેદનીયમાં જ્યારે અસાતા સંક્રમે ત્યારે સંક્રમનાર અને પતદ્ગ્રહ એક એક પ્રકૃતિ હોવાથી ત્યાં પહેલો ભાંગો ઘટે છે. આઠમા ગુણસ્થાનકના સાતમા ભાગથી દશમા ગુણસ્થાનક સુધીમાં બંધાતિ યશઃકીર્તિમાં નામકર્મની ઘણી પ્રકૃતિઓ સંક્રમતિ હોવાથી ત્યાં બીજો ભાંગો ઘટે છે. ત્રીજો ભંગ ઘટતો નથી કારણ કે જ્યારે પતદ્ગ્રહ પ્રકૃતિઓ અનેક હોય ત્યારે સક્રમનાર પ્રકૃતિઓ પણ અનેકજ હોય છે. અને બંધાતિ નામકર્મની ત્રેવીસાદિ પ્રકૃતિઓમાં સંક્રમનાર નામકર્મની ઘણી પ્રકૃતિઓ હોવાથી ત્યાં ચોથો ભંગ ઘટે છે. કેમ કે સંક્રમનાર પ્રકૃતિઓ પણ અનેક છે અને પતદ્ગ્રહ પ્રકૃતિઓ પણ અનેક છે. એમ અન્યત્ર જ્યાં ઘટે ત્યાં દષ્ટાંતની યોજના કરી લેવી.

એક એક પ્રકૃતિરૂપ પતદ્ગ્રહની વિવક્ષા કરીએ ત્યારે તેને પ્રકૃતિ સંક્રમ અને પ્રકૃતિ પતદ્ગ્રહ કહેવાય એમ સમજવું. આ પ્રમાણે હોવાથી આગળ ઉપર જ્યાં એક એક પ્રકૃતિ સંક્રમ અને એક એક પ્રકૃતિરૂપ પતદ્ગ્રહનો વિચાર કરશે ત્યાં પ્રકૃતિસ્થાન સંક્રમ અને પ્રકૃતિસ્થાન પતદ્ગ્રહનો સદ્ભાવ હોવા છતા પણ તેનું પ્રકૃતિસંક્રમ અને પ્રકૃતિ પતદ્ગ્રહરૂપે પ્રતિપાદન વિરોધિ નહિ [1]થાય. ૪

તથા—

**खयउवसमदिट्ठीणं सेढीए न चरिमलोभसंकमणं ।**
**खवियट्ठगस्स इयराइ जं कमा होंति पंचण्हं ॥ ५ ॥**

**क्षायिकोपशमदृष्टीनां श्रेण्यां न चरमलोभसंक्रमणम् ।**
**क्षपिताष्टकस्येतरस्यां यतो क्रमाद् भवति पञ्चानाम् ॥ ५ ॥**

અર્થ—ક્ષાયિક અથવા ઉપશમ સમ્યગ્દષ્ટિ જીવોને ઉપશમશ્રેણિમાં અંતરકરણ કરે ત્યારે અને ઇતર–ક્ષપકશ્રેણિમાં આઠ કષાયનો ક્ષય કર્યા બાદ અંતરકરણ કરે ત્યારે ચરમ–સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી. કારણ કે પાંચ પ્રકૃતિઓનો ક્રમપૂર્વક સંક્રમ થાય છે.

ટીકાનુ૦—ક્ષાયિક સમ્યગ્દષ્ટિ અથવા ઉપશમ સમ્યગ્દષ્ટિ જીવોને ઉપશમશ્રેણિમાં જ્યારે અંતરકરણ કરે ત્યારે સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી. તથા ઇતર–ક્ષપકશ્રેણિમાં આઠ કષાયનો ક્ષય કર્યા પછી અંતરકરણ કરે ત્યારે સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી. કારણ શું ? એમ પૂછતા હોતો કહે છે–ઉપશમશ્રેણિમાં અથવા ક્ષપકશ્રેણિમાં અંતરકરણ કર્યા બાદ પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્ક એ પાંચ પ્રકૃતિઓનો ક્રમપૂર્વક–એટલે કે પહેલા જેનો બંધવિચ્છેદ થાય તેનો પછીથી બંધવિચ્છેદ થનારી પ્રકૃતિમાં સંક્રમ થાય છે. ઉત્ક્રમે થતો નથી એટલે કે જેનો બંધવિચ્છેદ પછી થાય છે તેનો પહેલા બંધવિચ્છેદ થનારી પ્રકૃતિમાં સંક્રમ થતો નથી. જેમ કે–પુરૂષવેદને સંજ્વલન ક્રોધાદિમાં સંક્રમાવે

૧ દાખલા તરીકે—જ્ઞાનાવરણીયની પાંચે પ્રકૃતિનો બંધ દશમાના ચરમ સમય પર્યંત થાય છે. એટલે પાંચે પ્રકૃતિઓ પતદ્ગ્રહરૂપે છે અને સંક્રમનારી પણ પાંચે છે. મતિજ્ઞાનાવરણીય શ્રુતજ્ઞાનાવરણાદિ ચારેમાં સંક્રમે છે, એ રીતે શ્રુતજ્ઞાનાવરણીય મતિજ્ઞાનાવરણાદિ ચારેમાં સંક્રમે છે. આ પ્રમાણે દરેક સમયે જ્ઞાનાવરણીયની પાંચે પ્રકૃતિઓ સંક્રમરૂપે અને પતદ્ગ્રહરૂપે એટલે કે પ્રકૃતિસ્થાન સંક્રમ અને પ્રકૃતિસ્થાન પતદ્ગ્રહરૂપે હોવા છતા પણ જ્યારે એક એકના સંક્રમની અને એક એક પ્રકૃતિરૂપ પતદ્ગ્રહની વિવક્ષા કરીએ જેમ કે—મતિજ્ઞાનાવરણીય શ્રુતજ્ઞાનાવરણીયમાં, મતિજ્ઞાનાવરણીય અવધિજ્ઞાનાવરણીયમાં—ત્યારે તેને પ્રકૃતિ સંક્રમ અને પ્રકૃતિ પતદ્ગ્રહ કહી શકાય. કારણ કે અહિં વિવક્ષા પ્રમાણ છે. એ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

છે પરંતુ સંજ્વલન ક્રોધાદિને પુરૂષવેદમાં સંક્રમાવતા નથી. એ પ્રમાણે સંજ્વલનક્રોધને સંજ્વલન માનાદિમાં સંક્રમાવે છે પરંતુ પુરૂષવેદમાં સંક્રમાવતા નથી. સંજ્વલનમાનને સંજ્વલન માયાદિમાં સંક્રમાવે છે પરંતુ સંજ્વલન ક્રોધાદિમાં સંક્રમાવતા નથી. અને સંજ્વલનમાયાને સંજ્વલન લોભમાંજ સંક્રમાવે છે પરંતુ સંજ્વલનમાનાદિમાં સંક્રમાવતા નથી. કર્મપ્રકૃતિ ગા૦ ૪ માં કહ્યું છે કે—'અંતરકરણ કર્યે છતે ચારિત્રમોહનીયની પાંચ પ્રકૃતિઓનું ક્રમપૂર્વક સંક્રમણ થાય છે.' આ પ્રમાણે ઉક્ત ન્યાયે અંતરકરણ થયા બાદ સંજ્વલન લોભનો સંક્રમ ઘટી શકતો નથી. અંતરકરણથી અન્યત્ર એટલે કે અંતરકરણ કર્યા પહેલા એ પાંચે પ્રકૃતિઓનો ક્રમપૂર્વક અથવા ક્રમસિવાય બંને રીતે સંક્રમ પ્રવર્ત્તે છે. ક્રોધનો લોભમાં તેમજ લોભનો ક્રોધમાં પણ સંક્રમ થઈ શકે છે. ઉક્ત પ્રકૃતિ સિવાય શેષ પ્રકૃતિઓનો અંતરકરણ કર્યા પછી કે પહેલા ક્રમપૂર્વક અથવા ક્રમ સિવાય સંક્રમ થાય છે એમ સમજવું. ૫

હવે પતદ્ગ્રહમાં અપવાદ કહે છે—

**मिच्छे खविए मीसस्स नत्थि उभएवि नत्थि सम्मस्स ।**
**उव्वलिएसुं दोसुं पडिग्गहया नत्थि मिच्छस्स ॥ ६ ॥**

**मिथ्यात्वे क्षपिते मिश्रस्य नास्ति उभयेऽपि नास्ति सम्यक्त्वस्य ।**
**उद्वलितयोर्द्वयोः पतद्ग्रहता नास्ति मिथ्यात्वस्य ॥ ६ ॥**

અર્થ—મિથ્યાત્વમોહનીયનો ક્ષય થયે છતે મિશ્રમોહનીય પતદ્ગ્રહરૂપે રહેતી નથી. મિથ્યાત્વ અને મિશ્ર બંનેનો ક્ષય થયા બાદ સમ્યક્ત્વમોહનીય પતદ્ગ્રહ થતી નથી. અને સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયની ઉદ્વલના થયે છતે મિથ્યાત્વમોહનીય પતદ્ગ્રહરૂપે રહેતું નથી.

ટીકાનુ૦—ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા મિથ્યાત્વમોહનીયનો ક્ષય થયા પછી મિશ્રમોહનીય પતદ્ગ્રહ રૂપે રહેતું નથી. એટલે કે મિશ્રમોહનીયમાં કોઈપણ અન્ય પ્રકૃતિનું દલિક સંક્રમતું નથી. કારણ કે મિશ્ર મોહનીયમાં માત્ર મિથ્યાત્વમોહનીયનુંજ દલિક સંક્રમે છે અન્ય કોઈપણ પ્રકૃતિનું સંક્રમતું નથી. તેનો તો ક્ષય થયો એટલે મિશ્રમોહનીયની પતદ્ગ્રહતા પણ નષ્ટ થઈ. તથા મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીય બંનેનો ક્ષય થયા બાદ સમ્યક્ત્વ મોહનીયની પતદ્ગ્રહતા દૂર થાય છે. કારણ કે સમ્યક્ત્વમોહનીયમાં મિથ્યાત્વ અને મિશ્રમોહનીયનોજ સંક્રમ થાય છે. તે બંનેનો તો ક્ષય થયો, એટલે અન્ય કોઈપણ પ્રકૃતિના સંક્રમનો અસંભવ હોવાથી સમ્યક્ત્વમોહનીય પણ પતદ્ગ્રહ રૂપે રહેતું નથી. તથા મિથ્યાત્વગુણસ્થાનકે સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયની ઉદ્વ-

લના થયા પછી મિથ્યાત્વમોહનીય પતદ્ગ્રહ થતું નથી. કારણ કે પહેલે ગુણ-સ્થાનકે મિથ્યાત્વમોહનીયમાં મિશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીયનોજ સંક્રમ થાય છે. ચારિત્રમોહનીયની કોઇપણ પ્રકૃતિનો સંક્રમ થતો નથી. દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો પરસ્પર સંક્રમ થતો નથી એ પહેલા કહી ગયા છે. અને સમ્યક્ત્વ તથા મિશ્રમોહનીયની તો ઉદ્વલના થઈ એટલે અન્ય કોઈ પણ પ્રકૃતિના સંક્રમનો અભાવ હોવાથી મિથ્યાત્વમોહનીયની પતદ્ગ્રહતા નષ્ટ થાય છે. ૬

હવે શ્રેણિમાં પતદ્ગ્રહ સંબંધે અપવાદ કહે છે—

**दुसु तिसु आवलियासु समयविहीणासु आइमठिईए ।**
**सेसासुं पुंसंजलणयाण न भवे पडिग्गहया ॥ ७ ॥**

**द्वयोस्तिसृष्वावलिकासु समयविहीनासु आदिमस्थितेः ।**
**शेषासु पुंसंज्वलनानां न भवेत् पतद्ग्रहता ॥ ७ ॥**

અર્થ—પ્રથમ સ્થિતિની સમયન્યૂન બે અને ત્રણ આવલિકા શેષ રહે ત્યારે અનુક્રમે પુરૂષવેદ અને સંજ્વલનની પતદ્ગ્રહતા હોતિ નથી.

ટીકાનુ૦—અહિં ગાથામાં ગ્રહણ કરેલ બે અને ત્રણ એ શબ્દ સાથે પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્કની ક્રમપૂર્વક યોજના કરવી. એ પ્રમાણે યોજના કરતા આ પ્રમાણે અર્થ થાય છે–અંતરકરણ કર્યા બાદ સમયન્યૂન બે આવ-લિકા પ્રમાણ પ્રથમ સ્થિતિ શેષ રહે ત્યારે પુરૂષવેદની પતદ્ગ્રહતા રહેતી નથી. એટલે કે પુરૂષવેદમાં અન્ય કોઇ પણ પ્રકૃતિનું દલિક સંક્રમતું [1]નથી. તથા સમયન્યૂન ત્રણ આવલિકા પ્રમાણ પ્રથમસ્થિતિ શેષ રહે ત્યારે સંજ્વલન ચતુ-ષ્ક–ક્રોધમાન માયા અને લોભ પતદ્ગ્રહરૂપે રહેતા નથી. પ્રથમ સ્થિતિ તેટલી તેટલી શેષ રહે ત્યારે તેની અંદર અન્ય કોઇ પણ પ્રકૃતિનું દલિક સંક્રમતું નથી. આ પ્રમાણે પતદ્ગ્રહપણાના વિષયમાં અપવાદ કહ્યો. ૭

હવે સાદિ અનાદિની પ્રરૂપણા કરવી જોઇએ. તે બે પ્રકારે છે. ૧ મૂળ-પ્રકૃતિ વિષયક, અને ૨ ઉત્તરપ્રકૃતિ વિષયક. તેમાં મૂળકર્મ પ્રકૃતિઓનો પર-

૧ અહિં એમ શંકા થાય કે સમયન્યૂન બે કે ત્રણ આવલિકા પ્રમાણ પ્રથમ સ્થિતિ શેષ રહે ત્યારે પતદ્ગ્રહતા કેમ નષ્ટ થાય? જ્યાં સુધી બંધ હોય ત્યાં સુધી પતદ્ગ્રહતા કાયમ કેમ ન રહે? બંધ તો પતદ્ગ્રહપણું દૂર થયા પછી સમયન્યૂન બે આવલિકા પર્યંત થાય છે. અહિં કારણ એમ સમજાય છે કે ઉપરોક્ત પ્રકૃતિઓના અબંધના પહેલા સમયથી માત્ર બંધાયેલું દલિક જ સત્તામાં રહે છે, અન્ય કોઇ પણ પ્રકારનું દલિક રહેતું નથી. હવે જો બંધવિચ્છેદ પર્યંત પતદ્ગ્રહરૂપે ચાલુ રહે તો બંધવિચ્છેદ થયા પછી સંક્રમેલું દલિક પણ સત્તામાં રહે, માટે ઉપરોક્ત કાળ શેષ રહે ત્યારે પતદ્ગ્રહતા નષ્ટ થાય એમ સંભવે છે.

સ્પર સંક્રમ નહિ થતો હોવાથી તેમાં સાદિ અનાદિ પ્રરૂપણા સંભવતી નથી માટે ઉત્તર પ્રકૃતિઓના સંબંધમાં વિચારણા કરે છે—

धुवसंतीणं चउहेह संकमो मिच्छणीयवेयणीए।
साईअधुवो बंधोव्व होइ तह अधुवसंतीणं ॥ ८॥

ध्रुवसत्ताकानां चतुर्द्धेह संक्रमो मिथ्यात्वनीचैर्वेदनीयानाम्
साद्यध्रुवो बन्ध इव भवति तथाऽध्रुवसत्ताकानाम् ॥ ८ ॥

અર્થ—જેઓની ધ્રુવસત્તા છે તેઓનો સંક્રમ સાદિ આદિ ચાર પ્રકારે છે. મિથ્યાત્વ, નીચગોત્ર અને વેદનીયનો સંક્રમ સાદિ સાંત છે. અને અધ્રુવસત્તાવાળી પ્રકૃતિઓનો બંધની જેમ સાદિ અને સાંત એમ બે પ્રકારે છે.

ટીકાનુ૦—સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, નરકદ્વિક, મનુષ્યદ્વિક, દેવદ્વિક, વૈક્રિયસપ્તક, આહારકસપ્તક, તીર્થંકરનામ, ઉચ્ચગોત્ર એ ચોવીસ પ્રકૃતિઓ અને આયુચતુષ્ક કુલ અઠ્ઠાવીસ પ્રકૃતિઓ અધ્રુવસત્તાવાળી છે, અને શેષ એકસો ત્રીસ કર્મપ્રકૃતિઓની ધ્રુવસત્તા છે. હવે સાદ્યાદિ ભંગનો વિચાર કરે છે—મિથ્યાત્વ-મોહનીય, નીચગોત્ર અને સાત અસાતવેદનીય સિવાય એકસો છવ્વીસ ધ્રુવસત્કર્મ પ્રકૃતિઓનો સંક્રમ સાદ્યાદિરૂપે ચાર પ્રકારે હોય છે. તે આ પ્રમાણે—ઉપરોક્ત ધ્રુવસત્કર્મ પ્રકૃતિઓનો સંક્રમના વિષયભૂત પ્રકૃતિના–પતદ્ગ્રહ પ્રકૃતિના બંધનો વિચ્છેદ થયા બાદ સંક્રમ થતો નથી, ત્યાર પછી સંક્રમના વિષયભૂત પ્રકૃતિઓનો પોતપોતાના બંધહેતુ મળવાથી ફરી બંધ થાય ત્યારે સંક્રમ થાય છે માટે સાદિ, બંધવ્યવચ્છેદ સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ કાળથી સંક્રમ થાય છે માટે અનાદિ, અભવ્યને કોઈ કાળે બંધવિચ્છેદ નહિ થાય માટે અનંત, અને ભવ્યને કાળાંતરે બંધવિચ્છેદનો સંભવ હોવાથી સાંત સંક્રમ હોય છે. મિથ્યાત્વમોહનીય, નીચગોત્ર, સાત અસાતવેદનીયનો સંક્રમ સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે આ પ્રમાણે—મિથ્યાત્વમોહનીયનો સંક્રમ વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિને થાય છે. અને વિશુદ્ધ સમ્યગ્દૃષ્ટિપણું કાદાચિત્ક–અમુક કાળેજ થયેલું હોય છે અનાદિ કાળથી હોતું નથી. તેથી જ્યારે ઉપશમ કે ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થાય ત્યારે મિથ્યાત્વમોહનીયનો સંક્રમ થાય માટે સાદિ, અને ત્યાર પછી ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત થાય અથવા પડીને મિથ્યાત્વે જાય ત્યારે સંક્રમનો અંત થાય માટે સાંત. આ રીતે મિથ્યાત્વનો સંક્રમ સાદિ સાંત ભાંગેજ છે. તથા સાત અસાતવેદનીય અને ઉંચ નીચગોત્ર એ પ્રકૃતિઓ પરાવર્ત્તમાન હોવાથીજ તેઓનો સંક્રમ સાદિ સાંત ભાંગે છે. તે આ પ્રમાણે—સાતવેદનીય જ્યારે બંધાય ત્યારે અસાતાનો સંક્રમ થાય, અને અસાતા જ્યારે બંધાતિ હોય ત્યારે સાતાનો સંક્રમ

થાય. એ પ્રમાણે ઉચ્ચગોત્ર બંધાય ત્યારે નીચગોત્રનો સંક્રમ થાય, નીચગોત્ર જ્યારે બંધાય ત્યારે ઉચ્ચગોત્રનો સંક્રમ થાય. બંધાતિ પ્રકૃતિ પતદ્ગ્રહ છે અને નહિ બંધાતિ સંક્રમ્યમાણ છે. આ રીતે એ પ્રકૃતિઓ પરાવર્ત્તમાન હોવાથી તેઓનો સંક્રમ સાદિ અને સાંત ભાંગે છે. તથા અધ્રુવસત્કર્મ પ્રકૃતિઓનો બંધની જેમ સંક્રમ પણ સાદિ સાંત સમજવો. કારણ કે તેઓની સત્તાજ અધ્રુવ છે. સત્તા હોય ત્યારે સંક્રમ થાય ન હોય ત્યારે ન થાય. ૮

ઉપરોક્ત ગાથામાં સંક્રમ ઉપર જે ભાંગા કહ્યા તે બરાબર છે. હવે આપ કહો કે કઇ પ્રકૃતિનો સંક્રમ ક્યાં સુધી થાય? જેથી કરીને ત્યાંથી આગળ ન થાય અને પડે ત્યારે ફરી થાય એટલે સંક્રમની સાદિ થાય એ સમજી શકાય? આચાર્ય મહારાજ તેનો ઉત્તર આપતા કહે છે—

**साअणजसदुविहकसायसेसदोदंसणाण जइपुव्वा ।**
**संकामगंत कमसो सम्मुच्चाणं पढमदुइया ॥ ९ ॥**

**सातानन्तानुबन्धियशःद्विविधिकषायशेषद्विदर्शनानां यतिपूर्व्वाः ।**
**संक्रामकान्ताः क्रमशः सम्यक्त्वोच्चयोः प्रथमद्वितीयाः ॥९॥**

અર્થ—સાતવેદનીય, અનન્તાનુબંધિ, યશઃકીર્ત્તિ, કષાય અને નોકષાય એમ બે પ્રકારના કષાય, શેષ કર્મપ્રકૃતિઓ, અને મિથ્યાત્વ તથા મિશ્ર એમ બે દર્શનમોહનીય એ પ્રકૃતિઓના સંક્રમ કરનારાઓમાં અનુક્રમે પ્રમત્તસંયતાદિ ગુણસ્થાનકવર્ત્તિ જીવો પર્યવસાનરૂપે સમજવા. તથા સમ્યક્ત્વમોહનીય અને ઉચ્ચગોત્રના અનુક્રમે પહેલા અને બીજા ગુણસ્થાનકવર્ત્તિ જીવો પર્યવસાનભૂત સમજવા.

ટીકાનુ૦—સાતવેદનીય, અનંતાનુબંધિ, યશઃકીર્ત્તિ, અનંતાનુબંધિ સિવાય બાર કષાય અને નોકષાય એમ બે પ્રકારના કષાય, શેષ કર્મપ્રકૃતિ, અને સમ્યક્ત્વમોહનીય તથા મિશ્રમોહનીય એ બે દર્શનમોહનીય આ સઘળી કર્મપ્રકૃતિઓના અનુક્રમે પ્રમત્ત સંયતાદિ ગુણસ્થાનવર્તિ આત્માઓ અનુક્રમે સંક્રમ કરનારાઓમાં અંત રૂપે સમજવા એટલે કે ઉક્ત પ્રકૃતિઓના સંક્રમસ્વામી તે તે ગુણસ્થાનક સુધીના જીવો સમજવા. તથા સમ્યક્ત્વમોહનીય અને ઉચ્ચગોત્રના અનુક્રમે પહેલા અને બીજા ગુણસ્થાનક સુધીના જીવો સંક્રમાવનારાઓમાં અંતરૂપે સમજવા. ઉપર જે કહ્યું તેનો તાત્પર્ય આ પ્રમાણે–સાતાવેદનીયના સંક્રમના સ્વામી મિથ્યાદૃષ્ટિથી આરંભી પ્રમત્ત સંયત સુધીના જીવો સમજવા, તે ઉપરના ગુણસ્થાનકવર્ત્તિ જીવો નહિ. કારણ કે અપ્રમત્તાદિ ગુણસ્થાનકે અસાતવેદનીયનો બંધ થતો નથી પરંતુ સાતાનોજ બંધ થાય છે. તેથી અસાતાનો સાતામાં સંક્રમ થાય છે, પતદ્ગ્રહનો અભાવ હોવાથી સાતાનો સંક્રમ થતો

નથી. માટે સાતવેદનીયનો સંક્રમ કરનારાઓમાં છેલ્લા પ્રમત્તસંયત આત્માઓજ સમજવા. એટલે કે પ્રમત્તસંયત પર્યંતજ સાતાનો સંક્રમ થઇ શકે છે એમ સમજવું, આ પ્રમાણે સર્વત્ર સંક્રમ કરનારાઓમાં પર્યંતવર્ત્તિ કોણ તે સમજી લેવું. જે ગુણસ્થાનક સુધી પતદ્ગ્રહ પ્રકૃતિનો સદ્ભાવ હોવાથી જે પ્રકૃતિનો સંક્રમ થતો હોય તે ગુણસ્થાનકવાળો આત્મા તે પ્રકૃતિનો છેવટનો સંક્રમક–સંક્રમાવનાર સમજવો. આ પ્રમાણે અનંતાનુબંધિના સંક્રમસ્વામી મિથ્યાદષ્ટિથી આરંભી અપ્રમત્તસંયત સુધીના જીવો સમજવા, આગળના ગુણસ્થાનકવર્ત્તિ જીવો નહિ. કારણ કે આગળના ગુણસ્થાનકોમાં અનંતાનુબંધિનો સર્વથા ઉપશમ અગર તો ક્ષય થયેલો હોવાથી સંક્રમ થતો નથી. યશઃકીર્ત્તિના મિથ્યાદષ્ટિથી આરંભી અપૂર્વકરણના છટ્ઠા ભાગ સુધીના જીવો સંક્રમના સ્વામી સમજવા. ઉપરના ગુણસ્થાનકવર્ત્તિ જીવો નહિ. કારણ કે એકલી યશઃકીર્ત્તિજ બંધાતિ હોવાથી તે પતદ્ગ્રહ છે, સંક્રમનારી નથી. અનંતાનુબંધિ સિવાયના બાર કષાય અને નવ નોકષાયના સંક્રમના સ્વામી મિથ્યાદષ્ટિથી આરંભી અનિવૃત્તિ બાદરસંપરાય સુધીના જીવો સમજવા. અનિવૃત્તિ બાદરસંપરાય ગુણઠાણે કષાય અને નોકષાયનો સર્વથા ઉપશમ અથવા ક્ષય થતો હોવાથી આગળના ગુણઠાણે તેઓનો સંક્રમ થતો નથી. તથા જે પ્રકૃતિઓ માટે કહી ગયા અને હવે પછી કહેશે તે સિવાયની મતિજ્ઞાનાવરણાદિ સઘળી [1]પ્રકૃતિઓના મિથ્યાદષ્ટિથી આરંભી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક સુધીના જીવો સંક્રમના સ્વામિ સમજવા. આગળ ઉપરના ગુણસ્થાનકવર્ત્તિ જીવો નહિ. કારણ કે ઉપશાંતમોહાદિ ગુણઠાણે [2]બંધનોજ અભાવ હોવાથી કોઇ પ્રકૃતિ પતદગ્રહ રૂપે રહેતિ નથી, એટલે કોઇપણ પ્રકૃતિનો સંક્રમ થતો નથી, તથા મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીયના અવિરતિ સમ્યગ્દષ્ટિથી આરંભી ઉપશાંતમોહ ગુણસ્થાનકસુધીના આત્માઓ સંક્રમના સ્વામી સમજવા. ક્ષીણમોહાદિ ગુણઠાણે તેની સત્તાનોજ અભાવ હોવાથી સંક્રમનો અભાવ છે. મિશ્રમોહનીયનો મિથ્યાદષ્ટિ પણ સંક્રમક છે. સાસાદન અને મિશ્રદષ્ટિ જીવો તો કોઇપણ દર્શનમોહનીયનો કોઇ પણ પ્રકૃતિમાં સંક્રમ કરતા નથી. કહ્યું છે કે—'બીજા ત્રીજા ગુણસ્થાનકવર્ત્તિ જીવો દર્શનત્રિકનો સંક્રમ કરતા નથી.' મિથ્યાદષ્ટિ તો મિથ્યાત્વમોહનીયને તે પતદગ્રહ હોવાથી સ્વભાવેજ

૧ અહિં સઘળી કર્મપ્રકૃતિઓમાં જ્ઞાના૦ ૫, દર્શના૦ ૯, અસાતવેદનીય, યશઃકીર્ત્તિ સિવાયની નામકર્મની સઘળી પ્રકૃતિઓ, નીચગોત્ર, અને અંતરાય પાંચ એ પ્રકૃતિઓ સમજવી.

૨ જો કે અગીઆરમાંથી તેરમા સુધીમાં સાતાનો બંધ છે, પરંતુ તે કષાય નિમિત્તે નહિ થતો હોવાથી તે પતદગ્રહ તરીકે વિવક્ષાતિ નથી તેથી તેમાં અસાતાનો સંક્રમ થતો નથી.

સંક્રમાવતો નથી. કહ્યું છે કે-'જે દૃષ્ટિના ઉદયમાં વર્ત્તે છે તે દૃષ્ટિને કોઇ જીવો સંક્રમાવતા નથી.' માટે મિશ્ર અને મિથ્યાત્વમોહનીયના સંક્રમના સ્વામી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ કહ્યા છે. તથા સમ્યક્ત્વમોહનીયના સંક્રમનો સ્વામી મિથ્યાદૃષ્ટિ આત્માજ છે, અન્ય કોઇ નથી. કારણ કે સમ્યક્ત્વમોહનીયને મિથ્યાત્વે વર્ત્તમાન આત્માજ સંક્રમાવે છે, પરંતુ સાસાદને કે મિશ્રે સંક્રમાવતો નથી. કેમકે બીજે ત્રીજે ગુણઠાણે કોઇ દૃષ્ટિનો સંક્રમ થતો નથી, અને ચતુર્થાદિ ગુણસ્થાનકે વિશુદ્ધ પરિણામ છે માટે સમ્યક્ત્વમોહનીયના સંક્રમના સ્વામી અવિશુદ્ધ મિથ્યાદૃષ્ટિ કહ્યા છે. તથા ઉચ્ચગોત્રના સંક્રમના સ્વામી સાસ્વાદન સુધીના જીવો છે. કારણ કે મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન ગુણસ્થાનકવર્ત્તિ જીવોજ નીચગોત્રકર્મ બાંધે છે. જ્યાં સુધી અને જ્યારે નીચગોત્ર બંધાય ત્યાં સુધી અને ત્યારેજ ઉચ્ચગોત્રનો સંક્રમ થાય છે. બંધાતિ પ્રકૃતિ પતદ્ગ્રહ છે અને પતદ્ગ્રહ સિવાય સંક્રમ થતો નથી. નીચગોત્ર બીજા ગુણઠાણા સુધીજ બંધાતુ હોવાથી ત્યાં સુધીજ ઉચ્ચગોત્રનો સંક્રમ થાય છે. આગળ ઉપરના ગુણઠાણે એકલું ઉચ્ચગોત્ર બંધાતુ હોવાથી નીચગોત્રનોજ સંક્રમ થાય છે. આ પ્રમાણે કઇ પ્રકૃતિનો કયાં સુધી સંક્રમ થાય તે કહ્યું. અને સંક્રમ આશ્રયી સાદ્યાદિ ભંગની પ્રરૂપણા કરી. ૯

હવે પતદ્ગ્રહપણાને આશ્રયી સાદ્યાદિ પ્રરૂપણા કરવા ઇચ્છતા કહે છે—

**चउहा पडिग्गहत्तं धुवबंधिणं विहाय मिच्छत्तं ।**
**मिच्छाधुवबंधिणं साई अधुवा पडिग्गहया ॥ १० ॥**

**चतुर्द्धा प्रतिग्रहत्वं ध्रुवबन्धिनीनां विहाय मिथ्यात्वम् ।**
**मिथ्यात्वाध्रुवबन्धिनीनां साद्यध्रुवा तद्ग्रहता ॥ १० ॥**

અર્થ૦—મિથ્યાત્વ છોડીને શેષ ધ્રુવબન્ધિ પ્રકૃતિઓનું પતદ્ગ્રહત્વ ચાર પ્રકારે છે. તથા મિથ્યાત્વ અને અધ્રુવબંધિ પ્રકૃતિઓનું પતદ્ગ્રહત્વ સાદિ અને સાંત છે.

ટીકાનુ૦—મિથ્યાત્વમોહનીય છોડીને શેષ જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ, કષાય સોળ, ભય, જુગુપ્સા, તૈજસ સપ્તક, વર્ણાદિ વીશ, નિર્માણ, અગુરૂલઘુ, ઉપઘાત, અને અંતરાય પંચક એમ સડસઠ ધ્રુવબંધિ પ્રકૃતિઓનું પતદ્ગ્રહપણું ચાર પ્રકારે છે. એટલે કે એ પ્રકૃતિઓ જે પતદ્ગ્રહરૂપે છે તે સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભાંગે છે. તે આ પ્રમાણે-ઉપરોક્ત ધ્રુવબંધિ પ્રકૃતિઓનો પોતપોતાનો જ્યારે બંધવિચ્છેદ થાય ત્યારે તેઓ પતદ્ગ્રહપણે રહેતિ નથી. એટલે કે તેની અંદર અન્ય કોઇપણ પ્રકૃતિઓનું દલિક સંક્રમતુ નથી.

ફરી જ્યારે તે તે પ્રકૃતિઓના પોતપોતાના બંધહેતુઓ મળવાથી બંધનો આરંભ થાય ત્યારે તે પ્રકૃતિઓ પતદ્ગ્રહ રૂપે થાય છે. આ પ્રમાણે પતદ્ગ્રહરૂપે નષ્ટ થયા પછી ફરી પતદ્ગ્રહ રૂપે થાય છે માટે સાદિ, તે ઉપરોક્ત પ્રકૃતિઓનું બંધ વિચ્છેદ-સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓને અનાદિ કાળથી બંધાતિ હોવાથી તેઓ આશ્રયી તે પ્રકૃતિઓનું પતદ્ગ્રહપણું અનાદિ, અભવ્યને બંધવિચ્છેદ થવાનોજ નહિ હોવાથી અનન્ત, અને ભવ્ય ઉપરના ગુણસ્થાનકે જઇ તે તે પ્રકૃતિઓનો બંધ-વિચ્છેદ કરશે એટલે પતદ્ગ્રહપણાનો પણ નાશ થશે માટે સાંત. તથા મિથ્યા-ત્વમોહનીય અને અધ્રુવબન્ધિ પ્રકૃતિઓની પતદ્ગ્રહતા સાદિ સાંત છે. તે આ પ્રમાણે—મિથ્યાત્વમોહનીય ધ્રુવબંધિ છે છતા પણ જે જીવને સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયની સત્તા હોય તેજ એ બે પ્રકૃતિના દલિકને મિથ્યાત્વમોહ-નીયમાં સંક્રમાવે છે. બીજો કોઇ સંક્રમાવતો નથી. સમ્યક્ત્વ મિશ્રમોહનીયની સત્તા સર્વદા હોતિ નથી, માટે મિથ્યાત્વમોહનીયની પતદગ્રહતા સાદિ સાંત છે. તથા અધ્રુવબંધિ શેષ છયાસી પ્રકૃતિઓ અધ્રુવબંધિ હોવાથી જ તેઓની પત-દ્ગ્રહતા સાદિ સાંત સમજવી. ચાર આયુનો પરસ્પર સંક્રમ થતો નહિ હોવાથી તેના પર કોઇ પણ ભાંગાનો વિચાર કર્યો નથી. આ પ્રમાણે એક એક પ્રકૃતિના સંક્રમ અને પતદ્ગ્રહત્વ આશ્રયી સાદ્યાદિ ભંગની પ્રરૂણા કરી. ૧૦

હવે પ્રકૃતિસ્થાનમાં સાદ્યાદિ ભંગની પ્રરૂપણા કરવા ઇચ્છતા પહેલા સંક્રમ અને પતદ્ગ્રહના વિષયમાં તેઓના સ્થાનની સંખ્યાની પ્રરૂપણા કરવા માટે આ ગાથા કહે છે—

**संतट्ठाणसमाइं संकमठाणाइं दोण्णि बीयस्स ।**
**बंधसमा पडिग्गहगा अट्ठहिया दोवि मोहस्स ॥११॥**

**सत्तास्थानसमानि संक्रमस्थानानि द्वे द्वितीयस्य ।**
**बन्धस्थानसमाः पतद्ग्रहकाः अष्टाभ्यधिके द्वे अपि मोहस्य ॥११॥**

અર્થ—સત્તાસ્થાનોની સમાન દરેક કર્મના સંક્રમસ્થાનકો છે. માત્ર બીજા દર્શનાવરણીયકર્મના બે છે. બંધસ્થાનકોની સમાન પતદ્ગ્રહસ્થાનકો છે. પરંતુ મોહનીયકર્મમાં બંધસ્થાનકો અને સત્તાસ્થાનકોથી આઠ આઠ અધિક પતદ્ગ્રહસ્થાનકો અને સંક્રમસ્થાનકો છે.

ટીકાનુ૦—સત્તાસ્થાનકોની સમાન સંક્રમસ્થાનકો હોય છે. એટલે કે—જે કર્મના જેટલા સત્તાસ્થાનકો હોય છે તે કર્મના તેટલા સંક્રમસ્થાનકો પણ હોય છે. માત્ર બીજા દર્શનાવરણીય કર્મમાં નવ અને છની સત્તારૂપ બેજ સંક્રમસ્થાનકો છે, પરંતુ સત્તાસ્થાનકની જેમ ત્રીજું ચાર પ્રકૃતિની સત્તારૂપ સંક્રમસ્થાનક નથી.

કારણ કે ચારની સત્તા બારમા ગુણસ્થાનકના ચરમસમયે હોય છે ત્યાં કોઇ પતદ્ગ્રહ નહિ હોવાથી તે સંક્રમસ્થાનક નથી. તથા બંધસ્થાનકોની સમાન પતદ્ગ્રહસ્થાનકો હોય છે. એટલે કે જે કર્મના જેટલા બંધસ્થાનકો હોય છે, તેના તેટલા પતદ્ગ્રહસ્થાનકો પણ હોય છે. માત્ર મોહનીયકર્મમાં સંક્રમ અને પતદ્ગ્રહ એ બંને સ્થાનકો સત્તાસ્થાનકો અને બંધસ્થાનકોથી આઠ આઠ અધિક જાણવા. તે આ પ્રમાણે—મોહનીયકર્મના સત્તાસ્થાનકો પંદર છે તેમાં આઠ અધિક કરતા સંક્રમસ્થાનકો ત્રેવીસ થાય છે. બંધસ્થાનકો દશ છે તેમાં આઠ અધિક કરતા પતદ્ગ્રહ સ્થાનકો અઢાર થાય છે. હવે પ્રત્યેક કર્મના કેટલા સંક્રમસ્થાનકો અને પતદ્ગ્રહસ્થાનકો હોય છે તેની સંખ્યા કહે છે—જ્ઞાનાવરણીય અને અંતરાય એ દરેક કર્મનું પાંચે પાંચ પ્રકૃતિરૂપ એકજ સત્તાસ્થાનક અને એકજ સંક્રમસ્થાનક છે. તથા પાંચ પાંચ પ્રકૃતિરૂપ એકજ બંધસ્થાનક અને એકજ પતદ્ગ્રહસ્થાનક છે. કારણકે બંધ અને સત્તામાંથી પાંચે પ્રકૃતિઓ એક સાથેજ જાય છે. બંધમાંથી સાથે જતી હોવાથી પાંચે પ્રકૃતિઓ એક સાથે પતદ્ગ્રહપણે ઘટી શકે છે અને સત્તામાંથી પાંચે સાથે જતી હોવાથી સંક્રમનાર પણ પાંચે ઘટી શકે છે. તે આ પ્રમાણે જ્ઞાનાવરણીયની પાંચે પ્રકૃતિઓનો પરસ્પર સંક્રમ થાય છે. મતિજ્ઞાનાવરણીયકર્મ શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યવજ્ઞાનાવરણીય, અને કેવળજ્ઞાનાવરણીયમાં સંક્રમે છે. એ પ્રમાણે શ્રુતજ્ઞાનાવરણીય પણ મતિજ્ઞાનાવરણીય અવધિજ્ઞાનાવરણીય મનઃપર્યવજ્ઞાનાવરણીય અને કેવળજ્ઞાનાવરણીયમાં સંક્રમે છે. આજ રીતે અવધિજ્ઞાનાવરણીયાદિ માટે અને અંતરાય માટે પણ વિચાર કરી લેવો. કારણ કે દશમા ગુણસ્થાનકના ચરમસમય પર્યંત એ સઘળી પ્રકૃતિઓ નિરંતર બંધાય છે, અને બારમા ગુણસ્થાનકના ચરમસમય પર્યંત નિરંતર સત્તામાં છે. ધ્રુવબંધિ હોવાથી એ દરેક પ્રકૃતિઓ એક સાથે પતદ્ગ્રહપણે ઘટે છે. અને ધ્રુવસત્તા હોવાથી પતદ્ગ્રહ હોય ત્યાં સુધી એક સાથે સંક્રમનારી પણ હોય છે. એટલે એ બંને કર્મનું પાંચ પાંચ પ્રકૃતિરૂપ એકજ પતદ્ગ્રહસ્થાન અને પાંચ પાંચ પ્રકૃતિરૂપ એકજ સંક્રમસ્થાનક છે.

હવે સાદ્યાદિ ભંગની ઘટના કરે છે—જ્ઞાનાવરણીય અને અંતરાયકર્મમાં સંક્રમ અને પતદ્ગ્રહ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–ઉપશાંતમોહ ગુણસ્થાનકે તે બંને કર્મનો બંધ થતો નહિ હોવાથી પતદ્ગ્રહપણે નથી અને પતદ્ગ્રહ નહિ હોવાથી સંક્રમ પણ થતો નથી. ત્યાંથી પડે ત્યારે બંને પ્રવર્ત્તે છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને અનંત, અને ભવ્યને સંક્રમ અને પતદ્ગ્રહ એ બંને સાંત છે. તથા દર્શનાવરણીયકર્મના ત્રણ સત્તાસ્થાનકો છે. તે આ પ્રમાણે—૧ ચક્ષુદર્શના-

વરણાદિ ચાર પ્રકૃતિનું, ૨ નિદ્રાદ્વિક સાથે છ પ્રકૃતિનું, અને ૩ થીણદ્ધિત્રિક સાથે નવ પ્રકૃતિનું. બંધસ્થાનકો અને પતદ્ગ્રહસ્થાનકો એ પ્રમાણેજ ત્રણ છે. સંક્રમસ્થાનક છ પ્રકૃતિનું અને નવ પ્રકૃતિનું એમ બે છે. ચાર પ્રકૃતિનું સંક્રમસ્થાનક નથી. કારણ પહેલા કહેવાયું છે. હવે સાદ્યાદિ ભંગની ઘટના કરે છે– દર્શનાવરણીયકર્મની નવે પ્રકૃતિના બંધક મિથ્યાદષ્ટિ અને સાસાદન ગુણસ્થાનકવર્ત્તિ જીવો નવના પતદ્ગ્રહમાં એ નવે પ્રકૃતિઓ સંક્રમાવે છે. આ નવનો પતદ્ગ્રહ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રકારે–મિશ્રદૃષ્ટિ આદિ ગુણસ્થાનકે છનો બંધ થતો હોવાથી નવનો પતદ્ગ્રહ નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓને અનાદિ, અભવ્ય આશ્રયી અનંત, અને ભવ્ય આશ્રયી સાંત છે. મિશ્રગુણસ્થાનકથી આરંભી અપૂર્વકરણના સંખ્યાતમા ભાગપર્યંત દર્શનાવરણીયકર્મની નવેની સત્તાવાળા અને છના બંધક છમાં નવ સંક્રમાવે છે. આ છનો પતદ્ગ્રહ સાદિ સાંત છે. કારણકે કાદાચિત્ક–અમુક વખતેજ પ્રવર્ત્તે છે.[1] તથા અપૂર્વકરણના સંખ્યાતમે ભાગે નિદ્રા અને પ્રચલાનો બંધવિચ્છેદ થયા પછીથી આરંભી સૂક્ષ્મસંપરાયના ચરમસમય પર્યંત ઉપશમશ્રેણિમાં નવની સત્તાવાળા અને ચારના બંધક ચારમાં નવ પ્રકૃતિઓ સંક્રમાવે છે. આ ચારનો પતદ્ગ્રહ પણ અંતર્મુહૂર્ત્ત પર્યંતજ હોવાથી સાદિ સાંત છે. તથા નવ પ્રકૃતિરૂપ સંક્રમસ્થાન સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–સૂક્ષ્મસંપરાયથી અગાઉ ઉપશાંતમોહે સંક્રમ થતો નથી ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ, અને ભવ્યને અધ્રુવ હોય છે. તથા ક્ષપકશ્રેણિમાં અનિવૃત્તિબાદરસંપરાય ગુણસ્થાનકનો સંખ્યાતમો ભાગ શેષ રહે ત્યારે થીણદ્ધિત્રિકનો સત્તામાંથી ક્ષય થાય છે. તેનો ક્ષય થયા પછીથી આરંભી સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકના ચરમસમય પર્યંત દર્શનાવરણીયની છની સત્તાવાળા અને ચારના બંધક ચારમાં છ સંક્રમાવે છે. આ સંક્રમ અને પતદ્ગ્રહ અંતર્મુહૂર્ત્ત પર્યંતજ પ્રવર્ત્તતા હોવાથી સાદિ સાંત છે. અગીઆરમા ગુણસ્થાનકના પ્રથમ સમયથી બારમા ગુણસ્થાનકના ચરમસમય પર્યંત જો કે સત્તામાં હોય છે છતા દર્શનાવરણીયકર્મનો સંક્રમ થતો નથી કારણ કે બંધ નથી. બંધ નહિ હોવાથી પતદ્ગ્રહ પણ નથી. અને આજ કારણથી ચાર પ્રકૃતિરૂપ ત્રીજું સંક્રમસ્થાનક પણ ઘટતું નથી.

૧ છનો પતદ્ગ્રહ વચમાં થતા મનુષ્ય ભવાધિક એકસો બત્રીસ સાગરોપમ પર્યંત પ્રવર્ત્તે છે. કારણ કે દર્શનાવરણીયની છ પ્રકૃતિનો બંધ તેટલો કાળ થાય છે. કેમકે ચોથાથી સાતમા સુધીમાં આત્મા એટલોજ વખત વધારેમાં વધારે ટકી શકે છે.

તથા વેદનીય અને ગોત્ર એ દરેક કર્મના બબ્બે સત્તાસ્થાનક છે. તે આ પ્રમાણે-૧ બે પ્રકૃતિરૂપ અને ૨ એક પ્રકૃતિરૂપ. જો કે વેદનીય અને ગોત્રકર્મનું બે પ્રકૃતિરૂપ સત્તાસ્થાનક છે છતા પણ બંને પ્રકૃતિનો પરસ્પર સંક્રમ થતો નહિ હોવાથી એક એક પ્રકૃતિરૂપ એક એક સંક્રમસ્થાનકજ ઘટે છે. કારણ કે પરાવર્ત્તમાન હોવાથી ગોત્ર અને વેદનીયની બબ્બે પ્રકૃતિમાંથી માત્ર એક એકનોજ બંધ થાય છે. એટલે બંધાતિ પ્રકૃતિ પતદ્ગ્રહપણે છે, અને નહિ બંધાતિ પ્રકૃતિ સંક્રમનારી તરીકે છે. જો બંને સાથે બંધાતિ હોત તો જ્ઞાનાવરણીયની જેમ પરસ્પર સંક્રમ થઇ શકત એટલે બેય પ્રકૃતિઓ પતદ્ગ્રહપણે અને સંક્રમપણે ઘટી શકત. તેમ નહિ હોવાથી એક એક પ્રકૃતિરૂપજ સંક્રમસ્થાનક સમજવું. તે આ પ્રમાણે—સાતવેદનીય અને અસાતવેદનીય એ બંનેની સત્તાવાળા સાતવેદનીયના બંધક મિથ્યાદષ્ટિથી આરંભી સૂક્ષ્મસંપરાય સુધીના જીવો જ્યારે સાતવેદનીય બાંધે ત્યારે પતદ્ગ્રહરૂપ તે પ્રકૃતિમાં અસાતવેદનીય સંક્રમાવે છે. એ પ્રમાણે સાત અસાત વેદનીય એ બંનેની સત્તાવાળા અસાતવેદનીયના બંધક મિથ્યાદષ્ટિથી આરંભી પ્રમત્ત સંયત પર્યંતવર્તિ આત્માઓ જ્યારે અસાતવેદનીય બાંધે ત્યારે પતદ્ગ્રરૂપ તે પ્રકૃતિમાં સાતવેદનીય સંક્રમાવે છે. આ પ્રમાણે સાત અસાતવેદનીયનું એક પ્રકૃતિરૂપ સંક્રમસ્થાન અને એક પ્રકૃતિરૂપ પતદ્ગ્રહસ્થાન હોય છે. તે સંક્રમસ્થાન અને પતદ્ગ્રહસ્થાન સાદિ સાંત છે. કારણ કે વારંવાર પરાવર્ત્તન થવાનો સદ્ભાવ છે. તથા ઉચ્ચગોત્રના બંધક મિથ્યાદષ્ટિથી આરંભી સૂક્ષ્મ સંપરાયપર્યંતવર્ત્તિ આત્માઓ જ્યારે ઉચ્ચગોત્ર બાંધે ત્યારે પતદ્ગ્રહરૂપ તે પ્રકૃતિમાં નીચગોત્ર સંક્રમાવે છે, અને ઉચ્ચ નીચ બંનેની સત્તાવાળા નીચગોત્રના બંધક મિથ્યાદષ્ટિ અને સાસ્વાદનગુણસ્થાનવર્ત્તિ આત્માઓ જ્યારે નીચગોત્ર બાંધે ત્યારે બંધાતિ તે પ્રકૃતિમાં ઉચ્ચગોત્ર સંક્રમાવે છે. આ પ્રમાણે ગોત્રકર્મમાં પણ એક સંક્રમસ્થાન અને એક પતદ્ગ્રહસ્થાનનો સંભવ છે. તે બંને સ્થાન વેદનીયની જેમ સાદિ સાંત છે.

મોહનીયકર્મના પંદર સત્તાસ્થાનકો છે. તે આ પ્રમાણે–૨૮–૨૭–૨૪–૨૩ ૨૨–૨૧–૧૩–૧૨–૧૧–૬–૫–૪–૩–૨–૧. કહ્યું છે કે—'આઠ સાત છ ચાર ત્રણ બે અને એક અધિક વીશ, તેર બાર અગીઆર પાંચ અને તેમાંથી એક એક ન્યૂન કરતા એક સુધીના કુલ પંદર મોહનીયકર્મના સત્તાસ્થાનકો છે.' સંક્રમસ્થાનકો ત્રેવીસ છે. તે આ પ્રમાણે–૧–૨–૩–૪–૫–૬–૭–૮–૯–૧૦–૧૧–૧૨ ૧૩–૧૪–૧૮–૧૯–૨૦–૨૧–૨૨–૨૩–૨૫–૨૬–૨૭. કહ્યું છે કે—'આઠ અને ચાર અધિક વીશ, એટલે કે અઠ્ઠાવીશ અને ચોવીશ તથા સત્તર, સોળ, અને પંદર એ પાંચ વર્જીને એકથી અઠ્ઠાવીશ સુધીના સઘળા એમ મોહનીયકર્મમાં કુલ ત્રેવીસ સંક્રમસ્થાનકો થાય છે; અહિં સત્તાસ્થાનકમાં જો કે અઠ્ઠાવીશ

અને ચોવીશ એ બે કહ્યા છે છતા સંક્રમમાં તે હોતા નથી માટે તે બંને સત્તાસ્થાનકો સંક્રમસ્થાનમાંથી કાઢી નાખ્યા છે. શા માટે સંક્રમમાં હોતા નથી? તો કહે છે—અઠ્ઠાવીશની સત્તાવાળા મિથ્યાદષ્ટિને મિથ્યાત્વ એ સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયનું પતદ્ગ્રહ છે માટે મિથ્યાત્વ સિવાયની શેષ સત્તાવીશ પ્રકૃતિઓજ સંક્રમે છે, અઠ્ઠાવીસ સંક્રમતિ નથી. તેમાં ચારિત્રમોહનીયની પચીસ પ્રકૃતિઓ ચારિત્રમોહનીયમાં પરસ્પર સંક્રમે છે, અને મિથ્યાત્વમોહનીયમાં મિશ્ર અને સમ્યક્ત્વમોહનીય સંક્રમે છે. કેમકે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનું પરસ્પર સંક્રમણ થતું નથી. એ પ્રમાણે અનંતાનુબંધિના વિસંયોજક ચોવીસની સત્તાવાળા સમ્યગ્દૃષ્ટિને સમ્યક્ત્વમોહનીય એ મિશ્ર અને મિથ્યાત્વમોહનીયનું પતદ્ગ્રહ હોવાથી તે વિના શેષ ત્રેવીસ પ્રકૃતિઓજ સંક્રમે છે, ચોવીસ સંક્રમતિ નથી માટે ચોવીશ પ્રકૃતિરૂપ સંક્રમસ્થાનક નથી. સત્તર આદિ ત્રણ સંક્રમસ્થાનકો કેમ નથી હોતા તેનું કારણ હવે પછી સઘળા સંક્રમસ્થાનકોનો વિચાર કરશે તે ઉપરથી સમજાશે. હવે શેષ સઘળા સંક્રમસ્થાનકોનો વિચાર કરે છે. સમ્યક્ત્વમોહનીયની ઉદ્વલના થયા પછી સત્તાવીશની સત્તાવાળા મિથ્યાદષ્ટિને મિથ્યાત્વ મિશ્રમોહનીયનું પતદ્ગ્રહ હોવાથી તેના વિના શેષ છવ્વીસ પ્રકૃતિઓ સંક્રમે છે. તથા મિશ્રમોહનીયની ઉદ્વલના થયા બાદ છવ્વીસની સત્તાવાળા મિથ્યાદષ્ટિને ચારિત્રમોહનીયની પચ્ચીસ પ્રકૃતિઓ સંક્રમે છે, અથવા છવ્વીસની સત્તાવાળા અનાદિ મિથ્યાદષ્ટિને પણ પચ્ચીસ પ્રકૃતિઓ સંક્રમે છે. અહિં મિથ્યાત્વમોહનીયનો સંક્રમ થતો નથી, કારણ કે તે ચારિત્રમોહનીયમાં સંક્રમતુ નથી. કેમકે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયના પરસ્પર સંક્રમનો અભાવ છે. અથવા અઠ્ઠાવીશની સત્તાવાળા ઔપશમિક સમ્યગ્દૃષ્ટિને સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આવલિકા વીત્યા બાદ સમ્યક્ત્વમોહનીયમાં મિથ્યાત્વ અને મિશ્રમોહનીયનો સંક્રમ થાય છે તેથી સમ્યક્ત્વમોહનીય પતદ્ગ્રહ છે માટે તેને દૂર કરતા શેષ સત્તાવીશ પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. તથા તેજ અઠ્ઠાવીશની સત્તાવાળા અને આવલિકાની અંદર વર્ત્તતા એટલે કે સમ્યક્ત્વ પ્રાપ્ત થયા જેને આવલિકા વીતી નથી એવા ઔપશમિક સમ્યગ્દૃષ્ટિને મિશ્રમોહનીય સમ્યક્ત્વમોહનીયમાં સંક્રમતુ નથી. કારણ કે—સમ્યક્ત્વને અનુરૂપ વિશુદ્ધિના સામર્થ્યવડે મિથ્યાત્વના પુદ્ગલો જ મિશ્રમોહનીયરૂપ અન્ય પરિણામને પ્રાપ્ત થયા છે એટલે કે મિશ્રમોહનીયરૂપે પરિણમ્યા છે. અન્ય પ્રકૃતિરૂપે પરિણામ કરવો—પરિણમાવવું તે સંક્રમ કહેવાય છે. જે સમયે જેનો અન્ય પ્રકૃતિરૂપે પરિણામ થાય તે સમયથી આરંભી એક આવલિકા પર્યંત તે દલિક સકળ કરણને અયોગ્ય હોય છે, એટલે કે તેમાં કોઇ પણ કરણની પ્રવૃત્તિ થતી નથી. અહિં સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આવલિકાની અંદર મિશ્રમોહનીયની સંક્રમાવલિકા પૂર્ણ થઇ નહિ હોવાથી તેનું દલિક સમ્ય-

ક્ત્વમોહનીયમાં સંક્રમતુ નથી માત્ર મિથ્યાત્વમોહનીયનુંજ સંક્રમે છે. સમ્યક્ત્વમોહનીયનો તો સમ્યક્ત્વીને સંક્રમજ થતો નથી માટે તે બંને દૂર કરતા શેષ છવ્વીસ પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. તથા ચોવીશની સત્તાવાળો સમ્યગ્દૃષ્ટિ આત્મા સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જવા છતા અને ત્યાં ફરી પણ અનંતાનુબંધી કષાય બાંધે છે છતા પણ સત્તા પ્રાપ્ત તે કષાયને સંક્રમાવતો નથી. કારણ કે સમ્યક્ત્વથી પડેલો અનંતાનુબંધિનો વિસંયોજક આત્મા અનંતાનુબંધિના બંધની ફરી શરૂઆત કરે છે એટલે જે સમયે બાંધે તે સમયથી આરંભી એક આવલિકા પર્યંત તેમાં કોઇપણ કરણ લાગતું નથી માટે મિથ્યાત્વગુણઠાણે બંધાવલિકા પર્યંત અનંતાનુબંધિનો સંક્રમ થતો નથી. અને મિથ્યાત્વમોહનીય એ મિશ્ર અને સમ્યક્ત્વમોહનીયનું પતદ્ગ્રહ છે માટે અનંતાનુબંધિ અને મિથ્યાત્વ મોહનીય દૂર કરતા શેષ ત્રેવીસ પ્રકૃતિઓ સંક્રમે છે. આ પ્રમાણે વિચારતા ચોવીસના સંક્રમ સ્થાનનો અભાવ છે. તથા ચોવીસની સત્તાવાળા સમ્યગ્દૃષ્ટિને ક્ષાયિકસમ્યક્ત્વ ઉપાર્જન કરતા જ્યારે મિથ્યાત્વમોહનીયનો ક્ષય થાય ત્યારે સમ્યક્ત્વમોહનીય સિવાય બાવીસ પ્રકૃતિઓ સંક્રમે છે. અહિં સત્તામાં ત્રેવીસ પ્રકૃતિઓ હોય છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ જ્યારે ચારિત્રમોહનીયનું અંતરકરણ કરે ત્યારે તેને સંજ્વલનલોભનો સંક્રમ થતો નથી. કારણકે અંતરકરણ કરે ત્યારે પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્કનો અનાનુપૂર્વિએ–ઉત્ક્રમે સંક્રમ થતો નથી એ પહેલા કહ્યું છે, તથા અનંતાનુબંધિનો ક્ષય અથવા સર્વોપશમ કરેલો હોવાથી તેને સંક્રમ થતો નથી, અને સમ્યક્ત્વમોહનીય એ મિશ્ર તથા મિથ્યાત્વમોહનીયનું પતદ્ગ્રહ છે માટે તેનો પણ સંક્રમ થતો નથી તેથી સંજ્વલન લોભ, અનંતાનુબંધિ ચતુષ્ક અને સમ્યક્ત્વમોહનીય એ છ પ્રકૃતિ સિવાય શેષ બાવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન તેજ ઉપશમસમ્યગ્દૃષ્ટિને નપુંસકવેદ ઉપશમે ત્યારે એકવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા બાવીશની સત્તાવાળો ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ સમ્યક્ત્વમોહનીયને ક્યાંય પણ સંક્રમાવતો નથી તેથી તેને એકવીશ સંક્રમે છે. અથવા ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન ક્ષપકને જ્યાં સુધી આઠ કષાયોનો ક્ષય થયેલો નથી હોતો ત્યાં સુધી એકવીશ પ્રકૃતિ સંક્રમમાં હોય છે. તથા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઉપશમ સમ્યગ્દૃષ્ટિને પૂર્વોક્ત એકવીશ પ્રકૃતિમાંથી જ્યારે સ્ત્રીવેદ ઉપશમે ત્યારે શેષ વીશ પ્રકૃતિ સંક્રમે છે. અથવા ઉપશમશ્રેણિનો સ્વીકારનાર ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને ચારિત્રમોહનીયનું જ્યારે અંતરકરણ કરે ત્યારે પૂર્વે કહેલ યુક્તિથી સંજ્વલન લોભનો સંક્રમ થતો નહિ હોવાથી તેના સિવાય વીશ પ્રકૃતિ સંક્રમમાં હોય છે. ત્યાર પછી નપુંસકવેદ જ્યારે ઉપશમે ત્યારે ઓગણીશ, અને સ્ત્રીવેદ ઉપશમે ત્યારે ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન તેજ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને અઢાર પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. તથા

ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઔપશમિક સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત વીશમાંથી જ્યારે છ નોકષાયો ઉપશમે ત્યારે શેષ ચૌદ પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. ત્યાર પછી તેમાંથી પુરૂષવેદ ઉપશમે ત્યારે તેર પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન ક્ષપકને પૂર્વોક્ત એકવીશ પ્રકૃતિમાંથી આઠ કષાયોનો ક્ષય કરે ત્યારે તેર પ્રકૃતિઓ સંક્રમે છે. તેનેજ જ્યારે ચારિત્રમોહનીયનું અંતરકરણ કરે ત્યારે બાર પ્રકૃતિઓ સંક્રમે છે. કારણ કે અંતરકરણ કર્યાપછી ચારિત્રમોહનીયની પ્રકૃતિઓનો ક્રમ પૂર્વક સંક્રમ થતો હોવાથી સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ક્ષાયિક સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત અઢાર પ્રકૃતિમાંથી છ નોકષાયો ઉપશમે ત્યારે શેષ બાર પ્રકૃતિઓ સંક્રમે છે. ત્યાર પછી પુરૂષવેદ ઉપશમે ત્યારે તેનેજ અગીઆર પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. અથવા ક્ષપકને પૂર્વોક્ત બારમાંથી નપુંસકવેદનો ક્ષય થાય ત્યારે શેષ અગીઆર પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઉપશમ સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત તેર પ્રકૃતિમાંથી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ ઉપશમે ત્યારે અગીઆર પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. તથા ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન ક્ષપકને પૂર્વોક્ત અગીઆરમાંથી સ્ત્રીવેદનો ક્ષય થાય ત્યારે દશ પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઉપશમસમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત અગીઆરમાંથી સંજ્વલન ક્રોધ ઉપશમે ત્યારે શેષ દશ પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. તથા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ક્ષાયિક સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત અગીઆરમાંથી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ ઉપશમે ત્યારે શેષ નવ પ્રકૃતિએ સંક્રમે છે. તેનેજ સંજ્વલન ક્રોધ ઉપશમે ત્યારે આઠ પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઉપશમ સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત દશમાંથી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માન ઉપશમે ત્યારે શેષ આઠ પ્રકૃતિઓ સંક્રમે છે. તેનેજ સંજ્વલનમાન ઉપશમે ત્યારે સાત પ્રકૃતિઓ સંક્રમે છે, તથા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ક્ષાયિક સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત આઠમાંથી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણમાન ઉપશમે ત્યારે શેષ છ પ્રકૃતિઓ સંક્રમે છે. તેનેજ સંજ્વલન માન ઉપશમે ત્યારે શેષ પાંચ પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઔપશમિક સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત સાતમાંથી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માયા ઉપશમે ત્યારે શેષ પાંચ પ્રકૃતિઓ સંક્રમે છે. તેનેજ સંજ્વલન માયા ઉપશમે ત્યારે ચાર પ્રકૃતિઓ સંક્રમમાં હોય છે. અથવા ક્ષપકને પૂર્વોક્ત દશમાંથી છ નોકષાયોનો ક્ષય થાય ત્યારે શેષ ચાર પ્રકૃતિઓ સંક્રમે છે. તેનેજ પુરૂષવેદનો ક્ષય થાય ત્યારે ત્રણ પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ક્ષાયિક સમ્યગ્દ્દષ્ટિને પૂર્વોક્ત પાંચમાંથી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણરૂપ માયા ઉપશમે ત્યારે શેષ ત્રણ પ્રકૃતિઓ સંક્રમે છે, તેનેજ સંજ્વલન માયા ઉપશમે ત્યારે સંજ્વલન લોભ

પતદ્ગ્રહ હોય ત્યાં સુધી શેષ બે લોભ સંક્રમમાં હોય છે. અથવા ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઉપશમસમ્યગ્દષ્ટિને પૂર્વોક્ત ચારમાંથી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણરૂપ લોભ ઉપશમે ત્યારે શેષ મિશ્ર અને મિથ્યાત્વમોહનીયરૂપ બે પ્રકૃતિ સંક્રમમાં હોય છે. અથવા ક્ષપકને પૂર્વોક્ત ત્રણ પ્રકૃતિમાંથી સંજ્વલન ક્રોધનો ક્ષય થાય ત્યારે બે પ્રકૃતિ સંક્રમે છે. તેનેજ સંજ્વલનમાનનો ક્ષય થાય ત્યારે એક સંજ્વલન માયા સંક્રમે છે. આ પ્રમાણે વિચારતા અટ્ઠાવીશ, ચોવીશ, સત્તર, સોળ, અને પંદરરૂપ સંક્રમસ્થાનો સંભવતા નથી માટે તેનો નિષેધ કર્યો છે. માટે તે સિવાય શેષ ત્રેવીશ સંક્રમસ્થનો સમજવા. આ સંક્રમસ્થાનોમાં પચીસ પ્રકૃતિરૂપ સંક્રમસ્થાન સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–અઠ્ઠાવીશની સત્તાવાળો મિથ્યાદૃષ્ટિ જ્યારે સમ્યક્ત્વ મિશ્રમોહનીય ઉવેલે ત્યારે તેને પચીસનું સંક્રમસ્થાન થાય માટે સાદિ, અનાદિ મિથ્યાદૃષ્ટિને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ હોય છે. અને બાકીના સંક્રમસ્થાનકો અમુક કાળપર્યંત જ પ્રવર્ત્તતા હોવાથી સાદિ સાંત છે.

હવે પતદ્ગ્રહ સ્થાનકો કહેવા માટે પહેલા મોહનીયકર્મના બંધસ્થાનકો કહે છે—મોહનીયકર્મના દશ બંધસ્થાનકો છે. તે આ પ્રમાણે—બાવીશ, એકવીસ, સત્તર, તેર, નવ, પાંચ, ચાર, ત્રણ, બે, અને એક. કહ્યું છે કે—'બાવીશ, એકવીશ, સત્તર, તેર. નવ, પાંચ, ચાર, ત્રણ, બે, અને એક એમ મોહનીયકર્મના દશ બંધસ્થાનકો છે.' પતદ્ગ્રહ સ્થાનો અઢાર છે, તે આ પ્રમાણે–એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, નવ, દશ, અગીઆર, તેર, ચૌદ, પંદર, સત્તર, અઢાર, ઓગણીશ, એકવીશ, અને બાવીશ. કહ્યું છે કે—'સોળ, બાર, અઢાર, વીસ અને ત્રેવીસથી અટ્ઠાવીશ સુધીના છ કુલ દશ વર્જીને શેષ પ્રકૃતિઓના સમૂહરૂપ અઢાર પતદ્ગ્રહસ્થાનો છે.' તેમાં કયા પતદ્ગ્રહમાં કઇ પ્રકૃતિઓ સંક્રમે છે તેનો વિચાર કરે છે—અઠાવીશની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિને મિથ્યાત્વ એ સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયનું પતદ્ગ્રહ હોવાથી તેના સિવાય શેષ સત્તાવીશ પ્રકૃતિઓ મિથ્યાત્વ, સોળકષાય, ત્રણ વેદમાંથી બંધાતો એક વેદ, બે યુગલમાંથી બંધાતુ એક યુગલ, ભય, અને જુગુપ્સારૂપ બાવીશ પ્રતિઓમાં સંક્રમે છે. સમ્યક્ત્વમોહનીય ઉવેલે ત્યારે સત્તાવીસની સત્તાવાળા તેજ મિથ્યાદૃષ્ટિને મિથ્યાત્વ એ મિશ્રમોહનીયનું પતદ્ગ્રહ હોવાથી તેના વિના શેષ છવ્વીસ પ્રકૃતિઓ પૂર્વોક્ત બાવીશમાં સંક્રમે છે. મિશ્રમોહનીય ઉવેલે ત્યારે છવ્વીસની સત્તાવાળા તેજ મિથ્યાદૃષ્ટિને મિથ્યાત્વમોહનીયમાં કોઇપણ પ્રકૃતિ સંક્રમતી નહિ હોવાથી તે કોઇનું પતદ્ગ્રહ નથી માટે પૂર્વોક્ત બાવીશમાંથી તેને દૂર કરતા શેષ એકવીશ પ્રકૃતિના સમુદાયરૂપ પતદ્ગ્રહમાં પચીસ પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા છવ્વીસની સત્તાવાળા અનાદિ મિથ્યાદૃષ્ટિને મિથ્યાત્વ કોઇપણ પ્રકૃતિમાં સંક્રમતુ નથી તેમજ તેની અંદર કોઈ અન્ય પ્રકૃતિ સંક્રમતિ નથી,

માટે આધાર આધેય ભાવ રહિત તે મિથ્યાત્વમોહનીયને દૂર કરતા શેષ પચીસ પ્રકૃતિઓ એકવીશ પ્રકૃતિમાં સંક્રમે છે. તથા ચોવીસની સત્તાવાળો કોઇ સમ્યગ્દષ્ટિ પડીને મિથ્યાત્વે જાય ત્યાં જો કે મિથ્યાત્વરૂપ હેતુવડે અનંતાનુબંધિ કષાયને ફરી બાંધે છે તો પણ તે બંધાવલિકા પર્યંત સકલ કરણને અયોગ્ય હોવાથી સત્તામાં હોવા છતા પણ તેને સંક્રમાવે નહિ, અને મિથ્યાત્વમોહનીય સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયનું પતદ્ગ્રહ છે, માટે અનંતાનુબંધિ ચતુષ્ક અને મિથ્યાત્વમોહનીય વર્જીને શેષ ત્રેવીસ પ્રકૃતિઓ પૂર્વોક્ત બાવીશ પ્રકૃતિઓમાં સંક્રમાવે છે. આ રીતે મિથ્યાદષ્ટિને બાવીશના પતદ્ગ્રહમાં સત્તાવીશ છવ્વીસ અને ત્રેવીશ પ્રકૃતિના સમૂહરૂપ ત્રણ સંક્રમસ્થાનકો સંક્રમે છે, અને એકવીશના પતદ્ગ્રહમાં પચીસ પ્રકૃતિઓ સંક્રમે છે. શેષ સંક્રમસ્થાનો કે પતદ્ગ્રહ સ્થાનો મિથ્યાદષ્ટિને સંભવતા નથી. તથા સાસ્વાદન સમ્યગ્દષ્ટિને 'બીજા ત્રીજા ગુણસ્થાનકવાળા દર્શનત્રિકને સંક્રમાવતા નથી' એવું શાસ્ત્ર વચન હોવાથી દર્શનમોહનીયની ત્રણ પ્રકૃતિઓના સંક્રમનો અભાવ છે, માટે અહિં હમેશાં એકવીશના પતદ્ગ્રહમાં પચીસ પ્રકૃતિઓજ સંક્રમે છે. તથા સમ્યગ્મિથ્યાદષ્ટિને પણ દર્શનમોહની ત્રણ પ્રકૃતિઓના સંક્રમનો અભાવ છે માટે અઠાવીશની સત્તાવાળા અગર સમ્યક્ત્વમોહ વિના સત્તાવીશની સત્તાવાળા મિશ્રદષ્ટિને પચીસ પ્રકૃતિઓ અને અનંતાનુબંધિ રહિત ચોવીસની સત્તાવાળા મિશ્રદષ્ટિને એકવીશ પ્રકૃતિઓ બાર કષાય, પુરૂષવેદ, ભય, જુગુપ્સા, અને બે યુગલમાંથી એક યુગલરૂપ બંધાતિ સત્તર પ્રકૃતિઓમાં સંક્રમે છે. આ પ્રમાણે સાસ્વાદન અને મિશ્રદષ્ટિમાટે કહ્યું. હવે અવિરતિ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત, અપ્રમત્ત ગુણસ્થાનકોમાં સંક્રમ સ્થાનકો સરખા હોવાથી એક સાથેજ પતદ્ગ્રહસ્થાનકો કહેવામાં આવે છે. તેમાં આ અવિરતિ આદિ ચાર ગુણસ્થાનકોમાં ઔપશમિક સમ્યગ્દષ્ટિને સમ્યક્ત્વ પ્રાપ્તિના પ્રથમ સમયથી આરંભી આવલિકા કાળપર્યંત સમ્યક્ત્વ અને મિશ્રમોહનીય પતદ્ગ્રહરૂપેજ હોય છે, તેથી શેષ છવ્વીસ પ્રકૃતિઓ અવિરતિ સમ્યગ્દષ્ટિને બાર કષાય, પુરૂષવેદ, ભય, જુગુપ્સા, અને બે યુગલમાંથી એક યુગલરૂપ બંધાતિ સત્તર પ્રકૃતિઓ તથા સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમાહનીય કુલ ઓગણીશ પ્રકૃતિના સમુદાયરૂપ પતદ્ગ્રહમાં, દેશવિરતિને પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક સંજ્વલન ચતુષ્ક પુરૂષવેદ ભય જુગુપ્સા અન્યતર યુગલ સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયરૂપ પંદરના પતદ્ગ્રહમાં, અને પ્રમત્ત અપ્રમત્તસંયતને સંજ્વલન ચતુષ્ક પુરૂષવેદ ભય જુગુપ્સા અન્યતર યુગલ સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયરૂપ અગીઆરના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તથા તેજ અવિરતિ સમ્યગ્દષ્ટિ આદિને ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિથી આવલિકા પૂર્ણ થયા પછી મિશ્રમેહનીય સંક્રમમાં અને પતદ્ગ્રહપણામાં બંનેમાં

હોય છે. કારણ કે મિશ્રમોહનીયની સંક્રમાવલિકા વીતી ગઇ છે એટલે તે કરણ-સાધ્ય થઇ છે માટે સત્તાવીસ પ્રકૃતિઓ પૂર્વોક્ત ઓગણીશ પંદર અને અગીઆ-ર૩૫ ત્રણ પતદ્ગ્રહમાં સંક્રમે છે. તથા અનંતાનુબંધિની ઉદ્વલના થયા બાદ ચોવીસની સત્તાવાળા તેજ અવિરતિ સમ્યગ્દષ્ટિ આદિ ગુણસ્થાનકવર્ત્તિ ક્ષાયોપ-શમિક સમ્યગ્દષ્ટિ જીવોને સમ્યક્ત્વમોહનીય પતદ્ગ્રહ હોવાથી શેષ ત્રેવીસ પ્રકૃ-તિઓ પૂર્વોક્ત ઓગણીશ આદિ ત્રણ પતદ્ગ્રહોમાં સંક્રમે છે. ત્યાર પછી ક્ષા-યિક સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા મિથ્યાત્વનો ક્ષય થયા પછી મિશ્રમોહનીય પતદ્ગ્ર-હપણે હોતું નથી, અને મિથ્યાત્વ સંક્રમમાં હોતું નથી, માટે શેષ બાવીશ પ્રકૃ-તિઓ અવિરતિ દેશવિરતિ અને સંયત આત્માઓને અનુક્રમે અઢાર ચૌદ અને દશના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી મિશ્રમોહનીયનો ક્ષય થયા બાદ સ-મ્યક્ત્વમોહનીય પતદ્ગ્રહપણામાં હોતિ નથી અને સંક્રમમાં તો છેજ નહિ તેથી એકવીશ પ્રકૃતિઓ અવિરતાદિ ગુણસ્થાનકવાળાઓને અનુક્રમે સત્તર તેર અને નવના પતદ્ગ્રહમાં સંક્રમે છે. હવે ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ઔપમિક સમ્યગ્દ-ષ્ટિના સંક્રમસ્થાનોને આશ્રયી પતદ્ગ્રહનો વિધિ કહે છે—ચોવીશની સત્તાવાળા ઔપશમિકસમ્યગ્દષ્ટિને સમ્યક્ત્વમોહનીથ મિથ્યાત્વ અને મિશ્રનું પતદ્ગ્રહ હોવાથી તેને દૂર કરતા શેષ ત્રેવીશ પ્રકૃતિઓ પુરૂષવેદ સંજ્વલન ચતુષ્ક સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય એમ સાતના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ઉપશમશ્રેણિમાં વર્ત્તતા તેજ આત્માને અંતરકરણ કર્યા પછી સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી તેથી તે સિવાય શેષ બાવીશ પ્રકૃતિઓ પૂર્વોક્ત સાતના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તેનેજ નપુંસકવેદનો ઉપશમ થયા પછી એકવીશ પ્રકૃતિઓ સાતના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી સ્ત્રીવેદનો ઉપ-શમ થયા પછી વીશ પ્રકૃતિઓ સાતના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી પુરૂ-ષવેદની પ્રથમ સ્થિતિ સમયન્યૂન બે આવલિકા શેષ રહે ત્યારે તે પતદ્ગ્રહપ-ણામાં રહેતો નથી. કહ્યું છે કે—'પ્રથમ સ્થિતિની સમયન્યૂન બે અને ત્રણ અવલિકા શેષ રહે ત્યારે અનુક્રમે પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્ક પતદ્ગ્રહપ-ણામાં રહેતા નથી.' માટે પૂર્વોક્ત સાત પ્રકૃતિમાંથી પુરૂષવેદ દૂર કરતા શેષ છના પતદ્ગ્રહમાં વીશ પ્રકૃતિઓ સંક્રમે છે. ત્યાર પછી છ નોકષાયો ઉપશમે ત્યારે શેષ ચૌદ પ્રકૃતિઓ પૂર્વોક્ત છના પતદ્ગ્રહમાં સંક્રમે છે. છમાં ચૌદ પ્રકૃતિઓ સમયોન બે આવલિકા પર્યંત સંક્રમે છે. કારણ કે જે સમયે છ નોકષાયો ઉપ-શમે છે તે સમયે પુરૂષવેદનો બંધ વિચ્છેદ થાય છે તે સમયે સમયન્યૂન બે આવલિકા કાળનું બંધાયલું જ ઉપશમ્યા વિનાનું શેષ રહે છે, તેનો ઉપશમ અને સંક્રમ સમય ન્યૂન બે આવલિકાકાળ પર્યંત થાય છે. માટે ઉપર કહ્યું છે કે છમાં ચૌદ પ્રકૃતિઓ સમયોન બે આવલિકા સુધી સંક્રમે છે. પુરૂષવેદનો

ઉપશમ થયા બાદ શેષ તેર પ્રકૃતિઓ છના પતદ્ગ્રહમાં અંતર્મુહૂર્ત્ત પર્યંત સંક્રમે છે. ત્યાર પછી સંજ્વલન ક્રોધની પ્રથમ સ્થિતિ સમયન્યૂન ત્રણ આવલિકા શેષ રહે ત્યારે સંજ્વલન ક્રોધ પણ પતદ્ગ્રહ થતો નથી માટે પૂર્વોક્ત છમાંથી તેને ઓછો કરતા શેષ પાંચના પતદ્ગ્રહમાં તેજ તેર પ્રકૃતિઓ સંક્રમે છે. ત્યાર પછી અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ ઉપશમે ત્યારે શેષ અગીઆર પ્રકૃતિઓ પાંચના પતદ્ગ્રહમાં સમયોન બે આવલિકા પર્યંત સંક્રમે છે. અહિં કારણ પુરૂષવેદમાં કહ્યું તે પ્રમાણે સમજી લેવું. ત્યાર પછી સંજ્વલન ક્રોધ ઉપશમે ત્યારે શેષ દશ પ્રકૃતિઓ તેજ પાંચના પતદ્ગ્રહમાં અંતર્મુહૂર્ત્ત પર્યંત સક્રમે છે. ત્યાર પછી સંજ્વલનમાનની પ્રથમ સ્થિતિ સમયન્યૂન ત્રણ આવલિકા શેષ રહે ત્યારે સંજ્વલનમાનપણ પતદ્ગ્રહ થતો નથી, માટે પાંચમાંથી તેને દૂર કરતા શેષ ચારના પતદ્ગ્રહમાં દશ પ્રકૃતિઓ સમયન્યૂન બે આવલિકા પર્યંત સંક્રમે છે. ત્યાર પછી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માન ઉપશમે ત્યારે શેષ આઠ પ્રકૃતિઓ ચારના પતદ્ગ્રહમાં સંક્રમે છે. સંજ્વલનમાન ઉપશમે ત્યારે સાત પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્તપર્યંત ચારના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી સંજ્વલનમાયાની પ્રથમ સ્થિતિ સમયન્યૂન ત્રણ આવલિકા શેષ રહે ત્યારે સંજ્વલનમાયા પણ પતદ્ગ્રહ થતિ નથી, માટે ચારમાંથી તેને દૂર કરતા શેષ ત્રણના પતદ્ગ્રહમાં પૂર્વોક્ત સાત પ્રકૃતિઓ સંક્રમે છે. તે ત્યાં સુધી સંક્રમે છે યાવત્ સમયન્યૂન બે આવલિકાકાળ જાય. ત્યાર પછી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણમાયા ઉપશમે ત્યારે શેષ પાંચ પ્રકૃતિઓ ત્રણના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તે ત્યાં સુધી સંક્રમે યાવત સમયન્યૂન બે આવલિકાકાળ જાય. ત્યાર પછી સંજ્વલન માયા ઉપશમે ત્યારે શેષ ચાર પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્તપર્યંત ત્રણના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી અનિવૃત્તિબાદર સંપરાયગુણસ્થાનકના ચરમ સમયે અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ લોભ ઉપશમે ત્યારે શેષ મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીય એ બે પ્રકૃતિઓ સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમો[1]હનીય એ બે પ્રકૃતિમાં સંક્રમે છે. અહિં દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનો પરસ્પર સંક્રમ થતો નહિ હોવાથી મિશ્ર અને મિથ્યાત્વમોહનીયનો લોભમાં સંક્રમ થતો નથી. એટલેજ બેનો બેમાં સંક્રમ થાય છે. તેમાં મિથ્યાત્વ સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયમાં અને મિશ્રમોહનીય સમ્યક્ત્વમોહનીયમાં સંક્રમે છે. આ પ્રમાણે ઉપશમ સમ્યગ્દૃષ્ટિને ઉપશમશ્રેણિમાં સંક્રમ અને પતદ્ગ્રહનો વિધિ કહ્યો.

૧. અહિં એટલું સમજી લેવાનું કે નવમા ગુણસ્થાનકનો સમયન્યૂન બે આવલિકાકાળ શેષ રહે ત્યારથીજ સંજ્વલન લોભ પતદ્ગ્રહ થતો નથી ત્યારથીજ બે પ્રકૃતિનો બેમાં સંક્રમ થાય છે એમ સમજવું.

હવે ઉપશમશ્રેણિમાં વર્ત્તતા ક્ષાયિક સમ્યગ્દષ્ટિનો સંક્રમ અને પતદ્ગ્રહ વિધિ કહે છે—તેમાં અનંતાનુબંધિ ચતુષ્ક અને દર્શનત્રિકનો ક્ષય થયા પછી એકવીશની સત્તાવાળો ક્ષાયિક સમ્યગ્દષ્ટિ ઉપશમ શ્રેણિનો સ્વીકાર કરે છે. તેને નવમા ગુણસ્થાનકે અંતર્મુહૂર્ત્ત પર્યંત પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્કરૂપ પાંચના પતદ્ગ્રહમાં એકવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. આઠમા ગુણસ્થાનકે તો તેને નવના પતદ્ગ્રહમાં એકવીશ સંક્રમે છે એમ સમજવું. નવમા ગુણસ્થાનકે જ્યારે અંતરકરણ કરે ત્યારે સંજ્વલન લોભનો સંક્રમ થતો નહિ હોવાથી તેના સિવાય શેષ વીશ પ્રકૃતિઓ પાંચના પતદ્ગ્રહમાં અંતર્મુહૂર્ત્તપર્યંત સંક્રમે છે. ત્યાર પછી નપુંસકવેદ ઉપશમે ત્યારે ઓગણીશ પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્તપર્યંત પાંચમાં સંક્રમે છે. ત્યાર પછી સ્ત્રીવેદ ઉપશમે ત્યારે અઢાર પ્રકૃતિઓ તેજ પાંચના પતદ્ગ્રહમાં અંતર્મુહૂર્ત્તપર્યંત સંક્રમે છે. ત્યાર પછી પુરૂષવેદની પ્રથમ સ્થિતિ સમયન્યૂન બે આવલિકા શેષ રહે ત્યારે તે પતદ્ગ્રહ થતો નથી માટે તેના સિવાય શેષ ચારના પતદ્ગ્રહમાં અઢાર પ્રકૃતિઓ સંક્રમે છે. ત્યાર પછી છ નોકષાયોનો ઉપશમ થાય ત્યારે શેષ બાર પ્રકૃતિઓ ચારના પતદ્ગ્રહમાં સમયન્યૂન બે આવલિકા પર્યંત સંક્રમે છે. ત્યાર પછી પુરૂષવેદનો ઉપશમ થયે છતે અગીઆર પ્રકૃતિઓ ચારના પતદ્ગ્રહમાં અંતર્મુહૂર્ત્તપર્યંત સંક્રમે છે. ત્યાર પછી સંજ્વલન ક્રોધની પ્રથમસ્થિતિ સમયોન ત્રણ આવલિકા શેષ રહે ત્યારે સંજ્વલન ક્રોધ પણ પતદ્ગ્રહ થતો નથી માટે ચારમાંથી તેને દૂર કરતા શેષ ત્રણના પતદ્ગ્રહમાં તે પૂર્વોક્ત અગીઆર પ્રકૃતિઓ સંક્રમે છે. તે ત્યાં સુધી સંક્રમે યાવત્ સમયન્યૂન બે આવલિકા કાળ જાય. ત્યાર પછી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ બે ક્રોધ ઉપશમે ત્યારે નવ પ્રકૃતિઓ પૂર્વોક્ત ત્રણના પતદ્ગ્રહમાં સમયન્યૂન બે આવલિકાકાળ પર્યંત સંક્રમે છે. ત્યાર પછી સંજ્વલન ક્રોધ ઉપશમે એટલે આઠ પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્તપર્યંત ત્રણના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી સંજ્વલનમાનની પ્રથમ સ્થિતિ સમયન્યૂન ત્રણ આવધિકા શેષ રહે ત્યારે સંજ્વલનમાન પણ પતદ્ગ્રહ થતો નથી માટે ત્રણમાંથી તેને કહાડતા શેષ બેના પતદ્ગ્રહમાં પૂર્વોક્ત આઠ પ્રકૃતિઓ સમયોન બે આવલિકાકાળ સુધી સંક્રમે છે. ત્યાર પછી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ બે માન ઉપશમે ત્યારે છ પ્રકૃતિઓ બેના પતદ્ગ્રહમાં સમયન્યુન બે આવલિકાપર્યંત સંક્રમે છે. ત્યાર પછી સંજ્વલનમાન ઉપશમે ત્યારે પાંચ પ્રકૃતિઓ બેના પતદ્ગ્રહમાં અંતર્મુહૂર્ત્ત પર્યંત સંક્રમે છે. ત્યાર પછી સંજ્વલન માયાની પ્રથમ સ્થિતિ સમયન્યૂન ત્રણ આવલિકા શેષ રહે ત્યારે સંજ્વલન માયા પણ પતદ્ગ્રહ થતી નથી માટે બેમાંથી તેને દૂર કરતા શેષ સજ્વલન લોભ રૂપ એકના પતદ્ગ્રહમાં તે પાંચે પ્રકૃતિઓ સમયન્યૂન બે આવલિકા પર્યંત સંક્રમે છે. ત્યાર પછી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યા-

ખ્યાનાવરણ માયનો ઉપશમ થાય ત્યારે શેષ ત્રણ પ્રકૃતિઓ સંજ્વલન લોભમાં સંક્રમે છે. તે ત્યાં સુધી સંક્રમે યાવત્ સમયન્યૂન બે આવલિકા કાળ જાય. ત્યાર પછી સંજ્વલનમાયા ઉપશમે એટલે અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ એ બે લોભ સંજ્વલન લોભમાં[1] અંતર્મુહૂર્ત્તપર્યંત સંક્રમે છે. ત્યાર પછી અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે તે બંને લોભ ઉપશમી જાય છે. એટલે દશમા ગુણસ્થાનકે કોઇ પ્રકૃતિનો કોઇ પ્રકૃતિમાં સંક્રમ થતો નથી. આ આ પ્રમાણે ઉપશમશ્રેણિમાં વર્ત્તતા ક્ષાયિક સમ્યગ્દષ્ટિ આશ્રયી સંક્રમ પતદ્ગ્રહ વિધિ કહ્યો.

હવે ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન ક્ષાયિક સમ્યગ્દષ્ટિ આશ્રયી સંક્રમ પતદ્ગ્રહ વિધિ કહે છે—તેમાં એકવીશની સત્તાવાળો ક્ષાયિક સમ્યગ્દષ્ટિ ક્ષપકશ્રેણિનો સ્વીકાર કરે છે. અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનકને પ્રાપ્ત થયેલા તેને પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્કરૂપ પાંચના પતદ્ગ્રહમાં એકવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. ત્યાર પછી આઠ કષાયનો ક્ષય થયે છતે તેર પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્ત પર્યંત પાંચના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી અંતરકરણ કરે ત્યારે સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી માટે શેષ બાર પ્રકૃતિઓ તેજ પાંચના પતદ્ગ્રહમાં અંતર્મુહૂર્ત્તપર્યંત સંક્રમે છે. ત્યાર પછી નપુંસકવેદનો ક્ષય થયે છતે અગીઆર પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્તકાળ પર્યંત સંક્રમે છે. સ્રીવેદનો ક્ષય થાય એટલે દશ પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્ત પર્યંત તેજ પાંચના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ત્યાર પછી પુરૂષવેદની પ્રથમ સ્થિતિ સમયન્યૂન બે આવલિકા શેષ રહે ત્યારે તે પતદ્ગ્રહ થતો નથી માટે પાંચમાંથી તેને દૂર કરતા શેષ ચારના પતદ્ગ્રહમાં તેજ દશ પ્રકૃતિઓ સમયન્યૂન બે આવલિકાપર્યંત સંક્રમે છે. ત્યાર પછી છ નોકષાયોનો ક્ષય થયે છતે શેષ ચાર પ્રકૃતિઓ સમયોન બે આવલિકા પર્યંત તેજ ચારના પતદ્ગ્રહમાં સંક્રમે છે. જે સમયે પુરૂષવેદનો ક્ષય થયો તે સમયે સંજ્વલન ક્રોધપણ પતદ્ગ્રહપણે હોતો નથી માટે તેના સિવાય શેષ માન માયા અને લોભ એ ત્રણ પ્રકૃતિઓમાં ક્રોધ માન અને માયા એ ત્રણ પ્રકૃતિઓ અંતર્મુહૂર્ત્ત પર્યંત[1] સંક્રમે

૧ સંજ્વલનલોભ પતદ્ગ્રહપણે હોય ત્યાં સુધી ઉપરોક્ત બે લોભ સંક્રમે. નવમા ગુણસ્થાનકનો સમયન્યૂન બે આવલિકાકાળ રહે એટલે સંજ્વલન લોભ પતદ્ગ્રહપણે રહેતો નથી. ત્યારથી બે લોભનો સંક્રમ થતો નથી પરંતુ એકલો ઉપશમજ થાય છે. નવમા ગુણસ્થાનકના ચરમ સમયે એ બે લોભ સર્વથા શાંત થઇ જાય છે.

૧ અહિં અંતર્મુહૂર્ત્ત બે સમયન્યૂન ચાર આવલિકા જેટલું સંભવે છે. કારણ કે જે સમયે પુરૂષવેદનો ક્ષય થયો તે સમયે સંજ્વલવ ક્રોધ પતદ્ગ્રહ તરીકે દૂર થયો પતદ્ગ્રહ તરીકે દૂર થયા પછી સમયન્યૂન બે આવલિકા સુધી બંધાય છે અને સંક્રમે છે. બંધવિચ્છેદ થયા બાદ કેવળ સંક્રમજ થાય છે. અને તે પણ સમયન્યૂન બે આવલિકા પર્યંતજ થાય

છે. સંજ્વલન ક્રોધનો બંધવિચ્છેદ થયા પછી સમયન્યૂન બે આવલિકા કાળે સંજ્વલન ક્રોધનો ક્ષય થાય છે, અને તેજ સમયે સંજ્વલન માન પતદ્ગ્રહપણે રહેતો નથી માટે શેષ બે પ્રકૃતિનો બે પ્રકૃતિમાં અંતર્મુહૂર્ત્તપર્યંત સંક્રમ થાય છે. સંજ્વલન માનનો બંધવિચ્છેદ થયાપછી સમયોન બે આવલિકાકાળે સંજ્વલન માનનો પણ સત્તામાંથી નાશ થાય છે. અને તેજ સમયે સંજ્વલન માયાનો પતદ્ગ્રહતા પણ રહેતી નથી માટે એક સંજ્વલનલોભરૂપ પતદ્ગ્રહમાં સંજ્વલનમાયારૂપ એક પ્રકૃતિ અંતર્મુહૂર્ત્તપર્યંત સંક્રમે છે. સંજ્વલન માયાનો બંધવિચ્છેદ થયા પછી સમયોન બે આવલિકાકાળે સંજ્વલન માયાનો પણ ક્ષય થાય છે. ત્યાર પછી કોઇપ્રકૃતિ કોઇ પ્રકૃતિમાં સંક્રમતી નથી.

આ પતદ્ગ્રહોમાં એકવીશનો પતદ્ગ્રહ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તેમાં મિથ્યાદૃષ્ટિને સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયની ઉદ્વલના થયા બાદ છવ્વીસ પ્રકૃતિની સત્તાવાળાને એકવીશના પતદ્ગ્રહની શરૂઆત થાય માટે સાદિ, છવ્વીસની સત્તાવાળા અનાદિ મિથ્યાદૃષ્ટિ આશ્રયી અનાદિ, અભવ્યને ધ્રુવ, અને ભવ્યને અધ્રુવ છે. શેષ સઘળા પતદ્ગ્રહો નિયતકાળ પર્યંત પ્રવર્ત્તતા હોવાથી સાદિ સાંત છે.

ઉપર જે સવિસ્તર અર્થ કહ્યો તેજ અર્થને સૂત્રકાર સંક્ષેપમાં બતાવે છે–

**पन्नरससोलसत्तरअडचउवीसा य संकमे नत्थि ।**
**अट्ठदुवालससोलसवीसा य पडिग्गहे नत्थि ॥१२॥**

**पञ्चदशषोडशसप्तदशअष्टचतुर्विंशतयश्च संक्रमे न सन्ति ।**
**अष्टद्वादशषोडशविंशतयश्च पतद्ग्रहे न सन्ति ॥१२॥**

અર્થ—પંદર સોળ સત્તર આઠ અને ચાર અધિક વીશ એમ પાંચ સ્થાનો સંક્રમમાં હોતા નથી. તથા આઠ બાર સોળ અને વીશ એ ચાર સ્થાનો પતદ્ગ્રહમાં હોતા નથી.

ટીકાનુ૦—મોહનીયકર્મના પંદર સોળ સત્તર અઠાવીશ અને ચોવીશ એ પાંચ પ્રકૃતિસ્થાનો સંક્રમના વિષયભૂત હોતા નથી, શેષ ત્રેવીશ સંક્રમસ્થાનો સંક્રમના વિષયભૂત હોય છે. તેનો સવિસ્તર વિચાર પૂર્વની ગાથામાં કરી આવ્યા છે. તથા આઠ બાર સોળ અને વીશ એ ચાર પ્રકૃતિસ્થાનો પતદ્ગ્રહના વિષયભૂત

છે. કારણકે ત્યાર પછી તેની સત્તાનોજ નાશ થાય છે તેથી પુરૂષવેદનો ક્ષય થયા બાદ ક્રોધના સંક્રમનો કાળ બે સમયન્યૂન ચાર આવલિકા થાય છે એટલે તેટલુંજ અંતર્મુહૂર્ત્ત અહિં સંભવે છે. એ પ્રમાણે માન માયા માટે પણ સમજવું.

નથી. ગાથામાં '**वीसा**' એ પદ પછી મૂકેલ '**च**' શબ્દ અનુક્ત અર્થનો સમુચ્ચાયક હોવાથી ત્રેવીસ ચોવીસ પચ્ચીસ છવ્વીસ સત્તાવીસ અને અઠ્ઠાવીશ એ છ સ્થાનો પણ પતદ્ગ્રહના વિષયભૂત હોતા નથી, શેષ અઢાર પતદ્ગ્રહ સ્થાનો હોય છે. તેનો પણ પૂર્વની ગાથામાં વિચાર કર્યો છે. ૧૨

હવે સર્વ સંક્રમસ્થાનો અને પતદ્ગ્રહ સ્થાનોની સાદ્યાદિ ભંગની પ્રરૂપણા કરે છે—

**संकमण पडिग्गहया पढमतइज्जट्ठमाणचउभेया ।**
**इगवीसो पडिग्गहगो पणुवीसो संकमो मोहे ॥१३॥**

**संक्रमणपतद्ग्रहता प्रथमतृतीयाष्टमानां चतुर्भेदा ।**
**एकविंशतिः पतद्ग्रहः पञ्चविंशतिः संक्रमो मोहे ॥१३॥**

અર્થ—પહેલા ત્રીજા અને આઠમા કર્મનો સંક્રમ અને પતદ્ગ્રહ ચાર પ્રકારે છે અને મોહનીયકર્મનો એકવીશ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહ અને પચીશ પ્રકૃતિરૂપ સંક્રમ ચાર પ્રકારે છે.

ટીકાનુ૦—પહેલું જ્ઞાનાવરણીય, ત્રીજું વેદનીય, અને આઠમું અંતરાય એ ત્રણ કર્મનો સંક્રમ અને તેઓનું પતદ્ગ્રહપણું સાદિ, અનાદિ, ધ્રુવ, અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—તેમાં જ્ઞાનાવરણીય અને અંતરાય આશ્રયી તો પહેલા અગીઆરમી ગાથામાં વિચાર કર્યો છે, માટે ત્યાંથી જોઇ લેવું. ત્રીજા વેદનીયકર્મનું બેમાંથી નહિ બંધાતિ એક પ્રકૃતિરૂપ સંક્રમસ્થાન અને બંધાતિ એક પ્રકૃતિરૂપ પતદ્ગ્રહસ્થાન સામાન્યપણે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત હોય છે. ત્યાંથી આગળ ઉપશાંતમોહાદિ ગુણઠાણે સાંપરાયિક બંધનો અભાવ હોવાથી સંક્રમ કે પતદ્ગ્રહ બેમાંથી કોઇપણ સ્થાન હોતું નથી. કષાયરૂપ બંધ-હેતુ વડે જ્યાં સુધી પ્રકૃતિઓ બંધાય છે ત્યાં સુધીજ બંધાતિ તે પ્રકૃતિઓ પતદ્ગ્રહ થાય છે. જ્યાં કષાય બંધહેતુ નથી ત્યાં કદાચ પ્રકૃતિ બંધાતિ હોય છતા તે પતદ્ગ્રહ થતી નથી. અગીઆરમા આદિ ગુણઠાણે સાતાવેદનીય સિવાય અન્ય કોઇપણ પ્રકૃતિનો બંધ થતો નથી. બંધ નહિ હોવાથી પતદ્ગ્રહ નથી અને પતદ્ગ્રહનો અભાવ હોવાથી કોઇ પણ પ્રકૃતિ સંક્રમતિ નથી. સાતાવેદનીય બંધાય છે પરંતુ તે પતદ્ગ્રહ નથી કારણ કે તેના બંધમાં કષાય હેતુ નથી. ઉપશાંત મોહ ગુણસ્થાનકેથી પડે ત્યારે તેના બંને સ્થાનની શરૂઆત થાય છે. દશમાથી સાતમા સુધીમાં સાતાવેદનીય પતદ્ગ્રહ અસાતાનો સંક્રમ, છઠ્ઠાથી નીચેના ગુણ-સ્થાનકોમાં પરિણામને અનુસરી બેમાંથી જે બંધાય તે પતદ્ગ્રહ શેષનો સંક્રમ હોય છે. માટે તે બંને સ્થાન સાદિ છે. અગીઆરમું ગુણસ્થાનક જેઓએ પ્રાપ્ત

કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્યને અનંત અને ભવ્યને સાંત છે. સામાન્યથી વેદનીયકર્મ આશ્રયી વિચારીએ ત્યારે ઉપર પ્રમાણે ચાર ભાંગા ઘટે છે પરંતુ જ્યારે તેની એક એક પ્રકૃતિ આશ્રયી વિચારીએ ત્યારે સંક્રમ અને પતદ્ગ્રહ બંને સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે બે ભંગનો વિચાર પહેલા કરી ગયા છે. તથા મોહનીયનો એકવીશ પ્રકૃતિરૂપ પતદ્ગ્રહ અને પચીસ પ્રકૃતિરૂપ સંક્રમ સાદિ આદિ ચાર પ્રકારે છે. તેનો પણ વિચાર પૂર્વે કરેલોછે ત્યાંથી જોઇ લેવું. ૧૩

**दंसणवरणे नवगो संकमण पडिग्गहा भवे एवं ।**
**साई अधुवा सेसा संकमण पडिग्गहठाणा ।। १४ ।।**

**दर्शनावरणे नवकः संक्रमः पतद्ग्रहो भवेदेवम् ।**
**साद्यध्रुवाणि शेषाणि संक्रमपतद्ग्रहस्थानानि ।।१४।।**

અર્થ—દર્શનાવરણીય કર્મમાં નવ પ્રકૃતિરૂપ સંક્રમસ્થાન અને પતદ્ગ્રહ-સ્થાન સાદિ આદિ ચાર પ્રકારે છે. શેષ સંક્રમ અને પતદ્ગ્રહસ્થાનો સાદિ સાંત છે.

વિવેચન—દર્શનાવરણીય કર્મમાં નવ પ્રકૃતિના સમુહરૂપ સંક્રમસ્થાન અને નવ પ્રકૃતિના સમુહરૂપ પતદ્ગ્રહસ્થાન સાદિ આદિ ચાર પ્રકારે છે, તેનો વિચાર અગીઆરમી ગાથામાં કર્યો છે. બાકીના દર્શનાવરણીયકર્મના અને શેષ સઘળા કર્મના સંક્રમસ્થાનો અને પતદ્ગ્રહસ્થાનો પરિમિત કાળ પર્યંત થતા હોવાથી સાદિ સાંત છે. ૧૪

હવે દર્શનાવરણીય કર્મમાં જે સંક્રમ અને જે પતદ્ગ્રહો જે રીતે સંભવે છે તેઓને તે રીતે પ્રતિપાદન કરવા ઇચ્છતા કહે છે—

**नवछक्कचउक्केसुं नवगं संकमइ उवसमगयाणं ।**
**खवगाण चउसु छक्कं दुइए मोहं अओ वोच्छं ।। १५ ।।**

**नवकषट्कचतुष्केषु नवकं संक्रामति उपशमगतानाम् ।**
**क्षपकानां चतुष्के षट्कं द्वितीये मोहमतः वक्ष्ये ।। १५ ।।**

અર્થ—બીજા દર્શનાવરણીય કર્મના નવ છ અને ચાર એ ત્રણ પતદ્ગ્રહમાં ઉપશમ શ્રેણિને પ્રાપ્ત થયેલા આત્માઓને નવ સંક્રમે છે. ક્ષપકશ્રેણિગત આત્માઓને ચારમાં છ સંક્રમે છે. હવે પછી મોહનીય સંબંધે કહીશ.

ટીકાનુ—બીજા દર્શનાવરણીય કર્મની અંદર નવ છ અને ચાર એ ત્રણ પતદ્ગ્રહમાં નવ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં પહેલા બે ગુણસ્થાનકપર્યંત નવમાં

નવ સંક્રમે છે. ત્રીજા ગુણસ્થાનકથી આરંભી આઠમા ગુણસ્થાનકના પ્રથમ ભાગ પર્યંત થીણદ્ધિત્રિક નહિ બંધાતુ હોવાથી શેષ છના પતદ્ગ્રહમાં નવ સંક્રમે છે. આઠમા ગુણસ્થાનકના બીજા ભાગથી દશમા ગુણસ્થાનકના ચરમસમયપર્યંત ઉપશમશ્રેણિને પ્રાપ્ત થયેલા આત્માઓને બંધાતિ દર્શનાવરણીયની ચાર પ્રકૃતિમાં નવ સંક્રમે છે. ચારમાં નવનો સંક્રમ ઉપશમશ્રેણિમાંજ થાય છે, ક્ષપકશ્રેણિગત આત્માઓજ નવમા ગુણસ્થાનકે થીણદ્ધિત્રિકનો ક્ષય થયા પછી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયપર્યંત બંધાતિ ચાર પ્રકૃતિમાં છ પ્રકૃતિઓ સંક્રમાવે છે. અન્ય કોઇ સંક્રમાવતા નથી. ત્યાર પછી બંધનો અભાવ હોવાથી સંક્રમ કે પતદ્ગ્રહ હોતો નથી. હવે પછી સંક્રમ અને પતદ્ગ્રહસ્થાનોને આશ્રયી મોહનીયકર્મ સંબંધે કહીશ. ૧૫

અહિં પહેલા સંક્રમસ્થાનોને શોધવાનો ઉપાય કહે છે—

**लोभस्स असंकमणा उव्वलणा खवणतोत्थ सत्तण्हं ।**
**उवसंताणवि दिट्ठीण संकमा संकमा नेया ॥ १६ ॥**

**लोभस्यासंक्रमणादुद्वलनातः क्षपणातोऽत्र सप्तानाम् ।**
**उपशान्तानामपि दृष्टीनां संक्रमात् संक्रमा ज्ञेयाः ॥ १६ ॥**

અર્થ—લોભના સંક્રમનો અભાવ, સમ્યક્ત્વ મિશ્રમોહનીય અને અનંતાનુબંધિની ઉદ્વલના, સાત નોકષાયોની ક્ષપણા, ઉપશાંત થવા છતા પણ દૃષ્ટિઓનો સંક્રમ આ સર્વનો વિચાર કરી સંક્રમસ્થાનો કયા કયા હોય છે તે સમજવું.

વિવેચન—અહિં જે બાબતો નીચે કહે છે તે બાબતોને લક્ષ્યમાં રાખી કયાં કયાં કયા કયા સંક્રમસ્થાનો હોય છે તે સમજી લેવું. જેમ કે—નવમા ગુણસ્થાનકે અંતરકરણ કર્યા પછી સંજ્વલન લોભનો સંક્રમ થતો નથી એટલે ત્યાર પછી શરૂઆતમાં બાવીશ વીશ કે બારનું સંક્રમસ્થાન હોય છે. એ પ્રમાણે અન્યત્ર પણ સમજી લેવું. તથા સમ્યક્ત્વમોહનીય મિશ્રમોહનીય અને અનંતાનુબંધિની ઉદ્વલના થયા પછી, અને હાસ્ય ષટ્ક તથા પુરૂષવેદ એ સાત નોકષાયોનો ક્ષય થયા પછી તેઓનો સંક્રમ થતો નથી. તથા[1] ત્રણ દૃષ્ટિઓનો ઉપશમ થવા છતા પણ સંક્રમ થાય છે. આ સર્વનો વિચાર કરી જે સંક્રમસ્થાન જ્યાં અને જ્યારે ઘટે તે ત્યાં ઘટાવી લેવું. કયું સંક્રમસ્થાન કયાં ઘટે છે તે વિસ્તારથી અગીઆરમી ગાથામાં કહ્યું છે ત્યાંથી જોઇ લેવું. ૧૬

૧. અહિં સમ્યક્ત્વમોહનીયનો અન્ય પ્રકૃતિનયન સંક્રમ થતો નથી. પરંતુ અપવર્તના સંક્રમ થાય છે. મિશ્ર મિથ્યાત્વમોહનીયનોજ અન્ય પ્રકૃતિનયન સંક્રમ થાય છે એમ સમજવું.

હવે જે જે સંક્રમસ્થાનો જે જે ગુણસ્થાનકોમાં સંભવે છે તેને ત્યાં પ્રતિપાદન કરતા કહે છે—

**आमीसं पणुवीसो इगवीसो मीसगाउ जा पुव्वो ।**
**मिच्छखवगे दुवीसो मिच्छे य तिसत्तछव्वीसो ॥ १७ ॥**

**आमिश्रं पञ्चविंशतिरेकविंशतिर्मिश्रकाद् यावदपूर्वः ।**
**मिथ्यात्वक्षपके द्वाविंशतिः मिथ्यात्वे च त्रिसप्तषड्विंशतिः ॥ १७ ॥**

અર્થ—મીશ્ર ગુણસ્થાનકપર્યંત પચ્ચીસ પ્રકૃતિરૂપ, મીશ્ર ગુણસ્થાનકથી અપૂર્વકરણપર્યંત એકવીશ પ્રકૃતિરૂપ, મિથ્યાત્વના ક્ષપકને બાવીશ પ્રકૃતિરૂપ અને મિથ્યાત્વ ગુણઠાણે ત્રેવીસ સત્તાવીશ અને છવ્વીસ પ્રકૃતિરૂપ સંક્રમસ્થાનો હોય છે.

ટીકાનુ૦—પચ્ચીશ પ્રકૃતિરૂપ સંક્રમસ્થાન મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકથી આરંભી મિશ્રગુણસ્થાનકપર્યંત હોય છે, અન્યત્ર હોતું નથી. તથા મિશ્ર ગુણસ્થાનકથી આરંભી અપૂર્વકરણ ગુણસ્થાનક પર્યંત એકવીશ પ્રકૃતિરૂપ સંક્રમસ્થાન હોય છે, શેષ ગુણસ્થાનકોમાં હોતું નથી. તથા મિથ્યાત્વના ક્ષપક અવિરતિ સમ્યગ્દષ્ટિ દેશવિરતિ અને સર્વવિરતિ–પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે બાવીશ પ્રકૃતિનું સંક્રમસ્થાન હોય છે, અન્યત્ર હોતું નથી. તથા મિથ્યાત્વ ગુણસ્થાનકે અને ગાથામાં ગ્રહણ કરેલ 'च' શબ્દ વડે અવિરતિ દેશવિરતિ અને સર્વવિરતિ ગુણસ્થાનકોમાં પણ ત્રેવીસ સત્તાવીશ અને છવ્વીસ એમ ત્રણ સંક્રમસ્થાનકો હોય છે. શેષ ગુણસ્થાનકોમાં હોતા નથી. ૧૭

હવે પતદ્ગ્રહસ્થાનો અઢારજ હોય છે, વધારે ઓછા હોતા નથી તેમાં યુક્તિનો ઉપન્યાસ કરતા કહે છે—

**खवगस्स सबंधच्चिय उवसमसेढीए सम्ममीसजुया ।**
**मिच्छखवगे ससम्मा अट्ठारस इय पडिग्गहया ॥१८॥**

**क्षपकस्य स्वबन्धा एवोपशमश्रेण्यां सम्यक्मिश्रयुताः ।**
**मिथ्यात्वक्षपके ससम्यक्त्वाः अष्टादशेति पतद्ग्रहाः ॥१८॥**

અર્થ—ક્ષપકને પોતાના બંધસ્થાનકોજ પતદ્ગ્રહો હોય છે. તેજ પતદ્ગ્રહો ઉપશમશ્રેણિમાં સમ્યક્ત્વ અને મીશ્રમોહનીયયુક્ત હોય છે. મિથ્યાત્વના ક્ષપકને સમ્યક્ત્વયુક્ત પતદ્ગ્રહ હોય છે. એ રીતે અઢાર પતદ્ગ્રહસ્થાનો હોય છે.

ટીકાનુ૦—જેણે અનંતાનુબંધિ આદિ સાત પ્રકૃતિનો ક્ષય કર્યો છે તેને અને ચારિત્રમોહના ક્ષપકને પોતાના જે બંધસ્થાનકો છે એટલે કે તેઓ મોહ-

નીયકર્મની જેટલી પ્રકૃતિઓ બાંધે છે તેજ પતદ્ગ્રહો હોય છે. જેમકે-ક્ષાયિક સમ્યક્ત્વી અવિરતિ દેશવિરતિ અને સર્વવિરતિ આત્માઓને અનુક્રમે સત્તર તેર અને નવ એમ ત્રણ પતદ્ગ્રહો હોય છે. તથા ચારિત્રમોહનીયના [1]ક્ષપકને પાંચ ચાર ત્રણ બે અને એક પ્રકૃતિના બંધરૂપ પાંચ પતદ્ગ્રહો હોય છે. તથા ઉપશમશ્રેણિમાં ઉપશમસમ્યગ્દષ્ટિને ક્ષપક સંબંધી જે પાંચ આદિ પતદ્ગ્રહો છે તેજ સમ્યક્ત્વમોહનીય અને મીશ્રમોહનીય યુક્ત લેવાના છે. એટલે તેઓને સાત છ પાંચ ચાર અને ત્રણ એમ પાંચ પતદ્ગ્રહો હોય છે. તથા ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા મિથ્યાત્વમોહનીયનો ક્ષય થયા પછી જ્યાં સુધી મિશ્રમોહનીયનો ક્ષય ન થાય ત્યાં સુધી પૂર્વે ક્ષાયિક સમ્યક્ત્વી અવિરતિ દેશવિરતિ અને સર્વવિરતિને સત્તર તેર અને નવરૂપ જે પતદ્ગ્રહો કહ્યા છે તેમાં સમ્યક્ત્વમોહનીય મેળવતા અઢાર ચૌદ અને દશ એમ ત્રણ પતદ્ગ્રહો હોય છે. અને જ્યાં સુધી મિથ્યાત્વમોહનીયનો ક્ષય ન થાય ત્યાં સુધી તેજ સત્તર આદિ પતદ્ગ્રહો સમ્યક્ત્વમોહનીય અને મીશ્રમોહનીય સાથે ઓગણીશ પંદર અને અગીઆર એમ ત્રણ હોય છે. બાવીશ અને એકવીશ પ્રકૃતિના સમુહરૂપ બે પતદ્ગ્રહ મિથ્યાદષ્ટિ અને સાસ્વાદનને હોય છે તે પ્રસિદ્ધ છે. તેમાં મિથ્યાદષ્ટિને બંને અને સાસ્વાદન સમ્યગ્દષ્ટિને એકવીશરૂપ એક પતદ્ગ્રહજ હોય છે. આ પ્રકારે અઢાર પતદ્ગ્રહો જ થાય છે વધારે ઓછા થતા નથી. એકજ સંખ્યા બે વાર આવે ત્યાં સંખ્યા એક લેવી પરંતુ એક પતદ્ગ્રહ બે રીતે થાય છે એમ સમજવું. જેમકે સમ્યક્ત્વ અને મિશ્રમોહનીય એમ બે પ્રકૃતિરૂપ પતદ્ગ્રહ અગીઆરમે ગુણઠાણે પણ હોય છે અને ક્ષપકશ્રેણિમાં માયા અને લોભ એમ બે પ્રકૃતિરૂપ નવમે ગુણઠાણે પણ હોય છે. ૧૮

હવે શ્રેણિ આશ્રયી જે પતદ્ગ્રહમાં જે સંક્રમસ્થાનો સંક્રમે છે તેને કહેવા ઇચ્છતા કહે છે—

**दसगट्ठारसगाई चउ चउरो संकमंति पंचंमि ।**
**सत्तडचउदसिगारसबारसट्ठारा चउक्कंमि ॥१९॥**

**दशकाष्टादशादयश्चत्वारश्चत्वारः संक्रामन्ति पञ्चके ।**
**सप्ताष्टचतुर्दशैकादशद्वादशाष्टादशाः चतुष्के ॥१९॥**

અર્થ—દશ અને અઢાર આદિ ચાર ચાર સંક્રમસ્થાનો પાંચના પતદ્ગ્રહમાં

૧ અહિં ક્ષપક કહેવાથી ચારિત્રમોહનીયના ક્ષય કરનાર નવમા ગુણસ્થાનકવાળા લેવાના છે, આઠમા વાળા નહિ. કારણ કે ત્યાં ચારિત્રમોહનીયની એક પણ પ્રકૃતિનો સર્વથા ક્ષય થતો નથી.

સંક્રમે છે. તથા સાત આઠ ચાર દશ અગીઆર બાર અને અઢાર એમ સાત સંક્રમસ્થાનો ચારમાં સંક્રમે છે.

ટીકાનુ૦—પાંચ પ્રકૃતિના સમૂહરૂપ પતદ્ગ્રહમાં દશ અગીઆર બાર અને તેર તથા અઢાર ઓગણીશ વીશ અને એકવીશ એમ ચાર ચાર સંક્રમસ્થાનો સંક્રમે છે. તેમાં ક્ષપકશ્રેણિમાં અંતરકરણ કર્યા પછી નપુંસકવેદ અને સ્ત્રીવેદના ક્ષય થયા બાદ અનુક્રમે અગીઆર અને દશ પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. તેમજ ઉપશમશ્રેણિમાં ઉપશમ સમ્યગ્દષ્ટિને અનુક્રમે અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ અને સંજ્વલન ક્રોધ ઉપશમે એટલે અગીઆર અને દશ પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. તથા બાર પ્રકૃતિઓનો પાંચમાં સંક્રમ ક્ષપકશ્રેણિમાંજ થાય છે, તે પણ અંતરકરણ કર્યા પછી નપુંસકવેદનો ક્ષય ન થાય ત્યાં સુધી થાય છે. તથા તેર પ્રકૃતિઓ આઠ કષાયનો ક્ષય કર્યા પછી અંતરકરણ ન કરે ત્યાં સુધી ક્ષપકશ્રેણિમાં, અને પુરૂષવેદનો ઉપશમ થયા પછી ઉપશમસમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં પાંચના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તથા અઢાર ઓગણીશ અને વીશ એ ત્રણ સંક્રમસ્થાનો ક્ષાયિક સમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં હોય છે. તેમાં અંતરકરણ કરે એટલે લોભનો સંક્રમ ન થાય માટે વીશ, નપુંસકવેદનો ઉપશમ થયા પછી ઓગણીશ અને સ્ત્રીવેદનો ઉપશમ થાય એટલે અઢાર પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. તથા ક્ષાયિક સમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં અંતરકરણ કર્યા પહેલા અને આઠ કષાયના ક્ષય થયા પહેલા ક્ષપકશ્રેણિમાં એકવીશ પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. તથા ચારના પતદ્ગ્રહમાં સાત આઠ ચાર દશ અગીઆર બાર અને અઢાર એ સંક્રમસ્થાનો સંક્રમે છે. તેમાં હાસ્ય ષટકનો ક્ષય થયા પછી ચાર પ્રકૃતિઓ ચારમાં ક્ષપકશ્રેણિમાંજ સંક્રમે છે. તથા સ્ત્રીવેદનો ક્ષય થયા પછી ક્ષપકશ્રેણિમાં અને સંજ્વલન ક્રોધનો ઉપશમ થયા પછી ઉપશમશ્રેણિમાં દશ પ્રકૃતિઓ ચારમાં સંક્રમે છે. તથા તેજ ઉપશમ સમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માન ઉપશમે એટલે આઠ અને સંજ્વલન માન ઉપશમે એટલે સાત પ્રકૃતિઓ ચારમાં સંક્રમે છે. તથા અગીઆર બાર અને અઢાર એ ત્રણ સંક્રમસ્થાનો ક્ષાયિક સમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં હોય છે. તેમાં સ્ત્રીવેદનો ઉપશમ થયા પછી અઢાર, હાસ્ય ષટ્કનો ઉપશમ થયા પછી બાર અને પુરૂષવેદનો ઉપશમ થયા પછી અગીઆર પ્રકૃતિઓ ચારના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ૧૯

**तिन्नि तिगाई सत्तट्ठनवयसंकमामिगारस तिगम्मि ।**
**दोसु छडट्ठदुपंच य इगि एक्कं दोण्णि तिण्णि पण ।। २० ।।**

त्रीणि त्रिकादीनि सप्ताष्टनवकैकादशसंक्रमास्त्रिके ।
द्वयोः षट्काष्टकद्विकपञ्चकाः चैकस्मिन्नेका द्वे तिस्रः पञ्च ॥ २० ॥

અર્થ—ત્રણ આદિ ત્રણ તથા સાત આઠ નવ અને અગીઆર એ સાત સંક્રમસ્થાનો ત્રણમાં સંક્રમે છે. તથા બેમાં છ આઠ બે અને પાંચ એ ચાર સંક્રમસ્થાનો અને એકમાં એક બે ત્રણ અને પાંચ એ ચાર સંક્રમસ્થાનો સંક્રમે છે.

ટીકાનુ૦—ત્રણ આદિ ત્રણ એટલે ત્રણ ચાર અને પાંચ તથા સાત આઠ નવ અને અગીઆર એ સાત સંક્રમસ્થાનો ત્રણના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તેમા ક્ષપક શ્રેણિમાં પુરૂષવેદનો ક્ષય થયા પછી ત્રણ પ્રકૃતિઓ ત્રણમાં સંક્રમે છે. તથા ઉપશમ સમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં સંજ્વલનમાન ઉપશમ્યા પછી સાત, અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાનાવરણી માયા ઉપશમે એટલે પાંચ અને સંજ્વલનમાયા ઉપશમે એટલે ચાર પ્રકૃતિઓ ત્રણમાં સંક્રમે છે. આઠ નવ અને અગીઆર એ ત્રણ સંક્રમસ્થાનો ક્ષાયિક સમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં હોય છે. તેમાં પુરૂષવેદ ઉપશમ્યા પછી અગીઆર પ્રકૃતિઓ, અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાન ક્રોધ ઉપશમ્યા પછી નવ, અને સંજ્વલન ક્રોધ ઉપશમ્યા પછી આઠ પ્રકૃતિઓ ત્રણમાં સંક્રમે છે. તથા બેના પતદ્ગ્રહમાં છ આઠ બે અને પાંચ રૂપ ચાર સંક્રમસ્થાનો સંક્રમે છે. તેમાં છ આઠ અને પાંચ એ સંક્રમસ્થાનો ક્ષાયિક સમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં હોય છે. તેમાં સંજ્વલન ક્રોધ ઉપશમ્યા પછી માન પતદ્ગ્રહ તરીકે દૂર થાય એટલે આઠ બેમાં સંક્રમે છે. તેમાંથી અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાન માન ઉપશમે એટલે છ, અને સંજ્વલન માન ઉપશમે એટલે પાંચ પ્રકૃતિઓ બેમાં સંક્રમે છે. તથા ક્રોધનો ક્ષય થયા પછી માન અને માયા એ બે પ્રકૃતિઓ માયા અને લોભ એ બેમાં ક્ષપકશ્રેણિમાં અને ઉપશમશ્રેણિમાં સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીય એ બેમાં મિથ્યાત્વમોહનીય અને મિશ્રમોહનીય એ બે પ્રકૃતિઓ સંક્રમે છે. તથા એક પ્રકૃતિરૂપ પતદ્ગ્રહમાં એક બે ત્રણ અને પાંચ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં સંજ્વલનમાન ઉપશમ્યા પછી માયા પતદ્ગ્રહમાંથી દૂર થાય એટલે એક લોભમાં પાંચ પ્રકૃતિઓ ક્ષાયિક સમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં સંક્રમે છે. તેનેજ અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાન માયા ઉપશમ્યા પછી ત્રણ, અને સંજ્વલનમાયા ઉપશમ્યા પછી બે લોભરૂપ બે પ્રકૃતિઓ સંજ્વલન લોભમાં સંક્રમે છે. તથા ક્ષપકશ્રેણિમાં માનનો ક્ષય થયા પછી એક સંજ્વલનની માયાનો લોભમાં સંક્રમ થાય છે. ૨૦

હવે મિથ્યાદષ્ટિ આદિમાં અને ઔપશમિક સમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં પતદ્ગ્રહસ્થાનોમાં સંક્રમસ્થાનોનો વિચાર કરવા ઇચ્છતા કહે છે—

**पणवीसो संसारिसु इगवीसे सत्तरे य संकमइ ।**
**तेरस चउदस छक्के वीसा छक्के य सत्ते य ॥ २१ ॥**

**पञ्चविंशतिः संसारिषु एकविंशतौ सप्तदशके च संक्रामति ।**
**त्रयोदश चतुर्दश षट्के विंशतिः षट्के च सप्तके च ॥ २१ ॥**

અર્થ—સંસારી આત્માઓને એકવીશ અને સત્તરમાં પચીશ પ્રકૃતિઓ સંક્રમે છે. તેર અને ચૌદ છમાં તથા વીશ અને છ સાતમાં સંક્રમે છે.

ટીકાનુ૦—મિથ્યાદષ્ટિ, સાસ્વાદન, અને સમ્યગ્મિથ્યાદષ્ટિરૂપ સંસારી જીવોને એકવીશ અને સત્તરના પતદ્ગ્રહમાં પચીસ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં મિથ્યાદષ્ટિ અને સાસ્વાદન ગુણસ્થાનકે એકવીશમાં અને સમ્યગ્મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે સત્તરમાં પચીસ પ્રકૃતિઓ સંક્રમે છે. તથા ઉપશમશ્રેણિમાં ઉપશમ સમ્યગ્દષ્ટિને અનુક્રમે હાસ્યષટ્ક અને પુરૂષવેદનો ઉપશમ થયા પછી ચૌદ અને તેર પ્રકૃતિઓ છમાં સંક્રમે છે. તથા પુરૂષવેદ પતદ્ગ્રહમાંથી ઓછો ન થયો હોય ત્યાં સુધી સાતના પતદ્ગ્રહમાં વીશ પ્રકૃતિઓ અને તે દૂર થયા પછી છના પતદ્ગ્રહમાં વીશ પ્રકૃતિઓ સંક્રમે છે. ૨૧

**बावीसे गुणवीसे पन्नरसेक्कारसेसु छव्वीसा ।**
**संकमइ सत्तवीसा मिच्छे तह अविरयाईणं ॥ २२ ॥**

**द्वाविंशतौ एकोनविंशतौ पञ्चदशसु एकादशसु षड्विंशतिः ।**
**संक्रामति सप्तविंशतिः मिथ्यात्वे तथाऽविरतादीनाम् ॥ २२ ॥**

અર્થ—બાવીશ ઓગણીશ પંદર અને અગીઆરના પતદ્ગ્રહમાં છવ્વીસ અને સત્તાવીશ પ્રકૃતિઓ મિથ્યાત્વી અને અવિરતિ સમ્યગ્દષ્ટિ આદિને સંક્રમે છે.

ટીકાનુ૦—મિથ્યાદષ્ટિ તથા અવિરતાદિ–અવિરતિ સમ્યગ્દષ્ટિ દેશવિરતિ અને સર્વવિરતિ ગુણસ્થાનકવાળાઓને અનુક્રમે બાવીશ, ઓગણીશ, પંદર, અને અગીઆરમાં છવ્વીસ અને સત્તાવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં મિથ્યાદષ્ટિને બાવીશમાં, અવિરતિ સમ્યગ્દષ્ટિને ઓગણીશમાં, દેશવિરતિને પંદરમાં અને સર્વવિરત–પ્રમત્ત અપ્રમત્તને અગીઆરમાં છવ્વીસ અને સત્તાવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં પહેલે ગુણઠાણે સમ્યક્ત્વમોહનીયની ઉદ્વલના ન થઈ હોય ત્યાં સુધી સત્તાવીશ અને સમ્યક્ત્વમોહનીયની ઉદ્વલના થયા બાદ છવ્વીસ પ્રકૃતિઓ બાવીસમાં સંક્રમે છે. અને અવિરતાદિને ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી આવલિકાની અંદર છવ્વીસ અને આવલિકા પછી સત્તાવીશ પ્રકૃતિઓ ઓગણીશ આદિ પતદ્ગ્રહમાં સંક્રમે છે. ૨૨

**बावीसे गुणवीसे पन्नरसेक्कारसे य सत्ते य ।**
**तेवीसा संकमइ मिच्छा विरयाइयाण कमा ॥ २३ ॥**

द्वाविंशतावेकोनविंशतौ पञ्चदशसु च सप्तसु च ।
त्रयोविंशतिःसंक्रामति मिथ्यादृष्ट्यविरतादीनां क्रमात् ॥२३॥

અર્થ—મિથ્યાદૃષ્ટિ અને અવિરતાદિને અનુક્રમે બાવીશ એકવીશ પંદર અગીઆર અને સાતના પતદ્ગ્રહમાં ત્રેવીસ પ્રકૃતિઓ સંક્રમે છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ અને અવિરતિ આદિ–અવિરત, દેશવિરત, સંયત, અને અનિવૃત્તિ બાદરસંપરાયવર્ત્તિ આત્માઓને અનુક્રમે બાવીશ, ઓગણીશ, પંદર, અગીઆર, અને સાતના પતદ્ગ્રહમાં ત્રેવીસ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં અનંતાનુબંધિની વિસંયોજના કરી પહેલા ગુણસ્થાનકને પ્રાપ્ત થયેલા મિથ્યાદૃષ્ટિને એક આવલિકા પર્યંત ત્રેવીસ પ્રકૃતિઓ ચારિત્રમોહનીયની એકવીશ અને મિથ્યાત્વ એમ બાવીસના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તથા અનંતાનુબંધિના વિસંયોજક ચોવીસની સત્તાવાળા ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ અવિરત દેશવિરત અને સર્વવિરત આત્માઓને અનુક્રમે ઓગણીશ પંદર અને અગીઆરના પતદ્ગ્રહમાં ત્રેવીસ પ્રકૃતિઓ સંક્રમે છે. અને નવમે ગુણઠાણે અંતરકરણની શરૂઆત કરતા પહેલા સાતના પતદ્ગ્રહમાં ત્રેવીસ પ્રકૃતિઓ સંક્રમે છે. ૨૩

**अट्ठारसचोद्दससत्तगेसु बावीस खीणमिच्छाणं ।**
**सत्तरसतेरनवसत्तगेसु इगवीसं संकमइ ॥ २४ ॥**

अष्टादशचतुर्दशदशसप्तकेषु द्वाविंशतिः क्षीणमिथ्यात्वानाम् ।
सप्तदशत्रयोदशनवसप्तकेषु एकोनविंशतिः संक्रामति ॥ २४ ॥

અર્થ—જેણે મિથ્યાત્વમોહનીયનો ક્ષય કર્યો છે એવા અવિરતાદિને અઢાર ચૌદ અને દશના પતદ્ગ્રહમાં અને ઉપશમશ્રેણિમાં ઉપશમ સમ્યક્ત્વીને સાતના પતદ્ગ્રહમાં બાવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. તથા તેજ ક્ષીણ સપ્તક અવિરતાદિને સત્તર તેર અને નવના પતદ્ગ્રહમાં અને ઉપશમશ્રેણિમાં ઉપશમ સમ્યક્ત્વીને સાતના પતદ્ગ્રહમાં ઓગણીશ સંક્રમે છે.

ટીકાનુ૦—ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા જેઓએ મિથ્યાત્વમોહનો ક્ષય કર્યો છે એવા અવિરત દેશવિરત અને સંયત આત્માઓને અઢાર ચૌદ અને દશના પતદ્ગ્રહમાં બાવીસ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં જેણે મિથ્યાત્વ મોહનો ક્ષય કર્યો છે તેવા અવિરતિ સમ્યગ્દૃષ્ટિને અઢારમાં, દેશવિરતને ચૌદમાં

અને સર્વ વિરતને દશમાં બાવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. ગાથામાં ગ્રહણ કરેલ બહુવચન ઇષ્ટ અર્થની વ્યાપ્તિ માટે હોવાથી ઔપશમિક સમ્યગ્દૃષ્ટિને ઉપશમ શ્રેણિમાં અંતરકરણ કર્યા પછી સાતના પતદ્ગ્રહમાં બાવીસ પ્રકૃતિઓ સંક્રમે છે. તથા તેજ ક્ષાયિક સમ્યક્ત્વી અવિરતાદિને સત્તર તેર અને નવના પતદ્ગ્રહમાં એકવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં ચોથે ગુણઠાણે સત્તર, પાંચમે તેર અને છઠ્ઠે સાતમે નવના પતદ્ગ્રહમાં એકવીશ પ્રકૃતિઓ સંક્રમે છે. અને ઔપશમિક સમ્યગ્દૃષ્ટિને ઉપશમશ્રેણિમાં નપુંસકવેદનો ઉપશમ થયા પછી એકવીશ પ્રકૃતિઓ સાતના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ૨૪

અહિં પહેલા ક્ષપકશ્રેણિ અને ઉપશમ શ્રેણિના પતદ્ગ્રહોમાં સંક્રમસ્થાનો કહ્યા. હવે કેવળ ક્ષપકશ્રેણિના પતદ્ગ્રહોમાં સંક્રમને પ્રતિપાદન કરવા ઇચ્છતા કહે છે—

**दसगाइचउक्कं एक्कवीस खवगस्स संकमहि पंचे ।**
**दस चत्तारि चउक्के तिसु तिन्नि दु दोसु एक्केक्कं ॥२५॥**

**दशकादिचतुष्कमेकविंशतिः क्षपकस्य संक्रामति पञ्चके ।**
**दश चतस्रः चतुष्के तिसृषु तिस्रः द्वे द्वयोरेकस्यामेका ॥२५॥**

અર્થ—ક્ષપકને દશ આદિ ચાર અને એકવીશ પ્રકૃતિઓ પાંચમાં, દશ અને ચાર ચારમાં, ત્રણમાં ત્રણ, બેમાં અને એકમાં એક પ્રકૃતિ સંક્રમે છે.

ટીકાનુ૦—ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનક વર્તિ આત્માને દશ અગીઆર બાર અને તેર એમ ચાર તથા એકવીશ એમ પાંચ સંક્રમસ્થાનો પાંચ પ્રકૃતિઓમાં સંક્રમે છે. તેમાં આઠ કષાયનો ક્ષય થયા પહેલા એકવીશ પ્રકૃતિઓ પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્ક એમ બંધાતિ પાંચ પ્રકૃતિમાં સંક્રમે છે. આઠ કષાયનો ક્ષય થયા પછી તેર પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. અંતરકરણ કર્યા પછી લોભનો સંક્રમ ન થાય માટે બાર પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. નપુંસકવેદનો ક્ષયા પછી અગીઆર, અને સ્ત્રીવેદનો ક્ષય થયા પછી દશ પ્રકૃતિઓ પૂર્વોક્ત પાંચના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તથા દશ અને ચાર પ્રકૃતિઓ ચારના પદ્તગ્રહમાં સંક્રમે છે. તેમાં પુરૂષવેદની પ્રથમ સ્થિતિ સમયન્યૂન બે આવલિકા શેષ રહે ત્યારે તે પતદ્ગ્રહ થતો નથી એટલે પૂર્વોક્ત દશ પ્રકૃતિઓ સંજ્વલના ચતુષ્કમાં સંક્રમે છે. અને હાસ્યષટ્કનો ક્ષય થયા પછી ચાર પ્રકૃતિઓ પૂર્વોક્ત ચારમાં સંક્રમે છે. તથા પતદ્ગ્રહમાંથી ક્રોધ દૂર થયા પછી શેષ ત્રણના પતદ્ગ્રહમાં ત્રણ પ્રકૃતિઓ સંક્રમે છે. એ પ્રમાણે પતદ્ગ્રહમાંથી માન ગયા પછી માયા અને લોભ એ બે પ્રકૃતિ માયા અને

લોભ એ બેના પતદ્ગ્રહમાં સંક્રમે છે. અને માયા પતદ્ગ્રહમાંથી દૂર થયા પછી એક લોભમાં માયા સંક્રમે છે. ૨૫

હવે ક્ષાયિક સમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં પતદ્ગ્રહોમાં સંક્રમસ્થાનકો કહેવા ઇચ્છતા કહે છે—

**अट्ठाराइचउक्कं पंचे अट्ठार बार एक्कारा ।**
**चउसु इगारसनवअड तिगे दुगे अट्ठछप्पंच ॥२६॥**

**अष्टादशादिचतुष्कं पञ्चके अष्टादश द्वादश एकादश ।**
**चतसृषु एकादश नव अष्टौ त्रिके द्विके अष्टौ षड्पञ्च ॥२६॥**

અર્થ—અઢાર આદિ ચાર પાંચના પતદ્ગ્રહમાં, અઢાર બાર અને અગીઆર ચારમાં, અગીઆર નવ અને આઠ ત્રણમાં, આઠ છ અને પાંચ બેના પતદ્ગ્રહમાં સંક્રમે છે.

ટીકાનુ૦—ક્ષાયિક સમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં અઢાર ઓગણીશ વીશ અને એકવીશ એ ચાર સંક્રમસ્થાનો પુરૂષવેદ અને સંજ્વલન ચતુષ્ક એમ પાંચના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તેમાં અંતરકરણ કર્યા પહેલા એકવીશ પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. અંતરકરણ કર્યા પછી લોભ વિના વીશ પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. નપુંસકવેદનો ઉપશમ થયા પછી ઓગણીશ પ્રકૃતિઓ અને સ્ત્રીવેદનો ઉપશમ થયા પછી અઢાર પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. તથા અઢાર બાર અને અગીયાર પ્રકૃતિઓ ચારના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તેમાં પતદ્ગ્રહમાંથી પુરૂષવેદ ગયા પછી અઢાર પ્રકૃતિઓ ચારમાં સંક્રમે છે. હાસ્ટ ષટ્કનો ઉપશમ થયા પછી બાર પ્રકૃતિઓ, અને પુરૂષવેદનો ઉપશમ થયા પછી અગીઆર પ્રકૃતિઓ ચારના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તથા અગીઆર નવ અને આઠ પ્રકૃતિઓ ત્રણના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તેમાં સંજ્વલન ક્રોધ પતદ્ગ્રહ હોય ત્યાં સુધી સંજ્વલન ચતુષ્કમાં અગીઆર પ્રકૃતિઓ સંક્રમે છે, અને ક્રોધ પતદ્ગ્રહમાંથી ગયા પછી અગીઆર પ્રકૃતિઓ ત્રણમાં સંક્રમે છે. તથા અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ શાંત થયા પછી નવ પ્રકૃતિઓ, અને સંજ્વલન ક્રોધ ઉપશમ્યા પછી આઠ પ્રકૃતિઓ ત્રણમાં સંક્રમે છે. તથા બેમાં આઠ છ અને પાંચ પ્રકૃતિઓ સંક્રમે છે. તેમાં સંજ્વલન માન પતદ્ગ્રહમાંથી દૂર થયા પછી આઠ પ્રકૃતિઓ બેમાં સંક્રમે છે. અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માન ઉપશમ્યા પછી છ પ્રકૃતિઓ અને સંજ્વલન માન ઉપશમ્યા પછી પાંચ પ્રકૃતિઓ માયા અને લોભ એ બેમાં સંક્રમે છે. ૨૬

**पण दोन्नि तिन्नि एक्के उवसमसेढीएँ खइयदिट्ठिस्स ।**
**इयरस्स उ दो दोसु सत्तसु वीसाइ चत्तारि ॥२७॥**

**पञ्च द्व तिस्रः एकस्यामुपशमश्रेण्यां क्षायिकदृष्टेः ।**
**इतरस्य तु द्वे द्वयोः सप्तसु विंशत्यादीनिचत्वारि ॥२७॥**

અર્થ—ઉપશમશ્રેણિમાં ક્ષાયિક સમ્યગ્દષ્ટિને પાંચ બે અને ત્રણ પ્રકૃતિઓ એકમાં સંક્રમે છે. ઇતર–ઉપશમ શ્રેણિમાં ઉપશમ સમ્યગ્દષ્ટિને બેમાં બે અને સાતમાં વીશ આદિ ચાર સંક્રમે છે.

ટીકાનુ૦—માયા પતદ્ગ્રહમાંથી દૂર થયા પછી એક લોભમાં પાંચ પ્રકૃતિઓ સંક્રમે છે. અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માયા ઉપશમ્યા પછી ત્રણ પ્રકૃતિઓ એક લોભમાં, અને સંજ્વલન માયા ઉપશમ્યા પછી માત્ર અપ્રત્યાખ્યાન પ્રત્યાખ્યાનાવરણ એ બે લોભ સંજ્વલન લોભ પતદ્ગ્રહ હોય ત્યાં સુધી તે એકમાં સંક્રમે છે. આ પ્રમાણે અઢાર આદિ સંક્રમસ્થાનો પાંચ આદિ પતદ્ગ્રહમાં ક્ષાયિક સમ્યગ્દષ્ટિને ઉપશમશ્રેણિમાં સમજવા. ઇતર–ઉપશમશ્રેણિમાં ઉપશમસમ્યક્ત્વીને બે પ્રકૃતિ–મિથ્યાત્વ અને મિશ્રમોહનીય બે પ્રકૃતિમાં–સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયમાં સંક્રમે છે. તથા સાતના પતદ્ગ્રહમાં વીશ એકવીશ બાવીશ અને ત્રેવીસ એ ચાર સંક્રમસ્થાનો સંક્રમે છે. તેમાં અંતરકરણ કરતા પહેલા અનંતાનુબંધિ અને સમ્યકત્વ મોહનીય સિવાય ત્રેવીસ પ્રકૃતિઓ સાતમાં સંક્રમે છે. અંતરકરણ કર્યા પછી લોભ સિવાય બાવીશ, નપુંસકવેદ ઉપશમ્યા પછી એકવીશ, અને સ્ત્રીવેદ ઉપશમ્યા પછી વીશ પ્રકૃતિઓ સાતમાં સંક્રમે છે. ૨૭

**छसु वीस चोद्द तेरस तेरेक्कारस य दस य पंचंमि ।**
**दसड सत्त चउक्के तिगंमि सग पंच चउरो य ॥२८॥**

**षट्सु विंशतिः चतुर्दश त्रयोदश त्रयोदशैकादश च दश च पञ्चसु ।**
**दशाष्टौ सप्त चतुष्के त्रिके सप्त पञ्च चतस्रश्च ॥२८॥**

અર્થ—છમાં વીશ ચૌદ અને તેર પ્રકૃતિઓ સંક્રમે છે. પાંચમાં તેર અગીઆર અને દશ સંક્રમે છે. ચારમાં દશ આઠ અને સાત સંક્રમે છે. અને ત્રણમાં સાત પાંચ અને ચાર પ્રકૃતિઓ સંક્રમે છે.

ટીકાનુ૦—પતદ્ગ્રહમાંથી પુરૂષવેદ દૂર થયા પછી છ પ્રકૃતિઓમાં પૂર્વોક્ત વીશ પ્રકૃતિઓ સંક્રમે છે. હાસ્ય ષટ્ક ઉપશમ્યા પછી તેર પ્રકૃતિઓ છના પતદ્ગ્રહમાં સંક્રમે છે. ક્રોધ પતદ્ગ્રહમાંથી ઓછો થયા પછી પાંચમાં તેર

પ્રકૃતિઓ સંક્રમે છે. અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધ ઉપશમ્યા પછી અગીઆર અને સંજ્વલન ક્રોધ ઉપશમ્યા પછી દશ પ્રકૃતિઓ પાંચમાં સંક્રમે છે. માન પતદ્ગ્રહમાંથી ઓછો થયા પછી ચારના પતદ્ગ્રહમાં દશ પ્રકૃતિઓ સંક્રમે છે. અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માન ઉપશમ્યા પછી આઠ, અને સંજ્વલન માન ઉપશમ્યા પછી સાત પ્રકૃતિઓ ચારના પતદ્ગ્રહમાં સંક્રમે છે. તથા સંજ્વલન માયા પતદ્ગ્રહમાંથી ઓછી થયા પછી ત્રણમાં સાત પ્રકૃતિઓ સંક્રમે છે. અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માયા ઉપશમ્યા પછી પાંચ અને સંજ્વલન માયા ઉપશમ્યા પછી ચાર પ્રકૃતિઓ ત્રણમાં સંક્રમે છે. જ્યાં સુધી સંજ્વલન લોભ પતદ્ગ્રહ હોય ત્યાં સુધી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ લોભ તેમાં સંક્રમે. સંજ્વલન લોભ પતદ્ગ્રહમાંથી દૂર થયા પછી મિથ્યાત્વ મિશ્રમોહનીય એ બે પ્રકૃતિઓ સમ્યક્ત્વ મિશ્રમોહનીય એ બેમાં સંક્રમે છે. ૨૮

અહિં મિથ્યાદષ્ટિ સાસ્વાદન અને મિશ્રગુણસ્થાનકના પતદ્ગ્રહો સુગમ હોવાથી તેને નહિ કહેતા બાકીના પતદ્ગ્રહોને કહેવા ઇચ્છતા કહે છે—

**गुणवीसपन्नरेक्कारसाइ ति ति सम्मदेसविरयाणं ।**
**सत्त पणाइ छ पंच उ पडिग्गहगा उभयसेढीसु ॥२९॥**

**एकोनविंशतिपञ्चदशैकादशादयस्त्रयस्त्रयः सम्यक्त्वदेशविरतानाम् ।**
**सप्तपञ्चादयः षड्पञ्च तु पतद्ग्रहका उभयश्रेण्योः ॥२९॥**

અર્થ—ઓગણીશ પંદર અને અગીઆર આદિ ત્રણ ત્રણ પતદ્ગ્રહો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ, દેશવિરતિ અને સર્વવિરતિ ગુણસ્થાનકે હોય છે. તથા અનુક્રમે સાત આદિ છ અને પાંચ આદિ પાંચ પતદ્ગ્રહો ઉભયશ્રેણિમાં હોય છે.

ટીકાનુ૦—અવિરતિ સમ્યગ્દૃષ્ટિને ઓગણીશ અઢાર અને સત્તર એ ત્રણ પતદ્ગ્રહો, દેશવિરતિને પંદર ચૌદ અને તેર એ ત્રણ પતદ્ગ્રહો, અને સર્વવિરત-પ્રમત્ત અપ્રમત્તને અગીઆર દશ અને નવ એ ત્રણ પતદ્ગ્રહો હોય છે. તેમાં અવિરતિ સમ્યગ્દૃષ્ટિને બંધાતિ સત્તર પ્રકૃતિઓ તથા સમ્યક્ત્વમોહનીય અને મિશ્ર-મોહનીય એમ ઓગણીશ પ્રકૃતિઓ પતદ્ગ્રહમાં હોય છે. તેનેજ ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા મિથ્યાત્વનો ક્ષય થયા પછી અઢાર, અને મિશ્રમોહનીયનો ક્ષય થયા બાદ સત્તર પ્રકૃતિઓ પતદ્ગ્રહમાં હોય છે. દેશવિરતિને અપ્રત્યાખ્યાનાવરણ ચતુષ્કનો બંધ નહિ થતો હોવાથી ઉપરોક્ત ઓગણીશમાંથી તેને દૂર કરતા શેષ પંદર પ્રકૃતિઓ શરૂઆતમાં પતદ્ગ્રહપણે હોય છે. તેમાંથી ઉપરોક્ત

ક્રમે મિથ્યાત્વ અને મીશ્રમોહનીયનો ક્ષય થાય એટલે ચૌદ અને તેર પ્રકૃતિઓ પતદ્ગ્રહમાં હોય છે. સર્વવિરતને પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક નહિ બંધાતુ હોવાથી તેના સિવાય શેષ અગીઆર પ્રકૃતિઓ શરૂઆતમાં પતદ્ગ્રહમાં હોય છે. તેમાંથી ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરતા અનુક્રમે મિથ્યાત્વ અને મીશ્રમોહનીયનો ક્ષય થયા પછી દશ અને નવ પ્રકૃતિઓ પતદ્ગ્રહમાં હોય છે. તથા સાત છ પાંચ ચાર ત્રણ અને બે એ છ પ્રતદ્ગ્રહો ઔપશમિક સમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં હોય છે. પાંચ ચાર ત્રણ બે અને એક એ પાંચ પતદ્ગ્રહો ક્ષાયિક સમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં અને ક્ષપકશ્રેણિમાં હોય છે. જો કે અહિં ગાથામાં સાત આદિ છ અને પાંચ આદિ પાંચ પતદ્ગ્રહો ઉભયશ્રેણિમાં હોય છે એમ સામાન્યથી કહ્યું છે છતા શ્રેણિગત પૂર્વે કહેલા સંક્રમ અને પતદ્ગ્રહસ્થાનોનો વિચાર કરતા તેમજ મૂળ ટીકામાં કહેલ તાત્પર્યનો વિચાર કરતા સાતઆદિ છ પતદ્ગ્રહસ્થાનો ઉપશમસમ્યક્ત્વીને ઉપશમશ્રેણિમાં અને પાંચ આદિ પાંચ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને ઉપશમશ્રેણિમાં તેમજ ક્ષપકશ્રેણિમાં હોય છે માટે અમે એ પ્રમાણે વ્યાખ્યાન કર્યું છે. માત્ર સાત આદિ છ ઉપશમશ્રેણિમાં અને પાંચ આદિ પાંચ ક્ષપકશ્રેણિમાં હોય એવો ક્રમ લેવાનો નથી. આ પ્રમાણે વિસ્તાર પૂર્વક મોહનીય કર્મ સંબંધે કહ્યું.

હવે નામકર્મ માટે કહેવાય છે—

નામકર્મના બાર સત્તાસ્થાનકો છે. તે આ પ્રમાણે–એકસો ત્રણ, એકસો બે, છન્નુ, પંચાણુ, ૧૦૩–૧૦૨–૯૬–૯૫. આ ચાર સત્તાસ્થાનકની પ્રથમ એવી સંજ્ઞા છે. પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક એમ જ્યાં કહે ત્યાં આ ચાર સત્તાસ્થાનકો લેવા. તેમાં સઘળી નામકર્મની પ્રકૃતિઓનો જે સમૂહ તે ૧૦૩, તીર્થંકરનામકર્મની સત્તા રહિત ૧૦૨, પૂર્વોક્ત એકસો ત્રણની સત્તા જ્યારે આહારક સપ્તકની સત્તા રહિત હોય ત્યારે ૯૬, પૂર્વોક્ત એકસો બેની સત્તા આહારક સપ્તક રહિત હોય ત્યારે પંચાણુ. ઉપરોક્ત પ્રથમ સત્તા ચતુષ્કમાંથી ક્ષપકશ્રેણિમાં નવમે ગુણઠાણે તેર પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે અનુક્રમે નેવું, નેવ્યાસી, ત્યાશી અને બાશી ૯૦, ૮૯, ૮૩, અને ૮૨ એમ ચાર સત્તાસ્થાનક થાય છે. એની બીજું સત્તાચતુષ્ક એવી સંજ્ઞા છે. તથા પંચાણુમાંથી દેવદ્વિક ઉવેલે ત્યારે ત્રાણું, તેની અંદરથી વૈક્રિય સપ્તક અને નરકદ્વિક ઉવેલે ત્યારે ચોરાશી અને મનુષ્યદ્વિક ઉવેલે ત્યારે બાસી એમ ત્રણ સત્તાસ્થાનક થાય છે. આ ત્રણ સત્તાસ્થાનની 'અધ્રુવ' એવી સંજ્ઞા છે બાશીનું સત્તાસ્થાનક જો કે બીજા સત્તા ચતુષ્કમાં આવે છે, તેમજ ચોરાશીની સત્તાવાળા મનુષ્યદ્વિક ઉવેલે ત્યારે પણ થાય છે. પરંતુ સંખ્યા તુલ્ય હોવાથી તેને એકજ ગણ્યું છે. એક સત્તાસ્થાનક બે રીતે થાય છે એટલે સત્તાસ્થાનકની

સંખ્યાનો ભેદ થતો નથી. આ પ્રમાણે દશ સત્તાસ્થાનો થયા. તેમાં બીજા સત્તાચતુષ્કમાંના નેવું અને વ્યાસીરૂપ બે સત્તાસ્થાનો સંક્રમમાં ઘટતા નથી. કારણ હવે પછી સંક્રમસ્થાનોનો વિચાર કરશે ત્યાં સમજાશે. બાકીના સત્તાસ્થાનો સંક્રમમાં હોય છે, એટલે હમણા કહેલા દશ સત્તાસ્થાનોમાંથી આઠ સંક્રમસ્થાનકો સંભવે છે. નવ અને આઠ પ્રકૃતિના સમૂહરૂપ બે સત્તાસ્થાનો છે પરંતુ તે અયોગિ અવસ્થાના ચરમસમયે હોવાથી સંક્રમના વિષયભૂત નથી. કેમકે જ્યારે પતદ્ગ્રહ હોય ત્યારે સંક્રમ થાય છે, બંધાતિ પ્રકૃતિ પતદ્ગ્રહ હોય છે, ચૌદમે ગુણસ્થાનકે કોઇપણ પ્રકૃતિ બંધાતિ નહિ હોવાથી પતદ્ગ્રહ નથી માટે ત્યાં કોઇ પ્રકૃતિનો સંક્રમ પણ થતો નથી. આ પ્રમાણે બાર સત્તાસ્થાનોમાંથી આઠ સંક્રમસ્થાનો હોય છે અને બીજા ચાર સંક્રમસ્થાનો સત્તાસ્થાનની બહારના છે. તે આ પ્રમાણે—એકસો એક, ચોરાણું, અઠ્ઠાશી અને એકાશી. ૧૦૧, ૯૪, ૮૮, ૮૧. આ પ્રમાણે હોવાથી સત્તાસ્થાનો જેમ બાર છે તેમ સંક્રમસ્થાનો પણ બારજ હોય છે. અન્યત્ર કહ્યું છે કે '૧૦૩, ૧૦૨, ૯૬, ૯૫, ૯૩, ૯૦, ૮૯, ૮૪, ૮૩, ૮૨, ૯ અને ૮ એટલા નામકર્મના સત્તાસ્થાનો હોય છે. તથા ૧૦૩, ૧૦૨, ૧૦૧, ૯૬, ૯૫, ૯૪, ૯૩, ૮૯, ૮૮, ૮૪, ૮૨, ૮૧, એ બાર નામકર્મના સંક્રમસ્થાનકો છે.' બંધસ્થાનકો આઠ છે. તે આ—૨૩, ૨૫, ૨૬, ૨૮, ૨૯, ૩૦, ૩૧, અને ૧. પતદ્ગ્રહસ્થાનો પણ તેજ છે. કહ્યું છે કે—'૨૩, ૨૫, ૨૬' ૨૮, ૨૯, ૩૦, ૩૧ અને ૧ એ આઠ નામકર્મના બંધસ્થાનકો છે. ૨૩, ૨૫, ૨૬, ૨૮, ૨૯, ૩૦, ૩૧ અને ૧ એ આઠ નામકર્મના પતદ્ગ્રહસ્થાનો છે.' હવે કઇ પ્રકૃતિઓ કોની અંદર સંક્રમે છે તેનું નિરૂપણ કરે છે—

**पढमचउक्कं तित्थगरवज्जितं अधुवसंततियजुत्तं ।**
**तिगपणछव्वीसेसुं संकमइ पडिग्गहेसु तिसु ॥३०॥**

**प्रथमचतुष्कं तीर्थकरवर्जितमध्रुवसत्तात्रिकयुक्तम् ।**
**त्रिकपञ्चषड्विंशतिषु संक्रामति प्रतिग्रहेषु त्रिषु ॥३०॥**

અર્થ—તીર્થંકરનામકર્મની સત્તાવાળા સત્તાસ્થાનકો વર્જીને શેષ પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક અને અધ્રુવ સત્તાત્રિક એમ પાંચ સત્તાસ્થાનો ત્રેવીસ પચીસ અને છવ્વીસરૂપ ત્રણ પતદ્ગ્રહોમાં સંક્રમે છે.

ટીકાનુ૦—પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક ૧૦૩, ૧૦૨, ૯૬ અને ૯૫ માંથી તીર્થંકર નામકર્મની જેની અંદર સત્તા છે એવા ૧૦૩ અને ૯૬ એ બે સત્તાસ્થાનકો વર્જીએ અને તેમાં અધ્રુવ સત્તાવાળા ૯૩, ૮૪ અને ૮૨ એ ત્રણ સત્તાસ્થાનકો ઉમેરીએ એટલે ૧૦૨, ૯૫, ૯૩, ૮૪ અને ૮૨ એ પાંચ સ્થાનો

બંધાતી ત્રેવીસ પચ્ચીસ અને છવ્વીસ પ્રકૃતિરૂપ ત્રણ પતદ્ગ્રહમાં સંક્રમે છે. તાત્પર્ય એ કે—ત્રેવીસ આદિ ત્રણ પતદ્ગ્રહમાં એકસો બે, પંચાણુ, ત્રાણુ, ચોરાશી અને બાશી એ પાંચ પાંચ સંક્રમસ્થાનકો સંક્રમે છે. તે આ પ્રમાણે—વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, તૈજસ, કાર્મણ, ઔદારિક શરીર, હુંડકસંસ્થાન, એકેન્દ્રિયજાતિ, તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, બાદર સૂક્ષ્મ બેમાંથી એક, સ્થાવર, અપર્યાપ્ત, પ્રત્યેક સાધારણમાંથીએક, અસ્થિર, અશુભ, દુર્ભગ, અનાદેય અને અપયશકીર્ત્તિરૂપ અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પ્રકૃતિનો બંધ કરતા અને એકસો બે આદિ ઉપરોક્ત પાંચ પ્રકૃતિસ્થાનોની સત્તાવાળા એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિય [1]તિર્યંચો અનુક્રમે તે તેવીસ પ્રકૃતિમાં ૧૦૨, ૯૫, ૯૩, ૮૪ અને ૮૨ એ પાંચ સંક્રમસ્થાનો સંક્રમાવે છે. તથા તૈજસ, કાર્મણ, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, વર્ણાદિ ચતુષ્ક, એકેન્દ્રિયજાતિ, હુંડકસંસ્થાન, ઔદારિકશરીર, તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, સ્થાવર, બાદર સૂક્ષ્મમાંથી એક, પર્યાપ્તનામ, પ્રત્યેક સાધારણમાંથી એક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, દુર્ભગ, અનાદેય, યશ અપયશમાંથી એક, પરાઘાત અને ઉચ્છ્‌વાસરૂપ એકેન્દ્રિયયોગ્ય પચ્ચીસ પ્રકૃતિનો બંધ કરતા અને એકસો બે પ્રકૃતિ આદિ પાંચમાંથી કોઇપણ પ્રકૃતિસ્થાનની સત્તાવાળા એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રય આદિ આત્માઓ તે પચીસમાં એકસો બે, પંચાણુ, ત્રાણુ, ચોરાશી અને બાશી એ પાંચ સંક્રમસ્થાનો સંક્રમાવે છે. અથવા તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, બેઇન્દ્રિયાદિ કોઇપણ જાતિ હુંડકસંસ્થાન, સેવાર્ત્ત સંઘયણ, ઔદારિકશરીર, ઔદારિક અંગોપાંગ, તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, ત્રસ, બાદર, અપર્યાપ્ત, પ્રત્યેક, અસ્થિર, અશુભ, દુર્ભગ, અનાદેય અને અપયશકીર્ત્તિરૂપ અપર્યાપ્ત વિકલેન્દ્રિય તિર્યક્ પંચેન્દ્રિય અને મનુષ્ય યોગ્ય પચ્ચીસ પ્રકૃતિઓનો બંધ કરતા અને એકસો બે આદિ ઉપરોક્ત પાંચ પ્રકૃતિસ્થાનોની સત્તાવાળા એકેન્દ્રિય વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યો તે પચીસમાં એકસો બે આદિ પાંચ સંક્રમસ્થાનકો સંક્રમાવે છે. તથા તૈજસ, કાર્મણ અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, વર્ણાદિ ચતુષ્ક, એકેન્દ્રિયજાતિ, હુંડસંસ્થાન, ઔદારિકશરીર, તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, સ્થાવર, પર્યાપ્ત, બાદર, પ્રત્યેક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, દુર્ભગ, અનાદેય, યશ અપય-

૧ અહિં મનુષ્ય નહિ ગ્રહણ કરવાનું કારણ તેને બધા સત્તાસ્થાનકો નથી હોતા તે છે. મનુષ્યોને મનુષ્યદ્વિક વિનાનું બાશીનું સત્તાસ્થાન હોતુ નથી, તે સિવાયના ચાર સત્તાસ્થાનો હોય છે. તે ચાર સત્તાસ્થાનો ત્રેવીસ પચ્ચીસ અને છવ્વીસ એ ત્રણ પતદ્ગ્રહમાં સંક્રમી શકે છે. મનુષ્યો પણ ત્રેવીસાદિ ત્રણે બંધસ્થાનો બાંધી શકે છે. એટલે તે જ્યારે બંધાય ત્યારે ઉપરોક્ત એકસો બે આદિ પ્રકૃતિસ્થાનોમાંનું જે સત્તામાં હોય તે સંક્રમી શકે છે.

શકીર્ત્તિમાંથી એક, પરાઘાત, ઉચ્છ્વાસ અને આતપ ઉદ્યોતમાંથી એક એમ એકેન્દ્રિયયોગ્ય છવ્વીસ પ્રકૃતિઓનો બંધ કરતા અને એકસો બે અને પંચાણુની સત્તાવાળા નારકીવર્જીત એકેન્દ્રિયાદિ સઘળા જીવો તે છવ્વીસના પ્રકૃતિસ્થાનમાં એકસો બે અને પંચાણુ સંક્રમાવે છે. તથા છવ્વીસ પ્રકૃતિઓ બાંધતા, ત્રાણુ અને ચોરાશીની સત્તાવાળા દેવતા અને નારકી વર્જીત બાકીના એકેન્દ્રિયાદિ આત્માઓ છવ્વીસમાં ત્રાણુ અને ચોરાશી પ્રકૃતિઓ સંક્રમાવે છે. તથા બાશીની સત્તાવાળા અને છવ્વીસ પ્રકૃતિઓ બાંધતા દેવ નારક અને મનુષ્ય વર્જીત તેજ એકેન્દ્રિયાદિ આત્માઓ છવ્વીસમાં બાશી પ્રકૃતિઓ સંક્રમાવે છે. આ પ્રમાણે ત્રેવીસ પચીસ અને છવ્વીસના પતદ્ગ્રહોમાં કયા સંક્રમસ્થાનો સંક્રમે છે તે કહ્યું. ૩૦.

હવે બાકીના પતદ્ગ્રહોમાં સંક્રમસ્થાનોનો વિચાર કરતા કહે છે—

**पढमं संतचउक्कं इगतीसे अधुवतियजुयं तं तु ।**
**गुणतीसतीसएसु जसहीणा दो चउक्क जसे ॥३१॥**

**प्रथमं सत्ताचतुष्कं एकत्रिंशति अध्रुवत्रिकयुक्तं तत्तु ।**
**एकोनत्रिंशत्त्रिंशतोः यशोहीने द्वे चतुष्के यशसि ॥३१॥**

અર્થ—એકત્રીશમાં પ્રથમ સત્તા ચતુષ્ક સંક્રમે છે. અધ્રુવસત્તાત્રિક સાથે પ્રથમ સત્તા ચતુષ્ક ઓગણત્રીશ અને ત્રીશમાં સંક્રમે છે. યશઃકીર્ત્તિ હીન બે ચતુષ્ક યશઃકીર્ત્તિમાં સંક્રમે છે.

ટીકાનુ૦—દેવગતિ, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયશરીર, વૈક્રિયઅંગોપાંગ, સમચતુરસ્રસંસ્થાન, દેવાનુપૂર્વિ પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્ત્તિ, તૈજસ, કાર્મણ, વર્ણાદિચતુષ્ક, અગુરુલઘુ, ઉપઘાત, નિર્માણ, તીર્થંકર, અને આહારકદ્વિકરૂપ એકત્રીશ પ્રકૃતિઓનો બંધ કરતો અપ્રમત્ત અને અપૂર્વકરણ ગુણસ્થાનકે વર્ત્તમાન સંયત આત્મા તે એકત્રીશમાં પ્રથમસત્તાચતુષ્ક—એકસો ત્રણ, એકસો બે, છન્નુ અને પંચાણુ એ ચાર સંક્રમસ્થાનો સંક્રમાવે છે. તેમાં તીર્થંકરનામકર્મ અને આહારદ્વિકની બંધાવલિકા વીત્યા બાદ એકસો ત્રણ સંક્રમાવે છે. જેને તીર્થંકરનામકર્મની બંધાવલિકા ન વીતી હોય પરંતુ આહારકસપ્તકની બંધાવલિકા વીતી હોય તે એકસો બે એકત્રીશમાં સંક્રમાવે છે. તીર્થંકરનામકર્મની બંધાવલિકા વીતી

૧ તીર્થંકરનામકર્મનો નિકાચિત બંધ થયા પછી પ્રતિસમય ચોથાથી આઠમાના છઠ્ઠા ભાગ સુધીમાં તીર્થંકરનામકર્મ અવશ્ય બંધાયા કરે છે. એ પ્રમાણે આહારકદ્વિક બંધાયા પછી સાતમાથી આઠમાના છઠ્ઠા ભાગ સુધીમાં આહારકદ્વિક પણ પ્રતિસમય બંધાયા કરે છે.

હોય પરંતુ આહારક સપ્તકની ન વીતી હોય તે છન્નુ સંક્રમાવે છે. અને તીર્થંકરનામ અને આહારકસપ્તક એ બંનેની બંધાવલિકા જેઓને ન વીતી હોય તેઓ પંચાણુ પ્રકૃતિઓ બંધાતિ એકત્રીશમાં સંક્રમાવે છે. અધ્રુવસત્તાત્રિક સાથે પ્રથમ સત્તા ચતુષ્ક ઓગણત્રીશ અને ત્રીશમાં સંક્રમાવે છે. તાત્પર્ય એ કે ઓગણત્રીશ અને ત્રીશના પતદ્‌ગ્રહમાં એકસો ત્રણ, એકસો બે, છન્નુ, પંચાણુ, ત્રાણુ, ચોરાશી અને બાશી એ સાત સાત સંક્રમસ્થાનકો સંક્રમાવે છે. તેમાં તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, પંચેન્દ્રિયજાતિ. ઔદારિકદ્વિક, સમચતુરસ્ત્ર-સંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, મનુષ્યદ્વિક, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્તવિહાયોગતિ અને તીર્થંકર-નામરૂપ મનુષ્યગતિયોગ્ય ત્રીસ કર્મપ્રકૃતિઓનો બંધ કરતા એકસો ત્રણની સત્તાવાળા સમ્યગ્દૃષ્ટિ દેવને બંધાતિ તે ત્રીસમાં એકસો ત્રણ પ્રકૃતિઓ સંક્રમે છે. તથા દેવદ્વિક, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયશરીર, સમચતુરસ્ત્રસંસ્થાન, વૈક્રિયઅંગોપાંગ, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, શુભ, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્ત્તિ, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, નિર્માણ, અને આહારકદ્વિકરૂપ દેવગતિ યોગ્ય ત્રીસ કર્મપ્રકૃતિઓનો બંધ કરતા એકસો બે પ્રકૃતિઓની સત્તાવાળા અપ્રમત્તસંયત અથવા અપૂર્વકરણ ગુણસ્થાનકવર્ત્તી આત્માને બંધાતિ તે ત્રીસમાં એકસો બે પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા તૈજસ, કાર્મણ, અગુરૂલઘુ,ઉપઘાત, નિર્માણ, વર્ણાદિ ચતુષ્ક, તિર્યંચદ્વિક, બેઇન્દ્રિયાદિ જાતિમાંથી, કોઇ પણ એક જાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત પ્રત્યેક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, ઔદારિકદ્વિક, કોઇપણ એક સંસ્થાન, કોઇ પણ એક ²સંઘયણ, અપ્રશસ્તવિહાયોગતિ, પરાઘાત, ઉચ્છ્વાસ અને ઉદ્યોતરૂપ બેઇન્દ્રિયાદિ તિર્યંચોને યોગ્ય ત્રીસ પ્રકૃતિઓનો બંધ કરતા એકસો બે પ્રકૃતિઓની સત્તાવાળા એકેન્દ્રિયાદિ જીવોને બંધાતી તે ત્રીસમાં એકસો બે કર્મપ્રકૃતિઓ સંક્રમે છે. તથા પૂર્વે કહેલી તીર્થંકરનામકર્મ સહિત મનુષ્યગતિ પ્રાયોગ્ય ત્રીસ કર્મપ્રકૃતિઓનો બંધ કરતા છન્નુની સત્તાવાળા સમ્યગ્દૃષ્ટિ દેવ નારકોને બંધાતી તે ત્રીસમાં છન્નુ કર્મપ્રકૃતિઓ સંક્રમે છે. અથવા આહારકદ્વિક સાથે દેવગતિયોગ્ય ત્રીશ પ્રકૃતિઓ બાંધતા એકસો બેની સત્તાવાળા આહારક સપ્તકની

૨ અહિં કોઇપણ સંસ્થાન અને સંઘયણ લેવાનું કારણ બેઇન્દ્રિયાદિમાં મૂકેલ આદિ શબ્દથી પંચેન્દ્રિય તિર્યંચો પણ લીધા છે. પંચેન્દ્રિય તિર્યંચ યોગ્યબંધમાં કોઇપણ સંસ્થાન અને સંઘયણ બંધાઇ શકે છે. વિકલેન્દ્રિયયોગ્ય બંધ કરતા તો છેલ્લું સંઘયણ અને સંસ્થાનજ બંધાય છે.

બંધાવલિકા જેઓને વીતી નથી તેવા અપ્રમત્ત અને અપૂર્વકરણ ગુણસ્થાનકવર્તી આત્માઓ બંધાતી તે ત્રીસમાં પંચાણુ પ્રકૃતિઓ સંક્રમાવે છે. અથવા પંચાણુની સત્તાવાળા ઉદ્યોતનામ સાથે તિર્યંચગતિ યોગ્ય ત્રીસ કર્મપ્રકૃતિઓ બાંધતા એકેન્દ્રિયાદિ આત્માઓને બંધાતી તે ત્રીસમાં પંચાણુ કર્મપ્રકૃતિઓ સંક્રમે છે. ત્રાણું, ચોરાશી અથવા બાશી કર્મપ્રકૃતિઓની સત્તાવાળા એકેન્દ્રિયાદિ જીવોને પૂર્વે કહેલી તિર્યંચગતિ યોગ્ય ઉદ્યોતનામ સાથે ત્રીસ પ્રકૃતિઓ બાંધતા બંધાતી ત્રીશમાં અનુક્રમે ત્રાણું ચોરાશી અને બાશી કર્મપ્રકૃતિઓ સંક્રમે છે. તથા તીર્થંકરનામકર્મ સાથે દેવદ્વિક, પંચેન્દ્રિયજાતિ વૈક્રિયદ્વિક, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, સુભગ, સુસ્વર, આદેય, યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, સમચતુરસ્રસંસ્થાન, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત અને નિર્માણરૂપ ઓગણત્રીસ કર્મપ્રકૃતિઓ બાંધતા એકસો ત્રણની સત્તાવાળા અવિરતિસમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ અને પ્રમત્તસંયત આત્માઓને ઓગણત્રીસના પતદ્ગ્રહમાં એકસો ત્રણ પ્રકૃતિઓ સંક્રમે છે. તથા ઓગણત્રીસ કર્મપ્રકૃતિઓ બાંધતા તેજ અવિરતાદિ ત્રણ ગુણસ્થાનકવર્ત્તી આત્માઓ તીર્થંકરનામકર્મની બંધાવલિકા વીત્યા પહેલા એકસો બે પ્રકૃતિઓ તેજ ઓગણત્રીસમાં સંક્રમાવે છે. અથવા પૂર્વે કહેલી બેઇન્દ્રિયાદિ યોગ્ય ઉદ્યોત રહિત ઓગણત્રીસ કર્મપ્રકૃતિઓ બાંધતા એકસો બે પ્રકૃતિઓની સત્તાવાળા એકેન્દ્રિયાદિ જીવો ઓગણત્રીસમાં એકસો બે પ્રકૃતિઓ સંક્રમાવે છે. તથા તીર્થંકરનામકર્મ સાથે દેવગતિ યોગ્ય ઓગણત્રીસ કર્મપ્રકૃતિઓ બાંધતા છન્નુ પ્રકૃતિઓની સત્તાવાળા અવિરતિસમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ અને પ્રમત્તસંયત આત્માઓ ઓગણત્રીસના પતદ્ગ્રહમાં છન્નુ કર્મપ્રકૃતિઓ સંક્રમાવે છે. અથવા અપર્યાપ્તાવસ્થામાં વર્ત્તમાન તીર્થંકરનામકર્મની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિ નારકીઓ મનુષ્યદ્વિક, પંચેન્દ્રિયજાતિ ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, સુભગ દુર્ભગમાંથી એક, આદેય અનાદેયમાંથાંથી એક, યશ અપયશમાંથી એક છ સંસ્થાનમાંથી એક, છ સંઘયણમાંથી એક, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, તૈજસ, કાર્મણ, નિર્માણ, ઔદારિકદ્વિક, સુસ્વર દુસ્વરમાંથી એક, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્ત અપ્રશસ્તવિહાયોગતિમાંથી એક અને તીર્થંકરનામ એમ મનુષ્યગતિ પ્રાયોગ્ય તીર્થંકર સાથે ત્રીસ કર્મપ્રકૃતિઓ બાંધતા ત્રીસમાં છન્નુ કર્મપ્રકૃતિઓ સંક્રમાવે છે. તથા તીર્થંકરનામ સાથે દેવગતિ યોગ્ય ઓગણત્રીસ પ્રકૃતિઓ બાંધતા છન્નુની સત્તાવાળા અવિરતિ દેશવિરતિ અને પ્રમત્ત આત્માઓને તીર્થંકરનામકર્મની બંધાવલિકા વીત્યા પહેલા ઓગણત્રીસમાં પંચાણુ કર્મપ્રકૃતિઓ સંક્રમે છે. તથા તિર્યંચગતિ પ્રાયોગ્ય ઓગણત્રીશ કર્મપ્રકૃતિઓ બાંધતા પંચાણુની સત્તાવાળા

એકેન્દ્રિયાદિ જીવોને બંધાતી તે ઓગણત્રીસમાં પંચાણુ કર્મપ્રકૃતિઓ સંક્રમે છે. ત્રાણુ ચોરાશી અને બાશી એ ત્રણ સંક્રમસ્થાનો માટે ત્રીશના પતદ્ગ્રહમાં જેમ કહ્યું તેમ ઓગણત્રીશના પતદ્ગ્રહમાં પણ સમજી લેવું. આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ પછી યશઃકીર્ત્તિરૂપ બંધાતી એક પ્રકૃતિના પતદ્ગ્રહમાં યશઃકીર્ત્તિહીન પ્રથમ સત્તાચતુષ્ક અને બીજું સત્તાચતુષ્ક સંક્રમે છે. તાત્પર્યાર્થ આ પ્રમાણે–યશઃકીર્ત્તિરૂપ પતદ્ગ્રહમાં આઠ સંક્રમસ્થાનકો સંક્રમે છે. તે આ પ્રમાણે–૧૦૨, ૧૦૧, ૯૫, ૯૪, ૮૯, ૮૮, ૮૨ અને ૮૧. તેમાં એકસો ત્રણ કર્મપ્રકૃતિઓની સત્તાવાળાને બધ્યમાન યશઃકીર્ત્તિ પતદ્ગ્રહ હોવાથી તેના વિના શેષ એકસો બે કર્મપ્રકૃતિઓ એક યશઃકીર્ત્તિમાં સંક્રમે છે. એ પ્રમાણે એકસો બેની સત્તાવાળાને એકસો એક, છન્નુની સત્તાવાળાને પંચાણુ અને પંચાણુની સત્તાવાળાને ચોરાણુ પ્રકૃતિઓ સંક્રમે છે. આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ પછી માત્ર એક યશઃકીર્ત્તિજ બંધાય છે અન્ય કોઇપણ નામકર્મની પ્રકૃતિનો બંધ થતો નથી. બંધાતી તે પ્રકૃતિજ પતદ્ગ્રહ છે તેથી તેના સિવાય એકસો બે આદિ કર્મપ્રકૃતિઓ એક યશઃકીર્ત્તિમાં સંક્રમે છે તથા એકસો ત્રણ પ્રકૃતિની સત્તાવાળાને ક્ષપકશ્રેણિમાં નવમે ગુણઠાણે નામકર્મની નરકદ્વિક, તિર્યંચદ્વિક, પંચેન્દ્રિયજાતિ સિવાય જાતિ ચતુષ્ક, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ, આતપ અને ઉદ્યોત એ તેર પ્રકૃતિઓનો ક્ષય થયા પછી તેના સિવાય અને યશઃકીર્ત્તિ પતદ્ગ્રહ હોવાથી તેના સિવાય નેવ્યાશી કર્મપ્રકૃતિઓ યશઃકીર્ત્તિમાં સંક્રમે છે. એ પ્રમાણે એકસો બેની સત્તાવાળાને તેર પ્રકૃતિનો ક્ષય થયા બાદ અઠ્ઠાશી, છન્નુની સત્તાવાળાને બ્યાશી અને પંચાણુની સત્તાવાળાને નામકર્મની તેર પ્રકૃતિઓ ક્ષય થયા પછી એક્યાશી પ્રકૃતિઓ યશઃકીર્ત્તિમાં સંક્રમે છે. આઠમાના છઠ્ઠા ભાગ પછીથી અન્ય કોઇ પતદ્ગ્રહ નહિ હોવાથી યશઃકીર્ત્તિનો સંક્રમ થતો નથી માટે તેને સંક્રમનારી પ્રકૃતિઓમાંથી ઓછી કરવામાં આવે છે. ૩૧

**पढमचउक्कं आइल्लवज्जियं दो अणिच्च आइल्ला ।**
**संकमहिं अट्ठवीसे सामी जहसंभवं नेया ॥३२॥**

**प्रथमचतुष्कमादिमवर्जितं द्वे अनित्ये आदिमे ।**
**संक्रामन्ति अष्टाविंशतौ स्वामिनो यथासंभवं ज्ञेयाः ॥३२॥**

અર્થ—પહેલા વર્જિત પ્રથમ સત્તા ચતુષ્ક માંહેના ત્રણ સત્તાસ્થાનો અને અને અનિત્ય સંજ્ઞાવાળા શરૂઆતના બે સત્તાસ્થાનો અઠ્ઠાવીશમાં સંક્રમે છે. સ્વામી યથાસંભવ સમજવા.

ટીકાનુ૦—પ્રથમ સત્તાચતુષ્કમાંહેનું શરૂઆતનું એકસો ત્રણ પ્રકૃતિના સમૂહરૂપ સત્તાસ્થાન છોડી શેષ ત્રણ સત્તાસ્થાનો અને અનિત્ય સંજ્ઞાવાળા શરૂઆતના ત્રાણુ અને ચોરાશી એ બે કુલ પાંચ સત્તાસ્થાનો અઠ્ઠાવીશમાં સંક્રમે છે. તાત્પર્ય એ કે—અઠ્ઠાવીશના પતદ્‌ગ્રહમાં એકસો બે, છન્નુ, પંચાણું, ત્રાણું અને ચોરાશી એ પાંચ સંક્રમસ્થાનો સંક્રમે છે. હવે તેનું ક્રમ વાર વર્ણન કરે છે—નરકદ્વિક, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયદ્વિક, હુંડકસંસ્થાન, પરાઘાત, ઉચ્છ્‌વાસ, અપ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અપયશકીર્ત્તિ વર્ણાદિચતુષ્ક અગુરૂલઘુ ઉપઘાત તૈજસ કાર્મણ અને નિર્માણ એમ નરક પ્રાયોગ્ય અઠ્ઠાવીશ કર્મપ્રકૃતિ બાંધતા એકસો બેની સત્તાવાળા મિથ્યાદષ્ટિ તિર્યંચ અથવા મનુષ્યને અઠ્ઠાવીશમાં એકસો બે પ્રકૃતિઓ સંક્રમે છે. અથવા તૈજસ કાર્મણ વર્ણાદિ ચતુષ્ક અગુરૂલઘુ ઉપઘાત નિર્માણ દેવદ્વિક વૈક્રિયદ્વિક પંચેન્દ્રિયજાતિ સમચતુરસ્રસંસ્થાન પરાઘાત ઉચ્છ્‌વાસ પ્રશસ્તવિહાયોગતિ ત્રસ બાદર પર્યાપ્ત પ્રત્યેક સ્થિર અસ્થિરમાંથી એક શુભ અશુભમાંથી એક સુભગ સુસ્વર આદેય અને યશકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક એમ દેવગતિ પ્રાયોગ્ય અઠ્ઠાવીશ કર્મપ્રકૃતિનો બંધ કરતા એકસો બેની સત્તાવાળા સમ્યગ્દષ્ટિ અથવા મિથ્યાદષ્ટિ મનુષ્ય તિર્યંચોને યથાયોગ્યપણે અઠ્ઠાવીશમાં એકશો બે કર્મપ્રકૃતિઓ સંક્રમે છે. તથા પહેલા જેણે નારકીનું આયુ બાંધ્યુ છે અને નારકીમાં જવા જે સન્મુખ થએલ છે એવા તીર્થંકર નામકર્મ સાથે છન્નુની સત્તાવાળા મિથ્યાદષ્ટિ મનુષ્યને નરક યોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિ બાંધતા છન્નુ પ્રકૃતિઓ અઠ્ઠાવીશમાં સંક્રમે છે. પંચાણુના સંક્રમનો વિચાર એકસો બે પ્રકૃતિના સંક્રમ પ્રમાણે જાણી લેવો. માત્ર એકસો બેના સ્થાને પંચાણુ કહેવું. તથા દેવગતિ યોગ્ય પૂર્વોક્ત અઠ્ઠાવીશ પ્રકૃતિઓ બાંધતા ત્રાણુની સત્તાવાળા મિથ્યાદષ્ટિને વૈક્રિય સપ્તક અને દેવદ્વિકની બંધાવલિકા વીત્યા બાદ ત્રાણુ પ્રકૃતિઓ અઠ્ઠાવીશમાં સંક્રમે છે. અથવા પંચાણુની સત્તાવાળા મિથ્યાદષ્ટિને દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ કર્મપ્રકૃતિઓ બાંધતા દેવદ્વિકની બંધાવલિકા વીત્યા પહેલા ત્રાણુ પ્રકૃતિઓ અઠ્ઠાવીશમાં સંક્રમે છે. અથવા ત્રાણુની સત્તાવાળા મિથ્યાદષ્ટિને નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ કર્મપ્રકૃતિઓ બાંધતા વૈક્રિયસપ્તક અને નરકદ્વિકની બંધાવલિકા વીત્યાબાદ ત્રાણુ પ્રકૃતિઓ અઠ્ઠાવીશમાં સંક્રમે છે. અથવા પંચાણુની સત્તાવાળો મિથ્યાદષ્ટિ નરકગતિ યોગ્ય પૂર્વોક્ત અઠ્ઠાવીશ પ્રકૃતિ બાંધતા નરકદ્વિકની બંધાવલિકા વીત્યા પહેલા અઠ્ઠાવીશમાં ત્રાણુ પ્રકૃતિઓ સંક્રમાવે છે. તથા ત્રાણુની સત્તાવાળો મિથ્યાદષ્ટિ દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિઓ બાંધતા દેવદ્વિક અને વૈક્રિય સપ્તકની બંધાવલિકા વીત્યા પહેલા ચોરાશી પ્રકૃતિઓ અઠ્ઠાવીશમાં સંક્રમાવે છે. અથવા ત્રાણુની સત્તાવાળો મિથ્યાદષ્ટિ નરકયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિઓ બાંધતા નરકદ્વિક અને

વૈક્રિયસપ્તકની બંધાવલિકા વીત્યા પહેલા અઠ્ઠાવીશમાં ચોરાશી પ્રકૃતિઓ સંક્રમાવે છે. સંક્રમસ્થાનના સ્વામિત્વનો વિચાર એટલે કે કયા સંક્રમસ્થાનનો સ્વામી કોણ છે તેનો વિચાર સંભવ પ્રમાણે સમજવો એટલે કે જ્યાં જે સંભવે તે જાણવો અને તે પ્રાયઃ દરેક સંક્રમસ્થાને જણાવેલો પણ છે. ૩૨

હવે પ્રકૃતિસંક્રમના વિષયમાં પ્રકૃતિનો સંક્રમ શી રીતે થઇ શકે ? તેવા પ્રકારનો શિષ્ય પાસે પ્રશ્ન કરાવતા આચાર્ય મહારાજ કહે છે—

**संकमइ नन्न पगइं पगईओ पगइसंकमे दलियं ।**
**ठिइ अणुभागा चेवं ठंति तहट्टा तयणुरूवं ॥३३॥**

**संक्रमयति नान्यां प्रकृतिं प्रकृतेः प्रकृतिसंक्रमे दलिकम् ।**
**स्थित्यनुभागौ चैवं तिष्ठन्ति तथास्थाः तदनुरूपम् ॥३३॥**

અર્થ—પ્રકૃતિસંક્રમમાં સંક્રમ્યમાણ પ્રકૃતિમાંથી દલિક ખેંચીને અન્ય પ્રકૃતિપણે કરતો નથી, સ્થિતિ અને અનુભાગના વિષયમાં પણ એજ પ્રશ્ન છે. ઉત્તર આપતા આચાર્ય મહારાજ કહે છે કે—સંક્રમ્યમાણ પ્રકૃતિના પરમાણુઓ પતદ્ગ્રહ પ્રકૃતિના સ્વરૂપને પ્રાપ્ત કરી પતદ્ગ્રહ પ્રકૃતિના સ્વરૂપે રહે છે.

ટીકાનુ૦—અહિં શંકા કરે છે કે પ્રકૃતિસંક્રમના વિષયમાં[1] સંક્રમતી

[1] આ સંબંધમાં ઉપાધ્યાયજી મહારાજ આ પ્રમાણે લખે છે—શિષ્ય શંકા કરે છે કે—સંક્રમતી પ્રકૃતિમાંથી પરમાણુરૂપ દલિકોને જે પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે કરે છે તે પ્રકૃતિસંક્રમ કહેવાતો નથી પરંતુ તે પ્રદેશ સંક્રમજ કહેવાય છે. અહિં કદાચ એમ કહેવામાં આવે કે પ્રકૃતિ એટલે સ્વભાવ તેનો જે સંક્રમ તે પ્રકૃતિસંક્રમ તો તે પણ અયોગ્ય છે. કેમકે એકલા સ્વભાવને અન્યમાં સંક્રમાવવો અશક્ય છે. આ પ્રમાણે વિચારતા પ્રકૃતિ સંક્રમ ઘટી શકતો નથી, તેથી તેનું પ્રતિપાદન ભીંતવિના ચિત્રો બનાવવા જેવું છે. સ્થિતિસંક્રમ અને અનુભાગ સંક્રમ પણ ઘટી શકતા નથી. કારણ કે—સ્થિતિ એટલે નિયત કાળ પર્યંત અમુક સ્વરૂપે રહેવું તે. કાળ અમૂર્ત હોવાથી તેને અન્યમાં સંક્રમાવી શકાતો નથી. અનુભાગ એ રસ છે અને તે પરમાણુનો ગુણ છે ગુણને ગુણીમાંથી ખેંચી અન્યરૂપે કરી શકાતો નથી, અને ગુણી પરમાણુનો જે સંક્રમ તે તો પ્રદેશ સંક્રમ કહેવાય બીજો કોઇ સંક્રમ કહી શકાય નહિ, માટે પ્રકૃતિ સંક્રમાદિનું વર્ણન વંધ્યાના પુત્રના સૌભાગ્યાદિ ગુણોના વર્ણનના જેવું છે. હવે તેનો ઉત્તર આપતા આચાર્ય મહારાજ જણાવે છે કે વિવક્ષિત પરમાણુઓમાંથી સ્વભાવ સ્થિતિ અને રસને ખેંચી આત્મા અન્ય પરમાણુઓ—પતદ્ગ્રહગત પરમાણુઓમાં નાખે છે એ પ્રકૃતિ સંક્રમાદિ કહેવાય છે એમ અમે કહેતા નથી જેથી પૂર્વોક્ત દોષ પ્રાપ્ત થાય. પરંતુ જ્યારે આત્મા સ્વભાવ સ્થિતિ અને રસના આધારભૂત કર્મ પરમાણુઓને પર પ્રકૃતિમાં સંક્રમવતો હોય અને સંક્રમાવીને પર પ્રકૃતિરૂપે કરતો હોય ત્યારે તેના સ્વભાવને

પ્રકૃતિમાંથી તેના પરમાણુરૂપ દલિકોને ખેંચીને પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે સંક્રમાવતો નથી અર્થાત્ સંક્રમનારી પ્રકૃતિમાં રહેલા દલિકોને ખેંચીને પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે કરતો નથી. જો એમ થાય તો પરમાણુરૂપ દલિકોનો સંક્રમ પ્રકૃતિસંક્રમ કહેવાય નહિ. કારણ કે પરમાણુનો જે સંક્રમ તે પ્રદેશસંક્રમ કહેવાય, પ્રકૃતિસંક્રમ નહિ. હવે કદાચ એમ કહેવામાં આવે કે પ્રકૃતિ એટલે સ્વભાવ તેનો જે સંક્રમ તે પ્રકૃતિસંક્રમ, તો તે પણ અયોગ્ય છે. કારણ કે કર્મ પરમાણુઓમાં રહેલા જ્ઞાનાવારકત્વાદિ સ્વભાવને અન્યમાં સંક્રમાવવો અશક્ય છે, કેમ કે પુદ્ગલોમાંથી કેવળ સ્વભાવને ખેંચી શકાતો નથી. આ પ્રમાણે વિચાર કરતા પ્રકૃતિસંક્રમ ઘટી શકતો નથી માટે તેનું પ્રતિપાદન વંધ્યાના પુત્રના સૌભાગ્યાદિ ગુણોના વર્ણન કરવા જેવું છે. સ્થિતિ અને અનુભાગ સંક્રમના વિષયમાં જે આગળ ઉપર કહેશે તે પણ અયુક્ત છે કારણ કે વિચાર કરતા તે બંને ઘટી શકતા નથી. કેમ ઘટી શકતા નથી તે પ્રશ્નના ઉત્તરમાં કહે છે, તે આ પ્રમાણે—નિયત કાલપર્યંત અમુક સ્વરૂપે રહેવું તે સ્થિતિ કહેવાય છે. કાળ અમૂર્ત્ત હોવાથી અન્યમાં સંક્રમાવવો–અન્ય સ્વરૂપે કરવો તે અશક્ય છે. અનુભાગ એ રસ છે અને રસ એ પરમાણુઓનો ગુણ છે. ગુણો ગુણી સિવાય અન્યમાં સંક્રમાવી શકાતા નથી–અન્યરૂપે કરી શકાતા નથી. અને ગુણી–ગુણવાળા પરમાણુઓનો જે સંક્રમ તે તો પ્રદેશસંક્રમ કહેવાય છે. આ પ્રમાણે વિચારતા સ્થિતિસંક્રમ અને અનુભાગ સંક્રમ પણ ઘટી શકતા નથી. હવે આચાર્ય મહારાજ ઉત્તર આપતા કહે છે–સંક્રમતી પ્રકૃતિઓના પરમાણુઓ જ્યારે પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે થાય છે ત્યારે તદ્ગત સ્વભાવ સ્થિતિ અને રસ પણ પતદ્ગ્રહ પ્રકૃતિના સ્વભાવ સ્થિતિ અને રસને અનુસરતા થાય છે. તાત્પર્ય એ કે જે કર્મપ્રકૃતિના જેટલા સ્થાનકના અને જેટલા રસવાળા જેટલા કર્માણુઓ જે સ્વરૂપે થાય છે તેટલા સ્થાનકના તેટલા રસવાળા

પતદ્ગ્રહ પ્રકૃતિના સ્વભાવને અનુસરતો કરવો તે પ્રકૃતિસંક્રમ, સંક્રમ્યમાણ પ્રકૃતિની નિયત કાળ પર્યંત રહેવારૂપ સ્થિતિને પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે કરવી અર્થાત્ પતદ્ગ્રહને અનુસરતી કરવી તે સ્થિતિસંક્રમ, સંક્રમ્યમાણ પ્રકૃતિના રસને પતદ્ગ્રહ પ્રકૃતિને અનુસરનાર રસરૂપે કરવો તે અનુભાગ સંક્રમ અને પરમાણુઓનો જે સંક્રમ તે પ્રદેશ સંક્રમ કહેવાય એમ અમે કહીએ છીએ. જે સ્વરૂપવાળા, જેટલા કાળમાં અનુભવવા યોગ્ય, જેટલા રસવાળા અને જેટલા દલિકોને જે પ્રકૃતિમાં સંક્રમાવે તેટલી સ્થિતિવાળા તેટલા રસવાળા તેટલા દલિકો તે સ્વરૂપને પ્રાપ્ત કરે છે. એટલે કે તેટલા દલિકો તેટલા કાળ પર્યંત સામર્થ્યના પ્રમાણમાં પતદ્ગ્રહ પ્રકૃતિના સ્વભાવને અનુસરતુ કાર્ય કરે છે. જેમ કે–મતિજ્ઞાનાવરણીયને જ્યારે શ્રુતજ્ઞાનાવરણીયમાં સંક્રમાવે ત્યારે જેટલા રસવાળા જેટલા કાળપર્યંત ભોગવાય તેવા જેટલા દલિકોને શ્રુતજ્ઞાનાવરણીયમાં સંક્રમાવે તેટલા દલિકો તેટલા કાળપર્યંત શક્તિના પ્રમાણમાં શ્રુતજ્ઞાનને આવરવાનું કાર્ય કરે છે. એટલે સંક્રમેલું તે દલ શ્રુતજ્ઞાનાવરણીય કહેવાય છે, મતિજ્ઞાનાવરણીય નહિ. એટલે અહિં કોઇ દોષ પ્રાપ્ત થતો નથી.

પરમાણુઓ તેટલા કાળપર્યંત તે સ્વરૂપે કાર્ય કરે છે, એટલે કે જે સમયે જે કર્મ-પ્રકૃતિના પરમાણુઓ પતદ્‌ગ્રહરૂપે થાય છે તેજ સમયે તદ્ગત સ્વભાવ સ્થિતિ અને રસ પણ તે રૂપેજ થાય છે એટલે પરમાણુમાંથી સ્વભાવ સ્થિતિ કે રસને ખેંચીને અન્યમાં કઇ રીતે સંક્રમાવી શકાય એ પ્રશ્નને અવકાશ રહેતો નથી. આજ અર્થને વિસ્તારથી સમજાવે છે–પ્રકૃતિ એટલે જ્ઞાનાદિ ગુણને આવરવાદિરૂપ કર્મોનો સ્વભાવ, સ્થિતિ એટલે નિયત કાલપર્યંત અવસ્થાન–રહેવું, અને તે પણ કમ્મ પરમાણુઓનું આત્મા સાથે અમુક કાલપર્યંત રહેવારૂપ અવધિ–મર્યાદા વિશેષજ છે. અનુભાગ એટલે અધ્યવસાયને અનુસરી ઉત્પન્ન થયેલ આવારક શક્તિરૂપ રસ, અને આ ત્રણેના આધારભૂત જે પરમાણુઓ તે પ્રદેશ છે. આ પ્રમાણે હોવાથી પરમાણુઓને જ્યારે પર પ્રકૃતિમાં સંક્રમાવે અને સંક્રમાવીને જ્યારે પર પ્રકૃતિરૂપે કરે ત્યારે પ્રકૃતિસંક્રમ આદિ સઘળું ઘટી શકે છે. તે આ પ્રમાણે–સંક્રમ્યમાણ પરમાણુઓના સ્વભાવને પતદ્‌ગ્રહ પ્રકૃતિના સ્વભાવને અનુસરતો કરવો તે પ્રકૃતિસંક્રમ, સંક્રમતા પરમાણુઓની અમુક નિયત કાલપર્યંત રહેવારૂપ મર્યાદાને પતદ્‌ગ્રહ પ્રકૃતિને અનુસરતી કરવી તે સ્થિતિસંક્રમ, સંક્રમતા પરમાણુઓના રસને–આવરક શક્તિને પતદ્‌ગ્રહ પ્રકૃતિના રસને અનુસરતો કરવો તે અનુભાગ સંક્રમ અને પરમાણુઓનુંજ જે પ્રક્ષેપણ–સંક્રમ તે પ્રદેશસંક્રમ કહેવાય છે. જે સમયે પ્રદેશોનો સંક્રમ થાય છે તેજ સમયે તદ્ અંતર્ગત સ્વભાવાદિ પણ પલટાઈજ જાય છે–પતદ્‌ગ્રહને અનુસરતા થઈજ જાય છે. આ પ્રમાણે હોવાથી પહેલા જે શંકા કરી કે 'પ્રકૃતિ એટણે સ્વભાવ તેનો જે સંક્રમ તે પ્રકૃતિસંક્રમ એમ માનવામાં આવે તો તે અયુક્ત છે કારણ કે સ્વભાવને પરમાણુમાંથી ખેંચી અન્યત્ર સંક્રમાવી શકાતો નથી' આ સઘળું અસ્થાને છે. કેમકે વિવક્ષિત પરમાણુમાંથી સ્વભાવ સ્થિતિ અને રસ ખેંચીને અન્ય પરમાણુઓમાં નંખાય છે તે પ્રકૃતિ સંક્રમાદિ કહેવાય છે એમ અમે કહેતા નથી પરંતુ વિવક્ષિત પરમાણુઓમાં રહેલા સ્વભાવાદિને પલટાવીને પતદ્‌ગ્રહ પ્રકૃતિના સ્વભાવાદિને અનુસરતા કરવા તેને અમે પ્રકૃતિ સંક્રમાદિ કહીએ છીએ એટલે અહિં કોઇ દોષ પ્રાપ્ત થતો નથી. અને આ પ્રમાણે હોવાથીજ એક બીજા વિના એક બીજા ટકી–રહી શકતા નથી. એક પ્રવર્ત્તે ત્યારે સઘળા પ્રવર્ત્તે છે. મૂળટીકામાં કહ્યું છે કે—'પ્રકૃતિ સ્થિતિ અનુભાગ અને પ્રદેશના વિષયમાં–સંબંધમાં બંધ અથવા ઉદય અથવા સંક્રમ એક સાથેજ પ્રવર્ત્તે છે, એટલે કે એ ચારેનો સાથેજ બંધ અથવા ઉદય અથવા સંક્રમ થાય છે,' માત્ર વાણી ક્રમપૂર્વક પ્રવર્તતી હોવાથી એક સાથે એ ચારેના સ્વરૂપનું નિદર્શન થઇ શકતું નથી. તેથી જ્યારે જેનું સ્વરૂપ કહેવાની ઇચ્છા થાય ત્યારે તેને બુદ્ધિવડે પૃથક્ કરીને સવિસ્તર કહેવાય છે, એટલે સઘળું સંગત થાય છે. અથવા સ્થિતિ રસ અને પ્રદેશનો જે સમૂહ તે પ્રકૃતિ,—'તે ત્રણેનો જે સમુદાય તે પ્રકૃતિબંધ' એ પહેલા

કહ્યું છે. તેનો જે સંક્રમ તે પ્રકૃતિસંક્રમ. આ રીતે ત્રણેનો સમહ પ્રકૃતિબંધ હોવાથી પ્રકૃતિનો જ્યારે સંક્રમ થાય ત્યારે ત્રણેયનો સંક્રમ થાય છે. અહિં ત્રણેના સમૂહને જ્યારે પ્રકૃતિબંધ અને તેના સંક્રમને જ્યારે પ્રકૃતિસંક્રમ કહેવામાં આવે ત્યારે પ્રકૃતિસંક્રમ ભિન્ન કેમ હોઇ શકે એ પ્રશ્ન થાય છે. તેના ઉત્તરમાં આચાર્ય મહારાજ કહે છે કે–સમુદાયિથી–અવયવીથી સમુદાય–અવયવ કંઇક ભિન્ન હોય છે. જેમ આખા શરીરથી હાથ પગ કંઇક ભિન્ન હોય છે. તેથી સ્થિતિ સંક્રમાદિથી પ્રકૃતિસંક્રમ કથંચિત્ ભિન્ન છે. સ્થિતિસંક્રમ અને અનુભાગ સંક્રમનું સ્વરૂપ તો પહેલા કહ્યું છે તે પ્રમાણે અહિં પણ સમજવું. ૩૩

સ્થિતિસંક્રમના વિષયમાં ઉપર સ્પષ્ટ ખુલાસો કરવા છતા નહિ સમજતો શિષ્ય ફરી પ્રશ્ન કરે છે—

**दलियरसाणं जुत्तं मुत्तत्ता अन्नभावसंकमणं ।**
**ठिइकालस्स न एवं उउ संकमणंपिव अदुट्ठं ॥३४॥**

**दलिकरसानां युक्तं मूर्त्तत्वादन्यभावसंक्रमणम् ।**
**स्थितिकालस्य नैवं ऋतुसंक्रमणमिवादुष्टम् ॥३४॥**

અર્થ—દલિક અને રસ મૂર્ત્ત હોવાથી તેઓનું અન્યરૂપે સંક્રમણ થાય એ યોગ્ય છે, પરંતુ કાલ અમૂર્ત્ત હોવાથી તેનો સંક્રમ યોગ્ય નથી. ઉત્તર આપતા આચાર્ય મહારાજ કહે છે–ઋતુના સંક્રમની જેમ કાલનો સંક્રમ પણ નિર્દોષ છે.

ટીકાનુ૦—પૃથ્વી અને જળની જેમ કર્મ પરમાણુઓ અને તેની અંદર રહેલો રસ મૂર્ત્ત–રૂપી હોવાથી તેઓનો અન્યરૂપે સંક્રમ થાય તે તો યોગ્ય છે, પરંતુ કાલ અમૂર્ત્ત છે, માટે કાલનો અન્યરૂપે સંક્રમ કઇ રીતે ઘટી શકે ? આ પ્રશ્ન અયોગ્ય છે. કારણ કે કાલનો સંક્રમ અમે પણ માનતાજ નથી. પરંતુ સ્થિતિનો માનીએ છીએ. અહિં સ્થિતિ એટલે અવસ્થાન–કર્મ પરમાણુઓનું અમુક સ્વરૂપે રહેવું એ છે. તે સ્થિતિ પહેલા અન્યરૂપે હતિ અત્યારે જ્યારે સંક્રમ થાય ત્યારે પતદ્ગ્રહ સ્વરૂપે કરાય છે અર્થાત્ પહેલા જે પરમાણુઓ જેટલા કાળ માટે જે ફળ આપવા માટે નિયત થયા હતા તે પરમાણુઓ તેટલા કાળપર્યંત અન્યરૂપે ફળ આપે તેવી સ્થિતિમાં મૂકાય છે તેને અમે સ્થિતિસંક્રમ કહીએ છીએ. આ યુક્તિ યુક્ત નથી એમ નથી કારણ કે પ્રત્યક્ષ સિદ્ધ છે. તે આ પ્રમાણે—તૃણ આદિ પરમાણુઓ પહેલા તૃણ આદિ રૂપે હતા તે મીઠાની ખાણમાં જ્યારે પડે ત્યારે કાળક્રમે લવણરૂપે થઇ જાય છે. તાત્પર્ય એકે અન્યરૂપે રહેલ વસ્તુ અન્યરૂપે થઇ જાય છે. તેમ અધ્યવસાયના યોગે અન્ય સ્વરૂપે રહેલા પરમાણુઓ

અન્ય સ્વરૂપે થાય છે અને જે સ્વરૂપે થાય તે રૂપે નિયત કાળપર્યંત ફળ પણ આપે છે. અથવા સ્થિતિકાળનું સંક્રમણ થાય તેમાં પણ કંઈ દોષ નથી. તેજ કહે છે–ઋતુના સંક્રમની જેમ સ્થિતિકાળનો સંક્રમ પણ નિર્દોષ છે. અર્થાત્ વૃક્ષાદિમાં સ્વભાવથી અનુક્રમે અને દેવાદિના પ્રયોગવડે એક સાથે પણ જેમ સઘળી ઋતુઓ સંક્રમે છે, કેમ કે તે તે ઋતુનું કાર્ય તે તે જાતના પુષ્પ અને ફળાદિરૂપે દેખાય છે તેમ અહિ પણ આત્મા સ્વવીર્યના યોગે કર્મપરમાણુઓમાંના સાતાદિ સ્વરૂપના હેતુભૂત કાળને ઉડાવી દઈને અસાતાદિના હેતુભૂત કાળને સંક્રમાવે–અસાતાદિનો હેતુભત કાળ કરે તો તેમાં કોઈ વિરોધ પ્રાપ્ત થતો નથી માટે કાળનું સંક્રમણ કહેવામાં આવે તો તે પણ નિર્દોષ છે. ૩૪

આ પ્રમાણે પ્રકૃતિ સંક્રમનું સ્વરૂપ કહ્યું. હવે સ્થિતિસંક્રમની શરૂઆત કરતા પહેલા પ્રકૃતિસંક્રમના સામાન્ય લક્ષણને બાધ ન આવે તેમ સ્થિતિસંક્રમનું વિશેષ લક્ષણ કહે છે—

**उवट्टणं च ओवट्टणं च पगतिंतरम्मि वा नयणं ।**
**बंधे व अबंधे वा जं संकामो इइ ठिईए ॥३५॥**

**उद्वर्त्तनं वाऽपवर्त्तनं च प्रकृत्यन्तरे वा नयनम् ।**
**बन्धे वाऽबन्धे वा यत् संक्रमः इति स्थितेः ॥३५॥**

અર્થ—ઉદ્વર્ત્તન અથવા અપવર્ત્તન અને અન્ય પ્રકૃતિનયન એમ સ્થિતિનો સંક્રમ ત્રણ પ્રકારે છે. અને તે બંધ હોય અથવા ન હોય છતા પણ પ્રવર્ત્તે છે એમ સમજવું.

ટીકાનુ૦—આ પ્રમાણે પ્રકૃતિસંક્રમનું સ્વરૂપ કહ્યું. હવે સ્થિતિસંક્રમને કહેવાનો અવસર છે. તેમાં પાંચ અર્થાધિકારો–વિષયો છે. તે આ પ્રમાણે—ભેદ, વિશેષ લક્ષણ, ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમનું પ્રમાણ, જઘન્ય સ્થિતિસંક્રમનું પ્રમાણ અને સાદિ આદિ પ્રરૂપણા. તેમાં પ્રથમ ભેદનું નિરૂપણ કરે છે. ભેદ એટલે પ્રકાર. સ્થિતિનો સંક્રમ બે પ્રકારે છે. ૧ મૂળ કર્મની સ્થિતિનો સંક્રમ, ૨ ઉત્તર પ્રકૃતિઓની સ્થિતિનો સંક્રમ. મૂળ કર્મની સ્થિતિનો સંક્રમ મૂળ કર્મ આઠ હોવાથી આઠ પ્રકારે છે. ઉત્તર પ્રકૃતિની સ્થિતિનો સંક્રમ મતિજ્ઞાનાવરણીયથી વીર્યાંતરાય પર્યંત ઉત્તર પ્રકૃતિઓ એકસો અઠ્ઠાવન હોવાથી એકસો અઠ્ઠાવન પ્રકારે છે.

હવે વિશેષલક્ષણના નિરૂપણ માટે કહે છે–અલ્પ કાળપર્યંત ફળ આપવા માટે વ્યવસ્થિત થયેલા કર્માણુઓને દીર્ઘ કાળપર્યંત ફળ આપે એવી સ્થિતિમાં

મૂકવા તે ઉદ્વર્ત્તન. દીર્ઘ કાળપર્યંત ફળ આપવા માટે વ્યવસ્થિત થયેલા કર્માણુઓને અલ્પકાળપર્યંત ફળ આપે એવી સ્થિતિમાં મૂકવા તે અપવર્ત્તન. અને પતદ્ગ્રહ પ્રકૃતિ સ્વરૂપે કરવા તે અન્ય પ્રકૃતિ નયન સંક્રમ. આ પ્રમાણે સ્થિતિનો સંક્રમ ત્રણ પ્રકારે થાય છે, એટલે કે સ્થિતિની ઉદ્વર્ત્તના અપવર્ત્તના થાય છે તેમજ અન્ય સ્વરૂપે રહેલી સ્થિતિ અન્ય–પતદ્ગ્રહ સ્વરૂપે પણ થાય છે. આ સંક્રમ બન્ધ હોય કે ન હોય ત્યારે પણ થાય છે એમ સમજવું. તેમાં પણ અન્ય પ્રકૃતિ નયન સંક્રમ સમ્યક્ત્વ અને મિશ્રમોહનીય સિવાય શેષ પતદ્ગ્રહ પ્રકૃતિઓનો બંધ થતો હોય ત્યારેજ થાય છે. અર્થાત્ જેની અંદર સંક્રમ થાય છે તે પ્રકૃતિના બંધ સિવાય અન્ય પ્રકૃતિ નયન સંક્રમ થતો નથી. માત્ર સમ્યક્ત્વ મિશ્રમોહનીયનો બંધ થતો નહિ હોવાથી તેઓના બંધ વિના પણ તે બંનેમાં મિથ્યાત્વમોહનીયનો અને સમ્યક્ત્વમોહનીયમાં મિશ્રનો સંક્રમ થાય છે. કહ્યું છે કે—'સમ્યગ્દૃષ્ટિ આત્માને બંધ વિના પણ બેમાં અને એકમાં અનુક્રમે મિથ્યાત્વનો અને મિશ્રમોહનો સંક્રમ થાય છે.' ઉદ્વર્ત્તના સંક્રમ પણ જે પ્રકૃતિની ઉદ્વર્ત્તના થાય છે તેનો બંધ થતો હોય ત્યારેજ થાય છે. જે માટે આગળ કહેશે–'બંધ થતો હોય ત્યાં સુધીજ ઉદ્વર્ત્તના થાય છે.' માત્ર અપવર્ત્તના સંક્રમ જેની અપવર્ત્તના થાય છે તેનો બંધ થતો હોય કે ન થતો હોય છતા પણ પ્રવર્ત્તે છે. તાત્પર્ય એ કે અન્ય પ્રકૃતિ નયન સંક્રમ પતદ્ગ્રહ પ્રકૃતિના બંધની, અને ઉદ્વર્ત્તના સંક્રમ પોતાના બંધની અપેક્ષા રાખે છે ત્યારે અપવર્ત્તના બંધની અપેક્ષા રાખતી નથી. અહિ વિશેષ લક્ષણ એ થયું કે પ્રકૃતિ અને પ્રદેશમાં એકલો અન્ય પ્રકૃતિ નયન સંક્રમ થાય છે ત્યારે સ્થિતિ અને રસમાં ઉપરોક્ત ત્રણે સંક્રમ પ્રવર્ત્તે છે. સ્થિતિ સંક્રમનું આ વિશેષ લક્ષણ સંક્રમના સામાન્ય લક્ષણનો બાધ કર્યા સિવાય પ્રવર્ત્તે છે એમ સમજવું, પરંતુ સામાન્ય લક્ષણના અપવાદરૂપે પ્રવર્ત્તે છે એમ નહિ. તેથી સામાન્ય લક્ષણમાં મૂળ કર્મપ્રકૃતિઓના પરસ્પર સંક્રમનો પ્રતિષેધ કરેલો હોવાથી અહિ–સ્થિતિમાં પણ મૂળ કર્મની સ્થતિનો અન્ય પ્રકૃતિ નયન સંક્રમ પ્રવર્ત્તતો નથી પરંતુ ઉદ્વર્ત્તન અને અપવર્ત્તન એમ બેજ પ્રવર્ત્તે છે, અને ઉત્તર પ્રકૃતિઓમાં ત્રણે પ્રવર્ત્તે છે. ૩૫

આ પ્રમાણે વિશેષ લક્ષણનું પ્રતિપાદન કરીને હવે ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમ અને જઘન્ય સ્થિતિસંક્રમના જ્ઞાન માટે કહે છે—

**जासिं बंधनिमित्तो उक्कोसो बंध मूलपगईणं ।**
**ता बंधुक्कोसाओ सेसा पुण संकमुक्कोसा ॥३६॥**

**यासां बन्धनिमत्त उत्कृष्टो बन्धो मूलप्रकृतीनाम् ।**
**ता बन्धोत्कृष्टाः शेषाः पुनः संक्रमोत्कृष्टाः ॥३६॥**

અર્થ—જે ઉત્તર પ્રકૃતિઓનો મૂળ કર્મના સ્થિતિબંધને અનુસરી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થતો હોય તે પ્રકૃતિઓ બંધોત્કૃષ્ટ કહેવાય છે, અને શેષ પ્રકૃતિઓ સંક્રમોત્કૃષ્ટ કહેવાય છે.

ટીકાનુ૦—મૂળ કર્મપ્રકૃતિઓનો જેટલો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કહ્યો છે તેટલોજ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ જે ઉત્તર પ્રકૃતિઓનો બંધ નિમિત્તે થાય છે અર્થાત્ બંધ કાળેજ તેટલો બંધ થઇ શકે છે તે બંધોત્કૃષ્ટ કહેવાય છે. તે પ્રકૃતિઓ આ—જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય નવ અંતરાય પાંચ, આયુ ચાર, અસાતવેદનીય, નરકદ્વિક, તિર્યગ્દ્વિક, એકેન્દ્રિયજાતિ, પંચેન્દ્રિયજાતિ, તૈજસ સપ્તક, ઔદારિક સપ્તક, વૈક્રિય સપ્તક, નીલ અને કટુ વર્જિત શેષ અશુભ વર્ણાદિ સપ્તક, અગુરૂલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, આતપ,ઉદ્યોત, નિર્માણ, હુંડસંસ્થાન છેવટ્ઠુ સંઘયણ, અશુભવિહાયોગતિ, સ્થાવરનામ, ત્રસચતુષ્ક, અસ્થિર ષટક, નીચગોત્ર, સોળકષાય, અને મિથ્યાત્વ, સઘળી મળી સત્તાણું. આ સઘળી કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પોતાના બંધકાળે સ્વમૂળ કર્મની સમાન થઇ શકતો હોવાથી તેઓ બંધોત્કૃષ્ટ કહેવાય છે. બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓમાં મનુષ્યના અને તિર્યંચના આયુનું ગ્રહણ કર્યું છે, તેનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ જો કે પોતાના મૂળ કર્મની સમાન થતો નથી છતા આયુમાં પરસ્પર સંક્રમણ થતું નહિ હોવાથી તેઓની સ્થિતિ સંક્રમ દ્વારા ઉત્કૃષ્ટ થઇ શકતી નથી માટે બંધોત્કૃષ્ટમાં તેની ગણના કરી છે. સોળ કષાયોને ચારિત્ર મોહનીયરૂપ મૂળ કર્મની અપેક્ષાએ સમાન સ્થિતિવાળા હોવાથી બંધોત્કૃષ્ટમાં ગણ્યા છે. ઉપર કહી તે સિવાયની એકસઠ કર્મપ્રકૃતિઓ સંક્રમોત્કૃષ્ટ છે. તે આ પ્રમાણે—સાતવેદનીય, સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, નવ નોકષાય, આહારક સપ્તક, શુભ વર્ણાદિ અગીઆર, નીલ, કટુ, દેવદ્વિક, મનુજદ્વિક, વિકલેન્દ્રિયત્રિક, છેલ્લા સિવાય પાંચ સંઘયણ અને પાંચ સંસ્થાન, પ્રશસ્ત વિહાયોગતિ, સૂક્ષ્મ, સાધારણ, અપર્યાપ્ત, સ્થિર ષટ્ક, તીર્થંકરનામ અને ઉચ્ચ ગોત્ર. આ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ પોતાના મૂળ કર્મની સમાન બંધવડે થતી નથી પરંતુ પોતાની સ્વજાતીય પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમવડે થાય છે માટે તેઓ સંક્રમોત્કૃષ્ટ કહેવાય છે. ૩૬

હવે બંધોત્કૃષ્ટ તથા સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની કેટલી સ્થિતિ અન્યત્ર સંક્રમે તે કહે છે—

**बंधुक्कोसाण ठिई मोत्तुं दो आवली उ संकमइ ।**
**सेसा इयराण पुणो आवलियतिगं पमोत्तूणं ।।३७।।**

**बन्धोत्कृष्टानां स्थितिः मुक्त्वा द्वे आवलिके तु संक्रामति ।**
**शेषा इतरासां पुनः आवलिकात्रिकं प्रमुच्य ।। ३७ ।।**

અર્થ—બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની બે આવલિકા સ્થિતિ છોડીને શેષ સ્થિતિ સંક્રમે છે અને ઇતર-બાકીની પ્રકૃતિઓની ત્રણ આવલિકા સ્થિતિ છોડીને શેષ સ્થિતિ સંક્રમે છે.

ટીકાનુ૦—[1]બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની બંધાવલિકા અને ઉદયાવલિકા રૂપ બે આવલિકા પ્રમાણ સ્થિતિ છોડીને બાકીની સઘળી સ્થિતિ સંક્રમે છે. બે આવલિકા પ્રમાણ સ્થિતિ છોડવાનું કારણ શું ? ઉત્તરમાં કહે છે—કોઇપણ કર્મના બંધ સમયથી આરંભી એક આવલિકા પર્યંત તેમાં કોઇપણ કરણની પ્રવૃત્તિ થતી નથી, આવલિકા ગયા બાદજ કરણની પ્રવૃત્તિ થાય છે. આ નિયમ હોવાથી જે સમયે ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ થાય તે સમયથી આરંભી એક આવલિકા ગયા બાદ તે સ્થિતિ સંક્રમને યોગ્ય થાય છે. એજ રીતે ઉદય સમયથી આરંભી એક આવલિકા કાળમાં ભોગવાય તેટલા સ્થિતિસ્થાનોને ઉદયાવલિકા કહેવાય છે અને તેમાં પણ કોઇ કરણ લાગતું નથી, ઉપરની સ્થિતિમાં કરણ લાગે છે. કોઇ પણ કર્મપ્રકૃતિ પછી ભલે તે પ્રદેશોદયવતી હોય કે રસોદયવતી પરંતુ તેના ઉદય સમયથી આરંભી એક આવલિકા પ્રમાણ સ્થિતિ ઉદયાવલિકા કહેવાય છે, એવો પ્રાચીન શાસ્ત્રોમાં વ્યવહાર છે, માટે બંધાવલિકા ઉદયાવલિકા હીન બાકીની સઘળી

૧ કોઇપણ કર્મપ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી બંધાય તેટલી અને સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સંક્રમદ્વારા જેટલી ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રાપ્ત થાય તેમાં એક ઉદયાવલિકા મેળવતા જેટલી થાય તેટલી હોય છે, તેનાથી વધારે હોતી નથી.

પ્રશ્ન--સમયે સમયે કર્મ તો બંધાયા કરે છે માટે સમયે સમયે જેટલી સ્થિતિ બંધાય તે સઘળાના સરવાળા જેટલી સત્તા કેમ નહિ ? જેમકે વિવક્ષિત સમયે જ્ઞાનાવરણીયની ત્રીસ કોડાકોડી પ્રમાણ સ્થિતિ બાંધી, પછીના સમયે તેટલીજ સ્થિતિ બાંધી, પછીના સમયે વળી તેટલીજ બાંધી તો તે સઘળાના સરવાળા જેટલી સ્થિતિ સત્તામાં કેમ ન હોય ? માત્ર ત્રીસ કોડાકોડીજ કેમ ?

ઉત્તર--નિષેક રચના કઇ રીતે થાય છે તેનો ખ્યાલ બરાબર હોય તો આ પ્રશ્ન ઉત્પન્ન થશે નહિ. નિષેક રચના આ પ્રમાણે થાયછે-જે સમયે જ્ઞાનાવરણીયકર્મ ત્રીસ કોડાકોડી પ્રમાણ બંધાયું, તેના ભાગમાં આવેલા દલિકોની રચના તે સમયથી આરંભી ત્રણ હજાર વર્ષ પ્રમાણ સ્થિતિ છોડી ત્રણ હજાર વર્ષ ન્યૂન ત્રીસ કોડાકોડીના જેટલા સમયો હોય તેટલા સ્થાનકમાં થાય છે, પછીના સમયે બંધાયેલી તેટલીજ સ્થિતિના ભાગ પ્રાપ્ત દલિકો પછીના સમયથી આરંભી ત્રણ હજાર વરસન્યૂન ત્રીસ કોડાકોડીના જેટલા સમયો થાય તેટલામાં ગોઠવાય છે. આ પ્રમાણે જે જે સમયે જેટલી જેટલી સ્થિતિ બંધાય અને તેના ભાગમાં જેટલા દલિકો આવે તેની રચના તે સમયથી આરંભી તેનો જેટલો અબાધાકાળ હોય તેટલી સ્થિતિ છોડીને બાકીના સ્થાનકમાં થાય છે. આ પ્રમાણે હોવાથી સરવાળો થતો નથી કેમકે નિષેક સ્થાનો તો તેના તેજ છે માત્ર તે તે સ્થાનકમાં વારંવાર દલિકો આવતા હોવાથી તે અતિ પુષ્ટ થાય છે. નિષેકના સ્થાનકો તેના તેજ હોવાથી સરવાળો થતો નથી,

સ્થિતિસંક્રમી શકે છે એમ કહ્યું છે. તેમાં જ્ઞાનાવરણ પંચક, દર્શનાવરણ નવક અસાતવેદનીય, અને અંતરાય પંચકની બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની અર્થાત્ બંધાવલિકા અને ઉદયાવલિકા એમ બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ ત્રીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ અન્યત્ર સંક્રમે છે. એ પ્રમાણે કષાયોની ચાલીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણ, અને નરકદ્વિકાદિ પ્રકૃતિઓની વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ બે આવલિકા ન્યૂન સંક્રમે છે. ઇતર—સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની બંધાવલિકા સંક્રમાવલિકા અને ઉદયાવલિકા એમ ત્રણ આવલિકારૂપ સ્થિતિ છોડીને બાકીની સઘળી સ્થિતિ સંક્રમે છે. તે આ પ્રમાણે—બંધોત્કૃષ્ટ પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સઘળી સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિમાં સંક્રમે છે અને તે પણ તેની ઉદયાવલિકા ઉપર સંક્રમે છે. ઉદયાવલિકા ઉપર સંક્રમે છે માટે તે ઉદયાવલિકા મેળવતા કુલ સ્થિતિની સત્તા એક આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિપ્રમાણ થાય છે. જે સમયે સંક્રમ થાય છે તે સમયથી આરંભી એક આવલિકા પર્યંત સંક્રમેલા દલિકમાં પણ કોઇ કરણ લાગતું નથી માટે જે સમયે સંક્રમી તે સમયથી આરંભી સંક્ર-

---

તેમજ જેમ જેમ પછી પછીના સમયે જાય તેમ તેમ પૂર્વ પૂર્વની સમય સમય પ્રમાણ સ્થિતિ ભોગવાઇ ક્ષય થઈ જતી હોવાથી ઉત્કૃષ્ટ સ્થિતિથી એક પણ સમય વધતો નથી એટલે ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલીજ સત્તા હોય છે. એમ દરેક સ્થળે સમજવું.

પ્રશ્ન—વિવક્ષિત સમયે બંધાયેલ ત્રીસ કોડાકોડી પ્રમાણ સ્થિતિના ત્રણ હજાર વરસ પ્રમાણ અબાધાકાળમાં દલિક રચના હોય કે નહિ ? શું તે સ્થાનકો સાવ દલિક રચના વિનાના હોય ?

ઉત્તર—વચમાં કોઇપણ સ્થાનકો સાવ દલિક રચના વિનાના હોયજ નહિ. કારણ કે પ્રતિસમય બંધ શરૂ છે, પૂર્વે બંધાયલા કર્મની નિષેક રચના વિવક્ષિત સમયે બંધાયલા કર્મના અબાધાકાળમાં પણ હોય છેજ. અબાધાકાળ વિવક્ષિત સમયે બંધાયલા કર્મનો હોઇ શકે, સંપૂર્ણ કર્મનો નહિ. એટલે જે સમયે ત્રીસ કોડાકોડી સાગરોપમ સ્થિતિ બધાય તે સમયે ભોગવવા યોગ્ય સ્થિતિ પૂર્ણ ત્રીસ કોડાકોડીજ હોય ઓછી નહિ. અને તેથીજ તેની બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની બંધાવલિકા અને ઉદયાવલિકા એમ બે આવલિકાન્યૂન ત્રીસ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ અન્યમાં સંક્રમી શકે છે. માટેજ કહ્યું છે કે બંધોત્કૃષ્ટ પ્રકૃતિની સ્થિતિ બે આવલિકા ન્યૂન સંક્રમે છે

પ્રશ્ન—સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિની કેટલી સ્થિતિ સંક્રમી શકે ?

ઉત્તર—ત્રણ આવલિકા ન્યૂન સંક્રમી શકે. કારણ કે બંધોત્કૃષ્ટ પ્રકૃતિની બે આવલિકા ન્યૂન સ્થિતિ તો પ્રાપ્ત થાય તેમાં ઉદયાવલિકા મેળવતા સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની કુલ સ્થિતિ સત્તા એક આવલિકાન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી થાય, તેમાંથી સંક્રમાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિ સંક્રમે એટલે સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિની ત્રણ આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમી શકે. દાખલા તરીકે નરકગતિની વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બાંધી, બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિ બંધાતિ

**માવલિકા ગયા બાદ તેની ઉદયાવલિકા ઉપરની સઘળી સ્થિતિ અન્યત્ર સંક્રમે છે. માટેજ કહ્યું છે કે સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સ્થિતિ કુલ સ્થિતિમાંથી ત્રણ આવલિકા ન્યૂન અન્યત્ર સંક્રમે છે. દૃષ્ટાંત આપી તેજ વાતને સમજાવે છે—નરકદ્વિકની વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને તેની બંધાવલિકા વીત્યાબાદ ઉદયાવલિકા ઉપરની સઘળી સ્થિતિને મનુષ્યદ્વિક બાંધતો તે મનુષ્યદ્વિકમાં તેની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે છે, જે સમયે નરકદ્વિકની સ્થિતિ મનુષ્યદ્વિકમાં સંક્રમાવી તે સમયથી આરંભી સંક્રમાવલિકા ગયા બાદ તેની ઉદયાવલિકા ઉપરની સઘળી**

મનુષ્યગતિમાં તેની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે એટલે મનુષ્યગતિની તે ઉદયાવલિકા મેળવતા કુલ સ્થિતિ સત્તા એક આવલિકા ન્યૂન વીશ કોડાકોડી થાય. હવે જે સમયે નરકગતિની સ્થિતિ મનુષ્યગતિમાં સંક્રમી તે સમયથી સંક્રમાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિ સંક્રમે એટલે કુલ ત્રણ આવલિકા ન્યૂન વીશ કોડાકોડી પ્રમાણ સ્થિતિ બંધાતી દેવગતિમાં સંક્રમી શકે. એટલેજ કહ્યુ છે કે ઉત્કૃષ્ટ સ્થિતિમાંથી સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની ત્રણ આવલિકા ન્યૂન સ્થિતિ અન્યત્ર સંક્રમે છે. એ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

પ્રશ્ન—નરકગતિ મનુષ્યગતિમાં સંક્રમે ત્યારે નરકગતિની સત્તા રહે કે નહિ? શું નરકગતિની સત્તા સાવ ખલાસ થાય?

ઉત્તર—અન્ય પ્રકૃતિ નયન સંક્રમવડે જે પ્રકૃતિ અન્યમાં સંક્રમે તેની સત્તા સાવ ખલાસ થાય નહિ. સંક્રમનારી પ્રકૃતિના સત્તામાં જેટલા સ્થિતિસ્થાનો છે અને તેમાં જે દલરચના છે તે સ્થિતિસ્થાનોની દલરચનાનો અમુક ભાગ અન્યમાં સંક્રમે છે, સત્તાગત સંપૂર્ણ દળ રચના અન્યરૂપે થતી નથી એટલે તેની સત્તાનો સર્વથા અભાવ થતો નથી. સત્તાનો સર્વથા અભાવ તો અપવર્ત્તનાવડે થાય છે.

પ્રશ્ન—ઉપર બંધોત્કૃષ્ટ પ્રકૃતિની બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિ પતદ્‌ગ્રહ પ્રકૃતિની ઉદયાવલિકા ઉપર સંક્રમે એમ શા માટે કહ્યું? ઉદયાવલિકામાં પણ સંક્રમે એમ કેમ ન કહ્યું?

ઉત્તર—બંધાવલિકા ગયાબાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિ અન્યત્ર સંક્રમે છે એમ ઉપર કહ્યું છે. અન્ય પ્રકૃતિ નયન સંક્રમ વડે જે સ્થાનકોનો સંક્રમ થાય છે તેની નિષેક રચનામાં ફેરફાર થતો નથી. બંધકાળે જે પ્રમાણે નિષેક રચના થઇ છે તે તેજ પ્રમાણે રહે છે માત્ર તેમાંના સ્વભાવાદિ પલટાઈ જાય છે. બંધાવલિકા ગયા બાદ જે સમયે સંક્રમ થાય છે તે સમયે ઉદયાવલિકા જેટલો કાળ ગયા પછી ફળ આપી શકે તે સ્થાનકોનો સંક્રમ થાય છે, ઉદયાવલિકા કરણને અયોગ્ય હોવાથી તેની અંદરના સ્થાનકોનો સંક્રમ થતો નથી. તેથીજ ઉદયાવલિકા ઉપર સંક્રમે છે એમ કહ્યું છે. ઉદયાવલિકામાંના સ્થાનકોનો જે સંક્રમ થઇ શકતો હોત અગર તો નિષેક રચનામાં ફેરફાર થતો હોત તો ઉદયાવલિકામાં સંક્રમે છે એમ કહેત. અહિં માત્ર છેલ્લે જઘન્યસ્થિતિનો અન્ય પ્રકૃતિ નયન સંક્રમવડે જે ઉદયાવલિકામાં સંક્રમ થાય છે તેની નિષેક રચનામાં પણ ફેરફાર થાય છે. જેમ હાસ્યાદિષટ્કની સંખ્યેય વરસ પ્રમાણ સ્થિતિ સંજ્વલન ક્રોધની ઉદયાવલિકામાં સંક્રમે છે. ઉદ્વર્ત્તના અપવર્ત્તનાવડે નિષેક રચનામાં પણ ફેરફાર થાય છે.

સ્થિતિને દેવદ્વિક બાંધતો તેમાં સંક્રમાવે છે. અહિં બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની નરકદ્વિકની સ્થિતિ મનુષ્યદ્વિકમાં સંક્રમી અને સંક્રમાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની મનુષ્યદ્વિકની સ્થિતિ દેવદ્વિકમાં સંક્રમી એટલે સંક્રમોત્કૃષ્ટ મનુષ્યદ્વિકની ત્રણ આવલિકાહીન સ્થિતિનુંજ દેવદ્વિકમાં સંક્રમણ થયું તેથીજ ઉપર કહ્યું છે કે સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની ત્રણ આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનુંજ અન્યત્ર સંક્રમણ થાય છે. અહિં જો કે નરકદ્વિકની બંધાવધિકા અને ઉદયાવલિકા તથા મનુંષ્યદ્વિકની સંક્રમાવલિકા અને ઉદયાવલિકા કુલ ચાર આવલિકા જણાય છે પરંતુ નરકદ્વિકની ઉદયાવલિકા અને મનુષ્યદ્વિકની સંક્રમાવલિકાનો કાળ એકજ હોવાથી સરવાળે ત્રણ આવલિકા સ્થિતિજ ઓછી થાય છે, વધારે નહિ. એજ પ્રમાણે સંક્રમોત્કૃષ્ટ અન્ય પ્રકૃતિઓ માટે પણ સમજવું. ૩૭

અહિં તીર્થંકરનામકર્મ અને આહારક સપ્તકને અનુક્રમે સમ્યગ્દૃષ્ટિ આદિ આત્માઓ અને સંયતો બાંધે છે, તેઓને તેનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણુજ થાય છે. તેમજ સઘળી કર્મપ્રકૃતિઓની સત્તા પણ તેઓને અંતઃકોડાકોઠીથી વધારે હોતી નથી, તેથી સંક્રમવડે પણ તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તા અંતઃકોડાકોડીથી વધારે થાય નહિ માટે અહિં શંકા થાય કે શું તે પ્રકૃતિઓ બંધોત્કૃષ્ટ છે ? કે સંક્રમોત્કૃષ્ટ ? એ શંકાને દૂર કરવા માટે કહે છે—

**तित्थयराहाराणं संकमणे बंधसंतएसुं पि ।**
**अंतोकोडाकोडी तहावि ता संकमुक्कोसा ॥ ३८ ॥**

**तीर्थकराहारकयोः संक्रमणे बन्धसतोरपि ।**
**अन्तःकोटाकोटी तथापि ताः संक्रमोत्कृष्टाः ॥ ३८ ॥**

અર્થ—જો કે તીર્થંકરનામ અને આહારક સપ્તકમાં જ્યારે સંક્રમ થાય ત્યારે બંધ અને સત્તામાં પણ અંતઃકોડાકોડી સાગરોપમપ્રમાણ સ્થિતિજ હોય છે. તોપણ તેઓ સંક્રમોત્કૃષ્ટ છે.

ટીકાનુ૦—જો કે તીર્થંકરનામકર્મ અને આહારક સપ્તકમાં જ્યારે અન્ય પ્રકૃતિઓની સ્થિતિનો સંક્રમ થાય ત્યારે સઘળી પ્રકૃતિઓનો સ્થિતિબંધ અને સત્તા અંતઃકોડાકોઠી સાગરોપમ પ્રમાણુજ હોય છે, તેથી સંક્રમ પણ અંતઃકોડાકોડાથી અધિક સ્થિતિનો થતો નથી, તો પણ તે પ્રકૃતિઓ સંક્રમોત્કૃષ્ટ છે, બંધોત્કૃષ્ટ નથી એમ સમજવું. અંતઃકોડાકોઠીથી વધારે બંધ અને વધારે સત્તા નહિ હોવાનું કારણ તીર્થંકરનામ અને આહારક સપ્તકના બંધક અનુક્રમે સમ્યગ્દૃષ્ટિ આદિ આત્માઓ અને સંયતો છે. તેઓને કોઇ પણ કર્મપ્રકૃતિનો અંતઃકોડાકો-

ઠીથી વધારે સ્થિતિબંધ થતો નથી તેમજ કોઇ પણ પ્રકૃતિની અંતઃકોડાકોડીથી વધારે સત્તા હોતી નથી. પહેલે ગુણઠાણેથી ચતુર્થ આદિ ગુણસ્થાનકમાં આત્મા જાય ત્યારે અપૂર્વ શુદ્ધિના યોગે સ્થિતિ ઓછી કરીનેજ જાય છે. કદાચ ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા લઇ ચોથે ગુણસ્થાનકે જાય પરંતુ તે ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા અંતર્મુહૂર્ત્તથી વધારે રહેતી નથી, વિશુદ્ધિના બળથી અંતર્મુહૂર્ત્તમાંજ અંતઃકોડાકોઠી સ્થિતિ કરી નાખે છે. બંધ તો અંતઃકોડાકોઠીજ હોય છે. કદાચ અહિં એમ શંકા થાય કે તે ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં જ્યારે હોય ત્યારે તે સ્થિતિનો સંક્રમ થવાથી મનુષ્યદ્વિકાદિની જેમ ઉત્કૃષ્ટ સ્થિતિસત્તા કેમ ન થાય? તેના ઉત્તરમાં સમજવું કે તે વખતે તીર્થંકરનામ અને આહારકદ્વિકનો બંધજ થતો નથી. જ્યારે તેઓનો બંધ થાય છે ત્યારે કોઈપણ કર્મપ્રકૃતિઓની અંતઃકોડાકોડીથી વધારે સત્તા હોતી નથી એટલે યશઃકીર્ત્તિ આદિની સ્થિતિનો જ્યારે તેમાં સંક્રમ થાય ત્યારે અંતઃકોડાકોઠી સાગરોપમપ્રમાણ સ્થિતિનોજ સંક્રમ થાય એટલે તીર્થંકર નામ અને આહારકદ્વિકની સત્તા અંતઃકોડાકોઠીથી વધારે હોયજ નહિ. માત્ર બંધસ્થિતિથી સત્તાગત સ્થિતિ સંખ્યાતગુણી હોવાથી બંધથી સંખ્યાતગુણી સ્થિતિનો સંક્રમ થાય છે, એટલે તીર્થંકરનામ અને આહારકદ્વિકના બંધથી તેની સત્તાગત સ્થિતિ સંખ્યાતગુણી હોય છે. કર્મપ્રકૃતિ ચૂર્ણિમાં કહ્યું છે કે–બંધસ્થિતિથી સત્તાગતસ્થિતિ સંખ્યાતગુણી હોય છે. સામાન્યતઃ સમ્યગ્દષ્ટિ આદિ આત્માઓને દરેક પ્રકૃતિના બંધથી તેની સત્તાગત સ્થિતિ સંખ્યાતગુણી હોય છે. તીર્થંકરનામ અને આહારકદ્વિકના બંધકાળે તેમાં સંક્રમનારી સ્વજાતીય પ્રકૃતિની ઉત્કૃષ્ટ જેટલી સ્થિતિની સત્તા હોય તે યથાયોગ્ય પણે સંક્રમી શકે છે માટે સંક્રમોત્કૃષ્ટ કહી છે. ૩૮

ઉપર કહેલ અર્થનોજ વિચાર કરે છે—

**एवइय संतया जं सम्मद्दिट्ठीण सव्वकम्मेसु ।**
**आऊणि बंधउक्कोसगाणि जं णण्णसंकमणं ॥ ३९ ॥**

**एतावती सत्ता यत्सम्यग्दष्टीनां सर्वकर्मसु ।**
**आयूंषि बन्धोत्कृष्टानि यत् नान्यसंक्रमणम् ॥ ३९ ॥**

અર્થ—કારણકે સમ્યગ્દષ્ટિ આત્માઓને સઘળા કર્મની એટલીજ સત્તા હોય છે. ચારે આયુ બંધોત્કૃષ્ટ છે, કારણ કે તેમાં અન્યનું સંક્રમણ થતું નથી.

ટીકાનુ૦—પ્રશ્ન–નામકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ છે માટે આહારક સપ્તક અને તીર્થંકરનામકર્મની મનુષ્યદ્વિકાદિની જેમ સંક્રમદ્વારા ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા બંધાવલિકા અર્થાત્ એક આવલિકા ન્યૂન

વીશ કોડાકોડી સાગરોપમ ઘટી શકે છે, તો શા માટે એમ કહેવામાં આવે છે કે તીર્થંકરનામ અને આહારક સપ્તકની સંક્રમવડે પણ ઉત્કૃષ્ટ સ્થિતિ અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણુજ હોય છે.

ઉત્તર—આ શંકા ત્યારેજ થઇ શકે કે જ્યારે તીર્થંકરનામ અને આહારક સપ્તક બંધાતું હોય ત્યારે તેમાં સંક્રમનેયોગ્ય પ્રકૃતિની સ્થિતિની સત્તા વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણુ હોય. પરંતુ તેમ નથી, આયુ કર્મ વિના કોઇપણુ કર્મપ્રકૃતિની સ્થિતિની સત્તા સમ્યગ્દૃષ્ટિ આત્માઓને અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણુજ હોય છે, વધારે હોતી નથી, માટે સંક્રમ પણુ તેટલીજ સ્થિતિનો થાય છે. તાત્પર્ય આ પ્રમાણે છે.–તીર્થંકરનામકર્મ અને આહારક સપ્તકમાં તેઓના બંધકાળે અન્ય પ્રકૃતિની સ્થિતિ સંક્રમે છે, અન્ય કાળે નહિ. આ પ્રકૃતિઓનો બંધ ક્રમશઃ વિશુદ્ધ સમ્યક્ત્વી અને સંયત આત્માઓનેજ થાય છે, તેઓને આયુ સિવાય સઘળા કર્મની સત્તા અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણુજ હોય છે, વધારે હોતી નથી. માટે સંક્રમ પણુ તેટલીજ સ્થિતિનો થાય છે, અધિક સ્થિતિનો થતો નથી. કદાચ તેઓને અંતઃકોડાકોડીથી વધારે બંધ થતો હોય તો અધિક સ્થિતિની સત્તાનો સંભવ હોઇ શકે પરંતુ બંધ પણુ અંતઃકોડાકોડી સાગરોપમનોજ હોય છે, અધિક હોતો નથી. માત્ર બંધથી સત્તા સંખ્યાતગુણી હોય છે, તે પૂર્વની ગાથામાં કહ્યું છે. તથા ચારે આયુ બંધોત્કૃષ્ટ સમજવા, સંક્રમોત્કૃષ્ટ નહિ. કારણુકે તેમાં પરસ્પર કે અન્ય કોઇ પણુ કર્મપ્રકૃતિના દલિકનો સંક્રમ થતો નથી. કદાચ અહિં એમ શંકા થાય કે મનુષ્ય તિર્યંચના આયુનો સ્વ-મૂળ કર્મની સમાન બંધ થતો નહિ હોવાથી તેને બંધોત્કૃષ્ટમાં કેમ ગણ્યા ? ઉત્તરમાં સમજવું કે સંક્રમોત્કૃષ્ટમાં ગણુવામાં આવે તો આયુમાં અન્ય પ્રકૃતિના દલિકનો સંક્રમ થાય છે એવો વ્યામોહ થાય, એ વ્યામોહ ન થાય માટે બંધોત્કૃષ્ટમાં ગણ્યા છે. કારણુકે ચારે આયુમાં પરસ્પર સંક્રમ કે કોઇ અન્ય પ્રકૃતિના દલિકનો સંક્રમ થતોજ નથી. બંધોત્કૃષ્ટ અને સંક્રમોત્કૃષ્ટથી અન્ય કોઇ ત્રીજો ભેદ નથી કે તેમાં તેને દાખલ કરાય. એટલે કાંતો બેયમાં ન ગણુવા જોઇએ કે બંધોત્કૃષ્ટમાં ગણુવા જોઇએ. અહિં બંધોત્કૃષ્ટમાં ગણ્યા છે તે યુક્તિ યુક્તજ છે. ૩૯

આ પ્રમાણે જે કર્મપ્રકૃતિઓનો પતદ્ગ્રહ પ્રકૃતિનો બંધ છતા સંક્રમ થાય છે તેઓની સ્થિતિના સંક્રમનું પ્રમાણુ કહીને હવે જે કર્મપ્રકૃતિઓનો પતદ્ગ્રહ પ્રકૃતિના બંધના અભાવમાં પણુ સંક્રમ થાય છે, તેઓની સ્થિતિના સંક્રમનું પ્રમાણુ કહેવા માટે કહે છે—

**गंतुं सम्मो मिच्छंतस्सुक्कोसं ठिइं च काऊणं ।**
**मिच्छियराणुक्कोसं करेति ठितिसंकमं सम्मो ॥ ४० ॥**

**गत्वा सम्यग्दृष्टिः मिथ्यात्वस्योत्कृष्टां च स्थितिं कृत्वा ।**
**मिथ्यात्वेतरयोः करोति स्थितिसंक्रमं सम्यग्दृष्टिः ॥ ४० ॥**

અર્થ—કોઇ ક્ષાયોપશમિક સમ્યક્ત્વી મિથ્યાત્વે જઇને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જાય ત્યાં તે સમ્યગ્દૃષ્ટિ આત્મા સમ્યક્ત્વ મિશ્રમોહનીયમાં મિથ્યાત્વમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમાવે છે.

ટીકાનુ૦—[1]કોઇ આત્મા પહેલા ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ થઇને ત્યાર પછી મિથ્યાત્વે જાય, મિથ્યાત્વે જઇને ઉત્કૃષ્ટ સંક્લેશે વર્ત્તતા મિથ્યાત્વમોહનીયનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે, ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કર્યા બાદ અંતર્મુહૂર્ત્ત પર્યંત મિથ્યાત્વ ગુણસ્થાનકેજ રહે, અંતર્મુહૂર્ત્ત વીત્યાબાદ વિશુદ્ધિના બળથી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, ત્યાર પછી સમ્યગ્દૃષ્ટિ છતો તે આત્મા અંતર્મુહૂર્ત્તન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિને સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયમાં તેઓનો બંધ નથી છતા સંક્રમાવે છે. આ પ્રમાણે મિથ્યાત્વમોહનીયની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ સમ્યગ્દૃષ્ટિને થાય છે, અને તે મિશ્ર અને સમ્યક્ત્વ-મોહનીયમાં થાય છે. ૪૦

આ પ્રમાણે મિથ્યાત્વમોહનીયની અંતર્મુહૂર્ત્તન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ કહ્યો, અને તેનો સ્વામી સમ્યગ્દૃષ્ટિ કહ્યો. હવે સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયના ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમનું પ્રમાણ, તેના સ્વામી અને અન્ય સઘળી પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમના સ્વામિને પ્રતિપાદન કરવા ઇચ્છતા કહે છે—

**अंतोमुहुत्तहीणं आवलियदुहीण तेसु सट्ठाणे ।**
**उक्कोससंकमपहू उक्कोसगबंधगण्णासु ॥४१॥**

**अन्तर्मुहूर्त्तहीनामावलिकाद्विकहीनां तयोः स्वस्थाने ।**
**उत्कृष्टसंक्रमप्रभुः उत्कृष्टबन्धका अन्यासाम् ॥४१॥**

૧. અહિં ક્ષાયોપશમિક સમ્યક્ત્વી લેવાનું કારણ તેને ત્રણે પુંજ સત્તામાં હોય છે. પહેલે ગુણઠાણેથી કરણ કરીને તેમ કરણ કર્યા સિવાય એમ બે રીતે સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, તે હકીકત ઉપશમના કરણમાં કહી છે. કરણ કરીને જે સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તે તો અંતઃકોડાકોડીની સત્તા લઇનેજ ઉપર જાય છે. કરણ કર્યા વિના જે ચડે છે તે ઉપર કહ્યા પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા લઇ ચોથે ગુણઠાણે જાય છે, અને અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમાવે છે. ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરીને અંતર્મુહૂર્ત્ત પર્યંત પહેલે ગુણઠાણે રહીનેજ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે માટે અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થાય એમ કહ્યું છે. ચતુર્થ ગુણસ્થાનકે ગયા બાદ અંતર્મુહૂર્ત્ત પર્યંતજ ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા રહે છે તેટલા કાળમાં વિશુદ્ધિના બળથી અંતઃકોડાકોડીની ઉપરાંત સ્થિતિનો નાશ કરે છે એટલે અંતર્મુહૂર્ત્ત બાદ અંતઃકોડાકોડી સાગરોપમથી વધારે સ્થિતિની સત્તા હોતી નથી.

અર્થ—સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયની અંતર્મુહૂર્ત્ત અને બે આવલિકા હીન ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થાય છે. તેમાં સમ્યક્ત્વનો સ્વસ્થાનમાં, અને મિશ્રનો ઉભયમાં થાય છે. શેષ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમસ્વામી તે તે પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિના બંધક સમજવા.

ટીકાનુ૦—કોઇ ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ આત્મા મિથ્યાત્વે જઇ તીવ્ર સંક્લેશે મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી અંતર્મુહૂર્ત્ત પછી સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જાય ત્યાં અંતર્મુહૂર્ત્ત ન્યુન અને ઉદયાવલિકા ઉપરની તે સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિને સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયમાં તેની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે છે. ઉદયાવલિકા ઉપર સંક્રમાવતો હોવાથી તે ઉદયાવલિકા મેળવતા અંતર્મુહૂર્ત્ત ન્યુન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તા થાય છે. મિથ્યાત્વમોહનીયની સ્થિતિનો જે સમયે સંક્રમ થયો તે સમયથી સંક્રમાવલિકા સકલ કરણને અયોગ્ય હોવાથી તે એક આવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સમ્યક્ત્વમોહનીયની સ્થિતિનો સ્વસ્થાનમાં અપવર્ત્તના સંક્રમ થાય છે અને મિશ્રમોહનીયનો સ્વસ્થાનમાં અપવર્ત્તના સંક્રમ થાય છે તેમજ સમ્યક્ત્વમોહનીયમાં સંક્રમ થાય છે. પોતપોતાની દૃષ્ટિને અન્યત્ર સંક્રમાવતા નથી તે તથા ચારિત્રમોહનીય અને દર્શનમોહનીયનો સંક્રમ થતો નથી એ પૂર્વે કહ્યું છે તે નિયમ પ્રમાણે સમ્યગ્દૃષ્ટિ સમ્યક્ત્વમોહનીયને કોઇ પર પ્રકૃતિમાં સંક્રમાવે નહિ તેથી તેમાં એક અપવર્ત્તના સંક્રમજ પ્રવર્ત્તે એમ કહ્યું છે. સ્થિતિને ઓછી કરવારૂપ અપવર્ત્તના સંક્રમ સ્વમાંજ થાય છે. આ પ્રમાણે સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયની ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ બે આવલિકા અધિક અંતર્મુહૂર્ત્તન્યૂન સિત્તેર કોડાકોઠી સાગરોપમ પ્રમાણ થાય છે અને તેનો સ્વામી વેદક સમ્યગ્દૃષ્ટિ છે. તથા [1]દેવાયુ, જિનનામ અને આહારક સપ્તક સિવાય બાકીની બન્ધોત્કૃષ્ટ કે સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓના તે તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધનારા ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમના સ્વામી છે. અને તે પ્રાયઃ સંજ્ઞિ મિથ્યાદૃષ્ટિ આત્માઓજ છે. તથા દેવાયુની

૧ ઉપરોક્ત નવ પ્રકૃતિઓ સિવાયની બાકીની પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિના બંધક સંજ્ઞી મિથ્યાદૃષ્ટિ છે માટે તેની ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ પણ તેઓનેજ થાય તેથી તે તેના સ્વામી કહ્યા છે. અહિં 'પ્રાયઃ' એ ગ્રહણ કરવાનું કારણ જે પરિણામે મિથ્યાત્વમોહનીયની સિત્તેર કોડાકોડી સ્થિતિ બાંધે તેવા પરિણામે અન્ય જ્ઞાનાવરણીયાદિની પણ ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી શકે. જેમ મિથ્યાત્વની ઉત્કૃષ્ટ સત્તા લઇ ચોથે ગુણઠાણે જાય છે અને ત્યાં અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમાવે તેમ અંતર્મુહૂર્ત્ત ન્યૂન જ્ઞાનાવરણીયાદિની ઉત્કૃષ્ટ સ્થિતિ પણ સંક્રમાવી શકે અને તેથી અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થઇ શકે એ જણાવવા માટે હોય તેમ લાગે છે. માત્ર અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થાય. પછી જ્ઞાની જાણે.

ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમનો સ્વામી અપ્રમત્ત ગુણસ્થાનકને સન્મુખ થયેલ પ્રમત્ત સંયત છે, પહેલા જેણે જિનનામકર્મ બાંધ્યુ છે એવો નરકને સન્મુખ થયેલ મિથ્યાદૃષ્ટિ જિનનામની ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમનો સ્વામિ છે, તથા આહારકસપ્તકની ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમત્તને સન્મુખ થયેલ અપ્રમત્ત સંયત બાંધે છે અને તે બંધાવલિકા ગયા બાદ સંક્રમાવે છે[1].

હવે બંધોત્કૃષ્ટ કે સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સ્થિતિનો જ્યારે સંક્રમ થાય ત્યારે કુલ કેટલી સ્થિતિ હોય તેને બતાવતા કહે છે—

**बंधुक्कोसाणं आवलिए आवलिदुगेण इयराणं ।**
**हीणा सव्वावि ठिई सो जट्ठिइ संकमो भणिओ ॥४२॥**

**बन्धोत्कृष्टानामावलिकया आवलिकाद्विकेनेतरासाम् ।**
**हीना सर्वापि स्थितिः स यत्स्थितिसंक्रमो भणितः ॥४२॥**

અર્થ—બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની એક આવલિકાહીન અને ઇતર—સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની બે આવલિકા હીન જે ઉત્કૃષ્ટ સ્થિતિ તે યત્સ્થિતિ સંક્રમ કહેવાય છે.

ટીકાનુ૦—યત્સ્થિતિ સંક્રમ એટલે જે સમયે કોઇ પણ કર્મપ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થાય તે સમયે કુલ કેટલી સ્થિતિ હોય તેનો જે વિચાર. તેમાં જે સમયે બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થાય ત્યારે તેની સ્થિતિ ઉત્કૃષ્ટ સ્થિતિની અપેક્ષાએ એક આવલિકા ન્યૂન હોય છે. તે આ પ્રમાણે—સંક્લિષ્ટ પરિણામવડે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધીને બંધાવલિકા ગયા બાદ અન્ય પ્રકૃતિમાં સંક્રમાવવાનો આરંભ કરે છે માટે બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની સંક્રમકાળે એક આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં હોય છે. બંધ સમયથી એક આવલિકા સુધી બાંધેલી તે ઉત્કૃષ્ટ સ્થિતિમાં કોઈ કરણ લાગતું નહિ હોવાથી તેટલી સ્થિતિ ઓછી થાય છે એટલે સંક્રમકાળે એક આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં ઘટી શકે છે. તથા ઇતર સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સંક્રમકાળે સઘળી સ્થિતિ બે આવલિકા ન્યૂન હોય છે. તે આ પ્રમાણે—બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સઘળી સ્થિતિનો અન્ય પ્રકૃતિમાં તેની ઉદયાવલિકા ઉપર સંક્રમ થાય છે, અને સંક્રમ સમયથી એક આવલિકા—સંક્રમાવલિકા ગયા બાદ કુલ બે આવલિકા ન્યૂન તે ઉત્કૃષ્ટ સ્થિતિને અન્ય પ્રકૃતિમાં સંક્રમાવવાનો આરંભ કરે છે. માટે સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સંક્રમકાળે બંધાવલિકા અને સંક્રમાવલિકા એમ બે

૧ આહારક સપ્તકની ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમના સ્વામી પ્રમત્ત સંયત હોય તેમ જણાય છે. કારણ કે અપ્રમત્તેથી પ્રમત્તે જતા તેની ઉત્કૃષ્ટ સ્થિતિ બંધાય છે.

આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં હોય છે. બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની બંધોત્કૃષ્ટ પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિની ઉદયાવલિયા ઉપર સંક્રમે એટલે તે ઉદયાવલિકા મેળવતા એક આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં થાય, એક આવલિકા ન્યૂન તે ઉત્કૃષ્ટ સ્થિતિને સંક્રમાવલિકા ગયા બાદ અન્યત્ર સંક્રમાવે એટલે સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સંક્રમકાળે બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સંભવે છે. ૪૨.

આયુની યત્સ્થિતિનું પ્રતિપાદન કરવા માટે કહે છે—

**साबाहा आउठिई आवलिगूणा उ जट्ठिति सट्ठाणे ।**
**एक्का ठिई जहण्णो अणुदइयाणं निहयसेसा ॥ ४३ ॥**

**साबाधा आयुःस्थितिः आवलिकोना तु यत्स्थितिः स्वस्थाने ।**
**एकस्याः स्थितेर्जघन्योऽनुदयवतीनां निहतशेषा ॥ ४३ ॥**

અર્થ—સ્વસ્થાન સંક્રમ થાય ત્યારે આવલિકા ન્યૂન અબાધા સહિત જે સ્થિતિ તે આયુની યત્સ્થિતિ કહેવાય છે. તથા એક સ્થાનકનો જે સંક્રમ તે જઘન્ય સંક્રમ કહેવાય છે, અને અનુદયવતી પ્રકૃતિઓની હત શેષ સ્થિતિનો સંક્રમ જઘન્ય સંક્રમ કહેવાય છે.

ટીકાનું૦—આયુમાં માત્ર ઉદ્વર્ત્તના અપવર્ત્તનાજ થાય છે, અન્ય પ્રકૃતિ નયન સંક્રમ થતો નથી. તેમાં પણ વ્યાઘાતભાવિની અપવર્ત્તના તે તે આયુનો જ્યારે ઉદય હોય ત્યારેજ થાય છે માટે તેને આશ્રયી અહિં આયુની યત્સ્થિતિનું નિરૂપણ કર્યું નથી, પરંતુ જે નિર્વ્યાઘાતભાવિ અપવર્ત્તના કે જે ઉદય ન હોય ત્યારે પણ થાય છે તેને આશ્રયી અને જ્યારે બંધ પ્રવર્ત્તતો હોય ત્યારે પહેલા આદિ સમયે બંધાયેલ લતાનો બંધાવલિકા વીત્યા બાદ ઉદ્વર્ત્તના પણ થાય છે તેને આશ્રયી યત્સ્થિતિનું નિરૂપણ કર્યું છે. આ પ્રમાણે જ્યારે નિર્વ્યાઘાતભાવિ અપવર્ત્તના અને ઉદ્વર્ત્તનારૂપ સ્વસ્થાન સંક્રમ થાય ત્યારે આયુની યત્સ્થિતિનું–સઘળી સ્થિતિનું પ્રમાણ આવલિકાન્યૂન અબાધા સહિત ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલું છે. જેમકે–પૂર્વકોટી વર્ષના આયુવાળો કોઇ આત્મા બે ભાગ ગયા પછી બરાબર ત્રીજા ભાગના પહેલા સમયે તેત્રીસ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ આયુ બાંધે તેનો બંધાવલિકા ગયા બાદ ઉપરોક્ત બેમાંથી કોઇપણ સંક્રમ થઇ શકે છે. તેથી તે એક આવલિકાહીન પૂર્વકોટીના ત્રીજા ભાગ અધિક તેત્રીસ સાગરોપમ પ્રમાણ કુલ સ્થિતિ સંભવે છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિના સંક્રમનું પ્રમાણ તેનો સ્વામી અને યત્સ્થનિનું પ્રમાણ કહ્યું. હવે જઘન્ય સ્થિતિના સંક્રમનું પ્રમાણ કહે છે—તેમાં ઉદયવતી પ્રકૃતિઓની સત્તામાં સમયાધિક આવલિકા

શેષ રહે ત્યારે એક સમય પ્રમાણ સ્થિતિનો છેલ્લો જે સંક્રમ થાય તે જઘન્ય સ્થિતિસંક્રમ કહેવાય છે, અને અનુદયવતી પ્રકૃતિઓની ક્ષય થતા થતા જે સ્થિતિ શેષ રહે તેનો જે છેલ્લો સંક્રમ તે જઘન્યસ્થિતિ સંક્રમ કહેવાય છે. ॥૪૩॥

આ પ્રમાણે જઘન્યસ્થિતિ સંક્રમનું પ્રમાણ કહ્યું. હવે જઘન્યસ્થિતિ સંક્રમના સ્વામી કહે છે—

**जो जो जाणं खवगो जहण्णठितिसंकमस्स सो सामी।**
**सेसाणं तु सजोगी अंतमुहुत्तं जओ तस्स ॥४४॥**

**यो यो यासां क्षपकः जघन्यस्थितिसंक्रमस्य स स्वामी।**
**शेषाणां तु सयोगी अन्तर्मुहूर्त्तं यतस्तस्य ॥४४॥**

અર્થ—જે આત્મા જે કર્મપ્રકૃતિનો ક્ષપક છે તે આત્મા તે પ્રકૃતિની જઘન્યસ્થિતિના સંક્રમનો સ્વામી છે. શેષ પ્રકૃતિઓનો સયોગિકેવલી સ્વામી છે. કારણ કે તેને અંતર્મુહૂર્તપ્રમાણ અલ્પસ્થિતિ હોય છે.

ટીકાનુ૦—જે જે આત્મા જે જે કર્મપ્રકૃતિઓનો ક્ષપક છે તે તે આત્મા તે તે પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ સંક્રમાવે છે. કારણ કે તેઓને ક્ષય કરતા કરતા છેવટે અલ્પસ્થિતિ સત્તામાં રહે છે અને તેને સંક્રમાવે છે. જેમકે ચારિ-મોહનીયની સંજ્વલનલોભ સિવાય વીશ પ્રકૃતિઓનો અનિવૃત્તિ બાદરસંપરાય-વર્તી સ્વામી છે, સંજ્વલનલોભનો સૂક્ષ્મસંપરાયવર્તી સ્વામી છે, દર્શન સપ્તકના ચોથાથી ગુણઠાણા સાતમા સુધીના સ્વામી છે, જ્ઞાનાવરણીય પાંચ દર્શનાવરણીય નવ અંતરાય પાંચ એ સઘળી પ્રકૃતિઓના ક્ષીણમોહગુણસ્થાનકવર્તી સ્વામી છે. તથા શેષ અઘાતિ કર્મપ્રકૃતિઓના જઘન્યસ્થિતિ સંક્રમના સ્વામી સયોગીકેવલી છે. કારણ કે તેનેજ ચરમસમયે તે કર્મપ્રકૃતિઓની સંક્રમ યોગ્ય અંતર્મુહૂર્ત-પ્રમાણ જઘન્યસ્થિતિ સત્તામાં હોય છે, અન્યને હોતી નથી. ॥૪૪॥

હવે જઘન્યસ્થિતિ સંક્રમ કોને કહેવાય તે કહે છે—

**उदयावलिए छोभो अण्णप्पगईए जो य अंतिमओ।**
**सो संकमो जहण्णो तस्स पमाणं इमं होइ ॥४५॥**

**उदयावलिकायां छोभः अन्यप्रकृतेः यो यः अन्तिमः।**
**स संक्रमो जघन्यः तस्य प्रमाणमिदं भवति ॥४५॥**

---

અનપવર્ત્તનીય આયુમાં વ્યાઘાતભાવિની અપવર્ત્તના ન થાય, પરંતુ નિર્વ્યાઘાત ભાવિની અપવર્ત્તના થાય છે.

અર્થ—અન્ય પ્રકૃતિનો ઉદયાવલિકામાં જે છેલ્લો પ્રક્ષેપ થાય તે જઘન્ય-સંક્રમ કહેવાય છે. તેનું પ્રમાણ આ છે.

ટીકાનુ૦—કોઇ વિવક્ષિત સંક્રમતી પ્રકૃતિની સ્થિતિનો પતદ્ગ્રહ પ્રકૃતિની ઉદયાવલિકામાં જે છેલ્લો છોભ–પ્રક્ષેપ–સંક્રમ થાય તે, તેમજ પોતાનીજ પ્રકૃતિ સંબંધી ઉદયાવલિકામાં અર્થાત્ પોતાનીજ ઉદયાવલિકામાં જે છેલ્લો સંક્રમ થાય તે જઘન્યસ્થિતિ સંક્રમ કહેવાય છે. તાત્પર્ય એ કે ક્ષય કરતા છેવટે જેટલી સ્થિતિનો [1]અન્યપ્રકૃતિ નયનસંક્રમ વડે–સંક્રમણકરણ વડે પરપ્રકૃતિની ઉદયાવલિકામાં સંક્રમ થાય તે અથવા અપવર્ત્તના સંક્રમ વડે પોતાનીજ ઉદયાવલિકામાં જે સંક્રમ થાય તે જઘન્યસ્થિતિ સંક્રમ કહેવાય. આ ઉપરથી ઉદયાવલિકાના બહારના ભાગમાં જે સંક્રમ થાય તે જઘન્યસ્થિતિ સંક્રમ ન કહેવાય એમ સિદ્ધ થયું. છેલ્લે જેટલી સ્થિતિનો ઉદયાવલિકામાં પ્રક્ષેપ થાય તે જઘન્યસ્થિતિ સંક્રમ કહેવાય એ જઘન્યસ્થિતિ સંક્રમનું લક્ષણ નિદ્રાદ્વિક છોડીને સમજવું. નિદ્રાદ્વિક માટે આગળ ઉપર કહેવાશે. કઇ પ્રકૃતિનો કેટલો જઘન્યસ્થિતિ સંક્રમ થાય તેના નિરૂપણ માટે કહે છે—જઘન્યસ્થિતિ સંક્રમનું પ્રમાણ કે જેને હવે પછી અમે કહીશું તે સમજવું ॥૪૫॥

તેજ જઘન્યસ્થિતિ સંક્રમનું પ્રમાણ કહે છે—

**संजलणलोभनाणंतरायदंसणचउक्कआऊणं ।**
**सम्मत्तस्स य समओ सगआवलियातिभागंमि ॥४६॥**

**संज्वलनलोभज्ञानान्तरायदर्शनचतुष्कायुषाम् ।**
**सम्यक्त्वस्य च समयः स्वकावलिकात्रिभागे ॥४६॥**

અર્થ—સંજ્વલનલોભ જ્ઞાનાવરણીય અંતરાય દર્શનચતુષ્ક આયુ અને સમ્યક્ત્વમોહનીયની પોતાની આવલિકાના ત્રીજા ભાગમાં સમયપ્રમાણ સ્થિતિનો જે સંક્રમ થાય છે તે જઘન્યસ્થિતિ સંક્રમ કહેવાય છે.

ટીકાનુ૦—સંજ્વલનલોભ, જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ, દર્શનાવરણીય ચાર, આયુ ચાર, અને સમ્યક્ત્વમોહનીય સઘળી મળી વીશ પ્રકૃતિઓની સ્થિતિનો ક્ષય થતા થતા સત્તા વિચ્છેદ કાળે તેઓની એક સમયપ્રમાણ સ્થિતિનો

૧ જો કે અન્ય પ્રકૃતિ નયન સંક્રમ વડે જેટલા સ્થાનકોનો સંક્રમ થાય છે તેમાં કંઇ ફેરફાર થતો નથી અર્થાત્ બાંધતી વખતે જે કાળે જે પ્રકારના ફળ આપવા રૂપે નિયત થયા હોય છે, સંક્રમ થયા બાદ તે કાળે જેમાં સંક્રમ થયો તેને અનુસરતું ફળ આપે છે. પરંતુ છેલ્લે જેટલી જઘન્યસ્થિતિનો સંક્રમ થાય છે તે સ્થિતિ સંકોચાઇ ઉદયાવલિકામાં સંક્રમે છે અર્થાત્ ઉદયાવલિકાના કાળમાં ફળ આપે તેવી થઇ જાય છે.

પોતાનીજ ઉદયાવલિકાના સમયાધિક ત્રીજા ભાગમાં જે પ્રક્ષેપ થાય તે જઘન્ય-સ્થિતિસંક્રમ કહેવાય છે. તાત્પર્ય આ પ્રમાણે-ક્ષપકશ્રેણિમાં સૂક્ષ્મસંપરાય ગુણ-સ્થાનકે ક્ષય કરતા કરતા જ્યારે સંજ્વલનલોભની સમયાધિક આવલિકા પ્રમાણ-સ્થિતિ શેષ રહે ત્યારે ઉદયાવલિકા સકલ કરણને અયોગ્ય હોવાથી ઉદયાવલિકા ઉપરની સમયપ્રમાણ સ્થિતિને અપવર્ત્તના કરણવડે નીચેના પોતાનાજ ઉદ-યાવલિકાના સમયાધિક ત્રીજા ભાગમાં સંક્રમાવે તે સંજ્વલનલોભનો જઘન્ય-સ્થિતિ સંક્રમ કહેવાય છે, અને તેનો સ્વામી સૂક્ષ્મસંપરાયવર્તી આત્મા છે. એજ પ્રમાણે ક્ષીણમોહ ગુણસ્થાનકે જ્ઞાનાવરણીય પાંચ, અંતરાય પાંચ તથા ચક્ષુ અચક્ષુ અવધિ અને કેવલદર્શનાવરણીય એ દર્શનાવરણીય ચાર એમ ચૌદ પ્રકૃ-તિઓની સત્તામાં સમયાધિક એક આવલિકાસ્થિતિ શેષ રહે ત્યારે ઉદયાવલિકા ઉપરની સમયપ્રમાણ સ્થિતિને અપવર્ત્તના સંક્રમવડે પોતપોતાની ઉદયાવ-લિકાના નીચેના સમયાધિક ત્રીજા ભાગમાં જે સંક્રમાવે તે તે પ્રકૃતિઓનો જઘન્યસ્થિતિ સંક્રમ કહેવાય છે, અને તેનો સ્વામી ક્ષીણમોહ ગુણસ્થાનવર્તી આત્મા છે. તથા ચારે આયુની સ્થિતિ ભોગવતા ભોગવતા સત્તામાં જ્યારે સમયા-ધિક આવલિકા શેષ આયુ રહે ત્યારે ઉદયાવલિકા ઉપરની તે સમયપ્રમાણ સ્થિતિને પોતપોતાની ઉદયાવલિકાના નીચેના સમયાધિક ત્રીજા ભાગમાં જે સંક્રમાવે તે તેનો જઘન્યસ્થિતિ સંક્રમ કહેવાય છે, અને તેના સ્વામી તે તે આયુના ઉદય-વાળા આત્માઓ છે. અહિં જઘન્ય સમયપ્રમાણ સ્થિતિને આત્મા તથાસ્વભાવે ઉદયાવલિકાના પ્રથમ સમયથી-ઉદય સમયથી આરંભી સમયાધિક ત્રીજા ભાગમાં સંક્રમાવે છે. જેમકે આવલિકાના નવ સમય કલ્પીએ તો શરૂઆતના ચાર સમયમાં સંક્રમાવે છે, અન્ય સમયોમાં સંક્રમાવતો નથી. ઉપરોક્ત સઘળી પ્રકૃતિઓની યત્સ્થિતિ-સઘળી સ્થિતિ સમયાધિક આવલિકા સમજવી. સમ્ય-ક્ત્વમોહનીય માટે નીચેની ગાથામાં કહે છે. ॥૪૬॥

સમ્યક્ત્વમોહનીય માટે સૂત્રકાર પોતેજ વિચાર કરે છે—

**खविऊण मिच्छमीसे मणुओ सम्मम्मि खवियसेसम्मि ।**
**चउगइउ तओ होउं जहण्णठिति संकमस्सामी ॥४७॥**

**क्षपयित्वा मिथ्यात्वमिश्रे मनुजः सम्यक्त्वे क्षपितशेषे ।**
**चतुर्गतिको ततो भूत्वा जघन्यस्थितिसंक्रमस्वामी ॥४७॥**

અર્થ—મનુષ્ય છતાં મિથ્યાત્વ મિશ્રમોહનીય ખપાવીને સમ્યક્ત્વમોહનીય ક્ષપિત શેષ થાય ત્યારે ચારમાંથી કોઇ પણ ગતિમાં જઇને તેની સમય પ્રમાણ જઘન્ય સ્થિતિ સંક્રમાવે છે, અને તેનો સ્વામી ચારગતિમાંથી કોઇ પણ ગતિનો આત્મા થાય છે.

ટીકાનુ૦—જઘન્યથી પણ આઠ વરસથી અધિક આયુવાળો કોઇ મનુષ્ય ક્ષાયિકસમ્યકત્વ ઉપાર્જન કરતા મિથ્યાત્વ અને મિશ્રમોહનીય ને સર્વથા ખપાવીને સમ્યકત્વમોહનીયને સર્વાપવર્ત્તના વડે [1]અપવર્તે છે. આ પ્રમાણે જ્યારે સર્વાપવર્ત્તના થાય ત્યારે સમ્યકત્વમોહનીય ક્ષપિત [2]શેષ થાય છે. આ રીતે જ્યારે સમ્યકત્વમોહનીય ક્ષપિત શેષ થાય ત્યારે ચારમાંથી ગમે તે ગતિમાં જઈ શકે છે એટલે ગમે તે ગતિમાં જઇને ત્યાં તેની સમયાધિક આવલિકા સ્થિતિ શેષ રહે ત્યારે ઉદયાવલિકા ઉપરની તે સમયપ્રમાણ સ્થિતિને અપવર્ત્તના સંક્રમવડે પોતાની આવલિકાના સમયાધિક ત્રીજા ભાગમાં સંક્રમાવે છે તે તેનો જઘન્યસ્થિતિસંક્રમ કહેવાય છે. અને તેનો સ્વામી ચાર ગતિમાંથી કોઈ પણ ગતિમાં વર્ત્તમાન આત્મા છે. યત્સ્થિતિ સમયાધિક આવલિકા છે. ॥૪૭॥

હવે નિદ્રાદ્વિકનો જઘન્ય સ્થિતિ સંક્રમ કહે છે–

**निद्दादुगस्स साहियआवलियदुगं तु साहिए तंसे ।**
**हासाईणं संखेज्ज वच्छरा ते य कोहम्मि ॥४८॥**

**निद्राद्विकस्य साधिकावलिकाद्विकं तु साधिके त्र्यंशे ।**
**हास्यादीनां संख्येया वत्सरास्ते च क्रोधे ॥४८॥**

અર્થ—નિદ્રાદ્વિકની સમયમાત્રસ્થિતિને જે સાધિક ત્રીજાભાગમાં સંક્રમાવે છે તે તેનો જઘન્ય સંક્રમ છે. યત્સ્થિતિ આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક બે આવલિકા છે. તથા હાસ્યાદિનો જે સંખ્યેય વરસ પ્રમાણ સંક્રમ થાય છે તે તેનો જઘન્ય સંક્રમ છે અને તે ક્રોધમાં થાય છે.

૧ સર્વાપવર્ત્તના વડે અપવર્ત્તે છે એટલે વ્યાઘાતભાવિની અપવર્ત્તના વડે જેટલી ઓછી થઇ શકે તેટલી કરે છે. હવે જેટલી સ્થિતિસત્તામાં રહી તેટલી સ્થિતિ લઇ મરણ પામી શકે છે અને ગમે તે ગતિમાં પરિણામાનુસાર જઇ શકે છે. તેથી જ તેની જઘન્ય સ્થિતિસંક્રમનો સ્વામી ચારમાંથી ગમે તે ગતિનો આત્મા હોય છે.

ઉપશમના કરણમાં ક્ષાયિક સમ્યકત્વ પામવાના અધિકારમાં કહ્યું છે કે–મિથ્યાત્વ મિશ્રમોહનીય ક્ષય થાય ત્યારે સમ્યકત્વ મોહનીયની આઠ વરસની સ્થિતિ સત્તામાં રહે છે. તેના અંતર્મુહૂર્ત અંતર્મુહૂર્ત્ત પ્રમાણ ખંડોને ક્ષય કરતા કરતા છેલ્લો ખંડ જ્યારે ક્ષય થઈ જાય ત્યારે ઉદય સમયથી આરંભી ગુણશ્રેણીના મસ્તક સુધીની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ સત્તામાં રહે છે, તે સ્થિતિને લઇને પરિણામાનુસર ગમે તે ગતિમાં જાય છે.

૨ ક્ષપિત શેષ થાય એટલે અપવર્ત્તના કરણવડે ક્ષય કરતા કરતા બાકી રહેલી જેટલી સ્થિતિ લઇ અન્ય ગતિમાં જઇ શકે. ક્ષાયિક સમ્યકત્વ કયો આત્મા ઉપાર્જન કરી શકે તે માટે ઉપશમનાકરણ જોવું, અહિં એટલું યાદ રાખવું કે વ્યાઘાત ભાવિની અપવર્ત્તના કરણોમાં થાય છે. નિર્વ્યાઘાત ભાવિની અપવર્ત્તના સામાન્યતઃ હમેશાં પ્રવર્તે છે.

ટીકાનુ૦—નિદ્રા અને પ્રચલારૂપ નિદ્રાદ્વિકની પોતાની સ્થિતિની ઉપરની એક સમય માત્ર સ્થિતિને પોતાના સંક્રમના અંતે ઉદયાવલિકાના નીચેના સમયાધિક ત્રીજા ભાગમાં જે સંક્રમાવે છે તે તેનો જઘન્યસ્થિતિ સંક્રમ છે. તાત્પર્ય આ પ્રમાણે છે–ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનકે ક્ષય કરતા કરતા નિદ્રાદ્વિકની આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક બે આવલિકા પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ રહે ત્યારે સૌથી ઉપરની સમયપ્રમાણ સ્થિતિને અપવર્ત્તના કરણ વડે નીચેના ઉદય સમયથી આરંભી ઉદયાવલિકાના સમયાધિક ત્રીજા ભાગમાં જે સંક્રમાવે છે તે નિદ્રાદ્વિકનો જઘન્ય સ્થિતિસંક્રમ કહેવાય છે. તેનો સ્વામી ક્ષીણકષાય વીતરાગ આત્મા છે. તે વખતે યત્સ્થિતિ આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક બે આવલિકા છે. અહિં વસ્તુસ્વભાવ જ એ છે કે નિદ્રાદ્વિકની આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક બે આવલિકા પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ રહે ત્યારે ઉપરની એક સમયપ્રમાણ સ્થિતિ અપવર્ત્તના કરણવડે સંક્રમે છે, પરંતુ મતિજ્ઞાનાવરણીયાદિની જેમ સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે નહિ. અહિં મતિજ્ઞાનાવરણીયાદિમાં સમયાધિક આવલિકા પ્રમાણસ્થિતિની સત્તા શેષ રહે ત્યાં સુધી અપવર્ત્તના થાય છે ત્યારે નિદ્રાદ્વિકમાં આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક બે આવલિકા રહે ત્યાં સુધી થાય છે. કારણ જીવ સ્વાભાવ છે. તથા અનિવૃત્તિ બાદરગુણસ્થાનકે વર્ત્તમાન ક્ષપક આત્માને હાસ્ય રતિ અરતિ શોક ભય અને જુગુપ્સા એ હાસ્યષટ્કનો ક્ષય થતા થતા સંખ્યાતવરસ પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ રહે છે. તે સંખ્યાત વરસપ્રમાણ સ્થિતિનો જે સંજ્વલન ક્રોધમાં સંક્રમ થાય છે તે તેનો જઘન્ય સ્થિતિસંક્રમ છે. તેનો સ્વામી નવમા ગુણસ્થાનકવર્તી આત્મા છે. તે વખતે તેની યત્સ્થિતિ અંતર્મુહૂર્ત્ત અધિક સંખ્યાતા વરસપ્રમાણ છે. કારણ કે અંતરકરણમાં વર્ત્તતા છતાં તે સંખ્યાત વરસ પ્રમાણ સ્થિતિને સંજ્વલન ક્રોધમાં સંક્રમાવે છે. અંતરકરણમાં કર્મદલિક હોતા નથી પરંતુ તેનાથી ઉપર હોય છે. કારણ કે તે દલિકવિનાની શુદ્ધ ભૂમિકા છે, માટે અંતરકરણના કાલથી અધિક સંખ્યાતવરસ પ્રમાણ સ્થિતિ જઘન્ય સ્થિતિ સંક્રમકાળે હાસ્યષટ્કની યત્સ્થિતિ છે. આ સંખ્યાત વર્ષ પ્રમાણ સ્થિતિને અપવર્ત્તના કરણ વડે અપવર્ત્તીને સંજ્વલનક્રોધની ઉદયાવલિકામાં સંક્રમાવે છે એમ સમજવું. અન્યથા–જો એમ ન હોય તો સ્થિતિ ઘણી હોવાથી ઉદયાવલિકાના ઉપરના ભાગમાં પણ પ્રક્ષેપ થાય અને તેમ થાય તો 'અન્ય પ્રકૃતિનો ઉદયાવલિકામાં જે છેલ્લો સંક્રમ થાય તે જઘન્યસંક્રમ કહેવાય' એ પૂર્વે કહેલા વચનની સાથે વિરોધ આવે. માટે જ સંખ્યાત વરસપ્રમાણ સ્થિતિને અપવર્ત્તીને ઉદયાવલિકામાં સંક્રમાવે છે એમ માનવું જોઇએ ॥૪૮॥

હવે પુરૂષવેદાદિનો જઘન્ય સ્થિતિસંક્રમ કેટલો હોય તે કહે છે—

**पुंसंजलणाण ठिई जहन्नया आवलीदुगेणूणा ।**
**अंतो जोगंतीणं पलियासंखंस इयराणं ॥४९॥**

**पुंसंज्वलनानां स्थितिः जघन्याऽऽवलीद्विकेनोना ।**
**अन्तो योग्यन्तानां पल्यासंख्यांश इतरासाम् ॥४९॥**

અર્થ—પુરૂષવેદ અને સંજ્વલન કષાયની અંતર્મુહૂર્ત્ત ન્યૂન જે જઘન્ય-સ્થિતિ તે તેનો જઘન્ય સ્થિતિસંક્રમ છે. યત્સ્થિતિ અંતર્મુહૂર્ત્ત સહિત બે આવલિકા ન્યૂન જઘન્યસ્થિતિ છે. સયોગિગુણસ્થાનકે જેનો અંત થાય છે તેની અંતર્મુહૂર્ત્તપ્રમાણ અને ઇતર પ્રકૃતિઓનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિનો જઘન્ય સ્થિતિસંક્રમ થાય છે.

ટીકાનુ૦—પુરૂષવેદનો આઠ વરસ, સંજ્વલન ક્રોધનો બે માસ, સંજ્વલન માનનો એક માસ અને સંજ્વલન માયાનો પંદર દિવસ પ્રમાણ જે જઘન્ય-સ્થિતિબંધ પહેલાં કહ્યો છે તેજ જઘન્યસ્થિતિબંધ અંતર્મુહૂર્ત્ત ન્યૂન તે પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિસંક્રમ છે. અહિં અંતર્મુહૂર્ત્ત ન્યૂન શા માટે કહ્યો એ પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે—અબાધા રહિત સ્થિતિ અન્યત્ર સંક્રમે છે. કારણ કે અબાધા કાળમાં દળરચના થતી નથી ઉપરના સમયથી થાય છે, એટલે અબાધાકાળથી ઉપરના સ્થાનકોમાં કર્મદલિકનો સંભવ છે. કહ્યું છે કે—'અબાધાકાળ ન્યૂન કર્મસ્થિતિમાં દળરચના થાય છે, અબાધાકાળમાં થતી નથી.' જઘન્યસ્થિતિ-બંધ થાય ત્યારે અબાધા અંતર્મુહૂર્ત્તપ્રમાણ તો હોય છેજ માટે અંતર્મુહૂર્ત્ત ન્યૂન જઘન્ય સ્થિતિબંધ એ [1]પુરૂષવેદાદિ પ્રકૃતિઓનો જઘન્યસ્થિતિસંક્રમ છે. જઘન્ય-

૧ અહિં પુરૂષવેદાદિ પ્રકૃતિઓનો અંતર્મુહૂર્ત્ત ન્યૂન જઘન્યસ્થિતિબંધ પ્રમાણ જઘન્ય-સ્થિતિસંક્રમ કહ્યો, કારણમાં એમ જણાવ્યું કે અબાધાકાળમાં દળદચના હોતી નથી. બરાબર છે, વિવક્ષિત સમયે બંધાયેલ, કર્મના અબાધામાં તો દળ રચના હોતી નથી. પરંતુ પહેલા બંધાયેલા કે જેનો અબાધાકાળ વીતી ગયો હોય છે તેની દળદચના તો હોય છે. પહેલા ટીપ્પનમાં જણાવી પણ ગયા કે 'વિવક્ષિત સમયે બંધાયેલ કર્મનો અબાધાકાળ હોઇ શકે આખી લતાનો નહિ' અને તેથીજ ત્રીસ કોડાકોડી સાગરોપમાદિ પ્રમાણ બંધાયેલ કર્મસ્થિતિ બધાવલિકા ઉદયાવલિકા ન્યૂન સંક્રમી શકે છે. એ પ્રમાણે અહિં બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની એમ બે આવલિકા ન્યૂન આઠ વરસ પ્રમાણ સંક્રમે તે જઘન્યસ્થિતિસંક્રમ એમ કેમ ન કહ્યું ? અંતર્મુહૂર્ત્ત ન્યૂન શા માટે કહ્યો ? પ્રશ્ન ઠીક છે પરંતુ આ પ્રશ્ન ત્યારે જ થાય કે જે સમયે ઉપરોક્ત પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિસંક્રમ થાય તે સમયે અન્ય સમયોના બંધાયેલ કર્મદલો સત્તામાં હોય. પરંતુ તેમ નથી. જે સમયે

સ્થિતિ સંક્રમકાળે તેઓની યત્સ્થિતિ બે આવલિકા ન્યૂન અબાધા સહિત આઠ વરસાદિ જઘન્ય સ્થિતિબંધ પ્રમાણ સમજવી. બે આવલિકા ન્યૂન શા માટે ? એમ પૂછતા હોતો જણાવે છે–બંધવિચ્છેદ સમયે બંધાયેલી તે પુરૂષવેદાદિ પ્રકૃતિઓની લતાને બંધાવલિકા ગયા બાદ સંક્રમાવવાનો આરંભ કરે છે. જે સમયથી સંક્રમની શરૂઆત કરે તે સમયથી એક આવલિકા કાળે પૂર્ણપણે સંક્રમી જાય છે, સંક્રમાવલિકાના ચરમસમયે જઘન્ય સ્થિતિસંક્રમ થાય છે, તેથી બંધાવલિકા અને સંક્રમાવલિકા પ્રમાણ કાળ ઓછો થઈ જાય છે માટે તે બે આવલિકા વિના અને અબાધાકાળ સહિત જે જઘન્ય સ્થિતિબંધ તે જઘન્યસ્થિતિ સંક્રમકાળે યત્સ્થિતિ છે. સ્વામી અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકવર્તી ક્ષપક આત્મા છે. માત્ર પુરૂષવેદના જઘન્ય સ્થિતિસંક્રમનો અધિકારી પુરૂષવેદના [1]ઉદયે શ્રેણિ આરંભનારજ હોય છે. આજ હકીકતને સકારણ જણાવે છે–

પુરૂષવેદ સિવાય અન્યવેદે[2] ક્ષપકશ્રેણિ આરંભનાર હાસ્યાદિ ષટ્ક સાથેજ પુરૂષવેદ ખપાવે છે, અને પુરૂષવેદે ક્ષપકશ્રેણિ આરંભનાર હાસ્યાદિષટ્કનો ક્ષય થયા પછી પુરૂષવેદ ખપાવે છે. એટલે પુરૂષવેદે જ્યારે ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરે ત્યારે તેનો ક્ષય કરવામાં ઘણો કાળ મળી શકે છે. વળી જેનો ઉદય હોય છે તેની ઉદીરણા પણ પ્રવર્ત્તે છે, માટે પુરૂષવેદે ક્ષપકશ્રેણિ સ્વીકારનારને ઉદય ઉદીરણા વડે તેની ઘણી સ્થિતિ ત્રુટે છે–ભોગવાઈ ક્ષય થાય છે, માટે પુરૂષવેદે શ્રેણિ પર આરૂઢ થયેલાનેજ તેનો જઘન્ય સ્થિતિસંક્રમ સંભવે છે, અન્ય વેદે શ્રેણિ પર આરૂઢ થનારને સંભવતો નથી. તથા સંક્રમ આશ્રયોને સયોગીકેવલી ગુણસ્થાનકે જેનો અંત થાય છે તે પ્રકૃતિઓનો સયોગીકેવલી ગુણસ્થાનકના ચરમસમયે જઘન્ય સ્થિતિસંક્રમ થાય છે. યોગ્યન્તિક તે પ્રકૃતિઓ આ છે–નરકદ્વિક, તિર્યગ્દ્વિક, પંચેન્દ્રિય જાતિ સિવાય જાતિ ચતુષ્ક, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ, આતપ અને ઉદ્યોત

પુરૂષવેદાદિનો જઘન્ય સ્થિતિસંક્રમ થાય છે તે સમયે પોતપોતાના વિચ્છેદ સમયે જે બંધાયું હોય છે તેજ સત્તામાં હોય છે અન્ય કોઇ પણ સમયનું બધાયેલ સત્તામાં હોતું નથી, કેમકે ક્ષય થઇ ગયેલ હોય છે. માટે જ પુરૂષવેદાદિ પ્રકૃતિઓનો અંતર્મુહૂર્ત્ત ન્યૂન આઠ વર્ષાદિ પ્રમાણ જઘન્ય સ્થિતિસંક્રમ કહ્યો છે.

૧ કોઇ પણ વેદ કે કષાયે શ્રેણિ આરંભવી એટલે તે તે વેદ કે કષાયનો ઉદય હોય ત્યારે તે તે શ્રેણિની શરૂઆત કરવી તે છે.

૨ પુરૂષવેદ સિવાય અન્ય વેદે શ્રેણિ આરંભનાર હાસ્ય ષટ્ક અને પુરૂષવેદ સાથેજ ખપાવે છે ત્યારે પુરૂષવેદે આરંભનાર હાસ્ય ષટ્ક પછી સમયોન બે આવલિકા કાળે પુરૂષવેદને સત્તામાંથી દૂર કરે છે. આથીજ પુરૂષવેદે શ્રેણિ માંડનારને પુરૂષવેદનો ક્ષય કરવામાં ઘણો ટાઇમ મળી શકે છે. વળી એનો ઉદય હોવાથી ઉદય ઉદીરણા દ્વારા ઘણું ભોગવાઇ જાય છે એટલે છેવટે સત્તામાં અલ્પ રહે છે.

સિવાય નામકર્મની ૯૦ પ્રકૃતિઓ, સાત અસાતવેદનીય, અને ઉચ્ચ નીચગોત્ર. આ ૯૪ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિસંક્રમ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ થાય છે. કારણ કે સયોગીના ચરમસમયે એ ૯૪ પ્રકૃતિઓની સ્થિતિ સત્તામાં અંતર્મુહૂર્ત્ત-પ્રમાણજ હોય છે. અંતર્મુહૂર્ત્તપ્રમાણ તે સ્થિતિને ચરમસમયે સર્વાપવર્ત્તના વડે અપવર્તીને-ઘટાડીને અયોગીના કાળપ્રમાણ કરે છે. જો કે અયોગીનો કાળ અંતર્મુહૂર્ત્તપ્રમાણ છે, પરંતુ તે પૂર્વોક્ત પ્રકૃતિઓના સત્તાકાળથી નાનું હોય છે. એટલે સર્વાપવર્ત્તના વડે અયોગીના કાળપ્રમાણ સ્થિતિ રાખી બાકીની અંતર્મુહૂર્ત્તપ્રમાણ સ્થિતિને અપવર્ત્તે છે. એટલે અહિં અંતર્મુહૂર્ત્ત-પ્રમાણ સ્થિતિને ઘટાડવા રૂપ અપવર્ત્તના સંક્રમ રૂપ સ્થિતિસંક્રમ પ્રવર્ત્તે છે-થાય છે, તેથીજ તે ૯૪ પ્રકૃતિઓનો અંતર્મુહૂર્ત્તપ્રમાણ જઘન્ય સ્થિતિ-સંક્રમ કહ્યો છે. સયોગીના ચરમસમયે સર્વાપવર્ત્તના થતી હોવાથી જઘન્ય સ્થિ-તિસંક્રમનો સ્વામી સયોગીકેવલી છે. અહિં સર્વાપવર્ત્તના વડે અપવર્ત્તના ઉદયાવલિકા રહિત સ્થિતિની થાય છે, ઉદયાવલિકા સરલકરણને અયોગ્ય હોવાથી તેની અપવર્ત્તના થતી નથી. એટલે જે સમયે સર્વાપવર્ત્તના પ્રવર્ત્તે છે તે સમયે યત્સ્થિતિ-કુલ સ્થિતિ ઉદયાવલિકા મેળવતાં જેટલી થાય તેટલી સમજવી. અહિં કોઇ શંકા કરે કે-જેમ મતિજ્ઞાનાવરણીયાદિ પ્રકૃતિઓનો સમયાધિક આવ-લિકાસ્થિતિ શેષ રહે ત્યારે ક્ષીણમોહ ગુણઠાણે સમયપ્રમાણ જઘન્ય સ્થિતિ-સંક્રમ કહ્યો છે તેમ અયોગી ગુણઠાણે તે ૯૪ પ્રકૃતિઓની સમયાધિક આવલિ-કાસ્થિતિ શેષ રહે ત્યારે ઉદયાવલિકા ઉપરની સમયપ્રમાણ સ્થિતિ ઘટાડવા રૂપ જઘન્ય સ્થિતિસંક્રમ કેમ ન કહ્યો ? તેના ઉત્તરમાં જણાવે છે કે-સઘળા સૂક્ષ્મ કે બાદર કોઇપણ જાતના યોગ રહિત, મેરૂ પર્વતની જેમ સ્થિર એવા અયો-ગીકેવલી ભગવાન આઠ કરણ માંહેનું કોઇપણ કરણ પ્રવર્તાવતા નથી. કારણ કે નિષ્ક્રિય છે, માત્ર સ્વતઃ ઉદય પ્રાપ્ત કર્મનેજ વેદે છે. માટે સયોગીકેવલીનેજ તે પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિસંક્રમ હોય છે-થાય છે. તથા ઉક્ત શેષ-બાકીની સ્ત્યાનર્દ્ધિત્રિક, મિથ્યાત્વ, મિશ્ર, અનન્તાનુબંધિ[1] અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યા-નાવરણ એ બાર કષાય, સ્ત્રીવેદ, નપુંસકવેદ, નરકદ્વિક, તિર્યગ્દ્વિક, પંચેન્દ્રિય

૧ મિથ્યાત્વ મિશ્ર અને અનંતાનુબંધિ સિવાય શેષ પ્રકૃતિઓને ક્ષપકશ્રેણિપર આરૂઢ થયેલો આત્મા નવમે ગુણઠાણે ખપાવે છે, અને મિથ્યાત્વાદિ છ પ્રકૃતિઓને ક્ષાયિકસમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર ચોથાથી સાતમા સુધીના જીવો ખપાવે છે. આ પ્રકૃતિઓની સ્થિતિને ક્ષય કરતા કરતા છેલ્લો પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણ ખંડ રહે છે. તેને પણ ખપાવતા તે છેલ્લા સ્થિતિઘાતના અંતર્મુહૂર્ત્ત કાળના ચરમસમયે સર્વ સંક્રમ વડે સંક્રમાવી સત્તારહિત થાય છે. એટલે આ પ્રકૃતિઓનો પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણ જઘન્ય સ્થિતિસં-ક્રમ કહ્યો છે.

જાતિ સિવાય જાતિ ચતુષ્ક, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ આતપ અને ઉદ્યોત એ બત્રીસ પ્રકૃતિઓનો પોતપોતાના ક્ષય કાળે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિખંડનો જે છેલ્લો સંક્રમ થાય છે તે જઘન્ય સ્થિતિસંક્રમ કહેવાય છે.

હવે જઘન્ય સ્થિતિસંક્રમના સ્વામિપણાનો વિચાર કરે છે–મિથ્યાત્વ અને મિશ્ર એ બે પ્રકૃતિને ક્ષયકાળે સર્વાપવર્ત્તના વડે અપવર્ત્તીને સત્તામાં રાખેલા પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ તેના ચરમ ખંડને સંક્રમાવતા અવિરતિ દેશવિરતિ પ્રમત્ત અને અપ્રમત્ત મનુષ્યો જઘન્ય સ્થિતિસંક્રમના [1]સ્વામી છે. તથા અનંતાનુબન્ધિની વિસંયોજના કરતા અનિવૃત્તિ કરણે સર્વાપવર્ત્તનાવડે અપવર્ત્તીને સત્તામાં રાખેલા પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ ચરમખંડને સર્વસંક્રમ વડે સંક્રમાવતા ચારે ગતિના સમ્યગ્દૃષ્ટિ આત્માઓ જઘન્ય સ્થિતિ સંક્રમના સ્વામી છે. તથા શેષ થિણદ્ધીત્રિકાદિ છવ્વીસ પ્રકૃતિઓને ક્રમ પૂર્વક ખપાવતા સર્વાપવર્ત્તના વડે અપવર્ત્તીને સત્તામાં રાખેલ પોતપોતાના પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ ચરમખંડને સંક્રમાવતા અનિવૃત્તિ બાદરસંપરાય નામના નવમા ગુણસ્થાનકવર્ત્તિ આત્માઓ જઘન્ય સ્થિતિસંક્રમના સ્વામી છે.

જે કાળે જઘન્ય સ્થિતિસંક્રમ થાય છે તે કાળે સ્ત્રી નપુંસકવેદ વર્જીને બાકીની પ્રકૃતિઓની યત્સ્થિતિ જેટલી સ્થિતિનો જઘન્ય સંક્રમ થાય છે, તેનાથી એક આવલિકા અધિક છે, અને સ્ત્રીવેદ નપુંસકવેદની અન્તર્મુહૂર્ત્ત અધિક છે. આવલિકા અને અંતર્મુહૂર્ત્ત અધિક યત્સ્થિતિ કઈરીતે સમજી શકાય એ પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે–સ્ત્રીવેદ નપુંસકવેદ વર્જીને બાકીની પ્રકૃતિઓના પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ ચરમસ્થિતિખંડને નીચેની એક ઉદયાવલિકા છોડીને સંક્રમાવે છે. કેમકે એ ઉદયાવલિકા સકલ કરણને અયોગ્ય છે. એટલે એ ત્રીસ પ્રકૃતિઓના જઘન્ય સ્થિતિસંક્રમકાળે તેની યત્સ્થિતિ સંક્રમનાર સ્થિતિથી એક આવલિકા અધિક છે. અને સ્ત્રીવેદ નપુંસકવેદના પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ચરમખંડને અંતરકરણમાં રહ્યો રહ્યો સંક્રમાવે છે. અંતરકરણમાં કર્મદલિક નથી પરંતુ ઉપર બીજી સ્થિતિમાં છે. અંતરકરણનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે. એટલે અંતર્મુહૂર્ત્તયુક્ત પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ સ્ત્રીવેદ નપુંસકવેદની યત્સ્થિતિ છે. આ પ્રમાણે જઘન્ય સ્થિતિસંક્રમના સ્વામી કહ્યા.

આ પ્રમાણે સ્વામિત્વની પ્રરૂપણા કરી. હવે સાદિ આદિની પ્રરૂપણાનો અવસર છે. તે બે પ્રકારે છે–૧ મૂળપ્રકૃતિ સંબંધી, ૨ ઉત્તરપ્રકૃતિ સંબંધી. તેમાં પહેલા મૂળપ્રકૃતિ સંબંધે સાદિ આદિની પ્રરૂપણા કરે છે—

૧ મિથ્યાત્વ અને મિશ્રમોહનીયનો સર્વથા ક્ષય જિનકાલિક પ્રથમ સંઘયણી મનુષ્યોજ કરતા હોવાથી તેઓનેજ જઘન્ય સ્થિતિસંક્રમના સ્વામી કહ્યા છે.

मूलठिईण अजहन्नो सत्तण्ह तिहा चतुव्विहा मोहे ।
सेसविगप्पा साई अधुवा ठितिसंकमे होंति ॥५०॥

मूलस्थितेरजघन्यः सप्तानां त्रिधा चतुर्विधः मोहे ।
शेषविकल्पाः साद्यध्रुवाः स्थितिसंक्रमे भवन्ति ॥५०॥

અર્થ—મોહ સિવાય સાત મૂળપ્રકૃતિનો અજઘન્ય સ્થિતિસંક્રમ ત્રણ પ્રકારે છે, મોહનો અજઘન્ય સ્થિતિસંક્રમ ચાર પ્રકારે છે. અને શેષ વિકલ્પો સાદિ સાંત એમ બે પ્રકારે છે.

વિવેચન—અહિં જઘન્ય સ્થિતિ સિવાય ઉત્કૃષ્ટસ્થિતિ સુધીના તમામ સ્થિતિસ્થાનોનો અજઘન્યમાં સમાવેશ થાય છે. એ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિ સિવાય જઘન્ય સ્થિતિ સુધીના તમામ સ્થાનોનો અનુત્કૃષ્ટમાં સમાવેશ થાય છે. તાત્પર્ય એ કે–સઘળા સ્થિતિસ્થાનોનો જઘન્ય અજઘન્ય એ બેમાં અથવા ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ એ બેમાં સમાવેશ થાય છે. જઘન્ય અજઘન્યાદિનું સ્વરૂપ કહ્યા પછી તેના પર સાદિ આદિ ભાંગા ઘટાવે છે. મોહનીય સિવાય મૂળ સાત કર્મનો અજઘન્ય સ્થિતિસંક્રમ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ રીતે–જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયનો જઘન્ય સ્થિતિસંક્રમ ક્ષીણમોહ ગુણસ્થાનની સમયાધિક એક આવલિકા શેષ રહે ત્યારે થાય છે, નામ ગોત્ર વેદનીય અને આયુ એ ચાર કર્મનો જઘન્ય સ્થિતિસંક્રમ સયોગિ-કેવલિના ચરમ સમયે થાય છે, આ જઘન્ય સ્થિતિનો સંક્રમ એક સમય માત્ર થતો હોવાથી સાદિ અને સાંત એમ બે ભાંગે છે. આ સિવાયનો સઘળો સ્થિતિસંક્રમ અજઘન્ય છે અને તે અનાદિ કાળથી થતો હોવાથી અનાદિ છે. અભવ્યોને અજઘન્ય સ્થિતિસંક્રમનો અંત નહિ થાય માટે અનંત, અને ભવ્યને બારમા અને તેરમા ગુણસ્થાનકના અંત સમયે અજઘન્યનો અંત થશે માટે સાંત. આ રીતે મૂળ સાતકર્મનો અજઘન્ય સ્થિતિસંક્રમ ત્રણ ભાંગે છે. મોહનીય કર્મનો અજઘન્ય સ્થિતિસંક્રમ આદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ રીતે–મોહનીયકર્મનો જઘન્ય સ્થિતિસંક્રમ ક્ષપક આત્માને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ સ્થિતિ હોય ત્યારે થાય છે. તે સમયમાત્ર હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો સઘળો સ્થિતિસંક્રમ અજઘન્ય છે. તે ઉપશાંત મોહગુણસ્થાનકે ક્ષાયિક સમ્યગ્દષ્ટિને થતો નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન નહિ પ્રાપ્ત કરનારને અનાદિ, અભવ્ય અને ભવ્યની અપેક્ષાએ અનુક્રમે અનંત અને સાંત છે. તથા ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અને જઘન્યરૂપ બાકીના વિકલ્પો સાદિ અને સાંત છે.

તે આ રીતે—જેઓ ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે તેઓજ ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમાવે છે. ઉત્કૃષ્ટ સ્થિતિબંધ ઉત્કૃષ્ટ સંક્લેશે થાય છે. અને તે ઉત્કૃષ્ટ સંક્લેશ હમેશ હોતો નથી પરંતુ વચમાં વચમાં થઈ જાય છે, એટલે જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ પણ કરે છે, તે સિવાયના કાળમાં અનુત્કૃષ્ટ સ્થિતિસંક્રમ કરે છે. આ રીતે બંને વારાફરતી થતા હોવાથી સાદિ સાંત છે. તથા જઘન્ય સ્થિતિસંક્રમ એક સમય પ્રમાણ હોય છે માટે સાદિ સાંત છે એતો પહેલાં કહેવાઈ જ ગયું છે. આ પ્રમાણે મૂળકર્મના ઉત્કૃષ્ટ આદિ સંક્રમમાં સાદ્યાદિ ભાંગા કહ્યા. ॥૫૧॥

હવે ઉત્તરપ્રકૃતિને અંગે સાદિ આદિ ભાંગાનો વિચાર કહે છે—

**तिविहो धुवसंतीणं चउव्विहो तह चरित्तमोहीणं ।**
**अजहन्नो सेसासुं दुविहो सेसा वि दुविगप्पा ॥५१॥**

**त्रिविधो ध्रुवसतीनां चतुर्विधस्तथा चारित्रमोहानां ।**
**अजघन्यो शेषाणां द्विविधः शेषा अपि द्विविकल्पाः ॥५१॥**

અર્થ—ધ્રુવસત્તાવાળી પ્રકૃતિઓનો અજઘન્ય સ્થિતિસંક્રમ ત્રણ પ્રકારે, ચારિત્રમોહનીયનો ચાર પ્રકારે, અને શેષ પ્રકૃતિઓનો બે પ્રકારે છે. તથા શેષ વિકલ્પો પણ બે પ્રકારે છે.

ટીકાનુ૦—ધ્રુવ છે સત્તા જેઓની તે ધ્રુવસત્તાક પ્રકૃતિઓ કહેવાય અને તેવી ૧૩૦ છે, તે આ-નરકદ્વિક, દેવદ્વિક, વૈક્રિયસપ્તક, આહારક સપ્તક, મનુષ્યદ્વિક, તીર્થંકરનામ, સમ્યક્ત્વમોહનીય, મિશ્રમોહનીય, ઉચ્ચગોત્ર અને ચાર આયુ આ અઠાવીશ પ્રકૃતિઓ અધ્રુવ સત્તાવાળી છે, ૧૫૮માંથી તે પ્રકૃતિઓને દૂર કરતાં શેષ ૧૩૦ ઉત્તરપ્રકૃતિઓ ધ્રુવ સત્તાવાળી છે. તે ૧૩૦માંથી પણ ચારિત્રમોહનીયની પચીસ પ્રકૃતિઓ કાઢી નાખવી, કેમકે તેના માટે જુદુજ કહેવામાં આવશે. એટલે ૧૩૦માંથી ચારિત્રમોહનીયની ૨૫ કાઢતા શેષ ૧૦૫ પ્રકૃતિઓનો જઘન્ય સ્થિતિસંક્રમ પોતપોતાના ક્ષયના અંતે એક સમયમાત્ર થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો અન્ય સઘળો સ્થિતિસંક્રમ અજઘન્ય છે, અને તે અનાદિ કાળથી થતો હોવાથી અનાદિ છે, અને ભવ્ય અભવ્યની અપેક્ષાએ અનુક્રમે સાંત અને અનંત છે. તથા ચારિત્રમોહનીયની પચ્ચીસ પ્રકૃતિઓનો અજઘન્ય સ્થિતિસંક્રમ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે, અને તે આ પ્રમાણે-ઉપશમશ્રેણિમાં એ પચીસ પ્રકૃતિઓનો સર્વથા ઉપશમ થયા પછી કોઈ સંક્રમ થતો નથી, ત્યાંથી પડે ત્યારે અજઘન્ય સંક્રમ થાય છે માટે સાદિ, તે સ્થાન જેણે પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ,

અભવ્યને અનન્ત અને ભવ્યને સાંત અજઘન્યસંક્રમ છે. તથા શેષ અઠ્ઠાવીસ અધ્રુવ સત્તાવાળી પ્રકૃતિઓના જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ ચારે વિકલ્પો તેઓની સત્તાજ અધ્રુવ હોવાથી સાદિ સાંત એ બે ભાંગે છે. તથા ધ્રુવ સત્તાવાળી પ્રકૃતિઓના અજઘન્ય સિવાય શેષ જઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ ત્રણ વિકલ્પો પણ સાદિ સાંત ભાંગે છે. તેમાં ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ સ્થિતિસંક્રમ ઉપરના સાદિ સાંત એ બે ભંગ મૂળકર્મમાં જે પ્રમાણે કહ્યા તે પ્રમાણે સમજવા. અને જઘન્ય સ્થિતિસંક્રમ તો પોતપોતાના ક્ષયને અંતે એક સમયમાત્ર થતો હોવાથી સાદિ સાંત ભાંગે છે. આ પ્રમાણે ઉત્તરપ્રકૃતિના જઘન્ય અજઘન્ય સંક્રમાદિ પર સાદિ આદિ ચાર ભાંગા વિચાર્યા. ॥૫૧॥

આ પ્રમાણે સ્થિતિસંક્રમનું સ્વરૂપ કહ્યું. હવે અનુભાગસંક્રમ કહેવાનો અવસર છે. તેમાં સાત અનુયોગદ્વાર છે. તે આ–૧ ભેદ, ૨ વિશેષ લક્ષણ, ૩ સ્પર્દ્ધક પ્રરૂપણા, ૪ ઉત્કૃષ્ટ અનુભાગસંક્રમનું પ્રમાણ, ૫ જઘન્ય અનુભાગસંક્રમનું પ્રમાણ, ૬ સ્વામિત્વ અને ૭ સાદિ આદિ પ્રરૂપણા તેમાં પ્રથમ ભેદ-પ્રરૂપણા કહે છે—

**ठितिसंकमो व्व तिविहो रसम्मि उव्वट्टणाइ विन्नेओ।**
**रसकारणओ नेयं घाइत्तविसेसणभिहाणं ॥५२॥**

**स्थितिसंक्रमवत्त्रिविधः रसे उद्वर्त्तनादिना विज्ञेयः।**
**रसकारणतो ज्ञेयं घातित्वविशेषणाभिधानं ॥५२॥**

અર્થ—રસનો સંક્રમ ઉદ્વર્ત્તનાદિ ભેદે સ્થિતિસંક્રમની જેમ ત્રણ પ્રકારે જાણવો. તથા ઘાતિત્વ આદિ વિશેષનામ રસને લઇને સમજવું.

ટીકાનુ૦—અનુભાગનો સંક્રમ બે પ્રકારે છે–૧ મૂળપ્રકૃતિના અનુભાગનો સંક્રમ, ૨ ઉત્તરપ્રકૃતિના અનુભાગનો સંક્રમ. તેમાં મૂળપ્રકૃતિના અનુભાગનો સંક્રમ જ્ઞાનાવરણીય દર્શનાવરણીય આદિ આઠ કર્મના ભેદે આઠ પ્રકારે છે. તથા ઉત્તરપ્રકૃતિઓના અનુભાગનો સંક્રમ મતિજ્ઞાનાવરણીય શ્રુતજ્ઞાનાવરણીય યાવત્ વીર્યાંતરાય આદિ ૧૫૮ ઉત્તરપ્રકૃતિના ભેદે ૧૫૮ પ્રકારે છે. મૂળ અને ઉત્તરપ્રકૃતિઓના રસનો સંક્રમ થાય છે માટે તેના પણ ૮ અને ૧૫૮ ભેદો થાય છે. આ રીતે ભેદની પ્રરૂપણા કરી.

હવે વિશેષ લક્ષણનું કથન કરે છે–સ્થિતિસંક્રમની જેમ રસનો સંક્રમ પણ ઉદ્વર્ત્તના અપવર્ત્તના અને પ્રકૃત્યન્તરનયન સંક્રમરૂપ ત્રણ ભેદે છે. તેમાં સત્તામાં રહેલા અલ્પ રસને વધારવો તે ઉદ્વર્ત્તના, સત્તામાં રહેલા અધિક રસને અલ્પ કરવો તે અપવર્ત્તના, અને વિવક્ષિત પ્રકૃતિના રસને બંધાતી અન્ય પ્રકૃતિન

રસ રૂપે કરવો તે પ્રકૃત્યન્તરનયન સંક્રમ કહેવાય છે. એટલે કે સત્તામાં રહેલ રસની જે વધઘટ થાય છે અને એક સ્વરૂપે રહેલ રસ અન્ય સ્વરૂપે જેમકે સાતવેદનીયનો અસાતવેદનીય રૂપે થાય છે તે સઘળા સંક્રમનાજ પ્રકારો છે. આ રીતે વિશેષ લક્ષણનું કથન કર્યું.

હવે રસસ્પર્ધકની પ્રરૂપણા કરે છે—રસ સ્પર્ધકો સર્વઘાતી દેશઘાતી અને અઘાતી એમ ત્રણ પ્રકારે છે. તેમાં પોતાનાથી હણાઇ શકે–દબાઈ શકે તેવા કેવલજ્ઞાનાદિ ગુણને જે સર્વથા ઘાત કરે તે સર્વઘાતી રસસ્પર્ધકો કહેવાય છે. પોતાનાથી દબાઈ શકે તેવા જ્ઞાનાદિ ગુણના મતિજ્ઞાનાદિરૂપ એક દેશને જે દબાવે છે તે દેશઘાતી સ્પર્ધક કહેવાય છે. અને જે રસસ્પર્ધકો આત્માના કોઈ પણ ગુણને દબાવતા નથી પરંતુ જેમ પોતે ચોર ન હોય છતાં ચોરના સંબંધથી ચોર કહેવાય છે તેમ સર્વઘાતી રસસ્પર્ધકના સંબંધથી સર્વઘાતી કહેવાય છે, તે અઘાતિ સ્પર્ધકો છે. આ અઘાતિ સ્પર્ધકો સ્વયં આત્માના કોઈ ગુણને દબાવતા નથી માત્ર સર્વઘાતી સ્પર્ધકનો જ્યાં સુધી સંબંધ છે ત્યાં સુધી તેના જેવો ભાગ ભજવે છે. જેમ નિર્બળ બળવાનની સાથે મળે ત્યારે બળવાનના જેવો ભાગ ભજવે છે, તેમ અઘાતી રસ સર્વઘાતી રસના સંબંધવાળો હોય ત્યાં સુધી તેના જેવો ભાગ ભજવે છે. પૂર્વે પ્રકૃતિઓમાં જે સર્વઘાતી દેશઘાતી કે અઘાતીપણું કહ્યું તે સર્વઘાતી આદિ રસ સ્પર્ધકના સંબંધથી સમજવું, એટલે કે તે તે પ્રકારના રસના સંબંધથી જ સર્વઘાતી દેશઘાતી કે અઘાતી પ્રકૃતિઓ કહેવાય છે, એમ સમજવું. એજ હકીકત ગાથાના પદથી કહે છે-रसकारणतः-સર્વઘાતિ આદિ રસરૂપ કારણને આશ્રયીને જ કર્મપ્રકૃતિઓ સર્વઘાતિની દેશઘાતિની કે અઘાતિની કહેવાય છે. ॥૫૨॥

ઉપર કહી તેજ હકીકતને આ ગાથામાં વિશેષ સ્પષ્ટતા થાય માટે કહે છે.-

**देसग्घाइ रसेणं, पगईओ होंन्ति देसघाईओ ।**
**इयरेणियरा एमेव, ठाणसन्ना वि नेयव्वा ॥५३॥**

**देशघातिरसेन प्रकृतयो भवन्ति देशघातिन्यः ।**
**इतरेणेतरे एवमेव स्थानसंज्ञाऽपि ज्ञातव्या ॥५३॥**

અર્થ—દેશઘાતિ રસસ્પર્ધકના સંબંધથી પ્રકૃતિઓ દેશઘાતિ છે, અને इतरेण-સર્વઘાતિ રસસ્પર્ધકના સંબંધથી પ્રકૃતિઓ इतरे-સર્વઘાતિ છે. એ પ્રમાણે સ્થાન સંજ્ઞાપણ જાણવી.

ટીકાનુ૦—કર્મપ્રકૃતિઓમાં સર્વઘાતિત્વ દેશઘાતિત્વ અને અઘાતિત્વ એ રસના સંબંધથી છે. દેશઘાતિ રસ સ્પર્ધકના સંબંધથી મતિજ્ઞાનાવરણીય આદિ

પચીશ કર્મપ્રકૃતિઓ દેશઘાતિ કહેવાય છે, સર્વઘાતિ રસસ્પર્ધકના સંબંધથી કેવલજ્ઞાનાવરણીયાદિ વીશ પ્રકૃતિઓ સર્વઘાતી કહેવાય છે, અને અઘાતી રસ-સ્પર્ધકના સંબંધથી સાતવેદનીયાદિ પંચોતેર પ્રકૃતિઓ અઘાતિ કહેવાય છે. આત્માના જ્ઞાનાદિગુણને સૂર્ય અને મેઘને દષ્ટાંતે જે પ્રકૃતિઓ સર્વથા ઘાત કરે તે સર્વઘાતી, ગુણના એક દેશને દેશથી ઘાત કરે તે દેશઘાતી, અને જે પ્રકૃતિઓ આત્માના કોઇ ગુણને ઘાત કરતી નથી, પરંતુ સાતા આદિ ઉત્પન્ન કરે છે તે કર્મપ્રકૃતિઓ અઘાતિ કહેવાય છે.

આજ પ્રમાણે એક સ્થાનકાદિ સ્થાન સંજ્ઞા પણ રસના સંબંધથી જ જાણવી. બંધની અપેક્ષાએ એકસો વીશ પ્રકૃતિમાંથી મતિ શ્રુત અવધિ અને મનઃપર્યવ-જ્ઞાનાવરણીય, ચક્ષુ અચક્ષુ અને અવધિદર્શનાવરણીય, પુરૂષવેદ, સંજ્વલન ચતુષ્ક, અને પાંચ અંતરાય એ સત્તર પ્રકૃતિઓ એકસ્થાનક દ્વિસ્થાનક ત્રણસ્થાનક અને ચારસ્થાનક રસવાળી છે. અને બાકીની એકસો ત્રણ પ્રકૃતિઓ બે ત્રણ અને ચાર સ્થાનક રસવાળી છે. કર્મપ્રકૃતિઓમાં એક સ્થાનકાદિ જે સ્થાન સંજ્ઞા કહી છે તે પણ રસ–અનુભાગરૂપ કારણને લઈને જ છે. જેમકે–જે મતિજ્ઞાનાવરણાદિ કર્મ-પ્રકૃતિઓમાં એકસ્થાનક અતિમંદ રસ હોય છે તે એકસ્થાનક રસવાળી કહેવાય છે, એ પ્રમાણે દ્વિસ્થાનકાદિ રસવાળી પણ સમજી લેવી. અધ્યવસાયાનુસાર જે પ્રકૃતિઓમાં જેવો રસ ઉત્પન્ન થયો હોય તે પ્રકૃતિઓમાં તેને અનુરૂપ એક સ્થાનકાદિ સંજ્ઞા સમજવી. ॥૫૩॥

પૂર્વની ગાથામાં બંધની અપેક્ષાએ ઘાતિત્વ અને સ્થાન સંજ્ઞાનો વિચાર કર્યો છે. સમ્યક્ત્વ અને મિશ્ર મોહનીય બંધાતી નહિ હોવાને લીધે તેની સ્થા-નાદિ સંજ્ઞા કહી નથી તે કહેવા માટે તથા કેટલીક પ્રકૃતિઓના સંક્રમ આશ્રયી કંઈક વિશેષ કહેવા માટે આ ગાથા કહે છે—

**सव्वग्घाइ दुठाणो मीसायवमणुयतिरियआऊणं ।**
**इगदुट्टाणो सम्मंमि तदियरोण्णासु जह हेट्ठा ॥५४॥**

**सर्वघाती द्विस्थानकः मीश्रातपमनुजतिर्यगायुषाम् ।**
**एकद्विस्थानकः सम्यक्त्वे तदितरोऽन्यासु यथाऽधस्तात् ॥५४॥**

અર્થઃ—મિશ્ર આતપ અને મનુજતિર્યંચના આયુષ્યનો સંક્રમને આશ્રયી રસ સર્વઘાતી અને દ્વિસ્થાનક હોય છે. સમ્યકત્વનો સંક્રમ આશ્રયી રસ એકસ્થાનક મંદ બેસ્થાનક અને દેશઘાતી હોય છે. તથા અન્ય પ્રકૃતિઓમાં જેમ ત્રીજા દ્વારમાં બંધ આશ્રયી કહ્યો છે તે પ્રમાણે સંક્રમ આશ્રયી પણ હોય છે.

ટીકાનુ૦—પ્રસ્તુત રસ સંક્રમના અધિકારમાં કેટલો અને કેવો રસ સંક્રમે છે તે કહેવું પ્રસ્તુત છે, માત્ર ઘાતિત્વાદિ સંજ્ઞા અને સ્થાન સંજ્ઞા કહીને જ રહી જવું તે પ્રસ્તુત નથી. એટલે આ ગાથામાં કઈ પ્રકૃતિઓનો કેટલો અને કેવો રસ સંક્રમે છે તે કહે છે.-મિશ્રમોહનીય આતપ અને મનુષ્ય તિર્યંચ આયુનો રસ દ્વિસ્થાનક અને સર્વઘાતી સંક્રમે છે. તેમાં મિશ્રમોહનીયનો રસ તો સર્વઘાતિ અને મધ્યમ બે સ્થાનક જ હોય છે, અન્ય હોતો નથી, એટલે તેના સંક્રમઆશ્રયી સર્વઘાતી અને મધ્યમ બે સ્થાનક રસ કહ્યો છે. આતપ મનુષ્યાયુ અને તિર્યંચાયુનો જો કે બે ત્રણ ચાર સ્થાનક રસ હોય છે, કેમકે તેવો રસ બંધાય છે, છતાં તથાસ્વભાવે દ્વિસ્થાનક રસજ સંક્રમે છે. તથા એ પ્રકૃતિઓનો રસ અઘાતિ છે એટલે પોતાના સ્વભાવે આત્માના કોઇ ગુણને દબાવતો નથી, પરંતુ સર્વઘાતિ અન્યાન્ય પ્રકૃતિઓના રસના સંબંધથી તે સર્વઘાતિ છે, પરંતુ અઘાતિ નથી. આ સંબંધમાં પહેલા કહી ગયા છે કે જેમ ચોરના સંબંધથી શાહુકાર ચોર કહેવાય છે તેમ સર્વઘાતિ રસ સાથે અનુભવાતો અઘાતિ રસ પણ સર્વઘાતિ કહેવાય છે. શાસ્ત્રમાં તેને સર્વઘાતિ પ્રતિભાગ એટલે કે સર્વઘાતિની સદૃશતાને ભજનાર કહ્યો છે, પરંતુ સર્વઘાતિ નહિ. કેમકે ઘાતિ કર્મપ્રકૃતિઓનો સર્વથા ક્ષય થયા બાદ તેરમે ગુણઠાણે રહેલા અઘાતિ ચાર કર્મનો રસ આત્માના કોઈપણ ગુણનો ઘાત કરતો નથી. જો પોતાના સ્વભાવેજ સર્વઘાતી હોત તો કેવળજ્ઞાનાવરણીયાદિની જેમ તે પણ આત્માના ગુણોને દબાવત. તથા સમ્યકત્વ મોહનીયનો એક સ્થાનક અને મંદ દ્વિસ્થાનક તથા દેશઘાતિરસ સંક્રમે છે, અન્ય પ્રકારનો નહિ, કેમકે અસંભવ છે. આ પ્રમાણે પહેલા નહિ કહેલ સમ્યકત્વ મિશ્રમોહનીયની સ્થાન સંજ્ઞા અને ઘાતિત્વ પણ પ્રસંગે કહ્યું. બાકીની પ્રકૃતિઓના પહેલા આજ ગ્રંથના ત્રીજા દ્વારમાં બંધ આશ્રયી એક સ્થાનકાદિ અને સર્વઘાતી જેવા પ્રકારનો રસ કહ્યો છે સંક્રમમાં પણ તેવાજ પ્રકારનો રસ સમજવો. જેટલો અને જેવો બંધાય છે તેટલો અને તેવો સંક્રમે પણ છે. ॥૫૪॥

પૂર્વની ગાથામાં રસનો સામાન્યતઃ સંક્રમ બતાવીને આ ગાથામાં સંક્રમના વિષયમાં ઉત્કૃષ્ટ અને જઘન્ય રસ જેવા સ્વરૂપ વાળો હોય તેનું પ્રતિપાદન કરે છે—

**दुट्ठाणो च्चिय जाणं ताणं उक्कोसओ वि सो चेव ।**
**संकमइ वेयगे वि हु सेसासुक्कोसओ परमो ॥५५॥**

**द्विस्थानकः चैव यासां तासां उत्कृष्टतोऽपि स चैव ।**
**संक्रमति वेदकेऽपि हु शेषासूत्कृष्टः परमः ॥५५॥**

અર્થ—જે પ્રકૃતિઓનો રસ સંક્રમના વિષયમાં દ્વિસ્થાનકજ હોય છે, તેઓનો ઉત્કૃષ્ટ પણ તેજ રસ સંક્રમે છે. વેદકસમ્યક્ત્વનો પણ ઉત્કૃષ્ટ દ્વિસ્થાનક જ સંક્રમે છે. શેષ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ–ચતુઃસ્થાનકરસ સંક્રમે છે.

ટીકાનું૦—મિશ્રમોહનીય, આતપ, મનુષ્યાયુ, અને તિર્યંગાયુરૂપ[1] જે પ્રકૃતિઓનો દ્વિસ્થાનક રસજ સંક્રમે છે, અસંભવપણાથી અથવા તથાસ્વભાવરૂપ કારણથી અન્ય પ્રકારનો રસ સંક્રમી શકતો નથી, તે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પણ બે સ્થાનક રસજ સંક્રમે છે, અન્ય કોઈ પ્રકારનો રસ સંક્રમતો નથી. તથા વેદક સમ્યક્ત્વ–સમ્યક્ત્વ મોહનીયનો પણ ઉત્કૃષ્ટ બે સ્થાનક રસ જ સંક્રમે છે. જો કે તેનો એક સ્થાનક રસ છે પણ તે જઘન્ય છે, અને ત્રણ કે ચાર સ્થાનીય રસ મિશ્ર સમ્યક્ત્વમોહનીયનો હોતો જ નથી. તથા શેષ સઘળી પ્રકૃતિઓનો સંક્રમના વિષયમાં ઉત્કૃષ્ટથી ચાર સ્થાનક રસ હોય છે. ॥૫૫॥

હવે જઘન્ય રસ કેટલા સ્થાનીય સંક્રમે છે, તે કહે છે—

**एकट्ठाणजहन्नं संकमइ पुरिससम्मसंजलणे ।**
**इयरासुं दोट्ठाणि य जहण्णरससंकमे फड्डुं ॥५६॥**

**एकस्थानजघन्यं संक्रामति पुरुषसम्यक्त्वसंज्वलनानाम् ।**
**इतरासां द्विस्थानं च जघन्यरससंक्रमे स्पर्द्धकम् ॥५६॥**

અર્થ—પુરૂષવેદ સમ્યક્ત્વમોહનીય અને સંજ્વલન કષાયનું એક સ્થાનકવાળું સર્વ જઘન્ય રસ સ્પર્ધક સંક્રમે છે, અને ઈતર પ્રકૃતિઓનું બે સ્થાનક જઘન્ય રસ સ્પર્ધક સંક્રમે છે.

ટીકાનુ૦—પુરૂષવેદ, સમ્યક્ત્વમોહનીય, સંજ્વલન ક્રોધ માન માયા અને લોભનું એકસ્થાનક રસ સંબંધી ઓછામાં ઓછા રસવાળું જે સ્પર્દ્ધક હોય તે જ્યારે સંક્રમે ત્યારે તેઓનો જઘન્યાનુભાગ સંક્રમ થયો કહેવાય છે. (આ સંક્રમ કયારે થાય તે હવે પછી કહેવાતા ઉત્કૃષ્ટ અને જઘન્યાનુભાગ સંક્રમના સ્વામિત્વાધિકારમાંથી જોઇ લેવું.) તથા ઇતર–શેષ કર્મપ્રકૃતિઓના જઘન્ય રસ સંક્રમના વિષયમાં બેસ્થાનક રસ સ્પર્દ્ધક સમજવું. એટલે કે–શેષ પ્રકૃતિઓમાં તેઓનું સર્વ જઘન્ય–ઓછામાં ઓછા રસવાળું બે સ્થાનક રસ સ્પર્દ્ધક જ્યારે સંક્રમે ત્યારે તેનો જઘન્ય અનુભાગ સંક્રમ થયો એમ કહેવાય છે. અહિં જો કે મતિ શ્રુત અવધિ અને મનઃપર્યવજ્ઞાનાવરણ, ચક્ષુ અચક્ષુ અને અવધિદર્શનાવરણ તથા અંતરાય પંચક એ પ્રકૃતિઓનો એકસ્થાનક રસ પણ બંધમાં હોય

૧ આ પ્રકૃતિઓનો બંધમાં વધારે સ્થાનકવાળો રસ હોય છે, પરંતુ તથાસ્વભાવે સંક્રમમાં ઉત્કૃષ્ટ તો બે સ્થાનકજ હોય છે.

છે–બંધાય છે છતા ક્ષયકાળે–જ્યારે જઘન્ય રસ સ્પર્ધક સંક્રમે ત્યારે બેસ્થાનક રસ પણ સંક્રમે છે, એટલે કે બેસ્થાનક રસની સાથે એકસ્થાનક રસ પણ સંક્રમે છે, કેવળ એકસ્થાનક રસ સંક્રમતો નથી, માટે તે પ્રકૃતિઓના જઘન્ય રસ સંક્રમના વિષયભૂત એકસ્થાનક રસ કહ્યો નથી. અહિં શંકા કરનારાઓ એ શંકા કરે કે જ્યારે ઉપરોક્ત પ્રકૃતિઓનો એક સ્થાનકરસ બંધાય છે, ત્યારે જઘન્ય રસ સંક્રમકાળે એકસ્થાનક રસ કેમ સંક્રમે નહિ? તેના ઉત્તરમાં એમ કહ્યું કે–જઘન્ય રસ સંક્રમકાળે તથાજીવસ્વભાવે કેવળ એકસ્થાનક રસ સંક્રમતો નથી પણ પૂર્વબદ્ધ બેસ્થાનક અને એકસ્થાનક બંને સંક્રમે છે માટે તે પ્રકૃતિઓના સંક્રમના વિષયમાં એકસ્થાનક રસ ન કહ્યો. જો તે પ્રકૃતિઓના જઘન્ય રસ સંક્રમના વિષયમાં એકસ્થાનક રસ કહ્યો હોત તો છેલ્લે જ્યારે જઘન્ય રસ સંક્રમ થાય ત્યારે કેવળ એકસ્થાનક રસનો જ થાય, બેસ્થાનકનો થઈ શકે નહિ, અને સંક્રમ તો બેસ્થાનક રસનો પણ થાય છે. માટે એક સ્થાનક રસનો સંક્રમ ન કહેતા બેસ્થાનક રસનો સંક્રમ કહ્યો. બેસ્થાનકમાં એકસ્થાનક સમાય એકસ્થાનકમાં બેસ્થાનક સમાય નહિ. અહિં રસનો સંક્રમ એટલે તેવા તેવા રસવાળા પુદ્ગલનો સંક્રમ સમજવો.

આ પ્રમાણે જઘન્ય રસ સંક્રમનું પ્રમાણ કહ્યું, હવે તેટલા રસનો સંક્રમાવનાર કોણ હોય તે કહેવું જોઈએ, તેમાં પહેલા ઉત્કૃષ્ટ અનુભાગ સંક્રમના સ્વામી કોણ હોય તે કહે છે—

**बंधिय उक्कोसरसं आवलियाओ परेण संकामे ।**
**जावंतमुहू मिच्छो असुभाणं सव्वपयडीणं ॥५७॥**

**बद्धोत्कृष्टरसं आवलिकायाः परतः संक्रमयति ।**
**यावदन्तर्मुहूर्त्तं मिथ्यादृष्टिः अशुभानां सर्वप्रकृतीनाम् ॥५७॥**

અર્થ—મિથ્યાદૃષ્ટિ આત્મા અશુભ સઘળી પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસ બાંધીને આવલિકા ગયા પછી અન્તર્મુહૂર્ત્ત પર્યંત તેને સંક્રમાવે છે.

ટીકાનુ૦—પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ, અસાતવેદનીય, અઠ્ઠાવીશ મોહનીય, નરકદ્વિક, તિર્યંકદ્વિક, એકેન્દ્રિયાદિ ચાર અશુભ જાતિ, પ્રથમ સિવાય બાકીના પાંચ સંઘયણ અને પાંચ સંસ્થાન, અશુભવર્ણાદિ નવ, ઉપઘાત, અપ્રશસ્ત વિહાયોગતિ, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ, અપર્યાપ્ત, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અપયશ, નીચગોત્ર અને અંતરાય પંચક એ સઘળી અઠ્ઠાશી અશુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ રસ બાંધીને આવલિકા ગયા બાદ બાંધેલા તે રસને સૂક્ષ્મ

[1]એકેન્દ્રિય અપર્યાપ્તથી આરંભી સઘળા ચારે ગતિના મિથ્યાદૃષ્ટિ જીવો અન્ત મુંહૂર્ત્ત પર્યંત સંક્રમાવે છે. માત્ર અસંખ્યાત વર્ષાયુવાળા તિર્યંચો મનુષ્યો અને આનતાદિ દેવો ઉત્કૃષ્ટ રસને સંક્રમાવતા નથી. કારણ કે તેઓ મિથ્યાદૃષ્ટિ[2] હોવા છતાં પણ તીવ્ર સંકલેશનો અભાવ હોવાથી ઉપરોક્ત અશુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને બાંધતા નથી, અને ઉત્કૃષ્ટ રસના બંધનો અભાવ હોવાને લીધે ઉત્કૃષ્ટ રસને તેઓ સંક્રમાવતા પણ નથી માટે તેઓને વર્જ્યા છે. મિથ્યાદૃષ્ટિને ઉત્કૃષ્ટ રસનો સંક્રમ બંધાવલિકા ગયા બાદ અંતર્મુહૂર્ત્તજ કહ્યો છે, વધારે કાળ નહિ કારણ કે અન્તર્મુહૂર્ત્ત પછી શુભ પરિણામને યોગે તેના ઉત્કૃષ્ટ રસના વિનાશનો સંભવ છે. મિથ્યાદૃષ્ટિ આત્મા પાપ કે પુન્ય પ્રકૃતિના ઉત્કૃષ્ટ રસને યથાયોગ્ય રીતે બાંધે છતાં પણ બંધ થયા પછી અંતર્મુહૂર્ત્ત બાદ તે શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને સંકલેશ વડે અને અશુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને વિશુદ્ધિ વડે અવશ્ય નાશ કરે છે, અને તેથીજ તેઓને ઉત્કૃષ્ટ રસના સંક્રમનો કાળ અન્તમુંહૂર્ત્ત કહ્યો છે.

**आयावुज्जोवोरालपढमसंघयणमणदुगाउणं ।**
**मिच्छा सम्मा य सामी सेसाणं जोगि सुभियाणं ॥५८॥**

**आतपोद्योतौरालप्रथमसंघयणमनुजद्विकायुषाम् ।**
**मिथ्यादृष्टयः सम्यग्दृष्टयश्च स्वामिनः शेषाणां योगिनः शुभानाम् ॥**

અર્થ—આતપ ઉદ્યોત ઔદારિક સપ્તક પ્રથમ સંઘયણ મનુષ્યદ્વિક અને ચાર આયુના ઉત્કૃષ્ટ રસ સંક્રમના સ્વામી મિથ્યાદૃષ્ટિ અને સમ્યગ્દૃષ્ટિઓ જાણવા. અને શેષ શુભ પ્રકૃતિઓના સયોગિકેવલીઓ જાણવા.

૧ જો કે ઉપરોક્ત પાપ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસનો બંધ સંજ્ઞી મિથ્યાદૃષ્ટિ કરે છે પરંતુ તેવો રસ બાંધી એકેન્દ્રિયાદિમાં ઉત્પન્ન થાય તો તે એકેન્દ્રિયાદિ જીવો ઉત્કૃષ્ટ રસને સંક્રમ કરી શકે છે.

૨ યુગલિકો અને આનતાદિ દેવો તીવ્ર સંકલેશ નહિ હોવાને લીધે ભલે ઉત્કૃષ્ટ રસ બાંધે નહિ પણ જે સંજ્ઞિમાંથી તેઓ આવે છે ત્યા બંધાયેલ ઉત્કૃષ્ટ રસ લઇને આવે તે તે કેમ ન સંક્રમાવે ? જેમ એકેન્દ્રિયો પૂર્વભવના બાંધેલા ઉત્કૃષ્ટ રસને સંક્રમાવે છે. તેના ઉત્તરમાં સમજવાનું કે–ઉપર ગાથાના અંતે કહ્યું છે કે મિથ્યાદૃષ્ટિઓ પુન્ય કે પાપના ઉત્કૃષ્ટ રસને અંતર્મુહૂર્ત્તથી વધારે ટકાવી શકતા નથી. યુગલિકોનું અને આનતાદિ દેવોનું આયુ તે પ્રશસ્ત પ્રકૃતિ હોવાને લીધે શુદ્ધ લેશ્યાએ બંધાય છે. જે લેશ્યાએ બંધાય છે તે લેશ્યા મનુષ્ય તિર્યંચનું અંતર્મુહૂર્ત્ત આયુ શેષ હોય ત્યારે થાય છે. છેલ્લા અન્તર્મુહૂર્ત્તમાં પ્રશસ્ત લેશ્યા હોવાને લીધે પૂર્વે ઉત્કૃષ્ટ રસ કદાચ બાંધ્યો હોય તો પણ તે ઘટી જાય છે એટલે અશુભ પ્રકૃતિના ઉત્કૃષ્ટ રસની સત્તા લઇને યુગલિક અને આનતાદિમાં જતા નથી એટલે ઉત્કૃષ્ટ રસના સંક્રમાધિકારી તેઓ નથી.

ટીકાનુ૦—આતપ ઉદ્યોત ઔદારિક સપ્તક પ્રથમ સંઘયણ અને મનુષ્યદ્વિક એ બાર કર્મપ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસ સંક્રમના સ્વામી મિથ્યાદષ્ટિ અને સમ્યગ્દષ્ટિ બંને પ્રકારના આત્માઓ સમજવા. તે આ પ્રમાણે-સમ્યગ્દષ્ટિ આત્માઓ શુભ પ્રકૃતિઓના અનુભાગનો વિનાશ કરતા નથી પરંતુ વિશેષતઃ એકસો બત્રીશ સાગરોપમ સુધી ટકાવી રાખે છે. એટલે આતપ ઉદ્યોત સિવાય ઉપરોક્ત પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને સમ્યગ્દષ્ટિ છતાં બાંધી બંધાવલિકા ગયા બાદ તે ઉત્કૃષ્ટ રસને ઉપરોક્ત કાળ પર્યંત સમ્યગ્દષ્ટિ આત્માઓ સંક્રમાવે છે. તથા ઉપરોક્ત કાળ પર્યંત તે રસને ટકાવીને પછીથી મિથ્યાત્વે પણ જાય છે, એટલે મિથ્યાદષ્ટિઓ પણ ઉપરોક્ત પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને સંક્રમાવે છે. આતપ ઉદ્યોતનો ઉત્કૃષ્ટ અનુભાગ મિથ્યાદષ્ટિઓજ બાંધે છે. માટે બંધાવલિકા ગયા બાદ તે બેના ઉત્કૃષ્ટ રસના સંક્રમનો તો તેઓને અભાવ નથીજ, અને ઉત્કૃષ્ટ રસ સત્તામાં છતા મિથ્યાત્વેથી સમ્યક્ત્વે જતા સમ્યગ્દષ્ટિઓ પણ તે બે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને સંક્રમાવે છે. કેમકે શુભ પ્રકૃતિ હોવાથી સમ્યગ્દષ્ટિઓ તે બેના ઉત્કૃષ્ટ રસને ઓછો કરતા નથી પરંતુ ટકાવી રાખે છે, એટલે સમ્યગ્દષ્ટિને પણ તેના ઉત્કૃષ્ટ રસના સંક્રમનો કોઈ વિરોધ નથી. તથા [1]ચાર આયુના ઉત્કૃષ્ટ રસને સમ્યગ્દષ્ટિ કે મિથ્યાદષ્ટિ છતા બાંધી બંધાવલિકા ગયા બાદ તે તે આયુની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધી સમ્યગ્ કે મિથ્યા એમ બંને દષ્ટિવાળા સંક્રમાવે છે. એટલે ચાર આયુના ઉત્કૃષ્ટ રસ સંક્રમના સ્વામી સમ્યગ્દષ્ટિ અને મિથ્યાદષ્ટિ બંને છે. તથા શેષ [2]સાતવેદનીય દેવદ્વિક પંચેન્દ્રિયજાતિ વૈક્રિયસપ્તક આહારક સપ્તક તૈજસ સપ્તક સમચતુરસ્ર સંસ્થાન શુભવર્ણાદિ અગીઆર પ્રશસ્ત વિહાયોગતિ ઉચ્છવાસનામ અગુરૂલઘુ પરાઘાત ત્રસાદિદશ નિર્માણ તીર્થંકર અને ઉચ્ચૈર્ગોત્રરૂપ ચોપન શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને પોતપોતાના બંધ વિચ્છેદ સમયે બાંધી બંધાવલિકા ગયા બાદ સયોગિ કેવલિના ચરમ સમય પર્યંત તે ઉત્કૃષ્ટ રસને સંક્રમાવે છે. માટે એ ચોપન પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસ સંક્રમના સ્વામી સયોગિકેવલિ આત્માઓ જાણવા. અને 'च' શબ્દથી તે તે પ્રકૃતિઓનો બંધવિચ્છેદ થયા પછી જે જે ગુણસ્થાને વર્ત્તતા હોય તે તે ગુણસ્થાન વર્ત્તિ જીવો

૧ અહિં ત્રણ આયુનો ઉત્કૃષ્ટ રસબંધ મિથ્યાદષ્ટિ કરે છે અને દેવાયુનો અપ્રમત્ત આત્મા કરે છે. એટલે જ્યાં જ્યાં બાંધે ત્યાં ત્યાં તો ઉત્કૃષ્ટ રસનો સંક્રમ ઘટી શકે છે. અને ઉત્કૃષ્ટ રસ સત્તામાં છતા મિથ્યાત્વેથી સમ્યક્ત્વે જતા સમ્યગ્દષ્ટિને ત્રણ આયુના ઉત્કૃષ્ટ રસનો, અને સમ્યક્ત્વેથી પડી મિથ્યાત્વે જતા મિથ્યાદષ્ટિને પણ દેવાયુના ઉત્કૃષ્ટ રસનો સંક્રમ ઘટી શકે છે.

૨ સાતવેદનીય યશઃ કીર્ત્તિ અને ઉચ્ચ ગોત્ર એ ત્રણના ઉત્કૃષ્ટ રસનો બંધ ક્ષપકને દશમા ગુણસ્થાનકના અંત સમયે અને શેષ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસનો બંધ ક્ષપકને આઠમાના છઠ્ઠા ભાગે થાય છે.

પણ સમજવા. જેમકે–સાતવેદનીય યશઃકીર્તિ અને ઉચ્ચગોત્રના ઉત્કૃષ્ટ રસને બારમા ગુણસ્થાનવર્ત્તિ જીવો અને શેષ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસને નવ દશ અને બારમા ગુણસ્થાનકવર્ત્તિ જીવો પણ સંક્રમાવનાર જાણવા. ।।૫૮।।

આ પ્રમાણે ઉત્કૃષ્ટ અનુભાગ સંક્રમના સ્વામી કહ્યા. હવે જઘન્ય અનુભાગ સંક્રમના સ્વામી કહેવા જોઈએ, તેમાં જઘન્ય અનુભાગ સંક્રમનો સંભવ કોને હોઈ શકે તેના પરિજ્ઞાન માટે નીચેની ગાથા કહે છે.—

**खवगस्संतरकरणे अकए घाईण जो उ अणुभागो ।**
**तस्स अणंतो भागो सुहुमेगिंदिय कए थोवो ।।५९।।**

क्षपकस्यान्तरकरणेऽकृते घातिनां यस्त्वनुभागः ।
तस्यानन्तभागः सूक्ष्मैकेन्द्रियस्य कृते स्तोकः ।।५९।।

અર્થ—અંતરકરણ ન કરાયુ હોય ત્યાં સુધી ક્ષપકને ઘાતિકર્મનો જે અનુભાગ ( સત્તામાં ) હોય છે, તેનો અનંતમો ભાગ સૂક્ષ્મ એકેન્દ્રિયને હોય છે. અને અંતરકરણ કરાયા બાદ અલ્પ હોય છે.

ટીકાનુ૦—જ્યાં સુધી અન્તરકરણ થયું હોતું નથી ત્યાં સુધી સર્વઘાતિ કે દેશઘાતિ કર્મપ્રકૃતિઓનો જે અનુભાગ ક્ષપક આત્માને સત્તામાં હોય છે, તેનો અનંતમો ભાગ સૂક્ષ્મએકેન્દ્રિયને ( સત્તામાં ) હોય છે, એટલે કે-જ્યાં સુધી અંતરકરણ થયું હોતું નથી ત્યાં સુધી સૂક્ષ્મ એકેન્દ્રિયના સત્તાગત અનુભાગથી ક્ષપકઆત્માનો સર્વઘાતિ કે દેશઘાતિ કર્મપ્રકૃતિઓનો સત્તાગત અનુભાગ અનંતગુણ હોય છે. પરંતુ અન્તરકરણ કરાયા બાદ સૂક્ષ્મએકેન્દ્રિયના સત્તાગત અનુભાગથી રસઘાતવડે ઘણો રસ ઓછો થઈ જતો હોવાથી ક્ષપક આત્માને ઘાતિકર્મપ્રકૃતિઓનો અનુભાગ ઘણો ઓછો હોય છે. ।।૫૯।।

**सेसाणं असुभाणं केवलिणो जोउ होइ अणुभागो ।**
**तस्स अणंतो भागो असण्णिपंचेदिए होइ ।।६०।।**

शेषाणामनुभागः केवलिनः यस्तु भवत्यनुभागः ।
तस्यानन्तभागः असंज्ञिपंचेन्द्रिये भवति ।।६०।।

અર્થઃ—શેષ અશુભ પ્રકૃતિઓનો કેવલિને જે અનુભાગ હોય છે, તેનો અનંતમો ભાગ અસંજ્ઞિ પંચેન્દ્રિયને હોય છે.

ટીકાનું૦—શેષ અસાતાવેદનીય પ્રથમવર્જ પાંચ સંસ્થાન પ્રથમવર્જ પાંચ સંહનન અશુભ વર્ણાદિ નવ ઉપઘાત અપ્રશસ્ત વિહાયોગતિ દુર્ભગ દુઃસ્વર

અનાદેય અસ્થિર અશુભ અપર્યાપ્ત અપયશકીર્તિ અને નીચગોત્ર એ ત્રીશ અઘાતિ અશુભ પ્રકૃતિઓનો કેવલિભગવંતને સત્તામાં જે અનુભાગ હોય છે, તેનો અનંતમો ભાગ અસંજ્ઞિપંચેન્દ્રિયને સત્તામાં હોય છે. તાત્પર્ય એ કે અસંજ્ઞિપંચેન્દ્રિયના અનુભાગથી કેવલિ મહારાજને ઉક્ત અશુભ પ્રકૃતિઓનો અનુભાગ અનંતગુણ હોય છે. જે અનુભાગ જેના અનંતમા ભાગે હોય તેનાથી તે અનંતગુણ હોય છે. એટલે સર્વઘાતિ કે દેશઘાતિ પ્રકૃતિઓના જઘન્ય અનુભાગ સંક્રમનો સંભવ ક્ષપકને અંતરકરણ કરાયા બાદ જાણવો, અને શેષ અસાતવેદનીયાદિ અશુભ અઘાતિ પ્રકૃતિઓના અનુભાગ સંક્રમનો સંભવ સયોગિકેવલિને નહિ પરંતુ જેને ઘણા રસની સત્તાનો નાશ થઇ ગયો છે એવા સૂક્ષ્મએકેન્દ્રિયાદિને જાણવો. આગળ ઉપર તેનેજ જઘન્ય રસનો સંક્રમ કહેશે. એક વસ્તુનો અહિં ખ્યાલ રાખવો કે મિથ્યાદષ્ટિઓ શુભ પ્રકૃતિઓના અનુભાગને સંક્લેશ વડે અને અશુભ પ્રકૃતિઓના અનુભાગને વિશુદ્ધિ વડે અંતર્મુહૂર્ત્ત બાદ અવશ્ય નાશ કરે છે. આ વાત પહેલા કહેવાઈ ગઈ છે. જઘન્ય અનુભાગનો સંભવ કોને હોય તેના જ્ઞાન ઉપરથી જઘન્ય અનુભાગ સંક્રમ કોણ કરે તેનો ખ્યાલ આવી શકશે.

સમ્યગ્દષ્ટિઓ અશુભ પ્રકૃતિઓના અને શુભ પ્રકૃતિઓના રસને જે કરે છે તે કહે છે.—

**सम्मद्दिट्ठी न हणइ सुभाणुभागं दु चेव दिट्ठीणं ।**
**सम्मत्तमीसगाणं उक्कोसं हणइ खवगो उ ॥६१॥**

**सम्यग्दृष्टिर्न हन्ति शुभानुभागं द्वयोश्चैव दृष्टयोः ।**
**सम्यक्त्वमीश्रयोरुत्कृष्टं हन्ति क्षपकस्तु ॥६१॥**

અર્થ—સમ્યગ્દષ્ટિ આત્મા શુભ અનુભાગને હણતો નથી-ઓછો કરતો નથી. સમ્યકત્વ અને મીશ્ર એ બે દૃષ્ટિના ઉત્કૃષ્ટ રસને ક્ષપક આત્મા હણે છે.

ટીકાનુ૦—સમ્યગ્દષ્ટિ આત્મા સાતવેદનીય દેવદ્વિક મનુજદ્વિક પંચેંદ્રિય જાતિ પ્રથમ સંસ્થાન પ્રથમ સંઘયણ ઔદારિકસપ્તક વૈક્રિયસપ્તક આહારકસપ્તક તૈજસસપ્તક શુભવર્ણાદિ ૧૧ અગુરૂલઘુ પરાઘાત ઉચ્છવાસ આતપ ઉદ્યોત પ્રશસ્તવિહાયોગતિ ત્રસાદિ દશ નિર્માણ તિર્થંકર અને ઉચ્ચગોત્ર એ છાસઠ પુન્ય પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગનો વિનાશ કરતો નથી-ઓછો કરતો નથી, પરંતુ એ [1] છાસઠ સાગરોપમ પર્યંત પરિપાલન કરે છે-ટકાવી રાખે છે. તથા મિથ્યા-

૧ બે છાસઠ કહેવાનું કારણ-ક્ષયોપશમ સમ્યકત્વનો છાસઠ સાગરોપમ ઉત્કૃષ્ટ નિરંતર કાળ છે. તેટલોકાળ સમ્યકત્વનું પાલન કરી અંતર્મુહૂર્ત્ત મિશ્રે જઇ ફરી વાર ક્ષયોપશમ સમ્યકત્વ પ્રાપ્ત કરે છે અને તેને પણ છાસઠ સાગર ટકાવી રાખે છે. ત્યારબાદ તો મોક્ષે

દૃષ્ટિ અને સમ્યગદૃષ્ટિ એ બંને સમ્યક્ત્વ મોહનીય અને મિશ્રમોહનીયના ઉત્કૃષ્ટ રસનો નાશ કરતા નથી પરંતુ ક્ષપકજ નાશ કરે છે. ક્ષપક ક્ષયકાળે તે બંને પ્રકૃતિના ઉત્કૃષ્ટ રસનો નાશ કરે છે. કર્મપ્રકૃતિ સંક્રમકરણ ગા૦ ૫૬મીમાં કહ્યું છે કે–સમ્યગદૃષ્ટિ આત્માઓ શુભ પ્રકૃતિઓના અનુભાગને હણતા નથી. તથા મિથ્યાત્વી અને સમ્યક્ત્વી એ બંને પ્રકારના આત્માઓ સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયના ઉત્કૃષ્ટ રસનો નાશ કરતા નથી, પરંતુ દર્શનત્રિકના ક્ષપક આત્માઓજ ક્ષયકાળે તેના ઉત્કૃષ્ટ રસનો નાશ કરે છે. જો કે આ હકીકત પહેલા ટીકામાં કહેવાઈ ગઈ છે, ફરી ગાથામાં એજ હકીકત અહિં કહી છે. ॥૬૧॥

આ પ્રમાણે જઘન્ય અનુભાગસંક્રમનો સ્વામી કોણ હોઈ શકે તેના સંભવનો વિચાર કર્યો, હવે જઘન્ય અનુભાગ સંક્રમનો સ્વામિ કોણ હોય તે કહે છે—

**घाईणं जे खवगो जहण्ण रससंकमस्स ते सामी ।**
**आऊण जहण्णठिइ–बंधाओ आवली सेसा ॥६२॥**

**घातिनां यः क्षपकः जघन्यरससंक्रमस्य स स्वामी ।**
**आयुषां जघन्यस्थितिबंधात् आवलिका शेषा ॥६२॥**

અર્થ—જે ક્ષપક આત્મા છે તે ઘાતિકર્મ પ્રકૃતિઓના જઘન્ય રસસંક્રમનો સ્વામી છે. આયુના જઘન્યરસ સંક્રમનો સ્વામી તે તે આયુના જઘન્ય સ્થિતિબંધથી આરંભી પોતાની સમયાધિક આવલિકા શેષ રહે ત્યાં સુધીનો છે.

ટીકાનુ૦—ઘાતિ કર્મપ્રકૃતિઓના જઘન્ય રસ સંક્રમના સ્વામી ક્ષપક શ્રેણિમાં વર્ત્તનાર આત્માઓ છે. તે આત્માઓ ક્ષપકશ્રેણિમાં અંતરકરણ કર્યા પછી સ્થિતિઘાતાદિ વડે ક્ષય કરતા કરતા તે તે પ્રકૃતિઓની જઘન્યસ્થિતિ જ્યાં જ્યાં સંક્રમાવે છે ત્યાં ત્યાં જઘન્ય રસનો પણ સંક્રમ કરે છે. એટલે કે–અંતરકરણ કર્યા બાદ અનિવૃત્તિ બાદરસંપરાય વર્ત્તિ ક્ષપક આત્મા નવ નોકષાય અને સંજ્વલન ચતુષ્કનું અંતરકરણ કર્યા બાદ તેનો અનુક્રમે ક્ષય કરતા તે તે પ્રકૃતિની જઘન્ય સ્થિતિના સંક્રમકાળે જઘન્ય રસ પણ સંક્રમાવે છે. જ્ઞાનાવરણીયપંચક અંતરાયપંચક દર્શન ચતુષ્ક નિદ્રાદ્વિક એ સોળ પ્રકૃતિઓનો સમયાધિક

જાય છે કે પડીને મિથ્યાત્વે જાય છે. મોક્ષે જાય તો તો સર્વથા કર્મનો ક્ષય કરે છે, અને મિથ્યાત્વે જાય તો ત્યાં ગયા બાદ અંતર્મુહૂર્ત્ત પછી ઉત્કૃષ્ટ રસનો નાશ કરે છે. એટલે ઉપરના ગુણઠાણે બે છાસઠ સાગરજ પુન્યના ઉત્કૃષ્ટ રસને ટકાવી રાખે છે. સમ્યક્ત્વાદિ ગુણસ્થાનક વર્તિ આત્માઓના પરિણામ પ્રશસ્ત હોવાથી પુન્ય પ્રકૃતિઓના રસને ટકાવી શકે છે અને પાપનો રસ ઓછો કરે છે. મિથ્યાદૃષ્ટિઓ અંતર્મુહૂર્ત્તથી અધિક પુન્ય કે પાપ કોઇના રસને ટકાવી શકતા નથી.

આવલિકારૂપ શેષ સ્થિતિમાં વર્ત્તમાન ક્ષીણકષાય ગુણસ્થાનવર્ત્તિ આત્મા જઘન્ય અનુભાગ સંક્રમાવે છે. તથા સમ્યકત્વ અને મિશ્રમોહનીયનો ક્ષપક આત્મા પોત પોતાના ચરમ ખંડના સંક્રમકાળે જઘન્યાનુભાગ સંક્રમાવે છે. તથા ચાર આયુની જઘન્યસ્થિતિ બાંધીને–આયુકર્મમાં જઘન્યસ્થિતિ બંધાય ત્યારે રસ પણ જઘન્ય બંધાય છે માટે જઘન્યસ્થિતિનું ગ્રહણ કર્યું છે–બંધાવલિકા ગયા બાદ તે તે આયુની સમયાધિક એક આવલિકા શેષ રહે ત્યાં સુધી જઘન્ય[1] અનુભાગ સંક્રમાવે છે.

**अणतित्थुव्वलगाणं संभवओ आवलिए परएणं।**
**सेसाणं इगिसुहुमो घाइयअणुभागकम्मंसो ॥६३॥**

अनन्तानुबन्धितीर्थोद्वलकानां संभवत आवलिकायाः परतः।
शेषाणां सूक्ष्मैकेन्द्रियः घातितानुभागकर्मांशः ॥६३॥

અર્થ—જઘન્ય રસબંધના સંભવથી આરંભી આવલિકા બાદ અનન્તાનુબન્ધી તીર્થંકર અને ઉદ્વલન યોગ્ય પ્રકૃતિઓના જઘન્ય રસને સંક્રમાવે છે. શેષ પ્રકૃતિઓના જઘન્ય રસનો સંક્રમ જેણે સત્તામાંથી ઘણા રસનો નાશ કર્યો છે એવો સૂક્ષ્મ એકેન્દ્રિય કરે છે.

ટીકાનુ૦—અનંતાનુબન્ધિ, તીર્થંકર નામ, અને ઉદ્વલન યોગ્ય–નરકદ્વિક મનુજદ્વિક દેવદ્વિક વૈક્રિયસપ્તક આહારકસપ્તક ઉચ્ચૈર્ગોત્રરૂપ–એકવીશ પ્રકૃતિઓના જઘન્ય રસબંધના સંભવથી આરંભી બંધાવલિકા ગયા બાદ એટલે કે ઉપરોક્ત પ્રકૃતિઓનો જઘન્ય રસ બાંધીને આવલિકા–બંધાવલિકા ગયા બાદ જઘન્ય અનુભાગ સંક્રમાવે છે. કયો જીવ સંક્રમાવે તે કહે છે—વૈક્રિય સપ્તક દેવદ્વિક નરકદ્વિકનો જઘન્ય અનુભાગ અસંજ્ઞિ પંચેન્દ્રિય સંક્રમાવે છે, મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્રનો જઘન્યાનુભાગ સૂક્ષ્મનિગોદ, આહારક સપ્તકનો અપ્રમત્ત, તીર્થંકર નામકર્મનો અવિરત સમ્યગ્દષ્ટિ, અનન્તાનુબંધિ કષાયનો પશ્ચાતકૃત સમ્યકૃત્વ–સમ્યકત્વથી પડેલો મિથ્યાદષ્ટિ જઘન્ય રસ સંક્રમાવે છે. અસંજ્ઞિ આદિ

૧ કોઇ પણ કર્મની ઉદ્વર્ત્તના તેનો બંધ થતો હોય ત્યાં સુધીજ થાય છે. એટલે ઉદ્વર્ત્તનાનો બંધ સાથે સંબંધ છે, અપવર્ત્તનાનો બંધ સાથે સંબંધ નથી, બંધ હોય કે ન હોય પણ અપવર્ત્તના યોગ્ય અધ્યવસાયે ગમે ત્યારે થાય છે. ચાર આયુની જઘન્ય સ્થિતિ બંધાતા તેનો રસ પણ જઘન્ય બંધાય છે, હવે જો તે જઘન્ય આયુના બંધકાળ સુધીમાં તેના રસની ઉદ્વર્ત્તના ન થાય તો તેવોજ જઘન્ય રસ સત્તામાં રહે છે અને તેને સમયાધિક આવલિકા શેષ રહે ત્યાંસુધી સંક્રમાવે છે. તથા જ્યાં જ્યાં અન્ય સ્વરૂપે કરવા રૂપ સંક્રમ ઘટી શકે ત્યાં ત્યાં તે સંક્રમ સમજવો, અન્ય સ્થળે ઉદ્વર્ત્તના અપવર્ત્તના જે સંભવે તે સમજવો.

તે તે પ્રકૃતિઓનો જઘન્ય રસ બાંધી બંધાવલિકા ગયા બાદ સંક્રમાવી શકે છે. આ છવ્વીસ પ્રકૃતિઓનો જઘન્યાનુભાગ સંક્રમ એક સમય માત્ર હોય છે, ત્યાર બાદ અજઘન્ય સંક્રમ શરૂ થાય છે. ઉક્ત વ્યતિરિક્ત શેષ સત્તાણુ પ્રકૃતિઓનો જેણે સત્તામાંથી ઘણા રસનો નાશ કર્યો છે એવો, અને સૂક્ષ્મ એકેન્દ્રિયને જેટલા રસની સત્તા હોય તેનાથી પણ અલ્પ રસ બાંધતો, તથા તે ભવમાં કે અન્ય દ્વીન્દ્રિયાદિ ભવમાં વર્ત્તતો જ્યાં સુધી અન્ય વધારે અનુભાગ ન બાંધે ત્યાંસુધી જઘન્ય અનુભાગ સંક્રમાવતો સૂક્ષ્મ એકેન્દ્રિય તેઉકાયવાયુકાયનો આત્મા જઘન્ય અનુભાગ સંક્રમનો સ્વામી છે. અત્યંત અલ્પ રસની સત્તાવાળો અને અત્યંત અલ્પ રસ બાંધતો સૂક્ષ્મ એકેન્દ્રિય તેઉકાય કે વાયુકાય તેજ ભવમાં વર્ત્તતો હોય કે અન્ય બેઇન્દ્રિયાદિના ભવમાં વર્ત્તતો હોય પરંતુ જ્યાંસુધી અધિક રસ ન બાંધે ત્યાંસુધીજ જઘન્ય રસ સંક્રમાવે છે. ॥૬૩॥

આ પ્રમાણે જઘન્યાનુભાગ સંક્રમના સ્વામી કહ્યા. ત્યારબાદ સાદ્યાદિ પ્રરૂપણા કરવી જોઇએ. તે બે પ્રકારે છે-૧ મૂળપ્રકૃતિ વિષયક સાદ્યાદિ પ્રરૂપણા. ૨ ઉત્તર પ્રકૃતિ વિષયક સાદ્યાદિ પ્રરૂપણા. તેમાં પહેલા મૂળકર્મ વિષયક સાદ્યાદિ પ્રરૂપણા કહે છે—

**साइयवज्जो अजहण्णसंकमो पढमदुइयचरिमाणं ।**
**मोहस्स चउविगप्पो आउसणुक्कोसओ चउहा ॥६४॥**

**सादिवर्जोऽजघन्यसंक्रमः प्रथमद्वितीयचरमाणां ।**
**मोहस्य चतुर्विकल्प आयुषोऽनुत्कृष्टश्चतुर्द्धा ॥६४॥**

અર્થ—પહેલા બીજા અને છેલ્લા કર્મનો અજઘન્ય અનુભાગ સંક્રમ સાદિ વિના ત્રણ પ્રકારે છે, મોહનો ચાર પ્રકારે છે, અને આયુનો અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ ચાર પ્રકારે છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાય એ ત્રણ કર્મનો અજઘન્ય અનુભાગ સંક્રમ સાદિ ભંગ વર્જીને અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—એ ત્રણ કર્મનો જઘન્ય અનુભાગ સંક્રમ ક્ષીણમોહ ગુણસ્થાનકની સમયાધિક એક આવલિકા શેષ સ્થિતિ હોય ત્યારે થાય છે, તે એક સમય માત્ર થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળો અજઘન્ય અનુભાગ સંક્રમ પ્રવર્ત્તે છે. અને તે દરેક આત્માઓને અનાદિ કાળથી પ્રવર્ત્તતો હોવાથી અનાદિ છે, ભવિષ્યમાં કોઈ પણ કાળે નાશ નહિ થાય માટે અભવ્ય આશ્રયી અનંત, અને ભવ્ય આત્મા બારમા ગુણસ્થાનકના ચરમ સમયે અજઘન્ય અનુભાગ સંક્રમનો નાશ કરશે માટે તેઓ આશ્રયી સાંત. બારમા ગુણસ્થાકથી

પડતો નહિ હોવાથી અજઘન્ય અનુભાગ સંક્રમની સાદિ-શરૂઆત નથી. તથા મોહનીયનો અજઘન્ય અનુભાગ સંક્રમ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન આત્માને દશમા ગુણસ્થાનકની સમયાધિક એક આવલિકા શેષ સ્થિતિ હોય ત્યારે મોહનીયનો જઘન્ય અનુભાગ સંક્રમ થાય છે. તે એક સમયજ થતો હોવાથી તે સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળો અનુભાગ સંક્રમ અજઘન્ય છે. તે ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન ક્ષાયિક સમ્યક્ત્વીને ઉપશાંતમોહગુણસ્થાનકે થતો નથી, ઉપશાંતમોહગુણસ્થાનકથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન હજુ સુધી જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્ય આશ્રયી ધ્રુવ-અનન્ત, અને ભવ્યો આશ્રયી સાંત છે. આયુનો અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ સાદિ આદિ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—અપ્રમત્ત ગુણસ્થાનકે દેવાયુનો ઉત્કૃષ્ટ અનુભાગ બાંધીને તેની બંધાવલિકા ગયા બાદ સંક્રમાવવાની શરૂઆત કરે છે, અને તેને-ઉત્કૃષ્ટ રસને અનુત્તરદેવના ભવમાં આવલિકા ન્યૂન તેત્રીસ સાગરોપમ પર્યંત સંક્રમાવે છે. એટલે કે અનુત્તરદેવના ભવમાં રહેતા ઉત્કૃષ્ટ રસને ત્યાં સુધી સંક્રમાવે છે યાવત્ તેત્રીસ સાગરોપમ પ્રમાણ સ્થિતિ જાય માત્ર તેની એક છેલ્લી આવલિકા સ્થિતિ શેષ રહે. તે સિવાયનો આયુનો સઘળો અનુભાગ સંક્રમ અનુત્કૃષ્ટ છે, અનુત્તરદેવમાંથી મનુષ્યમાં આવતા અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ પ્રવર્ત્તે માટે તે સાદિ, અભવ્ય આશ્રયી અનંત અને ભવ્યઆશ્રયી સાંત છે.

**साइयवज्जो वेयणियनामगोयाण होइ अणुक्कोसो ।**
**सव्वेसु सेसभेया साई अधुवा य अणुभागे ॥६५॥**

**सादिवर्जो वेदनीयनामगोत्राणां भवत्यनुत्कृष्टः ।**
**सर्व्वेषां शेषभेदाः साद्यध्रुवाश्चानुभागे ॥६५॥**

અર્થ—વેદનીય નામ અને ગોત્રકર્મનો અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ સાદિ સિવાય ત્રણ ભાંગે છે. સઘળા કર્મના ઉત્કૃષ્ટ આદિ શેષ ભેદો સાદિ સાંત છે.

ટીકાનુ૦—વેદનીય નામ અને ગોત્રકર્મનો અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ સાદિ સિવાય અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ ભાંગે છે. તે આ પ્રમાણે-વેદનીય નામ અને ગોત્રકર્મના ઉત્કૃષ્ટ અનુભાગનો બંધ ક્ષપકશ્રેણિમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે થાય છે. ત્યાં ઉત્કૃષ્ટ રસ બાંધીને તેની બંધાવલિકા વીત્યા બાદ સયોગિકેવલિના ચરમ સમય પર્યંત સંક્રમાવે છે. અમુક નિયમિત કાળ પર્યંતજ ઉત્કૃષ્ટ રસનો સંક્રમ થતો હોવાથી તે સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળો અનુભાગ સંક્રમ અનુત્કૃષ્ટ છે, અને તે સામાન્યતઃ સર્વ જીવોને અનાદિ

કાળથી થાય છે માટે અનાદિ, અભવ્ય આશ્રયી અનંત અને ભવ્ય આશ્રયી સાંત છે. તથા સઘળા મૂળકર્મમાંના અનુભાગ સંક્રમના વિષયમાં ઉક્ત શેષ વિકલ્પો સાદિ સાંત ભાંગે છે. તેમાં ચાર ઘાતિકર્મના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અને જઘન્ય એ ત્રણ શેષ છે, તેમાં જઘન્ય સાદિસાંત ભાંગે છે, અને તેનો અજઘન્ય ભંગ કહેતા વિચાર કર્યોજ છે. ઉપરોક્ત ચાર ઘાતિકર્મનો મિથ્યાદષ્ટિ જ્યારે ઉત્કૃષ્ટ રસ બાંધે અને તેની જ્યાંસુધી સત્તા રહે ત્યાંસુધી બંધાવલિકા ગયા બાદ સંક્રમાવે, ત્યારબાદ અનુત્કૃષ્ટ સંક્રમાવે, આ પ્રમાણે મિથ્યાદષ્ટિને વારા ફરતી ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ રસનો સંક્રમ થતો હોવાથી તે બંને સાદિ સાંત છે. તથા ચાર અઘાતિકર્મના જઘન્ય અજઘન્ય અને ઉત્કૃષ્ટ એ ત્રણ શેષ છે, તેમાં અનુત્કૃષ્ટ રસ સંક્રમ કહેવાના પ્રસંગે ઉત્કૃષ્ટ રસ સંક્રમનો વિચાર કર્યો છે. જઘન્ય રસ સંક્રમ સૂક્ષ્મ અપર્યાપ્ત એકેન્દ્રિયને થાય છે, અજઘન્ય પણ તેને થાય છે માટે તે બંને સાદિ સાંત ભાંગે છે. ॥૬૫॥

મૂળ કર્મપ્રકૃતિ સંબંધે સાદ્યાદિ પ્રરૂપણા કરી. હવે ઉત્તરપ્રકૃતિ સંબંધે સાદ્યાદિ પ્રરૂપણા કરવા ઇચ્છતા કહે છે—

**अजहण्णो चउभेओ पढमगसंजलणनोकसायाणं ।**
**साइयवज्जो सो च्चिय जाणं खवगो खवियमोहो ॥६६॥**

**अजघन्यश्चतुर्भेदः प्रथमसंज्वलननोकषायाणां ।**
**सादिवर्जः स एव यासां क्षपकः क्षपितमोहः ॥६६॥**

અર્થ—પહેલો કષાય, સંજ્વલન અને નવ નોકષાયનો અજઘન્ય અનુભાગ સંક્રમ ચાર પ્રકારે છે. તથા જે પ્રકૃતિઓનો ક્ષપક–જેણે મોહનો નાશ કર્યો છે એવો–આત્મા છે તે પ્રકૃતિઓનો અજઘન્ય અનુભાગ સંક્રમ સાદિ વર્જ ત્રણ પ્રકારે છે.

ટીકાનુ૦—અનન્તાનુબંધિ કષાય સંજ્વલન કષાય અને નવ નોકષાય એ સત્તર પ્રકૃતિઓનો અજઘન્ય અનુભાગ સંક્રમ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–અનંતાનુબંધિ વિના ઉપરોક્ત તેર પ્રકૃતિઓનો જઘન્ય અનુભાગ સંક્રમ તે તે પ્રકૃતિઓના ક્ષયકાળે તેની જઘન્ય સ્થિતિનો સંક્રમ થાય ત્યારે હોય છે. અને [1]અનંતાનુબંધિ કષાયનો જઘન્ય

૧ પ્રશ્નઃ—સંજ્વલન આદિ પ્રકૃતિઓનો જઘન્ય રસ સંક્રમ તેની જઘન્યસ્થિતિ સંક્રમકાળે કહ્યો, અને અનંતાનુબંધિનો તે કષાય સર્વથા ઉવેલાઇ ગયા બાદ મિથ્યાત્વે આવી ફરી બાંધે, અને તેની બંધાવલિકા ગયા બાદ બીજી આવલિકાના પ્રથમ સમયે કહ્યો, એમ કેમ? શા માટે જઘન્યસ્થિતિ સંક્રમકાળે તેનો જઘન્યરસ સંક્રમ ન કહ્યો?

અનુભાગ સંક્રમ સમ્યકત્વ અવસ્થામાં તે કષાયો ઉદ્વલના સંક્રમ વડે સર્વથા ઉવેલાઈ જાય, ત્યાર બાદ પડી મિથ્યાત્વે આવે, ત્યાં મિથ્યાત્વરૂપ હેતુવડે ફરી બાંધે, તેની બંધાવલિકા ગયા બાદ બીજી આવલિકાના પ્રથમ સમયે થાય છે. આ સિવાયનો એ સત્તરે પ્રકૃતિનો સઘળો અનુભાગ સંક્રમ અજઘન્ય છે. ઉપશમ શ્રેણિમાં સર્વથા ઉપશાંત તે સત્તરે પ્રકૃતિનો અજઘન્ય અનુભાગ સંક્રમ થતો નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેણે પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, ભવ્ય આશ્રયી અધ્રુવ, અને અભવ્ય આશ્રયી ધ્રુવ છે. તથા જે પાંચ જ્ઞાનાવરણ સ્ત્યાનર્દ્ધિત્રિક વિના છ દર્શનાવરણ અને પાંચ અંતરાયરૂપ સોળ પ્રકૃતિઓના ક્ષપક ક્ષીણમોહગુણસ્થાનકવર્ત્તી આત્માઓ છે, તે પ્રકૃતિઓનો અજઘન્ય અનુભાગસંક્રમ સાદિ સિવાય અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ ભાંગે છે. તે આ પ્રમાણે–એ સોળ કર્મપ્રકૃતિઓનો જઘન્ય અનુભાગસંક્રમ ક્ષીણકષાય ગુણસ્થાનની સમયાધિક એક આવલિકા સ્થિતિ શેષ હોય ત્યારે થાય છે. તે એક સમયપ્રમાણ હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો અન્ય સઘળો અજઘન્ય અનુભાગ સંક્રમ છે. તેની આદિ નથી માટે અનાદિ, ભવ્યને અધ્રુવ અને અભવ્યને ધ્રુવ છે. ॥૬૬॥

**सुभधुवचउवीसाए होइ अणुक्कोस साइपरिवज्जो ।**
**उज्जोयरिसभओरालियाण चउहा दुहा सेसा ॥६७॥**

**शुभध्रुवचतुर्विंशतेर्भवत्यनुत्कृष्टः सादिपरिवर्जः ।**
**उद्योतर्षभौदारिकानां चतुर्द्धा द्विधा शेषाः ॥६७॥**

ઉત્તર—અનંતાનુબંધિની જઘન્યસ્થિતિનો સંક્રમ અનંતાનુબંધિની વિસંયોજના કરતા તેનો ચરમખંડ સર્વથા સંક્રમાવે ત્યારે થાય છે. તે વખતે તે ચરમખંડમાં કાળભેદે અનેક સમયના બંધાયલા દલિકો હોય છે. અનેક સમયના બંધાયલા દલિકો હોવાને લીધે તેમાં શુદ્ધ એકજ સમયના બંધાયલા દલિકોના રસથી વધારે હોય તે સ્વાભાવિક છે. એટલે જ ઉપરના ગુણઠાણે અનંતાનુબંધિનો નાશ કરી પડી પહેલે ગુણઠાણે આવે ત્યાં તદ્પ્રાયોગ્ય વિશુદ્ધ પરિણામે શકયતા પ્રમાણે ઓછી સ્થિતિ અને રસવાળા દલિકો બાંધે, બંધાવલિકા ગયા બાદ બીજી આવલિકાના પ્રથમ સમયે તે શુદ્ધ એક સમયના બાંધેલા જઘન્યરસયુક્ત દલિકોને સંક્રમાવે તેને જઘન્યરસ સંક્રમ કહ્યો છે. અનંતાનુબંધિ વિના બીજી કોઇ પણ મોહ પ્રકૃતિ સત્તામાંથી સર્વથા નષ્ટ થયા પછી ફરી બંધાઇ સત્તામાં આવતી નથી, માત્ર અનંતાનુબંધિ કષાયો જ એવા છે કે તેનો સત્તામાંથી સર્વથા નાશ થયા પછી મિથ્યાત્વરૂપ બીજ નાશ ન થયું હોય તો ફરી સત્તામાં આવી શકે છે. એટલે તેનો જઘન્ય રસ સંક્રમનો કાળ અને સંજ્વલનાદિના જઘન્ય રસ સંક્રમનો કાળ જુદો પડે છે.

આ પ્રમાણે લગભગ જે પ્રકૃતિઓનો સર્વથા નાશ થવા પછી ફરી બંધાઇ શકતી હોય તેનો જઘન્યરસ સંક્રમ અનંતાનુબંધિની રીતે કહેવામાં હરકત નથી.

અર્થ—શુભ ધ્રુવ ચોવીસ પ્રકૃતિનો અનુત્કૃષ્ટ રસસંક્રમ સાદિ વર્જ ત્રણ ભાંગે છે, ઉદ્યોત વજ્રઋષભનારાચ સંહનન અને ઔદારિક સપ્તકનો અનુત્કૃષ્ટ રસસંક્રમ ચાર પ્રકારે છે, અને શેષ વિકલ્પો બે ભાંગે છે.

ટીકાનું૦—લગભગ જે પ્રકૃતિઓનો સમ્યક્ત્વી આત્માઓને બંધ ધ્રુવ છે તેવી શુભ ધ્રુવ ત્રસાદિ દશક સાતવેદનીય પંચેન્દ્રિયજાતિ અગુરૂલઘુ ઉચ્છ્વાસ નિર્માણ પ્રશસ્તવિહાયોગતિ સમચતુરસ્રસંસ્થાન પરાઘાત તૈજસ કાર્મણ શુભ વર્ણ ચતુષ્કરૂપ ચોવીસ પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ આદિ વર્જિત અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ ભાંગે છે. અહિં તૈજસ અને કાર્મણના ગ્રહણથી તેનું સપ્તક લઇએ, અને શુભવર્ણાદિ ચતુષ્કના સ્થાને શુભ વર્ણાદિ અગીઆર લઈએ તો ચોવીસમાં બાર મળતાં છત્રીસ થાય છે. કર્મપ્રકૃતિમાં "तिव्वहिंो छत्तीसाए अणुक्कोसो" એ પદથી છત્રીસ લીધી છે, એટલે વિવક્ષાવશાત્ બંધન સંઘાતન અને વર્ણાદિના ભેદો ગ્રહણ કરીએ તો પણ કંઈ વિરોધ નથી. હવે ત્રણ ભાંગા ઘટાવે છે, તે આ પ્રમાણે-આ ચોવીસ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અનુભાગ ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન ક્ષપક આત્મા પોતપોતાના બંધવિચ્છેદ સમયે બાંધે છે. તે ઉત્કૃષ્ટરસ બાંધીને બંધાવલિકા ગયા બાદ સંક્રમાવવાનો આરંભ કરે છે. તેને ત્યાં સુધી સંક્રમાવે છે યાવત્ સયોગિકેવલિનો ચરમ સમય આવે. ક્ષપક બાદરસંપરાય સૂક્ષ્મસંપરાય ક્ષીણમોહ અને સયોગિકેવલિ સિવાય શેષ સર્વને એ પ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ થાય છે. તેની આદિ નથી અનાદિકાળથી થાય છે માટે અનાદિ, અભવ્યઆશ્રયી અનંત અને ભવ્ય આશ્રયી સાંત છે. તથા ઉદ્યોત વજ્રઋષભનારાચસંઘયણ અને ઔદારિક સપ્તકનો અનુત્કૃષ્ટ અનુભાગ સંક્રમ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભાંગે છે. તે આ પ્રમાણે-ઉદ્યોત સિવાય ઉપરોક્ત આઠ કર્મપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અનુભાગ અત્યન્ત વિશુદ્ધિ પરિણામી સમ્યગ્દષ્ટિ દેવ બાંધે છે, બાંધી આવલિકા વ્યતીત થયા બાદ સંક્રમાવે છે. અને ઉદ્યોતનામકર્મનો સમ્યક્ત્વને પ્રાપ્ત કરતો અનિવૃત્તિકરણના ચરમસમય વર્તી મિથ્યાદષ્ટિ સાતમી નરક પૃથ્વીમાં વર્ત્તમાન આત્મા ઉત્કૃષ્ટ અનુભાગ બાંધે છે. અને તેને બંધાવલિકા ગયા બાદ સંક્રમાવે છે. તે નવે પ્રકૃતિના ઉત્કૃષ્ટ અનુભાગને જઘન્ય અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ બે છાસઠ સાગરોપમ પર્યંત સંક્રમાવે છે. જો કે [1]સાતમી નરકપૃથિવીમાં સમ્યક્ત્વમાં વર્ત્તમાન આત્મા છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં તો અવશ્ય મિથ્યાત્વે જાય છે, તોપણ આગળના તિર્યંચના ભવમાં જે જીવ અપર્યાપ્તા-

૧ કોઇ આત્મા સાતમી નારકીમાં સમ્યક્ત્વ લઈ જતો નથી ત્યાંથી સમ્યક્ત્વ લઈ મરતો નથી. પર્યાપ્તાવસ્થામાં તેને સમ્યક્ત્વ થાય છે અને તે છેલ્લા અંતર્મુહૂર્ત્ત ન્યૂન ભવસ્થિતિ પર્યંત ઉત્કૃષ્ટથી ટકે છે.

વસ્થાના અંતર્મુહૂર્ત બાદ સમ્યક્ત્વ પ્રાપ્ત કરશે તેને અહિં ગ્રહણ કર્યો છે. અહિં વચમાં થોડો મિથ્યાત્વનો કાળ હોવા છતાં પણ પ્રાચીન ગ્રંથોમાં વિવક્ષ્યો નથી એટલે ટીકાકાર મહારાજ કહે છે કે અમે પણ વિવક્ષ્યો નથી. તેથીજ એ છાસઠ સાગરોપમ ઉત્કૃષ્ટાનુભાગસંક્રમનો કાળ કહ્યો છે. ઉત્કૃષ્ટથી પડતા અનુત્કૃષ્ટ અનુભાગનો સંક્રમ થાય છે, તે જ્યારે થાય ત્યારે સાદિ. તે સ્થાન જેણે પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ છે. ઉક્ત પ્રકૃતિઓના શેષ વિકલ્પો સાદિ સાંત એમ બે ભાંગે છે. તે આ પ્રમાણે–અનંતાનુબન્ધિ આદિ સત્તર અને જ્ઞાનાવરણીયાદિ સોળ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અનુભાગસંક્રમ અતિ સંકિલષ્ટ પારણામી મિથ્યાદષ્ટિને થાય છે. (તેના ઉત્કૃષ્ટ રસનો બંધ સંકિલષ્ટ મિથ્યાત્વને થાય છે અને બંધાવલિકા ગયા બાદ સંક્રમાવે છે) અન્તર્મુહૂર્તબાદ અનુત્કૃષ્ટ થાય છે, વળી જ્યારે ઉત્કૃષ્ટરસ બાંધે ત્યારે ઉત્કૃષ્ટ અનુભાગસંક્રમ, ત્યારબાદ અનુત્કૃષ્ટ રસ સંક્રમ થાય છે. આ પ્રમાણે વારાફરતી થતા હોવાને લીધે તે બંને સાદિ સાંત ભાંગે છે. જઘન્યના સાદિ સાંત સંબંધમાં તો વિચાર કરી જ ગયા છે. તથા શુભ ધ્રુવ ચોવીસ પ્રકૃતિનો જઘન્ય અનુભાગ સંક્રમ જેણે ઘણા રસની સત્તાનો નાશ કર્યો છે તેવા સૂક્ષ્મએકેન્દ્રિયને હોય છે. જ્યાં સુધી તેવા પ્રકારના ઘણા રસની સત્તાનો નાશ ન કર્યો હોય ત્યાં સુધી તેને પણ અજઘન્ય રસસંક્રમ[1] હોય છે. માટે એ બંને સાદિ સાંત છે. ઉત્કૃષ્ટ આશ્રયી તો અનુત્કૃષ્ટ પર ભંગ કહેવાના અવસરે વિચાર કર્યો છે જ. તથા શેષ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અનુભાગ બંધ સંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્તાને–શુભ પ્રકૃતિઓનો વિશુદ્ધ પરિણામે અને અશુભ પ્રકૃતિઓનો સંકલેશ પરિણામે થાય છે, શેષ કાલ અનુત્કૃષ્ટ રસબંધ થાય છે, જેમ બંધ થાય છે તેમ સંક્રમ પણ થાય છે માટે તે બંને સાદિ સાંત છે. તથા જઘન્ય અનુભાગ સંક્રમ જેણે ઘણા રસની સત્તાનો નાશ કર્યો છે તેવા સૂક્ષ્મ એકેન્દ્રિયને હોય છે, જ્યાં સુધી તેવા પ્રકારના ઘણા રસની સત્તાનો નાશ ન થયો હોય ત્યાં સુધી અજઘન્ય રસ સંક્રમ તે સૂક્ષ્મ એકેન્દ્રિયમાં કે અજઘન્ય રસની સત્તાવાળા અન્ય જીવોમાં પણ હોય છે માટે તે બંને સાદિ સાંત છે. આ પ્રમાણે જઘન્યાદિ વિકલ્પો પર સાદિ આદિ ભંગોનો વિચાર કર્યો. આ પ્રમાણે અનુભાગ સંક્રમનું સ્વરૂપ કહ્યું. ॥૬૭॥

## અનુભાગ સંક્રમ સમાપ્ત.

૧ જો ઉત્કૃષ્ટ રસનો બંધ કે સંક્રમ પહેલા ગુણઠાણે થતો હોય તો અનુત્કૃષ્ટ પર સાદિ સાંત એ બે ભાંગા ઘટે, ને જઘન્ય પહેલે ગુણઠાણે થતો હોય તો અજઘન્ય પર બે ભાંગા ઘટે. કેમકે વારાફરતી થાય છે. જેના જઘન્ય કે ઉત્કૃષ્ટ બંધ કે સંક્રમ ઉપરના ગુણઠાણે થતા હોય તેના અજઘન્ય અને અનુત્કૃષ્ટ પર ત્રણ કે ચાર ભાંગા ઘટે. કેમકે ચડીને પડેલા નહિ ચડનાર અને હવે પછી ચડનાર જીવો હોય છે.

આ રીતે અનુભાગસંક્રમનું સ્વરૂપ કહ્યું, હવે પ્રદેશસંક્રમ કહેવાનો અવસર છે- તેમાં પાંચ અર્થાધિકાર-વિષયો કહેવાના છે, તે આ-ભેદ, લક્ષણ-સ્વરૂપ, સાદ્યાદિ પ્રરૂપણા, ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમસ્વામી, અને જઘન્ય પ્રદેશ સંક્રમસ્વામી. તેમાંથી પહેલા ભેદ અને લક્ષણને પ્રતિપાદન કરતા આ ગાથા કહે છે—

**विज्झा—उव्वलण-अहापवत्त-गुण-सव्वसंकमेहि अणू।**
**जं नेइ अण्णपगइं पएससंकामणं एयं ॥६८॥**

**विध्यातोद्वलनयथाप्रवृत्तगुणसर्व्वसंक्रमैः अणून्।**
**यन्नयत्यन्यप्रकृतिं प्रदेशसंक्रमणमेतत् ॥६८॥**

અર્થ—વિધ્યાત-ઉદ્વલન-યથાપ્રવૃત્ત-ગુણ અને સર્વસંક્રમવડે કર્મ પરમાણુઓને અન્ય પ્રકૃતિ પ્રત્યે જે લઈ જવા એટલે અન્ય પ્રકૃતિ સ્વરૂપે જે કરવા તે પ્રદેશસંક્રમ કહેવાય છે.

ટીકાનુ૦—વિધ્યાતસંક્રમ, ઉદ્વલનાસંક્રમ, યથાપ્રવૃત્તસંક્રમ, ગુણસંક્રમ, અને સર્વસંક્રમ એમ પ્રદેશસંક્રમ પાંચ પ્રકારે છે. એ પ્રદેશસંક્રમના ભેદો કહ્યા. એ પાંચ સંક્રમ વડે જેની બંધાવલિકા વીતી ગઈ છે એવા સત્તાગત કર્મ પરમાણુઓને-વર્ગણાઓને પતદ્ગ્રહ પ્રકૃતિમાં નાખીને તે સ્વરૂપે કરવા તે પ્રદેશ સંક્રમ કહેવાય છે. આ પાંચ સંક્રમ વડે આત્મા અન્ય સ્વરૂપે રહેલ સત્તાગત કર્મ પરમાણુઓને પતદ્ગ્રહ પ્રકૃતિ સ્વરૂપે કરે છે. જેમ સાતા વેદનીયના અણુઓને બંધાતી અસાત રૂપે અથવા અસાતાના કર્મ્માણુઓને બંધાતી સાતા રૂપે કરે તે સઘળો પ્રદેશસંક્રમ કહેવાય છે. આ રીતે વિધ્યાતસંક્રમાદિ વડે કર્મ્માણુઓને જે અન્ય પ્રકૃતિ સ્વરૂપે કરે છે તે પ્રદેશસંક્રમ કહેવાય છે એમ કહ્યું. આ પ્રમાણે સંક્રમનું સ્વરૂપ કહ્યું.

એ પાંચ સંક્રમમાંના પહેલા વિધ્યાતસંક્રમનું સ્વરૂપ કહે છે—

**जाण न बंधो जायइ आसज्ज गुणं भवं व पगईणं।**
**विज्झाओ ताणंगुलअसंखभागेण अण्णत्थ ॥६९॥**

**यासां बंधो न जायते आसाद्य गुणं भवं वा प्रकृतीनां।**
**विध्यातः तासामंगुलासंख्येयभागेनान्यत्र ॥६९॥**

અર્થ—જે કર્મ પ્રકૃતિઓનો ગુણ અથવા ભવને આશ્રયીને બંધ થતો નથી તે કર્મ પ્રકૃતિઓનો વિધ્યાતસંક્રમ થાય છે. પ્રથમ સમયે વિધ્યાતસંક્રમવડે જેટલું દલિક પર પ્રકૃતિમાં સંક્રમાવે છે, તે માને શેષ દલિકોને પણ સંક્રમાવે તો અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશ પ્રદેશ જેટલા સમયો વડે સંક્રમાવી રહે છે.

ટીકાનુ૦—સંક્રમનું સામાન્ય સ્વરૂપ તો પૂર્વની ગાથામાં કહ્યું છે. પ્રદેશ સંક્રમ વડે સત્તાગત કર્મ્માણુઓને અન્ય સ્વરૂપે કરવાના હોય છે. કઇ રીતે અન્ય સ્વરૂપે થાય તે આ પાંચ સંક્રમના ભેદનું સ્વરૂપ સમજવાથી સમજાશે. અહિં પ્રથમ વિધ્યાત સંક્રમનું સ્વરૂપ અને તે કઈ કર્મપ્રકૃતિઓનો થાય તે કહે છે– વિધ્યાત=વિશિષ્ટ સમ્યક્ત્વાદિ ગુણ કે દેવાદિ ભવને આશ્રયીને જે કર્મપ્રકૃતિઓનો બંધ શાંત થયેલ–નષ્ટ થયેલ છે–બંધ થતો નથી તેવી પ્રકૃતિઓનો જે સંક્રમ તે વિધ્યાત સંક્રમ છે. હવે કઇ પ્રકૃતિનો વિધ્યાતસંક્રમ થાય છે, તે કહેવા માટે ભવ કે ગુણઆશ્રયી કઈ પ્રકૃતિઓનો બંધ થતો નથી તે કહે છે–મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે સોળ કર્મપ્રકૃતિઓનો બંધ વિચ્છેદ થાય છે, એટલે તે સોળ પ્રકૃતિઓનો સાસ્વાદનાદિ ગુણઠાણામાં ગુણ નિમિત્તે બંધ થતો નથી. એ પ્રમાણે સાસ્વાદને પચીસ પ્રકૃતિઓનો બંધવિચ્છેદ થાય છે, તેનો મિશ્રદૃષ્ટિ આદિ ગુણઠાણાઓમાં બંધ થતો નથી. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણઠાણે દશનો બંધવિચ્છેદ થાય છે, તેનો દેશવિરતિ આદિમાં બંધ થતો નથી. દેશવિરતિ ગુણઠાણે ચારનો બંધવિચ્છેદ થાય છે, તેનો અપ્રમત્તાદિ ગુણઠાણામાં બંધ થતો નથી. પ્રમત્ત ગુણઠાણે છ પ્રકૃતિનો બંધવિચ્છેદ થાય છે, તેનો અપ્રમત્તાદિ ગુણઠાણામાં બંધ થતો નથી. જે જે ગુણઠાણાથી બંધ થતો નથી તે તે પ્રકૃતિઓનો ત્યાંથી વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે. તથા વૈક્રિય સપ્તક, આહારક સપ્તક, દેવદ્વિક, નરકદ્વિક, એકેન્દ્રિય બે ઇન્દ્રિય તેઈન્દ્રિય અને ચઉરિન્દ્રિય જાતિ, સ્થાવર, સૂક્ષ્મ, સાધારણ, અપર્યાપ્ત અને આતપ એ સત્તાવીશ પ્રકૃતિઓને નારકીઓ અને સનત્કુમારાદિ દેવો ભવનિમિત્તે બાંધતા નથી. તિર્યગ્દ્વિક અને ઉદ્યોત સાથે પૂર્વોક્ત સત્તાવીશ પ્રકૃતિઓ આનતાદિ દેવો બાંધતા નથી. સંઘયણ ષટ્ક, પ્રથમ સંસ્થાન વર્જીને શેષ સંસ્થાન, નપુંસક વેદ, મનુજદ્વિક ઔદારિક સપ્તક, તિર્યંચ ગતિમાં એકાન્તે અનુભવવા યોગ્ય સ્થાવરનામકર્માદિ દશ પ્રકૃતિઓ દુર્ભગત્રિક, નીચગોત્ર અને અપ્રશસ્તવિહાયોગતિ એ કર્મપ્રકૃતિઓને ભવસ્વભાવે યુગલિકો બાંધતા નથી. આ પ્રમાણે જે જે પ્રકૃતિઓ જે જે ગતિમાં ભવનિમિત્તે બંધાતી નથી તેનો તેનો ત્યાં ત્યાં વિધ્યાત સંક્રમ પ્રવર્ત્તે છે. તાત્પર્ય એ કે જે જે કર્મ જેને જેને કે જ્યાં જ્યાં ગુણનિમિત્તે કે ભવનિમિત્તે બંધમાં આવતું નથી તે તે કર્મ તેને તેને કે ત્યાં ત્યાં વિધ્યાતસંક્રમ યોગ્ય છે એમ સમજવું, એટલે કે તે તે કર્મપ્રકૃતિઓનો ત્યાં ત્યાં વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે એમ સમજવું. હવે દલિકના પ્રમાણના નિરૂપણ માટે કહે છે–

વિધ્યાતસંક્રમવડે પહેલા સમયે જેટલું કર્મદલિક પરપ્રકૃતિમાં નાખે છે, તેટલા પ્રમાણથી શેષ દલિકને પણ પરપ્રકૃતિમાં નાખે તો અંગુલ માત્ર ક્ષેત્રના અસંખ્યાતમા ભાગમાં જેટલા આકાશ પ્રદેશ હોય તેટલા સમયો વડે સંપૂર્ણ પણે સંક્રમાવી રહે છે. તાત્પર્ય એ કે–પ્રથમ સમયે જેટલું કર્મદલિક વિધ્યાત સંક્રમ-

વડે અન્ય પ્રકૃતિમાં સંક્રમાવે, તે પ્રમાણ વડે તે પ્રકૃતિના અન્ય દલિકને સંક્રમાવે તો તેને સંપૂર્ણ પણે સંક્રમાવતા ઉપરોક્ત આકાશપ્રદેશની સંખ્યાપ્રમાણ સમયો જેટલો અસંખ્યાતિ ઉત્સર્પિણી અવસર્પિણી પ્રમાણ કાળ જાય છે. આ સંક્રમવડે કોઈ કર્મપ્રકૃતિના સઘળા દલિકો સત્તામાંથી ખાલી થતા નથી, અહિં તો અસત્કલ્પનાએ આ ક્રમે સંક્રમાવે તો કેટલો કાળ જાય તે જ માત્ર કહ્યું છે. આ વિધ્યાતસંક્રમ પ્રાયઃ [1]યથાપ્રવૃત્તસંક્રમના અંતે પ્રવર્ત્તે છે.

આ રીતે વિધ્યાતસંક્રમનું સ્વરૂપ કહ્યું, હવે ઉદ્વલનાસંક્રમનું સ્વરૂપ કહે છે.—

**पलियस्ससंखभागं अंतमुहुत्तेण तीए उव्वलइ ।**
**एवं पलियासंखियभागेणं कुणइ निल्लेवं ॥७०॥**

**पल्यस्यासंख्येयभागमन्तर्मुहूर्त्तेन तस्या उद्वलयति ।**
**एवं पल्यासंख्येयभागेन करोति निर्लेपम् ॥७०॥**

અર્થ:—સત્તાગત સ્થિતિના અગ્રભાગથી પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ ખંડને અંતર્મુહૂર્ત્તકાળે ઉવેલે છે. એ પ્રમાણે ઉવેલતા પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાત્ર કાલે સર્વથા નિર્લેપ કરે છે.

ટીકાનુ૦—કર્મોને સત્તામાંથી નિર્મૂળ કરવામાં જે ઉપયોગી સાધનો છે તેમાં ઉદ્વલના સંક્રમ પણ એક પ્રબળ સાધન છે. ઉદ્વલનાનો અર્થ જ ઉખેડવું સત્તામાંથી નિર્મૂળ કરવું એવો થાય છે, એટલે એ સંક્રમવડે સત્તાગત સ્થિતિના અગ્ર ભાગમાંથી પલ્યોપમના અસંખ્યાતમાભાગ જેવડા ખંડને લઈ તેને અંતર્મુહૂર્ત્તકાળે નાશ કરે છે, વળી બીજો ખંડ લે છે તેને અંતર્મુહૂર્ત્તકાળે નાશ કરે છે, એ પ્રમાણે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિખંડને લેતો અને તેને અંતર્મુહૂર્ત્તકાળે નાશ કરતો સત્તાગત સંપૂર્ણ સ્થિતિને અંતર્મુહૂર્ત્તકાળે કે પલ્યોમના અસંખ્યાતમા ભાગપ્રમાણકાળે નાશ કરે છે. પહેલા ગુણઠાણે સમ્યક્ત્વ મિશ્રમોહનીયાદિને નિર્મૂળ કરતા પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ

૧ વિધ્યાસંક્રમ યથાપ્રવૃત્ત સંક્રમના અંતે કહેવાનું કારણ યથાપ્રવૃત્ત સંક્રમ સામાન્ય છે, બંધ યોગ્ય સઘળી પ્રકૃતિઓનો તે થાય છે, અને વિધ્યાતસંક્રમ તો ગુણ કે ભવનિમિત્તે જે જે પ્રકૃતિઓ બંધમાંથી વિચ્છિન્ન થઇ તેનો તેનો થાય છે. એટલે સાધારણ રીતે પહેલા યથાપ્રવૃત્તસંક્રમ પ્રવર્ત્તે છે અને બંધમાંથી વિચ્છિન્ન થયા બાદ વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે. આમ યથાપ્રવૃત્તસંક્રમના અંતે વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે એમ કહ્યું છે. પ્રાયઃ કહેવાનું કારણ અન્યસંક્રમ પ્રવર્ત્યા બાદ પણ વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે તો વાંધો નથી એમ જણાવવા માટે છે. જેમકે ઉપશમ શ્રેણિમાં ગુણસંક્રમ પ્રવર્ત્યા બાદ મરણ પામી અનુત્તર વિમાનમાં જાય તો ગુણ નિમિત્તે નહિ બંધાતી પ્રકૃતિઓનો વિધ્યાતસંક્રમ થાય છે.

કાળ જાય છે. અને ઉપરના ગુણઠાણે અનંતાનુબંધિ આદિ કર્મપ્રકૃતિઓને નિર્મૂળ કરતા અંતર્મુહૂર્ત્તકાળ જાય છે. આ હકીકત તથા કઇ કઇ પ્રકૃતિઓમાં ઉદ્વલના સંક્રમ પ્રવર્ત્તે છે તે ક્રમપૂર્વક કહે છે-પહેલા ઉદ્વલન યોગ્ય કર્મપ્રકૃતિઓના પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાત્ર સ્થિતિખંડને અંતર્મુહૂર્ત્તકાળે ઉવેલે છે. ત્યારબાદ પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણુ બીજા સ્થિતિખંડને ઉવેલે છે. ત્યારબાદ ત્રીજા સ્થિતિખંડને ઉવેલે છે, એ પ્રમાણે અંતર અંતર્મુહૂર્ત્તે પલ્યો-પમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિખંડને ઉવેલતો-ખંડતો-ઉખેડતો-નાશ કરતો ઉવેલાતા તે કર્મને પલ્યોપમના અસંખ્યાતમાભાગ જેટલા કાળે નિર્લેપ કરે છે એટલે કે સંપૂર્ણપણે નિર્મૂળ કરે છે-સત્તા વિનાનું કરે છે. અહિં એ ધ્યાનમાં રાખવું કે કોઈપણુ કર્મને નિર્મૂળ કરવું હોય ત્યારે સ્થિતિના અગ્ર-ઉપરના ભાગથી નિર્મૂળ કરતો આવે છે, પરંતુ વચમાંથી કે ઉદય સમયથી નિર્મૂળ કરતો નથી. ॥૭૦॥

પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણુ સ્થિતિખંડને અંગે જે વિશેષ હકીકત છે તે કહે છે—

**पढमाओ बीअखंडं विसेसहीणं ठिइए अवणेइ ।**
**एवं जाव दुचरिमं असंखगुणियं तु अंतिमयं ॥७१॥**

**प्रथमात् द्वितीयखण्डं विशेषहीनं स्थित्या अपनयति ।**
**एवं यावद् द्विचरमं असंख्येयगुणं तु अन्तिमम् ॥७१॥**

અર્થ—સ્થિતિના પહેલા સ્થિતિખંડથી સ્થિતિનો બીજો ખંડ નાનો અંત-મુહૂર્ત્તે દૂર કરે છે. આ પ્રમાણે દ્વિચરમખંડ સુધી જાણવું. છેલ્લો ખંડ અસં-ખ્યેયગુણુ મોટો સમજવો.

ટીકાનુ૦—ઉદ્વલનાસંક્રમવડે પલ્યોપમના અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગપ્રમાણુ જે સ્થિતિના ખંડો દૂર કરે છે-નષ્ટ કરે છે, તેમાં પહેલા સ્થિતિ-ખંડથી બીજો સ્થિતિનો ખંડ નાનો દૂર કરે છે, ત્રીજો તેનાથી પણુ નાનો દૂર કરે છે. એમ યાવત્ પૂર્વ પૂર્વથી ન્હાના ન્હાના સ્થિતિના ખંડોને દ્વિચરમ સ્થિતિખંડ પર્યંત દૂર કરે છે, તાત્પર્ય એ કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિસ્થાનકોમાં રહેલા દલિકોને એક સાથે દૂર કરવા પ્રયત્ન કરે છે-તેટલા તમામ સ્થાનકોમાંથી પહેલા સમયે અમુક પ્રમાણુમાં દલિકો લઈ દૂર કરે છે, બીજા સમયે તમામમાંથી લઇ દૂર કરે છે એમ અંતર્મુહૂર્ત્તકાળે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ ખંડને એક સાથે દૂર કરે છે.

દાખલા તરીકે પલ્યોપમના અસંખ્યાતમા ભાગના સો સ્થિતિસ્થાનક કલ્પીએ તો પહેલા સમયે તે સો એ માંથી દલિકો લઈ દૂર કરે, બીજા સમયે

પણ સો એ માંથી દલિકો દૂર કરે, તેમ અંતર્મુહૂર્ત્તના છેલ્લા સમયે પણ સો એ માંથી દલિકો લઈ તેવડા ખંડને ખલાસ કરે. ત્યાર બાદ બીજો ખંડ લે તેને પણ પૂર્વોક્ત ક્રમે દૂર કરે, વળી ત્રીજો ખંડ લે તેને પણ એ જ ક્રમે ખાલી કરે. અહિં વિશેષ એ છે કે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જે ખંડ લેવાનો કહ્યો છે તે ન્હાનો ન્હાનો સમજવો. પેલો ખંડ મ્હોટો, બીજો નાનો, ત્રીજો તેનાથી નાનો એમ દ્વિચરમખંડ પર્યંત સમજવું. અસંખ્યાતાના અસંખ્યાતા ભેદ હોવાથી બની શકે છે. આ પ્રમાણે અહિં સ્થિતિના ખંડોમાં તારતમ્ય હોવાથી અનન્તરોપનિધાવડે અને પરંપરોપનિધાવડે એમ બે રીતે વિચાર થઈ શકે છે. તેમાં અનંતરોપનિધાવડે તો દ્વિચરમખંડ પર્યંત પૂર્વ પૂર્વ ખંડથી ઉત્તરોત્તર ખંડ ન્હાના ન્હાના છે એ વિચારી ગયા. હવે પરંપરોપનિધાવડે વિચાર કરે છે, તે આ પ્રમાણે—

પહેલા સ્થિતિખંડની અપેક્ષાએ કેટલાએક સ્થિતિના ખંડો સ્થિતિની અપેક્ષાએ અસંખ્યાત ભાગ હીન હોય છે, કેટલાએક સંખ્યાત ભાગહીન હોય છે, કેટલાક સંખ્યાતગુણહીન હોય છે, તો કેટલાક અસંખ્યાતગુણહીન હોય છે. અહિં જ્યારે પ્રદેશ પરિમાણુની અપેક્ષાએ વિચાર કરીએ ત્યારે સ્થિતિના પહેલા ખંડમાં કુલ જે દલિક હોય છે, તેનાથી સ્થિતિના બીજા ખંડમાં વિશેષાધિક હોય છે, તેનાથી ત્રીજામાં વિશેષાધિક હોય છે, એમ પૂર્વ પૂર્વ ખંડથી ઉત્તરોત્તરખંડમાં વિશેષાધિક વિશેષાધિક દલિકો દ્વિચરમખંડ પર્યંત હોય છે. દલિકોની અપેક્ષાએ અનંતરોપનિધા વડે આ પ્રમાણે વિચાર કર્યો. હવે પરંપરોપનિધાવડે દલિકોની અપેક્ષાએ વિચાર કરે છે તે આ પ્રમાણે–પહેલા સ્થિતિખંડથી દલિકની અપેક્ષાએ કોઈક સ્થિતિખંડ અસંખ્યાતભાગ અધિક હોય છે, કોઈક સંખ્યાતભાગ અધિક હોય છે, કોઈક સંખ્યાતગુણ અધિક હોય છે, તો કોઈ અસંખ્યાતગુણ અધિક હોય છે. હવે નહિ કહેલ છેલ્લા ખંડ માટેની હકીકત કહે છે—

દ્વિચરમસ્થિતિખંડથી ચરમસ્થિતિખંડ સ્થિતિની અપેક્ષાએ અસંખ્યાતગુણ છે, એટલે કે જેવડા પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ દ્વિચરમસ્થિતિખંડ છે તેનાથી અસંખ્યાત ગુણ મોટા પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ ચરમસ્થિતિખંડ છે. ગાથામાં કહેલ 'તુ' શબ્દ અધિક અર્થને સૂચવતો હોવાથી છેલ્લો સ્થિતિખંડ પહેલા સ્થિતિખંડની અપેક્ષાએ દલિકોને આશ્રયી અસંખ્યાતગુણ મોટો અને સ્થિતિની અપેક્ષાએ અસંખ્યાતમો ભાગ માત્ર છે તેમ સમજવું. ॥૭૧॥

આ પ્રમાણે ઉદ્વલના સંક્રમ વડે દૂર કરવા માટે જે ખંડો છે તે કેટલા પ્રમાણવાળા લે તે હકીકત કહી. હવે દ્વિચરમખંડ સુધીના ખંડોમાંના દલિકો

ક્યાં નાખે તે કહે છે-આટલી સ્થિતિ ઓછી થઈ, અમુક સ્થિતિનો ખંડ દૂર કર્યો તે ક્યારે કહેવાય કે જેટલી જેટલી સ્થિતિ દૂર થવાની હોય તેટલા તેટલા સ્થાનોમાંના દલિકો દૂર કરી તેટલી ભૂમિકા સાફ કરે-દલ વિનાની કરે. અહિં ઉદ્વલના સંક્રમવડે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ખંડો લઈ તેટલા સ્થાનકોમાંના દલિકો દૂર કરી ભૂમિ સાફ કરવાની છે, એટલે તે દલિકો ક્યાં નાખે તે કહેવું જોઇએ, માટે આ ગાથામાં તે હકીકત કહે છે—

**खंडदलं सट्ठाणे समए समए असंखगुणणाए ।**
**सेढीए परट्ठाणे विसेसहीणाए संछुभइ ॥७२॥**

**खण्डदलं स्वस्थाने समये समये असंख्येयगुणनया ।**
**श्रेण्या परस्थाने विशेषहीनया संछुभति ॥७२॥**

અર્થ—પ્રતિસમય દરેક સ્થિતિખંડના દલિકો સ્વસ્થાનમાં અસંખ્યાતગુણ શ્રેણીએ અને પરસ્થાનમાં વિશેષહીન શ્રેણીએ સંક્રમાવે છે.

વિવેચન—પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ ખંડમાંથી તેટલી સ્થિતિ દૂર કરવા માટે સમયે સમયે જે દલિકો ઉકેરે છે-સંક્રમાવવા ગ્રહણ કરે છે, તેમાં પહેલે સમયે થોડું દલિક ઉકેરે છે. ઉકેરે છે એટલે ઉખાડે છે ત્યાંથી તે દલિકો લઈ અન્યત્ર પ્રક્ષેપે છે. બીજે સમયે અસંખ્યાતગુણ ઉકેરે છે, તેનાથી ત્રીજે સમયે અસંખ્યાતગુણ ઉકેરે છે, એમ ઉકેરતા તે પ્રથમ ખંડ દૂર કરતા જે અંતર્મુહૂર્ત્તકાળ જાય છે, તેના ચરમસમયે દ્વિચરમસમયથી અસંખ્યાતગુણ ઉકેરે છે. આ પહેલા ખંડને ઉકેરવાનો વિધિ કહ્યો. આજ ક્રમે દ્વિચરમખંડ સુધીના સઘળા સ્થિતિખંડો ઉકેરે છે. હવે તે દલિકો ક્યાં નાખે છે તે કહે છે-સ્થિતિખંડના દલિકને પ્રતિસમય સ્વસ્થાનમાં અસંખ્યાત ગુણાકારે અને પરસ્થાનમાં વિશેષહીન શ્રેણીએ સંક્રમાવે છે. તે આ પ્રમાણે-પહેલા સમયે સ્થિતિખંડનું જે કર્મદલિક અન્ય પ્રકૃતિમાં નાખે છે-અન્ય પ્રકૃતિરૂપે કરે છે તે અલ્પ છે તેનાથી તેજ સમયે સ્વસ્થાનમાં નીચે જે નાખે છે તે પરમાં નાખ્યુ છે તેનાથી અસંખ્યાતગુણ હોય છે. ઉદ્વલના સંક્રમવડે સ્થિતિખંડમાંથી ગ્રહણ કરેલ દલિક કેટલુક પરરૂપે કરે છે, અને કેટલુંક જે પ્રકૃતિને ઉદ્વલના સંક્રમ વડે નિર્મૂળ કરવાનો પ્રયત્ન કરે છે તેના પોતાના જે સ્થાનકો ઉવેલાય છે તે સિવાયના નીચેના સ્થાનકોમાં પ્રક્ષેપે છે. તેમાં જેટલા પરમાં ગયા તેતો ઓછાજ થયા, પરંતુ નીચે સ્વસ્થાનમાં જે ગયા તે તો ઓછા ન થતા જે પ્રકૃતિ ઉવેલાય છે તેનાજ પોતાના નીચેના સ્થાનકોને પુષ્ટ કરનારા થાય છે. ઉદ્વલના સંક્રમનો આ ક્રમ છે. દ્વિચરમ સ્થિતિખંડ પર્યંત તો આ રીતે સ્વ અને પરમાં દલિક નંખાય છે, પરંતુ છેલ્લા ખંડનું દલિક તે પોતેજ ઉવેલાતો હોવાથી નીચે પોતાનામાં દલપ્રક્ષેપનું કોઈ

સ્થિતિસ્થાનક નહિ હોવાને લીધે પરમાંજ નાખી ખલાસ કરે છે, અને તે પ્રકૃતિ નિર્મૂળ થાય છે. પહેલા સમયે નીચે સ્વસ્થાનમાં જે દલિક નાખ્યુ તેનાથી બીજે સમયે સ્વસ્થાનમાં નીચે જે દલિક નાખે છે–પ્રક્ષેપે છે તે અસંખ્યાતગુણુ હોય છે, અને પહેલે સમયે પરમાં જે દલિક નાખ્યું તેનાથી બીજે સમયે જે દલિક પરમાં નંખાય છે તે વિશેષહીન હોય છે. તેનાથી પણુ ત્રીજે સમયે સ્વસ્થાનમાં જે દલિક પ્રક્ષેપાય છે તે બીજે સમયે સ્વસ્થાનમાં પ્રક્ષેપાયલા દલિકથી અસંખ્યાતગુણુ છે, અને ત્રીજે સમયે પરપ્રકૃતિમાં જે પ્રક્ષેપાય છે તે બીજે સમયે પરસ્થાનમાં પ્રક્ષેપાયલા દલિકથી વિશેષહીન છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સમયે સ્વસ્થાનમાં જે દલિક પ્રક્ષેપાય છે તેનાથી ઉત્તરોત્તર સમયે સ્વસ્થાનમાં અસંખ્યાતગુણુ પ્રક્ષેપાય છે, અને પૂર્વ પૂર્વ સમયે પરસ્થાનમાં જે પ્રક્ષેપાય છે–પરરૂપે જે કરાય છે તેનાથી ઉત્તરોત્તર સમયે પરસ્થાનમાં હીન હીન પ્રક્ષેપાય છે–અન્ય સ્વરૂપે હીન હીન કરાય છે. એમ અંતર્મુહૂર્ત્ત કે જે એક સ્થિતિખંડને ઉકેરવાનો કાળ છે તેના ચરમસમય પર્યંત કહેવું. એમ દ્વિચરમખંડ સુધીના સઘળા સ્થિતિખંડોને ઉકેરવાનો વિધિ સમજવો. હવે ચરમખંડના દલિકને ઉકેરવાનો વિધિ કહે છે–ચરમસ્થિતિખંડમાં જે કંઇપણુ દલપ્રમાણુ છે તેમાંથી સકલ કરણુને અયોગ્ય હોવાથી ઉદયાવલિકાગત દલિક છોડીને શેષ સઘળું દલિક પરમાં નાખે છે. તે આ પ્રમાણે–પહેલા સમયે થોડું નાખે છે, બીજા સમયે અસંખ્યાતગુણુ નાખે છે, તેનાથી પણુ ત્રીજા સમયે અસંખ્યાતગુણુ નાખે છે એમ પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાતગુણુ પરમાં પ્રક્ષેપ અંતર્મુહૂર્ત્તના ચરમસમય પર્યંત થાય છે. અહિ પહેલો બીજો કે છેલ્લો સમય વિગેરે જે કહ્યું તે છેલ્લા ખંડને ઉવેલતા જે અંતર્મુહૂર્ત્ત કાળ થાય છે તેના સમજવા. એમ અન્યત્ર પણુ સમજવું. છેલ્લા ખંડનું છેલ્લા સમયે જે કંઈ દલિક પરમાં પ્રક્ષેપાય છે તે સર્વસંક્રમ કહેવાય છે. સર્વસંક્રમ એટલે સઘળા દલિકનો સંક્રમ. સર્વસંક્રમ થયા પછી કોઇ ખંડનું દલિક બાકી રહેતું નથી. છેલ્લા ખંડનું અંતર્મુહૂર્ત્તના ચરમસમયે સઘળું દલિક પરમાં પ્રક્ષેપવામાં સર્વસંક્રમ પ્રવર્ત્તે છે, અથવા કહો કે છેલ્લા સમયનું તે સઘળું દલિક જે પરમાં જાય છે તે સર્વસંક્રમ કહેવાય છે. ઉદ્વલના સંક્રમવડે છેલ્લો ખંડ ઉવેલાયા બાદ એક ઉદયાવલિકા શેષ રહે છે, તેને સ્તિબુકસંક્રમ વડે સંક્રમાવી દૂર કરે છે. ॥૭૨॥

દ્વિચરમ સ્થિતિખંડના દલિકને ચરમસમયે જેટલું સ્વસ્થાનમાં નાખે છે તે હિસાબે પરમાં પ્રક્ષેપતા તે ચરમખંડને દૂર થતા કેટલો કાળ જાય તે કહે છે–

**दुचरिमखंडस्स दलं चरिमे जं देइ सपरट्ठाणंमि।**
**तम्माणेणस्स दलं पल्लंगुलसंखभागेहिं ॥७३॥**

**द्विचरमखण्डस्य दलं चरमे यद्‌दाति स्वपरस्थाने ।**
**तन्मानेनास्य दलं पल्याङ्गुलसंख्यभागैः ॥७३॥**

અર્થ—ચરમ સમયે દ્વિચરમખંડનું જે દલ સ્વ અને પરમાં નાખે છે તે માને તે ચરમખંડનું દલ પરમાં નાખતા અનુક્રમે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે અને અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશના સમય પ્રમાણ કાળે દૂર થાય છે–ખલાસ થાય છે.

ટીકાનુ૦—ચરમ સમયે દ્વિચરમ સ્થિતિખંડનું જે પ્રદેશપ્રમાણ પોતાના જ ચરમ સ્થિતિખંડરૂપ સ્વસ્થાનમાં નાખે છે તે માને ચરમસ્થિતિખંડનું દલિક પ્રતિ સમય અપહરતા–અન્યમાં સંક્રમાવતા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે તે ચરમખંડ સંપૂર્ણપણે અપહરાય છે. એટલે તે ચરમખંડને તદ્દન નિર્મૂળ કરતા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ જાય છે. તથા ચરમસમયે દ્વિચરમ સ્થિતિખંડનું દલિક જેટલું પરપ્રકૃતિમાં નાખે છે તે માને અપહરાતું ચરમખંડનું દલિક અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશ-પ્રદેશપ્રમાણ સમયોવડે અપહરાય છે. એટલે કે ચરમ સમયે દ્વિચરમ સ્થિતિ-ખંડના દલિકને જેટલું પરમાં નાખે છે તે માને ચરમખંડનું પરમાંનાખે–સંક્ર-માવે તો તે ચરમખંડને તદ્દન નિર્મૂળ થતા અંગુલના અસંખ્યાતમા ભાગના આકાશપ્રદેશ પ્રમાણ સમયો જાય છે. અંગુલમાત્ર ક્ષેત્રના અસંખ્યાતમા ભાગે જેટલા આકાશપ્રદેશો હોય તેટલા ચરમસ્થિતિખંડના ઉપર કહેલ પ્રમાણવાળા દલિકના ખંડો થાય છે એ તાત્પર્ય છે. આ ક્ષેત્ર આશ્રયી માર્ગણા–વિચાર થયો. કાળ આશ્રયી માર્ગણા–વિચાર આ પ્રમાણે છે. દ્વિચરમસ્થિતિખંડનું જેટલા પ્રમા-ણવાળું કર્મદલિક ચરમ સમયે પર પ્રકૃતિમાં નાખે છે, તેટલા પ્રમાણવાળું ચરમસ્થિતિખંડનું દલિક જો દરેક સમયે પરપ્રકૃતિમાં નાખે તો તે ચરમસ્થિ-તિખંડ અસંખ્યાતી ઉત્સર્પીણી અવસર્પિણી કાળે નિર્લેપ થાય છે–નિર્મૂળ થાય છે–સત્તાવિનાનું થાય છે–નષ્ટ થાય છે. અમુક પ્રમાણ વડે ચરમસ્થિતિ-ખંડનું દલિક પરમાં સંક્રમાવે તો કેટલો કાળ જાય તે [1]કહ્યું. અહિં 'ચરમ સમય' એ શબ્દ વડે દ્વિચરમ ખંડ ઉવેલતા જે અંતર્મુહૂર્તકાળ જાય છે, તેનો છેલ્લો સમય લેવાનો છે. ॥૭૩॥

૧ ઉદ્વલના સંક્રમ વડે સ્વમાં નીચે વધારે ઉતરે છે એટલે તે માને સંક્રમાવતા કાળ ઓછો જાય છે અને પરમાં ઓછું સંક્રમાવે છે માટે તે માને સંક્રમાવતા કાળ વધારે જાય છે. કોઇ પ્રકૃતિને સત્તામાંથી નિર્મૂળ કરવા જ્યાં એકલી ઉદ્વલના પ્રવર્તે ત્યાં પલ્યો-પમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ જાય છે. સાથે ગુણસંક્રમ પણ પ્રવર્તે ત્યારે અંતર્મુહૂર્તમાં કોઇ પણ કર્મપ્રકૃતિ નિર્મૂળ થઇ જાય છે.

આ રીતે ઉદ્વલના એટલે શું તે તે કેવી રીતે થાય દલિકો કયાં સંક્રમે તે સઘળું કહ્યું. હવે ઉવે ઉવેલાતી પ્રકૃતિઓના સ્વામિ કહે છે. અર્થાત્ કઈ કઈ પ્રકૃતિઓની કોણુ કોણુ ઉદ્વલના કરે તે કહે છે—

**एवं उव्वलणासंकमेण नासेइ अविरओ आहारं ।**
**सम्मोऽणमिच्छमीसे छत्तीस नियट्टी जा माया ॥७४॥**

**एवमुद्वलनासंक्रमेण नाशयति अविरत आहारं ।**
**सम्यग्दृष्टिः अनन्तानुबन्धिमिथ्यात्वमिश्राणि**
**षट्त्रिंशतमनिवृत्तिः यावन्मायां ॥७४॥**

અર્થ—આ રીતે ઉદ્વલના સંક્રમ વડે અવિરતિ છતાં આહારક દ્વિકનો નાશ કરે છે, સમ્યગ્દષ્ટિ જીવ અનંતાનુબંધિ મિથ્યાત્વ અને મિશ્ર મોહનીયનો નાશ કરે છે, અને માયા સુધીની છત્રીસ કર્મપ્રકૃતિઓનો અનિવૃત્તિ બાદરસંપરાયવર્ત્તિ આત્મા નાશ કરે છે. ॥૭૪॥

ટીકાનુ૦—ઉદ્વલના સંક્રમવડે જે પ્રકારે કર્મપ્રકૃતિઓને સત્તામાંથી નિર્મૂળ કરવાનો પૂર્વની ગાથાઓમાં વિધિ કહ્યો તે પ્રકારે અવિરતિ છતો આહારક સપ્તકનો નાશ કરે છે એટલે કે વિરતિપણામાંથી જે સમયે આહારક સપ્તકની સત્તાવાળો આત્મા અવિરતિપણું પ્રાપ્ત કરે તે સમયથી અંતર્મુહૂર્ત્ત જવા બાદ આહારક સપ્તકની ઉદ્વલનાનો આરંભ કરે છે, અને તેને પલ્યોપમના અસંખ્યાતમા ભાગે નિર્મૂળ કરે છે.[1]

તથા અવિરતિ સમ્યગ્દષ્ટિ દેશવિરત કે સર્વવિરત આત્મા અનંતાનુબંધિ મિથ્યાત્વમોહનીય અને મીશ્રમોહનીયને અન્તર્મુહૂર્ત્ત કાળે પૂર્વ પ્રકારે ઉવેલે છે.

તથા મધ્યમ આઠ કષાય નવ નોકષાય સ્ત્યાનર્દ્ધિત્રિક નામકર્મની તેર પ્રકૃતિ અને સંજ્વલન ક્રોધ માન માયા એ છત્રીસ પ્રકૃતિઓને અનિવૃત્તિ બાદર સંપરાય નામના નવમા ગુણસ્થાનકવર્તિ આત્મા પૂર્વોક્ત પ્રકારે અંતર્મુહૂર્ત્તકાળે ઉવેલે છે. આ ગાથામાં ઓગણપચાસ પ્રકૃતિઓની ઉદ્વલનાના સ્વામી કહ્યા. ॥૭૪॥

**सम्ममीसाइं मिच्छो सुरदुगवेउव्विछक्कमेगिंदी ।**
**सुहुमतसुच्चमणुदुगं अंतमुहुत्तेण अणिअट्टी ॥७५॥**

**सम्यक्त्वमिश्रे मिथ्यादृष्टिः सुरद्विकवैक्रियषट्कमेकेन्द्रियः ।**
**सूक्ष्मत्रस उच्चैर्मनुजद्विकं अन्तर्मुहूर्त्तेणानिवृत्तिः ॥७५॥**

---

૧ આહારક સપ્તકની સત્તા અવિરતિપણામાં ટકતી નથી વિરતિપણામાં જ ટકી રહે છે.

અર્થ—સમ્યકત્વ અને મિશ્રમોહનીયનો મિથ્યાદષ્ટિ નાશ કરે છે. સુરદ્વિક અને વૈક્રિય ષટ્કનો એકેન્દ્રિય નાશ કરે છે. અને ઉચ્ચગોત્ર અને મનુષ્યદ્વિકનો સૂક્ષ્મત્રસ નાશ કરે છે. અનિવૃત્તિ આત્મા અંતર્મુહૂર્ત્તકાળે છત્રીસ પ્રકૃતિઓને ઉવેલે છે.

ટીકાનુ૦—અઠાવીસની સત્તાવાળો મિથ્યાદષ્ટિ આત્મા સમ્યકત્વ અને મિશ્ર-મોહનીયને પૂર્વોક્ત પ્રકારે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળે ઉવેલે છે. નામકર્મની પંચાણુની સત્તાવાળો એકેન્દ્રિય આત્મા પહેલા દેવદ્વિકને ઉવેલે છે, ત્યારબાદ વૈક્રિય શરીર, વૈક્રિય અંગોપાંગ, વૈક્રિય બંધન, વૈક્રિય સંઘાતન, અને નરકદ્વિક એ વૈક્રિયષટ્કને એક સાથે પલ્યોપમના અસંખ્યાતમાભાગ પ્રમાણ કાળે ઉવેલે છે. તથા સૂક્ષ્મત્રસ-તેઉકાય અને વાયુકાય આત્મા પ્રથમ ઉચ્ચગોત્રને અને ત્યારબાદ મનુજ દ્વિકને પૂર્વોક્તક્રમે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળે [1]ઉવેલે છે. "पलियासंखियभागेणं कुणइ निल्लेवं" એ ગાથાના પાદવડે ઉદ્વલના સંક્રમવડે ઉવેલાતી કર્મપ્રકૃતિઓનો સામાન્ય રીતે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળ કહ્યો છે, તેમાં અહિં અપવાદ કહે છે–અનિવૃત્તિ બાદરસંપરાય નામે નવમા ગુણસ્થાનકવર્ત્તી આત્મા પૂર્વોક્ત ૭૪ મી ગાથામાં કહેલ છત્રીસ કર્મપ્રકૃતિઓને અંતર્મુહૂર્ત્તકાળે સંપૂર્ણ પણે ઉવેલે છે–નાશ કરે છે. ગાથામાં કહેલ 'छत्तीस नियट्टि' પદ અન્યના ઉપલક્ષણ રૂપ હોવાથી ક્ષાયિક સમ્યકત્વ ઉપાર્જન કરતા ચોથાથી સાતમા ગુણસ્થાનવર્ત્તિ આત્માઓ અનંતાનુબંધી મિથ્યાત્વ-મોહનીય અને મિશ્રમોહનીયને પણ અંતર્મુહૂર્ત્તકાળે ઉવેલે છે એમ સમજવું. આ ગાથામાં તેર[2] પ્રકૃતિના ઉદ્વલનાના સ્વામી કહ્યા. અહિં જેટલી પ્રકૃતિઓ

૧ પહેલા વૈક્રિય ષટ્કાદિ પ્રકૃતિ ઉવેલાયા બાદ ઉચ્ચગોત્ર અને ત્યાર બાદ મનુજદ્વિક ઉવેલાય છે તે ખ્યાલમાં રાખવું. ૨ ૭૪ ગાથામાં ૪૯ પ્રકૃતિઓના અને ૭૫મી ગાથામાં ૧૩ પ્રકૃતિઓના કુલ ૬૨ પ્રકૃતિઓના સ્વામી કહ્યા, તેમાં પહેલા ગુણઠાણે મીશ્રમોહનીય ઉવેલાય અને ક્ષાયિક સમ્યકત્વ ઉપાર્જન કરતા પણ ઉવેલાય એટલે તે પ્રકૃતિ એક હોવાથી બે વાર ન ગણુતા ૬૧ પ્રકૃતિઓ થાય. વળી ૭૪મી ગાથામાં બંધનના પંદર ભેદ વિવ-ક્ષીને આહારક સપ્તક લીધું છે ૭૫મી ગાથામાં બંધન પાંચ વિવક્ષીને વૈક્રિય ચતુષ્ટય ગ્રહણ કર્યું છે. હવે બંને સ્થળે બંધન પંદર વિવક્ષીએ તો ઉદ્વલના યોગ્ય ૭૪મી ગાથામાં કહેલ ૪૯ અને ૭૫મી ગાથામાં કહેલ ૧૬ કુલ ૬૫, તેમાંથી મીશ્રમોહનીય બાદ કરતા ૬૪ પ્રકૃતિઓ થાય. અને બંને સ્થળે બંધન પાંચ વિવક્ષીએ તો ૭૪મી ગાથામાંની ૪૬ અને ૭૫ ગાથામાંની ૧૩ કુલ ૫૯માંથી મીશ્ર મોહનીય બાદ કરતા ૫૮ પ્રકૃતિઓ થાય. ઉદ્વલના યોગ્ય તેટલીજ પ્રકૃતિઓ છે. અન્ય પ્રકૃતિઓમાં ઉદ્વલના સંક્રમ પ્રવર્ત્તતો નથી.

અહિં એ ધ્યાનમાં રાખવાનું છે કે સમ્યક્ત્વમોહનીયની ઉદ્વલના પહેલે કહી, પરંતુ ક્ષાયિક ઉપાર્જન કરતા ચોથા આદિમાં ન કહી. કારણ કે ઉદ્વલના સંક્રમ વડે સ્વ અને પર

માટે ઉદ્વલનાનો અંતર્મુહૂર્ત્તકાળ કહ્યો તે સિવાયની અન્ય પ્રકૃતિઓ માટે ઉદ્વલનાનો પલ્યોપમનો અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળ સમજવો. ॥૭૫॥

આ પ્રમાણે ઉદ્વલના સંક્રમનું સ્વરૂપ કહ્યું. હવે યથાપ્રવૃત્ત સંક્રમનું સ્વરૂપ કહે છે—

**संसारत्था जीवा सबंधजोगाण तद्दलपमाणा ।**
**संकामे तणुरूवं अहापवत्तीए तो णाम ॥७६॥**

**संसारस्था जीवाः स्वबंधयोग्यानां तद्दलप्रमाणात्(स्य) ।**
**संक्रामयन्ति तदनुरुपं यथाप्रवृत्त्या ततः नाम ॥७६॥**

અર્થ—સંસારસ્થ જીવો સ્વબંધયોગ્ય પ્રકૃતિઓના દલિકોને તે તે પ્રકૃતિઓના સત્તાગત દલને અનુરૂપ યોગાનુસારે સંક્રમાવે છે માટે તેનું 'યથાપ્રવૃત્ત' એવું નામ છે.

વિવેચન—યથાપ્રવૃત્ત સંક્રમ એટલે યોગની પ્રવૃત્તિને અનુસરીને થનારો સંક્રમ. યોગની પ્રવૃત્તિ અલ્પ હોય તો અલ્પ દલિકોનો સંક્રમ થાય, મધ્યમ પ્રવૃત્તિ હોય તો મધ્યમ થાય અને યોગની પ્રવૃત્તિ ઉત્કૃષ્ટ હોય તો ઉત્કૃષ્ટ—વધારેમાં વધારે દલિકોનો સંક્રમ થાય. યોગની પ્રવૃત્તિને અનુસરીનેજ આ સંક્રમ થતો હોવાથી યથાપ્રવૃત્ત સંક્રમ એવું તેનું સાન્વય નામ છે. આ સંક્રમ વડે સંસારમાં વર્ત્તનાર આત્માઓ સ્વબંધ યોગ્ય ધ્રુવબન્ધિ કે અધ્રુવબન્ધિ પ્રકૃતિઓના દલિકને-જે કર્મપ્રકૃતિના દલિકને સંક્રમાવે છે તેના સત્તાગત દલિકને—અનુરૂપ સંક્રમાવે છે. તે કાળે જો ધ્રુવબન્ધિ કે અધ્રુવબન્ધિ પ્રકૃતિઓનું દલિક ઘણું બંધાતુ હોય, અગર તદ્ભવ બંધ યોગ્ય કેટલીએક અધ્રુવબંધિ પ્રકૃતિઓનો તે વખતે બંધ ન હોય પરંતુ પૂર્વે બંધાયલું ઘણું દલિક સત્તામાં હોય તો ઘણું સંક્રમાવે છે, થોડું હોય તો થોડું સંક્રમાવે છે. મતલબમાં સત્તામાં રહેલ દલિકને અનુસારે-દલિકના પ્રમાણમાં સંક્રમાવે છે. તે પણ જઘન્ય મધ્યમ કે ઉત્કૃષ્ટ જેવા પ્રકારની યોગપ્રવૃત્તિ હોય તે પ્રકારે સંક્રમાવે છે. જઘન્ય યોગમાં વર્ત્તમાન થોડું દલિક સંક્રમાવે છે, મધ્યમ યોગમાં વર્ત્તમાન મધ્યમ, અને ઉત્કૃષ્ટ યોગમાં વર્ત્તમાન ઘણા દલિકોને સંક્રમાવે છે. આ કારણથીજ આ સંક્રમનું યથાપ્રવૃત્ત સંક્રમ એવું સાન્વય નામ છે. 'સ્વબંધ યોગ્ય પ્રકૃતિઓના દલિકને સંક્રમાવે છે' એમ કહેતા આચાર્ય મહારાજ આ વસ્તુ જણાવે છે-જો

એમ બંનેમાં દલિક જાય છે. ચોથા આદિમાં સમ્યક્ત્વમોહનીયનું દલ દર્શન ચારિત્રમોહનીયનો પરસ્પર સંક્રમ થતો નહિ હોવાથી પરમાં જશે નહિ, માત્ર સ્વમાં જ જશે માટે ચતુર્થાદિમાં તેની ઉદ્વલના ન કહી.

કે કેટલીએક અધ્રુવબંધિ પ્રકૃતિઓનો સંક્રમકાળે બંધ ન હોય તો પણ જે પ્રકૃતિઓની તે ભવમાં બંધની યોગ્યતા હોય તેઓનો બંધનો અભાવ હોવા છતાં પણ યથાપ્રવૃત્તસંક્રમ પ્રવર્તે છે. જે પ્રકૃતિઓનો બંધ હોય તેનોજ યથાપ્રવૃત્ત સંક્રમ પ્રવર્ત્તે એમ જણાવવું હોત તો 'बज्झमाणीणं'–બંધાતી એવો પાઠ લખત. એમ નથી લખ્યું માટે બંધાતી હોય કે તે ભવમાં બંધ યોગ્ય હોય ભલે સંક્રમકાળે બંધાતી ન હોય તો પણ તેનો યથાપ્રવૃત્ત સંક્રમ પ્રવર્ત્તે છે. ॥૭૬॥

હવે ગુણસંક્રમનું સ્વરૂપ કહે છે—

**असुभाण पएसग्गं बज्झंतीसु असंखगुणणाए।**
**सेढीए अपुव्वाई छुभंति गुणसंकमो एसो॥७७॥**

**अशुभानां प्रदेशाग्रं बध्यमानास्वसंख्येयगुणनया।**
**श्रेण्या अपूर्वादिः छुभन्ति गुणसंक्रम एषः॥७७॥**

અર્થ—અબધ્યમાન અશુભ પ્રકૃતિઓના પ્રદેશોને તત્કાળ બંધાતી પ્રકૃતિમાં અસંખ્ય ગુણશ્રેણિએ અપૂર્વકરણ આદિ જીવો જે સંક્રમાવે તે [1]ગુણસંક્રમ કહેવાય છે.

વિવેચન—અબધ્યમાન અશુભ પ્રકૃતિઓના દલિકોને પ્રતિસમય અસંખ્ય ગુણશ્રેણિએ બધ્યમાન પ્રકૃતિઓમાં અપૂર્વકરણ આદિ ગુણસ્થાનવર્ત્તિ આત્માઓ જે સંક્રમાવે છે તે ગુણસંક્રમ કહેવાય છે. પૂર્વપૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્ય ગુણાકારે જે સંક્રમ તે ગુણસંક્રમ એ શબ્દનો વ્યુત્પત્ત્યર્થ છે.

અપૂર્વકરણ ગુણસ્થાનકથી કઈ અશુભ પ્રકૃતિઓનો ગુણસંક્રમ થાય તે કહે છે–મિથ્યાત્વ આતપ અને નરકાયુ વર્જીને મિથ્યાદષ્ટિને જ બંધ યોગ્ય તેર પ્રકૃતિઓનો, અનંતાનુબંધિ તિર્યગાયુ અને ઉદ્યોતવર્જીને સાસ્વાદન યોગ્ય ઓગણીશ પ્રકૃતિઓનો (અપૂર્વકરણ આદિગુણસ્થાનકોમાં ગુણસંક્રમ થાય છે.) અહિં ઉપર જે પ્રકૃતિઓ વર્જી તેને વર્જવાનું કારણ કહે છે–મિથ્યાત્વ અને

૧ આ ગુણસંક્રમ અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનો થાય છે, અને અપૂર્વકરણ આદિ ગુણઠાણે તેમજ ચતુર્થ ગુણસ્થાનકાદિમાં ક્ષાયિક સમ્યક્ત્વાદિ પ્રાપ્ત કરતા ત્રણ કરણ કરે છે ત્યાં અપૂર્વકરણ આદિ કરણમાં પ્રવર્તે છે. તેમાં અપૂર્વકરણ ગુણસ્થાનકથી અબંધાતી તમામ અશુભ પ્રકૃતિઓનો ઉપશમ અને ક્ષપક બંને શ્રેણીમાં ગુણસંક્રમ થાય છે. અને ક્ષાયિક સમ્યક્ત્વાદિ પ્રાપ્ત કરતા થતા ત્રણ કરણમાંના અપૂર્વકરણાદિમાં મિથ્યાત્વ મિશ્રમોહનીય અને અનંતાનુબન્ધિ એ છનોજ ગુણસંક્રમ થાય છે. ચોથાથી સાતમા સુધીમાં અનંતાનુબંધિની વિસંયોજના કરતા અનંતાનુબંધિનો, અને દર્શનત્રિકનો ક્ષય કરતા મિથ્યાત્વ મિશ્ર મોહનીય એ બે પ્રકૃતિનો ગુણસંક્રમ થાય છે.

અનંતાનુબંધિને અપૂર્વકરણ ગુણસ્થાનક પ્રાપ્ત થતા પહેલાજ અવિરતિ સમ્યગ્દષ્ટિ આદિ ગુણસ્થાનકવર્તી આત્માઓ ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત કરતા ખપાવે છે, આતપ ઉદ્યોત શુભ પ્રકૃતિ છે, ગુણસંક્રમ અશુભ પ્રકૃતિઓનો થાય છે, અને આયુનો પર પ્રકૃતિમાં સંક્રમ થતો નથી માટે મિથ્યાત્વ આદિ પ્રકૃતિઓનું વર્જન કર્યું છે. તથા અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ એ આઠ કષાય, અસ્થિર અશુભ અયશકીર્તિ શોક અરતિ અસાતવેદનીય એ રીતે ૧૩+૧૯+૧૪ સઘળી મળી છેતાલીસ અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનો અપૂર્વકરણ ગુણસ્થાનકથી આરંભી ગુણસંક્રમ થાય છે. નિદ્રાદ્વિક ઉપઘાત અશુભ વર્ણાદિ નવ હાસ્યરતિ ભય જુગુપ્સા એ અશુભ પ્રકૃતિઓનો અપૂર્વકરણ ગુણઠાણાના જે સમયે બંધવિચ્છેદ થાય ત્યાર પછીથી આરંભી ગુણસંક્રમ થાય છે. આ પ્રમાણે અપૂર્વકરણ ગુણસ્થાનકથી કઇ પ્રકૃતિઓનો ગુણસંક્રમ થાય તે કહ્યું.

હવે બીજો અર્થ કહે છે—અપૂર્વકરણાદિ [1]સંજ્ઞાવાળા કરણની પ્રવૃત્તિ જ્યારથી થાય ત્યારથી અબધ્યમાન અશુભ પ્રકૃતિના દલિકને અસંખ્યગુણશ્રેણીએ બધ્યમાન પ્રકૃતિમાં જે નાખે છે તે પણ ગુણસંક્રમ કહેવાય છે. આવો પણ અર્થ હોવાથી ક્ષપણકાળે મિથ્યાત્વ મિશ્ર અને અનંતાનુબન્ધિનો અપૂર્વકરણરૂપ કરણથી આરંભી ગુણસંક્રમ પ્રવર્ત્તે છે તેમાં કોઈ વિરોધ નથી. અબધ્યમાન તમામ અશુભ પ્રકૃતિઓનો ગુણસંક્રમ તો આઠમા ગુણસ્થાનકથીજ થાય છે.॥૭૭॥

આ પ્રમાણે ગુણસંક્રમનું સ્વરૂપ કહ્યું. હવે સર્વસંક્રમના સ્વરૂપને પ્રતિપાદન કરવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**चरमठिइए रइयं पइसमयमसंखियं पएसग्गं ।**
**ता छुभइ अन्नपगइं जावं ते सव्वसंकामो ॥७८॥**

चरमस्थितौ रचितं प्रतिसमयमसंख्येयं प्रदेशाग्रं ।
तावच्छुभति अन्यप्रकृतिं यावदन्ते सर्वसंक्रमः ॥७८॥

અર્થ—ઉદ્વલન સંક્રમ કરતા ચરમસ્થિતિખંડમાં સ્વસ્થાન પ્રક્ષેપ દ્વારા જે દલિક રચેલું છે તેને અન્યપ્રકૃતિમાં પ્રતિસમય અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે ત્યાં સુધી નાખે યાવત્ દ્વિચરમપ્રક્ષેપ આવે. છેલ્લો જે પ્રક્ષેપ થાય તે સર્વસંક્રમ કહેવાય છે.

૧ સંજ્ઞાવાળા કહેવાનું કારણ સમ્યકત્વાદિ પ્રાપ્ત કરતા જે ત્રણ કરણો થાય છે તેમાંનું અપૂર્વ અને અનિવૃત્તિકરણ લેવા માટે છે. તે કરણમાં પણ ચોથાથી સાતમા સુધીમાં મિશ્ર મિથ્યાત્વમોહનીય અને અનંતાનુબંધીનો ગુણસંક્રમ થાય છે.

વિવેચન—ઉદ્વલના સંક્રમ વડે પરમાં અને સ્વમાં દલિક પ્રક્ષેપ થાય છે, તેમાં પરમાં ઓછો અને સ્વમાં વધારે થાય છે એ હકીકત પહેલા આવી ગઈ છે. તે ઉદ્વલના સંક્રમ વડે સંક્રમાવતા સ્વસ્થાન પ્રક્ષેપ દ્વારા ચરમસ્થિતિખંડમાં જે દલિક રચાયું-ગોઠવાયું-નંખાયુ છે, તેને પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે અંતર્મુહૂર્ત્ત સુધી પરપ્રકૃતિમાં પ્રક્ષેપે છે, અને અંતર્મુહૂર્ત્તકાળે તે ચરમખંડ નિર્લેપ થાય છે, આ હકીકત પણ પહેલા આવી ગઇ છે. હવે અહિં ઉદ્વલના સંક્રમ કયાં સુધી કહેવાય અને સર્વસંક્રમ કોને કહેવાય તે કહે છે—ઉદ્વલના સંક્રમ કરતા સ્વસ્થાન પ્રક્ષેપ વડે ચરમસ્થિતિખંડમાં જે કર્મદલિક ગોઠવ્યું છે, તેને પ્રતિસમય પરપ્રકૃતિમાં અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે ત્યાં સુધી સંક્રમાવે યાવત્ દ્વિચરમ પ્રક્ષેપ આવે. અહિં સુધી તો ઉદ્વલના સંક્રમ કહેવાય છે, હવે તે અંતર્મુહૂર્ત્તના છેલ્લે સમયે છેલ્લો જે પ્રક્ષેપ થાય તેને સર્વસંક્રમ કહેવાય છે. તાત્પર્ય એ કે જે પ્રકૃતિમાં ઉદ્વલના સંક્રમ પ્રવર્ત્તે છે, તેના ચરમખંડનો ચરમસમયે સંપૂર્ણપણે પરમાં જે પ્રક્ષેપ થાય તેને સર્વસંક્રમ કહેવાય છે. પહેલા ઉદ્વલના સંક્રમનું સ્વરૂપ કહેવાના પ્રસંગે પણ સર્વસંક્રમનો વિચાર કર્યો છે. ॥૭૮॥

હવે કયા સંક્રમને બાધીને કયો સંક્રમ પ્રવર્ત્તે છે તેનો વિચાર કરતા આ સૂત્ર કહે છે—

**बाहिय अहापवत्तं सहेउणाहो गुणो व विज्झाओ ।**
**उव्वलणसंकमस्सवि कसिणो चरिमम्मि खंडम्मि ॥७९॥**

**बाधित्वा यथाप्रवृत्तं स्वहेतुना गुणो वा विध्यातः ।**
**उद्वलनसंक्रमस्यापि कृत्स्नः चरमे खण्डे ॥७९॥**

અર્થ—સ્વહેતુના સામર્થ્ય વડે યથાપ્રવૃત્ત સંક્રમને બાધીને ગુણસંક્રમ વા વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે. ઉદ્વલના સંક્રમના ચરમખંડના ચરમ પ્રક્ષેપરૂપ સર્વસંક્રમ છે.

વિવેચન—પોતાના ગુણ કે ભવરૂપ નિમિત્તને પ્રાપ્ત કરી અબંધ થવારૂપ હેતુની પ્રાપ્તિના-સંબંધના સામથ્ય વડે યથાપ્રવૃત્ત સંક્રમને બાધીને ગુણસંક્રમ કે વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે. યથાપ્રવૃત્ત સંક્રમ એ સામાન્ય છે એટલે ગુણ કે ભવરૂપ હેતુ વડે કર્મપ્રકૃતિનો બંધવિચ્છેદ થયા પછી વિધ્યાતસંક્રમ કે ગુણસંક્રમ પ્રવર્ત્તે છે. માટે યથાપ્રવૃત્ત સંક્રમનો બાધ કરીને-તેને હઠાવીને ગુણસંક્રમ કે વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે એમ કહ્યું છે. તથા સર્વસંક્રમ એ ઉદ્વલના સંક્રમના ચરમખંડના ચરમ પ્રક્ષેપરૂપ છે. એટલે એ સર્વસંક્રમ પણ ઉદ્વલનાસંક્રમને બાધીને પ્રવર્ત્તે છે એમ સમજવું. ॥૭૯॥

અહિં છઠ્ઠો સ્તિબુકસંક્રમ નામનો પણ સંક્રમ છે. પણ તેમાં કરણનું લક્ષણ ઘટતું નહિ હોવાથી સંક્રમ કરણના છઠ્ઠા ભેદ તરીકે જોડયો–કહ્યો નથી. કરણ એ સલેશ્ય વીર્ય કહેવાય છે. એટલે જ્યાં લેશ્યા યુક્ત વીર્યનો વ્યાપાર હોય ત્યાં સંક્રમ બંધનાદિ કરણની પ્રવૃત્તિ થાય છે. સ્તિબુકસંક્રમ તો લેશ્યા વિનાના અયોગિ કેવલિ ભગવાનને પણ અયોગિ ગુણસ્થાનકના દ્વિચરમ સમયે તહોંતેર પ્રકૃત્તિનો પ્રવર્ત્તે છે. એટલે સ્તિબુક[1]સંક્રમ આઠ કરણની અંતર્ગત નથી. છતાં અહિં એનું સ્વરૂપ કહેવાનું કારણ એ પણ એક પ્રકારનો સંક્રમ છે, એટલે જ સંક્રમના અધિકારમાં તેનું પણ સ્વરૂપ કહેવું જોઈએ માટે તેના સ્વરૂપનું પ્રતિપાદન કરવા ઇચ્છતાં નીચેની ગાથા કરે છે—

**पिंडपगइण जा उदयसंगया तीए अणुदयगयाओ ।**
**संकामिऊण वेयइ जं एसो थिबुगसंकामो ॥८०॥**

**पिंडप्रकृतीनां योदयसंगता तस्यामनुदयगताः ।**
**संक्रमय्य वेदयति यदेषः स्तिबुकसंक्रमः ॥८०॥**

**અર્થ**—પિંડ પ્રકૃતિઓમાં ઉદય પ્રાપ્ત જે પ્રકૃતિ છે, તેમાં ઉદય અપ્રાપ્ત પ્રકૃતિને સંક્રમાવીને જે અનુભવે છે તે સ્તિબુકસંક્રમ કહેવાય છે.

**વિવેચન**—ગતિ જાતિ શરીર અંગોપાંગ બંધન સંઘાતન સંઘયણ સંસ્થાન વર્ણ ગંધ રસ સ્પર્શ આનુપૂર્વી અને વિહાયોગતિ એ ચૌદ પિંડપ્રકૃતિઓમાં દરેકની ઉદયપ્રાપ્ત જે પ્રકૃતિ હોય છે તેની [2]સમાનકાળ વાળી ઉદય સ્થિતિમાં જે

૧ કરણ એટલે જીવના વીર્યનો વ્યાપાર. જ્યાં જ્યાં વીર્યનો વ્યાપાર હોય છે, ત્યાં ત્યાં યથાયોગ્ય રીતે સંક્રમાદિ કરણો પ્રવર્ત્તે છે. ત્યારે સ્તિબુકસંક્રમની પ્રવૃત્તિમાં વીર્ય-વ્યાપાર નથી તે તો સાહજિક રીતે થાય છે. એટલે જ સંક્રમ કરણ વડે હજારો વરસોમાં ભોગવી શકાય તેવું કર્મ એકજ સમયમાં અન્ય સ્વરૂપે થઇ જે રૂપે થાય તે રૂપે ફળ આપે છે. અને સ્તિબુકસંક્રમ વડે કોઈ પણ જાતના વીર્યવ્યાપાર વિના ફળ આપવા સન્મુખ થયેલ એક સમય માત્રમાં ભોગવાય તેટલું દળ અન્ય રૂપે થાય છે. વળી એ પણ વિશેષ છે કે સંક્રમકરણવડે અન્ય સ્વરૂપ થયેલ કર્મ પોતાના મૂળ સ્વરૂપને છોડી દે છે જ્યારે સ્તિબુકસંક્રમવડે અન્યમાં ગયેલ દળ સર્વથા પોતાના મૂળ સ્વરૂપને છોડતું નથી; એટલે કે સર્વથા પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે પરિણમતું નથી. સંક્રમકરણવડે બંધાવલીકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરનું દળ અન્યરૂપે થાય છે, ત્યારે સ્તિબુકસંક્રમવડે ઉદયાવલિકાના ઉદયગત એક સ્થાનકનું જ ઉદયવતી પ્રકૃતિના ઉદયસમયમાં કોઇપણ જાતના પ્રયત્ન સિવાય જાય છે.

૨ સત્તામાં અસંખ્ય સ્થિતિ સ્થાનો હોય છે. અને તે ક્રમશઃ અનુભવાય છે. એક સાથે એકથી વધારે સ્થિતિસ્થાનો અનુભવાતા નથી. જે કર્મપ્રકૃતિના ફળને સ્વસ્વરૂપે–સાક્ષાત્ અનુભવે છે તેના અનુભવાતા–ઉદય સમયમાં જેનો અબાધાકાળ વીતી ગયો છે

પ્રકૃતિનો ઉદય નથી તેને સંક્રમાવીને અનુભવે તે સ્તિબુકસંક્રમ કહેવાય છે. જેમ ઉદય પ્રાપ્ત મનુજ ગતિમાં શેષ ત્રણ ગતિના દળને, ઉદય પ્રાપ્ત એકેન્દ્રિય જાતિમાં શેષ જાતિના દલિકને સંક્રમાવે છે, આ સ્તિબુકસંક્રમ કહેવાય છે. પ્રદેશોદય પણ આનું જ અપર નામ છે, બંને એકજ છે. તથા નામકર્મની ઘણી પ્રકૃતિઓ છે, સઘળીનો કંઈ રસોદય હોતો નથી, અમુકનો જ હોય છે, બાકી સઘળી પ્રકૃતિઓ પ્રદેશોદયે અનુભવાય છે. એટલે ગાથામાં માત્ર પિંડ પ્રકૃતિઓનું જે નામ આપ્યું તે તો બાહુલ્યની અપેક્ષાએ છે, તેથી અન્ય કર્મપ્રકૃતિઓમાં પણ જો તેનો સ્વરૂપતઃ ઉદય ન હોય તો તેમાં સ્તિબુકસંક્રમ પ્રવર્તે છે એમ સમજવું. જેમ ક્ષયકાળે સંજ્વલન ક્રોધાદિની શેષીભૂત ઉદયાવલિકા સંજ્વલન માનાદિમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમે છે.

આ રીતે સ્તિબુકસંક્રમનું પણ સ્વરૂપ કહ્યું. હવે વિધ્યાતસંક્રમ ઉદ્વલના સંક્રમ યથાપ્રવૃત્ત સંક્રમ અને ગુણસંક્રમના અપહાર કાલનું અલ્પબહુત્વ કહેવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**गुणमाणेणं दलिअं हीरंतं थोवएण निट्ठाइ ।**
**कालोऽसंखगुणेणं अहविज्झउव्वलणगाणं ॥८१॥**

**गुणमानेन ह्रियमाणं दलिकं स्तोकेन निष्ठाति ।**
**कालोऽसंख्येयगुणो यथाप्रवृत्तविध्यातोद्वलनानाम् ॥८१॥**

---

પરંતુ સ્વસ્વરૂપે ફળ આપી શકે તેવી સ્થિતિમાં નથી તેવી પ્રકૃતિનો ઉદય સમય–ઉદય પ્રાપ્ત સ્થિતિસ્થાન આત્માની કોઇપણ પ્રકારની વીર્ય પ્રવૃત્તિ વિના સહજ ભાવે સંક્રમે છે. એટલે ઉપર કહેલ 'સમાન કાળવાળી ઉદય સ્થિતિમાં' એનો એ તાત્પર્ય હોઇ શકે કે સંક્રમનાર પ્રકૃતિનું ઉદયસ્થાન હોવું જોઈએ તેમજ પતદ્ગ્રહ પ્રકૃતિનું પણ ઉદયસ્થાન હોવું જોઈએ. ઉદયસ્થાનમાં ઉદયસ્થાન સંક્રમવું જોઇએ. અહિં ઉદયસ્થાનમાં ઉદયસ્થાનનું સંક્રમણ થાય છે, એટલે બંનેના ઉદયકાળરૂપ સમાન સ્થિતિ ઘટી શકે છે. અબાધાકાળ વીતી ગયા બાદ તો દરેક કર્મ અવશ્ય ફળ આપવા સન્મુખ થાય છે. તેમાં કોઇ કર્મ સ્વરૂપે ફળ આપે તેવી સ્થિતિમાં હોય છે, તો કોઇ કર્મ અન્યમાં મળી જઇ ફળ આપે તેવી સ્થિતિમાં હોય છે. જે ગતિના આયુનો ઉદય હોય છે તેને અનુકુળ તમામ પ્રકૃતિઓનો સ્વરૂપતઃ ઉદય હોય છે. તે સિવાયની અન્ય પ્રકૃતિઓનો પરરૂપે ઉદય હોય છે. પરરૂપે જે ઉદય તેનુંજ નામ પ્રદેશોદય કે સ્તિબુકસંક્રમ કહેવાય છે. અહિં એ પણ ખ્યાલમાં રાખવું કે અબાધાકાળ વીતી ગયા બાદ દરેક કર્મ ફળ આપવા સન્મુખ થાય છે એટલે જે સ્વરૂપે અનુભવાય તેની જેમ ઉદયાવલિકા હોય છે, તેમ જે પરરૂપે અનુભવાય–સ્વરૂપે ન અનુભવાય તેની પણ ઉદયાવલિકા હોય છે. ઉદયાવલિકા એટલે ઉદય સમયથી આરંભી એક આવલિકા કાળમાં ભોગવાય તેટલા સ્થિતિસ્થાનો. તે સ્થિતિસ્થાનો તો બંનેમાં છેજ. માત્ર એક ને રસોદયાવલિકા કહેવાય છે, બીજાને પ્રદેશોદયાવલિકા કહેવાય છે.

**અર્થ—ચરમખંડનુ ગુણસંક્રમના પ્રમાણુ વડે અપહરાતું દલિક થોડા કાળે નિર્લેપ થાય છે. તેજ ખંડના યથાપ્રવૃત્ત વિધ્યાત અને ઉદ્વલના સંક્રમ વડે અપહરાતા દલિકનો અનુક્રમે અસંખ્યાત અસંખ્યાત ગુણુ કાળ થાય છે.**

વિવેચન—ઉદ્વલના સંક્રમના સ્વરૂપને કહેવાના પ્રસંગમાં જે ચરમખંડ કહ્યો હતો, તે ચરમખંડના દલિકને ગુણસંક્રમણુના પ્રમાણુથી અપહાર કરીએ–પરમાં નાખીએ તો તે ચરમખંડ થોડા જ કાળે–અંતર્મુહૂર્તકાળે સંપૂર્ણપણે નિર્લેપ થાય છે. તથા તેજ ચરમખંડના દલિકને યથાપ્રવૃત્ત વિધ્યાત અને ઉદ્વલના સંક્રમના પ્રમાણુથી એટલે કે તે તે સંક્રમવડે જેટલું જેટલું અપહરી શકાય–પરમાં સંક્રમાવી શકાય તે પ્રમાણુથી અપહરીએ તો અનુક્રમે અસંખ્યાત અસંખ્યાત ગુણુકાળે અપહરી શકાય છે. તેથી તેઓનો અપહારકાળ અનુક્રમે અસંખ્યાત અસંખ્યાત ગુણુ જાણુવો. કઈ રીતે અસંખ્યાત ગુણુ કાળ જાય તે કહે છે–તે ચરમખંડને યથાપ્રવૃત્તસંક્રમવડે અપહાર કરીએ તો તે ખંડ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે નિર્લેપ થાય છે, માટે ગુણુસંક્રમવડે થતા અપહાર કાળથી યથાપ્રવૃત્ત સંક્રમવડે થતો અપહાર કાળ અસંખ્યગુણુ થાય છે. તથા તેજ ચરમખંડને વિધ્યાતસંક્રમવડે અપહાર કરીએ તો તે ચરમખંડ અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી કાળે નિર્લેપ થાય છે, માટે યથાપ્રવૃત્ત સંક્રમવડે થતા અપહારકાળથી વિધ્યાત સંક્રમવડે થતો અપહારકાળ અસંખ્યાતગુણુ થાય છે. તથા તેજ ચરમખંડને દ્વિચરમ સ્થિતિખંડના ચરમ સમયે પર પ્રકૃતિમાં જેટલું દલિક નંખાય છે તે માને ઉદ્વલના સંક્રમવડે અપહાર કરીએ તો તે ચરમખંડ અતિ પ્રભૂત–ઘણી અસંખ્યાતી ઉત્સર્પિણી અવસર્પિણી વડે નિર્લેપ થાય છે, માટે વિધ્યાત સંક્રમવડે થતા અપહાર કાળથી ઉદ્વલના સંક્રમવડે થતો અપહારકાળ આ રીતે અસંખ્યાત ગુણુ થાય છે. વિધ્યાત અને ઉદ્વલના સંક્રમ વડે થતો અપહાર ક્ષેત્રથી વિચારીએ તો અંગુલના અસંખ્યાતમા ભાગમાં રહેલ આકાશપ્રદેશ જેટલા સમય પ્રમાણુ કાળે થાય છે. માત્ર ઉદ્વલના સંક્રમવડે થતા અપહારકાળમાં અતિમોટો અંગુલનો અસંખ્યાતમો ભાગ ગ્રહણુ કરવો[1] ॥૮૧॥

૧ આ ગાથામાં સંક્રમના વિષયમાં કાળનું જે અલ્પબહુત્વ કહ્યું તે ઉપરથી કયા સંક્રમનું કેટલું બળ છે તે ખ્યાલમાં આવ્યું હશે. સૌથી વધારે બળ ગુણસંક્રમનું છે તેનાથી ઓછું યથાપ્રવૃત્ત સંક્રમનું અને તેનાથી ઓછું વિધ્યાતનું છે. જો કે યોગાનુસાર સંક્રમ થાય છે પરતુ કાળભેદે થતો હોવાથી એ અલ્પબહુત્વ સંભવે છે. ગુણસંક્રમ વડે થતો સંક્રમ તો હમેશા વધારે જ હોય છે. બંધ યોગ્ય પ્રકૃતિઓનો સંક્રમ અને બંધવિચ્છેદ થયા પછી થતો તેનોજ સંક્રમ એમાં વત્તા ઓછાપણું રહે છે. બંધયોગ્યનો વધારે અને બંધવિચ્છેદ થયા પછી અલ્પ દલનો સંક્રમ થાય છે. ઉદ્વલન સંક્રમ તો ઉપરના ગુણુઠાણે થાય છે તેનું બળ યથાપ્રવૃત્તિથી વધારે છે, કેમકે તે વડે અંતર્મુહૂર્તમાં કર્મપ્રકૃતિ નિઃસત્તાક થાય છે. ઉદ્વલન સંક્રમમાં તો સ્વમાં નંખાય તે હિસાબે નંખાય તો યથાપ્રવૃત્ત

દ્વિચરમખંડ સુધીના ખંડોનું દલિક ઉદ્વલનાસંક્રમવડે પરમાં અને સ્વમાં એમ બે રીતે સંક્રમાવે છે. પૂર્વની ગાથામાં જે અલ્પબહુત્વ કહ્યું છે, તેમાં દ્વિચરમખંડનું પરમાં જે સંક્રમાવે તે હિસાબે ચરમખંડનું દલ પરમાં નાખે તો જેટલો કાળ થાય તેટલો કાળ ઉદ્વલના સંક્રમનો લેવાનો છે તે જણાવવા ઇચ્છતા, તથા યથાપ્રવૃત્ત સંક્રમનું પણ પ્રમાણ કહેવા ઇચ્છતા આ ગાથા કહે છે—

**जं दुचरिमस्स चरिमे सपरट्ठाणेसु देइ समयम्मि ।**
**ते भागे जहक्कमसो अहापवत्तुव्वलणमाणे ॥८२॥**

**यद् द्विचरमस्य चरमे स्वपरस्थानयोः ददाति समये ।**
**तौ भागौ यथाक्रमशः यथाप्रवृत्तोद्वलनमानं ॥८२॥**

અર્થ—દ્વિચરમખંડના ચરમ સમયે સ્વ અને પરસ્થાનમાં જે દલ ભાગ નાખે છે, તે દલ ભાગ અનુક્રમે યથાપ્રવૃત્ત અને ઉદ્વલનસંક્રમનું પ્રમાણ છે.

વિવેચન—દ્વિચરમખંડનો ચરમસમયે જે દલભાગ સ્વસ્થાનમાં અને પરસ્થાનમાં આપે છે- સંક્રમાવે છે, તે દલભાગ અનુક્રમે યથાપ્રવૃત્તસંક્રમ અને ઉદ્વલનાસંક્રમનું પ્રમાણ છે. અહિં તાત્પર્ય આ છે-પૂર્વની ગાથામાં ચરમખંડને ગુણસંક્રમાદિ વડે સંક્રમાવતા થતા કાળનું અલ્પબહુત્વ કહ્યું છે. તેમાં યથાપ્રવૃત્ત અને ઉદ્વલન સંક્રમવડે ચરમખંડને સંક્રમાવતા કયુ પ્રમાણ લેવાનું છે, તે ત્યાં કહ્યું નથી, અહિં બતાવે છે-ઉદ્વલનસંક્રમમાં દ્વિચરમખંડનો ચરમ પ્રક્ષેપ કરતા જેટલું દલ સ્વ સ્થાનમાં નાખે છે, તે પ્રમાણ યથાપ્રવૃત્તસંક્રમમાં લેવાનું છે. એટલે કે તે હિસાબે ચરમખંડને સંક્રમાવતા જેટલો કાળ થાય તેટલો કાળ યથાપ્રવૃત્તનો લેવાનો છે. (આ હેતુથી જ ઉદ્વલનસંક્રમવડે દ્વિચરમખંડનો ચરમ પ્રક્ષેપ કરતા જેટલું દળ સ્વમાં નાખે છે તે માને ચરમખંડને સંક્રમાવતા જેટલો કાળ થાય તેની તુલ્ય યથાપ્રવૃત્ત સંક્રમવડે સંક્રમાવતા કાળ થાય છે, એમ અન્યત્ર કહ્યું છે.) તથા ઉદ્વલના સંક્રમમાં દ્વિચરમખંડનો ચરમ પ્રક્ષેપ કરતા જેટલું દળ પરમાં નાખે છે, તે પ્રમાણ ઉદ્વલન સંક્રમમાં લેવાનું છે. એટલે કે દ્વિચરમખંડનો ચરમપ્રક્ષેપ કરતા પરમાં જેટલુ દલિક નાખે છે તે માને ચરમખંડને અન્યત્ર સંક્રમાવતા જેટલો કાળ થાય તેટલો કાળ ઉદ્વલનાનો લેવાનો છે. આ પ્રમાણે લેતા ઉપરોક્ત અલ્પબહુત્વ સંભવે છે.

---

સંક્રમ જેટલું બળ અને પરમાં નંખાય તે હિસાબે નંખાય તો તેનાથી ઘણું ઓછું બળ છે. પ્રકૃતિને નિઃસત્તાક કરવામાં ઉદ્વલન ઉપયોગી છે. જ્યાં જ્યાં તે લાગુ પડે છે ત્યાં ત્યાં તે તે પ્રકૃતિ નિઃસત્તાક થાય છે. પહેલે ગુણઠાણે કેટલીક પ્રકૃતિઓમાં ઉદ્વલના સંક્રમ પ્રવર્ત્તે છે, પરંતુ ઉપરના ગુણઠાણે પ્રવર્ત્તે તેનાથી પહેલા ગુણઠાણે કમ બળવાળો હોય છે.

આ રીતે વિસ્તાર પૂર્વક પાંચે સંક્રમનું સ્વરૂપ કહ્યું. હવે સાદિ આદિનો વિચાર કરવો જોઈએ, તેમાં મૂળ કર્મનો પરસ્પર સંક્રમ થતો નથી, માટે ઉત્તર પ્રકૃતિઓના સંક્રમના વિષયમાં જ સાદ્યાદિ ભંગોનો વિચાર કરવા આ ગાથા કહે છે—

**चउहा धुवछव्वीसगसयस्स अजहन्नसंकमो होइ ।**
**अणुक्कोसो विहु वज्जिय उरालियावरणनवविग्घं ॥८३॥**

**चतुर्द्धा ध्रुवषड्विंशत्युत्तरशतस्याजघन्यसंक्रमो भवति ।**
**अनुत्कृष्टोऽपि हु वर्जयित्वौदारिकावरणनवविघ्नम् ॥८३॥**

અર્થ—પૂર્વોક્ત ધ્રુવ એકસો છવ્વીસ પ્રકૃતિઓનો અજઘન્યસંક્રમ ચાર પ્રકારે છે, અને ઔદારિક સપ્તક નવ આવરણ અને અંતરાય વર્જીને શેષપ્રકૃતિઓનો અનુત્કૃષ્ટ પણ ચાર પ્રકારે છે.

વિવેચન—પૂર્વે કહેલ ધ્રુવસત્તાવાળી એકસો છવ્વીસ પ્રકૃતિઓનો અજઘન્ય પ્રદેશસંક્રમ સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તેમાં જેનું સ્વરૂપ આગળ કહેશે તેવો અને કર્મ ક્ષય માટે પ્રયત્નવંત ક્ષપિતકર્માંશ આત્મા સઘળી ધ્રુવ સત્તાવાળી પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશસંક્રમ કરે છે, અને તે નિયત કાળ પર્યંત જ થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો જે પ્રદેશસંક્રમ અન્ય જીવોને થાય છે, તે સઘળો અજઘન્ય છે. તે અજઘન્ય પ્રદેશસંક્રમ ઉપશમશ્રેણિમાં બંધવિચ્છેદ થયા બાદ પતદ્ગ્રહનો અભાવ થવાથી કોઈપણ પ્રકૃતિનો થતો નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્ય આશ્રયી ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ છે. તથા અનુત્કૃષ્ટ પ્રદેશસંક્રમ પણ ઔદારિક સપ્તક જ્ઞાનાવરણ પંચક દર્શનાવરણ ચતુષ્ક અને અંતરાય પંચક વર્જીને શેષ એકસો પાંચ ધ્રુવ સત્તાવાળી પ્રકૃતિઓનો સાદિ આદિ ચાર પ્રકારે છે. તેમાં ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ જેનું સ્વરૂપ આગળ કહેશે તેવો અને કર્મ ક્ષય માટે ઉદ્યમવંત ગુણિતકર્માંશ આત્મા કરે છે, અન્ય કોઈ કરતા નથી. અને તેઓને નિયત સમય જ થતો હોવાથી સાદિ સાંત છે. તે સિવાયનો અન્ય સઘળો પ્રદેશસંક્રમ અનુત્કૃષ્ટ છે, અને તે ઉપશમશ્રેણિમાં બંધ વિચ્છેદ થયા બાદ થતો નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન નહિ પ્રાપ્ત કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે.

**सेसं साइअधुवं जहन्न सामी य खवियकम्मंसो ।**
**ओरालाइसु मिच्छो उक्कोसगस्स गुणियकम्मो ॥८४॥**

शेषं साद्यध्रुवं जघन्यस्य स्वामी च क्षपितकर्म्मांशः ।
औदारिकादेर्मिथ्यात्वे उत्कृष्टस्य गुणितकर्म्मांशः ॥८४॥

અર્થ—શેષ સર્વ સાદિ અધ્રુવ છે. જઘન્ય પ્રદેશસંક્રમનો સ્વામી ક્ષપિતકર્માંશ છે, અને ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમનો સ્વામી ગુણિતકર્માંશ છે. ઔદારિકાદિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ મિથ્યાત્વમાં થાય છે.

વિવેચન—પૂર્વની ગાથામાં જે પ્રકૃતિઓમાટે જે કંઈ પણ કહી ગયા તે સિવાયનું જઘન્યાદિ સર્વ સાદિ સાંત જાણવું. તેમાં એકસો પાંચ પ્રકૃતિના તો અનુક્ત જઘન્ય અને ઉત્કૃષ્ટ એ બેજ વિકલ્પ છે. અને તે તો અજઘન્ય અને અનુત્કૃષ્ટનું સ્વરૂપ કહેવાના પ્રસંગમાં પ્રાયઃ વિચારાઇ ગયેલા છે. દરેક સ્થળે નિયત કાળ પર્યંત જ થતા હોવાથી જઘન્ય અને ઉત્કૃષ્ટ તો સાદિ સાંત જ હોય છે. તથા ઔદારિક સપ્તક આદિ એકવીશ પ્રકૃતિઓ કે જેને પૂર્વની ગાથામાં વર્જી છે, તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ ગુણિતકર્મ્માંશ મિથ્યાદૃષ્ટિને હોય છે, તે સિવાયના કાળમાં અનુત્કૃષ્ટ હોય છે. આ રીતે મિથ્યાદૃષ્ટિમાં જ (વારાફરતી) થતા હોવાથી તે બંને સાદિ સાંત છે. તેનો જઘન્ય ભંગ તો અજઘન્ય કહેવાના પ્રસંગમાં સાદિ સાંત ભાંગે કહેવાઇ ગયેલ છે. ધ્રુવ સત્તાવાળી એકસો ત્રીસ પ્રકૃતિઓ છે તેમાંથી એકસો છવ્વીસ પ્રકૃતિઓના ભંગ કહ્યા, શેષ ચાર પ્રકૃતિઓના કહે છે–મિથ્યાત્વમોહનીયની ધ્રુવસત્તા છે છતા તેનું સમ્યકત્વ અને મિશ્રમોહનીયરૂપ પતદ્ગ્રહ સ્થાયી નહિ હોવાથી તેનો કોઇ પણ પ્રકારનો સંક્રમ હમેશાં થતો નથી પતદ્ગ્રહ જયારે હોય ત્યારે અને તે પણ ભવ્યાત્માને નિયતકાળ પર્યંત જ થાય છે, માટે તેના જઘન્યાદિ ચારે સાદિ સાંત ભાગે છે. અભવ્યને તો મિથ્યાત્વના પ્રદેશોનો સંક્રમ જ થતો નથી. તથા નીચગોત્ર અને સાત અસાતવેદનીય પરાવર્ત્તમાન હોવાથી તેના અજઘન્યાદિ આદિ સાંત સમજવા. કેમકે સાતા બંધાય ત્યારે અસાતા સંક્રમે, અસાતા બંધાય ત્યારે સાતા સંક્રમે, ઉચ્ચગોત્ર બંધાય ત્યારે નીચ ગોત્ર સંક્રમે, નીચગોત્ર બંધાય ત્યારે ઉચ્ચગોત્ર સંક્રમે. જે પ્રકૃતિ બંધાતી હોય તેમાં નહિ બંધાતીનો અજઘન્યસંક્રમ થાય. એટલે તે પ્રકૃતિઓના અજઘન્યાદિ સંક્રમ સ્થાયી નહિ હોવાથી તેમાં સાદિ સાંત ભંગ જ ઘટી શકશે, તથા અધ્રુવ સત્તા વાળી અઠ્ઠાવીશ પ્રકૃતિઓના અજઘન્યાદિ પ્રદેશસંક્રમ તેઓ અધ્રુવ સત્તાવાળી હોવાથી જ સાદિ સાંત ભાંગે છે.

આ રીતે સાદ્યાદિભંગની પ્રરૂપણા કરી. હવે ઉત્કૃષ્ટ અને જઘન્ય પ્રદેશસંક્રમના સ્વામી કોણ તે કહેવાનો ક્રમ પ્રાપ્ત પ્રસંગ છે. તેમાં જઘન્ય પ્રદેશસંક્રમનો સ્વામી ક્ષપિતકર્માંશ આત્મા છે, અને ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમનો સ્વામી ગુણિતકર્માંશ આત્મા છે. તેમાં પણ ઔદારિકસપ્તક જ્ઞાનાવરણ પંચક દર્શનાવરણ ચતુષ્ક અને

અંતરાય પંચક એ એકવીશ પ્રકૃતિના ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમનો સ્વામી ગુણિતકર્માંશ મિથ્યાદૃષ્ટિ છે, અને શેષ પ્રકૃતિઓના યથાસંભવ ઉપરના ગુણસ્થાનવર્તી આત્માઓ છે, જે આગળ ઉપર કહેશે. પરંતુ અહિં ગુણિતકર્મ્માંશ કોને કહેવાય ? તેનું શું સ્વરૂપ છે ? તે કહેવા ઈચ્છતા આ ગાથા કહે છે—

**बायरतसकालूणं कम्मठिइ जो उ बायर पुढवीए।**
**पज्जत्तापज्जत्तदीहेयरआउगो वसिउं॥८५॥**

**बादरत्रसकालोनां कर्म्मस्थितिं यस्तु बादरपृथिव्यां।**
**पर्याप्तापर्याप्तयोः दीर्घेतरायुः उषित्वा ॥८५॥**

**અર્થ**—કોઈ આત્મા બાદર ત્રસકાયના કાયસ્થિતિકાળ ન્યૂન કર્મ્મસ્થિતિ પર્યંત બાદર પૃથ્વીમાં પર્યાપ્ત અને અપર્યાપ્ત ભવોમાં દીર્ઘ અને અલ્પ આઉખે રહીને—

**વિવેચન**-ત્રસો બે પ્રકારે છે-૧ સૂક્ષ્મત્રસ ૨ બાદરત્રસ. તેમાં બેઈન્દ્રિયાદિ બાદરત્રસ છે, અને તેઉકાય વાઉકાય સૂક્ષ્મત્રસ કહેવાય છે. અહિં સૂક્ષ્મત્રસના વ્યવચ્છેદ માટે-પૃથક્ કરવા માટે 'બાદર' પદ ગ્રહણ કર્યું છે. બેઈન્દ્રિયાદિ બાદરત્રસનો પૂર્વકોટિ પૃથકત્વ અધિક બે હજાર સાગરોપમપ્રમાણ જે કાયસ્થિતિ કાળ કહ્યો છે, તે વડે ન્યૂન મોહનીયકર્મની સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ પર્યંત કોઇ આત્મા બાદર પૃથિવીકાયના ભવોમાં રહીને, કેવી રીતે રહીને એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે—

પર્યાપ્તાના ભવોમાં લાંબા આઉખે અને અપર્યાપ્તાના ભવોમાં અલ્પ આઉખે રહીને, શેષ એકેન્દ્રિયની અપેક્ષાએ બાદરપૃથ્વીકાયનું આયુ વધારે હોય છે, અને તેથી કરીને દીર્ઘ કાળ પર્યંત નિરંતર તેઓ ઘણા કર્મપુદ્ગલોનું ગ્રહણ કરી શકે છે, તથા શેષ એકેન્દ્રિયની અપેક્ષાએ પર્યાપ્ત ખર બાદરપૃથ્વીકાય અત્યન્ત બળવાન હોવાથી તેઓમાં દુઃખ સહન કરવાની તાકાત વધારે હોય છે, તેથી તેઓને ઘણા કર્મપુદ્ગલનો ક્ષય થતો નથી, એટલે આવા જીવને કર્મબંધ વધારે થાય છે અને ક્ષય અલ્પ પ્રમાણમાં થાય છે માટે બાદર અને પર્યાપ્ત વિશેષણયુક્ત પૃથ્વીકાયનું ગ્રહણ કર્યું છે. '**पज्जत्तापज्जत्त**' પદથી પર્યાપ્તના ઘણા ભવો અને અપર્યાપ્તાના અલ્પ ભવો ગ્રહણ કરવાના કહ્યા છે. અહિં નિરંતર પર્યાપ્તાના ભવો કેમ ન લેવા ? વચમાં અપર્યાપ્તાના થોડા પણ ભવો શા માટે લેવા ? એવો પ્રશ્ન થાય છે, તેના ઉત્તરમાં જણાવે છે કે-એકલા પર્યાપ્તાની તેટલી સ્વકાયસ્થિતિ નથી, બંનેની મળીને છે, એટલે પૂર્ણ કાયસ્થિતિ લેવા માટે વચમાં અપર્યાપ્તાના ભવો લેવાના છે. બે હજાર સાગરોપમ ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્વ-

કાયસ્થિતિમાં જેટલા ઓછામાં ઓછા હોઈ શકે તેટલા અપર્યાપ્તાના ભવો અને શેષ સઘળા પર્યાપ્તાના ભવો ગ્રહણ કરવાના છે. અહિં અપર્યાપ્તાના ભવો ઓછા અને પર્યાપ્તના ભવો ઘણા ગ્રહણ કરવાનું કારણ ઘણા કર્મપુદ્ગલોનો સત્તામાંથી ક્ષય ન થાય એ છે, અન્યથા નિરંતર ઉત્પન્ન થતા અને મરણ પામતા ઘણા કર્મપુદ્ગલોનો સત્તામાંથી ક્ષય થાય. અહિં તેનું પ્રયોજન નથી. અહિં તો બંધાય વધારે અને સત્તામાંથી જાય અલ્પ તેનું પ્રયોજન છે, કેમકે અહિં ગુણિત કર્માંશનુ સ્વરૂપ કહેવાનું છે. આવી રીતે પર્યાપ્તાના ઘણા અને અપર્યાપ્તાના અલ્પ ભવો કરીને. (ત્યાર પછી ગુણિત કર્મ્માંશને અંગે જે હકીકત કહેવાની છે તે હવે પછીની ગાથામાં કહેશે.) ૮૫.

ત્રસની કાયસ્થિતિ ન્યૂન મોહનીયની ઉત્કૃષ્ટસ્થિતિ પ્રમાણ બાદરપૃથ્વીકાયમાં કઈ રીતે રહીને ત્રસમાં જાય જેથી આત્મા ગુણિતકર્માંશ થઇ શકે ? તે હકીકત પૂર્વની ગાથામાં કહી, આ ગાથામાં પણ એજ હકીકત કહે છે—

**जोगकसाउक्कोसो बहुसो आउं जहन्नजोगेणं ।**
**बंधिय उवरिल्लासु ठिइसु निसेगं बहुं किच्चा ॥८६॥**

**योगकषायोत्कृष्टेषु बहुशः आयुर्जघन्ययोगेन ।**
**बद्ध्वा उपरितनीषु स्थितिषु निषेकं बहु कृत्वा ॥८६॥**

અર્થ—ઘણી વાર ઉત્કૃષ્ટ યોગ અને ઉત્કૃષ્ટ કષાયમાં રહીને, આયુને જઘન્ય યોગે બાંધીને, અને ઉપરના સ્થિતિસ્થાનોમાં કર્મનો નિષેક ઘણો કરીને, બાદર ત્રસમાં ઉત્પન્ન થાય.

વિવેચન—ઘણીવાર ઉત્કૃષ્ટ યોગસ્થાનમાં અને ઘણીવાર ઉત્કૃષ્ટ કષાયોદયજન્ય સંક્લેશસ્થાનમાં રહીને, અર્થાત્ ઘણીવાર ઉત્કૃષ્ટ યોગવાળો અને ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામવાળો થઇને, અહિં ઉત્કૃષ્ટ યોગમાં અને ઉત્કૃષ્ટ સંક્લેશમાં રહેવાનું કારણ કહે છે-ઉત્કૃષ્ટ યોગસ્થાનમાં વર્ત્તમાન આત્મા ઘણા કર્મ્મપુદ્ગલો ગ્રહણ કરે છે, અને ઉત્કૃષ્ટ સંક્લેશસ્થાનમાં વર્ત્તમાન આત્મા ઉત્કૃષ્ટસ્થિતિ બાંધે છે, ઘણા કર્મ-પુદ્ગલની ઉદ્વર્ત્તના કરે છે, અને અલ્પ દલની અપવર્ત્તના કરે છે. ઘણી ઉદ્વર્ત્તના અને અલ્પ અપવર્ત્તના કરવાનું કારણ ઉપરના સ્થાનકોને કર્મદલથી પુષ્ટ કરવા એ છે. તથા દરેક ભવમાં આયુબંધકાળે જઘન્યયોગે આયુનો બંધ કરીને, જઘન્ય યોગે આયુનો બંધ કરવાનું કારણ જો કે આયુને યોગ્ય ઉત્કૃષ્ટયોગે વર્તતો આયુ-કર્મના ઘણા પુદ્ગલો ગ્રહણ કરે છે, પરંતુ તથા પ્રકારના જીવસ્વભાવે જ્ઞાનાવર-ણીયકર્મના ઘણા પુદ્ગલોનો ક્ષય કરે છે. અહિં માત્ર જ્ઞાનાવરણીયકર્મનાજ ઘણા પુદ્ગલોનો ક્ષય થવાનું કહ્યું તેમાં જીવસ્વભાવજ કારણ છે. કોઇપણ કર્મના ઘણા

પુદ્ગલો સત્તામાંથી ઓછા થાય તેનું અહિં પ્રયોજન નથી માટે જઘન્યયોગે આયુબંધ કહ્યો છે. તથા ઉપરના સ્થિતિસ્થાનકોમાં કર્મપુદ્ગલોને ગોઠવવારૂપ નિષેક પોતપોતાની ભૂમિકાને અનુસરીને ઘણો કરીને, ઉપરના સ્થાનકોમાં વધારે નિક્ષેપ કરવાનું કારણ નીચેના સ્થાનકો તો ઉદય દ્વારા ભોગવાઇ ક્ષય થઇ જશે, પરંતુ ઉપરના સ્થાનકોમાં ગોઠવાયલા દલિકો જ ગુણિતકર્માંશ થતા સુધી ટકી શકશે માટે ઉપરના સ્થાનકોમાં પોતપોતાની ભૂમિકાને અનુસારે વધારે ગોઠવવાનું કહ્યું છે. આ રીતે બાદર પૃથ્વીકાયમાં પૂર્વક્રોડ પૃથક્ત્વાધિક બે હજાર સાગરોપમન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પર્યંત રહીને ત્યાંથી નીકળે, નીકળીને બાદરત્રસકાયમાં ઉત્પન્ન થાય.

બાદરત્રસમાં ઉત્પન્ન થઇને ગુણિતકમાંશને અંગે કઈ કઈ વિધિ કરવાની છે તે કહે છે—

**बायरतसकालमेवं वसित्तु अंते य सत्तमाक्खिइए ।**
**लहुपज्जत्तो बहुसो जोगकसायाहिओ होउं ॥८७॥**

**बादरत्रसकालमेवमुषित्वा अंते च सप्तमपृथिव्यां ।**
**लघु पर्याप्तः बहुशः योगकषायाधिको भूत्वा ॥८७॥**

અર્થ—બાદરત્રસમાં પણ એ પ્રકારે પોતાના કાયસ્થિતિકાળ પર્યંત રહીને, અને છેવટે સાતમી નરકપૃથ્વીમાં શીઘ્ર પર્યાપ્તપણું પામીને અને ત્યાં ઘણીવાર ઉત્કૃષ્ટ યોગ અને ઉત્કૃષ્ટ કષાયવાળો થઈને,

વિવેચન—૮૫ અને ૮૬ મી ગાથામાં ગુણિતકર્માંશને યોગ્ય જે વિધિ કહ્યો છે, તે વિધિ કરવા પૂર્વક પૂર્વક્રોડ પૃથક્ત્વ અધિક બે હજાર સાગરોપમ પ્રમાણ બાદરત્રસકાયના કાયસ્થિતિકાળ પર્યંત બાદરત્રસમાં રહીને, તેટલા કાળમાં વધારેમાં વધારે જેટલી વાર સાતમી નરકપૃથ્વીમાં જઈ શકાય તેટલી વાર સાતમી નરકપૃથ્વીમાં જાય. તે નારકભવોમાંના છેલ્લા સાતમી નરકપૃથ્વીના ભવમાં સઘળા બીજા નારકોથી શીઘ્ર પર્યાપ્તભાવને પ્રાપ્ત થાય-શીઘ્ર પર્યાપ્તો થાય. અપર્યાપ્તાવસ્થામાં કાળ ઓછો જાય એટલા માટે શીઘ્ર પર્યાપ્તભાવ પામવાનું કહ્યું છે. તથા તે સાતમી નરકપૃથ્વીમાં અનેકવાર ઉત્કૃષ્ટ યોગસ્થાનક અને ઉત્કૃષ્ટ કષાયોદયજન્ય ઉત્કૃષ્ટ સંક્લેશ સ્થાનકને પ્રાપ્ત થાય, અહિં સાતમી નરકપૃથ્વીના ભવમાં વર્ત્તમાન જીવનું આયુ દીર્ઘ હોય છે, અને ઉત્કૃષ્ટ કષાયજન્ય ઉત્કૃષ્ટ સંક્લેશ તેમજ ઉત્કૃષ્ટયોગ હોઇ શકે છે, માટે જેટલી વાર જઈ શકાય તેટલી વાર સાતમી નરકપૃથ્વીમાં જાય તેમ કહ્યું છે. તથા અપર્યાપ્તાની અપેક્ષાએ પર્યાપ્તાનો યોગ અસંખ્યાતગુણ હોય છે, અને વધારે યોગ હોવાને લીધે ઘણા કર્મપુદ્ગલો

ગ્રહણુ કરી શકે છે, અહિં ગુણિતકર્માંશના અધિકારમાં જે ઘણા કર્મપુદ્દગલો ગ્રહણુ કરે અને ઓછા દૂર કરે તેવા આત્માનું પ્રયોજન છે, માટે શીઘ્ર પર્યાપ્ત થાય એમ કહ્યું છે. ૮૭.

ઉપરોક્ત વિધિ કર્યા બાદ વળી ગુણિતકર્માંશને અંગે શું કરવાનું છે તે કહે છે–

**जोगजवमज्झ उवरिं मुहुत्तमच्छित्तु जीवियवसाणे ।**
**तिचरिमदुचरिमसमए पूरित्तु कसायमुक्कोसं ॥८८॥**
**जोगुक्कोसं दुचरिमे चरिमसमए उ चरिमसमयंमि ।**
**संपुन्नगुणियकम्मो पगयं तेणेह सामित्ते ॥८९॥**

**योगयवमध्यस्योपरि मुहूर्त्तं स्थित्वा जीवितावसाने ।**
**त्रिचरिमद्विचरिमसमये पूरयित्वा कषायमुत्कृष्टम् ॥८८॥**
**योगोत्कृष्टं द्विचरमे चरमसमये तु चरमसमये ।**
**संपूर्णगुणितकर्म्मांशः प्रकृतं तेनेह स्वामित्वे ॥८९॥**

અર્થ—પોતાના આયુના અંતે યોગના યવમધ્યના ઉપરના યોગસ્થાનોમાં અંતર્મુહૂર્ત્ત રહીને, તથા ત્રિચરમ અને દ્વિચરમ સમયે ઉત્કૃષ્ટ કષાય અને દ્વિચરમ અને ચરમ સમયે ઉત્કૃષ્ટ યોગ પૂરીને આત્મા ગુણિતકર્મ્માંશ થાય છે.

દ્વિચરમ અને ચરમ સમયે ઉત્કૃષ્ટ યોગવાળો થાય. આ વિધિથી પોતાના આયુના ચરમ સમયે તે સાતમી નરક પૃથ્વીનો જીવ સંપૂર્ણ ગુણિતકર્મ્માંશ થાય. એવા જીવનો જ ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમના સ્વામિત્વના વિષયમાં અધિકાર છે.

વિવેચન—યોગના અધિકારમાં આઠ સમય કાળમાનવાળા જે યોગસ્થાનકો કહ્યા છે તે યવમધ્ય સંજ્ઞાવાળા કહેવાય છે. ઉપર વર્ણવ્યો તેવો સાતમી નરક પૃથ્વીનો આત્મા પોતાનું અંતર્મુહૂર્ત્ત આયુ બાકી રહે ત્યારે યવમધ્ય યોગસ્થાનની ઉપરના સાત છ આદિ સમયના કાળવાળા યોગસ્થાનમાં અંતર્મુહૂર્ત્ત પર્યંત અનુક્રમ વધતો જાય, અર્થાત્ અનુક્રમે ચડતા ચડતા યોગસ્થાનકે જાય. યોગમાં વધવાનું કારણુ ઘણા કર્મપુદ્દગલો ગ્રહણુ કરે તે છે. તથા પોતાના આયુના અંતસમયથી ગણુતા ત્રીજે સમયે અને બીજે સમયે ઉત્કૃષ્ટ કષાયોદયજન્ય ઉત્કૃષ્ટ સંકિલષ્ટ પરિણામી થાય અને બીજા સમયે અને પહેલા–પોતાના આયુના છેલ્લા સમયે ઉત્કૃષ્ટ યોગવાળો થાય. અહિં ઉત્કૃષ્ટ યોગ અને ઉત્કૃષ્ટ સંકલેશ બંને એકસાથે એક સમયકાળ જ હોય છે, અધિક કાળ હોતા નથી માટે ત્રીજા અને બીજા સમયે ઉત્કૃષ્ટ સંકલેશ અને બીજા અને પહેલા એટલે કે નારકાયુના છેલ્લા

સમયે ઉત્કૃષ્ટ યોગ એમ સમ વિષમપણે ઉત્કૃષ્ટ સંક્લેશ અને ઉત્કૃષ્ટ યોગ ગ્રહણ કર્યો છે. ત્રિચરમ અને દ્વિચરમ સમયે ઉત્કૃષ્ટ સંક્લેશ ગ્રહણ કરવાનું કારણ ઉદ્વર્ત્તના ઘણી થાય અને અપવર્ત્તના અલ્પ થાય તે છે, અને ચરમ અને દ્વિચરમ સમયે ઉત્કૃષ્ટ યોગ ગ્રહણ કરવાનું કારણ કર્મ્મ પુદ્ગલોનો પરિપૂર્ણ સંચય થાય તે છે. આવા સ્વરૂપવાળો નારકી પોતાના આયુના ચરમ સમયે સંપૂર્ણ ગુણિતકર્મ્માંશ થાય છે. અહિં હવે પછી ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમના સ્વામી કહેવાના છે ત્યાં ઉપરોક્ત સ્વરૂપવાળા ગુણિતકર્મ્માંશ જીવનો જ અધિકાર છે, કેમકે તેવા ઉત્કૃષ્ટ પ્રદેશના સંચય-સત્તાવાળો જીવ જ ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરી શકે છે. ૮૮-૮૯.

આ રીતે ગુણિતકર્મ્માંશ-વધારેમાં વધારે કર્માંશની સત્તાવાળા આત્માનું સ્વરૂપ કહ્યું. હવે ઉત્કૃષ્ટ પ્રદેશનો સંક્રમ કોણ કરે ? તે કહે છે—

**तत्तो तिरियागय आलिगोवरिं उरलएक्कवीसाए ।**
**सायं अणंतर बंधिऊण आली परमसाए ॥९०॥**

**ततः तिर्यक्ष्वागतः आवलिकाया उपरि औदारिकैकविंशतेः ।**
**सातमनन्तरं बद्ध्वा आवलिकायाः परमसातं ॥९०॥**

અર્થ—સાતમી નરક પૃથ્વીમાંથી નીકળી તિર્યંચ ગતિમાં આવેલ આત્મા આવલિકા ગયા બાદ ઔદારિકાદિ એકવીશ પ્રકૃતિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે છે. તિર્યંચ ભવમા સાતા બાંધીને આવલિકા બાદ બંધાતી અસાતામાં સાતા સંક્રમાવે તે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ છે.

વિવેચન—પંચાસીથી નેવ્યાસી સુધીની ગાથામાં કહેલ વિધિ પ્રમાણે થયેલ ગુણિત કર્મ્માંશ આત્મા સાતમી નરકપૃથ્વીમાંથી નીકળી પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. ત્યાં તે તિર્યંચ પોતાના ભવની પ્રથમાવલિકાના ચરમસમયે ઔદારિક સપ્તક જ્ઞાનાવરણ પંચક દર્શનાવરણ ચતુષ્ક અને અંતરાય પંચકરૂપ એકવીશ પ્રકૃતિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ [1]કરે છે. કારણ કે નારક ભવના ચરમસમયે ઉત્કૃષ્ટ યોગ વડે ઉપરોક્ત પ્રકૃતિઓનું ઘણું કર્મદલિક ગ્રહણ કર્યું છે, તેને બંધાવલિકા વીત્યા બાદ સંક્રમાવે છે, તે પહેલા નહિ. વળી બીજે કોઈ

૧. સાતમી નારકીના જીવો ત્યાંથી નીકળી સંખ્યાત વર્ષાયુવાળા ગર્ભજ પર્યાપ્ત તિર્યંચમાં જ ઉત્પન્ન થાય છે. તેથી નારકી પછીનો અનંતર તિર્યંચનો ભવ ગ્રહણ કર્યો છે. સાતમી નારકીના જીવે પોતાના આયુના ચરમસમયે બાંધેલ કર્મની બંધાવલિકા તિર્યંચગતિમાં પોતાની પ્રથમાવલિકાના ચરમસમયે પૂર્ણ થાય છે, માટે પ્રથમાવલિકાનો ચરમસમય ગ્રહણ કર્યો છે.

પણ સ્થળે આટલું ઘણું કર્મદલિક સત્તામાં હોઈ શકતું નથી માટે નારકીમાંથી નીકળી તિર્યંચમાં આવ્યા બાદ તે ભવની પહેલી આવલીકાના ચરમસમયે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય તેમ કહ્યું છે.

તથા નારકભવમાંથી નીકળી તિર્યંચના ભવમાં આવે, ત્યાં તે ભવના પ્રથમ સમયથી આરંભી સાતવેદનીયને તેના ઉત્કૃષ્ટ બંધકાળસુધી બાંધીને પછી અસાતવેદનીય બાંધે, તે અસાતવેદનીયની બંધાવલિકાના ચરમસમયે જેની બંધાવલિકા વીતી ગઈ છે એવું તિર્યંચના ભવમાં પ્રથમ સમયથી ઉત્કૃષ્ટ બંધકાળ સુધી બાંધેલું સંપૂર્ણ પ્રદેશ સત્તાવાળું સાતવેદનીય કર્મ બંધાતા તે અસાતવેદનીયમાં યથાપ્રવૃત્તસંક્રમ વડે સંક્રમાવતા સાતાનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે છે. ॥૯૦॥

**कम्मचउक्के असुभाण बज्झमाणीण सुहुमरागंते ।**
**संछोभणंमि नियगे चउवीसाए नियट्टिस्स ॥९१॥**

**कर्मचतुष्केऽशुभानामबध्यमानानां सूक्ष्मरागान्ते ।**
**संछोभने निजके चतुर्विंशतेः अनिवृत्तेः ॥९१॥**

અર્થ—ચાર કર્મની નહિ બંધાતી અશુભ પ્રકૃતિઓનો સૂક્ષ્મસંપરાયના ચરમ સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. તથા અનિવૃત્તિબાદરને ચોવીસ પ્રકૃતિનો પોતપોતાના ચરમ સંક્રમ સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે.

વિવેચન—સૂક્ષ્મસંપરાય અવસ્થામાં નહિ બંધાતી દર્શનાવરણ વેદનીય નામ અને ગોત્ર એ ચાર કર્મની નિદ્રાદ્વિક, અસાતવેદનીય, પ્રથમવર્જ પાંચ સંસ્થાન, પ્રથમવર્જ પાંચ સંઘયણ, અશુભ વર્ણાદિ નવ, ઉપઘાત, અપ્રશસ્ત વિહાયોગતિ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અપર્યાપ્ત, અસ્થિર, અશુભ, અયશઃકીર્ત્તિ, અને નીચગોત્ર ૩૫ બત્રીસ પાપ પ્રકૃત્તિઓનો ગુણિતકર્મ્માંશ ક્ષપક આત્માને સૂક્ષ્મસંપરાયના ચરમ સમયે (ગુણસંક્રમવડે) ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ થાય છે. તથા અનિવૃતિબાદર સંપરાય ગુણસ્થાનકે વર્ત્તમાન ગુણિતકર્મ્માંશ ક્ષપક આત્માને મધ્યમ આઠકષાય સ્ત્યાનર્દ્ધિત્રિક તિર્યંચદ્વિક બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિયજાતિ સૂક્ષ્મ સાધારણ અને

૧ સાતા અસાતા એ બંને પરાવર્ત્તમાન હોવાથી અંતર્મુહૂર્ત્તથી વધારે કાળ બંધાતી નથી. અહિં સાતમી નરક પૃથ્વીમાં જેટલી વાર વધારે બંધાઇ શકે તેટલી વાર અસાતા બાંધી તેને પુષ્ટ દળવાળી કરે. ત્યાંથી મરણ પામી તિર્યંચમાં આવી શરૂઆતના અંતર્મુહૂર્ત્તમાં સાતા બાંધે અને પૂર્વની અસાતા સંક્રમાવે આ પ્રમાણે સંક્રમ વડે અને બંધવડે સાતા પુષ્ટ થાય એટલે તેની બંધાવલિકા વીત્યાબાદ અનંતર સમયે બંધાતી અસાતામાં સાતાનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે. આ રીતે સાતાનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ સંભવી શકે છે.

છ નોકષાય એમ ચોવીસ કર્મપ્રકૃતિઓનો પોતપોતાનો જે સમયે ચરમસંક્રમ થાય તે સમયે સર્વસંક્રમ વડે ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ થાય છે. ૯૧

**संछोभणाए दोण्हं मोहाणं वेयगस्स खणसेसे ।**
**उप्पाइय सम्मत्तं मिच्छत्तगए तमतमाए ॥९२॥**

**संछोभे द्वयोर्मोहयोः वेदकस्य क्षणशेषे ।**
**उत्पाद्य सम्यक्त्वं मिथ्यात्वं गते तमस्तमायां ॥९२॥**

અર્થ—બે મોહનીય—મિથ્યાત્વ અને મિશ્રમોહનીયનો પોતપોતાના ચરમ સંછોભ સમયે ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ થાય છે. તથા સાતમી નારકીમાં અંતર્મુહૂર્ત આયુ બાકી હોય ત્યારે સમ્યક્ત્વ ઉત્પન્ન કરીને મિથ્યાત્વે જાય ત્યારે વેદકનો—સમ્યક્ત્વમોહનીયનો ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ થાય છે.

વિવેચન—બે મોહનીય—મિથ્યાત્વ અને મિશ્રમોહનીયનો ક્ષાયિકસમ્યક્ત્વ ઉપાર્જન કરતા ક્ષપક આત્માને તે બે પ્રકૃતિનો જે સમયે ચરમ સંછોભ—સંક્રમ થાય તે સમયે સર્વસંક્રમવડે સંક્રમાવતા ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. મિથ્યાત્વ અને મિશ્રમોહનીયના ચરમખંડને ઉવેલતા તે ચરમખંડના દલને પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્ય ગુણાકારે પરમાં—સમ્યક્ત્વ મોહનીયમાં ચરમ સમય પર્યંત નાખે છે. એટલે ચરમ સમયે સર્વોત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ ઘટી શકે છે. ચરમ સમયે જે સઘળું દળ પરમાં સંક્રમાવે છે તે જ સર્વસંક્રમ કહેવાય છે, એટલે ઉપર 'સર્વસંક્રમવડે' એમ ગ્રહણ કર્યું છે. તથા તમસ્તમા નામની સાતમી નારકીમાં અંતર્મુહૂર્ત શેષ આયુ રહે ત્યારે ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને અને તે સમ્યક્ત્વના કાળમાં જેટલા શકય હોય તેટલા દીર્ઘ અંતર્મુહૂર્ત પર્યંત ગુણ-સંક્રમ વડે સમ્યક્ત્વ મોહનીયને મિથ્યાત્વ અને મિશ્રમોહનીયના દળને સંક્રમાવવાવડે પુષ્ટ કરીને સમ્યક્ત્વથી પડીને મિથ્યાત્વે જાય, ત્યાં તેના—મિથ્યાત્વના પ્રથમ સમયે જ સમ્યક્ત્વમોહનીયનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે છે. ૯૨

અનન્તાનુબંધિનો ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ જણાવે છે—

**भिन्नमुहुत्ते सेसे जोगकसाउक्कसाइं काऊण ।**
**संजोअणाविसंजोयगस्स संछोभणाए सिं ॥९३॥**

**भिन्नमुहूर्त्ते शेषे योगकषायोत्कृष्टानि कृत्वा ।**
**संयोजनावियोजकस्य संछोभे एषाम् ॥९३॥**

અર્થ—અન્તર્મુહૂર્ત્ત આયુ શેષ રહે ત્યારે યોગ અને કષાયને ઉત્કૃષ્ટ કરીને નરકમાંથી નીકળી તિર્યંચમાં આવી ત્યાં અનંતાનુબંધીની વિસંયોજના કરનારને

ચરમસંક્રમ સમયે તે કષાયોનો ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ થાય છે.

વિવેચન—સાતમી નરક પૃથ્વીમાં વર્તમાન ગુણીતકર્મ્માંશ આત્મા પોતાનું જ્યારે અંતર્મુહૂર્ત્ત આયુ બાકી રહે ત્યારે ઉત્કૃષ્ટ યોગસ્થાનકોને અને ઉત્કૃષ્ટ કષાયસ્થાનકોને કરીને-ઉત્કૃષ્ટ યોગસ્થાનકોને અને ઉત્કૃષ્ટ કષાયોદયજન્ય સંકલેશ-સ્થાનકોને પ્રાપ્ત કરીને તે સાતમી નરકપૃથ્વીમાંથી નીકળી (તિર્યંચમાં આવી) ત્યાં ક્ષયોપશમ સમ્યકત્વ પ્રાપ્ત કરે, ત્યારબાદ તે ક્ષયોપશમ સમ્યકત્વ છતાં અનંતાનુબંધિની વિસંયોજના-ક્ષય કરવા પ્રયત્ન કરે, ક્ષય કરતા એ અનંતાનુબંધિના ચરમખંડનો ચરમ પ્રક્ષેપ કરે ત્યારે સર્વસંક્રમવડે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. તાત્પર્ય એ કે ચરમખંડનું સઘળું દલિક ચરમ સમયે સર્વસંક્રમવડે જેટલું પરમાં સંક્રમાવે તે અનંતાનુબંધિ કષાયનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહેવાય છે. ૯૩

નપુંસકવેદનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહે છે—

**ईसाणागयपुरिसस्स इत्थियाए व अट्ठवासाए।**
**मासपुहुत्तब्भहिए नपुंसगस्स चरिमसंछोभे ॥९४॥**

**ईशानागतपुरुषस्य स्त्रिया वा अष्टवर्षस्य ।**
**मासपृथक्त्वाभ्यधिकस्य नपुंसकस्य चरमसंछोभे ॥९४॥**

અર્થ—માસ પૃથકત્વ અધિક આઠ વરસની ઉમરવાળા ઇશાન દેવલોકથી આવેલા પુરૂષ અથવા સ્ત્રીને ચરમ સંછોભ સમયે નપુંસકવેદનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે.

વિવેચન—કોઇ ગુણિતકર્મ્માંશ ઇશાન દેવલોકના દેવે સંકિલષ્ટ પરિણામ વડે એકેન્દ્રિય પ્રાયોગ્ય કર્મ્મ બાંધતા નપુંસકવેદને વારંવાર બાંધીને ત્યારબાદ ઇશાન દેવલોકમાંથી ચ્યવી પુરૂષ અથવા સ્ત્રી થાય. તે પુરૂષ અથવા સ્ત્રી પોતાની માસ પૃથકત્વ અધિક આઠ વરસની ઉમર થાય ત્યારે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય. ક્ષપકશ્રેણિમાં નપુંસકવેદને ખપાવતા તે પુરૂષ અથવા સ્ત્રીને [1]ચરમ પ્રક્ષેપ કાળે સર્વસંક્રમ વડે સંક્રમાવતા નપુંસકવેદનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે.

૧ અહિં 'ચરમ પ્રક્ષેપ' વારંવાર આવે છે તે કયો એમ કદાચ પ્રશ્ન થાય તો તેના ઉત્તરમાં—નપુંસકવેદને ઉદ્વલના સંક્રમવડે પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેવડા ખંડો કરી કરી દુર કરતા ચરમખંડ સિવાયના તમામ ખંડો સ્વ અને પરમાં સંક્રમાવી ખાલી કરે છે. દરેક ખંડને સંક્રમાવતા અંતર્મુહૂર્તકાળ જાય છે. એ પ્રમાણે ચરમખંડને પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે પરમાં સંક્રમાવતા અંતર્મુહૂર્તના ચરમ સમયે સઘળું જે પરમાં સંક્રમાવે તે ચરમ પ્રક્ષેપ કહેવાય છે. અહિં એક તો ગુણિતકર્મ્માંશ આત્મા છે, વળી પૂર્વ પૂર્વ સમયથી પછી પછીના સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણ સંક્રમાવે છે, એટલે છેલ્લે સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ સંભવે છે.

સ્ત્રીવેદનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહે છે—

पूरित्तु भोगभूमीसु जीविय वासाणिसंखियाणि तओ।
हस्सठिइं देवागय लहु छोभे इत्थिवेयस्स ॥९५॥

पूरयित्वा भोगभूमिषु जीवित्वा वर्षाण्यसंख्येयानि ततः।
ह्रस्वस्थितिं देवागतः लघु संछोभे स्त्रीवेदस्य ॥९५॥

અર્થ—ભોગભૂમિમાં અસંખ્ય વર્ષ પર્યંત સ્ત્રીવેદને બાંધીને પૂરીને અને તેટલો જ કાળ ત્યાં જીવિને જઘન્ય સ્થિતિવાળા દેવમાં ઉત્પન્ન થાય, ત્યાંથી મરણ પામી મનુષ્યમાં ઉત્પન્ન થાય, અને શીઘ્ર ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય, ત્યાં સ્ત્રીવેદને ખપાવતા ચરમસંછોભકાળે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે.

વિવેચન—ભોગભૂમિ–યુગલિયાના ક્ષેત્રમાં અસંખ્યાતા વર્ષ પર્યંત સ્ત્રીવેદ બાંધીને અને અન્ય પ્રકૃતિના દલિકોના સંક્રમવડે પૂરીને અને ત્યાં તેટલા જ વર્ષ પર્યંત જીવીને પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ જાય ત્યારે [1]અકાલ મૃત્યુ વડે મરણ પામી દશ હજાર વરસપ્રમાણ દેવની જઘન્યસ્થિતિ બાંધી દેવપણે ઉત્પન્ન થાય. તાત્પર્ય એ કે યુગલિકના ભવમાં માત્ર પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ જીવીને અને તેટલા કાળમાં સ્ત્રીવેદને વારંવાર બાંધી અને અન્ય પ્રકૃતિઓના દલિકોના સંક્રમ વડે પુષ્ટકરી દશહજાર વરસનું જઘન્ય આયુ બાંધી દેવપણે ઉત્પન્ન થાય. દેવભવમાં પણ સ્ત્રીવેદ બાંધી અને પૂર્ણ કરી પોતાના આયુના અંતે મરણ પામી કોઈ પણ વેદયુક્ત મનુષ્ય થાય. માસ પૃથકત્વ અધિક આઠ વરસનું આયુ વીત્યા બાદ ક્ષપકશ્રેણિપર આરૂઢ થાય, ત્યાં સ્ત્રીવેદને ખપાવતા તેના ચરમ પ્રક્ષેપ કાળે સર્વસંક્રમવડે સંક્રમાવતા સ્ત્રીવેદનો ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ થાય છે. આ રીત જ સ્ત્રીવેદના પ્રદેશની ઉત્કૃષ્ટ સત્તા અને તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કેવલજ્ઞાનિ મહારાજે પોતાના જ્ઞાનદ્વારા જાણેલ છે, માટે જ તેમણે આ પ્રમાણે કહેલ છે. એટલે અહિં આ યુક્તિનું જ અનુસરણ કરવું, અન્ય કોઈ યુક્તિનું નહિ. પ્રાચીન ગ્રંથોમાં અન્ય કોઈ યુક્તિ દેખાતી નહિ હોવાથી કોઇપણ પ્રમાણ સિવાય બીજી યુક્તિ આપવી તે પણ અશક્ય છે. આ પ્રમાણે અન્ય સ્થળે પણ જ્યાં અન્ય કોઈ યુક્તિ ન જણાય ત્યાં યથાયોગ્ય રીતે કેવલજ્ઞાનિમહારાજે કેવલ-

ઉદ્વલના સંક્રમવડે દ્વિચરમખંડ પર્યંત સ્વ અને પર બંનેમાં સંક્રમાવે છે, અને ચરમખંડના દળને માત્ર પરમાં જ સંક્રમાવે છે. કેમકે તે છેલ્લો ખંડ હોવાથી હવે સ્વમાં સંક્રમાવવાને કોઈ સ્થાન નથી. નપુંસકવેદની જેમ જ્યાં જ્યાં 'ચરમપ્રક્ષેપ' શબ્દ આવે ત્યાં ત્યાં ચરમખંડનો ચરમ સમયે જે સઘળો પ્રક્ષેપ થાય તે ગ્રહણ કરવો.

૧. આ પદવડે યુગલિકનું અકાલ મૃત્યુ થાય એમ સંભવે છે.

જ્ઞાનદ્વારા એ પ્રમાણે જ જોયેલ છે એ યુક્તિ અનુસરવી. આ અતીન્દ્રિય વિષય છે. યુક્તિ દ્વારા જેટલું સમજી શકાય તેટલું સમજવા પ્રયત્ન કરવો. જ્યાં યુક્તિ જ ન જણાય ત્યાં કેવલી મહારાજને હવાલો આપવો. ૯૫.

પુરૂષવેદનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહે છે—

**वरिसवरित्थिं पूरिय सम्मत्तमसंखवासियं लभिय।**
**गन्तुं मिच्छत्तमओ जहन्नदेवट्ठिइं भोच्चा ॥९६॥**
**आगन्तुं लहु पुरिसं संछुभमाणस्स पुरिसवेअस्स ।**

**वर्षवरं स्त्रियं पूरयित्वा सम्यक्त्वमसंख्येयवार्षिकं लब्ध्वा ॥**
**गत्वा मिथ्यात्वमतो जघन्यदेवस्थितिं भुक्त्वा ।**
**आगत्य लघु पुरुषं संछुभमानस्य पुरुषवेदस्य ॥९६॥**

અર્થ:—નપુંસકવેદ અને સ્ત્રીવેદને પૂરીને, ત્યારબાદ અસંખ્યાત વર્ષ પ્રમાણ સમ્યકત્વ પ્રાપ્ત કરીને-પાળીને ત્યાર બાદ મિથ્યાત્વે જઇ ત્યાંથી જઘન્ય-સ્થિતિવાળા દેવમાં જાય, ત્યાંથી ચ્યવી મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાં શીઘ્રપણે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય, તે શ્રેણિમાં પુરૂષવેદને સંક્રમાવતા તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે.

વિવેચન—વર્ષવર એ નપુંસકવેદનું અપર નામ છે. તે નપુંસકવેદને ઈશાન દેવલોકમાં ઘણા કાળ પર્યંત બંધ વડે અને સ્વજાતીય અન્ય કર્મ પ્રકૃતિઓનાં દલિકના સંક્રમ વડે પૂરીને-પુષ્ટ કરીને-ઘણા દલિકની સત્તાવાળા કરીને આયુ પૂર્ણ થયે ત્યાંથી ચ્યવી સંખ્યાત વર્ષના [1]આયુવાળામાં ઉત્પન્ન થઇ અસંખ્યાત-વર્ષના આયુવાળા-યુગલિકમાં ઉત્પન્ન થાય. ત્યાં સંખ્યાતવર્ષ પર્યંત સ્ત્રીવેદને બંધવડે અને અન્ય પ્રકૃતિઓના દલિકોના સંક્રમવડે પુષ્ટ કરે. ત્યાર બાદ સમ્યકત્વ પ્રાપ્ત કરે. તે સમ્યક્ત્વને અસંખ્યાતા વર્ષ પર્યંત પાળે અને તે સમ્યકત્વ નિમિત્તે તેટલા વર્ષ પર્યંત પુરૂષવેદ બાંધે. સમ્યકત્વના કાળમાં પુરૂષવેદને બાંધતો તે આત્મા તે પુરૂષવેદમાં સ્ત્રીવેદ અને નપુંસકવેદના દલિકને નિરંતર સંક્રમાવે. યુગલિકમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સર્વાયુ જીવી અંતે મિથ્યાત્વે જઇ દશહજાર વર્ષપ્રમાણ જઘન્યાયુવાળા દેવમાં ઉત્પન્ન થાય. ત્યાં અંતર્મુહૂર્ત-બાદ પર્યાપ્ત થઈ સમ્યકત્વ પ્રાપ્ત કરે. ત્યાં પણ સમ્યકત્વ નિમિત્તે પુરૂષવેદ બાંધે અને તેમાં સ્ત્રી નપુંસકવેદના દલિક સંક્રમાવે. ત્યારબાદ દેવભવમાંથી ચ્યવી મનુષ્યમાં ઉત્પન્ન થાય. ત્યાં સાતમાસ અધિક આઠ વર્ષ વીત્યા બાદ ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય. ક્ષપકશ્રેણિમાં આરૂઢ તે ગુણિતકર્મ્માંશ આત્મા અત્યાર સુધીમાં જેના ઘણા દલિકો એકઠા કર્યા છે તે પુરૂષવેદનો જે છેલ્લો પ્રક્ષેપ કરે તે તેનો ઉત્કૃષ્ટ

પ્રદેશ સંક્રમ કહેવાય છે. અહિં બન્ધવિચ્છેદ થતા પહેલા બે આવલિકા કાળે જે દળ બાંધ્યું છે તે અતિ અલ્પ હોવાથી તેનો છેલ્લો સંક્રમ ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ તરીકે લેવાનો નથી પરંતુ તેને છોડીને ઘણા એકઠા થયેલા શેષ દળનો જે છેલ્લો સંક્રમ થાય તે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ' કહેવાય છે.

**तस्सेव सगे कोहस्स माणमायाणमवि कसिणो ॥९७॥**

**तस्यैव स्वकं क्रोधस्य मानमाययोरपि कृत्स्नः ॥९७॥**

અર્થ—તેને જ પોતાના ચરમ સંછોભે ક્રોધનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. એ પ્રમાણે માન અને માયાનો પણ ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે.

વિવેચન—પુરૂષવેદના ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમનો જે રીતે અને જે સ્વામી છે તે રીતે અને તેજ સંજ્વલન ક્રોધ માન અને માયાના ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમનો પણ સ્વામી છે. આ સંસારમાં પરિભ્રમણ કરતા બાંધેલા અને ક્ષપણકાળે નહિ બંધાતી સ્વજાતીય અશુભ પ્રકૃતિઓના ગુણસંક્રમવડે ઘણા એકઠા થયેલા સંજ્વલનક્રોધનો જ્યારે ચરમ પ્રક્ષેપ થાય ત્યારે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. અહિં પણ બંધ વિચ્છેદ થતા પહેલાં બે આવલિકા કાળે જે દળ બાંધ્યું હતું તેને છોડીને શેષ દલિકના ચરમ પ્રક્ષેપ સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ જાણવો. માન અને માયાના સંબંધમાં પણ એ પ્રમાણે સમજવું. ૯૭.

**चउरुवसमित्तु खिप्पं लोभजसाणं ससंकमस्संते ।**
**चउसमगो उच्चस्सा खवगो नीया चरिमबंधे ॥९८॥**

**चतुरुपशमय्य क्षिप्रं लोभयशसोः स्वसंक्रमस्यान्ते ।**
**चतुःशमकः उच्चैर्गोत्रस्य क्षपकः नीचैर्गोत्रस्य चरमबंधे ॥९८॥**

---

૧. અહિં સંખ્યાત વર્ષાયુવાળા એમ સામાન્ય પદ મૂકયું છે તેથી મનુષ્ય કે તિર્યંચ બંને લઇ શકાય એમ જણાય છે.

૧. પુરૂષવેદ જયાં સુધી બંધાતું હતું ત્યાં સુધી તો તેનો યથાપ્રવૃત્તસંક્રમ થતો હતો, બંધવિચ્છેદ થયા પછી ક્ષપકશ્રેણિમાં તેનો ગુણસંક્રમ થાય છે. તે ગુણસંક્રમવડે પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે સંક્રમાવતા છેલ્લા જે સમયે તેના પૂર્વ સમયથી અસંખ્યાત ગુણ સંક્રમાવે તે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહી શકાય. પરંતુ બંધવિચ્છેદ થયા પછી બે સમયન્યૂન બે આવલિકા કાળે છેલ્લો જે સર્વસંક્રમ થાય છે તે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ તરીકે કહી શકાય નહિ. કારણ કે સર્વસંક્રમ વડે છેલ્લા સમયે જે સંક્રમાવે છે, તે બંધવિચ્છેદ સમયે જે બંધાયું હતું તે શુદ્ધ એક સમયનું જ સંક્રમાવે છે, એટલે તે દલ અતિ અલ્પ હોવાથી તેને ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ તરીકે ગણી શકાય નહિ. ક્રોધ માન અને માયાનો પણ આ રીતે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ સંભવી શકે. આ પ્રમાણે મને સમજાય છે. પછી તત્વ કેવલી મહારાજ જાણે. ભાષાંતર કર્તા હીરચંદ

અર્થ—ચાર વાર મોહનીય ઉપશમાવીને શીઘ્ર ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરનાર આત્માને પોતાના સંક્રમને અંતે લોભ અને યશઃ કીર્તિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. તથા ચાર વાર મોહનો ઉપશમાવનાર ક્ષપક આત્મા નીચગોત્રનો ચરમ બંધ થાય ત્યારે ઉચ્ચગોત્રનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે છે.

વિવેચન—અનેક ભવમાં ભ્રમણ કરવા દ્વારા ચાર વાર મોહનીયને ઉપ શમાવીને, ચોથીવારની ઉપશમના થયા પછી શીઘ્ર ક્ષપકશ્રેણિપર આરૂઢ થયેલા ગુણિતકર્મ્માંશ તેજ આત્માને છેલ્લા સંક્રમ સમયે સંજ્વલન લોભ અને યશઃ કીર્તિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. ચારવાર ઉપશમશ્રેણિ પ્રાપ્ત કરવાનું કારણ કહે છે—ઉપશમશ્રેણિ જ્યારે પ્રાપ્ત કરે ત્યારે તે શ્રેણિમાં સ્વજાતીય અન્યપ્રકૃતિઓના ઘણા દલિકોનો ગુણસંક્રમવડે સંક્રમ થતો હોવાથી સંજ્વલન લોભ અને યશઃકીર્ત્તિ એ બંને પ્રકૃતિ નિરંતર પૂરાય છે-ઘણા દલિકોની સત્તાવાળી થાય છે, તેથી ઉપશમશ્રેણિનું ગ્રહણ કર્યું છે. તથા આખા સંસારમાં ભ્રમણ કરતા ચારવારજ મોહનો સંપૂર્ણ ઉપશમ થાય છે; પાંચમી વાર થતો નથી, માટે ચાર વાર મોહનીયને ઉપશમાવીને એમ કહ્યું છે. સંજ્વલન લોભનો ચરમપ્રક્ષેપ ક્યાં થાય છે તે કહે છે—સંજ્વલન લોભનો ચરમપ્રક્ષેપ અંતરકરણના ચરમ સમયે સમજવો, ત્યારબાદ નહિ. કેમકે ત્યાર બાદ લોભનો પ્રક્ષેપ–સંક્રમ જ થતો નથી. આ વિષયમાં પહેલા કહી ગયા છીએ કે–'અંતરકરણ ક્રિયા કાળ શરૂ થાય ત્યારે ચારિત્રમોહનીયની તે સમયે બંધાતી પ્રકૃતિઓનો ક્રમ પૂર્વક સંક્રમ થાય છે; ઉત્ક્રમથી સંક્રમ થતો નથી'. એટલે અંતરકરણ ક્રિયા શરૂ થયા બાદ તો સંજ્વલન લોભનો સંક્રમ જ ન થાય. માટે જે સમયથી લોભનો સંક્રમ બંધ થયો તેના પહેલાના સમયે બંધ અને અન્ય પ્રકૃતિઓના સંક્રમ વડે પુષ્ટ થયેલ તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. એ પ્રમાણે અપૂર્વકરણ ગુણસ્થાનકના જે સમયે નામકર્મની ત્રીસ પ્રકૃતિનો છેલ્લો બંધ થાય તે સમયે બંધ વડે અને સ્વજાતીય અબધ્યમાન અન્ય પ્રકૃતિઓના સંક્રમ વડે પુષ્ટ થયેલ યશઃકીર્તિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. ત્રીસ પ્રકૃતિઓના બંધવિચ્છેદ થયા પછી તે યશઃ કીર્તિ એકલી જ બંધાતી હોવાથી તે જ પતદ્ગ્રહ છે અન્ય કોઇ પતદ્ગ્રહ નથી માટે યશઃકીર્ત્તિનો સંક્રમ થાય નહિ. એટલે ત્રીસનો બંધવિચ્છેદ સમય ગ્રહણ કર્યો છે.

હવે ઉચ્ચગોત્રનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ ક્યાં થાય તે કહે છે–મોહનો ઉપ- શમ કરતા માત્ર ઉચ્ચગોત્ર કર્મ જ બંધાય છે, નીચગોત્ર બંધાતું નથી. એટલું જ નહિ પણ નીચ ગોત્રના દલિકોને ગુણસંક્રમ વડે ઉચ્ચગોત્રમાં સંક્રમાવે છે. માટે અહિં પણ ચાર વાર મોહનો સર્વોપશમ અવશ્ય ગ્રહણ કરવો જોઇએ.

એટલે ચાર વાર મોહનીયને ઉપશમાવતો ઉચ્ચગોત્રને બાંધતો આત્મા નીચગોત્રને ગુણસંક્રમ વડે ઉચ્ચગોત્રમાં સંક્રમાવે છે. ચારવાર મોહનો સર્વોપશમ બે ભવમાં થાય છે- તેથી બે ભવમાં ચાર વાર મોહને ઉપશમાવી ત્રીજા ભવમાં મિથ્યાત્વે જાય; ત્યાં નીચગોત્ર બાંધે, અને નીચગોત્ર બાંધતો તેમાં ઉચ્ચગોત્ર સંક્રમાવે, ત્યારબાદ ફરી પણ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી તેના બળથી ઉચ્ચગોત્ર બાંધતો તેમાં નીચગોત્ર સંક્રમાવે. એ પ્રમાણે ઘણીવાર ઉચ્ચગોત્ર અને નીચગોત્ર બાંધતો (અહિં વારાફરતી કેટલીવાર ઉચ્ચગોત્ર અને નીચગોત્ર બાંધે તે કહ્યું નથી) છેલ્લે નીચ ગોત્રનો બંધ વિચ્છેદ કરી મોક્ષમાં જવા ઇચ્છતો આત્મા નીચગોત્રના બંધના ચરમસમયે બંધ અને ગુણસંક્રમવડે પુષ્ટ થયેલા ઉચ્ચગોત્રનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે છે. આ રીતે જ ઉચ્ચગોત્રનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. ૯૮

હવે પરાઘાતાદિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહે છે—

**परघायसकलतसचउसुसरादितिसासखगतिचउरंसं ।**
**सम्मधुवा रिसभजुया संकामइ विरचिया सम्मो ॥९९॥**

**पराघातसकलत्रसचतुष्कसुस्वरादित्रिकोच्छ्वासखगतिचतुरस्राः ।**
**सम्यक्ध्रुवा वज्रर्षभयुक्ताः संक्रामयति विरचिताः सम्यग्दृष्टिः ॥९९॥**

અર્થ—દીર્ઘકાળથી બાંધેલ પરાઘાત પંચેન્દ્રિય જાતિ ત્રસ ચતુષ્ક સુસ્વરાદિત્રિક ઉચ્છ્વાસ નામ શુભવિહાયોગતિનામ અને સમચતુરસ્રસંસ્થાન રૂપ સમ્યગ્દૃષ્ટિને શુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓ પ્રથમ સંઘયણ સાથે સમ્યગ્દૃષ્ટિ આત્મા સંક્રમાવે છે.

વિવેચન—પરાઘાતનામ, પંચેન્દ્રિયજાતિ, ત્રસચતુષ્ક–ત્રસ બાદર પર્યાપ્ત અને પ્રત્યેક, સુસ્વરાદિ ત્રિક–સુસ્વર સુભગ અને આદેય, ઉચ્છ્વાસનામ પ્રશસ્તવિહાયોગતિ અને ચતુરસ્ર સંસ્થાનનામ આ બાર પુન્ય પ્રકૃતિઓને દરેક ગતિવાળા સમ્યગ્દૃષ્ટિ આત્માઓ પ્રતિસમય અવશ્ય બાંધે છે, માટે તે સમ્યગ્દૃષ્ટિ શુભધ્રુવસંજ્ઞા' વાળી કહેવાય છે. તથા વજ્રઋષભનારાચ સંઘયણને તો દેવ અને નારકભવમાં વર્ત્તમાન સઘળા સમ્યગ્દૃષ્ટિ આત્માઓ જ પ્રતિસમય બાંધે છે. મનુષ્યતિર્યંચો બાંધતા નથી સમ્યક્ત્વી મનુષ્ય તિર્યંચો તો માત્ર દેવગતિ પ્રાયોગ્ય જ બાંધે છે, અને તેનો બંધ કરતા હોવાથી તેઓને સંઘયણ બંધાતુ નથી માટે પ્રથમ સંઘયણ નામકર્મ સમ્યગ્દૃષ્ટિ શુભ ધ્રુવ સંજ્ઞાવાળું કહેવાતું નથી. માટે બાર પ્રકૃતિથી જુદુ કહેલ છે. હવે એ તેરે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કઈ રીતે થાય તે કહે છે-છાસઠ સાગરોપમ પર્યંત ક્ષાયોપશમિક

સમ્યક્ત્વનું અનુપાલન કરતો આત્મા પ્રતિસમય ઉપરોક્ત પ્રકૃતિઓ બાંધે છે. ત્યારબાદ અંતર્મુહૂર્ત્ત પર્યંત મિશ્ર ગુણસ્થાનકે જઇ ફરી વાર ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે. તે ફરી વાર પ્રાપ્ત કરેલા ક્ષયોપશમ સમ્યક્ત્વને પણ છાસઠ સાગરોપમ પર્યંત અનુભવતો આત્મા એ સઘળી પ્રકૃતિઓ બાંધે છે. સમ્યક્ત્વી આત્માઓને એ પ્રકૃતિની વિરોધી પ્રકૃતિઓનો બંધ થતો નથી. અહિં ઉપરોક્ત તેર પ્રકૃતિમાંથી બારનો તો એકસો બત્રીશે સાગરોપમ નિરંતર બંધ લેવો, અને પ્રથમ સંઘયણનો દેવ નારકના ભવમાં જ્યારે જ્યારે જાય ત્યારે બંધ લેવો. આ પ્રમાણે સમ્યગ્દષ્ટિ છતા સમ્યક્ત્વીને જેનો બંધ ધ્રુવ છે તેવી બાર પ્રકૃતિઓને એકસો બત્રીશ સાગરોપમ પર્યંત બંધ વડે અને અન્ય સ્વજાતીય પ્રકૃતિઓના સંક્રમ વડે પૂરીને-પુષ્ટ કરીને, અને વજર્ષભનારાચ સંઘયણને મનુષ્ય તિર્યગ્ભવહીન-દેવનારક ભવમાં યથાસંભવ ઉત્કૃષ્ટ કાળ સુધી બંધ વડે અને અન્ય સ્વજાતીય પ્રકૃતિઓના સંક્રમવડે પૂરીને સમ્યગ્દષ્ટિને શુભ ધ્રુવ સંજ્ઞાવાળી ઉપરોક્ત બાર પ્રકૃતિઓનો અપૂર્વકરણ ગુણસ્થાનકે બંધવિચ્છેદ થયા પછી બંધાવલિકા પૂર્ણ થયા બાદ યશ:કીર્તિમાં સંક્રમાવતા ઉત્કૃષ્ટ પ્રદેશ-સંક્રમ કરે છે, અને વજ્રઋષભનારાચ સંઘયણનો દેવભવમાંથી ચ્યવી મનુષ્યમાં આવી સમ્યગ્દષ્ટિ છતા દેવગતિ પ્રાયોગ્ય બંધ કરતા આવલિકા કાળ પછી ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે છે. દેવભવમાં છેલ્લા સમયે જે પ્રથમ સંઘયણ નામકર્મ બાંધ્યું તેનો બંધાવલિકા ગયા બાદ સંક્રમ થાય તેથી દેવમાંથી મનુષ્યમાં આવી આવ-લિકાકાળ પછી ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહ્યો છે. અહિં એક શંકા થાય તેમ છે અને તે એ કે-બાર પ્રકૃતિઓની સાથે પ્રથમ સંઘયણનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કેમ ન કહ્યો ? ઉત્તરમાં સમજવાનું કે બાર પ્રકૃતિઓ તો આઠમાના છઠ્ઠા ભાગ સુધી નિરં-તર બંધાય છે, કેમકે એ સમ્યગ્દષ્ટિ ધ્રુવસંજ્ઞાવાળી છે એટલે બંધવડે અને સાતમા સુધી યથાપ્રવૃત્ત સંક્રમવડે અને આઠમાના પ્રથમ સમયથી અન્ય સ્વજાતીય અશુભ પ્રકૃતિઓના ગુણસંક્રમવડે અતિ ઘણા દળવાળી થાય છે, માટે આઠમા ગુણઠાણે બંધવિચ્છેદ થયા બાદ એક આવલીકા-બંધાવલિકા ઓળંગીને બંધાતી યશ:કી-ર્તિમાં એ બારનો ઉત્કૃષ્ઠ પ્રદેશસંક્રમ કહ્યો છે. અને પ્રથમ સંઘયણ તો સમ્યક્ત્વી મનુષ્યોને બંધાતુ નથી કેમકે તેઓ દેવભવ પ્રાયોગ્ય બંધ કરે છે, એટલે મનુષ્ય ભવમાં તે બંધ વડે પુષ્ટ થતું નથી અને બંધાતુ નહિ હોવાથી તેમાં અન્ય કોઈ પ્રકૃતિઓનું દળ સંક્રમતુ પણ નથી. ઉલટુ જો આઠમા ગુણઠાણે બારની સાથે તેનો ઉત્કૃષ્ટસંક્રમ કહેવામાં આવે તો તે નહિ ઘટે, કેમકે દેવમાંથી મનુષ્યમાં આવી જ્યાંસુધી આઠમે ગુણઠાણે બંધવિચ્છેદ સ્થાન સુધી નહિ પહોંચે ત્યાંસુધી વજ્રઋષભનારાચ સંઘયણને અન્યમાં સંક્રમાવવા વડે હીન દળવાળું કરશે એટલે બારની સાથે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ ઘટી શકશે નહિ. માટે દેવમાંથી મનુષ્યમાં આવી આવલિકા ગયા બાદ ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહ્યો છે, ૯૯

નરકદ્વિકાદિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહે છે—

**नरयदुगस्स विछोभे पुव्वकोडीपुहुत्तनिचियस्स ।**
**थावरउज्जोयायवएगिंदीणं नपुंससमं ॥१००॥**

**नरकद्विकस्य विछोभे पूर्वकोटिपृथक्त्वनिचितस्य ।**
**स्थावरोद्योतातपैकेन्द्रियाणां नपुंसकसमं ॥१००॥**

અર્થ—પૂર્વકોટિ પૃથક્ત્વ પર્યંત બાંધેલા નરકદ્વિકનો ૯મા ગુણઠાણે તેના ચરમપ્રક્ષેપ સમયે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. તથા સ્થાવરનામ ઉદ્યોતનામ આતપનામ અને એકેન્દ્રિય જાતિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ નપુંસકવેદની જેમ થાય છે.

વિવેચન—પૂર્વકોટિ વર્ષના આયુવાળા તિર્યંચના સાત ભવોમાં વારંવાર નરકગતિ નરકાનુપૂર્વિ રૂપ નરકદ્વિક બાંધે. આઠમે ભવે મનુષ્ય થઇ ક્ષપકશ્રેણિપર આરૂઢ થાય, આરૂઢ થયેલા તે આત્માને નરકદ્વિકને અન્યત્ર સંક્રમાવતા જ્યારે તેનો છેલ્લો પ્રક્ષેપ થાય ત્યારે સર્વસંક્રમ વડે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. તથા સ્થાવર નામ ઉદ્યોતનામ આતપનામ અને એકેન્દ્રિયજાતિનામ એમ ચાર પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ નપુંસકવેદની જેમ થાય છે. નપુંસકવેદનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ જે રીતે કહ્યો છે તે રીતે ઉપરોક્ત ચાર પ્રકૃતિઓનો પણ ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. ૧૦૦

મનુષ્યદ્વિકનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહે છે—

**तेत्तीसयरा पालिय अंतमुहुत्तूणगाइं सम्मत्तं ।**
**बन्धित्तु सत्तमाओ निग्गम्म समए नरदुगस्स ॥१०१॥**

**त्रयस्त्रिंशदतराणि पालयित्वा अंतर्मुहूर्त्तोनानि सम्यक्त्वं ।**
**बद्ध्वा सप्तमात् निर्गम्य समये नरद्विकस्य ॥१०१॥**

અર્થ—અંતર્મુહૂર્ત્ત ન્યૂન તેત્રીસ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વ પાળીને અને તેટલો કાળ સમ્યક્ત્વ નિમિત્તે મનુષ્યદ્વિક બાંધીને સાતમી નરકમાંથી તિર્યંચભવમાં જાય, તે તિર્યંચ ભવમાં પહેલેજ સમયે મનુષ્યદ્વિકનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કરે છે.

વિવેચન—સાતમી નરકનો કોઇ નારક જીવ પર્યાપ્તો થયા બાદ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે અને તેને અન્તર્મુહૂર્ત્ત ન્યૂન તેત્રીસ સાગરોપમ પર્યંત અનુભવે. (અહિં અન્તર્મુહૂર્ત્ત ન્યૂન કહેવાનું કારણ સમ્યક્ત્વ લઇને કોઇ જીવ સાતમી નરકમાં જતો નથી અને સમ્યક્ત્વ લઇને સાતમી નરકમાંથી અન્ય ગતિમાં પણ જતો નથી. પરંતુ પર્યાપ્તો થયા બાદ સમ્યક્ત્વ ઉત્પન્ન કરી શકે છે અને છેલ્લા અંત-

મુહૂર્ત્તમાં તેને વમી નાખે છે. એટલે શરૂઆતનું અને અંતનું એમ બે અંતર્મુહૂર્ત્ત મળી મોટા એક અંતર્મુહૂર્ત્ત ન્યૂન તેત્રીસ સાગરોપમનો સમ્યક્ત્વનો કાળ સાતમી નારકીમાં સંભવે છે.) તેટલો કાળ તે સાતમી નારકીનો જીવ સમ્યક્ત્વના પ્રભાવથી મનુષ્યદ્વિક બાંધે. બાંધીને પોતાના આયુના છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં મિથ્યાત્વે જાય. ત્યાં મિથ્યાત્વ નિમિત્તક તિર્યંચદ્વિક બાંધતો ગુણિતકર્મ્માંશ તે સાતમી નારકીનો આત્મા ત્યાંથી નીકળી તિર્યંચગતિમાં જાય. ત્યાં પહેલે જ સમયે બંધાતા તિર્યંચદ્વિકમાં યથાપ્રવૃત્તસંક્રમવડે મનુષ્યદ્વિકને સંક્રમાવતા તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ[1] કરે છે. ૧૦૧

તીર્થંકરાદિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહે છે—

**तित्थयराहाराणं सुरगइनवगस्स थिरसुभाणं च ।**
**सुभधुवबंधीण तहा सगबंधा आलिगं गंतु ॥ १०२ ॥**

**तीर्थकराहारकाणां सुरगतिनवकस्य स्थिरशुभयोश्च ।**
**शुभध्रुवबंधिनीनां तथा स्वकबन्धादावलिकां गत्वा ॥१०२॥**

અર્થ—તીર્થંકર આહારક સપ્તક, દેવગતિ નવક, સ્થિર, શુભ, અને શુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓનો પોતાના છેલ્લા બંધથી આવલિકા ગયા બાદ પરાઘાતાદિની જેમ ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ થાય છે.

ટીકાનુ૦—તીર્થંકર નામ, આહારકસપ્તક, સુરગતિનવક દેવદ્વિક વૈક્રિયસપ્તક, સ્થિર, શુભ, અને નામકર્મની ધ્રુવબંધિની પુન્ય પ્રકૃતિઓ—તૈજસસપ્તક શુક્લવર્ણ રક્તવર્ણ હારિદ્રવર્ણ સુરભિગંધ કષાયરસ અમ્લરસ મધુરરસ મૃદુ લઘુ સ્નિગ્ધ અને ઉષ્ણસ્પર્શ અગુરૂલઘુ અને નિર્માણ સઘળી મળી ઓગણચાલીસ પ્રકૃતિ-

૧ અહિં સાતમી નારકીમાં સમ્યક્ત્વ નિમિત્તક મનુષ્યદ્વિક બાંધી છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં મિથ્યાત્વે જઇ મનુષ્યદ્વિકની બંધાવલિકા વીત્યા બાદ મિથ્યાત્વ નિમિત્તક બંધાતા તિર્યંચદ્વિકમાં મનુષ્યદ્વિક સંક્રમાવતા તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કેમ ન કહેવાય? અંતર્મુહૂર્ત્ત બાદ તિર્યંચ ગતિમાં જાય તેટલો કાળ મનુષ્યદ્વિકને અન્યમાં સંક્રમ વડે કંઇક ઓછું કરી તિર્યંચભવના પહેલા સમયે તિર્યગ્દ્વિકમાં સંક્રમાવતા ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કેમ કહેવાય? એવો પ્રશ્ન અહિં થાય છે. ઉત્તરમાં સમજવાનું કે-સાતમી નારકીમાં મિથ્યાત્વ ગુણઠાણે ભવનિમિત્તક મનુષ્યદ્વિકનો બંધ નથી. જે પ્રકૃતિઓ ભવ કે ગુણનિમિત્તક બંધાતી નથી તેનો વિધ્યાતસંક્રમ થાય છે એ વાત પહેલા કહી ગયા છે. એટલે સાતમી નારકીમાં છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં વિધ્યાત સંક્રમ વડે મનુષ્યદ્વિક સંક્રમશે. અને તિર્યંચભવના પહેલા સમયે યથાપ્રવૃત્ત સંક્રમ વડે સંક્રમશે. કેમકે તિર્યંચભવમાં તેનો બંધ છે. વિધ્યાતસંક્રમ વડે જે દળ અન્યમાં સંક્રમે છે તે બહુ અલ્પ હોય છે, અને યથાપ્રવૃત્તસંક્રમવડે જે સંક્રમે તે ઘણું હોય છે. માટે તિર્યંચભવમાં પહેલા સમયે ઉત્કૃષ્ટસંક્રમ કહ્યો છે.

ઓનો પરાઘાતાદિની જેમ ચાર વાર ઉપશમાવનારને છેલ્લે બંધવિચ્છેદ થયા પછી પોતાની બંધાવલિકા ગયાબાદ યશઃકીર્ત્તિમાં સંક્રમાવતા ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. આજ વિષયને વિશેષ સ્પષ્ટ કરે છે—આહારકસપ્તક અને તીર્થંકર નામકર્મને તેનો વધારેમાં વધારે જેટલો બંધકાળ હોય તેટલો કાળ બાંધે. તેમાં આહારકસપ્તકનો ઉત્કૃષ્ટ બંધકાળ દેશોન પૂર્વકોટિ પર્યંત સંયમનું પાલન કરતા જેટલીવાર અપ્રમત્ત ગુણસ્થાનકે જાય તેટલો જાણવો. અને તીર્થંકર નામકર્મનો ઉત્કૃષ્ટ બંધકાળ દેશોન બે પૂર્વકોટિ અધિક તેત્રીસ સાગરોપમ જાણવો. આટલો કાળ બંધ વડે અને અન્ય પ્રકૃતિના સંક્રમવડે પુષ્ટ દળવાળી કરે. પુષ્ટદળવાળી કરીને ક્ષપકશ્રેણિપર આરૂઢ થાય ક્ષપકશ્રેણિપર આરૂઢ થયેલો તે આત્મા જ્યારે આઠમા ગુણઠાણે બંધવિચ્છેદ થયા પછી આવલિકામાત્ર કાળ ગયા બાદ યશઃ-કીર્ત્તિમાં સંક્રમાવે ત્યારે તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. તથા શુભ ધ્રુવબંધિની, સ્થિર અને શુભ સઘળી મળી બાવીસ પ્રકૃત્તિઓનો ચારવાર મોહનીયનો સર્વોપશમ કર્યા પછી બંધવિચ્છેદ થયા બાદ આવલિકા ઓળંગીને યશઃકીર્ત્તિમાં સંક્રમાવતા ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. ગુણસંક્રમ વડે સંક્રમેલું દલિક આવલિકા ગયા પછીજ સંક્રમયોગ્ય થાય છે, અન્યથા થતું નથી માટે બંધ વિચ્છેદ પછી આવલિકા ગયા બાદ ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ કહ્યો છે. તથા દેવદ્વિક અને વૈક્રિયસપ્તકને (મનુષ્યતિર્યગ્ભવમાં) પૂર્વકોટિ પૃથક્ત્વ કાળ સુધી બાંધે. બાંધીને આઠમે ભવે ક્ષપકશ્રેણિપર આરૂઢ થાય. ક્ષપકશ્રેણિમાં ઉપરોક્ત પ્રકૃત્તિઓનો બંધવિચ્છેદ થયા પછી આવલિકા ઓળંગીને યશઃકીર્તિમાં સંક્રમાવતા તેનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ થાય છે. તે વખતે અન્ય પ્રકૃતિઓના ગુણસંક્રમવડે સંક્રમેલા દલિકોની સંક્રમાવલિકા વ્યતીત થઈ ગયેલી હોવાથી ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ સંભવે છે. ૧૦૨

આ પ્રમાણે ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ સ્વામિત્વ કહ્યું હવે પ્રસંગાગત જઘન્ય પ્રદેશસંક્રમ સ્વામિત્વ કહેવું જોઇએ. તેમાં જઘન્ય પ્રદેશસંક્રમનો સ્વામી ક્ષપિતકર્માંશ આત્મા હોય છે, તેથી ક્ષપિતકર્માંશનું સ્વરૂપ કહે છે.

**सुहुमेसु निगोएसु कम्मठितिं पलियऽसंखभागूणं ।**
**वसिउं मंदकसाओ जहन्नजोगो उ जो एइ ॥१०३॥**
**जोग्गेसु तो तसेसु सम्मत्तमसंखवार संपप्प ।**
**देसविरइं च सव्वं अण उव्वलणं च अडवारा ॥१०४॥**
**चउरुवसमित्तु मोहं लहुं खवेंतो भवे खवियकम्मो ।**
**पाएण तेण पगयं पडुच्च काओ वि सविसेसं ॥१०५॥**

सूक्ष्मेषु निगोदेषु कर्म्मस्थितिं पल्योपमासंख्येयभागोनां ।
उषित्वा मंदकषायः जघन्ययोगः तु तेभ्य एति ॥ १०३ ॥
योग्येषु ततः त्रसेषु सम्यक्त्वमसंख्येयवारान् संप्राप्य ।
देशविरतिं च सर्वां (विरतिं) अन (अनंतानुबंधि) उद्वलनं च अष्टौ वारान् ॥ १०४ ॥
चतुः उपशमय्य मोहं लघु क्षपयन् भवेत् क्षपितकर्म्मांशः ।
प्रायः तेन प्रकृतं काः अपि सविशेषं ॥१०५॥

અર્થ—સૂક્ષ્મ નિગોદમાં પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યુન કર્મ સ્થિતિ સીત્તેર કોડાકોડી સાગરોપમ પર્યંત મંદ કષાય અને મંદયોગ યુકત રહીને.

સમ્યકત્વાદિને યોગ્ય ત્રસભવમાં ઉત્પન્ન થાય, ત્યાં ઉત્પન્ન થઈને અસંખ્ય વાર સમ્યકત્વ, કંઇનન્યૂન તેટલીવાર દેશવિરતિ ચારિત્ર, આઠ વાર સર્વવિરતિ ચારિત્ર, આઠ વાર અનંતાનુબંધિની વિસંયોજના.

અને ચાર વાર ચારિત્ર મોહનીયને ઉપશમાવીને શીઘ્ર ક્ષપકશ્રેણિપર આરોહણ કરતો આત્મા ક્ષપિતકર્માંશ કહેવાય છે. જઘન્ય પ્રદેશસંક્રમ સ્વામિત્વના વિષયમાં તેવા આત્માનો અધિકાર છે. જો કે કેટલીએક પ્રકૃતિઓના સંબંધમાં વિશેષ છે જે યથાવસરે કહીશું.

ટીકાનુ૦—કોઈએક આત્મા સૂક્ષ્મ અનંતકાય જીવોમાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન સીત્તેર કોડાકોડી સાગરોપમ પર્યંત રહે, એટલો કાળ ત્યાં રહેવાનું કારણ જણાવે છે—સૂક્ષ્મનિગોદો અલ્પ આયુવાળા હોય છે, અને તેથી તેઓને ઘણા જન્મ મરણ થાય છે. ઘણા જન્મ મરણ થવાથી વેદના વડે વ્યાપ્ત તેઓને ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે. (અશાતા વેદનીયના ઉદયવાળા દુઃખી આત્માને ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે, સાતાવેદનીયના ઉદયવાળા સુખી આત્માને પુદ્ગલોનો ક્ષય અલ્પ પ્રમાણમાં થાય છે.) ઘણા જન્મ મરણ કરનારને જન્મ મરણ જન્ય દુઃખ બહુ હોય છે. માટે સૂક્ષ્મ નિગોદનું ગ્રહણ કર્યું છે. હવે સૂક્ષ્મ નિગોદમાં કઈ રીતે રહે તે કહે છે.—મંદ કષાયવાળો–શેષ નિગોદની અપેક્ષાએ અલ્પ કષાય વાળો રહે. કારણકે મંદ કષાયવાળો આત્મા અલ્પ સ્થિતિ બાંધે છે. અને ઉદ્વર્તના પણ અલ્પ સ્થિતિની કરે છે. તથા મંદ યોગવાળો એટલે કે–અન્ય નિગોદ જીવોની અપેક્ષાએ ઇંદ્રિય જન્ય અલ્પ વીર્ય વ્યાપારવાળો રહે. કારણકે અલ્પ વીર્ય વ્યાપારવાળો આત્મા નવીન કર્મ પુદ્ગલોનું ગ્રહણ બહુ અલ્પ પ્રમાણમાં કરે છે. અહિં ક્ષપિત કર્મ્માંશના અધિકારમાં એવા અલ્પ કષાયવાળા અને અલ્પ વીર્ય વ્યાપારવાળા સૂક્ષ્મ નિગોદનું જ પ્રયોજન હોવાથી

અલ્પ કષાયી અને અલ્પ યોગી સૂક્ષ્મનિગોદનું ગ્રહણ કર્યું છે. આ પ્રમાણે મંદ કષાયી અને જઘન્ય યોગવાળો સૂક્ષ્મનિગોદ આત્મા અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય પ્રદેશ સંચય કરીને ત્યાંથી નીકળી સમ્યક્ત્વ દેશવિરતિ અને સર્વવિરતિને યોગ્ય ત્રસમાં ઉત્પન્ન થાય. ત્યાં ઉત્પન્ન થઈને સંખ્યાતીત—અસંખ્ય વાર સમ્યક્ત્વ અને કંઇક ન્યૂન તેટલી વાર દેશવિરતિ પ્રાપ્ત કરે. જે ત્રસ ભવમાં સમ્યક્ત્વાદિ પ્રાપ્ત થાય તેવા ત્રસ ભવોમાં કઇ રીતે ઉત્પન્ન થાય અને ત્યાં સમ્યક્ત્વાદિ કઈ રીતે પ્રાપ્ત કરે તે કહે છે.—સૂક્ષ્મ નિગોદમાંથી નીકળી અંતર્મુહુર્ત્ત આઉખે બાદર પૃથ્વીકાયમાં ઉત્પન્ન થાય. અંતર્મુહૂર્ત્ત આયુ પૂર્ણકરી ત્યાંથી નીકળી પૂર્વકોટી વર્ષના આયુવાળા મનુષ્યમાં ઉત્પન્ન થાય. મનુષ્યમાં ઉત્પન્ન થઈ ગર્ભમાં માત્ર સાત માસ ગુમાવી યોનિથી બહાર આવે —તેનો પ્રસવ થાય—જન્મ ધારણ કરે. આઠ વરસની ઉમરવાળો થયો છતો ચારિત્ર પ્રાપ્ત કરે. દેશોન પૂર્વકોટી પર્યંત ચારિત્રનું પાલન કરી અલ્પ આયુ—અંતર્મુહૂર્ત્ત આયુ શેષ રહે ત્યારે મિથ્યાત્વે જાય. મિથ્યાત્વી છતાંજ કાળ કરી દશહજાર વર્ષના આયુવાળા દેવમાં દેવપણે ઉત્પન્ન થાય. ત્યાં અંતર્મુહૂર્ત્ત કાળ ગયા પછી પર્યાપ્તાવસ્થામાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરે. દેવભવમાં દશ હજાર વર્ષ જીવીને અને તેટલો કાળ સમ્યક્ત્વ પાળીને અંતે—અંતર્મુહુર્ત્ત આયુ બાકી રહે ત્યારે મિથ્યાત્વે જાય ત્યાં બાદરપર્યાપ્ત પૃથ્વીકાય યોગ્ય અંતર્મુહૂર્ત્ત પ્રમાણ આયુ બાંધી મરણ પામી બાદર પૃથ્વીકાયમાં ઉત્પન્ન થાય. ત્યાંથી અંતર્મુહૂર્ત્ત કાળે નીકળી વળી મનુષ્યમાં ઉત્પન્ન થાય, અને ફરીવાર પણ સમ્યક્ત્વ કે દેશવિરતિ પ્રાપ્ત કરે. આ પ્રમાણે દેવ અને મનુષ્યના ભવોમાં સમ્યક્ત્વાદિને પ્રાપ્ત કરતો અને છોડતો ત્યાં સુધી કહેવો, યાવત્ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળમાં સંખ્યાતીતવાર સમ્યક્ત્વ અને તેનાથી કંઇક ઓછીવાર દેશવિરતિનો લાભ થાય. અહિં જ્યારે જ્યારે સમ્યક્ત્વાદિની પ્રાપ્તિ થાય ત્યારે ત્યારે બહુ પ્રદેશવાળી પ્રકૃતિઓને અલ્પ પ્રદેશવાળી કરે છે, માટે બહુવાર સમ્યક્ત્વાદિને પ્રાપ્ત કરે તેમ કહ્યું છે, વળી સમ્યક્ત્વાદિને યોગ્ય ત્રસભવોમાં [1]આઠવાર સર્વવિરતિ પ્રાપ્ત કરે છે અને તેટલીજ વાર અનંતાનુબંધિ કષાયનું ઉદ્વલન કરે છે. તથા ચાર વાર ચારિત્રમોહનીયને સર્વથા ઉપશમાવીને ત્યાર પછીના ભવમાં શીઘ્ર ક્ષપકશ્રેણિ પર આરૂઢ થઇ કર્મોને ક્ષય કરતો આત્મા ક્ષપિતકર્માંશ—અત્યંત અલ્પ કર્મપ્રદેશની સત્તાવાળો કહેવાય છે. આવા ક્ષપિતકર્માંશ આત્માનો જઘન્ય પ્રદેશસંક્રમ સ્વામિત્વના વિચારમાં પ્રાયઃ—બહુલતાએ અધિકાર છે. કેમકે આવા આત્માને સત્તામાં

૧ સંસારમાં રખડતો ભવ્ય આત્મા અસંખ્યવાર ક્ષયોપશમ સમ્યક્ત્વ કંઈક ન્યૂન તેટલીવાર દેશવિરતિ ચારિત્ર, આઠ વાર સર્વવિરતિ ચારિત્ર, અને તેટલીજ વાર અનંતાનુબંધિની વિસંયોજના કરી શકે છે, માટે તેમ કહ્યું છે.

બહુ અલ્પપ્રદેશ હોય છે, એટલે સંક્રમ પણ અલ્પજ થાય છે. કેટલીક પ્રકૃતિઓને આશ્રયી વિશેષ છે તે યથાવસરે કહીશ. આ રીતે ક્ષપિતકર્મ્માંશનું સ્વરૂપ કહ્યું- ૧૦૩-૧૦૪-૧૦૫.

હવે જઘન્ય પ્રદેશસંક્રમનો સ્વામી કોણ હોય તે કહે છે—

**हासदुभयकुच्छाणं खीणंताणं च बंधचरिमंमि।**
**समए अहापवत्तेण ओहिजुयले अणोहिस्स ॥१०६॥**

**हास्यद्विकभयकुत्सानां क्षीणान्तानां च बंधचरमे।**
**समये यथाप्रवृत्तेन अवधियुगलेऽनवधेः ॥१०६॥**

અર્થ—હાસ્યદ્વિક ભય જુગુપ્સા અને ક્ષીણમોહ ગુણસ્થાનકે જેનો નાશ થાય છે એવી મતિજ્ઞાનાવરણીયાદિ સોળ પ્રકૃતિઓનો પોતાના બંધના ચરમ સમયે યથાપ્રવૃત્ત સંક્રમવડે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. તેમાંથી અવધિદ્વિકનો અવધિજ્ઞાન વિનાના જીવને જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે.

ટીકાનુ૦—હાસ્યદ્વિક-હાસ્ય અને રતિ, ભય જુગુપ્સા, તથા ક્ષીણમોહ ગુણસ્થાનકે જે કર્મપ્રકૃતિઓનો સત્તામાંથી અંત થાય છે તેવી અવધિજ્ઞાનાવરણ રહિત જ્ઞાનાવરણીય ચતુષ્ક, અવધિદર્શનાવરણ રહિત દર્શનાવરણત્રિક, નિદ્રાદ્વિક, અને અંતરાય પંચક; સઘળી મળી અઢાર પ્રકૃતિઓનો પોતાના બંધના ચરમ સમયે યથાપ્રવૃત્ત સંક્રમવડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. અવધિજ્ઞાનાવરણ અવધિદર્શનાવરણનો પણ પોતાના બંધ વિચ્છેદ સમયેજ જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે, પરંતુ અવધિજ્ઞાન વિનાના આત્માને થાય છે. તાત્પર્યાર્થ આ પ્રમાણે—અવધિજ્ઞાન જેને ઉત્પન્ન થયું છે, તેવા આત્માને અવધિજ્ઞાનાવરણ રહિત જ્ઞાનાવરણચતુષ્ક, અને અવધિદર્શનાવરણરહિત દર્શનાવરણત્રિક એમ સાત પ્રકૃતિનો પોતપોતાના બંધવિચ્છેદ સમયે (ક્ષપિતકર્માંશ આત્માને) જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. અવધિજ્ઞાન ઉત્પન્ન કરતો આત્મા ઘણા કર્મપુદ્ગલોને તથાસ્વભાવે ક્ષય કરે છે, તેથી ઉપરોક્ત પ્રકૃતિઓના પોતાના બંધ વિચ્છેદ સમયે સત્તામાં અલ્પ પુદ્ગલો જ રહે છે, એટલે જ જઘન્યસંક્રમ થાય છે. અહિં જઘન્ય પ્રદેશસંક્રમનો અધિકાર છે, માટે અવધિજ્ઞાન યુક્ત આત્માને જઘન્ય પ્રદેશસંક્રમાધિકારી કહ્યો છે. બંધ વિચ્છેદ થયા બાદ પતદ્ગ્રહ નહિ હોવાથી સંક્રમ જ થતો નથી માટે બંધ વિચ્છેદ સમય ગ્રહણ કર્યો છે. તથા નિદ્રાદ્વિક હાસ્યરતિ ભય અને જુગુપ્સાનો પણ પોતાના બંધવિચ્છેદ સમયે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. કેમકે બંધ વિચ્છેદ થયા પછી તેઓનો ગુણસંક્રમવડે સંક્રમ થાય છે. આઠમા ગુણસ્થાનકથી બંધ વિચ્છેદ થયા બાદ અશુભ પ્રકૃતિઓનો ગુણ-

સંક્રમ થાય છે એમ પહેલા કહેવાઇ ગયું છે, અને ગુણસંક્રમવડે તો ઘણા પુદ્ગલો સંક્રમે માટે બંધ વિચ્છેદ સમયે યથાપ્રવૃત્ત સંક્રમવડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ થાય એમ કહ્યું છે. અંતરાય પંચકનો પણ પોતાના બંધવિચ્છેદ સમયે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. કેમકે બંધ વિચ્છેદ થયા પછી તો કોઈ પતદ્ગ્રહ નહિ હોવાને લીધે સંક્રમ જ થતો નથી, માટે બંધના ચરમસમયે જઘન્ય પ્રદેશસંક્રમ થાય એમ કહ્યું છે. તથા જેમને અવધિજ્ઞાન અને અવધિદર્શન ઉત્પન્ન થયું હોતું નથી તેવા આત્માને અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણનો પોતાના બંધના ચરમસમયે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. કારણ બતાવે છે– અવધિજ્ઞાનદર્શન ઉત્પન્ન કરતા પ્રબળ ક્ષયોપશમના સદ્ભાવથી અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણના પુદ્ગલો અતિ રૂક્ષ–અતિ નિઃસ્નેહ થાય છે, અને તેથી કરીને બંધ વિચ્છેદ કાલે પણ તે સત્તામાં ઘણા રહી જતા હોવાથી તેના ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે. અને તેથી જઘન્ય પ્રદેશસંક્રમ થતો નથી, માટે અવધિજ્ઞાન વિનાના આત્માને અવધિજ્ઞાન દર્શનાવરણનો જઘન્ય પ્રદેશસંક્રમ[1] થાય એમ કહ્યું છે.

**थीणतिगइत्थिमिच्छाण पालिय बेछसट्ठि सम्मत्तं ।**
**सगखवणाए जहन्नो अहापवत्तस्स चरमंमि ॥१०७॥**

**स्त्यानर्द्धित्रिकस्त्रीमिथ्यात्वानां पालयित्वा द्वे षट्षष्टी सम्यक्त्वम् ।**
**स्वस्य क्षपणायां जघन्यः यथाप्रवृत्तस्य चरमे ॥१०७॥**

અર્થ—બે છાસઠ સાગરોપમ સુધી સમ્યક્ત્વ પાળીને ક્ષપકશ્રેણિમાં પોતપોતાના યથાપ્રવૃત્તકરણના ચરમસમયે થીણદ્ધિત્રિક સ્રીવેદ અને મિથ્યાત્વમોહનીયનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે.

ટીકાનુ૦—એકસો બત્રીસ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વનું પાલન કરીને, અને તેટલા કાળ પર્યંત સમ્યક્ત્વના પ્રભાવથી ઘણા દલિકો દૂર કરીને–ક્ષય કરીને થોડા બાકી રહે ત્યારે તે પ્રકૃતિઓને ખપાવવા માટે તત્પર થયેલા આત્માને પોતપોતાના યથાપ્રવૃત્તકરણના અંત સમયે વિધ્યાત સંક્રમવડે સંક્રમાવતા સ્ત્યાનર્દ્ધિત્રિક સ્રીવેદ અને મિથ્યાત્વમોહનીયનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. અપૂર્વકરણે ગુણસંક્રમનો સંભવ હોવાથી જઘન્ય પ્રદેશસંક્રમ થતો નથી. તેમાં ક્ષપ-

૧ અહિં તથાસ્વભાવે અવધિજ્ઞાન ઉત્પન્ન કરતો આત્મા જ્ઞાનાવરણાદિ અન્ય પ્રકૃતિઓના ઘણા પુદ્ગલો દૂર કરે છે, પરંતુ પોતાના ઘણા પુદ્ગલો દૂર કરતો નથી, જો કે રૂક્ષ કરે છે. એટલે અવધિજ્ઞાનિને અન્ય પ્રકૃતિઓનો બંધ વિચ્છેદ સમયે જઘન્ય પ્રદેશસંક્રમ કહ્યો, પરંતુ અવધિજ્ઞાનાવરણ અવધિદર્શનાવરણનો અવધિજ્ઞાન વિનાના જીવને જઘન્ય પ્રદેશસંક્રમ કહ્યો છે.

કશ્રેણિમાં આરૂઢ થયેલા આત્માને સ્ત્યાનર્દ્ધિકત્રિક અને સ્ત્રીવેદનો અપ્રમત્ત ગુણ-સ્થાનકના ચરમસમયે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. કેમકે શ્રેણિપર આરૂઢ થનારને સાતમું ગુણસ્થાનક જ યથાપ્રવૃત્તકરણ ગણાય છે. આઠમા ગુણસ્થાનકથી અબધ્યમાન અશુભ પ્રકૃતિઓનો ગુણસંક્રમ પ્રવર્ત્તતો હોવાથી જઘન્ય પ્રદેશસંક્રમ થઇ શકતો નથી, માટે અપ્રમત્ત–યથાપ્રવૃત્તિકરણના ચરમસમયે વિધ્યાત સંક્રમ-વડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ થાય તેમ કહ્યું છે. જો કે ઉપરોક્ત પ્રકૃતિઓનો "યથાપ્રવૃત્તસંક્રમવડે સંક્રમાવતા પોતપોતાના યથાપ્રવૃત્તકરણના ચરમસમયે જઘન્ય પ્રદેશસંક્રમ થાય તેમ મૂળ ટીકામાં કહ્યું છે," પરંતુ ગુણ કે ભવનિમિત્તે જે પ્રકૃતિઓ બંધાતી નથી તેનો વિધ્યાતસંક્રમ આ જ ગ્રંથમાં પહેલા કહ્યો છે, યથાપ્રવૃત્તસંક્રમ નહિ. અહિં ઉપરોક્ત પ્રકૃતિઓનો ત્રીજા ગુણસ્થાનકથી અબંધ ગુણ નિમિત્તે થયો છે માટે તેનો વિધ્યાતસંક્રમ થવો જોઇએ, યથાપ્રવૃત્ત નહિ. આ કારણથી શ્રીમલયગિરિજી મહારાજે વિધ્યાતસંક્રમ વડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ થાય તેમ આ ગાથાની ટીકામાં કહ્યું છે. તત્ત્વ કેવળી ભગવંત જાણે. તથા ક્ષાયિક સમ્યકત્વ ઉપાર્જના કરતા જિનકાલિક પ્રથમ સંઘયણી ચોથાથી સાતમા સુધીના ગુણસ્થાનકમાં વર્ત્તમાન મનુષ્યને દર્શનત્રિકનો ક્ષય કરવા કરેલા ત્રણ કરણમાંના યથાપ્રવૃત્તકરણના ચરમ સમયે વિધ્યાત સંક્રમવડે સંક્રમાવતા મિથ્યાત્વમોહનીયનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. અપૂર્વ કરણે ગુણસંક્રમ પ્રવર્ત્તતો હોવાથી યથાપ્રવૃત્ત કરણનો ચરમસમય ગ્રહણ કર્યો છે. ૧૦૭

**अरइसोगट्ठकसायअसुभधुवबन्धिअथिरतियगाणं ।**
**अस्सायस्स य चरिमे अहापवत्तस्स लहु खवगे ॥१०८॥**

**अरतिशोकाष्टकषायाशुभध्रुवबन्ध्यस्थिरत्रिकानाम् ।**
**असातस्य च चरमे यथाप्रवृत्तस्य लघु क्षपके ॥१०८॥**

અર્થ—અરતિ શોક મધ્યમ આઠ કષાય ધ્રુવબંધિની નામકર્મની–અશુભ પ્રકૃતિઓ અસ્થિરત્રિક અને અશાતાવેદનીયનો જઘન્ય પ્રદેશસંક્રમ શીઘ્ર ક્ષપકને યથાપ્રવૃત્ત કરણના ચરમ સમયે થાય છે.

ટીકાનુ૦—અરતિ, શોક નામકર્મની અશુભ ધ્રુવબંધિની પ્રકૃતિઓ–અશુભ વર્ણ આદિ નવ અને ઉપઘાત, અસ્થિરત્રિક–અસ્થિર અશુભ અને અયશઃ કીર્ત્તિ, તથા અસાતવેદનીય એમ સોળ કર્મ પ્રકૃતિઓને શીઘ્રપણે–અહિં શીઘ્રપણાનો **અર્થ** એ સમજવો કે સાત માસ ગર્ભના અને આઠ વર્ષ ત્યાર પછીના કુલ સાતમાસ અધિક આઠ વર્ષ અતિક્રમીને સત્તામાંથી નિર્મૂળ કરવા પ્રયત્નશીલ આત્માને યથાપ્રવૃત્તકરણ–અપ્રમત્તગુણઠાણાના ચરમ સમયે યથાપ્રવૃત્ત સંક્રમવડે'

૧ ગુણ કે ભવનિમિત્તે અબધ્યમાન પ્રકૃતિઓનો વિધ્યાતસંક્રમ થાય છે એમ પહેલા

સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. તથા દેશોન પૂર્વક્રોડ વર્ષ પર્યંત ચારિત્રનું પાલન કરીને ક્ષપકશ્રેણિપર આરૂઢ આત્માને યથાપ્રવૃત્તકરણના ચરમ-સમયે વિધ્યાતસંક્રમવડે સંક્રમાવતા વચલા આઠ કષાયનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. મૂળટીકામાં ઉપરોક્ત ચોવીસે પ્રકૃતિઓ માટે પૂર્વક્રોડ વર્ષ પર્યંત ચારિત્રનું પાલન કરી ક્ષપકશ્રેણિપર આરૂઢ થનાર આત્માને યથાપ્રવૃત્તકરણના ચરમસમયે યથાપ્રવૃત્ત સંક્રમ વડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ કહ્યો છે. ત્યાર પછી થતા અપૂર્વ કરણે તો ગુણસંક્રમ પ્રવૃર્ત્તતો હોવાથી જઘન્ય પ્રદેશસંક્રમ ઘટી શકતો નથી. તત્વ જ્ઞાની મહારાજ જાણે. ૧૦૮

## हस्सगुणद्धं पूरिय सम्मं मीसं च धरिय उक्कोसं।
## कालं मिच्छत्तगए चिरउव्वलगस्स चरिमम्मि ॥१०९॥

### ह्स्वगुणाद्धां पूरयित्वा सम्यक्त्वं मीश्रं च धृत्वोत्कृष्टं।
### कालं मिथ्यात्वं गतस्य चिरोद्वलकस्य चरिमे ॥१०९॥

અર્થ—સમ્યક્ત્વ ઉત્પન્ન કરીને અલ્પ ગુણસંક્રમના કાળવડે સમ્યક્ત્વ અને મીશ્રમોહનીયને પૂરીને, અને તેનું સમ્યક્ત્વના ઉત્કૃષ્ટ કાળ પર્યંત પાલન કરીને મિથ્યાત્વે ગયેલા પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ઉદ્વલના કરનારને દ્વિચરમ ખંડના ચરમ સમયે મિથ્યાત્વમાં સંક્રમાવતા તેનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે.

ટીકાનુ૦—[1]સમ્યક્ત્વ ઉત્પન્ન કરીને અલ્પકાળ પર્યંત ગુણસંક્રમવડે મિથ્યાત્વ મોહનીયના દળથી સમ્યક્ત્વ અને મીશ્રમોહનીયને પૂરીને-ભરીને સમ્યક્ત્વનો જે એકસો બત્રીસ સાગરોપમ ઉત્કૃષ્ટ કાળ છે, તેટલો કાળ સમ્યક્ત્વ ધારણ કરીને–પાલન કરીને ત્યારબાદ મિથ્યાત્વે જાય. ત્યાં પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે થનારી ઉદ્વલના વડે સમ્યક્ત્વ અને મીશ્રમોહનીયને ઉવેલતા

આજકરણની ગાથા ૬૯ની ટીકામાં કહ્યું છે. અરતિ શોક અસ્થિર ત્રિક અને અસાત-વેદનીય એ છ પ્રકૃતિઓ બંધમાંથી છઠ્ઠા ગુણસ્થાનકે જાય છે. એટલે સાતમા ગુણસ્થાનકે તેનો વિધ્યાતસંક્રમ વડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ થવો જોઇએ પરંતુ અહિં યથાપ્ર-વૃત્તસંક્રમ વડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ કહ્યો છે. તથા અશુભ વર્ણાદિ નવ અને ઉપઘાતનો આઠમાના છઠ્ઠા ભાગે બંધવિચ્છેદ કહ્યો છે તેથી જે સમયે તેનો છેલ્લો બંધ થાય તે સમયે યથાપ્રવૃત્તસંક્રમ વડે સંક્રમાવતા જઘન્ય પ્રદેશસંક્રમ કહેવો જોઇએ પરંતુ અહિં યથાપ્રવૃત્ત કરણના ચરમસમયે કહ્યો છે. અહિં તત્વ જ્ઞાની મહારાજ જાણે

૧ સમ્યક્ત્વ ઉત્પન્ન કરીને ત્યારબાદ અંતર્મુહૂર્ત્ત સુધી ચડતા પરિણામવાળો રહે છે, તેથી તેટલોકાળ મિથ્યાત્વના દલિકોને મીશ્ર અને સમ્યક્ત્વમાં અને મીશ્રના સમ્યક્ત્વમાં ગુણસંક્રમ વડે સંક્રમાવે છે, અહિં જેટલો અલ્પકાળ હોઈ શકે તેટલો કાળ લેવાનો છે. કેમકે જઘન્ય પ્રદેશસંક્રમ કહેવાનો છે.

તેના દ્વિચરમ ખંડના દલિકને ચરમ સમયે મિથ્યાત્વરૂપ પરપ્રકૃતિમાં જેટલું સંક્રમાવે તે તેનો જઘન્ય પ્રદેશસંક્રમ કહેવાય છે. દરેક ખંડને ઉવેલતા અંતર્મુહૂર્ત થાય છે, તેમ દ્વિચરમખંડને ઉવેલતા પણ અંતર્મુહૂર્ત થાય છે, વળી ઉદ્વલનામાં સ્વમાં જે સંક્રમ થાય તે કરતા પરમાં ઉત્તરોત્તર અલ્પ થાય છે એટલે દ્વિચરમ ખંડનો ચરમ સમયે મિથ્યાત્વરૂપ પર પ્રકૃતિમાં જે સંક્રમ થાય તે જઘન્ય પ્રદેશ સંક્રમ કહ્યો છે. ચરમખંડના દલિકને તો પરમાં પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે સંક્રમાવે છે, એટલે ચરમ સમયે તેનો જઘન્ય પ્રદેશ સંક્રમ ઘટી શકતો નથી માટે અહિં દ્વિચરમખંડ લીધો છે. ૧૦૯

**संजोयणाण चउरुवसमित्तु संजोयइत्तु अप्पद्धं ।**
**छावट्ठिदुगं पालिय अहापवत्तस्स अंतम्मि ॥११०॥**

**संयोजनाः चतुरुपशमय्य संयोजयित्वाऽल्पाद्धाम् ।**
**षट्षष्टी द्वे पालयित्वा यथाप्रवृत्तस्यान्ते ॥११०॥**

અર્થ—ચાર વાર મોહનીય ઉપશમાવીને, ત્યારબાદ મિથ્યાત્વે જઈ અલ્પકાળ પર્યંત સંયોજના-અનંતાનુબંધિ બાંધી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, તેને બે છાસઠ સાગરોપમ પાળી છેવટે અનંતાનુબંધિની વિસંયોજના કરતા પોતાના યથાપ્રવૃત્તકરણના ચરમ સમયે તેનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે.

ટીકાનુ૦—ચાર વાર મોહનીય કર્મનો સર્વોપશમ કરે. અહિં ચાર વાર મોહનીયનો સર્વોપશમ શા માટે કહ્યો ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે-ઘણા પુદ્ગલોનો ક્ષય થાય માટે. તે આ પ્રમાણે-ચારિત્ર મોહનીયની પ્રકૃતિઓને ઉપશમાવતો આત્મા સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ અને ગુણસંક્રમવડે ઘણા પુદ્ગલોને સત્તામાંથી નાશ કરે છે, માટે ચારવાર મોહનીયનો સર્વોપશમ કહ્યો છે. એ પ્રમાણે ચાર વાર સર્વોપશમ કરીને મિથ્યાત્વે જાય. ત્યાં અલ્પકાળ પર્યંત અનંતાનુબંધિ બાંધે. અહિં જ્યારે અનંતાનુબંધિ બાંધે છે ત્યારે ચારિત્રમોહનીયનું દળ સત્તામાં અલ્પજ હોય છે, કારણ કે ચાર વાર મોહના સર્વોપશમના કાળમાં સ્થિતિઘાતાદિ વડે ક્ષય કર્યું છે. માટે અનંતાનુબંધિ બાંધતા તેની અંદર યથાપ્રવૃત્ત સંક્રમ વડે અત્યંત અલ્પ ચારિત્રમોહનું દલિક સંક્રમાવે છે. અંતર્મુહૂર્ત્ત વીત્યા બાદ ફરી સમ્યકત્વ પ્રાપ્ત કરે. તેને બે છાસઠ સાગરોપમ પર્યંત પાળીને અનંતાનુબંધિ કષાયની ક્ષપણા કરવા પ્રયત્નવંત આત્માને પોતાના યથાપ્રવૃત્તકરણના ચરમ સમયે વિધ્યાતસંક્રમવડે સંક્રમાવતા તેનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. અપૂર્વકરણે ગુણસંક્રમ થતો હોવાથી જઘન્ય પ્રદેશસંક્રમ ઘટી શકતો નથી. અનંતાનુબંધિની વિસંયોજના કરવા ત્રણ કરણ કરે છે, તેમાંનુ પહેલું યથાપ્રવૃત્તકરણ અહિં લેવાનું છે. ૧૧૦

**हृस्सं कालं बंधिय विरओ आहारमविरइंगंतुं ।**
**चिरओव्वलणे थोवो तित्थं बंधालिगा परओ ॥१११॥**

**ह्रस्वं कालं बद्ध्वा विरतः आहारमविरतिं गत्वा ।**
**चिरोद्वलनेन स्तोकः तीर्थं बंधावलिकायाः परतः ॥१११॥**

અર્થ—અલ્પકાળ પર્યંત અપ્રમત્ત છતાં આહારકદ્વિક બાંધીને અવિરતિપણામાં જઇને ચિરોદ્વલના વડે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળે ઉવેલતા તેનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે.

ટીકાનુ૰—અલ્પકાળ પર્યંત અપ્રમત્ત છતાં આહારક દ્વિક બાંધીને એટલે કે ઓછામાં ઓછો જેટલો અપ્રમત્તનો કાળ હોઇ શકે તેટલા કાળપર્યંત આહારક સપ્તક બાંધીને કર્મોદયવશાત્ અવિરતિ અવસ્થા પ્રાપ્ત કરે. તે અવિરતિ અવસ્થામાં અંતર્મુહૂર્ત્ત કાળ ગયા વછી તે આહારકદ્વિકને ચિરોદ્વલના–પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ કાળે થતી ઉદ્વલના વડે ઉવેલવા માંડે. ઉવેલતા ઓછામાં ઓછો જે સંક્રમ થાય તે તેનો જઘન્ય પ્રદેશ સંક્રમ કહેવાય છે. કયો સંક્રમ થાય કે જે જઘન્ય સંક્રમ કહેવાય તે કહે છે–દ્વિચરમખંડને ઉવેલતા ચરમ સમયે તેનું જે કર્મદલિક પરપ્રકૃતિમાં સંક્રમાવે તે આહારક સપ્તકનો જઘન્યપ્રદેશસંક્રમ કહેવાય[1] છે.

તથા તીર્થંકર નામકર્મ બાંધતા પહેલા સમયે જે દલિક બાંધ્યુ તે પહેલા સમયના દલિકને બંધાવલિકા ગયા બાદ યથાપ્રવૃત્ત સંક્રમવડે પરપ્રકૃતિમાં જે સંક્રમાવે તે તીર્થંકર નામકર્મનો જઘન્ય પ્રદેશસંક્રમ કહેવાય[2] છે.

---

૧ અહિં ઉદ્વલના સંક્રમનું સ્વરૂપ ખાસ લક્ષ્યમાં રાખવું જોઇએ. પલ્યોપમના અસંખ્ય ભાગપ્રમાણ ખંડને લઇ લઇ સ્વ અને પરમાં સંક્રમાવી અંતર્ અંતર્ મુહૂર્ત્તે ખાલી કરે છે. ઉત્તરોત્તર સમયે સ્વ કરતા પરમાં ઓછું સંક્રમાવે છે. પરથી સ્વમાં અસંખ્યાત ગુણ સંક્રમાવે છે. દરેક ખંડને એ પ્રમાણે સંક્રમાવતા દ્વિચરમ ખંડનું પોતાના સંક્રમકાળના અંતર્મુહૂર્ત્તના છેલ્લા સમયે પરમાં જે સંક્રમાવે તે તેનો જઘન્ય પ્રદેશ સંક્રમ કહેવાય છે. છેલ્લા ખંડને તો પૂર્વ પૂર્વથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્ય ગુણ પરમાં સંક્રમાવે છે એટલે ત્યાં જઘન્ય સંક્રમ ઘટી શકતો નથી. એટલે દ્વિચરમખંડ ગ્રહણ કર્યો છે. એ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

૨ તીર્થંકર નામકર્મનું બંધના પહેલા સમયે જે દળ બાંધ્યું તેજ શુદ્ધ એક સમયનું બાંધેલ બંધાવલિકા ગયા બાદ સંક્રમે તે તેનો જઘન્ય સંક્રમ છે. તીર્થંકર નામકર્મની ઉદ્વલના થતી નથી કે આહારકની જેમ દ્વિચરમખંડનું ચરમ સમયે જે પરમાં સંક્રમે તે જઘન્ય પ્રદેશ સંક્રમ તરીકે કહી શકાય. વળી બીજા અનેક સમયના બાંધેલા ગ્રહણ કરવામાં સત્તામાં ઘણા હોવાને લીધે પ્રમાણ વધી જાય, વળી જ્યારે તેનો સંક્રમ થશે ત્યારે યથાપ્રવૃત્ત

वेउव्वेक्कारसगं उव्वलियं बंधिऊण अप्पद्धं ।
जेट्ठट्ठितिनरयाओ उव्वट्टित्ता अबंधित्ता ॥११२॥
थावरगसमुव्वलणे मणुदुगउच्चाण सुहुमबद्धाणं ।
एमेव समुव्वलणे तेऊवाउसुवगयस्स ॥११३॥

वैक्रियैकादशकमुद्वलितं बद्धाऽल्पाद्धाम् ।
ज्येष्ठस्थितिनरकादुद्वर्त्य अबद्धा ॥११२॥
स्थावरगतस्य समुद्वलने मनुजद्विकोच्चैर्गोत्राणाम् सूक्ष्मबद्धानाम् ।
एवमेव समुद्वलने तेऊवाय्वोरुपगतस्य ॥११३॥

અર્થ:—પહેલા સત્તામાં જે વૈક્રિય એકાદશક છે તેની ઉદ્વલના કરે, ત્યાર બાદ બંધ યોગ્ય ભવમાં અલ્પ કાળ પર્યંત બાંધીને જ્યેષ્ઠ સ્થિતિવાળા નરકમાં જાય, ત્યાંથી નીકળી તિર્યંચમાં જાય, ત્યાં બાંધ્યા વિના થાવરમાં જાય, ત્યાં તેની ઉદ્વલના કરતા દ્વિચરમખંડનું ચરમ સમયે જે દળ પરમાં સંક્રમાવે તે વૈક્રિય એકાદશકનો જઘન્ય પ્રદેશ સંક્રમ કહેવાય છે. એજ પ્રમાણે સૂક્ષ્મ એકેન્દ્રિયમાં બંધાયેલ મનુજદ્વિક અને ઉચ્ચગોત્રને ઉવેલતા તેઉકાય વાયુકાયમાં ગયેલ આત્માને તેનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે.

ટીકાનુ૦—જે વખતે વૈક્રિયાદિ અગીઆર પ્રકૃતિઓના જઘન્ય પ્રદેશસંક્રમનો વિચાર કરે છે તે પહેલા કાળભેદે અનેક સમયનું બંધાયેલ દેવદ્વિક નરકદ્વિક અને વૈક્રિયસપ્તકનું જે દળ સત્તામાં પડ્યું છે, તેને એકેન્દ્રિયમાં જઇ ઉદ્વલના સંક્રમની વિધિએ ઉવેલી નાખે. ઉવેલવાનું કારણ કાળભેદે અનેક સમયના બાંધેલા ઘણા દલિકો સત્તામાં હોવાને લીધે જઘન્ય પ્રદેશસંક્રમ ઘટી શકે નહિ તે છે. આ પ્રમાણે ઉવેલીને પંચેન્દ્રિયમાં જઈ અલ્પ કાળ પર્યંત બાંધે. બાંધીને [1]તેત્રીસ સાગરોપમની સ્થિતિવાળા સાતમી નરકપૃથ્વીમાં નારકીપણે ઉત્પન્ન થાય. ત્યાં તેટલો કાળ યથાયોગ્ય રીતે વૈક્રિય એકાદશક અનુભવી ત્યાંથી નીકળી સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્પન્ન થાય. ત્યાં તે વૈક્રિય એકાદશકને બાંધ્યા વિનાજ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. તે એકેન્દ્રિય ભવમાં પલ્યોપમના

---

સંક્રમ જ થશે એટલે તીર્થંકર નામકર્મની શરૂઆતના બંધ સમયે જે બાંધ્યું તેની બંધાવલિકા પૂર્ણ થતા જ પછીના સમયે પહેલા સમયે જે બાંધ્યું તેજ દળ યથાપ્રવૃત્ત સંક્રમવડે સંક્રમતા જઘન્ય પ્રદેશ સંક્રમ થાય તેમ કહ્યું છે.

૧ અનુત્તર વિમાનનું પણ તેત્રીસ સાગરોપમ આયુ છે પણ ત્યાં જઇ પછી એકેન્દ્રિય ભવોમાં જતો નથી માટે સાતમી નારકીમાં જાય તેમ કહ્યું છે.

અસંખ્યાતમા ભાગ પ્રમાણુ કાળે થતી ઉદ્વલના વડે તે વૈક્રિય એકાદશકને ઉવેલતા દ્વિચરમખંડનું ચરમ સમયે જે દલિક પર પ્રકૃતિમાં સંક્રમાવે તે તેનો જઘન્ય પ્રદેશસંક્રમ કહેવાય છે.

એજ પ્રમાણે કાળભેદે અનેક સમયનું બંધાયેલ ઉચ્ચગોત્ર અને મનુષ્ય-દ્વિકનું જે દળ સત્તામાં હોય તેને તેઉ વાયુ ભવમાં ઉવેલી નાખે. ત્યારબાદ ફરી મનુજદ્વિકાદિના બંધયોગ્ય સૂક્ષ્મ એકેન્દ્રિયના ભવમાં જઇ અંતર્મુહૂર્ત પર્યંત બાંધે. ત્યાંથી નીકળી પંચેન્દ્રિય ભવમાં જઇ સાતમી નરકમાં જવા યોગ્ય કર્મ બાંધી સાતમી નરક પૃથ્વીમાં ઉત્કૃષ્ટ આયુવાળો નારકી થાય. ત્યાંથી નીકળી સંજ્ઞિ તિર્યંચ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. આટલા કાળ પર્યંત તે ત્રણે પ્રકૃતિ બાંધે નહિ, અને પ્રદેશસંક્રમવડે અનુભવી ઓછી કરે. (અહિં જો કે જે ભવમાં નરક યોગ્ય આયુ બાંધે છે, અને જે ભવમાં નારકીમાંથી નીકળી જાય છે તે બંને ભવ ઉપરોક્ત ત્રણે પ્રકૃતિને બંધ યોગ્ય છે, પરંતુ અહિં જઘન્ય પ્રદેશસંક્રમનો અધિકાર હોવાથી એવો જીવ પસંદ કરવાનો છે કે તે બંધયોગ્ય ભવમાં પણ ન બાંધે. એટલે બાંધે નહિ અને પ્રદેશ સંક્રમ વડે અનુભવી ઓછી કરે તેમ કહ્યું છે.) ત્યારબાદ તે પંચેન્દ્રિયના ભવમાંથી નીકળી તેઉ કે વાયુમાં ઉત્પન્ન થાય. ત્યાં તે મનુજદ્વિક અને ઉચ્ચગોત્રને ચિરોદ્વલના–પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ કાળે થતી ઉદ્વલના વડે ઉવેલતા દ્વિચરમખંડનું ચરમ સમયે જે દલિક પરમાં સંક્રમાવે છે તે તેનો જઘન્ય પ્રદેશ સંક્રમ કહેવાય[1] છે. ૧૧૨–૧૧૩

**अणुवसमित्ता मोहं सायस्स असायअंतिमे बंधे ।**
**पणतीसा य सुभाणं अपुव्वकरणालिगा अंते ॥११४॥**

**अनुपशमय्य मोहं सातस्य असातान्तिमे बंधे ।**
**पञ्चत्रिंशतश्च शुभानां अपूर्वकरणावलिकाऽन्ते ॥११४॥**

અર્થ—મોહનીયને ઉપશમાવ્યા સિવાય અસાતાના અંતિમ બંધમાં સાતા સંક્રમે ત્યારે સાતાનો જઘન્યસંક્રમ થાય છે. શુભ પાંત્રીસ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશસંક્રમ અપૂર્વકરણની પ્રથમાવલિકાના અંત સમયે થાય છે.

ટીકાનુ૦—મોહનીયકર્મનો ઉપશમ કર્યા સિવાય એટલે કે ઉપશમશ્રેણિ કર્યા વિના અસાત વેદનીયકર્મના બંધમાં જે (છઠ્ઠા ગુણસ્થાનકના અંતે થતો) છેલ્લો

૧ સત્તામાંથી કાઢી સૂક્ષ્મ એકેન્દ્રિયમાં જઇ બાંધ્યા પછી કોઈ સ્થળે બાંધતો નથી અને ઓછી તો કરે છે એટલે સત્તામાં અલ્પ રહે છે, એટલે તેઉ વાયુમાં ઉવેલતા જઘન્ય પ્રદેશસંક્રમ ઘટી શકે છે.

બંધ, તે છેલ્લા બંધનો જે છેલ્લો સમય–પ્રમત્ત ગુણસ્થાનકનો છેલ્લો સમય, તે છેલ્લા સમયમાં વર્ત્તમાન ક્ષપકશ્રેણિપર આરૂઢ થવામાં ઉદ્યમવંત આત્માને અસાતામાં સાતા સંક્રમાવતા સાતાનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. સાતમા ગુણસ્થાનકના પ્રથમ સમયથી એકલી સાતા જ બંધાતી હોવાથી સાતા પતદ્ગ્રહ થાય છે, એટલે તે સંક્રમતી નથી. પરંતુ અસાતા સાતામાં સંક્રમે છે. ઉપશમશ્રેણિનો નિષેધ કરવાનું કારણ ઉપશમશ્રેણિમાં અસાતા વેદનીયના ઘણા પુદ્ગલો સાતામાં સંક્રમે છે, એટલે સાતા અધિક પ્રદેશવાળી થાય છે. તેમ થવાથી તેનો જઘન્ય પ્રદેશસંક્રમ ઘટી શકતો નથી, માટે 'ઉપશમશ્રેણિ કર્યા સિવાય' એમ જણાવ્યું છે.

તથા પંચેન્દ્રિય જાતિ, સમચતુરસ્ર સંસ્થાન, તૈજસ સપ્તક, પ્રશસ્તવિહાયોગતિ, શુક્લ લોહિત અને હારિદ્રવર્ણ, સુરભિગન્ધ, કષાય આમ્લ અને મધુરરસ, મૃદુ લઘુ સ્નિગ્ધ અને ઉષ્ણ સ્પર્શ, અગુરૂલઘુ, પરાઘાત, ઉચ્છવાસ, ત્રસાદિ દશક અને નિર્માણ, એ પાંત્રીશ પ્રકૃતિઓનો ઉપશમશ્રેણિ કર્યા સિવાયની ક્ષપિતકર્માંશ સંબંધી શેષ વિધિ વડે જઘન્ય પ્રદેશ પ્રમાણ કરીને ખપાવવા પ્રયત્નવંત ક્ષપિત કર્મ્માંશ આત્માને અપૂર્વકરણની પ્રથમ આવલિકાના અંત સમયે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. પ્રથમાવલિકા પૂર્ણ થયા પછી તો અપૂર્વકરણ ગુણસ્થાનકના પ્રથમ સમયથી અશુભ પ્રકૃતિઓના ગુણસંક્રમ વડે પ્રાપ્ત થયેલ અતિ ઘણા દલિકની સંક્રમાવલિકા પૂર્ણ થવાને લીધે તે દલિકના સંક્રમનો પણ સંભવ હોવાથી જઘન્ય પ્રદેશ સંક્રમ ઘટી શકતો નથી, એટલે અપૂર્વકરણની પ્રથમાવલિકાનો ચરમ સમય ગ્રહણ કર્યો છે.

અહિં પણ ઉપશમશ્રેણિ કરવાનો નિષેધ કર્યો છે. કારણ કે ઉપશમશ્રેણિમાં ઉપરોક્ત પાંત્રીશ પ્રકૃતિઓ શુભ હોવાથી તેમાં અશુભ પ્રકૃતિઓના ઘણા દલિકો ગુણસંક્રમ વડે સંક્રમશે, તેથી તેનો જઘન્ય પ્રદેશસંક્રમ ઘટી શકશે નહિ. તથા ઉપશમશ્રેણિ સિવાયની ક્ષપિતકર્મ્માંશ થવાને યોગ્ય અન્ય ક્રિયા વડે જઘન્ય પ્રદેશાગ્ર–સત્તામાં જઘન્ય પ્રદેશનો સંચય કરીને ક્ષપકશ્રેણિપર આરૂઢ થનાર આત્માને પોતાના બંધવિચ્છેદ સમયે વજ્રઋષભનારાચ સંઘયણનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. અહિં ઉપશમશ્રેણિના નિષેધનું કારણ ઉપર કહ્યું છે તેજ સમજવું. ચોથા ગુણસ્થાનક સુધીજ પ્રથમ [1]સંઘયણ નામકર્મ બંધાય છે એટલે ક્ષપકશ્રેણિ પર ચડતા મનુષ્યને તે ગુણસ્થાનકના ચરમ સમયે પ્રથમ સંઘયણ નામનો જઘન્ય

૧ કર્મપ્રકૃતિ સંક્રમકરણ ગાથા ૧૦૯ માં પ્રથમ સંઘયણનો જઘન્યપ્રદેશ સંક્રમ પણ પંચેન્દ્રિયજાતિ આદિ પાંત્રીસ પ્રકૃત્તિઓની સાથે જ અપૂર્વકરણની પ્રથમ આવલિકાના અંત સમયે કહ્યો છે.

પ્રદેશસંક્રમ થાય છે. આ બાબત ગાથામાં કહી નથી, પરંતુ મૂળટીકામાં કહી છે. માટે જાણી લેવી. ૧૧૪

**तेवट्ठं उदहिसयं गेविज्जाणुत्तरे सऽबंधित्ता ।**
**तिरिदुगउज्जोयाइं अहापवत्तस्स अंतंमि ॥११५॥**

**त्रिषष्टमुदधिशतं ग्रैवेयकानुत्तरेषु स अबद्धा ।**
**तिर्यग्द्विकोद्योतं यथाप्रवृत्तस्यान्ते ॥११५॥**

અર્થ—ગ્રૈવેયક અને અનુત્તર વિમાનમાં એકસો ત્રેસઠ સાગરોપમ પર્યંત બાંધ્યા વિના ખપાવતા તિર્યગ્દ્વિક અને ઉદ્યોત નામકર્મનો તે–ક્ષપિતકર્મ્માંશ આત્મા યથાપ્રવૃત્તકરણના અંતે જઘન્ય પ્રદેશસંક્રમ કરે છે.

ટીકાનુ૦—ચાર પલ્યોપમ અધિક એકસો ત્રેસઠ સાગરોપમ સુધી ગ્રૈવેયક અને અનુત્તર વિમાનમાં ભવપ્રત્યય કે ગુણપ્રત્યયવડે બાંધ્યા વિના સર્વ જઘન્ય સત્તાવાળો ક્ષપિતકર્મ્માંશ આત્મા યથાપ્રવૃત્તકરણના ચરમ સમયે તિર્યગ્દ્વિક અને ઉદ્યોત નામકર્મનો જઘન્ય પ્રદેશ સંક્રમ કરે છે. અહિં ચાર પલ્યોપમ અધિક એકસો ત્રેસઠ સાગરોપમ કઇ રીતે કહ્યા ? તે પ્રશ્નના ઉત્તરમાં કહે છે–કોઇ ક્ષપિત કર્મ્માંશ આત્મા ત્રણ પલ્યોપમના આયુવાળા યુગલિક મનુષ્યમાં ઉત્પન્ન થાય. ત્યાં તે આત્મા દેવદ્વિક જ બાંધે છે, તિર્યગ્દ્વિક કે ઉદ્યોતનામ બાંધતો નથી. અંતર્મુહૂર્ત્ત આયુ શેષ રહે ત્યારે ત્યાં સમ્યક્ત્વ પ્રાપ્ત કરી સમ્યક્ત્વથી પડયા સિવાય એક પલ્યોપમના આયુવાળો દેવ થાય, ત્યારબાદ સમ્યક્ત્વથી પડયા વિનાજ દેવ ભવમાંથી ચ્યવી મનુષ્ય થાય, મનુષ્ય ભવમાં પણ સમ્યક્ત્વથી ચ્યુત ન થાય પરંતુ સમ્યક્ત્વ સહિત એકત્રીસ સાગરોપમના આઉખે ગ્રૈવેયકમાં દેવ થાય. ત્યાં ઉત્પન્ન થયા પછી અંતર્મુહૂર્ત્ત ગયા બાદ મિથ્યાત્વે જાય. મિથ્યાત્વે જવા છતાં ત્યાં ભવપ્રત્યયે ઉપરોક્ત પ્રકૃતિઓ બાંધતો નથી, અંતર્મુહૂર્ત્ત શેષ આયુ રહે ત્યારે ફરી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે. ત્યારબાદ વચમાં થનારા મનુષ્યભવ યુક્ત ત્રણવાર અચ્યુત દેવલોકમાં અને બે વાર અનુત્તર દેવમાં જવાવડે એકસો [1]બત્રીસ સાગરોપમ ક્ષયોપશમ સમ્યક્ત્વનું પાલન કરી તે સમ્યક્ત્વના કાળનું અંતર્મુહૂર્ત્ત શેષ

૧ ક્ષયોપશમ સમ્યક્ત્વનો અવિરત છાસઠ સાગરોપમનો કાળ છે, તે બાવીસ બાવીસ સાગરોપમના આઉખે ત્રણવાર અચ્યુત દેવલોકમાં જઇ પૂર્ણ કરે છે, ત્યારબાદ અંતર્મુહૂર્ત્ત મિશ્ર ગુણસ્થાનકે જઇ ફરીવાર ક્ષયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી શકે છે, અને તેને તેત્રીસ તેત્રીસ સાગરોપમના આઉખે અનુત્તર વિમાનમાં જઇ પૂર્ણ કરે છે. તે કાળના છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં જો ક્ષપકશ્રેણિ પર આરૂઢ ન થાય તો કાળ પૂર્ણ કરી પડી મિથ્યાત્વ પ્રાપ્ત કરે છે. આ કાળ વચમાં થનારા મનુષ્યભવવડે અધિક સમજવો.

રહે ત્યારે શીઘ્ર ખપાવવા પ્રયત્નશીલ થાય. ક્ષપક શ્રેણિપર આરૂઢ થયેલ આત્માને યથાપ્રવૃત્તકરણ–અપ્રમત્ત ગુણસ્થાનકના ચરમ સમયે જઘન્ય પ્રદેશ સંક્રમ થાય છે. અપૂર્વકરણથી ગુણસંક્રમ[1] પ્રવર્તે છે, માટે ત્યાં જઘન્ય પ્રદેશ સંક્રમ ન થાય. આ રીતે સંસારચક્રમાં રખડતા ચાર પલ્યોપમ અધિક એકસો ત્રેસઠ સાગરોપમ પર્યંત ગુણ કે ભવ પ્રત્યયે તિર્યગ્દ્વિક અને ઉદ્યોતનામકર્મ બાંધતો નથી, અને સંક્રમ પ્રદેશોદયાદિ વડે ઓછા કરે છે એટલે તેનો ક્ષપક શ્રેણિપર આરૂઢ થતા અપ્રમત્તના અંત સમયે જઘન્ય પ્રદેશ સંક્રમ ઘટી શકે છે. શ્રેણિપર આરૂઢ થતા જે ત્રણ કરણ કરે છે તેમાંનું યથાપ્રવૃત્તકરણ તે અપ્રમત્ત ગુણસ્થાનક છે. ૧૧૫.

**इगिविगलायवथावरचउक्कमबांधिऊण पणसीयं ।**
**अयरसयं छट्ठीए बावीसयरं जहा पुव्वं ॥११६॥**

**एकविकलेन्द्रियातपस्थावरचतुष्कमबद्ध्वा पञ्चाशीतं ।**
**अतरशतं षष्ठयां द्वाविंशतिमतराणि यथा पूर्वं ॥११६॥**

અર્થ—એકસો પંચાશી સાગરોપમ પર્યંત બાંધ્યા વિના ખપાવતા યથાપ્રવૃત્તકરણના અંતે એકેન્દ્રિય વિકલેન્દ્રિય જાતિ આતપ, અને સ્થાવર ચતુષ્કનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. તેમાં એકસો ત્રેસઠ સાગરોપમનો અબંધકાળ જેમ પૂર્વે કહ્યો તેમ લેવાનો છે. તેમાં છઠ્ઠી નારકીના બાવીસ સાગરોપમ વધે છે.

ટીકાનુ૦—એકેન્દ્રિય જાતિ, બે ઇન્દ્રિય તે ઇન્દ્રિય અને ચતુરિન્દ્રિય જાતિ, [2]આતપ, સ્થાવર સૂક્ષ્મ સાધારણ અને અપર્યાપ્ત એમ સ્થાવર ચતુષ્ક એ નવ પ્રકૃતિને ચાર પલ્યોપમ અધિક એકસો પંચાશી સાગરોપમ સુધી બાંધ્યા વિના તે-સમ્યક્ત્વ કાળના અંતે એટલે કે એકસો બત્રીસ સાગરોપમ પ્રમાણ છેલ્લો સમ્યક્ત્વનો જે કાળ છે તેના ચરમ અંતર્મુહૂર્ત્તે ક્ષપક શ્રેણિપર આરૂઢ થનાર આત્મા યથાપ્રવૃતકરણના અંત સમયે એ નવ પ્રકૃતિનો જઘન્ય પ્રદેશસંક્રમ કરે છે. આટલા કાળપર્યંત આ નવ પ્રકૃતિને ગુણ કે ભવ નિમિત્તે બાંધતો નથી અને સંક્રમ અને પ્રદેશોદયવડે અલ્પ કરે છે, એટલે સત્તામાં અલ્પ રહે છે. અલ્પ રહેલા તે દલિકને અપ્રમત્ત ગુણસ્થાનકના ચરમ સમયે જે સંક્રમાવે છે તે જઘન્ય પ્રદેશસંક્રમ કહેવાય છે. અપૂર્વકરણથી તો ગુણસંક્રમ પ્રવર્તે છે એટલે જઘન્ય પ્રદેશસંક્રમ

૧ જો કે ઉદ્યોત નામ કર્મનો ગુણસંક્રમ થતો નથી. કેમકે અબધ્યમાન અશુભ-પ્રકૃતિઓનો ગુણસંક્રમ થાય છે. પરંતુ જઘન્ય પ્રદેશસંક્રમ તો અપ્રમત્તના અંત સમયે કહ્યો છે. કેમકે અપૂર્વકરણથી તેનો ઉદ્વલના સંક્રમ પ્રવર્તે છે.

૨ ઉદ્યોત નામકર્મ માટે આ પહેલાની ગાથામાં જે ટીપ્પણ કર્યું છે તે આતપ નામકર્મ માટે પણ સમજવું. કેમ કે નવમે ગુણઠાણે આતપ નામકર્મ પણ ખપાવે છે.

ઘટતો નથી, એટલે અપ્રમત્તનો ચરમસમય ગ્રહણ કર્યો છે. અહિં ચાર પલ્યોપમ અધિક એકસો પંચાશી સાગરોપમ કઇ રીતે થાય? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે—ક્ષપિતકર્મ્માંશ કોઈ આત્મા નરકાયુ બાંધી છઠ્ઠી નારકીમાં બાવીસ સાગરોપમને આઉખે નારકી થાય, ત્યાં ભવનિમિત્તે ઉપરોક્ત પ્રકૃતિઓ બાંધતો નથી. ત્યાં અંતર્મુહૂર્ત્ત શેષ આયુ રહે ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, અને સમ્યક્ત્વથી પડયા સિવાય નારકીમાંથી નીકળી મનુષ્ય થાય. મનુષ્યપણામાં પણ સમ્યક્ત્વથી પડયા સિવાય સમ્યક્ત્વ સાથે દેશવિરતિનું પાલન કરીને ચાર પલ્યોપમના આયુવાળો સૌધર્મ દેવલોકે દેવ થાય. અહિં પણ સમ્યક્ત્વથી ચ્યુત ન થાય, પરંતુ તેટલો કાળ સમ્યક્ત્વનું પાલન કરી સમ્યક્ત્વ સાથે જ દેવભવમાંથી ચ્યવી મનુષ્ય થાય. તે મનુષ્યભવમાં સુંદર રીતે ચારિત્રનું પાલન કરી એકત્રીસ સાગરોપમને આઉખે ગ્રૈવેયક દેવમાં ઉત્પન્ન થાય. આટલો કાળ ગુણનિમિત્તે ઉપરોક્ત પ્રકૃતિઓ બાંધે નહિ. ગ્રૈવેયકમાં ઉત્પન્ન થયા બાદ અંતર્મુહૂર્ત્ત પછી સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જાય. અહિં મિથ્યાત્વી છતાં પણ ભવનિમિત્તે ઉપરોક્ત પ્રકૃતિઓ બાંધશે નહિ. અંતર્મુહૂર્ત્ત આયુ બાકી રહે ત્યારે ફરી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે. ત્યારબાદ પૂર્વની ગાથામાં કહેલ રીતિએ બે છાસઠ સાગરોપમ પર્યંત સમ્યક્ત્વનું પાલન કરી એ સમ્યક્ત્વ કાળનું છેલ્લું અંતર્મુહૂર્ત્ત શેષ રહે ત્યારે કર્મ્મોને સત્તામાંથી નિર્મૂળ કરવાનો પ્રયત્ન કરે. આ પ્રમાણે સંસારમાં પરિભ્રમણ કરનાર આત્માને ચાર પલ્યોપમ અધિક એકસો પંચાશી સાગરોપમ સુધી ઉપરોક્ત નવ પ્રકૃતિઓના બંધનો અભાવ પ્રાપ્ત થાય છે. ૧૧૬.

**दुसराइ तिण्णि णीयऽसुभखगइसंघयणसंठियपुमाणं।**
**सम्माजोग्गाणं सोलसण्हं सरिसं थिवेएणं ॥११७॥**

**दुःस्वरादित्रिकनीचैर्गोत्राशुभखगतिसंघयणसंस्थाननपुंसकवेदानाम् ।**
**सम्यक्त्वायोग्यानां षोडशानां सदृशं स्त्रीवेदेन ॥११७॥**

અર્થ—દુઃસ્વરત્રિક, નીચગોત્ર, અશુભખગતિ, અશુભસંઘયણ પંચક, અશુભ સંસ્થાનપંચક, અને નપુંસકવેદ એ સમ્યક્ત્વીઓને બંધને અયોગ્ય સોળ પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશસંક્રમ સ્ત્રીવેદ સમાન જાણવો.

ટીકાનુ૦—દુઃસ્વર દુર્ભગ અને અનાદેય રૂપ દુર્ભગત્રિક, નીચગોત્ર, અશુભ વિહાયોગતિ, પહેલાને છોડી શેષ અશુભ પાંચ સંઘયણ, પહેલાને છોડી અશુભ પાંચ સંસ્થાન, અને નપુંસકવેદ, એમ સમ્યગ્દૃષ્ટિ આત્માઓને બંધને અયોગ્ય સોળ કર્મપ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશસંક્રમ સ્ત્રીવેદની સમાન જાણવો. સ્ત્રીવેદના જઘન્ય પ્રદેશસંક્રમનો જે સ્વામી કહ્યો છે તે ઉપરોક્ત પ્રકૃતિઓનો પણ જાણવો.

પ્રદેશસંક્રમસ્વામી પહેલા ત્રણ પલ્યોપમના આયુવાળા યુગલિક મનુષ્યમાં ઉત્પન્ન થયેલો અને ત્યાં અંતર્મુહૂર્ત્ત આયુ શેષ રહે ત્યારે સમ્યક્ત્વ પ્રાપ્ત કરનાર કહેવો, શેષ વિધિ સ્ત્રીવેદમાં કહી છે તે પ્રમાણેજ કહેવી.

**समयाहिआवलीए आऊण जहण्णजोगबंधाणं ।**
**उक्कोसाऊ अंते नरतिरिया उरलसत्तस्स ॥११८॥**

**समयाधिकावलिकायां आयुषां जघन्ययोगबद्धानां ।**
**उत्कृष्टायुषः अन्ते नरतिर्यञ्चः उरलसप्तकस्य ॥११८॥**

અર્થ—જઘન્યયોગ વડે બંધાએલા સઘળા આયુની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. ઉત્કૃષ્ટ આયુવાળા મનુષ્ય તિર્યંચો પોતાના આયુના અંત સમયે ઔદારિક સપ્તકનો જઘન્ય પ્રદેશસંક્રમ કરે છે.

ટીકાનુ૦—જઘન્ય યોગ વડે બંધાયેલા ચારે આયુની સત્તામાં જ્યારે સમયાધિક એક આવલિકા શેષ રહે ત્યારે તેઓનો જઘન્ય પ્રદેશસંક્રમ થાય છે. આયુકર્મમાં આ સંક્રમ સ્વસ્થાનમાં જ સમજવો. કારણ કે આયુકર્મમાં અન્ય પ્રકૃતિનયન સંક્રમ જ થતો નથી. એટલે ઉદયાવલિકા ઉપરના સમયનું દલિક અપવર્ત્તના વડે નીચે ઉતારવા રૂપ અપવર્ત્તના સંક્રમ સમજવો, અન્ય પ્રકૃતિનયન સંક્રમ નહિ. તથા ઉત્કૃષ્ટ ત્રણ પલ્યોપમ આયુવાળા મનુષ્યો અને તિર્યંચો પોતાના આયુના અંતે ઔદારિક સપ્તકનો જઘન્ય પ્રદેશસંક્રમ કરે છે. તાત્પર્ય એ કે-કોઇ એક જીવ અન્ય સઘળા જીવોની અપેક્ષાએ સર્વ જઘન્ય ઔદારિક સપ્તકની પ્રદેશ સત્તાવાળો હોય, એવો તે જીવ ત્રણ પલ્યોપમ આયુવાળા યુગલિક તિર્યંચ કે મનુષ્યમાં ઉત્પન્ન થાય. તે યુગલિક આત્મા ઔદારિક સપ્તકને ઉદય ઉદીરણા વડે અનુભવતા અને વિધ્યાતસંક્રમ વડે પર પ્રકૃતિમાં સંક્રમાવતા પોતાના આયુના ચરમ સમયે તે ઔદારિક સપ્તકનો જઘન્ય પ્રદેશસંક્રમ કરે છે. એક તો અન્ય જીવોની અપેક્ષાએ અલ્પ સત્તાવાળો છે, અને ત્રણ પલ્યોપમ સુધી ઉદય ઉદીરણાવડે ભોગવી તેમજ વિધ્યાતસંક્રમ વડે અન્યમાં સંક્રમાવી અલ્પ કરે છે. એટલે છેવટે અલ્પ પ્રદેશની સત્તાવાળા તે ઔદારિકસપ્તકનો જઘન્ય પ્રદેશસંક્રમ કરી શકે છે. ૧૧૮

**पुंसंजलणतिगाणं जहण्णजोगिस्स खवगसेढीए ।**
**सगचरिमसमयबद्धं जं छुभइ सगंतिमे समये ॥११९॥**

**पुंसंज्वलनत्रिकाणां जघन्ययोगिना क्षपकश्रेण्यां ।**
**स्वकचरिमसमयबद्धं यत् छुभति स्वकान्तिमे समये ॥११९॥**

અર્થ—ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન જઘન્યયોગવાળા આત્માએ પુરૂષવેદ અને

સંજ્વલનત્રિકનું પોતપોતાના બંધના અંત સમયે જે દલિક બાંધ્યું, તેને પોત-પોતાના અંત સમયે જે સંક્રમાવે તે તેઓનો જઘન્ય પ્રદેશસંક્રમ કહેવાય છે.

ટીકાનુ૦—ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન જઘન્ય યોગવાળા આત્માએ તે તે પ્રકૃતિઓનો જે સમયે છેલ્લો બંધ થાય છે તે સમયે જે દલિક બાંધ્યું, તેને બંધાવાલકા ગયા બાદ સંક્રમાવતા, સંક્રમાવલિકાના ચરમ સમયે પરપ્રકૃતિમાં જે છેલ્લો સંક્રમ કરે તે તેઓનો જઘન્ય પ્રદેશસંક્રમ છે. તાત્પર્ય એ કે—આ ચારે પ્રકૃતિઓનું બંધવિચ્છેદ સમયે સમયોનબેઆવલિકામાં બંધાયેલ દળને છોડી અન્ય કોઇપણ સમયનું બંધાયેલું સત્તામાં હોતું નથી. તેને પણ પ્રતિસમય સંક્રમાવતા ક્ષય કરે છે, તે ત્યાં સુધી કે ચરમ સમયે બંધાયેલ દલિકનો અસંખ્યાતમો ભાગ શેષ રહે. પુરૂષવેદાદિ પ્રકૃતિઓનું બંધવિચ્છેદ સમયે સમયોન બે આવલિકા કાળમાં બંધાયલું જ બાકી રહે છે. અહિં એવો નિયમ છે કે જે સમયે બાંધે તે સમયથી બંધાવલિકા ગયા બાદ સંક્રમાવવાની શરૂઆત કરે, તે સંક્રમાવલિકાની ચરમ સમયે સંપૂર્ણપણે ખાલી કરે. આ નિયમ પ્રમાણે ઉપરોક્ત પ્રકૃતિઓનું બંધવિચ્છેદ સમયે જે દલિક બંધાય છે, તેની બંધાવલિકા ગયા બાદ સંક્રમાવવાની શરૂઆત કરે છે તેને સંક્રમાવતા સંક્રમાવતા સંક્રમાવલિકાના ચરમ સમયે બંધવિચ્છેદ સમયે બંધાયેલા શુદ્ધ એક સમયનું જ દળ રહે છે, તેપણ બંધવિચ્છેદ સમયે જે બાંધ્યું હતું તેનો અસંખ્યાતમો ભાગ જ શેષ રહે છે, તેને સર્વસંક્રમ વડે સંક્રમાવતા તે પ્રકૃતિઓનો જઘન્ય પ્રદેશસંક્રમ કહેવાય છે. ૧૧૯

**આ પ્રમાણે પૂજ્ય શ્રી ચંદ્રર્ષિ મહારાજે બનાવેલ મૂળ અને આચાર્ય શ્રીમાન્ મલયગિરિ મહારાજે બનાવેલ પંચસંગ્રહની ટીકામાંનું સંક્રમણ કરણનું ભાષાંતર પૂર્ણ થયું.**



ॐ ह्रीं अर्हं नमः

# ઉદ્વર્તના અને અપવર્તનાકરણ

આ પ્રમાણે સંક્રમ(અન્ય પ્રકૃતિપણે પરિણમાવવા રૂપ) કરણનું સવિસ્તર સ્વરૂપ કહ્યું. હવે ઉદ્દેશક્રમને અનુસરીને ઉદ્વર્ત્તના-અપવર્ત્તનાકરણ ક્રમપ્રાપ્ત છે. એટલે તેનું સ્વરૂપ કહેવા યોગ્ય છે, તે કહે છે-ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના એ બંને સ્થિતિ અને અનુભાગના વિષયભૂત છે. તેમાં સ્થિતિ હોય તોજ અનુભાગનો સંભવ હોવાથી પહેલા સ્થિતિની ઉદ્વર્ત્તના અપવર્ત્તના કહેવી જોઈયે, ત્યારબાદ રસની ઉદ્વર્ત્તના અપવર્ત્તના. તેમાં પણ પહેલા ઉદ્દેશક્રમ પ્રમાણે સ્થિતિની ઉદ્વર્ત્તના કહે છે—

**उदयावलिवज्झाणं ठिईण उव्वट्टणा उ ठितिविसया।**
**सोक्कोसअबाहाओ जावावलि होइ अइत्थवणा ॥१॥**

**उदयावलिकाबाह्यानां स्थितीनामुद्वर्त्तना तु स्थितिविषया।**
**स्वोत्कृष्टाबाधातः यावदावलिः भवत्यतित्थापना ॥१॥**

અર્થ—સ્થિતિના વિષય રૂપ ઉદ્વર્ત્તના ઉદયાવલિકા બાહ્ય સ્થિતિમાં થાય છે. શું ઉદયાવલિકા બાહ્ય તમામ સ્થિતિમાં ઉદ્વર્ત્તના થાય છે? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે-પોતાની ઉત્કૃષ્ટ અબાધાથી આરંભી આવલિકા સુધીની સ્થિતિઓ અતિત્થાપના છે. (તેટલી સ્થિતિઓમાં ઉદ્વર્ત્તના થતી નથી).

ટીકાનુ૦—આત્માના જે પ્રયત્ન દ્વારા સ્થિતિ અને રસની વૃદ્ધિ થાય તે સ્થિતિ અને રસની ઉદ્વર્ત્તના[1] કહેવાય છે. એટલે ઉદ્વર્ત્તનાનો વિષય સ્થિતિ અને

---

૧ અહિં ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના થાય છે એટલે શું થાય છે તે સમજવું જોઇએ. સંક્રમકરણ દ્વારા અન્ય સ્વરૂપે રહેલ પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશ બંધાતી સ્વજાતીય પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે થાય છે. ત્યારે ઉદ્વર્ત્તના અપવર્ત્તના દ્વારા સ્વપ્રકૃતિની સ્થિતિ રસમાંજ વૃદ્ધિ હાનિ થાય છે. સ્થિતિ અને રસની ઉદ્વર્ત્તના તે જે કર્મ પ્રકૃતિના હોય તે પ્રકૃતિ બંધાતી હોય ત્યારે જ થાય છે. જેમકે મતિજ્ઞાનાવરણીયના સ્થિતિ અને રસની ઉદ્વર્ત્તના મતિજ્ઞાનાવરણીય જ્યાંસુધી બંધાતુ હોય ત્યાં સુધી જ થાય છે. અપવર્ત્તનામાં બંધ સાથે સંબંધ નથી. જેના સ્થિતિ કે રસની અપવર્ત્તના થાય તે બંધાતી હોય કે ન બંધાતી હોય (અહીં એ ખ્યાલમાં રાખવું કે જે સમયે કર્મ બંધાય તે સમયથી આરંભી આવલિકા ગયા બાદ જ તેમાં સંક્રમાદિ કોઇપણ કરણ પ્રવર્તે છે. એટલે અહિં ઉદ્વર્ત્તના અપવર્ત્તના પણ જેની બંધાવલિકા વીતી હોય તેમાં જ પ્રવર્તે છે એમ સમજવું.) તો પણ થાય છે. કઈ સ્થિતની ઉદ્વર્ત્તના અપવર્ત્તના થાય તે કહે છે-જે પ્રકૃતિ બંધાય છે તેની જેટલી અબાધા

રસ છે, પ્રકૃતિ પ્રદેશ નહિ. ઉદ્વર્ત્તના અપવર્ત્તના દ્વારા પ્રકૃતિ પ્રદેશમાં વૃદ્ધિ હાનિ થતી નથી, પરંતુ સ્થિતિરસમાં થાય છે. અહિં ક્રમ પ્રાપ્ત પહેલા સ્થિતિ રસની ઉદ્વર્ત્તના કહીને ત્યારબાદ સ્થિતિ રસની અપવર્ત્તના કહેશે. તેમાં પણ પહેલા સ્થિતિની ઉદ્વર્ત્તના કહે છે. સ્થિતિની ઉદ્વર્ત્તના ઉદયાવલિકા છોડી ઉપર જે સ્થિતિઓ છે તેમાં પ્રવર્તે છે. ઉદયાવલિકા સઘળા કરણને અયોગ્ય હોવાથી તેમાં પ્રવર્ત્તતી નથી.

---

હોય, સત્તામાં રહેલ કર્મ પ્રકૃતિની તેટલી સ્થિતિમાં જીવસ્વભાવે ઉદ્વર્ત્તના પ્રવર્ત્તતી નથી. એટલે કે અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિસ્થાનકોમાંના દલિકોને ઉપાડી અબાધા ઉપરના સ્થાનકો સાથે ભોગવાય તેમ કરતો નથી. એટલે જ આટલી સ્થિતિને અતિત્થાપના એટલે ઉદ્વર્ત્તનાને અયોગ્ય સ્થિતિ કહી છે. ઉત્કૃષ્ટ અબાધા એ ઉત્કૃષ્ટ અતીત્થાપના અને એક આવલિકા કે આવલિકાનો અસંખ્યાતમો ભાગ જઘન્ય અતીત્થાપના છે. અપવર્ત્તનામાં બંધની સાથે સંબંધ નહિ હોવાથી અબાધા પ્રમાણ સ્થિતિ અતીત્થાપના હોતી નથી, પરંતુ તેમાં એક આવલિકા કે સમયન્યુન આવલિકાના બે તૃતીયાંશ ભાગ અતીત્થાપના છે. તે વિવેચનમાંથી જણાશે. અબાધા પ્રમાણ સ્થિતિમાં ઉદ્વર્ત્તના જ થતી નથી એમ સમજવાનું નથી, પરંતુ તેના નિયમ પ્રમાણે અબાધાની સ્થિતિઓમાં થાય છે. એટલે કે ઉદયાવલિકાગત દલિકોને છોડી ઉપરના સ્થાનમાંના દલિકોને એક આવલિકા પછી ઉદયમાં આવનાર દલિકો સાથે ઉદયમાં આવવા યોગ્ય કરે છે. માત્ર અબાધા સ્થાનોમાંના દલિકોને અબાધા વીત્યા બાદ ફળ આપે તેવા કરતો નથી. હવે ઉદ્વર્ત્તના અપવર્ત્તના કરે એટલે શું કરે એ પ્રશ્નના ઉત્તરમાં સમજવાનું કે નિષેક સમયે જે સમયે ફળ આપવા યોગ્ય નિયત કર્યા હોય તેને મોડા ફળ આપવા યોગ્ય કે વહેલા ફળ આપવા યોગ્ય કરે છે. મોડા ફળ આપવા યોગ્ય કરે તેને ઉદ્વર્ત્તના અને વેલા ફળ આપવા યોગ્ય કરે તેને અપવર્તના કહેવામાં આવે છે. મોડા ફળ આપવા યોગ્ય કરે તો ઓછામાં ઓછું આવલિકા કે આવલિકાનો અસંખ્યાતમો ભાગ મોડા ફળ આપવા યોગ્ય કરે છે, અને વેલા ફળ આપવા યોગ્ય કરે તો ક્રમમાંક્રમ એક આવલિકા કે સમયન્યૂન આવલિકાના બે તૃતીયાંશ ભાગ જેટલા વેલા ફળ આપે તેમ કરે છે. દાખલા તરીકે મતિજ્ઞાનાવરણીયના જે દલિકો જે સમયે ફળ આપે તેવી રીતે નિયત થયા હોય તેને ત્યારપછીના સમયથી આરંભી ઓછામાં ઓછી એક આવલિકા કે આવલિકાના અસંખ્યાતમા ભાગ પછી ફળ આપી શકે તેવા કરે તે ઉદ્વર્ત્તના અને એક આવલિકા કે સમયન્યૂન બે તૃતીયાંશ આવલિકા જેટલો કાળ વેલા ફળ આપે તેવા કરે તે સ્થિતિની અપવર્ત્તના કહેવાય છે. તાત્પર્ય એ કે અમુક અમુક સ્થાનકોમાંના દલિકોને મોડા ફળ આપે તેવા કરવા તે ઉદ્વર્ત્તના અને વેલા ફળ આપે તેમ કરવું તે અપવર્ત્તના કહેવાય છે. રસની ઉદ્વર્ત્તના અપવર્ત્તનામાં પણ તેમજ સમજવાનું છે. એટલે કે જે સ્થાનકમાંના દલિકના રસની ઉદ્વર્ત્તના કરવાની હોય તેના રસને તેના ઉપલા સ્થાનકથી પ્રારંભી એક આવલિકા પછી-મોડા ફળ આપે તેવા દલિકોમાં મેળવી તેમાં રહેલા રસ જેટલા રસવાળા કરવા તે રસની ઉદ્વર્ત્તના, અને જે સ્થાનકમાંના દલિકના દળની અપવર્ત્તના કરવાની હોય તેના રસને તેના પછીના સ્થાનકથી આરંભી એક આવલિકા પહેલા-વહેલા

અહિં એક શંકા થાય કે-બંધાવધિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સઘળી સ્થિતિની-સઘળા સ્થિતિસ્થાનોની ઉદ્ધર્ત્તના થઇ શકે ? તેના ઉત્તરમાં કહે છે કે-બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સઘળી સ્થિતિની-સઘળા સ્થિતિસ્થાનોની ઉદ્ધર્ત્તના થઈ શકે નહિ. ત્યારે કેટલાની થઈ શકે? તેના ઉત્તરમાં કહે છે કે-સ્વજાતીય જે પ્રકૃતિની જેટલી સ્થિતિ બંધાય છે, તેની જેટલી અબાધા હોય સત્તામાં રહેલ તે જ પ્રકૃતિની તેટલી સ્થિતિની ઉદ્ધર્ત્તના થઈ શકે નહિ,

---

ફળ આપે તેવા દલિકોમાં મેળવી તેમાં રહેલ રસ જેટલા રસવાળા કરવા તે રસની અપવર્ત્તના કહેવાય છે. ઉપર ઉપરના સ્થાનકોમાં દલિકો અલ્પ પરંતુ વધારે વધારે રસવાળા હોય છે, અને નીચે નીચેના સ્થાનકોમાં દલિકો વધારે પરંતુ અલ્પ અલ્પ રસવાળા હોય છે. તેથી નીચેના સ્થાનકોના દલિકો ઉપરના સ્થાનકોમાં એટલે કે બંધ સમયે મોડા મોડા ફળ આપવા માટે નિયત થયેલા સ્થાનકોમાં પડે ત્યારે રસ વધે છે, અને ઉપરના સ્થાનકોના દલિકો નીચેના સ્થાનકોમાં પડે ત્યારે રસ ઘટે છે, એમ કહેવામાં આવે છે. અહિં સંક્રમણ અને ઉદ્વર્ત્તના અપવર્ત્તનામાં એટલો તફાવત છે કે-જે સ્થાનકોમાંના દલિકો સંક્રમે છે-અન્ય પ્રકૃતિરૂપે થાય છે તે દલિકોનું સ્થાન બદલાતું નથી, માત્ર સ્વરૂપ બદલાય છે. એટલે કે જે સ્થાનકોમાં દલિકો રહ્યા હોય તેજ સ્થાનકોમાં દલિકો રહે છે, પરંતુ સ્વરૂપ પલટાઇ જાય છે. જેમકે મતિજ્ઞાનાવરણીયની બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરના અસંખ્ય સ્થાનકોના દલિકો બધ સમયે જ્યાં ગોઠવામા હતા ત્યાંજ રહીને અન્ય સ્વરૂપે-શ્રુતજ્ઞાનાવરણીયાદિ સ્વરૂપે થાય છે. પરંતુ ઉદ્વર્ત્તના અપવર્ત્તના થાય ત્યારે સ્થાનનું પરાવર્ત્તન જરૂર થાય છે. કેમકે કાં તો મોડા ફળ આપે તેવા અથવા વેલા ફળ આપે તેમ કરવાનું હોય છે. મોડા ફળ આપે તેમ કરવાનું હોય તો મોડા ફળ આપે તેની સાથે ગોઠવવાના હોય છે, અને વેલા ફળ આપે તેમ કરવાનું હોય તો વેલા ફળ આપે તેની સાથે ગોઠવવાના હોય છે. એટલે ઉદ્વર્ત્તના અપવર્ત્તના નિષેકરચનામાં ફેરફાર કરે છે. ઉદ્વર્ત્તના બંધની સાથે સંબંધ રાખે છે માટે સત્તામાંની સ્થિતિ કે રસ વધારેમાં વધારે જેટલી સ્થિતિ કે જેટલો રસ બંધાય ત્યાં સુધી વધે છે. અપવર્ત્તના બંધની સાથે સંબંધ રાખતી નથી તેથી શ્રેણીઓમાં અત્યંત નિર્મળ પરિણામ દ્વારા બંધથી પણ સત્તામાં અલ્પરસ થાય છે. અહિં એક વાત ખાસ લક્ષ્યમાં રાખવી કે જે જે સ્થાનકોમાંના દલિકોનું સંક્રમણ આદિ થાય તે તે સ્થાનકોમાંના તમામ દલિકોનું તેમ થતું નથી, પરંતુ થોડા થોડા દલિકોનું થાય છે. જેમકે મતિજ્ઞાનાવરણીયનો શ્રુતજ્ઞાનાવરણીયાદિમાં સંક્રમ થાય ત્યારે બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરના તમામ સ્થાનકોમાંના અમુક અમુક પ્રમાણ દલિકોને શ્રુતજ્ઞાનાવરણીય રૂપે કરે. પરંતુ દરેક સ્થાનકોમાં જેટલા દલિકો છે તે તમામને શ્રુતજ્ઞાનાવરણીયાદિ રૂપે કરતો નથી. તેથીજ કોઇપણ એક સ્થાનકમાંના અમુક દલનો સંક્રમ, અમુક દલની ઉદ્વર્ત્તના અમુક દલની અપવર્ત્તના, અમુક દલની ઉદીરણા આદિ પ્રવર્ત્તી શકે છે. એક સ્થાનકોમાંના દલિકોમાં એક સાથે ઘણા કરણો પ્રવર્તી શકે છે. આવલિકા, આવલિકાનો અસંખ્યાતમો ભાગ, કે સમયન્યૂન આવલિકાના બે તૃતીયાંશ ભાગ અતીત્થાપના ક્યારે હોય તે ટીકાનુવાદ વાંચવાથી સમજાશે.

પરંતુ અબાધા ઉપરની સ્થિતિની ઉદ્વર્ત્તના થઇ શકે. એટલે ઉત્કૃષ્ટ અબાધા હોય ત્યારે ઉત્કૃષ્ટ અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિની, મધ્યમ હોય ત્યારે મધ્યમ અબાધા પ્રમાણ સ્થિતિની, અને જઘન્ય અબાધા હોય ત્યારે જઘન્ય અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિની ઉદ્વર્ત્તના થઇ શકે નહિ, પરંતુ તે ઉપરની સ્થિતિની થઈ શકે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ અબાધા પ્રમાણ સ્થિતિ એ ઉત્કૃષ્ટ અતીત્થાપના, મધ્યમ અબાધા પ્રમાણ સ્થિતિ એ મધ્યમ અતીત્થાપના, અને અલ્પ અલ્પ થતા જઘન્ય અબાધા પ્રમાણ સ્થિતિ એ જઘન્ય અતીત્થાપના છે. અતીત્થાપના એટલે ઉલ્લંઘના. એટલે કે જેટલી સ્થિતિ ઓળંગીને ઉદ્વર્ત્તના થાય તે ઓળંગવા યોગ્ય સ્થિતિ અતીત્થાપના સ્થિતિ કહેવાય છે. કેમકે ઉત્કૃષ્ટ મધ્યમ કે જઘન્ય અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિને છોડી ઉપરની સ્થિતિની ઉદ્વર્ત્તના થાય છે માટે તેટલી સ્થિતિ અતીત્થાપના કહેવાય છે. જઘન્ય અબાધા પ્રમાણ જઘન્ય અતીત્થાપનાથી પણ અલ્પ અતીત્થાપના છે અને તે આવલિકા પ્રમાણ છે. ઉપર જે કહ્યું તેનો તાત્પર્યાર્થ આ પ્રમાણે છે–ઉદ્વર્ત્તનાનો સંબંધ બંધ સાથે છે. એટલે જેટલી સ્થિતિ બંધાય સત્તાગત સ્થિતિ તેટલી વધે છે. બધ્યમાન પ્રકૃતિની જેટલી સ્થિતિ બંધાય તેની જેટલી અબાધા હોય તેની તુલ્ય કે તેનાથી હીન જેની બંધાવલિકા વીતી ગઈ છે તેવી તે કર્મની જ પૂર્વબદ્ધ સ્થિતિની ઉદ્વર્ત્તના થતી નથી. એટલે કે અબાધા પ્રમાણ તે સત્તાગત સ્થિતિને ત્યાંથી ઉપાડી બંધાતી તે જ પ્રકૃતિની અબાધા ઉપરની સ્થિતિમાં નાખતો નથી. કારણ કે તે સ્થિતિ અબાધાની અંતઃપ્રવિષ્ટ–અંદરની છે. અહિં સ્થિતિને ઉપાડી અન્યત્ર નાખવાનો તાત્પર્ય તે તે સ્થિતિસ્થાનમાં ભોગવવા યોગ્ય દલિકોને ઉપાડી અન્યત્ર નાખતો નથી એ છે. અબાધા ઉપર જે સ્થિતિ છે તેની છેવટના સ્થિતિસ્થાન પર્યંત ઉદ્વર્ત્તના થાય છે. આ પ્રમાણે અબાધાની અંદરની સઘળી સ્થિતિઓ ઉદ્વર્ત્તના આશ્રયી અતિક્રમણીય છે. એટલે કે અબાધા પ્રમાણ સત્તાગત સ્થાનકોના દલિકોને અબાધા ઉપરના સ્થાનકોમાં નાખતો નથી–અબાધા ઉપરના સ્થાનકોના દલિકો સાથે ભોગવાય તેમ કરતો નથી. આ પ્રમાણે હોવાથી જે ઉત્કૃષ્ટ અબાધા એ ઉત્કૃષ્ટ અતીત્થાપના છે, સમયોન ઉત્કૃષ્ટ અબાધા એ સમયોન ઉત્કૃષ્ટ અતિત્થાપના છે, બે સમયોન ઉત્કૃષ્ટ અબાધા એ બે સમયોન ઉત્કૃષ્ટ અતીત્થાપના છે. એમ સમય સમય અબાધા હીન હીન થતા ત્યાં સુધી કહેવું કે જઘન્ય અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અબાધા એ જઘન્ય અતીત્થાપના છે. આ પ્રમાણે બંધાતી પ્રકૃતિની સ્થિતિની જે અબાધા હોય તત્પ્રમાણ સત્તાગત સ્થિતિની ઉદ્વર્ત્તના ન થાય. જઘન્ય અબાધારૂપ અતીત્થાપનાથી પણ જઘન્ય અતીત્થાપના છે, અને તે આવલિકા પ્રમાણ છે, અને તે ઉદયાવલિકારૂપ છે. કારણ કે ઉદયાવલિકાની અંદરની સ્થિતિઓની ઉદ્વર્ત્તના થતી નથી. કહ્યું છે કે–'સ્થિતિની ઉદ્વર્ત્તના ઉદયાવલિકા ઉપરની સ્થિતિમાં થાય છે.'

શંકા—કોઇપણ કાળે બંધ હોય તોજ ઉદ્વર્ત્તના થાય છે. કહ્યું પણ છે કે-'બંધ પર્યંત એટલે કે જ્યાં સુધી બંધ થાય ત્યાં સુધીજ [1]ઉદ્વર્ત્તના પ્રવર્ત્તે છે' કોઇપણ પ્રકૃતિની ઉદ્વર્ત્તના તે પ્રકૃતિના બંધ થતા સુધીજ થાય છે. જેમકે મિથ્યાત્વમોહની ઉદ્વર્ત્તના મિથ્યાત્વ મોહનીયના બંધ થતા સુધી જ થાય છે, એમ અન્ય પ્રકૃતિઓ માટે પણ સમજવું. વળી એમ પણ કહ્યું કે-બધ્યમાન પ્રકૃતિની અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિની ઉદ્વર્ત્તના થતી નથી. આ પ્રમાણે હોવાથી જે ઉદયાવલિકાગત સ્થિતિઓ છે, તેનો અબાધામાંજ સમાવેશ થતો હોવાથી ઉદ્વર્ત્તના નહિજ થાય, તો ઉદયાવલિકા ગત સ્થિતિઓની ઉદ્વર્ત્તના ન થાય એમ શા માટે નિષેધ કરો છો? નિષેધ તો થઈજ ગયો છે.

ઉત્તર—ઉપરોક્ત શંકા અમારા અભિપ્રાયના અજ્ઞાનને લઈ થઈ હોવાથી અયુક્ત છે. ઉપર અમે જે કહ્યું કે—બધ્યમાન પ્રકૃતિની અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિની ઉદ્વર્ત્તના ન થાય એનો તાત્પર્ય એ છે કે—તે અબાધાની અંતર્ગત સ્થિતિઓનો સ્વસ્થાનથી ઉપાડી અબાધા ઉપરના સ્થાનકોમાં નિક્ષેપ ન થાય, એટલે કે-અબાધાની અંતર્ગત જે સ્થિતિસ્થાનકો રહેલા છે તેના દલિકો અબાધા ઉપરના સ્થાનકોમાં રહેલા દલિકો સાથે ભોગવાય તેવા ન થાય. પરંતુ અબાધાને અબાધામાંજ જે ક્રમ અમે અબાધાની ઉપરના સ્થાનકો માટે

૧ ઉદ્વર્ત્તના કરે છે એટલે વહેલા ભોગવાય તેમ નિયત થયેલા દલિકોને મોડા ભોગવાય તેમ કરે છે. બંધ સમયે જે નિષેક રચના થઇ હોય તેને ઉદ્વર્ત્તનામાં ફેરવી નાખે છે. કેટલીક વખતે જેટલી સ્થિતિ બંધાય તેટલી જ સત્તામાં હોય છે, કેટલીક વખત બંધથી સત્તામાં ઓછી હોય છે, કેટલીક વખતે બંધથી સત્તા વધારે હોય છે. આ દરેક વખતે ઉદ્વર્ત્તના કેવી રીતે થાય તે સમજવા યોગ્ય છે. ઉપર કહ્યા પ્રમાણે અહિં એ ખ્યાલમાં રાખવાનું છે કે ઉદ્વર્ત્તના થાય ત્યારે બંધ સમયે થયેલ નિષેક રચનામાં ફેરફાર થાય છે. હવે જેટલી સ્થિતિ બંધાય તેટલી જ સ્થિતિની સત્તા હોય ત્યારે બદ્ધ સ્થિતિની અબાધા તુલ્ય સત્તાગત સ્થિતિ છોડી ઉપરના જે સ્થિતિસ્થાનકના દલિકની ઉદ્વર્ત્તના થાય છે, તેના દલિકને તેના ઉપરના સમયથી આવલિકાના સમય પ્રમાણ સ્થિતિ છોડી ઉપરના બંધાતી સ્થિતિના ચરમસ્થાન સુધીના કોઇ પણ સ્થાનકના દલિકની સાથે ભોગવાય તેમ કરે છે. તાત્પર્ય એ કે—બંધ સમયે જે સમયે ભોગવાય તેમ નિયત થયા હોય તેને એક આવલિકા પછી કોઇ પણ સમયે ભોગવવા યોગ્ય કરે છે. આ પ્રમાણે નિષેક રચના ફરે છે. સ્થિતિની ઉદ્વર્ત્તના એટલે અમુક સ્થાનમાં ભોગવવા માટે નિયત થયેલા દલિકોને ત્યાર પછીથી ક્રમમાં ક્રમ આવલિકા પછી ફળ આપે તેની સાથે ભોગવવા યોગ્ય કરવા એ છે. જે સ્થિતિની ઉદ્વર્ત્તના કરવાની હોય છે તેની ઉપરના સમયથી આરંભી એક આવલિકા પ્રમાણ સ્થિતિમાં દલિક નિક્ષેપ જીવસ્વભાવે થતો નથી, પરંતુ ત્યાર પછીના કોઇ પણ સ્થાનમાં થાય છે, માટે આવલિકા અતીત્થાપના કહેવાય છે. આથી ઓછામાં ઓછી એક આવલિકા પ્રમાણ સ્થિતિ વધે છે, વધારેમાં વધારે અબાધા ઉપરની સ્થિતિના દલિકને બંધાતી

કહીશું તે ક્રમે ઉદ્વર્ત્તના અને નિક્ષેપ થાય તેમાં કંઇ વિરૂદ્ધ નથી. આ પ્રમાણે હોવાથી ઉદયાવલિકાની અંતર્ગત સ્થિતિઓની પણ ઉદ્વર્ત્તના પ્રાપ્ત થાય છે, તેનો નિષેધ કરવા ઉદયાવલિકાગત સ્થિતિઓની ઉદ્વર્ત્તના ન થાય એમ કહ્યું છે. અબાધાના સ્થાનકોની ઉદ્વર્ત્તના અબાધાના સ્થાનકોમાંજ થઈ શકે છે. જેમકે–મિથ્યાત્વ મોહનીયની સીત્તેર કોડી કોડી સ્થિતિ બંધાઈ તેની સાત હજાર વર્ષ પ્રમાણ અબાધા છે, સત્તાગત તેટલી સ્થિતિની ઉદ્વર્ત્તનાનો નિષેધ કર્યો છે. એટલે કે તે સાત હજાર વર્ષ પ્રમાણ સ્થાનકોમાંના કોઈ પણ સ્થાનકના

સ્થિતિમાંના છેલ્લા સ્થિતિસ્થાનમાં નાખે છે તે વખતે તેની ઘણી સ્થિતિ વધે છે એમ કહેવાય છે. કેટલી વધે છે, તે ગાથાના અર્થમાં કહેવાશે.

સમયે સમયે બંધાતા કર્મમાં બદ્ધ સમયથી આરંભી એક આવલિકા પર્યંત કોઇ કરણ લાગતું નથી, માટે સત્તાગત સ્થિતિનું નામ લેવામાં આવે છે. સત્તાગત સ્થિતિની નિષેક રચના ફરી જઇ બદ્ધ સ્થિતિ જેટલી થઇ જાય છે. જેમકે અંતઃ કોડાકોડી સાગરોપમની સત્તાવાળો કોઈ આત્મા સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બાંધે ત્યારે અંતઃ કોડાકોડીમાં ભોગવાય તેવી રીતે નિયત થયેલ નિષેક રચના ફરી જઇ સિત્તેર કોડાકોડીમાં ભોગવાય તેવી થાય છે. અહિં એ ખ્યાલમાં રાખવું કે જે જે સ્થિતિની ઉદ્વર્ત્તની થવાની હોય તેના દલિકો તેના ઉપરના સમયથી આરંભી એક અતીત્થાપનાવલિકા છોડી ઉપર ઉપરના કોઇ પણ સ્થાનકમાં પડે છે. આ નિયમ પ્રમાણે કોઇ પણ સ્થાનક કે સ્થાનકોની ઉદ્વર્ત્તના થાય છે. સત્તાગત સ્થિતિ કે રસ તત્સમય બંધાતી સ્થિતિ કે બંધાતા રસ પ્રમાણ થાય છે, પણ બંધાતી સ્થિતિ કે બંધાતા રસથી સત્તાગત સ્થિતિ કે રસ વધે નહિ

સત્તાગત સ્થિતિથી બંધાતી સ્થિતિ ઓછી હોય ત્યારે બંધાતી સ્થિતિની અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિ છોડી ઉપરના સ્થાનના દલિકને તેના ઉપરના સમયથી આવલિકા છોડી બંધાતી સ્થિતિના છેલ્લા સ્થિતિસ્થાન સુધીના કોઈ પણ સ્થાન સાથે ભોગવાય તેમ કરે છે. જેમ કે–દશ કોડાકોડી પ્રમાણ સ્થિતિની સત્તા છે, બંધ પાંચ કોડાકોડીનો થાય છે. તે સમયે પાંચસો વરસ પ્રમાણે સત્તાગત સ્થિતિ છોડી તેની ઉપરના સ્થાનગત દલિકને તેની ઉપરથી એક આવલિકા છોડી સમયાધિક એક આવલિકા અને પાંચસો વરસ ન્યૂન પાંચ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થાનકમાંના કોઇ પણ સ્થાનક સાથે ભોગવાય તેમ કરે છે. તેનાથી વધે નહિ, કેમકે બંધ અધિક નથી. સ્થિતિની ઉદ્વર્ત્તનાનો જે ક્રમ છે તે રસની ઉદ્વર્ત્તનાનો પણ છે.

સત્તાગત સ્થિતિથી અધિક સ્થિતિનો બંધ થાય ત્યારે ઉદ્વર્ત્તનાનો ક્રમ ટીકાનુવાદથી જાણી લેવો.

સત્તાગત છેલ્લી સ્થિતિની કે ઉપાન્ત્યાદિ સ્થિતિઓની ઉદ્વર્ત્તના ક્યારે થાય તે ટીકાના ભાષાંતરમાંથી જોઇ લેવું. અહિં ઉદ્વર્ત્યમાન સ્થિતિ અને નિક્ષેપ સ્થિતિ એ બે નામ આવે છે. તેમાં ઉદ્વર્ત્યમાન સ્થિતિ તેને કહેવામાં આવે છે કે જે-સ્થિતિ-સ્થિતિસ્થાનકના દલિકોને ઉપરના સ્થાનકોમાં નાખવાના હોય. નિક્ષેપ સ્થિતિ તેને કહેવામાં આવે છે કે-ઉદ્વર્ત્યમાન સ્થિતિસ્થાનકના દલિકો જેમાં નાખે છે–જેની સાથે ભોગવવા યોગ્ય કરે છે.

દલિક સાત હજાર વર્ષ પછી ભોગવવા યોગ્ય દલિકો સાથે ભોગવાય તેમ ન કરે, પરંતુ અબાધાગત ઉદયાવલિકા ઉપરના સ્થાનકોના દલિકોને તે પછીના સ્થાનકથી આરંભી આવલિકા ઓળંગી પછીના સ્થાનકથી સાતમા હજારના છેલ્લા સમય સુધીના સ્થાનકો સાથે ભોગવાય તેવા કરી શકે છે. આ પ્રમાણે અબાધાના સ્થાનકોની અબાધાના સ્થાનકોમાં ઉદ્વર્તના થઈ શકે છે. માત્ર ઉદયા-વલિકા કરણને અયોગ્ય હોવાથી તેમાં થતી નથી, માટે તેનું વર્જન કર્યું છે. ૧

હવે નિક્ષેપના નિરૂપણ માટે ગાથા કહે છે—

**इच्छियठितिठाणाओ आवालिगं लंघिउण तद्दलियं ।**
**सव्वेसुवि निक्खिप्पइ ठितिठाणेसु ऊवरिमेसु ॥२॥**

**इप्सितस्थितिस्थानादावलिकां लङ्घयित्वा तद्दलिकम् ।**
**सर्व्वेष्वपि निक्षिप्यते स्थितिस्थानेषूपरितनेषु ॥२॥**

અર્થ—ઈપ્સિત સ્થિતિસ્થાનથી એક આવલિકા ઓળંગી ઉપરના સઘળા સ્થિતિસ્થાનોમાં ઉદ્વર્ત્યમાન સ્થિતિના દલનો નિક્ષેપ કરે છે.

ટીકાનુ૦—બંધાતી સ્થિતિની અબાધાપ્રમાણ સત્તાગત સ્થિતિ છોડી ઉપ-રના ઉદ્વર્તનાને યોગ્ય જે સ્થિતિસ્થાનો છે, ત્યાંથી આરંભી જે સ્થિતિની-સ્થિતિસ્થાનની ઉદ્વર્તના કરવી ઇષ્ટ હોય તેના દલિકોને તેની ઉપરના સ્થાનથી એક આવલિકા પ્રમાણ સ્થિતિ ઓળંગી ઉપરના કોઈ પણ સ્થાનોમાં નાખે છે. આ ગાથામાં જે સ્થિતિસ્થાનની ઉદ્વર્તના થાય છે તેનું દલિક ક્યાં અને કેટલામાં નાખે તે કહ્યું છે. ઉદ્વર્તનાને યોગ્ય સ્થિતિના દલિકો જે સ્થિતિની ઉદ્વર્તના કરવાની હોય છે તેના ઉપરના સમયથી આવલિકા પ્રમાણ સ્થાનકો છોડી ઉપરના સઘળા સ્થાનકોમાં નાખે છે એટલે કે તે સઘળા સ્થાનકોની સાથે ભોગવાય તેવા કરે છે. ૨

ઉપરની ગાથામાં ઉદ્વર્ત્યમાન સ્થિતિના દલિકો ક્યાં નાખે તે કહ્યું. અને કેટલામાં નાંખે તે સામાન્યથી કહ્યું. આ ગાથા જેટલામાં નાખે છે તેનું નિશ્ચિત પ્રમાણ કહે છે—

**आवलिअसंखभागाइ जाव कम्मट्ठितित्ति निक्खेवो ।**
**समयोत्तरावलीए साबाहाए भवे ऊणो ॥३॥**

**आवल्यसङ्ख्यभागाद् यावत्कर्म्मस्थितिरिति निक्षेपः ।**
**समयोत्तरावल्या साबाधया भवेदूनः ॥३॥**

અર્થ—આવલિકાના અસંખ્યાતમા ભાગથી આરંભી યાવત્ ઉત્કૃષ્ટ કર્મ

સ્થિતિ એ નિક્ષેપનો વિષય છે, અને તે સમયાધિક આવલિકા અને અબાધા ન્યૂન છે.

ટીકાનુ૦—અહિં નિક્ષેપના વિષયરૂપ સ્થિતિ બે પ્રકારે છે. ૧ જઘન્ય, ૨ ઉત્કૃષ્ટ. નિક્ષેપના વિષયરૂપ સ્થિતિઓ તે કહેવાય છે કે જેની અંદર જે સ્થિતિની ઉદ્વર્ત્તના થાય છે તેના દલિકો નંખાય છે. તેનું જઘન્ય ઉત્કૃષ્ટ કેટલું પ્રમાણ હોય છે તે કહે છે–આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિઓમાં કર્મ-દલિકનો જે નિક્ષેપ થાય છે તે જઘન્ય નિક્ષેપ કહેવાય છે. આ જઘન્ય નિક્ષેપ ક્યારે હોય તે કહે છે–સત્તાગત સ્થિતિની સમાન સ્થિતિનો જ્યારે બંધ થાય ત્યારે સત્તાગત સ્થિતિમાંહેની ચરમ સ્થિતિની ઉદ્વર્ત્તના ન થાય. કારણ કે જેટલી સ્થિતિની સત્તા છે તેટલો જ બંધ થાય છે, એટલે સત્તાગત સ્થિતિમાંહેના ચરમ સ્થિતિસ્થાનના દલિકને પ્રક્ષેપવા યોગ્ય કોઇ સ્થાન નથી. દ્વિચરમ સ્થિતિની પણ ઉદ્વર્ત્તના ન થાય યાવત્ ચરમ સ્થિતિસ્થાનથી આરંભી એક આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિની ઉદ્વર્ત્તના ન થાય. આ પ્રમાણે સત્તાગત સ્થિતિની સમાન સ્થિતિનો જ્યારે બંધ થાય ત્યારે તે સર્વોત્કૃષ્ટ સ્થિતિના અગ્ર ભાગથી એટલે કે છેલ્લા સ્થિતિસ્થાનથી આરંભી એક આવલિકા અને આવલીકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનોની ઉદ્વર્ત્તના થતી નથી, તેની નીચેના સ્થાનકની જ ઉદ્વર્ત્તના થાય છે. અને તેના દલિકને તેની ઉપરના સમયથી આરંભી આવલિકા–અતીત્થાપનાવલિકા માત્ર સ્થિતિ ઓળંગી ઉપરના આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિમાં નાખે છે, પરંતુ અતીત્થાપના આવલિકામાં નાખતો નથી. આ આવલિકામાં પ્રક્ષેપ નહિ કરવાનું કારણ તથાપ્રકારનો જીવસ્વભાવ છે. આ પ્રમાણે ચરમ સ્થિતિસ્થાનથી આવલિકા અને આવલિકાનો અસંખ્યાતમો ભાગ ઓળંગી તેની નીચેના સ્થાનની ઉદ્વર્ત્તના કરે ત્યારે છેલ્લા આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિ એ જઘન્ય નિક્ષેપના વિષયરૂપ છે. ઓછામાં ઓછા નિક્ષેપના વિષયરૂપ સ્થિતિ ઉપરોક્ત રીતિએ આવલિકાનો અસંખ્યાતમો ભાગ જ હોય છે.

આ રીતે સત્તાગત સ્થિતિની સમાન બંધ થાય ત્યારે ચરમસ્થિતિસ્થાનથી આરંભી એક આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિમાં ઉદ્વર્ત્તના ન થાય એ સિદ્ધ થયું. (અને તેની નીચેના સ્થિતિસ્થાનથી આરંભી બંધાતી સ્થિતિની અબાધા પ્રમાણ સ્થિતિ છોડી કોઇ પણ સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થઇ શકે એ પણ સિદ્ધ થયું.) એટલે ઉત્કૃષ્ટ [1]સ્થિતિબંધ જ્યારે થાય

[1] સત્તાગત સ્થિતિથી અધિક સ્થિતિનો બંધ થાય ત્યારે ઉદ્વર્ત્તના કઇ રીતે થાય તે હકીકત છઠ્ઠી ગાથામાં આવશે. એટલેજ ભાષાંતરમાં અહિં સત્તાગત સ્થિતિની સમાન બંધ થાય ત્યારે ઉદ્વર્ત્તના કઇ રીતે થાય એમ કહ્યું છે. જે સમયે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય તે

ત્યારે બંધાવલિકા, અબાધા, અને આવલિકાના અસંખ્યાતમા ભાગ સહિત એક આવલિકા આટલી સ્થિતિ છોડી શેષ સ્થિતિ ઉદ્વર્ત્તનાને યોગ્ય છે એમ સમજવું. કારણ કે બંધાવલિકા અંતર્ગત દલિક સકલ કરણને અયોગ્ય છે માટે બંધાવલિકા પ્રમાણસ્થિતિ ઉદ્વર્ત્તનાને અયોગ્ય છે, તથા બંધાતી સ્થિતિની અબાધા પ્રમાણ સત્તાગત સ્થિતિ ઉદ્વર્ત્તનાને અયોગ્ય છે, કેમકે તેટલી સ્થિતિ અતીત્થાપનારૂપે પહેલા કહી છે માટે અબાધાની અંતર્ગતસ્થિતિ પણ ઉદ્વર્ત્તનાને યોગ્ય નથી. તથા એક આવલિકા અને આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણ સ્થિતિઓ ઉપર કહેલ યુક્તિથી ઉદ્વર્ત્તનાને યોગ્ય નથી. માટે ઉત્કૃષ્ટ સ્થિતિમાંથી બંધાવલિકા, અબાધાપ્રમાણ સ્થિતિ અને આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક એક આવલિકાપ્રમાણ સ્થિતિઓ છોડી શેષ સ્થિતિઓ ઉદ્વર્ત્તનાને યોગ્ય છે, એમ કહ્યું છે.

આ રીતે ઉદ્વર્ત્તનાને યોગ્ય સ્થિતિઓનો વિચાર કર્યા પછી ઉત્કૃષ્ટ નિક્ષેપના વિષયરૂપ સ્થિતિઓનો વિચાર કરે છે. જ્યારે ઉપરના સ્થિતિસ્થાનકથી આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિ ઓળંગી–ઉતરી નીચેની પહેલી સ્થિતિની ઉદ્વર્ત્તના કરે ત્યારે તેના દલિકોને તેની ઉપરના સ્થાનકથી આવલિકા પ્રમાણ સ્થાનકો ઓળંગી છેવટના આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થાનકોમાં નાખે છે, તે જઘન્ય નિક્ષેપ છે, એ પહેલા કહ્યું છે. તેની નીચેની બીજી સ્થિતિની ઉદ્વર્ત્તના કરે ત્યારે સમયાધિક આવલિકાનો અસંખ્યાતમો ભાગ નિક્ષેપના વિષયરૂપ થાય છે, જ્યારે તેની નીચેની ત્રીજી સ્થિતિની ઉદ્વર્ત્તના કરે ત્યારે બે સમયાધિક આવલિકાનો અસંખ્યાતમો ભાગ નિક્ષેપ થાય છે. અહિં દરેક સ્થળે અતીત્થાપના સ્થિતિઓ આવલિકા પ્રમાણ જ રહે છે નિક્ષેપ વધે છે. અને એ પ્રમાણે નિક્ષેપના વિષયરૂપ સ્થિતિઓમાં સમય સમયની વૃદ્ધિ થતા ત્યાં સુધી

---

સમયે તો તેની ઉદ્વર્ત્તના ન થાય પરંતુ બંધાવલિકા ગયા બાદ થાય માટે બંધાવલિકા પ્રમાણ સ્થિતિ ઉદ્વર્ત્તનાને અયોગ્ય કહી છે. બંધાયલી ઉત્કૃષ્ટસ્થિતિ બંધાવલિકા પછીના સમયે બંધાવલિકા ન્યૂન થઇ, તે સમયે તેની પ્રમાણ અન્ય સ્થિતિ બંધાઇ. તેની અબાધા પ્રમાણ બંધાવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સત્તાગત સ્થિતિની પણ ઉદ્વર્ત્તના નહિ થાય માટે અબાધા સ્થિતિ વર્જી. તથા છેવટના સ્થિતિસ્થાનથી આરંભી એક આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિની પણ ઉદ્વર્ત્તના થઇ શકતી નથી માટે તે પણ વર્જી છે. એટલે ઉપર એમ કહેવામાં આવ્યું છે કે ઉત્કૃષ્ટસ્થિતિ બંધાય ત્યારે બંધાવલિકા, અબાધા, આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક એક આવલિકા પ્રમાણ સ્થિતિ છોડી શેષ સ્થિતિઓની ઉદ્વર્ત્તના થાય છે. અહિં ઉદ્વર્ત્તનાને યોગ્ય જે સ્થિતિઓ કહી છે તેમાંના કોઇ પણ સ્થિતિના દલિકોને તેના ઉપરના સમયથી એક આવલિકા છોડી ઉપરના સ્થાનોમાં પ્રક્ષેપે છે, એટલે કે તેટલા મોડા ફળ આપવા યોગ્ય કરે છે એમ સમજવું.

વધે છે યાવત્ ઉત્કૃષ્ટ થાય છે. ઉત્કૃષ્ટ નિક્ષેપ કેટલો થાય તે કહે છે.—સમયાધિક આવલિકા અને અબાધા હીન સંપૂર્ણ કર્મસ્થિતિ એ ઉત્કૃષ્ટ નિક્ષેપ છે. તે આ પ્રમાણે—બંધાતી સ્થિતિની અબાધાપ્રમાણ સ્થિતિની ઉદ્વર્ત્તના થતી નથી; તેની ઉપર રહેલ સ્થિતિની ઉદ્વર્ત્તના થાય છે. એ પહેલા આવી ગયેલ છે. તે અબાધાની ઉપર રહેલ સ્થિતિની ઉદ્વર્ત્તના કરે ત્યારે તે સ્થિતિસ્થાનના દલિકનો નિક્ષેપ અબાધા ઉપરના સ્થિતિસ્થાનકોમાં થાય છે, અબાધાની અંદરના સ્થિતિસ્થાનકોમાં થતો નથી. કારણ કે જે સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના કરે તેના દલિકનો નિક્ષેપ જે સ્થિતિની ઉદ્વર્ત્તના કરે છે તેના ઉપરના સ્થાનકોમાં જ થાય છે. તેમાં પણ જે સ્થિતિની ઉદ્વર્ત્તના કરે છે તેની ઉપરના સ્થિતિસ્થાનકથી આરંભી આવલિકા પ્રમાણ સ્થિતિ ઓળંગી ઉપરની સઘળી સ્થિતિઓમાં દલિક નિક્ષેપ કરે છે, તેથી [1]અતીત્થાપના આવલિકા, જે સ્થિતિની ઉદ્વર્ત્તના થાય તે સમયપ્રમાણસ્થિતિ અને અબાધાને વર્જી શેષ સંપૂર્ણ કર્મસ્થિતિ ઉત્કૃષ્ટ દલનિક્ષેપના વિષયરૂપ થાય છે. આ પ્રમાણે અબાધાની ઉપર રહેલ સ્થિતિની જ્યારે ઉદ્વર્ત્તના કરે ત્યારે તે સ્થિતિસ્થાન આશ્રયી ઉત્કૃષ્ટ નિક્ષેપ સંભવે છે, અને સર્વોપરિતન સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના કરે ત્યારે તેના આશ્રયી જઘન્ય નિક્ષેપ સંભવે છે. ૩

દલિકના નિક્ષેપરૂપ જે સ્થિતિઓ ઉપર કહી ગયા તે આચાર્ય મહારાજ ગાથા દ્વારા કહે છે.—

**अव्वाहोवरिठाणगदलं पडुच्चेह परमनिक्खेवो ।**
**चरिमुव्वट्टणगाणं पडुच्च इह जायइ जहण्णो ॥४॥**

**अबाधोपरिस्थितिस्थानं प्रतीत्येह परमनिक्षेपः ।**
**चरममुद्वर्त्यमानं प्रतीत्येह जायते जघन्यः ॥४॥**

અર્થ—અબાધાની ઉપર રહેલ સ્થિતિસ્થાનના દળ આશ્રયી ઉત્કૃષ્ટ નિક્ષેપ થાય છે. અને ઉદ્વર્ત્તના કરતા છેલ્લા સ્થિતિસ્થાન આશ્રયી જઘન્ય નિક્ષેપ થાય છે.

૧ જેટલા સ્થિતિસ્થાનો ઓળંગી દલિકનો નિક્ષેપ કરે તે અતીત્થાપના કહેવાય છે. ઓછામાં ઓછી એક આવલિકા ઓળંગીનેજ દલ નિક્ષેપ કરે છે, માટે એક આવલિકા અતીત્થાપના કહી છે. તેમાં આવલિકા પ્રમાણ સ્થિતિમાં દલ નિક્ષેપ ન કરે માટે વર્જી છે. જે સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના કરે છે તેના દલિકનો નિક્ષેપ તેના ઉપરના સ્થાનકથી આરંભી આવલિકા પ્રમાણ સ્થિતિ છોડી ઉપરના સ્થાનકમાં થાય છે, માટે તે ઉદ્વર્ત્યમાન સ્થાન પણ વર્જ્યું છે. અબાધા વર્જવાનું કારણ અબાધા પ્રમાણ સ્થાનકના દલનો નિક્ષેપ અબાધાની ઉપરના સ્થાનકોમાં થતો નથી એ છે.

ટીકાનુ૦—અબાધાની ઉપર રહેલ સ્થિતિસ્થાનની જ્યારે ઉદ્વર્ત્તના કરે ત્યારે તેના દલિકને તેના ઉપરના સ્થિતિસ્થાનકથી આરંભી આવલિકા પ્રમાણુ સ્થિતિસ્થાનો છોડી ઉપરના તમામ સ્થિતિસ્થાનકમાં નાખે છે, માટે તેના આશ્રયી અહિં-ઉદ્વર્ત્તના કરણમાં ઉત્કૃષ્ટ નિક્ષેપ થાય છે. અને જેના પછીના સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થતી નથી એવા છેલ્લા સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના કરે ત્યારે તેના આશ્રયી જઘન્ય નિક્ષેપ સંભવે છે. જેમકે-સત્તાની સમાન સ્થિતિનો જ્યારે બંધ થાય ત્યારે ઉપરના સ્થાનકથી આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિ માંહેના કોઇ પણુ સ્થિતિસ્થાનકની ઉદ્વર્ત્તના થતી નથી, તેના નીચેના સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થાય છે. જ્યારે તે સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થાય ત્યારે તેના આશ્રયી આવલિકાના અસંખ્યાતમાં ભાગ પ્રમાણુ જઘન્ય નિક્ષેપ સંભવે છે. અને વચલા સ્થિતિસ્થાનો આશ્રયી મધ્યમ નિક્ષેપ છે. ૪.

આ ગાથામાં ઉદ્વર્ત્તના યોગ્ય જેટલી સ્થિતિઓ છે તેનું પ્રતિપાદન કરે છે—

**उक्कोसगठितिबंधे बंधावलिया अबाहमेत्तं च ।**
**निक्खेवं च जहण्णं मोत्तुं उव्वट्टए सेसं ॥५॥**

**उत्कृष्टस्थितिबंधे बंधावलिकामबाधामात्रं च ।**
**निक्षेपं च जघन्यं मुक्त्वोद्वर्त्तयति शेषम् ॥५॥**

અર્થ—ઉત્કૃષ્ટ સ્થિતિ બંધ કરે ત્યારે બંધાવલિકા અબાધા અને જઘન્ય નિક્ષેપ છોડીને શેષ સ્થિતિઓની ઉદ્વર્ત્તના કરે છે.

ટીકાનુ૦—જ્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે ત્યારે બંધાવલિકા પ્રમાણુ સ્થિતિ, બંધાતી સ્થિતિની અબાધા પ્રમાણુ સત્તાગત સ્થિતિ અને જઘન્યનિક્ષેપ પ્રમાણુ સ્થિતિ છોડી શેષ સઘળી સ્થિતિની ઉદ્વર્ત્તના કરે છે. અહિં જઘન્ય નિક્ષેપપ્રમાણુ સ્થિતિના ગ્રહણુથી છેવટની આવલિકા અને આવલિકાનો અસંખ્યાતમા ભાગ પ્રમાણુ સ્થિતિ ગ્રહણુ કરવાની છે. કેમકે તેટલી સ્થિતિની ઉદ્વર્ત્તના થતી નથી. આનું સ્પષ્ટીકરણુ પહેલા કર્યું છે. આ પ્રમાણે નિર્વ્યાઘાતે એટલે કે સત્તાગત સ્થિતિની સમાન જ્યારે બંધ થાય ત્યારે ઉદ્વર્ત્તના કઇ રીતે થાય તે કહ્યું. ૫

હવે વ્યાઘાતે એટલે કે સત્તાગત સ્થિતિથી સમય આદિ અધિક સ્થિતિનો બંધ થાય ત્યારે કઈ રીતે ઉદ્વર્ત્તનાનો અને દલનિક્ષેપનો વિધિ થાય તે કહે છે:-

**निव्वाघाए एवं वाघाओ संतकम्महिगबंधो ।**
**आवलिअसंखभागो जावावलि तत्थ इत्थवणा ॥६॥**

निर्व्याघाते एवं व्याघातः सत्कर्माधिकबन्धः ।
आवल्यसंख्येयभागात् यावदावली तत्रातित्थापना ॥६॥

અર્થ–વ્યાઘાતના અભાવે ઉદ્વર્ત્તના અને દલનિક્ષેપનો વિધિ ઉપર કહ્યા પ્રમાણે સમજવો. સત્તાથી અધિક કર્મનો જે બંધ તે વ્યાઘાત કહેવાય છે. તે વ્યાઘાતમાં જઘન્ય અવલિકાનો અસંખ્યાતમો ભાગ અને વધતા પૂર્ણ આવલિકા અતીત્થાપના છે.

ટીકાનુ૦—ઉપર કહ્યા પ્રમાણે દલિકનો નિક્ષેપ વ્યાઘાત ન હોય ત્યારે હોય છે. વ્યાઘાત હોય ત્યારે નીચે કહેશે તે પ્રમાણે હોય છે. અહિં વ્યાઘાત એટલે શું ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે-સત્તામાં રહેલ સ્થિતિની અપેક્ષાએ અધિક નવીન સ્થિતિનો કર્મબંધ કરવો તે વ્યાઘાત કહેવાય છે. તે વખતે અતીત્થાપના આવલિનો અસંખ્યાતમો ભાગ છે, અને તે વધતા આવલિકા પૂર્ણ થાય છે. તાત્પર્ય આ પ્રમાણે–સત્તામાં રહેલ સ્થિતિની અપેક્ષાએ સમય બે સમય આદિ વડે અધિક નવિન કર્મનો જે બંધ થાય તેને અહિં વ્યાઘાત માનેલ છે. તે વખતે અતીત્થાપના જઘન્યથી આવલિકાનો અસંખ્યાતમો ભાગમાત્ર હોય છે. તે આ પ્રમાણે—સત્તાગત સ્થિતિથી સમયમાત્ર અધિક નવિન કર્મનો બંધ થાય ત્યારે પૂર્વની સત્તાગત સ્થિતિમાંહેના ચરમ સ્થિતિ-સ્થાનની ઉદ્વર્ત્તના થતી નથી, દ્વિચરમ-ઉપાન્ત્ય સ્થિતિની ઉદ્વર્ત્તના થતી નથી, એ પ્રમાણે સત્તાગત સ્થિતિના છેલ્લા સ્થાનકથી આરંભી આવલિકા અને આવાલિકાના અસંખ્યાતામા ભાગ પ્રમાણ સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થતી નથી. એ પ્રમાણે સત્તાગત સ્થિતિથી બે સમય અધિક નવીન કર્મનો બંધ થાય, ત્રણ સમય અધિક નવિન કર્મનો બંધ થાય, યાવત્ સત્તાગત સ્થિ-તિથી આવલિકાના અસંખ્યાતમા ભાગ અધિક નવિન કર્મનો સ્થિતિબંધ થાય ત્યાં સુધી પણ સત્તામાં રહેલ સ્થિતિના ચરમઆદિ સ્થાનોની ઉદ્વર્ત્તના થતી નથી. પરંતુ જ્યારે આવલિકાના બે અસંખ્યાતામા ભાગ અધિક નવિન કર્મનો સ્થિતિ-બંધ થાય ત્યારે સત્તામાં રહેલ સ્થિતિમાંહેની ચરમ સ્થિતિની ઉદ્વર્ત્તના થાય છે, અને તે ચરમ સ્થાનની ઉદ્વર્ત્તના કરીને તેના દલિકોને તેના ઉપરના સ્થાનથી આવલિકાનો પહેલો અસંખ્યતામો ભાગ ઓળંગી બીજા અસંખ્યાત ભાગમાં નાખે છે. આ વખતે આવલિકાના અસંખ્યાતામા ભાગ પ્રમાણ જઘન્ય નિક્ષેપ અને તેટલીજ જઘન્ય અતીત્થાપના ઘટે છે. અહિં તાત્પર્ય એ આવ્યો કે સત્તામાં રહેલ સ્થિતિથી જ્યાં સુધી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક નવિન સ્થિતિનો બંધ ન થાય ત્યાં સુધી તો વ્યાઘાત ન હોય ત્યારે જે રીતે ઉદ્વર્ત્તના અને નિક્ષેપ થાય છે તે પ્રમાણે અહિં–વ્યાઘાતમાં પણ ઉદ્વર્ત્તના અને નિક્ષેપ થાય છે. વ્યાઘાત ન હોય ત્યારે એટલે કે સત્તામાં રહેલ સ્થિતની સમાન સ્થિતિ જ્યારે

બંધાય ત્યારે જેમ સત્તામાં રહેલ સ્થિતિમાંહેના ચરમ સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થતી નથી, દ્વિચરમ સ્થાનની થતી નથી, યાવત્ આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થતી નથી, પરંતુ તેના નીચેના સ્થાનની ઉદ્વર્ત્તના થાય છે અને તેના દલિકને તેના ઉપરના સ્થિતિસ્થાનથી આવલિકા છોડી આવલિકાના છેલ્લા અસંખ્યાતમા ભાગમાં નાખે છે. તેમ સત્તાગત સ્થિતિથી જ્યાં સુધી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક બંધ ન થાય ત્યાં સુધી પણ સત્તાગત સ્થિતિમાંહેના ચરમ દ્વિચમ યાવત્ આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ કોઇ સ્થિતિની ઉદ્વર્ત્તના થતી નથી પરંતુ તેની નીચેના સ્થાનકનીજ ઉદ્વર્ત્તના થાય છે અને તેના દલિકને તેના ઉપરના સ્થિતિસ્થાનકથી આવલિકા છોડી ઉપરના જેટલા સ્થાનકો હોય તે તમામમાં નાખે છે. અહિં માત્ર નિક્ષેપ વધ્યો એટલુંજ. કેમકે અહિં નિક્ષેપ લગભગ આવલિકાના ત્રણ અસંખ્યાતમા ભાગ પ્રમાણ થયો. જ્યારે સત્તાગત સ્થિતિથી બરાબર આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક સ્થિતિબંધ થાય ત્યારે સત્તાગત સ્થિતિમાંહેના ચરમ સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થાય છે. તે વખતે સત્તાગત સ્થિતિથી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક સ્થિતિબંધ થયો એટલે આવલિકાનો એક પહેલો અસંખ્યાતમો ભાગ અતીત્થાપના અને આવલિકાનો બીજો અસંખ્યાતમો ભાગ નિક્ષેપ ઘટે છે. ઓછામાં ઓછો નિક્ષેપ અને ઓછામાં ઓછી અતીત્થાપના આ રીતે અને આટલીજ હોય છે, ઉદ્વર્ત્તનામાં એનાથી ઓછો નિક્ષેપ અને અતીત્થાપના હોતા નથી. જ્યારે સમયાધિક આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક નવિન કર્મનો બંધ થાય ત્યારે ચરમ સ્થાનકના દલિકને તેના ઉપરના સ્થાનથી સમયાધિક આવલિકાનો અસંખ્યાતમો ભાગ ઓળંગી છેલ્લા આવલિકાના અસંખ્યાતમા ભાગમાં નાખે છે. અહિં નિક્ષેપના સ્થાનકો તો તેટલાજ રહેવાના, માત્ર અતીત્થાપના સમય પ્રમાણ વધી. એ પ્રમાણે નવિન કર્મનો બંધ સમયાદિ વધતા અતીત્થાપના વધે. અને તે ત્યાં સુધી વધે કે એક આવલિકા પૂર્ણ થાય. જ્યાં સુધી અતીત્થાપનાની આવલિકા પૂર્ણ ન થાય ત્યાં સુધી નિક્ષેપ આવલિકાનો અસંખ્યાતમો ભાગજ રહે. જેમકે સત્તાગત સ્થિતિથી અસંખ્યાતમા ભાગાધિક આવલિકા અધિક અભિનવ સ્થિતિનો બંધ થાય ત્યારે સત્તાગત સ્થિતિમાંહેના ચરમસ્થાનકના દલિકોનો તેના ઉપરના સ્થાનકથી પૂર્ણ એક આવલિકા ઓળંગી ઉપરના–છેલ્લા આવલિકાના અસંખ્યાતમા ભાગમાં નિક્ષેપ કરે. આ વખતે પૂરી એક આવલિકા અતીત્થાપના અને આવલિકાના એક અસંખ્યાતમા ભાગપ્રમાણ

૧ એક સાથે જેટલી સ્થિતિ બધાય તેને બંધાતુ સ્થિતિસ્થાન કહેવાય છે, અને એક સાથે જેટલી સ્થિતિ ભોગવાય તેને સત્તાગત સ્થિતિસ્થાન કહેવાય છે.

૨ જેટલી સ્થિતિ ઓળંગી ઉદ્વર્ત્તાતા સ્થાનકના દલિકો નાંખે તે ઓળંગવા યોગ્ય

નિક્ષેપના સ્થાનકો છે. ત્યાર બાદ જેમ સત્તાગત સ્થિતિથી અભિનવ કર્મનો સ્થિતિબંધ વધતો જાય તેમ નિક્ષેપમાં વૃદ્ધિ થતી જાય છે. અતીત્થાપના એક આવલિકા જ કાયમ રહે છે. ૬

ઉપર કહેલ અર્થને સૂત્રકાર પોતેજ આ બે ગાથા દ્વારા કહે છે—

**आवलिदोसंखंसा जइ वड्ढइ अहिणवो उ ठिइबंधो ।**
**उव्वट्टति तो चरिमा एवं जावलि अइत्थवणा ॥७॥**
**अइत्थावणालियाए पुण्णाए वड्ढइत्ति निक्खेवो ।**
**ठितिउव्वट्टणमेवं एत्तो ओव्वट्टणं वोच्छं ॥८॥**

आवल्या द्वावसंख्येयांशौ यदि वर्द्धते अभिनवस्तु स्थितिबन्धः ।
उद्वर्त्तयति ततः चरमामेवं यावदावलिरतित्थापना ॥७॥
अतीत्थापनावलिकायां पूर्णायां वर्द्धते इति निक्षेपः ।
स्थित्युद्वर्त्तनमेवं इतोऽपवर्त्तनं वक्ष्ये ॥८॥

અર્થ—સત્તાગત સ્થિતિથી અભિનવ સ્થિતિબંધ જ્યારે આવલિકાના બે અસંખ્યાતમા ભાગપ્રમાણ વધે–થાય ત્યારે સત્તાગત સ્થિતિમાંહેની ચરમ સ્થિતિની ઉદ્વર્ત્તના કરે છે. (આ વખતે આવલિકાનો પહેલો અસંખ્યાતમો ભાગ અતીત્થાપના અને બીજો અસંખ્યાતમો ભાગ નિક્ષેપ છે. ત્યાર બાદ સમયાદિ સ્થિતિબંધની વૃદ્ધિએ) એક આવલિકા પૂર્ણ થતા સુધી અતીત્થાપના વધે છે. અતીત્થાપનાવલિકા પૂર્ણ થતા નિક્ષેપ વધે છે. આ પ્રમાણે સ્થિતિની ઉદ્વર્ત્તના થાય છે. હવે પછી સ્થિતિની અપવર્ત્તના કહેવામાં આવશે.

ટીકાનુ૦—જ્યારે સત્તામાં રહેલ સ્થિતિની અપેક્ષાએ અભિનવ–નવીન સ્થિતિબંધ આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક થાય છે, ત્યારે સત્તામાં રહેલ સ્થિતિમાંહેની ચરમ સ્થિતિ–સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના કરે છે. ઉદ્વર્ત્તના કરીને તે ચરમ સ્થિતિસ્થાનકના દલિકને આવલિકાનો પહેલો અસંખ્યાતમો ભાગ ઓળંગી બીજા અસંખ્યાતમા ભાગમાં નાખે છે. (સત્તાગત સ્થિતિના ચરમસમયે ફળ આપવા નિયત થયેલા દલિકને ત્યાર પછીથી આવલિકાનો અસંખ્યાતમો ભાગ ગયા બાદ આવલિકાના છેલ્લા અસંખ્યાતમા ભાગમાં ફળ આપવા નિયત થયેલા દલિકો સાથે ફળ આપે તેમ કરે છે.) આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ

સ્થિતિને અતીત્થાપના કહેવાય છે. અને જેટલા સ્થાનકમાં નાખે તે નિક્ષેપના સ્થાનકો કહેવાય છે.

આ અતીત્થાપના અને આવલિકાના અસંખ્યાતમા ભાગપ્રમાણ નિક્ષેપ એ જઘન્ય છે. ત્યાર પછી અભિનવ સ્થિતિબંધમાં સમયાદિ વડે વૃદ્ધિ થતા અતીત્થાપના વધે છે, અને તે ત્યાં સુધી વધે છે, યાવત્ એક આવલિકા પૂર્ણ થાય. અતીત્થાપનાની આવલિકા પૂર્ણ થતા સુધી નિક્ષેપ આવલિકાનો અસંખ્યાતમો ભાગ જ રહે છે. આવલિકા પૂર્ણ થયા પછી નિક્ષેપ વધે છે. બીજી ગાથાના બીજા પદમાં મૂકેલો **इति** શબ્દ ઉદ્વર્ત્તનાની વક્તવ્યતાની સમાપ્તિનો સૂચક છે. જ્યાં સુધી નવીન સ્થિતિબંધ પહેલાની સત્તામાં રહેલ સ્થિતિથી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક થતો નથી ત્યાં સુધી પહેલાની સત્તામાં રહેલ સ્થિતિમાંહેની ચરમસ્થિતિસ્થાનકથી એક આવલિકા અને આવલિકાના અસંખ્યાતમાભાગપ્રમાણ સ્થિતિની ઉદ્વર્ત્તના કરતો નથી, તેની નીચેની સ્થિતિની જ જીવ સ્વભાવે ઉદ્વર્ત્તના કરે છે. તેમાં પણ જ્યારે અસંખ્યાતમા ભાગ અધિક આવલિકા ઓળંગી નીચેના સ્થાનકની ઉદ્વર્ત્તના કરે ત્યારે તેના ઉપરના સ્થાનથી આવલિકા ઓળંગી ઉપરના આવલિકાના [1]અસંખ્યાતમાભાગમાં નાખે છે. જ્યારે તેની નીચેની—બીજી સ્થિતિની ઉદ્વર્ત્તના કરે ત્યારે સમયાધિક અસંખ્યાતમા ભાગમાં નાખે છે. એ પ્રમાણે જેમ નિર્વ્યાઘાતે થનારી ઉદ્વર્ત્તનામાં કહ્યું તેમ સમજવું.

હવે અલ્પબહુત્વ કહે છે—જઘન્ય અતીત્થાપના અને જઘન્ય નિક્ષેપ અલ્પ છે. માંહોમાંહે પરસ્પર તુલ્ય છે. કારણ કે એ બંને વ્યાઘાતમાં આવલિકાના અસંખ્યાતમાભાગ પ્રમાણ છે. તેનાથી ઉત્કૃષ્ટ અતીત્થાપના અસંખ્યાતગુણ છે. કેમકે તે ઉત્કૃષ્ટ અબાધા પ્રમાણ છે. તેનાથી ઉત્કૃષ્ટ નિક્ષેપ અસંખ્યાત ગુણ છે. કેમકે તે સમયાધિક આવલિકા અને અબાધા હીન સંપૂર્ણ કર્મસ્થિતિ પ્રમાણ છે. તેનાથી સંપૂર્ણ કર્મસ્થિતિ વિશેષાધિક છે. કેમ કે તે સમયાધિક આવલિકા અને અબાધા સહિત છે. હવે ઉદ્વર્ત્તનાનો ઉપસંહાર અને અપવર્ત્તનાનો ઉપક્ષેપ કરતા કહે છે–આ પ્રકારે સ્થિતિની ઉદ્વર્ત્તના[2] થાય છે. અહિંથી આગળ સ્થિતિની અપવર્ત્તના કહેવામાં આવશે ૭–૮

૧ આ વખતે નિક્ષેપના વિષયરૂપ સ્થિતિ આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અને ત્રીજો અપૂર્ણ અસંખ્યાતમો ભાગ હોવી જોઇએ. કેમકે સત્તાગત સ્થિતિના ચરમ સ્થાનકથી આરંભી આવલિકા અને આવલિકાના અસંખ્યાતમા ભાગની નીચેના સ્થાનકની ઉદ્વર્ત્તના કરે છે. અને નવિન સ્થિતિબંધ સત્તાગત સ્થિતિથી કંઇક ન્યૂન આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક છે. એટલે અહિં જે સ્થાનની ઉદ્વર્ત્તના કરે છે તેના ઉપરના સ્થાનકથી અતીત્થાપના આવલિકા ઓળંગતા નિક્ષેપના વિષયરૂપ સ્થિતિ આવલિકાના બે અસંખ્યાતમાભાગ અને ત્રીજો અપૂર્ણ અસંખ્યાતમો ભાગ સંભવે છે.

૨ સત્તાની સમાન સ્થિતિનો બંધ થતો હોય ત્યારે અને અધિક સ્થિતિનો બંધ

કરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરે છે:—

**ओव्वट्टन्तो य ठिर्तिं उदयावलिबाहिरा ठिईठाणा।**
**निक्खिवइ से तिभागे समयहिगे लंघिउं सेसं ॥९॥**

**अपवर्त्तयंश्च स्थितिमुदयावलिकाबाह्यानि स्थितिस्थानानि।**
**निक्षिपति स्वे त्रिभागे समयाधिके लङ्घित्वा शेषम् ॥९॥**

અર્થ—સ્થિતિની અપવર્ત્તના કરતો ઉદયાવલિકા બાહ્ય સ્થાનોની અપવર્ત્તના કરે છે. અને શેષ સ્થાનો ઓળંગી પોતાના સમયાધિક ત્રીજા ભાગમાં નાખે છે.

---

થતો હોય ત્યારે થતી ઉદ્વર્ત્તના માટે અસત્કલ્પનાએ દૃષ્ટાંત આપી કહેવાય છે–બંધાવલિકા જેમાં વીતી ગઇ છે એવા સત્તામાં એક લાખ સ્થિતિસ્થાનકો છે. જે સમયે સત્તામાં લાખ સ્થિતિસ્થાનકો છે તે સમયે નવો બંધ પણ લાખ સ્થાનક પ્રમાણ થયો. તેની અબાધા સો સમય પ્રમાણ છે. સત્તાગત સ્થિતિના પહેલા સ્થાનકથી આરંભી સો સમયપ્રમાણ સ્થિતિની ઉદ્વર્ત્તના જીવસ્વભાવે નહિ થાય. એકસો એકમા સમયની થાય અને તેના દલિકને તેની ઉપરના સ્થાનથી એટલે કે એકસો બેમા સ્થાનકથી એક આવલિકાના સમયપ્રમાણ સ્થાનકો ઓળંગી ઉપરના સ્થાનકોમાં નાખે. આવલિકાના નવ સમય કલ્પીએ તો એકસો બેમા સ્થાનકથી એકસો દસ સ્થાનક સુધીમાં નહિ નાખે. એકસો અગીઆરમા સ્થાનકથી લાખમા સ્થાનક સુધીમાં નાખે. એ પ્રમાણે એકસો બેમા એકસો ત્રણમા વિગેરે જે જે સ્થાનકોની ઉદ્વર્ત્તના કરે તેની ઉપરના સ્થાનકથી આવલિકાના સમયપ્રમાણ સ્થાનકો ઓળંગી ઉપરના સ્થાનકોમાં દલ પ્રક્ષેપ કરે. અહિં એ ખ્યાલમાં રાખવું કે છેવટે અતીત્થાપનાની આવલિકા અને નિક્ષેપનો ઓછામાં ઓછો આવલિકાનો અસંખ્યાતમો ભાગ રહેવો જોઇયે. આ હિસાબે વિચારતા લાખમા સ્થાનકની ઉદ્વર્ત્તના નહિ થાય. કેમકે તેની ઉપર એક અતીત્થાપનાની આવલિકા અને આવલિકાનો અસંખ્યાતમો ભાગ રહેવા જોઇયે તે નથી. તેની નીચેના સ્થાનકની પણ નહિ થાય યાવત્ લાખમા સ્થાનકથી નીચે ઉતરતા નવાણુ હજાર નવસો નેવ્યાસીમા સ્થાનક સુધીની ઉદ્વર્ત્તના નહિ થાય. (અહિં આવલિકાના નવ અને અસંખ્યાતમા ભાગના ત્રણ સમય કલ્પ્યા છે. એટલે બાર સ્થાનકની નહિ થાય.) નવાણુ હજાર નવસો અઠ્ઠાસીમા સ્થિતિસ્થાનની-જ ઉદ્વર્ત્તના થાય અને તેના દલિકોને નેવ્યાસીથી સત્તાણુ સુધીની સ્થાનકો ઓળંગી છેલ્લા અઠ્ઠાણુથી એક લાખમા છેલ્લા સ્થાનક સુધીમાં નાખે. સત્તાશીમા સ્થાનકની ઉદ્વર્ત્તના કરે તો તેના દલિકને અઠ્ઠાશીમા સ્થાનકથી છન્નુ સ્થાનક સુધીના સ્થિતિસ્થાનકો ઓળંગી સત્તાણુથી છેલ્લા સ્થાનક સુધીમાં નાખે. અહિં નિક્ષેપમાં એક સમય વધ્યો. એ પ્રમાણે નીચે ઉતરતા અબાધા ઉપરના એકસો એકમી સ્થિતિની ઉદ્વર્ત્તના કરે તો તેના દલિકને એકસો બેથી એકસો દશમા સુધીના સ્થાનકો ઓળંગી એકસો અગીઆરથી લાખમા છેલ્લા સ્થાન સુધીમાં નાખે. સમાન સ્થિતિનો બંધ થાય ત્યારે આ પ્રમાણે ઉદ્વર્ત્તના થાય છે.

ટીકાનુ૦—સ્થિતિની અપવર્ત્તના કરતો આત્મા ઉદયાવલિકાની બહારના સ્થિતિસ્થાનોની અપવર્ત્તના કરે છે, ઉદયાવલિકામાંના સ્થાનકોની કરતો નથી. કેમકે ઉદયાવલિકા સકળ કરણને અયોગ્ય છે. જે સ્થાનકની અપવર્ત્તના કરે તેના દલિકને ક્યાં નાખે એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે–શેષ–સમય ન્યૂન બે તૃતીયાંશ ભાગ પ્રમાણ સ્થાનકો ઓળંગી સમયાધિક આવલિકાના ત્રીજા ભાગમાં નાખે છે. તાત્પર્યાર્થ આ પ્રમાણે છે–ઉદયાવલિકા ઉપરની સમયમાત્ર સ્થિતિની અપવર્ત્તના કરતો તેના દલિકને ઉદયાવલિકાના ઉપરના સમય ન્યૂન બે તૃતીયાંશ સ્થાનકો ઓળંગી

---

આ પ્રમાણે સત્તાગત સ્થિતિ આવલિકાના બે અસંખ્યાતમા ભાગ પ્રમાણ અધિક એટલે કે અસત્કલ્પનાએ છ અધિક (એક લાખ ઉપર છ) સ્થિતિસ્થાનનો બંધ ન થાય ત્યાંસુધી પણ ઉદ્વર્ત્તના ઉપર કહ્યા પ્રમાણે જ થાય છે. એટલે જ્યાંસુધી એક લાખ અને ઉપર પાંચ અધિક સ્થિતિસ્થાનો બાંધે ત્યાંસુધી છેલ્લા આદિ સ્થાનોની ઉદ્વર્ત્તના ન થાય પરંતુ નવાણુ હજાર નવસો અઠ્ઠાસીમા સ્થાનની જ ઉદ્વર્ત્તના થાય, અને તેના દલિકને અતીત્થાપનાવલિકા નવ સમય પ્રમાણ ઓળંગી નવાણુ હજાર નવસો અઠ્ઠાણુ આદિ ઉપરના તમામ સ્થાનોમાં નાખે. જ્યારે સત્તાગત લાખ સ્થાનક પ્રમાણ સ્થિતિસ્થાનથી આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક એટલે કે એક લાખ અને ઉપર છ સ્થાનક પ્રમાણ સ્થિતિબંધ કરે ત્યારે લાખમા સ્થિતિસ્થાનની ઉદીરણા થાય. અને તેના દલિકને આવલિકાનો અસંખ્યાતમો ભાગ ઓળંગી એટલે કે લાખ ઉપરના પહેલા બીજા અને ત્રીજા સ્થિતિસ્થાનને ઓળંગી ઉપરના આવલિકાના અસંખ્યાતમા ભાગમાં એટલે કે લાખ ઉપરના ચોથા પાંચમા અને છઠ્ઠા સ્થિતિસ્થાનમાં નાખે. એક અધિક સ્થિતિ બાંધે એટલે કે લાખ ઉપર સાત સ્થાનકનો બંધ કરે તો એકથી ચાર ઓળંગી પાંચથી સાતમા સુધીમાં નાખે. અહિં અતીત્થાપનામાં સમય વધ્યો નિક્ષેપના સ્થાનકો તો તેટલા જ રહ્યા. એ પ્રમાણે અતીત્થાપનાની આવલિકા પૂર્ણ ન થાય ત્યાં સુધી અતીત્થાપના વધે અને આવલિકા પૂર્ણ થયા પછી નિક્ષેપ વધે. અહિં આવલિકાના બે અસંખ્યાતમા ભાગ કે તેથી અધિક બંધ થાય ત્યારે લાખમા સ્થાનકની અપેક્ષાએ નિક્ષેપ ક્યાં થાય એ કહ્યું. પરંતુ આવલિકાના બે અસંખ્યાતમા ભાગ અધિક બંધ થાય ત્યારે નવાણુ હજાર નવસો નવાણુમા સ્થિતિસ્થાનની ઉદ્વર્ત્તના થાય કે નહિ અને થાય તો તેના દલિકને ક્યાં નાખે તે કહ્યું નથી, પરંતુ તેની પણ ઉદ્વર્ત્તના થાય અને ઉપરના હિસાબે જ પ્રક્ષેપ કરે. એટલે કે નવાણુ હજાર નવસો નવાણુમા સ્થાનકની ઉદ્વર્ત્તના કરે અને તેના દલિકને લાખમા પહેલા બીજા અને ત્રીજા સ્થાનકને ઓળંગી ચોથા પાંચમા અને છઠ્ઠા સ્થાનમાં નાખે. અઠ્ઠાણુમા સ્થાનકની પણ ઉદ્વર્ત્તના કરે અને તેના દલિકને પણ ચોથા પાંચમા અને છઠ્ઠા સ્થિતિસ્થાનમાં નાખે આ પ્રમાણે અતીત્થાપનાની આવલિકા પૂર્ણ ન થાય ત્યાં સુધી નિક્ષેપના સ્થાનકો તેટલાજ રહે ત્યારબાદ નિક્ષેપ વધે. અબાધાના સ્થાનોની ઉદ્વર્ત્તના અબાધાના સ્થાનોમાં જ થાય છે. એટલે ઉદયાવલિકા સકલ કરણને અયોગ્ય હોવાથી નવ સ્થાનકો ઓળંગી દશમા સ્થાનકની ઉદ્વર્ત્તના થાય અને તેના દલિકને વીસમા સ્થાનકથી સો સુધીના સ્થાનકમાં નાખે. આ પ્રમાણે અબાધાના સ્થાનોની પણ ઉદ્વર્ત્તના થાય છે.

નીચેના સમયાધિક [1]ત્રીજા ભાગમાં નાખે છે. આ જઘન્ય નિક્ષેપ અને જઘન્ય અતીત્થાપના છે. જ્યારે ઉદયાવલિકા ઉપરના બીજા સ્થિતિસ્થાનની અપવર્ત્તના કરે ત્યારે પહેલા જે અતીત્થાપના કહી છે તે સમયાધિક થાય છે, નિક્ષેપ તેટલો જ રહે છે. જ્યારે ઉદયાવલિકા ઉપરના ત્રીજા સ્થિતિસ્થાનની અપવર્ત્તના કરે ત્યારે અતીત્થાપના બે સમય વડે અધિક થાય, નિક્ષેપ તેટલો જ રહે. એ પ્રમાણે અતીત્થાપનાની આવલિકા પૂર્ણ ન થાય ત્યાં સુધી અતીત્થાપના વધે છે, ત્યારબાદ નિક્ષેપમાં વૃદ્ધિ થાય છે. ૯

ઉપરોક્ત હકીકતને આ ગાથામાં કહે છે—

**उदयावलि उवरित्था एमेवोवट्टए ठिइट्ठाणा ।**
**जावावलियतिभागो समयाहिगो सेसठितिणं तु ॥१०॥**

**उदयावलिकोपरिस्थानि एवमेवापवर्त्तयति स्थितिस्थानानि ।**
**यावदावलिकात्रिभागः समयाधिकः शेषस्थितीनाम् ॥१०॥**

અર્થ—અતીત્થાપનાની આવલિકા પૂર્ણ થતા સુધી ઉદયાવલિકાની ઉપરના સ્થિતિસ્થાનકોની અપવર્ત્તના ઉપર કહ્યા પ્રમાણે કરે છે. એ અતીત્થાપનાની આવલિકા પૂર્ણ ન થાય ત્યાં સુધી નિક્ષેપ વિષયક સ્થિતિ સમયાધિક ત્રીજો ભાગ જ રહે છે.

ટીકાનુ૦—પૂર્વોક્ત રીતિએ ઉદયાવલિકાની ઉપર રહેલા સ્થિતિસ્થાનોની ત્યાં સુધી અપવર્ત્તના કરે યાવત્ અતીત્થાપનાવલિકા પૂર્ણ થાય. જ્યાં સુધી અતીત્થાપનાની આવલિકા પૂર્ણ ન થાય ત્યાં સુધી નિક્ષેપના વિષય રૂપ સ્થિતિસ્થાનો સમયાધિક આવલિકાનો ત્રીજો ભાગ જ રહે છે. અતીત્થાપનાની આવલિકા પૂર્ણ થયા પછી અતીત્થાપના આવલિકા જ રહે છે, નિક્ષેપના વિષય રૂપ સ્થિતિસ્થાનો વધે છે. અને તે નિક્ષેપના વિષય રૂપ સ્થિતિસ્થાનો અતીત્થાપનાવલિકા રહીત કર્મની સંપૂર્ણ સ્થિતિ પ્રમાણ છે. ૧૦

અપવર્ત્તનાનો સામાન્ય નિયમ કહે છે—

**इच्छोवट्टणठिइठाणगाउ उल्लंघिऊण आवलियं ।**
**निक्खिवइ तद्दलियं अह ठितिठाणेसु सव्वेसु ॥११॥**

૧ ઉદયાવલિકાના નવ સમય કલ્પીએ તો ઉદયાવલિકા ઉપરના સ્થાનકના દલિકને ઉદયાવલિકાના છેલ્લા પાંચ સમય ઓળંગી નીચેના ઉદય સમયથી આરંભી ચાર સ્થાનકમાં નાખે છે. કેમકે એ ભાગના ૭ સમય થાય તેમાં એક સમય ન્યૂન લેવાનો છે, એટલે તે પાંચ સમય પ્રમાણ થાય, તેટલી અતીથાપના કહેવી નિક્ષેપ સમયાધિક ત્રીજો ભાગ છે, તેના ચાર સમય થાય.. એટલે તેટલામાં નિક્ષેપ થાય, અને તે જઘન્યનિક્ષેપ કહેવાય.

**ईप्सितापवर्त्तनीयस्थितिस्थानादुल्लङ्घ्य आवलिकाम् ।**
**निक्षिपति तद्दलिकमथ स्थितिस्थानेषु सर्व्वेषु ॥११॥**

અર્થ—ઈષ્ટ અપવર્ત્તનીય સ્થિતિસ્થાનકથી આવલિકા ઓળંગી તેના દલિકને સઘળા સ્થિતિસ્થાનોમાં નાખે છે.

ટીકાનુ૦—જે જે સ્થાનકની અપવર્ત્તના કરવી ઇષ્ટ હોય એટલે કે જીવ જે જે સ્થિતિસ્થાનકની અપવર્ત્તના કરે તેના દલિકને તેની નીચેના સ્થાનકથી આવલિકા પ્રમાણ સ્થિતિસ્થાનો ઓળંગી નીચે રહેલા સઘળા સ્થાનકોમાં નાખે છે. આ પ્રમાણે હોવાથી જ્યારે સત્તામાં રહેલ સ્થિતિમાંહેના છેલ્લા સ્થિતિસ્થાનકની અપવર્ત્તના કરે ત્યારે તેના દલિકને તેની નીચેના સ્થાનકથી આવલિકા પ્રમાણ સ્થિતિસ્થાનકો ઓળંગી નીચે રહેલા સઘળા સ્થિતિસ્થાનોમાં નાખે છે–નાખી શકે છે. જે સમયે કર્મ બંધાય તે સમયથી એક આવલિકા ગયા બાદ તેની અપવર્ત્તના કરે છે. માટે બંધાવલિકા વ્યતીત થયા બાદ સમયાધિક અતીત્થાપનાવલિકા રહીત સંપૂર્ણ કર્મસ્થિતિ એ ઉત્કૃષ્ટ નિક્ષેપના વિષયરૂપ છે. અને નવમી ગાથામાં કહેલ સમયાધિક આવલિકાના ત્રીજા ભાગરૂપ સ્થિતિ જઘન્ય નિક્ષેપના વિષયરૂપ છે. ૧૧

ઉપરોક્ત ગાથામાં કહેલ હકીકતને જ આ ગાથા દ્વારા કહે છે—

**उदयावलिउवरित्थं ठाणं अहिकिच्च होइ अइहीणो ।**
**निक्खेवो सव्वोवरिठिइठाणवसा भवे परमो ॥१२॥**

**उदयावलिकोपरिस्थं स्थानमधिकृत्य भवत्यतिहीनः ।**
**निक्षेपः सर्व्वोपरिस्थितिस्थानवशाद्भवेत्परमः ॥१२॥**

અર્થ—ઉદયાવલિ ઉપર રહેલ સ્થાન આશ્રયી અતિ જઘન્ય નિક્ષેપ છે, અને સર્વોપરિતન સ્થિતિસ્થાન આશ્રયી ઉત્કૃષ્ટ નિક્ષેપ સંભવે છે.

ટીકાનુ૦—જ્યારે ઉદયાવલિકા ઉપરની સ્થિતિની અપવર્ત્તના કરે ત્યારે તે અપવર્ત્તનીય સ્થાન આશ્રયી સમયાધિક આવલિકાના એક તૃતીયાંશ ભાગરૂપ જઘન્ય નિક્ષેપ સંભવે છે. કેમકે ઉદયાવલિકા ઉપરની સ્થિતિની અપવર્ત્તના કરે ત્યારે તેના દલિકને સમયન્યૂન આવલિકાના એક તૃતીયાંશ ભાગમાં નાખે છે. અને જ્યારે સત્તાગત સ્થિતિમાંહેની ઉપરની–છેલ્લી સ્થિતિની અપવર્ત્તના કરે ત્યારે તે સ્થિતિ–સ્થિતિસ્થાન આશ્રયી યથોક્તરૂપ ઉત્કૃષ્ટ નિક્ષેપ સંભવે છે. કેમકે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી બંધાવલિકા ગયા બાદ તેની અપવર્ત્તના કરી શકે છે. બંધાવલિકા ગયા બાદ આવલિકાન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં હોય છે. તેમાંની છેલ્લી સ્થિતિની અપવર્ત્તના કરે ત્યારે તેના દલિકોને અપવર્ત્યમાન સ્થિતિસ્થાનકની

નીચેના સ્થિતિસ્થાનકથી આવલિકા પ્રમાણ સ્થિતિસ્થાનકો છોડી નીચેના તમામ સ્થાનકમાં નાખે છે. આ પ્રમાણે છેલ્લા સ્થિતિસ્થાન આશ્રયી સમયાધિક બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિપ્રમાણ ઉત્કૃષ્ટ નિક્ષેપ સંભવે છે.

આ ગાથામાં જેટલી સ્થિતિઓ નિક્ષેપના વિષયરૂપ છે, તે અને જેટલી સ્થિતિઓ અપવર્ત્તનીય હોય છે, તે કહે છે—

**समयाहियइत्थवणा बंधावलिया य मोत्तु निक्खेवो ।**
**कम्मट्ठिइ बंधोदयआवलिया मोत्तु ओवट्टे ॥१३॥**

**समयाधिकामतीत्थापनां बंधावलिकां च मुक्त्वा निक्षेपः ।**
**कर्मस्थितिः बंधोदयावलिकां मुक्त्वाऽपवर्त्तयति । १३॥**

અર્થ—સમયાધિક અતીત્થાપનાવલિકા અને બંધાવલિકા છોડી શેષ સ્થિતિ નિક્ષેપના વિષયરૂપ છે. તથા બંધાવલિકા અને ઉદયાવલિકા છોડી શેષ સ્થિતિની અપવર્ત્તના કરે છે.

ટીકાનુ૦—અપવર્ત્તનાના વિષયમાં સમયાધિક અતીત્થાપનાવલિકા અને બંધાવલિકા પ્રમાણ સ્થિતિઓ છોડી શેષ સઘળી સ્થિતિઓ નિક્ષેપના વિષયરૂપ છે—એટલે કે શેષ સઘળી સ્થિતિઓમાં દળનિક્ષેપ કરે છે. કારણકે પ્રતિસમય બંધાયેલું કર્મ બંધાવલિકા ગયા બાદ કરણ યોગ્ય થાય છે, બંધાવલિકા ન વીતી હોય ત્યાં સુધી નહિ. વળી જે સ્થાનકની અપવર્ત્તના કરે છે, તેના દલિકને તેમાંજ નાખતો નથી પરંતુ તેની નીચેના સ્થિતિસ્થાનકથી એક આવલિકા પ્રમાણ સ્થાનકો છોડી નીચેના તમામ સ્થાનકોમાં નાખે છે. માટે બંધાવલિકા અને સમયાધિક અતીત્થાપનાવલિકા છોડી શેષ સઘળી સ્થિતિઓ નિક્ષેપના વિષયરૂપ છે, એમ કહ્યું છે. તથા બંધાવલિકા અને ઉદયાવલિકા છોડી શેષ સઘળી કર્મસ્થિતિની અપવર્ત્તના કરી શકે છે, કેમકે બંધાવલિકા ગયા બાદ બદ્ધસ્થિતિને અપવર્ત્તે છે અને તે પણ ઉદયાવલિકા ઉપર રહેલ સ્થિતિને અપવર્ત્તે છે, ઉદયાવલિકા અંતર્ગત સ્થિતિને નહિ. માટે બંધાવલિકા ઉદયાવલિકા હીન સંપૂર્ણ કર્મસ્થિતિ એ અપવર્ત્તનાના વિષયરૂપ કહી છે. આ પ્રમાણે નિર્વ્યાઘાતે અપવર્ત્તનાનો પ્રકાર કહ્યો. ૧૩

આ પ્રમાણે વ્યાઘાતના અભાવમાં થતી અપવર્ત્તનાનો વિધિ કહ્યો. હવે વ્યાઘાતમાં થતી અપવર્ત્તનાનો વિધિ કહે છે—

**निव्वाघाए एवं ठिइघातो एत्थ होइ वाघाओ ।**
**वाघाए समऊणं कंडगमइत्थावणा होइ ॥१४॥**

निर्व्याघाते एवं स्थितिघातोऽत्र भवति व्याघातः।
व्याघाते समयोनं कण्डकमतीत्थापना भवति ॥१४॥

અર્થ—નિર્વ્યાઘાતે આ પ્રમાણે અપવર્ત્તના સમજવી. અહિં વ્યાઘાત એટલે સ્થિતિઘાત કહેવાય છે. વ્યાઘાતે સમયોન કંડકપ્રમાણસ્થિતિ અતીત્થાપના છે.

ટીકાનુ૦—ઉપર જે અપવર્ત્તનાનું સ્વરૂપ કહ્યું તે વ્યાઘાતના અભાવમાં સમજવું. વ્યાઘાતમાં અપવર્ત્તના અન્ય રીતે થાય છે, જે હવે કહેવામાં આવે છે. અપવર્ત્તનાના વિષયમાં સ્થિતિઘાતનેજ વ્યાઘાત કહેવામાં આવે છે. તે વ્યાઘાત જ્યારે પ્રાપ્ત થાય ત્યારે એટલે કે જ્યારે સ્થિતિઘાત કરે ત્યારે સમયોન કંડક પ્રમાણ સ્થિતિ અતીત્થાપના થાય છે. અહિં સમય ન્યૂન શા માટે કહેવામાં આવે છે? તેના ઉત્તરમાં કહે છે કે—ઉપરની–છેલ્લી સમયમાત્ર સ્થિતિની અપવર્ત્તના કરે ત્યારે અપવર્ત્તાતા તે સ્થિતિસ્થાનક સાથે કંડક પ્રમાણ સ્થિતિ ઓળંગાય છે. એટલે કે અપવર્ત્તાતા તે ચરમસ્થાનકના દલિકને અપવર્ત્તાતા તે ચરમસ્થાનક સાથે કંડક પ્રમાણ સ્થિતિસ્થાનકો ઓળંગી નીચેના સ્થાનકોમાં નાખે છે માટે અપવર્ત્તાતા તે સમય વિના કંડક પ્રમાણ સ્થિતિ અતીત્થાપના થાય છે. કંડક એટલે શું અને તેનું કેટલું પ્રમાણ છે તે નીચેની ગાથામાં કહેવાશે. ૧૪

આ ગાથામાં કંડકનુંજ જઘન્ય ઉત્કૃષ્ટ પ્રમાણ કહે છે.

**उक्कोसं डायट्ठिई किंचूणा कंडगं जहण्णं तु।**
**पल्लासंखंसं डायट्ठिईउ जतो परमबंधो ॥१५॥**

उत्कृष्टं डायस्थितिः किञ्चिदूना कंडकं जघन्यं तु।
पल्यासंख्येयांशं डायस्थितिस्तु यतः परमबन्धः ॥१५॥

અર્થ—કંડકનું ઉત્કૃષ્ટ પ્રમાણ કંઇક ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિરૂપ ડાયસ્થિતિ છે, અને જઘન્ય પ્રમાણ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. જે સ્થિતિથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય, ત્યાંથી આરંભી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ પર્યંત સઘળી ડાયસ્થિતિ કહેવાય છે.

ટીકાનુ૦—જે સ્થિતિથી આરંભી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે તે સ્થિતિથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધીની સઘળી સ્થિતિ ડાયસ્થિતિ કહેવાય છે. અને તે કંઇક ન્યૂન ઉત્કૃષ્ટ કર્મસ્થિતિ પ્રમાણ છે. કારણ કે પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિય આત્મા અંતઃકોડાકોડી પ્રમાણ સ્થિતિબંધ કરીને અનંતર સમયે ઉત્કૃષ્ટ સંક્લેશના વશથી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે છે. એટલે અંતઃકોડાકોડીથી આરંભી ઉત્કૃષ્ટ સ્થિતિબંધ સુધીની સઘળી સ્થિતિ ડાયસ્થિતિ કહેવાય છે. અને તે ડાયસ્થિતિ અંતઃકોડાકોડી ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ પ્રમાણ હોવાથી કંઈક ન્યૂન ઉત્કૃષ્ટ કર્મ

સ્થિતિ પ્રમાણ થાય છે. તે ડાયસ્થિતિ કંડકનું ઉત્કૃષ્ટ પ્રમાણ છે. વ્યાઘાતે આ સમય ન્યૂન કંડક પ્રમાણ સ્થિતિ ઉત્કૃષ્ટ અતીત્થાપના છે. અહિં વ્યાઘાત એટલે સ્થિતિઘાત છે. એ વ્યાઘાત પ્રાપ્ત થાય ત્યારે ઉપરના સ્થાનકના દલિકને અપવર્ત્તાતી સ્થિતિ સાથે ઉપરોક્ત સ્વરૂપવાળા કંડક પ્રમાણ સ્થિતિસ્થાનકો ઓળંગી અંતઃકોડાકોડીમાં નાખે છે, માટે સમય ન્યૂન કંડક પ્રમાણ સ્થિતિ ઉત્કૃષ્ટ અતીત્થાપના કહી છે. આ ઉત્કૃષ્ટ કંડક સમયમાત્ર ન્યૂન પણ કંડક કહેવાય છે, જેને એટલી સ્થિતિની સત્તા હોય. એમ બે સમય ન્યૂન, ત્રણ સમય ન્યૂન પણ કંડક કહેવાય છે, એ પ્રમાણે ન્યૂન થતા થતા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ પણ કંડક કહેવાય છે, અને તે જઘન્ય કંડક છે. પલ્યોપમના અસંખ્યાતમાં [2] ભાગપ્રમાણ સ્થિતિ વ્યઘાતે જઘન્ય અતીત્થાપના છે.

હવે અલ્પબહુત્વ કહે છે—અપવર્તનામાં જઘન્ય નિક્ષેપ સર્વથી અલ્પ છે. કેમકે તે સમયાધિક આવલિકાના ત્રીજા ભાગ પ્રમાણ છે. તેનાથી જઘન્ય અતીત્થાપના ત્રણ સમયન્યૂન બમણી છે. નિક્ષેપથી ત્રણ સમયન્યૂન બમણી કઈ રીતે એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે.—વ્યાઘાત વિના જઘન્ય અતીત્થાપના સમય-ન્યૂન આવલિકાના બે તૃતીયાંશ ભાગ પ્રમાણ છે, એ પહેલાં કહેવાઈ ગયું છે. આવલિકાને અસત્કલ્પનાએ નવ સમય પ્રમાણ કલ્પીએ તો સમયન્યૂન બે તૃતીયાંશ ભાગ પાંચ સમય પ્રમાણ થાય. એટલી જઘન્ય અતીત્થાપના છે. જઘન્ય નિક્ષેપ સમયાધિક આવલિકાનો એક તૃતીયાંશ ભાગ છે, અને એ સમય-ન્યૂન એક તૃતીયાંશ ભાગ અસત્કલ્પનાએ ચાર સમય પ્રમાણ થાય છે. તે જઘન્ય નિક્ષેપને બમણો કરીએ અને તેમાંથી ત્રણ ન્યૂન કરીએ એટલે પાંચ સમય પ્રમાણ રહે છે કે જે અતીત્થાપનાનું જઘન્ય પ્રમાણ છે. તેથી જ એમ કહ્યું છે કે જઘન્ય નિક્ષેપથી જઘન્ય અતીત્થાપના ત્રણ સમય વડે ન્યૂન બમણી છે. તેનાથી વ્યાઘાત વિના ઉત્કૃષ્ટ અતીત્થાપના વિશેષાધિક છે. કેમકે તે પૂર્ણ એક આવલિકા પ્રમાણ છે. તેનાથી વ્યાઘાતે ઉત્કૃષ્ટ અતીત્થાપના અસંખ્યાતગુણ છે. કેમકે તે ઉત્કૃષ્ટ ડાયસ્થિતિ પ્રમાણ છે. ઉત્કૃષ્ટ ડાયસ્થિતિનું પ્રમાણ ઉપર આ ગાથામાં જ કહ્યું છે. તેનાથી ઉત્કૃષ્ટ નિક્ષેપ વિશેષાધિક છે. કેમકે તે સમયાધિક આવલિકા ન્યૂન સંપૂર્ણ કર્મસ્થિતિ પ્રમાણ છે. (અપવર્તનામાં ઉત્કૃષ્ટ

૧ આ ગ્રંથમાં કિંચૂણા પદ ઉત્કૃષ્ટ સ્થિતિના વિશેષણ તરીકે બતાવ્યું છે. એટલે ડાયસ્થિતિને કંઇક ન્યૂન કર્મ સ્થિતિ પ્રમાણ એટલે કે અંતઃકોડીકોડી ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ પ્રમાણ કહી છે. અને કર્મપ્રકૃતિમાં એજ પદને ડાયસ્થિતિના વિશેષણ તરીકે ગણ્યું છે. એટલે કંઇક ન્યૂન ડાયસ્થિતિ કંડકનું ઉત્કૃષ્ટ પ્રમાણ કહ્યું છે, તત્ત્વ બહુ શ્રુત જાણે.

૨. જેટલી સ્થિતિનો ઘાત કરે છે, તેનું દલિક ઘાત કરાતા સ્થાનકોમાં નાખતો નથી માટે ઘાત્યમાન સ્થિતિ અતીત્થાપના છે.

નિક્ષેપનું પ્રમાણ પહેલા કહેવાઇ ગયું છે.) તેનાથી સંપૂર્ણ કર્મ સ્થિતિ વિશેષાધિક છે. ઉત્કૃષ્ટ નિક્ષેપમાં જે ન્યૂન કહ્યું તે આમાં ભળી જાય છે માટે. હવે ઉદ્વર્તના અને અપવર્તનાનું સંયોગે અલ્પબહુત્વ કહે છે—ઉદ્વર્તનામાં વ્યાઘાતે જઘન્ય અતીત્થાપના અને જઘન્ય નિક્ષેપ સર્વસ્તોક છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. કેમકે તે બંને આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ છે. તેનાથી અપવર્તનામાં જઘન્ય નિક્ષેપ અસંખ્યાત ગુણ છે. કેમકે તે સમયાધિક આવલિકાના ત્રીજા ભાગ પ્રમાણ છે. આવલિકાના અસંખ્યાતમા ભાગથી સમયાધિક ત્રીજો ભાગ અસંખ્યાત ગુણ હોય છે. તેનાથી અપવર્તનામાં જઘન્ય અતીત્થાપના ત્રણસમયન્યૂન દ્વિગુણ છે કારણ ઉપર કહેવાઈ ગયું છે. તેનાથી અપવર્તનામાં જ વ્યાઘાત વિના ઉત્કૃષ્ટ અતીત્થાપના વિશેષાધિક છે. કેમકે તે પૂર્ણ આવલિકા પ્રમાણ છે. તેનાથી ઉદ્વર્તનામાં ઉત્કૃષ્ટ અતીત્થાપના સંખ્યાત ગુણ છે. કેમકે તે ઉત્કૃષ્ટ અબાધા રૂપ છે. તેનાથી અપવર્તનામાં વ્યાઘાતે ઉત્કૃષ્ટ અતીત્થાપના અસંખ્યાત ગુણ છે. કેમકે તે ઉત્કૃષ્ટ ડાયસ્થિતિ પ્રમાણ છે. તેનાથી ઉદ્વર્તનામાં ઉત્કૃષ્ટ નિક્ષેપ વિશેષાધિક છે. પ્રમાણ પહેલા કહેવાયું છે. તેનાથી અપવર્તનામાં ઉત્કૃષ્ટ નિક્ષેપ વિશેષાધિક છે, આનું પ્રમાણ પણ ઉપર કહેવાયું છે. તેનાથી સંપૂર્ણ કર્મ સ્થિતિ વિશેષાધિક છે. ૧૫

આ પ્રમાણે સ્થિતિની અપવર્તના કહી, હવે અનુભાગની ઉદ્વર્તના અપવર્તના કહેવાનો પ્રસંગ છે. તેમાં પહેલા અનુભાગની ઉદ્વર્તના કહે છે

**चरिमं नोवट्टिज्जइ जाव अणंताणि फड्डगाणि तओ।**
**उस्सकिय उव्वट्टइ उदया ओवट्टणा एवं ॥१६॥**

**चरिमं नोद्वर्त्यते यावदनन्तानि स्पर्द्धकानि ततः।**
**अवष्टकयोद्वर्तयति उदयादपवर्तनैवम् ॥ १६ ॥**

અર્થ—ચરમ સ્પર્દ્ધકની ઉદ્વર્તના કરતો નથી, યાવત્ અનન્તા સ્પર્દ્ધકોની ઉદ્વર્તના કરતો નથી. નીચે ઉતરી સમયમાત્ર સ્થિતિગત સ્પર્દ્ધકની ઉદ્વર્તના કરે છે. ઉદય સમયથી આરંભી અનુભાગની અપવર્તના સ્થિતિ અપવર્તનાની જેમ પ્રવર્તે છે.

ટીકાનુ૦—ચરમ અનુભાગ સ્પર્દ્ધકની ઉદ્વર્તના કરતો નથી, દ્વિચરમ સ્પર્દ્ધકની કરતો નથી, ત્રિચરમની કરતો નથી, એમ યાવત્ ચરમ સ્પર્દ્ધકથી આરંભી અનંતા સ્પર્દ્ધકની ઉદ્વર્તના કરતો નથી. અહીં તાત્પર્યાર્થ આ પ્રમાણે છે–સત્તાની સમાન સ્થિતિનો બંધ થતો હોય ત્યારે કે સત્તાથી અધિક સ્થિતિનો બંધ થતો હોય ત્યારે જે સ્થિતિની ઉદ્વર્તના થાય છે, તે સ્થિતિ

સ્થાનકમાં રહેલા રસસ્પર્ધકોની–દલિકોના રસની પણ ઉદ્વર્ત્તના થાય છે. તથા ઉદ્વર્ત્યમાન સ્થિતિના દલિકોનો જ્યાં નિક્ષેપ થાય છે, તેમાં ઉદ્વર્ત્યમાન રસ-સ્પર્દ્ધકોનો પણ નિક્ષેપ થાય છે. એટલે કે તેની સમાન રસવાળા થાય છે. આ નિયમને અનુસરીને જેમ સ્થિતિની ઉદ્વર્ત્તનામાં વ્યાઘાતના અભાવે ઉપરના સ્થાન-કથી આવલિકાનો અસંખ્યાતમો ભાગ અને આવલિકા પ્રમાણ સ્થાનકોની ઉદ્વર્ત્તના કરતો નથી, તેમ તેટલા સ્થિતિસ્થાનકોમાંના દળના રસસ્પર્દ્ધકની પણ ઉદ્વર્ત્તના કરતો નથી. તાત્પર્ય એ કે–સર્વોપરીતન આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિરૂપ જે નિક્ષેપ છે, તેના તથા તેની નીચેના અતીત્થાપનાવલિકા પ્રમાણ જે સ્થિતિસ્થાનકો છે તેના રસસ્પર્ધ્ધકની ઉદ્વર્ત્તના તથાસ્વભાવે કરતો નથી. પરંતુ તેની નીચેના સમયમાત્ર સ્થિતિગત જે સ્પર્ધ્ધકો છે, તેની ઉદ્વર્ત્તના કરે છે. અને કરીને અતીત્થાપનાવલિકા ગત અનન્ત સ્પર્દ્ધકો ઓળંગી ઉપરના–છેવટના આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલા સ્પર્દ્ધકોમાં નાખે છે. એટલે કે ઉદ્વર્ત્યમાન રસસ્પર્દ્ધકો નિક્ષેપના સ્પર્દ્ધકોના સમાન રસવાળા કરે છે. એ પ્રમાણે જેમ જેમ નીચે ઉતરે છે તેમ તેમ નિક્ષેપ વધે છે, અતીત્થાપના સર્વત્ર આવલિકા પ્રમાણ સ્થિતિ સ્થાનગત સ્પર્દ્ધકોજ રહે છે. એ પ્રમાણે જે જે સ્થાનગત રસ સ્પર્દ્ધકોની ઉદ્વર્ત્તના કરે છે, તેને તેની ઉપરના સ્થિતિસ્થાનગત સ્પર્દ્ધકથી આરંભી આવલિકા પ્રમાણ સ્થાનગત સ્પર્દ્ધકો ઓળંગી ઉપરના સ્થાનમાં નાખે છે, એટલે કે તેની સમાન રસવાળા કરે છે. એ રીતે વ્યાઘાતા-ભાવે જે સ્થિતિઓની ઉદ્વર્ત્તના કરે છે તેના રસસ્પર્દ્ધકોની પણ ઉદ્વર્ત્તના કરે છે, અને ઉમર્ત્યમાન દલિકો જ્યાં નાખે છે, રસસ્પર્દ્ધકો પણ ત્યાં નાખે છે એટલે કે તેની સમાન રસવાળા કરે છે. એ પ્રમાણે વ્યાઘાતમાં પણ સમજવું.

હવે ઉત્કૃષ્ટ નિક્ષેપ કેટલો છે, એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે–બંધાવ-લિકા વીત્યા બાદ સમયાધિક આવલિકાગત સ્પર્દ્ધકો છોડી શેષ સઘળા સ્પર્દ્ધકો નિક્ષેપના વિષયરૂપ છે. તેજ હકીકતને સ્પષ્ટ કરે છે–જે સ્થિતિસ્થાનમાંહેના સ્પર્ધ્ધકોની ઉદ્વર્ત્તના કરે છે, તે સ્થાનમાંહેના સ્પર્ધ્ધકોનો તે સ્થાનમાંજ નિક્ષેપ કરતો નથી તેથી તે ઉદ્વર્ત્યમાન સ્થિતિસ્થાનગત સ્પર્ધ્ધકોને, તથા આવલિકામાત્રગત સ્પર્દ્ધકો અતીત્થાપના છે તેથી આવલિકા પ્રમાણ સ્થાન ગત સ્પર્દ્ધકોને, તથા બંધાવલિકા વ્યતીત થયા પછી જ કરણ યોગ્ય થાય તેથી તે બંધાવલિકાને કુલ સમયાધિક બે આવલિકાગત સ્પર્દ્ધકો છોડી શેષ સઘળા સ્થાનગત સ્પર્દ્ધકો નિક્ષેપના વિષયરૂપ થાય છે. ( તથા જેટલી સ્થિતિઓ ઉદ્વર્ત્તનાના વિષય-રૂપ છે તેટલી સ્થિતી માંહેના રસસ્પર્દ્ધકો પણ ઉદ્વર્ત્તનાના વિષયરૂપ છે. )

હવે આ વિષયમાં અલ્પબહુત્વ કહે છે–જઘન્યનિક્ષેપ સર્વથી અલ્પ છે. કેમકે તે માત્ર આવલિકાના અસંખ્યાતમા ભાગમાં રહેલ સ્પર્દ્ધકના વિષયરૂપ છે. તેનાથી

અતીત્થાપના અનંતગુણ છે. કેમકે નિક્ષેપના વિષયરૂપ સ્પર્દ્ધકોથી અતીત્થાપનાવલિકાના વિષયરૂપ સ્પર્દ્ધકો અનંતગુણ છે. એ પ્રમાણે સર્વત્ર રસના વિષયમાં અનંતગુણપણુ સ્પર્દ્ધકની અપેક્ષાએ સમજવું. તેનાથી ઉત્કૃષ્ટ નિક્ષેપ અનંતગુણ છે. તેનાથી કુલ અનુભાગ વિશેષાધિક છે. આ રીતે રસોદ્વર્ત્તનાનું સ્વરૂપ કહ્યું.

હવે અતિદેશ–ભલામણ દ્વારા રસાપવર્ત્તનાનું સ્વરૂપ કહે છે.–જે રીતે ઉપર રસની ઉદ્વર્ત્તના કહી તે રીતે રસની અપવર્ત્તના પણ કહેવી. માત્ર ઉદય સમયથી આરંભી સ્થિતિની અપવર્ત્તનાની જેમ કહેવી. તાત્પર્ય એ કે જે સ્થિતિસ્થાનકની અપવર્ત્તના થાય છે, તે સ્થિતિસ્થાનમાંહેના રસસ્પર્દ્ધકોની પણ અપવર્ત્તના થાય છે. અને અપવર્ત્યમાન સ્થિતિના દલિકો જેમાં નાખે છે, રસસ્પર્દ્ધકોનો પણ તેમાં નિક્ષેપ કરે છે.–એટલે કે અપવર્ત્યમાન રસસ્પર્દ્ધકોને નિક્ષેપના સ્પર્દ્ધકોની સમાન શક્તિવાળા કરે છે. હવે કયા સ્થિતિસ્થાનમાંહેના રસસ્પર્દ્ધકોની અપવર્ત્તના થાય છે અને તેનો નિક્ષેપ કયાં થાય છે તે કહે છે–પ્રથમ સ્પર્દ્ધકની અપવર્ત્તના કરતો નથી, બીજા સ્પર્દ્ધકની અપવર્ત્તના કરતો નથી, ત્રીજા સ્પર્દ્ધકની પણ કરતો નથી એમ યાવત આવલિકામાત્ર સ્થિતિગત સ્પર્દ્ધકની અપવર્ત્તના કરતો નથી પરંતુ તેના ઉપરના સ્થાનગત સ્પર્દ્ધકની અપવર્ત્તના કરે છે. તેમાં જ્યારે ઉદયાવલિકાથી ઉપરના સમયમાત્ર સ્થિતિગત સ્પર્દ્ધકની અપવર્ત્તના કરે ત્યારે તેનો આવલિકાના સમયન્યૂન બે તૃતીયાંશ સ્થિતિસ્થાનગત સ્પર્દ્ધકો ઓળંગી ઉદયસ્થાનથી આરંભી આવલિકાના સમયાધિક એક તૃતીયાંશ સ્થિતિસ્થાનગત સ્પર્દ્ધકોમાં નિક્ષેપ કરે છે. જ્યારે ઉદયાવલિકાથી ઉપરના બીજા સમયમાત્ર સ્થિતિગત સ્પર્દ્ધકની અપવર્ત્તના કરે ત્યારે પૂર્વોક્ત આવલિકાના સમયોન બે તૃતીયાંશ ભાગ પ્રમાણ અતીત્થાપના સમયમાત્ર સ્થિતિગત સ્પર્દ્ધક વડે અધિક સમજવી. નિક્ષેપના સ્પર્દ્ધકો તો તેટલા જ જાણવા. એ પ્રમાણે સમયસમયની વૃદ્ધિએ અતીત્થાપના ત્યાંસુધી વધારવી યાવત્ આવલિકા પૂર્ણ થાય. ત્યારબાદ અતીત્થાપના સર્વત્ર આવલિકા પ્રમાણ સ્થિતિસ્થાનગત સ્પર્દ્ધકરૂપ જ રહે છે, નિક્ષેપ વધે છે. આ પ્રમાણે વ્યાઘાતના અભાવે અપવર્ત્તનાનું સ્વરૂપ સમજવું.

વ્યાઘાતમાં સમયમાત્ર સ્થિતિગત સ્પર્દ્ધકવડે ન્યૂન અનુભાગકંડક અતીત્થાપના જાણવી. કંડકનું પ્રમાણ અને સમયન્યૂન પણાનું કારણ વિગેરે જેમ પહેલા સ્થિ-

૧ અહિં એટલું વિશેષ સમજવાનું કે ઉદ્વર્ત્તના બંધની સાથે સંબંધ રાખે છે એટલે જેટલી સ્થિતિ કે રસ બંધાય તેની સમાન સત્તાગત સ્થિતિ અને રસને કરે છે, અધિક કરતો નથી. પરંતુ અપવર્ત્તનાનો બંધની સાથે સંબંધ નથી. એટલે અપવર્ત્યમાન રસસ્પર્દ્ધકોનો જેમાં નિક્ષેપ થાય છે તેની સમાન રસવાળા તો થાય છે, પરંતુ અત્યંત વિશુદ્ધ પરિણામને યોગે તેનાથી–બંધ દ્વારા પ્રાપ્ત થયેલા સત્તાગત સ્પર્દ્ધકોથી પણ અત્યંત હીન રસવાળા થાય છે. જેમ કિટ્ટિઓમાં.

તિની અપવર્ત્તનામાં કહ્યું છે તેમ અહિં પણ સમજવું. ૧૬

ગઇ ગાથામાં જે હકીકત કહી તેને જ અહિં સ્પષ્ટ કરે છે—

**अइत्थावणाइयाओ सण्णाओ दुसुवि पुव्ववुत्ताओ।**
**किंतु अणंतअभिलावेण फड्डगा तासु वत्तव्वा॥१७॥**

**अतीत्थापनाद्याः संज्ञाः द्वयोरपि पूर्वप्रोक्ताः।**
**किन्तु अनन्ताभिलापने स्पर्द्धकानि तयोर्वक्तव्यानि॥१७॥**

અર્થ—રસની ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના એ બંનેમાં અતીત્થાપના આદિ સંજ્ઞાઓ પૂર્વે કહેલ છે તે પ્રમાણે સમજવી. માત્ર તે બંનેમાં સ્પર્દ્ધકો અનંતાભિલાપે કહેવા.

ટીકાનુ૦—અનુભાગની ઉદ્વર્ત્તના અને અનુભાગની અપવર્ત્તનામાં જઘન્ય અતીત્થાપના, ઉત્કૃષ્ટ અતીત્થાપના આદિ શબ્દથી જઘન્ય નિક્ષેપ અને ઉત્કૃષ્ટ નિક્ષેપ એ આદિ સંજ્ઞાઓ પૂર્વે કહી છે તે પ્રમાણે જ જાણવી. એટલે કે સ્થિતિની ઉદ્વર્ત્તના અને અપવર્ત્તનામાં અતીત્થાપના અને નિક્ષેપનું જે જઘન્ય ઉત્કૃષ્ટ પ્રમાણ કહ્યું છે તે અહિં પણ સમજવું. કેમકે જે સ્થિતિની ઉદ્વર્ત્તના કે અપવર્ત્તના થાય છે તે જ સ્થાનગત સ્પર્દ્ધકની પણ ઉદ્વર્ત્તના અપવર્ત્તના થાય છે. સ્થિતિની ઉદ્વર્ત્તના અપવર્ત્તનામાં જે સ્થિતિ સ્થાનગત દલિકનો જ્યાં નિક્ષેપ થાય છે, તે સ્થાનગત રસસ્પર્દ્ધકનો પણ ત્યાં જ નિક્ષેપ થાય છે. અહિં માત્ર એટલું વિશેષ છે કે નિક્ષેપ અને અતીત્થાપનાદિ રૂપ સંજ્ઞાઓમાં સ્પર્દ્ધકો અનંતપ્રમાણ[1] કહેવા. એ પ્રમાણે જ યથાસ્થળે કહેલ છે.

હવે આ અનુભાગની અપવર્ત્તનામાં અલ્પબહુત્વ કહે છે-જઘન્ય નિક્ષેપ સર્વથી અલ્પ છે. આવલિકાનો સમયાધિક એક તૃતીયાંશ ભાગ છે માટે. તેનાથી જઘન્ય અતીત્થાપના અનંતગુણ છે. આવલિકાના સમયન્યૂન બે તૃતીયાંશ ભાગ છે માટે. તેનાથી વ્યાઘાતે અતીત્થાપના અનંતગુણ છે. સમયન્યૂન કંડક પ્રમાણ છે માટે. વ્યાઘાતે કંડકનું પ્રમાણ પહેલાં કહ્યું છે. તેનાથી ઉત્કૃષ્ટ અનુભાગ કંડક વિશેષાધિક છે. કેમકે તે અતીત્થાપનાથી એક સમયગત સ્પર્દ્ધકવડે અધિક છે. તેનાથી ઉત્કૃષ્ટ નિક્ષેપ વિશેષાધિક છે. તેનાથી સર્વ અનુભાગ વિશેષાધિક છે. ૧૭

આ બે ગાથામાં સૂત્રકાર ઉદ્વર્ત્તના અપવર્ત્તનાનું સંયોગે અલ્પબહુત્વ કહેછે—

**थोवं पएसगुणहाणि अंतरे दुसु वि हीण निक्खेवो।**

---

૧ પ્રતિસ્થિતિસ્થાન અનંત સ્પર્દ્ધક પ્રમાણ હોય છે. એટલે ઉદ્વર્ત્તના અનન્ત સ્પર્દ્ધકની થાય છે, તેમજ તેનો નિક્ષેપ પણ અનંત સ્પર્દ્ધકમાં થાય છે. એટલે ઉપર નિક્ષેપ અને અતીત્થાપના આદિ સંજ્ઞાઓમાં રસ સ્પર્દ્ધકોનો અનંત શબ્દ વડે અભિલાપ કરવાનું કહ્યું છે.

तुल्लो अणंतगुणिओ दुसु वि अइत्थावणा चेवं ॥१८॥
तत्तो वाघायणुभागकंडगं एक्कवग्गणाहीणं ।
उक्कोसो निक्खेवो तुल्लो सविसेस संतं च ॥१९॥

स्तोकं प्रदेशगुणहान्यन्तरे (स्पर्द्धकजातं) द्वयोरपि हीननिक्षेपः ।
तुल्यः अनन्तगुणिता द्वयोरपि अतित्थापना चैवम् ॥१८॥
ततो व्याघातेऽनुभागकण्डकं एकवर्गणाहीनम् ।
उत्कृष्टो निक्षेपः तुल्यः सविशेषं सच्च ॥१९॥

અર્થ—પ્રદેશની ગુણવૃદ્ધિ કે હાનિના આંતરે રહેલ સ્પર્દ્ધકો અતિ અલ્પ છે. તેનાથી બંનેમાં–ઉદ્વર્તનાપવર્તનામાં જઘન્ય નિક્ષેપ અનંતગુણ છે, પરસ્પર તુલ્ય છે. તેનાથી બંનેમાં અતીત્થાપના અનંતગુણ છે, અને एवं–પરસ્પર તુલ્ય છે, તેનાથી વ્યાઘાતે એક વર્ગણા હીન અનુભાગ કંડક અનંતગુણ છે. તેનાથી બંનેમાં ઉત્કૃષ્ટ નિક્ષેપ વિશેષાધિક છે, પરસ્પર તુલ્ય છે. તેનાથી કુલ સત્તા વિશેષાધિક છે.

ટીકાનુ૦—એક સ્થિતિમાં–સ્થિતિસ્થાનમાં રહેલ કર્મ વર્ગણાઓના ચડતી ચડતી રસાણુવાળી વર્ગણાના ક્રમે જેટલા સ્પર્ધકો થાય, તેને ક્રમશઃ આ પ્રમાણે સ્થાપવા–સર્વ જઘન્ય રસ વાળું સ્પર્ધક પહેલું, વિશેષાધિક રસવાળું બીજું, તેનાથી વિશેષાધિક રસવાળું ત્રીજું, યાવત્ સર્વોત્કૃષ્ટ રસવાળું છેલ્લું. તેમાં પહેલા સ્પર્ધકથી આરંભી અનુક્રમે પછી પછીના સ્પર્દ્ધકો પ્રદેશની અપેક્ષાએ હીન હીન હોય છે. કેમકે અધિક અધિક રસવાળા સ્પર્દ્ધકો તથાસ્વભાવે હીન હીન પ્રદેશવાળા હોય છે. અને છેલ્લા સ્પર્દ્ધકથી આરંભી પશ્ચાનુપૂર્વિએ અનુક્રમે પ્રદેશની અપેક્ષાએ વિશેષાધિક વિશેષાધિક હોય છે. તેની અંદર દ્વિગુણવૃદ્ધિના અગર દ્વિગુણ હાનિના એક અંતરમાં જે રસસ્પર્દ્ધકનો સમુદાય હોય તે હવે પછી કહેશે તેની અપેક્ષાએ અલ્પ છે. અથવા સ્નેહપ્રત્યય સ્પર્દ્ધકના અનુભાગના વિષયમાં પ્રદેશની અપેક્ષાએ જે દ્વિગુણવૃદ્ધિ કે દ્વિગુણહાનિ કહી છે તે દ્વિગુણવૃદ્ધિ અથવા દ્વિગુણ હાનિના એક અંતરમાં જે અનુભાગ પટલ–રસનો સમૂહ–કુલ રસ હોય તે હવે કહેશે તેનાથી અલ્પ છે. તેનાથી ઉદ્વર્તના અને અપવર્તના એ બંનેમાં જઘન્ય નિક્ષેપ અનંતગુણ છે, પરસ્પર તુલ્ય છે. જો કે ઉદ્વર્તનામાં જઘન્ય નિક્ષેપ આવલિકાના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિમાં રહેલ સ્પર્દ્ધકો છે, અને અપવર્તનામાં આવલિકાના સમયાધિક ત્રીજા ભાગ પ્રમાણ સ્થિતિમાં રહેલ સ્પર્દ્ધકો છે, તો પણ શરૂઆતની સ્થિતિઓમાં સ્પર્દ્ધકો અલ્પ હોય છે, અને છેલ્લી સ્થિતિઓમાં ઘણા

હોય છે માટે સ્થિતિમાં હીનાધિકપણું હોવા છતા સ્પર્દ્ધકની અપેક્ષાએ બંનેમાં નિક્ષેપ તુલ્ય છે. આ પ્રમાણે અતીત્થાપનાના વિષયમાં પણ તુલ્યપણું સમજી લેવું. નિક્ષેપથી ઉદ્વર્ત્તના અપવર્ત્તના એ [1]બંનેમાં અતીત્થાપના અનંતગુણ છે, અને પરસ્પર તુલ્ય છે. તેનાથી વ્યાઘાતે સમયમાત્ર સ્થિતિમાં રહેલ સ્પર્દ્ધકના સમુદાયરૂપ એક [2]વર્ગણાવડે હીન અનુભાગ કંડક અનંતગુણ છે. તેનાથી ઉદ્વર્ત્તના અપવર્ત્તનામાં ઉત્કૃષ્ટ નિક્ષેપ વિશેષાધિક છે, પરસ્પર તુલ્ય છે. તેનાથી પૂર્વબદ્ધ અથવા બંધાતી કુલ અનુભાગની સત્તા વિશેષાધિક છે. કેમકે તે સમયાધિક અતીત્થાપનાવલિકાગત પૂર્વબદ્ધ સ્પર્દ્ધકોવડે અને બંધાતા સ્પર્દ્ધકોવડે અધિક છે. ૧૮-૧૯

આ ગાથામાં ઉદ્વર્ત્તના અપવર્ત્તના વિષયમાં કાલનિયમ અને વિષયનિયમ કહે છે.—

**आबंधं उव्वट्टइ सव्वत्थोवट्टणा टितिरसाणं ।**
**किट्टिवज्जे उभयं किट्टिसु ओवट्टणा एक्का ॥२०॥**

**आ बन्धमुद्वर्त्तयति सर्वत्रापवर्त्तना स्थितिरसयोः ।**
**किट्टीवर्जे उभयं किट्टिषु अपवर्त्तना एका ॥२०॥**

અર્થ—બંધ સુધી જ ઉદ્વર્ત્તના થાય છે. સ્થિતિ રસની અપવર્ત્તના સર્વત્ર પ્રવર્ત્તે છે. કિટ્ટિ સિવાયના દલિકમાં બંને પ્રવર્ત્તે છે, અને કિટ્ટિઓમાં એક અપવર્ત્તના જ પ્રવર્ત્તે છે.

ટીકાનુ૦—જ્યાં સુધી જે કર્મ કે કર્મપ્રકૃતિઓ બાંધે છે, ત્યાં સુધી જ તેના સ્થિતિ-રસની ઉદ્વર્ત્તના કરે છે. જેનો જેનો બંધ વિચ્છેદ થાય છે તેના તેના સ્થિતિરસની ઉદ્વર્ત્તના કરતો નથી. અને સ્થિતિ-રસની અપવર્ત્તના બંધ હોય કે ન હોય સર્વત્ર પ્રવર્ત્તે છે. અપવર્ત્તનામાં બંધ સાથે સંબંધ નથી. આ પ્રમાણે કાળનો નિયમ કહ્યો. અથવા **आबन्धः** એટલે જેટલી સ્થિતિ કે જેટલા રસનો બંધ થાય છે, સત્તાગત તેટલી સ્થિતિની અને તેટલા સ્થિતિસ્થાનગત રસસ્પર્દ્ધકની ઉદ્વર્ત્તના થાય છે; પરંતુ અધિક સ્થિતિ કે રસની ઉદ્વર્ત્તના થતી નથી[3] અપ-

૧ રસોદ્વર્ત્તનામાં અતીત્થાપના આવલિકાનો અસંખ્યાતમો ભાગ છે, અને રસાપવર્ત્તનામાં સમયન્યૂન આવલિકાના બે તૃતીયાંશ ભાગ છે છતાં ઉપરોક્ત યુક્તિએ બંનેમાં સ્પર્દ્ધકો જ્ઞાનિમહારાજે સરખા કહ્યા છે.

૨ અહિં એક વર્ગણાનો અર્થ એક સ્થિતિસ્થાનમાં રહેલ સ્પર્દ્ધકનો સમૂહ થાય છે.

૩ જેટલી સ્થિતિ કે જેટલો રસબંધ થાય ત્યાં સુધી સત્તામાંહેની સ્થિતિ અને રસ વધે. સત્તાની સમાન સ્થિતિ કે રસ બંધાય ત્યારે અને સત્તાથી અધિક સ્થિતિ અને રસ બંધ થાય ત્યારે ઉદ્વર્ત્તના કઇ રીતે થાય તે હકીકત તો કહેવાઇ ગઇ છે. પરંતુ એવું બને

વર્ત્તનાનો બંધ સાથે સંબંધ નહિ હોવાથી બંધપ્રમાણથી સત્તાગત સ્થિતિ કે રસ વધારે હોય અથવા અલ્પ હોય તોપણ અપવર્ત્તના પ્રવર્ત્તે છે. તથા જે કર્મ-દલિકનો રસ કિટ્ટિરૂપ થયો નથી, તેમાં ઉદ્વર્ત્તના અપવર્ત્તના બંને પ્રવર્ત્તે છે. કિટ્ટીરૂપે થયેલ રસમાં માત્ર અપવર્ત્તના જ પ્રવર્ત્તે છે, ઉદ્વર્ત્તના પ્રવર્ત્તતી નથી. આ સઘળો વિષય નિયમ કહ્યો.

આ પ્રમાણે વઢવાણ શહેર નિવાસી હીરાલાલ
દેવચંદે કરેલ ઉદ્વર્ત્તના અપવર્ત્તના
કરણનો અનુવાદ સમાપ્ત થયો.



કે સત્તાથી બંધ ઓછો થાય ત્યારે ઉદ્વર્ત્તના થાય કે નહિ અને થાય તો કઇ રીતે થાય? દાખલા તરીકે દશકોડાકોડી સાગરની સત્તા છે અને બંધ પાંચ કોડા કોડી સાગરપ્રમાણ થાય ત્યારે કઇ રીતે ઉદ્વર્ત્તના થાય? અહિં અથવા आबन्धः કહીને જે હકીકત કહી છે તે ઉપરથી એમ સમજાય છે કે—પાંચસો વરસ પ્રમાણ અબાધા છોડી પાંચસો વરસ ન્યૂન પાંચ કોડાકોડી પ્રમાણ સત્તાગત સ્થાનોની ઉદ્વર્ત્તના થઇ શકે. એટલે કે અબાધાના ઉપરના સ્થાનની ઉદ્વર્ત્તના થાય તો તેના દલિકો તેની ઉપરના સ્થાનકથી આવલિકા પ્રમાણ અતીત્થાપના ઓળંગી સમયાધિક આવલિકા અધિક પાંચસો ન્યૂન પાંચ કોડાકોડી માંહેના સ્થાનકોમાં નિક્ષેપ થાય. રસની ઉદ્વર્ત્તના પણ એ પ્રમાણે થાય. મતલબમાં બંધ સ્થિતિ સુધી જ સત્તાગત સ્થિતિ વધે. સત્તાગત રસ પણ જેટલો બંધાયો હોય તેની સમાન થાય. સત્તાગત સ્થિતિ અને રસ બંધાતી સ્થિતિ કે રસથી વધી શકે નહિ. કેમકે ઉદ્વર્ત્તનાનો બંધ સાથે જ સંબંધ છે.

ॐ ह्रीँ अर्हं नमः

# उदीरणाकरण

આ પ્રમાણે ઉદ્વર્ત્તના તથા અપવર્ત્તનાકરણનું સ્વરૂપ કહ્યું. હવે કર્મપ્રકૃતિમાં કહેલ ક્રમને અનુસરી ઉદીરણાકરણનું સ્વરૂપ કહેવા યોગ્ય છે. તેમાં આટલા વિષયો છે, અને તે આ પ્રમાણે છે–લક્ષણ, ભેદ, સાદ્યાદિનું નિરૂપણ, અને સ્વામિત્વ. તેમાં પ્રથમ લક્ષણ અને ભેદના સ્વરૂપના પ્રતિપાદન માટે નીચેની ગાથા કહે છે. તેમાં અર્ધ્ધી ગાથા વડે લક્ષણ, અને અર્ધ્ધી ગાથા વડે ભેદનું સ્વરૂપ કહ્યું છે.

**जं करणेणो कड्डिय दिज्जइ उदए उदीरणा एसा ।**
**पगतिट्ठितिमाइ चउहा मूलुत्तरभेयओ दुविहा ॥१॥**

**यत्करणेनापकृष्य दीयते उदये उदीरणैषा ।**
**प्रकृतिस्थित्यादिचतुर्द्धा मूलोत्तरभेदतो द्विविधा ॥१॥**

અર્થ—કરણદ્વારા જે કર્મદલિકો ખેંચીને ઉદયમાં દેવાય છે, તે ઉદીરણા કહેવાય છે. તે પ્રકૃતિ સ્થિતિ આદિ ભેદે ચાર પ્રકારે છે, વળી તે સઘળા મૂળ તેમ ઉત્તરપ્રકૃતિના ભેદે બબ્બે પ્રકારે છે.

ટીકાનુ૦—કષાય યુક્ત કે કષાય સિવાયની જે વીર્ય પ્રવૃત્તિ દ્વારા ઉદયાવલિકાની બહીવર્ત્તી–ઉપરના સ્થાનકોમાં રહેલા કર્માણુઓને ખેંચીને ઉદયાવલિકામાં દેવાય–નંખાય તે દલિકોનો ઉદયાવલિકામાં પ્રક્ષેપ થાય એટલે કે ઉદયાવલિકાના સ્થાનકોમાં રહેલ દલિકો સાથે ભોગવાય–તેવા કરાય તે ઉદીરણા કહેવાય છે. કહ્યું છે કે–'ઉદયાવલિકાની ઉપરની સ્થિતિઓમાં રહેલ દલિકોને કષાયયુક્ત કે કષાય વિનાની જે વીર્યપ્રવૃત્તિ દ્વારા ખેંચીને ઉદયાવલિકામાં પ્રવેશ કરાવાય તે ઉદીરણા કહેવાય છે'. તે ઉદીરણા પ્રકૃતિ સ્થિતિ આદિના ભેદે ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે–પ્રકૃત્યુદીરણા, સ્થિત્યુદીરણા, અનુભાગોદીરણા અને પ્રદેશોદીરણા. વળી તે દરેક મૂળ પ્રકૃતિઓના ભેદે અને ઉત્તરપ્રકૃતિઓના ભેદે બબ્બે પ્રકારે છે, તેમાં મૂળ પ્રકૃતિના ભેદે આઠ પ્રકારે અને ઉત્તરપ્રકૃતિઓના ભેદે એકસો અઠ્ઠાવન પ્રકારે છે. ॥૧॥

આ પ્રમાણે ઉદીરણાના લક્ષણ અને ભેદનું સ્વરૂપ કહ્યું. હવે સાદ્યાદિપ્રરૂપણા કરવી જોઈયે, તે બે પ્રકારે છે.–૧ મૂળ કર્મ વિષયક, ૨ અને ઉત્તરપ્રકૃતિ વિષયક. તેમાં પહેલા મૂળ કર્મ વિષયક સાદ્યાદિ પ્રરૂપણા કરે છે.—

**वेयणीय मोहणीयाण होइ चउहा उदीरणाउस्स ।**
**साइअधुवा सेसाण साइवज्जा भवे तिविहा ॥२॥**

**वेदनीयमोहनीययोर्भवति चतुर्द्धोदीरणाऽऽयुषः।**
**सादिरध्रुवा शेषाणां सादिवर्ज्जा भवेत्रिविधा ॥२॥**

અર્થ—વેદનીય અને મોહનીયની ઉદીરણા ચાર પ્રકારે, આયુની સાદિ સાંત, અને શેષકર્મની સાદિ સિવાય ત્રણ પ્રકારે છે.

ટીકાનુ૦—વેદનીય અને મોહનીયકર્મની ઉદીરણા સાદિ અનાદિ અનંત અને સાંત એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે-વેદનીયકર્મની ઉદીરણા પ્રમત્ત સંયત ગુણસ્થાન પર્યંત થાય છે, ત્યાર બાદ તદ્યોગ્ય અધ્યવસાયના અભાવે થતી નથી. મોહનીયકર્મની ઉદીરણા ક્ષપકશ્રેણીમાં ચરમાવલિકા ન્યૂન સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનના કાળ પર્યંત થાય છે, ત્યારબાદ થતી નથી. એટલે અપ્રમત્તાદિ ગુણસ્થાનકેથી પડતા વેદનીયની, અને ઉપશાંત મોહગુણસ્થાનકેથી પડતા મોહનીય-કર્મની ઉદીરણા શરૂ થાય છે માટે સાદિ, અત્યાર સુધીમાં તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્યો આશ્રયી અનંત અને ભવ્યાત્માઓ આશ્રયી સાંત હોય છે. આયુની ઉદીરણા સાદિ સાંત છે. ઉદયાવલિકા સકલ કરણને અયોગ્ય હોવાથી પર્યંત આવલિકામાં આયુની ઉદીરણા અવશ્ય થતી નથી, માટે સાંત, ફરીપણ પરભવમાં ઉત્પત્તિના પ્રથમ સમયે પ્રવર્ત્તે છે માટે સાદિ છે. બાકીના જ્ઞાનાવરણ દર્શનાવરણ નામ ગોત્ર અને અંતરાય એ પાંચ મૂળ-કર્મપ્રકૃતિની ઉદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે, તે આ રીતે-જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયની ઉદીરણા ક્ષીણમોહગુણસ્થાનની ચરમા-વલિકા શેષ ન રહે ત્યાં સુધી સર્વ જીવોને અવશ્ય થાય છે, અને નામ ગોત્રની ઉદીરણા સયોગિ કેવલિગુણસ્થાનકના ચરમસમય પર્યંત સર્વજીવોને અવશ્ય થાય છે, માટે તે પાંચ કર્મની ઉદીરણા અનાદિ છે. ત્યાંથી પડવાનો અભાવ છે માટે સાદિ નથી. અભવ્ય આશ્રયી અનંત અને ભવ્યાત્માઓ કે જેઓ બારમે અને તેરમે ગુણસ્થાનકે જઇ તે તે કર્મની ઉદીરણાનો નાશ કરશે તેઓ આશ્રયી સાંત છે. ॥૨॥

આ પ્રમાણે મૂળ કર્મવિષયક સાદ્યાદિનું નિરૂપણ કર્યું. હવે ઉત્તરપ્રકૃતિના વિષયમાં સાદ્યાદિનું નિરૂપણ કરવા ઇચ્છતા કહે છે—

**आधुवोदयाण दुविहा मिच्छस्स चउव्विहा तिहण्णासु ।**
**मूलुत्तरपगईणं भणामि उद्दीरगा एत्तो ॥३॥**

**अध्रुवोदयानां द्विधा मिथ्यात्वस्य चतुर्विधा त्रिधान्यासु ।**
**मूलोत्तरप्रकृतीनां भणाम्युदीरका अतः ॥३॥**

અર્થ—અધ્રુવોદયી પ્રકૃતિઓની ઉદીરણા સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. ધ્રુવોદયી પ્રકૃતિઓમાં મિથ્યાત્વની ચાર પ્રકારે અને અન્ય પ્રકૃતિઓની ઉદીરણા ત્રણ પ્રકારે છે. હવે મૂળ અને ઉત્તર પ્રકૃતિઓના ઉદીરક કોણ છે તે કહું છું.

ટીકાનુ૦—મિથ્યાત્વ ઘાતિકર્મની ચૌદ, અને નામકર્મની તેત્રીસ કુલ અડતાલીસ ધ્રુવોદયી પ્રકૃતિઓને વર્જીને શેષ એકસોદશ અધ્રુવોદયી પ્રકૃતિઓની ઉદીરણા તે સઘળી પ્રકૃતિઓ અધ્રુવોદયી હોવાથી સાદિ અને સાંત એમ બે પ્રકારે છે.

ધ્રુવોદયી પ્રકૃતિઓમાં મિથ્યાત્વની ઉદીરણા સાદી અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ રીતે—જેણે સમ્યકત્વ પ્રાપ્ત કર્યું છે તેને ઉદય નહિ હોવાથી મિથ્યાત્વની ઉદીરણા થતી નથી માટે સાંત છે; સમ્યકત્વથી પડી મિથ્યાત્વે ગયેલાને ફરી ઉદીરણા થાય છે માટે સાદિ, અત્યારસુધી જેણે સમ્યકત્વ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, કોઈ કાળે સમ્યકત્વ પ્રાપ્ત કરતા નહિ હોવાથી અભવ્ય આશ્રયી અનંત અને ભવ્ય આશ્રયી સાંત છે. તથા જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, અંતરાય પાંચ, સ્થિર અસ્થિર શુભ, અશુભ, તૈજસસપ્તક અગુરૂલઘુ વર્ણાદિ વીશ અને નિર્માણ સઘળી મળી સુડતાલીસ પ્રકૃતિઓની ઉદીરણા અનાદિ અનંત અને સાંત એમ ત્રણ પ્રકારે છે. ઉપરોક્ત સુડતાલીસે પ્રકૃતિઓ ધ્રુવોદયી હોવાથી અનાદિકાળથી સઘળા જીવોને તેની ઉદીરણા પ્રવર્ત્તે છે માટે અનાદિ, અભવ્યોને અનંતકાળ પર્યંત પ્રવર્ત્તશે માટે અનંત, અને જે ભવ્યાત્માઓ ઉપરના ગુણસ્થાનકે જઇ ઉપરોક્ત પ્રકૃતિઓની ઉદીરણાનો વિચ્છેદ કરશે તેઓ આશ્રયી સાંત છે. તેમાં જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયની ઉદીરણા બારમા ગુણસ્થાનકની આવલિકા શેષ ન રહે ત્યાં સુધી થાય છે, અને નામકર્મની તેત્રીસ પ્રકૃતિઓની ઉદીરણા તેરમા ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત થાય છે, ત્યાર બાદ તેનો વિચ્છેદ થાય છે. ॥૩॥

આ પ્રમાણે સાદ્યાદિનું નિરૂપણ કર્યું. હવે અહિંથી ગ્રંથકાર કયો કયો જીવ કઈ કઈ મૂળ અને ઉત્તર કર્મપ્રકૃતિઓનો ઉદીરક છે તે કહે છે.—

**घाईणं छउमत्था उदीरगा रागिणो उ मोहस्स ।**
**वेयाऊण पमत्ता सजोगिणो नामगोयाणं ॥४॥**

**घातिनां छद्मस्था उदीरका रागिणस्तु मोहस्य ।**
**वेद्यायुषोः प्रमत्ताः सयोगिनो नामगोत्रयोः ॥४॥**

અર્થ—ઘાતિકર્મના ઉદીરક છદ્મસ્થો છે, મોહના રાગિ આત્માઓ, વેદનીય અને આયુના પ્રમત્ત સુધીના આત્માઓ, અને નામ–ગોત્રના સયોગિ ગુણસ્થાન પર્યંતવર્તી આત્માઓ છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયરૂપ ઘાતિ કર્મપ્રકૃતિઓના ચરમાવલિકા ન્યૂન ક્ષીણમોહ ગુણસ્થાન સુધીમાં વર્ત્તમાન સઘળા છદ્મસ્થ આત્માઓ ઉદીરક છે. મોહનીયકર્મના ચરમાવલિકા હીન સૂક્ષ્મસંપરાય ગુણસ્થાન સુધીના રાગિ આત્માઓ ઉદીરક છે. વેદનીય અને આયુના પ્રમત્ત ગુણસ્થાનક સુધીના સઘળા આત્માઓ ઉદીરક છે. છટ્ઠા ગુણસ્થાનક સુધીમાં પણ આયુની જ્યારે જ્યારે પર્યંતાવલિકા શેષ રહે ત્યારે ત્યારે તેમાં ઉદીરણા પ્રવર્ત્તતી નથી, તે સિવાયના કાળમાં પ્રવર્ત્તે છે. તથા નામ અને ગોત્રકર્મના સયોગિકેવલિ ગુણસ્થાન સુધીના સઘળા આત્માઓ ઉદીરક છે. ॥૪॥

આ રીતે મૂળકર્મપ્રકૃતિના ઉદીરણાના સ્વામી કહ્યા. હવે ઉત્તર પ્રકૃતિઓની ઉદીરણાના સ્વામી કહે છે—

**उवपरघायं साहारणं च इयरं तणुइ पज्जत्ता ।**
**छउमत्था चउदंसणनाणावरणंतरायाणं ॥५॥**

**उपघातं पराघातं साधारणं चेतरत् तन्वा पर्याप्ताः ।**
**छद्मस्थाश्चतुर्दर्शनज्ञानावरणान्तरायाणाम् ॥५॥**

અર્થ—ઉપઘાત પરાઘાત અને પ્રત્યેકના શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા ઉદીરક છે. દર્શનાવરણીય ચાર, જ્ઞાનાવરણ પાંચ અને અંતરાય પાંચ એ ચૌદ પ્રકૃતિના સઘળા છદ્મસ્થ જીવો ઉદીરક છે.

ટીકાનુ૦—ઉપઘાત આદિમાં ષષ્ઠીના અર્થમાં પ્રથમા વિભક્તિ થઈ છે, માટે તેનો અર્થ આ પ્રમાણે થાય છે.–ઉપઘાત, પરાઘાત સાધારણ અને इतर–પ્રત્યેક નામકર્મની ઉદીરણાના સ્વામી શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા સઘળા આત્માઓ છે. માત્ર સાધારણ નામના [1]સાધારણ શરીરી અને પ્રત્યેક નામકર્મના પ્રત્યેક શરીરી જીવો જાણવા. તથા દર્શનાવરણીય ચાર, જ્ઞાનાવરણીય પાંચ અને અંતરાય પાંચ એ ચૌદ કર્મપ્રકૃતિઓની ઉદીરણાના સ્વામી ચરમાવલિકામાં વર્ત્તમાન ક્ષીણમોહને વર્જીને શેષ સઘળા છદ્મસ્થ આત્માઓ છે. ॥૫॥

૧ સાધારણ પ્રત્યેક અને ઉપઘાત નામકર્મની ઉદીરણા અહિં શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને કહી છે. પરંતુ કર્મપ્રકૃતિમાં પ્રકૃતિસ્થાન ઉદીરણાના અધિકારમાં અને આ જ ગ્રંથમાં સપ્તતિકા સંગ્રહમાં નામકર્મના ઉદયાધિકારમાં સાધારણ પ્રત્યેક અને ઉપઘાતની ઉદીરણા શરીરસ્થને અને પરાઘાતની ઉદીરણા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને કહી છે. અહિં શરીરસ્થ એટલે ઉત્પત્તિ સ્થળે ઉત્પન્ન થયેલા, અને શરીરપર્યાપ્તા એટલે જેઓએ શરીર પર્યાપ્તિ

**तसथावराइतिगातिगआउ गईजातिदिट्ठिवेयाणं।**
**तन्नामाणूपुव्वीण किंतु ते अंतरगईए ॥६॥**
**त्रसस्थावरादित्रिक त्रिकायुर्गतिजातिदृष्टिवेदानाम्।**
**तन्नामानः आनुपूर्वीणां किन्तु ते अन्तरगतौ ॥६॥**

પૂરી કરી લીધી હોય તેવા, એટલે શરીરસ્થ અને શરીરપર્યાપ્ત એ બેમાં ભેદ છે. જ્યાં જ્યાં ઉદય કે ઉદીરણાના સ્થાનો બતાવ્યા છે ત્યાં ત્યાં એ ભેદ સ્પષ્ટ પણે સમજાય છે. જેમકે—એકેન્દ્રિયને ૨૧-૨૪-૨૫-૨૬-૨૭ એ પાંચ ઉદય કે ઉદીરણાસ્થાનો છે. તેમાં વિગ્રહગતિમાં ૨૧, પ્રત્યેક કે સાધારણ, ઉપઘાત ઔદારિક શરીર નામકર્મ અને હુંડસ્થાન મેળવીયે અને આનુપૂર્વી કાઢીયે એટલે શરીરસ્થને ૨૪ની ઉદીરણા થાય છે. ત્યારબાદ શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાત સાથે ૨૫ની ઉદીરણા થાય છે. અહિં શરીરસ્થને ૨૪ની અને શરીરપર્યાપ્તાએ પર્યાપ્તાને ૨૫ની ઉદીરણા કહી છે. કદાચ અહિં શરીરસ્થ એટલે શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા એવો જ અર્થ કરીયે તો પ્રત્યેક આદિ સાથે જ પરાઘાતની ઉદીરણા પણ શરૂ થવી જોઇયે આગળ પાછળ નહિ. કદાચ શરીરસ્થ એટલે શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા, એમ અર્થ કરીને એમ કહીએ કે શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને પહેલા પ્રત્યેકાદિની ઉદીરણા શરૂ થાય ત્યાર બાદ કેટલાએક સમય ગયા પછી પરાઘાતની ઉદીરણા શરૂ થાય તો શું વાંધો છે? એમ કહેવું એ પણ ઠીક નથી. કેમકે શરીરપર્યાપ્તિ જ્યાં સુધી પૂર્ણ થઇ નથી ત્યાં સુધીના અંતર્મુહૂર્ત્ત પર્યંત ઔદારિક આદિ પ્રકૃતિઓનો ઉદય ન હોય તે કેમ બને? ઔદારિક નામકર્મના ઉદયવિના તો ઔદારિક વર્ગણામાંથી પુદ્ગલ જ ગ્રહણ કરી શકતો નથી. અને અંતર્મુહૂર્ત્ત સુધી ઔદારિક પુદ્ગલ જ ગ્રહણ કરતો નથી એમ પણ કહી શકાય તેમ નથી. કેમકે ઉત્પત્તિસ્થાને ઉત્પન્ન થઇને જ દરેક આત્માએ ઔદારિક પુદ્ગલોને ગ્રહણ કરવાની શરૂઆત કરી દે છે. કદાચ અહિં એમ કહેવામાં આવે કે અહિં ઉદીરણા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને કહી છે. એટલે ઉદય ભલે ઉત્પત્તિસ્થળે ઉત્પન્ન થવાની સાથે જ થાય, ઉદીરણા પછી શરૂ થશે એ પણ ઠીક નથી. કેમકે ઉદય અને ઉદીરણા સાથે જ શરૂ થાય છે. વળી ઉદીરણાના સ્થાનકો જ્યાં કહ્યા છે, ત્યાં પ્રત્યેકાદિની શરીરસ્થને અને પરાઘાતની શરીરપર્યાપ્તિએ પર્યાપ્તને ઉદીરણા સ્પષ્ટ રીતે કહી છે. વળી ગાથા ૮ માં આહારી એટલે આહારપર્યાપ્તિએ પયાપ્તાને વૈક્રિય શરીરની ઉદીરણા કહી છે, પ્રત્યેકાદિની ઉદીરણા શરીરની ઉદીરણા સાથે જ થાય છે, આગળ પાછળ નહિ. વળી કર્મપ્રકૃતિ ઉદી૦ ગા. ૬ માં 'पत्तेगियरस्स उ तणुत्था' એ પદની ચૂર્ણિ આ પ્રમાણે છે. 'पत्तेयसरीरणामाए साहारणसरीरणामाए य सव्वे सरीरोदए वट्टमाणा उदीरगा' એટલે શરીર નામના ઉદયે વર્ત્તમાન પ્રત્યેક સાધારણની ઉદીરણાના સ્વામી છે એમ કહે છે. પરાઘાત માટે ગા૦ ૧૨ માં 'पराघायस्स उ देहेण पज्जत्ता' અહિં देहेण पज्जत्ता એટલે શરીર પર્યાપ્તિ એ પર્યાપ્તા સ્પષ્ટ પાઠ છે. ચૂર્ણિમાં પણ એ પ્રકારે જ છે, અહિં तणुत्था અને देहेण पज्जत्ताનો સ્પષ્ટ ભેદ જણાય છે. માટે શરીરસ્થ એટલે ઉત્પત્તિ સ્થળે ઉત્પન્ન થયેલા એ અર્થ ઠીક લાગે છે. ઉપર શરીરસ્થ એટલે શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા અર્થ કઇ રીતે કર્યો છે તે સમજાતું નથી. અહિં તત્ત્વ બહુશ્રુત જાણે.

અર્થ:—ત્રસ ત્રિક, સ્થાવર ત્રિક, આયુ, ગતિ, જાતિ, દૃષ્ટિ, અને વેદ એ સઘળી પ્રકૃતિઓની ઉદીરણાના સ્વામી તે તે નામવાળા જીવો છે. માત્ર આનુપૂર્વિની ઉદીરણાના સ્વામી વિગ્રહગતિમાં વર્ત્તમાન આત્માઓ જ છે.

ટીકાનુ૦—ત્રસાદિત્રિક-ત્રસ બાદર અને પર્યાપ્ત, સ્થાવરાદિ ત્રિક-સ્થાવર સૂક્ષ્મ અને અપર્યાપ્ત, ચાર આયુ, ચાર ગતિ, પાંચ જાતિ, ત્રણ દૃષ્ટિ-મિથ્યાત્વ મોહનીય મીશ્રમોહનીય અને સમ્યક્ત્વમોહનીય, નપુંસક આદિ ત્રણ વેદ એ સઘળી પ્રકૃતિઓની ઉદીરણાના સ્વામી તે તે નામવાળા એટલે કે તે તે પ્રકૃતિઓના ઉદયવાળા જીવો છે. જેમ કે-ત્રસનામની ઉદીરણાનાસ્વામી ત્રસ નામના ઉદયવાળા ત્રસજીવો, બાદરનામની ઉદીરણાના સ્વામી બાદરનામના ઉદયવાળા બાદર જીવો, સૂક્ષ્મનામના સૂક્ષ્મનામના ઉદયવાળા સૂક્ષ્મજીવો, એ પ્રમાણે ઉપરોક્ત તે તે પ્રકૃતિના ઉદયવાળા જીવો તે તે પ્રકૃતિની ઉદીરણાના સ્વામી છે. ભલે પછી તે જીવો વિગ્રહગતિમાં વર્ત્તતા હોય કે શરીરસ્થ હોય. આનુપૂર્વિનામકર્મની ઉદીરણાના સ્વામી તે તે આનુપૂર્વિના ઉદયવાળા જીવો છે જેમકે-નરકાનુપૂર્વીની ઉદીરણાના સ્વામી નારકો છે, એ પ્રમાણે શેષ આનુપૂર્વિ માટે પણ સમજવું. માત્ર વિગ્રહગતિમાં વર્ત્તમાન જીવો જ આનુપૂર્વીના ઉદીરક છે, કેમકે વિગ્રહગતિમાં જ તેનો ઉદય છે. ॥૬॥

**आहारी उत्तरतणु नरतिरितव्वेयए पमोत्तूणं ।**
**उद्दीरंती उरलं ते चेव तसा उवंगं से ॥७॥**

**आहारी उत्तरतनवः नरतिरश्चस्तद्वेदकान् प्रमुच्य ।**
**उदीरयन्ति उरलं ते चैव त्रसा उपाङ्गं तस्य ॥७॥**

અર્થ—આહારક શરીરિને, તથા વૈક્રિયશરીરિ દેવો નારકીઓ અને તેના વેદક મનુષ્ય તિર્યંચોને છોડી શેષ સઘળા જીવો ઔદારિક નામની ઉદીરણાના સ્વામી છે. તેજ સઘળા પરંતુ ત્રસ જીવો તેના ઉપાંગની ઉદીરણાના સ્વામી છે.

ટીકાનુ૦— આહારક શરીર જેઓએ વિકુર્વ્યું છે તેવા આહારક શરીરી આત્માઓ, વૈક્રિયશરીરી દેવો અને નારકીઓ, તથા વૈક્રિયશરીરની જેઓએ વિકુર્વણા કરી છે તેવા વૈક્રિય શરીરી મનુષ્યો અને તિર્યંચો આ સઘળાઓને છોડીને શેષ સઘળા એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને પંચેન્દ્રિય આત્માઓ

૧ વૈક્રિય અને આહારકની વિકુર્વણા કરનાર મનુષ્ય તિર્યંચને જ્યાં સુધી તે વૈક્રિય અને આહારક શરીર રહે છે, ત્યાં સુધી વૈક્રિય અને આહારક નામની જ ઉદય ઉદીરણા હોય છે, ઔદારિકની ઉદય ઉદીરણા હોતી નથી. જો કે તે વખતે ઔદારિક શરીર હયાત છે પરંતુ તે નિશ્ચેષ્ટ હોય છે.

ઔદારિકશરીર નામકર્મ ઔદારિક બંધન ચતુષ્ટય અને ઔદારિક સંઘાતનની ઉદીરણાના સ્વામી છે. તથા જે જીવો ઔદારિક શરીરની ઉદીરણાના સ્વામી છે તે સઘળા ઔદારિક અંગોપાંગ નામની ઉદીરણાના પણ સ્વામી છે, પરંતુ માત્ર ત્રસ જીવો જ સ્વામી છે. કેમકે સ્થાવરોને અંગોપાંગ નામકર્મનો ઉદય હોતો નથી.

**आहारीसुरनारग सण्णी इयरेऽनिलो उ पज्जत्तो ।**
**लद्धीए बायरो दीरगो उ वेउव्वियतणुस्स ॥८॥**

**आहारिणः सुरनारकाः संज्ञिन इतरे अनिलस्तु पर्याप्तः ।**
**लब्ध्या बादर उदीरकास्तु वैक्रियतनोः ॥८॥**

અર્થ—આહાર પર્યાપ્તિએ પર્યાપ્ત દેવો, નારકો, વૈક્રિયલબ્ધિ યુક્ત સંજ્ઞિ મનુષ્યો, તિર્યંચો, અને બાદર પર્યાપ્ત વાઉકાય વૈક્રિયશરીર નામકર્મના ઉદીરક છે.

ટીકાનુ૦—તનુસ્થ-ઉત્પત્તિસ્થાને ઉત્પન્ન થયેલા-આહાર પર્યાપ્તિએ પર્યાપ્તા દેવો અને નારકીઓ, તથા જેઓને વૈક્રિય શરીર કરવાની શક્તિ ઉત્પન્ન થયેલી છે અને તેની વિકુર્વણા કરી રહ્યા છે એવા સંજ્ઞિ મનુષ્યો અને તિર્યંચો, તથા વૈક્રિય લબ્ધિ સંપન્ન દુર્ભગનામના ઉદયવાળા બાદરપર્યાપ્ત વાઉકાય આ સઘળા જીવો વૈક્રિય શરીર નામકર્મના ઉપલક્ષણથી વૈક્રિય બંધન ચતુષ્ટય અને વૈક્રિયસંઘાતન નામની ઉદીરણાના સ્વામી છે. ॥૮॥

**तदुवंगस्सावि तेच्चिय पवणं मोत्तूण केइ नर तिरिया ।**
**आहारसत्तगस्स वि कुणइ पमत्तो विउव्वन्तो ॥९॥**

**तदुपाङ्गस्यापि ते एव पवनं मुक्त्वा केऽपि नरतिर्यञ्चः ।**
**आहारकसप्तकस्यापि करोति प्रमत्तः विकुर्वन् ॥९॥**

અર્થ—વાયુકાય છોડીને વૈક્રિય અંગોપાંગના પણ તેજ જીવો ઉદીરક છે. માત્ર કેટલાએક મનુષ્ય તિર્યંચો ઉદીરક છે. આહારક સપ્તકની વિકુર્વણા પમત્ત સંયતો કરે છે.

ટીકાનુ૦—વૈક્રિય અંગોપાંગ નામની ઉદીરણાના સ્વામી પણ વાયુકાય જીવોને અંગોપાંગ નહિ હોવાથી તેઓને છોડી આઠમી ગાથામાં કહ્યા તે જ દેવાદિ આત્માઓ કે જેઓ વૈક્રિયશરીરનામના ઉદીરક છે તેઓ સઘળા છે. માત્ર મનુષ્ય તિર્યંચોમાંના થોડા જ વૈક્રિયશરીર અને વૈક્રિય આંગોપાંગનામના ઉદીરક છે. કારણ કે કેટલાએક તિર્યંચ મનુષ્યો જ વૈક્રિયલબ્ધિ યુક્ત હોય છે. જેઓને તેની લબ્ધિ હોય તેઓ જ તેને વિકુર્વી શકે છે. તથા આહારકસપ્તકની વિકુર્વણા કરતા લબ્ધિયુક્ત ચૌદ પૂર્વધર પ્રમત્તસંયત આત્માઓ તેની ઉદીરણા કરે

છે, એટલે તેની [1]ઉદીરણાના તેઓ સ્વામી છે. ॥૯॥

**तेत्तीसं नामधुवोदयाण उदीरगा सजोगीओ ।**
**लोभस्स उ तणुकिट्टीण होंति तणुरागिणो जीवा ॥१०॥**

**त्रयस्त्रिंशतां नामध्रुवोदयानां उदीरकाः सयोगिनः ।**
**लोभस्य तु तनुकिट्टीनां भवन्ति तनुरागिणो जीवाः ॥१०॥**

અર્થ—નામની ધ્રુવોદયી તેત્રીસ પ્રકૃતિઓના સયોગિ સુધીના જીવો ઉદીરક છે. લોભની સૂક્ષ્મ કિટ્ટીઓના તનુરાગિ–સૂક્ષ્મસંપરાયવર્ત્તિ આત્માઓ ઉદીરક છે.

ટીકાનુ૦—નામકર્મની ધ્રુવોદયી તૈજસ સપ્તક, વર્ણાદિ વીશ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, નિર્માણ અને અગુરૂલઘુ એ તેત્રીસ પ્રકૃતિઓના સયોગિ કેવલિ ગુણસ્થાન સુધીમાં વર્ત્તતા સઘળા આત્માઓ ઉદીરણાના સ્વામી છે. તથા ચરમાવલિકા છોડી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનવર્ત્તી આત્માઓ લોભ સંબંધી સૂક્ષ્મ કિટ્ટીઓની ઉદીરણાના સ્વામી છે. ક્ષપકશ્રેણિમાં ચરમાવલિકા એ ઉદયાવલિકા છે અને તે સકલ કરણને અયોગ્ય છે, માટે તેનું વર્જન કર્યું છે. (બાદર લોભની ઉદીરણા તો નવમા ગુણસ્થાનક સુધી થાય છે, માટે બાદર લોભની ઉદીરણાના સ્વામી નવમા સુધીના આત્માઓ છે. કેવળ કિટ્ટીકૃત લોભની દશમા ગુણસ્થાનકે વર્ત્તમાન આત્માઓ જ ઉદીરણા કરે છે, કેમકે તેનો ઉદય દશમે ગુણસ્થાનકે જ હોય છે.)૧૦

**पंचिंदियपज्जत्ता नरतिरिय चउरंसउसभपुव्वाणं ।**
**चउरंसमेव देवा उत्तरतणुभोगभूमा य ॥११॥**

**पञ्चेन्द्रियपर्याप्ता नरतिर्यञ्चः समचतुरस्रवज्रर्षभपूर्वाणाम् ।**
**चतुरस्रमेव देवा उत्तरतनुभोगभूमिजाश्च ॥११॥**

અર્થ—સમચતુરસ્રાદિ સંસ્થાન અને વજ્રઋષભ સંઘયણાદિ સંઘયણના ઉદીરક પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યો છે. દેવો, ઉત્તર તનુવાળા, અને ભોગભૂમિજો સમચતુરસ્ર સંસ્થાનના જ ઉદીરક છે.

ટીકાનુ૦—શરીરપર્યાપ્તિએ [2]પર્યાપ્તા પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યો સમ-

૧ આહારક શરીર વિકુર્વી તે શરીર યોગ્ય સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો થઈ અપ્રમત્તે જાય છે, અને ત્યાં તેઓને ૨૯ અને ૩૦ એ બે નામકર્મના ઉદયસ્થાનકો હોય છે. એટલે આહારકદ્વિકની ઉદીરણા અપ્રમત્ત પણ કરે છે. છતા અલ્પ હોવાથી વિવક્ષા કરી નથી, એમ જણાય છે.

૨ અહિં પણ શરીરપર્યાપ્તાએ પર્યાપ્તા સંઘયણ સંસ્થાનના ઉદીરક કહ્યા છે, પરંતુ તનુસ્થને–ઉત્પત્તિ સ્થળે ઉત્પન્ન થયેલાને શરીરનામકર્મના ઉદયની સાથે તેઓનો ઉદય થાય

ચતુરસ્રાદિ છ સંસ્થાન અને વજ્રઋષભનારાચ સંઘયણાદિ છ સંઘયણની ઉદીરણાના સ્વામી છે ઉદય પ્રાપ્ત કર્મની જ ઉદીરણા થાય છે એવો નિયમ હોવાથી જ્યારે જે સંઘયણ કે જે સંસ્થાન ઉદય પ્રાપ્ત હોય ત્યારે તેની ઉદીરણા થાય છે અન્યની નહિ, એમ સમજવું. તથા સઘળા દેવો, ઉત્તર તનુવાળા-આહારકશરીરી અને વૈક્રયશરીરી, અને ભોગભૂમિમાં ઉત્પન્ન થયેલા સઘળા [1]યુગલિકો સમચતુરસ્ર એક સંસ્થાનની જ ઉદીરણા કરે છે. ઉદયનો અભાવ હોવાથી તેઓ અન્ય સંસ્થાનોની ઉદીરણા કરતા નથી. ૧૧

**आइमसंघयणं चिय सेढीमारुढगा उदीरेंति ।**
**इयरे हुंडं छेवट्ठगं तु विगला अपज्जत्ता ॥१२॥**

**आदिमसंहननमेव श्रेणिमारूढा उदीरयन्ति ।**
**इतरे हुण्डं सेवार्त्तं तु विकला अपर्याप्ताः ॥१२॥**

અર્થ—શ્રેણિપર આરૂઢ થયેલા પ્રથમ સંઘયણને જ ઉદીરે છે. ઇતર હુંડકને અને દ્વિન્દ્રીયાદિ ત્રસો તથા અપર્યાપ્તાઓ છેવટ્ઠા સંઘયણને ઉદીરે છે.

ટીકાનુ૦—(શ્રેણિ શબ્દથી અહિં ક્ષપકશ્રેણિ લેવાની છે. કેમકે ઉપશમ શ્રેણિ પર તો પ્રથમના ત્રણ સંઘયણ વડે આરૂઢ થઇ શકાય છે.) એટલે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયેલા આત્માઓ વજ્રઋષભનારાચ સંઘયણની જ ઉદીરણા કરે છે, ઉદયનો અભાવ હોવાથી અન્ય કોઇ પણ સંઘયણની ઉદીરણા કરતા નથી. કેમકે અન્ય કોઇ પણ સંઘયણવાળા આત્માઓ ક્ષપકશ્રેણિ પર આરૂઢ થઇ શકતા નથી. તથા इतरे ઉપર જે જીવોને જે સંસ્થાનના ઉદીરક કહ્યા તેનાથી અન્ય-એકેન્દ્રિયો, વિકલેન્દ્રિયો, નારકીઓ અને લબ્ધિ અપર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચ મનુષ્યો હુંડ સંસ્થાનની જ ઉદીરણા કરે છે. કેમકે તેઓ સઘળાને હુંડ સંસ્થાનનો જ ઉદય હોય છે, અન્ય કોઇ સંસ્થાન તેઓને ઉદયમાં હોતું નથી. તથા વિકલેન્દ્રિયો અને લબ્ધિ અપર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચ મનુષ્યો એક સેવાર્ત્ત સંઘયણની જ ઉદીરણા કરે છે. શેષ સંઘયણોનો તેઓને ઉદય નહિ હોવાથી ઉદીરણા કરતા નથી. ૧૨

**वेउव्वियआहारगउदए न नरावि होंति संघयणी ।**
**पज्जत्तबायरे च्चिय आयवउद्दीरगो भोमो ॥१३॥**

**वैक्रियाऽऽहारकोदये न नरा अपि भवन्ति संहननिनः ।**
**पर्याप्तबादर एव आतपोदीरको भौमः ॥१३॥**

---

છે અને ઉદય સાથે ઉદીરણા પણ હોય છે, માટે સંઘયણ સંસ્થાનના ઉદીરક પણ તનુસ્થ હોય એમ જણાય છે.

૧ સંઘયણમાં પણ પ્રથમ સંઘયણની જ ઉદીરણા યુગલિકો કરે છે.

અર્થ—વૈક્રિય અને આહારકના ઉદયવાળા મનુષ્યો પણ સંઘયણી હોતા નથી. પર્યાપ્ત બાદર પૃથ્વીકાયજ આતપનો ઉદીરક છે.

ટીકાનુ૦—ઉત્તરવૈક્રિય અને આહારક નામકર્મના ઉદયે વર્ત્તતા મનુષ્યો અને अपि શબ્દથી ઉત્તરવૈક્રિય શરીરી તિર્યંચો પણ કોઈ પણ સંઘયણની ઉદીરણા કરતા નથી. કેમકે સંઘયણ ઔદારિક શરીરમાં હોય છે, અન્ય શરીરોમાં હાડકા નહિ હોવાથી સંઘયણો હોતા નથી. તથા સૂર્યના વિમાનની નીચે રહેલ ખર પર્યાપ્ત બાદર પૃથ્વીકાય જીવોજ આતપની ઉદીરણાના સ્વામી છે. કેમકે અન્ય કોઈપણ જીવોને આતપનો ઉદય હોતો નથી. ૧૩

**पुढवीआउवणस्सइबायरपज्जत्त उत्तरतणू य ।**
**विगलपणिंदियतिरिया उज्जोवुद्दीरगा भणिया ॥१४॥**

**पृथिव्यम्बुवनस्पतयः बादरपर्याप्ता उत्तरतनवः ।**
**विकलेन्द्रियपञ्चेन्द्रियतिर्यञ्चः उद्योतोदीरका भणिताः ॥१४॥**

અર્થ—બાદર પર્યાપ્ત પૃથ્વીકાય અપ્કાય વનસ્પતિકાય, ઉત્તરવૈક્રિય અને આહારક શરીરી, વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિય તિર્યંચો એ સઘળા ઉદ્યોતના ઉદીરક છે.

ટીકાનુ૦—બાદર લબ્ધિ પર્યાપ્ત પૃથ્વીકાય અપ્કાય અને (પ્રત્યેક કે સાધારણ) વનસ્પતિકાય, તથા ઉત્તરવૈક્રિયશરીરી અને આહારકશરીરી, તથા પર્યાપ્ત વિકલેન્દ્રિયો, અને તિર્યંચ પંચેન્દ્રિયો આ સઘળા જીવોને તીર્થંકર પરમાત્માઓએ અને ગણધરોએ ઉદ્યોતની ઉદીરણાના સ્વામી કહ્યા છે. કેમકે આ સઘળાઓને ઉદ્યોતના ઉદયનો સંભવ છે. ઉદ્યોતનો જ્યારે અને જેઓને ઉદય હોય ત્યારે અને તેઓને ઉદ્યોતની ઉદીરણા પણ હોય છે. ૧૪

**सगला सुगतिसराणं पज्जत्तासंखवास देवा य ।**
**इयराणं नेरइया नरतिरि सुसरस्स विगला य ॥१५॥**

**सकलाः सुगतिस्वरयोः पर्याप्ता असंख्येयवर्षायुषो देवाश्च ।**
**इतरयोर्नैरयिका नरतिर्यञ्चः सुस्वरस्य विकलाश्च ॥१५॥**

અર્થ—પર્યાપ્ત પંચેન્દ્રિયો, અસંખ્ય વર્ષાયુવાળા યુગલિકો અને દેવો શુભવિહાયોગતિ અને સુસ્વરના ઉદીરક છે. તથા નારકીઓ અને કેટલાએક મનુષ્યતિર્યંચો અશુભવિહાયોગતિ અને દુઃસ્વરના ઉદીરક છે. વિકલેન્દ્રિયો સુસ્વર અને દુઃસ્વરના ઉદીરક છે.

ટીકાનુ૦—કેટલાએક પર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યો, તથા અસંખ્ય વર્ષના આયુવાળા સઘળા યુગલિકો, સઘળા દેવો પ્રશસ્ત વિહાયોગતિ અને સુસ્વર

નામની ઉદીરણાના સ્વામી છે. તથા નારકીઓ અને જેને જેને તેનો ઉદય હોય તેવા પર્યાપ્ત [1]મનુષ્ય તિર્યંચો અપ્રશસ્ત વિહાયોગતિ અને દુસ્વરની ઉદીરણાના સ્વામી છે. તથા પર્યાપ્ત વિકલેન્દ્રિયોમાંથી કેટલાએક સુસ્વરની અને કેટલાએક દુસ્વરની ઉદીરણાના સ્વામી છે લબ્ધિ અપર્યાપ્ત વિકલેન્દ્રિયાદિને વિહાયોગતિ અને સ્વરનો ઉદય હોતો નથી. ૧૫

**ऊसासस्स सरस्स य पज्जत्ता आणुपाणभासासु ।**
**जा ण निरुंभइ ते ताव होंति उद्दीरगा जोगी ॥१६॥**

**उच्छ्वासस्य स्वरस्य च पर्याप्ता आनप्राणभाषाभ्याम् ।**
**यावन्न निरुध्येते ते तावद्भवन्त्युदीरका योगिनः ॥१६॥**

**અર્થ**—આનપાન અને ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તા અનુક્રમે ઉચ્છ્વાસ અને સ્વરના ઉદીરક છે. તથા જ્યાં સુધી તે એનો રોધ થયો હોતો નથી ત્યાં સુધી તે એના સયોગિ કેવલી ઉદીરક છે.

ટીકાનુ૦—ઉશ્વાસ અને સ્વર સાથે આનપ્રાણ અને ભાષા શબ્દનો અનુક્રમે યોગ કરવો. તાત્પર્ય એ કે શ્વાસોશ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્તા સઘળા આત્માઓ ઉચ્છ્વાસ નામકર્મના ઉદીરક છે, અને ભાષાપયાપ્તિએ પર્યાપ્તા સઘળા આત્માઓ સુસ્વર અથવા દુ:સ્વર એમાંથી જેનો ઉદય હોય તેના ઉદીરક છે. પરસ્પર વિરોધી પ્રકૃતિ હોવાથી બંનેનો સાથે ઉદય હોતો નથી. જો કે પહેલા સામાન્યથી સ્વર નામના ઉદીરક પર્યાપ્તા કહી ગયા છે, છતાં 'ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તા જ સ્વરના ઉદીરક હોય છે' એ વિશેષ બતાવવા માટે અહિં ફરી કહેવામાં આવ્યું છે. તથા જ્યાં સુધી ઉચ્છ્વાસ અને ભાષાનો રોધ થયો હોતો નથી ત્યાં સુધી જ સયોગિકેવલિ આત્માઓ ઉચ્છ્વાસ અને સ્વર નામના ઉદીરક હોય છે. ત્યાર બાદ ઉદય બંધ પડી જવાથી ઉદીરણા થતી નથી. ૧૬

**नेरइया सुहुमतसा वज्जिय सुहुमा य तह अपज्जत्ता ।**
**जसकित्तुदीरगाइज्जसुभगनामाण सण्णिसुरा ॥१७॥**

**नैरयिकान् सूक्ष्मत्रसान् वर्जयित्वा सूक्ष्मांश्च तथाऽपर्याप्तान् ।**
**यशःकीर्त्तेरुदीरकाः आदेयसुभगनाम्नोः संज्ञिसुराः ॥१७॥**

**અર્થ**—નારકી, સૂક્ષ્મત્રસ, સૂક્ષ્મ, તથા અપર્યાપ્તાઓને વર્જીને શેષ જીવો

---

૧ લબ્ધિ અપર્યાપ્ત મનુષ્ય તિર્યંચોને ઉપરોક્ત પ્રકૃતિઓનો ઉદય જ હોતો નથી, કેમકે તેઓને શરૂઆતના ૨૧ અને ૨૬ એજ ઉદયસ્થાનો હોય છે. પર્યાપ્ત નામના ઉદયવાળા મનુષ્ય તિર્યંચોમાં કેટલાકને શુભવિહાયોગતિ અને સુસ્વરનો અને કેટલાએકને અશુભ વિહાયોગતિ અને દુસ્વરનો ઉદય હોય છે. જેને જેનો ઉદય હોય તે તેની ઉદીરણા કરે છે.

યશ:કીર્ત્તિના ઉદીરક હોય છે. આદેય અને સુભગ નામના સન્ની અને દેવો ઉદીરક હોય છે.

ટીકાનુ૦—નારકીઓ; સૂક્ષ્મત્રસો–તેઉકાય અને વાયુકાય જીવો, સૂક્ષ્મનામ-કર્મના ઉદયવાળા સઘળા આત્માઓ, અને લબ્ધિઅપર્યાપ્તા એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને પચેંદ્રિયો, આ સઘળાઓને છોડીને શેષ સઘળા આત્માઓ યશ:કીર્ત્તિના ઉદીરક છે. જેઓને વર્જ્યા છે તેઓને તો અપયશકીર્ત્તિનો જ ઉદય હોય છે. અને જેઓને યશ:કીર્ત્તિનો ઉદય કહ્યો છે, તેઓને પણ જ્યારે યશ:કીર્ત્તિનો ઉદય હોય ત્યારે જ તેની ઉદીરણા કરે છે. તથા કેટલાએક સંજ્ઞિ મનુષ્ય અને તિર્યંચો અને કેટલાએક દેવો સૌભાગ્ય અને આદેય નામના ઉદીરક છે, કે જેઓને તેનો ઉદય હોય છે. ૧૭

**उच्चं चिय जइ अमरा केई मणुया व नीयमेवण्णे ।**
**चउगइया दुभगाई तित्थयरो केवली तित्थं ॥१८॥**

**उच्चैर्गोत्रमेव यतयोऽमराः केऽपि मनुष्या वा नीचमेवान्ये ।**
**चतुर्गतिका दुर्भगादीः तीर्थंकरः केवली तीर्थम् ॥१८॥**

અર્થ—યતિઓ અને દેવો ઉચ્ચગોત્રને જ ઉદીરે છે. કેટલાએક મનુષ્યો ઉચ્ચગોત્રને ઉદીરે છે. અન્ય જીવો નીચગોત્રને જ ઉદીરે છે. દુર્ભગ આદિને ચારે ગતિના જીવો ઉદીરે છે. તીર્થંકર કેવલી તીર્થંકર નામને ઉદીરે છે.

ટીકાનુ૦—સમ્યક્ સંયમાનુષ્ઠાનમાં પ્રયત્ન કરતા સઘળા મુનિરાજો, (દેશ-વિરતિ ગુણસંપન્ન મનુષ્યો) અને સઘળા ભવનપતિ વ્યંતર જ્યોતિષ અને વૈમાનિક દેવો ઉચ્ચગોત્રને જ ઉદીરે છે. તથા કેટલાક પ્રાકૃત મનુષ્યો કે જેઓએ ઉચ્ચકુલમાં જન્મ ધારણ કર્યો છે તેઓ પણ ઉચ્ચગોત્રને ઉદીરે છે. તેઓ સઘળાને નીચગોત્રનો ઉદય નહિ હોવાથી નીચગોત્ર ઉદીરતા નથી. તથા ઉક્ત વ્યતિરિક્ત નારકીઓ તિર્યંચો અને નીચકુળમાં ઉત્પન્ન થયેલા મનુષ્યો નીચગોત્રને જ ઉદીરે છે. તથા દુર્ભગ અનાદેય અને અપયશકીર્ત્તિ એ ત્રણ કર્મ પ્રકૃતિને ચારે ગતિના જીવો ઉદીરે છે. માત્ર જેઓને સુભગ આદિનો ઉદય હોય તેઓ તેને ઉદીરે છે, શેષ સઘળા દુર્ભગ આદિના ઉદયે વર્ત્તતા દુર્ભગાદિની ઉદીરણા કરે છે. તથા જેઓએ તીર્થંકર નામકર્મ બાંધ્યું છે તેઓને જ્યારે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે તેઓ તીર્થંકર નામકર્મની ઉદીરણા કરે છે. શેષકાળે નહિ, કેમકે શેષકાળે તીર્થંકર નામનો ઉદય હોતો નથી. ૧૮

**मोत्तूण खीणरागं इंदियपज्जत्तगा उदीरंति ।**
**निद्दापयला सायासायाई जे पमत्तात्ति ॥१९॥**

मुक्त्वा क्षीणरागं इन्द्रियपर्याप्तका उदीरयन्ति ।
निद्राप्रचले साताऽसाते ये प्रमत्ता इति ॥१९॥

અર્થ—ચરમાવલિકા સ્થિત ક્ષીણરાગને છોડી ઇન્દ્રિયપર્યાપ્તિએ પર્યાપ્ત સઘળા નિદ્રા અને પ્રચલાની ઉદીરણા કરે છે. સાતા અને અસાતાને પ્રમત્તગુણસ્થાન સુધીના આત્માઓ ઉદીરે છે.

ટીકાનુ૦—નિદ્રા અને પ્રચલાની ઉદીરણા ક્ષીણમોહગુણસ્થાનની ચરમ આવલિકા શેષ ન રહે ત્યાં સુધી ઇન્દ્રિય પર્યાપ્તિએ પર્યાપ્ત સઘળા જીવો જ્યારે તેનો ઉદય હોય ત્યારે ઉદીરણા કરે છે. કર્મસ્તવ નામના પ્રાચીન બીજા કર્મગ્રંથના કર્તા આદિ કેટલાએક આચાર્ય મહારાજાઓ ક્ષપકશ્રેણિમાં અને ક્ષીણમોહગુણસ્થાનકે પણ નિદ્રાદ્વિકનો ઉદય માને છે, ઉદય હોય ત્યારે અવશ્ય તેની ઉદીરણા પણ હોય છે, માટે તેમના મતે અહિં ઇન્દ્રિય પર્યાપ્તિએ પર્યાપ્ત થવાના કાળથી આરંભી ક્ષીણમોહગુણસ્થાનકની ચરમાવલિકા શેષ ન રહે ત્યાં સુધી નિદ્રાદ્વિકની ઉદીરણા કહી છે. 'સત્કર્મ' નામના ગ્રંથના કર્ત્તા આદિ કેટલાએક આચાર્ય મહારાજાઓ ક્ષપકશ્રેણિ અને ક્ષીણમોહગુણસ્થાનકે વર્ત્તમાન આત્માઓને છોડીને નિદ્રાદ્વિકનો ઉદય માને છે. તે ગ્રંથમાં આ પ્રમાણે કહ્યું છે—'ક્ષપકશ્રેણિમાં અને ક્ષીણમોહગુણસ્થાનકે વર્ત્તમાન આત્માઓને છોડી શેષ જીવોને નિદ્રાદ્વિકનો ઉદય હોય છે.' તેમના મતે ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન આત્માઓને છોડી શેષ ઉપશાંતમોહગુણસ્થાનક સુધીમાં વર્ત્તમાન સઘળા આત્માઓને નિદ્રાદ્વિકનો ઉદય અને ઉદીરણા હોય છે. કર્મપ્રકૃતિ ઉદીરણાકરણ ગાથા ૧૮ મી માં કહ્યું છે કે—'જે સમયે ઇન્દ્રિય પર્યાપ્તિએ પર્યાપ્તો થાય તેની પછીના સમયથી આરંભી ક્ષપકશ્રેણિ અને ક્ષીણમોહે વર્ત્તતા આત્માઓને છોડીને (ઉપશાંતમોહ ગુણસ્થાન પર્યંત) શેષ સઘળા જીવો નિદ્રા અને પ્રચલાની ઉદીરણાના સ્વામી છે.'

તથા મિથ્યાદષ્ટિથી આરંભી પ્રમત્તગુણસ્થાનક સુધીમાં વર્ત્તમાન સઘળા આત્માઓ સાતા અસાતાની ઉદીરણા કરે છે. અન્ય અપ્રમત્તાદિ ગુણસ્થાનકવર્ત્તિ આત્માઓ અતિ વિશુદ્ધ પરિણામવાળા હોવાથી "તદ્યોગ્ય અધ્યાવસાયના અભાવે બેમાંથી કોઈની ઉદીરણા કરતા નથી, માત્ર તેઓને સાતા અસાતામાંથી કોઇનો ઉદય જ હોય છે. ૧૯

अपमत्ताईउत्तरतणूयअस्संखयाउ वज्जेत्ता ।
सेसानिद्दाणं सामी सबंधगंता कसायाणं ॥२०॥

अप्रमत्ताद्युत्तरतन्वसंख्येयायुषः वर्जयित्वा ।
शेषनिद्राणां स्वामिनः स्वबन्धकान्ताः कषायाणाम् ॥२०॥

અર્થ—અપ્રમત્તાદિ, ઉત્તર તનુવાળા, અને અસંખ્યેય વર્ષાયુઓને છોડી શેષ જીવો શેષ નિદ્રાઓની ઉદીરણાના સ્વામી છે. જે કષાયોનો જ્યાં જ્યાં બંધ વિચ્છેદ થાય ત્યાં સુધીમાં વર્ત્તતા આત્માઓ તે તે કષાયની ઉદીરણાના સ્વામી છે.

ટીકાનુ૦—અપ્રમત્તાદિ ગુણસ્થાનકવાળા, ઉત્તરતનૂ—[1]વૈક્રિયશરીરિ અને આહારકશરી, અને અસંખ્યેય વર્ષના આયુવાળા યુગલિક આત્માઓને છોડીને શેષ સઘળા જીવો શેષ નિદ્રાઓના–નિદ્રાદ્વિકની ઉદીરણાના સ્વામી કહી ગયા છે, એટલે તે સિવાયની નિદ્રાનિદ્રા પ્રચલાપ્રચલા અને થીણુદ્ધિનિદ્રાની ઉદીરણાના સ્વામી છે.

તથા જે જે કષાયોનો જે જે ગુણસ્થાનકે બંધવિચ્છેદ થાય છે, તે તે ગુણસ્થાનક સુધીમાં વર્ત્તમાન આત્માઓ તે તે કષાયની ઉદીરણાના સ્વામી છે, અન્ય નહિ. જેમકે–અનન્તાનુબંધિના સાસ્વાદન સુધીમાં વર્ત્તતા, અપ્રત્યાખ્યાનાવરણ કષાયના અવિરતિ સમ્યગ્દૃષ્ટિ સુધીમાં વર્ત્તતા, પ્રત્યાખ્યાનાવરણ કષાયના દેશવિરતિ સુધીમાં વર્ત્તતા, લોભ વર્જિત સંજ્વલન કષાયના નવમા ગુણસ્થાનકે જ્યાં સુધી તેનો તેનો બંધ થાય છે ત્યાં સુધીમાં વર્ત્તતા તથા સંજ્વલન લોભના અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાન સુધીમાં વર્ત્તતા આત્માઓ ઉદીરક હોય છે. અને કિટ્ટીઓના દશમે ગુણસ્થાનકે વર્ત્તમાન આત્માઓ ઉદીરક હોય છે એ હકીકત દશમી ગાથામાં આ જ પ્રકરણમાં પહેલા કહેવાઈ ગઇ છે. ૨૦

**हासरईसायाणं अंतमुहुत्तं तु आइमं देवा।**
**इयराणं नेरइया उड्ढं परियत्तणाविहीए ॥२१॥**

**हास्यरतिसातानां अन्तर्मुहूर्त्तं तु आद्यं देवाः।**
**इतरासां नैरयिकाः ऊर्द्ध्वं परावर्त्तनविधिना ॥२१॥**

અર્થ—પહેલા અંતર્મુહૂર્ત્તપર્યંત દેવો હાસ્ય રતિ અને સાતાના ઉદીરક હોય છે, અને નારકીઓ શોક અરતિ અને અસાતાના ઉદીરક હોય છે. ત્યાર બાદ પરાવર્ત્તનના ક્રમે ઉદીરક હોય છે.

ટીકાનુ૦—ઉત્પત્તિના પ્રથમ સમયથી આરંભી અંતર્મુહૂર્ત્તપર્યંત સઘળા દેવો અવશ્ય હાસ્ય રતિ અને સાતવેદનીયજના ઉદીરક હોય છે. કારણ કે શરૂઆતના અંતર્મુહૂર્ત્તપર્યંત સઘળા દેવોને હાસ્ય રતિ અને સાતાનો જ ઉદય હોય છે. અને નારકીઓ ઉત્પત્તિના પ્રથમ સમયથી આરંભી અંતર્મુહૂર્ત્તપર્યંત અવશ્ય શોક અરતિ અને અસાતવેદનીયના જ ઉદીરક હોય છે. કેમકે નારકીઓને તે કાળે શોક અરતિ અને અસાતવેદનીયનો જ ઉદય હોય છે આદ્ય અંતર્મુહૂર્ત્ત

૧ અહિં 'વૈક્રિય શરીરી'એ પદથી દેવો નારકીઓ તેમજ વૈક્રિય જેઓએ વિકુર્વ્યું છે, તેવા મનુષ્ય તિર્યંચો લેવાના છે.

વીત્યા બાદ દેવો અને નારકીઓ પરાવર્તનના ક્રમે છએ પ્રકૃતિના યથાયોગ્ય રીતે જેનો ઉદય હોય તેના ઉદીરક હોય છે. ઉપરોક્ત પ્રકૃતિઓ પરાવર્ત્તમાન છે અને પરાવર્ત્તમાન હોવાથી સર્વદા અમુક જ પ્રકૃતિનો ઉદય હોઇ શકતો નથી. તેમાં નારકીઓને ઘણો કાળ અસાતાના ઉદયમાં જાય છે. સાતાના ઉદયનો સંભવ તીર્થંકરના જન્મ કલ્યાણક આદિ પ્રસંગોએ હોય છે. તથા દેવોને ઘણો કાળ સાતાના ઉદયમાં જાય છે. અસાતાના ઉદયનો સંભવ માત્સર્યાદિ દોષનો ઉદય, પ્રિયનો વિયોગ, અને ચ્યવનાદિ પ્રસંગોએ હોય છે. કેટલાએક નારકીઓ કે જેઓ તીવ્ર પાપના યોગે નારકીમાં ઉત્પન્ન થયેલા હોય છે તેઓને પોતાની આખી ભવસ્થિતિ પર્યંત અસાતવેદનીયના જ ઉદયનો સંભવ હોવાથી તેઓ તેનાજ ઉદીરક હોય છે. ૨૧

**हासाईछक्कस्स उ जाव अपुव्वो उदीरगा सव्वे ।**
**उदओ उदीरणा इव ओघेणं होइ नायव्वो ॥२२॥**

**हास्यादिषट्कस्य तु यावदपूर्व्वमुदीरकाः सर्वे ।**
**उदय उदीरणा इव ओघेन भवति ज्ञातव्यः ॥२२।**

અર્થ—અપૂર્વકરણ સુધીના સઘળા હાસ્યાદિ ષટ્કના ઉદીરક હોય છે. સામાન્ય રીતે જેમ ઉદીરણા કહી તેમ ઉદય જાણવા યોગ્ય છે.

ટીકાનુ૦—હાસ્ય રતિ અરતિ શોક ભય અને જુગુપ્સા રૂપ હાસ્ય ષટ્કના ઉદીરક અપૂર્વકરણ ગુણસ્થાનક સુધીમાં વર્ત્તમાન સઘળા આત્માઓ જાણવા. તથા જેમ વિસ્તાર પૂર્વક પ્રકૃતિ ઉદીરણાનું સ્વરૂપ કહ્યું તેમ સામાન્યતઃ ઉદયનું સ્વરૂપ પણ સમજવું. કેમકે પ્રાયઃ ઉદય અને ઉદીરણા સાથે જ પવર્ત્તે છે. માત્ર એકતાલીસ પ્રકૃતિમાં જ ઉદીરણાથી ઉદય વધારે કાળ હોય છે, એમ જણાવવા અહિં પ્રાયઃ પદ મુકેલ છે. કેમકે તે સિવાયની પ્રકૃતિઓમાં તો ઉદય ઉદીરણા સાથે જ પ્રવર્ત્તે છે. તે એકતાલીસ પ્રકૃતિઓના નામ અને કેટલો કાળ ઉદય વધારે હોય તે પાંચમું દ્વાર ઉદયવિધિ ગાથા ૯૯–૧૦૦ માં કહી ગયેલ છે, ત્યાંથી જોઇ લેવું. ૨૨

**पगइट्ठाणविगप्पा जे सामी होंति उदयमासज्ज ।**
**तेच्चिय उदीरणाए नायव्वा घातिकम्माणं ॥२३॥**

**प्रकृतिस्थानविकल्पा ये स्वामिनो भवन्ति उदयमासाद्य ।**
**ते एव उदीरणायां ज्ञातव्या घातिकर्म्मणाम् ॥२३॥**

અર્થ—ઘાતિકર્મના ઉદય આશ્રયી જે પ્રકૃતિસ્થાનો, તેના વિકલ્પો અને સ્વામી કહ્યા છે તે જ ઉદીરણામાં પણ જાણવા.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય દર્શનાવરણીય મોહનીય અને અંતરાયરૂપ ઘાતિ-

કર્મના ઉદય આશ્રયી જે જે પ્રકૃતિસ્થાનો કહ્યા છે, તે તે પ્રકૃતિસ્થાનોના જે ભેદો કહ્યા છે, અને તે તે ભેદના મિથ્યાદૃષ્ટિ આદિ જે સ્વામી કહ્યા છે, અન્યૂનાતિરિક્ત તે સઘળા ઉદીરણાના વિષયમાં પણ સમજવા. કેમકે ૪૧ વિના 'જ્યાં-જ્યાં સુધી ઉદય હોય છે ત્યાં-ત્યાં સુધી ઉદીરણા હોય છે.' એ શાસ્ત્રીય વચન છે. અહિં એક સાથે જેટલી પ્રકૃતિઓનો ઉદય હોય તે પ્રકૃતિસ્થાન કહેવાય છે. જેમકે-મોહનીયની મિથ્યાદૃષ્ટિને એક સાથે સાત ઉદયમાં હોય, આઠ હોય, નવ હોય, અને દશ પણ હોય. તેમાં આઠનો ઉદય અનેક રીતે થાય, નવનો પણ અનેક રીતે થાય. આ પ્રમાણે ઉદીરણામાં પણ પ્રકૃતિસ્થાન તેના વિકલ્પો વિગેરે સંબંધે પણ સમજવું. ૨૩

**मोत्तुं अजोगिठाणं सेसा नामस्स उदयवण्णेया।**
**गोयस्स य सेसाणं उदीरणा जा पमत्तोत्ति ॥२४॥**

**मुक्त्वाऽयोगिस्थानं शेषाणि नाम्न उदयवज्ज्ञेयानि ।**
**गोत्रस्य च शेषयोरुदीरणा यावत्प्रमत्तमिति ॥२४॥**

અર્થ—અયોગિના પ્રકૃતિસ્થાનો છોડી નામ અને ગોત્રકર્મના શેષ પ્રકૃતિ સ્થાનો ઉદયની જેમ જાણવા. તથા શેષ–વેદનીય અને આયુંની ઉદીરણા પ્રમત્ત-પર્યંત થાય છે એમ સમજવું.

ટીકાનુ૦—અયોગિગુણસ્થાન સંબંધી આઠ પ્રકૃતિના ઉદયરૂપ અને નવ પ્રકૃતિના ઉદયરૂપ એ બે પ્રકૃતિસ્થાન છોડી શેષ વીશ એકવીશ આદિ નામકર્મના પ્રકૃતિસ્થાનો ઉદીરણાધિકારમાં ઉદયની જેમ જ જાણવા. જેમ તે સઘળા ઉદયમાં છે તેમ ઉદીરણામાં પણ છે, એમ સમજવું. અયોગિ સંબંધી આઠ અને નવના ઉદયને છોડવાનું કારણ ઉદીરણા યોગ નિમિત્તે થતી હોવાથી અને અયોગિ કેવલી ભગવાનને યોગનો અભાવ હોવાથી કોઈપણ કર્મની ઉદીરણા કરતા નથી. અન્યત્ર કહ્યું છે કે 'અયોગિ ગુણસ્થાનકે વર્ત્તમાન આત્મા કોઈપણ કર્મને ઉદીરતા નથી.' માટે આઠ પ્રકૃતિરૂપ અને નવ પ્રકૃતિરૂપ પ્રકૃતિસ્થાન અયોગિકેવલિને ઉદયમાં હોય છે, પરંતુ ઉદીરણામાં હોતું નથી. બાકીના વીશ એકવીશ આદિ પ્રકૃતિસ્થાનો ઉદયની જેમ ઉદીરણામાં પણ સામાન્ય રીતે સપ્રભેદ જાણવા. ગોત્રના સંબંધમાં જ્યાં જ્યાં ઉચ્ચગોત્ર કે નીચગોત્રનો ઉદય નથી હોતો તેને છોડી શેષ ઉદય ઉદીરણા સહિત જાણવો. એટલે કે જ્યારે જ્યારે અને જ્યાં જ્યાં ઉચ્ચગોત્ર કે નીચગોત્રનો ઉદય હોય ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે ઉદીરણા પણ સાથે જ સમજવી. માત્ર ચૌદમે ગુણસ્થાનકે યોગ નહિ હોવાથી ઉચ્ચગોત્રનો ઉદય હોય છતાં ઉદીરણાહીન હોય એમ જાણવું.

સાત અસાતવેદનીય અને મનુષ્યાયુની પ્રમત્તસંયતગુણસ્થાન પર્યંત ઉદીરણા જાણવી. આગળના અપ્રમત્તાદિ ગુણસ્થાનકે નહિ. કેમકે તેઓ અતિ વિશુદ્ધ પરિણામવાળા છે. વેદનીય અને આયુની ઉદીરણા ઘોલના પરિણામે થાય છે, અને તેવા પરિણામ છટ્ઠા ગુણસ્થાન સુધી જ હોય છે. ઇતિ શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી શેષ ત્રણ આયુની અને મનુષ્યાયુની પણ છેલ્લી આવલિકામાં ઉદીરણા થતી નથી, કેવળ ઉદય જ પ્રવર્ત્તે છે.[1] ૨૪.

આ રીતે પ્રકૃતિ ઉદીરણા કહી. હવે ક્રમપ્રાપ્ત સ્થિતિઉદીરણા કહેવાનો પ્રસંગ છે. તેમાં પાંચ અર્થાધિકારો–વિષયો છે. અને તે આ–લક્ષણ, ભેદ, સાદ્યાદિ પ્રરૂપણા, અદ્ધાછેદ, અને સ્વામિત્વ. તેમાંથી લક્ષણ અને ભેદનું પ્રતિપાદન કરવા માટે નીચેનું સૂત્ર કહે છે.

**पत्तोदयाए इयरा सह वेयइ ठिइउदीरणा एसा ।**
**बेआवलिया हीणा जावुक्कोसत्ति पाउग्गा ॥२५॥**

**प्राप्तोदयेतरा सह वेद्यते स्थित्युदीरणैषा ।**
**द्व्यावलिकाभ्यां हीना यावदुत्कृष्टा प्रायोग्या ॥२५॥**

અર્થ—ઉદય પ્રાપ્ત સ્થિતિ સાથે જે **इतरा**-ઉદય અપ્રાપ્ત સ્થિતિ વેદાય છે, તે સ્થિત્યુદીરણા કહેવાય છે. અને તે બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સુધીની સઘળી સ્થિતિ છે.

ટીકાનુ૦—ઉદય પ્રાપ્ત સ્થિતિ સાથે **इतरा**-ઉદય અપ્રાપ્ત ઉદયાવલિકા ઉપર રહેલી સ્થિતિને વીર્યવિશેષે ખેંચીને જે વેદાય તે સ્થિતિઉદીરણા કહેવાય છે. જો કે સ્થિતિના સમયોને ખેંચી તેનો પ્રક્ષેપ કે અનુભવ થતો નથી. કેમકે કાળ કંઇ ખેંચાતો નથી. પરંતુ ઉદયાવલિકા ગયા બાદ તે તે સમયે ભોગવવા માટે નિયત થયેલા દલિકોને વીર્યવિશેષે ખેંચીને ઉદયાવલિકામાં જે સમયો–સ્થિતિસ્થાનકો છે તેની સાથે ભોગવવા યોગ્ય કરે છે. તાત્પર્ય એ કે ઉદયાવલિકા પછી કોઈપણ કાળે ભોગવવા યોગ્ય દલિકોને ઉદીરણાકરણ વડે ઉદયાવલિકા સાથે ભોગવવા યોગ્ય કરે છે. જો કે અહિં ઉદીરણા દલિકોની જ છે, પરંતુ તે તે સ્થિતિમાં રહેલા કર્મ દલિકોને ઉદીરે છે માટે સ્થિતિ ઉદીરણા કહી છે. આ પ્રમાણે સ્થિત્યુદીરણાનું લક્ષણ કહ્યું.

જ્ઞાનાવરણીયાદિ કર્મની ઉદીરણા યોગ્ય સ્થિતિ કેટલી હોય છે તે કહે છે–બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી હોય તેટલી ઉત્કૃષ્ટથી ઉદીરણા યોગ્ય સ્થિતિ છે. એટલે કે બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિના જેટલા સમયો

૧ કર્મપ્રકૃતિ ઉદીરણા કરણ ગા. ૨૨ થી ૨૮ મી સુધીમાં વિસ્તાર પૂર્વક ઉદીરણાના સ્થાનકો કહ્યા છે.

થાય તેટલા સ્થિતિસ્થાનો ઉદીરણાને યોગ્ય છે. એજ વસ્તુનો વિચાર કરે છે–ઉદય છતા જે પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે, તેઓની ઉત્કૃષ્ટથી બે આવલિકા ન્યૂન સઘળી સ્થિતિ ઉદીરણા યોગ્ય છે. જેમકે–જ્ઞાનાવરણીયાદિ જે કર્મપ્રકૃતિઓનો ઉદય હોય ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય છે, તેઓની બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સઘળી સ્થિતિની ઉદીરણા કરે છે. આ પ્રમાણે ઉદયોત્કૃષ્ટ બંધી પ્રકૃતિઓની બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉત્કૃષ્ટ ઉદીરણા યોગ્ય થાય છે. તથા જે નરકગતિ આદિ કર્મપ્રકૃતિઓનો ઉદય–રસોદય ન હોય ત્યારે ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થાય તેની યથાસંભવ–ઉદય થાય ત્યારે જેટલી સ્થિતિ સત્તામાં હોય તેમાંથી ઉદયાવલિકા રહિત શેષ સ્થિતિઓ ઉદીરણા યોગ્ય થાય છે.

ઉદીરણાના ભેદો કહે છે–બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિના જેટલા સમયો થાય, તેટલા સ્થિતિ ઉદીરણાના પ્રભેદો જાણવા. તે આ પ્રમાણે–ઉદયાવલિકા ઉપરની સમયમાત્ર સ્થિતિ કોઇને ઉદીરણા યોગ્ય હોય છે, કે જેને સત્તામાં તેટલીજ શેષ રહી હોય. એ પ્રમાણે કોઇને બે સમયમાત્ર, કોઇને ત્રણ સમયમાત્ર એમ વધતા યાવત્ કોઇને બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે. એટલે બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિના જેટલા સમયો તેટલા ઉદીરણાનાં સ્થાનકો–ભેદો સમજવા. આ પ્રમાણે ઉદીરણાના ભેદો કહ્યા. ૨૫

આ પ્રમાણે ભેદ પ્રરૂપણા કહી. હવે સાદિ આદિ ભાંગાની પ્રરૂપણા કરવી જોઈએ. તે મૂળપ્રકૃતિ વિષયક અને ઉત્તરપ્રકૃતિ વિષયક એમ બે પ્રકારે છે. તેમાં અહિં મૂળપ્રકૃતિ વિષયક સાદિ અનાદિ પ્રરૂપણા માટે નીચેનું સૂત્ર કહે છે—

**वेयणियाऊण दुहा चउव्विहा मोहणीय अजहन्ना ।**
**पंचण्ह साइवज्जा सेसा सव्वेसु दुविगप्पा ॥२६॥**

**वेदनीयायुषोर्द्विधा चतुर्विधा मोहनीयस्याजघन्या ।**
**पंचानां सादिवर्जा शेषाः सर्वेषु द्विविकल्पाः ॥२६॥**

અર્થ—વેદનીય અને આયુની અજઘન્ય ઉદીરણા બે પ્રકારે, મોહનીયની ચાર પ્રકારે, અને શેષ પાંચ કર્મની સાદિ વર્જ ત્રણ પ્રકારે છે. સર્વ કર્મમાં શેષ વિકલ્પો બે ભાંગે છે.

ટીકાનુ૦—વેદનીય અને આયુની અજઘન્ય સ્થિતિઉદીરણા સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે આ પ્રમાણે–વેદનીયની જઘન્ય સ્થિતિની ઉદીરણા અતિ અલ્પ સ્થિતિની સત્તાવાળા એકેન્દ્રિયને હોય છે. સમયાન્તરે–કાલાન્તરે વધતી સત્તાવાળા તેનેજ અજઘન્ય સ્થિતિની ઉદીરણા હોય છે. વળી જઘન્ય સ્થિતિની સત્તાવાળો થાય ત્યારે તેને જઘન્ય સ્થિતિની ઉદીરણા થાય છે. આ પ્રમાણે જઘ-

ન્યથી અજઘન્ય અને અજઘન્યથી જઘન્ય ઉદીરણા થતી હોવાથી તે બંને સાદિ સાંત છે. આયુની જઘન્ય સ્થિતિની ઉદીરણા વર્જીને શેષ સઘળી અજઘન્ય સ્થિતિ ઉદીરણા છે, અને તે સમયાધિક પર્યંતાવલિકા શેષ રહે ત્યારે થતી નથી. કેમકે સમયાધિક પર્યંત આવલિકા શેષ રહે ત્યારે જઘન્ય સ્થિત્યુદીરણા થાય છે. વળી પરભવે ઉત્પત્તિના પ્રથમ સમયથી અજઘન્ય સ્થિત્યુદીરણા થાય છે, માટે તે સાદિ સાંત છે. તથા તેમાં જઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સાદિ સાંત છે. તેમાં જઘન્ય તો અજઘન્ય સ્થિત્યુદીરણાના પ્રસંગે કહેવાઈ ગયેલ છે. ઉત્કૃષ્ટ સ્થિત્યુદીરણા આયુનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી તેનો જ્યારે ઉદય થાય ત્યારે સમયમાત્ર હોય છે, ત્યાર બાદ અનુત્કૃષ્ટ સ્થિત્યુદીરણા હોય છે, અને તે સમયાધિક આવલિકા પ્રમાણ આયુ શેષ રહે ત્યાં સુધી હોય છે. સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે સમય પ્રમાણ સ્થિતિની જઘન્ય ઉદીરણા થાય છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં હોય ત્યારે અને નિયત કાલ પર્યંત પ્રવર્તતા હોવાથી ત્રણે ભંગ સાદિ સાંત છે.

તથા મોહનીયની અજઘન્ય સ્થિત્યુદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—મોહનીયની જઘન્ય સ્થિત્યુદીરણા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે વર્તમાન ઉપશમ અથવા ક્ષપકને તે ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે થાય છે. એ સિવાય સર્વત્ર અજઘન્ય ઉદીરણા હોય છે. તે ઉપશાંતમોહ ગુણસ્થાનકે થતી નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ અદ્યાપિ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. તેના શેષ જઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ ત્રણે વિકલ્પ સાદિ સાંત ભાંગે છે. તેમાં મોહનીયની જઘન્ય સ્થિતિ ઉદીરણા દશમા ગુણસ્થાનકે તે ગુણસ્થાનકનો સમયાધિક આવલિકા કાળ શેષ રહે ત્યારે સમય પ્રમાણ સ્થિતિની થાય છે. અને તે સમયમાત્ર થતી હોવાથી સાદિ સાંત છે. ઉત્કૃષ્ટ સ્થિત્યુદીરણા ઉત્કૃષ્ટ સંક્લેશે વર્તમાન મિથ્યાદષ્ટિને કેટલોએક કાળ—ઉત્કૃષ્ટ સ્થિતિબંધ અંતર્મુહૂર્ત્ત થતો હોવાથી અંતર્મુહૂર્ત્ત પર્યંત હોય છે. ત્યાર બાદ અનુત્કૃષ્ટ ઉદીરણા હોય છે. વળી ક્લિષ્ટ પરિણામના યોગે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે ત્યારે ઉત્કૃષ્ટ સ્થિત્યુદીરણા હોય છે. આ પ્રમાણે મિથ્યાદષ્ટિને સંક્લેશ અને વિશુદ્ધ પરિણામે ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિતિબંધ થાય ત્યારે ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સ્થિત્યુદીરણા થાય છે, માટે તે બંને સાદિસાંત છે.

તથા જ્ઞાનાવરણ દર્શનાવરણ અંતરાય નામ અને ગોત્ર એ પાંચ કર્મની અજઘન્ય સ્થિત્યુદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે હોય છે. તેમાં જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયની જઘન્ય સ્થિત્યુદીરણા ક્ષીણકષાયને તેની સમયાધિર આવલિકા શેષ રહે ત્યારે હોય છે. શેષ કાલ અજઘન્ય હોય છે. તે અજઘન્ય સ્થિત્યુદીરણા અનાદિ કાળથી થતી હોવાથી અનાદિ, અભવ્યને ધ્રુવ

અને ભવ્યને અધ્રુવ છે. નામ અને ગોત્રકર્મની જઘન્ય સ્થિત્યુદીરણા સયોગિ કેવલિને ચરમ સમયે હોય છે. તે એક સમયમાત્ર હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની સઘળી અજઘન્ય સ્થિત્યુદીરણા છે. તે અનાદિ કાળથી થાય છે માટે અનાદિ, અભવ્યને અનંત અને ભવ્ય સાંત છે. શેષ જઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ સાદિ સાંત ભાંગે છે. તેમાં પાંચે કર્મની જઘન્ય સ્થિત્યુદીરણામાં સાદિ સાંત ભંગ અજઘન્ય સ્થિત્યુદીરણાના પ્રસંગે કહેલ છે. ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ સ્થિત્યુદીરણા મોહનીય કર્મની જેમ મિથ્યાદૃષ્ટિને વારાફરતી થતી હોવાથી સાદિસાંત છે.

આ પ્રમાણે મૂળકર્મની સાદિ આદિ પ્રરૂપણા કહી, હવે ઉત્તર પ્રકૃતિમાં સાદ્યાદિ પ્રરૂપણા કરતા આ સૂત્ર કહે છે—

**मिच्छत्तस्स चउहा धुवोदयाणं तिहा उ अजहन्ना।**
**सेसविगप्पा दुविहा सव्वविगप्पा उ सेसाणं ॥२७॥**

**मिथ्यात्वस्य चतुर्द्धा ध्रुवोदयानां त्रिधा चाजघन्या ।**
**शेषविकल्पा द्विविधाः सर्वविकल्पास्तु शेषाणाम् ॥२७॥**

અર્થ—મિથ્યાત્વની અજઘન્ય સ્થિત્યુદીરણા ચાર પ્રકારે અને ધ્રુવોદયીની ત્રણ પ્રકારે છે. તેઓના શેષ વિકલ્પો બે પ્રકારે છે. અને શેષ પ્રકૃતિઓના સર્વ વિકલ્પો બે પ્રકારે છે.

ટીકાનુ૦—મિથ્યાત્વની અજઘન્ય સ્થિત્યુદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રકારે—પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા મિથ્યાત્વની પ્રથમ સ્થિતિ સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે મિથ્યાદૃષ્ટિને જઘન્ય સ્થિતિની ઉદીરણા થાય છે. અને તે એક સમય પર્યંત જ થતી હોવાથી સાદિ સાંત છે. સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જતા મિથ્યાત્વની અજઘન્ય સ્થિત્યુદીરણાની શરૂઆત થાય માટે સાદિ, હજુ સુધી જેઓએ પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું નથી તેઓને અનાદિ, અભવ્યને અનંત, અને ભવ્યને સાંત સ્થિત્યુદીરણા હોય છે. તથા પાંચ જ્ઞાનાવરણ, ચાર દર્શનાવરણ, પાંચ અંતરાય, તૈજસ સપ્તક વર્ણાદિ વીશ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરુલઘુ, અને નિર્માણ એ ધ્રુવોદયી સુડતાલીસ પ્રકૃતિઓની અજઘન્ય સ્થિત્યુદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રકારે—જ્ઞાનાવરણ પંચક, અંતરાય પંચક અને દર્શનાવરણ ચતુષ્ક એ ચૌદ પ્રકૃતિની જઘન્યસ્થિત્યુદીરણા ક્ષીણકષાય ગુણસ્થાનકવાળાને તે ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે થાય છે. અને તે સમયપર્યંત થતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની સઘળી અજઘન્યસ્થિત્યુદીરણા છે. અને તે અનાદિકાળથી પ્રવર્તે છે માટે અનાદિ, અભવ્યને

અનંત, અને ભવ્યને સાંત છે. તથા તૈજસસપ્તક આદિ નામકર્મની તેત્રીસ પ્રકૃતિઓની જઘન્યસ્થિત્યુદીરણા સયોગિકેવલિને ચરમ સમયે થાય છે, તે એક સમય પર્યંત થતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી અજઘન્ય સ્થિત્યુદીરણા છે. અને તે અનાદિકાળથી પ્રવર્ત્તે છે માટે અનાદિ, અભવ્યને અનંત અને ભવ્યને સાંત છે.

ઉપરોક્ત મિથ્યાત્વાદિ અડતાલીસ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અને જઘન્યરૂપ શેષ વિકલ્પો સાદિ અને અધ્રુવ એમ બે પ્રકારે છે. તે આ પ્રમાણે–ઉપરોક્ત સઘળી પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિત્યુદીરણા ઉત્કૃષ્ટ સંક્લેશમાં વર્ત્તમાન મિથ્યાદષ્ટિને કેટલોએક કાળ (અંતર્મુહૂર્ત્ત) હોય છે ત્યારબાદ સમયાન્તરે–કાળાન્તરે (અંતર્મુહૂર્ત્ત બાદ) અનુત્કૃષ્ટ આ પ્રમાણે વારાફરતી ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ ઉદીરણા પ્રવર્ત્તતી હોવાથી સાદિ સાંત છે. અજઘન્ય ઉદીરણા કહેવાના પ્રસંગે જઘન્યસ્થિત્યુદીરણા સાદિ સાંત ભાગે પહેલા કહી ગયા છે. તથા શેષ અધ્રુવોદયી એકસો દશ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ જઘન્ય અને અજઘન્ય એ સઘળા વિકલ્પો તેઓ અધ્રુવોદયી હોવાથી જ સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. ॥૨૭॥

આ પ્રમાણે સાદ્યાદિ ભંગની પ્રરૂપણા કરી. હવે સ્વામિત્વ અને અદ્ધાચ્છેદને પ્રતિપાદન કરવા આ સૂત્ર કહે છે—

**सामित्तद्धाछेया इह ठिइसंकमेण तुल्लाओ ।**
**बाहुल्लेण विसेसं जं जाणं ताण तं वोच्छं ॥२८॥**

**स्वामित्वाद्धाच्छेदौ इह स्थितिसंक्रमेण तुल्यौ ।**
**बाहुल्येन विशेषो यो यासां तासां तं वक्ष्ये ॥२८॥**

અર્થ—અહિં સ્વામિત્વ અને અદ્ધાચ્છેદ ઘણે ભાગે સ્થિતિસંક્રમની તુલ્ય છે. અહિં જેના સંબંધમાં જે વિશેષ છે, તેના સંબંધમાં તે હું કહીશ.

ટીકાનુ૦—અહિં–સ્થિતિ ઉદીરણાના વિષયમાં ઉત્કૃષ્ટ કે જઘન્યસ્થિતિની ઉદીરણાનો સ્વામિ કોણ છે તે, અને કેટલી સ્થિતિની ઉદીરણા થતી નથી અને કેટલીની થાય છે તે ઘણે ભાગે સ્થિતિ સંક્રમની તુલ્ય છે. એટલે કે જેમ પહેલા સંક્રમકરણમાં સ્થિતિસંક્રમના વિષયમાં જેટલી ઉત્કૃષ્ટ કે જઘન્યસ્થિતિનો સંક્રમ, અને જેટલી સ્થિતિનો સંક્રમ ન થાય તે રૂપ અદ્ધાચ્છેદ કહ્યો છે, તેમ અહિં ઉદીરણાના અધિકારમાં પણ બાહુલ્યથી–ઘણે ભાગે જાણવો. માત્ર અહિં જે પ્રકૃતિઓના સંબંધમાં જે વિશેષ છે, તેઓના સંબંધમાં તે હું કહીશ. ॥૨૮॥

ઉત્કૃષ્ટ જઘન્યસ્થિતિ ઉદીરણાનું સ્વામિત્વ આ ગાથામાં કહે છે—

अंतोमुहूत्तहीणा सम्मे मिस्संमि दोहि मिच्छस्स ।
आवलिदुगेण हीणा बंधुक्कोसाण परमठिई ॥२९॥
अंतर्मुहूर्त्तेन हीना सम्यक्त्वे मिश्रे द्वाभ्यां मिथ्यात्वस्य ।
आवलिद्विकेन हीना बंधोत्कृष्टानां परमस्थितिः ॥२९॥

અર્થ—સમ્યકત્વની ઉદીરણા યોગ્ય સ્થિતિ મિથ્યાત્વની અંતર્મુહૂર્ત્ત હીન સિત્તેર કોડાકોડી સાગર પ્રમાણ છે, અને મિશ્રની બે અંતર્મુહૂર્ત્ત વડે હીન છે. તથા બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય છે.

ટીકાનુ૦—મિથ્યાત્વની અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ સમ્યકત્વમોહનીયમાં સંક્રમે છે, સંક્રમેલી ઉદયાવલિકા ઉપરની તે સ્થિતિને તેના ઉદયવાળો ક્ષયોપશમ સમ્યક્ત્વી આત્મા ઉદીરે છે. એટલે કુલ અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સમ્યક્ત્વની સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. તથા મિથ્યાત્વની અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગર પ્રમાણ સ્થિતિ ચતુર્થ ગુણસ્થાનકે મિશ્રમોહનીયમાં સંક્રમે છે. ત્યાં અંતર્મુહૂર્ત્ત રહી ત્રીજે ગુણસ્થાનકે જાય તો તે મિશ્રગુણસ્થાનવર્તી આત્મા ઉદયાવલિકા ઉપરની બે અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગર પ્રમાણ સ્થિતિ ઉદીરે છે, એટલે તેને કુલ બે અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગર પ્રમાણ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. ઉપરોક્ત હકીકતનો વિશેષ વિચાર આ પ્રમાણે છે—કોઇ મિથ્યાદૃષ્ટિ આત્મા તીવ્ર સંક્લિષ્ટ પરિણામને યોગે મિથ્યાત્વમોહનીયની સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બાંધે, બાંધીને અંતર્મુહૂર્ત્તકાલ પર્યંત મિથ્યાત્વેજ રહી—( ઉત્કૃષ્ટસ્થિતિનો બંધ કરી અંતર્મુહૂર્ત્ત અવશ્ય મિથ્યાત્વેજ રહે છે. ) [1]સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, તે સમ્યક્ત્વી આત્મા અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી પ્રમાણ મિથ્યાત્વની સઘળી સ્થિતિને સમ્યક્ત્વમોહનીયમાં અને મિશ્રમોહનીયમાં સંક્રમાવે છે. અંતર્મુહૂર્ત્ત ન્યૂન સમ્યક્ત્વમોહનીયની તે ઉત્કૃષ્ટસ્થિતિ સંક્રમાવલિકા વ્યતીત થયા બાદ ઉદીરણા યોગ્ય થાય છે. સંક્રમાવલિકા વ્યતીત થવા છતા તે સ્થિતિ અન્તર્મુહૂર્ત્ત ન્યૂન જ કહેવાય છે. ( માત્ર સંક્રમાવલિકા અંતર્મુહૂર્ત્તમાં મળી જવાથી તે અંતર્મુહૂર્ત્ત મોટું થાય છે. ) માટે સમ્યક્ત્વમોહનીયની મોટા અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય કહી છે. તથા કોઇએક સમ્યક્ત્વ ગુણસ્થાનકે [2]અંતર્મુહૂર્ત્ત

૧ કરણ કર્યા વિના જે જીવ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે તેને આ હકીકત સંભવે છે. જે યથાપ્રવૃત્ત્યાદિ કરણ કરીને ચડે છે, તેને તો અંતઃકોડાકોડી સાગરની જ સત્તા રહે છે.

૨ જેમ ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ કરી અંતર્મુહૂર્ત્ત મિથ્યાત્વે રહી પછી સમ્યકત્વ પ્રાપ્ત કરે છે, તેમ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી અંતર્મુહૂર્ત્ત સમ્યક્ત્વ ગુણસ્થાનકે રહી પછી

રહી મિશ્ર ગુણસ્થાન પ્રાપ્ત કરે, ત્યાં મિશ્રમોહનીયનો અનુભવ કરતા (ઉદયાવલિકા ઉપરની) મિશ્રમોહનીયની બે અંતર્મુહૂર્ત્ત ન્યૂન સિત્તેર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. (અહિં દરેક સ્થળે ઉદયાવલિકા ઉપરની સ્થિતિની જ ઉદીરણા કરે છે. પરંતુ ઉદયાવલિકા અંતર્મુહૂર્ત્તમાં મેળવી દીધેલી હોવાથી અંતર્મુહૂર્ત્તન્યૂન કહેલ છે. માત્ર અંતર્મુહૂર્ત્ત તેટલું મ્હોટું લેવાનું છે.)

તથા જ્ઞાનાવરણ પંચક, અંતરાય પંચક, દર્શનાવરણ ચતુષ્ક, તૈજસસપ્તક, વર્ણાદિ વીશ, નિર્માણ, અસ્થિર, અશુભ, અગુરૂલઘુ, મિથ્યાત્વ, સોળ કષાય, ત્રસ, બાદર, પર્યાપ્ત પ્રત્યેક, દુઃસ્વર, દુર્ભગ, અનાદેય, અપયશકીર્ત્તિ, વૈક્રિયસપ્તક, પંચેન્દ્રિયજાતિ, હુંડસંસ્થાન, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, અસાતવેદનીય, ઉદ્યોત, અશુભવિહાયોગતિ, અને નીચગોત્રરૂપ છયાસી [1]ઉદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. તે આ રીતે-ઉપરોક્ત પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરી બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સઘળી સ્થિતિની ઉદીરણા કરે છે, માટે ઉદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની બે આવલિકા ન્યૂન પોતપોતાની ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય કહી છે. ઉપરોક્ત પ્રકૃતિઓની ઉદીરણા યોગ્યસ્થિતિ કહીને હવે અદ્ધાચ્છેદ કહે છે. જેટલી સ્થિતિની ઉદીરણા ન થાય તેટલી ઉદીરણાને અયોગ્ય સ્થિતિ અદ્ધાચ્છેદ કહેવાય છે. તેમાં સમ્યક્ત્વમોહનીયનો અંતર્મુહૂર્ત્ત, મિશ્રમોહનીયનો [2]બે અંતર્મુહૂર્ત્ત અને ઉદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓનો બે આવલિકા અદ્ધાચ્છેદ છે. તે તે પ્રકૃતિના ઉદયવાળા તેટલી તેટલી સ્થિતિની ઉદીરણાના સ્વામી છે. ॥૨૯॥

**मणुयाणुपुव्विआहारदेवदुगसुहुमावियलतिअगाणं ।**
**आयावस्स य परिवडणमंतमुहुहीणमुक्कोसा ॥३०॥**

**मनुजानुपूर्व्याहारकदेवद्विकसूक्ष्मविकलत्रिकानाम् ।**
**आतपस्य च प्रतिपतनेऽन्तर्मुहूर्त्तेन हीनोत्कृष्टा ॥३०॥**

જ મિશ્ર ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે. દર્શન મોહનીય ત્રિકની ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા પંચમાદિ ગુણસ્થાનકે હોતી નથી.

૧ જે પ્રકૃતિઓના ઉદય હોય અને ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ થાય તે ઉદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓ કહેવાય છે.

૨ ઉદયાવલિકા ઉપરની સ્થિતિની ઉદીરણા થાય છે, એટલે ઉદયાવલિકા પણ અદ્ધાચ્છેદમાં જ ગણાય છે. એટલે અંતર્મુહૂર્ત્ત ઉપર ઉદયાવલિકા અદ્ધાચ્છેદ કહેવો જોઇએ, પરંતુ અહિં ઉદયાવલિકાને અંતર્મુહૂર્ત્તમાં જ સમાવી હોવાથી જુદી કહી નથી.

અર્થ—મનુષ્યાનુપૂર્વી, આહારક સપ્તક, દેવદ્વિક, સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, અને આતપની ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ કરી પડે ત્યારે તે પ્રકૃતિઓની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે.

ટીકાનુ૦—મનુષ્યાનુપૂર્વી, આહારકસપ્તક, દેવગતિ દેવાનુપૂર્વિરૂપ દેવદ્વિક, સૂક્ષ્મ અપર્યાપ્ત અને સાધારણરૂપ સૂક્ષ્મત્રિક, બેઈન્દ્રિય તેઈન્દ્રિય અને ચૌરિન્દ્રિય જાતિરૂપ વિકલત્રિક, અને આતપનામ એ સત્તર પ્રકૃતિઓની જે ઉત્કૃષ્ટસ્થિતિ છે તે બાંધી, તે બંધથી પડે ત્યારે અર્થાત્ તેનો બંધ કરી રહ્યાબાદ અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. એનો વિશેષ વિચાર આ પ્રમાણે—કોઈ એક આત્માએ તથા પ્રકારના પરિણામ વિશેષે નરકાનુપૂર્વિની વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ બાંધીને ત્યાર બાદ શુભપરિણામ વિશેષે મનુષ્યાનુપૂર્વિની પંદર કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ બાંધવાનો આરંભ કરે. બંધાતી તે મનુષ્યાનુપૂર્વિની સ્થિતિમાં બંધાવલિકાતીત થયેલી અને ઉદયાવલિકા ઉપરની કુલ બે આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ નરકાનુપૂર્વિની સ્થિતિને મનુષ્યાનુપૂર્વિની ઉદયાવલિકા ઉપર સંક્રમાવે. એટલે મનુષ્યાનુપૂર્વિની કુલ સ્થિતિ એક આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગર પ્રમાણ થાય. મનુષ્યાનુપૂર્વિ બાંધતો જઘન્યથી પણ અંતર્મુહૂર્ત્ત પર્યંત બાંધે છે. એટલે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ આવલિકા ન્યૂન વીશ કોડાકોડીમાંથી ઓછી થાય છે. તે બાંધ્યા પછી કાળ કરીને અનન્તર સમયે મનુષ્ય થઈ મનુષ્યાનુપૂર્વીને અનુભવતા અંતર્મુહૂર્ત્ત ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ તેની સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે.

શંકા—જેમ મનુષ્યગતિની પંદર કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ બંધાય છે, તેમ મનુષ્યાનુપૂર્વિની પણ તેટલી જ બંધાય છે. બેમાંથી એકની પણ વીશ કોડાકોડી સ્થિતિ બંધાતી નથી. એટલે તે બંને પ્રકૃતિ સંક્રમોત્કૃષ્ટ કહી છે. હવે જ્યારે તે બંનેમાં સંક્રમોત્કૃષ્ટપણું સમાન છે, ત્યારે જેમ મનુષ્યગતિની ત્રણ આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય કહી છે, તેમ મનુષ્યાનુપૂર્વિની ત્રણ આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગરપ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય કેમ ન કહી ?

ઉત્તર—તે પ્રશ્ન અયોગ્ય છે. કેમકે મનુષ્યાનુપૂર્વિ અનુદય સંક્રમોત્કૃષ્ટ છે, અને મનુષ્યગતિ ઉદય સંક્રમોત્કૃષ્ટ છે. ઉદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની સંક્રમાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિને ઉદય હોવાથી ઉદીરી શકે છે. એટલે તેની ત્રણ આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે, અને અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિનો (તેમાં ઉત્કૃષ્ટ સ્થિતિનો સંક્રમ થયા પછી) અંત-

મુહૂર્ત્ત બાદ ઉદય થાય છે, માટે તેઓની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે.

ઉદય છતા સંક્રમદ્વારા જેઓની ઉત્કૃષ્ટસ્થિતિની સત્તા થાય તે ઉદય સંક્રમોત્કૃષ્ટ અને ઉદય ન હોય ત્યારે સંક્રમદ્વારા જેની ઉત્કૃષ્ટસ્થિતિની સત્તા થાય તે અનુદય સંક્રમોત્કૃષ્ટ કહેવાય છે.

અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓ ત્રીજા દ્વારમાં આ પ્રમાણે કહી છે– 'મનુષ્યાનુપૂર્વિ, મીશ્રમોહનીય, આહારકદ્વિક, દેવદ્વિક, વિકલત્રિક, સૂક્ષ્મત્રિક, અને તીર્થંકરનામ.'

તથા આહારકસપ્તકની અપ્રમત્ત છતા તદ્યોગ્ય ઉત્કૃષ્ટ સંક્લેશવડે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે, તેની અંદર તેજ સમયે સ્વમૂળ પ્રકૃતિથી અભિન્ન કોઈ અન્ય ઉત્તરપ્રકૃતિનું ઉત્કૃષ્ટસ્થિતિવાળું દલિક સંક્રમે. એટલે સંક્રમદ્વારા આહારકદ્વિકની ઉત્કૃષ્ટ અન્તઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા [1]થાય. તે આહારકદ્વિક બાંધ્યા પછી અંતર્મુહૂર્ત્ત રહીને આહારક શરીર કરવાનો પ્રારંભ કરે, તેને આરંભ કરતો આત્મા લબ્ધિ ફોરવવામાં ઉત્સુકતાવાળો હોવાથી અવશ્ય પ્રમાદયુક્ત થાય છે–( લબ્ધિનો આરંભ અને અંત બન્ને પ્રમત્તગુણસ્થાનકે થાય છે. ) એટલે પ્રમત્ત છતા આહારકશરીર ઉત્પન્ન કરતા આહારક સપ્તકની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે.

તથા કોઇએક આત્મા તથાવિધ પરિણામ વિશેષે નરકગતિની વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ બાંધીને શુભ પરિણામ વિશેષે દેવગતિની દશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિ બાંધવાનો આરંભ કરે. બંધાતી તે દેવગતિની સ્થિતિમાં તેની ઉદયાવલિકા ઉપર બંધાવલિકા જેની વીતી ગઈ છે એવી અને ઉદયાવલિકા ઉપરની કુલ બે આવલિકા ન્યૂન નરકગતિની સઘળી સ્થિતિ સંક્રમાવે. એટલે દેવગતિની એક આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટસ્થિતિની સત્તા થાય. દેવગતિ બાંધતો જઘન્યથી અંતર્મુહૂર્ત્ત પર્યંત બાંધે છે. તે અંતર્મુહૂર્ત્ત આવલિકા ન્યૂન વીશ કોડાકોડી પ્રમાણ દેવગતિની ઉત્કૃષ્ટસ્થિતિ સત્તામાંથી ઓછું થાય છે. બાંધ્યા પછી કાલ કરી

---

૧ આહારકદ્વિક બાંધ્યા પછી અંતર્મુહૂર્ત્ત ગયા બાદ જ તેને ફોરવે છે. જ્યારે ફોરવે ત્યારે તેનો ઉદય થાય, અને ઉદય થાય ત્યારે ઉદીરણા થાય, માટે આહારક સપ્તકની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉદીરણા કહી. આહારક સપ્તક અપ્રમત્તે બાંધે છે, ત્યાં ગમે તેવા સંક્લેશ પરિણામ થાય પરંતુ અંતઃકોડાકોડીથી અધિક બંધ થતો નથી. તેમજ કોઇ પણ પ્રકૃતિની ત્યાં અંતઃકોડાકોડીથી અધિક સત્તા હોતી નથી. એટલું ખરૂં કે આહારકમાં સંક્રમનાર અન્ય પ્રકૃતિઓની સ્થિતિ સત્તા આહારકની સ્થિતિ સત્તાથી અધિક હોય છે. એટલે જ એમ કહ્યું કે સંક્રમ્યા બાદ આહારકની સત્તા ઉત્કૃષ્ટ અંતઃકોડાકોડીની થાય છે.

અનંતર સમયે દેવ થાય. દેવપણું અનુભવતા તેને દેવગતિની અંતર્મુહૂર્ત્ત ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. અહિં એમ શંકા થાય કે-ઉક્ત યુક્તિને અનુસરી આવલિકા [1]અધિક અંતર્મુહૂર્ત્ત ન્યૂન સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે, તો પછી અંતર્મુહૂર્ત્ત ન્યૂન કેમ કહો છો ? ઉત્તરમાં જણાવે છે કે-અહિં અંતર્મુહૂર્ત્ત ન્યૂન કહેવામાં કોઇ દોષ નથી. કેમકે અંતર્મુહૂર્ત્તમાં આવલિકા નાખીયે છતા તે પણ અંતર્મુહૂર્ત્ત જ થાય છે, માત્ર તે મોટું સમજવું. આ પ્રમાણે દેવાનુપૂર્વિ માટે પણ સમજવું. આ પ્રમાણે શેષ વિકલત્રિકાદિ પ્રકૃતિઓની પણ ઉદીરણા યોગ્ય ઉત્કૃષ્ટસ્થિતિ યથાયોગ્ય રીતે સ્વયમેવ વિચારી લેવી.

શંકા—અનુદય સંક્રમોત્કૃષ્ટ સ્થિતિવાળી ઉપરોક્ત પ્રકૃતિઓની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે, એમ જે ઉપર કહ્યું તે બરાબર છે. પરંતુ આતપનામ બંધોત્કૃષ્ટ છે, તેથી જ્ઞાનાવરણીયાદિની જેમ તેની બંધાવલિકા અને ઉદયાવલિકા એમ બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટસ્થિતિ ઉદીરણા યોગ્ય પ્રાપ્ત થાય છે, તો પછી શા માટે અંતર્મુહૂર્ત્ત ન્યૂન કહો છો ?

ઉત્તર—તમારી શંકા અયોગ્ય છે. કેમકે જ્ઞાનાવરણીયાદિ ઉદય બંધોત્કૃષ્ટ છે, અને આતપનામ અનુદય બંધોત્કૃષ્ટ છે. અનુદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની અનુદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની જેમ અંતર્મુહૂર્ત્ત ન્યૂન જ ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે.

હવે એ આતપ નામકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણાનો વિચાર કરે છે-ઉત્કૃષ્ટ સંક્લેશે વર્ત્તમાન ઇશાન સુધીના દેવો જ એકેન્દ્રિય પ્રાયોગ્ય આતપ સ્થાવર અને એકેન્દ્રિય જાતિ નામની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે, અન્ય કોઇ બાંધતા નથી. તે દેવોએ આતપ નામકર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી અંતર્મુહૂર્ત્ત પર્યંત દેવ ભવમાં જ મધ્યમ પરિણામે રહી કાળ કરીને ખર બાદર પૃથ્વીકાયમાં ઉત્પન્ન થાય, ત્યાં ઉત્પન્ન થઇને શરીર પર્યાપ્તિએ પર્યાપ્તો થયા બાદ આતપ નામના ઉદયે વર્ત્તમાન તેની ઉદીરણા કરે છે, માટે આતપ નામની અંતર્મુહૂર્ત્ત ન્યૂન

૧ દેવગતિનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કર્યા પછી અંતર્મુહૂર્ત્ત બાદ મરણ પામે છે અને એ અંતર્મુહુર્ત્ત પ્રમાણ સ્થિતિ પ્રદેશોદયદ્વારા ભોગવાઇ જાય છે માટે અંતર્મુહૂર્ત્ત ન્યૂન કહી છે. અને આવલિકા ન્યૂન વીશ કોડાકોડીની તો દેવગતિની ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા જ હોય છે. કોઇપણ સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિની પોતાની મૂળ પ્રકૃતિની ઉત્કૃષ્ટ સ્થિતિ જેટલી સત્તા જ થતી નથી. માટે આવલિકા અધિક અંતર્મુહૂર્ત્ત ન્યૂન વીશ કોડાકોડી સાગરોપમ પ્રમાણ સ્થિતિ ઉદીરણા કેમ ન કહી એ શંકા કરી છે. ઉત્તરમાં એમ જણાવ્યું છે કે એ આવલિકા અમે અંતર્મુહૂર્ત્તમાં સમાવી છે અને અંતર્મુહૂર્ત્ત મોટું લેવાનું છે.

ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય એમ કહ્યું છે. આતપનું ગ્રહણ ઉપલક્ષણ છે, તેથી અન્ય સ્થાવર, એકેન્દ્રિય જાતિ, નરકદ્વિક, તિર્યગ્દ્વિક. ઔદારિક સપ્તક, છેવટ્ઠું સંઘયણ, નિદ્રા પંચકરૂપ ઓગણીશ અનુદય બંધોત્કૃષ્ટ પ્રકૃતિઓની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય છે એમ સમજવું. તેમાં સ્થાવર અને એકેન્દ્રિયજાતિની ભાવના આતપની જેમ જ સમજવી. નરકદ્વિક માટે કહે છે–પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચ અથવા મનુષ્ય નરકદ્વિકની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે. ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કર્યા પછી અંતર્મુહૂર્ત્ત વ્યતીત થયા બાદ નીચેની [1]પાંચમી છઠ્ઠી અને સાતમીમાંથી કોઈપણ નરકપૃથ્વીમાં ઉત્પન્ન થાય. તેને જે સમયે નરકાયુનો ઉદય થાય તે જ સમયે અંતર્મુહૂર્ત્ત ન્યૂન વીશ કોડાકોડી સાગર પ્રમાણ નરકગતિની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. માત્ર નરકાનુપૂર્વીની અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિની ઉદીરણા વિગ્રહગતિમાં જ હોય છે.

તથા કોઈ એક નારકી ઔદારિક સપ્તક તિર્યગ્દ્વિક, અને અન્ત્ય સંઘયણ એ કર્મ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી ત્યારબાદ મધ્યમ પરિણામવાળો થઈ ત્યાં જ અંતર્મુહૂર્ત્ત રહી તિર્યંચ ગતિમાં ઉત્પન્ન થાય. તિર્યંચગતિમાં ઉત્પન્ન થયેલો તે આત્મા અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિની ઉદીરણા કરે છે.

તથા નિદ્રાપંચકની પણ અનુદયે ઉત્કૃષ્ટ સંક્લેશે ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધી અંતર્મુહૂર્ત્ત ગયા બાદ નિદ્રાના ઉદયે વર્ત્તતા અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિની ઉદીરણા કરે છે. નિદ્રાનો જ્યારે ઉદય હોય ત્યારે ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામ હોતા નથી, પરંતુ મધ્યમ પરિણામ હોય છે એટલે તેનો ઉદય ન હોય ત્યારે તીવ્ર સંક્લેશ પરિણામે તેની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે છે. અને ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધ્યા

---

૧ આ ત્રણ નરક પ્રાયોગ્ય નરકગતિ લાયક કર્મ બાંધતા નરકદ્વિકની ઉત્કૃષ્ટ સ્થિતિનો બંધ થાય છે, અન્ય નરક પ્રયોગ્ય બાંધતા મધ્યમ સ્થિતિ બંધાય છે, માટે નીચેની ત્રણ નરક લીધી છે.

૨ છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં પોતાના આયુના ચરમ સમય પર્યંત મનુષ્ય કે તિર્યંચ નરકગતિ યોગ્ય બંધ કરે છે, પરંતુ તેનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરતા નથી એમ જણાય છે. કેમકે અંતર્મુહૂર્ત્ત પર્યંત મધ્યમ પરિણામી થઇ ત્યાં જ રહી નરકગતિમાં ઉત્પન્ન થવાનું લખે છે. આ ઉપરથી એમ સમજાય છે કે નરકગતિ યોગ્ય બંધના અંતર્મુહૂર્ત્તના પ્રથમ ભાગમાં તેનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ કરે બીજા ભાગમાં ન કરે. એટલે જ અંતર્મુહૂર્ત્ત ન્યૂન વીશ કોડાકોડી ઉદીરણા યોગ્ય થાય. જો છેલ્લા સમય સુધી બંધ થતો હોય તો બે આવલિકા ન્યૂન ઉદીરણા યોગ્ય થાય. આ સિવાય આ રીતે જ્યાં કહ્યું હોય ત્યાં અન્યત્ર પણ યથાયોગ્ય રીતે આ પ્રમાણે સમજી લેવું. જેમકે દેવગતિના વિષયમાં.

પછી અંતર્મુહૂર્ત્ત ગયા પછી જ ઉદયમાં આવે છે. ઉદય હોય ત્યારે જ ઉદીરણા થાય છે, માટે અંતર્મુહૂર્ત્ત ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય કહી છે.

તથા મનુજગતિ, સાતવેદનીય, સ્થિરાદિ ષટ્ક, હાસ્યાદિ ષટ્ક, ત્રણ વેદ, શુભ વિહાયોગતિ, પ્રથમ સંઘયણ પંચક, પ્રથમ સંસ્થાન પંચક અને ઉચ્ચગોત્રરૂપ ઓગણત્રીશ ઉદય સંક્રમોત્કૃષ્ટ પ્રકૃતિઓની ત્રણ આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય સમજવી. અહિં બંધાવલિકા, સંક્રમાવલિકા અને ઉદયાવલિકા એમ ત્રણ આવલિકા સમજવી. અહિં મનુષ્યગતિ આદિમાં ઉત્કૃષ્ટથી કેટલી સ્થિતિ સંક્રમે છે, સંક્રમ્યા પછી તેની કેટલી સ્થિતિની સત્તા થાય છે અને તેમાંથી કેટલી ઉદીરે છે એ સઘળું લક્ષ્યમાં રાખી ઉત્કૃષ્ટ સ્થિતિની ઉદીરણા કહેવા યોગ્ય છે. જેમકે— નરકગતિની બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની એમ બે આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ સંક્રમે, જેમાં સંક્રમે તેની ઉદયાવલિકા ઉપર જ સંક્રમે, કારણ કે જેની સ્થિતિ સંક્રમે છે તેની ઉદયાવલિકા ઉપરની સ્થિતિ સંક્રમે છે. એટલે જ જેમાં સંક્રમે તેની ઉદયાવલિકા મેળવતા એક આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિની સત્તા થાય સંક્રમાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિની ઉદીરણા થાય. એટલે ઉપર કહી તે પ્રમાણે ત્રણ આવલિકા ન્યૂન ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા યોગ્ય થાય છે. અહિં દરેક સ્થળે બે કે ત્રણ આવલિકા કે અન્તર્મુહૂર્ત્ત ન્યૂન જેટલો કાળ ઉદીરણાને અયોગ્ય કહ્યો છે, તેટલો અદ્ધાચ્છેદ સમજવો. અને જે જે પ્રકૃતિનો જેને જેને ઉદય હોય તે તે પ્રકૃતિના ઉદયવાળા જીવો તેની તેની ઉત્કૃષ્ટસ્થિતિની ઉદીરણાના સ્વામી સમજવા. ॥૩૦॥

**हयसेसा तित्थठिई पल्लासंखेज्जमेत्तिया जाया ।**
**तीसे सजोगि पढमे समए उद्दीरणुक्कोसा ॥३१॥**

**हतशेषा तीर्थस्थितिः पल्यासंख्येयमात्रा जाता ।**
**तस्याः सयोगिनः प्रथमे समये उदीरणोत्कृष्टा ॥३१॥**

અર્થ—ઓછી થતા થતા તીર્થંકરનામકર્મની પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ માત્ર સ્થિતિ શેષ રહી. સયોગિના પ્રથમ સમયે તેની જે ઉદીરણા તે ઉત્કૃષ્ટ ઉદીરણા કહેવાય છે.

ટીકાનુ૦—કેવળજ્ઞાન પ્રાપ્ત કરતા પહેલા અપવર્તી અપવર્ત્તીને—અપવર્ત્તના કરણ વડે ઓછી કરી કરીને તીર્થંકર નામકર્મની પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ માત્ર સ્થિતિ બાકી રાખી. હણાતા હણાતા શેષ

૧ અહિં શંકા થાય કે તીર્થંકર નામકર્મની સ્થિતિ ત્રીજે ભવે તો નિકાચીત બાંધી પછી તેની અપવર્ત્તના કેમ થાય? નિકાચીત બંધ કર્યા પછી અપવર્ત્તના કેમ? શંકા બરા-

રહેલી તેટલી સ્થિતિની સયોગિકેવલિ ગુણસ્થાનકના પ્રથમસમયે જે ઉદીરણા થાય તે ઉત્કૃષ્ટ ઉદીરણા કહેવાય છે. સર્વદા ઉત્કૃષ્ટથી પણ આટલી જ તીર્થંકર નામ-કર્મની સ્થિતિ ઉદીરણા યોગ્ય હોય છે, અધિક નહિ.

ચારે આયુનો પોતપોતાનો ઉત્કૃષ્ટ સ્થિતિબંધ થયા પછી જ્યારે તેનો ઉદય થાય ત્યારે ઉદયના પ્રથમસમયે તે તે આયુની ઉત્કૃષ્ટ સ્થિતિ ઉદીરણા થાય છે. અને તે ઉત્કૃષ્ટ ઉદીરણા કહેવાય છે. તે તે આયુના ઉદયવાળો આત્મા તેનો સ્વામી છે. ॥૩૧॥

આ પ્રમાણે અદ્ધાચ્છેદ અને ઉત્કૃષ્ટ ઉદીરણાનું સ્વામિત્વ કહ્યું. હવે જઘન્ય-સ્થિતિ ઉદીરણા સ્વામિત્વ કહે છે—

**भयकुच्छआयवुज्जोयसव्वघाईकसायनिद्दाणं ।**
**अतिहीणसंतबंधो जहण्णउद्दीरगो अतसो ॥३२॥**

**भयजुगुप्साऽऽतपोद्योतसर्वघातिकषायनिद्राणाम् ।**
**अतिहीनसत्वबन्धः जघन्योदीरकोऽत्रसः ॥३२॥**

અર્થ—ભય, જુગુપ્સા, આતપ, ઉદ્યોત, સર્વઘાતિ કષાયો અને નિદ્રાની અતિ હીન સત્તા અને બંધ વાળો સ્થાવર આત્મા જઘન્ય સ્થિતિનો ઉદીરક છે.

ટીકાનુ૦—અતિ અલ્પ સ્થિતિની સત્તાવાળો અને સત્તાની અપેક્ષાએ કંઈ અધિક અગર તો સરખો જ કર્મનો નવીન બંધ કરતો સ્થાવર આત્મા ભય, જુગુપ્સા, આતપ, ઉદ્યોત, આદિના બાર સર્વઘાતિ કષાયો, અને નિદ્રા પંચક કુલ એકવીશ પ્રકૃતિઓની બંધાવલિકા વીત્યાબાદ જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે. કારણકે તેને સત્તામાં અતિ જઘન્ય સ્થિતિ છે, અને નવો બંધ પણ સત્તાની સમાન કે થોડો જ વધારે કરે છે, એટલે ઉપરોક્ત પ્રકૃતિઓની ઉદીરણાનો સ્વામી સ્થાવર કહ્યો છે. સ્થાવરથી ત્રસને બંધ અને સત્તા વધારે હોય છે, માટે તેને વર્જ્યો છે. અહિં

બર છે. જેટલી સ્થિતિ નિકાચિત થાય છે તેની તો અપવર્તના થતી નથી. પરંતુ વધારાની સ્થિતિની અપવર્તના થાય છે. જીવસ્વભાવે જે સમયોમાં તીર્થંકર નામકર્મ નિકાચિત થાય છે, ત્યારથી તેનું જેટલું આયુ બાકી હોય તેટલી ભવાંતરનું અને ત્યારપછીના મનુષ્ય-ભવનું જેટલું આયુ થવાનું હોય તેટલી જ સ્થિતિ નિકાચિત થાય છે, અધિક થતી નથી. એટલે નિકાચિત સ્થિતિ તો ભોગવીને જ ખલાસ કરે છે. તેની ઉપરની જે સ્થિતિ રહી કે જેમાં કરણો લાગી શકે તેને ઓછી કરી સયોગિના પ્રથમ સમયે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ રાખે છે અને તેની ઉદીરણા કરે છે કે જે ઉત્કૃષ્ટ ઉદીરણા કહેવાય છે, એમ સમજાય છે.

[1]આતપ અને ઉદ્યોત સિવાય ઓગણીશ પ્રકૃતિઓ ધ્રુવબન્ધિ હોવાથી, અને આતપ અને ઉદ્યોતની કોઈ પ્રતિપક્ષ પ્રકૃતિ નહિ હોવાથી તેમજ આ પ્રકૃતિઓની જેટલી અલ્પ સ્થિતિની ઉદીરણા સ્થાવર કરે છે, તેનાથી અલ્પ અન્ય કોઇ કરી શકતા નહિ હોવાથી ઉક્ત સ્વરૂપવાળો સ્થાવર જ આ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિનો ઉદીરક કહ્યો છે. ॥૩૨॥

**एगिंदियजोगाणं पडिवक्खा बंधिऊण तव्वेइ ।**
**बंधालिचरमसमये तदागए सेसजाईणं ॥३३॥**

**एकेन्द्रिययोग्यानां प्रतिपक्षाः बद्धा तद्वेदी ।**
**बंधावलिकाचरमसमये तस्मादागतः शेषजातीनाम् ॥३३॥**

અર્થ—પ્રતિપક્ષ પ્રકૃતિઓને બાંધીને બંધાવલિકાના ચરમ સમયે તદ્‌વેદી આત્મા એકેન્દ્રિય યોગ્ય પ્રકૃતિઓની જઘન્ય સ્થિાતની ઉદીરણા કરે છે. તેમાંથી—એકેન્દ્રિયમાંથી આવેલો શેષ જાતિઓની (એ પ્રમાણે) જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે.

ટીકાનુ૦—એકેન્દ્રિયાને જ ઉદીરણા પ્રત્યે યોગ્ય પ્રકૃતિઓ, જેવી કે—એકેન્દ્રિયજાતિ, સ્થાવર સૂક્ષ્મ અને સાધારણનામ. તે પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય તે તે પ્રકૃતિઓની પ્રતિપક્ષ પ્રકૃતિઓને બાંધીને બંધાવલિકાના ચરમ સમયે તે તે પ્રકૃતિઓના ઉદયવાળો આત્મા જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે છે. તેમાં એકેન્દ્રિયજાતિની પ્રતિપક્ષ બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને પંચેન્દ્રિય જાતિ છે, અને સ્થાવર સૂક્ષ્મ અને સાધારણ નામની પ્રતિપક્ષ અનુક્રમે ત્રસ બાદર અને પર્યાપ્ત નામકર્મ છે. તાત્પર્યાર્થ આ છે—સર્વ જઘન્ય—ઓછામાં ઓછી સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય બેઇન્દ્રિયાદિ ચારે જાતિઓને ક્રમપૂર્વક બાંધે. ક્રમપૂર્વક તે

૧ આ પ્રકૃતિઓની સ્થાવરો—એકેન્દ્રિયો જઘન્ય સ્થિતિના ઉદીરક હોવાનું કારણ સ્થાવરો ત્રસ બેઇન્દ્રિયાદિથી અલ્પ સ્થિતિ બાંધે છે. અને અલ્પ બાંધતો હોવાથી ત્રસમાંથી સત્તા વધારે લઈને આવ્યો હોય તો પણ તેને ઓછી કરી નાખે છે. એકેન્દ્રિયોથી બેઇન્દ્રિયાદિ ત્રસો પચીસ આદિ ગુણ બંધ કરે છે. જ્યારે બંધ વધારે કરે છે, ત્યારે સત્તા વધારે હોય જ. જો કે સંજ્ઞિ પંચેન્દ્રિયો ગુણસ્થાનક પરત્વે અલ્પ સ્થિતિબંધ કરે છે પરંતુ નિદ્રાદ્રિક સિવાયની ઉપરોક્ત પ્રકૃતિઓ ઉદયમાંથી જે જે ગુણસ્થાનકે જાય છે ત્યાં ત્યાં અંતઃ કોડાકોડીથી બંધ કે સત્તા ઓછા હોતા નથી. નિદ્રાદ્રિકનો અગીઆરમા ગુણસ્થાનક સુધી ઉદય હોય છે અને ત્યાં તેની સ્થિતિની સત્તા એકેન્દ્રિયથી પણ ન્યૂન સંભવે છે, તેથી તેની જઘન્ય સ્થિતિની ઉદીરણા ત્યાં કહેવી જોઈયે પણ કહી નથી. તત્ત્વ કેવલી ગમ્ય.

ચારે જાતિનામકર્મને બાંધ્યા પછી એકેન્દ્રિયજાતિને બાંધવાનો આરંભ કરે. તેની બંધાવલિકાના ચરમ સમયે તે એકેન્દ્રિય આત્મા પોતાની જાતિની જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે છે. ઉપરોક્ત સ્વરૂપવાળા એકેન્દ્રિય આત્માને પોતાની જાતિની જઘન્ય સ્થિતિનો ઉદીરક કહેવાનું કારણ—એક તો તે એકેન્દ્રિયજાતિની ઓછામાં ઓછી સ્થિતિની સત્તાવાળો છે, બીજું જેટલો કાળ પોતાની પ્રતિપક્ષ બેઇન્દ્રિયાદિ જાતિનામકર્મ બાંધે તેટલા કાળ પ્રમાણ એકેન્દ્રિયજાતિની સ્થિતિ ભોગવવા દ્વારા ન્યૂન કરે છે, તેથી સત્તામાં અતિ અલ્પ સ્થિતિ રહે છે, અને સત્તામાં અતિ અલ્પ સ્થિતિ રહેવાથી ઉદીરણા પણ અતિ અલ્પ સ્થિતિની જ થાય છે. એટલે ઉપરોક્ત સ્વરૂપવાળો એકેન્દ્રિય આત્મા પોતાની જાતિની જઘન્ય સ્થિતિનો ઉદીરક કહ્યો છે. આ ઉપરથી અતિ જઘન્ય સ્થિતિની સત્તા, અને પ્રતિપક્ષ પ્રકૃતિનો બંધ એ બંને ગ્રહણ કરવાનું કારણ સમજાઈ ગયું હશે. તથા ચારે જાતિ બાંધ્યા પછી એકેન્દ્રિયજાતિની બંધાવલિકાના ચરમ સમયે જઘન્ય સ્થિતિની ઉદીરણા થાય એમ કહેવાનું કારણ બંધાવલિકા પૂર્ણ થયા પછીના સમયે બંધાવલિકાના પ્રથમ સમયે બંધાયેલ લતાનો પણ ઉદય થવાથી ઉદીરણા થાય, અને તેમ થાય તો ઉદીરણામાં સ્થિતિ વધી જાય, તે ન થાય માટે બંધાવલિકાના ચરમ સમયે જઘન્ય ઉદીરણા થાય એમ કહ્યું છે. જે રીતે એકેન્દ્રિયજાતિની જઘન્ય ઉદીરણા કહી તે રીતે સ્થાવર સૂક્ષ્મ અને સાધારણનામકર્મની પણ જઘન્ય સ્થિતિની ઉદીરણા કહેવી. માત્ર તે ત્રણેની પ્રતિપક્ષ પ્રકૃતિઓ અનુક્રમે ત્રસ બાદર અને પર્યાપ્ત નામ જાણવી. જેમ કે–સ્થાવર નામકર્મની અતિ જઘન્ય સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય આત્મા જેટલી વધારે વાર ત્રસ નામકર્મ બાંધી શકે તેટલી વધારે વાર બાંધે, ત્યારબાદ સ્થાવર નામ બાંધવાનો આરંભ કરે, તેની બંધાવલિકાના ચરમ સમયે તે એકેન્દ્રિય આત્મા સ્થાવર નામકર્મની જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે. એ પ્રમાણે બાદરાદિ માટે પણ સમજવું.

તથા એકેન્દ્રિય ભવમાંથી આવેલો બેઇન્દ્રિયાદિ આત્મા પોતપોતાની જાતિની એ જ પ્રમાણે જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે છે. અહિં તાત્પર્ય આ છે.–કોઈ જઘન્ય સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય આત્મા તે ભવમાંથી નીકળી બેઇન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં પૂર્વે બાંધેલ બેઇન્દ્રિય જાતિને અનુભવવાનો આરંભ કરે. અનુભવના–ઉદયના પ્રથમ સમયથી આરંભી દીર્ઘકાળ પર્યંત એકેન્દ્રિય જાતિ બાંધે, ત્યાર બાદ તેઇન્દ્રિય જાતિ દીર્ઘકાળ પર્યંત બાંધે, એ પ્રમાણે ચતુરિન્દ્રિય અને પંચેન્દ્રિયજાતિ ક્રમપૂર્વક બાંધે. માત્ર જે જાતિની જઘન્ય સ્થિતિની ઉદીરણા કહેવાની છે, તે જાતિને છેલ્લી બાંધે. આ પ્રમાણે ચાર મોટા અંતર્મુહૂર્ત્ત જાય, તેટલો કાળ બેઇન્દ્રિયજાતિને અનુભવવા દ્વારા ઓછી કરે. ત્યાર બાદ બેઇન્દ્રિયજાતિને બાંધવાનો આરંભ કરે. તેની બંધાવલિકાના ચરમ સમયે

એકેન્દ્રિય ભવમાંથી જેટલી જઘન્ય સ્થિતિની સત્તા લઈને આવ્યો હતો તેની અપેક્ષાએ ચાર અંતર્મુહૂર્ત ન્યૂન બેઇન્દ્રિય જાતિની જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે છે. ક્રમપૂર્વક ચાર જાતિના બંધનું અને બંધાવલિકાના ચરમ સમયે ઉદીરણાનું કારણ એકેન્દ્રિયજાતિની જઘન્ય સ્થિતિની ઉદીરણાના પ્રસંગે કહ્યું છે તે જાણવું. એ જ પ્રમાણે તેઇન્દ્રિય અને ચતુરિન્દ્રિયજાતિ નામની જઘન્ય સ્થિત્યુદીરણા પણ કહેવી. ॥૩૩॥

**दुभगाइनीयतिरिदुगअसारसंघयणनोकसायाणं ।**
**मणुपुव्वऽपज्जतइयस्स सन्निमेवं इगागयगे ॥३४॥**

**दुर्भगादिनीचतिर्यग्द्विकासारसंहनननोकषायाणाम् ।**
**मनुजानुपूर्व्यपर्याप्ततृतीयस्य संज्ञिन्येवं एकेन्द्रियागते ॥३४॥**

અર્થ—એકેન્દ્રિયમાંથી આવેલા સંજ્ઞિમાં દુર્ભગાદિ, નીચગોત્ર, તિર્યગ્દ્વિક અસાર સંઘયણ, નોકષાય-હાસ્ય રતિ અરતિ અને શોક, મનુજાનુપૂર્વી, અપર્યાપ્ત-નામ, અને ત્રીજા વેદનીયકર્મની એ પ્રમાણે જઘન્ય સ્થિતિની ઉદીરણા થાય છે.

ટીકાનુ૰—દુર્ભગ આદિ ત્રણ-દુર્ભગ અનાદેય અને અપયશકીર્ત્તિ, નીચગોત્ર, તિર્યગ્દ્વિક-તિર્યંચગતિ અને તિર્યંચાનુપૂર્વી, અસાર સંઘયણ-પહેલા સિવાય પાંચ સંઘયણનામ, નોકષાયો-હાસ્ય રતિ અને શોક અરતિ એ ચાર, વેદોના સંબંધે આગળ ઉપર કહેવાનું હોવાથી અને ભય જુગુપ્સા સંબંધે કહી ગયા હોવાથી અહિં નોકષાય શબ્દ વડે ઉપરોક્ત હાસ્યાદિ ચારને જ ગ્રહણ કરવા. તથા મનુષ્યાનુપૂર્વી, અપર્યાપ્તનામ અને ત્રીજું સાતા અસાતારૂપ વેદનીયકર્મ સઘળી મળી ઓગણીશ પ્રકૃતિઓની જઘન્ય સ્થિતિ ઉદીરણા એકેન્દ્રિય ભવમાંથી આવેલા સંજ્ઞિ પંચેન્દ્રિયમાં થાય છે. ભાવના આ પ્રમાણે-જઘન્ય સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય એકેન્દ્રિય ભવમાંથી નીકળી પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. ઉત્પત્તિના પ્રથમ સમયથી આરંભી દુર્ભગનામકર્મને અનુભવતો મોટા અંતર્મુહૂર્ત પર્યંત સુભગનામ બાંધે, ત્યાર બાદ દુર્ભગનામ બાંધવાનો આરંભ કરે. તેની બંધાવલિકાના ચરમ સમયે પૂર્વબદ્ધ દુર્ભગનામકર્મની જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે. એ જ પ્રમાણે અનાદેય અપયશ કીર્ત્તિ અને નીચગોત્રની પણ જઘન્ય સ્થિતિની ઉદીરણા કહેવી. માત્ર અહિં આદેય યશઃકીર્ત્તિ અને ઉચ્ચગોત્ર રૂપ પ્રતિપક્ષ પ્રકૃતિઓનો અનુક્રમે બંધ કહેવો.

તથા સર્વ જઘન્ય સ્થિતિની સત્તાવાળો બાદર[1] તેઉકાય વાયુકાય આત્મા પર્યાપ્ત

૧ બીજા એકેંદ્રિયની અપેક્ષાએ તેઉકાય વાયુકાયમાં તિર્યંચજાતિનામની સ્થિતિની જઘન્ય સત્તા હોય એમ જણાય છે, તેથી તે બેનું ગ્રહણ કર્યું હોય એમ જણાય છે.

સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચમાં ઉત્પન્ન થાય. ત્યાં ભવના પ્રથમ સમયથી આરંભી મોટા અંતર્મુહૂર્ત્તકાળ પર્યંત મનુષ્યગતિ બાંધે, ત્યાર બાદ તિર્યંચગતિ બાંધવાનો આરંભ કરે. બંધાવલિકાના ચરમ સમયે પૂર્વબદ્ધ તે તિર્યંચગતિની જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે છે. તિર્યંચાનુપૂર્વિની જઘન્ય સ્થિત્યુદીરણા પણ આજ પ્રમાણે કહેવી. માત્ર વિગ્રહગતિમાં ત્રીજે સમયે કહેવી. તિર્યંચગતિનો ઉદય તો વિગ્રહ અવિગ્રહ બંને સ્થળે હોય છે, પરંતુ આનુપૂર્વિનો ઉદય વિગ્રહગતિમાં જ હોય છે, માટે તેની જઘન્ય સ્થિતિની ઉદીરણા વિગ્રહગતિમાં અને વધારે કાળ કાઢવા ખાતર ત્રીજે સમયે કહી છે. તથા એજ પ્રમાણે અસાર પાંચ સંઘયણમાંથી વેદ્યમાન સંઘયણને છોડી શેષ પાંચે સંઘયણનો બંધકાળ અતિ દીર્ઘ કહેવો. ત્યાર બાદ વેદ્યમાન સંઘયણનો બંધ કહેવો, બંધાવલિકાના ચરમ સમયે વેદ્યમાન અસાર સંઘયણની જઘન્ય સ્થિતિની ઉદીરણા કહેવી. (જઘન્યસ્થિતિની ઉદીરણા કહેવાનો ક્રમ જાતિનામકર્મની જેમ જ છે.) હાસ્ય રતિની જઘન્ય સ્થિતિ ઉદીરણા સાતાની જેમ, અને શોક અરતિની જઘન્ય સ્થિતિ ઉદીરણા અસાતાની જેમ કહેવી. તથા ઓછામાં ઓછી મનુષ્યાનુપૂર્વિની સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય એકેન્દ્રિય ભવમાંથી નીકળી મનુષ્યમાં ઉત્પન્ન થાય. વિગ્રહગતિમાં વર્ત્તમાન તે મનુષ્ય પોતાના આયુના ત્રીજે સમયે[1] મનુષ્યાનુપૂર્વિની જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે. તથા અપર્યાપ્તનામની અતિજઘન્ય સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય એકેન્દ્રિય ભવમાંથી નીકળી અપર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. ભવ પ્રથમ સમયથી આરંભી મોટા અંતર્મુહૂર્ત્ત પર્યંત પર્યાપ્તનામ કર્મ બાંધે, ત્યાર બાદ અપર્યાપ્ત નામકર્મને બાંધવાનો આરંભ કરે. બંધાવલિકાના ચરમ સમયે પૂર્વબદ્ધ તે અપ-ર્યાપ્ત નામકર્મની જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે. તથા સાતવેદનીયની અતિ-જઘન્ય સ્થિતિની સત્તાવાળો એકેન્દ્રિય આત્મા એકેન્દ્રિય ભવમાંથી નીકળી પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય. ઉત્પત્તિના પ્રથમ સમયથી આરંભી સાતવેદનીયને અનુભવતો મોટા અંતર્મુહૂર્ત્ત પર્યંત અસાતવેદનીય બાંધે, ત્યાર બાદ ફરી સાતાને બાંધવાનો આરંભ કરે, બંધાવલિકાના ચરમ સમયે પૂર્વબદ્ધ સાતવેદનીયની જઘન્ય સ્થિતિની ઉદીરણા કરે છે. એ પ્રમાણે અસાતવેદનીયની પણ જઘન્ય સ્થિતિ ઉદીરણા કહેવી. માત્ર સાતવેદનીયને સ્થાને અસાતવેદનીય પદ બોલવું અસાત-વેદનીયને સ્થાને સાત વેદનીય પદ બોલવું. ૩૪

પરાવર્ત્તમાન પ્રકૃતિઓ તેની વિરોધિની બીજી પ્રકૃતિઓ બંધાતી હોય ત્યારે અંતર્મુહુર્ત પર્યંત જ બંધાય છે, માટે અંતર્મુહૂર્ત્ત જ બંધકાળ લીધો છે. અપર્યાપ્તાવસ્થામાં દેવનરક ગતિનો બંધ થતો નથી માટે માત્ર મનુષ્યગતિનો બંધ લીધો છે.

૧ અહિં ઉદયનો ત્રણ સમયનો જ કાળ હોવાથી પ્રતિપક્ષ તિર્યંચાનુપૂર્વિનો બંધ અને બંધાવલિકાના ચરમ સમયે ઉદીરણા ઘટી શકશે નહિ, માટે પ્રતિપક્ષ પ્રકૃતિનો બંધ આદિ કંઈ કહેવામાં આવ્યું નથી.

# अमणागयस्स चिरठिइअंते देवस्स नारयस्सा वा ।
# तदुवंगगईणं आणुपुव्विणं तइयसमयंमि ॥३५॥

## अमनस्कादागतस्य चिरस्थित्यन्ते देवस्य नारकस्य वा
## तदुपाङ्गगतीनामानुपूर्व्योः तृतीयसमये ॥३५॥

અર્થ—અસંજ્ઞિ પંચેન્દ્રિયમાંથી આવેલા દેવ અથવા નારકીને પોત પોતાના આયુની દીર્ઘ સ્થિતિના અંતે વૈક્રિય અંગોપાંગ દેવગતિ અને નરકગતિની જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. અને આનુપૂર્વિની પોતપોતાના આયુના ત્રીજે સમયે જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે.

ટીકાનુ૦—અસંજ્ઞિ પંચેન્દ્રિયમાંથી નીકળી દેવ અથવા નારકીમાં આવેલાને પોતપોતાના આયુની દીર્ઘ સ્થિતિને અંતે વૈક્રિય અંગોપાંગ દેવગતિ અને નરકગતિ એમ ત્રણ પ્રકૃતિની જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. તથા દેવ નારકાનુપૂર્વીની પોતપોતાના આયુના ત્રીજે સમયે જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. તાત્પર્ય આ પ્રમાણે—કોઈ અસંજ્ઞિ પંચેન્દ્રીય આત્માએ દેવગતિ આદિની અતિ અલ્પ સ્થિતિ બાંધીને અને ત્યાર બાદ અસંજ્ઞિપંચેન્દ્રિયમાં જ [1]દીર્ઘકાળ પર્યંત રહીને પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ આયુવાળો દેવ અથવા નારકી થાય. પોતપોતાના આયુના ચરમ સમયે વર્તમાન તે દેવ અથવા નારકીને યથાયોગ્ય રીતે દેવગતિ નરકગતિ અને વૈક્રિય અંગોપાંગની જઘન્ય સ્થિતિની ઉદીરણા થાય છે. તથા અસંજ્ઞિપંચેન્દ્રિયમાંથી આવેલા પરંતુ વિગ્રહગતિમાં પોતપોતાના આયુના ત્રીજે સમયે વર્તમાન તેજ દેવ અથવા નારકીને અનુક્રમે દેવાનુપૂર્વી અને નરકાનુપૂર્વિની જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. ૩૫.

---

૧ અહિં કેટલો દીર્ઘ કાળ એ કંઇ કહેતા નથી. પરંતુ કોઈ પૂર્વકોટિ વર્ષના આયુવાળો અસંજ્ઞિ હોય, અને તે આયુનો અમુક થોડો ભાગ ગયા બાદ જઘન્ય સ્થિતિએ ઉપરોકત ત્રણ પ્રકૃતિ બાંધે, ત્યારબાદ ન બાંધે, આ પ્રમાણે હોય તો દીર્ઘકાળ પર્યંત અસંજ્ઞિમાં રહેવાનું ઘટી શકે છે. એવો આત્મા પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ દેવ અથવા નારકાયુ બાંધી દેવ કે નારકીમાં ઉત્પન્ન થાય. અસંજ્ઞિઓ તે કરતા વધારે આયુ બાંધતા નથી. તેટલોકાળ ત્યાં ઉદય ઉદીરણાથી સ્થિતિ ઓછી કરે. એટલે પોતપોતાના આયુના ચરમ સમયે જઘન્ય સ્થિતિની ઉદીરણા ઘટી શકે. અહિં કદાચ એમ શંકા થાય. કે તેત્રીસ સાગરોપમના આયુવાળા દેવ નારકીને ચરમ સમયે જઘન્ય સ્થિતિ ઉદીરણા કેમ ન કહી? તેના ઉત્તરમાં એમ સમજવાનું કે તેટલી આયુની સ્થિતિ બાંધનાર સંજ્ઞિ પર્યાપ્ત જ હોય છે અને તે ઉપરોકત પ્રકૃતિઓની અંતઃકોડાકોડીથી ઓછી સ્થિતિ બાંધતા નથી. અને અસંજ્ઞિઓ તો ઉપરોક્ત પ્રકૃતિઓની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ ન્યૂન સાતિયા બે હજાર ભાગ જ જઘન્ય સ્થિતિ બાંધે છે. એટલે અસંજ્ઞિમાંથી આવેલા દેવ નારકીને જ જઘન્ય સ્થિતિ ઉદીરણા સંભવે છે.

**वेयतिगं दिट्ठिदुगं संजलणाणं च पढमट्ठिईए ।**
**समयाहिगालियाए सेसाए उवसमे वि दुसु ॥३६॥**

**वेदत्रिकस्य दृष्टिद्विकस्य संञ्ज्वलनानां च प्रथमस्थितेः ॥**
**समयाधिकावलिकायां शेषायामुपशमेऽपि द्वयोः ॥३६॥**

અર્થ—પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિ રહે ત્યારે વેદત્રિક દષ્ટિ દ્વિક અને સંજ્વલન કષાયોની જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. સમ્યક્ત્વ મોહનીય અને સંજ્વલન લોભની બંને શ્રેણિમાં અને શેષ પ્રકૃતિઓની ક્ષપક શ્રેણિમાંજ જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે.

ટીકાનુ૦—જ્યારે અંતરકરણ—આંતરૂ પાડવાની ક્રિયા શરૂ કરે ત્યારે નીચેની નાની સ્થીતિ એ પ્રથમ સ્થિતિ અને ઉપરની મોટી સ્થિતિ એ બીજી સ્થિતિ કહેવાય છે. પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે વેદત્રિક—સ્ત્રી પુરૂષ અને નપુંસકવેદ, દષ્ટિ દ્વિક–મિથ્યાત્વ અને સમ્યક્ત્વ મોહનીય અને સંજ્વલન કષાયો–ક્રોધ માન માયા અને લોભ એ નવ પ્રકૃતિની ઉદયાવલીકા ઉપરની સમયમાત્ર સ્થિતિ જ ઉદીરણા યોગ્ય હોવાથી તે સમયપ્રમાણ સ્થિતિની ઉદીરણા રૂપ જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. માત્ર સમ્યક્ત્વમોહનીય અને સંજ્વલન લોભની ઉપશમ અને ક્ષપક બન્ને શ્રેણિમાં અને શેષ પ્રકૃતિઓની ક્ષપક-શ્રેણીમાં જ જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. वेयतिगं ઇત્યાદિ પદોમાં પ્રાકૃત પણાને લઇ ષષ્ઠીના અર્થમાં પ્રથમા વિભક્તિ થઇ છે.

**एगिंदागय अइहीणसत्त सण्णीसु मीसउदयंते ।**
**पवणो सट्ठिइ जहण्णगसमसत्त विउव्वियस्संते ॥३७॥**

**एकेन्द्रियागतोऽतिहीनसत्ताकः संज्ञिषु मिश्रोदयान्ते ।**
**पवनः स्वस्थितिजघन्यसमसत्ताकः वैक्रियस्यान्ते ॥३७॥**

---

૧ અહિં સમ્યક્ત્વ મોહનીય અને સંજ્વલન લોભની બંને શ્રેણિમાં અને શેષ પ્રકૃતિઓની માત્ર ક્ષપકશ્રેણિમાં જ જઘન્ય સ્થિતિ ઉદીરણા કહી છે, પરંતુ બંને શ્રેણિમાં કહી નથી. કેમ ન કહી તેનું કારણ સમજાતું નથી. કેમકે બંને શ્રેણિમાં પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા પ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે ઉદયાવલિકા ઉપરની સમય પ્રમાણ સ્થિતિ એ ઓછામાં ઓછી સ્થિતિ છે, અને તેની ઉદીરણા જઘન્ય ઉદીરણા કહેવાય છે. તત્ત્વ બહુ શ્રુત જાણે. અહિં મિથ્યાત્વ મોહનીયની તો પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતા પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા સ્થિતિ શેષ રહે ત્યારે જઘન્ય સ્થિત્યુદીરણા સંભવે છે. કેમકે શ્રેણિમાં તો સર્વથા ઉપશમ કરતા કે ક્ષય કરતા તેનો રસોદય હોતો નથી.

અર્થ—અતિ હીન સત્તાવાળો એકેન્દ્રિયમાંથી નીકળી સંજ્ઞિમાં આવેલો આત્મા ઉદયને અંતે મીશ્રમોહનીયની જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે. તથા પોતાની જઘન્ય સ્થિતિની સમાન વૈક્રિય ષટ્કની સ્થિતિની સત્તાવાળો વાયુકાય આત્મા ઉદયને અંતે વૈક્રિય ષટ્કની જઘન્ય સ્થિતિઉદીરણા કરે છે.

ટીકાનુ૦—પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન એક સાગરોપમ પ્રમાણ અતિહીન મીશ્રમોહનીયની સ્થિતિસત્તાવાળો કોઇ એકેન્દ્રિય આત્મા એકેન્દ્રિય ભવમાંથી નીકળી સંજ્ઞિ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં તેને જે સમયથી આરંભી અંતર્મુહૂર્ત્ત બાદ મીશ્રમોહનીયની ઉદીરણા દૂર થશે તે સમયે તે મીશ્ર ગુણસ્થાન પ્રાપ્ત કરે. અંતર્મુહૂર્ત્તના ચરમ સમયે—મીશ્રગુણસ્થાનકના ચરમ સમયે તે આત્મા મીશ્રમોહનીયની જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે. એકેન્દ્રિયને ઓછામાં ઓછી જેટલી સ્થિતિની સત્તા હોઇ શકે તેનાથી હીન સ્થિતિવાળું મીશ્રમોહનીય ઉદીરણા યોગ્ય રહેતું નથી. કેમકે પલ્યોપમના અસંખ્યાતમા ભાગે ન્યૂન સાગરોપમથી પણ જ્યારે સ્થિતિ ઓછી થાય ત્યારે મિથ્યાત્વમોહનીયના ઉદયનો સંભવ હોવાથી મીશ્રમોહનીયના ઉદ્વલનનો [1] સંભવ છે.

તથા બંધાતી નામકર્મની પ્રકૃતિઓની જેટલી જઘન્ય સ્થિતિ સત્તા હોઇ શકે તેટલી એટલે કે પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાગરોપમના સાતઇયા બે ભાગ પ્રમાણ વૈક્રિયષટ્ક—વૈક્રિયશરીર વૈક્રિયસંઘાતન અને વૈક્રિય બંધન ચતુષ્ટયની સ્થિતિની સત્તાવાળો વાયુકાય આત્મા ઉદ્વલન યોગ્ય થતા પહેલા છેલ્લીવાર વૈક્રિયશરીર વિકુર્વે ત્યારે તે ષટ્કના ઉદયના અન્ત સમયે તેની જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે. તાત્પર્ય એ કે—પલ્યોપમના અસંખ્યાતમે ભાગે હીન સાગરોપમના સાતઇયા બે ભાગ પ્રમાણ વૈક્રિયષટ્કની જઘન્ય સ્થિતિની સત્તાવાળો પર્યાપ્ત બાદર વાયુકાય આત્મા ઘણી વાર વૈક્રિય શરીર વિકુર્વીને છેલ્લીવાર વૈક્રિય શરીરનો આરંભ કરે ત્યારે તેના ઉદયના ચરમ સમયે વૈક્રિયષટ્કની જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે. ત્યારબાદ અતિ હીન સ્થિતિની સત્તાવાળા તે વૈક્રિય ષટ્કની

૧ એકેન્દ્રિયો ઓછમાં ઓછી પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાગરોપમના ત્રણ ભાગ, બે ભાગ, સાગરોપમ આદિ સ્થિતિ તો બાંધે છે, તેથી બંધાતી પ્રકૃતિઓની સ્થિતિસત્તા તેનાથી તો ઓછી હોઇ શકે નહિ. નહિ બંધાતિ વૈક્રિય ષટ્કાદિ પ્રકૃતિની તેનાથી પણ જ્યારે સ્થિતિ ઓછી થાય ત્યારે તેની ઉદ્વલનાનો સંભવ હોવાથી તે ઉદય યોગ્ય રહેતું નથી એટલે જ મિશ્રમોહનીય માટે એમ કહ્યું છે કે પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાગરોપમથી પણ જ્યારે તેની સ્થિતિસત્તા ઓછી થાય ત્યારે તેની ઉદ્વલના થાય છે. એટલે મિશ્રમોહનીયની પલ્યોપમના અસંખ્યાતમે ભાગે ન્યૂન સાગરોપમ પ્રમાણ સ્થિતિ જઘન્ય ઉદીરણા યોગ્ય કહી છે, તેનાથી ન્યૂન નહિ. કેમકે તેનાથી હીન સ્થિતિ ઉદય યોગ્ય જ રહેતી નથી.

ઉદ્વલનાનો સંભવ છે. એકેન્દ્રિયને અંગોપાંગનો ઉદય નહિ હોવાથી અહિં વૈક્રિય અંગોપાંગનું ગ્રહણ કર્યું નથી. ૩૭

**चउरुवसमित्तु मोहं मिच्छं खविउं सुरोत्तमो होउं।**
**उक्कोससंजमंते जहण्णगाहारगदुगाणं ॥३८॥**

**चतुरुपशमय्य मोहं मिथ्यात्वं क्षपयित्वा सुरोत्तमो भूत्वा।**
**उत्कृष्टसंजमान्ते जघन्याऽऽहारकद्विकयोः ॥३८॥**

અર્થ—મોહનીયનો ચાર વાર ઉપશમ કરી, ત્યાર બાદ મિથ્યાત્વનો ક્ષય કરી ઉત્તમ સુર થઇને મનુષ્યમાં ઉત્પન્ન થાય. તેમાં ઉત્કૃષ્ટ દેશોન પૂર્વ કોટિ વર્ષ પ્રમાણ સંયમ પાળીને અંતે આહારક [1]દ્વિકની જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે.

ટીકાનુ૦—સંસારમાં પરિભ્રમણ કરતા ચાર વાર મોહનીયકર્મની સર્વોપશમના કરી, ત્યાર બાદ મિથ્યાત્વ મિશ્ર અને સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય કરી સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં ઉત્પન્ન થાય. ગાથામાં ગ્રહણ કરેલ 'मिच्छं' એ પદ અન્ય દર્શનમોહનું ઉપલક્ષણ છે, કેમકે મિથ્યાત્વનો ક્ષય થયા પછી મિશ્ર–સમ્યક્ત્વ મોહનીયનો અવશ્ય ક્ષય થાય છે. સર્વાર્થસિદ્ધમાં તેત્રીસ સાગરોપમ પ્રમાણ આયુ પૂર્ણ કરી પૂર્વ કોટી વર્ષને આઉખે મનુષ્યમાં ઉત્પન્ન થાય, અને મનુષ્ય ભવમાં આઠ વરસની ઉમર થયા બાદ ચારિત્ર ગ્રહણ કરે તેટલો કાળ ન્યૂન પૂર્વકોટિ વર્ષ પ્રમાણ સંયમનું પાલન કરી અંતે આહારક શરીરની વિકુર્વણા કરનાર આહારક સપ્તકના ઉદયના–જે પછીના સમયે આહારક શરીર વિખરાઈ જશે અને ઉદયનો અંત થશે તે–અંતસમયે જઘન્ય સ્થિતિ ઉદીરણા કરે છે. મનુષ્ય ભવમાં દેશોન પૂર્વકોટિ પ્રમાણ સંયમના પાલનનું કારણ તેટલા કાળે આહારક સપ્તકની સત્તાગત ઘણી સ્થિતિનો નાશ થાય છે, અને છેવટે અલ્પ સ્થિતિ સત્તામાં રહે છે. તેથી જ પૂર્વકોટિ વર્ષને અંતે આહારક શરીર કરનારને જઘન્ય સ્થિતિ ઉદીરણા કહી છે. ૩૮.

---

૧ ચાર વાર મોહનીયનો સર્વોપશમ કરવાનું કારણ તે સ્થિતિમાં આહારક સપ્તકમાં સંક્રમનાર પ્રકૃતિઓનો સ્થિતિઘાત થાય છે, એટલે આહારકના સંક્રમ યોગ્ય સ્થાનમાં અલ્પ સ્થિતિનો સંક્રમ થાય છે. વળી તે તે વખતે અત્યંત વિશુદ્ધ પરિણામને યોગે તેની બંધયોગ્ય ભૂમિમાં અલ્પ સ્થિતિ બંધાય છે. સર્વાર્થસિદ્ધ વિમાનમાં તેટલો કાળ પ્રદેશોદયે સ્થિતિ ઓછી કરે છે, અને નવી બાંધતો નથી. એટલે ચાર વાર મોહનો ઉપશમ અને ત્યારબાદ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી સર્વાર્થસિદ્ધમાં ઉત્પત્તિ કહી છે. મનુષ્ય ભવમાં દેશોન પૂર્વકોટિ પ્રમાણ ચારિત્રના પાલનનું કારણ તો ઉપર કહ્યું જ છે.

**खीणंताणं खीणे मिच्छत्तकमेण चोद्दसण्हंपि ।**
**सेसाण सजोगंते भिण्णमुहुत्तट्ठिईगाणं ॥३९॥**

**क्षीणान्तानां क्षीणे मिथ्यात्वक्रमेण चतुर्दशानामपि ।**
**शेषाणां सयोग्यन्ते भिन्नमुहूर्त्तस्थितिकानाम् ॥३९॥**

અર્થ—ક્ષીણમોહ ગુણસ્થાનકે જેનો ક્ષય થાય છે તેવી મતિજ્ઞાનાવરણીયાદિ ચૌદ પ્રકૃતિઓની મિથ્યાત્વના ક્રમે ક્ષીણમોહ ગુણસ્થાનકે જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. તથા અન્તર્મુહૂર્ત્ત સ્થિતિવાળી શેષ પ્રકૃતિઓની સયોગિના અન્ત સમયે જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે.

ટીકાનુ૦—ક્ષીણમોહ ગુણસ્થાનકે જેનો સત્તામાંથી નાશ થાય છે તે જ્ઞાનાવરણીય પાંચ અંતરાય પાંચ અને ચક્ષુદર્શનાવરણીયાદિ ચાર એમ ચૌદ પ્રકૃતિઓની ક્ષીણમોહ ગુણસ્થાનકે જ મિથ્યાત્વની રીતિએ એટલે કે જેમ મિથ્યાત્વની ઉદય યોગ્ય સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિ રહે ત્યારે સમય પ્રમાણ સ્થિતિની જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે તેમ ઉપરોક્ત ચૌદ પ્રકૃતિઓની સમયાધિક આવલિકા પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ રહે ત્યારે જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. (અહિં સમય પ્રમાણ જઘન્ય સ્થિતિનું જ સામ્ય છે. કેમકે મિથ્યાત્વનો ક્ષય તો ચોથાથી સાતમા ગુણસ્થાનક સુધીમાં થાય છે, જ્યાં તેનો ઉદયજ હોતો નથી.)

તથા મનુજગતિ પંચેન્દ્રિયજાતિ પ્રથમ સંઘયણ ઔદારિક સપ્તક સંસ્થાન ષટ્ક ઉપઘાત પરાઘાત ઉચ્છ્વાસ પ્રશસ્ત અપ્રશસ્ત વિહાયોગતિ ત્રસ બાદર પર્યાપ્ત પ્રત્યેક સુભગ સુસ્વર દુઃસ્વર, આદેય યશઃકીર્ત્તિ તીર્થંકર અને ઉચ્ચગોત્ર રૂપ બત્રીસ અને નિર્માણ આદિ નામ ધ્રુવોદયી તેત્રીસ કુલ પાંસઠ પ્રકૃતિઓની અન્તર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિની સયોગિકેવલીના ચરમ સમયે જઘન્ય સ્થિતિ ઉદીરણા થાય છે. સયોગિ કેવલીના ચરમ સમયે સત્તાગત તમામ પ્રકૃતિઓની સ્થિતિ અંતર્મુહૂર્ત્ત પ્રમાણજ સત્તામાં હોય છે, એટલે ઉદયાવલિકા ઉપરની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ જ જઘન્ય ઉદીરણા યોગ્ય રહે છે, એટલે પાંસઠ પ્રકૃતિઓની અંતર્મુહૂર્ત્ત પ્રમાણજ જઘન્ય સ્થિતિ ઉદીરણા કહી છે.

તથા ચારે આયુની પણ તેની તેની ઉદીરણાને અંતે (સમયાધિક આવલિકા પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ રહે ત્યારે) જઘન્ય સ્થિતિ ઉદીરણા સમજવી. ૩૯ ×

× સ્થિતિ ઉદીરણામાં કેટલાએક સ્થળે એમ આવ્યું છે કે—બંધાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરની સ્થિતિ પતદ્ગ્રહ પ્રકૃતિની ઉદયાવલિકા ઉપર સંક્રમે છે. એમ શામાટે થાય છે તેનું કારણ નીચે આપવામાં આવ્યું છે—જેની સ્થિતિ સંક્રમે છે તેની ઉદયાવલિકા ઉપરની સ્થિતિ સંક્રમે છે. અન્ય પ્રકૃતિ નયન સંક્રમમાં સ્થાનનો ફેરબદલો થતો

આ પ્રમાણે સ્થિતિ ઉદીરણા કહી, હવે અનુભાગોદીરણા કહે છે—

**अणुभागुदीरणाए घाइसण्णा य ठाणसन्ना य।**
**सुहया विवागहेऊ जोत्थ विसेसो तयं वोच्छं ॥४०॥**

**अनुभागोदीरणायां घातिसंज्ञा च स्थानसंज्ञा च।**
**शुभता विपाकहेतू योऽत्र विशेषः तं वक्ष्ये ॥४०॥**

અર્થ—અનુભાગ ઉદીરણામાં ઘાતિસંજ્ઞા, સ્થાનસંજ્ઞા, શુભાશુભપણું, વિપાક અને હેતુ ઉદયને આશ્રયીને પહેલા જેમ કહ્યા તેમ અહિં પણ સમજવા. આ વિષયમાં જે વિશેષ છે તે હું કહીશ.

ટીકાનુ૦—અનુભાગ ઉદીરણાના સંબંધમાં છ અર્થાધિકાર–વિષયો છે. તે આ પ્રમાણે–૧ સંજ્ઞાપ્રરૂપણા, ૨ શુભાશુભપ્રરૂપણા, ૩ વિપાકપ્રરૂપણા, ૪ હેતુ-પ્રરૂપણા, ૫ સાદ્યાદિપ્રરૂપણા અને ૬ સ્વામિત્વપ્રરૂપણા. તેમાં સંજ્ઞા શુભાશુભપણું વિપાક અને હેતુનું માત્ર સૂચન કરવા માટે કહે છે.–અહિં સંજ્ઞા બે પ્રકારે છે, ૧ ઘાતિસંજ્ઞા, ૨ સ્થાનસંજ્ઞા. તેમાં ઘાતિ સંજ્ઞા ત્રણ પ્રકારે છે,–૧ સર્વઘાતિ સંજ્ઞા, ૨ દેશઘાતિસંજ્ઞા, અને ૩ અઘાતિસંજ્ઞા. સ્થાન સંજ્ઞા ચારપ્રકારે છે. તે આ–૧ એકસ્થાનક, ૨ દ્વિસ્થાનક, ૩ ત્રિસ્થાનક અને ૪ ચતુઃસ્થાનક. શુભ અને અશુભપણાને ભેદે શુભાશુભત્વ બે પ્રકારે છે. તેમાં મતિજ્ઞાનાવરણીયાદિ અશુભ છે, અને સાત-વેદનીયાદિ શુભ છે. વિપાક ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે–૧ પુદ્ગલવિપાક, ૨ ક્ષેત્રવિપાક, ૩ ભવવિપાક, અને ૪ જીવવિપાક. હેતુઓ દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ અને ભવના ભેદે પાંચ પ્રકારે છે. આ પ્રમાણે આ ઘાતિસંજ્ઞા સ્થાનસંજ્ઞા શુભાશુભપણું વિપાક અને હેતુઓ જેમ બંધ અને ઉદયને આશ્રયીને પહેલા ત્રીજા દ્વારમાં કહ્યા છે તેમ અહિં અનુભાગ ઉદીરણામાં પણ જાણવા. એટલે કે ત્યાં જે પ્રકૃતિ-ઓને બંધ ઉદયને આશ્રયી સર્વઘાતી આદિ કહી હોય તેમ અહિં ઉદીરણામાં પણ સમજવી. માત્ર તે સંબંધમાં અહિં જે કંઈ વિશેષ છે, તે કહીશ. ॥૪૦॥

સંજ્ઞાના સંબંધમાં વિશેષ કહેતા આ ગાથા કહે છે—

---

નહિ હોવાથી જેમાં સંક્રમે છે, તેની ઉદયાવલિકા ઉપર સંક્રમે છે, એમ કહ્યું છે. એટલે તે ઉદયાવલિકા મેળવતા એક આવલિકા ન્યૂન તેની ઉત્કૃષ્ટ સત્તા થાય છે. જેમકે નરક-ગતિની ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધે. જે સમયે તેની બંધાવલિકા પૂર્ણ થાય તે સમયે દેવગતિ બાંધવાનો આરંભ કરે. બંધાતી દેવગતિમાં ઉદયાવલિકા ઉપરનું નરકગતિનું દળ સંક્રમે. ઉદયાવલિકા ઉપરનું નરકગતિનું દળ દેવગતિની ઉદયાવલિકા ઉપર સંક્રમે. એટલે તે ઉદયાવલિકા મેળવતા એક આવલિકા ન્યૂન વીશ કોડાકોડી સાગર પ્રમાણ દેવગતિની ઉત્કૃષ્ટ સ્થિતિ સત્તામાં થાય. વળી તેની સંક્રમાવલિકા ગયા બાદ ઉદયાવલિકા ઉપરનું અન્યત્ર સંક્રમે. આ પ્રમાણે અન્યત્ર પણ સમજવું.

**पुरिसित्थिविग्घअचक्खुचक्खुसम्माण इगिदुठाणो वा ।**
**मणपज्जवपुंसाणं वच्चासो सेस बंधसमा ॥४१॥**

**पुरुषस्त्रीविघ्नाचक्षुश्चक्षुःसम्यक्त्वानामेकस्मिन् द्विस्थाने वा ॥**
**मनःपर्यवापुंसोर्व्यत्यासः शेषाणां बंधसमा ॥४१॥**

અર્થ—પુરૂષવેદ સ્રીવેદ અંતરાય ચક્ષુ અચક્ષુદર્શનાવરણીય અને સમ્યક્ત્વ-મોહનીયની એક અને બે સ્થાનક રસની ઉદીરણા થાય છે. તથા મનઃપર્યવજ્ઞાનાવરણીય અને નપુંસકવેદના સંબંધે વ્યત્યાસ–વિપરીતતા છે. શેષ પ્રકૃતિઓની બંધ સમાન ઉદીરણા થાય છે.

ટીકાનુ૦—પુરૂષવેદ, સ્રીવેદ, પાંચ અંતરાય અચક્ષુર્દર્શનાવરણીય, ચક્ષુર્દર્શનાવરણીય અને સમ્યક્ત્વમોહનીયની અનુભાગોદીરણા એક સ્થાનક અને બે સ્થાનક રસની જાણવી. તે સંબંધે વિશેષ ભાવના આ પ્રમાણે છે–પુરૂષવેદ, અંતરાયપંચક, અચક્ષુર્દર્શનાવરણ અને ચક્ષુર્દર્શનાવરણના બંધ આશ્રયી અનુભાગનો વિચાર કરીએ તો એક સ્થાનક બે સ્થાનક ત્રણ સ્થાનક અને ચાર સ્થાનક એમ ચારે પ્રકારના રસે બંધાય છે. પરંતુ એ પ્રકૃતિઓના રસની ઉદીરણા આશ્રયી વિચાર કરીએ તો જઘન્યથી એક સ્થાનક અને મંદ બે સ્થાનક રસની ઉદીરણા થાય છે, અને ઉત્કૃષ્ટથી સર્વોત્કૃષ્ટ બે સ્થાનક રસની જ ઉદીરણા થાય છે. પરંતુ ત્રણ કે ચાર સ્થાનકરસની ઉદીરણા થતી નથી. તથા સ્રીવેદનો બે સ્થાનક ત્રણ સ્થાનક અને ચાર સ્થાનક એમ ત્રણ પ્રકારે રસબંધ થાય છે. પરંતુ તેની અનુભાગોદીરણા જઘન્યથી એક સ્થાનક અને મંદ બે સ્થાનક રસની થાય છે. અને ઉત્કૃષ્ટથી સર્વોત્કૃષ્ટ બે સ્થાનક રસની થાય છે. સમ્યક્ત્વમોહનીયનો બંધ થતો નહિ હોવાથી તેના સંબંધમાં બંધ આશ્રયી કંઇ કહેવાનું નથી, પરંતુ ઉદીરણા થાય છે, માટે તેના સંબંધે વિશેષ કહે છે–સમ્યક્ત્વમોહનીયની ઉત્કૃષ્ટથી બે સ્થાનક રસની અને જઘન્યથી એક સ્થાનક રસની ઉદીરણા થાય છે. તથા તેનો જે એક સ્થાનક કે બે સ્થાનક રસ છે તે દેશઘાતી છે.

તથા મનઃપર્યવજ્ઞાનાવરણ અને નપુંસકવેદના સંબંધે બંધમાં કહ્યું છે તેનાથી અહિં વિપરીત જાણવું. એટલે કે બંધ આશ્રયી નપુંસકવેદનો જેવા પ્રકારનો રસ કહ્યો છે, તેવા પ્રકારનો રસ મનઃપર્યવજ્ઞાનાવરણની ઉદીરણામાં જાણવો. અને બંધ આશ્રયી મનઃપર્યવજ્ઞાનાવરણનો જેવો રસ કહ્યો છે તેવો નપુંસકવેદની ઉદીરણામાં સમજવો. તે આ પ્રમાણે–મનઃપર્યવજ્ઞાનાવરણના બંધ આશ્રયી એક સ્થાનક બે સ્થાનક ત્રણ સ્થાનક અને ચાર સ્થાનક એમ ચાર પ્રકારનો રસ કહ્યો છે. અને અહિં ઉત્કૃષ્ટ ઉદીરણા આશ્રયી ચતુઃસ્થાનક, અને અનુત્કૃષ્ટ–મધ્યમ ઉદીરણા

આશ્રયી ચતુ:સ્થાનક ત્રિસ્થાનક અને દ્વિસ્થાનક રસ છે. નપુંસકવેદનો અનુભાગ બંધ આશ્રયી ચતુ:સ્થાનક ત્રણ સ્થાનક અને બે સ્થાનક એમ ત્રણ પ્રકારે કહ્યો છે. અને અહિં ઉત્કૃષ્ટ ઉદીરણા આશ્રયી ચતુ:સ્થાનક, અને અનુત્કૃષ્ટ–મધ્યમ ઉદીરણા આશ્રયી ચતુ:સ્થાનક ત્રિસ્થાનક બે સ્થાનક અને એક સ્થાનક કહ્યો છે.

શંકા—જ્યારે નપુંસકવેદના એક સ્થાનક રસનો બંધ થતો નથી, ત્યારે ઉદીરણા શી રીતે થાય છે?

ઉત્તર—જો કે નપુંસકવેદનો એક સ્થાનક રસ બંધાતો નથી, પરંતુ ક્ષય કાળે રસઘાત કરતા સત્તામાં તેના એક સ્થાનક રસનો સંભવ છે. એટલે જઘન્યથી તેના એક સ્થાનક રસની ઉદીરણા કહી છે.

તથા શેષ દેશઘાતિ પ્રકૃતિઓનો બંધમાં જેમ ચારે પ્રકારનો રસ કહ્યો છે, તેમ અનુભાગોદીરણામાં પણ ચારે પ્રકારનો રસ સમજવો. ા૪૧ા

હવે દેશઘાતિ પ્રકૃતિઓના ઘાતિત્વ આશ્રયી વિશેષ કહેતા આ ગાથા કહે છે—

**देसोवघाइयाणं उदए देसो व होइ सव्वो य ।**
**देसोवघाइओ च्चिय अचक्खुसम्मत्तविग्घाणं ॥४२॥**

**देशोपघातिनीनामुदये देशो वा भवति सर्वश्च ।**
**देशोपघात्येव अचक्षुःसम्यक्त्वविघ्नानाम् ॥४२॥**

અર્થ—દેશઘાતિ પ્રકૃતિઓની ઉદય ઉદીરણામાં દેશઘાતી અથવા સર્વઘાતી રસ હોય છે. તથા અચક્ષુદર્શનાવરણીય સમ્યક્ત્વ મોહનીય અને અંતરાયનો દેશઘાતી જ રસ ઉદય ઉદીરણામાં હોય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં કેવા પ્રકારના રસની ઉદીરણા થાય તે કહ્યું. આ ગાથામાં તે રસ કેવો હોય ઘાતિ? કે અઘાતિ? તે કહે છે–દેશઘાતિ-જ્ઞાનાવરણીય ચતુષ્ક, ચક્ષુદર્શનાવરણીય અવધિદર્શનાવરણીય, નવનોકષાય, અને સંજ્વલન ચતુષ્કરૂપ પ્રકૃતિઓના ઉદીરણારૂપ ઉદયમાં એટલે કે ઉદીરણામાં દેશઘાતિ રસ હોય છે તેમ સર્વઘાતિ રસ પણ હોય છે. અચક્ષુદર્શનાવરણ સમ્યક્ત્વમોહનીય અને પાંચ અંતરાયના રસની ઉદીરણામાં દેશઘાતિ રસ જ હોય છે, પણ સર્વઘાતિ રસ હોતો નથી. ા૪૨ા

**घायं ठाणं च पडुच्च सव्वघाईण होइ जह बंधे ।**
**अग्घाईणं ठाणं पडुच्च भणिमो विसेसोऽत्थ ॥४३॥**

घातं स्थानं च प्रतीत्य सर्वघातिनां भवति यथा बंधे।
अघातिनां स्थानं प्रतीत्य भणामः विशेषोऽत्र ॥४३॥

અર્થ—સર્વઘાતિ પ્રકૃતિઓના ઘાતિપણાને અને સ્થાનને આશ્રયી જેમ બંધમાં કહ્યું તેમ ઉદીરણામાં પણ સમજવું. અઘાતિ પ્રકૃતિઓના સ્થાન આશ્રયી જે વિશેષ છે તે અમે અહિં કહીએ છીએ.

ટીકાનુ૦—કેવલજ્ઞાનાવરણ, કેવલદર્શનાવરણ, આદિના બાર કષાય, મિથ્યાત્વમોહનીય, અને પાંચ નિદ્રારૂપ સર્વઘાતિ પ્રકૃતિઓના રસની ઘાતિસંજ્ઞા અને સ્થાનસંજ્ઞા આશ્રયી વિચાર કરીએ તો તે પ્રકૃતિઓના બંધમાં જેવો રસ હોય છે તેવો જ ઉદીરણામાં પણ સમજવો. તાત્પર્ય એ કે-જેમ આ પ્રકૃતિઓનો બંધ ચાર સ્થાનક ત્રણ સ્થાનક અને બે સ્થાનક એમ ત્રણ પ્રકારના રસે કહ્યો છે, તેમજ તે ત્રણે પ્રકારના રસને જેમ સર્વઘાતી કહ્યો છે, તેમ ઉદીરણામાં જાણવો. એટલે કે તે પ્રકૃતિઓના ચાર ત્રણ અને બે સ્થાનક રસની ઉદીરણા થાય છે, અને તે સર્વઘાતી જ હોય છે. માત્ર ઉત્કૃષ્ટ રસની ઉદીરણામાં ચતુઃસ્થાનક જ અને અનુત્કૃષ્ટ-મધ્યમ રસની ઉદીરણામાં ત્રણે પ્રકારનો રસ હોય છે.

હવે અઘાતિ એકસો અગીઆર પ્રકૃતિઓની ઉદીરણામાં સ્થાન આશ્રયી જે વિશેષ છે તે અમે કહીએ છીએ. ॥૪૩॥

કરેલ પ્રતિજ્ઞાનો નિર્વાહ કરે છે—

**थावरचउआयवउरलसत्ततिरिविगलमणुयतियगाणं।**
**नग्गोहाइचउण्हं एगिंदिउसभाइछण्हंपि ॥४४॥**
**तिरिमणुजोगाणं मीसगुरुयखरनरयदेवपुव्वीणं।**
**दुट्ठाणिओच्चिय रसो उदए उदीरणाए य ॥४५॥**

स्थावरचतुष्कातपोरलसप्तकतिर्यग्विगलमनुजत्रिकानाम्।
न्यग्रोधादिचतुर्णामेकेन्द्रियर्षभादिषण्णामपि ॥४४॥
तिर्यग्मनुजयोग्यानां मिश्रगुरुखरनरकदेवानुपूर्वीणाम्।
द्विस्थानिक एव रस उदये उदीरणायां च ॥४५॥

અર્થ—ચુમ્માલીશ અને પીસ્તાલીસમી ગાથામાં કહેલ જેના નામ વિવેચનમાં આવશે તે સાડત્રીસ અઘાતિ પ્રકૃતિઓનો બે સ્થાનક રસ જ ઉદય અને ઉદીરણામાં હોય છે.

ટીકાનુ૦—સ્થાવર ચતુષ્ક-સ્થાવર સૂક્ષ્મ અપર્યાપ્ત અને સાધારણ, આતપ,

ઔદારીક સપ્તક, તિર્યંચત્રિક-તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વિ અને તિર્યંચાયુ, વિકલત્રિક-બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયજાતિ, મનુષ્યત્રિક-મનુષ્યગતિ મનુષ્યાનુપૂર્વિ અને મનુષ્યાયુ, ન્યગ્રોધાદિચાર—ન્યગ્રોધપરિમંડલ સાદિ વામન અને કુબ્જ, એકેન્દ્રિયજાતિ, અને વજ્રર્ષભનારાચાદિ છ સંઘયણ સઘળી મળી તિર્યંચ અને મનુષ્યમાંજ ઉદયયોગ્ય બત્રીસ પ્રકૃતિઓ તથા મિશ્રમોહનીય, ગુરૂ અને ખર સ્પર્શ નામ, દેવ અને નરકની આનુપૂર્વિનામ એ પાંચ સઘળી મળી સાડત્રીસ પ્રકૃતિઓના ઉદય અને ઉદીરણામાં બે [1]સ્થાનિકજ રસ હોય છે. માત્ર ઘાતિ સંજ્ઞા આશ્રયી મિશ્રમોહનીયનો રસ સર્વઘાતિ અને શેષ પ્રકૃતિઓનો રસ [2] અઘાતિ છે. ૪૪. ૪૫

હવે શુભ અને અશુભપણા પરત્વે વિશેષ કહે છે.—

**सम्मत्तमीसगाणं असुभरसो सेसयाण बंधुत्तं ।**
**उक्कोसुदीरणा संतयंमि छट्ठाणवडिएवि ॥४६॥**

**सम्यक्त्वमिश्रयोरशुभरसः शेषाणां बन्धोक्तम् ।**
**उत्कृष्टोदीरणा सत्कर्मणि षट्स्थानपतितेऽपि ॥४६॥**

અર્થ—સમ્યકત્વ અને મિશ્રમોહનીયનો રસ અશુભ છે. શેષ પ્રકૃતિઓના સંબંધે બંધમાં કહ્યા પ્રમાણે છે. સત્તામાં—અનુભાગની સત્તામાં છ સ્થાન પડવા છતા પણ ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે.

ટીકાનુ૦—સમ્યકત્વ અને મિશ્રમોહનીય એ બંને પ્રકૃતિ ઘાતિ હોવાથી તેનો રસ અશુભજ જાણવો. અને તેથીજ તે બંને રસ આશ્રયી પાપ પ્રકૃતિ કહેવાય છે. કર્મપ્રકૃતિમાં કહ્યું છે કે-"મિશ્ર અને સમ્યકત્વમોહનીય પાપ પ્રકૃતિમાં ગણાય છે" બાકીની પ્રકૃતિઓનું શુભાશુભપણું બંધની જેમ જાણવું. એટલે કે બંધમાં જે પ્રકૃતિઓને શુભ કહી હોય તે અહિં પણ શુભ જાણવી. બંધમાં જેને અશુભ કહી હોય તેને અહિં પણ અશુભ જાણવી.

હવે કેવા પ્રકારના અનુભાગની સત્તામાં વર્ત્તતો આત્મા ઉત્કૃષ્ટ અનુભાગની

(૧) આ પ્રકૃતિઓ ગમે તેવા રસવાળી બંધાય છતા તેઓનો ઉદયમાં ઉદીરણામાં બે સ્થાનિકજ રસ હોય છે. કેમકે જીવ સ્વભાવે સત્તામાં રસ ઓછો થઇ ઉદયમાં આવે છે.

૨ જે પ્રકૃતિઓના સંબંધમાં અમુક પ્રકારના રસની ઉદીરણા થાય એમ ન કહ્યું હોય તે બંધ પ્રમાણે સમજવો. અર્થાત્ તે તે પ્રકૃતિઓનો જઘન્ય ઉત્કૃષ્ટ જેટલો રસ બંધ થતો હોય તેટલો ઉદીરણામાં પણ સમજવો. માત્ર અઘાતિ પ્રકૃતિઓનો અનુભાગ સર્વઘાતી પ્રતિભાગ સદૃશ કહ્યો છે. અઘાતિ પ્રકૃતિઓનો રસ છે અઘાતિ, છતા સર્વઘાતિ સાથે જ્યાં સુધી અનુભવાય છે ત્યાં સુધી તેના જેવો થઇ અનુભવાય છે.

ઉદીરણા કરે છે તે કહે છે—ઉત્કૃષ્ટ અનુભાગની સત્તામાં છ સ્થાનક પડવા છતા પણ ઉત્કૃષ્ટ રસની ઉદીરણા થાય છે, એમ સમજવું. તેનો તાત્પર્યાર્થ આ પ્રમાણે છે—જ્યારે સર્વોત્કૃષ્ટ રસ બંધાય ત્યારે સર્વોત્કૃષ્ટ રસની સત્તા થાય. સત્તામાં રહેલ તે સર્વોત્કૃષ્ટ રસ અનન્તભાગ હીન થાય અથવા અસંખ્યાતમો ભાગ હીન થાય અથવા સંખ્યાતમો ભાગ હીન થાય અથવા સંખ્યાતગુણ હીન થાય અથવા અસંખ્યાત ગુણહીન થાય કે અનંતગુણહીન થાય છતા પણ ઉત્કૃષ્ટ રસની ઉદીરણા થાય છે. કારણ કે અનંતાનંત સ્પર્ધકોના અનુભાગનો ક્ષય થવા છતા પણ અનંત સ્પર્ધકો બંધાતિ વખતે જેવા રસવાળા બંધાયા હતા તેવાજ રસવાળા રહે છે. જેટલા સ્પર્ધકો બંધાયા તે તમામ સ્પર્ધકમાંથી કંઈ રસ ઘટી જતો નથી. પરંતુ અમુક અમુક સ્પર્ધકોમાંથી અનંતભાગહીન કે અનંતગુણહીન આદિ રસ ઓછો થાય છે. એટલે મૂળ—બંધાતી વખતે જે રસ બંધાયો હતો તે સામુદાયિક રસની અપેક્ષાએ અનંતગુણહીન—અનંતમો ભાગરસ બાકી રહેવા છતા પણ ઉત્કૃષ્ટ રસની ઉદીરણા થાય છે. તો પછી અસંખ્યાત ગુણહીન [1] આદિ રસ શેષ રહે ત્યારે પણ ઉત્કૃષ્ટ રસની ઉદીરણા થાય તેમાં કંઈ આશ્ચર્ય નથી. ૪૬.

હવે વિપાક આશ્રયી જે વિશેષ છે, તે કહે છે—

**मोहणियनाणवरणं केवलियं दंसणं विरियविग्घं ।**
**संपुन्नजीवदव्वे न पज्जवेसुं कुणइ पागं ॥४७॥**

**मोहनीयज्ञानावरणं कैवलिकं दर्शनं वीर्यविघ्नम् ।**
**संपूर्णजीवद्रव्ये न पर्यायेषु कुर्वन्ति पाकम् ॥४७॥**

---

૧ કુલ સામુદાયિક રસમાંથી અનંતમો ભાગ અસંખ્યાતમો ભાગ કે સંખ્યાતમો ભાગ રસ જે ઓછો થાય તે અનુક્રમે અનંત ભાગ હીન અસંખ્યાત ભાગ હીન અને સંખ્યાત ભાગ હીન કહેવાય છે. તથા કુલ અનુભાગનો અનંતમો ભાગ અસંખ્યાતમો ભાગ કે સંખ્યાતમો ભાગજ સત્તામાં શેષ રસ રહે ત્યારે તે અનંતગુણહીન અસંખ્યાત ગુણહીન કે સંખ્યાત ગુણહીન થયેલો કહેવાય છે. અનંતભાગહીન એટલે માત્ર અનંતમો ભાગજ ઓછો, અને અનંતગુણહીન એટલે અનંતમો ભાગ. અનંતગુણહીન થાય એટલે અનંતમો ભાગ બાકી રહે એ અર્થ સમજવો. બાકીના ભાગહીન કે ગુણહીનમાં પણ ઉપર કહ્યા પ્રમાણે સમજવું.

કુલ સામુદાયિક રસ અનંત ભાગાદિહીન કે અનંતગુણાદિહીન થાય છે, પણ સત્તાગત તમામ સ્પર્ધકોમાંથી કંઇ અનંતભાગહીનાદિ રસ ઓછો થતો નથી. કેટલાએ સ્પર્ધકો જેવા બંધાયા હતા તેવાજ સત્તામાં રહી જાય છે. એટલે ઉત્કૃષ્ટ રસની સત્તા કાળે ષટ્સ્થાન પડવા છતા પણ ઉત્કૃષ્ટ રસની ઉદીરણા થઇ શકે છે. જેમ ઉપશમ શ્રેણિમાં કિટ્ટિઓ થયા પછી પણ અપૂર્વ સ્પર્ધક અને પૂર્વ સ્પર્ધક પણ સત્તામાં રહે છે.

અર્થ—મોહનીય, જ્ઞાનાવરણીય, કેવલદર્શનાવરણીય, અને વીર્યાંતરાય કર્મ સંપૂર્ણ જીવદ્રવ્યમાં વિપાક કરે છે, પરંતુ સર્વ પર્યાયમાં વિપાક કરતા નથી.

ટીકાનુ૦—અઠ્ઠાવીશ પ્રકારનું મોહનીય, પાંચ પ્રકારનું જ્ઞાનાવરણીય, કેવલ-દર્શનાવરણીય, અને વીર્યાંતરાય એ પાંત્રીસ કર્મ પ્રકૃતિઓ સંપૂર્ણ જીવદ્રવ્યમાં વિપાક ઉત્પન્ન કરે છે, પરંતુ સઘળા પર્યાયમાં ઉત્પન્ન કરતો નથી. એટલે કે એ પાંત્રીસ પ્રકૃતિઓ દ્રવ્યથી સંપૂર્ણ જીવદ્રવ્યને હણે છે–દબાવે છે, પરંતુ સઘળા પર્યાયોને દબાવવાનું અશક્ય હોવાથી દબાવતી નથી. તાત્પર્ય એ કે ઉપરોક્ત કર્મ પ્રકૃતિઓ પોતાના ફલનો અનુભવ જીવના અમુક ભાગને કરાવે છે, અમુક ભાગ ને કરાવતી નથી એમ નથી પણ સંપૂર્ણ જીવદ્રવ્યને કરાવે છે, છતા તેનાથી જીવમાં રહેલા અનંત જ્ઞાનાદિ ગુણો સર્વથા દબાઈ જતા નથી. ઉપરોક્ત કર્મ પ્રકૃતિઓ જે જે સમ્યક્ત્વ ચારિત્રાદિ ગુણોને દબાવે છે તે તમામના અમુક અમુક અંશો ઉઘાડા રહેછે જ. કેમકે તમામ અંશોને દબાવવાની તે કર્મોમાં શક્તિજ નથી, જીવ સ્વભાવે તે ગુણો સંપૂર્ણપણે દબાઈ શકતા પણ નથી, જો સંપૂર્ણ-પણે દબાઈ જાય તો જીવ અજીવ જ થઈ જાય. જેમ ગાઢ વાદળા આવવા છતા પણ તેનાથી ચંદ્ર સૂર્યની પ્રભા સંપૂર્ણપણે દબાઇ શકતી નથી, પરંતુ દિવસ રાત્રિનો ભેદ જણાય તેટલી ઉઘાડી રહે છે, તેમ અહિં પણ સમજવું. કહ્યું છે કે "ગાઢ મેઘ પ્રાપ્ત થવા છતા પણ ચન્દ્ર સૂર્યની પ્રભા ઉઘાડી હોય છે." ૪૭.

**गुरुलहुगाणंतपएसिएसु चक्खुस्स सेसविग्घाणं ।**
**जोगेसु गहणधरणे ओहीणं रूविदव्वेसु ॥ ४८ ॥**

**गुरुलघुकानामनन्तप्रादेशिकेषु चक्षुषः शेषविघ्नानाम् ।**
**योग्येषु ग्रहणधारणे अवध्योः रूपिद्रव्येषु ॥ ४८ ॥**

અર્થ—ગુરૂ લઘુ દ્રવ્યોના અનંત પ્રાદેશિક સ્કંધોમાં ચક્ષુદર્શનાવરણીયનો, ગ્રહણ ધારણમાં યોગ્ય પુદ્ગલોમાં શેષ અંતરાયનો, અને રૂપિદ્રવ્યોમાં અવધિ-જ્ઞાનદર્શનાવરણીયનો વિપાક છે.

ટીકાનુ૦—જે ગુણની જેટલા પ્રમાણમાં જાણવા આદિની શક્તિ હોય તેને આવરનારૂં કર્મ તેટલા પ્રમાણમાં તે જ્ઞાનાદિ ગુણને દબાવે છે. જેમ અવધિજ્ઞાનની માત્ર રૂપિદ્રવ્યને જાણવાની શક્તિ છે તે રૂપિદ્રવ્યની જાણવાની શક્તિને જ અવધિ-જ્ઞાનાવરણીય દબાવે છે. તાત્પર્ય એ કે જે ગુણનો જેટલો અને જે વિષય હોય તેટલા અને તે વિષયને તેને આવરનારા કર્મો દબાવે છે. જે ગુણથી જે જાણી શકાય, જે ગુણનું જે કાર્ય હોય તે તેનો વિષય કહેવાય છે. એજ હકીકત કહે છે—ગુરૂ અને લઘુ સ્પર્શવાળા અનંત પ્રાદેશિક જે સ્કંધો છે, તેમાં એટલે કે તેવા સ્કંધોનું

ચક્ષુ દ્વારા સામાન્ય જ્ઞાન નહિ થવા દેવું તે ચક્ષુદર્શનાવરણનો વિપાક છે. કેમકે ચક્ષુદર્શન દ્વારા ગુરૂ લઘુ સ્પર્શવાળા અનંત પ્રદેશના બનેલા સ્કંધો જ જાણીશકાય છે. તથા શેષ અંતરાય—દાનાંતરાય લાંભાતરાય, ભોગાંતરાય અને ઉપભોગાંતરાયકર્મ્મોનો ગ્રહણ અને ધારણ યોગ્ય પુદ્‌ગલ દ્રવ્યોમાં વિપાક છે, શેષમાં નહિ. એટલે કે જીવ જેટલું ગ્રહણ અને ધારણ કરી શકે તેટલા પુદ્‌ગલ દ્રવ્યોમાં જ દાનાંતરાયાદિ કર્મ્મોનો વિપાક છે, આત્મા પુદ્‌ગલ દ્રવ્યનો અનંતમો ભાગ જ દાનમાં દઈ શકે છે, લાભ મેળવી શકે છે, કે ભોગ ઉપભોગ કરી શકે છે, તમામ પુદ્‌ગલ દ્રવ્યનો નહિ. દાનાદિ ગુણોનો તેટલો જ વિષય છે. એટલે તેને આવનારા કર્મોનો વિપાક પણ તેટલામાં જ હોય છે. તથા અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણકર્મનો રૂપિદ્રવ્યોમાં જ વિપાક છે—એટલે કે તે કર્મ પોતાની શક્તિનો અનુભવ આત્માને રૂપિ પદાર્થોનું સામાન્ય વિશેષ જ્ઞાન નહિ થવા દઇને કરાવે છે. અરૂપિ દ્રવ્યોમાં તેનો વિપાક નથી. જીવોને અરૂપિ દ્રવ્યનું જ્ઞાન નહિ થવામાં અવધિ જ્ઞાન દર્શનાવરણીય કર્મનો ઉદય હેતુ નથી. કેમકે તે તેનો વિષય નથી. તાત્પર્ય એ કે જેટલા વિષયમાં ચક્ષુર્દર્શનાદિનો વ્યાપાર છે, તેટલા જ વિષયમાં ચક્ષુર્દર્શનાવરણીયાદિ કર્મોનો પણ વ્યાપાર છે એટલે ઉપર કહેલા નિયમમાં કોઈ વિરોધ આવતો નથી. ॥૪૮॥

**सेसाणं जह बंधे होइ विवागो उ पच्चओ दुविहो ।**
**भवपरिणामकओ वा निग्गुणसगुणाण परिणइओ**

**शेषाणां यथा बन्धे भवति विपाकस्तु प्रत्ययो द्विविधः ।**
**भवपरिणामकृतो वा निर्गुणसगुणानां परिणतितः ॥४९॥**

અર્થ—શેષ પ્રકૃતિઓનો વિપાક જેમ બંધમાં કહ્યો છે તેમ ઉદીરણામાં પણ સમજવો. ભવકૃત અને પરિણામકૃત એમ પ્રત્યય બે પ્રકારે છે. તેમાં પરિણામકૃત નિર્ગુણ અને સગુણ સંબંધે બે પ્રકારે છે.

ટીકાનુ૦—ઉક્ત શેષ પ્રકૃતિઓનો વિપાક-ફળનો અનુભવ પુદ્‌ગલ અને ભવ આદિ દ્વારા જેમ બંધમાં કહ્યો છે, તેમ ઉદીરણામાં પણ સમજવો. એટલે કે પુદ્‌ગલ અને ભવ આદિ દ્વારા ઉદીરણાવડે પણ તે તે પ્રકૃતિઓના ફળને આત્મા અનુભવે છે.

હવે પ્રત્યય કહે છે—પ્રત્યય હેતુ કારણ એ એકાર્થક છે. કયા હેતુ કે કારણોને લઇ ઉદીરણા થાય છે, તે અહિં કહેવાનું છે. વીર્ય વ્યાપાર વિના ઉદી-

રણા થઈ શકતી નહિ હોવાથી કષાય સહિત કે કષાય રહિત યોગ સંજ્ઞાવાળું[1] વીર્ય તેનું મુખ્ય કારણ છે. ઉદીરણામાં કારણરૂપ યોગસંજ્ઞાવાળું તે વીર્ય વિશેષ ભવકૃત અને પરિણામકૃત એમ બે પ્રકારે છે. તેમાં દેવ નારક આદિ ભવ સમજવો, અને અધ્યવસાય કે આહારકાદિ શરીરનો પરિણામ અને બાંધેલા રસનો અન્યથા ભાવ એ પરિણામ સમજવો. પરિણામકૃત પણ બે પ્રકારે છે–૧ નિર્ગુણ સંબંધી, ૨ સગુણ સંબંધી. એટલે કે નિર્ગુણ આત્માઓને પરિણામવડે કરાયેલ અને ગુણવાન આત્માઓને પરિણામવડે કરાયેલ એમ પરિણામકૃત પ્રત્યય બે પ્રકારે છે. ૪૯

હવે જે પ્રકૃતિઓની ઉદીરણા ગુણ અગુણ પરિણામકૃત કે ભવકૃત નથી તેનો નિર્દેશ કરતા આ ગાથા કહે છે.

**उत्तरतणुपरिणामे अहिय अहोन्तावि होंति सुसरजुया ।**
**मिउलहु परघाउज्जोय खगइचउरंसपत्तेया ॥५०॥**

**उत्तरतनुपरिणामे अधिकमभवन्त्योऽपि भवन्ति सुस्वरयुक्ताः ।**
**मृदुलघुपराघातोद्योतखगतिसमचतुरस्रप्रत्येकाः ॥५०॥**

અર્થ—સુસ્વર સાથે મૃદુ લઘુ પરાઘાત ઉદ્યોત પ્રશસ્તવિહાયોગતિ સમચતુરસ્ર સંસ્થાન અને પ્રત્યેક નામ કર્મ રૂપ પ્રકૃતિઓ અધિક–વિશેષ આશ્રયી પહેલા ન હોવા છતાં ઉત્તર શરીરનો પરિણામ કરે ત્યારે અવશ્ય ઉદીરણામાં પ્રાપ્ત થાય છે.

---

૧ કોઇપણ કરણની પ્રવૃત્તિ વીર્યવ્યાપાર વિના થઇ શકતી નથી. એટલે કષાય સહિત કે કષાય વિનાની જે વીર્ય પ્રવૃત્તિ તેજ ઉદીરણામાં પણ કારણ છે. અમુક અમુક પ્રકારનો વીર્યવ્યાપાર થવામાં પણ અનેક કારણો હોય છે. જેમકે દેવ ભવમાં અમુક પ્રકારનો, અને નારક તિર્યગ્ મનુષ્યભવમાં અમુક પ્રકારનો વીર્ય વ્યાપાર હોય છે. દેશ કે સર્વ વિરતિ આદિ ગુણવાળાઓનો અમુક પ્રકારનો, અને ગુણ વિનાના આત્માઓનો અમુક પ્રકારનો વીર્યવ્યાપાર હોય છે. વૈક્રિય આહારક શરીરનો પરિણામ પણ અમુક અમુક પ્રકૃતિઓની ઉદીરણામાં કારણ છે. એટલે પરિણામનો અર્થ જેમ અધ્યવસાય થાય છે, તેમ અહિં શરીર આદિનો પરિણામ એ અર્થ પણ થાય છે. વળી જેવો અને જેટલો રસ બંધાય છે તેવો અને તેટલોજ રસ ઉદીરાય છે, એમ કંઈ નથી. કેમકે કેટલીએ પ્રકૃતિઓનો સર્વઘાતી અને ચોઠાણીયો રસ બંધાય છે છતા તે સર્વઘાતી રસેજ કે ચોઠાણીયા રસેજ ઉદયમાં આવે છે એમ નથી. બંધમાં ગમે તેવો રસ હોય છતા ઉદય ઉદીરણામાં અમુક પ્રકારનોજ રસ હોય છે. એટલે બાંધેલા રસનો વિપરિણામ કરી–ફેરફાર કરી–હાનિ વૃદ્ધિ કરી ઉદયમાં લાવે છે. એટલે પરિણામનો અર્થ અન્યથાભાવ કરવો એવો પણ થાય છે. આ પ્રમાણે વીર્ય વ્યાપાર થવામાં ભવાદિ અનેક કારણ હોવાથી ઉદીરણા પણ અનેક રીતે પ્રવર્તે છે. વીર્યવ્યાપાર એ સીધું કારણ છે. બાકી બધા અવાંતર કારણો છે. એમ સમજાય છે.

ટીકાનુ૦—સુસ્વર યુક્ત મૃદુ લઘુ પરાઘાત ઉદ્યોત પ્રશસ્ત વિહાયોગતિ સમચતુરસ્ર સંસ્થાન અને પ્રત્યેક નામ રૂપ કર્મ પ્રકૃતિઓ જો કે વિશેષ આશ્રયી પહેલા નહોતિ, તો પણ ઉત્તર વૈક્રિય કે આહારક શરીર જ્યારે કરે ત્યારે અવશ્ય ઉદીરણામાં પ્રાપ્ત થાય છે. તાત્પર્ય એ કે–પોતાના મુળ શરીરથી અન્ય-વૈક્રિય કે આહારક શરીર કરતા પહેલા ઉપરોક્ત પ્રકૃતિઓની ઉદીરણા અવશ્ય હોય છે એમ નથી, એની વિરોધિ પ્રકૃતિઓની પણ ઉદીરણા કે ઉદય હોય છે. કેમ કે ગમે તે સંસ્થાન કે વિહાયોગતિ આદિના ઉદયવાળા ઉત્તર શરીર કરી શકે છે. પરંતુ જ્યારે ઉત્તર વૈક્રિય કે આહારક શરીર કરે ત્યારે તે શરીર જ્યાં સુધી રહે ત્યાં સુધી ઉપરોક્ત પ્રકૃતિઓની જ ઉદયપૂર્વક ઉદીરણા થાય છે. એટલે અહિં ગુણ–અગુણનું પ્રાધાન્ય નથી, પરંતુ ઉત્તર શરીરનું જ પ્રાધાન્ય છે. માટે ઉપરોક્ત પ્રકૃતિઓની વૈક્રિય કે આહારક શરીર કરે ત્યારે થતી ઉદીરણા ગુણાગુણ પરિણામ કૃત કે ભવકૃત નથી, પરંતુ શરીર પરિણામકૃત[1] છે એમ સમજવું ॥૫૦॥

**सुभगाइ उच्चगोयं गुणपरिणामाउ देसमाईणं ।**
**अइहीण फड्डगाओ अणंतसो नोकसायाणं ॥५१॥**

**सुभगाद्युच्चैर्गोत्राणां गुणपरिणामात्तु देशादीनाम् ।**
**अतिहीनस्पर्द्धकादनंतशः नोकषायाणाम् ॥५१॥**

અર્થ–દેશવિરતિ આદિ જીવોને સૌભાગ્યાદિ અને ઉચ્ચ ગોત્રકર્મની ઉદીરણા ગુણ પરિણામથી થાય છે. દેશવિરતી આદિ જીવોને નવ નોકષાયોનો અતિહીન સ્પર્દ્ધકથી આરંભી અનંતમો ભાગ ગુણપરિણામ કૃત ઉદીરણા યોગ્ય સમજવો.

ટીકાનુ૦—દેશવિરતી અને પ્રમત્ત સંયતાદિ આત્માઓને સુભગાદિ–સૌભાગ્ય આદેય અને યશકીર્તિ, તથા ઉચ્ચગોત્ર કર્મની અનુભાગોદીરણા ગુણપરિણામકૃત–દેશવિરતિ આદિ વિશિષ્ટગુણની પ્રાપ્તિ વડે થયેલા પરિણામ દ્વારા કરાયેલી છે એમ સમજવું. તેજ હકીકત સ્પષ્ટ કરે છે.–જે કોઇ આત્મા સુભગ આદિની

૧ અહિં ગાથામાં શરીર પરિણામકૃત એવો ભેદ નથી. એટલે અહિં શંકા થાય કે ગાથામાં કહેલા ભેદમાંથી કયા ભેદમાં ઉપરોક્ત પ્રકૃતિઓની ઉદીરણાનો સમાવેશ કરવો? ઉત્તરમાં સમજવું કે પરિણામકૃતમાંજ સમાવેશ કરવો. કર્મપ્રકૃતિ ઉદીરણાકરણ ગાથા ૫૧ માં શરીરનો પરિણામ ઉપરોક્ત પ્રકૃતિઓની ઉદીરણામાં કારણભૂત હોવાથી પરિણામકૃત ઉદીરણામાં તેનો સમાવેશ કર્યો છે. તેમાં આહારક શરીરનો પરિણામ ગુણવાન આત્માઓનેજ થતો હોવાથી તેની ઉદીરણાનો સમાવેશ ગુણપરિણામકૃતમાં, અને વૈક્રિય શરીરનો પરિણામ ગુણી નિર્ગુણી બંનેને થતો હોવાથી તેની ઉદીરણાનો સમાવેશ સગુણ નિર્ગુણ પરિણામકૃત બંનેમાં થઈ શકે છે, એટલેજ પાછલા ટિપ્પનમાં પરિણામનો શરીરપરિણામ પણ અર્થ કર્યો છે.

પ્રતિપક્ષ દુર્ભગ આદિ પ્રકૃતિના ઉદયયુક્ત હોય છતાં પણ જ્યારે તે દેશવિરતિ કે સર્વવિરતિ ગુણ પ્રાપ્ત કરે છે, ત્યારે તે દેશવિરતિ આદિ ગુણના પ્રભાવથી તે ગુણસંપન્ન આત્માને સુભગાદિ પ્રકૃતિની જ ઉદયપૂર્વક ઉદીરણા પ્રવર્તે છે. એટલે કે દુર્ભગાદિનો ઉદય પલટાઇ સુભગાદિનો જ ઉદય થાય છે. તથા સ્ત્રીવેદ આદિ નવ નોકષાયોના અતિ જઘન્ય અનુભાગ સ્પર્દ્ધકથી આરંભી અનુક્રમે (કુલ સ્પર્ધકનો) અનંતમો ભાગ[1] દેશવિરત સર્વવિરત આત્માઓને ગુણપરિણામકૃત ઉદીરણા યોગ્ય સમજવો, કર્મપ્રકૃતિ ઉદીરણાકરણ ગાથા ૫૨ માં તો આ પ્રકૃતિઓનો અસંખ્યાતમો ભાગ ગુણપરિણાકૃત ઉદીરણા યોગ્ય કહ્યો છે. તત્ત્વ કેવલી ભગવંત જાણે. ॥૫૧॥

**जा जंमि भवे नियमा उदीरए ता उ भवनिमित्ताओ ।**
**परिणामपच्चयाओ सेसाओ सइ स सव्वत्थ ॥ ५२ ॥**

**या यस्मिन्भवे नियमादुदीरयति ता भवनिमित्ताः ॥**
**परिणामप्रत्यया शेषाः सती सा सर्वत्र ॥ ५२ ॥**

અર્થ—જે પ્રકૃતિઓને જે ભવમાં અવશ્ય ઉદીરે છે, તે ભવનિમિત્તક કહેવાય છે. અને શેષ પરિણામ પ્રત્યયિક કહેવાય છે. કારણ કે તે પ્રકૃતિઓની ઉદીરણા સર્વત્ર પ્રવર્ત્તે છે.

ટીકાનુ૦—જે જે કર્મ પ્રકૃતિઓને જે જે ભવમાં અવશ્ય ઉદીરે છે, તે તે પ્રકૃતિઓ તે તે ભવ છે કારણ જેમાં એવી એટલે કે તદ્ તદ્ભવ પ્રત્યયિક કહેવાય છે, અર્થાત્ તે તે પ્રકૃતિઓની ઉદીરણામાં તે તે ભવ કારણ છે એમ સમજવું. જેમ નરકત્રિકની ઉદીરણા નારકભવનિમિત્તક થાય છે, દેવત્રિકની ઉદીરણામાં દેવભવ કારણ છે, તિર્યગત્રિક એકેન્દ્રિય વિકલેન્દ્રિયજાતિ સ્થાવર સૂક્ષ્મ સાધારણ અને આતપનામકર્મની ઉદીરણા તિર્યગ્ભવ પ્રત્યયા છે, અને મનુષ્યત્રિકની ઉદીરણામાં મનુષ્યભવ હેતુ છે. ઉપરોક્ત વીશ પ્રકૃતિઓની ઉદીરણા તે તે ભવમાંજ થતી હોવાથી ભવ પ્રત્યયિક કહેવાય છે. અને બાકીની પ્રકૃતિઓની ઉદીરણામાં કોઇ ખાસ ભવ પ્રતિબંધક નહિ હોવાથી પરિણામ પ્રત્યયિક કહેવાય છે. એજ હકીકત કહે છે–ઉપરોક્ત વીશ પ્રકૃતિઓ સિવાય શેષ પ્રકૃતિઓની ઉદીરણા પરિણામ પ્રત્યયા અને ધ્રુવ છે. કારણકે સર્વ ભાવોમાં અને સર્વ ભવોમાં વિદ્યમાન ઉદી-

૧ જઘન્ય સ્પર્દ્ધકથી આરંભી કુલ સ્પર્દ્ધકોનો અનંતમો ભાગ વેદાદિ પ્રકૃતિઓનો દેશવિરતિ આદિ આત્માઓને ઉદીરણા યોગ્ય અહિં કહ્યો છે. એટલે જઘન્ય રસ સ્પર્દ્ધકથી આરંભી અનંત સ્પર્દ્ધકદ્વારા જેવા પરિણામ થાય તેવો વેદાદિનો ઉદય દેશવિરતાદિને સમજવો. કેમકે ગુણના પ્રભાવથી તે તે પાપપ્રકૃતિઓનો ઉદય મંદમંદ હોય છે, એટલે એ સંભવે છે.

રણા ધ્રુવોદયીનીજ હોય છે. માટે પરિણામ નિમિત્તે થનારી છે ઉદીરણા જેની એવી શેષ પ્રકૃતિઓ ધ્રુવોદયીજ [1] સમજવી. વળી તેઓની ઉદીરણા નિર્ગુણ પરિણામકૃત જાણવી. ॥૫૨॥

**तित्थयरं घाईणि य आसज्ज गुणं पहाणभावेण ।**
**भवपच्चइया सव्वा तहेव परिणामपच्चइया ॥५३॥**

**तीर्थकरं घातिन्यश्च आसाद्य गुणं प्रधानभावेन ।**
**भवप्रत्ययाः सर्वाः तथैव परिणामप्रत्ययाः ॥५३॥**

અર્થ—તીર્થંકર અને ઘાતિ કર્મપ્રકૃતિઓ ગુણને આશ્રયીને પ્રધાનભાવે

૧ અહિં શેષ પદવડે ધ્રુવોદયી પ્રકૃતિઓજ લીધી હોય તેમ લાગે છે. કેમકે તેનો ઉદય હમેશ હોય છે, તેમજ તેના ઉદયમાં કોઇ ભવ કે ભાવ પ્રતિબંધક નથી. અને ઉપરોક્ત વીશ સિવાય બાકીની અધ્રુવોદયી પ્રકૃતિના ઉદયમાં પણ ભવ પ્રતિબંધક નહિ હોવાથી તેનો સમાવેશ નિર્ગુણ પરિણામકૃત ઉદીરણામાં થાય તો કોઈ વાંધો જણાતો નથી. કર્મપ્રકૃતિ ઉદીરણા કરણ ગાથા ૫૩માં નીચે પ્રમાણે હકીકત છે—તીર્થંકર નામ, પાંચ જ્ઞાનાવરણ નવ દર્શનાવરણ નોકષાય સિવાય મોહનીય અને પાંચ અંતરાયની ઉદીરણા તિર્યંચ અને મનુષ્યોને પરિણામ પ્રત્યયિક છે. અહિં પરિણામ શબ્દનો અર્થ 'અન્યથાભાવ' કર્યો છે, (જે સ્વરૂપ હોય તે સ્વરૂપને પલટાવી નાખવુ એવો તેનો અર્થ છે.) તેમાં તિર્યંચો અથવા મનુષ્યો ગુણપ્રત્યયે અન્યથા—અન્ય સ્વરૂપે બંધાયેલ હોય તેને અન્યથા—અન્ય સ્વરૂપે પરિણમાવી ઉદીરે છે. (એટલે કે તે તે પ્રકૃતિઓનો જેવો અને જેટલો રસ બાંધ્યો હોય તેમાં ફેરફાર કરી ઉદીરે છે એ તાત્પર્ય છે.) તથા શેષ સાતવેદનીયાદિ છપ્પન પ્રકૃતિઓની ઉદીરણા ગુણપ્રત્યયિક નહિ હોવાથી ભવપ્રત્યયિક જાણવી. તથા પૂર્વોક્ત પ્રકૃતિઓની ઉદીરણા પણ પૂર્વોક્ત તિર્યંચ મનુષ્ય વિના શેષ જીવોને ભવપ્રત્યયિક જાણવી. અહિંથી કર્મપ્રકૃતિની ટીકામાં કઇ કર્મપ્રકૃતિઓ અને તે શા માટે ભવપ્રત્યયિક છે તેના કારણો બતાવ્યા છે. આ માટે ઉદીરણા કરણ ત્રેપનમી ગાથાની ટીકા જોવી. આ પ્રમાણે ઉપાધ્યાયજી, મહારાજે કર્મ૦નો અર્થ કરી ફેરફાર જણાવવા પંચસંગ્રહની ગાથા લીધી છે અને તેની ટીકા પણ કરી છે. અંતમાં તેનું સમાધાન કરતા આ પ્રમાણે જણાવેલું છે. આ પણ વિરૂદ્ધ નથી.વિવક્ષાભેદે આ કથન પણ યુક્તિ યુક્ત છે. કેમકે સઘળી પ્રકૃતિઓ યથાયોગ્યરીતે કોઈને કોઈ ભવમાંજ ઉદીરાય છે. જેમ કે દેવગતિ યોગ્ય દેવભવમાં, નરકગતિ યોગ્ય નરકભવમાં ઇત્યાદિ. માટે સર્વ પ્રકૃતિઓની ઉદીરણા ભવપ્રત્યયા છે. અથવા સઘળા જીવો પરિણામના વશથી પ્રભૂત રસવાળી પ્રકૃતિઓને અલ્પરસવાળી કરીને અને અલ્પ રસવાળી પ્રકૃતિઓને પ્રભૂત રસવાળી કરીને ઉદીરે છે, માટે સઘળી પ્રકૃતિઓની ઉદીરણા પરિણામ પ્રત્યયા પણ છે. અન્યત્ર કહ્યુ પણ છે કે—'સઘળી પ્રકૃતિઓ ભવપ્રત્યયિક છે તેમજ પરિણામપ્રત્યયિક પણ છે.' માટે અહિં વિચિત્ર ઉક્તિમાં વિવક્ષા ભેદજ શરણ છે એમ જાણવું.' જુઓ કર્મપ્રકૃતિ ગાથા ૫૩ ટીકા.

ગુણપરિણામ પ્રત્યયિક જાણવી. અથવા સઘળી પ્રકૃતિઓ ભવપ્રત્યયિક કહેવાય છે, તેમજ પરિણામપ્રત્યયિક પણ કહેવાય છે.

ટીકાનુ૦—તીર્થંકરનામ, ઘાતિ કર્મપ્રકૃતિઓ–પાંચ જ્ઞાનાવરણ, નવ દર્શનાવરણ નોકષાયવર્જીને મોહનીય અને પાંચ અંતરાય, તથા 'च' શબ્દથી વૈક્રિય-સપ્તક અને ધ્રુવોદયી પ્રકૃતિઓ. અન્યથા બંધાયેલી આ સઘળી પ્રકૃતિઓને ગુણને અવલંબીને અન્યથા [1]પરિણમાવીને ઉદીરે છે, માટે તેઓની ઉદીરણા પ્રધાનભાવે–મુખ્યતાએ ગુણપરિણામકૃત સમજવી.

અથવા સઘળી પ્રકૃતિઓ યથાયોગ્ય રીતે કોઈને કોઇ ભવમાંજ ઉદીરાય છે. જેમકે—તિર્યંચગતિ યોગ્ય પ્રકૃતિઓ તિર્યંચભવમાં, મનુષ્યગતિ યોગ્ય મનુષ્ય-ભવમાં, નરકગતિયોગ્ય નરકભવમાં અને દેવગતિ યોગ્ય દેવભવમાં. માટે સઘળીએ પ્રકૃતિઓની ઉદીરણા ભવપ્રત્યયિક જાણવી. અથવા તેવા તેવા પ્રકારનાં પરિણામના વશથી ઘણા રસવાળી પ્રકૃતિઓને અલ્પ રસવાળી કરીને, અને અલ્પ રસવાળી પ્રકૃતિઓ હોય તેને ઘણા રસવાળી કરીને સઘળા જીવો ઉદીરે છે, માટે સઘળી પ્રકૃતિઓ પરિણામ પ્રત્યયિક જાણવી. આ હકીકત આ પહેલાની ગાથાના ટીપ્પનમાં પણ જણાવેલ છે. આજ ગાથાને ઉપાધ્યાયજી મહારાજે કર્મપ્ર૦ ઉદીરણાકરણ ગા૦ ૫૩ માં પ્રમાણ તરીકે લીધી છે. ॥૫૩॥

આ પ્રમાણે પ્રત્યય પ્રરૂપણા કરી. હવે સાદિ આદિ પ્રરૂપણા કરવાનો અવસર પ્રાપ્ત છે. તે મૂળ કર્મપ્રકૃતિવિષયક અને ઉત્તર કર્મપ્રકૃતિ વિષયક એમ બે પ્રકારે છે. તેમાં પહેલાં મૂળ પ્રકૃતિ વિષયે સાદ્યાદિ પ્રરૂપણા કરવા ઇચ્છતા આ બે ગાથા કહે છે.—

**वेयणिएणुक्कोसा अजहण्णा मोहणीय चउभेया ।**
**सेसघाईणं तिविहा नामगोयाणणुक्कोसा ॥५४॥**
**सेसविगप्पा दुविहा सव्वे आउस्स होउमुवसन्तो ।**
**सव्वट्ठगओ साए उक्कोसुदृरिणं कुणइ ॥५५॥**

**वेदनीयेऽनुत्कृष्टाऽजघन्या मोहनीयस्य चतुर्भेदा ।**
**शेषघातिनां त्रिविधा नामगोत्रयोरनुत्कृष्टा ॥५४॥**
**शेषविकल्पा द्विविधा सर्वे आयुषः भूत्वोपशान्तः ।**
**सर्वार्थगतः सातस्योत्कृष्टामुदीरणां करोति ॥५५॥**

૧ અહિં અન્ય પ્રકૃતિમાં સંક્રમ રૂપ અન્યથા પરિણામ સમજવાનો નથી. પરંતુ જે પ્રકૃતિમાં જેવો રસ બાંધ્યો હોય તેમાં ફેરફાર કરવારુપ અન્યથા પરિણામ સમજવાનો છે. કેમકે રસની ઉદીરણાનો અધિકાર છે. પ્રકૃતિઉદીરણાનો નથી.

અર્થ—વેદનીય કર્મની અનુત્કૃષ્ટ ઉદીરણા અને મોહનીયની અજઘન્ય ઉદીરણા ચાર પ્રકારે છે, શેષ ઘાતિકર્મની ત્રણ પ્રકારે છે. નામ ગોત્રકર્મની અનુત્કૃષ્ટ ઉદીરણા ત્રણ પ્રકારે છે. ઉક્ત શેષ વિકલ્પો બે પ્રકારે છે. આયુકર્મના સઘળા વિકલ્પો બે પ્રકારે છે. ઉપશાંત થઇને સર્વાર્થસિદ્ધમાં ગયેલો આત્મા સાતવેદનીયની ઉત્કૃષ્ટ ઉદીરણા કરે છે. ૫૪–૫૫

ટીકાનુ૦—વેદનીયકર્મની અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ રીતે–ઉપશમશ્રેણીમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે યથાયોગ્યપણે ઉત્કૃષ્ટ રસવાળું જે સાતવેદનીયકર્મ બાંધે, તેની ત્યાંથી કાળધર્મ પામી સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં ઉત્પન્ન થાય ત્યારે પહેલે સમયે જે ઉદીરણા થાય તે ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા કહેવાય છે. અને તે નિયત કાળપર્યંત થતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી અનુત્કૃષ્ટ ઉદીરણા છે. તે અપ્રમત્ત ગુણસ્થાનાદિમાં થતી નથી, ત્યાંથી પડે ત્યારે થાય છે, માટે સાદિ, તે સ્થાન પ્રાપ્ત નહિ કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ ઉદીરણા છે. તથા મોહનીયની અજઘન્ય અનુભાગોદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—મોહનીયકર્મની અજઘન્ય અનુભાગોદીરણા ક્ષપકશ્રેણીમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે વર્ત્તમાન આત્માને સમયાધિક આવલિકા શેષ સ્થિતિ હોય ત્યારે થાય છે. અને તે એક સમય પર્યંતજ થતી હોવાથી સાદિ સાંત છે. શેષ કાળ અજઘન્ય અનુભાગોદીરણા પ્રવર્તે છે. તે ઉપશાંતમોહ ગુણસ્થાનકે થતી નથી ત્યાંથી પડે ત્યારે થાય છે, માટે સાદિ, તે સ્થાન નહિ પ્રાપ્ત કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. તથા શેષ જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયકર્મરૂપ ઘાતિકર્મની અજઘન્ય અનુભાગોદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે—આ કર્મપ્રકૃતિઓની ક્ષીણમોહ ગુણસ્થાનકની સમયાધિક આવલિકાપ્રમાણ સ્થિતિ શેષ રહે ત્યારે જઘન્ય અનુભાગોદીરણા થાય છે. અને તે એક સમય માત્ર થતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી અજઘન્ય અનુભાગોદીરણા પ્રવર્તે છે. તે અનાદિ કાળથી પ્રવર્ત્તતી હોવાથી અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. તથા નામ–ગોત્રકર્મની અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ રીતે—આ બે કર્મની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા સયોગિકેવલી ગુણસ્થાનકે પ્રવર્ત્તે છે. અને તે નિયત કાળ પર્યંત પ્રવર્તતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી અનુત્કૃષ્ટ છે. આ ગુણસ્થાનક પ્રાપ્ત થતા પહેલા અનાદિ કાળથી થતી હોવાથી અનુત્કૃષ્ટ ઉદીરણા અનાદિ છે. અભવ્યને અનંત, અને ભવ્ય જ્યારે ચૌદમું ગુણસ્થનક પ્રાપ્ત કરશે ત્યારે અનુત્કૃષ્ટ ઉદીરણાનો અંત કરશે માટે તેઓ આશ્રયી સાંત છે.

જે જે કર્મ આશ્રયી જે જે વિકલ્પો કહ્યા તે સિવાયના અન્ય વિકલ્પો સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે આ પ્રમાણે—ઘાતિકર્મની ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા મિથ્યાત્વીને પર્યાયે—વારાફરતી પ્રવર્ત્તતી હોવાથી સાદિ સાંત છે. ઉક્તકર્મનો ઉત્કૃષ્ટ રસબંધ પહેલા ગુણઠાણે થાય છે, એટલે જ્યાં સુધી ઉત્કૃષ્ટ રસ સત્તામાં હોય ત્યાં સુધી તેની ઉદીરણા, ત્યારબાદ અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા પ્રવર્તે છે. વળી જ્યારે ઉત્કૃષ્ટ રસનો બંધ થાય ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા પ્રવર્ત્તે છે. આ પ્રમાણે વારાફરતી થતી હોવાથી સાદિ સાંત છે. અને જઘન્ય ઉદીરણા આશ્રયી અજઘન્ય ઉદીરણા કહેવાના પ્રસંગે કહેલ છે. તથા નામ ગોત્ર અને વેદનીયકર્મની જઘન્ય અજઘન્ય અનુભાગોદીરણા મિથ્યાદૃષ્ટિને વારાફરતી થતી હોવાથી તે બંને સાદિ સાંત છે. ઉક્તકર્મના જઘન્ય અનુભાગનો બંધ નિગોદીયા જીવોને થાય છે, માટે ઉપરોક્ત રીતે જઘન્ય અજઘન્ય સાદિ સાંત છે. ઉત્કૃષ્ટ ઉદીરણા સંબંધે પહેલાં વિચાર કર્યો છે. આયુના જઘન્ય આદિ ચારે ભેદો તે અધ્રુવ હોવાથી સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. કેમકે પર્યંતાવલિકામાં કોઈપણ આયુની ઉદીરણા થતી નથી, પર્યંતાવલિકા શેષ ન રહે ત્યાં સુધી જ થાય છે. ૫૪–૫૫.

આ પ્રમાણે મૂળકર્મ સંબંધે સાદિ આદિ ભંગનો વિચાર કર્યો. હવે ઉત્તર પ્રકૃતિ સંબંધે વિચાર કરતા આ ગાથા કહે છે.

**कक्खड गुरुमिच्छाणं अजहण्णा मिउलहूणणुक्कोसा ।**
**चउहा साइयवज्जा वीसाए धुवोदयसुभाणं ॥५६॥**

**कर्कशगुरुमिथ्यात्वानामजघन्या मृदुलध्वोरनुत्कृष्टा ।**
**चतुर्द्धा सादिवर्जा विंशतेर्ध्रुवोदयशुभानाम् ॥५६॥**

અર્થ—કર્કશ ગુરૂ અને મિથ્યાત્વની અજઘન્ય અને મૃદુ લઘુની અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા ચાર પ્રકારે છે. તથા શુભ વીશ ધ્રુવોદયી પ્રકૃતિની અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા સાદિ વર્જીને ત્રણ પ્રકારે છે.

ટીકાનુ૦—કર્કશ ગુરૂ અને મિથ્યાત્વમોહનીયની અજઘન્ય અનુભાગોદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે—સમ્યક્ત્વ અને સંયમ એક સાથે—એક જ સમયે પ્રાપ્ત કરવા ઇચ્છતા કોઈ મિથ્યાદૃષ્ટિ આત્માને તીવ્રવિશુદ્ધિને લીધે મિથ્યાત્વમોહનીયની જઘન્ય અનુભાગની ઉદીરણા પ્રવર્ત્તે છે. તે નિયત કાળ પર્યંત થતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયના અન્ય મિથ્યાદૃષ્ટિને તેની અજઘન્ય અનુભાગોદીરણા પ્રવર્ત્તે છે. સમ્યક્ત્વથી પડતા

અજઘન્ય અનુભાગની ઉદીરણા પ્રવર્ત્તે માટે સાદિ, તે સ્થાન પ્રાપ્ત નહિ કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ છે.

તથા કર્કશ અને ગુરૂસ્પર્શના જઘન્ય અનુભાગની ઉદીરણા કેવલિ સમુદ્ઘાતથી નિવર્ત્તતા કેવલિ મહારાજને છઠ્ઠે સમયે (જીવ સ્વભાવે) થાય છે. તે સમય માત્ર થતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી અજઘન્ય છે. તે કેવલિ સમુદ્ઘાતથી નિવર્ત્તતા સાતમે સમયે થાય માટે સાદિ, તે સ્થાન પ્રાપ્ત નહિ કરનારને અનાદિ, અભવ્યને અનંત અને ભવ્ય આશ્રયી સાંત છે. તથા મૃદુ લઘુ સ્પર્શની અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ રીતે–આ પ્રકૃતિના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા આહારક શરીરસ્થ સંયતને થાય છે. (અંતર્મુહૂર્ત્ત પર્યંત જ પ્રવર્ત્તતી હોવાથી) તે સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી અનુભાગોદીરણા અનુત્કૃષ્ટ છે. તે આહારક શરીરનો ઉપસંહાર કરતા પ્રવર્ત્તે માટે સાદિ, તે સ્થાન પ્રાપ્ત નહિ કરનારને અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. તથા તૈજસ સપ્તક, સ્થિર, શુભ, નિર્માણ, અગુરૂલઘુ, શ્વેત પીત રક્તવર્ણ, સુરભિગંધ, મધુર આમ્લ કષાયરસ, ઉષ્ણ સ્નિગ્ધ સ્પર્શરૂપ શુભ ધ્રુવોદયી વીશ પ્રકૃતિઓની અનુત્કૃષ્ટ અનુભાગોદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે–આ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસની ઉદીરણા સયોગિ કેવલિને ચરમ સમયે થાય છે, એટલે તે સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી અનુત્કૃષ્ટ છે. તે સર્વદા પ્રવર્ત્તતી હોવાથી અનાદિ, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. ॥૫૬॥

**अजहण्णा असुभधुवोदयाण तिविहा भवे तिविसाए।**
**साईअधुवा सेसा सव्वे अधुवोदयाणं तु ॥५७॥**

**अजघन्याऽशुभध्रुवोदयानां त्रिविधा भवेत् त्रयोविंशतेः।**
**साद्यध्रुवाः शेषाः सर्वेऽध्रुवोदयानां तु ॥५७॥**

અર્થ—અશુભ ધ્રુવોદયી ત્રેવીસ પ્રકૃતિની અજઘન્ય અનુભાગોદીરણા ત્રણ પ્રકારે છે. ઉક્ત શેષ વિકલ્પો સાદિ અધ્રુવ છે. તથા અધ્રુવોદયી પ્રકૃતિઓના સઘળા વિકલ્પો સાદિ અધ્રુવ છે.

ટીકાનુ૦—પંચવિધ જ્ઞાનાવરણ, ચક્ષુ અચક્ષુ અવધિ અને કેવલ દર્શનાવરણ, કૃષ્ણ નીલવર્ણ, દુરભિગંધ, તિક્ત કટુરસ, રૂક્ષ શીત સ્પર્શ, અસ્થિર, અશુભ અને પાંચ અંતરાયરૂપ અશુભ ધ્રુવોદયી ત્રેવીસ પ્રકૃતિની અજઘન્ય અનુભાગોદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ રીતે–ઉપરોક્ત પ્રકૃતિઓની જઘન્ય અનુભાગની ઉદીરણા તે તે પ્રકૃતિઓનો ઉદીરણાવિચ્છેદ જ્યાં

થાય ત્યાં [1]થાય છે. અને તે સાદિ અધ્રુવ છે. તે સિવાયની અન્ય સઘળી અજઘન્ય છે. સર્વદા પ્રવર્ત્તતી હોવાથી તે અનાદિ છે, અભવ્યને ધ્રુવ અને ભવ્યને અધ્રુવ છે. ઉપરોક્ત સઘળી પ્રકૃતિઓના ઉક્ત શેષ વિકલ્પો સાદિ અધ્રુવ છે. કઈ પ્રકૃતિના કયા વિકલ્પો ઉક્ત શેષ છે, તે કહે છે–કર્કશ ગુરૂ મિથ્યાત્વ અને અશુભ ધ્રુવોદયી ત્રેવીસ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અને જઘન્ય એ ત્રણ ઉક્ત શેષ છે. મૃદુ લઘુ અને શુભ ધ્રુવોદયી વીશ પ્રકૃતિઓના જઘન્ય અજઘન્ય અને ઉત્કૃષ્ટ એ ત્રણ ઉક્ત શેષ છે. આ ઉક્ત શેષ વિકલ્પોમાં સાદિ સાંત ભંગનો વિચાર કરે છે-કર્કશ ગુરૂ મિથ્યાત્વ અને અશુભ ધ્રુવોદયી ત્રેવીસ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા મિથ્યાત્વીઓને વારાફરતી થાય છે. કેમકે તે સઘળી પાપ પ્રકૃતિઓ છે અને તેનો ઉત્કૃષ્ટ રસબંધ મિથ્યાદૃષ્ટિઓને થાય છે, માટે તે બંને ભંગ સાદિ સાંત છે. જઘન્યનો વિચાર તો અજઘન્યભંગ કહેવાના પ્રસંગે કહી ગયા છે. તથા મૃદુ લઘુ અને ધ્રુવોદયી શુભ વીશ પ્રકૃતિઓના જઘન્ય અજઘન્ય અનુભાગની ઉદીરણા મિથ્યાત્વીઓને વારાફરતી થાય છે. કેમકે તે પુન્યપ્રકૃતિઓ છે, અને કિલષ્ટ પરિણામને યોગે તેઓને જઘન્ય રસબંધ થાય છે. માટે તે બંને સાદિ સાંત છે. અનુત્કૃષ્ટ કહેવાના પ્રસંગે ઉત્કૃષ્ટ અનુભાગોદીરણાના ભંગનો વિચાર કરી ગયા છે. તથા શેષ અધ્રુવોદયી એકસો દશ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ જઘન્ય અને અજઘન્ય એ સઘળા વિકલ્પો તે પ્રકૃતિઓ જ અધ્રુવોદયી હોવાથી સાદિ સાંત છે. જ્યારે ઉદય હોય ત્યારે ઉત્કૃષ્ટ આદિ કોઇપણ ભાંગે ઉદીરણા પ્રવર્ત્તે, ઉદય નિવર્ત્તે ત્યારે નિવર્ત્તે છે. ।।૫૭।।

આ પ્રમાણે સાદ્યાદિ ભંગનો વિચાર કર્યો. હવે ક્રમ પ્રાપ્ત સ્વામિત્વ કહેવાનો પ્રસંગ છે. તે ઉત્કૃષ્ટ ઉદીરણા સ્વામિત્વ અને જઘન્ય ઉદીરણા સ્વામિત્વ એમ બે પ્રકારે છે. તેમાં પ્રથમ ઉત્કૃષ્ટ ઉદીરણાના સ્વામિત્વનું પ્રતિપાદન કરે છે—

**दाणाइअचक्खूणं उक्कोसाइंमि हीणलद्धिस्स ।**
**सुहुमस्स चक्खुणो पुण तेइंदिय सव्वपज्जत्ते ॥५८॥**

**दानाद्यचक्षुषामुत्कृष्टाऽऽदौ हीनलब्धेः ।**
**सूक्ष्मस्य चक्षुषः पुनः त्रीन्द्रियस्य सर्वपर्याप्तस्य ॥५८॥**

અર્થ—દાનાંતરાયાદિ પાંચ અને અચક્ષુદર્શનાવરણીયના ઉત્કૃષ્ટ રસની ઉદીરણા હીન લબ્ધિવાળા સૂક્ષ્મ એકેન્દ્રિયને ભવાદિ સમયે થાય છે. ચક્ષુદર્શનાવરણીયની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા સર્વપર્યાપ્તિએ પર્યાપ્ત તેઇન્દ્રિયને થાય છે.

૧. જઘન્ય ઉત્કૃષ્ટ ઉદીરણાનો કોણ સ્વામી છે તે જોવાથી આ હકીકત સ્પષ્ટ થશે. તેના સ્વામિત્વનો અધિકાર હવે પછી શરૂ થાય છે.

ટીકાનુ૦—દાનાંતરાયાદિ પાંચ અંતરાય અને અચક્ષુદર્શનાવરણીય એ છ કર્મપ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા અત્યંત અલ્પ દાનાદિની લબ્ધિવાળા અને અત્યંત અલ્પ ચક્ષુ સિવાયની શેષ ઇન્દ્રિયના વિજ્ઞાનની લબ્ધિવાળા સૂક્ષ્મ એકેન્દ્રિયને ઉત્પત્તિને પ્રથમ સમયે થાય છે. તથા સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત તેઇન્દ્રિયોને પર્યાપ્તિના ચરમ સમયે ચક્ષુદર્શનાવરણના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે. તે તે આત્માઓ તે તે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાના સ્વામી [1]છે. ॥૫૮॥

**निद्दाणं पंचण्हवि मज्झिमपरिणामसंकिलिट्ठस्स ।**
**पणनोकसायसाए नरए जेट्ठट्ठिति समत्तो ॥५९॥**

**निद्राणां पंचानामपि मध्यमपरिणामसंक्लिष्टस्य ।**
**पञ्चनोकषायासातानां नारको ज्येष्ठस्थितिकः समाप्तः ॥५९॥**

---

૧ અહિં ઉદીરણાના સ્વામિત્વના સંબંધમાં કેટલીએક પ્રકૃતિઓનું સ્વામિત્વ સમજાય છે. કેટલીએકનું સમજાતું નથી. નહિ સમજાય તેને બહુશ્રુતને ભળાવીને સમજાય તે કારણોને અહિં બતાવવા પ્રયાસ કર્યો છે.

અહિં સૂક્ષ્મ એકેન્દ્રિયોને ભવ પ્રથમસમયે દાનાંતરાયાદિ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા કહી છે. કારણ એમ જણાય છે કે શરૂઆતમાં તે ખુબ દબાયલા હોય છે, કર્મનો ઉદય તીવ્ર પ્રમાણમાં હોય છે એટલે ઉદીરણા પણ ઉત્કૃષ્ટ હોય છે. આ પ્રકૃતિઓનો દરેક જીવોને ક્ષયોપશમ હોય છે, અને તે પણ ભવ પ્રથમ સમયથી જેમ જેમ આગળ વધતો જાય તેમ તેમ વધારે હોવો જોઇએ એમ લાગે છે. એટલે આગળ જેમ જેમ યોગ વધતો જાય તેમ તેમ ક્ષયોપશમ વધતો હોય, અને તેથી ઉદીરણાનું પ્રાબલ્ય ઘટતું જાય એમ લાગે છે. તેઇન્દ્રિયને પોતાની પર્યાપ્તાવસ્થાના ચરમસમયે ચક્ષુદર્શનાવરણીયના અનુભાગની ઉત્કૃષ્ટ ઉદીરણા કહી છે. દરેક અપર્યાપ્ત અપર્યાપ્તાવસ્થામાં ઉત્તરોત્તર સમયે અસંખ્યગુણયોગવૃદ્ધિએ વધે છે. અપર્યાપ્તાવસ્થાના છેલ્લા સમયે યોગ ઘણો હોવાને લીધે ઘણો અનુભાગ ઉદીરી શકે એમ જણાય છે. એકેન્દ્રિયાદિને એટલો યોગ નહિ હોવાથી તેઓ ઘણા અનુભાગની ઉદીરણા નહિ કરી શકતા હોય એટલે તેમને લીધા ન હોય. ચઉરિન્દ્રિયાદિને તો ચક્ષુઇન્દ્રિયાવરણનો ક્ષયોપશમ જ હોય છે. અહિં એક શંકા થાય છે કે–તેઇન્દ્રિયોને અપર્યાપ્તાથી પર્યાપ્તાવસ્થામાં યોગ વધારે હોય છે, તો પર્યાપ્તાને ઉત્કૃષ્ટ ઉદીરણા કેમ ન કહી? આનું ખાસ કારણ સમજાતું નથી. અહિં કારણો બુદ્ધિમાં આવ્યા તેવા જણાવ્યા છે. બાકી તત્ત્વ કેવલી ગમ્ય છે. ઉપાધ્યાયજી મહારાજે કર્મપ્રકૃતિમાં આજ પ્રસંગે આ પ્રમાણે જણાવ્યું છે. '**दानान्तरायादिकृतलब्ध्यपकर्षस्य चक्षुर्दर्शनावरणकृतलब्धिप्रतिबन्धस्य च परमकाष्ठायाः प्रतिनियतसमये एव संभवात्तदुपादानम्**' દાનાન્તરાય આદિ કર્મથી થયેલ દાનાદિ લબ્ધિનો અપકર્ષ (હાનિ) અને ચક્ષુદર્શનાવરણ કર્મથી થયેલ ચક્ષુદર્શનાદિના પ્રતિબન્ધની તીવ્રતા અમુક સમયે જ હોવાથી તેનું ગ્રહણ કરેલું છે.'

અર્થ-મધ્યમ પરિણામવાળા અને તત્પ્રાયોગ્ય સંક્લિષ્ટ આત્માને પાંચે નિદ્રાની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા થાય છે. તથા ઉત્કૃષ્ટ સ્થિતિવાળો પર્યાપ્ત નારકી પાંચ નોકષાય અને અસાતવેદનીયની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણાનો સ્વામી છે.

ટીકાનુ૦-સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત મધ્યમ પરિણામવાળો અને તત્પ્રાયોગ્ય સંક્લેશયુક્ત આત્માને પાંચે નિદ્રાની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણા થાય છે. અત્યન્ત વિશુદ્ધ પરિણામવાળાને કે અત્યન્ત સંક્લિષ્ટ પરિણામવાળાને કોઈ પણ નિદ્રાનો ઉદય જ હોતો નથી, માટે મધ્યમ પરિણામવાળાનું ગ્રહણ કર્યું છે. (અપર્યાપ્તાવસ્થામાં પણ તીવ્ર નિદ્રાનો ઉદય નહિ હોવાથી પર્યાપ્તાવસ્થા ગ્રહણ કરી છે.)

તથા નપુંસકવેદ અરતિ શોક ભય અને જુગુપ્સા એમ પાંચ નોકષાય અને અસાત વેદનીયના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી ઉત્કૃષ્ટ આયુવાળો અને સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત નારકી[1] જાણવો. ॥૫૯॥

**पंचेंदियतसबायरपज्जत्तगसायसुस्सरगईणं**
**वेउव्वुस्सासस्स य देवो जेट्ठट्ठिति समत्तो ॥६०॥**

**पञ्चेन्द्रियत्रसबादरपर्याप्तकसातसुस्वरगतीनाम् ।**
**वैक्रियोच्छ्वासयोश्च देवो ज्येष्ठस्थितिकः समाप्तः ॥६०॥**

અર્થ—પંચેન્દ્રિયજાતિ ત્રસ બાદર પર્યાપ્ત સાતવેદનીય સુસ્વર દેવગતિ વૈક્રિયસપ્તક અને ઉચ્છ્વાસ નામકર્મની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણાનો સ્વામી ઉત્કૃષ્ટ સ્થિતિવાળો પર્યાપ્ત દેવ છે.

ટીકાનુ૦—પંચેન્દ્રિયજાતિ ત્રસ બાદર પર્યાપ્તનામ સાતવેદનીય સુસ્વરનામ દેવગતિ વૈક્રિયસપ્તક અને ઉચ્છ્વાસનામ એ પંદર પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત ઉત્કૃષ્ટ સ્થિતિવાળો-તેત્રીસ સાગરોપમના આયુવાળો અને સર્વ વિશુદ્ધ પરિણામી દેવ કરે છે. (આ સઘળી પુન્ય પ્રકૃતિઓ છે એટલે તેના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા પુન્યના તીવ્ર પ્રકર્ષવાળા અનુત્તર વાસી દેવો કરે છે.) ॥૬૦॥

૧ ઉત્કૃષ્ટ આયુવાળા સાતમી નારકીના પર્યાપ્ત નારકીને ઉપરોક્ત પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ રસની ઉદીરણા સંભવે છે. કેમકે અત્યંત પાપ કરી સાતમી નારકીમાં ગયેલા હોય છે. વળી અપર્યાપ્તાથી પર્યાપ્તાવસ્થામાં યોગ વધારે હોય એટલે પર્યાપ્ત ગ્રહણ કર્યો હોય તેમ લાગે છે.

૨ ઉત્કૃષ્ટ અનુત્કૃષ્ટ આદિ ભંગ કહેવાના પ્રસંગે સાતવેદનીયના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા સર્વાર્થસિદ્ધમહાવિમાનમાં ઉત્પન્ન થાય ત્યારે પ્રથમસમયે કહી છે, અને આ ગાથામાં પર્યાપ્તાવસ્થામાં કહી છે. તત્ત્વ કેવલીગમ્ય.

**सम्मत्तमीसगाणं से काले गहिहिइत्ति मिच्छत्तं।**
**हासरईणं पज्जत्तगस्स सहसारदेवस्स ॥६१॥**

**सम्यक्त्वमिश्रयोः यस्मिन् काले ग्रहीष्यति मिथ्यात्वम् ।**
**हास्यरत्योः पर्याप्तकस्य सहस्रारदेवस्य ॥६१॥**

અર્થ—જે આત્મા પછીના સમયે મિથ્યાત્વ પ્રાપ્ત કરશે તેને સમ્યકત્વ અને મિશ્રમોહનીયના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે. તથા પર્યાપ્ત સહસ્રારદેવને હાસ્યરતિના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે.

ટીકાનુ૦—પછીના સમયે જ મિથ્યાત્વ પ્રાપ્ત કરનાર સર્વ સંક્લિષ્ટ પરિણામી સમ્યકત્વમોહનીયના ઉદયવાળાને સમ્યકત્વમોહનીયના અને મિશ્રમોહનીયના ઉદયવાળાને મિશ્રમોહનીયના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે. ( મિથ્યાત્વે જનાર આત્મા તીવ્ર સંકલેશવાળો હોય છે, એટલે સમ્યકત્વ મિશ્રમોહનીયના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા જે પછીના સમયે મિથ્યાત્વે જાય તે સમયે સંભવે છે. ) તથા સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત સહસ્રાર[1] દેવને હાસ્યરતિના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે. ॥૬૧॥

**गइहुंडुवघायाणिट्ठखगतिदुसराइणीयगोयाणं ।**
**नेरइओ जेट्ठट्टिइ मणुआ अंते अपज्जस्स ॥६२॥**

**गतिहुण्डोपघातानिष्टखगतिदुःस्वरादिनीचैर्गोत्राणाम् ।**
**नैरयिकः ज्येष्ठस्थितिकः मनुजा अन्ते अपर्याप्तस्य ॥६२॥**

અર્થ—નરકગતિ હુંડસંસ્થાન ઉપઘાત અનિષ્ટખગતિ દુ:સ્વરાદિ અને નીચગોત્રના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા ઉત્કૃષ્ટસ્થિતિવાળો નારકી કરે છે. અપર્યાપ્ત નામના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા અંતે મનુષ્ય કરે છે.

ટીકાનુ૦—નરકગતિ હુંડસંસ્થાન ઉપઘાતનામ અપ્રશસ્ત વિહાયોગતિ દુર્ભગ દુ:સ્વર અનાદેય અપયશકીર્તિનામ અને નીચગોત્ર એ નવ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ

૧ અહિં હાસ્યરતિના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી પર્યાપ્ત સહસ્રારદેવ કહ્યો છે. આગળ ત્રેસઠમી ગાથામાં કર્કશાદિ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી આઠ વરસની ઉમરવાળો અને આઠમે વર્ષે વર્ત્તમાન પંચેન્દ્રિય તિર્યંચ કહ્યો છે. સહસ્રારદેવ અને આઠ વરસની જ ઉમરનો વળી આઠમે વર્ષે વર્ત્તમાન જીવ જ યોગ્ય ગણ્યો, એનું કારણ કેવળજ્ઞાની મહારાજે આવા જ જીવને ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા કરનાર જોયો એટલે જ તે કહ્યો એમ સમજવું. કયારે અને કયા જીવને પ્રકર્ષ પ્રાપ્ત રસ હોય તે જ્ઞાની વિના કોણ કહી શકે? અમુક જ જીવને અમુક કાળે પ્રકર્ષ પ્રાપ્ત રસ સંભવે છે, એટલે જેને જ્યારે અને જેવા સંયોગોમાં સંભવે તે અહિં કહ્યું છે.

અનુભાગની ઉદીરણા ઉત્કૃષ્ટ આયુવાળો સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત અને અતિ-સંક્લિષ્ટ પરિણામી નારકી કરે છે. (આ સઘળી પાપપ્રકૃતિઓ છે, એટલે એના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાને યોગ્ય અતિ સંક્લિષ્ટ પરિણામી સાતમી નારકીનો આત્મા જ સંભવે છે. કેમકે તેને એવો તીવ્ર સંક્લેશ સંભવે છે કે જેને લઈ ઉપરોક્ત પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય.)

તથા અપર્યાપ્તનામકર્મના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી અપર્યાપ્તા-વસ્થાના ચરમસમયે વર્ત્તમાન અપર્યાપ્ત મનુષ્યો છે. ॥૬૨॥

**कक्खडगुरुसंघयणा थीपुमसंठाणतिरिगईणं च ।**
**पंचिंदिओ तिरिक्खो अट्ठमवासेट्ठवासाऊ ॥६३॥**

**कर्कशगुरुसंहननानां स्त्रीपुरुषसंस्थानतिर्यग्गतीनां च ।**
**पंचेन्द्रियस्तिर्यक् अष्टमवर्षे अष्टवर्षायुः ॥६३॥**

અર્થ—કર્કશ ગુરૂ પાંચ સંઘયણ સ્રીવેદ પુરૂષવેદ ચાર સંસ્થાન અને તિર્યગ્ગતિનામના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી આઠ વર્ષના આયુવાળો અને આઠમે વર્ષ વર્ત્તમાન તિર્યક્પંચેન્દ્રિય છે.

ટીકાનુ૦—કર્કશ અને ગુરૂસ્પર્શ, પહેલા સિવાયના પાંચ સંઘયણ, સ્રી અને પુરૂષવેદ, પહેલા અને છેલ્લા સિવાયના ચાર સંસ્થાન અને તિર્યગ્ગતિનામ સઘળી મળી ચૌદ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી આઠ વરસના આયુવાળો અને આઠમે વરસે વર્ત્તમાન સંજ્ઞી તિર્યંચ પંચેન્દ્રિય છે. ॥૬૩॥

**तिगपलियाउ समत्तो मणुओ मणुयगतिउसभउरलाणं ।**
**पज्जत्ता चउगइया उक्कोस सगाउयाणं तु ॥६४॥**

**त्रिपल्यायुः समाप्तो मनुजः मनुष्यगति-ऋषभोरलानाम् ।**
**पर्याप्ताश्चतुर्गतिका उत्कृष्टां स्वायुषां तु ॥६४॥**

અર્થ—ત્રણ પલ્યોપમના આયુવાળો પર્યાપ્ત મનુષ્ય મનુષ્યગતિ વજ્રઋષભનારાચ સંઘયણ અને ઔદારિક સપ્તકના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા કરે છે. તથા ચારે ગતિના પર્યાપ્તા પોતપોતાના આયુના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા કરે છે.

ટીકાનુ૦—ત્રણ પલ્યોપમના આયુવાળો સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત અને સર્વવિશુદ્ધ પરિણામવાળો મનુષ્ય મનુષ્યગતિ વજ્રઋષભનારાચસંઘયણ અને ઔદારિક સપ્તકના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા કરે છે. તથા પોતપોતાના આયુની ઉત્કૃષ્ટસ્થિતિમાં વર્તતા અર્થાત્ ઉત્કૃષ્ટ આયુવાળા ચારે ગતિના પર્યાપ્તા આત્માઓ પોતપોતાના આયુની ઉત્કૃષ્ટ ઉદીરણા કરે છે. તેમાં ત્રણ આયુની વિશુદ્ધ

પરિણામવાળા અને નારકાયુની સર્વ સંક્લિષ્ટ પરિણામી નારકીઓ પોતપોતાના આયુની ઉત્કૃષ્ટ અનુભાગોદીરણાના સ્વામી સમજવા. ॥૬૪॥

**हस्सट्ठिई पज्जत्ता तन्नामा विगलजाइसुहुमाणं ।**
**थावरनिगोयएगिंदियाणमिह बायरा नवरं ॥६५॥**

**ह्रस्वस्थितिकाः पर्याप्तास्तन्नामानो विकलजातिसूक्ष्माणाम् ।**
**स्थावरनिगोदैकेन्द्रियाणामिह बादरा नवरम् ॥६५॥**

અર્થ—વિકલેન્દ્રિયજાતિ સૂક્ષ્મ સ્થાવર સાધારણ અને એકેન્દ્રિયજાતિના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા જઘન્ય આયુવાળા પર્યાપ્તા તે તે નામવાળા જીવો કરે છે. માત્ર બાદર જાણવા.

ટીકાનુ૦—બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય જાતિનામ અને સૂક્ષ્મનામકર્મના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા જઘન્ય આયુવાળા સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તા અને અત્યંત ક્લિષ્ટ પરિણામી તે તે નામવાળા એટલે કે બેઇન્દ્રિયજાતિના બેઇન્દ્રિયો તેઇન્દ્રિયજાતિના તેઇન્દ્રિયો ચઉરિન્દ્રિયજાતિના ચઉરિન્દ્રિયો અને સૂક્ષ્મનામના સૂક્ષ્મએકેન્દ્રિયો કરે છે. અલ્પ આયુવાળા ઉત્કૃષ્ટ સંક્લિષ્ટ પરિણામવાળા હોય છે, અને ઉત્કૃષ્ટ સંક્લેશે પાપપ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે, માટે અલ્પ આયુવાળાનું ગ્રહણ કર્યું છે.

તથા જઘન્ય આયુવાળા સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત તીવ્ર સંક્લેશ પરિણામી બાદર એકેન્દ્રિય જીવો સ્થાવરનામ સાધારણનામ અને એકેન્દ્રિય જાતિનામકર્મના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા કરે છે. તેમાં સ્થાવરનામની સ્થાવરો સાધારણ-નામની બાદર સાધારણ એકેન્દ્રિયો અને એકેન્દ્રિયજાતિનામની સ્થાવર અને સાધારણ બંને ઉદીરણા કરે છે. સૂક્ષ્મ કરતા બાદરને સંક્લેશ વધારે હોય છે, માટે બાદર ગ્રહણ કર્યા છે. ૬૫.

**आहारतणू पज्जत्तगो उ चउरंसमउयलहुयाणं ।**
**पत्तेयखगइपरघायतइयमुत्तीण य विसुद्धो ॥६६॥**

**आहारतन्वा पर्याप्तः तु चतुरस्रमृदुलघुकानाम् ।**
**प्रत्येकखगतिपराघाततृतीयमूर्त्तीणां च विशुद्धः ॥६६॥**

અર્થ—સમચતુરસ્રસંસ્થાન મૃદુ લઘુ પ્રત્યેક પ્રશસ્તવિહાયોગતિ પરાઘાત અને આહારક સપ્તકના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા વિશુદ્ધ પરિણામી સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત આહારક શરીરી કરે છે.

ટીકાનુ૦—સમચતુરસ્રસંસ્થાન, મૃદુ લઘુ સ્પર્શનામ, પ્રત્યેક પ્રશસ્ત વિહાયો-

ગતિ પરાઘાત અને આહારકસપ્તક એ તેર પ્રકૃતિઓના ઉત્ષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી આહારક શરીર વડે પર્યાપ્ત એટલે કે આહારકશરીરની સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત તીવ્ર વિશુદ્ધિમાન આહારકશરીરી સંયત[1] આત્મા છે. ॥૬૬॥

**उत्तरवेउव्विजई उज्जोयस्सायवस्स खरपुढवी ।**
**नियगगईणं भणिया तइये समएणुपुव्वीणं ॥६७॥**

**उत्तरवैक्रिययतिरुद्योतस्यातपस्य खरपृथ्वी ।**
**निजकगतीनां भणिताः तृतीये समये आनुपूर्व्वीणाम् ॥६७॥**

અર્થ—ઉત્તર વૈક્રિય યતિ ઉદ્યોતનામના, ખરપૃથ્વી આતપ નામના અને પોતપોતાની ગતિના જે ઉદીરક કહ્યા છે તેજ ભવના ત્રીજે સમયે વર્ત્તમાન જીવો આનુપૂર્વિનામના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાના સ્વામિ છે.

ટીકાનુ૦—વૈક્રિય શરીરની સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત સર્વ વિશુદ્ધ પરિણામવાળા વૈક્રિયશરીરધારી યતિ ઉદ્યોતનામકર્મના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાના સ્વામી[2] છે. તથા સર્વ વિશુદ્ધ પરિણામી સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત અને ઉત્કૃષ્ટ આયુવાળા ખર બાદર પૃથ્વીકાય આત્મા આતપ નામકર્મના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાના સ્વામી છે. (પૃથ્વીકાયના ઘણા ભેદો બૃહત્સંગ્રહણિ આદિ ગ્રન્થોમાં કહ્યા છે, તેમાં ખર–કઠણ પૃથ્વીકાયનું જ ઉત્કૃષ્ટ આયુ હોય છે, એટલે તે જીવો જ અહિં લીધા છે. સૂર્યના વિમાનની નીચે રહેલા રત્નના જીવોને જ આતપનો ઉદય હોય છે, અને તે ખર પૃથ્વીકાય છે. તથા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને આતપનો ઉદય થઇ શકે છે, પરંતુ તેના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા તો પર્યાપ્તાને થાય છે, એટલે અહિં પર્યાપ્તા ગ્રહણ કર્યા છે.)

તથા જે જે ગતિના જે જે જીવો ઉદીરક કહ્યા છે તે જ જીવો આનુપૂર્વિનામકર્મના ઉત્કૃષ્ટ અનુભાગના પણ ઉદીરક છે, માત્ર તેઓ પોતપોતાના ભવના ત્રીજે સમયે વર્ત્તમાન ગ્રહણ કરવા. કેમકે આનુપૂર્વિનો ઉદય વિગ્રહગતિમાં જ હોય છે. વળી ઉદીરણા ઉદય સહભાવિ છે. અને વધારેમાં વધારે વિગ્રહગતિ ત્રણ સમયની

---

૧ આહારક શરીર ચૌદ પૂર્વધર સંયત જ વિકુર્વે છે.પરંતુ અહિં સર્વ વિશુદ્ધ લીધો છે. તે પરથી એમ જણાય છે કે છઠ્ઠે ગુણઠાણે શરીર વિકુર્વી સાતમે જતો, અગર તો સાતમે ગયેલો અપ્રમત્ત આત્મા ઉપરોક્ત પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી હોય.

૨ જો કે આહારક શરીરીને પણ ઉદ્યોતનો ઉદય હોય છે, વળી વૈક્રિયથી આહારક વધારે તેજસ્વી હોય છે છતા તેના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા આહારક શરીરને ન લેતા વૈક્રિય યતિને જ કહી છે.

હોય છે, માટે અહિં ત્રીજો સમય લીધો છે. માત્ર મનુષ્ય દેવાનુપૂર્વિના વિશુદ્ધ પરિણામી અને નારક તિર્યગાનુપૂર્વિના સંકિલષ્ટ પરિણામી સમજવા. ॥૬૭॥

**जोगन्ते सेसाणं सुभाणमियराण चउसुवि गईसु ।**
**पज्जत्तुक्कडमिच्छेसु लद्धिहीणेसु ओहीणं ॥६८॥**

**योग्यन्ते शेषाणां शुभानामितरासां चतसृष्वपि गतिषु ।**
**पर्याप्तोत्कटमिथ्यात्विषु लब्धिहीनेषु अवध्योः ॥६८॥**

અર્થ—શેષ શુભ :પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા સયોગિના ચરમસમયે થાય છે. પર્યાપ્ત ઉત્કટ મિથ્યાત્વી ચારે ગતિના જીવોને શેષ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે. અવધિદ્વિકના ઉત્કૃષ્ટ રસની ઉદીરણા અવધિલબ્ધિ હીનને થાય છે.

ટીકાનુ૦—સયોગિકેવલિ ગુણસ્થાનકના ચરમસમયે વર્ત્તમાન આત્માઓને જે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા કહી ગયા તે સિવાયની તૈજસસપ્તક, મૃદુલઘુ વર્જીને શેષ શુભ વર્ણ આદિ નવ, અગુરૂલઘુ, સ્થિર, શુભ, સૌભાગ્ય, આદેય, યશઃકીર્ત્તિ, નિર્માણ, ઉચ્ચગોત્ર, અને તીર્થંકર નામરૂપ પચીસ શુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા થાય છે. આ સઘળી પુન્ય પ્રકૃતિઓ છે, સયોગિકેવલી જેવા પરમ પવિત્ર આત્માઓ છે, એટલે ઉપરોક્ત પુન્ય પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા સયોગિ ગુણસ્થાનકે કહી છે.

તથા ઇતર-મતિ શ્રુત મનઃપર્યવ અને કેવલજ્ઞાનાવરણ, કેવલદર્શનાવરણ, મિથ્યાત્વ, સોળ કષાય, કર્કશ ગુરૂ વર્જીને શેષ અશુભ વર્ણાદિ સાત, અસ્થિર, અને અશુભરૂપ એકત્રીસ અશુભ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા ચારે ગતિમાંના સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તા ઉત્કૃષ્ટ સંકલેશે વર્ત્તતા મિથ્યાદષ્ટિ આત્માઓ કરે છે. (આ સઘળી પાપ પ્રકૃતિઓ છે, તેના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા તીવ્ર સંક્લેશે થાય છે, તેવો તીવ્ર સંકલેશ મિથ્યાદષ્ટિઓને અને પર્યાપ્તાવસ્થામાં

૧ પુન્ય પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા અત્યંત વિશુદ્ધ પરિણામવાળા આત્માને, અને પાપ પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા અત્યંત સંકલિષ્ટ પરિણામવાળા આત્માને થાય છે. તે તે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાને યોગ્ય તીવ્ર વિશુદ્ધિ કે સંકલેશ ક્યાં હોય તે આ ગ્રંથમાં બતાવ્યું છે. કેટલીક વખતે એ સ્થળ માટે શંકા થઇ આવે છે કે અહિં કેમ હોય? પરંતુ એ શંકા અસ્થાને છે. કેમકે આ વિષય અતીન્દ્રિય હોવાથી એમાં આપણી અલ્પ બુદ્ધિ કામ કરી શકતી નથી. કેવળજ્ઞાની ભગવંતે જ્ઞાન દ્વારા જોઈ જે કહ્યું છે તેને તેમ માનીને આપણે ચાલવાનું છે. એટલે જેટલું બુદ્ધિથી સમજાય તેટલું સમજી બાકીનું જ્ઞાનીને ભળાવવું તે જ યોગ્ય છે.

હોય છે, એટલે અહિં પર્યાપ્ત મિથ્યાદૃષ્ટિ ગ્રહણ કર્યા છે. વળી તીવ્ર સંક્લેશ સંજ્ઞિમાં હોવાથી અહિં ચારે ગતિના સંજ્ઞિ લેવા જોઇએ. )

તથા અવધિજ્ઞાનાવરણ અવધિદર્શનાવરણના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા અવધિજ્ઞાન અવધિદર્શનલબ્ધિ વિનાના ચારે ગતિના તીવ્ર સંક્લિષ્ટ પરિણામી મિથ્યાદષ્ટિઓને જાણવી. અવધિજ્ઞાન–દર્શનલબ્ધિયુક્ત આત્માઓને તે ઉત્પન્ન કરતા વિશુદ્ધ પરિણામને લઇ તેને આવરનાર કર્મના ઘણા રસનો ક્ષય થતો હોવાથી ઉત્કૃષ્ટ રસ સત્તામાં હોતો નથી, એટલે ઉત્કૃષ્ટ રસની ઉદીરણા ક્યાંથી થાય ? માટે અવધિ લબ્ધિહીનને ઉત્કૃષ્ટ રસોદીરણા કહી છે. ॥૬૮॥

આ પ્રમાણે ઉત્કૃષ્ટ અનુભાગ ઉદીરણાના સ્વામી કહ્યા. હવે જઘન્ય અનુભાગ ઉદીરણાના સ્વામી કહે છે—

**सुयकेवलिणा मइसुयचक्खुअचक्खुणुदीरणा मन्दा ।**
**विपुलपरमोहिगाणं मणनाणोहीदुगस्सा वि ॥६९॥**

**श्रुतकेवलिनो मतिश्रुतचक्षुरचक्षुषामुदीरणा मन्दा ।**
**विपुलपरमावध्योः मनोज्ञानावधिद्विकयोरपि ॥६९॥**

અર્થ—મતિ શ્રુત જ્ઞાનાવરણ, અને ચક્ષુ અચક્ષુ દર્શનાવરણના જઘન્ય અનુભાગની ઉદીરણા શ્રુતકેવલિને થાય છે. મનઃપર્યવજ્ઞાનાવરણ અને અવધિજ્ઞાન દર્શનાવરણની જઘન્ય અનુભાગોદીરણા અનુક્રમે વિપુલમતિ અને પરમાવધિજ્ઞાનીને થાય છે.

ટીકાનુ૦—ક્ષીણકષાય ગુણસ્થાનની સમયાધિક આવલિકા શેષ સ્થિતિ રહે ત્યારે શ્રુતકેવલી–ચઉદ પૂર્વધર ભગવંતને મતિજ્ઞાનાવરણ શ્રુતજ્ઞાનાવરણ ચક્ષુદર્શનાવરણ અને અચક્ષુદર્શનાવરણના જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે. તથા ક્ષીણકષાયગુણસ્થાનકની સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિ રહે ત્યારે વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનિને મનઃપર્યવજ્ઞાનાવરણના અને પરમાવધિજ્ઞાનિને અવધિજ્ઞાન દર્શનાવરણના જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે. શ્રુતકેવલી, મનઃપર્યવજ્ઞાની, અને પરમાવધિ જ્ઞાનિને તે તે જ્ઞાન જ્યારે ઉત્પન્ન થાય ત્યારે તીવ્ર વિશુદ્ધિના બળથી ઘણા અનુભાગનો નાશ થયેલો હોય છે, વળી ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયેલ તે મહાત્માઓ રસઘાતવડે તે કર્મના ઘણા રસનો નાશ

૧ પાપ પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા વિશુદ્ધ પરિણામે થાય છે. એટલે તે તે પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણાને યોગ્ય વિશુદ્ધિ સ્થાન, ક્યાં હોય તે વિચારી જઘન્ય અનુભાગની ઉદીરણા કહેવાની હોય છે, જે અહિં કહી છે. એ પ્રમાણે પુન્ય પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા સંક્લેશ પરિણામે સમજવી.

કરે છે. એટલે છેલ્લે બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા બાકી રહે ત્યારે ઉપરોક્ત પ્રકૃતિઓની જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે. છેલ્લી આવલિકા તે ઉદયાવલિકા છે, તેમાં તો કોઇ કરણની પ્રવૃત્તિ થતી નથી, માટે સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે જઘન્ય અનુભાગોદીરણા થાય એમ કહ્યું છે. ॥૬૯॥

**खवगम्मि विग्घकेवलसंजलणाणं सनोकसायाणं ।**
**सगसगउदीरणंते निद्दापयलाणमुवसंते ॥७०॥**

**क्षपके विघ्नकेवलसंज्वलनानां सनोकषायाणाम् ।**
**स्वस्वोदीरणान्ते निद्राप्रचलयोरुपशान्ते ॥७०॥**

અર્થ—અંતરાય કેવલદ્વિકાવરણ સંજ્વલન કષાય અને નવનોકષાયના જઘન્ય અનુભાગની ઉદીરણા ક્ષપક આત્માને પોતપોતાની ઉદીરણાને અંતે થાય છે. નિદ્રા પ્રચલાની ઉપશાંતમોહે થાય છે.

ટીકાનુ૦—અંતરાય પંચક, કેવલજ્ઞાનાવરણ કેવલદર્શનાવરણ સંજ્વલન ચાર કષાય અને નવ નોકષાય કુલ વીશ પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન આત્માને તે તે પ્રકૃતિઓની ઉદીરણાને અંતે એટલે કે તે તે પ્રકૃતિઓની છેલ્લી ઉદીરણા જે સમયે થાય તે સમયે થાય છે. તેમાં પાંચ અંતરાય કેવળજ્ઞાનાવરણ અને કેવળદર્શનાવરણની જઘન્ય રસોદીરણા બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ સ્થિતિ હોય ત્યારે થાય છે. સંજ્વલનના ચાર કષાય અને ત્રણ વેદના જઘન્ય અનુભાગની ઉદીરણા અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકે તે તે પ્રકૃતિની છેલ્લી ઉદીરણા જે સમયે થાય તે સમયે થાય છે. અને હાસ્યષટ્કના જઘન્ય અનુભાગની ઉદીરણા અપૂર્વકરણ ગુણસ્થાનકના ચરમ સમયે થાય છે. તથા નિદ્રા અને પ્રચલાની ઉપશાંતમોહે[1] તીવ્ર વિશુદ્ધિ હોવાથી જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે. ॥૭૦॥

**निद्दानिद्दाईणं पमत्तविरए विसुज्झमाणंमि ।**
**वेयगसम्मत्तस्स उ सगखवणोदीरणा चरिमे ॥७१॥**

**निद्रानिद्रादीनां प्रमत्तविरते विशुध्यमाने ।**
**वेदकसम्यक्त्वस्य तु स्वक्षपणोदीरणाचरमे ॥७१॥**

અર્થ—નિદ્રાનિદ્રાદિ ત્રિકના મંદ રસની ઉદીરણા તીવ્ર વિશુદ્ધિવાળા પ્રમત્ત-

૧ જેઓ નિદ્રાદિકનો ઉદય ક્ષપકશ્રેણિમાં અને ક્ષીણમોહે નથી માનતા તેમને મતે ઉપશાંતમોહે જઘન્યાનુભાગની ઉદીરણા સમજવી. અને જેઓ ક્ષપકશ્રેણિમાં નિદ્રાનો ઉદય માનતા હોય તેમને મતે બારમા ગુણસ્થાનકની બે સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે જઘન્ય રસોદીરણા થાય એમ સમજવું.

વિરતને થાય છે. તથા વેદક સમ્યકત્વના મંદરસની ઉદીરણા તે પ્રકૃતિના ક્ષય કાળે છેલ્લી ઉદીરણા થાય ત્યારે થાય છે.

ટીકાનુ૦—નિદ્રાનિદ્રા પ્રચલાપ્રચલા અને સ્ત્યાનર્દ્ધિના જઘન્ય રસની ઉદીરણા વિશુદ્ધિવાળા-અપ્રમત્ત ગુણસ્થાનકને સન્મુખ થયેલા પ્રમત્ત સંયતને થાય છે. કેમકે થીણદ્ધિત્રિકનો ઉદય પ્રમત્ત ગુણસ્થાનક સુધીજ હોય છે.

તથા ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કરતા પહેલા મિથ્યાત્વ મોહનીય અને મીશ્ર-મોહનીયનો ક્ષય કરે, ત્યારબાદ સમ્યકત્વ મોહનીયનો ક્ષય કરતા તેની જ્યારે સમયાધિક આવલિકા પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ રહે ત્યારે થતી છેવટની ઉદીરણા કાળે સમ્યકત્વમોહનીયના જઘન્ય રસની ઉદીરણા થાય છે. અને તે ઉદીરણા ચારે ગતિ માંહેના કોઈપણ ગતિવાળા વિશુદ્ધ પરિણામી જીવને થાય છે, એમ સમજવું. કેમકે સમ્યકત્વમોહનીયની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ સત્તામાં શેષ રહે અને આયુ પૂર્ણ થાય તો ગમે તે ગતિમાં જાય છે, અને અંતર્મુહૂર્ત્ત પ્રમાણ તે સ્થિતિને ખપાવી નાખે છે. તે ખપાવતા ખપાવતા સમયાધિક આવલિકા પ્રમાણ સ્થિતિ રહે ત્યારે સમ્યકત્વમોહનીયની છેલ્લી ઉદીરણા થાય છે. અહિં જઘન્ય ઉદીરણા વિશુદ્ધ પરિણામિને લેવાની છે. ૭૧

**सम्मपडिवत्तिकाले पंचण्हवि संजमस्स चउचउसु ।**
**सम्माभिमुहो मीसे आऊण जहण्णाठितिगोत्ति ॥७२॥**

**सम्यक्त्वप्रतिपत्तिकाले पञ्चानामपि संयमस्य चतसृचतसृणाम् ।**
**सम्यक्त्वाभिमुखो मिश्रस्य आयुषां जघन्यस्थितिक इति ॥७२॥**

અર્થ—સમ્યકત્વની પ્રાપ્તિ કાળે પાંચના, અને સંયમની પ્રતિપત્તિકાળે ચાર ચારના જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે. સમ્યકત્વની પ્રાપ્તિને સન્મુખ આત્મા મિશ્રની અને જઘન્ય આયુવાળા આયુની જઘન્ય રસોદીરણા કરે છે.

ટીકાનુ૦—સમ્યકત્વ અને अपि શબ્દથી સંયમ બંનેની પ્રાપ્તિકાળે અર્થાત્ એક સાથે સમ્યકત્વ[1] અને સંયમ પ્રાપ્ત કરે ત્યારે એટલે કે મિથ્યાત્વથીજ સમ્યકત્વ સાથે સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત કરનાર આત્માને મિથ્યાત્વગુણસ્થાનકના ચરમ સમયે અત્યંત વિશુદ્ધ પરિણામ હોવાથી મિથ્યાત્વ અને અનંતાનુબંધિ એ પાંચ પ્રકૃતિના જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે.

૧ પહેલે ગુણસ્થાનકેથી સમ્યકત્વ પ્રાપ્ત કરી ચોથે, સમ્યક્ત્વ સાથેજ દેશવિરતિ પ્રાપ્ત કરી પાંચમે, અને સમ્યકત્વ સાથેજ સર્વવિરતિ પ્રાપ્ત કરી વચ્ચેના ગુણસ્થાનોને સ્પર્શ કર્યા સિવાય સર્વવિરતિ ગુણસ્થાનકે જઈ શકે છે. અહિં પહેલેથી છઠ્ઠે જનારની તીવ્ર વિશુદ્ધિ હોય છે, એટલે પહેલાના અંતે ઉપરોક્ત પાંચ પ્રકૃતિના જઘન્ય અનુભાગની ઉદીરણા થઇ શકે છે.

તથા સંયમની પ્રતિપત્તિકાળે ચાર ચાર પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે. અર્થાત્ અવિરતિ સમ્યગ્દષ્ટિથી સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત કરનારને ચતુર્થ ગુણસ્થાનકના અંતે અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધ માન માયા અને લોભના જઘન્યાનુભાગની અને દેશવિરતિ ગુણસ્થાનકથી સર્વવિરતિ પ્રાપ્ત કરનારને દેશવિરતિને અંતે તીવ્ર વિશુદ્ધિ હોવાથી પ્રત્યાખ્યાનાવરણ ક્રોધમાન માયા અને લોભના જઘન્ય અનુભાગની ઉદીરણા થાય છે. તથા જે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ અનન્તર સમયે સમ્યક્ત્વ પ્રાપ્ત કરશે, તે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ આત્મા મિશ્રમોહનીયના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે. મિશ્રદૃષ્ટિ આત્મા તથાપ્રકારની વિશુદ્ધિના અભાવે સમ્યક્ત્વ અને સંયમ એક સાથે પ્રાપ્ત કરી શકતા નથી, પરંતુ સમ્યક્ત્વજ પ્રાપ્ત કરી શકે છે, માટે ગાથામાં '**सम्माभिमुहो मीसे**' સમ્યક્ત્વને સન્મુખ થયેલ મિશ્રદૃષ્ટિ મિશ્રમોહનીયના જઘન્ય અનુભાગનો ઉદીરક કહ્યો છે. તથા પોતપોતાના આયુની જઘન્ય સ્થિતિમાં વર્ત્તમાન અર્થાત્ જઘન્ય આયુવાળા ચારે ગતિના આત્માઓ પોતપોતાના આયુની જઘન્ય રસોદીરણા કરે છે. તેમાં ત્રણ આયુનો જઘન્ય સ્થિતિબંધ સંક્લેશના વશથી થાય છે, જઘન્ય રસ બંધ પણ તે વખતેજ થાય છે. કેમકે નારકાયુવિના ત્રણ આયુ પુન્ય પ્રકૃતિ છે, તેની જઘન્ય સ્થિતિ અને સાથે જઘન્ય રસબંધ પણ સંક્લેશે થાય છે. એટલે એ ત્રણ આયુની જઘન્ય રસોદીરણાના અધિકારી જઘન્ય આયુવાળા છે. અને નારકાયુનો જઘન્ય સ્થિતિબંધ વિશુદ્ધિના વશથી થાય છે, તેનો જઘન્ય રસબંધ પણ તે વખતેજ થાય છે. કેમકે નારકાયુ પાપપ્રકૃતિ છે. તેનો જઘન્ય સ્થિતિબંધ અને સાથે જઘન્ય રસબંધ પણ વિશુદ્ધિના યોગે થાય છે. એટલે નારકાયુના જઘન્ય રસની ઉદીરણાનો અધિકારી પણ તેની જઘન્ય સ્થિતિવાળો આત્મા છે. તાત્પર્ય એ આવ્યો કે ત્રણ આયુના જઘન્ય અનુભાગનો ઉદીરક તે તે આયુની જઘન્ય સ્થિતિમાં વર્ત્તમાન અતિ સંક્લિષ્ટ

જે પછીના સમયે સમ્યક્ત્વ સાથે સર્વવિરતિ પ્રાપ્ત કરે તે સમયે એટલે કે મિથ્યાત્વના ચરમ સમયે મિથ્યાત્વ મોહનીયના જઘન્ય રસની ઉદીરણા અહિં તેમજ કર્મપ્રકૃતિમાં પણ કહી છે. અહિં કયું સમ્યક્ત્વ પ્રાપ્ત કરતા જઘન્યરસની ઉદીરણા થાય તે વિચારવાનું રહે છે. ક્ષાયોપશમિક પ્રાપ્ત કરતા મિથ્યાત્વના ચરમ સમયે મિથ્યાત્વમોહનીયના જઘન્ય રસની ઉદીરણા સંભવે છે. જો કે ઉપશમ સમ્યક્ત્વ સાથે પણ સર્વવિરતિ પ્રાપ્ત કરે છે. પરંતુ તેની ઉદીરણા પ્રથમ સ્થિતિની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે દૂર થાય છે. એટલે ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતા મિથ્યાત્વના ચરમ સમયે મિથ્યાત્વ મોહનીયની ઉદીરણા જ સંભવી શકતી નથી, તો પછી જઘન્ય કઇ રીતે સંભવે? માટે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ સાથે સર્વવિરતિ પ્રાપ્ત કરનારને મિથ્યાત્વના ચરમ સમયે તેના જઘન્ય રસની ઉદીરણા સંભવે છે. તત્ત્વ કેવલિગમ્ય.

પરિણામી, અને નારકાયુના જઘન્ય અનુભાગનો ઉદીરક પોતાની જઘન્ય સ્થિતિમાં વર્તમાન અતિ વિશુદ્ધ પરિણામવાળો આત્મા છે. ૭૨.

**पोग्गलविवागियाणं भवाइसमये विसेसमुरलस्स ।**
**सुहुमापज्जो वाऊ बादरपज्जत्त वेउव्वे ॥७३॥**

**पुद्गलविपाकिनीनां भवादिसमये विशेष उरलस्य ।**
**सूक्ष्मापर्याप्तो वायुः बादरपर्याप्तः वैक्रियस्य ॥७३॥**

અર્થ—પુદ્ગલવિપાકિ પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા ભવના આદિ સમયે કરે છે. માત્ર ઔદારિક ષટ્કની સૂક્ષ્મ અપર્યાપ્ત વાયુકાય કરે છે, અને વૈક્રિય ષટ્કની બાદર પર્યાપ્ત વાયુકાય કરે છે.

ટીકાનુ૦—પુદ્ગલ દ્વારા જે કર્મપ્રકૃતિઓના ફળને આત્મા અનુભવે છે, તે સઘળી પુદ્ગલવિપાકિ પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા ભવ-જન્મના પ્રથમ સમયે કરે છે. આ માત્ર સામાન્ય હકીકત કહી. પરંતુ કઈ પુદ્ગલવિપાકિ પ્રકૃતિના જઘન્ય અનુભાગને કયો જીવ ઉદીરે છે, તે અહિં કહ્યું નથી, એટલે હવે પછી તે કહીશ, હવે એજ કરેલ પ્રતિજ્ઞાનો ગ્રંથકાર મહારાજ નિર્વાહ કરે છે.–ઔદારિક ષટ્કના જઘન્ય અનુભાગની ઉદીરણા અલ્પ આયુવાળો અપર્યાપ્ત વાયુકાય ભવના પ્રથમ સમયે કરે છે. વૈક્રિય ષટ્કના જઘન્ય અનુભાગની ઉદીરણા અલ્પ આયુવાળો બાદર પર્યાપ્ત વાયુકાય કરે છે. વૈક્રિય શરીર બાદર પર્યાપ્ત વાયુકાયને જ હોય છે. માટે બાદર પર્યાપ્તનું ગ્રહણ કર્યું છે. અહિં ષટ્કમાં અંગોપાંગ વર્જ્યું છે, કેમકે એકેન્દ્રિયોને અંગોપાંગનો ઉદય હોતો નથી. ૭૩

**अप्पाऊ बेइंदि उरलंगे नारओ तदियरंगे ।**
**निव्वेवियवेउव्वा असण्णिणो आगओ कूरो ॥७४॥**

**अल्पायुः द्वीन्द्रिय उरलाङ्गे नारकस्तदीतराङ्गे ।**
**नेर्लिपितवैक्रियेभ्योऽसंज्ञिभ्य आगतः क्रूरः ॥७४॥**

અર્થ—અલ્પ આયુવાળો બેઇન્દ્રિય ઔદારિક અંગોપાંગના, અને જેણે વૈક્રિય ઉવેલ્યું છે એવો અસંજ્ઞિમાંથી આવેલો અતિક્રૂર નારક વૈક્રિય અંગોપાંગના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે.

ટીકાનુ૦—અલ્પ આયુવાળો બેઇન્દ્રિય પોતાના ભવના પ્રથમ સમયે ઔદારિક અંગોપાંગના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે. તથા પહેલા ઉવેલેલા નિઃસત્તાક વૈક્રિય અંગોપાંગને અલ્પ કાળ બાંધી પોતાના આયુના અંતે પોતાની ભૂમિકાને

અનુસરીને દીર્ઘ આયુવાળો નારકી થાય. એટલે કે એકેન્દ્રિય ભવમાં વૈક્રિય ઉવેલી નાખી, ત્યાંથી ચ્યવી અસંજ્ઞિ પંચેન્દ્રિય થાય. ત્યાં અલ્પ કાળ વૈક્રિય બાંધી જેટલું વધારે આયુ બાંધી શકે તેટલું બાંધી નારકી થાય. અસંજ્ઞિ નારકીનું પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ આયુ બાંધે છે, એટલે તેટલે આઉખે નારકી થાય. તે અતિસંક્લિષ્ટ પરિણામવાળો નારકી પોતાના ભવના પ્રથમ સમયે વૈક્રિય અંગોપાંગના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે. ૭૪

**मिच्छोऽन्तरे किलिट्ठो वीसाइ धुवोदयाण सुभियाण।**
**आहारजई आहारगस्स अविसुद्धपरिणामो ॥७५॥**

**मिथ्यादृष्टिरन्तरे क्लिष्टः विंशतेर्ध्रुवोदयानां शुभानाम् ।**
**आहारकयतिराहारकस्याविशुद्धपरिणामः ॥७५॥**

અર્થ—વિગ્રહગતિમાં વર્ત્તમાન ક્લિષ્ટ મિથ્યાદૃષ્ટિ વીશ શુભ ધ્રુવોદયી પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે. તથા અવિશુદ્ધ પરિણામી આહારકયતિ આહારકસપ્તકના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે.

ટીકાનુ૦—વિગ્રહગતિમાં વર્ત્તમાન અણાહારી અતિક્લિષ્ટ પરિણામી મિથ્યાદૃષ્ટિ આત્મા તૈજસસપ્તક, મૃદુ લઘુ સ્પર્શ વર્જિત શુભ વર્ણાદિ નવ, અગુરુલઘુ, સ્થિર, શુભ અને નિર્માણ રૂપ શુભ ધ્રુવોદયી વીશ પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની [1]ઉદીરણાનો સ્વામી છે. તથા (સ્વ પ્રાયોગ્ય) સંક્લિષ્ટ પરિણામી આહારકયતિ આહારકસપ્તકના જઘન્ય અનુભાગની ઉદીરણાનો સ્વામી છે. ૭૫

**अप्पाउ रिसभचउरंसगाण अमणो चिरट्ठिइ चउण्हं ।**
**संठाणाण मणूओ संघयणाणं तु सुविसुद्धो ॥७६॥**

**अल्पायुः ऋषभचतुरस्रयोः अमनाः चिरस्थितिः चतुर्णाम् ।**
**संस्थानानां मनुजः संहननानां तु सुविशुद्धः ॥७६॥**

અર્થ—અલ્પ આયુવાળો અસંજ્ઞિ પ્રથમ સંઘયણ સંસ્થાનની, દીર્ઘ સ્થિતિવાળો અસંજ્ઞિ ચાર સંસ્થાનની, અને વિશુદ્ધ પરિણામવાળો મનુષ્ય ચાર સંઘયણના જઘન્ય અનુભાગની ઉદીરણાનો સ્વામી છે.

૧ પુન્યપ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા અતિસંક્લિષ્ટ પરિણામીને થાય છે. અને તેવો સંક્લેશ પ્રથમ ગુણસ્થાનકે હોય છે, એટલે મિથ્યાદૃષ્ટિ આત્મા ગ્રહણ કર્યો છે. અતિ અલ્પ યોગ—બળ લેવા માટે વિગ્રહગતિમાં વર્ત્તમાન આત્મા લીધો હોય તેમ જણાય છે.

ટીકાનુ૦—અલ્પ આયુવાળો અતિસંકિલષ્ટ પરિણામી ભવના પ્રથમ સમયે વર્ત્તમાન અણાહારી અને મિથ્યાદૃષ્ટિ અસંજ્ઞિ પંચેન્દ્રિય આત્મા વજ્રઋષભનારાચ સંઘયણ અને સમચતુરસ્ર સંસ્થાનના જઘન્ય અનુભાગની ઉદીરણાનો સ્વામી છે. આ પ્રકૃતિઓ શુભ છે તેથી તેની જઘન્ય રસોદીરણામાં કિલષ્ટ પરિણામ હેતુ છે, અને અલ્પ આયુવાળો કિલષ્ટપરિણામી હોય છે, માટે અહિં અલ્પાયુ એ વિશેષણ ગ્રહણ કર્યું છે. તથા પોતાના આયુની ઉત્કૃષ્ટ સ્થિતિમાં વર્ત્તમાન અર્થાત્ સ્વપ્રાયોગ્ય ઉત્કૃષ્ટ આયુવાળો એટલે કે પૂર્વકોટિ વર્ષાયુવાળો આહારી ભવ પ્રથમ સમયે વર્ત્તમાન તેજ અસંજ્ઞિ પંચેન્દ્રિય જીવ વચલા ચાર સંસ્થાનના ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી છે. તથા સેવાર્ત અને વજ્રઋષભનારાચ સંઘયણ વર્જીને વચલા ચાર સંઘયણના જઘન્ય અનુભાગની ઉદીરણાનો સ્વામી પૂર્વકોટિ વર્ષના આયુવાળો ભવ પ્રથમ સમયે વર્ત્તમાન આહારી અને વિશુદ્ધ પરિણામવાળો મનુષ્ય છે. ઉપરોક્ત પ્રકૃતિઓ અશુભ છે, તેની જઘન્ય રસોદીરણામાં વિશુદ્ધ પરિણામ હેતુ છે, દીર્ઘ આયુવાળા વિશુદ્ધ પરિણામી હોય છે, માટે અહિં દીર્ઘાયુ એ વિશેષણ ગ્રહણ કર્યું છે. તીર્યંચ પંચેન્દ્રિયની અપેક્ષાએ મનુષ્યો પ્રાયઃ અલ્પ બળવાળા હોય છે, માટે ઉપરોક્ત અશુભ સંઘયણની જઘન્ય રસોદીરણાના સ્વામી તરીકે મનુષ્ય કહ્યા છે. ૭૬

**हुंडोवघायसाहारणाण सुहुमो सुदीह पज्जत्तो ।**
**परघाए लहुपज्जो आयावुज्जोय तज्जोगो ॥७७॥**

**हुण्डोपघातसाधारणानां सूक्ष्मः सुदीर्घः पर्याप्तः ।**
**पराघातस्य लघुपर्याप्तः आतपोद्योतयोः तद्योग्यः ॥७७॥**

અર્થ—હુંડસંસ્થાન ઉપઘાત અને સાધારણ નામની જઘન્ય રસોદીરણાનો સ્વામી દીર્ઘ સ્થિતિવાળો પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય છે. પરાઘાતની જઘન્ય રસોદીરણાનો સ્વામી શીઘ્ર પર્યાપ્ત છે. અને આતપ ઉદ્યોતની જઘન્ય રસોદીરણાનો સ્વામી તદ્ યોગ્ય પૃથ્વીકાય છે.

ટીકાનુ૦—દીર્ઘ આયુવાળો (પોતાને યોગ્ય) અતિ વિશુદ્ધ પરિણામી પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય આત્મા હુંડસંસ્થાન ઉપઘાત અને સાધારણ નામના જઘન્ય અનુભાગની ઉદીરણાનો સ્વામી છે. તથા શીઘ્ર પર્યાપ્ત થયેલ અતિકિલષ્ટ પરિણામી પોતાની પર્યાપ્તાવસ્થાના ચરમ સમયે વર્ત્તમાન તેજ સૂક્ષ્મ એકેન્દ્રિય આત્મા પરાઘાત નામની જઘન્ય રસોદીરણા કરે છે. આતપ ઉદ્યોતના જઘન્યરસની ઉદીરણા તેના ઉદયને યોગ્ય-તેનો ઉદય જેને હોઈ શકે તેવો શરીરપર્યાપ્તિએ પર્યાપ્તપણાના પ્રથમ સમયે વર્ત્તમાન કિલષ્ટ પરિણામી પૃથ્વીકાયનો જીવ કરે છે.

જો કે ઉદ્યોતનો ઉદય પૃથ્વીકાય સિવાય અન્ય જીવોને પણ હોય છે, પરંતુ તેના જઘન્ય રસની ઉદીરણા પૃથ્વીકાયને જ હોય છે. ૭૭

**छेवट्ठस्स बिइंदी बारसवासाउ मउयलहुयाणं ।**
**सण्णि विसुद्धाणाहारगो य पत्तेयमुरलसमं ॥७८॥**

**सेवार्त्तस्य द्वीन्द्रियो द्वादशवर्षायुः मृदुलघ्वोः ।**
**संज्ञी विशुद्धो अनाहारकश्च प्रत्येकमुरलसमम् ॥७८॥**

અર્થ—બાર વર્ષના આયુવાળો બેઇન્દ્રિય સેવાર્ત્તના અને વિશુદ્ધ પરિણામી અણાહારી સંજ્ઞી મૃદુ લઘુના જઘન્ય અનુભાગની ઉદીરણાનો સ્વામી છે. પ્રત્યેક ઔદારિકની જેમ સમજવું.

ટીકાનુ૦—બાર વર્ષના આયુવાળો બારમે વર્ષે વર્ત્તમાન બેઇન્દ્રિય આત્મા સેવાર્ત્ત સંઘયણના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે. પોતાની ભૂમિકાને અનુસરીને અતિવિશુદ્ધ પરિણામવાળો અર્થાત્ પોતાને જેટલી ઉત્કૃષ્ટ વિશુદ્ધિ હોઈ શકે તેવી વિશુદ્ધિમાં વર્ત્તમાન અણાહારી સંજ્ઞિ પંચેન્દ્રિય આત્મા મૃદુ-લઘુ સ્પર્શના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે. તથા પ્રત્યેકનામના જઘન્ય રસની ઉદીરણા ઔદારિકનામની જેમ સમજવી. જેમ ઔદારિક શરીરનામના જઘન્ય રસની ઉદીરણા ઉદયના પ્રથમ સમયે વર્ત્તમાન સૂક્ષ્મ એકેન્દ્રિય કરે છે, તેમ પ્રત્યેકનામના જઘન્ય રસની ઉદીરણા પણ તેજ ઉદયના પ્રથમ સમયે વર્ત્તમાન સૂક્ષ્મ એકેન્દ્રિય કરે છે. ૭૮

**कक्खडगुरुणमंथे विणियट्टे णामअसुहधुवियाणं ।**
**जोगंतंमि नवण्हं तित्थस्साउज्जियाइंमि ॥७९॥**

**कर्कशगुर्वोर्मथि विनिवृत्ते नामाशुभध्रुवाणाम् ।**
**योग्यन्ते नवानां तीर्थस्यायोजिकादौ ॥७९॥**

અર્થ—કર્કશ અને ગુરૂ સ્પર્શની મંથાનના સંહાર સમયે, નામકર્મની અશુભ નવ ધ્રુવોદયી પ્રકૃતિઓની સયોગિના ચરમ સમયે, અને તીર્થંકરનામ-કર્મની આયોજિકા કરણની પહેલાના સમયે જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે.

ટીકાનુ૦—સમુદ્ઘાતથી નિવર્ત્તતા મંથાનના સંહાર સમયે કર્કશ અને ગુરૂ સ્પર્શના જઘન્ય અનુભાગની ઉદીરણા કરે છે. તથા નીલ કૃષ્ણ વર્ણ, દુરભિગન્ધ, તિક્ત કટુરસ, શીત રૂક્ષ સ્પર્શ, અસ્થિર અને અશુભનામ એ નામકર્મની નવ અશુભધ્રુવોદયી પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા સયોગિકેવલિ ગુણસ્થા-

નકના ચરમ સમયે વર્ત્તમાન આત્મા કરે છે. આ સઘળી પાપપ્રકૃતિઓ છે, પાપ પ્રકૃતિઓના મંદ રસની ઉદીરણા તીવ્ર વિશુદ્ધિમાન આત્મા કરે છે, તેરમાના ચરમ સમયે સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિ હોવાથી તેના મંદરસની ઉદીરણાનો તે અધિકારી છે. તથા તીર્થંકરનામકર્મના મંદ અનુભાગની ઉદીરણા આયોજિકાકરણના પહેલાના સમયે વર્ત્તમાન આત્મા કરે છે. આયોજિકાકરણ દરેક કેવળી ભગવંતને થાય છે, અને તે કેવળી સમુદ્ઘાત પહેલાજ થાય છે. કેવળીની દૃષ્ટિરૂપ મર્યાદાવડે અત્યંત પ્રશસ્ત મન વચન અને કાયાનો જે વ્યાપાર તે આયોજિકા કરણ કહેવાય છે. જો કે કેવળી મહારાજના યોગનો વ્યાપાર પ્રશસ્તજ હોય છે, છતાં અહિં એવી વિશિષ્ટ યોગ પ્રવૃત્તિ થાય છે, કે જેની પછી સમુદ્ઘાત અથવા યોગના નિરોધરૂપ વિશિષ્ટ ક્રિયાઓ થાય છે. આ આયોજિકાકરણની શરૂઆત જે સમયે થાય, તેની પહેલાના સમયે તીર્થંકરનામકર્મના મંદ અનુભાગની ઉદીરણા કરે છે. આયોજિકાકરણની શરૂઆતથી તેના ઘણા અનુભાગની ઉદીરણા કરે છે માટે જે સમયે આયોજિકા કરણની શરૂઆત થાય, તેની પહેલાના સમયે તીર્થંકરનામકર્મની જઘન્ય રસોદીરણા કરે છે, એમ કહ્યું છે. ૭૯

**सेसाणं वेयंतो मज्झिमपरिणामपरिणओ कुणइ ।**
**पच्चयसुभासुभावि य चिंतिय णेओ विवागी य ॥८०॥**

**शेषाणां वेदयन् मध्यमपरिणामपरिणतः करोति ।**
**प्रत्ययशुभाशुभा अपिच चिन्तयित्वा ज्ञेयो विपाकी च ॥८०॥**

અર્થ—શેષ પ્રકૃતિઓના મંદ અનુભાગની ઉદીરણા તે તે પ્રકૃતિને વેદતો મધ્યમ પરિણામ પરિણત આત્મા કરે છે. આ પ્રમાણે પ્રત્યય; શુભાશુભપણુ આદિનો વિચાર કરી જઘન્ય ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણાનો સ્વામી જાણવો—સમજવો.

ટીકાનુ૦—શેષ સાત અસાતવેદનીય, ચાર ગતિ, પાંચ જાતિ. ચાર આનુપૂર્વિ, ઉશ્વાસ, બે વિહાયોગતિ, ત્રસ, સ્થાવર, બાદર, સૂક્ષ્મ, પર્યાપ્ત, અપર્યાપ્ત, સુભગ, દુર્ભગ, સુસ્વર, દુઃસ્વર, આદેય અનાદેય, યશઃકીર્ત્તિ; અપયશકીર્ત્તિ, નીચગોત્ર ઉચ્ચગોત્રરૂપ ચોત્રીસ કર્મપ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા તે તે પ્રકૃતિના ઉદયમાં વર્ત્તમાન મધ્યમ પરિણામ [1]પરિણત સઘળા આત્માઓ કરે છે.

---

૧ આ સઘળી પરાવર્ત્તમાન પ્રકૃતિઓ છે, અને તેના મંદ અનુભાગની ઉદીરણા પરાવર્ત્તમાનભાવે થાય છે એટલે કે પુન્ય પ્રકૃતિ બાંધી પાપ પ્રકૃતિ બાંધતા પુન્યપ્રકૃતિના મંદ અનુભાગની, અને પાપપ્રકૃતિ બાંધી પુન્ય પ્રકૃતિ બાંધતા પાપ પ્રકૃતિના મંદ અનુભાગની ઉદીરણા કરે છે. પરાવર્ત્તમાનભાવ હોય ત્યારે પરિણામની મંદતા હોય છે, તે વખતે તીવ્ર વિશુદ્ધિ કે તીવ્ર ક્લેશ હોતો નથી. તેથી તીવ્ર રસબંધ કે તીવ્ર રસની ઉદીરણા થતી નથી, પરંતુ મંદ રસબંધ અને મંદ રસની ઉદીરણા થાય છે.

હવે સઘળી કર્મપ્રકૃતિઓની જઘન્ય અને ઉત્કૃષ્ટ રસોદીરણાના સ્વામિત્વનું સામાન્યથી જ્ઞાન થાય માટે ઉપાય બતાવે છે—પરિણામ પ્રત્યય કે ભવપ્રત્યય આ બેમાંથી ક્યા પ્રત્યય-કારણને લઈ કર્મપ્રકૃતિઓની ઉદીરણા થાય છે? તેનો વિચાર કરવો, તથા જે પ્રકૃતિના રસની ઉદીરણા કહેલી છે, તે પ્રકૃતિ પુન્ય છે કે પાપ? તેનો વિચાર કરવો, તથા **अपि** શબ્દથી પુદ્ગલ-જીવ-ભવ-કે ક્ષેત્રમાંથી કઈ વિપાકી છે તે વિચારવું, એનો બરાબર વિચાર કરીને **विपाकी**-જઘન્ય રસો-ઉદીરણાનો કે ઉત્કૃષ્ટ રસોદીરણાનો સ્વામી કોણ છે તે યથાવત્ સમજી લેવું. જેમકે- પરિણામ પ્રત્યયા રસોદીરણા પ્રાયઃ ઉત્કૃષ્ટ હોય છે, અને ભવપ્રત્યયા પ્રાયઃ જઘન્ય હોય છે. શુભ પ્રકૃતિઓના જઘન્ય અનુભાગની ઉદીરણા સંકલેશે,[1] અને ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા વિશુદ્ધિએ થાય છે. અશુભ પ્રકૃતિઓના જઘન્ય રસની ઉદીરણા વિશુદ્ધિએ અને ઉત્કૃષ્ટ અનુભાગની ઉદીરણા સંકલેશે થાય છે. પુદ્ગલાદિ પ્રત્યયનો ઉત્કર્ષ-પુષ્ટતા હોય ત્યારે ઉત્કૃષ્ટ અને ભવાદિ સમયે જઘન્ય રસો-દીરણા હોય છે. આ પ્રમાણે પ્રત્યયાદિનો યથાવત્ વિચાર કરી તે તે પ્રકૃતિના ઉદયવાળાઓને જઘન્ય કે ઉત્કૃષ્ટ અનુભાગ ઉદીરણાના સ્વામી સમજવા. ॥૮૦॥

આ પ્રમાણે અનુભાગની ઉદીરણા કહી. હવે પ્રદેશની ઉદીરણા કહેવાનો અવસર છે. તેમાં બે અર્થાધિકાર—વિષય છે. ૧ સાદ્યાદિ પ્રરૂપણા, ૨ સ્વામિત્વ પ્રરૂપણા. સાદ્યાદિ પ્રરૂપણા પણ બે પ્રકારે છે. ૧ મૂળ પ્રકૃતિ સંબંધિ, ૨ ઉત્તર પ્રકૃતિ સંબંધી. તેમાં મૂળ પ્રકૃતિ સંબંધી, સાદ્યાદિ પ્રરૂપણા કરવા ઇચ્છતા આ ગાથા કહે છે.

**पंचण्हमणुक्कोसा तिहा चउद्धा य वेयमोहाणं ।**
**सेसवियप्पा दुविहा सव्वविगप्पाउ आउस्स ॥८१॥**

**पञ्चानामनुत्कृष्टा त्रिधा चतुर्द्धा च वेद्यमोहयोः ।**
**शेषविकल्पा द्विविधाः सर्वविकल्पा आयुषः ॥८१॥**

અર્થ—પાંચ કર્મની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા ત્રણ પ્રકારે, અને વેદનીય તથા

૧. જેમ પુન્યપ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ વિશુદ્ધિએ તીવ્ર રસબંધ થાય છે, અને પછી જેમ તેમ વિસુદ્ધિ મંદ થતી જાય છે તેમ તેમ પુન્ય પ્રકૃતિઓનો રસબંધ ઓછો ઓછો થતો જાય છે. તેમ તીવ્ર વિશુદ્ધિએ પુન્ય પ્રકૃતિઓના તીવ્ર રસની ઉદીરણા થાય છે, અને તે વિશુદ્ધિ જેમ જેમ ઓછી થતી જાય છે તેમ તેમ શુભરસની ઉદીરણા ઓછી ઓછી થતી જાય છે. પાપ પ્રકૃતિઓ માટે તેથી વિપરિત પ્રરૂપણા કરવાની છે. આ રીતે તીવ્ર રસબંધ થાય ત્યારે ઉદીરણા પણ તીવ્ર રસની થાય અને મંદ રસબંધ થાય ત્યારે ઉદીરણા પણ મંદરસની થાય છે. જેમ બંધને યોગ્ય અસંખ્ય અધ્યવસાય સ્થાનકો છે. તેમ ઉદીરણાને યોગ્ય પણ અસંખ્ય અધ્યવસાય સ્થાનકો છે. અધ્યવસાયને અનુસરીને ઉદીરણા થાય છે.

મોહનીયની ચાર પ્રકારે છે. ઉક્ત કર્મના શેષ વિકલ્પો બે પ્રકારે છે તથા આયુના સર્વ વિકલ્પો બે પ્રકારે છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણુ દર્શનાવરણુ અંતરાય નામ અને ગોત્રકર્મરૂપ મૂળ-કર્મપ્રકૃતિની અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ રીતે-આ ઉક્ત કર્મની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા ગુણિતકમ્ર્માંશ આત્માને પોત પોતાની ઉદીરણાને અંતે થાય છે. તે નિયત કાળપર્યંત જ પ્રવર્ત્તતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી ઉદીરણા અનુત્કૃષ્ટ છે. અને તે અનાદિ કાળથી પ્રવર્ત્તતી હોવાથી અનાદિ છે. અભવ્ય આશ્રયી અનંત અને ભવ્ય આશ્રયી સાંત છે. ઉક્ત કર્મમાંહેના ત્રણ ઘાતીકર્મની છેલ્લી ઉદીરણા બારમે અને અઘાતીકર્મની તેરમા ગુણસ્થાનકે પ્રવર્ત્તતી હોવાથી અને તે બંને સ્થળેથી પડવાનો અભાવ હોવાથી સાદિ ભંગ નથી.

તથા વેદનીય અને મોહનીયકર્મની અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે, તે આ પ્રમાણે—વેદનીયની ઉત્કૃષ્ટ પ્રદેશો-દીરણા અપ્રમત્તભાવને સન્મુખ થયેલા સર્વ વિશુદ્ધ પ્રમત્તસંયત આત્માને થાય છે. મોહનીયની ઉત્કૃષ્ઠ પ્રદેશોદીરણા તેની ઉદીરણાના પર્યવસાન સમયે સૂક્ષ્મ-સંપરાય ગુણસ્થાનકે થાય છે. બંને કર્મની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા નિયત કાળ પર્યંત પ્રવર્ત્તતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાય અન્ય સઘળી અનુત્કૃષ્ટ છે. તે અનુત્કૃષ્ટ પ્રદેશાદીરણ અપ્રમત્ત ગુણસ્થાનકથી પડતા વેદનીયકર્મની અને ઉપશાંતમોહ ગુણસ્થાનકથી પડતા મોહનીયકર્મની શરૂ થાય માટે સાદિ, તે સ્થાન જેણે પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્ય આશ્રયી ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ છે. આ સાતે કર્મના ઉક્ત વ્યતિરિક્ત જઘન્ય અજઘન્ય અને ઉત્કૃષ્ટ એ ત્રણ વિકલ્પ સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે આ પ્રમાણે-આ સાતે કર્મની જઘન્ય પ્રદેશોદીરણા સંકિલષ્ટ પરિણામી મિથ્યાદષ્ટિને થાય છે. સંકલેશ પરિણામથી વિશુદ્ધ પરિણામમાં આવેલા મિથ્યાદષ્ટિને અજઘન્ય થાય છે. આ રીતે બંને વારાફરતી પ્રવર્ત્તતા હોવાથી જઘન્ય અજઘન્ય પ્રદેશોદીરણા સાદિ સાંત છે. ઉત્કૃષ્ટ ભંગનો વિચાર તો અનુત્કૃષ્ટ કહેવાના પ્રસંગે થઈ ગયો છે.

તથા આયુના જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ એ ચારે વિકલ્પ આયુ અધ્રુવોદયી હોવાથી જ સાદિ અને સાંત એમ બે ભાંગે છે. ॥૮૧॥

હવે ઉત્તર પ્રકૃતિ સંબંધે સાદ્યનાદિ પ્રરૂપણા કરે છે—

**तिविहा धुवोदयाणं मिच्छस्स चउव्विहा अणुक्कोसा ।**
**सेसविगप्पा दुविहा सव्वविगप्पा य सेसाणं ॥८२॥**

**त्रिविधा ध्रुवोदयानां मिथ्यात्वस्य चतुर्विधाऽनुत्कृष्टा ।**
**शेषविकल्पा द्विविधाः सर्वविकल्पाश्च शेषाणाम् ॥८२॥**

અર્થ—ધ્રુવોદયી પ્રકૃતિઓની અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા ત્રણ પ્રકારે અને મિથ્યાત્વની ચાર પ્રકારે છે. શેષ વિકલ્પો બે પ્રકારે છે. તથા શેષ પ્રકૃતિઓના સર્વ વિકલ્પો બે પ્રકારે છે.

ટીકાનુ૦—ધ્રુવોદયી સુડતાલીસ પ્રકૃતિઓની અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા અનાદિ-ધ્રુવ અને અધ્રુવ એમ ત્રણ પ્રકારે છે. તે આ પ્રમાણે-પાંચ જ્ઞાનાવરણ પાંચ અંતરાય અને ચાર દર્શનાવરણ એમ ચઉદ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા પોત પોતાની ઉદીરણાના પર્યવસાન સમયે બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે ગુણિતકર્મ્માંશ આત્માને થાય છે. અને તે સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા છે. અને તે અનાદિ-કાળથી પ્રવર્ત્તતી હોવાથી અનાદિ છે. અભવ્ય આશ્રયી અનંત અને ભવ્ય આશ્રયી સાંત છે. તથા તૈજસ સપ્તક વર્ણાદિ વીશ સ્થિર અસ્થિર શુભ અશુભ અગુરૂલઘુ અને નિર્માણ એ તેત્રીસ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા ગુણિતકર્મ્માંશ સયોગી કેવલિને ચરમ સમયે થાય છે. માટે તે સાદિ સાંત છે, કેમકે સમયમાત્ર પ્રવર્ત્તે છે. તે સિવાયની અન્ય સઘળી અનુત્કૃષ્ટ છે. અનાદિ કાળથી તે પ્રવર્ત્તતી હોવાથી અનાદિ છે. અભવ્ય આશ્રયી ધ્રુવ અને ભવ્ય આશ્રયી અધ્રુવ છે. તથા મિથ્યાત્વની અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તે આ પ્રમાણે સંયમ સાથે જ સમ્યક્ત્વને પ્રાપ્ત કરવા ઈચ્છતા મિથ્યાદષ્ટિને મિથ્યાત્વની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા થાય છે. નિયત કાળપર્યંત તે થતી હોવાથી સાદિ સાંત છે. તે સિવાયની અન્ય સઘળી અનુત્કૃષ્ટ છે. સમ્યક્ત્વથી પડતા શરૂ થાય માટે સાદિ, તે સ્થાન પ્રાપ્ત નહિ કરનારને અનાદિ, અભવ્યને અનંત અને ભવ્યને સાંત છે. ઉક્ત પ્રકૃતિઓના ઉક્ત શેષ જઘન્ય અજઘન્ય અને ઉત્કૃષ્ટરૂપ વિકલ્પો સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. તે આ રીતે-ઉક્ત સઘળી પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશોદીરણા અતિ સંકલિષ્ટ પરિણામ છતા મિથ્યાદષ્ટિને થાય છે, અને વિશુદ્ધ પરિણામ છતા અજઘન્ય થાય છે. વળી જ્યારે સંક્લિષ્ટ પરિણામ થાય ત્યારે જઘન્ય, એમ મિથ્યાદષ્ટિને વારાફરતિ થતી હોવાથી તે બંને ભંગ સાદિ સાંત છે. અનુત્કૃષ્ટ ભંગને કહેવાના અવસરે ઉત્કૃષ્ટ ભંગનો તો વિચાર કરી ગયા છે.

તથા બાકીની અધ્રુવોદયી એકસો દશ ઉત્તર પ્રકૃતિઓના જઘન્ય અજઘન્ય ઉત્કૃષ્ટ અને અનુત્કૃષ્ટ પ્રદેશોદીરણા તે સઘળી અધ્રુવોદયી હોવાથી સાદિ અને સાંત એમ બે પ્રકારે છે. ૮૨

આ પ્રમાણે સાદિ આદિ ભંગ સંબંધે વિચાર કર્યો. હવે તે પ્રદેશોદીરણાનો સ્વામી કોણ તેનો વિચાર કરવો જોઈએ. તે સ્વામિત્વ બે પ્રકારે છે.— ૧ ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા સ્વામિત્વ, ૨ જઘન્ય પ્રદેશોદીરણા સ્વામિત્વ. તેમાં પહેલા ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામિત્વ સંબંધે વિચાર કરતા આ ગાથા કહે છે—

**अणुभागुदीरणाए होंति जहन्नसामिणो जे उ ।**
**जेट्ठपएसोदीरणसामी ते घाइकम्माणं ॥८३॥**

**अनुभागोदीरणाया भवन्ति जघन्याया स्वामिनो ये तु ।**
**ज्येष्ठप्रदेशोदीरणास्वामिनः ते घातिकर्म्मणाम् ॥८३॥**

અર્થ—ઘાતિકર્મની જઘન્ય અનુભાગ ઉદીરણાના જે સ્વામિ છે તે ઘાતિકર્મની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામિ છે.

ટીકાનુ૦—પહેલા જઘન્ય અનુભાગની ઉદીરણાના અધિકારમાં ઘાતિકર્મની જઘન્ય અનુભાગ ઉદીરણાના જે સ્વામી કહ્યા, તે જ ઘાતિકર્મની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી જાણવા. અતિ અંક્ષેપે કહેલી આ હકીકતને વિસ્તારથી કહે છે—અવધિજ્ઞાનાવરણ વર્જીને ચાર જ્ઞાનાવરણ, ચક્ષુ અચક્ષુ અને કેવલ દર્શનાવરણ એ સાત પ્રકૃતિની ક્ષીણમોહ ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે ગુણિતકર્મ્માંશ આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા થાય છે. અવધિજ્ઞાનાવરણ અવધિદર્શનાવરણની ક્ષીણકષાય ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ સ્થિતિ રહે ત્યારે અવધિ લબ્ધિ વિનાના ગુણિતકર્મ્માંશ આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા થાય છે. આ વખતે ગુણિતકર્મ્માંશ આત્મા સમયપ્રમાણ જઘન્ય સ્થિતિ, જઘન્ય અનુભાગ, અને ઉત્કૃષ્ટ પ્રદેશની ઉદીરણા કરે છે. બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિ રહે ત્યારે ઉક્ત કર્મપ્રકૃતિઓની પણ તેટલીજ સ્થિતિ સત્તામાં શેષ રહે છે. છેલ્લી આવલિકા ઉદયાવલિકા હોવાથી તેની ઉપરની સમય પ્રમાણ સ્થિતિ, અને તે સ્થિતિસ્થાનકમાંના જઘન્ય રસયુક્ત વધારેમાં વધારે દલિકોને[1] ગુણિતકર્મ્માંશ આત્મા ઉદીરે છે.

૧. બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ સ્થિતિ રહે ત્યારે દરેકને જઘન્ય સ્થિતિની ઉદીરણા તો થાય. પરંતુ દરેકને જઘન્ય રસનીજ ઉદીરણા થાય એમ સમજવાનું નથી. જો દરેકને જઘન્ય રસની જ ઉદીરણા થતી હોત તો જઘન્ય રસોદીરણાના અધિકારમાં ઉત્કૃષ્ટ શ્રુતજ્ઞાનીને કે વિપુલમતિ મનઃપર્યવજ્ઞાનિને એમ 'ઉત્કૃષ્ટ' આદિ વિશેષણ જોડીને જઘન્ય અનુભાગોદીરણા ન કહેત. પરંતુ સામાન્યથી જ બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે શ્રુતજ્ઞાનાવરણાદિની જઘન્ય રસોદીરણા થાય એમ કહેત. એમ નથી કહ્યું તે પરથી એમ સમજાય છે કે ઉત્કૃષ્ટ શ્રુતપૂર્વિ આદિને જઘન્ય રસની ઉદીરણા થાય, અન્યને મધ્યમ રસની ઉદીરણા થાય વળી એમ પણ નથી

તથા નિદ્રા અને પ્રચલાની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા ઉપશાંતકષાય ગુણસ્થાનકે વર્ત્તમાન આત્માને, સ્ત્યાનર્દ્ધિત્રિકની અપ્રમત્તભાવને સન્મુખ થયેલ પ્રમત્તમુનિને, મિથ્યાત્વ અને અનંતાનુબંધિ કષાયની સંયમ સહિત સમ્યકત્વને પ્રાપ્ત કરવા ઇચ્છતા મિથ્યાત્વ ગુણસ્થાનકના ચરમ સમયે વર્ત્તમાન મિથ્યાદષ્ટિને, મિશ્રમોહનીયની જે સમયે ક્ષાયોપશમિક સમ્યકત્વ પ્રાપ્ત થાય તેની પહેલાના સમયે–એટલે કે ત્રીજેથી ક્ષાયોપશમિક સમ્યકત્વ પ્રાપ્ત કરી ચોથે ગુણસ્થાનકે જતા ત્રીજા ગુણસ્થાનકના ચરમ સમયે, અપ્રત્યાખ્યાનાવરણકષાયની અનન્તર સમયે સર્વવિરતી ચારિત્ર પ્રાપ્ત કરવા ઇચ્છતા અવિરતિ સમ્યગ્દષ્ટિને, પ્રત્યાખ્યાનાવરણ કષાયની અનન્તર સમયે સર્વવિરતિ ચારિત્ર પ્રાપ્ત કરવા ઇચ્છતા દેશવિરતિને, સંજ્વલન ક્રોધ માન અને માયાની તે તે કષાયના ઉદયવાળાને પોતપોતાના ઉદયના પર્યંવસાન સમયે, ત્રણ વેદ અને સંજ્વલન લોભની તે તે પ્રકૃતિના ઉદયવાળા ક્ષપકને ઉક્ત પ્રકૃતિની સમયાધિક આવલિકા પ્રમાણ શેષ સ્થિતિ રહે ત્યારે, અને હાસ્યાદિ ષટ્કની અપૂર્વકરણ ગુણસ્થાનકના ચરમ સમયે ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા થાય છે. સર્વત્ર ગુણિતકર્માંશ આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા થાય છે, એમ સમજવું ॥૮૩॥

**वेयणियाण पमत्तो अपमत्तत्तं जया उ पडिवज्जे ।**
**संघयणपणगतणुदुगुज्जोयाणं तु अपमत्तो ॥८४॥**

**वेदनीययोः प्रमत्तोऽप्रमत्तत्वं यदा तु प्रतिपद्येत ।**
**संहननपञ्चकतनुद्विकोद्योतानां तु अप्रमत्तः ॥८४॥**

અર્થ—વેદનીયની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી અપ્રમત્ત પ્રાપ્ત કરનાર પ્રમત્ત છે. સંઘયણ પંચક તનુદ્વિક અને ઉદ્યોતનો ઉત્કૃષ્ટ પ્રદેશોદીરક અપ્રમત્ત આત્મા છે.

ટીકાનુ૦—જે પછીના સમયે અપ્રમત્તપણું પ્રાપ્ત કરશે તેવો પ્રમત્ત સંયત આત્મા સાત અસાતરૂપ વેદનીયકર્મની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી છે. કેમકે તેને સર્વ વિશુદ્ધ પરિણામ છે. વિશુદ્ધ પરિણામે તેની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા થાય

સમજવાનું કે જઘન્ય રસોદીરણા કરનારા દરેક ઉત્કૃષ્ટ પ્રદેશની જ ઉદીરણા કરે છે. કેમકે ગુણિતકર્માંશ હોય તે કરે અન્ય મધ્યમ પ્રદેશોદીરણા કરે. માત્ર જે સ્થળે ઘાતિકર્મની જઘન્ય રસોદીરણા કહી ત્યાંજ તેની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા થાય છે જેમકે મતિજ્ઞાનાવરણીયાદિની બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે જઘન્ય રસોદીરણા કહી છે તેમ બારમાની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે તે પ્રકૃતિઓની ગુણિકર્માંશ આત્માને ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા પણ કહેવી.

છે. તથા પ્રથમ સંહનન સિવાય શેષ પાંચ સંહનન વૈક્રિયસપ્તક આહારકસપ્તક અને ઉદ્યોતનામકર્મની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી અપ્રમત્ત આત્મા છે. ૮૪

**तिरियगईए देसो अणुपुव्विगईण खाइयो सम्मो ।**
**दुभगाईनीआणं विरइ अब्भुट्ठिओ सम्मो ॥८५॥**

**तिर्यग्गतेर्देशः आनुपूर्व्विगतीनां क्षायिकः सम्यक्त्वी ।**
**दुर्भगादिनीचानां विरतिमभ्युत्थितः सम्यक्त्वी ॥८५॥**

અર્થ—તિર્યંચગતિની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી દેશવિરતિ, આનુપૂર્વિ અને દેવ નરકગતિની ક્ષાયિક સમ્યક્ત્વી તથા દુર્ભગ આદિ અને નીચગોત્રની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી વિરતિની સન્મુખ થયેલ અવિરતિ સમ્યગ્દષ્ટિ છે.

ટીકાનુ૦—તિર્યચગતિની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી દેશવિરતિ આત્મા જાણવો. તથા તે તે ગતિમાં પોતાના આયુના ઉદયના ત્રીજે સમયે વર્ત્તમાન ક્ષાયિક[1] સમ્યગ્દષ્ટિ ચાર આનુપૂર્વિની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી સમજવો, તેજ ક્ષાયિક સમ્યગ્દષ્ટિ દેવ નરકગતિની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો પણ સ્વામી સમજવો. તથા વિરતિ પ્રાપ્ત કરવા સન્મુખ થયેલ એટલે કે અનંતર સમયે જે સંયમને પ્રાપ્ત કરશે તે અવિરતિ સમ્યગ્દષ્ટિ આત્મા દુઃસ્વર માટે કહેવાનું હોવાથી દુર્ભગ અનાદેય અપયશકીર્ત્તિ અને નીચગોત્રની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી છે.

**देवनिरयाउगाणं जहण्णजेट्ठट्ठिई गुरुअसाए ।**
**इयराऊणं इयरा अट्ठमवासेट्ठ वासाऊ ॥८६॥**

**देवनारकायुषोर्जघन्यज्येष्टस्थितिकौ गुर्वसातौ ।**
**इतरायुषोरीतरौ अष्टमवर्षेऽष्टवर्षायुषौ ॥८६॥**

અર્થ—દેવ અને નરકાયુની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી ગુરૂ દુઃખોદયી અનુક્રમે જઘન્ય અને ઉત્કૃષ્ટ આયુવાળા દેવ નારકી જાણવા. ઈતર–મનુષ્ય અને તિર્યગાયુની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી આઠ વર્ષના આયુવાળા આઠમે વરસે વર્ત્તમાન મનુષ્ય તિર્યંચો સમજવા.

ટીકાનુ૦—જઘન્ય અને ઉત્કૃષ્ટ સ્થિતિવાળા ગુરૂ દુઃખોદયી દેવ અને નારકી અનુક્રમે દેવ નારકાયુની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી સમજવી. તાત્પર્ય એ કે–દશહજાર વર્ષના આયુવાળો ભારે દુઃખના ઉદયમાં વર્ત્તમાન અર્થાત્ ઘણો દુઃખી

૧ નરક તિર્યંચાનુપૂર્વિનો ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામિ ક્ષાયિક સમ્યગ્દષ્ટિ છે અને શેષ બે આનુપૂર્વિની ઉત્કૃષ્ટ ઉદીરણાનો સ્વામી (સામાન્ય) સમ્યક્ત્વી છે. એમ કર્મપ્રકૃતિમાં કહ્યું છે.

દેવ દેવાયુની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી છે. અલ્પ આયુવાળા દેવો દુઃખી હોઇ શકે છે, કેમકે અલ્પ પુન્યના પ્રકર્ષવાળા છે. અને મિત્ર વિયોગાદિ કારણે તીવ્ર દુઃખોદયથી પણ સંભવી શકે છે, અને તીવ્ર દુઃખ આયુની પ્રબળ ઉદીરણા થવામાં કારણ છે, એટલે અલ્પ આયુવાળા દેવ ગ્રહણ કર્યા છે. તથા તેત્રીસ સાગરોપમના આયુવાળો અત્યન્ત દુઃખી નારકી નરકાયુની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા કરે છે. કારણ કે ઘણા દુઃખને અનુભવતો ઘણા પુદ્ગલોનો ક્ષય કરે છે, માટે તેનું ગ્રહણ કર્યું છે. તથા ઇતર–તિર્યંચ મનુષ્યાયુની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી અનુક્રમે આઠ વરસના આયુવાળા આઠમે વર્ષે વર્ત્તમાન અત્યંત દુઃખી તિર્યંચ અને મનુષ્યો સમજવા. ૮૬

**एगंतेणं चिय जा तिरिक्खजोग्गाउ ताण ते चेव ।**
**नियनियनामविसिट्ठा अपज्जनामस्स मणु सुद्धो ॥८७॥**

**एकान्तेनैव यास्तिर्यग्योग्यास्तासां ते चैव ।**
**निजनिजनामविशिष्टा अपर्याप्तनाम्नो मनुष्यः शुद्धः ॥८७॥**

અર્થ—એકાન્તે તિર્યંચગતિમાં જ જે ઉદય યોગ્ય પ્રકૃતિઓ છે તેઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી તે તે વિશિષ્ટ નામવાળા તિર્યંચો જ છે. તથા અપર્યાપ્ત નામની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી વિશુદ્ધ પરિણામી મનુષ્ય છે.

ટીકાનુ૦—જે કર્મપ્રકૃતિઓ એકાન્તે તિર્યંચગતિમાં જ ઉદય યોગ્ય છે, જેવી કે–એકેન્દ્રિયજાતિ, બેઇન્દ્રિયજાતિ, તેઇન્દ્રિયજાતિ, ચઉરીન્દ્રિયજાતિ, આતપ, સ્થાવર, સૂક્ષ્મ અને સાધારણ એ આઠ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી તે તે નામવાળા તિર્યંચો જ છે. જેમકે–એકેન્દ્રિયજાતિ અને સ્થાવર નામની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી પોતાને યોગ્ય સર્વવિશુદ્ધ બાદર એકેન્દ્રિય પૃથ્વીકાય, આતપ નામની ખર બાદર પૃથ્વીકાય, સૂક્ષ્મ નામની પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય, સાધારણ નામની સાધારણ વનસ્પતિ, અને વિકલેન્દ્રિયજાતિની વિકલેન્દ્રિયો ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી છે. આ સઘળા પોતપોતાને યોગ્ય ઉત્કૃષ્ટ વિશુદ્ધિમાં વર્ત્તતા ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાના સ્વામી સમજવા.

તથા અપર્યાપ્ત નામની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી અપર્યાપ્તાવસ્થાના ચરમ સમયે વર્ત્તમાન વિશુદ્ધ પરિણામવાળો સંમૂર્ચ્છિમ અપર્યાપ્ત મનુષ્ય સમજવો. ॥૮૭॥

**जोगंतुदीरणाणं जोगंते दुसरसुसरसासाणं ।**
**नियगंते केवलिणं सव्वविसुद्धस्स सेसाणं ॥८८॥**

योग्यन्तोदीरणानां योग्यन्ते दुःस्वरसुस्वरोच्छ्वासानाम् ।
निजकान्ते केवलिनः सर्व्वविशुद्धस्य शेषाणाम् ॥८८॥

અર્થ—સયોગિને અંતે જેની ઉદીરણા થાય છે, તેઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી ચરમ સમયે વર્ત્તમાન સયોગીકેવલી છે, તથા દુઃસ્વર સુસ્વર અને ઉચ્છ્વાસ નામની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા તેના તેના નિરોધકાળે સયોગિકેવલીને થાય છે. તથા શેષ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા સર્વવિશુદ્ધ પરિણામીને જાણવી.

ટીકાનુ૦—જે પ્રકૃતિઓનો ઉદીરક ચરમ સમયે વર્ત્તમાન સયોગિકેવલી છે, તે મનુજગતિ પંચેન્દ્રિયજાતિ તૈજસસપ્તક ઔદારિક સપ્તક સંસ્થાન ષટ્ક પ્રથમ સંઘયણ વર્ણાદિ વીશ અગુરૂલઘુ ઉપઘાત પરાઘાત વિહાયોગતિદ્વિક ત્રસ બાદર પર્યાપ્ત પ્રત્યેક સ્થિર અસ્થિર શુભ અશુભ સુભગ આદેય યશઃકીર્ત્તિ નિર્માણ તીર્થંકર અને ઉચ્ચગોત્ર રૂપ બાસઠ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા કરનાર ચરમ સમયે વર્ત્તમાન સયોગીકેવલી છે. તથા સુસ્વર દુસ્વરની સ્વરના નિરોધકાળે અને ઉચ્છ્વાસનામની ઉચ્છ્વાસના નિરોધકાળે સયોગિકેવલી ભગવાન ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા કરે છે. તથા [1]બાકીની પ્રકૃતિઓ કે જેની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી કહ્યો ન હોય તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા તે તે પ્રકૃતિના ઉદયવાળા સર્વવિશુદ્ધ પરિણામીને સમજવી. દરેક પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા ગુણિતકર્મ્માંશ આત્માને થાય છે, એમ સમજવું. ૮૮

આ પ્રમાણે ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનું સ્વામિત્વ કહ્યું, હવે જઘન્ય પ્રદેશોદીરણાનું સ્વામિત્વ કહે છે—

तप्पाओगकिलिट्ठा सव्वाण होंति खवियकम्मंसा ।
ओहीणं तव्वेई मंदाए सुही य आऊणं ॥८९॥

तत्प्रायोग्यक्लिष्टाः सर्व्वासां भवन्ति क्षपितकर्म्मांशाः ।
अवध्योस्तद्वेदी मन्दायाः सुखी चायुषाम् ॥८९॥

અર્થ—તત્પ્રાયોગ્ય ક્લિષ્ટ પરિણામવાળા ક્ષપિતકર્મ્માંશ આત્માઓ સઘળી

૧ શેષ કર્મપ્રકૃતિઓમાં પાંચ અંતરાય અને સમ્યક્ત્વ મોહનીયકર્મ રહે છે. તેમાં અંતરાયની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા બારમા ગુણસ્થાનકની સમયાધિક આવલિકા શેષ રહે ત્યારે ગુણિતકર્મ્માંશ આત્માને થાય છે. અને મિશ્રમોહનીયનીકર્મ સર્વસંક્રમ વડે જ્યારે સમ્યક્ત્વમોહનીયમાં સંક્રમે ત્યારે સમ્યક્ત્વમોહનીયની ઉત્કૃષ્ટ પ્રદેશસત્તા થાય. મિશ્રમોહનીય સંક્રમ્યા પછી સંક્રમાવલિકા ગયા બાદ સમ્યક્ત્વમોહનીયની ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણા ગુણિતકર્માંશ આત્માને સંભવે છે.

પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશોદીરણાના સ્વામી છે. તેમાં અવધિદ્વિકના તદ્વેદી અને આયુના સુખી આત્માઓ સમજવા.

ટીકાનુ૦—જે જીવો જે કર્મપ્રકૃતિના ઉદીરક છે, અને તે પ્રકૃતિઓની ઉદીરણા કરનારાઓમાં અતિકિલષ્ટ પરિણામવાળા છે, એટલે કે જે જીવો અતિકિલષ્ટ પરિણામે જે કર્મપ્રકૃતિઓની ઉદીરણા કરે છે, ક્ષપિતકર્મ્માંશ તે જીવો તે પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશોદીરણાના સ્વામી સમજવા. જેમકે–અવધિજ્ઞાનાવરણ વિર્જત ચાર જ્ઞાનાવરણ અવધિદર્શનાવરણ વર્જિત ત્રણ દર્શનાવરણ, પચ્ચીસ ચારિત્ર મોહનીય, મિથ્યાત્વ, બે વેદનીય, એ પ્રકૃતિઓની જઘન્ય પ્રદેશોદીરણાનો સ્વામી પર્યાપ્ત અતિકિલષ્ટ પરિણામી મિથ્યાદષ્ટિ જાણવો. નિદ્રા પંચક તત્પ્રાયોગ્ય કિલષ્ટ પરિણામી પર્યાપ્ત સંજ્ઞી, સમ્યકત્વ મોહનીયની મિથ્યાત્વ ગુણસ્થાનકે જવા તત્પર થયેલો સમ્યકત્વમોહનીયના ઉદયવાળો આત્મા, મિશ્રમોહનીયની મિથ્યાત્વે જવા સન્મુખ થયેલ મિશ્રમોહના ઉદયવાળો આત્મા, ચાર ગતિ, પંચેન્દ્રિયજાતિ, ઔદારિકસપ્તક, વૈક્રિયસપ્તક, તૈજસસપ્તક, સંસ્થાનષટ્ક, સંઘયણષટ્ક, વર્ણાદિવીશ, પરાઘાત, ઉપઘાત, અગુરૂલઘુ, ઉચ્છ્વાસ, ઉદ્યોત, વિહાયોગતિદ્વિક, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, સુભગ, દુર્ભગ, સુસ્વર, દુઃસ્વર, આદેય, અનાદેય, યશકીર્ત્તિ, અપયશકીર્ત્તિ ઉચ્ચગોત્ર, નીચગોત્ર, નિર્માણ, અને પાંચ અંતરાય એમ નેવ્યાસી પ્રકૃતિઓની અતિકિલષ્ટ પરિણામી પર્યાપ્ત સંજ્ઞી, આહારકસપ્તકની તેના ઉદયવાળો તત્પ્રાયોગ્ય સંકિલષ્ટ પરિણામી (પ્રમત્ત સંયત) આત્મા, ચાર આનુપૂર્વિની તત્પ્રાયોગ્ય સંકિલષ્ટ પરિણામી આત્મા, આતપની સર્વ સંકિલષ્ટ ખર પૃથ્વીકાય, એકેન્દ્રિયજાતિ સ્થાવર અને સાધારણની સર્વ સંકિલષ્ટ પરિણામી બાદર એકેન્દ્રિય, સૂક્ષ્મનામની સૂક્ષ્મ, અપર્યાપ્તનામની ભવ ચરમ સમયે વર્ત્તમાન અપર્યાપ્ત મનુષ્ય, બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય જાતિની અનુક્રમે સર્વ સંકિષ્ટ પરિણામવાળા અને ભવના અંત સમયે વર્ત્તમાન બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયો જઘન્ય પ્રદેશોદીરણાના સ્વામી સમજવા. તથા જ્યાં સુધી આયોજિકાકરણની શરૂઆત થઈ નથી હોતી ત્યાં સુધી એટલે કે આયોજિકાકરણની શરૂઆત થતા પહેલા તીર્થંકરનામની જઘન્ય પ્રદેશોદીરણા સયોગીકેવલી તીર્થંકર ભગવંત કરે છે.

તથા અવધિ જ્ઞાનદર્શનાવરણની જઘન્ય પ્રદેશોદીરણા અવધિજ્ઞાનાવરણ અને અવધિદર્શનાવરણના ઉદયવાળો એટલે કે અવધિજ્ઞાન જેને ઉત્પન્ન નથી થયું તેવો અતિ કિલષ્ટ પરિણામી આત્મા કરે છે. કારણ કે અવધિજ્ઞાન ઉત્પન્ન કરતા ઘણા પુદ્ગલોનો ક્ષય થાય છે, માટે તેના ઉદયવાળો એટલે કે અવધિજ્ઞાન વિનાનો આત્મા અહિં ગ્રહણ કર્યો છે. તથા ચાર આયુની જઘન્ય પ્રદેશોદીરણા પોતપોતાની ભૂમિકાને અનુસરીને સુખી આત્મા કરે છે. તેમાં નારકાયુની દશ હજાર

વર્ષના આયુવાળો નારકી કરે છે. કારણ કે તે જઘન્ય આયુવાળો નારકી અન્ય નારકોની અપેક્ષાએ સુખી છે. બાકીના આયુની જઘન્ય પ્રદેશોદીરણા પોતપોતાની ઉત્કૃષ્ટ સ્થિતિમાં વર્ત્તમાન તે તે આયુના ઉદયવાળા કરે છે. જેમાં ઉપર કહેલ અર્થનો સંગ્રહ કર્યો છે એવી અન્યે બનાવેલી ગાથા કહે છે—

**उक्कोसुदीरणाए सामी सुद्धा उ गुणियकम्मंसो ।**
**इयराए खवियकम्मो तज्जोगुदीरणा किलिट्ठो ॥**

એટલે કે–શુદ્ધ પરિણામવાળો ગુણિતકર્મ્માંશ આત્મા ઉત્કૃષ્ટ પ્રદેશોદીરણાનો સ્વામી છે. અને તત્પ્રાયોગ્ય કિલષ્ટ પરિણામવાળો ક્ષપિતકર્મ્માંશ આત્મા જઘન્ય પ્રદેશોદીરણાનો સ્વામી છે. ૮૯

આ પ્રમાણે વઢવાણ શહેર નિવાસી શ્રાવક હીરાલાલ દેવચંદે કરેલ ઉદીરણા કરણનો અનુવાદ સમાપ્ત થયો.



ॐ ह्रीँ अर्हं नमः

# उपशमना करण



આ પ્રમાણે ઉદીરણાકરણ વિસ્તારપૂર્વક કહ્યું. હવે ઉપશમના કરણનું પ્રતિપાદન કરે છે. તેનું આ શરૂઆતનું સૂત્ર છે—

**देसुवसमणा सव्वाण होइ सव्वोवसामणा मोहे ।**
**अपसत्था पसत्था जा करणुवसमणाए अहिगारो ॥१॥**

**देशोपशमना सर्वेषां भवति, सर्वोपशमना मोहस्य ।**
**अप्रशस्ता प्रशस्ता या, करणोपशमनयाऽधिकारः ॥१॥**

અર્થ—દેશોપશમના સઘળા–આઠે કર્મની થાય છે અને સર્વોપશમના માત્ર મોહનીયકર્મની જ થાય છે. તેના અનુક્રમે અપ્રશસ્ત અને પ્રશસ્ત એ પર્યાયનામો છે. અહિં કરણોપશમનાવડે અધિકાર છે.

ટીકાનુ૦—ઉપશમનાના બે પ્રકાર છે–૧ દેશોપશમના ૨ સર્વોપશમના. તેમાં દેશોપશમના સઘળા આઠે કર્મમાં થાય છે, અને સર્વોપશમના માત્ર મોહનીયકર્મની જ થાય છે. દેશોપશમનાના [1]દેશોપશમના, અનુદયોપશમના, અગુણોપશમના અને અપ્રશસ્તોપશમના એ પર્યાય નામો છે. અને સર્વોપશમનાના સર્વોપશમના; ઉદયોપશમના, ગુણોપશમના અને પ્રશસ્તોપશમના એ પર્યાય નામો છે. દેશોપ-

૧ સત્તામાં રહેલા કર્મદલિકોને એવી સ્થિતિમાં મૂકવા કે જેની અંદર ઉદ્વર્તના અપવર્તના અને સંક્રમણ સિવાય કોઈ કરણ લાગે નહિ. એ દેશોપશમનામાં સર્વોપશમનાની જેમ સર્વથા પ્રકારે અને અસંખ્યગુણકારે દલિકની ઉપશમના નથી થતી માટે દેશોપશમના અને અગુણોપશમના કહેવાય છે. જેનો દેશોપશમ થયેલ હોય છે તેનો ઉદયપણ હોઈ શકે છે, તેથી અનુદયોપશમ એવું પણ નામ છે. અને સર્વોપશમ થયા પછી જેમ પૂર્ણરૂપમાં ગુણ ઉઘાડો થાય છે તેમ દેશોપશમનામાં થતો નથી માટે અપ્રશસ્તોપશમના નામ છે. દેશોપશમનાનું સ્વરૂપ આગળ ઉપર આવશે.

૨ સત્તામાં રહેલા દ્વિતીય સ્થિતિગત દલિકોને અંતરકરણ કર્યા બાદ પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણકારે ઉપશમાવી તેને એવી સ્થિતિમાં મૂકે છે કે જેની અંદર સંક્રમાદિ કોઇ કરણ ન લાગે અને અંતર્મુહુર્ત્ત સુધી ઉદય પણ ન થાય. એટલામાટે તેને સર્વોપશમના અને ઉદયોપશમના કહેવામાં આવે છે. ઉપશમન ક્રિયા શરૂ થયા પછી પ્રતિસમય અસંખ્યાત અસંખ્યાત ગુણ દલિક ઉપશમે છે માટે ગુણોપશમના નામ છે. અને સર્વોપશમ થયા પછી તે કર્મ જે ગુણને દબાવે છે તે સંપૂર્ણ પ્રમાણમાં ખુલ્લો થાય છે માટે પ્રશસ્તોશમના એવું ચોથું પર્યાય નામ છે,

શમના બે પ્રકારે થાય છે. ૧ યથાપ્રવૃત્તાદિ કરણ પૂર્વક, અને ૨ તે કરણ સિવાય. અને સર્વોપશમના તો યથાપ્રવૃત્તાદિકરણથી જ થાય છે. યથાપ્રવૃત્તિકરણ અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એ ત્રણ કરણો છે, જેનું સ્વરૂપ હમણાં જ કહેવામાં આવશે. તે વડે કરાયેલી જે ઉપશમના તે કરણકૃત ઉપશમના કહેવાય છે.

પર્વતની નદીના પત્થરના સ્વયમેવ ગોળ થવાના ન્યાયે સંસારી આત્માઓને યથાપ્રવૃત્તાદિકરણથી સાધ્ય જે ક્રિયાવિશેષ તે (એટલે કે સમ્યક્ત્વાદિ પ્રાપ્ત કરતા યથાપ્રવૃત્તાદિકરણપૂર્વક ચડવાનો જે ક્રમ બતાવ્યો છે તે) સિવાય જ વેદનાનો અનુભવ આદિ કારણોથી થયેલ પ્રશસ્ત પરિણામદ્વારા જે ઉપશમના થાય છે તે કરણરહિત—અકરણોપશમના કહેવાય છે. તે અકરણોપશમનાનો અનુયોગ—વ્યાખ્યાન—વર્ણન અત્યારે તેના સ્વરૂપના જાણકારના અભાવે વિચ્છિન્ન—નષ્ટ થયેલ છે એટલે, પ્રશસ્ત અને અપ્રશસ્ત બંને ઉપશમના જે કરણો દ્વારા થાય છે તેનો જ અહિં અધિકાર છે. તેમાં પણ પ્રથમ સર્વોપશમનાનું સ્વરૂપ કહે છે. કારણ તેના સંબંધમાં ઘણું કહેવાનુ છે. તેના અર્થાધિકારો—વિષયો આ છે—૧ પ્રથમસમ્યક્ત્વોત્પાદપ્રરૂપણા ૨ દેશવિરતિ લાભપ્રરૂપણા ૩ સર્વવિરતિ લાભપ્રરૂપણા ૪ અનંતાનુબંધિ વિસંયોજના ૫ દર્શનમોહનીયક્ષપણા ૬ દર્શનમોહનીયોપશમના ૭ ચારિત્રમોહનીયોપશમના.

ઉપરોક્ત સાત વિષયોમાંથી પ્રથમ સમ્યક્ત્વ કેવા ક્રમ પૂર્વક ઉત્પન્ન થાય છે તેનો વિચાર કરે છે—

**सव्वुवसमणजोग्गो पज्जत्त पणिंदि सण्णि सुभलेसो ।**
**परियत्तमाणसुभपगइबंधगोऽतीव सुज्झंतो ॥२॥**
**असुभसुभे अणुभागे अणंतगुणहाणिवुड्ढिपरिणामो ।**
**अन्तोकोडाकोडीठिइओ आउं अबंधंतो ॥३॥**
**बन्धादुत्तरबन्धं पलिओवमसंखभागऊणूणं ।**
**सागारे उवओगे वट्टंतो कुणइ करणाइं ॥४॥**

सर्वोपशमनायोग्यः पर्याप्तः पञ्चेन्द्रियः संज्ञी शुभलेश्यः ।
परावर्त्तमानशुभप्रकृतिबन्धकः अतीव शुध्यन् ॥२॥
अशुभशुभयोरनुभागस्य अनन्तगुणहानिवृद्धिपरिणामः ।
अन्तःकोटाकोटीस्थितिकः आयुरबघ्नन् ॥३॥
बन्धादुत्तरबन्धं पल्योपमसंख्यभागन्यूनम् ।
साकारे उपयोगे वर्त्तमानः करणानि करोति ॥४॥

અર્થ—પર્યાપ્ત, પચેન્દ્રિય, સંજ્ઞી, શુભલેશ્યાવાળો, પરાવર્ત્તમાન શુભપ્રકૃતિનો બંધક, અનુક્રમે ચડતા ચડતા અધ્યવસાયવાળો, અશુભપ્રકૃતિના રસને ઉત્તરોત્તર અનંતગુણહીન અને શુભપ્રકૃતિના રસને અનંતગુણાકારે બાંધતો, અંતઃકોડાકોડી સાગરોપમની સ્થિતિવાળો, આયુને નહિ બાંધતો, સમયે સમયે થતા કર્મના બંધને પણ ઉત્તરોત્તર પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન ન્યૂન બાંધતો, સાકારોપયોગે વર્ત્તમાન એવો ભવ્ય આત્મા સર્વોપશમનાને યોગ્ય છે. આવો આત્મા મિથ્યાત્વનો સર્વોપશમ કરવા માટે ત્રણ કરણ કરે છે.

ટીકાનુ૦—મિથ્યાત્વની સર્વોપશનનાને લાયક સઘળી પર્યાપ્તિએ પ્રર્યાપ્તો ઉપશમલબ્ધિ (મિથ્યાત્વમોહનીયકર્મને સર્વથા શાંત કરવાની યોગ્યતાવાળો અને જેના ભવ્યત્વનો પરિપાક થયો છે એવો) ઉપદેશ શ્રવણલબ્ધિ (ઉપદેશ શ્રવણ કરવાની યોગ્યતાવાળો) અને પ્રયોગલબ્ધિ (મનોયોગ વચનયોગ અને કાયયોગમાંથી કોઇ પણ યોગ યુક્ત) એ ત્રણ શક્તિ યુક્ત સંજ્ઞી પંચેન્દ્રિય છે. અને તે કરણકાલની પહેલા પણ–યથાપ્રવૃત્તાદિ કરણ શરૂકરતા પહેલા પણ અંતર્મુહૂર્ત્તકાલ પર્યંત શુભલેશ્યાવાળો–તેજો પદ્મ અને શુકલ લેશ્યામાંથી કોઈપણ શુભલેશ્યાયુક્ત હોય છે અને પરાવર્ત્તમાન પુન્યપ્રકૃતિઓ બાંધે છે. આ ઉપશમસમ્યક્ત્વ ચારે ગતિના જીવો ઉત્પન્ન કરી શકે છે. તેમાં પ્રથમસમ્યક્ત્વ ઉત્પન્ન કરતા તિર્યંચ અને મનુષ્યો દેવગતિ પ્રાયોગ્ય-દેવદ્વિક, પંચેન્દ્રિયજાતિ વૈક્રિયશરીરનામકર્મ વૈક્રિયઅંગોપાંગ પ્રથમસંસ્થાન પરાઘાત ઉચ્છવાસ પ્રશસ્તવિહાયોગતિ ત્રસદશક સાતવેદનીય ઉચ્ચૈર્ગોત્ર (સાત-વેદનીય અને ઉચ્ચૈર્ગોત્ર સિવાય ૧૯ પ્રકૃતિમાં ધ્રુવબંધિની વર્ણચતુષ્ક અગુરૂ લઘુ તૈજસ કાર્મણ નિર્માણ તથા ઉપઘાત એ નવ મેળવીએ ત્યારે નામકર્મની દેવગતિ પ્રાયોગ્ય ૨૮ પ્રકૃતિ થાય છે) ૩૫ પરાવર્ત્તમાન એકવીશ પ્રકૃતિઓ બાંધે છે. અને દેવતા નારકી મનુષ્યગતિ પ્રાયોગ્ય–મનુષ્યદ્વિક પંચેન્દ્રિયજાતિ પ્રથમસંઘયણ પ્રથમસંસ્થાન ઔદારિકદ્વિક પરાઘાત ઉચ્છવાસ પ્રશસ્તવિહાયોગતિ ત્રસદશક સાતવેદનીય અને ઉચ્ચૈર્ગોત્ર (સાતવેદનીય અને ઉચ્ચૈર્ગોત્ર વિના વીશપ્રકૃતિમાં ધ્રુવબંધિની વર્ણચતુષ્ક અગુરૂલઘુ તૈજસ કાર્મણ નિર્માણ અને ઉપઘાત એ નવ પ્રકૃતિ મેળવીએ ત્યારે મનુષ્યગતિ પ્રાયોગ્ય ૨૯ પ્રકૃતિ થાય છે). ૩૫ પરાવર્ત્તમાન બાવીશ પુન્ય પ્રકૃતિઓ બાંધે છે. માત્ર સાતમી નારકીવાળો ભવસ્વભાવે જ પહેલે બીજે ગુણઠાણે તિર્યંચગતિ પ્રાયોગ્ય બંધ કરતો હોવાથી પ્રથમસમ્યક્ત્વ ઉત્પન્ન કરતા પણ અનિવૃત્તિકરણના ચરમસમય પર્યંત તિર્યંચગતિ પ્રાયોગ્ય બંધ કરે છે, એટલે તે તિર્યગ્દ્વિક અને નીચગોત્રકર્મનો બંધ કરે છે. બાકીની–અવશેષ પ્રકૃતિઓ તો પૂર્વે બતાવી તેજ બાંધે છે. તથા ઉત્તરોત્તર સમયે અનંતગુણ વિશુદ્ધિએ વધતો શુભ અધ્યવસાયવાળો ચારે ગતિમાંહેનો કોઇપણ જીવ હોઇ શકે છે. તથા અશુભ પ્રકૃતિઓના રસને અનુક્રમે અનંતગુણહીન કરતો અને પુન્ય

-શુભ પ્રકૃતિઓના રસને અનંતગુણ વધારતો, તથા આયુઃ કર્મ સિવાય સાતે કર્મની અંતઃકોડાકોડી સાગરોપમની સ્થિતિની સત્તા જેણે રાખી છે એવો, આયુઃ કર્મને નહિ બાંધતો, (અતિ વિશુદ્ધ પરિણામવાળો આત્મા આયુઃ બાંધતો નથી, આયુનો બંધ ઘોલના-મધ્યમ પરિણામે થાય છે માટે તેનુ વર્જન કર્યુ છે.) પૂર્વ પૂર્વ સ્થિતિબંધ કરતા ઉત્તરોત્તર સ્થિતિબંધને પલ્યોપમના સંખ્યાતમા ભાગે ઓછો ઓછો કરતો, એટલે કે એક સ્થિતિબંધ જ્યારે પૂર્ણ થાય ત્યારે નવો પલ્યોપમના સંખ્યાતમા ભાગે ન્યૂન બાંધતો-કરતો, બંધાતિ અશુભપ્રકૃતિઓના દ્વિસ્થાનક રસને બાંધતો તે પણ પ્રતિસમય અનંતગુણહીન એટલે અનંતમો ભાગ કરતો, અને બંધાતી શુભપ્રકૃતિના રસને ચોઠાણીઓ બાંધતો, તે પણ પ્રતિસમય અનંતગુણ વધારતો, તથા મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાનમાંથી કોઈપણ સાકારોપયોગે-જ્ઞાનોપયોગે વર્ત્તમાન આત્મા સમ્યક્ત્વ પ્રાપ્ત કરવાને યોગ્ય છે, અને તેવો આત્મા તેને પ્રાપ્ત કરવા માટે યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણ કરે છે.

ત્રણ કરણના નામ આ પ્રમાણે છે—

**पढमं अहापवत्तं बीयं तु नियट्टी तइयमणियट्टी ।**
**अंतोमुहुत्तियाइं उवसमअद्धं च लहइ कमा ॥५॥**

**प्रथमं प्रथाप्रवृत्तं द्वितीयं तु निवृत्तिं तृतीयमनिवृत्तिम् ।**
**आन्तर्मौहूर्त्तिकानि उपशमाद्धां च लभते क्रमात् ॥५॥**

અર્થ—પહેલું યથાપ્રવૃત્તિકરણ બીજું અપૂર્વકરણ અને ત્રીજું અનિવૃત્તિકરણ. એ દરેકનો કાળ અંતર્મુહૂર્ત્તનો છે, ત્યારપછી અંતર્મુહૂર્ત્ત કાલપ્રમાણ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.

ટીકાનુ૦—ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરતા પહેલા આત્મા ત્રણ કરણ કરે છે-પહેલું યથાપ્રવૃત્તિકરણ, બીજું અપૂર્વકરણ અને ત્રીજું અનિવૃત્તિકરણ. આ ત્રણે કરણોમાંના દરેકનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે. આ પ્રમાણે અનુક્રમે ત્રણે કરણો કર્યા પછી આત્મા ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, તેનો પણ કાળ અંતર્મુહૂર્ત્તજ છે.

હવે અનુક્રમે ત્રણે કરણોનું સ્વરૂપ કહે છે—

**आइल्लेसु दोसुं जहन्नउक्कोसिया भवे सोही ।**
**जं पइसमयं अज्झवसाया लोगा असंखेज्जा ॥६॥**

**आद्ययोर्द्वयोः जघन्योत्कृष्टा भवति शुद्धिः ।**
**यत्प्रतिसमयमध्यवसाया लोका असंख्येयाः ॥६॥**

અર્થ—શરૂઆતના બે કરણમાં જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે પ્રકારની વિશુદ્ધિ હોય છે. કારણ કે દરેક સમયે અસંખ્યલોકાકાશપ્રદેશ પ્રમાણ અધ્યવસાયો છે.

ટીકાનુ૦—કરણ એટલે પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અનંત અનંત ગુણ વધતા આત્મ પરિણામ.

આદિના બે-યથાપ્રવૃત્તિકરણ અને અપૂર્વકરણે સાથે ચડેલા જીવોમાં અધ્યવસાયનું તારતમ્ય હોય છે. યથાપ્રવૃત્તિ અને અપૂર્વકરણના પ્રથમ સમયને સમકાલે સ્પર્શકરનારા જીવોમાં તે તે કરણની અપેક્ષાએ કેટલાક જઘન્ય પરિણામી; કેટલાક મધ્યમ પરિણામી અને કેટલાક ઉત્કૃષ્ટ પરિણામી જીવો હોય છે. તેથીજ ગાથામાં એમ કહેવામાં આવ્યું છે કે-શરૂઆતના યથાપ્રવૃત્તિ અને અપૂર્વ એ બે કરણમાં જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટ વિશુદ્ધિ હોય છે. કારણ કે એ બે કરણમાં અનેક જીવોની અપેક્ષાએ પ્રતિસમય તરતમભાવે અસંખ્ય લોકકાશપ્રદેશ પ્રમાણ અધ્યવસાયો-વિશુદ્ધિના સ્થાનકો છે. તે પણ પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તર ઉત્તર સમયે વધતા હોય છે. જેમકે-યથાપ્રવૃત્તિ કરણના પ્રથમ સમયે ત્રણે કાલના જીવોની અપેક્ષાએ તરતમ ભાવે અસંખ્યલોકાકાશપ્રદેશ પ્રમાણ વિશુદ્ધિના સ્થાનકો હોય છે. બીજે સમયે ક્ષયોપશમની વિચિત્રતાને લઈને થોડા વધારે વિશુદ્ધિના સ્થાનકો હોય છે, ત્રીજા સમયે થોડા વધારે હોય છે, એમ યથાપ્રવૃત્તિકરણના ચરમસમય પર્યંત જાણવું. યથાપ્રવૃત્તિકરણના ચરમસમયથી અપૂર્વકરણના પ્રથમ સમયે વધારે વિશુદ્ધિના સ્થાનકો હોય છે, બીજે સમયે તે કરતા વધારે, એમ અપૂર્વકરણના પણ ચરમસમય પર્યંત લઈ જવાનું છે. આ કરણોને સ્પર્શ કરનારા ત્રણે કાલના જીવો જો કે અનંત છે પરંતુ ઘણા જીવો સમાન અધ્યવસાય-વિશુદ્ધિવાળા હોવાથી અધ્યવસાય-વિશુદ્ધિના સ્થાનકોની સંખ્યા અસંખ્ય લોકાકાશ પ્રદેશ પ્રમાણ જ થાય છે, વધારે નહિ. આ બંને કરણોમાં પૂર્વ પૂર્વ સમય કરતા ઉતરોત્તર સમયે મોહનીયકર્મના ક્ષયોપશમની વિચિત્રતાને કારણે અધ્યવસાયની સંખ્યા વધતી જાય છે. તેથીજ યથાપ્રવૃત્તિ તથા અપૂર્વકરણના અધ્યવસાયોની સ્થાપના સ્થાપવામાં આવે તો વિષમચતુરસ્ર ક્ષેત્ર રોકે છે. અનિવૃત્તિકરણે તો સાથે ચડેલા જીવો સરખા જ પરિણામવાળા હોય છે. એટલે કે અનિવૃત્તિકરણના પ્રથમ સમયે જે ચડ્યા હતા જે ચડે છે અને જે ચડશે તેઓના એકસરખા પરિણામ હોય છે, સાથે ચડેલા જીવોમાં અપૂર્વકરણની જેમ અધ્યવસાયની તરતમતા હોતી નથી. (જો કે પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અનંતગુણી વિશુદ્ધિ તો હોય છેજ) અને તેથી જ અનિવૃત્તિકરણના અધ્યવસાયો મુક્તાવલી સંસ્થિત કહ્યા છે. ૬

એજ વાતને સ્પષ્ટ કરે છે.

**पइसमयमणंतगुणा सोही उड्ढामुही तिरिच्छा उ ।**
**छट्ठाणा जीवाणं तइए उड्ढामुही एक्का ॥७॥**

**प्रतिसमयमनन्तगुणा शुद्धिः ऊर्द्धमुखी तिर्यङ्मुखी तु ।**
**छस्थाना जीवानां तृतीये ऊर्द्धमुखी एका ॥७॥**

અર્થ—પ્રતિસમય જીવોની ઉદ્ધ્વર્મુખી વિશુદ્ધિ અનંતગુણી છે, અને તિર્યગ્મુખી વિશુદ્ધિ છ સ્થાન પતિત છે. ત્રીજા અનિવૃત્તિકરણમાં એકલી ઉદ્ધ્વ-મુખી વિશુદ્ધિજ હોય છે.

ટીકાનુ૦—પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તર ઉત્તર સમયની વિશુદ્ધિનો જે વિચાર તે ઉર્ધ્વમુખી વિશુદ્ધિ, અને એકજ સમયની વિશુદ્ધિનો–વિશુદ્ધિના તારતમ્યનો જે વિચાર તે તિર્યગ્મુખી વિશુદ્ધિ કહેવાય છે. ઉદ્દ્ધ્વર્મુખી વિશુદ્ધિ ત્રણે કરણે હોય છે, તિર્યગ્મુખી વિશુદ્ધિ શરૂઆતના બે કરણોમાં જ છે. ત્રણે કરણોમાં પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તર ઉત્તર સમયની ઉદ્દ્ધ્વર્મુખી વિશુદ્ધિ અનંત અનંતગુણી જાણવી. એટલે કે પ્રથમ સમયે જે વિશુદ્ધિ છે તેની અપેક્ષાએ દ્વિતીય સમયે અનંતગુણી વિશુદ્ધિ હોય છે, તે કરતા ત્રીજા સમયે અનંતગુણી વિશુદ્ધિ હોય છે એમ પ્રથમ યથાપ્રવૃત્તકરણના પ્રથમ સમયથી આરંભી અનિવૃત્તિકરણના ચરમસમય પર્યંત સમજવાનું છે.

શરૂઆતના બે કરણની તિર્યગ્મુખી વિશુદ્ધિ છ સ્થાન પતિત હોય છે. એટલે કે–યથાપ્રવૃત્તિકરણના પ્રથમ સમયે સાથેજ ચડેલા જીવોમાં અનેક જીવોની અપેક્ષાએ જે અસંખ્ય લોકાકાશ પ્રદેશપ્રમાણ વિશુદ્ધિના સ્થાનકો છે તેમાંનુ કોઈ જીવનું વિશુદ્ધિસ્થાન કોઇ જીવના વિશુદ્ધિસ્થાન કરતા અનંત ભાગ અધિક હોય છે, કોઈનું અસંખ્યાતભાગ અધિક, કોઈનું સંખ્યાતભાગ અધિક, કોઈનું સંખ્યાતગુણ અધિક, કોઇનું અસંખ્યગુણ અધિક અને કોઈનું અનંતગુણ અધિક વિશુદ્ધિસ્થાન હોય છે. એમ બીજા ત્રીજા સમયે યાવત્ અપૂર્વકરણના ચરમ સમય પર્યંત સમજવું. આ પ્રમાણે યથાપ્રવૃત્ત તથા અપૂર્વકરણે સાથેજ ચડેલા જીવોમાં વિશુદ્ધિનું તારતમ્ય છે. અને અનિવૃત્તિકરણમાં આવું તારતમ્ય નથી. કેમકે અનિવૃર્ત્તિકરણે તો દરેક સમયે સાથે ચડેલા સઘળા જીવોના વિશુદ્ધિસ્થાનો–અધ્યવસાયો એકસરખા હોય છે. એટલે કે અનિવૃત્તિકરણના પ્રથમ સમયે જે જીવો હતા, છે, અને હશે તે સઘળા-ઓને એકજ અધ્યવસાયસ્થાન–સરખીજ વિશુદ્ધિ હોય છે. બીજે સમયે જે જીવો હતા, છે, અને હશે તે સઘળાઓનું પણ એકજ અધ્યવસાયસ્થાન હોય છે. માત્ર પ્રથમ સમયના અધ્યવસાયની–વિશુદ્ધિની અપેક્ષાએ અનંતગુણ છે. આવી રીતે અનિ-વૃત્તિકરણના ચરમ સમયપર્યંત સમજવું. માટેજ આ ત્રીજે કરણે ઉર્ધ્વમુખી એકજ વિશુદ્ધિ છે, પરંતુ તિર્યગ્મુખી વિશુદ્ધિ હોતી નથી. ૭

હવે યથાપ્રવૃત્તિ કરણની વિશુદ્ધિનું તારતમ્ય બતાવતા કહે છે—

**गंतुं संखेज्जंसं अहापवत्तस्स हीण जा सोही।**
**तीए पढमे समये अणंतगुणिया उ उक्कोसा ॥८॥**

**गत्वा संख्येयांशं यथाप्रवृत्तस्य हीना या शुद्धिः।**
**तस्याः प्रथमे समये अनन्तगुणिता तु उत्कृष्टा ॥८॥**

અર્થ—યથાપ્રવૃત્તિ કરણના સંખ્યાતમા ભાગ સુધી જઇને (તેના) ચરમ સમયે જે જઘન્યવિશુદ્ધિ હોય છે તે કરતાં પ્રથમ સમયે ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ હોય છે.

ટીકાનુ૦—યથાપ્રવૃત્તિકરણના પ્રથમ સમયે તરતમભાવે અસંખ્ય વિશુદ્ધિના સ્થાનકો કહ્યા છે, તેમાંની જે સર્વજઘન્ય વિશુદ્ધિ છે તે હવે પછી કહેવાશે તેની અપેક્ષાએ અલ્પ હોય છે, તેના કરતા બીજા સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણ, તે કરતા પણ ત્રીજા સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણ, એમ ત્યાંસુધી કહેવું યાવત્ યથાપ્રવૃત્તિકરણનો સંખ્યાતમો ભાગ જાય. હવે તે સંખ્યાતમા ભાગના અંતે જે જઘન્યવિશુદ્ધિ છે તેનાથી પ્રથમ સમયે ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણી છે. તેનાથી સંખ્યાતમા ભાગના પછીના સમયની જઘન્ય વિશુદ્ધિ અનંતગુણી છે. એટલે કે જે સમયની જઘન્યવિશુદ્ધિ કરતા પ્રથમ સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણી કહી છે તેના પછીના સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણી છે. તેનાથી બીજા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણ છે. તેથી (બીજા સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિથી) જે સમયથી બીજા સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ કહી છે તેના પછીના સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણ છે. એટલે કે સંખ્યાતમાભાગ પછીના બીજા સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણી છે. આવી રીતે ઉપર નીચે એકેકા સમયની જઘન્ય ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણી કહેતા ત્યાંસુધી કહેવું યાવત્ યથાપ્રવૃત્તિકરણના ચરમ સમયે જઘન્યવિશુદ્ધિ અનંતગુણી હોય છે. ૮

તેજ આ ગાથામાં કહે છે—

**एवं एक्कंतरिया हेट्ठुवरिं जाव हीणपज्जंते।**
**तत्तो उक्कोसाओ उवरुवरि होइ अणंतगुणा ॥९॥**

**एवमेकान्तरिता अधस्तादुपरि यावत् हीनपर्यन्तः।**
**तत उत्कृष्टा उपर्युपरि भवन्त्यनन्तगुणाः ॥९॥**

અર્થ—આવી રીતે સંખ્યાતમા ભાગથી હેઠે અને ઉપર એકાંતરિત વિશુદ્ધિ અનંતગુણ ત્યાંસુધી કહેવી યાવત્ જઘન્ય વિશુદ્ધિનું છેલ્લું સ્થાન આવે. ત્યારપછી ઉપર ઉપર ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ કહેવી.

ટીકાનુ૦—આ પ્રમાણે યથાપ્રવૃત્તિકરણના સંખ્યાતમા ભાગ પછીથી આરંભીને ઉપર અને નીચે એક સમયની ઉત્કૃષ્ટ એક સમયની જઘન્ય એમ એકાંતરિત–એક એકના આંતરે અનંતગુણવિશુદ્ધિ ત્યાંસુધી કહેવી યાવત્ જઘન્યવિશુદ્ધિનું છેલ્લું સ્થાન–યથાપ્રવૃત્તિકરણનો ચરમ સમય આવે. આવી રીતે એકાંતરિત જઘન્ય વિશુદ્ધિ યથાપ્રવૃત્તકરણના ચરમ સમય પર્યંત કહેવાઇ. હવે યથાપ્રવૃત્તિકરણના છેલ્લા સંખ્યાતમાભાગમાં–કે જેમાં જઘન્યવિશુદ્ધિ કહેવાઇ છે પરંતુ ઉત્કૃષ્ટવિશુદ્ધિ નથી કહેવાઇ તે પણ ઉત્તરોત્તર–એક બીજા કરતાં અનંતગુણી કહી જવી. એટલે કે યથાપ્રવૃત્તના ચરમ સમયની જઘન્યવિશુદ્ધિથી તેજ કરણના છેલ્લા સંખ્યાતમા ભાગના પ્રથમ સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ, તેનાથી તે પછીના સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ, એમ ચરમ સમય પર્યંત ઉત્કૃષ્ટવિશુદ્ધિ કહેવી. આ પ્રમાણે યથાપ્રવૃત્તકરણનું સ્વરૂપ કહ્યું. ૯

હવે અપૂર્વકરણના સ્વરૂપને પ્રગટ કરતા કહે છે—

**जा उक्कोसा पढमे तीसेणंता जहण्णिया बीए ।**
**करणे तीए जेट्ठा एवं जा सव्वकरणंपि ॥१०॥**

**योत्कृष्टा प्रथमे तस्या अनंतगुणा जघन्या द्वितीये ।**
**करणे तस्या ज्येष्ठा एवं यावत् सर्वकरणमपि ॥१०॥**

અર્થ—અપૂર્વકરણના પહેલે સમયે જે ઉત્કૃષ્ટવિશુદ્ધિ છે તેના કરતા બીજા સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણ હોય છે, તેનાથી તેજ (બીજા) સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણી છે. એ પ્રમાણે સંપૂર્ણ કરણ પર્યંત જાણવું.

ટીકાનુ૦—યથાપ્રવૃત્તિકરણના ચરમ સમયે જે ઉત્કૃષ્ટવિશુદ્ધિ હોય છે, તેનાથી અપૂર્વકરણના પ્રથમ સમયની જઘન્યવિશુદ્ધિ પણ અનંતગુણી હોય છે, તેનાથી તેજ પ્રથમ સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણી હોય છે, તેનાથી બીજા સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણી હોય છે. તેનાથી તેજ સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ હોય છે, તેનાથી ત્રીજા સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણ હોય છે, તેનાથી પણ તેજ ત્રીજા સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ હોય છે. આ પ્રમાણે દરેક સમયે જઘન્ય ઉત્કૃષ્ટવિશુદ્ધિ ત્યાંસુધી કહેવી યાવત્ અપૂર્વકરણ સંપૂર્ણ થાય. આ રીતે અપૂર્વકરણની વિશુદ્ધિનો ક્રમ કહ્યો, અને તે યથાપ્રવૃત્તકરણ કરતા થોડો વિલક્ષણ છે. કારણ કે યથાપ્રવૃત્તિકરણે તેના સંખ્યાતમાભાગ સુધી જઘન્યવિશુદ્ધિ અનંતગુણ લઈ ગયા, ત્યારબાર એકાંતરિત જઘન્ય ઉત્કૃષ્ટવિશુદ્ધિ કહી. અહિં બીજા કરણે તો પહેલા જ સમયની જઘન્ય, તે જ સમયની ઉત્કૃષ્ટ એમ એક એક સમયની જઘન્ય ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણ કહી છે. ૧૦

આ કરણે બીજી જે વિશેષતાઓ હોય છે તે કહે છે—

**अपुव्वकरणसमगं कुणइ अपुव्वे इमे उ चत्तारि ।**
**ठितिघायं रसघायं गुणसेढी बंधगद्धा य ॥११॥**

**अपूर्वकरणसमकं करोत्यपूर्वानिमान् तु चतुरः ।**
**स्थितिघातं रसघातं गुणश्रेणिं बन्धकाद्धां च ॥११॥**

અર્થ—અપૂર્વકરણની સાથેજ સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ અને બંધકાદ્ધા-અપૂર્વસ્થિતિબંધ આ ચાર અપૂર્વ કરે છે.

ટીકાનુ૦—જે સમયે આત્મા અપૂર્વકરણમાં પ્રવેશ કરે છે તેજ સમયથી આરંભીને જેનું સ્વરૂપ હવે પછી કહેવામાં આવશે, અને જેને ભૂતકાળમાં કોઇ વખત કર્યા નથી એટલાજ માટે અપૂર્વ એવા ચાર પદાર્થોને શરૂ કરે છે. અને તે આ-સ્થિતિઘાત, રસઘાત, ગુણશ્રેણિ અને બંધકાદ્ધા—અપૂર્વસ્થિતિબંધ. ૧૧

હવે સ્થિતિઘાતના સ્વરૂપને પ્રતિપાદન કરતા આ ગાથા કહે છે—

**उक्कोसेणं बहुसागराणि इयरेण पल्लसंखंसं ।**
**ठितिअग्गाओ घायइ अन्तमुहुत्तेण ठितिखंडं ॥१२॥**

**उत्कृष्टेन बहूनि सागराणि इतरेण पल्यसंख्यांशम् ।**
**स्थित्यग्रात् घातयति अन्तर्मुहूर्त्तेन स्थितिखण्डम् ॥१२॥**

અર્થ—સ્થિતિના અગ્રભાગથી ઉત્કૃષ્ટથી ઘણા સાગરોપમ પ્રમાણ અને ઇતર-જઘન્યથી પલ્યોપમના સંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિખંડને અંતર્મુહૂર્ત કાલમાં ઘાત કરે છે.

ટીકાનુ૦—સત્તામાં રહેલી સ્થિતિના અગ્રભાગથી-ઉપરના ભાગથી-છેવટના ભાગથી-ઉત્કૃષ્ટથી ઘણા સાગરોપમ પ્રમાણ અને જઘન્યથી પલ્યોપમના સંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિખંડને અંતર્મુહૂર્ત કાલે ઘાત [1]કરે છે. અને ઘાત કરીને

૧ સ્થિતિઘાત એટલે જેટલી સ્થિતિનો ઘાત કરવાનો છે તેટલી સ્થિતિમાં-કાળમાં ભોગવવા યોગ્ય દલિકોને ત્યાંથી ખસેડી ભૂમિકા સાફ કરવી તે. એટલે નિષેક રચના વખતે જે દલિકો તે સ્થાનોમાં ભોગવવા યોગ્ય થયા હતા તે દલિકોને અન્ય સ્થાનકના દલિકો સાથે-એટલે કે જે સ્થાનકોમાં તે દલિકો નાખે છે તેની સાથે ભોગવવા યોગ્ય કરવા તે.

ઘણા સાગરોપમ પ્રમાણ કે પલ્યોપમના સંખ્યાતમાભાગ પ્રમાણ સ્થિતિનો ઘાત કરે છે. એટલે કે તેટલી સ્થિતિમાં ભોગવાય તેટલા દલિકોને ત્યાંથી ખસેડી તેટલી ભૂમિકા સાફ કરે છે, એટલે કે તેટલી સ્થિતિના દલિકોને અન્ય સ્થિતિઓ સાથે ભોગવાય તેવા કરે છે. નિષેક રચના વખતે તે સ્થાનકોમાં દલિકો ગોઠવાયા હતા. સ્થિતિઘાત વખતે માત્ર અંતર્મુહુર્ત્તમાંજ ઉપર કહી તેટલી સ્થિતિમાં રચાયલા દલિકો અન્ય સ્થિતિઓ કે જેનો સ્થિતિઘાત નથી થવાનો તેની સાથે ભોગવાય તેવા કરે છે. તેથી તેટલી સ્થિતિમાં ભોગવવા યોગ્ય દલિકો રહેતા નથી, માટે સ્થિતિ ઓછી થઇ એમ કહેવાય છે.

તેના દલિકોને નીચે જે સ્થિતિનો ઘાત થવાનો નથી ત્યાં નાખે છે. ત્યાર પછી ફરી પણ પલ્યોપમના (અ)સંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિખંડને અંતર્મુહૂર્તકાલે ઘાત કરે છે. અને તેના દલિકોને પ્રથમ કહેલા પ્રકારે જ નીચે નાખે છે. આવી રીતે અપૂર્વકરણના કાળમાં ઘણા હજાર સ્થિતિઘાતો કરે છે. અને તેથી જ અપૂર્વકરણના પ્રથમ સમયે જેટલી સ્થિતિની સત્તા હતિ તે કરતા તેના ચરમસમયે સંખ્યાતમા ભાગની સત્તા રહે છે. આવી રીતે સ્થિતિઘાતનું સ્વરૂપ કહ્યું. ॥૧૨॥

હવે રસઘાતનું સ્વરૂપ કહે છે—

**असुभाणंतमुहुत्तेणं हणइ रसकंडकं अणंतसं ।**
**किरणे ठितिखंडाणं तंमि उ रसकंडगसहस्सा ॥१३॥**

**अशुभानामन्तर्मुहूर्त्तेन हन्ति रसकण्डकं अनन्तांशम् ।**
**किरणे स्थितिखण्डानां तस्मिंस्तु रसकण्डकसहस्राणि ॥१३॥**

અર્થ—સ્થિતિઘાત કરતા અશુભ પ્રકૃતિઓના અનંત વિભાગરૂપ સત્તાગત-રસ કંડકને અંતર્મુહૂર્તમાં ઘાત કરે છે. એક સ્થિતિઘાત કરતા—એક સ્થિતિઘાત જેટલા કાળમાં હજારો રસઘાત [1]થાય છે.

ટીકાનુ૦—અશુભ પ્રકૃતિઓનો જે રસ સત્તામાં છે. તેના અનંતમા ભાગને મૂકીને શેષ સઘળા રસને અન્તર્મુહૂર્ત્તકાલમાં નાશ કરે છે. ત્યાર પછી ફરી પણ પહેલા મૂકેલા અનંતમાભાગના અનંતમાભાગને મૂકીને શેષ રસને અંતર્મુહૂર્ત્તમાં નાશ કરે છે. આવી રીતે એક એક સ્થિતિઘાત જેટલા કાળમાં અનેક [1]હજાર રસઘાતો કરે છે. હજારો સ્થિતિઘાતો વડે અપૂર્વકરણ પૂર્ણ થાય છે. તાત્પર્ય એ કે અપૂર્વકરણના કાળમાં હજારો વાર સ્થિતિઘાત થાય છે, અને એક સ્થિતિઘાત જેટલા કાળમાં હજારો વાર રસઘાત થઈ જાય છે. આ પ્રમાણે રસઘાતનું સ્વરૂપ કહ્યું. ૧૩.

૧ રસઘાત એટલે બંધ વખતે આત્માએ કાષાયિક અધ્યવસાયો દ્વારા કર્મપુદ્ગલોમાં જે શક્તિ ઉત્પન્ન કરી હતી તે શક્તિ ઓછી કરવી તે. અહિં વિશુદ્ધપરિણામના યોગે આત્માના ગુણોની બંધ વખતે ઉત્પન્ન થયેલી આવારક શક્તિને વિશુદ્ધિના પ્રમાણમાં ઓછી કરે છે. સત્તામાં રહેલા અશુભ પ્રકૃતિના રસના અનંતમા ભાગને છોડી અનંતા ભાગરૂપ એક ખંડને અંતર્મુહૂર્ત્તકાળે ઘાત કરે છે, એટલે કે તે ખંડમાંના અમુક પ્રમાણ રસને પહેલા સમયે, અમુક પ્રમાણ રસને બીજા સમયે એમ ક્ષય કરતા ચરમ સમયે તે રસ ખંડનો સંપૂર્ણપણે નાશ થાય છે. ત્યાર બાદ પહેલા જે અનંતમો ભાગ મૂકયો હતો તેનો અનંતમો ભાગ મૂકી અનંતા ભાગને ઉપરોક્ત રીતે અંતર્મુહૂર્ત્ત કાળે ઘાત કરે છે. આ પ્રમાણે રસનો ઘાત થવાથી ઉત્તરોત્તર અલ્પ અલ્પ રસવાળ દલિકો નીચે ઉતરે છે, એટલે અધ્યવસાયની નિર્મળતા પણ વધતી જાય છે.

હવે ગુણશ્રેણિનું સ્વરૂપ કહે છે—

**घाइय ठिईओ दलियं घेत्तुं घेत्तुं असंखगुणणाए ।**
**साहियदुकरणकालं उदयाइ रयइ गुणसेढिं ॥१४॥**

**घातितस्थितेः दलिकं गृहीत्वा गृहीत्वा असंख्यगुणनया ।**
**साधिकद्विकरणकालं उदयात् रचयति गुणश्रेणिम् ॥१४॥**

અર્થ—જે સ્થિતિનો ઘાત કરે છે તેમાંથી દલિકો ગ્રહણ કરીને ઉદયસમયથી આરંભી પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયમાં અસંખ્ય અસંખ્ય ગુણુકારે અપૂર્વ અનિવૃત્તિકરણુ કરતા અધિકકાળમાં જે દલરચના થાય છે તે ગુણુશ્રેણિ છે.

ટીકાનુ૦—જે સ્થિતિનો ઘાત કરે છે તેમાંથી દલિકો ગ્રહણુ કરીને તે દલિકોને ઉદયસમયથી આરંભી દરેક સમયમાં–ઉપર ઉપરના દરેક સ્થાનમાં અસંખ્ય અસંખ્ય ગુણુ વધતા–પૂર્વ પૂર્વ સમય કરતા પછી પછીના સમયમાં અસંખ્યાત અસંખ્યાત ગુણુકારે ગોઠવે છે. જેમકે–ઉદયસમયમાં થોડું ગોઠવે છે, બીજા સમયમાં અસંખ્યાતગુણુ વધારે ગોઠવે છે, ત્રીજે સમયે તેનાથી અસંખ્યાતગુણુ વધારે ગોઠવે છે, એમ અસંખ્યાત અસંખ્યાત ગુણુાકારે જે દલરચના થાય છે, તે ગુણુશ્રેણી કહેવાય છે. અને તે રીતે દલ રચના અપૂર્વકરણુ તથા અનિવૃત્તિકરણુના કાળ કરતા થોડા વધારે સમયોમાં થાય છે. આ પ્રમાણે જેનો સ્થિતિઘાત થાય છે તેમાંથી પહેલે સમયે જે દલિકો ઉપાડે છે તેની રચનાનો ક્રમ કહ્યો. પહેલા સમય કરતા બીજે સમયે અસંખ્યગુણુ વધારે ઉપાડે છે, અને ઉદય સમયથી આરંભી પૂર્વોક્તક્રમે ગોઠવે છે. એમ પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાતગુણુ અસંખ્યાતગુણુ વધારે ઉપાડે છે અને ઉદય સમયથી આરંભી પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયમાં અસંખ્યાત અસંખ્યાતગુણુાકારે ગોઠવે છે. આ પ્રમાણે ગુણુશ્રેણિક્રિયાકાલના ચરમ સમય પર્યંત જેનો સ્થિતિઘાત થાય છે તેમાંથી દલિક ઉપાડે છે અને ઉદયસમયથી આરંભી ગોઠવે છે. તથા અપૂર્વકરણુ અને અનિવૃત્તિકરણુના સમયો અનુક્રમે અનુભવ કરતા ક્ષીણુ થવાથી ગુણુશ્રેણિદ્વારા થતો દલિક નિક્ષેપ બાકીના–અવશિષ્ટ સમયોમાં થાય છે, પણુ ઉપર વધતા નથી. એટલે કે ગુણુશ્રેણિ ક્રિયાકાળના પ્રથમ સમયે–અપૂર્વકરણુના પ્રથમ સમયે જેટલા સમયો–સ્થાનકોમાં દલ રચના થઇ હતી તેનાથી તે પછીના બીજે સમયે એક ઓછા સ્થાનમાં દલરચના થાય, ત્રીજે સમયે બે ઓછા સ્થાનમાં દલરચના થાય, ત્રીજે સમયે ત્રણુ ઓછા સ્થાનમાં દલરચના થાય, એમ જેમ જેમ અપૂર્વકરણુ અને અનિવૃત્તિ કરણુના સમયો ક્રમશઃ ભોગવાતા ભોગવાતા ઓછા થતા જાય તેમ તેમ ઓછા

ઓછા સ્થાનમાં દલરચના થાય. અપૂર્વકરણના પ્રથમ સમયે જે છેલ્લું સ્થાન હતું તે જ ગુણશ્રેણિ ક્રિયા પૂર્ણ થતા સુધી છેલ્લા સ્થાન તરીકે રહે પણ દલરચના અગાડી વધે નહિ. ૧૪.

હવે અપૂર્વસ્થિતિબંધનું સ્વરૂપ કહે છે—

**करणाइए अपूव्वो जो बंधो सो न होइ जा अन्नो ।**
**बंधगद्धा सा तुल्लिगा उ ठिइकंडगद्धाए ॥१५॥**

**करणादौ अपूर्वो यो बन्धः स न भवति यावदन्यः ।**
**बन्धकाद्धा सा तुल्या तु स्थितिकण्डकाद्धया ॥१५॥**

અર્થ—અપૂર્વકરણના પ્રથમસમયે જે સ્થિતિબંધ થાય છે, તે કરતા બીજો સ્થિતિબંધ જ્યાં સુધી ન થાય ત્યાં સુધીના કાળને બંધકાદ્ધા કહે છે. તે બંધકાદ્ધા સ્થિતિઘાત તુલ્ય છે.

ટીકાનુ૦—એક સ્થિતિબંધના કાળને બંધકાધ્ધા કહે છે. અપૂર્વકરણના પ્રથમ સમયે જે સ્થિતિબંધ શરૂ કર્યો છે, તે જ સ્થિતિબંધ જ્યાં સુધી રહે નવો શરૂ ન થાય ત્યાં સુધીના કાળને બંધકાદ્ધા-બંધકાળ[1] કહે છે. અને તે સ્થિતિઘાતની સમાન છે. સ્થિતિઘાત અને અપૂર્વસ્થિતિબંધ સાથે જ શરૂ થાય છે, અને સાથે જ પૂર્ણ થાય છે. તાત્પર્ય એ કે એક સ્થિતિઘાત કરતા જેટલો કાળ થાય છે તેટલો જ કાળ એક સ્થિતિબંધ કરતા પણ થાય છે. ત્યાર બાદ નવો શરૂ થાય છે. ॥૧૫॥

**जा करणाईए ठिई करणंते तीइ होइ संखंसो ।**

**या करणादौ स्थितिः करणान्ते तस्याः भवति संख्यांशः ।**

અર્થ—અપૂર્વકરણની શરૂઆતમાં સ્થિતિની જે સત્તા હતિ તેનો સંખ્યાતમો ભાગ કરણના અંતે શેષ રહે છે.

ટીકાનુ૦—અપૂર્વકરણના પ્રથમસમયે જેટલી સ્થિતિની સત્તા હતી તેમાંથી હજારો સ્થિતિઘાતો દ્વારા ક્રમશઃ ક્ષીણ થતા અપૂર્વકરણના ચરમસમયે સંખ્યાતમા

૧ ઉત્તરોત્તર સમયે અધ્યવસાયની ધારા નિર્મળ નિર્મળ થતી જતી હોવાથી પ્રતિસમય થોડો થોડો સ્થિતિબંધ ઓછો થતો જાય છે, પરંતુ એવી રીતે ઓછો થતો સ્થિતિબંધ છદ્મસ્થ જીવોના ખ્યાલમાં ન આવે માટે પલ્યોપમના સંખ્યાતમા ભાગ જેટલો સ્થિતિબંધ ઓછો ન થયો હોય ત્યાં સુધી નવો સ્થિતિબંધ ગણ્યો નથી જે સમયથી પલ્યોપમના સંખ્યાતમાભાગપ્રમાણ સ્થિતિબંધ ઓછો થાય તે સમયથી નવો સ્થિતિબંધ ગણ્યો છે. પલ્યોપમના સંખ્યાતમા ભાગપ્રમાણ ઓછો સ્થિતિબંધ થતા સુધીના ક્રમશઃ ઓછા થતા સ્થિતિબંધોને એકમાં ગણ્યા છે. આ પ્રમાણે મને સમજાય છે.–ભાષાંતરકર્ત્તા.

ભાગ જેટલી જ અવશિષ્ટ રહે છે. આ હકીકત પહેલા પણ પ્રસંગે કહી છે. આ પ્રમાણે અપૂર્વકરણમાં સ્થિતિઘાતાદિ ચાર પદાર્થો પ્રવર્ત્તે છે.

આ પ્રમાણે અપૂર્વકરણનું સ્વરૂપ કહ્યું. હવે અનિવૃતિકરણના સ્વરૂપનું પ્રતિપાદન કરે છે.—

**अणिअट्टिकरणमओ मुत्तावलिसंठियं कुणइ ॥१६॥**

**अनिवृत्तिकरणमतः मुक्तावलिसंस्थितं करोति ॥१६।**

અર્થ—ત્યાર પછી અનિવૃત્તિકરણ મુક્તાવલીના આકારે કરે છે.

ટીકાનુ૦—અપૂર્વકરણ પૂર્ણ કર્યા પછી અનિવૃત્તિકરણ કરે છે. અને તે પહેલા નાનું મોતી પછી મોટું પછી મોટું એ રીતે મોતીથી કરેલા હારના આકારે થાય છે. કારણ કે અનિવૃત્તિ કરણે તિર્યગ્મુખી વિશુદ્ધ નથી, માત્ર ઉર્ધ્વ મુખી વિશુદ્ધિ જ છે. એટલે અનિવૃત્તિકરણના કોઇ પણ સમયે એકી સાથે ચડેલા સઘળા જીવોના એક સરખા પરિણામ હોય છે, અને પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અનંતગુણ વિશુદ્ધ હોય છે. તેથી જ પહેલા નાનુ પછી મોટુ એ રીતે કરેલ મુક્તાવલી સંસ્થિત આ કરણ છે. આ હકીકત પણ પહેલા કહી છે. ૧૬.

**एवमनियट्टीकरणे ठितिघायाईणि होंति चउरोवि ।**
**संखेज्जंसे सेसे पढमाठिई अंतरं च भवे ॥१७॥**

**एवमनिवृत्तिकरणे स्थितिघातादीनि भवन्ति चत्वार्यपि ।**
**संख्येयांशे शेषे प्रथमस्थितिरन्तरं च भवेत् ॥१७॥**

અર્થ—અપૂર્વકરણની જેમ અનિવૃત્તિકરણે પણ સ્થિતિઘાતાદિ ચારે થાય છે. અનિવૃત્તિકરણનો સંખ્યાતમો ભાગ શેષ રહે ત્યારે પ્રથમસ્થિતિ અને અંતર કરણ થાય છે.

ટીકાનુ૦—આવી રીતે અપૂર્વકરણના ક્રમે અનિવૃત્તિકરણમાં પણ સ્થિતિઘાતાદિ ચારે પદાર્થો પ્રવર્ત્તે છે. આવી રીતે સ્થિતિઘાતાદિ થતા થતા અનિવૃત્તિ કરણના સંખ્યાતા ભાગ જાય અને એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અંતરકરણ કરે છે. અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ જાય અને એક સંખ્યાતમોભાગ બાકી રહે ત્યારે જેટલો અનિવૃત્તિ કરણનો કાળ બાકી છે તેટલાજ કાળમાં ભોગવાઈ રહે :તેટલી મિથ્યાત્વની સ્થિતિ રાખીને ઉપર અંતરકરણ કરે છે. અંતરકરણ એટલે અંતર્મુહૂર્ત્તમાં ભોગવાય તેટલા સ્થાનકોના દલિકોને ત્યાંથી ખસેડી શુદ્ધ-દલિકવિનાની ભૂમિકા કરવી તે. જો કે શુદ્ધ ભૂમિનું નામજ અંતરકરણ છે, પરંતુ ત્યાંથી દલિકો ખસ્યા વિના શુદ્ધ ભૂમિ થતી નથી

તેથી કારણમાં કાર્યનો આરોપ કરીને અંતરકરણ ક્રિયા કાળને પણ અંતરકરણ કહેવામાં આવે છે. આ અંતરકરણ–મિથ્યાત્વના દલ વિનાની શુદ્ધ ભૂમિ–પ્રથમ સ્થિતિના અંતર્મુહૂર્ત્તથી કંઇક મોટા અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે. એટલે કે પ્રથમ સ્થિતિનો જેટલો કાળ છે તેનાથી અંતરકરણ–શુદ્ધ ભૂમિ–ઉપશમ સમ્યક્ત્વનો કાળ થોડો વધારે છે. ૧૭.

**अंतमुहुत्तियमेत्ताइं दोवि निम्मवइ बंधगद्धाए ।**
**गुणसेढिसंखभागं अंतरकरणेण उक्किरइ ॥१८॥**

**अन्तर्मुहूर्तमात्रे द्वेऽपि निर्मापयति बन्धकाद्धया ।**
**गुणश्रेणिसंख्यभागं अन्तरकरणेनोत्किरति ॥१८॥**

અર્થ—બંને અંતર્મુહૂર્ત્ત પ્રમાણ બનાવે છે. (અંતરકરણ ક્રિયા કાળ) બંધકાદ્ધા તુલ્ય છે. અંતરકરણના દલિકો સાથે ગુણશ્રેણિના સંખ્યાતમા ભાગને પણ ઉખેડે છે.

ટીકાનુ૦—પ્રથમ સ્થિતિ અને અંતરકરણ એ બંને અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે, અને તે બંને સાથેજ થાય છે. માત્ર પ્રથમ સ્થિતિના અંતર્મુહૂર્ત્ત કરતા અંતરકરણનું અંતર્મુહૂર્ત્ત કંઇક મોટું છે, આ હકીકત ઉપર કહી છે. તથા અંતરકરણ ક્રિયાકાળ અપૂર્વ સ્થિતિબંધના જેટલો છે. એટલે કે જે સમયે અપૂર્વ સ્થિતિબંધ શરૂ થાય છે તેજ સમયે અંતરકરણ–આંતરૂ પાડવાની ક્રિયા–શુદ્ધ–ભૂમિ કરવાની ક્રિયા–અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થાનોના દલિકોને ખસેડી શુદ્ધ ભૂમિ કરવાની ક્રિયા શરૂ થાય છે, અને અપૂર્વસ્થિતિબંધ પૂર્ણ થવાની સાથેજ અંતરકરણ ક્રિયા પણ પૂર્ણ થાય છે અને તેટલી ભૂમિકા શુદ્ધ થાય છે. તેથીજ એમ કહ્યું છે કે અંતરકરણ અભિનવ સ્થિતિબંધના કાલ પ્રમાણ કાલે કરે છે. અંતરકરણના પ્રથમ સમયેજ મિથ્યાત્વનો અન્ય સ્થિતિબંધ આરંભે છે, તે સ્થિતિબંધ અને અંતરકરણ એકસાથેજ પૂર્ણ થાય છે. તથા જે ગુણશ્રેણિના સંખ્યાતા ભાગો પ્રથમ અને દ્વિતીય સ્થિતિને અવલંબીને રહ્યા છે, તેનો એક સંખ્યાતમો ભાગ અંતરકરણના દલિકો સાથેજ નાશ કરે છે. પહેલા એમ કહેવામાં આવ્યું છે કે ગુણશ્રેણિ દ્વારા જેટલા સ્થાનકોમાં દળ રચના થાય છે તે સ્થાનો અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ એ બંનેના સમુદિત કાળથી વધારે છે. એટલે જ્યારે અંતરકરણક્રિયા શરૂ કરે છે ત્યારે પણ અંતરકરણમાં અને તે ઉપરની દ્વિતીય સ્થિતિમાં દલરચના થાય છે. તેથીજ અંતરકરણના દલિકો સાથે ગુણશ્રેણિદ્વારા ગોઠવાયેલા દલિકો પણ ઉકેરાય છે. ૧૮

હવે અંતરકરણનો વિધિ કહે છે—

**अंतरकरणस्स विहि घेत्तुं घेत्तुं ठिईउ मज्झाओ ।**
**दलियं पढमठिईए विच्छुभई तहा उवरिमाए ॥१९॥**

**अन्तरकरणस्य विधिः गृहीत्वा गृहीत्वा स्थितेर्मध्यात् ।**
**दलिकं प्रथमस्थित्यां क्षिपति तथोपरिमायाम् ॥१९॥**

અર્થ—અંતકરણનો વિધિ કહે છે–અંતરકરણની સ્થિતિમાંથી દલિકો ગ્રહણ કરીને પ્રથમસ્થિતિમાં તેમજ દ્વિતીય સ્થિતિમાં નાંખે છે.

ટીકાનુ૦—અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અંતકરણની સ્થિતિમાંથી દલિકો ગ્રહણ કરીને કેટલાક પ્રથમ સ્થિતિમાં નાખે છે, કેટલાક દ્વિતીય સ્થિતિમાં નાંખે છે. એટલે કેટલાક દલિકોને પ્રથમ સ્થિતિના કર્માણુ સાથે ભોગવાય તેવા કરે છે, કેટલાક દલિકોને દ્વિતીય સ્થિતિના કર્માણુ સાથે ભોગવાઈ જાય તેવા કરે છે. આ પ્રમાણે ત્યાં સુધી કહેવું કે અંતરકરણના સઘળા દલિકોનો નાશ થાય, અને ભૂમિકા શુદ્ધ થાય. સઘળા દલિકોનો ક્ષય અંતર્મુહૂર્ત્તકાળે થાય છે. આ અંતર્મુહૂર્ત્તનું પ્રમાણ સ્થિતિઘાતના કાળ જેટલું છે, આ હકીકત પહેલા કહેવાઇ છે. ૧૯

**इगदुगआवलिसेसाइ णत्थि पढमा उदीरणागालो ।**
**पढमाठिईए उदीरण बीयाओ एइ आगाला ॥२०॥**

**एकद्व्यावलिकाशेषायां न स्तः प्रथमायां उदीरणाऽऽगालौ ।**
**प्रथमस्थितेरुदीरणं द्वितीयायाः एत्यागालः ॥२०॥**

અર્થ—પ્રથમસ્થિતિની એક અને બે આવલિકા બાકી રહે ત્યારે અનુક્રમે ઉદીરણા અને આગાળ થતા નથી. પ્રથમસ્થિતિમાંથી જે (ઉદીરણા પ્રયોગથી) ઉદયમાં આવે તે ઉદીરણા અને બીજી સ્થિતિમાંથી ઉદીરણા પ્રયોગથી જે ઉદયમાં આવે તે આગાળ કહેવાય છે.

ટીકાનુ૦—પ્રથમ સ્થિતિમાં વર્ત્તમાન આત્મા ઉદયાવલિકા ઉપરના પ્રથમ સ્થિતિના દલિકોને ઉદીરણા પ્રયોગથી ખેંચીને જે ઉદયાવલિકામાં નાખે તે ઉદીરણા કહવાય છે, અને બીજી સ્થિતિમાંથી ઉદીરણાપ્રયોગથી ખેંચીને ઉદયાવલિકા ગત દલિકો સાથે ભોગવાય તેવા કરવા–ઉદયાવલિકામાં નાખવા તે આગાળ કહેવાય છે. અંતરકરણ ક્રિયા શરૂ થયા પછી પ્રથમ સ્થિતિમાંથી જે દલ ખેંચાય તે ઉદીરણા અને દ્વિતીય સ્થિતિમાંથી જે દલ ખેંચાય તે આગાળ. આ પ્રમાણે વિશેષ બોધ થાય માટે આગાળ એ ઉદીરણાનુ બીજુ નામ પૂર્વાચાર્યોએ જણાવ્યું છે. ઉદય અને ઉદીરણાવડે પ્રથમ સ્થિતિ અનુભવતો ત્યાં સુધી જાય યાવત્ પ્રથમ સ્થિતિની બે આવલિકા બાકી રહે. અહિંથી આગાળ બંધ થાય છે, ફક્ત ઉદી-

રણાજ પ્રવર્તે છે. તે પણ પ્રથમસ્થિતિની એક આવલિકા બાકી ન રહે ત્યાં સુધીજ થાય છે. પ્રથમસ્થિતિની એક આવલિકા બાકી રહે ત્યારે ઉદીરણા પણ બંધ પડે છે. બાકી રહેલ તે છેલ્લી આવલિકાને ઉદયથીજ ભોગવી લે છે. ૨૦

**आवलिमेत्तं उदयेण वेइउं ठाइ उवसमद्धाए ।**
**उवसामियं तत्थ भवे सम्मत्तं मोक्खबीयं जं ॥२१॥**

**आवलिकामात्रमुदयेन वेदयित्वा तिष्ठत्युपशमाद्धायाम् ।**
**औपशमिकं तत्र भवेत् सम्यक्त्वं मोक्षबीजं यत् ॥२१॥**

અર્થ—આવલિકા માત્ર દલિકને ઉદયથી ભોગવીને ઉપશમાદ્ધામાં સ્થિત થાય છે. ત્યાં મોક્ષનુ બીજ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે.

ટીકાનુ૦—પ્રથમ સ્થિતિના છેલ્લા આવલિકાગત દલિકને કેવળ ઉદયથી અનુભવીને [1]અંતરકરણમાં–શુદ્ધભૂમિમાં–ઉપશમાદ્ધામાં પ્રવેશ કરે છે. અને તેના પહેલે સમયથી જ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. કે જે સમ્યક્ત્વ મોક્ષનું બીજ-ભૂત–કારણરૂપ છે, કારણ કે તેના વિના મોક્ષ થતો નથી.

**उवरिमठिइ अणुभागं तं च तिहा कुणइ चरिम मिच्छुदए ।**
**देसघाईणं सम्मं इयरेणं मिच्छमीसाइं ॥२२॥**

**उपरिमस्थितेरनुभागं तच्च त्रिधा करोति चरिमे मिथ्यात्वोदये ।**
**देशघातिना सम्यक्त्वं ईतरेण मिथ्यात्वमिश्रे ॥२२॥**

અર્થ—પ્રથમ સ્થિતિના ચરમ સમયે મિથ્યાત્વના ઉદયમાં વર્ત્તતો દ્વિતીય સ્થિતિના રસને ત્રણ પ્રકારે કરે છે–ત્રણ ભાગમાં વહેંચી નાખે છે. તેમાં સમ્યક્ત્વમોહનીયને દેશઘાતી રસયુક્ત કરે છે, અને મિશ્ર તથા મિથ્યાત્વમોહનીયને સર્વઘાતી રસયુક્ત કરે છે.

ટીકાનુ૦—પ્રથમ સ્થિતિના ચરમ સમયે મિથ્યાત્વના ઉદયમાં વર્ત્તતો મિથ્યાદૃષ્ટિ દ્વિતીય સ્થિતિ સંબંધી કર્મપરમાણુઓના રસને વિશુદ્ધિના બળથી ત્રણ પ્રકારે કરે છે. એટલે કે દ્વિતીયસ્થિતિમાં રહેલા મિથ્યાત્વમોહનીયના દલિકોને રસભેદે ત્રણ વિભાગમાં વહેંચી નાંખે છે. આ ક્રિયા અનિવૃત્તિકરણના ચરમ સમયથી–

૧ અંતરકરણમાં મિથ્યાત્વના દલિકો નહિ હોવાથી તેના પહેલા સમયે જ ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. જેટલા સમયમાં ભોગવવા યોગ્ય દલિકો દૂર કરી ભૂમિકા સાફ કરી તેટલા સમયને ઉપશમાદ્ધા અથવા અંતરકરણ કહેવામાં આવે છે. ઉપ૦ સમ્યક્ત્વ પ્રાપ્ત થવામાં મિથ્યાત્વ પ્રતિબંધક છે. અંતરકરણમાં તે નહિ હોવાથી જ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે. જ્યાંસુધી કરેલી શુદ્ધભૂમિ શુદ્ધભૂમિ‌રૂપે રહે છે ત્યાંસુધી જ સમ્યક્ત્વ પણ રહે છે.

પ્રથમ સ્થિતિને અનુભવતા અનુભવતા એક સમય બાકી રહે તે છેલ્લા સમયથી શરૂ થાય છે. તે ત્રણ વિભાગ આ પ્રમાણે છે–શુદ્ધ, અર્ધવિશુદ્ધ અને અશુદ્ધ. તેમાં શુદ્ધપુંજનું નામ સમ્યકત્વમોહનીય છે, અને તેનો રસ એકઠાણીયો તથા મંદ બેઠાણીયો અને દેશઘાતિ છે. અર્ધવિશુદ્ધ પુંજનુ નામ મિશ્રમોહનીય છે, અને તેનો રસ મધ્યમ બેઠાણીયો અને સર્વઘાતી છે. અશુદ્ધ પુંજનુ નામ મિથ્યાત્વમોહનીય છે અને તેનો રસ તીવ્ર બે ઠાણીયો ત્રણ ઠાણીયો ચાર ઠાણીયો અને સર્વઘાતી છે.

જે સમયે ઉપશમસમ્યકત્વ પ્રાપ્ત થાય છે તે સમયથી આરંભીને મિથ્યાત્વ મોહનીયના પુદ્ગલોને મિશ્ર અને સમ્યકત્વમોહનીયમાં પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્ય ગુણાકારે સંક્રમાવે છે. જો કે મિથ્યાત્વમોહનીયનો રસ ઘટાડી યથાપ્રવૃત્ત સંક્રમવડે મિશ્ર અને સમ્યકત્વમોહનીયરૂપે કરવાની ક્રિયા અનિવૃત્તિકરણના ચરમ સમયથી શરૂ થાય છે. પરંતુ ગુણસંક્રમ ચોથા ગુણસ્થાનકના પ્રથમ સમયથી શરૂ થાય છે. ૨૨

તેજ ગુણસંક્રમ આ પ્રમાણે થાય છે—

**सम्मे थोवो मीसे असंखओ तस्ससंखओ सम्मे ।**
**पइसमयं इय खेवो अंतमुहुत्ता उ विज्झाओ ॥२३॥**

**सम्यक्त्वे स्तोकः मिश्रे असंख्येयगुणः तस्मिन् असंख्येयगुणः ।**
**प्रतिसमयं इति क्षेपः अन्तर्मुहूर्त्तात्तु विध्यातः ॥२३॥**

અર્થ—પ્રથમ સમયે સમ્યકત્વમોહનીયમાં થોડો સંક્રમ થાય છે, તેજ સમયે મિશ્રમોહનીયમાં અસંખ્યાતગુણ સંક્રમ થાય છે. તેનાથી સમ્યકત્વમોહનીયમાં બીજે સમયે અસંખ્યાતગુણ એ પ્રમાણે પ્રતિસમય અંતર્મુહૂર્ત્ત સુધી સંક્રમ થાય છે. ત્યારપછી વિધ્યાતસંક્રમ થાય છે.

ટીકાનુ૦—જે સમયે ઔપશમિક સમ્યકત્વ પ્રાપ્ત થાય છે તેજ સમયે મિથ્યાત્વમોહનીયના દલિકો સમ્યકત્વમોહનીયમાં થોડા સંક્રમે છે, અને તેજ સમયે મિશ્રમોહનીયમાં અસંખ્યાતગુણા દલિક સંક્રમે છે. બીજે સમયે પ્રથમ સમયે મિશ્રમોહનીયમાં સંક્રમેલા દલિકથી અસંખ્યાતગુણ સમ્યકત્વમોહનીયમાં સંક્રમે છે, તેનાથી તેજ સમયે મિશ્રમોહનીયમાં અસંખ્યાતગુણ સંક્રમે છે. ત્રીજે સમયે બીજે સમયે મિશ્રમોહનીયમાં સંક્રમેલા દલિકથી અસંખ્યાતગુણ સમ્યકત્વ મોહનીયમાં સંક્રમે છે, તેનાથી તેજ સમયે મિશ્રમોહનીયમાં અસંખ્યાતગુણ સંક્રમે છે. આ ક્રમે પ્રતિસમય સમ્યકત્વ મિશ્રમોહનીયમાં મિથ્યાત્વમોહનીયનો ગુણસંક્રમ અંતર્મુહૂર્ત્ત પર્યંત થાય છે. ત્યારપછી જેનું સ્વરૂપ પહેલા કહેવાયું છે તે વિધ્યાતસંક્રમ પ્રવર્તે છે. ૨૩

**गुणसंकमेण एसो संकमो होइ सम्ममीसेसु ।**
**अंतरकरणंमि ठिओ कुणइ जओ सपसत्थगुणो ॥२४॥**

**गुणसंक्रमेणैषः संक्रमः भवति सम्यक्त्वमिश्रयोः ।**
**अन्तरकरणे स्थितः करोति यतः सप्रशस्तगुणः ॥२४॥**

અર્થ—સમ્યકત્વ તથા મિશ્રમોહનીયમાં ઉપર કહ્યો તે પ્રમાણે સંક્રમ ગુણસંક્રમ વડે થાય છે. અને તે અંતરકરણમાં રહ્યો છતો કરે છે. કારણ કે ત્યાં આત્મા પ્રશસ્તગુણ યુક્ત છે.

ટીકાનુ૦—મિથ્યાત્વમોહનીયના પુદ્ગલોનો મિશ્ર તથા સમ્યકત્વમોહનીયમાં પૂર્વની ગાથામાં જેનું સ્વરૂપ કહ્યું તે સંક્રમ ગુણસંક્રમ વડે થાય છે. કારણ કે અહિં અંતરકરણમાં રહેલો આત્મા ઉપશમસમ્યકત્વ રૂપ પ્રશસ્તગુણ યુક્ત છે. પ્રશસ્તગુણ યુક્ત આત્મા સંક્રમ કરે છે, તેથી અંતરકરણમાં રહેલાને ગુણસંક્રમ પ્રવર્ત્તે છે. કેમકે અહિં તેનુ લક્ષણ ઘટે છે. ગુણસંક્રમનું લક્ષણ આ પ્રમાણે છે—'અપૂર્વકરણથી આરંભીને અબધ્યમાન અશુભપ્રકૃતિઓનો દલિકોને પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે સ્વજાતીય બંધાતિ પ્રકૃતિરૂપે કરવા તે ગુણસંક્રમ કહેવાય છે' જ્યારે ઉપર કહેલા લક્ષણમાં અપૂર્વ-કરણથી આરંભી ગુણસંક્રમ થાય એમ કહ્યું ત્યારે એમ શંકા થાય છે કે મિથ્યા-ત્વમોહનીયનો ઉપશમ કરતાં અપૂર્વકરણે ગુણસંક્રમ કેમ થતો નથી? તેના ઉત્તરમાં કહે છે કે—તે વખતે મિથ્યાત્વમોહનીયકર્મનો બંધ થાય છે. મિથ્યાત્વમો-હનીયનો જ્યાંસુધી ઉદય હોય છે ત્યાંસુધી બંધ પણ હોય છે. અનિવૃત્તિકરણના ચરમ સમય પર્યંત ઉદય છે માટે બંધ પણ ત્યાંસુધી છે. બંધાતિ પ્રકૃતિનો ગુણસંક્રમ થતો નથી અને અંતરકરણમાં તેનો ઉદય નથી માટે બંધ પણ નથી તેથી અંતરકરણમાં મિથ્યાત્વમોહનીયનો ગુણસંક્રમ પ્રવર્ત્તે છે તેમ કહ્યું છે. ૨૪

**गुणसंकमेण समगं तिण्णि थक्कंत आउवज्जाणं ।**
**मिच्छत्तस्स उ इगिदुगआवलिसेसाए पढमाए ॥२५॥**

**गुणसंक्रमेण समकं तिस्रोऽपि तिष्ठन्ति आयुर्वर्जानाम् ।**
**मिथ्यात्वस्य तु एकद्व्यावलिकाशेषायां प्रथमायां ॥२५॥**

અર્થ—ગુણસંક્રમ સાથેજ આયુ વર્જિત બાકીના કર્મમાં ત્રણે સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ થાકે છે—બંધ પડે છે. મિથ્યાત્વમોહનીયની પ્રથમ સ્થિતિની એક અને બે આવલિકા બાકી રહે ત્યારે અનુક્રમે સ્થિતિઘાત રસઘાત અને ગુણશ્રેણિ બંધ થાય છે.

ટીકાનુ૦—જ્યાંસુધી મિથ્યાત્વમોહનીયનો ગુણસંક્રમ થાય છે ત્યાંસુધી આયુવર્જિત સાતકર્મમાં સ્થિતિઘાત રસઘાત અને ગુણશ્રેણિ પ્રવર્તે છે. જ્યારે ગુણસંક્રમ બંધ થાય છે, ત્યારે સ્થિતિઘાતાદિ પણ બંધ થાય છે. તથા જ્યાંસુધી મિથ્યાત્વમોહનીયની પ્રથમ સ્થિતિની એક આવલિકા શેષ રહી હોતી નથી, ત્યાં સુધી તેનો સ્થિતિઘાત રસઘાત થાય છે, એક આવલિકા બાકી રહે ત્યારે તે બંને બંધ થાય છે. તથા મિથ્યાત્વમોહનીયની પ્રથમ સ્થિતિની બે આવલિકા જ્યાંસુધી બાકી રહી હોતી નથી, ત્યાંસુધી ગુણશ્રેણિ પણ થાય છે. બે આવલિકા શેષ રહે ત્યારે તેમાં ગુણશ્રેણિ બંધ થાય છે. ૨૫.

**उवसंतद्धाअंते विहिए ओकड्डियस्स दलियस्स ।**
**अज्झवसाणविसेसा एकस्सुदओ भवे तिण्हं ॥२६॥**

**उपशान्ताद्धाऽन्ते अपकर्षितस्य दलिकस्य ।**
**अध्यवसायविशेषात् एकस्योदयः भवेत् त्रयाणाम् ॥२६॥**

અર્થ—ઉપશાંતાદ્ધાના અંતે વિધિવડે ઉતારેલા ત્રણે પ્રકારના દલિકમાંથી અધ્યવસાયને અનુસારે એકનો ઉદય થાય છે.

ટીકાનુ૦—ઉપશમસમ્યક્ત્વના-અંતરકરણના અંતર્મુહૂર્ત્ત કાળનો કંઇક અધિક એક આવલિકા કાળ બાકી રહે ત્યારે તે સમધિક કાળ પર્યંત બીજી સ્થિતિમાં રહેલા સમ્યક્ત્વ મિશ્ર અને મિથ્યાત્વમોહનીયના દલિકોને અધ્યવસાયદ્વારા ખેંચીને અંતરકરણની છેલ્લી આવલિકામાં ગોઠવે છે. ગોઠવવાનો ક્રમ આ પ્રમાણે છે—પ્રથમ સમયે ઘણા ગોઠવે છે, દ્વિતીય સમયે થોડા, તૃતીય સમયે થોડા, એ ક્રમે આવલિકાના ચરમસમય પર્યંત ગોઠવે છે. ગોઠવેલા તે દલિકોની રચના ગોપુચ્છાકાર થાય છે. હવે કંઇક અધિક કાળ પૂર્ણ થાય અને એક આવલિકા કાળ બાકી રહે ત્યારે અધ્યવસાયને અનુસરીને ત્રણ પુંજમાંના કોઈ એક પુંજનો ઉદય થાય છે. તે સમયે જો શુભ પરિણામ હોય તો સમ્યક્ત્વપુંજનો, મધ્યમ પરિણામ હોય તો મિશ્રપુંજનો, અને જઘન્ય પરિણામ હોય તો મિથ્યાત્વપુંજનો ઉદય [1]થાય છે.

૧ અનિવૃત્તિકરણના ચરમ સમયથી આરંભી મિથ્યાત્વમોહનીયના રસભેદે ત્રણ પુંજ થવાની ક્રિયા થાય છે અને અંતરકરણના પ્રથમ સમયથી આરંભી મિથ્યાત્વમોહનીયનો મિશ્ર તથા સમ્યક્ત્વમોહનીયમાં ગુણસંક્રમ થાય છે અને તે ગુણસંક્રમ અંતર્મુહૂર્ત્ત સુધી રહે છે, પછી વિધ્યાતસંક્રમ પ્રવર્ત્તે છે. આ હકીકત પ્રથમ કહી છે. જ્યાં સુધી ગુણસંક્રમ થાય છે ત્યાં સુધી દ્વિતીય પુંજમાથી ખેંચવાની ક્રિયા થતી નથી. કારણ તે વખતે વિશુદ્ધ પરિણામ હોય છે. વિધ્યાતસંક્રમના કાળમાં એ ક્રિયા થાય છે. જેને ત્રણ પુંજમાંથી કોઇ પુંજનો ઉદય થવાનો હોય છે તે અંતરકરણનો કંઇક અધિક એક આવલિકા કાળ બાકી રહે ત્યારે દ્વિતીયસ્થિતિમાંથી દલિકો ખેંચી છેલ્લી આવલિકામાં ગોઠવે છે. કંઇક અધિક કાળ પૂરો થાય ત્યારે અધ્યવસાયને અનુસરીને કોઇ એક પુંજનો ઉદય થાય છે. તેમાંથી

**छावलियासेसाए उवसमअद्धाइ जाव इगसमयं ।**
**असुभपरिणामओ कोइ जाइ इह सासणत्तंपि ॥२७॥**

**षडावलिकाशेषायामुपशमाद्धायां यावदेकसमय(शेषायां) ।**
**अशुभपरिणामतः कोऽपि याति इह सासादनत्वमपि ॥२७॥**

અર્થ—ઉપશમસમ્યકત્વનો જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટથી છ આવલિકા કાળ બાકી રહે ત્યારે અશુભપરિણામ થવાથી કોઇ અનંતાનુબંધિના ઉદયથી સાસ્વાદને પણ જાય છે.

ટીકાનુ૦—ઉપશમસમ્યકત્વ-અંતરકરણનો ઓછામાં ઓછો એક સમય અને વધારેમાં વધારે છ આવલિકા જેટલો કાળ બાકી રહે ત્યારે કોઈકને અનંતાનુબંધિ કષાયનો ઉદય થાય છે, અને તેનો ઉદય થવાથી બીજા ગુણસ્થાનને પ્રાપ્ત કરે છે, ત્યારબાદ ત્યાંથી પડી તે આત્મા અવશ્ય મિથ્યાત્વે જાય છે. ૨૭

**सम्मत्तेणं समगं सव्वं देसं च कोई पडिवज्जे ।**
**उवसंतदंसणी सो अंतरकरणे ठिओ जाव ॥२८॥**

**सम्यक्त्वेन समं सर्वं देशं च कोऽपि प्रतिपद्येत ।**
**उपशान्तदर्शनी स अन्तरकरणे स्थितो यावत् ॥२८॥**

અર્થ—સમ્યકત્વ સાથે જ કોઇ દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરે છે. જ્યાં સુધી અંતરકરણમાં રહેલો છે ત્યાં સુધી તે ઉપશમસમ્યકત્વી છે.

ટીકાનુ૦—ઉપશમસમ્યકત્વ સાથે જ કેટલાકને દેશવિરતિ અથવા સર્વવિરતિ પ્રાપ્ત થાય છે. એટલે કે તેઓ પહેલેથી સીધા પાંચમે અને છઠે ગુણઠાણે પણ જાય છે. શતકની બૃહચ્ચૂર્ણિમાં કહ્યું છે કે-'અંતરકરણમાં સ્થિત-રહેલો ઉપશમસમ્યકત્વી કોઈક દેશવિરતિ પણ પામે છે અને કોઇક પ્રમત્ત અને અપ્રમત્તભાવ પણ પ્રાપ્ત કરે છે. પણ સાસ્વાદનભાવ કોઈ પામતા નથી.' અહિં ઉપશમસમ્યકત્વી ત્યાં સુધી જાણવા કે જ્યાં સુધી [1]અંતરકરણમાં રહેલા છે. આવી રીતે સમ્યક્ત્વોત્પત્તિનો વિચાર સવિસ્તર કહ્યો. ॥૨૮॥

---

જો સમ્યકત્વ પુંજનો ઉદય થાય તો ક્ષાયોપશમિક સમ્યકત્વ પ્રાપ્ત કરે છે. મિશ્ર પુંજનો ઉદય થાય તો ત્રીજે અને મિથ્યાત્વ પુંજનો ઉદય થાય તો પહેલો ગુણઠાણે જાય છે. જેને અનંતાનુબંધિનો ઉદય થવાનો હોય તેને ઉપરોક્ત રીતે પુંજ ગોઠવવાની ક્રિયા થતી નથી પરંતુ અંતરકરણનો ઓછામાં ઓછો એક સમય વધારેમાં વધારે છ આવલિકા કાળ બાકી રહે ત્યારે અનંતાનુબંધિ કષાયનો ઉદય થાય છે અને તેના ઉદયથી પડી બીજે જાય છે. ત્યાંથી પહેલે ગુણઠાણે જાય છે.

૧ ઉપશમ સમ્યકત્વી ત્યાં સુધી કહેવાય છે. કે જ્યાં સુધી આત્મા અંતરકરણમાં રહ્યો છે. હવે અહિં અંતરકરણ ક્યાં સુધી હોય તે પ્રશ્નના ઉત્તરમાં સમજવાનું કે જ્યાં સુધી અનંતાનુબંધિ

હવે પૂર્વોક્ત ક્રમે ચારિત્રમોહનીયની ઉપશમનાનો વિચાર પણ વિસ્તારથી કહેવો જોઇએ. અવિરતિથી માંડીને સર્વવિરતિ સુધીના કોઇપણ ગુણઠાણાવાળો પ્રવર્ધમાન શુભ પરિણામી ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ આત્મા ચારિત્રમોહનીયની ઉપશમનાનો અધિકારી છે. એ હકીકત આ ગાથામાં કહે છે—

**वेयगसम्मद्दिट्ठि सोही अद्धाए अजयमाईया ।**
**करणदुगेण उवसमं चरित्तमोहस्स चेट्ठंति ॥२९॥**

**वेदकसम्यग्दृष्टयः शोध्यद्धायामयतादयः ।**
**करणद्विकेनोपशमं चारित्रमोहस्य चेष्टन्ते ॥२९॥**

અર્થ—વિશુદ્ધિમાં વર્ત્તમાન અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ ગુણઠાણાવાળા ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ બે કરણવડે ચારિત્રમોહનીયનો ઉપશમ કરે છે.

ટીકાનુ૦—જેણે સંક્લિષ્ટપરિણામનો ત્યાગ કર્યો છે અને જે વિશુદ્ધપરિણામમાં વર્ત્તે છે, એવો વેદકસમ્યગ્દૃષ્ટિ–ક્ષાયોપશમિકસમ્યક્ત્વી અવિરતિ દેશવિરતિ પ્રમત્ત અને અપ્રમત્ત ગુણઠાણામાંથી કોઇપણ ગુણઠાણામાં વર્ત્તમાન આત્મા યથાપ્રવૃત્ત તથા અપૂર્વ એ બે કરણવડે ચારિત્રમોહનીયને ઉપશમાવવા માટે યથાયોગ્ય રીતે પ્રયત્ન કરે છે. ત્રીજા કરણથી તો સાક્ષાત્ ઉપશમાવે જ છે. તેથી જ પ્રથમના બેકરણથી પ્રયત્ન કરે છે એમ કહ્યું છે. ૨૯.

હવે તે અવિરતાદિ ત્રણનું સ્વરૂપ કહે છે—

**जाणणगहणणुपालणविरओ विरई अविरओण्णेसु ।**
**आइमकरणदुगेणं पडिवज्जइ दोण्हमण्णयरं ॥३०॥**

**ज्ञानग्रहणानुपालनविरतो विरतिः अविरतोऽन्येषु ।**
**आदिमकरणद्विकेन प्रतिपद्यते द्वयोरन्यतराम् ॥३०॥**

---

કષાયનો ઉદય નથી થયો હોતો, અથવા અંતરકરણનો સમધિક આવલિકા કાળ બાકી રહે છે અને સમધિકકાળ પર્યંત છેલ્લી આવલિકામાં દ્વિતીય સ્થિતિમાંથી ખેંચાયેલા મિથ્યાત્વાદિ ત્રણે પુંજના જે દલિકો ગોઠવાય છે, તેમાંથી એકે પુંજનો ઉદય નથી થયો હોતો, ત્યાં સુધીના કાળને અંતરકરણનો કાળ સમજવાનો છે. અધ્યવસાયની નિર્મળતામાં ઘણા ભેદો હોય છે. કોઇ ત્રણ કરણ કરી પહેલેથી ચોથે જ જાય છે. કોઈ તીવ્ર વિશુદ્ધિવાળો આત્મા મિથ્યાત્વના ઉપશમાવવા સાથે અપ્રત્યાખ્યાનાવરણનો પણ ક્ષયોપશમ કરી પહેલેથી પાંચમે જાય છે. અને અતિ તીવ્ર વિશુદ્ધ પરિણામવાળો કોઇ આત્મા બીજા અને ત્રીજા એમ બંને કષાયનો ક્ષયોપશમ કરી પહેલેથી સર્વવિરતિ ભાવ પણ પામે છે. તે તે ગુણને અનુસરીને ક્રમે ચડતી વિશુદ્ધિવાળા આત્માઓ પહેલે ગુણઠાણેથી ચોથે પાંચમે છઠ્ઠે કે સાતમે જવામાં કોઇ વિરોધ નથી.

અર્થ—જ્ઞાન ગ્રહણ અને અનુપાલન વડે વિરત તે વિરત છે. અને અન્ય ભાંગામાં વર્ત્તમાન અવિરત છે. આદિના એકરણથી દેશવિરતિ કે સર્વવિરતિમાંના કોઇએકને પ્રાપ્ત કરે છે.

ટીકાનુ૦—વિરતિનું યથાર્થજ્ઞાન તેનુ (વિધિપૂર્વક) [1]ગ્રહણુ અને [2]અનુપાલન કરવાથી વિરત થાય છે. તેની અંદર જે ત્રિવિધે–મન વચન અને કાયાવડે ત્રિવિધે –મન વચન અને કાયાના પાપ વ્યાપારથી વિરમ્યો છે તે સર્વવિરત કહેવાય છે, જે દેશથકી વિરમ્યો છે તે દેશવિરત કહેવાય છે, અને જ્ઞાન ગ્રહણુ અને અનુપાલનરૂપ શુભ ભંગ સિવાય અન્ય ભાંગામાં વર્ત્તમાન આત્મા અવિરત કહેવાય છે. આ જ હકીકતનો વિસ્તારથી વિચાર કરે છે.

જ્ઞાન ગ્રહણુ અને અનુપાલનરૂપ ત્રણુ પદના [3]આઠ ભાંગા થાય છે. તેની અંદરના શરૂઆતના સાત ભાંગામાં વર્ત્તમાન આત્મા તો અવિરત છે. કારણુ કે તેની અંદર યથાયોગ્ય રીતે સમ્યગ્જ્ઞાન સમ્યગ્ગ્રહણુ કે સમ્યગ્પાલન નથી. સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ગ્રહણુ પૂર્વક પળાયેલા વ્રતો જ મોક્ષ રૂપ ફળને આપનારા છે, પરંતુ સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ગ્રહણુ સિવાય ઘુણાક્ષરન્યાયે પળાયેલા હોવા છતાં પણુ તે વ્રતો ફળ આપનાર થતા નથી. સાત ભાંગામાંથી આદિના ચાર ભાંગામાં તો સમ્યગ્જ્ઞાનનોજ અભાવ છે. ત્યાર પછીના ત્રણુ ભાંગામાં સમ્યગ્ગ્રહણુ અથવા સમ્યગ્પાલનનો અભાવ છે. તેથી જ શરૂઆતના સાત ભાંગામાં વર્ત્તમાન આત્મા અવિરત કહેવાય છે. (આ સાત ભાંગામાંથી શરૂઆતના ચાર ભાંગે વર્ત્તમાન આત્મા તો મિથ્યાદૃષ્ટિ જ છે કારણુ કે તેને યથાર્થ જ્ઞાન જ નથી. પછીના ત્રણુ ભાંગા અવિરતિ સમ્યગ્દૃષ્ટિના છે) અને છેલ્લા ભાંગામાં વર્ત્તમાન વ્રતોના યથાર્થ જ્ઞાનપૂર્વક અને વિધિપૂર્વક તેનું ગ્રહણુ કરી અનુપાલન કરનાર છે માટે તે આત્મા વિરત કહેવાય છે. તેમાં દેશથી પાપવ્યાપારનો ત્યાગ કરનાર દેશવિરતિ અને સર્વથા પાપવ્યાપારથી વિરમેલો આત્મા સર્વવિરતિ કહેવાય છે. વ્રત ગ્રહણુના ભેદે દેશવિરતિ શ્રાવકના અનેક પ્રકાર છે. કોઈ એક અણુવ્રતી–અણુવ્રત ગ્રહણુ કરનાર, કોઈ બે અણુવ્રતી, કોઇ ત્રણુ અણુવ્રતી, યાવત્ ઉત્કૃષ્ટથી કોઇ પૂર્ણુ બાર વ્રતધારી અને કેવળ અનુમતિ સિવાય સઘળા પાપવ્યાપારનો ત્યાગ કરનાર પણુ હોય છે. અનુમતિ ત્રણુ પ્રકારે છે, તે આ પ્રમાણે–૧ પ્રતિસેવનાનુ-

૧ ગ્રહણુ એટલે વિધિપૂર્વક આત્મસાક્ષીએ અને ગુરૂસાક્ષીએ વ્રતો ઉચ્ચરવા તે. ૨ અનુપાલન—ગ્રહણુ કરેલા વ્રતોને બરાબર પાળવા તે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩ અજ્ઞાન | અગ્રહણુ | અપાલન | જ્ઞાન | અગ્રહણુ | અપાલન |
| ,, | અગ્રહણુ | પાલન | ,, | અગ્રહણુ | પાલન |
| ,, | ગ્રહણુ | અપાલન | ,, | ગ્રહણુ | અપાલન |
| ,, | ગ્રહણુ | પાલન | ,, | ગ્રહણુ | પાલન |

મતિ, ૨ પ્રતિશ્રવણાનુમતિ અને ૩ સંવાસાનુમતિ. તેમાં જે પોતે કરેલા અથવા બીજા સ્વજનાદિએ કરેલા પાપને અનુમોદે છે અને સાવદ્યારંભથી બનેલા અશનાદિનો ઉપભોગ કરે છે તેને પ્રતિસેવનાનુમતિ દોષ લાગે છે. જ્યારે પુત્રાદિએ કરેલ પાપકાર્યોને સાંભળે છે અને સાંભળીને અનુમોદે છે–ઠીક માને છે. અને પ્રતિષેધ કરતો નથી ત્યારે પ્રતિશ્રવણાનુમતિ, અને જ્યારે પાપારંભમાં પ્રવર્તેલા પુત્રાદિ ઉપર માત્ર મમત્વ યુક્ત હોય છે, પરન્તુ તેઓના કોઇ પાપકાર્યોને સાંભળતો નથી કે સારા માનતો નથી, ત્યારે સંવાસાનુમતિ દોષ [1]લાગે છે. તેમાં છેલ્લો દોષ જે સેવે છે તે ઉત્કૃષ્ટ દેશવિરતિ છે, અને તે બીજા શ્રાવકો કરતા ગુણોમાં શ્રેષ્ઠ છે. હવે જે સંવાસાનુમતિથી–પુત્રાદિ ઉપરના મમત્વભાવથી પણ વિરમ્યો છે તે સર્વવિરત કહેવાય છે. આ બે–દેશવિરતિ અને સર્વવિરતિમાંથી કોઇપણ વિરતિને શરૂઆતના બે કરણ–યથાપ્રવૃત્ત અને અપૂર્વકરણ વડે પ્રાપ્ત કરે છે. ત્યાં જો અવિરતિ છતા ઉપરોક્ત બે કરણ કરે તો દેશવિરતિ વા સર્વવિરતિ બેમાંથી ગમે તે પ્રાપ્ત કરે છે, અને દેશવિરત છતા ઉપરોક્ત બે કરણ કરે તો સર્વવિરતિને જ સ્વીકારે છે. અહિં શંકા કરે છે કે–દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરતા ત્રીજું અનિવૃત્તિકરણ કેમ થતું નથી ? તેનો ઉત્તર આપે છે–કરણકાલથી પહેલા પણ અંતર્મુહૂર્ત્તકાલ પર્યંત પ્રતિસમય અનંતગુણ ચડતી વિશુદ્ધિએ વર્ત્તમાન અશુભ કર્મોનો રસ બે સ્થાનક કરે છે, અને શુભ પ્રકૃતિઓનો રસ ચતુઃસ્થાનક કરે છે ઇત્યાદિ સ્વરૂપ પૂર્વે કહ્યું તે પ્રમાણે યથાપ્રવૃત્તકરણ પર્યંત અહિં પણ કહેવાનું છે. યથાપ્રવૃત્તિકરણ અને અપૂર્વકરણના સ્વરૂપને પણ એજ પ્રમાણે સમજવાનું છે. માત્ર અહિં દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરતાં થતા અપૂર્વકરણમાં ગુણશ્રેણિ થતી નથી. અપૂર્વકરણ પૂર્ણ થતાંજ અનંતરસમયે અવશ્ય દેશવિરતિ અથવા સર્વવિરતિ પ્રાપ્ત કરે છે. તેથી ત્રીજું [2]અનિવૃત્તિકરણ થતું નથી.

**उदयावलिए उप्पिं गुणसेढिं कुणइ सह चरित्तेण।**
**अंतोअसंखगुणणाइ तत्तियं वड्ढई कालं ॥३१॥**

---

૧ અહિં પહેલી અનુમતિમાં પોતે અથવા બીજાએ પણ કરેલા પાપનું અનુમોદન આદિ છે, ત્યારે બીજીમાં માત્ર પુત્રાદિએ કરેલા પાપનું અનુમોદન આદિ છે. ત્રીજીમાં તો તે પણ નથી, ગ્રહસ્થાશ્રમમાં રહેલો હોવાથી મમત્વમાત્ર જ છે.

૨ સર્વથા ક્ષય કે સર્વથા ઉપશમ કરવાનો હોય છે ત્યાંજ ત્રીજું અનિવૃત્તિકરણ થાય છે. દેશવિરતિ કે સર્વવિરતિ પ્રાપ્ત કરતા અનુક્રમે અપ્રત્યાખ્યાનાવરણીય અને પ્રત્યાખ્યાનાવરણીય કર્મનો સર્વથા ક્ષય કે સર્વથા ઉપશમ કરવો પડતો નથી પરન્તુ ક્ષયોપશમ કરવાનો હોય છે, તે તો અપૂર્વકરણેજ થાય છે એટલે અહિં ત્રીજા કરણની જરૂર રહેતી નથી.

उदयावलिकाया उपरि गुणश्रेणिं करोति सह चारित्रेण ।
अन्तः(मुहूर्त्तं) असंख्यगुणनया तावन्मात्रं वर्द्धते कालम् ॥३१॥

અર્થ—દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત થતાની સાથે જ ઉદયાવલિકા ઉપર અંતર્મુહૂર્ત્ત કાલ પર્યંત અસંખ્ય ગુણકારે ગુણશ્રેણિ કરે છે. તેટલો જ કાળ અવશ્ય પ્રવર્દ્ધમાન પરિણામી હોય છે.

ટીકાનુ૦ —દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત કરવા માટે થતા અપૂર્વકરણમાં ગુણશ્રેણિ થતી નથી પરંતુ કરણ પૂર્ણ થયા બાદ દેશવિરતિ અથવા સર્વવિરતિ ચારિત્રની સાથેજ એટલે કે જે સમયે દેશવિરતિ અને સર્વતિરતિ ચારિત્ર પ્રાપ્ત થાય તેજ સમયથી ઉદયાવલિકાના ઉપરના સમયથી માંડીને પૂર્વ પૂર્વ સ્થાનકરતા ઉત્તરોત્તર અંતર્મુહૂર્ત્તપ્રમાણ સ્થાનમાં અસંખ્યાત અસંખ્યાત ગુણકારે અંતર્મુહૂર્ત્ત કાલપર્યંત ગુણશ્રેણિ–દલ રચના કરે છે. જો કે દેશવિરતિ અને સર્વવિરતિ ગુણઠાણે તે ગુણસ્થાન જ્યાંસુધી ટકી રહે ત્યાંસુધી ગુણશ્રેણિ થાય છે, તો પછી અહિં અંતર્મુહૂર્ત્ત કહેવાનું કારણ દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત થયા પછી અંતર્મુહૂર્ત્ત કાલ પર્યંત આત્મા અવશ્ય પ્રવર્ધમાન પરિણામી હોય છે. ત્યાર પછી નિયમ નથી. ત્યારપછી તો કોઇ પ્રવર્દ્ધમાન પરિણામી હોય છે, કોઇ અવસ્થિત–સ્થિર–પૂર્વે હતા તેવાજ પરિણામવાળો હોય છે, કોઇ હીયમાનપરિણામી પણ થાય છે. હવે જો પ્રવર્દ્ધમાનપરિણામી આત્મા હોય તો ગુણશ્રેણિ ચડતા ચડતા ક્રમે કરે છે, હીયમાનપરિણામી હોય તો હીયમાન–ઉતરતા ક્રમે અને જો અવસ્થિત પરિણામી હોય તો અવસ્થિત–સ્થિર ગુણશ્રેણિ કરે છે. હીયમાનપરિણામી આત્મા ઉપરના સ્થાનકોમાંથી દલિકો થોડા ઉતારે છે અને થોડા ગોઠવે છે, અવસ્થિત પરિણામી આત્મા પૂર્વના સમયમાં જેટલા દલિકો ઉતાર્યા હતા તેટલાજ ઉતારી તેટલાજ ગોઠવે છે. દેશવિરત કે સર્વવિરત જ્યારે સ્વભાવસ્થ અને હીનપરિણામી હોય ત્યારે સ્થિતિઘાત અને [1]રસઘાત કરતો નથી. ૩૧

परिणामपच्चएणं गमागमं कुणइ करणरहिओवि ।
आभोगणट्ठचरणो करणे काऊण पावेइ ॥३२॥

परिणामप्रत्ययेन गमागमं करोति करणरहितोऽपि ।
आभोगनष्टचरणः करणे कृत्वा प्राप्नोति ॥३२॥

અર્થ—અનાભોગપરિણામે પડેલો આત્મા કરણ કર્યા વિના પણ ગમનાગમન કરે છે. ઉપયોગપૂર્વક જેનું ચારિત્ર નષ્ટ થયું છે, તે બેકરણ કરીનેજ ચડે છે.

---

૧. અહિં પ્રવર્દ્ધમાન પરિણામ કે હીયમાન પરિણામ તે કોની અપેક્ષાએ ? તે વિચારવાનું રહે છે. મને લાગે છે કે–તે તે ગુણ પ્રાપ્ત કરતા શરૂઆતના અંતર્મુહૂર્ત્ત પર્યંત જે ચડતા પરિણામ રહ્યા તેની અપેક્ષાએ હોવા જોઇએ, અથવા જે સમયની ગુણશ્રેણિનો

ટીકાનુ૦—અનાભોગે–ઉપયોગ સિવાયજ પરિણામના હ્રાસરૂપ કારણે પડતા પરિણામ થવાથી દેશવિરત આત્મા અવિરતિ પ્રાપ્ત કરે, અથવા સર્વવિરત આત્મા દેશવિરતિ કે અવિરતિને પ્રાપ્ત કરે તો તે ફરી પણ પૂર્વે પ્રાપ્ત કરેલી દેશવિરતિ અને સર્વવિરતિને કરણ કર્યા વિનાજ પ્રાપ્ત કરે છે. આવી રીતે કરણ કર્યા વિના પણ આત્મા અનેકવાર ગમનાગમન કરે છે. પરંતુ જેણે ઉપયોગ પૂર્વક પોતાના ચારિત્રનો નાશ કર્યો છે અને તેમ કરીને દેશવિરતિથી અથવા સર્વવિરતિથી પડીને મિથ્યાત્વ પર્યંત પણ જેઓ ગયા છે તેઓ ફરી પણ જઘન્યથી અંતર્મુહૂર્તકાળે અને ઉત્કૃષ્ટથી ઘણા કાળે પૂર્વપ્રતિપન્ન દેશવિરતિ અથવા સર્વવિરતિને ઉક્ત પ્રકારે બે [1]કરણ કરીનેજ પ્રાપ્ત કરે છે. ૩૨

**परिणामपच्चएणं चउव्विहं हाइ वड्ढई वावि ।**
**परिणामवड्डयाए गुणसेढिं तत्तियं रयइ ॥३३॥**

**परिणामप्रत्ययेन चतुर्विधं हीयते वर्द्धते वाऽपि ।**
**परिणामावस्थित्या गुणश्रेणिं तावन्मात्रां रचयति ॥३३॥**

અર્થ—પરિણામરૂપ નિમિત્તવડે ગુણશ્રેણી ચાર પ્રકારે ઘટે છે અથવા વધે છે. અવસ્થિત પરિણામે તેટલી જ રચે છે.

ટીકાનુ૦—પરિણામ રૂપ કારણ વડે ગુણશ્રેણી વધે છે, અને ઘટે છે. એટલે કે પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે ચડતા પરિણામી આત્મા હોય તો ઉપરના સ્થાનકોમાંથી અનુક્રમે વધારે વધારે દલિકો ઉપાડી વધારે વધારે ગોઠવે છે. સ્થિર પરિણામી હોય તો તેટલા જ ઉતારી તેટલા જ ગોઠવે છે. અને પડતા પરિણામી હોય તો ઉપરથી થોડા ઉતારે છે અને થોડા ગોઠવે છે.

દેશવિરતી અને સર્વવિરતિ પ્રાપ્ત થયા પછી અંતર્મુહૂર્ત્ત કાલ પર્યંત તો આત્મા અવશ્ય ચડતા પરિણામવાળો જ હોય છે, ત્યાર પછી નિયમ નથી. કોઈ હીન પરિણામી થાય છે. કોઇ એવાને એવા પરિણામે ટકી રહે છે, કોઈ પ્રવર્દ્ધમાન પરિણામી પણ થાય છે. આ હેતુથીજ ગુણશ્રેણીમાં—એટલે ઉપરથી દલિકો ઉતારી રચનામાં પણ ફેરફાર થાય છે. હવે જો હીનપરિણામી—પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે મંદ પરિણામી આત્મા થતો જાય તો ગુણશ્રેણી પણ

વિચાર કરતા હોઇયે તેની પૂર્વના સમયના પરિણામની અપેક્ષાએ પ્રવર્દ્ધમાન હીયમાન કે અવસ્થિત પરિણામ માનવા જોઇયે. તત્ત્વકેવલી ગમ્ય ભાષાંતરકર્ત્તા

૧ આભોગે પડેલા ક્લિષ્ટપરિણામી હોય છે તેથી તેઓ કરણ કર્યા વિના ચડી શકતા નથી. અને કોઈ એવાજ પ્રકારના કર્મના ઉદયથી અનાભોગે પડેલા હોય તેઓના તથા-પ્રકારના ક્લિષ્ટપરિણામ નહિ થવાથી કરણ કર્યા વિનાજ ચડી જાયછે.

અસંખ્યાત ભાગહીન, સંખ્યાતભાગહીન, સંખ્યાતગુણહીન, કે અસંખ્યાતગુણહીન થાય છે. ઉપરથી એટલા એટલા ઓછા ઉતારી નીચે ઓછા ઓછા ગોઠવે છે. જો પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોતર સમયે પરિણામ વધતા જાય તો પરિણામાનુસારે ગુણશ્રેણી પણ પૂર્વોક્ત પ્રકારે વધે છે. અને પૂર્વ સમયે જેવા પરિણામ હતા તેવા ઉત્તર સમયે પરિણામ રહે તો ગુણશ્રેણિ પણ તેટલી જ થાય છે, એટલે કે પૂર્વ સમયે જેટલા દલિકો ઉતાર્યા હતા અને જે ક્રમે ગોઠવ્યા હતા તેટલા જ ઉત્તર સમયે ઉતારી તે જ પ્રમાણે ગોઠવે છે. ગુણશ્રેણિના ક્રમે થતી દલરચના અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થાનકોમાં જ થાય છે, અને દેશવિરતિ તથા સર્વવિરતી ગુણસ્થાનક જ્યાં સુધી ટકી રહે છે ત્યાં સુધી તે પણ સમયે સમયે થયા કરે છે. આ પ્રમાણે દેશવિરતિ અને સર્વવિરતિના લાભની પ્રાપ્તિનો ક્રમ કહ્યો. ॥૩૩॥

હવે અનન્તાનુબંધિની વિસંયોજનાનું સ્વરૂપ કહે છે—

**सम्मुप्पायणविहिणा चउगइया सम्मदिट्ठिपज्जत्ता ।**
**संजोयणा विजोयंति न उण पढमट्ठिर्तिं करेंति ॥३४॥**

**सम्यक्त्वोत्पादनविधिना चतुर्गतिकाः सम्यग्दृष्टयः पर्याप्ताः ।**
**संयोजनान् वियोजयन्ति न पुनः प्रथमस्थितिं कुर्वन्ति ॥३४॥**

અર્થ—ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરતા કહેલી વિધિથી ચારે ગતિના પર્યાપ્ત ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિઓ અનંતાનુબંધિની વિસંયોજના કરે છે, પરંતુ ત્રીજા કરણમાં પ્રથમ સ્થિતિ કરતા નથી.

ટીકાનુ૦—ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરતા જે ત્રણ કરણનો ક્રમ કહ્યો છે એજ ત્રણ કરણના ક્રમે ચારે ગતિના સંજ્ઞી પંચેન્દ્રિય પર્યાપ્ત વેદકસમ્યગ્દષ્ટિ આત્માઓ ચોથાથી સાતમા ગુણઠાણા સુધીમાં વર્તતા—તેમાં ચોથે ગુણઠાણે વર્ત્તતા ચારે ગતિના જીવો, દેશવિરત તિર્યંચ અને મનુષ્યો અને સર્વવિરત મનુષ્યો જ અનંતાનુબંધિની વિસંયોજના—નાશ કરે છે. ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરતા અનિવૃત્તિકરણમાં જે અંતરકરણ થાય છે તે અહિં થતું નથી. અને તે થતું નથી માટે પ્રથમ સ્થિતિ પણ થતી નથી. કારણ કે અંતરકરણની નીચેની નાની સ્થિતિ પ્રથમ સ્થિતિ કહેવાય છે, અને ઉપરની બીજી—મોટી સ્થિતિ કહેવાય છે. અહિંતો અંતરકરણ જ થતું નથી, પરંતુ ઉદ્વલનાનુવિદ્ધ ગુણસંક્રમવડે સર્વથા નાશજ કરે છે, તો પછી પ્રથમ દ્વિતીય સ્થિતિ ક્યાંથી જ થાય. અર્થાત્ અનંતાનુબંધીની વિસંયોજના કરતા થતા અનિવૃત્તિકરણમાં પ્રથમસ્થિતિ કે અંતરકરણ થતા નથી. ૩૪

આજ સંબંધમાં વિશેષ કહે છે:—

**ऊवरिमगे करणदुगे दलियं गुणसंकमेण तेसिं तु ।**
**नासेइ तओ पच्छा अंतमुहुत्ता सभावत्थो ॥३५॥**
**उपरितने करणद्विके दलिकं गुणसंक्रमेण तेषां तु ।**
**नाशयति ततः पश्चात् अन्तर्मुहूर्त्तात् स्वभावस्थः ॥३५॥**

અર્થ—ઉપરના બેકરણમાં ગુણસંક્રમવડે તે અનંતાનુબંધિના દલિકોનો નાશ કરે છે. અને અંતર્મુહૂર્ત્ત બાદ સ્વભાવસ્થ થાય છે.

ટીકાનુ૦— ઉપરના બે કરણ–અપુર્વકરણ અને અનિવૃત્તિકરણમાં અનંતાનુબંધિ ક્રોધ માન માયા અને લોભના દલીકોનો ઉદ્વલનાસંક્રમાનુવિદ્ધ ગુણસંક્રમવડે સર્વથા નાશ કરે છે–એટલે કે બંધાતા શેષ કષાયો રૂપે કરી નાખે છે. ઉપરના ગુણસ્થાનોમાં જે કર્મનો સર્વથા નાશ કરવાનો હોય છે તેમાંના ઘણામાં ઉદ્વલના સંક્રમ અને ગુણસંક્રમ બંને લાગુ પડે છે. એટલે જ માત્ર અંતર્મુહૂર્ત કાળે તેઓનો સર્વથા નાશ થાય છે. અહિં અનંતાનુબંધિનો સર્વથા નાશ કરવાનો છે એટલે અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણે ઉદ્વલના યુક્ત ગુણસંક્રમ વડે માત્ર અંતર્મુહૂર્ત્તમાં જ તેનો સર્વથા નાશ કરે છે. માત્ર એક ઉદયાવલિકા અવશિષ્ટ રહે છે. કારણ કે તેમાં કોઈ કરણ લાગતું નથી. બાકી રહેલી તે આવલિકા સ્તિબુકસંક્રમવડે વેદ્યમાન સ્વજાતીય પ્રકૃતિમાં સંક્રમી દૂર થાય છે. [1]ત્યાર બાદ અંતર્મુહૂર્ત્ત પછી અનિવૃત્તિકરણના અન્તે શેષકર્મોના પણ સ્થિતિઘાત રસઘાત અને ગુણશ્રેણિ

૧ અનિવૃત્તિકરણમાં તો પૂર્વ પૂર્વ સમયથી ઉતરોત્તર સમયે અનન્તગુણ વિશુદ્ધિ હોય છે તેથી ઉદ્વલનાનુવિદ્ધગુણસંક્રમ વડે અનંતાનુબંધિનો ઉદયાવલિકા છોડી સર્વથા નાશ કરે છે. અહિં એક શંકા થાય છે કે અનિવૃત્તિકરણ કયારે પૂર્ણ થાય ? છેલ્લી ઉદયાવલિકા ક્ષય થયા બાદ કે પહેલા ? આ વિષયમાં મને તો એમ લાગે છે કે છેલ્લો ખંડ ક્ષય થયા બાદ કોઇ કાર્ય નહિ રહેલું હોવાથી અને અહિં અનંતાનુબંધિના ક્ષય માટે જ કરણો કર્યાં હતા તે કાર્ય પૂર્ણ થયું એટલે ઉદયાવલિકા બાકી રહે અને કરણ પૂર્ણ થાય. જેમ સમ્યકત્વ મોહનીયના છેલ્લા ખંડનો ક્ષય થયે છતે કૃતકરણ થાય છે, તેમ અનંતાનુબંધિના છેલ્લા ખંડનો નાશ થાય અને અનિવૃત્તિકરણ પૂર્ણ થાય એ ઠીક જણાય છે. ત્રીજું કરણ પૂર્ણ થયા પછી ઉદયાવલિકા જે રહી છે તે સ્તિબુક સંક્રમદ્વારા દૂર થઈ જાય છે. તથા 'ત્યાર બાદ અંતર્મુહુર્ત પછી' એમ જે લખ્યું છે તેનો સંબંધ અનિવૃત્તિકરણ સાથે હોય તેમ જણાય છે. એટલે અનિવૃત્તિકરણ પૂર્ણ થયા પછી અંતર્મુહૂર્ત્ત ગયા બાદ અન્ય કર્મોમાં પણ સ્થિતિઘાતાદિ થતા નથી પણ સ્વભાવસ્થ થાય છે. સ્વભાવસ્થ થાય છે એટલે જે ગુણઠાણે અનંતાનુબંધિની વિસંયોજના શરૂ કરી હોય તે ગુણઠાણે જેવા સ્વાભાવિક પરિણામ હોય તેવા પરિણામવાળો થાય છે. અથવા એમ પણ હોય કે છેલ્લો ખંડ અને ઉદયાવલિકા અનિવૃત્તિકરણમાં જ ખલાસ થાય. અને ત્યાર બાદ અંતર્મુહૂર્ત્ત પછી શેષકર્મોમાં સ્થિતિઘાતાદિ ન થાય, સ્વભાવસ્થ થાય. ટીકામાં

થતા નથી પરંતુ મોહનીયની ચોવીસની સત્તાવાળો થયો છતો સ્વાભાવસ્થ જ રહે છે. આ પ્રમાણે અનંતાનુબંધિની વિસંયોજનાનું સ્વરૂપ કહ્યું.

કોઈ આચાર્ય મહારાજા ઉપશમશ્રેણિ કરતા અનંતાનુબંધિની ઉપશમના માને છે, તેમના મત પ્રમાણે અનંતાનુબંધિની ઉપશમના કઇ રીતે થાય તે હકીકત આ૦ શ્રીમલયગિરિજી કૃત ષડશીતિની ટીકામાંથી અહિં ઉતારી છે. તે આ પ્રમાણે—

અવિરતિસમ્યગ્દષ્ટિ દેશવિરતિ પ્રમત્ત અને અપ્રમત્તગુણસ્થાનમાંથી કોઇ પણ ગુણસ્થાને વર્ત્તમાન અનંતાનુબંધિની ઉપશમનાનો પ્રયત્ન કરે છે. તે મન વચન અને કાયાના ત્રણ યોગમાંથી કોઈપણ યોગ યુક્ત, તેજો પદ્મ શુકલ લેશ્યામાંથી કોઈ પણ શુભ લેશ્યાવાળો, સાકારોપયોગે ઉપયુક્ત, અન્તઃકોડાકોડી સાગરોપમ સ્થિતિની સત્તાવાળો ભવ્ય આત્મા હોય છે. તથા તે પરાવર્ત્તમાન પુન્યપ્રકૃતિનો બંધક હોય છે, તેમજ પ્રતિસમય અશુભપ્રકૃતિઓના રસને અનંતગુણહીન કરે છે અને શુભપ્રકૃતિઓના રસને અનંતગુણ વધારે છે. સ્થિતિબંધ પણ પૂર્ણ થાય ત્યારે જેમ જેમ પૂર્ણ થતો જાય તેમ તેમ અન્ય સ્થિતિબંધ પલ્યોપમના અસંખ્યાતમે ભાગે, કર્મપ્રકૃતિ તથા પંચસંગ્રહના મતે પલ્યોપમના સંખ્યાતમે ભાગે હીન હીન કરે છે. આ પ્રમાણે કરણ શરૂ કરતા પહેલા પણ અંતર્મુહૂર્ત પર્યંત નિર્મળ પરિણામવાળો રહે છે. ત્યાર પછી અંતર્મુહૂર્ત્તકાળ પ્રમાણ ત્રણ કરણ કરે છે. ૧ યથાપ્રવૃત્તિકરણ ૨ અપૂર્વકરણ અને ૩ અનિવૃત્તિકરણ ૪ તથા ચોથી ઉપશાન્તાદ્ધા. તેમાં યથાપ્રવૃત્તિકરણમાં પ્રવેશ કરતો આત્મા પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અનંતગુણ ચડતા પરિણામે પ્રવેશ કરે છે પરંતુ તદ્યોગ્યવિશુદ્ધિના અભાવે સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ કે ગુણસંક્રમણ એમાંથી કંઈજ કરતો નથી. તે અંતર્મુહૂર્ત્તપ્રમાણ યથાપ્રવૃત્તિકરણના કાળમાં દરેક સમયે ત્રિકાળવર્ત્તિ અનેક જીવોની અપેક્ષાએ અસંખ્ય લોકાકાશપ્રદેશપ્રમાણ વિશુદ્ધિના સ્થાનકો હોય છે. અને દરેક સમયના તે વિશુદ્ધિ સ્થાનકો ષટ્સ્થાનપતિત છે. વળી પ્રથમ સમયે જે વિશુદ્ધિના સ્થાનકો છે તે કરતા બીજે સમયે વધારે હોય છે, ત્રીજે સમયે તે કરતા વધારે, એમ પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે

---

'अनिवृत्तिकरणपर्यवसाने' એ જે લખ્યું છે તેનો અર્થ એમ જણાય છે કે અનિવૃત્તિકરણ પૂર્ણ થયા પછી અંતર્મુહૂર્ત્ત બાદ અન્ય કર્મોમાં સ્થિતિઘાતાદિ ન થાય. આમ હોવાનું કારણ કોઈપણ ગુણ પ્રાપ્ત થયા પછી અંતર્મુહૂર્ત્ત સુધી ચડતા પરિણામવાળો જ રહે છે એમ જણાવ્યું છે. જેમકે ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત થયા પછી, દેશવિરતિ અને સર્વવિરતિ પ્રાપ્ત થયા પછી અંતર્મુહૂર્ત્ત પર્યંત અવસ્ય ચડતા પરિણામવાળો જ રહે છે, એમ જણાવ્યું છે. તે પ્રમાણે અનંતાનુબંધની વિસંયોજના કર્યા પછી પણ અંતર્મુહૂર્ત્ત ચડતા પરિણામવાળો રહે. ચડતા પરિણામવાળો રહે ત્યાં સુધી અન્ય કર્મમાં સ્થિતિઘાતાદિ થાય. ત્યારબાદ ન થાય. એમ જણાય છે. પછી તત્વ કેવળી ગમ્ય.

યથાપ્રવૃત્તિકરણના ચરમ સમય પર્યંત વધારે વધારે હોય છે. તથા યથાપ્રવૃત્તિકરણના પ્રથમ સમયે જઘન્ય વિશુદ્ધિ અલ્પ, તેનાથી બીજે સમયે જઘન્યવિશુદ્ધિ અનંતગુણી, તેનાથી ત્રીજે સમયે જઘન્યવિશુદ્ધિ અનંતગુણી, એમ યથાપ્રવૃત્તકરણના સંખ્યાતમા ભાગપર્યંત કહેવુ. તે કરતા યથાપ્રવૃત્તિકરણના પ્રથમસમયની ઉત્કૃષ્ટ શુદ્ધિ અનંતગુણી, તેનાથી સંખ્યાતમાભાગ પછીના સમયની જઘન્યવિશુદ્ધિ અનંતગુણી, તે કરતા બીજા સમયની ઉત્કૃષ્ટ અનંતગુણી, તે કરતા સંખ્યાતમાભાગ પછીના બીજા સમયની જઘન્ય વિશુદ્ધિ અનંતગુણી, તે કરતા ઉપરના ત્રીજા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણી તેનાથી સંખ્યાતમાભાગ પછીના ત્રીજા સમયની જઘન્ય વિશુદ્ધિ અનંતગુણી એમ ઉપરના એક એક સમયની ઉત્કૃષ્ટ અને સંખ્યાતમાભાગ પછીના એક એક સમયની જઘન્ય અનંતગુણ વિશુદ્ધિ યથાપ્રવૃત્તિકરણના ચરમ સમય પર્યંત કહેવી. યથાપ્રવૃત્તિકરણના છેલ્લા સંખ્યાતમાભાગમાં ઉત્કૃષ્ટ વિશુદ્ધિ નથી કહી તે પણ ઉત્તરોત્તર અનંત અનંતગુણ કહી જવી. આ પ્રમાણે યથાપ્રવૃત્તિકરણમાં વિશુદ્ધિનુ તારતમ્ય હોય છે.

આ રીતે યથાપ્રવૃત્તિકરણ પૂર્ણ કરી અપૂર્વકરણમાં પ્રવેશ કરે છે. અપૂર્વકરણમાં પણ પ્રતિસમય નાના જીવોની અપેક્ષાએ અસંખ્યલોકાકાશપ્રદેશપ્રમાણ વિશુદ્ધિના સ્થાનકો હોય છે, અને પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે વધારે વધારે હોય છે. તથા દરેક સમયના વિશુદ્ધિ સ્થાનકો ષટ્સ્થાન પતિત છે. વિશુદ્ધિનુ તારતમ્ય આ પ્રમાણે છે—યથાપ્રવૃત્તિકરણના ચરમસમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિથી અપૂર્વકરણના પ્રથમસમયની જઘન્ય વિશુદ્ધિ અનંતગુણી હોય છે, તે કરતા તેજ સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણી છે, તેનાથી બીજા સમયની જઘન્ય વિશુદ્ધિ અનંતગુણી છે, તેનાથી તેજ સમયની ઉત્કૃષ્ટવિશુદ્ધિ અનંતગુણી છે, આ પ્રમાણે અપૂર્વકરણના ચરમ સમય પર્યંત વિશુદ્ધિનુ તારતમ્ય હોય છે. તથા અપૂર્વકરણના પ્રથમ સમયથી આરંભી સ્થિતિઘાત રસઘાત ગુ શ્રેણિ ગુણસંક્રમ અને અન્ય સ્થિતિબંધ એ પાંચ પદાર્થો એકી સાથે પ્રવર્ત્તે છે. સ્થિતિઘાત એટલે સત્તાગતસ્થિતિના ઉપરના ભાગમાંથી વધારેમાં વધારે સેંકડો સાગરોપમ પ્રમાણ અને ઓછામાં ઓછા પલ્યોપમના સંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિને ખંડે છે—નાશ કરવાનો પ્રયત્ન કરે છે. તેટલા સ્થાનકોમાંના દલિકોને ઉપાડી ભૂમિ સાફ કરવાનો પ્રયત્ન કરે છે. તેના દલિકોને નીચે જે સ્થિતિનો ઘાત થવાનો નથી તેની અંદર નાખે છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાત ગુણા વધારે વધારે દલિકોને ગ્રહણ કરતો અંતર્મુહૂર્ત્તકાલે તેટલી સ્થિતિનો નાશ કરે છે. વળી પણ ઉપરોક્તક્રમે પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ બીજો ખંડ લે છે અને અંતર્મુહૂર્ત્તમાં નાશ કરે છે. આવી રીવે અપૂર્વકરણના કાલમાં હજારો સ્થિતિઘાતો કરે છે. અપૂર્વકરણમાં પ્રથમ સમયે જે

સ્થિતિસત્તા હતી તે કરતા ચરમ સમયે સંખ્યાતગુણહીન થાય છે એટલે કે સંખ્યાતમા ભાગની બાકી રહે છે.

રસઘાત—અશુભ પ્રકૃતિઓનો સત્તામાં જે રસ છે તેનો અનંતમો ભાગ રાખી શેષ અનંત ભાગોને સમયે સમયે નાશ કરતો અંતર્મુહૂર્ત્તકાળે સંપૂર્ણપણે નાશ કરે છે. ત્યાર પછી રાખેલા અનંતમા ભાગનો અનંતમો ભાગ રાખી શેષ અનન્ત ભાગોને સમયે સમયે નાશ કરતો અંતર્મુહૂર્ત્તમાં નાશ કરે છે. વળી શેષ રાખેલા અનંતમા ભાગનો અનંતમો ભાગ રાખી અનન્તા ભાગોને સમયે સમયે નાશ કરતો અંતર્મુહૂર્ત્તકાળે નાશ કરે છે. આવી રીતે એક સ્થિતિઘાત જેટલા કાળમાં હજારો રસઘાત કરે છે.

ગુણશ્રેણિ—[1] ઉદયસમયથી આરંભી અંતર્મુહૂર્ત્તપ્રમાણ સ્થિતિથી ઉપરના સ્થાનકોમાંથી દલિકો ગ્રહણ કરીને તેને [2] ઉદયાવલિકાના ઉપરના સમયથી આરંભી અંતર્મુહૂર્તપ્રમાણ સમયોમાં પૂર્વ પૂર્વ કરતા ઉત્તરોત્તર સમયમાં અસંખ્યાત અસંખ્યાત ગુણાકારે ગોઠવે છે. આ પ્રમાણે પ્રતિસમય અંતર્મુહૂર્ત્તથી ઉપલા સ્થાનકોમાંથી અસંખ્યાત અસંખ્યાતગુણ વધારે દલિકોને ઉતારીને ઉદયાવલિકાના ઉપરના સમયથી આરંભી પૂર્વોક્તક્રમે ગોઠવે છે. આ ગુણશ્રેણિનુ–દલરચનાનુ અંતર્મુહૂર્ત્ત અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણ કરતા મોટું છે, એટલે કે અપૂર્વકરણના પ્રથમસમયે જે દલિક ઉતારે છે તેને ઉદયાવલિકા છોડી તેના ઉપરના સમયથી આરંભી અપૂર્વકરણ અને અનિવૃતિકરણ કરતા વધારે સમયોમાં ગોઠવે છે. અપૂર્વકરણ અનિવૃત્તિકરણના સમયોને ભોગવીને જેમ જેમ ખલાસ કરતો જાય તેમ તેમ દલરચના શેષ શેષ સમયોમાં થાય છે, પણ ઉપર વધારતો નથી. એટલે કે અપૂર્વકરણના પહેલે સમયે ગુણશ્રેણિનો જે છેલ્લો સમય હતો તેજ છેલ્લા સમય તરીકે કાયમ રહે છે.

ગુણસંક્રમ—અપૂર્વકરણના પ્રથમસમયે અનંતાનુબંધિના દલિકને બંધાતિ સ્વજાતીય પર પ્રકૃતિમાં થોડું સંક્રમાવે છે, બીજે સમયે અસંખ્યાતગુણ વધારે સંક્રમાવે છે, ત્રીજે સમયે તે કરતા અસંખ્યાતગુણ વધારે સંક્રમાવે છે, એમ પૂર્વ પૂર્વ કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાતગુણ વધારે અપૂર્વકરણના ચરમ સમયપર્યંત સંક્રમાવે છે. અનંતાનુબંધિની ઉપશમના કરતા ગુણસંક્રમ માત્ર અનંતા-

૧ જેનો ઉદય હોય છે તેની ગુણશ્રેણિ ઉદયસમયથી આરંભીને થાય છે, જેનો ઉદય નથી હોતો તેની ગુણશ્રેણિ પ્રદેશોદયાવલિકા છોડી ઉપરના સમયથી થાય છે.

૨ જે સ્થિતિનો ઘાત થાય છે તેમાંથી દલિકો ગ્રહણ કરે છે અને ગુણશ્રેણિના ક્રમે ગોઠવે છે એમ કર્મપ્રકૃતિમાં તથા અહિં અગાડી ગુણશ્રેણિનો અર્થ કર્યો છે, ત્યાં કહેલ છે.

નુબંધિનોજ થાય છે, અબધ્યમાન દરેક અશુભ પ્રકૃતિનો ગુણસંક્રમ તો આઠમા ગુણસ્થાનકથી શરૂ થાય છે.

અન્યસ્થિતિબંધ—અપૂર્વકરણના પ્રથમસમયે અપૂર્વ–અલ્પ સ્થિતિબંધ કરે છે, ત્યાર પછીનો બીજો પલ્યોપમના સંખ્યાતમા ભાગહીન કરે છે, એમ પછી પછીના સ્થિતિબંધો પલ્યોપમના સંખ્યાતમાભાગ ન્યૂન ન્યૂન થતા જાય છે. સ્થિતિઘાત અને સ્થિતિબંધનો કાળ સરખો છે એટલે કે સ્થિતિઘાત અને સ્થિતિબંધ સાથેજ શરૂ થાય છે અને સાથેજ પૂર્ણ થાય છે.

આવી રીતે આ પાંચે પદાર્થોને અપૂર્વકરણમાં એકી સાથે આરંભે છે. એકી સાથે ચડેલા જીવોમાં પણ અધ્યવસાયનું તારતમ્ય હોય છે તેથી તેનું નિવૃત્તિ એ બીજું નામ પણ છે. અપૂર્વકરણ પૂર્ણ કરી અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે. અપૂર્વકરણ ત્યાં સુધી કહેવાય કે જ્યાં સુધી સાથે ચડેલા જીવોમાં પણ અધ્યવસાયનું તારતમ્ય હોય. ત્યાર બાદ જે સમયથી સાથે ચડેલા જીવો સમાન પરિણામવાળા થાય તે સમયથી અનિવૃત્તિકરણની શરૂઆત થાય છે, એમ સમજવું.

આ કરણમાં દરેક સમયે એકી સાથે ચડેલા એકે એક જીવોના અધ્યવસાયો સરખા હોય છે. માત્ર પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર અનંતગુણ વિશુદ્ધ હોય છે. એટલે આ કરણના જેટલા સમયો એટલાજ વિશુદ્ધિના સ્થાનકો છે. અપૂર્વકરણની જેમ અહિં પણ પૂર્વોક્ત સ્થિતિઘાતાદિ પાંચે પદાર્થોનો એકી સાથે આરંભ કરે છે. હવે તે અનિવૃત્તિકરણના સંખ્યાતાભાગ જાય અને એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે અનંતાનુબંધિનું અંતરકરણ કરે છે. અહિં અનંતાનુબંધિનો ઉદય નહિ હોવાથી નીચે એક આવલિકા મૂકીને ઉપરના અંતર્મુહૂર્ત્તપ્રમાણ અંતરકરણના દલિકોને બધ્યમાન પરપ્રકૃતિમાં સંક્રમાવે છે. અને અભિનવસ્થિતિબંધ કે સ્થિતિઘાત કરતા જેટલો વખત જાય તેટલાજ વખતમાં ખાલી કરે છે. પ્રથમ સ્થિતિના આવલિકાગત દલિકો સ્તિબુકસંક્રમવડે વેદ્યમાન પરપ્રકૃતિમાં સંક્રમી ખલાસ થાય છે. જે સમયે અન્તરકરણક્રિયા શરૂ થાય છે તેના બીજા સમયથી દ્વિતીય સ્થિતિગત અનંતાનુબંધિના દલિકને ઉપશમાવવા માંડે છે. પ્રથમ સમયે થોડા ઉપશમાવે છે, બીજે સમયે અસંખ્યાતગુણ ઉપશમાવે છે, તેનાથી ત્રીજે સમયે અસંખ્યાતગુણ ઉપશમાવે છે એમ અંતર્મુહૂર્ત્તકાળમાં સંપૂર્ણપણે ઉપશમાવે છે. ઉપશમાવે એટલે અંતર્મુહૂર્ત્તપર્યંત ઉદય સંક્રમણ ઉદ્વર્ત્તના અપવર્તના નિદ્ધત્તિ નિકાચના અને ઉદીરણાને અયોગ્ય કરે છે. ઉપશમેલા દલિકમાં અંતર્મુહૂર્ત્તપર્યંત ઉપરોક્ત કોઈ કરણો લાગતા નથી, તેમ પ્રદેશ કે રસથી ઉદય પણ થતો નથી. આ પ્રમાણે જે આચાર્ય મહારાજ અનંતાનુબંધિની ઉપશમના માને છે તેમના મતથી તેની ઉપશમનાનું સ્વરૂપ કહ્યું.

હવે દર્શનમોહનીયની ક્ષપણાનો વિધિ કહે છે.

**दंसणखवणस्सरिहो जिणकालीओ पुमट्ठवासुवरिं ।**
**अणणासकमा करणाइ करिय गुणसंकमं तहय ॥३६॥**

**दर्शनक्षपकार्हः जिनकालिकः पुमान् वर्षाष्टकस्योपरि (वर्तमानः)**
**अनन्तानुबन्धिनाशक्रमेण करणानि कृत्वा गुणसंक्रमं तथा च ॥३६॥**

અર્થ—આઠથી અધિક વરસના આયુવાળો જિનકાલિક મનુષ્ય દર્શનમોહનીય ખપાવવાને લાયક છે. તે અનંતાનુબંધિ વિસંયોજનામાં કહેલ ત્રણ કરણના ક્રમે કરણો કરીને તેનો નાશ કરે છે. ગુણસંક્રમ પણ તેજ પ્રમાણે કરે છે–તેવી જ રીતે થાય છે.

ટીકાનુ૦—જે કાળમાં તીર્થંકરો વિચરે છે તે કાળમાં ઉત્પન્ન થયેલો આઠ વરસ કરતા અધિક આયુવાળો પ્રથમ સંઘયણી મનુષ્ય દર્શન મોહનીય–મિથ્યાત્વ મોહનીય મિશ્રમોહનીય અને સમ્યકત્વમોહનીયની ક્ષપણા કરવા માટે લાયક છે, અને તે અનંતાનુબંધિની વિસંયોજનામાં જે પ્રમાણે ત્રણ કરણો કરવાના કહ્યા છે તે જ પ્રમાણે ત્રણે કરણો તથા ગુણસંક્રમ કરીને ત્રણે દર્શનમોહનીયનો સર્વથા નાશ કરે છે. એના જ સંબંધમાં વિશેષ વિચાર કરે છે–દર્શનમોહનીયનો નાશ કરવા માટે પ્રયત્ન કરતો આત્મા યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃતિકરણ એમ ત્રણ કરણ કરે છે. આ ત્રણે કરણોનું સ્વરૂપ પહેલા કહ્યું છે તે પ્રમાણે સમજવાનું છે. એટલે આ કરણોમાં પૂર્વે સ્થિતિઘાતાદિ જે કંઇ કરવાનું કહ્યું છે તે પ્રમાણે અહિં પણ યથાયોગ્ય રીતે કરે છે. પ્રથમ ગુણઠાણે અલ્પવિશુદ્ધિ હતિ તેથી વધારે કાળમાં થોડું કાર્ય થતું હતું, દર્શનમોહનીયની ક્ષપણા ચોથાથી સાતમા સુધીમાં થાય છે તેની વિશુદ્ધિ અનંતગુણ વધારે હોવાથી થોડા કાળમાં સ્થિતિઘાતાદિ વધારે પ્રમાણમાં કરે છે. વિશેષમાં અહિંયા અપૂર્વકરણના પ્રથમ સમયથી આરંભી ઉદ્વલનાસંક્રમ યુક્ત ગુણસંક્રમ પ્રવર્ત્તે છે. ગુણસંક્રમ વડે મિથ્યાત્વ તથા મિશ્રમોહનીયનું દલિક સમ્યકત્વ મોહનીયમાં નાખે છે, એટલે તે બંનેના દલિકોને સમ્યકત્વ મોહનીયરૂપે કરી નાખે છે. સંક્રમણકરણમાં જેનું સ્વરૂપ કહ્યું છે તે ઉદ્વલના સંક્રમદ્વારા સ્થિતિના ખંડો કરી સ્વ અને પરમાં નાખી નાશ કરે છે. તેની અંદર પ્રથમ સ્થિતિખંડ મોટો અને ત્યાર પછી ઉત્તરોત્તર નાના નાના સ્થિતિખંડો કરે છે, આ પ્રમાણે અપૂર્વકરણના ચરમ સમય પર્યંત થાય છે. ૩૬

તે જ હકીકત કહે છે.

**अप्पुव्वकरणसमगं गुणउव्वलणं करेइ दोण्हंपि ।**

**तक्करणाइं जं तं ठिइसंतं संखभागन्ते ॥३७॥**

**अपूर्वकरणसमकं गुणोद्वलने करोति द्वयोरपि ।**
**तत्करणादौ यत् तत् स्थितिसत्कर्म संख्येयभागमन्ते ॥३७॥**

અર્થ—અપૂર્વકરણની સાથે જ બંનેમાં-મિશ્ર અને મિથ્યાત્વમોહનીયમાં ગુણસંક્રમ અને ઉદ્વલના સંક્રમ કરે છે-પ્રવર્ત્તાવે છે. અને તેથી કરીને અપૂર્વ-કરણની આદિમાં જે સ્થિતિની સત્તા હતી તે કરતા અંતે સંખ્યાતમો ભાગ રહે છે.

ટીકાનુ૦—અપૂર્વકરણના પ્રથમ સમયથી આરંભીને અનુદિત મિશ્ર તથા મિથ્યાત્વમોહનીયમાં ઉદ્વલનાસંક્રમ અને ગુણસંક્રમ પ્રવર્ત્તે છે. સમ્યક્ત્વ મોહ-નીયમાં તો ફક્ત ઉદ્વલના સંક્રમ જ પ્રવર્ત્તે છે, કારણ કે દર્શનમોહનીય અને ચારિત્રમોહનીયનું પરસ્પર સંક્રમણ થતું નથી. તેના દલિકોને તો નીચે ઉતારી ઉદયસમયથી આરંભી ગુણશ્રેણિના ક્રમે ગોઠવે છે. આ પ્રમાણે ઉદ્વલનાનુવિદ્ધ ગુણસંક્રમવડે મિથ્યાત્વ અને મિશ્રની સ્થિતિ ઓછી થવાથી અપૂર્વકરણના પ્રથમ સમયે જેટલી તે બંનેની સ્થિતિ સત્તા હતી, તેના સંખ્યાતમા ભાગ જેટલી જ ચરમ સમયે રહે છે. ૩૭

**एवं ठिइबंधो वि हु पविसइ अणियट्टिकरणसमयंमि ।**
**अप्पुव्वं गुणसेढिं ठितिरसखंडाणि बंधं च ॥३८॥**

**एवं स्थितिबन्धोऽपि हु प्रविशति अनिवृत्तिकरणसमये ।**
**अपूर्वां गुणश्रेणिं स्थितिरसखण्डानि बन्धं च ॥३८॥**

અર્થ—આ પ્રમાણે અપૂર્વ સ્થિતિબંધ પણ થાય છે. ત્યારબાદ અનિવૃત્તિ-કરણમાં પ્રવેશે છે. ત્યાં અપૂર્વ ગુણશ્રેણિ સ્થિતિઘાત રસઘાત અને બંધ કરે છે.

ટીકાનુ૦—આજ પ્રમાણે સ્થિતિબંધ માટે પણ સમજવું. એટલે કે અપૂર્વ-કરણના પ્રથમસમયથી ચરમ સમયે જેમ સંખ્યાત ગુણ હીન સ્થિતિની સત્તા રહે છે, તેમ સ્થિતિબંધ પણ અપૂર્વકરણના પ્રથમ સમયથી ચરમ સમયે સંખ્યાત ગુણહીન-સંખ્યાતમા ભાગ પ્રમાણ રહે છે. (જો કે દર્શનમોહનીય ત્રણમાંથી એકેનો બંધ થતો નથી, પણ જે કર્મો બંધાય છે તેનો સ્થિતિબંધ ઉપર કહ્યા પ્રમાણે થાય છે.) અપૂર્વકરણ પૂર્ણ થયા બાદ અનિવૃત્તિકરણમાં પ્રવેશ કરે છે. પ્રવેશના પ્રથમ સમયથી જ આરંભી અપૂર્વ ગુણશ્રેણિ અપૂર્વ સ્થિતિ અને રસનો ઘાત તથા અપૂર્વ સ્થિતિબંધ કરે છે. અપૂર્વકરણ કરતા આ કરણમાં અનંતગુણ

વિશુદ્ધ પરિણામ હોવાથી અને આ કરણમાં ત્રણે દર્શનમોહનીયનો સર્વથા નાશ થવાનો છે માટે અપૂર્વ સ્થિતિઘાતાદિ કરે છે એમ કહ્યું છે. ૩૮

ઉપર કહી તેજ હકીકત આ ગાથામાં કહે છે—

**देसुवसमणनिकायणनिहत्तिरहियं च होइ दिट्ठितिगं ।**
**कमसो असण्णिचउरिंदियाइतुल्लं च ठितिसंतं ।।३९।।**

**देशोपशमनानिकाचनानिद्धतिरहितं च भवति दृष्टित्रिकम् ।**
**क्रमशः असंज्ञिचतुरिन्द्रियादितुल्यं च स्थितिसत्कर्म ।।३९।।**

અર્થ—અનિવૃત્તિકરણમાં દેશોપશમના નિકાચના અને નિદ્ધત્તિ રહિત દૃષ્ટિત્રિક થાય છે. તથા વચમાં વચમાં હજારો સ્થિતિઘાત થયા બાદ અનુક્રમે અસંજ્ઞિપંચેન્દ્રિય અને ચતુરિન્દ્રિયાદિ તુલ્ય સ્થિતિની સત્તા થાય છે.

ટીકાનુ૦—અનિવૃત્તિકરણના પ્રથમ સમયથી આરંભી દર્શનમોહનીયની ત્રણે પ્રકૃતિઓમાં દેશોપશમના નિકાચના અને નિદ્ધત્તિ એ ત્રણ કરણમાંથી એક પણ કરણ પ્રવર્ત્તતુ નથી. ત્રણે દર્શનમોહનીયની સ્થિતિસત્તા સ્થિતિઘાતાદિથી ઓછી થતા થતા હજારો સ્થિતિઘાત થયા બાદ અસંજ્ઞિ પંચેન્દ્રિયની સ્થિતિસત્તા સમાન સત્તા થાય છે. ત્યારબાદ વળી હજારો સ્થિતિઘાત થયા બાદ ચઉરિન્દ્રિયની સ્થિતિ-સત્તા સમાન સત્તા થાય છે. ત્યાર પછી પણ તેટલાજ સ્થિતિઘાતો થયા બાદ ત્રીન્દ્રિયની સ્થિતિસત્તા સમાન સત્તા થાય છે. ત્યારપછી પણ હજારો સ્થિતિઘાતો થયા બાદ બેઇન્દ્રિયની સ્થિતિસત્તા સરખી સ્થિતિની સત્તા થાય છે. ત્યાર પછી તેટલાજ-હજારો સ્થિતિખંડો ઓછા થાય ત્યારે એકેન્દ્રિયની સ્થિતિની સત્તા જેટલી સત્તા થાય છે. ત્યાર પછી પણ હજારો સ્થિતિઘાત થયા પછી પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિની સત્તા બાકી રહે છે. ૩૯

ઉપર કહી તેજ હકીકત આ ગાથામાં કહે છે—

**ठितिखंडसहस्साइं एक्केक्के अंतरंमि गच्छंति ।**
**पलिओवमसंखंसे दंसणसंते तओ जाए ।।४०।।**

**स्थितिखण्डसहस्राणि एकैकस्मिन्नन्तरे गच्छन्ति**
**पल्योपमसंख्येयांशे दर्शनसत्कर्मणि ततः जाते ।४०।।**

અર્થ—અનુક્રમે અસંજ્ઞિ અને ચઉરિન્દ્રિયાદિ તુલ્ય સ્થિતિની સત્તા થાય છે. એકેકા આંતરામાં હજારો સ્થિતિઘાતો થાય છે. ત્યારપછી પલ્યોપમના સંખ્યા-તમા ભાગ પ્રમાણ સ્થિતિની સત્તા બાકી રહે છે, અને તે વખતે જે થાય છે તે કહે છે.

ટીકાનુ૦—અનિવૃત્તિકરણના પ્રથમ સમયથી આરંભી આંતરે આંતરે હજારો સ્થિતિઘાત થયા બાદ અનુક્રમે અસંજ્ઞિપંચેન્દ્રિય અને ચઉરિન્દ્રિયાદિ તુલ્ય સ્થિતિની સત્તા થાય છે આ હકીકત પૂર્વની ગાથામાં કહેવાઈ ગઇ છે. આવી રીતે સ્થિતિ ઘટતા ઘટતા ત્રણે દર્શનમોહનીયની પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિસત્તા જ્યારે રહે ત્યારે જે થાય છે તે હવે કહે છે. ૪૦

**संखेज्जा संखिज्जा भागा खंडइ सहससो तेवि ।**
**तो मिच्छस्स असंखा संखेज्जा सम्ममीसाणं ॥४१॥**

**संख्येयान् संख्येयान् भागान् खण्डयति सहस्रशः तेऽपि ।**
**ततः मिथ्यात्वस्यासंख्येयान् संख्येयान् सम्यक्त्वमिश्रयोः ॥४१॥**

અર્થ—ત્રણે દર્શનમોહનીયની પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિ સત્તા થયા બાદ સંખ્યાતા સંખ્યાતા ભાગ ખંડે છે. તેવા પણ હજારો સ્થિતિઘાત જાય. ત્યાર પછી મિથ્યાત્વના અસંખ્યાતા અને સમ્યકત્વ અને મિશ્રમોહનીયના સંખ્યાતા સંખ્યાતા ભાગ પ્રમાણ સ્થિતિઘાત કરે છે.

ટીકાનુ૦–ત્રણે દર્શનમોહનીયની પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિની સત્તા જ્યારે થાય ત્યારે તે સત્તાગત પલ્યોપમના સંખ્યાતમાભાગ પ્રમાણ સ્થિતિના સંખ્યાતા ભાગ કરી એક ભાગ રાખી બાકીના બધા ભાગોનો નાશ કરે. વળી જેટલી સ્થિતિ સત્તામાં છે તેના સંખ્યાતા ભાગ કરી એક ભાગ રાખી બાકી બધાનો નાશ કરે. વળી જેટલી સ્થિતિ અવશિષ્ટ છે તેના સંખ્યાતા ભાગ કરી એક ભાગ રાખી શેષ સઘળા ભાગોનો નાશ કરે છે. આ પ્રમાણે હજારો સ્થિતિઘાત થઇ જાય છે. જ્યારથી પલ્યોપમના સંખ્યાતમા ભાગ જેટલી સત્તા થઇ ત્યારથી અત્યાર સુધી ત્રણે દર્શનમોહનીયના સત્તાગત સ્થિતિના સંખ્યાતા સંખ્યાતા ભાગ કરી એકએક ભાગ રાખી અવશિષ્ટ સ્થિતિનો નાશ કરતો હતો, હવે પછી મિથ્યાત્વમોહનીયની સત્તામાં જે સ્થિતિ છે તેના અસંખ્યાતા ભાગ કરી એક રાખી શેષ બધી સ્થિતિનો નાશ કરે છે અને મિશ્ર તથા સમ્યકત્વમોહનીયના તો સંખ્યાતા સંખ્યાતા ભાગ કરી એક રાખી બાકીના બધા ભાગોનોજ નાશ કરે છે. ૪૧

**तत्तो बहुखंडंते खंडइ उदयावलीरहियमिच्छं ।**
**तत्तो असंखभागा सम्मामीसाण खंडेइ ॥४२॥**
**बहुखंडंते मीसं उदयावलिबाहिरं खिवइ सम्मे ।**
**अडवाससंतकम्मो दंसणमोहस्स सो खवगो ॥४३॥**

**ततो बहुखण्डान्ते खण्डयति उदयावलिकारहितं मिथ्यात्वम् ।**
**ततोऽसंख्यभागान् सम्यक्त्वमिश्रयोः खण्डयति ॥४२॥**

**बहुखण्डान्ते मिश्रं उदयावलिकाबाहिरं क्षिपति सम्यक्त्वे ।**
**अष्टवर्षसत्कर्मा दर्शनमोहस्य स क्षपकः ॥४३॥**

અર્થ—ત્યારપછી ઘણા ખંડોને અંતે ઉદયાવલિકા છોડીને મિથ્યાત્વમોહનીયનો નાશ કરે છે. ત્યારપછી મિશ્ર અને સમ્યક્ત્વમોહનીયના અસંખ્યાતા ભાગોને ખંડે છે. ત્યારબાદ ઘણા ખંડોને અંતે ઉદયાવલિકા ઉપરનું મીશ્રનું દલ સમ્યકત્વમાં નાખે છે. તે કાળે સમ્યક્ત્વમોહનીયની આઠ વરસની સત્તાવાળો દર્શનમોહનીયનો ક્ષપક કહેવાય છે.

ટીકાનુ૦—આ રીતે મિથ્યાત્વમોહનીયની સત્તાગત સ્થિતિના અસંખ્યાતા ભાગ કરી એક રાખે બાકી બધાનો નાશ કરે, વળી જે સ્થિતિસત્તામાં છે તેના અસંખ્યાતા ભાગ કરી એક ભાગ રાખી બાકીના બધાનો નાશ કરે, આ ક્રમે મિથ્યાત્વમોહનીયના સ્થિતિઘાત કરતો ઘણા સ્થિતિઘાત જવા બાદ ઉદયાવલિકા છોડીને શેષ સઘળી મિથ્યાત્વની સ્થિતિનો નાશ કરે છે. તે વખતે મિશ્ર તથા સમ્યક્ત્વમોહનીયની પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલી સ્થિતિસત્તા રહે છે.

જે જે સ્થિતિઓનો [1]ઘાત થાય છે તેના દલિકોનો પ્રક્ષેપ વિધિ કહે છે—

જે જે સ્થિતિઓનો ઘાત થાય છે, તેમાંના મિથ્યાત્વના દલિકોને મિશ્ર તથા સમ્યક્ત્વમોહનીય એ બંનેમાં નાંખે છે, મિશ્રમોહનીયના સમ્યક્ત્વમોહનીયમાં નાંખે છે, અને સમ્યક્ત્વમોહનીયના નીચે ઉદય સમયથી આરંભી ગુણશ્રેણિના ક્રમે ગોઠવે છે. મિથ્યાત્વમોહનીયની જે ઉદયાવલિકા બાકી રહી છે, તેને સ્તિબુકસંક્રમ વડે સમ્યક્ત્વમોહનીયમાં નાખે છે. મિથ્યાત્વમોહનીયની જ્યારથી ઉદયાવલિકા બાકી રહી ત્યારથી મિશ્ર તથા સમ્યક્ત્વમોહનીયની સત્તાગત સ્થિતિના અસંખ્યાતા ભાગ કરે છે એક ભાગ રાખી શેષ સઘળા ભાગોનો નાશ કરે છે. વળી જે સત્તામાં છે તેના અસંખ્યાતા ભાગ કરી એક રાખી બાકી બધાનો નાશ કરે છે. આવી રીતે કેટલાક સ્થિતિઘાતો ગયા બાદ મિશ્રમોહનીયની એક ઉદયાવલિકા પ્રમાણ સ્થિતિસત્તા રહે છે. તે વખતે સમ્યક્ત્વમોહનીયની આઠ વરસ પ્રમાણ સ્થિતિસત્તા રહે છે. આ પ્રમાણે ઉદયાવલિકા ઉપરનું મિશ્રમોહનીયનું સઘળું દળ નાશ પામે છે, અને ઉદયાવલિકા સમ્યક્ત્વમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમી

૧ ત્રણે દર્શનમોહનીયમાં સ્થિતિઘાત થાય છે પરંતુ તેનું પ્રમાણ ઓછું વત્તું હોય છે. કેમકે જેનો પહેલા ઘાત થવાનો હોય તેનાં સ્થિતિઘાતનું પ્રમાણ મોટું હોય, અન્યમાં કંઈક ન્હાનું હોય.

દૂર થાય છે. સમ્યકત્વમોહનીયની આઠ વરસ પ્રમાણ સ્થિતિસત્તાવાળો આત્મા તે વખતે તેના સઘળા વિઘ્નો નષ્ટ થવાથી નિશ્ચયનયના મતે દર્શનમોહનીયનો ક્ષપક કહેવાય છે. વિઘ્નરૂપ સર્વઘાતી મિથ્યાત્વ અને મિશ્રમોહનીયનો તો સર્વથા ઘાત કર્યો અને સમ્યકત્વમોહનીયનો અંતર્મુહૂર્ત્તમાં અવશ્ય ઘાત કરશે તેથી તે નિશ્ચયનયના મતે દર્શનક્ષપક કહેવાય છે. ૪૨-૪૩

**अंतमुहुत्तियखंडं तत्तो उक्किरइ उदयसमयाओ ।**
**निक्खिवइ असंखगुणं जा गुणसेढी परिहीणं ॥४४॥**

**आन्तर्मौहूर्त्तिकं खण्डं तत उत्किरति उदयसमयात् ।**
**निक्षिपति असंख्येयगुणं यावद्गुणश्रेणिं परिहीनम् ॥४४॥**

અર્થ—સમ્યકત્વમોહની સત્તા આઠ વરસની રહ્યા બાદ તેના અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિખંડ કરે છે. તેના દલિકોને ઉદય સમયથી આરંભી અસંખ્યાત ગુણાકારે ગુણશ્રેણિના શિર પર્યંત ગોઠવે છે, પછી ઓછા ઓછા ગોઠવે છે.

ટીકાનુ૦—જ્યારથી સમ્યકત્વમોહનીયની આઠ વરસ પ્રમાણ સ્થિતિસત્તા રહી ત્યારથી તેના અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિખંડો કરી તેનો ઘાત કરે છે. તેના દલિકોને ઉદય સમયથી આરંભી ગોઠવે છે. ઉદય સમયમાં થોડું ગોઠવે છે, દ્વિતીય સમયમાં અસંખ્યાત ગુણ ગોઠવે છે, પછીના સમયમાં અસંખ્યાતગુણ ગોઠવે છે, એમ પૂર્વ પૂર્વ સ્થાન કરતા ઉત્તર ઉત્તર સ્થાનમાં અસંખ્યાત અસંખ્યાતગુણ ગુણશ્રેણિના શિર પર્યંત-ગુણશ્રેણિ જેટલા સ્થિતિસ્થાનમાં થાય છે, તેના છેવટના સમય પર્યંત ગોઠવે છે. ત્યારપછીના સમયોમાં-સ્થિતિસ્થાનોમાં ઓછું ઓછું યાવત્ ચરમસ્થિતિ પર્યંત ગોઠવે[1] છે. માત્ર જેનો સ્થિતિઘાત થાય છે ત્યાં ગોઠવતો નથી. ૪૪

**उक्किरइ असंखगुणं जाव दुचरिमंति अंतिमे खंडे ।**
**संखेज्जंसो खंडइ गुणसेढीए तहा देइ ॥४५॥**

૧ અહિં દર્શનમોહનીયના ક્ષયના અધિકારમાં એકલીજ ગુણશ્રેણિ જ્યારે થતી હોય છે ત્યારે દલિકોની રચના ગુણશ્રેણિના શિર સુધીજ થાય છે. અને ઉદ્‌વલના તથા ગુણશ્રેણિ બંને જ્યાં લાગુ પડેલા હોય છે ત્યાં ગુણશ્રેણિના શિર સુધી પૂર્વ પૂર્વ સ્થાન કરતા ઉત્તર ઉત્તર સ્થાનમાં અસંખ્યાત અસંખ્યાત ગુણ દલિક ગોઠવે છે અને ત્યાર પછીના સ્થાનોમાં જેનો સ્થિતિઘાત થાય છે તે છોડીને બાકીનામાં થોડા થોડા ગોઠવાય છે, જેનો સ્થિતિઘાત થાય છે ત્યાં બિલકુલ ગોઠવાતા નથી, આ ક્રમ છે.

**उत्किरति असंख्यगुणं यावद् द्विचरिममन्तिमे खण्डे ।**
**संख्येयांशं खण्डयति गुणश्रेण्याः तथा ददाति ॥४५॥**

અર્થ—પ્રથમ સ્થિતિખંડ કરતા ઉત્તરોત્તર સ્થિતિખંડો અસંખ્યાત અસંખ્યાતગુણ મોટા મોટા લેતો દ્વિચરમ સ્થિતિખંડ પર્યંત ઉકેરે છે. દ્વિચરમખંડથી ચરમખંડ સંખ્યાતગુણ મોટો છે. છેલ્લો સ્થિતિખંડ ખંડતા ગુણશ્રેણિના સંખ્યાતમા ભાગને ખંડે છે અને ગુણશ્રેણિમાં નાખે છે.

ટીકાનુ૦—સમ્યક્ત્વમોહનીયની આઠવરસની સત્તા જ્યારથી રહે છે ત્યારથી સ્થિતિઘાત અંતર્મુહૂર્ત્ત અંતર્મુહૂર્ત્તપ્રમાણ થાય છે. માત્ર ઉત્તરોત્તર અંતર્મુહૂર્ત્તો અસંખ્યાતગુણ મોટા મોટા લેવાના છે. તેની દલિકોને પૂર્વોક્ત ક્રમે ઉદયસમયથી આરંભી ગોઠવે છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ ખંડ કરતા ઉત્તરોત્તર અસંખ્યાતગુણ મોટા મોટા સ્થિતિખંડને ઉકેરતો દ્વિચરમસ્થિતિખંડ પર્યંત ઉકેરે છે. દ્વિચરમ સ્થિતિખંડ–સ્થિતિઘાતથી છેલ્લો સ્થિતિખંડ–સ્થિતિઘાત સંખ્યાતગુણ મોટો છે. છેલ્લો સ્થિતિખંડ ખંડતા તેની સાથે ગુણશ્રેણિના સંખ્યાતમા ભાગને પણ ખંડે છે. અને ખંડાતા તે ગુણશ્રેણિના સંખ્યાતમા ભાગ ઉપરની તેના કરતા સંખ્યાતગુણી મોટી તે જ ચરમસ્થિતિખંડની સ્થિતિને ઉકેરે છે, એટલે કે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ ચરમખંડ સાથે ગુણશ્રેણિનો જેટલો ભાગ ઉકેરાય છે તે ભાગથી તેની પછી ઉકેરાતો ચરમસ્થિતિખંડ સંખ્યાતગુણ મોટો છે. તાત્પર્ય એ કે ગુણશ્રેણિના સંખ્યાતમા ભાગ સાથે આખા ચરમખંડને ઉકેરે છે, અને તે ચરમખંડ ગુણશ્રેણિના સંખ્યાતમા ભાગથી સંખ્યાતગુણ મોટો છે.

હવે તેના દલિકોને ઉદયસમયથી આરંભી ગોઠવે છે. ઉદય સમયમાં થોડું ગોઠવે છે, ત્યાર પછીના ઉત્તરોત્તર સ્થાનમાં ગુણશ્રેણિના શિરપર્યંત અસંખ્યાત અસંખ્યાત ગુણ ગોઠવે છે. અહિં ચરમખંડ ઉવેલતા ગુણશ્રેણિના શિર ઉપરના સ્થાનોમાં દલિક બિલકુલ ગોઠવતો નથી કારણ કે તે જ દલિક ઉત્કીર્યમાણ છે. આ પ્રમાણે છેલ્લા ખંડનુ દલિક ખલાસ થાય ત્યારે તે ક્ષપક [1]કૃતકરણ કહેવાય છે. ૪૫

**कयकरणो तक्काले कालंपि करेइ चउसु वि गइसु ।**
**वेइयसेसो सेढी अण्णयरं वा समारुहइ ॥४६॥**

**कृतकरणः तत्काले कालमपि करोति चतुर्ष्वपि गतिषु ।**
**वेदितशेषः श्रेणिमन्यतरां वा समारोहति ॥४६॥**

૧ कृतकरण–कृतानि करणानि येन=અર્થાત્ જેણે કરણો પૂર્ણ કર્યાં છે તે. કારણ કે અહિં ત્રીજું અનિવૃત્તિકરણ પૂર્ણ થાય છે.

અર્થ—કૃતકરણ છતો-અનિવૃત્તિકરણ પૂર્ણ કરીને તે વખતે કોઇ જીવ કાલ પણ કરે છે, અને કાલ કરીને ચારે ગતિમાં જાય છે. કાલ, ન કરે તો સમ્યક્ત્વમોહનીયનો બાકીનો ભાગ અનુભવી બેમાંથી કોઇ પણ શ્રેણિ ઉપર આરોહણ કરે છે.

ટીકાનુ૦—કૃતકરણ છતો એટલે કે અનિવૃત્તિકરણ પૂર્ણ કરીને કોઇક જીવ કાલ પણ કરે છે અને કાલ કરીને ચારમાંથી કોઇપણ [1]ગતિમાં ઉત્પન્ન થઈ શકે છે. અને સમ્યક્ત્વમોહનીયનો શેષ ભાગ ભોગવી ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરે છે. માટે જ કહ્યું છે કે-ક્ષાયિકસમ્યક્ત્વનો પ્રસ્થાપક-પ્રારંભક ઉત્પન્ન કરવાની શરૂઆત કરનાર મનુષ્ય જ છે અને નિષ્ઠાપક-પૂર્ણ કરનાર ચારે ગતિના જીવો છે. કારણ કે સમ્યક્ત્વમોહનીયના છેલ્લા ખંડનો નાશ થાય એટલે કરણ પૂર્ણ થાય. પરંતુ છેલ્લા ખંડનું જે દલિક ઉદયસમયથી આરંભી ગુણશ્રેણિના શિર પર્યંત ગોઠવાયું છે તે ભોગવવાનું બાકી રહે છે. અહિં આયુ પૂર્ણ થયું હોય તો મરીને પરિણામાનુસાર ગમે તે ગતિમાં ઉત્પન્ન થાય છે, અને સમ્યક્ત્વમોહનીયનો બાકીનો ભાગ ભોગવી ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન કરે છે એટલે ઠીક જ કહ્યું છે કે નિષ્ઠાપક ચારે ગતિના જીવો હોઇ શકે છે. જો તે વખતે કાલ ન કરે તો મનુષ્યગતિમાં જ સમ્યક્ત્વમોહનીયનો શેષભાગ અનુભવી ક્ષાયિકસમ્યક્ત્વ ઉત્પન્ન કરીને ક્ષપક કે ઉપશમશ્રેણિમાંથી કોઈ પણ શ્રેણિ પર આરોહણ કરે છે-ચઢે છે. તેમાં પરભવનું વૈમાનિક દેવનું જ આયુ બાંધ્યું હોય અને પછી ક્ષાયિકસમ્યક્ત્વ ઉત્પન્ન કર્યું હોય તો જ ઉપશમશ્રેણિપર ચઢી શકે છે. અને ચારગતિમાંથી કોઇ ગણ ગતિનું આયુ નહિ બાંધનાર અબદ્ધાયુ ક્ષાયિક સમ્યક્ત્વી આત્મા અંતર્મુહૂર્ત્તમાં જ ક્ષપકશ્રેણિ પર ચડે છે-ક્ષાયિકસમ્યક્ત્વ પ્રાપ્ત કરી અંતર્મુહૂર્ત્ત કાળમાં જ ચારિત્રમોહનીયની ક્ષપણાનો આરંભ કરે છે. વૈમાનિકદેવ સિવાય કોઈ આયુ બંધાયુ હોય તો એક પણ શ્રેણિ પર ચડી શકતો નથી. ॥૪૬॥

ક્ષાયિક સમ્યક્ત્વી કેટલામે ભવે મોક્ષમાં જાય એ પ્રશ્નનો ઉત્તર આપે છે—

**तइय चउत्थे तम्मि व भवंमि सिज्झंति दंसणे खीणे ।**
**जं देवनरयऽसंखाउचरमदेहेसु ते होंति ॥४७॥**

---

૧ ક્ષાયિકસમ્યક્ત્વી ત્રણ નરક વૈમાનિક દેવ અસંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચ કે મનુષ્ય એમ ચારમાંથી કોઈ પણ ગતિમાં પરિણામાનુસાર ઉત્પન્ન થઈ શકે છે. જેણે સંખ્યાત વરસના આયુવાળા મનુષ્યતિર્યંચનું ભુવનપતિ વ્યંતર જ્યોતિષ દેવનુ કે ત્રણ નરક સિવાય નારકીનુ આઉખુ બાંધ્યું હોય તે ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન કરી શકતો નથી.

तृतीये चतुर्थे तस्मिन्वा भवे सिध्यन्ति दर्शने क्षीणे ।
यत् देवनारकासंख्यायुश्चरमदेहेषु ते भवन्ति ॥४७॥

અર્થ—દર્શનસપ્તક ક્ષય કર્યા બાદ ત્રીજા ચોથા કે તેજ ભવમાં મોક્ષમાં જાય છે. કારણ કે દેવ નારકી અસંખ્યાતવરસના આયુવાળા કે ચરમ દેહમાં તેઓ હોય છે.

ટીકાનુ૦—દર્શન સપ્તકનો ક્ષય થયા બાદ ત્રીજા ચોથા કે તે જ ભવમાં જીવો મોક્ષમાં જાયછે. કારણ કે ક્ષાયિકસમ્યક્ત્વી દેવ નારકી કે અસંખ્ય વરસના આયુવાળા મનુષ્યતિર્યંચમાં ઉત્પન્ન થાય છે, અથવા ચરમશરિરિ હોય છે. તેથી જ ત્રીજા ચોથા કે તે જ ભવમાં મોક્ષમાં જાય છે એમ કહ્યું છે. એનો જ વિશેષ વિચાર આ પ્રમાણે છે—

દેવતા કે નારકીનું આયુ બાંધ્યા બાદ ક્ષાયિકસમ્યકત્વ ઉત્પન્ન કરે તો દેવ કે નારકીમાં જઈ મનુષ્ય થઇ મોક્ષે જાય છે. તેને જે ભવમાં ક્ષાયિક ઉત્પન્ન કર્યું તે મનુષ્યનો ભવ, પછી દેવ અથવા નરકનો ભવ, અને પછી મનુષ્યનો ભવ એમ ત્રણ ભવ થાય છે.

અસંખ્યાત વરસના આયુવાળા મનુષ્ય તિર્યંચનું આયુબાંધ્યા પછી ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કર્યું હોય તો યુગલીકમાં જઇ ત્યાંથી દેવમાં ત્યાંથી મનુષ્યમાં આવી મોક્ષ જાય છે તેને ચાર ભવ થાય છે. પહેલો મનુષ્યનો, પછી યુગલિયાનો, પછી દેવનો, અને છેલ્લો મનુષ્યનો. કોઇક કૃષ્ણ અને દુપ્પસહસૂરિ જેવા ક્ષાયિકસમ્યકત્વીને પાંચ ભવ પણ થાય છે. તેઓ દેવ કે નારકીનુ આયુ બાંધ્યા બાદ ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કરે છે. એટલે મનુષ્યમાંથી દેવ કે નરક ગતિમાં જાય છે, ત્યાંથી એવા કાળમાં અને એવા સંયોગ વચ્ચે મનુષ્ય પણે ઉત્પન્ન થાય છે કે તેજ ભવમાં મોક્ષમાં ન જઈ શકે, તેથી દેવાયુ બાંધી દેવગતિમાં જાય છે, ત્યાંથી મનુષ્ય થઇ મોક્ષમાં જાય છે. આ રીતે પાંચ ભવ પણ થાય છે. ૧ મનુષ્યનો ૨ દેવ કે નારકીનો ૩ મનુષ્યનો ૪ દેવનો ૫ મનુષ્યનો. જેણે પરભવનું આયુ બાંધ્યુ જ નથી અને ક્ષાયિકસમ્યકત્વ ઉત્પન્ન કરે છે, તે ચરમશરિરી કહેવાય છે. તેઓ તો ક્ષાયિકસમ્યકત્વ ઉત્પન્ન થયા બાદ તરત જ ચારિત્રમોહનીયની ક્ષપણાનો આરંભ કરે છે, અને તે જ ભવમાં મોક્ષમાં જાય છે. આ રીતે દર્શન મોહનીયની ક્ષપણાનું સ્વરૂપ કહ્યું. ૪૧

હવે ચારિત્રમોહનીય ઉપશમનાનું સ્વરૂપ કહે છે–તે ચારિત્ર મોહનીયની ઉપશમનાનો અધિકારી વૈમાનિક દેવ વિષયક જેણે આયુ બાંધ્યું હોય તેવો ક્ષાયિકસમ્યકત્વી અથવા વૈમાનિક વિષયક આયુ બાંધ્યું હોય કે ન બાંધ્યું હોય એવો વેદકસમ્યકત્વી છે. જે વેદક સમ્યકત્વ છતા ઉપશમશ્રેણિ માંડે છે–ચારિત્ર-

મોહનીયની ઉપશમના માટે પ્રયત્ન કરે છે, તે પ્રથમ કેટલાક આચાર્યોના મતે અનંતાનુબંધીની વિસંયોજના કરીને અને કેટલાક આચાર્યોના મતે અનુંતાનુબંધિને ઉપશમાવીને દર્શનમોહનીયત્રિક ઉપશમાવે છે. ત્યાર પછી ચારિત્રમોહનીયની ઉપશમના માટે પ્રયત્ન કરે છે. અનંતાનુબંધિની વિસંયોજના તથા ઉપશમના કેવી રીતે કરે છે તે પહેલા કહેવાઈ ગયું છે. હવે દર્શનત્રિકની ઉપશમનાનો વિધિ કહે છે—

**अहवा दंसणमोहं पढमं उवसामइत्तु सामण्णे ।**
**ठिच्चा अणुदइयाणं पढमठिई आवली नियमा ॥४८॥**
**पढमुवसमं व सेसं अंतमुहुत्ताउ तस्स विज्झाओ ।**
**संकेसविसोहिओ पमत्तइयरत्तणं बहुसो ॥४९॥**

**अथवा दर्शनमोहं प्रथममुपशमय्य श्रामण्ये ।**
**स्थित्वा अनुदितयोः प्रथमस्थितिरावलिका नियमात् ॥४८॥**
**प्रथमोपशमवच्छेषं अन्तर्मुहूर्त्तात् तस्य विध्यातः ।**
**संक्लेशविशुद्धितः प्रमत्तेतरत्वं बहुशः ॥४९॥**

અર્થ—અથવા પ્રથમ શ્રમણપણામાં રહીને દર્શનમોહનીય ઉપશમાવીને ચારિત્રમોહનીયની ઉપશમના કરે છે. અનુદિત મિથ્યાત્વ અને મિશ્રમોહનીયની પ્રથમ સ્થિતિ આવલિકામાત્ર હોય છે. શેષ હકીકત પ્રથમોપશમવત્ જાણવી. અંતર્મુહૂર્ત્ત ગયા બાદ દર્શનદ્વિકનો વિધ્યાતસંક્રમ પ્રવર્તે છે. સંકલેશ અને વિશુદ્ધિના વશથી પ્રમત્ત અને અપ્રમત્તપણામાં બહુવાર ફરે છે.

ટીકાનુ૦—વૈમાનિક દેવનું જેણે આયુ બાંધ્યુ છે એવો કોઈ આત્મા પ્રથમ અનંતાનુબંધિ ખપાવ્યા બાદ દર્શનમોહનીય ખપાવી ક્ષાયિક સમ્યક્ત્વ પામી ચારિત્રમોહનીયની ઉપશમનાનો પ્રયત્ન કરે છે. અથવા પ્રથમ અનંતાનુબંધિ ખપાવ્યા કે ઉપશમાવ્યા બાદ દર્શનત્રિક ઉપશમાવીને પણ કોઇ ચારિત્રમોહનીયની ઉપશમનાનો પ્રયત્ન કરે છે. તે દર્શનત્રિકની ઉપશમના શ્રમણપણામાંજ કરે છે. દર્શનત્રિકની ઉપશમના કરતા યથાપ્રવૃત્ત અપૂર્વ અને અનિવૃત્તિ એ ત્રણે કરણો થાય છે, તેનું સ્વરૂપ પૂર્વે મિથ્યાત્વની કે અનંતાનુબંધિની ઉપશમના કરતા જેમ કહ્યું છે, તેમ અહિં પણ સમજી લેવાનું છે. માત્ર અંતરકરણ કરતા અનુદિત મિથ્યાત્વ તથા મિશ્રમોહનીયની પ્રથમ સ્થિતિ આવલિકા પ્રમાણ કરે છે, અને ઉદય પ્રાપ્ત સમ્યક્ત્વ મોહનીયની પ્રથમ સ્થિતિ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ કરે છે. ત્રણેના અંતરકરણના દલિકોને સમ્યક્ત્વમોહનીયની પ્રથમસ્થિતિમાં નાંખે છે. તથા મિથ્યાત્વ અને મિશ્ર-

મોહનીયના પ્રથમ સ્થિતિગત દલિક સ્તિબુકસંક્રમ વડે સમ્યક્ત્વમોહનીયની ઉદયાવલિકામાં સંક્રમે છે. સમ્યક્ત્વમોહનીયની પ્રથમ સ્થિતિ વિપાકોદય દ્વારા અનુભવતા ક્ષીણ થાય ત્યારે ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ થાય છે. ત્રણેના દ્વિતીયસ્થિતિગત દલિકોને અનંતાનુબંધિની માફક ઉપશમાવે છે. શેષ હકીકત પ્રથમ ઉપશમસમ્યક્ત્વ પ્રમાણે સમજી લેવાની છે.

જેમ દર્શનત્રિકને ઉપશમાવતા અપૂર્વ તથા અનિવૃત્તિકરણમાં મિથ્યાત્વ તથા મિશ્રમોહનીયના દલિકોનો સમ્યક્ત્વમોહનીયમાં ગુણસંક્રમ થતો હતો તેમ અન્તરકરણમાં પ્રવેશ કર્યા પછી પણ અંતર્મુહૂર્ત પર્યંત ગુણસંક્રમ થાય છે. અંતર્મુહૂર્ત ગયા બાદ ગુણસંક્રમના અંતે વિધ્યાતસંક્રમ થાય છે. વિધ્યાતસંક્રમ વડે મિશ્ર તથા મિથ્યાત્વના દલિકોને સમ્યક્ત્વમોહનીયમાં સંક્રમાવે છે.

આ પ્રમાણે ત્રણે દર્શનમોહનીયનો ઉપશમ થયા પછી સંક્લેશ અને વિશુદ્ધિના વશથી પ્રમત્તપણાને અને અપ્રમત્તપણાને અનેકવાર અનુભવી એટલે કે અનેકવાર પ્રમત્તથી અપ્રમત્તે અને અપ્રમત્તથી પ્રમત્તે ફરીને ચારિત્રમોહનીયની ઉપશમના કરવા યત્ન કરે છે. ૪૮-૪૯

ચારિત્રમોહનીયની ઉપશમનાનો ક્રમ બતાવે છે—

**पुणरवि तिन्नि करणाइं करेइ तइयंमि एत्थ पुण भेओ।**
**अंतोकोडाकोडी बंधं संतं च सत्तण्हं ॥५०॥**

**पुनरपि त्रीणि करणानि करोति तृतीये अत्र पुनः भेदः।**
**अन्तःकोटाकोटीबन्धं सत्तां च सप्तानाम् ॥५०॥**

અર્થ—ચારિત્રમોહનીયની ઉપશમના કરતા ફરી પણ ત્રણ કરણ કરે છે. ત્રીજા કરણમાં વિશેષ છે. ત્યાં સાતે કર્મોનો બંધ અને સત્તા અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ કરે છે.

ટીકાનુ૦—ચારિત્રમોહનીયને ઉપશમાવતો આત્મા પણ યથાપ્રવૃત્તાદિ ત્રણ કરણ કરે છે. કરણનું સ્વરૂપ તો પ્રથમ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરતા કહ્યું છે તે પ્રમાણે કે અનંતાનુબંધિની ઉપશમના કરતા કહ્યું છે, તે પ્રમાણે સમજી લેવાનું છે. અહિં ચારિત્રમોહનીય ઉપશમાવતા અપ્રમત્ત ગુણસ્થાનને યથાપ્રવૃત્તિકરણ આઠમા અને નવમા ગુણસ્થાનકે અનુક્રમે અપૂર્વ અને અનિવૃત્તિ-

૧ અહિં સામાન્યતઃ મિથ્યાત્વ અને મિશ્રનો સમ્યક્ત્વમાં સંક્રમ થાય એમ લખ્યું છે પરંતુ મિથ્યાત્વનો મિશ્રમાં પણ એજ પ્રમાણે સંક્રમ થાય છે એ પણ સમજી જ લેવાનું છે. ૨ દર્શનત્રિકની ઉપશમના કર્યા પછી અને ચારિત્રમોહનીયની ઉપશમના કરતા હજારોવાર પ્રમત્ત અને અપ્રમત્તે ફરે છે, અને ત્યાર બાદ અપૂર્વકરણે જાય છે, એમ

કરણ સમજવાના છે. અપૂર્વકરણે સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ અબધ્યમાન સઘળી અશુભ પ્રકૃતિઓનો ગુણસંક્રમ અને અપૂર્વ સ્થિતિબંધ પૂર્વની જેમ થાય છે. અનિવૃતિકરણે પણ સ્થિતિઘાતાદિ પાંચે પ્રવર્તે છે. આ કરણમાં બીજો જે વિશેષ છે તે બતાવે છે–અનિવૃત્તિકરણના પ્રથમ સમયે આયુ સિવાય સાતે કર્મોનો બંધ અને સત્તા અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ કરે છે. જો કે અત્યાર પહેલા થયેલા અપૂર્વકરણાદિ કરણોમાં પણ તેટલો જ બંધ અને સત્તા હોય છે; છતા તે બંધ અને સત્તાથી નવમા ગુણસ્થાનકનો બંધ અને સત્તા અસંખ્યાત-ગુણ હીન એટલે કે અસંખ્યાતમા ભાગ પ્રમાણ સમજવા. તથા જો કે અહિં બંધ અને સત્તા સરખા જણાય છે છતા બંધ કરતા સત્તા વધારેજ સમજવી. આજ સ્થળે કર્મપ્રકૃતિમાં સત્તા અંતઃકોડાકોડી સાગરોપમ પ્રમાણ અને બંધ અંતઃ-કોડ સાગરોપમ પ્રમાણ કહેલ છે. ૫૦

**ठिइखंडं उक्कोसंपि तस्स पल्लस्स संखतमभागं ।**
**ठितिखंडं बहु सहस्से सेक्केक्कं जं भणिस्सामो ॥५१॥**

**स्थितिखण्डं उत्कृष्टमपि तस्य पल्यस्य संख्यतमभागम् ।**
**स्थितिखण्डेषु बहुषु सहस्रेषु एकैकं यत् भणिष्यामः ॥५१॥**

અર્થ—આ ગુણસ્થાનકે સ્થિતિનો ઘાત ઉત્કૃષ્ટથી પણ પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ જ થાય છે. હજારો સ્થિતિઘાત થયા પછી એક એક કર્મમાં જે કંઇ કરે છે તે હવે કહીશું.

ટીકાનુ૦—નવમે ગુણઠાણે ઉત્કૃષ્ટથી પણ પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણજ સ્થિતિઘાત થાય છે. તથા જે બંધ કહેલ છે તેમાંથી પણ પલ્યોપમનો સંખ્યાતમો ભાગ ઘટાડી ઘટાડીને અન્ય સ્થિતિબંધ કરે છે. તથા જો કે સામાન્યતઃ સાતે કર્મોનો સ્થિતિઘાત પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ કહેલ છે, તથાપિ સત્તામાં અલ્પબહુત્વ આ પ્રમાણે છે–નામ અને ગોત્રકર્મની સત્તા તેઓ અલ્પ સ્થિતિવાળા હોવાથી થોડી છે, તેનાથી જ્ઞાનાવરણીય દર્શનાવરણીય વેદનીય અને અંતરાયની વધારે છે, પરંતુ તુલ્ય સ્થિતિવાળા હોવાથી સ્વસ્થાને પરસ્પર સરખી છે, તેનાથી મોહનીયકર્મની સત્તા વધારે છે. જેની સ્થિતિ વધારે હોય છે તેની સત્તા પણ વધારે હોય છે, જેની સ્થિતિ ઓછી હોય છે, તેની સત્તા પણ ઓછી હોય છે. આ ઉપરથી સામાન્યતઃ સત્તામાં જે અંતઃકોડાકોડી કહેલ છે તે નાની મોટી

---

પહેલા કહેવામાં આવ્યું છે. તેમાં છેલ્લીવાર જે અપ્રમત્તપણું પ્રાપ્ત થયા પછી અપૂર્વ-કરણમાં પ્રવેશ કરે તે અપ્રમત્તપણાને ચારિત્રમોહનીયની ઉપશમના કરતા યથાપ્રવૃત્તિકરણ તરીકે સમજવાનું છે.

હોય છે તે સ્પષ્ટ સમજાય છે. હવે અહિં ઘણા હજાર સ્થિતિઘાતો ઓળંગી ગયા બાદ એક એક કર્મના સંબંધમાં જે કંઇ કરે છે તે કહીશું ૫૧.

તેજ હકીકત કહે છે—

**करणस्स संखभागे सेसे य असण्णिमाइयाण समो।**
**बंधो कमेण पल्लं वीसग तीसाण उ दिवड्ढं ॥५२॥**

**करणस्य संख्यभागे शेषे च असंज्ञ्यादीनां समः।**
**बन्धः क्रमेण पल्यः विंशतिकयोः त्रिंशत्कानां तु सार्धः ॥५२॥**

અર્થ—અનિવૃત્તિકરણનો સંખ્યાતમો ભાગ શેષ રહે ત્યારે અનુક્રમે ઘટતા અસન્નિ આદિના સરખો બંધ થાય છે. ત્યારપછી વીશ કોડાકોડીની ઉત્કૃષ્ટ સ્થિતિવાળા નામ ગોત્રકર્મનો એક પલ્યોપમનો અને ત્રીસ કોડાકોડીની સ્થિતિવાળા જ્ઞાનાવરણાદિ ચાર કર્મોનો દોઢ પલ્યોપમનો બંધ થાય છે.

ટીકાનુ૦—અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ બાકી રહે ત્યારે અસંજ્ઞિપંચેન્દ્રિયના સ્થિતિબંધ સરખો સ્થિતિબંધ થાય છે. ત્યારપછી ઘણા સ્થિતિઘાતો થઇ ગયા બાદ ચઉરિન્દ્રિયના સ્થિતિબંધ તુલ્ય સ્થિતિબંધ થાય છે. વળી ઘણા સ્થિતિઘાતો થયા પછી તેઇન્દ્રિયના સ્થિતિબંધ તુલ્ય સ્થિતિબંધ થાય છે. એવી રીતે ઘણા સ્થિતિઘાતો વહી ગયા બાદ બેઇન્દ્રિયના બંધ તુલ્ય બંધ થાય છે. ત્યાર પછી ઘણા સ્થિતિઘાતો થઇ ગયા બાદ એકેન્દ્રિયના સ્થિતિબંધ તુલ્ય સ્થિતિબંધ થાય છે. ત્યાર પછી હજારો સ્થિતિબંધો થઇ ગયા બાદ વીશકોડાકોડીની સ્થિતિવાળા નામ અને ગોત્ર કર્મનો પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધ થાય છે, અને ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળા જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય તથા અંતરાયનો દોઢ પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધ થાય છે. અહિં ઉપર દરેક સ્થળે હજારો સ્થિતિઘાત ગયા બાદ એમ જણાવ્યુ છે. છેલ્લેજ સ્થિતિબંધો થઈ ગયા બાદ એમ કહ્યું છે. એ ઉપરથી એમ સમજી શકાય છે કે જેટલા જેટલા સ્થિતિઘાતો[1] થાય છે તેટલા અપૂર્વ અપૂર્વ સ્થિતિબંધો પણ થાય છે. કારણ કે સ્થિતિઘાત અને સ્થિતિબંધ સાથેજ શરૂ કરે છે અને સાથેજ પૂર્ણ કરી નવા આરંભે છે, સત્તામાંથી સ્થિતિ ઓછી થાય છે, તેમ બંધમાંથી પણ ઓછી થાય છે, સત્તામાંથી સ્થિતિઘાતો ઘડે ઓછી થાય છે, તેમ બંધમાંથી અપૂર્વ સ્થિતિબંધ કરતા કરતા ઓછી થાય છે. ૫૨

૧ બંધ કરતા સત્તા વધારે હોય છે તે પ્રથમ કહ્યું છે. પરંતુ જેટલી સ્થિતિનો ઘાત કરે છે તેટલીજ બંધમાંથી ઓછી કરે છે કે નહિ એટલે કે પલ્યોપમનો સંખ્યાતમો ભાગ બંનેમાં સરખો છે કે નહિ, તે કહી શકાય નહિ. જો કે સંખ્યામાં જેટલા સ્થિતિઘાતો થાય છે તેટલાજ અપૂર્વ સ્થિતિબંધો પણ થાય છે.

**मोहस्स दोण्णि पल्ला संतेवि हु एवमेव अप्पबहू ।**
**पलियामित्तंमि बंधे अण्णो संखेज्जगुणहीणो ॥५३॥**

**मोहस्य द्वौ पल्यौ सत्तायामपि हु एवमेवाल्पबहुत्वम् ।**
**पल्यमात्रे बन्धे अन्यः संख्येयगुणहीनः ॥५३॥**

અર્થ—મોહનીયકર્મનો બે પલ્યોપમ સ્થિતિબંધ થાય છે. સત્તામાં અલ્પબહુત્વનો ક્રમ એજ છે પલ્યોપમ માત્ર બંધ થયા પછીનો અન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણહીન થાય છે.

ટીકાનુ૦—તથા મોહનીયનો બે પલ્યોપમનો સ્થિતિબંધ થાય છે. સત્તામાં સ્થિતિનું અલ્પબહુત્વ બંધના ક્રમેજ કહેવુ. એટલે કે જેનો સ્થિતિબંધ વધારે તેની સત્તા વધારે જેનો સ્થિતિબંધ ઓછો તેની સત્તા ઓછી કહેવી. તે આ પ્રમાણે—નામ અને ગોત્રની સત્તા અલ્પ, તેનાથી જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય અને અંતરાયની વિશેષાધિક, તેથી મોહનીયની અધિક છે. તથા જે જે કર્મનો જ્યારે જ્યારે પલ્યોપમ પ્રમાણ સ્થિતિબંધ થાય તે તે કર્મનો ત્યારથી આરંભી અન્ય સ્થિતિબંધ સંખ્યેયગુણહીન–સંખ્યાતમા ભાગ પ્રમાણ થાય છે. તેથીજ નામ અને ગોત્ર કર્મનો સ્થિતિબંધ પલ્યોપમ પ્રમાણ જ્યારે થયો ત્યાર પછીનો અન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણહીન થાય છે. બાકીના કર્મોનો તો અન્ય અન્ય સ્થિતિબંધ પલ્યોપમના સંખ્યાતમા ભાગહીન થાય છે. ૫૩

ત્યાર બાદ જે થાય છે તે કહે છે—

**एवं तीसाण पुणो पल्लं मोहस्स होइ उ दिवड्ढं ।**
**एवं मोहे पल्लं सेसाणं पल्लसंखंसो ॥५४॥**

**एवं त्रिंशत्कानां पुनः पल्यः मोहस्य भवति तु सार्धः ।**
**एवं मोहे पल्यः शेषाणां पल्यसंख्यांशः ॥५४॥**

અર્થ—એ પ્રમાણે ત્રીસ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળા જ્ઞાનાવરણાદિનો પલ્યોપમ સ્થિતિબંધ થાય છે, અને મોહનીયનો દોઢ પલ્યોપમ થાય છે. પછીથી મોહનીયનો પલ્યોપમ સ્થિતિબંધ થાય છે. શેષ કર્મનો પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિબંધ થાય છે.

ટીકાનુ૦—મોહનીય કર્મનો બે પલ્યોપમ સ્થિતિબંધ થયા પછી હજારો અપૂર્વ સ્થિતિબંધ થયા બાદ ત્રીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળા જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય અને અંતરાય કર્મનો એક પલ્યોપમનો સ્થિતિબંધ કરે છે, અને મોહનીયનો દોઢ પલ્યોપમ સ્થિતિબંધ કરે છે. જ્ઞાનાવરણીયાદિનો

પલ્યોપમનો સ્થિતિબંધ થયા પછીનો અન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણુહીન થાય છે. મોહનીયનો તો પલ્યોપમના સંખ્યાતમા ભાગ હીન થાય છે. મોહનીયનો દ્વાઢપલ્યોપમ સ્થિતિબંધ થયા પછી હજારો અન્ય સ્થિતિબંધ થયા બાદ મોહનીયનો સ્થિતિબંધ પણુ પલ્યોપમ પ્રમાણુ થાય છે. ત્યાર પછીનો મોહનીયનો પણુ અન્ય સ્થિતિબંધ સંખ્યાતગુણુહીન એટલે કે પલ્યોપમના સંખ્યાતમા ભાગ માત્ર થાય છે. જે વખતે મોહનીયનો પલ્યોપમ પ્રમાણુ સ્થિતિબંધ થાય છે, તે વખતે શેષ કર્મોનો અન્ય સ્થિતિબંધ પલ્યોપમના સંખ્યાતમા ભાગ પ્રમાણુ થાય છે. ૫૪

**वीसगतीसगमोहाण संतयं जहक्कमेण संखगुणं ।**
**पल्लअसंखेज्जंसो नामगोयाण तो बंधो ॥५५॥**

**विंशतिकत्रिंशत्कमोहानां सत्कर्म यथाक्रमं संख्यगुणम् ।**
**पल्यासंख्येयांशः नामगोत्रयोस्ततो बन्धः ॥५५॥**

અર્થ—વીશ અને ત્રીશ કોડાકોડીની સ્થિતિવાળાની તથા મોહનીયની સત્તા અનુક્રમે સંખ્યાતગુણી હોય છે. ત્યારપછી નામ અને ગોત્રકર્મનો સ્થિતિબંધ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ થાય છે.

ટીકાનુ૦—જ્યારે મોહનીયકર્મનો સ્થિતિબંધ પલ્યોપમપ્રમાણુ થાય છે ત્યારે વીશ કોડાકોડીની સ્થિતિવાળા ત્રીશ કોડાકોડીની સ્થિતિવાળા અને મોહનીય એ સઘળા કર્મોની સ્થિતિની સત્તા અનુક્રમે સંખ્યાતગુણુ કહેવી. તે આ પ્રમાણે—નામ અને ગોત્રની સત્તા અલ્પ, તેનાથી જ્ઞાનાવરણુ દર્શનાવરણુ વેદનીય અને અંતરાયકર્મની સંખ્યાતગુણી સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેનાથી મોહનીયની સંખ્યાતગુણુ છે. મોહનીયકર્મનો પલ્યોપમ પ્રમાણુ સ્થિતિબંધ જ્યારે થયો ત્યારપછીનો નામગોત્રનો અન્ય સ્થિતિબંધ પોતાના પહેલાના બંધથી અસંખ્યાત ગુણુ હીન થાય એટલે કે માત્ર પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણુ બંધ થાય છે. અહિં સત્તાની અપેક્ષાએ અલ્પબહુત્વ વિચારે છે—નામ અને ગોત્રકર્મની સત્તા અલ્પ, પરસ્પર તુલ્ય, તે કરતા જ્ઞાનાવરણુ દર્શનાવરણુ વેદનીય અને અંતરાયકર્મની અસંખ્યાત ગુણુ સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તે કરતા મોહનીયની સત્તા સંખ્યાતગુણી છે. ૫૫

**एवं तीसाणंपि हु एक्कपहारेण मोहणीयस्स ।**
**तीसगअसंखभागो ठितिबंधो संतयं च भवे ॥५६॥**

**एवं त्रिंशत्कानामपि हु एकप्रहारेण मोहनीयस्य ।**
**त्रिंशत्कासंख्यभागः स्थितिबन्धः सत्कर्म च भवेत् ॥५६॥**

અર્થ—એ પ્રમાણે નામગોત્રના ક્રમે ત્રીસ કોડાકોડીની સ્થિતિવાળા કર્મોનો પણ પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિબંધ થાય છે. પછી એકી વારે મોહનીયનો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ સ્થિતિબંધ થાય છે. તે સ્થિતિબંધ ત્રીસ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળાનો અસંખ્યાતમો ભાગ હોય છે. જેમ બન્ધ તેમ સત્તા પણ થાય છે.

ટીકાનુ૦—આ પ્રમાણે નામ અને ગોત્રકર્મના ક્રમે-નામ અને ગોત્રકર્મનો અસંખ્યાતગુણ હીન બંધ થયા પછી હજારો સ્થિતિબંધો થઇ ગયા બાદ જ્ઞાનાવરણ દર્શનાવરણ વેદનીય અને અંતરાયનો સ્થિતિબંધ પોતાના પૂર્વ સ્થિતિબંધથી અસંખ્યાતગુણ હીન થાય છે, એટલે કે તેના અસંખ્યાતમા ભાગ પ્રમાણ થાય છે. આ વખતે સત્તાની અપેક્ષાએ અલ્પબહુત્વનો વિચાર કરે છે, તે આ પ્રમાણે-નામ અને ગોત્રકર્મની સત્તા અલ્પ, તેનાથી જ્ઞાનાવરણીયાદિ ચાર કર્મોની અસંખ્યાતગુણી સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેનાથી મોહનીયની સત્તા અસંખ્યાતગુણી છે. ત્યારપછી હજારો સ્થિતિબંધ થઇ ગયા બાદ એકી વારે-એકદમ મોહનીયકર્મનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ બંધ થાય છે. અને તે પણ જ્ઞાનાવરણીયાદિથી અસંખ્યાતગુણ હીન થાય છે. અત્યાર સુધી જ્ઞાનાવરણીયાદિ કરતા મોહનીયનો અસંખ્યાતગુણો બંધ થતો હતો તે હવે મોહનીયથી જ્ઞાનાવરણીયાદિનો અસંખ્યાતગુણો[1] બંધ થાય છે. સત્તામાં પણ આ પ્રમાણે જ ફેરફાર થાય છે. સત્તાની અપેક્ષાએ અલ્પબહુત્વ આ પ્રમાણે છે-નામ અને ગોત્રકર્મની સત્તા અલ્પ, તેનાથી મોહનીયની સત્તા અસંખ્યેયગુણી, તેનાથી જ્ઞાનાવરણીયાદિ ચારની સત્તા અસંખ્યાતગુણી સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે. ૫૬

**वीसग असंखभागे मोहं पच्छा उ घाइ तइयस्स।**
**वीसग तओ घाई असंखभागम्मि बज्झंति ॥५७॥**

**विंशत्कासंख्यभागे मोहस्य पश्चात्तु घातिनः तृतीयस्य।**
**विंशत्कयोः ततः घातिनः असंख्यभागे बध्यन्ते ॥५७॥**

અર્થ—નામ અને ગોત્રકર્મના બંધના અસંખ્યાતમે ભાગે મોહનીયનો બંધ થાય છે. પછી ત્રીજા કર્મની નીચે ઘાતિ જાય છે. ત્યારપછી નામ અને ગોત્રકર્મના અસંખ્યાતમા ભાગે ઘાતિકર્મ બંધાય છે.

---

૧ અહિં પહેલા જ્ઞાનાવરણીયાદિ કરતા મોહનીયકર્મની સત્તા અને બંધ અસંખ્યેયગુણ થતા હતા હવે પ્રબળ શુદ્ધ અધ્યવસાયના યોગે એકદમ સત્તામાંથી મોટો સ્થિતિઘાત કરી સત્તા ઓછી કરી નાખે છે, તેમજ બંધમાંથી સ્થિતિ ઘટાડી બંધ પણ ઓછો કરે છે, એટલે મોહનીયના બંધ અને સત્તાથી જ્ઞાનાવરણાદિનો બંધ અને સત્તા અસંખ્યગુણ થાય છે.

ટીકાનુ૦—બંધ અને સત્તામાંથી ઘણી સ્થિતિ ઓછી થઈને મોહનીયકર્મનો જ્ઞાનાવરણીયાદિથી અસંખ્યેયગુણ હીન સ્થિતિબંધ અને સત્તા થયા પછી હજારો સ્થિતિબંધો થઈ ગયા બાદ વળી એકી સાથે બંધમાંથી સ્થિતિ ઓછી થઈને તેનો નામગોત્રની નીચે અસંખ્યાતગુણ હીન બંધ થાય છે. એટલે કે નામ અને ગોત્રના બંધથી અસંખ્યેયગુણ હીન મોહનીયનો બંધ થાય છે. અહિં સ્થિતિબંધ આશ્રયી અલ્પબહુત્વ વિચારે છે–મોહનીયનો સ્થિતિબંધ અલ્પ, તેનાથી નામ અને ગોત્રકર્મનો અસંખ્યગુણ સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તેનાથી જ્ઞાનાવરણાદિ ચારકર્મનો અસંખ્યગુણ સ્વસ્થાને પરસ્પર તુલ્ય બંધ થાય છે.

ત્યારબાદ વળી હજારો સ્થિતિબંધો થયા પછી વેદનીયની નીચે જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાયનો બંધ જાય છે, એટલે કે વેદનીયથી તેઓનો બંધ અસંખ્યાત ગુણ હીન થાય છે. અત્યાર સુધી તે ચારેનો બંધ સરખો થતો હતો. અહિં સ્થિતિબંધ આશ્રયી અલ્પબહુત્વ વિચારે છે–મોહનીયનો સ્થિતિબંધ અલ્પ, તેનાથી નામ અને ગોત્રકર્મનો અસંખ્યાતગુણ સ્વસ્થાને તુલ્ય, તેથી જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાયનો અસંખ્યગુણ સ્વસ્થાને પરસ્પર તુલ્ય, અને તેનાથી વેદનીયનો અસંખ્યાતગુણ બંધ થાય છે. ત્યારપછી હજારો સ્થિતિબંધો થઈ ગયા પછી વીશ કોડાકોડી સાગરોપમની સ્થિતિવાળા નામ અને ગોત્રકર્મના અસંખ્યાતમા ભાગે જ્ઞાનાવરણાદિ ત્રણ કર્મનો સ્થિતિબંધ થાય છે. અત્યાર સુધી નામ અને ગોત્રના બંધથી અસંખ્યાત ગુણ જ્ઞાનાવરણીયાદિ ત્રણ કર્મનો બંધ થતો હતો તે હવે પછીથી જ્ઞાનાવરણીયાદિ ત્રણ કર્મથી નામ અને ગોત્રકર્મનો અસંખ્યાતગુણ બંધ થાય છે. અહિં અલ્પબહુત્વ આ પ્રમાણે છે–મોહનીયકર્મનો સ્થિતિબંધ અલ્પ, તે કરતા જ્ઞાનાવરણીય દર્શનાવરણીય અને અંતરાયનો અસંખ્યેયગુણ સ્વસ્થાને પરસ્પર તુલ્ય, તે કરતા પણ નામ અને ગોત્રકર્મનો અસંખ્યાતગુણ સ્વસ્થાને તુલ્ય, તે કરતા વેદનીયકર્મનો [1]અસંખ્યાતગુણ સ્થિતિબંધ [2]થાય છે. ૫૭

**असंखसमयबद्धाणुदीरणा होइ तंमि कालम्मि ।**
**देसेघाइरसं तो मणपज्जवअंतरायाणं ॥५८॥**

**असंख्यसमयबद्धानामुदीरणा भवति तस्मिन् काले ।**
**देशघातिरसं ततो मनःपर्यवान्तरायाणाम् ॥५८।**

---

૧ આ સ્થળે કર્મપ્રકૃતિમાં વેદનીયનો વિશેષાધિક સ્થિતિબંધ કહ્યો છે.

૨ જેમ બંધમાં સ્થિતિ ઓછી થાય છે તેમ સત્તામાંથી પણ ઓછી થાય છે. એટલે સત્તા સંબંધે અલ્પબહુત્વ પણ બંધ પ્રમાણેજ સમજી લેવાનું છે. હવે પછી અલ્પબહુત્વ આજ પ્રમાણે રહે છે.

અર્થ—તે કાળે અસંખ્ય સમય સુધીના બંધાયેલા કર્મનીજ ઉદીરણા થાય છે. ત્યારપછી હજારો સ્થિતિઘાત થયા પછી મન:પર્યવજ્ઞાનાવરણ અને દાનાંતરાયનો દેશઘાતિ રસ બાંધે છે.

ટીકાનુ૦—જે સમયે સઘળા કર્મોનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણુ સ્થિતિબંધ થાય છે તે સમયે અસંખ્યસમયના બંધાયેલા કર્મોની જ ઉદીરણા થાય છે ( માસો અને વર્ષો પહેલાના બંધાયલા કર્મોની નહિ ) કારણ કે જે પ્રકૃતિ બંધાય છે તેની સ્થિતિની અપેક્ષાએ સમયાદિ [1]ન્યૂન જે સત્તાગત સ્થિતિઓ છે તેજ ઉદીરણાને પ્રાપ્ત થાય છે, બીજી નહિ. કેમકે લાંબા કાળની બંધાયલી સ્થિતિઓ લગભગ ક્ષય થઈ ગયેલી હોય છે, માટે જ અસંખ્ય સમયના બંધાયેલા કર્મોની જ તે વખતે ઉદીરણા થાય છે એમ કહ્યું છે. ત્યારપછી હજારો સ્થિતિબંધો થયા બાદ મન:પર્યવજ્ઞાનાવરણ અને દાનાંતરાયનો દેશઘાતિ રસ બંધાય છે. ૫૮

**लाहोहीणं पच्छा भोगअचक्खुसुयाण तो चक्खु ।**
**परिभोगमइणं तो विरियस्स असेढिगा घाई ॥५९॥**

**लाभावधीनां पश्चात् भोगाचक्षुःश्रुतानां ततः चक्षुषः ।**
**परिभोगमत्योः ततः वीर्यस्य अश्रेणिगाः घातिनम् ॥५९॥**

અર્થ—પછી લાભાંતરાય અવધિજ્ઞાનાનરણીય અને અવધિદર્શનાવરણનો દેશ ઘાતિ રસ બાંધે છે, ત્યારપછી ભોગાંતરાય અચક્ષુદર્શનાવરણીય અને શ્રુતજ્ઞાનાવરણીયનો દેશઘાતિ રસ બાંધે છે, ત્યારપછી ચક્ષુદર્શનાવરણીયનો દેશઘાતિ રસ બાંધે છે, ત્યારપછી ઉપભોગાંતરાય અને મતિજ્ઞાનાવરણીયનો દેશઘાતિ રસ બાંધે છે. ત્યારપછી વીર્યંતરાયનો દેશઘાતિ રસ બાંધે છે. શ્રેણિ ઉપર નહિ ચડેલા સઘળા જીવો સર્વઘાતી રસ જ બાંધે છે.

ટીકાનુ૦—મન:પર્યવજ્ઞાનાવરણ અને દાનાંતરાયનો દેશઘાતિ રસ થયા પછી હજારો સ્થિતિબંધ વ્યતીત થયા બાદ લાભાંતરાય અવધિજ્ઞાનાવરણીય અને અવ-

[1] બધ્યમાન પ્રકૃતિની સ્થિતિની અપેક્ષાએ સમયાદિ ન્યૂન સત્તાગત સ્થિતિઓ જ ઉદીરણાને પ્રાપ્ત થાય છે. એમ શા માટે કહે છે ? ઉલટી ઉદીરણા વધારે થવી જોઇએ. કારણ કે જે કાળે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ બંધ થાય છે, તે કરતા પહેલાના સમયોમાં સ્થિતિબંધ વધારે વધારે થયો હોય છે. એટલે બંધ કરતા સત્તા વધારે હોય છે. છતાં ઉદીરણા ન્યૂન થાય છે તેમ કહેવાતું કારણ મને તો એમ લાગે છે કે જેની બંધાવલિકા વીતી ગઈ છે અને ઉદીરણાકરણને યોગ્ય થાય છે તે તેટલી જ સ્થિતિ છે. વધારાની સ્થિતિ સ્થિતિઘાત દ્વારા લગભગ ક્ષય થયેલી હોય છે. અને જેમ જેમ બંધાવલિકા પૂરી થતી જાય તેમ તેમ સ્થિતિઘાત દ્વારા ઓછી પણ થતી જાય. એટલે ઉપરોક્ત હકીકત સંભવે છે.

ધિદર્શનાવરણીયનો દેશઘાતિ રસ બાંધે છે. ત્યાર પછી સંખ્યાતા હજાર સ્થિતિબંધો વ્યતીત થયા બાદ ભોગાંતરાય અચક્ષુદર્શનાવરણીય અને શ્રુતજ્ઞાનાવરણીયનો દેશઘાતિ રસ બાંધે છે. ત્યારપછી સંખ્યાતા હજાર સ્થિતિબંધો થઈ ગયા પછી ચક્ષુદર્શનાવરણીયનો દેશઘાતિ રસ બાંધે છે. ત્યારપછી હજારો સ્થિતિબંધ થયા પછી ઉપભોગાંતરાય અને મતિજ્ઞાનાવરણીયનો દેશઘાતિ રસ બાંધે છે. ત્યારપછી હજારો સ્થિતિબંધો વ્યતીત થયા પછી વીર્યાંતરાયનો દેશઘાતિ રસ બાંધે છે. ક્ષપકશ્રેણી કે ઉપશમ શ્રેણીમાંથી કોઇ પણ શ્રેણિ ઉપર નહિ ચડેલા દરેક જીવો ઉપરોક્ત સઘળી કર્મપ્રકૃતિઓનો રસ સર્વઘાતિ જ બાંધે છે. ॥૫૯॥

**संजमघाईण तओ अंतरमुदओ उ जाण दोण्हं तु ।**
**वेयकसायण्णयरे सोदयतुल्ला उ पढमट्ठिई ॥६०॥**

**संयमघातिनीनां ततोऽन्तरं उदयस्तु ययोर्द्वयोस्तु ।**
**वेदकषायान्यतरयोः स्वोदयतुल्या च प्रथमस्थितिः ॥६०॥**

અર્થ—ત્યારપછી સંયમઘાતિ પ્રકૃતિઓનું અંતરકરણ થાય છે. વેદ અને કષાય એ બેમાંથી જેનો ઉદય હોય તેની પ્રથમસ્થિતિ સ્વોદય તુલ્ય છે.

ટીકાનુ૦—વીર્યાંતરાયકર્મનો દેશઘાતિ રસ થયા પછી સંખ્યાતા હજાર સ્થિતિબંધો થઇ ગયા પછી ચારિત્રનો ઘાત કરનારી અનંતાનુબંધિ વર્જીને બાર કષાય અને નવ નોકષાય સર્વ મળી એકવીશ પ્રકૃતિઓનું અંતરકરણ[1] કરે છે.

---

૧ અહિં બાર કષાય અને નવ નોકષાય એમ ૨૧પ્રકૃતિનું અંતરકરણ કરે છે એમ કહ્યું છે, આજ સ્થળે કર્મપ્રકૃતિના ઉપશમના કરણમાં પણ એમજ કહ્યું છે. અંતરકરણ એટલે ઉપશમભાવનું સમ્યક્ત્વ કે ચારિત્ર જેટલો કાળ રહેવાનું હોય લગભગ તેટલા કાળમાં ભોગવાય તેટલા દલિકોને ત્યાંથી તદ્દન દૂર કરી તેટલી (અંતર્મુહૂર્ત પ્રમાણ) ભૂમિકા સાફ કરવી તે. હવે અહિં શંકા થાય છે કે આ અંતરકરણ ક્રિયા એટલે કે અંતર્મુહૂર્તમાં ભોગવાય તેટલા દલિકો દૂર કરી તેટલી ભૂમિ સાફ કરવાની ક્રિયા ૨૧ સે પ્રકૃતિની સાથેજ થાય છે કે ક્રમપૂર્વક? જો સાથેજ થાય એટલે કે ૧૯ અનુદયવતી પ્રકૃતિની એક આવલિકા પ્રમાણ સ્થિતિ છોડીને અને ઉદયવતી પ્રકૃતિમાં ઉદય સમયથી આરંભી અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થિતિ છોડીને ત્યાર પછીના અંતર્મુહૂર્તમાં ભોગવાય તેટલા દલિકો એક સ્થિતિઘાત જેટલા કાળમાં એક સાથેજ દૂર થાય તો એમ થયું કે ૧૯ પ્રકૃતિના આવલિકા ઉપરના અને ઉદયવતી પ્રકૃતિના અંતર્મુહૂર્તપ્રમાણ પ્રથમસ્થિતિ ઉપરના અંતર્મુહૂર્ત પ્રમાણ કાળમાં ભોગવાય તેટલા દલિકો દૂર થઈ તેટલી ભૂમિકા એકવીસે પ્રકૃતિની એક સાથે સાફ થઇ ગઈ. જો એમ થાય તો જે જે પ્રકૃતિઓમાં ગુણશ્રેણીઓ ચાલુ છે તેની તેની ગુણશ્રેણી–દલરચના કેવી રીતે થાય? શું અનુદયવતી પ્રકૃતિની બીજી સ્થિતિમાં અને ઉદયવતી પ્રકૃતિમાં ઉદય સમયથી આરંભી પ્રથમ સ્થિતિ જેટલી

તેમાં સંજ્વલનના ચાર કષાયોમાંથી કોઇપણ એકનો અને ત્રણ વેદમાંથી કોઇપણ એકનો એમ બે પ્રકૃતિઓનો ઉદય હોય છે, એટલે તે બે પ્રકૃતિઓની પ્રથમ સ્થિતિ પોતાના ઉદય કાળ જેટલી કરે છે, એટલે કે તે પ્રકૃતિઓનો નવમા ગુણઠાણાના જે સમય સુધી ઉદય હોય છે તેટલી પ્રથમ સ્થિતિ કરે છે. બીજા અગીઆર કષાય અને આઠ નોકષાય એમ ઓગણીશ પ્રકૃતિઓની પ્રથમ સ્થિતિ એક આવલિકા જેટલી કરે છે. ૬૦

આ ગાથામાં સંજ્વલનના ચાર કષાયોનો અને ત્રણ વેદોનો સ્વોદય કાળ કેટલો હોય તે કહે છે.—

---

બાકી હોય તેટલામાં અને વચમાં અંતરકરણની ભૂમિ છોડી બીજી સ્થિતિમાં થતી હશે? વચલી સ્થિતિઓ છોડી ઉપર નીચે દલરચના થાય? એમ બને ખરૂં? આ વિચારનો વિષય છે. તથા વળી ઓગણીશ પ્રકૃતિની કંઇક અધિક એક આવલિકા કાળે અને ઉદયવતી બે પ્રકૃતિની અંતર્મુહૂર્ત્ત કાળે પ્રથમ સ્થિતિ ખલાસ થાય. ત્યારે એકવીસે પ્રકૃતિની પ્રથમ સ્થિતિ અને અંતરકરણના દલિક તો ખલાસ થઈ ગયા, હવે પ્રથમ સ્થિતિ કરવાની શી જરૂર? કહેવામાં આવે છે કે ક્રોધ શાંત થયા પછી માનની પ્રથમ સ્થિતિ થાય છે અને તેનો ઉદય થાય છે. જો પ્રદેશોદય હોય તો રસોદય થાય એ વાત બરાબર છે. પણ અહિં તો પ્રથમ સ્થિતિજ નથી એટલે પ્રદેશોદય કોનો હોય? હવે પછી બીજી સ્થિતિમાંથી ઉતારી પ્રથમ સ્થિતિ કરી નવો ઉદય શરૂ કરે એમ કહીએ તો તેમ કરવાની શી જરૂર? શા માટે બધાની બીજી સ્થિતિ એક સાથે શાંત ન કરે? આ બધા પરથી વિચાર કરતા એમ જણાય છે કે અંતરકરણ ક્રિયા ક્રમશઃ કરે, એક સાથે નહિ. ક્રમશઃ કરે એમાં પણ બે પ્રશ્ન થાય છે–૧ અંતરકરણ ક્રિયાની શરૂઆત એક સાથે થાય પણ પૂર્ણ ક્રમ પૂર્વક થાય? ૨ અંતરકરણ ક્રિયાની શરૂઆતજ ક્રમ પૂર્વક થાય? અહિં એમ જણાય છે કે અંતરકરણ ક્રિયાની શરૂઆત એક સાથેજ થઇ પૂર્ણ ક્રમ પૂર્વક થાય, એટલે કે એકવીશે પ્રકૃતિનું અંતરકરણ એક સાથે શરૂ કરે અને પૂર્ણ ક્રમ પૂર્વક કરે એમ જણાય છે. આમ હોવાનું કારણ અંતરકરણના દલિકો કયાં નાખે છે તેનો વિચાર કરતા લખે છે કે–જેનો ઉદય ન હોય અને બંધ હોય તેના દલિક બીજી સ્થિતિમાં નાખે છે. ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનાર માનાદિના દલિકને જેમ બીજી સ્થિતિમાં નાખે છે તેમ હવે જો અંતરકરણ ક્રિયાજ ક્રમપૂર્વક થતી હોત તો માનની અંતરકરણ ક્રિયાજ શરૂ નથી થઇ તો પછી તેના અંતરકરણના દલિકોને કયાં નાખવા તેનો વિચારજ શી રીતે થાય? આ ઉપરથી એમ લાગે છે કે–અંતરકરણ ક્રિયાની શરૂઆત સાથે થાય, પૂર્ણ ક્રમપૂર્વક થાય. જો એમ થાય તો ગુણશ્રેણિ થવાનો તેમજ ક્રોધાદિ શાંત થયા પછી માનાદિકના ઉદય થવામાં કોઈ વાંધો આવે નહિ. પરંતુ સ્થિતિઘાત અપૂર્વસ્થિતિબંધ અને અંતરકરણક્રિયા સાથે પૂર્ણ કરે છે એમ જે કહેવામા આવે છે તેનું કેમ! તેના ઉત્તરમાં સમજવાનું કે–જેનો જેનો ઉપશમ પહેલા થતો હોય તેનું તેનું અંતરકરણ અપૂર્વ સ્થિતિબંધ અને સ્થિતિઘાત સાથેજ શરૂ થઈ સાથેજ પૂર્ણ થાય. એમ સમજાય છે. પછી તત્ત્વ કેવળજ્ઞાની મહારાજ જાણે.

**थीअपुमोदयकाला संखेज्जगुणा उ पुरिसवेयस्स।**
**तस्सवि विसेसअहिओ कोहे तत्तोवि जहकमसो ॥६१॥**

**स्त्रीनपुंसककालात्संख्येयगुणस्तु पुरुषवेदस्य।**
**तस्मादपि विशेषाधिकः क्रोधस्य ततोऽपि यथाक्रमशः ॥६१॥**

અર્થ—સ્ત્રીવેદ અને નપુંસકવેદના ઉદયકાલથી પુરૂષવેદનો ઉદયકાળ સંખ્યાત ગુણો છે, તે કરતા ક્રોધાદિ ચારનો અનુક્રમે વધારે વધારે છે.

ટીકાનુ૦—સ્ત્રીવેદ અને નપુંસકવેદનો ઉદયકાળ પુરૂષવેદના ઉદયકાળની અપેક્ષાએ અલ્પ છે, સ્વસ્થાને પરસ્પર તુલ્ય છે.[1] તેનાથી પુરૂષવેદનો ઉદયકાળ સંખ્યાતગુણો છે. તે પુરૂષવેદના ઉદયકાળ કરતા સંજ્વલન ક્રોધનો ઉદયકાળ વિશેષાધિક છે, તે કરતા અનુક્રમે માન માયા અને લોભનો ઉદયકાળ વિશેષાધિક વિશેષાધિક છે. હવે સંજ્વલન ક્રોધાદિનો ઉદય કયાં સુધી રહે છે તે કહે છે.– સંજ્વલન ક્રોધના ઉદયે ઉપશમશ્રેણિ સ્વીકારનારને જ્યાં સુધી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધનો ઉપશમ થયો હોતો નથી ત્યાં સુધી સંજ્વલન ક્રોધનો ઉદય હોય છે. સંજ્વલનમાનના ઉદયે શ્રેણિ આરંભનારને જ્યાં સુધી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણમાનનો ઉપશમ થયો ન હોય ત્યાં સુધી સંજ્વલનમાનનો ઉદય હોય છે. સંજ્વલન માયાને ઉદયે શ્રેણિ માંડનારને જ્યાં સુધી અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માયા શાંત ન થઈ હોય ત્યા સુધી સંજ્વલન માયાનો ઉદય હોય છે. અને સંજ્વલન લોભના ઉદયે શ્રેણિ આરંભનારને જ્યાં સુધી

૧ જે વેદના ઉદયે આત્મા શ્રેણિ ઉપર ચડયો હોય તે વેદનો ઉદય તેના વિચ્છેદ થતા સુધી કાયમ રહે છે, પલટાતો નથી. ક્રોધાદિમાં તેમ નથી. ક્રોધના ઉદયે શ્રેણિ માંડનારને ક્રોધનો ઉદય વિચ્છેદ થયા પછી માનનો ઉદય થાય છે, તેનો ઉદય વિચ્છેદ થયા પછી અનુક્રમે માયા અને લોભનો ઉદય થાય છે. અહિં વેદના ઉદયમાં જે અલ્પબહુત્વ કહ્યું તે એવી રીતે ઘટે છે કે ત્રણે વેદના ઉદયવાળા જુદા જુદા ત્રણ જીવોએ એકી સાથે શ્રેણી આરંભી એકી સમયે નવમે ગુણસ્થાને ગયા અને અંતરકરણ પણ એક સાથેજ શરૂ કર્યું હવે નપુંસકના વેદના ઉદયવાળાને નવમા ગુણસ્થાનકના જે સમયે નપુંસકવેદના ઉદયનો વિચ્છેદ થાય તેજ સમયે સ્ત્રીવેદના ઉદયે શ્રેણિ માંડનારને તેના ઉદયનો વિચ્છેદ થાય છે, એટલે બંનેનો ઉદય કાળ સરખો કહ્યો છે. અને ત્યાર પછી સંખ્યાતગુણ કાળ ગયા પછી પુરૂષવેદના ઉદયવાળાને પુરૂષવેદનો ઉદય વિચ્છેદ થાય છે, એટલે તેનો સંખ્યાત ગુણો ઉદય કાળ કહ્યો છે. આ રીતે જુદા જુદા જીવોની અપેક્ષાએ વિચારતા અલ્પબહુત્વ સ્પષ્ટ રીતે સમજાય છે. ક્રોધાદિની હકીકત તો સ્પષ્ટ છે. કારણ કે ક્રોધના ઉદયવિચ્છેદ પછીજ અંતર્મુહૂર્ત્ત માનનો ઉદય વિચ્છેદ થાય છે. અથવા ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનારને જ્યાં ક્રોધનો ઉદય વિચ્છેદ થાય છે ત્યાંથી અંતર્મુહૂર્ત્તે પછી માનના ઉદયે શ્રેણિ આરંભનારને માનનો ઉદયવિચ્છેદ થાય છે. એવીજ રીતે માયા લોભ માટે પણ સમજવું.

અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ લોભને ઉપશમ ન થાય ત્યાં સુધી બાદર સંજ્વલ લોભનો ઉદય હોય છે. બાદર લોભને શાંત કરીને સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે જાય છે. આવી રીતે અંતરકરણ ઉપરની અપેક્ષાએ સમાન સ્થિતિવાળું છે, અને અધોભાગની અપેક્ષાએ ઉક્તન્યાયે વિષમસ્થિતિવાળું છે.[1] ૬૧

**अंतरकरणेण समं ठितिखंडगबंधगद्धनिप्फत्ति ।**
**अंतरकरणाणंतरसमए जायंति सत्त इमे ॥६२॥**

**अंतरकरणेन समं स्थितिखण्डबंधकाद्धानिष्पत्तिः ।**
**अंतरकरणानन्तरसमये जायंते सप्त इमे ॥६२॥**

અર્થ---અંતરકરણની સાથેજ સ્થિતિઘાત અને અપૂર્વ સ્થિતિબંધની નિષ્પત્તિ થાય છે. અંતરકરણના અનંતર સમયે આ સાત પદાર્થો શરૂ થાય છે.

ટીકાનુ૦—અંતરકરણની સાથેજ સ્થિતિઘાત અને અપૂર્વ સ્થિતિબંધની નિષ્પત્તિ–પૂર્ણતા થાય છે. એટલે કે જેટલા કાળમાં એક સ્થિતિખંડનો ઘાત કરે છે અથવા અપૂર્વ સ્થિતિબંધ કરે છે તેટલાજ કાળમાં અંતરકરણક્રિયા–નાની અને મોટી સ્થિતિ વચ્ચે અંતર્મુહૂર્ત્ત કાળમાં ભોગવાય તેટલા દલિકોને ત્યાંથી ખસેડી શુદ્ધ ભૂમિકા કરવાની ક્રિયા પૂર્ણ કરે છે. આ ત્રણે સાથે આરંભે છે અને સાથેજ પૂર્ણ કરે છે. સ્થિતિઘાત જેટલો જ કાલ હોવાથી અંતરકરણ ક્રિયા કાળમાં હજારોવાર રસઘાત થાય છે.

અંતરકરણમાંના દલિકોને નાખવાનો ક્રમ આ પ્રમાણે છે—

જે કર્મનો તે વખતે બંધ અને ઉદય બંને હોય છે તેના અંતરકરણના

---

૧ અંતરકરણ નીચેની સ્થિતિની અપેક્ષાએ વિષમ સ્થિતિવાળું, અને ઉપરની સ્થિતિની અપેક્ષાએ સમ સ્થિતિવાળું કહે છે. તેનું કારણ મને એમ સમજાય છે કે અંતરકરણ ક્રિયા ૧૯ ની સાથે શરૂ થાય પણ પૂર્ણ અનુક્રમે થાય. જે જે પ્રકૃતિને શાંત કરવાની ક્રિયા મુખ્યતયા આરંભી હોય તેની તેની અંતરકરણ ક્રિયા પહેલા પૂર્ણ થાય ત્યાર બાદ બીજાની પૂર્ણ થાય. જેમકે પહેલા નપુંસકવેદને ઉપશમાવે છે એટલે તેની અંતરકરણ ક્રિયા પહેલા પૂર્ણ થાય, ત્યાર બાદ સ્ત્રીવેદ ઉપશમાવે છે એટલે તેની પછી પૂર્ણ થાય. એટલે જેટલાની અંતરકરણ ક્રિયા શરૂ કરી છે, તેની નાની સ્થિતિ સરખી રહી શકતી નથી, નાની મોટી થાય છે અને આ પ્રમાણે હોય તો અંતરકરણ નીચેની સ્થિતિની અપેક્ષાએ વિષમ સ્થિતિવાળું અને ઉપરની સ્થિતિની અપેક્ષાએ સમ સ્થિતિવાળું ઘટી શકે છે. જો કે આ રીતે શરૂઆતથી કાળ ગણતા અંતરકરણક્રિયાનો કાળ વધી જાય છે પણ શરૂઆતનો કાળ ન લઇએ અને મુખ્ય તથા ઉપશમન ક્રિયા જ્યારથી થાય ત્યારથી લઇએ તો મેળ મળી રહે છે. પછી તત્ત્વ કેવલી ગમ્ય.

દલિકો પ્રથમ સ્થિતિ અને દ્વિતીયસ્થિતિ એમ બંનેમાં નાખે છે. એટલે કે કેટલાક દલિકોને પ્રથમ સ્થિતિ સાથે ભોગવાય તેવા અને કેટલાકને દ્વિતીયસ્થિતિ સાથે ભોગવાય તેવા કરે છે. જેમ પુરૂષવેદના ઉદયે શ્રેણિ આરંભનાર પુરૂષવેદના દલિકોને બંને સ્થિતિમાં નાખે છે. જે કર્મનો કેવળ ઉદય હોય છે પણ બંધ નથી હોતો તેના અંતરકરણના દલિકો પ્રથમ સ્થિતિમાં જ નાખે છે. જેમ સ્ત્રીવેદના ઉદયે શ્રેણિ આરંભનાર સ્ત્રીવેદના દલિકને પ્રથમ સ્થિતિમાં નાખે છે. જે કર્મનો તે વખતે કેવળ બંધ હોય છે પણ ઉદય નથી હોતો તેના અંતરકરણ સંબંધી દલિકોને દ્વિતીયસ્થિતિમાં જ નાખે છે, પણ પ્રથમ સ્થિતિમાં નાખતો નથી. જેમ સંજ્વલન ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનાર માનાદિના અંતરકરણના દલિકોને દ્વિતીયસ્થિતિમાં જ નાખે છે. જે કર્મનો તે વખતે બંધ કે ઉદય કોઈ જ ન હોય તેઓના અંતરકરણના દલિકોને બંધાતી સ્વજાતીય પરપ્રકૃતિમાં નાંખે છે. જેમ બીજા અને ત્રીજા કષાયના દલિકોને પરપ્રકૃતિમાં નાખે છે. ૬૨

તથા જે સમયે અંતરકરણ ક્રિયા શરૂ થાય છે તે સમયની પછીના સમયથી નીચેની ગાથામાં કહેવાશે તે સાત પદાર્થો એકીસાથે શરૂ થાય છે. ૬૨.

એજ સાત પદાર્થો બતાવે છે—

**एगट्ठाणाणुभागो बंधो उदीरणा य संखसमा ।**
**अणुपुव्वी संकमणं लोहस्स असंकमो मोहे ॥६३॥**
**बद्धं बद्धं छसु आवलीसु उवरेणुदीरणं एइ ।**
**पंडगवेउवसमणा असंखगुणणाइ जावंतं ॥६४॥**

**एकस्थानानुभागबंध. उदीरणा च संख्येयसमा ।**
**आनुपूर्व्या संक्रमणं लोभस्यासंक्रमो मोहे ॥६३॥**
**बद्धं बद्धं षण्णामावलीनामुपरि उदीरणामेति ।**
**पंडकवेदोपशमनां असंख्येयगुणनया यावदन्तः ॥६४॥**

અર્થ—મોહનીયનો એક [1]સ્થાનિકરસબંધ, મોહનીયનો સંખ્યાત વર્ષપ્રમાણ [2]સ્થિતિબંધ, મોહનીયની સંખ્યાત[3] વર્ષની ઉદીરણા, [4]ક્રમપૂર્વકસંક્રમણ લોભના સંક્રમનો[5] અભાવ; તે સમયે બંધાયલા દલિકની છ આવલિકા ગયા બાદ ઉદીરણા[6] અને નપુસકવેદની પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્ય ગુણકારે ઉપશમ[7] ક્રિયા આ સાત પદાર્થો એક સાથે શરૂ થાય છે.

ટીકાનુ૦—જે સમયે અંતરકરણ ક્રિયા શરૂ થાય છે ત્યાર પછીના સમયથી

આ પ્રમાણે સાત પદાર્થો એક સાથે શરૂ થાય છે–જે સમયે અંતરકરણ ક્રિયા શરૂ થઈ ત્યાર પછીના સમયથી મોહનીયકર્મનો રસબંધ એક સ્થાનક થાય છે. ૧ તથા મોહનીયકર્મની ઉદીરણા સંખ્યાતા વરસનીજ થાય છે. (કેમકે સંખ્યાત વરસથી વધારે સ્થિતિ સત્તામાં હોતી નથી.) ઉદીરણા શબ્દની પાસે રહેલો *ચ* અનુક્તનો સમુચ્ચાયક હોવાથી અહિં મોહનીયનો જે સ્થિતિબંધ થાય છે તે સંખ્યાતા વરસનો થાય છે અને તે પણ પૂર્વ પૂર્વથી સંખ્યાત ગુણહીન થાય છે. ૩. તથા પુરૂષવેદ અને સંજવલન ચતુષ્કનો ક્રમપૂર્વકજ સંક્રમ થાય છે, એટલે કે જે જે પ્રકૃતિનો પહેલા બંધવિચ્છેદ થાય છે તેનું દલિક પછી પછી બંધવિચ્છેદ થનારી પ્રકૃતિઓમાં જાય, પરંતુ પછી બંધવિચ્છેદ થનારી પ્રકૃતિઓનું પહેલા બંધવિચ્છેદ થનારીમાં ન જાય, જેમકે પુરૂષવેદનુ ક્રોધાદિમાં જાય, ક્રોધનું માનાદિમાં જાય, પરંતુ ક્રોધાદિનું પુરૂષવેદમાં કે માનાદિનુ ક્રોધમાં ન જાય, અંતરકરણ શરૂ થયા પહેલા તો પરસ્પર સંક્રમ થતો હતો ૪ તથા અહિં સંજવલન લોભનો અન્ય કોઇ પ્રકૃતિમાં સંક્રમ થતો નથી. ૫. તથા અત્યાર સુધીમાં બંધાયેલા કર્મની બંધાવલિકા ગયા પછી ઉદીરણા થતી હતી. અંતરકરણ ક્રિયાની શરૂઆતના દ્વિતીય સમયથી જે કર્મ બંધાય છે તે છ આવલિકા પછી ઉદીરણાને પ્રાપ્ત થાય છે. ૬ તથા નપુંસકવેદની અસંખ્ય અસંખ્ય ગુણકારે ઉપશમના ઉપશમક્રિયાના ચરમસમયપર્યંત થાય છે. તે આ પ્રમાણે–પહેલા સમયે નપુંસકવેદનું દલિક થોડું ઉપશમાવે છે, (ઉપશમાવે છે એટલે શાંત કરે છે એટલે કે એ દલિકને એવી સ્થિતિમાં મૂકે છે કે અંતર્મુહૂર્ત્ત પર્યંત ચારિત્રમોહનીયની કોઇ પણ પ્રકૃતિમાં ઉદય ઉદીરણાદિ કોઈ પણ કરણ પ્રવર્ત્તે નહિ.) બીજે સમયે અસંખ્યાતગુણ ઉપશમાવે છે, ત્રીજે સમયે તે કરતા અસંખ્યાતગુણ ઉપશમાવે છે, આવી રીતે પ્રતિસમય અસંખ્યાત અસંખ્યાતગુણ ચરમસમય પર્યંત ઉપશમાવે છે. નપુંસકવેદને ઉપશમાવતા જેટલો કાળ જાય તે કાળનો ચરમસમય અહિં સમજવો. તથા જેટલું દલિક ઉપશમાવે છે, તે કરતા પર પ્રકૃતિમાં અસંખ્યાતગુણ દ્વિચરમસમયપર્યંત સંક્રમાવે છે. ચરમ સમયે તો અન્ય પ્રકૃતિમાં જેટલુ સંક્રમે છે તે કરતા અસંખ્યાતગુણ ઉપશમે છે. નપુંસકવેદની ઉપશમનાના પ્રથમસમયથી આરંભી સઘળા કર્મોની ઉદીરણા દલિકની અપેક્ષાએ અલ્પ થાય છે, અને ઉદય અસંખ્યાતગુણ થાય છે. (કારણકે ગુણશ્રેણિદ્વારા ઘણું દલિક નીચેની સ્થિતિઓમાં ગોઠવાયલુ હોવાથી અત્યારે ઉદીરણાકરણદ્વારા બીજી સ્થિતિમાંથી જેટલું દલિક ખેંચાઈ ને ભોગવાય છે તેનાથી ઉદયદ્વારા અસંખ્યાતગુણ વધારે ભોગવાય છે.)

**अंतरकरणपविट्ठो संखासंखंस मोहइयराणं ।**

**बंधादुत्तरबंधो एवं इत्थीए संखंसे ॥६५॥**

**अन्तरकरणे प्रविष्टः संख्येयासंख्येयांशं मोहेतरासाम् ।**
**बन्धादुत्तरबंधं एवं स्त्रियं (स्त्रियाः) संख्येयांशे ॥६५॥**

અર્થ—અંતરકરણમાં પ્રવેશેલો આત્મા મોહનીયકર્મનો અને ઈતરકર્મોનો બંધ પછીનો બંધ અનુક્રમે સંખ્યેયગુણહીન અને અસંખ્યેયગુણહીન કરે છે. આવી રીતેજ સ્ત્રીવેદને ઉપશમાવે છે. સ્ત્રીવેદનો સંખ્યાતમો ભાગ ઉપશમ્યાબાદ જે થાય છે તે નીચેની ગાથામાં કહે છે.

ટીકાનુ૦—અંતરકરણમાં પ્રવેશ કરીને જીવ પહેલે સમયેજ મોહનીયનો જે બંધ કરે છે તેનાથી પછીનો બંધ સંખ્યેય ગુણહીન કરે છે, એટલે કે અંતરકરણના પહેલે સમયે જે બંધ કરે છે તેના સંખ્યાતમા ભાગ પ્રમાણ પછીનો સ્થિતિબંધ કરે છે. જે બંધ જેની અપેક્ષાએ સંખ્યાતમો ભાગ છે તે બંધ તેની અપેક્ષાએ સંખ્યાતગુણહીનજ કહેવાય છે. તથા મોહનીયવર્જિત શેષ કર્મોનો પૂર્વ બંધ પછીનો બંધ અસંખ્યેયગુણહીન કરે છે એટલે કે અસંખ્યાતમા ભાગપ્રમાણ કરે છે. આ પ્રમાણે ક્રિયા કરતા અંતર્મુહૂર્ત્તમાં નપુંસકવેદ ઉપશમાવે છે. તેને ઉપશમાવ્યા પછી સ્ત્રીવેદની ઉપશમ ક્રિયા શરૂ થાય છે, અને તેને હજારો સ્થિતિબંધો વ્યતીત થયા બાદ નપુંસકવેદની ઉપશમના પ્રમાણે ઉપશમાવે છે. એટલે કે–નપુંસકવેદ ઉપશમ્યા પછી હજારો સ્થિતિઘાત જેટલા કાળમાં સ્ત્રીવેદને પણ ઉપશમાવે છે. ૬૫

સ્ત્રીવેદને ઉપશમાવતા તેનો સંખ્યાતમો ભાગ ઉપશમ્યે છતે જે થાય તે નીચેની ગાથામાં કહે છે.

**उवसंते घाईणं संखेज्जसमा परेण संखेसो ।**
**बंधो सत्तण्हेवं संखेज्जतमंमि उवसंते ॥६६॥**

**उपशान्ते घातिनां संख्येयसमाः परेण संख्येयांशः ।**
**बंधः सप्तानामेवं संख्येयतमे उपशांते ।६६॥**

અર્થ—સ્ત્રીવેદનો સંખ્યાતમો ભાગ ઉપશમ્યે છતે ઘાતિ કર્મનો સંખ્યાત વર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય છે, ત્યાર પછી તેનો સ્થિતિબંધ સંખ્યાતમો ભાગ થાય છે. આ રીતે સાતને ઉપશમાવે છે, અને તેનો સંખ્યાતમો ભાગ ઉપશમ્યે છતે જે થાય છે તે નીચેની ગાથામાં કહે છે.

ટીકાનુ૦—સ્ત્રીવેદને ઉપશમાવતા તેનો સંખ્યાતમો ભાગ ઉપશમ્યા પછી ઘાતિ કર્મ–જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયનો સંખ્યાતવર્ષ પ્રમાણ સ્થિતિ-

બંધ થાય છે. તે સંખ્યાતવર્ષ પ્રમાણ સ્થિતિબંધ થયા પછીનો જે સ્થિતિબંધ થાય છે તે સંખ્યેયગુણહીન થાય છે. જે સમયે ઘાતિકર્મનો સંખ્યાતવર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય છે તે સમયથી આરંભી કેવળજ્ઞાનાવરણ વર્જીને શેષ ચાર જ્ઞાનાવરણીયનો કેવળદર્શનાવરણીય વર્જીને શેષ ત્રણ દર્શનાવરણીયનો એકસ્થાનકરસનો બાંધે છે. ત્યાર પછી હજારો સ્થિતિબંધો થયા બાદ સ્ત્રીવેદ ઉપશાંત થાય છે. સ્ત્રીવેદ ઉપશમ્યા પછી હાસ્યષટ્ક અને પુરૂષવેદ એમ સાત પ્રકૃતિની એક સાથે ઉપશમન ક્રિયા શરૂ કરે છે. ૬૬

પૂર્વોક્ત રીતે એ સાત નોકષાયને ઉપશમાવતા તેનો સંખ્યાતમો ભાગ ઉપશમ્યા પછી જે થાય છે તે નીચેની ગાથામાં કહે છે—

**नामगोयाण संखा बंधो वासा असंखिया तइए।**
**ता सव्वाण वि संखा तत्तो संखेज्जगुणहाणी ॥६७॥**

**नामगोत्रयोः संख्येयानि बंधः वर्षाणि असंख्येयानि तृतीये ।**
**ततः सर्वेषामपि संख्येयानि ततः संखेयगुणहान्या ॥६७॥**

અર્થ—નામ અને ગોત્રકર્મનો સંખ્યાતવર્ષ પ્રમાણ સ્થિતિબંધ થાય છે. ત્રીજા વેદનીયનો અસંખ્યાત વર્ષપ્રમાણ બંધ થાય છે. ત્યારપછી સઘળા કર્મોનો સંખ્યાત વર્ષપ્રમાણ બંધ થાય છે. ત્યારપછી સંખ્યાત ગુણહીન બંધ થાય છે.

ટીકાનુ૦—સ્ત્રીવેદ ઉપશમ્યા પછી નપુંસકને જે રીતે ઉપશમાવ્યો તે રીતે હાસ્યષટ્ક અને પુરૂષવેદની ઉપશમક્રિયા શરૂ કરે છે. સાતને ઉપશમાવતા તેનો સંખ્યા-[1]તમો ભાગ જ્યારે ઉપશમી જાય ત્યારે નામ અને ગોત્રકર્મનો સંખ્યાતવર્ષપ્રમાણ સ્થિતિબંધ થાય છે, અને ત્રીજા વેદનીયકર્મનો અસંખ્યાત વર્ષપ્રમાણ સ્થિતિબંધ થાય છે. તે સ્થિતિબંધ પૂર્ણ થયા બાદ પછીનો સ્થિતિબંધ વેદનીયકર્મનો પણ સંખ્યાત વર્ષપ્રમાણ થાય છે. વેદનીયકર્મનો સંખ્યાતવર્ષપ્રમાણ સ્થિતિબંધ થયા પછીથી સઘળા કર્મોનો સ્થિતિબંધ સંખ્યાતવર્ષપ્રમાણ થાય છે. અને પૂર્વ પૂર્વ સ્થિતિબંધ કરતા ઉત્તરોત્તર સ્થિતિબંધ સંખ્યાતગુણ હીન હીન થાય છે. ત્યારપછી હજારો સ્થિતિબંધો થઈ ગયા પછી હાસ્યષટ્ક અને પુરૂષવેદ એ સાતે નોકષાયો શાંત થાય છે. ૬૭

હાસ્યષટ્ક ઉપશમ્યા પછી પુરૂષવેદનું ઉપશમ્યા વિનાનું જેટલું દલિક શેષ રહે છે તે આ ગાથામાં કહે છે—

૧ આ સ્થળે કર્મ પ્રકૃતિમાં "એ સાત પ્રકૃતિને ઉપશમાવતા જેટલો કાળ જાય તે કાળનો સંખ્યાતમો ભાગ ગયા પછી" એમ છે, એમાં તાત્પર્ય ભેદ નથી. કેમકે તેટલા કાળમાં તેટલું દલિક ઉપશમાવે છે.

**जं समए उवसंतं छक्कं उदयट्ठिई तया सेसा।**
**पुरिसे समऊणावलिदुगेण बंधं अणुवसंतं ॥६८॥**

**यस्मिन् समये उपशान्तं षट्कमुदयस्थितिस्तदा शेषा।**
**पुरुषे समयोनावलिद्विकेन बद्धमनुपशान्तम् ॥६८॥**

અર્થ—જે સમયે હાસ્યષટ્ક ઉપશમ્યુ તે સમયે પુરૂષવેદનો એક ઉદય સમય અને સમય ન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલુ દલિક ઉપશમ્યા વિનાનું બાકી રહે છે.

ટીકાનુ૦—જે સમયે હાસ્યાદિ છ નોકષાય સર્વથા ઉપશમ્યા, ઉપશમ્યા એટલે-જેમ વારંવાર પાણીથી છંટાયલો અને દુઘણ-કુબાથી કુટાયલો માટીનો પિંડ શાંત થાય તેમ વિશુદ્ધિ રૂપ પાણીથી સિંચાયલો અને અનિવૃત્તિકરણરૂપ દુઘણ-કુબાથી કુટાયલો કર્મરૂપ રેણુનો પુંજ પણ શાંત થાય છે-સંક્રમણ ઉદ્ધર્ત્તના અપવર્ત્તના ઉદીરણા નિદ્ધત્તિ નિકાચનાકરણ અને ઉદયને અયોગ્ય થાય છે, તે સમયે પુરૂષવેદની એક ઉદયસ્થિતિ-માત્ર એક ઉદયસમય બાકી રહે છે. શેષ પ્રથમ સ્થિતિ બધી ભોગવાઈ જાય છે. તે પ્રથમ સ્થિતિના ચરમસમયે પુરૂષવેદનો છેલ્લો સોળ વરસ પ્રમાણ સ્થિતિબંધ થાય છે. તે સાથે બીજી સ્થિતિમાં સમય ન્યૂન બે આવલિકા કાળમાં બંધાયેલ દલ ઉપશમ્યા વિનાનું બાકી રહે છે, શેષ સઘળાની ઉપશમના થઈ ગઇ છે. આનેજ અંગે વિશેષ વિચાર આ પ્રમાણે છે-પુરૂષવેદની પ્રથમસ્થિતિની બે આવલિકા બાકી રહે ત્યારે જેનું સ્વરૂપ પહેલા કહેવાયું છે તે આગાળનો વિચ્છેદ થાય છે, માત્ર ઉદીરણા થાય છે. તથા જે સમયે આગાલનો વિચ્છેદ થાય છે, તે સમયથી આરંભી હાસ્યષટ્કનું દલિક પુરૂષવેદમાં સંક્રમતુ[1] નથી; પરંતુ સંજવલન ક્રોધાદિમાં સંક્રમે છે. કારણ તે સમયથી પુરૂષવેદની પતદ્ગ્રહતાનો નાશ થાય છે. હવે જ્યારે શેષ રહેલ પુરૂષવેદનો એક ઉદયસમય પણ ભોગવાઈ જાય છે ત્યારે આત્મા અવેદી થાય છે. અવેદીપણાના પ્રથમસમયે બે સમય ન્યૂન બે આવલિકા કાળમાં

૧ સંક્રમણકરણમાં કહ્યા પ્રમાણે સમયન્યૂન બે આવલિકા બાકી રહે ત્યારે પુરૂષવેદ પતદ્ગ્રહ તરીકે રહેતો નથી પરંતુ તેની પતદ્ગ્રહતા નાશ પામે છે. કારણકે બંધવિચ્છેદ થયા પછી માત્ર બંધાયલુજ ઉપશમ્યા વિનાનુ બાકી રહે છે એમ કહે છે. જો પતદ્ગ્રહ તરીકે કાયમ રહે તો જેમ બંધાયેલુ બાકી રહે છે તેમ સંક્રમથી આવેલુ પણ બાકી રહેવું જોઇએ. અહિં એવો ક્રમ છે કે જે જે સમયે બંધાય છે અને જે અન્યના સંક્રમથી આવે છે તે તે સમયથી આરંભી એક આવલિકા તદવસ્થ પડયું રહે છે, તેમાં કોઈ કરણ લાગતું નથી. આવલિકા પૂર્ણ થયા પછી ઉપશમવા અગર સંક્રમવા માંડે છે, તે એક આવલિકા કાળે શાન્ત થઇ જાય છે. દાખલા તરીકે જે સમયે પુરૂષવેદનો બંધવિચ્છેદ થાય છે, તે

બંધાયલુ જે દલિક છે તેજ ઉપશમ્યા વિનાનું બાકી રહે છે, શેષ સઘળા દલિકની નપુંસકવેદમાં કહેલ વિધિ પ્રમાણે ઉપશમના થઈ ગયેલ છે અને બે સમયન્યૂન બે આવલિકા કાળમાં જે બંધાયલુ ઉપશમ્યા વિનાનું બાકી છે તેને પણ તેટલાજ કાળે ઉપશમાવે છે. ૬૮

પૂર્વગાથામાં કહી તેજ હકીકત આ ગાથામાં સ્પષ્ટ કરે છે—

**आगालेण समगं पडिग्गहया फिडइ पुरिसवेयस्स ।**
**सोलसवासिय बंधो चरिमो चरिमेण उदएण ॥६९॥**
**तावइ कालेणं च्चिय पुरिसं उवसामए अवेदो सो ।**
**बंधो बत्तीससमा संजलणियराण उ सहस्सा ॥७०॥**

**आगालेन समकं पतद्ग्रहता स्फिटति पुरुषवेदस्य ।**
**षोडशवार्षिको बन्धः चरमः चरमेनोदयेन ॥ ६९ ॥**
**तावता कालेनैव पुरुषमुपशामयति अवेदः सः ।**
**बन्धो द्वात्रिंशत्समानि संज्वलनस्येतरेषां तु सहस्राणि ॥७०॥**

અર્થ—આગાળ સાથે પુરૂષવેદની પતદ્ગ્રહતા નાશ પામે છે. સોળ વર્ષને છેલ્લો બંધ પણ છેલ્લા ઉદય સાથે નષ્ટ થાય છે. અવેદક થયો છતો અનુપશમિત પુરૂષવેદને તેટલાજ કાળે ઉપશમાવે છે. જે સમયે પુરૂષવેદ ઉપશમ્યો તે સમયે સંજ્વલન કષાયોનો બત્રીસ વર્ષ પ્રમાણ બંધ થાય છે, અને ઈતરકર્મનો સંખ્યાતા હજાર વર્ષનો બંધ થાય છે.

---

સમયથી આઠમા સમયે (અહિં આવલિકાના ચાર સમય કલ્પ્યા છે) જે બંધાયું અગર અન્યનું સંક્રમથી આવ્યું તે દલિક તે સમયથી એક આવલિકા તો તદવસ્થ પડયું રહે છે, આવલિકા પૂર્ણ થવા બાદ તેની ઉપશમના અને અન્યમાં સંક્રમ થવા માંડે તે બંધવિચ્છેદ સમયે ખલાસ થાય. હવે જે સમયે બંધવિચ્છેદ થાય છે તે સમયથી સાતમા સમયે જે બંધાયલું છે તે બંધવિચ્છેદ પછીના સમયે શાન્ત થાય છે. પરંતુ જો પતદ્ગ્રહતા નષ્ટ ન થાય અને સંક્રમથી આવવાનું ચાલુ રહે તો બંધવિચ્છેદ થયા પછી બંધાયલા દલિકની જેમ સંક્રમથી આવેલ દલિક પણ શેષ રહે અને બંધાયેલુ દલિક જેમ બંધવિચ્છેદ પછીના સમયે ઉપશમે છે તેમ સંક્રમેલું દલિક પણ ઉપશમે. પરંતુ તેમ કહેતા નથી પરંતુ બંધવિચ્છેદ થયા પછી માત્ર બંધાયલુ જ બાકી રહે છે એમ કહે છે. એટલે પ્રથમ સ્થિતિની સમયન્યૂન બે આવલિકા બાકી રહે અને પતદ્ગ્રહતા નષ્ટ થાય એમ કહ્યું છે. અહિં જે સમયે આગાલ બંધ પડે છે તે સમયથી પતદ્ગ્રહતા નાશ પામે છે તેમ કહે છે, આગાલ પ્રથમ સ્થિતિની બે આવલિકા શેષ રહે ત્યારે નષ્ટ થાય છે એ હિસાબે પતદ્ગ્રહતા પ્રથમ સ્થિતિની બે આવલિકા રહી ત્યારથી બંધ પડી એમ થાય છે. સંક્રમકરણમાં સમયન્યૂન બે આવલિકા પ્રથમસ્થિતિ શેષ રહે ત્યારે પતદ્ગ્રહતા નષ્ટ થાય તેમ કહ્યું છે. તત્ત્વકેવલીગમ્ય.

ટીકાનુ૦—જે સમયે પુરૂષવેદના જેનું સ્વરૂપ પહેલા કહેવાયુ છે તે આગાળનો વિચ્છેદ થાય છે, તેજ સમયે પુરૂષવેદની પતદ્ગ્રહતા પણ નષ્ટ થાય છે. એટલે કે હાસ્યાદિ ષટ્કાદિ પ્રકૃતિઓનુ દલિક પુરૂષવેદમાં સંક્રમતુ નથી. પુરૂષવેદનો સોળ વર્ષપ્રમાણ જે છેલ્લો સ્થિતિબંધ થાય છે તે પણ પ્રથમસ્થિતિના છેલ્લા ઉદય સમય સાથે નષ્ટ થાય છે, બંધ અને ઉદય સાથેજ દૂર થાય છે. ઉદીરણા પ્રથમસ્થિતિની એક આવલિકા બાકી રહે ત્યારે દૂર થાય છે. પુરૂષવેદનો જ્યારે સોળ વરસનો બંધ થાય છે, ત્યારે સંજ્વલનના ચારે કષાયોનો સંખ્યાતા હજાર વરસ બંધ થાય છે. જે સમયે પુરૂષવેદનો છેલ્લો બંધ થાય છે, તે સમયે તે સમયથી બીજી આવલિકાના છેલ્લા સમયનું બંધાયલું અને સંક્રમથી આવેલું સઘળું દલિક શાંત થાય છે. જેમકે આવલિકાના ચાર સમય કલ્પીએ અને આઠમા સમયને છેલ્લો સમય કલ્પીએ તો તે સમયથી છેલ્લા પૂર્વના આઠમા સમયનું બંધાયલું અને તે સમયે સંક્રમથી આવેલુ છેલ્લા સમયે શાંત થાય છે, તેથી બંધવિચ્છેદ સમયે સમયોન બે આવલિકાનું બંધાયલુ જ ઉપશમ્યા સિવાયનું બાકી રહે છે. અને અવેદકપણાના પહેલે સમયે બે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલુ ઉપશમ્યા વિનાનું બાકી રહે છે. અને તે તેટલાજ કાળે ઉપશમાવે છે. પ્રથમ સ્થિતિની સમયોન બે આવલિકા બાકી રહે ત્યારે પુરૂષવેદની પતદ્ગ્રહતા નષ્ટ થઈ હોવાથી અવેદકપણાના પ્રથમ સમયે સંક્રમથી આવેલા દલિકને શાંત કરવાનું રહેતુંજ નથી. આનું કારણ જે સમયે બંધાય છે તે સમયથી એક આવલિકા તદવસ્થ પડ્યું રહે છે. આવલિકા પૂરી થયા બાદ ઉપશમાવવા માંડે છે, એક આવલિકા કાળે ઉપશમાવી દે છે. એટલેજ જે સમયે બંધાયુ તે સમયથી આવલિકા ગયા બાદ પછીની આવલિકાના છેલ્લે સમયે સંપૂર્ણપણે શાંત થાય છે. એટલે જે સમયે છેલ્લો બંધ થાય છે તે સમયથી આરંભી પૂર્વના બીજી આવલિકાના છેલ્લે સમયે જે બંધાયુ તે બંધવિચ્છેદ સમયે શાન્ત થાય છે, પછીના સમયે જે બંધાયુ તે અવેદકપણાના પહેલા સમયે શાન્ત થાય છે, આ ક્રમે શાંત કરે છે. તેથીજ અવેદકપણાના પ્રથમ સમયે બે સમયન્યૂન બે આવલિકાકાળનું બંધાયલું જ ઉપશમ્યા વિનાનુ બાકી રહે છે, અને તેને તેટલા જ કાળે શાન્ત કરે છે, એમ કરે છે. ઉપશમન ક્રિયા કરવાનો આ ક્રમ છે–બંધવિચ્છેદ પછીના એટલે કે અબંધના પ્રથમ સમયે થોડું ઉપશમાવે છે, દ્વિતીય સમયે અસંખ્યાતગુણ ઉપશમાવે છે, ત્રીજા સમયે તે કરતા અસંખ્યાતગુણ ઉપશમાવે છે, આ પ્રમાણે ઉપશમાવતા બે સમય ન્યૂન બે આવલિકાના ચરમ સમયે સંપૂર્ણપણે ઉપશમાવે છે. જેમ ઉપશમાવે છે તેમ બે સમયન્યૂન બે આવલિકા પર્યંત યથાપ્રવૃત્ત સંક્રમવડે પરમાં સંક્રમાવે પણ છે. સંક્રમનો વિધિ આ પ્રમાણે છે–પહેલા સમયે ઘણુ સંક્રમાવે છે, બીજે સમયે વિશેષ ન્યૂન, ત્રીજે

સમયે વિશેષન્યૂન એમ ચરમસમય પર્યંત સંક્રમાવે છે. એમ ઉત્તરોત્તર ઉપશમાવતા અને ન્યૂન ન્યૂન સંક્રમાવતા અવેદકપણાના પ્રથમ સમયથી બે સમય ન્યૂન બે આવલિકાકાળે પુરૂષવેદ સંપૂર્ણ શાન્ત થાય છે. જે સમયે પુરૂષવેદ સંપૂર્ણપણે શાન્ત થાય છે તે સમયે સંજ્વલન કષાયોનો બત્રીસ વરસનો (આ સ્થળે કર્મપ્રકૃતિમાં અંતર્મુહૂર્ત્ત ન્યૂન બત્રીસ વરસ બંધ કહ્યો છે) અને બાકીના જ્ઞાનાવરણીય દર્શનાવરણીય વેદનીય અંતરાય નામ અને ગોત્રકર્મનો સંખ્યાતા હજાર વરસનો સ્થિતિબંધ થાય છે. ૬૯–૭૦

હવે અપ્રત્યાખ્યાનાવરણીયાદિની ઉપશમનાનો પ્રકાર બતાવે છે—

**अव्वेयपढमसमया कोहतिगं आढवेइ उवसमिउं ।**
**तिसु पडिग्गहया एक्का उदओ य उदीरणा बंधो ॥७१॥**
**फिट्टंति आवलीए सेसाए**

**अवदेकप्रथमसमयात् क्रोधत्रिकमारभते उपशमयितुं ।**
**तिसृषु पतद्ग्रहतैकस्यां उदयश्चोदीरणा बन्धः ॥७१॥**
**स्फिटन्त्यावलिकायां शेषायां**

અર્થ—અવેદકપણાના પ્રથમ સમયથી ત્રણ ક્રોધને ઉપશમાવવાનો આરંભ કરે છે. પ્રથમ સ્થિતિની ત્રણ આવલિકા બાકી રહે ત્યારે સંજ્વલન ક્રોધની પતદ્ગ્રહતા દૂર થાય છે અને એક આવલિકા શેષ રહે ત્યારે ઉદય ઉદીરણા અને બંધ નષ્ટ થાય છે.

ટીકાનુ૦—જે સમયે પુરૂષવેદનો અવેદક થાય છે, તે અવેદકપણાના પ્રથમ સમયથી આરંભી અપ્રત્યાખ્યાનાવરણીય પ્રત્યાખ્યાનાવરણીય અને સંજ્વલન એ ત્રણેના ક્રોધને એકી સાથે ઉપશમાવવાનો આરંભ કરે છે. ઉપશમના કરતા પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્યગુણ ઉપશમાવતો જાય છે. એ ત્રણની ઉપશમન ક્રિયા શરૂ કરતા જે સ્થિતિબંધ થાય તેની પછીનો સંજ્વલનનો સંખ્યેયભાગહીન સ્થિતિબંધ થાય છે, અને શેષકર્મનો સંખ્યેયગુણની સ્થિતિબંધ થાય છે. તથા શેષ સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ અને ગુણસંક્રમણ પહેલાની જેમજ થાય છે. સંજ્વલનક્રોધની પ્રથમસ્થિતિ સમયોન ત્રણ આવલિકા બાકી રહે ત્યારે તેની પતદ્ગ્રહતા નષ્ટ થાય છે. એટલે કે સંજ્વલનક્રોધમાં અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ ક્રોધનું દલિક સંક્રમતુ નથી, પરંતુ સંજ્વલન માનાદિમાં સંક્રમે છે. પ્રથમસ્થિતિની બે આવલિકા બાકી રહે ત્યારે આગાળનો વિચ્છેદ થાય છે, માત્ર ઉદીરણાજ પ્રવર્ત્તે છે તે પણ પ્રથમસ્થિતિની એક આવલિકા શેષ રહે ત્યાંસુધીજ પ્રવર્ત્તે છે. ઉદયાવલિકાના ચરમ સમયે સંજ્વલન

ક્રોધાદિ ચારેનો સ્થિતિબંધ ચાર માસનો થાય છે, અને શેષ કર્મોનો સંખ્યાતા હજાર વરસનો થાય છે. તથા ઉદીરણાવલિકાના ચરમસમયે સંજ્વલનક્રોધનો બંધ ઉદય અને ઉદીરણા એ ત્રણેનો સાથેજ વિચ્છેદ થાય છે. અને તેજ સમયે અપ્રત્યાખ્યાનાવરણીય અને પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધ સંપૂર્ણપણે ઉપશમે છે. જે સમયે સંજ્વલનક્રોધનો ઉદયવિચ્છેદ થાય છે તે સમયે ઉદયાવલિકાગત [1]દલિક અને સમયોન બે આવલિકાકાળમાં બંધાયલુ દલિક મૂકીને શેષ સંજ્વલન ક્રોધનું પણ સઘળું દલિક શાન્ત થઈ જાય છે. તે સમયોન બે આવલિકાકાળમાં બંધાયલા દલિકને તેટલાજ કાળે પુરૂષવેદમાં કહેલ ક્રમ પ્રમાણે ઉપશમાવે છે. ૭૧

તેજ હકીકત કહે છે—

**सेसयं तु पुरिससमं ।**
**एवं सेसकसाया वेयइ थिबुगेण आवलिया ॥७२॥**

**शेषं तु पुरुषसमम् ।**
**एवं शेषकषायान् वेद्यते स्तिबुकेनावलिका ॥७२॥**

અર્થ—શેષ પુરૂષવેદસમાન કહેવું. આ પ્રમાણે શેષ કષાયને ઉપશમાવે છે. તથા પ્રથમસ્થિતિની છેલ્લી આવલિકા સ્તિબુકસંક્રમવડે અનુભવે છે.

ટીકાનુ૦—સંજ્વલનક્રોધનો બંધાદિ વિચ્છેદ થયા પછી તેના શેષ દલિકની ઉપશમના પુરૂષવેદની ઉપશમના પ્રમાણે થાય છે, આ હકીકત પૂર્વની ગાથામાં કહેવાઇ ગઇ છે. જે રીતે ત્રણ ક્રોધને ઉપશમાવે છે તે રીતે શેષ અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન માન માયા અને લોભ કષાયોને પણ ઉપશમાવે છે. તે દરેકની પ્રથમસ્થિતિની જે આવલિકા શેષ રહે છે તેને પછીના કષાયમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી અનુભવે છે. એનો જ વિશેષ વિચાર કરે છે.—જ્યારે સંજ્વલન ક્રોધના બંધ ઉદય અને ઉદીરણાનો વિચ્છેદ થાય ત્યારે તેની પ્રથમસ્થિતિની એક આવલિકા શેષ રહે છે. તે શેષ-આવલિકાને સ્તિબુકસંક્રમવડે માનમાં નાખી અનુભવે છે. અને જે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલુ દલિક ઉપશમ્યા સિવાયનું સત્તામા છે તેને તેટલાજ કાળે એટલે કે બંધવિચ્છેદ સમયથી સમયોન બે આવલિકા કાળે અને અબંધના પ્રથમ સમયથી બે સમયન્યૂન બે આવલિકાકાળે ઉપશમાવે છે. ઉપશમનાનો ક્રમ જો કે પુરૂષવેદ પ્રમાણે લેવા કહેલ છે છતાં અહિં જણાવે છે, અને તે આ પ્રમાણે–પ્રથમ સમયે અલ્પ ઉપશમાવે

૧ તથાસ્વભાવે સંજ્વલન ક્રોધાદિની પ્રથમસ્થિતિની એક આવલિકા બાકી રહે અને માનાદિનો ઉદય થઇ જાય છે. તેથીજ પ્રથમસ્થિતિની એક આવલિકા બાકી રહી જાય છે. તે અવશિષ્ટ આવલિકાગત દલિક સ્તિબુકસંક્રમવડે માનાદિમાં સંક્રમી દૂર થાય છે.

છે, બીજે સમયે અસંખ્યાતગુણ ઉપશમાવે છે, ત્રીજે સમયે અસંખ્યગુણ ઉપશમાવે છે, એમ અબંધના પ્રથમ સમયથી બે સમયન્યૂન બે આવલિકાના ચરમસમયપર્યંત ઉપશમાવે છે. જેમ ઉપશમાવે છે તેમ માનાદિમાં યથાપ્રવૃત્ત સંક્રમ વડે પુરૂષવેદોક્ત ક્રમે સંક્રમાવે પણ છે. આવી રીતે સંજ્વલનક્રોધને સંપૂર્ણપણે ઉપશમાવે છે. જે સમયે સંજ્વલનક્રોધના બંધ ઉદય અને ઉદીરણા વ્યવચ્છિન્ન થયા તે જ સમયે એટલે કે સંજ્વલનક્રોધના અબંધ સમયથી આરંભી સંજ્વલન માનની દ્વિતીયસ્થિતિમાંથી દલિક ખેંચીને પ્રથમસ્થિતિ કરે છે અને અનુભવે છે. (જે સમયે સંજ્વલન ક્રોધનો છેલ્લો ઉદય બંધ પડયો તે પછીના સમયથી માનનો ઉદય શરૂ થાય છે. પેલાનો ઉદય વિચ્છેદ અને પછીનાનો ઉદય વચ્ચે અંતર હોતું નથી.) બીજી સ્થિતિમાંથી ખેંચેલા દલિકોમાંથી ઉદયસમયમાં અલ્પ નાંખે છે, બીજા સમયમાં અસંખ્યાતગુણ નાખે છે, ત્રીજા સ્થિતિસ્થાનમાં અસંખ્યગુણ નાખે છે, એમ પ્રથમસ્થિતિના ચરમસમય પર્યંત નાખે છે. (અત્યાર સુધી માનનો પ્રદેશોદય હતો તેથી એક પ્રદેશોદયાવલિકા છોડી ગુણશ્રેણિના ક્રમે દલિક ગોઠવાતું હતું. હવે રસોદય થયો એટલે ઉદયથી આરંભી ગુણશ્રેણિના ક્રમે દલિક ગોઠવાય છે.) પ્રથમસ્થિતિના પ્રથમસમયે સંજ્વલનમાનનો સ્થિતિબંધ ચારમાસ અને શેષ જ્ઞાનાવરણીયાદિનો સંખ્યાતાહજારવરસનો થાય છે. તેજ સમયથી અપ્રત્યાખ્યાનાવરણીયાદિ ત્રણે માનોને ક્રોધના ક્રમે એક સાથે જ ઉપશમાવવાનો આરંભ કરે છે. સંજ્વલન માનની પ્રથમસ્થિતિ સમયોન ત્રણ આવલિકા શેષ રહે ત્યારે અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માનના દલિકોને સંજ્વલનમાનમાં સંક્રમાવતો નથી પરંતુ સંજ્વલનની માયા આદિમાં સંક્રમાવે છે. બે આવલિકા શેષ રહે ત્યારે આગાળનો વિચ્છેદ થાય છે, કેવળ ઉદીરણા જ પ્રવર્તે છે. તે પણ એક આવલિકા પર્યંત જ થાય છે. તે ઉદીરણાવલિકાના છેલ્લે સમયે બંધ અને ઉદય પણ દૂર થાય છે. ત્રણે સાથે જ દૂર થાય છે. તે વખતે પ્રથમસ્થિતિની એક આવલિકા બાકી રહે છે. જે સમયે માનનો બંધવિચ્છેદ થાય છે તે સમયે સંજ્વલન માન માયા અને લોભનો સ્થિતિબંધ બે માસ થાય છે. અને શેષ કર્મોનો સંખ્યાતા વરસનો થાય છે. અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ માન સર્વથા શાંત થાય છે અને સંજ્વલનમાનનું પ્રથમસ્થિતિની છેલ્લી એક આવલિકા તથા સમયોન બે આવલિકાકાળમાં બંધાયલુ દલિક છોડીને શેષ સઘળું શાંત થાય છે. પ્રથમસ્થિતિની આવલિકાને સ્તિબુકસંક્રમવડે માયામાં સંક્રમાવી અનુભવે છે, અને સમયોન બે આવલિકાકાળમાં બંધાયલા દલને તેટલા જ કાળે પુરૂષવેદના ક્રમે ઉપશમાવે છે, અને સંક્રમાવે છે. માનનો ઉદય વિચ્છેદ થયા પછી સંજ્વલનમાયાની દ્વિતીયસ્થિતિમાંથી દલિક ખેંચીને પ્રથમસ્થિતિ કરે છે અને વેદે છે. તે પ્રથમસ્થિતિના પ્રથમસમયે માયા અને લોભનો બે માસ સ્થિતિબંધ

થાય છે, અને શેષ કર્મોનો સંખ્યાતા વરસનો થાય છે. તેજ સમયથી આરંભી ત્રણે માયાને એક સાથે ઉપશમાવવાનો આરંભ કરે છે. સંજ્વલન માયાની પ્રથમ સ્થિતિ સમયોન ત્રણ આવલિકા બાકી રહે ત્યારે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણીય માયાને સંજ્વલનમાયામાં સંક્રમાવતો નથી, કારણ તેની પતદ્ગ્રહતા નષ્ટ થાય છે. પરંતુ સંજ્વલન લોભમાં સંક્રમાવે છે. બે આવલિકા શેષ રહે ત્યારે આગાળ બંધ પડે છે, કેવળ એક આવલિકા પર્યંત ઉદીરણા પ્રવર્તે છે. તે ઉદીરણાવલિકાના ચરમસમયે સંજ્વલન માયા અને લોભનો સ્થિતિબંધ એક માસનો થાય છે, અને શેષ કર્મોનો સંખ્યાતા વરસનો થાય છે. અને તેજ સમયે સંજ્વલન માયાના બંધ ઉદય અને ઉદીરણાનો વિચ્છેદ થાય છે. અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ માયા સર્વથા શાંત થાય છે. અને સંજ્વલનમાયાનું પ્રથમસ્થિતિની એક આવલિકા અને સમયોન બે આવલિકા કાળમાં બંધાયલા દલિકને છોડીને શેષ સઘળું શાંત થાય છે. અવશિષ્ટ પ્રથમસ્થિતિની છેલ્લી આવલિકાને સંજ્વલન લોભમાં સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી ભોગવે છે. સમયોન બે આવલિકા કાળમાં બંધાયલા દલિકને તેટલાજ કાળે પુરુષવેદના ક્રમ પ્રમાણે ઉપશમાવે છે, અને સંજ્વલન લોભમાં સંક્રમાવે છે. ત્યાર પછીના સમયે એટલે કે જે સમયે માયાનો ઉદયવિચ્છેદ થયો તે પછીના સમયે સંજ્વલન લોભની દ્વિતીય સ્થિતિમાંથી દલિક ખેંચીને પ્રથમસ્થિતિ કરેછે અને અનુભવે છે. આવી રીતે ક્રોધના ઉદયવિચ્છેદ થયા પછી માનનો ઉદય તેનો ઉદય વિચ્છેદ થયા પછી માયાનો ઉદય અને તેનો ઉદયવિચ્છેદ થયા પછી લોભનો ઉદય થાય છે, અને તે દરેકની પ્રથમસ્થિતિની જે છેલ્લી છેલ્લી આવલિકા શેષ રહે છે તે પછી પછીમાં સ્તિબુકસંક્રમથી સંક્રમાવી અનુભવે છે. ૭૩

હવે સંજ્વલન ક્રોધાદિનો પોતપોતાના ઉદયના ચરમસમયે જેટલો સ્થિતિબંધ પૂર્વે ટીકામાં કહ્યો છે તેને સૂત્રકાર પોતે જ આ નીચેની ગાથામાં બતાવે છે.

**चरिमुदयम्मि जहन्नो बंधो दुगुणो उ होइ उवसमगे ।**
**तयणंतरपगईए चउग्गुणोण्णेसु संखगुणो ॥७३॥**

**चरमोदये जघन्यो बन्धो द्विगुणस्तु भवत्युपशमके ।**
**तदनन्तरप्रकृतेः चतुर्गुणोऽन्येषु संख्येयगुणः ॥७३॥**

અર્થ—સંજ્વલન ક્રોધાદિના પોતપોતાના ઉદયના ચરમસમયે ક્ષપકશ્રેણિમાં જે જઘન્યસ્થિતિબંધ થાય છે, તેનાથી ઉપશમશ્રેણિમાં તે બંધ બમણો થાય છે. તદનંતર પ્રકૃતિનો ચારગુણો થાય છે. અને અન્ય કર્મોનો સંખ્યાતગુણ બંધ થાય છે.

ટીકાનુ–ક્ષપકશ્રેણિમાં ક્ષપકને પોતપોતાના ઉદયના ચરમસમયે સંજ્વલન ક્રોધાદિનો જે જઘન્યસ્થિતિબંધ થાય છે ત્યાં તે સ્થિતિબંધ ઉપશમકને બમણો થાય છે, તેજ સમયે તદનંતર પ્રકૃતિનો ચારગુણો અને એની પછીની પ્રકૃતિનો આઠ ગુણો થાય છે. અને અન્ય કર્મોનો સંખ્યાતગુણ બંધ થાય છે. જેમકે ક્ષપકશ્રેણિમાં સંજ્વલનક્રોધનો પોતાના ઉદયના ચરમસમયે બે માસનો જઘન્યસ્થિતિબંધ થાય છે. ઉપશમશ્રેણિમાં મંદપરિણામ હોવાથી ત્યાંજ–પોતાના ઉદયના ચરમ સમયે બમણો એટલે કે ચાર માસ પ્રમાણ સ્થિતિબંધ થાય છે, અને તેજ સમયે ક્રોધની અનંતર પ્રકૃતિ જે માન છે તેના આશ્રયી વિચારીએ તો તેનો ચારગુણો એટલે કે ચાર માસ પ્રમાણ બંધ થાય છે. અને માનની અનંતર પ્રકૃતિ માયાનો આઠ ગુણોબંધ થાય છે. કારણકે સંજ્વલન ક્રોધના ચરમોદય કાળે ક્રોધાદિ ચારેનો ચાર માસનો જઘન્ય સ્થિતિબંધ થાય છે. તે ચાર માસ પ્રમાણ બંધ ક્ષપકશ્રેણિમાં ક્રોધ માન અને માયાના બંધ વિચ્છેદ કાળે થતા બંધથી બમણો ચાર ગુણો અને આઠ ગુણો છે. અહિં ક્ષપકશ્રેણિમાં ક્રોધ માન અને માયાનો પોતપોતાના છેલ્લા ઉદય સમયે જે જઘન્ય સ્થિતિબંધ થાય છે તે કરતા ઉપશમશ્રેણિમાં ક્રોધના ચરમોદયકાળે ક્રોધાદિ ત્રણેનો બંધ કેટલા ગુણો થાય છે તે બતાવ્યું છે. એવીજ રીતે માનના ચરમોદયકાળે માન માયાનો કેટલા ગુણો બંધ થાય છે તે હકીકત જણાવી છે. જેમકે ક્ષપકશ્રેણિમાં પોતપોતાના ચરમોદયસમયે ક્રોધનો બે માસ, માનનો એક માસ અને માયાનો પંદર દિવસનો સ્થિતિબંધ થાય છે. ઉપશમશ્રેણિમાં ક્રોધના ચરમોદયકાળે ક્રોધ માન અને માયા[1] દરેકનો ચાર માસનો જઘન્ય સ્થિતિબંધ થાય છે એટલે ક્રોધનો બમણો માનનો ચારગુણો અને માયાનો આઠગુણો ઘટી શકે છે. આ પ્રમાણે માનના ચરમોદય કાળે માન અને માયાનો બે માસનો જઘન્ય સ્થિતિબંધ થાય છે. તે ક્ષપકશ્રેણિના જઘન્યસ્થિતિબંધ કરતા બમણો અને ચાર ગુણો થાય છે. માયાના ચરમોદયકાળે તેનો એક માસનો જઘન્ય સ્થિતિબંધ થાય છે તે ક્ષપકશ્રેણિમાં ચરમોદયકાળે થતા જઘન્ય સ્થિતિબંધથી બમણો છે. તથા શેષ જ્ઞાનાવરણીયાદિ કર્મોનો સર્વત્ર સંખ્યેય વરસ પ્રમાણ સ્થિતિબંધ થાય છે. માત્ર પૂર્વપૂર્વ સ્થિતિબંધ કરતા ઉત્તરોત્તર સ્થિતિબંધ ઓછો ઓછો થાય છે. ૭૩

હવે સંજ્વલન લોભની વક્તવ્યતા કહે છે—

૧ અહિં લોભનો પણ ચાર માસ પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ થાય છે પણ ક્ષપકશ્રેણિમાં થનારા અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જઘન્ય સ્થિતિબંધ કરતા કેટલા ગુણો થાય છે તે બતાવ્યું નથી. માયાનો આઠ ગુણો થાય છે ત્યાં સુધીજ કહ્યું છે.

**लोभस्स उ पढमाठिइं बिईयठिइओ उ कुणइ तिविभागं ।**
**दोसु दलणिक्खेवो तइयो पुण किट्टी वेयद्धा ।।७४।।**

**लोभस्य तु प्रथमस्थितिं द्वितीयस्थितेस्तु करोति त्रिविभागां ।**
**द्वयोर्दलनिक्षेपः तृतीयः पुनः किट्टिवेदनाद्धा ।।७४।।**

અર્થ—માયાનો ઉદયવિચ્છેદ થયા બાદ લોભની ત્રણ ભાગવાળી પ્રથમ સ્થિતિ કરે છે. પ્રથમના બે ભાગમાં દલનો નિક્ષેપ કરે છે. ત્રીજો ભાગ કિટ્ટિ વેદનાદ્ધા–કિટ્ટિ વેદવાનો કાળ છે.

ટીકાનુ૦—માયાના ઉદયવિચ્છેદ પછીના સમયથી આરંભી લોભનો ઉદય થાય છે. તે લોભની બીજી સ્થિતિમાંથી દલિક ઉતારી તેની પ્રથમ સ્થિતિ કરે છે. લોભની પ્રથમસ્થિતિના ત્રણ ભાગ કરે છે–પહેલો અશ્વકર્ણકરણાદ્ધા, બીજો કિટ્ટિ કરણાદ્ધા, ત્રીજો કિટ્ટિવેદનાદ્ધા. ચડતા ચડતા રસાણુવાળી વર્ગણાઓનો ક્રમ તોડયા સિવાય અત્યંત હીન રસવાળા સ્પર્દ્ધકો કરવા તે અપૂર્વ સ્પર્ધક કહેવાય છે. તે અપૂર્વ સ્પર્ધક કરવાના કાળને અશ્વકર્ણકરણાદ્ધા કહેવામાં આવે છે. એટલો બધો રસ ઘટાડી નાખવો કે જેને લઈને ચડતા ચડતા રસાણુવાળી વર્ગણાનો ક્રમ તુટી જાય તે કીટ્ટિ કહેવાય છે. જે કાળમાં કિટ્ટિઓ થાય છે તે કિટ્ટિકરણાદ્ધા કહેવાય છે. નવમા ગુણસ્થાનકે કરેલી તે કિટ્ટિઓના અનુભવ કાળને કિટ્ટિવેદનાદ્ધા કહેલ છે. જે સમયે લોભનો ઉદય થાય છે, તે સમયથી નવમા ગુણસ્થાનકનો જેટલો કાળ બાકી છે તેના બે ભાગ થાય છે. તેમાંના પ્રથમ ભાગમાં અપૂર્વ સ્પર્દ્ધકો થાય છે, દ્વિતીય વિભાગમાં કિટ્ટિઓ થાય છે, અને સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે કિટ્ટિકરણાદ્ધામાં કરેલી કિટ્ટિઓને વેદે છે–અનુભવે છે. નવમાગુણસ્થાનકના જે સમયથી લોભનો ઉદય થાય છે તે સમયથી આરંભી તેનો જેટલો કાળ બાકી છે તે કરતા તેની પ્રથમસ્થિતિ એક આવલિકા અધિક કરે છે. આવલિકા અધિક કહેવાનુ કારણ નવમાના ચરમ સમય પર્યંત તો લોભના રસોદયને વેદે છે, છતા તેની પ્રથમ સ્થિતિની એક આવલિકા બાકી રહે છે અને નવમું ગુણસ્થાન પુરૂ થઇ દશમે ગુણસ્થાનકે જાય છે, ત્યાં અવશિષ્ટ તે આવલિકા સ્તિબુકસંક્રમ વડે સૂક્ષ્મકિટ્ટિઓમાં સંક્રમાવી અનુભવે છે. એટલેજ પ્રથમ સ્થિતિ એક આવલિકા વધારે કરે છે, એમ કહ્યું છે. અશ્વકર્ણ-કરણાદ્ધાના પ્રથમસમયથી અપ્રત્યાખ્યાનાવરણીય પ્રત્યાખ્યાનાવરણીય અને સંજ્વલન એમ ત્રણેના લોભને એકી સાથે ઉપશમાવવાનો આરંભ કરે છે. ૭૪

અશ્વકર્ણકરણાદ્ધાના કાળમાં અન્ય જે કંઈ કરે છે તે કહે છે—

**संताणि बज्झमाणग सरुवओ फड्डगाणि जं कुणइ ।**

**सा अस्सकण्णकरणद्ध मज्झिमा किट्टिकरणद्धा ॥७५॥**

**सन्ति बध्यमानस्वरूपतः स्पर्द्धकानि यत्करोति ।**
**साऽश्वकर्णकरणाद्धा मध्यमा किट्टिकरणाद्धा ॥७५॥**

અર્થ—લોભના સત્તાગત સ્પર્ધકોને તત્કાળ બધ્યમાન સ્પર્ધક સ્વરૂપે જેની અંદર કરે તે અશ્વકર્ણકરણાદ્ધા. ત્યારપછી મધ્યમ કિટ્ટિકરણાદ્ધા પ્રવર્ત્તે છે.

ટીકાનુ૰—માયાના જે દલિકો સંજ્વલન લોભમાં સંક્રમેલા છે તે અને પૂર્વે જે સંજ્વલનલોભના દલિકો બંધાયલા સત્તામાં પડ્યા છે તેઓને તત્કાલ બધ્યમાન સંજ્વલનલોભરૂપે એટલે કે તત્કાળ બંધાતા સંજ્વલનલોભની જેમ અત્યંત નીરસ જેની અંદર કરે છે તે અશ્વકર્ણકરણાદ્ધા છે. એનોજ વિશેષ વિચાર આ પ્રમાણે છે—અશ્વકર્ણકરણાદ્ધાના કાળમાં વર્ત્તમાન માયાના જે દલિકો સંજ્વલનલોભમાં સંક્રમેલા છે તે તથા પૂર્વે બંધાયલા લોભના જે દલિકો સત્તામાં પડ્યા છે તેઓને પ્રતિસમય ગ્રહણ કરીને તત્કાલ બંધાતા સંજ્વલનલોભના જેવા અત્યંત હીન રસવાળા કરે છે, માત્ર ચડતા ચડતા રસાણુનો ક્રમ તોડતો નથી. સંસારમાં રખડતા આ પહેલા કોઇપણ કાળે બંધઆશ્રયી આવા હીન રસવાળા સ્પર્ધકો બાંધ્યા નહોતા પરંતુ વિશુદ્ધિના વશથી અત્યારે જ સત્તામાં એટલા બધા હીન રસવાળા કરે છે. આ પ્રમાણે પ્રતિસમય અપૂર્વસ્પર્ધક કરતા સંખ્યાતા સ્થિતિબંધો જાય ત્યારે અશ્વકર્ણકરણાદ્ધા પૂર્ણ થાય છે. ત્યારબાદ કિટ્ટિકરણાદ્ધામાં પ્રવેશ કરે છે. તે વખતે સંજ્વલનલોભનો સ્થિતિબંધ દિવસ પૃથકત્વ થાય છે, અને શેષ કર્મોનો વર્ષ પૃથકત્વ પ્રમાણ થાય છે. કિટ્ટિકરણાદ્ધાના કાળમાં પૂર્વ[1]સ્પર્ધક અને અપૂર્વસ્પર્દ્ધકોમાંથી દલિકો ગ્રહણ કરીને સમયે સમયે અનન્તી અનંતી કિટ્ટિઓ કરે છે. ૭૫.

હવે કિટ્ટિઓનું સ્વરૂપ અને પ્રથમ સમયે કેટલી કિટ્ટિઓ કરે છે, તે કહે છે—

**अप्पुव्वविसोहीए अणुभागोणूण विभयणं किट्टी ।**
**पढमसमयंमि रसफड्डगवग्गणाणंतभागसमा ॥७६॥**

**अपूर्वविशुद्ध्या अनुभागोनस्य विभजनं किट्टिः ।**
**प्रथमसमये रसस्पर्द्धकवर्गणानामनन्तभागसमाः ॥७६॥**

---

૧ અહિં અપૂર્વસ્પર્દ્ધકો તથા પૂર્વસ્પર્દ્ધકો એમ બંને કહે છે એનું તાત્પર્ય એ છે કે અપૂર્વસ્પર્દ્ધકના કાળમાં જેટલા સ્પર્ધકો તત્કાળ બંધાતા સંજ્વલનલોભના જેવા અલ્પ રસવાળા કરેલા છે તેઓને તથા તે કાળે જે સ્પર્ધકોના અપૂર્વસ્પર્ધક કર્યા નથી તે બંનેને ગ્રહણ કરીને કિટ્ટિઓ કરે છે. અપૂર્વસ્પર્ધક કાળમાં સત્તાગત બધા સ્પર્દ્ધકો અપૂર્વ થતા નથી કેટલાક થાય છે અને કેટલાક તેવાજ રહે છે.

અર્થ—અપૂર્વ વિશુદ્ધિ વડે ચડતા ચડતા રસાણુનો ક્રમ તોડીને અત્યંત હીન રસ કરવો તે કિટ્ટિ કહેવાય છે. પહેલે સમયે સ્પર્ધકગત વર્ગણાના અનંતમા ભાગે કિટ્ટિઓ થાય છે.

ટીકાનુ૦—પૂર્વસ્પર્દ્ધકો અને અપૂર્વસ્પર્દ્ધકોમાંથી વર્ગણાઓને ગ્રહણ કરીને અપૂર્વ વિશુદ્ધિ દ્વારા અપૂર્વસ્પર્દ્ધક કરતી વખતે જે રસ ઓછો કર્યો હતો તે કરતા પણ અનંતગુણ હીન રસ કરીને ચડતા ચડતા રસાણુનો ક્રમ તોડી નાખવો અને વર્ગણા વર્ગણાઓની વચ્ચે મોટું અંતર કરી નાખવું તે કિટ્ટિ કહેવાય છે. જેમકે જે વર્ગણામાં અસત્કલ્પનાએ એકસો એક એકસો બે એકસો ત્રણ રસાણુઓ હતા તેઓનો રસ ઓછો કરીને અનુક્રમે પાંચ પંદર અને પચીસ રસાણુઓ રાખવા તે કિટ્ટિ કહેવાય છે. આ રીતે કિટ્ટિઓ કરતી વખતે અપૂર્વસ્પર્દ્ધકના કાળમાં જે રસ ઓછો થયો હતો તે કરતા પણ અનંતગુણહીન રસ થાય છે. અને વર્ગણા વર્ગણા વચ્ચે મોટું અંતર પડે છે. અપૂર્વસ્પર્દ્ધકોમાં એક રસાણુ અધિક બે રસાણુ અધિક એમ ચડતા ચડતા રસાણુવાળી વર્ગણાઓ મળી શકે છે તેથી પૂર્વની જેમ તેના સ્પર્ધકો પણ થઈ શકે છે, પરંતુ જ્યારે કિટ્ટિઓ થાય છે ત્યારે તે ક્રમ રહેતો નથી. કિટ્ટિકરણાદ્ધાના પ્રથમ સમયે અનંતી કિટ્ટિઓ કરે છે અને તે કિટ્ટિઓ એક સ્પર્ધકમાં રહેલી અનંતી વર્ગણાના અનંતમા ભાગે હોય છે. અહિં શંકા કરે છે કે તે કિટ્ટિઓ સર્વજઘન્ય રસસ્પર્ધકના રસ સરખી કરે છે કે તે કરતા પણ હીન રસવાળી કરે છે, તેના ઉત્તરમાં કહે છે કે સર્વજઘન્ય રસસ્પર્ધકમાં જેટલો રસ છે તે કરતા પણ હીન રસવાળી કરે છે. ૭૬.

ઉપરનીજ હકીકત આ ગાથામાં દર્શાવે છે—

**सव्वजहन्नगफड्डगअणंतगुणहाणिया उ ता रसओ ।**
**पइसमयमसंखंसो आइमसमया उ जावन्तो ॥७७॥**

**सर्वजघन्यस्पर्द्धकादनन्तगुणहानिकास्तु ताः रसतः ।**
**प्रतिसमयमसंख्येयांशानादिमसमयात्तु यावदन्तः ॥७७॥**

અર્થ—તે કિટ્ટિઓને રસ આશ્રયી સર્વજઘન્ય રસ સ્પર્દ્ધકથી અનંતગુણ હીન રસવાળી કરે છે. પહેલા સમય કરતા દરેક સમયે અસંખ્યાતમા ભાગ પ્રમાણુ કિટ્ટિઓ થાય છે, એમ કિટ્ટિકરણાદ્ધાના ચરમસમય પર્યંત કરે છે.

ટીકાનુ૦—સત્તામાં ઓછામાં ઓછા રસવાળું જે રસસ્પર્ધક છે તે કરતા પણ રસને આશ્રયીને તે કિટ્ટિઓ અનંતગુણ હીન રસવાળી કરે છે. એટલે કે સત્તામાં રહેલા ઓછામાં ઓછા રસવાળા સ્પર્દ્ધકમાં જે રસ છે તે કરતા પણ કિટ્ટિઓમાં અનંતમા ભાગપ્રમાણ રસ રાખે છે. તે કિટ્ટિઓ કિટ્ટિકરણાદ્ધાના

પ્રથમ સમયથી આરંભી પૂર્વપૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગે કરે છે. એટલે કે કિટ્ટિકરણાદ્ધાના પ્રથમ સમયે એક રસસ્પર્ધકમાં જેટલી વર્ગણા હોય છે તેના અનંતમા ભાગપ્રમાણ કિટ્ટિઓ કરે છે, બીજા સમયે તે કરતા અસંખ્યેયગુણ હીન કિટ્ટિઓ કરે છે, તે કરતા ત્રીજા સમયે અસંખ્યેય ગુણહીન કિટ્ટિઓ કરે છે, આ પ્રમાણે કિટ્ટિકરણાદ્ધાના ચરમસમય પર્યંત કિટ્ટિઓ કરે છે. તાત્પર્ય એ કે પહેલા સમયે વધારે કિટ્ટિઓ કરે છે અને પછી પછીના સમયે પૂર્વપૂર્વ કરતા અસંખ્યાતમા અસંખ્યાતમા ભાગપ્રમાણ કિટ્ટિઓ કરે છે.

## अणुसमयमसंखगुणं दलियमणंतसओ उ अणुभागो।
## सव्वेसु मंदरसमाइयाण दलियं विसेसूणं ॥७८॥

### अनुसमयमसंख्येयगुणं दलिकमनन्तांशकस्तु अनुभागः।
### सर्व्वेषु मन्दरसादिकानां दलिकं विशेषोनम् ॥७८॥

અર્થ—પ્રત્યેક સમયે દલિક અસંખ્યાતગુણ હોય છે અને રસ અનંતમો ભાગ હોય છે. સઘળા સમયોમાં મંદરસવાળી કિટ્ટિઓમાં દલ વિશેષ, તેથી અધિક રસવાળીમાં અલ્પ, એમ અધિક અધિક રસવાળી કિટ્ટિઓમાં દલિક અલ્પ અલ્પ હોય છે, એમ દરેક સમયે થયેલ કિટ્ટિઓમાં સમજવું.

ટીકાનુ૦—દરેક સમયે જે કિટ્ટિઓ થાય છે તેના દલિકનું પ્રમાણ પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાતગુણ અસંખ્યાતગુણ હોય છે. એટલે કે પહેલે સમયે જે કિટ્ટિઓ થાય છે તે સઘળી કિટ્ટિઓનું દલિક બીજા સમયની કિટ્ટિઓની અપેક્ષાએ અલ્પ હોય છે. તેનાથી બીજા સમયે થયેલી સઘળી કિટ્ટિઓનું દલિક અસંખ્યાતગુણ હોય છે. તેનાથી ત્રીજા સમયે કરાયેલી સઘળી કિટ્ટિઓનું દલિક અસંખ્યાતગુણ છે. આ પ્રમાણે પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાતગુણ દલિક કિટ્ટિકરણાદ્ધાના ચરમસમય પર્યંત હોય છે. અને રસની અપેક્ષાએ વિચારીએ તો તે અનંતમો ભાગ માત્ર હોય છે. પહેલા સમયે કરાયલી સઘળી કિટ્ટિઓમાં રસ વધારે હોય છે, તે કરતા બીજા સમયે કરાયલી સઘળી કિટ્ટિઓમાં અનંતગુણહીન રસ હોય છે, તે કરતા ત્રીજા સમયે કરાયલી કિટ્ટિઓમાં અનંતગુણહીન રસ હોય છે. એમ કિટ્ટિકરણાદ્ધાના ચરમસમય ર્યંત પૂર્વપૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે કરાયલી કિટ્ટિઓમાં અનંતગુણહીન રસ હોય છે. (અહિં કારણનો વિચાર કરીએ તો ઉત્તરોત્તર સમયે પરિણામની નિર્મળતા હોવાથી રસ ઓછો ઓછો થાય છે. તથાસ્વભાવે અલ્પ રસવાળા દલિકો વધારે હોય છે, અને અધિક રસવાળા દલિકો અલ્પ હોય છે. તેથી પૂર્વપૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયના દલિકનું પ્રમાણ વધારે

કહ્યું છે.) અહિં સુધી તો પૂર્વ પૂર્વ સમયની કિટ્ટિઓના દલિક અને રસની અપેક્ષાએ ઉત્તરોત્તર સમયની કિટ્ટિઓના દલિક અને રસનું પ્રમાણ બતાવ્યું છે. હવે પ્રત્યેક સમયે થતી કિટ્ટિઓના દલિકોનું એકબીજાની અપેક્ષાએ પ્રમાણ કહે છે–દરેક સમયોમાં જે કિટ્ટિઓ થાય છે, તેઓમાંથી જઘન્ય રસવાળી કિટ્ટિ પહેલી, તેનાથી અનંતગુણ રસવાળી બીજી, તેનાથી અનંતગુણ રસવાળી ત્રીજી, એમ યાવત્ સર્વોત્કૃષ્ટ રસવાળી કિટ્ટિ છેલ્લી એમ સ્થાપના સ્થાપવી. તેઓમાં દલિક વિશેષહીન વિશેષહીન કહેવું. જેમકે પ્રથમ કિટ્ટિમાં ઘણું દલિક, તેનાથી અનંતગુણ અધિક રસવાળી બીજી કિટ્ટિમાં વિશેષહીન દલિક, તે કરતા અનંતગુણાધિક ત્રીજી કિટ્ટિમાં વિશેષહીન દલિક, આ પ્રમાણે સર્વોત્કૃષ્ટ કિટ્ટિ પર્યંત વિશેષહીન વિશેષહીન દલિક કહેવું.

તથા સઘળા સમયની કિટ્ટિઓની સ્થાપનામાં જેમ પૂર્વપૂર્વ કિટ્ટિના દલિકથી ઉત્તરોત્તર કિટ્ટિનું દલિક વિશેષહીન વિશેષહીન હોય છે તેમ એક સમયે થયેલી કિટ્ટિઓમાં પણ જાણવું. તે આ પ્રમાણે–પહેલે સમયે કરાયલી કિટ્ટિઓમાં જે અલ્પરસવાળી કિટ્ટિ છે, તેમાં દલિક ઘણું વધારે છે. તેનાથી અનંતગુણ અધિક રસવાળી બીજી કિટ્ટિમાં દલિક વિશેષહીન છે. તેનાથી અનંતગુણ અધિક રસવાળી ત્રીજી કિટ્ટિમાં દલિક વિશેષહીન છે, આવી રીતે પછી પછીની અનંતગુણાધિક રસવાળી કિટ્ટિઓમાં વિશેષહીન વિશેષહીન દલિક પહેલે સમયે કરાયલી કિટ્ટિઓમાં જે સર્વોત્કૃષ્ટ રસવાળી કિટ્ટિ છે ત્યાં સુધી કહેવું. આ પ્રમાણે દરેક સમયની કિટ્ટિઓ માટે જાણવું. ૭૮.

**आइमसमयकयाणं मंदाईणं रसो अणंतगुणो ।**
**सव्वुक्कस्सरसा वि हु उवरिमसमयस्सऽणंतंसे ॥७९॥**

**आदिमसमयकृतानां मंदादीनां रसोऽनन्तगुणः ।**
**सर्वोत्कृष्टरसाऽपि हु उपरितनसमयस्यानन्तांशे ॥७९॥**

અર્થ—પહેલે સમયે કરાયલી જઘન્યરસવાળી કિટ્ટિથી માંડીને સર્વોત્કૃષ્ટ રસવાળી કિટ્ટિપર્યંત ઉત્તરોત્તર અનંતગુણ રસ કહેવો. ઉપરના સમયની સર્વોત્કૃષ્ટ રસવાળી કિટ્ટિ પણ નીચલા સમયની જઘન્યરસવાળીકિટ્ટિના અનંતમાભાગ પ્રમાણ છે.

ટીકાનુ૦—ઉપરની ગાથામાં એક સમયે કરાયલી કિટ્ટિઓમાં દલિકોનું પ્રમાણ બતાવીને આ ગાથામાં એજ પ્રમાણે રસનું પ્રમાણ બતાવે છે–પહેલે સમયે કરાયલી કિટ્ટિઓમાં અત્યંત મંદરસવાળી જે કિટ્ટિ છે તે બીજી કિટ્ટિની અપેક્ષાએ અત્યંત હીનરસવાળી છે. તેનાથી બીજી કિટ્ટિ અનંતગુણરસવાળી છે.

તેનાથી ત્રીજી કિટ્ટિ અનંતગુણુ રસવાળી છે. એ પ્રમાણે પ્રથમ સમયે કરાયલી કિટ્ટિઓમાં ઉત્તરોત્તર અનંતગુણુ સર્વોત્કૃષ્ટ રસવાળી કિટ્ટિપર્યંત કહેવુ. આ હકીકત પહેલે સમયે જે કિટ્ટિઓ થાય છે તેને ક્રમપૂર્વક સ્થાપન કરવાથી બરાબર સમજાય છે. જઘન્યરસવાળીને પહેલી અને ચડતા ચડતા રસવાળીને પછી પછી સ્થાપવી. આ પ્રમાણે દ્વિતીય આદિસમયોમાં કરાયલી કિટ્ટિઓ સંબંધે પણુ પ્રરૂપણા કરવી. હવે પૂર્વપૂર્વ સમયની જઘન્ય રસવાળી કિટ્ટિ અને પછીપછીના સમયની ઉત્કૃષ્ટ રસવાળી કિટ્ટિના રસનું અલ્પબહુત્વ કહે છે—પહેલે સમયે કરાયલી કિટ્ટિઓમાં જે અત્યંત અલ્પરસવાળી છે, તે હવે પછી કહેશે તેની અપેક્ષાએ ઘણા રસવાળી છે. તેનાથી દ્વિતીય સમયે કરાયલી કિટ્ટિઓમાં જે ઉત્કૃષ્ટ રસવાળી કિટ્ટિ છે તે અનંતગુણુહીન રસવાળી કિટ્ટિ છે. તથા બીજા સમયે કરાયલી કિટ્ટિઓમાં જે અત્યંત અલ્પરસવાળીકિટ્ટિ છે તેની અપેક્ષાએ ત્રીજા સમયે કરાયલી કિટ્ટિઓમાં જે સર્વોત્કૃષ્ટ રસવાળી કિટ્ટિ છે તે અનન્ત ગુણુહીન રસવાળી કિટ્ટિ છે. આ પ્રમાણે પૂર્વપૂર્વ સમયની અલ્પરસવાળી કિટ્ટિની અપેક્ષાએ પછી પછીના સમયની ઉત્કૃષ્ટ રસવાળી કિટ્ટિ અનંતગુણુહીન અનંતગુણુહીન રસવાળી સમજવી. જે રીતે રસનું અલ્પબહુત્વ કહ્યું તેમ પ્રદેશનું અલ્પબહુત્વ કહે છે—પહેલા સમયે કરાયલી કિટ્ટિઓમાં જે ઘણા પ્રદેશવાળી કિટ્ટી છે તે બીજા સમયે કરાયલી કિટ્ટીમાંની સર્વાલ્પ પ્રદેશવાળી કિટ્ટીની અપેક્ષાએ અલ્પ પ્રદેશવાળી છે. તેનાથી બીજા સમયે કરાયલી કિટ્ટીઓમાંની જે સર્વાલ્પ પ્રદેશવાળી કિટ્ટી છે તે અસંખ્યગુણુ પ્રદેશવાળી છે. તેનાથી ત્રીજા સમયે કરાયલી કિટ્ટીઓમાંની જે સર્વાલ્પ પ્રદેશવાળી કિટ્ટિ છે તે પણુ અસંખ્યાતગુણુ પ્રદેશવાળી છે. એમ પૂર્વપૂર્વથી ઉત્તરોત્તર અસંખ્ય અસંખ્યગુણુ ચરમ સમય પર્યંત કહેવું. તાત્પર્ય એ કે વધારે વધારે રસવાળી કિટ્ટીઓ અલ્પ અલ્પ પ્રદેશવાળી હોય છે, અને અલ્પ અલ્પ રસવાળી કિટ્ટિઓ અધિક અધિક પ્રદેશવાળી હોય છે. ૭૯

**किट्टिकरणद्धाए तिसु आवलियासु समयहीणासु ।**
**न पडिग्गहया दोण्हवि सट्ठाणे उवसामिज्जंति ॥८०॥**

**किट्टीकरणाद्धायास्तिसृष्वावलिकासु समयहीनासु ।**
**न पतद्ग्रहता द्वयोरपि स्वस्थाने उपशम्यते ॥८०॥**

અર્થ—કિટ્ટિકરણાદ્ધાની સમયન્યૂન ત્રણ આવલિકા બાકી રહે ત્યારે સંજ્વલનલોભ પતદ્ગ્રહ તરીકે રહેતો નથી, ત્યાર પછી બંને લોભ સ્વસ્થાનેજ ઉપશમે છે.

ટીકાનુ૦—કિટ્ટિકરણાદ્ધાની સમય ન્યૂન ત્રણ આવલિકા બાકી રહે ત્યારે (અને નવમા ગુણસ્થાનની સમય ન્યૂન બે આવલિકા બાકી રહે ત્યારે) સંજ્વલનલોભની પતદ્ગ્રહતા નષ્ટ થાય છે, એટલે અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ લોભના દલિકો સંજ્વલન લોભમાં સંક્રમતા નથી, પરંતુ હવે અન્યસ્વરૂપે થયા વિના પોતપોતાના સ્થાનમાંજ એટલે કે અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાન સ્વરૂપેજ શાંત થાય છે–ઉપશમે છે. કિટ્ટિકરણાદ્ધાની બે આવલિકા (અને નવમા ગુણસ્થાનકની એક આવલિકા) બાકી રહે ત્યારે બાદર સંજ્વલન લોભનો આગાળ બંધ થાય છે, માત્ર ઉદીરણાજ થાય છે. તે ઉદીરણા પણ એક આવલિકા પર્યંત થાય છે. કિટ્ટિકરણદ્ધાના સંખ્યાતાભાગ જાય ત્યારે સંજ્વલનલોભનો સ્થિતિબંધ અંતર્મુહૂર્ત્તપ્રમાણ થાય છે, જ્ઞાનવરણ દર્શનાવરણ અંતરાય એ ત્રણ કર્મનો દિવસ પૃથકત્વપ્રમાણ થાય છે, તથા નામ ગોત્ર અને વેદનીય કર્મનો ઘણા હજારવર્ષનો સ્થિતિબંધ થાય છે. ત્યારપછી કિટ્ટિકરણાદ્ધાના ચરમ સમયે સંજ્વલનલોભનો સ્થિતિબંધ અંતર્મુહૂર્ત્તનો થાય છે. કિટ્ટિકરણાદ્ધાના સંખ્યાતાભાગ જાય ત્યારે સંજ્વલનલોભનો જે અંતર્મુહૂર્ત્ત સ્થિતિબંધ થયો હતો તે અંતર્મુહૂર્ત્ત કરતા આ અંતર્મુહૂર્ત્ત નાનું સમજવું. જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયનો એક અહોરાત્ર અને નામ ગોત્ર અને વેદનીયનો કંઇક ન્યૂન બે વર્ષપ્રમાણ સ્થિતિબંધ થાય છે. આગાળ વિચ્છેદ થયા પછી જે એક ઉદીરણાવલિકા રહે છે તેનો જે ચરમસમય તેજ કિટ્ટિકરણાદ્ધાનો ચરમસમય છે, અને તેજ નવમા ગુણસ્થાનકનો પણ ચરમસમય છે. ૮૦

કિટ્ટિકરણાદ્ધાના ચરમસમયે જે થાય તેને કહેવા ઇચ્છતા કહે છે—

**लोहस्स अणुवसंतं किट्टी उदयावली य पुव्वुत्तं ।**
**बायरगुणेण समगं दोण्णवि लोभा समुवसंता ॥८१॥**

**लोभस्यानुपशान्तं किट्टय उदयावलिका च पूर्वोक्तम् ।**
**बादरगुणेन समकं द्वावपि लोभौ समुपशांतौ ॥८१॥**

અર્થ—તે સમયે કિટ્ટિઓ, ઉદયાવલિકા અને સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયેલ દલિક જ અનુપશાંત છે. બાદરસંપરાય ગુણસ્થાનક સાથે જ બંને લોભ શાંત થાય છે.

ટીકાનુ૦—કિટ્ટિકરણાદ્ધાના ચરમસમયે કિટ્ટિકરણાદ્ધાકાળમાં કરાયલી બીજી સ્થિતિમાં રહેલી કિટ્ટિઓ, સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલુ દલિક, અને ઉદયાવલિકા આટલું જ સંજ્વલનલોભનું ઉપશમ્યા વિનાનું બાકી રહે છે, શેષ સઘળું શાંત થાય છે. (અવશિષ્ટ તે ઉદયાવલિકાને દશમાગુણસ્થાનકે સૂક્ષ્મકિટ્ટિઓમાં સ્તિ-

ભુકસંક્રમ વડે સંક્રમાવી અનુભવે છે, સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલું દલિક તેટલાજ કાળે શાંત થાય છે અને કિટ્ટિઓમાંથી કેટલીક કિટ્ટિઓને ભોગવીને ખપાવે છે, કેટલીકને શાંત કરે છે.) તથા તેજ ચરમસમયે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ લોભ સંપૂર્ણ શાંત થાય છે, અને અનિવૃત્તિબાદરસંપરાય ગુણસ્થાનક પણ પૂર્ણ થાય છે. તેમજ બાદરસંજ્વલનલોભનો ઉદય ઉદીરણાનો વિચ્છેદ થાય છે, અને દશમા ગુણસ્થાનકમાં પ્રવેશ કરે છે. ૮૧

**सेसद्धं तणुरागो तावइया किट्टिओ उ पढमठिई ।**
**वज्जिय असंखभागं हिट्ठुवरिमुदीरए सेसा ॥८२॥**

**शेषाद्धां तनुरागः तावत्यः कीट्टयस्तु प्रथमस्थितिः ।**
**वर्जयित्वाऽसंख्येयभागमधस्तादुपरितनमुदीरयति शेषाः ॥८२॥**

અર્થ—શેષકાળે-કિટ્ટિવેદનાદ્ધાના કાળમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે હોય છે. સૂક્ષ્મકિટ્ટિઓની દશમાના કાળ જેટલી પ્રથમસ્થિતિ કરે છે. તથા ચરમસમયે કરાયલી કિટ્ટિનો હેઠલો અસંખ્યાતમો ભાગ અને પ્રથમસમયે કરાયલી કિટ્ટિઓનો ઉપરનો અસંખ્યાતમો ભાગ વર્જીને શેષ કિટ્ટિઓની ઉદીરણા કરે છે.

ટીકાનુ૦—લોભની પ્રથમસ્થિતિને અશ્વકર્ણકરણાદ્ધા, કિટ્ટિકરણાદ્ધા અને કિટ્ટિવેદનાદ્ધા એમ ત્રણ ભાગમાં વહેંચે છે, એ પહેલા કહ્યું છે. તેમાંના પ્રથમના બે ભાગપ્રમાણ પ્રથમસ્થિતિનો અનુભવ નવમે ગુણસ્થાનકે કરે છે. તે બે ભાગ જેટલા કાળમાં અપૂર્વસ્પર્ધક અને કિટ્ટિઓ થાય છે. તેનું સંપૂર્ણસ્વરૂપ અત્યાર સુધીમાં આવી ગયું છે. ત્રીજા કિટ્ટિવેદનાદ્ધા વિભાગમાં કિટ્ટિકરણાદ્ધાકાળમાં કરાયલી કિટ્ટિઓ વેદે છે. અને તે કાળમાં આત્મા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે હોય છે. આ ગુણસ્થાનકે બીજી સ્થિતિમાં રહેલી કિટ્ટિઓમાંની કેટલીક કિટ્ટિઓ ખેંચીને તેની પોતાના કાળપ્રમાણ પ્રથમસ્થિતિ કરે છે. કિટ્ટિકરણાદ્ધા કાળની શેષ રહેલી ઉદયાવલિકાને સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી અનુભવે છે. બે સમય ન્યૂન બે આવલિકા કાળનું બંધાયલુ દલિક જે ઉપશમ્યા વિનાનું બાકી છે તેને તેટલાજ કાળે આ ગુણસ્થાનકે ઉપશમાવે છે. તથા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના પ્રથમ સમયે જે કિટ્ટિઓ ઉદયમાં આવે છે તે પહેલા અને છેલ્લા સમયે કરાયલી કિટ્ટિઓ વર્જીને પ્રાયઃ ઉદયમાં આવે છે. પ્રથમસ્થિતિમાં એવીજ રીતે ગોઠવે છે કે-પહેલે સમયે જે કિટ્ટિઓ ઉદયમાં આવે તે કિટ્ટિકરણાદ્ધા કાળમાંના પહેલા અને છેલ્લા સમયની કરાયલી કિટ્ટિઓ ન હોય. તથા ચરમસમયે કરાયલી કિટ્ટિઓનો નીચલો અસંખ્યાતમો ભાગ

અને પહેલા સમયે કરાયલી કિટ્ટિઓનો [1]ઉપરનો અસંખ્યાતમો ભાગ છોડીને શેષ કિટ્ટિઓની ઉદીરણા કરે છે. પહેલા અને છેલ્લા સમયની કિટ્ટિઓ સૂક્ષ્મસંપરાયના પ્રથમ સમયે ઉદયમાં નથી આવતી પણ આ રીતે-ઉદીરણાદ્વારા ઉદયમાં આવે છે.

**गेण्हंतो य मुयंतो असंखभागं तु चरिमसमयंमि ।**
**उवसामिय बीयठिइं उवसंतं लभइ गुणठाणं ॥८३॥**

**गृह्णन्ति च मुञ्चन्ति असंख्येयभागं तु चरिमसमये ।**
**उपशामयति द्वितीयस्थितिं उपशान्तं लभते गुणस्थानं ॥८३॥**

અર્થ—અસંખ્યાતમાભાગને ગ્રહણ કરતો અને મૂકતો ચરમસમય પર્યંત જાય છે. ચરમ સમયે બીજી સ્થિતિને ઉપશમાવીને ઉપશાંતમોહ ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે.

ટીકાનુ૦—સૂક્ષ્મસંપરાયના બીજે સમયે ઉદયપ્રાપ્ત કિટ્ટિઓના અસંખ્યાત-તમાભાગને છોડે છે. કારણ કે તેટલી કિટ્ટિઓ ઉપશમી જાય છે તેથી ઉદયમાં

૧ અહિં એમ સમજાય છે કે પહેલા સમયે કરાયલી કિટ્ટિઓનો ઉપરનો અસં-ખ્યાતમો ભાગ એટલે કે ઉત્કૃષ્ટ રસવાળી કિટ્ટિઓને છોડીને અને છેલ્લા સમયે કરાયલી કિટ્ટિઓનો નીચેનો અસંખ્યાતમો ભાગ એટલે કે મંદ રસવાળી કિટ્ટિઓને છોડીને શેષ કિટ્ટિઓને ઉદીરણા દ્વારા ખેંચી અનુભવે છે. પ્રાયઃ પદ મૂકવાનું કારણ પણ એજ સમજાય છે કે-ઉદય દ્વારા નહિ પણ આ રીતે-ઉદીરણા દ્વારા પહેલા છેલ્લા સમયની કિટ્ટિઓ ઉદયમાં આવે છે.

૨ અહિં ઉદય પ્રાપ્ત કિટ્ટિઓના અસંખ્યાતમા ભાગને ઉપશમાવે છે એમ જણાવે છે, પરંતુ ઉદયપ્રાપ્ત કિટ્ટિઓ શી રીતે ઉપશમે? કારણ કે ઉદયપ્રાપ્ત કિટ્ટિઓ તો પ્રથમ સ્થિતિમાં જે કિટ્ટિઓ છે તે છે. પ્રથમસ્થિતિને તો ઉદય ઉદીરણાથી ભોગવે છે. દરેક સ્થળે પ્રથમ સ્થિતિને ઉદય ઉદીરણાથી ભોગવે છે, એમ જણાવેલું છે. તો અહિં ઉપશમ થાય એ કેમ બને? તેના ઉત્તરમાં એમ જણાય છે કે-દશમા ગુણસ્થાનકની વિશુદ્ધિના માહાત્મ્યથી પ્રથમ સ્થિતિના ઉદય પ્રાપ્ત કિટ્ટિઓના અસંખ્યાતમા ભાગને પણ દ્વિતીય સ્થિતિગત કિટ્ટિઓ સાથે ઉપશમાવે છે. સમુદ્ઘાતના માહાત્મ્યથી જેમ પુન્ય પ્રકૃતિના રસને પાપરૂપે કરી અનુભવે છે. અથવા જે દશમા ગુણસ્થાનકના કાળ પ્રમાણ પ્રથમ સ્થિતિ કરી તેને તો ભોગવીને ખપાવે, પરંતુ સૂક્ષ્મસંપરાય ગુણ-સ્થાનકે ઉદય આવવા યોગ્ય જે કિટ્ટિઓ બીજી સ્થિતિમાં રહેલી હોય, તેના અસંખ્યાતમા ભાગને ઉપશમાવતો અને અપૂર્વ અસંખ્યાતમા ભાગને ઉદીરણાકરણ વડે ગ્રહણ કરી અનુભવતો આ પ્રમાણે પ્રતિસમય કરતો દશમાના ચરમ સમય સુધી જાય છે. અહિં ચરમ સમય સુધી ઉદીરણાકરણ વડે કિટ્ટિઓને ગ્રહણ કરવાનું કહ્યું છે, પરંતુ પ્રથમ સ્થિતિની એક આવલિકા બાકી રહે અને ઉદીરણા ન થાય એમ કહ્યું નથી. એટલે એમ

આવતી નથી. અને તે સાથે ભોગવવા માટે અપૂર્વ અસંખ્યાતમા ભાગને ઉદીરણાકરણવડે ગ્રહણ કરે છે. એટલે કે બીજે સમયે ઉદયપ્રાપ્ત જેટલી કિટ્ટિઓ હોય છે, તેનો અસંખ્યાતમો ભાગ ઉપશમાવી નાખે છે તેથી તેટલી કિટ્ટિઓનો ફલાનુભવ કરતો નથી, પરંતુ બાકીની કિટ્ટિઓનો ફલાનુભવ કરે છે. આ પ્રમાણે દરેક સમયે ઉદય પ્રાપ્ત કિટ્ટિઓના અસંખ્યાતમાભાગને છોડતો અને અપૂર્વ અસંખ્યાતમા ભાગને ભોગવવા માટે ઉદીરણાકરણ વડે ગ્રહણ કરતો સૂક્ષ્મસંપરાયના ચરમસમય પર્યંત જાય છે. તથા બીજી સ્થિતિમાં રહેલા અનુપશાંત સઘળા દલિકને પણ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના પ્રથમ સમયથી આરંભી ચરમ સમય પર્યંત પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્યગુણ ઉપશમાવે છે. તથા નવમાં ગુણસ્થાનકના ચરમસમયે સમયોન બે આવલિકા કાળમાં બંધાયલુ દળ જે અનુપશાંત હતુ તેને પણ તે સમયથી આરંભી તેટલાજ કાળમાં દશમા ગુણસ્થાનકે ઉપશમાવે છે. સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમસમયે જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયનો અંતર્મુહૂર્ત્ત સ્થિતિબંધ થાય છે, નામ અને ગોત્રકર્મનો સોળ મુહૂર્ત્તનો અને વેદનીયકર્મનો ચોવીસ મુહૂર્ત્તનો સ્થિતિબંધ થાય છે. તેજ ચરમસમયે દ્વિતીયસ્થિતિગત મોહનીયકર્મનું સઘળું દલિક સંપૂર્ણ રીતે ઉપશમી જાય છે, અને પછીના સમયે ઉપશાંતમોહ ગુણસ્થાનક પ્રાપ્ત કરે છે. આ ગુણસ્થાનકે મોહનીયની અઠ્ઠાવીસે પ્રકૃતિ સર્વથા શાંત થયેલી હોય છે. ઉપશમનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ છે. તેજ ઉપશાંતમોહ ગુણસ્થાન છે. ૮૩

**अंतोमुहुत्तमेत्तं तस्सवि संखेज्जभागतुल्लाओ।**
**गुणसेढी सव्वद्धं तुल्ला य पएसकालेहिं ॥८४॥**

**अन्तर्मुहूर्त्तमात्रं तस्यापि संख्येयभागतुल्याः।**
**गुणश्रेणीः सर्वाद्धां तुल्याश्च प्रदेशकालाभ्यां ॥८४॥**

અર્થ—આ ગુણસ્થાનક અંતર્મુહૂર્ત માત્ર રહે છે. તેના સંખ્યાતમા ભાગ પ્રમાણ ગુણશ્રેણિ થાય છે. અને તે તેના સંપૂર્ણ કાળ પર્યંત કાળ અને પ્રદેશવડે અવસ્થિત થાય છે.

ટીકાનુ૦—ઉપશાંતમોહ ગુણસ્થાનકનો કાળ અંતર્મુહૂર્ત્તનો છે. આ ગુણસ્થાનકે મોહનીયકર્મ સિવાય શેષ કર્મોમાં સ્થિતિઘાત રસઘાત અને ગુણશ્રેણિ એ ત્રણ થાય છે. તેમાં ગુણશ્રેણિ ઉપશાંતમોહ ગુણસ્થાનકના કાળના સંખ્યાતમાભાગ

જણાય છે કે કિટ્ટિકરણાદ્ધા કાળમાં દશમે અનુભવવા યોગ્ય જે કિટ્ટિઓ કરી છે, તેમાંથી ઉપર કહ્યા પ્રમાણે ઉપશમાવતો અને ઉદીરણાકરણ વડે ખેંચી અનુભવતો આ પ્રમાણે ક્રિયા કરતો ચરમ સમય પર્યંત જાય છે. તત્ત્વકેવલિગમ્ય.

પ્રમાણ કરે છે. એટલે કે ઉપશાંતમોહ ગુણસ્થાનકના સંખ્યાતમાભાગમાં જેટલા સમયો હોય તેટલા સમયોમાં ગુણશ્રેણિ–દલરચના કરે છે. તે ગુણશ્રેણિ પ્રદેશ અને કાળવડે સરખી છે. આ ગુણસ્થાનમાં દરેક સમયના પરિણામ એક સરખા હોવાથી પ્રતિ સમયે સરખાજ દલિકો ઉપરની સ્થિતિમાંથી ઉતારે છે અને સરખી જ રચના કરે છે. એટલે કે ઉપશાંતમોહગુણસ્થાનકના પહેલા સમયે જેટલા દલિકો ઉપરથી ઉતાર્યા અને પ્રથમ સમયથી તે ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના સમયોમાં જે રીતે ગોઠવ્યા તેટલાજ દલિકો બીજે સમયે ઉતારે છે અને તે (બીજા) સમયથી તે ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગમાં જેટલા સમયો હોય તેટલામાં તેજ રીતે ગોઠવે છે, એમ ચરમસમય પર્યંત જાણવું. પૂર્વ પૂર્વ સમય જેમ જેમ ઓછો થતો જાય તેમ તેમ ઉપરનો એક એક સમય મળતો જતો હોવાથી ઉપશાંતમોહ ગુણસ્થાનકના સંખ્યાતમા ભાગના સમયપ્રમાણ દલરચનાનો કાળ કાયમ રહે છે. આ કારણથી આ ગુણસ્થાનકે કાળ અને પ્રદેશની અપેક્ષાએ ગુણશ્રેણિ સરખી કરે છે તેમ કહેવામાં આવે છે. સ્થિતિઘાત રસઘાત પૂર્વની જેમ થાય છે. પતદ્ગ્રહના અભાવે અહિં ગુણસંક્રમ થતો નથી.

**करणाय नोवसंतं संकमणोवट्टणं तु दिट्ठितिगं।**
**मोत्तुण विलोमेणं परिवडई जा पमत्तोत्ति ॥८५॥**

**करणाय नोपशान्तं संक्रमापवर्त्तनं तु दृष्टित्रिकं ।**
**मुक्त्वा विलोमेन प्रतिपतति यावत् प्रमत्त इति ॥८५॥**

અર્થ—ત્રણ દૃષ્ટિને મૂકીને ઉપશમેલું દલિક કરણને યોગ્ય થતું નથી. ત્રણ દૃષ્ટિમાં સંક્રમણ અને અપવર્ત્તના થાય છે. ગુણસ્થાનકનો કાળ પૂર્ણ થયા પછી વિલોમે યાવત્ પ્રમત્ત સંયત સુધી પડે છે.

ટીકાનુ૦—આ ગુણસ્થાનકે મોહનીયકર્મની એકે એક પ્રકૃતિ ઉપશમેલી છે એટલે તેની અંદર કોઈપણ કરણની યોગ્યતા રહેતી નથી. એટલે કે ઉપશમેલી તે પ્રકૃતિઓમાં સંક્રમણ ઉદ્વર્ત્તના અપવર્ત્તના નિદ્ધત્તિ નિકાચના અને ઉદીરણા કરણો પ્રવર્ત્તતા નથી, તેમજ તેનો ઉદય પણ થતો નથી. માત્ર સમ્યક્ત્વમોહનીય મિશ્રમોહનીય અને મિથ્યાત્વમોહનીય છોડીને. કારણ કે તે ત્રણમાં અપવર્ત્તના અને સંક્રમ થાય છે. તેમાં સંક્રમ મિથ્યાત્વ અને મિશ્રમોહનીયમાં પ્રવર્ત્તે છે, અને અપવર્ત્તના ત્રણેમાં થાય છે. આ પ્રમાણે જેણે ક્રોધના ઉદયથી શ્રેણિ આરંભી હોય તે આશ્રયી સમજવું. જ્યારે માનના ઉદયથી શ્રેણિ પ્રાપ્ત કરે ત્યારે માનને વેદતો નપુંસકવેદમાં કહેલ ક્રમે ત્રણે ક્રોધને ઉપશમાવે છે. ત્યાર પછી ક્રોધના ઉદયે શ્રેણિનો આરંભ કરનારાએ જે ક્રમે ત્રણ ક્રોધ ઉપશમાવ્યા હતા તે

ક્રમે ત્રણ [1]માનને ઉપશમાવે છે. જ્યારે માયાના ઉદયે શ્રેણિ પ્રારંભે ત્યારે માયાને વેદતો પહેલા નપુંસકવેદના ક્રમે ત્રણ ક્રોધ ઉપશમાવે છે, ત્યાર પછી ત્રણ માન ઉપશમાવે છે, અને ત્યાર પછી ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનાર જે ક્રમે ત્રણ ક્રોધ ઉપશમાવે છે તે ક્રમે ત્રણ માયા ઉપશમાવે છે. જ્યારે લોભના ઉદયે શ્રેણિ પ્રાપ્ત કરે ત્યારે લોભને વેદતો પહેલા નપુંસકને શાન્ત કરતા જે ક્રમ કહ્યો છે તે ક્રમે ત્રણ ક્રોધને, ત્યાર પછી ત્રણ માનને, અને ત્યારપછી ત્રણ માયાને ઉપશમાવે છે. અને ત્યાર પછી ક્રોધને ઉદયે શ્રેણિ આરંભનાર જે રીતે ક્રોધને ઉપશમાવે છે તે રીતે ત્રણ લોભને શાંત કરે છે.

મોહનીય શાંત કરેલું હોવાથી આ ગુણસ્થાનકથી આગળ વધી શકતો નથી પણ અહિં અંતર્મુહૂર્ત્ત રહી અવશ્ય પડેજ છે. તે પ્રતિપાત–પડવું કેવી રીતે થાય છે, તે કહે છે–ઉપશાંતમોહ ગુણસ્થાનકથી બે રીતે પડે છે. ૧ ભવક્ષયે અને, ૨ ગુણસ્થાનકના કાળક્ષયે. ભવક્ષયે પ્રતિપાત મરનારને થાય છે. ઉપશાંત મોહગુણસ્થાનકે કોઇનું આયુ પૂર્ણ થાય છે, અને તે ત્યાંથી મરી સર્વાર્થસિદ્ધ મહાં વિમાનમાં ઉત્પન્ન થાય છે. મનુષ્યાયુના ચરમ સમયપર્યંત અગીઆરમું ગુણસ્થાનક હોય છે, પરંતુ દેવાયુના પ્રથમ સમયથીજ ચતુર્થ ગુણસ્થાન પ્રાપ્ત થાય છે. અને તેને પ્રથમ સમયથીજ એકી સાથે સઘળા કરણો પ્રવર્ત્તે છે. તેમાં ઉદીરણાકરણથી જે દલિકો ખેંચે છે તેને ઉદયાવલિકામાં ગોઠવે છે. જે દલિકોને ઉદીરતો નથી પરંતુ અપવર્ત્તના કરણથી નીચે ઉતારે છે તે દલિકોને ઉદયાવલિકા બહાર ગોપુચ્છાકારે ગોઠવે છે. અને જે અંતરકરણ હતું એટલે કે શુદ્ધ ભૂમિકા હતી તેને દલિકોથી ભરી દે છે, અને તે દલિકોને અનુભવે છે. તથા જે

---

૧ માનના ઉદયે શ્રેણિ આરંભનારને સંજ્વલન ક્રોધનો બંધ વિચ્છેદ કયાં થાય છે તે જણાવ્યું નથી પરંતુ એમ જણાય છે કે ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનારને જ્યાં ક્રોધનો બંધ વિચ્છેદ થાય ત્યાંજ માનના ઉદયે શ્રેણિ આરંભનારને પણ ક્રોધનો બંધ વિચ્છેદ થાય અને ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનારને જેમ તેનો બંધ વિચ્છેદ થયા પછી બે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલુ ઉપશમ્યા વિનાનું બાકી રહે છે તેમ માનના ઉદયે શ્રેણિ આરંભનારને પણ ક્રોધનો બંધ વિચ્છેદ થયા પછી બે સમયન્યૂન આવલિકા કાળનુ બંધાયેલુ અનુપશાન્ત રહે અને તે તેટલાજ કાળે માન ભોગવતા ઉપશમાવે. એમ માયાને ઉદય શ્રેણિ આરંભનારને ક્રોધ માન માટે સમજવું. એટલે કે માયાના ઉદયે શ્રેણિ માંડનારને સંજ્વલન ક્રોધનો બંધવિચ્છેદ થયા પછી જે બે સમયન્યૂન બે આવલિકા કાળનું બંધાયલુ અનુપશાંત છે તે તેટલાજ કાળે માનને ઉપશમાવતા સાથેજ ઉપશમાવે, અને માનનો બંધવિચ્છેદ થયા પછી જે બે સમયન્યૂન બે આવલિકા કાળનું બંધાયલુ માનનું જે દળ અનુપશાંત છે તે તેટલાજ કાળે માયાને વેદતા ઉપશમાવે છે એમ લોભના ઉદયે શ્રેણિ માંડનાર ક્રોધના અવશિષ્ટને માન સાથે, માનના અવશિષ્ટને માયા સાથે ઉપશમાવે, અને માયાના અવશિષ્ટને લોભ વેદતા ઉપશમાવે છે એમ જણાય છે. તત્ત્વ કેવલિગમ્ય.

ઉપશાંતમોહ ગુણસ્થાનકનો અંતર્મુહુર્ત્તનો કાળ પૂર્ણ કરી પડે છે તે જે ક્રમે સ્થિતિઘાતાદિ કરતો ચડયો હતો, તેજ ક્રમે પશ્ચાનુપૂર્વીએ[1] સ્થિતિઘાતાદિ કરતો પ્રમત્તસંયતગુણસ્થાનક સુધી પડે છે.

**ओकड्ढित्ता दलियं पढमठितिं कुणइ बिइयठिइहिंतो।**
**उदयाइ विसेसूणं आवलिउप्पिं असंखगुणं ॥८६॥**

**अपकृष्य दलिकं प्रथमस्थितिं करोति द्वितीयस्थितेः।**
**उदयादिषु बिशेषोनं आविलिकोपरि असंख्येयगुणं ॥८६॥**

અર્થ—દ્વિતીયસ્થિતિમાંથી દલિકોને ખેંચીને પ્રથમસ્થિતિ કરે છે. ઉદય સમયથી આરંભી વિશેષ ન્યૂન ન્યૂન, અને આવલિકા ઉપર અસંખ્યેય ગુણ ગોઠવે છે.

ટીકાનુ૦—ઉપશાંતમોહ ગુણસ્થાનકેથી ગુણસ્થાનકનો કાળ પૂર્ણ કરીને પડતા સંજ્વલન લોભાદિ કર્મોને અનુભવે છે. અગીઆરમેથી દશમે આવતા પહેલા સંજ્વલન લોભને અનુભવે છે, ત્યાર પછી નવમે ગુણસ્થાનકે જ્યાં માયાનો ઉદય-વિચ્છેદ થયો હતો ત્યાંથી આરંભી માયાને, ત્યાર પછી જ્યાં માનનો ઉદય વિચ્છેદ થયો હતો ત્યાંથી આરંભી માનને, ત્યાર પછી જ્યાં ક્રોધનો ઉદય વિચ્છેદ થયો હતો ત્યાંથી આરંભી ક્રોધને અનુભવે છે. આ પ્રમાણે ચડતા જે સમયે જેનો ઉદય વિચ્છેદ થયો હતો પડતા ત્યાં આવે ત્યારે તેનો ઉદય થાય છે. આ પ્રમાણે ક્રમ પૂર્વક અનુભવવા માટે બીજી સ્થિતિમાંથી તેઓનું દલિક ખેંચીને પ્રથમસ્થિતિ કરે છે. ખેંચેલા દલિકને ઉદયસમયાદિ સમયોમાં વિશેષ ન્યૂન વિશેષન્યૂન ક્રમે ગોઠવે છે. ઉદય સમયે ઘણું દલિક ગોઠવે છે, દ્વિતીયસમયે વિશેષહીન, એમ ઉદયાવલિકના ચરમસય પર્યંત ગોપુચ્છાકારે દલિક ગોઠવે છે.[2]

---

૧ ગુણસ્થાન પર ચડતા પરિણામની અત્યંત વિશુદ્ધિ હોવાથી વધારે વધારે પ્રમાણમાં સ્થિતિ અને રસનો ઘાત કરતો હતો, વધારે વધારે દલિકો ઉતારી ઉદય સમયથી આરંભી વધારે વધારે ગોઠવતો હતો અને નવો નવો સ્થિતિબંધ હીનહીન કરતો જતો હતો, હવે પડતા પરિણામની મંદતા હોવાથી અલ્પ પ્રમાણમાં સ્થિતિ રસનો ઘાત કરે સ્થિતિબંધ વધારતો જાય, અને ગુણશ્રેણી વિલોમે કરે એટલે કે નિષેક રચનાને અનુસાર દલરચના કરે. એટલે કે ઉદય સમયમાં ઘણા ત્યારબાદ અલ્પ અલ્પ એ પ્રમાણે ૮૬ મી ગાથામાં કહેલ વિધિએ દલરચના કરે.

૨ અંતરકરણ ઉપરની અપેક્ષાએ સમ કહ્યું છે. એટલે કે લોભનું જે સ્થિતિ સુધી અંતરકરણ કરે છે, માયા આદિ પ્રકૃતિઓનું પણ ત્યાં સુધી કરે છે. હવે અગીઆરમેથી પડતા ઉદય તો દરેકનો સાથે થતો નથી, પરંતુ ક્રમપૂર્વક થાય છે. એટલે ઉપશમ સમ્યક્ત્વથી પડતા અંતરકરણનો અમુક કાળ બાકી રહે અને બીજી સ્થિતિમાંથી ખેંચી જેમ

અને ઉદયાવલિકાના ઉપરના સમયોમાં અસંખ્યાત અસંખ્યાતગુણુ ગોઠવે છે. ઉદયાવલિકા ઉપર પ્રથમ સમયે ઉદયાવલિકાના ચરમસમયના દલિક નિક્ષેપની અપેક્ષાએ અસંખ્યાતગુણુ, તે કરતા બીજા સમયમાં અસંખ્યાતગુણુ, તે કરતા ત્રીજા સમયે અસંખ્યાતગુણુ, આ પ્રમાણે પૂર્વ પૂર્વ સમય કરતા ઉત્તરોત્તર સમયે અસંખ્યાત અસંખ્યાતગુણુ ઉદયવતી પ્રકૃતિઓમાં ગુણુશ્રેણિના શિરપર્યંત ગોઠવે છે, ત્યારપછી વિશેષ હીન વિશેષ હીન ગોઠવે છે. ૮૬.

આજ હકીકત આ ગાથામાં કહે છે.

**जावइया गुणसेढी उदयवई तासु हीणगं परओ ।**
**उदयावलीमकाउं गुणसेढिं कुणइ इयराणं ॥८७॥**

**यावती गुणश्रेणिः उदयवतीषु तासु हीनकं परतः ।**
**उदयावलीमकृत्वा गुणश्रेणिं करोतीतरासाम् ॥८७॥**

અર્થ—જે ઉદયવતી પ્રકૃતિઓ છે તેઓમાં ગુણુશ્રેણિના શિરપર્યંત ગુણુશ્રેણિના ક્રમે દલનિક્ષેપ કરે છે, પછીના સમયોમાં ન્યૂન ન્યુન કરે છે. ઈતર અનુદયવતી પ્રકૃતિઓમાં ઉદયાવલિકા કર્યા વિના ઉપરના સમયથી ગુણુશ્રેણિપર્યંત ગુણુશ્રેણિના ક્રમે દલરચના કરે છે.

ટીકાનુ૦—તત્કાલ ઉદયવતી જે પ્રકૃતિઓ છે, તેઓની ઉદયાવલિકામાં ગોપુચ્છાકારે દલિકનિક્ષેપ કરે છે–ગોઠવે છે, અને ઉદયાવલિકાના ઉપરના સમયથી આરંભી ગુણુશ્રેણિના શિરપર્યંત ગુણુશ્રેણિના ક્રમે પૂર્વ પૂર્વ કરતા ઉત્તરોત્તર અસંખ્ય અસંખ્યગુણુ દલિકનિક્ષેપ કરે છે, ત્યાર પછીના સમયોમાં વિશેષન્યૂન વિશેષન્યૂન દલનિક્ષેપ કરે છે. અને તત્કાળ અનુદયવતી જે પ્રકૃતિઓ છે તેની ઉદયવલિકા કરતો નથી–ઉદયાવલિકામાં દલિક ગોઠવતો નથી, પરંતુ તે એક આવલિકા છોડીને ઉપરના સમયથી આરંભી ગુણુશ્રેણિના શિરપર્યંત પૂર્વ પૂર્વ કરતા ઉત્તરોત્તર અસંખ્ય અસંખ્યગુણુ ગોઠવે છે, અને ત્યાર પછી અલ્પ અલ્પ ગોઠવે છે. ૮૭.

**संकमउदीरणाणं नत्थि विसेसो उ एत्थ पुव्वुत्तो ।**
**जं जत्थ उ विच्छिन्नं जायं वा होइ तं तत्थ ॥८८॥**

---

નીચે ગોઠવે છે, તેમ અહિં પણુ અંતરકરણુનો અમુક કાળ બાકી રહે ત્યારે પહેલા લોભનો ઉદય થાય છે માટે લોભની બીજી સ્થિતિમાંથી દલિક ખેંચે અને ઉપર કહ્યા પ્રમાણે રચના કરે. ત્યાર બાદ અંતર્મુહૂર્ત્તકાળે માયાનો ઉદય થાય છે, માટે અંતર્મુહૂર્ત્ત બાદ માયાની બીજી સ્થિતિમાંથી દલિક ખેંચી તેની ઉપર કહ્યા પ્રમાણે રચના કરે. એ પ્રમાણે જે ક્રમે ઉપશમના કરી છે તેનાથી વિલોમ ક્રમે એટલે કે પડતા જે ક્રમે જે પ્રકૃતિનો ઉદય થતો હોય તેની બીજી સ્થિતિમાંથી દલિક ખેંચી તેની રચના કરે. એટલે જ જેમ ક્રમ પૂર્વક ઉપશમ થયો હતો તેમ ઉદય પણુ ક્રમ પૂર્વક થાય છે.

**संक्रमोदीरणयोर्नास्ति विशेषस्तु अत्र पूर्वोक्तः ।**
**यद् यत्र तु व्यवच्छिन्नं जातं वा भवति तत्तत्र ॥८८॥**

અર્થ:—અહિં સંક્રમ અને ઉદીરણાના સંબંધમાં વિશેષ નથી–જે જ્યાં વિચ્છિન્ન થયું હતું તથા જ્યાં જે થતું હતું ત્યાં તે થાય છે.

ટીકાનુ૦—ઉપશમશ્રેણિપર ચડતા સંક્રમના સંબંધમાં જે વિશેષ કહ્યો હતો, જેમકે ક્રમપૂર્વક સંક્રમ થાય, અનાનુપૂર્વીએ–ઉત્ક્રમે સંક્રમ ન થાય, તે, તથા અંતરકરણના દ્વિતીયસમયથી બંધાયલા કર્મની છ આવલિકા ગયાબાદ ઉદીરણા થાય, છ આવલિકામાં ન થાય આ ઉદીરણાના સંબંધમાં જે વિશેષ કહ્યો હતો, તે વિશેષ ઉપશમશ્રેણિથી પડતા રહેતો નથી. ઉપશમશ્રેણિથી પડતા તો ક્રમ ઉત્ક્રમ બંનેરીતે સંક્રમ થાય, તેમજ બંધાયલા કર્મની બંધાવલિકા પૂર્ણ થયા પછી પણ ઉદીરણા થાય છે. તથા શ્રેણિપર ચડતા બંધન સંક્રમણ અપવર્ત્તના ઉદ્વર્ત્તના ઉદીરણા દેશોપશમના નિદ્ધત્તિ નિકાચના અને આગાળનો જે સમયે વિચ્છેદ થયો હતો પડતા તે સમયને પ્રાપ્ત થાય ત્યારે તે સર્વે પ્રવર્ત્તે છે. તથા ચડતા જે સ્થાને સ્થિતિઘાત રસઘાતાદિ થતા હતા પડતા ત્યાં તેજ પ્રમાણે વિપર્યસ્ત–ઉલટા ક્રમે થાય છે. ૮૮.

**वेइज्जमाण संजलण कालाओ अहिगमोहगुणसेढी ।**
**पडिवत्तिकसाउदए तुल्ला सेसेहि कम्मेहिं ॥८९॥**

**वेद्यमानसंज्वलनकालादधिका मोहगुणश्रेणिः ।**
**प्रतिपत्तिः कषायोदये तुल्या शेषैः कर्मभिः ॥८९॥**

અર્થ—મોહનીયની ગુણશ્રેણિ વેદ્યમાન સંજ્વલનના કાલથી અધિક કાળમાં થાય છે, જે જે કષાયના ઉદયે શ્રેણીની પ્રાપ્તિ થાય છે તેની ગુણશ્રેણિ શેષકર્મની તુલ્ય થાય છે.

ટીકાનુ૦—શ્રેણીપરથી પડતા મોહનીયકર્મની પ્રકૃતિઓની ગુણશ્રેણિ કાલને આશ્રયીને વેદ્યમાન સંજ્વલનના કાલથી અધિકકાલ પ્રમાણ કરે છે. ચડતી વખતે કરેલી ગુણશ્રેણિની તુલ્ય–સરખી કરે છે. (એટલે કે શ્રેણિપર ચડતી વખતે જેટલા સ્થાનોમાં ગુણશ્રેણીના ક્રમે દલરચના થઈ હતી, પડતી વખતે પણ તેટલા સ્થાનમાં દલરચના થાય છે.) તથા જે કષાયના ઉદયે ઉપશમશ્રેણિપર આરૂઢ થયો હતો–શ્રેણિપર ચડયો હતો, પડતા તેનો જ્યારે ઉદય થાય ત્યારે તેની ગુણશ્રેણિ શેષકર્મની ગુણશ્રેણિની તુલ્ય કરે છે. જેમ કોઇએ સંજ્વલનક્રોધના ઉદયે શ્રેણિ પ્રાપ્ત કરી, શ્રેણિથી પડતા જ્યારે તેને સંજ્વલનક્રોધનો ઉદય થાય ત્યારે ત્યાંથી તેની ગુણશ્રેણિ શેષકર્મના સમાન થાય છે. એ પ્રમાણે માન અને માયાના

સંબંધમાં પણ સમજવું. સંજ્વલન લોભના ઉદયે ઉપશમશ્રેણિ પ્રાપ્ત કરનારને પ્રતિપાતકાલે-પડતા પ્રથમસમયથી જ આરંભી સંજ્વલન લોભની ગુણશ્રેણિ શેષકર્મની ગુણશ્રેણિની તુલ્ય થાય છે. તથા શેષ કર્મ્મો માટે તો જેમ ચડતા કહ્યું હતું તેમ પડતા પણ તેજ પ્રમાણે અન્યૂનાતિરિક્ત-બરાબર-ન વધારે ન ઓછું થાય છે એમ જાણવું. ૮૯.

**खवगुवसामगपच्चागयाण दुगुणो तहिं तहिं बंधो ।**
**अणुभागोऽणंतगुणो असुभाण सुभाण विवरीओ ॥९०॥**

**क्षपकोपशमकप्रत्यागतानां द्विगुणस्तत्र तत्र बन्धः ।**
**अनुभागोऽनन्तगुणः अशुभानां शुभानां विपरीतः ॥९०॥**

અર્થ—ક્ષપક ઉપશમક અને પડેલા ઉપશમકને ત્યાં ત્યાં ક્રમે બમણો સ્થિતિબંધ થાય છે. અને અશુભ પ્રકૃતિઓનો રસ અનંતગુણ બંધાય છે, શુભ પ્રકૃતિઓનો વિપરીત-અનંતગુણહીન બંધ થાય છે.

ટીકાનુ૦—ક્ષપકશ્રેણિ પર ચઢતા ક્ષપકને જે જે સ્થાને જેટલો જેટલો સ્થિતિબંધ થાય છે તે જ સ્થાને ઉપશમશ્રેણિપર ચડતા ઉપશમકને બમણો બમણો સ્થિતિબંધ થાય છે. તે કરતા પણ ઉપશમશ્રેણિથી પડતા તે જ સ્થાને બમણો બમણો બંધ થાય છે. ક્ષપકના બંધની અપેક્ષાએ ચાર ગુણો સ્થિતિબંધ થાય છે. તથા ક્ષપકને જે સ્થાને અશુભપ્રકૃતિઓનો જેટલો રસબંધ થાય છે, તેની અપેક્ષાએ તેજ સ્થાને ઉપશામકને અનંતગુણ અનુભાગ-રસબંધ થાય છે, તે કરતા પણ તેજ સ્થાને ઉપશમશ્રેણિથી પડતા અનંતગુણરસબંધ થાય છે. શુભપ્રકૃતિઓનો રસબંધ અશુભના રસબંધ કરતા વિપરીત થાય છે. એટલે કે શુભપ્રકૃતિઓનો ક્ષપકને જે સ્થાને જેટલો રસબંધ થાય છે, તેનાથી ઉપશમકને શ્રેણિપર ચડતા તેજ સ્થાને અનંતગુણહીન રસબંધ થાય છે, અને તે કરતા ઉપશમશ્રેણિથી પડતા તેજ સ્થાને અનંતગુણહીન રસબંધ થાય છે. ૯૦

**परिवाडीए पडिउं पमत्तइयरत्तणे बहुं किच्चा ।**
**देसजई सम्मो वा सासणभावं वए कोइ ॥९१॥**

**परिपाट्या पतित्वा प्रमत्तेत्वरत्वे बहून् कृत्वा ।**
**देशयतित्वं सम्यक्त्वं वा सासादनभावं व्रजेत्कोऽपि ॥९१॥**

અર્થ—ક્રમ પૂર્વક પ્રમત્તગુણસ્થાન સુધી પડે છે. પ્રમત્ત અપ્રમત્તપણામાં ઘણા પરાવર્ત્તન કરીને કોઈ દેશવિરતિ થાય છે, કોઇ ચતુર્થ ગુણસ્થાનકે જાય છે, કોઇ સાસ્વાદનભાવને પણ પ્રાપ્ત કરે છે.

ટીકાનુ૦—જે ક્રમે ઉપશમશ્રેણિ પર ચડયો હતો એટલે કે ચડતા જે ક્રમે જે જે ગુણસ્થાનકોને સ્પર્શ્યો હતો પડતા તે ક્રમે તે તે ગુણસ્થાનકોને સ્પર્શ કરતો પ્રમત્તસંયતગુણસ્થાનક સુધી આવે છે. દશમા નવમા એમ અનુક્રમે ગુણસ્થાનકને સ્પર્શ કરતો આવે છે. ત્યાર પછી પ્રમત્ત અપ્રમત્તપણામાં ઘણીવાર પરાવર્ત્તન કરીને (ફરીને કોઇ તદ્ભવ મોક્ષગામી હોય તો ક્ષપકશ્રેણિ માંડે છે, તેમજ કોઇ ઉપશમશ્રેણી પણ માંડી શકે છે.) કોઇ દેશવિરતિ થાય છે, કોઇ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ[1] થાય છે, અને જેઓના મતે અનંતાનુબંધિની ઉપશમના થાય છે, તેઓના મતે કોઈ સાસ્વાદન ગુણસ્થાનકને પણ પ્રાપ્ત થાય છે, ત્યાંથી પડી મિથ્યાત્વે જાય છે. ૯૧

**उवसमसम्मत्तद्धा अंतो आउक्खया धुवं देवो ।**
**जेण तिसु आउएसुं बद्धेसु न सेढिमारुहइ ॥९२॥**

**उपशमसम्यक्त्वाद्धाऽन्ते आयुःक्षयात् ध्रुवं देवः ।**
**येन त्रिषु आयुष्षु बद्धेषु न श्रेणीमारोहति ॥९२॥**

અર્થ—ઉપશમસમ્યક્ત્વના કાળમાં આયુનો ક્ષય થાય તો અવશ્ય દેવ થાય છે, કારણ કે ત્રણમાંથી કોઈપણ આયુ બંધાયું હોય તો શ્રેણિપર ચડતો નથી.

ટીકાનુ૦—ઉપશમસમ્યક્ત્વના કાળમાં વર્ત્તતો જો કોઇ આયુ પૂર્ણ થઈ જવાથી કાળ કરે તો અવશ્ય દેવ થાય છે. કારણ કે નારક તિર્યંગ અને મનુષ્ય સંબંધી આયુ બંધાયુ હોય તો ઉપશમશ્રેણિપર ચડી શકતો નથી, પરંતુ વૈમાનિક દેવ સંબંધી આયુ બંધાયુ હોય તોજ ઉપશમશ્રેણિપર ચડી શકે છે. તેમજ ઉપશમસમ્યક્ત્વના કાળમાં મરણપામે તો દેવ જ થાય છે. ( પરભવાયુ બાંધ્યાવિના પણ ઉપશમશ્રેણિપર ચડી શકે છે તે અંતરકરણ ખલાસ થયા પછી આયુ બાંધી શકે છે ). ૯૨.

**सेढिपडिओ तम्हा–छडावली सासणो वि देवेसु ।**
**एगभवे दुक्खुत्तो चरित्तमोहं उवसमेज्जा ॥९३॥**

**श्रेणिपतितस्तस्मात् षडावलिको सासादनोऽपि देवेषु ।**
**एकभवे द्विकृत्वः चारित्रमोहं उपशमयेत् ॥९३॥**

અર્થ—તે કારણથી શ્રેણિથી પડેલો છ આવલિકા જેનો કાળ છે તે સાસ્વાદન ગુણસ્થાનકવાળો પણ મરીને દેવમાં જ જાય છે. એક ભવમાં બે વાર ચારિત્રમોહનીયકર્મ સર્વથા ઉપશમાવી શકે છે.

૧ ચોથા પાંચમા છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકમાંથી કોઇ પણ સ્થાને ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી ત્યાં સ્થિર પણ થઇ શકે છે.

ટીકાનુ૦—દેવાયુ વર્જીને ત્રણ આયુમાંથી કોઇપણ આયુ બાંધ્યા પછી ઉપશમશ્રેણિપર ચડી શકતો નથી, તેથી શ્રેણિથી પડીને ઉત્કૃષ્ટથી છ આવલિકા અને જઘન્યથી સમય જેટલો જેનો કાળ છે તે સાસ્વાદનગુણસ્થાનકે પણ જો કાળ કરે તો મરીને અવશ્ય દેવ થાય છે. તાત્પર્ય એ કે આયુ બાંધ્યા પછી જો ઉપશમશ્રેણિ પર ચડે તો વૈમાનિક દેવનું આયુ બાંધ્યા પછીજ ચડે છે. પરભવાયુ બાંધ્યાવિના પણ ઉપશમશ્રેણિપર ચડી શકે છે તે અંતરકરણ[1] ખલાસ થયા પછી આયુ બાંધી શકે છે. તથા એક ભવમાં વધારેમાં વધારે બે વાર જ ચારિત્રમોહનીયકર્મને સર્વથા ઉપશમાવે છે. જે જીવ એક ભવમાં બે વાર ઉપશમશ્રેણિ માંડે છે, તે તે ભવમાં ક્ષપકશ્રેણિ માંડી શકતો નથી–ચારિત્રમોહનીયની ક્ષપણા કરી શકતો નથી. પરંતુ જેણે એક જન્મમાં એક વાર ચારિત્રમોહનીયની ઉપશમના કરી હોય તેને તે જન્મમાં ક્ષપકશ્રેણિ થાય પણ ખરી–ચારિત્રમોહનીયની ક્ષપણા કદાચ થાય પણ ખરી. આ ઉપરથી એમ નથી સમજવાનું કે ચારિત્રમોહનીયની ક્ષપણા કરતા પહેલા ચારિત્રમોહનીયની ઉપશમનાની જરૂર છે. ચારિત્રમોહનીયની ઉપશમના કર્યા વિના પણ ચારિત્રમોહનીયની ક્ષપણા કરી શકે છે. તથા એક જન્મમાં ઉપશમ અને ક્ષપક એમ બંને શ્રેણિ પર ચડી શકે છે એ કાર્મગ્રંથિક અભિપ્રાય છે. આગમના અભિપ્રાયે તો એક ભવમાં ઉપશમ અને ક્ષપક એ બેમાંથી એકજ શ્રેણિ પર ચડી શકે છે. કહ્યું છે કે—'બેમાંથી એક શ્રેણિ સિવાય એક ભવમાં દેશવિરતિ સર્વવિરતિ ચારિત્ર વિગેરે સર્વ પ્રાપ્ત કરી શકે છે' અન્યત્ર પણ કહ્યું છે—"એક ભવમાં મોહનો ઉપશમ ઉપરા ઉપરી બે વાર થાય પરંતુ જે ભવમાં મોહનો સર્વોપશમ થયો હોય તે ભવમાં મોહનો સર્વથા ક્ષય ન થાય." ૯૩

આ પ્રમાણે પુરૂષવેદે શ્રેણિ પ્રાપ્ત કરનાર આશ્રયી વિધિ કહ્યો. હવે સ્ત્રીવેદ અને નપુંસકવેદે ઉપશમ શ્રેણિ પ્રાપ્ત કરનાર આશ્રયી વિધિ કહે છે—

**दुचरिमसमये नियगोदयस्स इत्थीनपुंसगो पणोपणं ।**
**समयित्तु सत्त पच्छा किं तु नपुंसो कमारद्धे ॥९४॥**

૧ જ્યાં સુધી મિથ્યાત્વમોહનો ઉદય ન થાય અથવા જ્યાં સુધી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ન પામે ત્યાં સુધી અંતરકરણ છે. તે કાળમાં મરણ પામે તો અવશ્ય દેવજ થાય છે. આયુ બાંધ્યા વિના ઉપશમશ્રેણિ માંડી હોય તો ક્ષાયોપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરીને અથવા મિથ્યાત્વભાવ પામીને જ અધ્યવસાયાનુસારે આયુ બાંધે છે. મિથ્યાત્વમોહનો ઉદય થાય ત્યારે અથવા ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી સમ્યક્ત્વમોહનો ઉદય થાય ત્યારે અંતરકરણ ખલાસ થાય છે.

**द्विचरिमसमये निजकोदयस्य स्त्री नपुंसकोऽन्योन्यं ।**
**शमयित्वा सप्त पश्चात् किन्तु नपुंसकः क्रमारब्धे ॥९४॥**

અર્થ—સ્ત્રી અને નપુંસક પોતાના ઉદયના દ્વિચરમ સમયે અન્યોન્ય-નપુંસક સ્ત્રીવેદને અને સ્ત્રી નપુંસકવેદને ઉપશમાવે છે. પછી અવેદક થઇને સાત પ્રકૃતિ એકી સાથે ઉપશમાવે છે. પરંતુ નપુંસકવેદે શ્રેણિ આરંભનાર પ્રથમ એકલો નપુંસકવેદ ઉપશમાવે છે, થોડો કાળ ગયા પછી સ્ત્રીવેદની પણ ઉપશમનક્રિયા શરૂ કરે છે.

ટીકાનુ૦—અત્યાર સુધી પુરૂષવેદને ઉદયે ઉપશમ શ્રેણિ આરંભનાર કેવા ક્રમ પૂર્વક ચારિત્રમોહનીયની પ્રકૃતિઓ ઉપશમાવે છે તે કહ્યું છે. હવે સ્ત્રી કે નપુંસકવેદના ઉદયે શ્રેણિ આરંભનાર કેવા ક્રમથી ઉપશમાવે છે, તે કહે છે—જ્યારે સ્ત્રીવેદના ઉદયે કોઈ ઉપશમ શ્રેણિ પ્રાપ્ત કરે ત્યારે પહેલા નપુંસકવેદ ઉપશમાવે છે ત્યારપછી સ્ત્રીવેદ પોતાના ઉદયના દ્વિચરમ સમય પર્યંત ઉપશમાવે છે. પોતાના ઉદયના દ્વિચરમ સમયે છેલ્લા એક ઉદયસમયને છોડીને સ્ત્રીવેદનું સઘળું દલિક શાન્ત થઇ જાય છે. તે એક છેલ્લી ઉદયસ્થિતિને ભોગવી લીધા બાદ અવેદક થઇને હાસ્યાદિષટ્ક અને પુરૂષવેદ એ સાતે પ્રકૃતિઓને એકી સાથે ઉપશમાવવાનો આરંભ કરે છે. હવે પછીની શેષ હકીકત પુરૂષવેદને ઉદયે શ્રેણિ આરંભનારની જેમ સમજવી. તથા સ્ત્રીવેદ કે પુરૂષવેદના ઉદયે શ્રેણિ સ્વીકારનાર જે સ્થાને નપુંસકવેદને ઉપશમાવે છે તે સ્થાન પર્યંત નપુંસકવેદને ઉદયે શ્રેણિ માંડનાર એકલા નપુંસકવેદને જ ઉપશમાવવાની ક્રિયા કરે છે. ત્યાર પછી નપુંસક અને સ્ત્રીવેદ એ બંનેને એકી સાથે ઉપશમાવવા માંડે છે. આ પ્રમાણે નપુંસકવેદોદયના દ્વિચરમસમયપર્યંત બંનેને ઉપશમાવે છે. તે દ્વિચરમસમયે સ્ત્રીવેદ સર્વથા ઉપશમી જાય છે, નપુંસકવેદની એક ઉદયસ્થિતિ શેષ રહે છે. તે એક ઉદયસ્થિતિ પણ ભોગવાઇ ગયા બાદ હાસ્યાદિષટ્ક અને [1]પુરૂષવેદ એ સાતેને એકી સાથે ઉપશમાવવાનો આરંભ કરે છે. હવે પછીનો ક્રમ પુરૂષવેદના ઉદયે શ્રેણિ આરંભનારની જેમ સમજવો. આવી રીતે મોહનીયકર્મની સર્વોપશમાનું સ્વરૂપ કહ્યું.

## सर्वोपशमना संपूर्णा

૧ અહિં પુરૂષવેદનો બંધ વિચ્છેદ ક્યાં થાય છે અને બંધ વિચ્છેદ થયા પછી જેમ સમયોન બે આવલીકામાં બંધાયલુ અનુપશાન્ત રહે છે. તે અહિં રહે કે નહિ તે કહ્યું નથી પરંતુ શેષ હકીકત પુરૂષવેદના ઉદયે શ્રેણિ આરંભનારની જેમ સમજવી એમ કહે છે એ ઉપરથી એમ લાગે છે કે પુરૂષવેદના ઉદયે શ્રેણી આરંભનારને જ્યાં તેનો બંધ વિચ્છેદ થાય છે ત્યાંજ સ્ત્રી કે નપુંસકવેદને ઉદયે શ્રેણિ આરંભનારને પણ પુરૂષવેદનો બંધ વિચ્છેદ થાય અને બંધ વિચ્છેદ સમયે સમયોન બે આવલિકામાં બંધાયલુ જે અનુપશાંત રહે તે તેટલા જ સમયે ઉપશમાવે.

હવે દેશોપશમનાનું સ્વરૂપ કહે છે.

**मूलुत्तरकम्माणं पगडिट्ठितिमादि होइ चउभेया ।**
**देसकरणेहिं देसं समइ जं देससमणा तो ॥९५॥**

**मूलोत्तरकर्म्मणां प्रकृतिस्थित्यादिका भवति चतुर्भेदा ।**
**देशकरणैः देशं शमयति यत् देशोपशमनाऽतः ॥९५॥**

અર્થ—મૂલ કર્મ તથા ઉત્તર કર્મપ્રકૃતિઓ પ્રકૃતિ સ્થિતિ આદિ ચાર ભેદે છે એટલે દેશોપશમના પણ ચાર ભેદે છે. દેશકરણોથી તેઓના એક દેશને શમાવે છે માટે તે દેશોપશમના કહેવાય છે.

ટીકાનુ૦—સર્વોપશમનાનુ સંપૂર્ણ સ્વરૂપ કહ્યા પછી હવે દેશોપશમનાનું સ્વરૂપ કહે છે—દેશોપશમના બે પ્રકારે છે–૧ મૂલપ્રકૃતિ વિષયક, ૨ ઉત્તરપ્રકૃતિ વિષયક. તે એકેક પ્રકૃતિ સ્થિતિ આદિથી ચાર ચાર પ્રકારે છે. ૧ પ્રકૃતિદેશોપશમના, ૨ સ્થિતિદેશોપશમના, ૩ અનુભાગદેશોપશમના, ૪ પ્રદેશદેશોપશમના. એટલે કે મૂળકર્મ, ઉત્તરપ્રકૃતિઓ તથા તેના પ્રકૃતિસ્થિતિ આદિ ભેદોએ દરેકની દેશોપશમના થઈ શકે છે. હવે અહિં પ્રશ્ન થાય કે શા માટે દેશોપશમના એવું નામ કહેવાય છે. અને દેશોપશમના એટલે શું ? તેનો પ્રત્યુત્તર આ પ્રમાણે આપે છે–કરણનો એક દેશ–ભાગ જે યથાપ્રવૃત્તિ અને અપૂર્વકરણ છે તે બે કરણ વડે પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશના એક દેશને ઉપશમાવે છે માટે દેશોપશમના એવું નામ કહેવામાં આવે છે.

દેશોપશમના એટલે કરણનો એક દેશ જે યથાપ્રવૃત્તકરણ અને અપૂર્વકરણ એ બે કરણ વડે પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશના અમુક ભાગને ઉપશમાવવો, સર્વોપશમનાની જેમ સંપૂર્ણ ભાગને નહિ તે દેશોપશમના કહેવાય છે. દેશોપશમના વડે ઉપશમેલા દલિકોમાં સંક્રમ ઉદ્વર્તના અપવર્તના સિવાય કોઈ કરણો લાગતા નથી, પરંતુ ત્રણ કરણો જ પ્રવર્તે છે. તે દેશોપશમના મૂલ કર્મ અને તેની ઉત્તર પ્રકૃતિઓમાં થાય છે, તથા તેના જે પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશ એ ચાર ભેદો છે તે દરેકમાં થાય છે, એટલે મૂળપ્રકૃતિવિષયક અને ઉત્તરપ્રકૃતિ-વિષયક એમ દેશોપશમનાના બે ભેદ છે, તેમજ તે દરેક પ્રકૃતિ સ્થિતિ રસ અને પ્રદેશના ભેદે ચાર ચાર ભેદે છે. કુલ દેશોપશમનાના આઠ ભેદ થાય છે. ૯૫

આ ગાથામાં ઉપરની ગાથાની ટીકામાં કહ્યો તે દેશોપશમનાનો તાત્પર્યાર્થ કહે છે—

**उवट्टण ओवट्टण संकमकरणाइं होंति नण्णाइं ।**
**देसोवसामियस्सा जा पुव्वो सव्वकम्माणं ॥९६॥**

उद्वर्त्तनाऽपवर्त्तनसंक्रमकरणानि भवन्ति नान्यानि ।
देशोपशमनास्वामी यावदपूर्व्वः सर्व्वकर्मणाम् ॥९६॥

અર્થ—દેશોપશમના વડે ઉપશમિત દલમાં ઉદ્વર્ત્તના અપવર્ત્તના અને સંક્રમ એ ત્રણ કરણ પ્રવર્ત્તે છે, બીજા પ્રવર્ત્તતા નથી. અપૂર્વકરણ ગુણસ્થાનક સુધીના જીવો સઘળા કર્મની દેશોપશમનાના સ્વામી છે.

ટીકાનુ૦—દેશોપશમના વડે જે કર્મની ઉપશમના થાય છે તેની અંદર સંક્રમણ ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના એ ત્રણ કરણો પ્રવર્ત્તે છે, ઉદીરણા આદિ બીજા કોઈ કરણો પ્રવર્ત્તતા નથી. આટલો દેશોપશમનાનો સર્વોપશમનાથી વિશેષ છે. આ દેશોપશમના વડે મૂળપ્રકૃતિ અથવા ઉત્તરપ્રકૃતિઓને ઉપશમાવવાને અપૂર્વ-કરણ ગુણસ્થાનકના ચરમસમય સુધીમાં વર્ત્તમાન દરેક આત્માઓ સ્વામી છે. એટલે કે–સઘળા એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને અસંજ્ઞી સંજ્ઞી પંચેન્દ્રિય તિર્યંચો સઘળા દેવો સઘળા નારકીઓ અને સઘળા મનુષ્યો દેશોપ-શમનાના સ્વામી છે. તેમાં મનુષ્યો અપૂર્વકરણ ગુણસ્થાનકના ચરમસમય સુધીમાં વર્ત્તતા જ સ્વામી છે, મનુષ્યોને જ આઠમું ગુણસ્થાનક હોય છે માટે એમ કહેવામાં આવ્યું છે. બીજા જીવો માટે તો પોતપોતાના ગુણસ્થાનકની હદ પર્યંત દેશોપશમના થાય છે. એમ સમજવું તથા આ દેશોપશમના સઘળા આઠે કર્મોમાં થાય છે, સર્વોપશમનાની જેમ એકલા મોહનીય જ નહિ. ૯૬.

સ્વામિના વિષયમાં જ કંઈક વિશેષ કહે છે—

खवगो उवसमगो वा पढमकसायाण दंसणतिगस्स ।
देसोवसामगो सो अपुव्वकरणंतगो जाव ॥९७॥

क्षपक उपशमको वा प्रथमकषायाणां दर्शनत्रिकस्य ।
देशोपशमकः स अपूर्वकरणान्तगो यावत् ॥९७॥

અર્થ—ત્રણ કરણ કરતા પોતાના અપૂર્વકરણના ચરમસમય સુધીના ક્ષપક અથવા ઉપશમક પ્રથમકષાય અને દર્શનત્રિકની દેશોપશમનાના સ્વામી છે.

ટીકાનુ૦—સામાન્ય રીતે સઘળા કર્મોની દેશોપશમના અપૂર્વકરણ ગુણસ્થા-નકના ચરમસમય પર્યંત જ થાય છે, પરંતુ જે ગુણસ્થાનકે અનંતાનુબંધિની વિસંયોજના અથવા ઉપશમના કરવા તેમજ મિથ્યાત્વની અને દર્શનત્રિકની ઉપ-શમના અને ક્ષપણા કરવા ત્રણ કરણ કરે છે તેમાંના અપૂર્વકરણ સુધી જ તે તે પ્રકૃ-ઓની દેશોપશમના થાય છે. જેમ કે–અનાદિ મિથ્યાત્વી ચારેગતિના સંજ્ઞિપર્યાપ્ત ઉપશમ સમ્યક્ત્વની પ્રાપ્તિ માટે મિથ્યાત્વમોહનીયને ઉપશમાવવા મિથ્યાત્વગુણ-

સ્થાનકે ત્રણ કરણ કરે છે. તેમાં મિથ્યાત્વમોહનીયની દેશોપશમના અપૂર્વકરણના ચરમસમય પર્યંત જ થાય છે, અનંતાનુબંધિની વિસંયોજના કરવા માટે ચારે ગતિના સંજ્ઞી પર્યાપ્તા સ્વસ્વપ્રાયોગ્ય ચોથાથી સાતમા સુધીમાં વર્ત્તતા ત્રણ કરણ કરે છે, અનંતાનુબંધિની ઉપશમના માટે સર્વવિરતમનુષ્યો જ ત્રણ કરણ કરે છે; અને તેની દેશોપશમના તે ત્રણ કરણમાંના અપૂર્વકરણના ચરમસમયપર્યંત જ થાય છે. દર્શનત્રિકની ક્ષપણા માટે ચોથાથી સાતમા સુધીના પ્રથમ સંઘયણીમનુષ્યો ત્રણ કરણ કરે છે અને તેની ઉપશમના માટે સર્વવિરત મનુષ્યો જ ત્રણ કરણ કરે છે. તેમાંના અપૂર્વકરણસુધી જ તેની દેશોપશમના થાય છે. અને અન્યકર્મોની દેશોપશમના તો અપૂર્વકરણ ગુણસ્થાનકના ચરમસમયપર્યંત થાય છે. ૯૭

હવે સાદિ આદિ ભાંગાની પ્રરૂપણા કરે છે---

**साइयमाइचउद्धा देसुवसमणा अणाइसंतीणं ।**
**मूलुत्तरपगईणं साइ अधुवा उ अधुवाओ ॥९८॥**

**साद्यादिना चतुर्द्धा देशोपशमना अनादिसत्ताकानाम् ।**
**मूलोत्तरप्रकृतीनां सादिरध्रुवा त्वध्रुवाणाम् ॥९८॥**

અર્થ—અનાદિસત્તાવાળી મૂળ તથા ઉત્તરપ્રકૃતિઓની દેશોપશમના સાદિ આદિ ચાર ભેદે છે. અને અધ્રુવસત્તાવાળી પ્રકૃતિઓની સાદિ અને સાંત એમ બે ભેદે છે.

ટીકાનુ૦—જે મૂળ કે ઉત્તરપ્રકૃતિઓની ધ્રુવસત્તા–અનાદિકાળથી સત્તા છે, તેઓની દેશોપશમના સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર ભેદે છે. તેની અંદર પ્રથમ મૂળકર્મમાં ચાર ભાંગા ઘટાવે છે–મૂળ આઠે કર્મની અપૂર્વકરણગુણસ્થાનકથી આગળ દેશોપશમના થતી નથી ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેણે પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્યો તે સ્થાન પ્રાપ્ત જ નહિ કરે માટે તેઓ આશ્રયી અનંત, અને ભવ્યો તે સ્થાનનો સ્પર્શ કરશે ત્યારે દેશોપશમનાનો અંત થશે માટે તેઓ આશ્રયી સાંત. આ પ્રમાણે મૂળકર્મોની દેશોપશમનામાં ચાર ભાંગા વિચાર્યા. હવે અનાદિસત્તાવાળી ઉત્તરપ્રકૃતિઓમાં એજ ચાર ભાંગાનો વિચાર કરે છે—

વૈક્રિયસપ્તક, આહારકસપ્તક, મનુષ્યદ્વિક, દેવદ્વિક નરકદ્વિક, સમ્યક્ત્વમોહનીય મિશ્રમોહનીય અને ઉચ્ચગોત્રરૂપ ઉદ્વલનયોગ્ય ત્રેવીશ પ્રકૃતિ તથા તીર્થંકરનામ અને ચાર આયુ એમ અટ્ઠાવીસ વર્જીને શેષ એકસો ત્રીસ પ્રકૃતિઓ અનાદિસત્તાવાળી છે. તેની અંદર મિથ્યાત્વ અને અનંતાનુબંધિની દેશોપશમના પોતપોતાના અપૂર્વ-

કરણુથી. આગળ ન થાય અને શેષ સઘળી પ્રકૃતિઓની અપૂર્વકરણગુણસ્થાનકથી આગળ ન થાય. તે સ્થાનથી પડે ત્યારે થાય માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત નથી કર્યું તેઓ આશ્રયી અનાદિ, અભવ્યની અપેક્ષાએ અનંત અને ભવ્યોની અપેક્ષાએ સાંત. અને જે ઉપરોક્ત અટ્ઠાવીસ અધ્રુવ સત્તાવાળી પ્રકૃતિઓ છે તેઓની દેશોપશમના તેઓ અધ્રુવસત્તાવાળી હોવાથી સાદિ અને સાંત એમ બે ભાંગે છે. ૯૮

હવે પ્રકૃતિસ્થાનોની સાદ્યાદિ પ્રરૂપણા કરે છે—

**गोयाउयाण दोण्हं चउत्थ छट्ठाण होइ छ सत्तण्हं ।**
**साइयमाइ चउद्धा सेसाणं एगठाणस्स ॥९९॥**

**गोत्रायुषोर्द्वे चतुर्थषष्ठयोर्भवन्ति षड् सप्त ।**
**साद्यादिचतुर्द्धा शेषाणां एकस्थानं ॥९९॥**

અર્થ—ગોત્ર અને આયુના બે સ્થાન, ચોથા મોહનીયના છ સ્થાન અને છટ્ઠા નામકર્મના સાતસ્થાન છે. તે સઘળા સ્થાનો સાદિઆદિ ચાર ભેદે છે. શેષ કર્મોનું એક એક સ્થાન છે.

ટીકાનુ૦—સ્થાન એટલે સત્તામાં રહેલ એક કે ઘણી જેટલી પ્રકૃતિઓની એક સાથે દેશોપશમના થઈ શકતી હોય તેનો સમુદાય. ગોત્રકર્મની દેશોપશમના આશ્રયી બે પ્રકૃતિસ્થાનો છે. ૧ બે, ૨ એક-જ્યાં સુધી ઉચ્ચગોત્રની ઉદ્વલના કરી હોતિ નથી ત્યાં સુધિ ગોત્રની બંને પ્રકૃતિઓ સત્તામાં હોય છે. માટે બે પ્રકૃતિઓનું પહેલું પ્રકૃતિસ્થાન, અને ઉચ્ચૈર્ગોત્ર ઉવેલે ત્યારે એક નીચગોત્રની સત્તા હોય છે, માટે તે એક પ્રકૃતિનું બીજું પ્રકૃતિસ્થાન. આયુકર્મના પણ બે પ્રકૃતિસ્થાન છે. ૧ બે પ્રકૃતિરૂપ, ૨ એક પ્રકૃતિરૂપ. જ્યાં સુધી પરભવાયુ બાંધ્યુ નથી ત્યાં સુધિ ભોગવાતા એકજ આયુની સત્તા છે માટે એક પ્રકૃતિનું પહેલું, અને જ્યારે પરભવાયુ બાંધે ત્યારે બે પ્રકૃતિનું બીજું પ્રકૃતિસ્થાન થાય છે. આ પ્રમાણે ગોત્રના બે અને આયુના બે એમ ચારે સ્થાનોની દેશોપશમના એ ચારે સ્થાનો અધ્રુવ હોવાથી સાદિ અને સાંત એમ બે ભેદે છે. ચોથા મોહનીયકર્મના દેશોપશમના ને યોગ્ય છ પ્રકૃતિસ્થાનો છે, અને તે આ-એકવીશ ચોવીશ પચ્ચીસ છવ્વીસ સત્તાવીસ અને અટ્ઠાવીસપ્રકૃતિઓના સમૂહરૂપ. અને શેષ તેર બાર વિગેરે પ્રકૃતિસ્થાનો અનિવૃત્તિ બાદરસંપરાયગુણસ્થાને હોય છે. તેથી તે દેશોપશમનાને યોગ્ય નથી. તેની અંદર અટ્ઠાવીસનું પ્રકૃતિસ્થાન મિથ્યાદષ્ટિ સાસ્વાદન સમ્યગ્દષ્ટિ અને વેદકસમ્યગ્દષ્ટિને હોય છે, સત્તાવીસનું જેણે સમ્યકત્વમોહનીય ઉવેલી છે એવા મિથ્યાદષ્ટિને, છવ્વીસનું જેણે મિશ્ર તથા સમ્યકત્વમોહનીય ઉવેલી છે એવા

મિથ્યાદષ્ટિને અથવા અનાદિ મિથ્યાદષ્ટિને, પચીસનું છવ્વીસની સત્તાવાળા મિથ્યાદષ્ટિને સમ્યકત્વ ઉત્પન્ન કરતા અપૂર્વકરણથી અગાડી, કારણ કે ત્યાં મિથ્યાત્વની દેશોપશમના થતી નથી, પચીસ પ્રકૃતિઓની જ થઈ શકે છે. તથા અનંતાનુબંધિની વિસંયોજના કરતા અપૂર્વકરણથી આગળ ચોવીસનું, અથવા ચોવીસની સત્તાવાળાને ચોવીસનું. અનંતાનુબંધિ તથા દર્શનત્રિક એ સાતનો જેણે નાશ કર્યો છે તેવા ક્ષાયિકસમ્યકત્વીને એકવીસનું. આ પ્રમાણે મોહનીયકર્મના છ પ્રકૃતિસ્થાનો દેશોપશમનાને યોગ્ય છે. આ છમાંથી છવ્વીસનું સ્થાન છોડીને શેષ પાંચે સ્થાનોની દેશોપશમના તે સ્થાનો કોઈ કાળે જ થનારા હોવાથી સાદિ અને સાંત એમ બે ભાંગે છે. અને છવ્વીસનું પ્રકૃતિસ્થાન સાદિ અનાદિ ધ્રુવ અને અધ્રુવ એમ ચાર પ્રકારે છે. તેમાં જેણે સમ્યકત્વ–મિશ્રમોહનીય ઉવેલ્યા છે તેના આશ્રયી અઠ્ઠાવીસથી છવ્વીસે આવ્યો માટે સાદિ, અનાદિમિથ્યાદષ્ટિને અનાદિ, અભવ્યને ધ્રુવ–અનંત, અને ભવ્યને અધ્રુવ–સાંત. આ પ્રમાણે મોહનીયના દેશોપશમનાના પ્રકૃતિસ્થાનોની સંખ્યા તથા તેના ભાંગા કહી હવે છઠ્ઠા નામકર્મના દેશોપશમનાને યોગ્ય સ્થાનો અને ભાંગા કહે છે–નામકર્મના દેશોપશમનાને યોગ્ય એકસો ત્રણ એકસો બે છન્નુ પંચાણુ ત્રાણુ ચોરાસી અને બાસી પ્રકૃતિઓના સમુદાયરૂપ સાત પ્રકૃતિસ્થાનો છે. તેમાંના શરૂઆતના ચાર સ્થાનો અપૂર્વકરણગુણસ્થાનકના ચરમસમયપર્યંત દેશોપશમનાને યોગ્ય જાણવા, આગળ નહિ. શેષ ત્રાણુ ચોરાસી અને બાશી એ ત્રણ સ્થાનો એકેન્દ્રિયાદિમાં દેવદ્વિકાદિ પ્રકૃતિઓ ઉવેલાયા બાદ હોય છે. તેની દેશોપશમના તેઓ કરી શકે છે. શેષ સ્થાનકો અપૂર્વકરણગુણસ્થાનકથી અગાડી હોય છે એટલે તે દેશોપશમનાને અયોગ્ય છે. આ સાતે સ્થાનોની દેશોપશમના તે સઘળા સ્થાનો અનિયત–અનિત્ય હોવાથી સાદિ અને સાંત એમ બે પ્રકારે છે.

શેષ જ્ઞાનાવરણીય દર્શનાવરણીય વેદનીય અને અંતરાય એ ચાર કર્મોનું દેશોપશમનાને આશ્રયી એક એક પ્રકૃતિસ્થાન છે. તેમાં જ્ઞાનાવરણીય અને અંતરાયનું પાંચ પાંચ પ્રકૃતિરૂપ; દર્શનાવરણીયનું નવપ્રકૃતિરૂપ, અને વેદનીયનું બે પ્રકૃતિરૂપ પ્રકૃતિસ્થાન છે. તેઓની દેશોપશમના સાદિ આદિ ચાર પ્રકારે છે. અપૂર્વકરણથી અગાડી તેઓમાંના એકે પ્રકૃતિસ્થાનની દેશોપશમના થતી નથી ત્યાંથી પડે ત્યારે થાય છે માટે સાદિ, તે સ્થાન જેઓએ પ્રાપ્ત કર્યું નથી તેઓ આશ્રયી અનાદિ, અભવ્ય આશ્રયી અનંત, અને ભવ્ય આશ્રયી સાંત, આ પ્રમાણે પ્રકૃતિ દેશોપશમનાનું સ્વરૂપ કહ્યું. ૯૯

હવે સ્થિતિદેશોપશમનાનું સ્વરૂપ કહે છે—

**उवसामणा ठिइओ उक्कोसा संकमेण तुल्लाओ ।**

**इयरा वि किंतु अभव्वउव्वलगअपुव्वकरणेसु ॥१००॥**

**स्थितेरुत्कृष्टा देशोपशमना संक्रमेण तुल्या ।**
**इतराऽपि किंतु अभव्योद्वलकापूर्वकरणेषु ॥१००॥**

અર્થ—સ્થિતિની ઉત્કૃષ્ટ દેશોપશમના ઉત્કૃષ્ટ સંક્રમ તુલ્ય છે. જઘન્ય દેશોપશમના પણ જઘન્ય સંક્રમ તુલ્ય છે, પરંતુ તે અભવ્ય યોગ્ય જઘન્ય સ્થિતિમાં વર્ત્તતા એકેન્દ્રિયને ઉદ્વલકને અથવા અપૂર્વકરણવર્ત્તી જીવને થાય છે.

ટીકાનુ૦—મૂળપ્રકૃતિવિષયક અને ઉત્તરપ્રકૃતિવિષયક એમ સ્થિતિદેશોપશમના બે પ્રકારે છે. વળી તે દરેક ઉત્કૃષ્ટ અને જઘન્ય એમ બે બે ભેદે છે. તેની અંદર મૂળ અથવા ઉત્તરપ્રકૃતિઓની ઉત્કૃષ્ટ સ્થિતિદેશોપશમના સંક્રમની સમાન છે. એટલે કે વધારેમાં વધારે જેટલી સ્થિતિનો સંક્રમ થાય છે તેટલી સ્થિતિની દેશોપશમના પણ થઇ શકે છે. તથા જે સંક્રમણકરણમાં ઉત્કૃષ્ટસ્થિતિસંક્રમના સ્વામી બતાવ્યા છે, અને જે રીતે ઉત્કૃષ્ટ સ્થિતિસંક્રમના વિષયમાં સાદિ આદિ ભાંગાનો વિચાર કર્યો છે તેજ રીતે ઉત્કૃષ્ટદેશોપશમનાના સંબંધમાં પણ સમજવાનું છે. એટલે કે દરેક રીતે ઉત્કૃષ્ટદેશોપશમના ઉત્કૃષ્ટ સંક્રમણની સમાન છે. ઇતર—જઘન્યસ્થિતિદેશોપશમના પણ જઘન્યસ્થિતિસંક્રમણના સરખી છે. પરંતુ અભવ્યપ્રાયોગ્ય જઘન્ય સ્થિતિમાં વર્ત્તતા એકેન્દ્રિયને સમજવી. કારણ કે પ્રાયઃ સઘળા કર્મની અતિજઘન્યસ્થિતિ તેનેજ હોય છે. પરંતુ ઉદ્વલન યોગ્ય ત્રેવીસ પ્રકૃતિઓની જે આત્મા તે પ્રકૃતિઓનો ઉદ્વલક છે તે આત્મા તે પ્રકૃતિઓની ઉદ્વલના કરતા છેલ્લો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ સ્થિતિખંડ શેષ રહે ત્યારે જઘન્ય સ્થિતિ દેશોપશમના કરે છે. તેની અંદર આહારકસપ્તક સમ્યકત્વમોહનીય અને મિશ્રમોહનીયનો ઉદ્વલક એકેન્દ્રિયાદિ સઘળા જીવો છે. એટલે તેની દેશોપશમના એકેન્દ્રિય અને તે સિવાયના અન્ય જીવો પણ કરે છે. અને શેષ ચૌદ પ્રકૃતિઓનો ઉદ્વલક એકેન્દ્રિયજ છે. એટલે તેની જઘન્યસ્થિતિ દેશોપશમના તેજ કરે છે. (તેમાં પણ આહારકસપ્તકની ઉદ્વલના ચાર ગુણઠાણા સુધી થઈ શકે છે માટે ત્યાં સુધીના જીવો તેની જઘન્ય સ્થિતિદેશોપશમનાના સ્વામી છે.) તથા જે પ્રકૃતિની મિથ્યાત્વીને જઘન્ય સ્થિતિદેશોપશમના થઈ શકતી નથી તે તીર્થંકર નામકર્મની અપૂર્વકરણે જઘન્ય સ્થિતિ દેશોપશમના થાય છે. ૧૦૦

આ ગાથામાં રસ અને પ્રદેશની દેશોપશમના કહે છે—

**अणुभाग पएसाणं सुभाण जा पुव्व मिच्छ इयराणं ।**
**उक्कोसियरं अभविय एगेंदि देससमणाए ॥१०१॥**

अनुभागप्रदेशयोः शुभानां यावदपूर्वः मिथ्यादृष्टिरितरासां ।
उत्कृष्टेतराया अभव्यैकेन्द्रियः देशोपशमनायाः ॥१०१॥

અર્થ—રસ અને પ્રદેશની દેશોપશમના સંક્રમ તુલ્ય છે. પરંતુ શુભ પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ અનુભાગ અને પ્રદેશની દેશોપશમના અપૂર્વકરણે થાય છે, ઇતરની મિથ્યાત્વીને થાય છે. અને જઘન્ય દેશોપશમના અભવ્ય યોગ્ય જઘન્ય સ્થિતિમાં વર્ત્તતા એકેન્દ્રિયને થાય છે.

ટીકાનુ૦—અનુભાગદેશોપશમના અને પ્રદેશદેશોપમના અનુક્રમે અનુભાગ-સંક્રમ અને પ્રદેશસંક્રમ તુલ્ય છે. તેમાં પ્રથમ અનુભાગ દેશોપશમનાનું સ્વરૂપ કહે છે- જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ અનુભાગ દેશોપશમના બે પ્રકારે છે. તેમાં જે જીવ ઉત્કૃષ્ટ અનુભાગના સંક્રમનો સ્વામી પહેલા ( સંક્રમણકરણમાં ) જણાવ્યો છે તેજ જીવ ઉત્કૃષ્ટ અનુભાગ દેશોપશમનાનો પણ સ્વામી છે. તેમાં શુભપ્રકૃતિની ઉત્કૃષ્ટ દેશોપશમનાનો સ્વામી સમ્યગ્દૃષ્ટિ છે. માત્ર સાતવેદનીય ઉચ્ચૈર્ગોત્ર અને અને યશ:કીર્ત્તિનો ઉત્કૃષ્ટ અનુભાગ સંક્રમસ્વામી અપૂર્વકરણગુણસ્થાનકથી અગાડીનો પણ છે, પરંતુ ઉત્કૃષ્ટ અનુભાગ દેશોપશમનાનો સ્વામી તો અપૂર્વકરણ સુધી-નોજ છે. એટલે કે કોઈપણ શુભપ્રકૃતિની ઉત્કૃષ્ટ અનુભાગ દેશોપશમનાનો સ્વામી અપૂર્વકરણસુધીમાં વર્ત્તમાન સમ્યગ્દૃષ્ટિ આત્માજ છે.

ઇતર અશુભ પ્રકૃતિઓનો ઉત્કૃષ્ટ અનુભાગદેશોપશમનાનો સ્વામી ઉત્કૃષ્ટ અનુભાગસંક્રમના સ્વામિ જેમ મિથ્યાદૃષ્ટિ છે. હવે જઘન્ય અનુભાગદેશોપશમનાનો સ્વામી કહે છે–તીર્થંકર નામકર્મ વર્જીને સઘળી પ્રકૃતિઓનો જઘન્ય અનુભાગ-દેશોપશમનાનો સ્વામી અભવ્યસિદ્ધિકયોગ્ય જઘન્યસ્થિતિમાં વર્ત્તમાન એકેન્દ્રિય જાણવો. જો કે જ્ઞાનાવરણપંચક સંજ્વલન કષાય, દર્શન ચતુષ્ક, નવ નોકષાય, અન્તરાય પંચક એ સત્તાવીસ પ્રકૃતિઓનો જઘન્ય સંક્રમ પોત પોતાના અન્ત સમયે કહ્યો છે પરંતુ તે નવમે અને દશમે ગુણસ્થાનકે થાય છે અને અનુભાગ દેશોપશમના તો અપૂર્વકરણ સુધીમાંજ પ્રવર્ત્તે છે. એટલે એ સઘળી પ્રકૃતિઓની જઘન્ય અનુભાગ દેશોપશમનાનો સ્વામી અભવ્ય પ્રાયોગ્ય જઘન્ય સ્થિતિવાળો એકેન્દ્રિયજ કહ્યો છે. અભવ્યપ્રાયોગ્ય અતિઅલ્પ સ્થિતિવાળા એકેન્દ્રિય જીવથી આઠમા ગુણસ્થાનકવાળાને રસ અનંતગુણ વધારે હોય છે, એટલે ઉપરોક્ત એકે-ન્દ્રિયજ જઘન્યાનુભાગ દેશોપશમનાના સ્વામી તરીકે પસંદ કર્યો છે—માન્યો છે.

તીર્થંકર નામકર્મનો જે જઘન્ય અનુભાગ સંક્રમનો સ્વામી છે તેજ તેની જઘન્ય અનુભાગ દેશોપશમનાનો પણ સ્વામી છે.

પ્રદેશ દેશોપશમનાના સંબંધમાં કહે છે-પ્રદેશ દેશોપશમના જઘન્ય અને ઉત્કૃષ્ટ એમ બે ભેદે છે. તેમાં ઉત્કૃષ્ટ પ્રદેશદેશોપશમના ઉત્કૃષ્ટ પ્રદેશ સંક્રમ

તુલ્ય છે. એટલે કે જે જીવ જે પ્રકૃતિઓના ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમનો સ્વામી છે તેજ જીવ તે પ્રકૃતિઓની ઉત્કૃષ્ટ દેશોપશમનાનો પણ સ્વામી છે. માત્ર જે પ્રકૃતિનો ઉત્કૃષ્ટ પ્રદેશસંક્રમ આઠમા ગુણસ્થાનકથી અગાડી થાય છે તેની ઉત્કૃષ્ટ પ્રદેશદેશોપશમના અપૂર્વકરણ ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત કહેવી. અને જઘન્ય પ્રદેશદેશોપશમના અભવ્યપ્રાયોગ્ય જઘન્યસ્થિતિમાં વર્તમાન એકેન્દ્રિયનેજ થાય છે. આ પ્રમાણે દેશોપશમનાનુ સ્વરૂપ કહ્યુ, સાથે ઉપશમનાકરણ પણ પૂર્ણ કર્યું. ૧૦૧

## उपशमना करण समाप्त

આ પ્રમાણે ઉપશમનાકરણનું સ્વરૂપ કહ્યું. હવે નિદ્ધત્તિ અને નિકાચના કરણનું પ્રતિપાદન કરતા કહે છે—

**देसुवसमणा तुल्ला होइ निहत्ती निकायणा नवरि।**
**संकमणं वि निहत्तीइ नत्थि सव्वाणि इयरीए ॥१०२॥**

**देशोपशमनातुल्या भवति निद्धत्तिर्निकाचना नवरं।**
**संक्रमणमपि निद्धत्त्यां नास्ति सर्वाणि इतरस्यां ॥१०२॥**

અર્થ—નિદ્ધત્તિ અને નિકાચનાકરણ દેશોપશમનાની તુલ્ય છે. માત્ર નિદ્ધત્તિમાં સંક્રમણ પણ થતું નથી, અને નિકાચનામાં કોઇપણ કરણ પ્રવર્ત્તતા નથી.

ટીકાનુ૦—નિદ્ધત્તિ અને નિકાચના એ બંને કરણનું સ્વરૂપ દેશોપશમનાની સરખું છે. એટલે કે—દેશોપશમનામાં તેના ભેદ, સ્વામી સાદ્યાદિપ્રરૂપણા, અને પ્રમાણ વિગેરે જે કંઈપણ કહ્યું છે તે બરાબર નિદ્ધત્તિ અને નિકાચનાના સંબંધમાં પણ જાણવું. એટલું વિશેષ છે કે દેશોપશમનામાં જ્યારે સંક્રમણ ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના એમ ત્રણ કરણ પ્રવર્ત્તે છે ત્યારે નિદ્ધત્તિમાં ઉદ્વર્ત્તના અને અપવર્ત્તના એ બેજ કરણ પ્રવર્ત્તે છે, અને નિકાચનામાં કોઈપણ કરણ પ્રવર્ત્તતું નથી. કેમકે નિકાચિત દલ સકલ કરણને અયોગ્ય છે. ૧૦૨

જ્યાં જ્યાં ગુણશ્રેણિ થાય છે ત્યાં પ્રાયઃ દેશોપશમના નિધત્તિ નિકાચના અને યથાપ્રવૃત્તસંક્રમનો પણ સંભવ છે, તેથી તેઓનું પરસ્પર અલ્પબહુત્વ કહે છે—

**गुणसेढिपएसग्गं थोवं उवसामियं असंखगुणं।**
**एवं निहय निकाइय अहापवत्तेण संकंतं ॥१०३॥**

**गुणश्रेणीप्रदेशाग्रं स्तोकं उपशान्तमसंख्येयगुणं।**
**एवं निधत्तं निकाचितं यथाप्रवृत्तेन संक्रान्तं ॥१०३॥**

અર્થ—ગુણશ્રેણિના પ્રદેશનુ પ્રમાણ અલ્પ છે, તેથી ઉપશમેલું અસંખ્યાત-

ગુણુ છે, તેથી અનુક્રમે નિદ્ધત્તિરૂપ અને નિકાચનારૂપે થયેલ, અસંખ્ય ગુણુ, તે કરતા યથાપ્રવૃત્તસંક્રમથી સંક્રમેલું અસંખ્યાત ગુણુ છે.

ટીકાનુ૦—કોઈપણુ કર્મની ગુણુશ્રેણિમાં ગુણુશ્રેણિદ્વારા જે દલિક ગોઠવાય છે તે હવે પછી કહેશે તેની અપેક્ષાએ અલ્પ છે, તે કરતા દેશોપશમનાદ્વારા જે ઉપશમે છે તે અસંખ્યાતગુણુ છે, તે કરતા નિદ્ધત્તિરૂપે જે દલિક થાય છે તે અસંખ્યાતગુણુ છે, તે કરતા નિકાચિત રૂપે જે દલિક થાય છે તે અસંખ્યાતગુણુ છે, અને તે કરતા યથાપ્રવૃત્તસંક્રમ વડે જે દલિક સંક્રમે છે તે અસંખ્યાતગુણુ સંક્રમે છે. ૧૦૩

હવે આઠ કરણોના જે અધ્યવસાયો છે તેઓનું અલ્પબહુત્વ કહે છે—

**ठिइबंधउदीरणातिविहसंकमे होंतिसंखगुण कमसो ।**
**अज्झवसाया एवं उवसामणमाइएसु कमा ॥१०४॥**

**स्थितिबंधोदीरणात्रिविधसंक्रमेषु भवन्त्यसंख्येयगुणाः क्रमशः ।**
**अध्यवसाया एवमुपशामनादिषु क्रमात् ॥१०४॥**

અર્થ—બંધન ઉદીરણા ત્રિવિધસંક્રમ અને ઉપશમના આદીના અધ્યવસાયો અનુક્રમે અસંખ્યાતગુણા છે.

ટીકાનુ૦—અહિ ગાથામાં ગ્રહણુ કરેલા સ્થિતિબંધ શબ્દથી સ્થિતિ અને રસના બંધમાં કષાયરૂપ કારણુ સરખું હોવાથી અનુભાગબંધ પણુ ગ્રહણુ કરેલ છે. યોગથી થતા પ્રકૃતિ બંધ અને પ્રદેશબંધ અહિં ગ્રહણુ કર્યા નથી, તેથી સ્થિતિબંધ એ પદ મૂકેલ છે. એટલે સ્થિતિબંધ અને રસબંધના અર્થાત્ બંધનકરણુને હેતુભુત અધ્યવસાયો અલ્પ છે, તે કરતા ઉદીરણાને યોગ્ય અધ્યવસાયો અસંખ્યાતગુણુ છે, તે કરતા ઉદ્વર્ત્તના અપવર્ત્તના અને સંક્રમણુ એ ત્રણેના સમુદિત અધ્યવસાયો અસંખ્યાતગુણુ છે, તેથી ઉપશમનાયોગ્ય અધ્યવસાયો અસંખ્યાતગુણુ છે, તેથી નિદ્ધત્તિયોગ્ય અધ્યવસાયો અસંખ્યાતગુણુ છે, અને તે કરતા નિકાચનાયોગ્ય અધ્યવસાયો અસંખ્યાતગુણુ છે. આ પ્રમાણે આઠ કરણુનું સ્વરૂપ કહ્યું, અને તે કહીને કર્મપ્રકૃતિસંગ્રહ સમાપ્ત કર્યો. ૧૦૪

શ્રી કર્મપ્રકૃતિ સંગ્રહ સમાપ્ત.

આ પ્રમાણે આચાર્ય શ્રીચંદ્રમહત્તરાચાર્ય વિરચિત મૂળ અને આચાર્યશ્રી મલયગિરિ મહારાજ વિરચિત આઠ કરણુની ટીકાનો વઢવાણુ શહેર નિવાસી હીરાલાલ દેવચંદે કરેલો ગુર્જર ભાષાનુવાદ સંપૂર્ણ થયો.

# ક્ષપક શ્રેણિનું સ્વરૂપ

ઉપશમનાકરણમાં મોહનીયકર્મની સર્વોપશમનાનું સ્વરૂપ કહેવાના પ્રસંગે ઉપશમશ્રેણિનું સવિસ્તર સ્વરૂપ કહ્યું છે, અવશિષ્ટ ક્ષપકશ્રેણિનું સ્વરૂપ આ. શ્રીમલયગિરિજી મહારાજ કૃત છઠ્ઠા કર્મગ્રંથની ટીકાને અનુસરીને અહિં ઉતારવામાં આવ્યું છે. તેમાં પણ અનંતાનુબંધિની વિસંયોજના અને દર્શનત્રિકની ક્ષપણાનું સ્વરૂપ ઉપશમના કરણમાં વિસ્તાર પૂર્વક કહેવામાં આવ્યું છે, એટલે તે અહિં નહિ ઉતારતા માત્ર ચારિત્રમોહનીયની ક્ષપણાનું સ્વરૂપ જ ઉતારવામાં આવ્યું છે.

ચારિત્રમોહનીયને ક્ષય કરવામાટે પ્રયત્ન કરતો આત્મા 'યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ, અને અનિવૃત્તિકરણ' એમ ત્રણ કરણ કરે છે. એ ત્રણે કરણનું સ્વરૂપ ઉપશમનાકરણમાં કહેલા ત્રણ કરણના સ્વરૂપને અનુસરી અહિં પણ કહેવાનું છે. માત્ર અહિં યથાપ્રવૃત્તકરણ અપ્રમત્તગુણસ્થાનકે, અપૂર્વકરણ અપૂર્વકરણ ગુણસ્થાનકે, અને અનિવૃત્તિકરણ અનિવૃત્તિકરણ ગુણસ્થાનકે સમજવું. એટલે કે અહિં એ ત્રણે ગુણસ્થાનકો જ ત્રણ કરણરૂપે જાણવા. અપૂર્વકરણ ગુણસ્થાનકે સ્થિતિઘાતાદિવડે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એ આઠ કષાયને તેવી રીતે ક્ષય કરે છે કે જેની સ્થિતિ અનિવૃત્તિકરણ ગુણસ્થાનકના પ્રથમ સમયે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ રહે છે. અનિવૃત્તિકરણના સંખ્યાતા ભાગ જાય ત્યારે સ્ત્યાનર્દ્ધિત્રિક, નરકદ્વિક, તિર્યગ્દ્વિક, એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય જાતિ, સ્થાવર, આતપ, ઉદ્યોત, સૂક્ષ્મ અને સાધારણ. ઉદ્વલના સંક્રમવડે ઉવેલાતી આ સોળ પ્રકૃતિઓની પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ સ્થિતિ થાય. અને તેનો બધ્યમાન પ્રકૃતિઓમાં પ્રતિસમય ગુણસંક્રમવડે સંક્રમાવતા સંપૂર્ણ પણે ક્ષય થાય. જો કે અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ કષાયાષ્ટકના ક્ષય કરવાનો આરંભ પહેલાજ કર્યો હતો, પરંતુ હજી સુધી તેનો ક્ષય કર્યો ન હતો. વચમાં જ પૂર્વોક્ત સોળ પ્રકૃતિઓનો ક્ષય કર્યો. ત્યાર બાદ અંતર્મુહૂર્ત્તકાળે કષાયાષ્ટકનો પણ ક્ષય કરે [1]છે. અન્ય આચાર્યો આ પ્રમાણે કહે

૧ ક્ષપકશ્રેણિમાં અનિવૃત્તિકરણ ગુણસ્થાનકે આઠ કષાય, થીણદ્ધિત્રિકાદિ સોળ, હાસ્ય ષટ્ક, ત્રણ વેદ અને સંજ્વલનત્રિક એ છત્રીસ પ્રકૃતિઓનો સર્વથા નાશ કરે છે. યથાયોગ્ય રીતે અબધ્યમાન પ્રકૃતિઓમાં અપૂર્વકરણના પ્રથમ સમયથી જ ઉદ્વલનાનુવિદ્ધ ગુણસંક્રમ પ્રવર્ત્તે છે. ગુણસંક્રમવડે પરમાં અસંખ્ય અસંખ્ય ગુણકારે સંક્રમાવે છે, અને ઉદ્વલના સંક્રમવડે સ્વમાં નીચે ઉતારે છે. ઉદ્વલના સંક્રમ જે પ્રકૃતિનો સર્વથા નાશ કરવો હોય ત્યાં પ્રવર્ત્તે છે. અહિં એટલું ધ્યાનમાં રાખવું કે જે જે પ્રકૃતિનો પહેલા ક્ષય થાય તેમાં ક્ષય કરવાની મુખ્ય ક્રિયા પ્રવર્ત્તે છે, અન્ય ઉપર ગૌણ પ્રવર્ત્તે છે. અહિં અપૂર્વકરણે પ્રથમ આઠ કષાયોનો ક્ષય કરવા માટે મુખ્યપણે ક્રિયા શરૂ કરી અને તેની સ્થિતિ નવમાના પ્રથમ સમયે પલ્યોપમના અસં-

છે—પહેલા સોળ કર્મપ્રકૃતિઓના ક્ષય કરવાનો પ્રારંભ કરે છે, માત્ર વચમાં આઠ કષાયનો ક્ષય કરે છે, ત્યારબાદ સોળ પ્રકૃતિઓનો ક્ષય કરે છે. (તેઓ એમ કહેતા જણાય છે-અપૂર્વકરણે સ્થિતિઘાતાદિવડે સોળ પ્રકૃતિઓનો તેવી રીતે ક્ષય કરે કે તેની સ્થિતિ અનિવૃત્તિકરણના પ્રથમ સમયે પલ્યોપમના અસંખ્યાતમા-ભાગપ્રમાણ રહે અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ કષાયને પણ ઉદ્વલનાનુ-વિદ્ધ ગુણસંક્રમવડે ક્ષય કરતો જતો હતો પરંતુ તેના પર ગૌણ ક્રિયા પ્રવર્ત્તતી હોવાને લીધે અનિવૃત્તિકરણના પ્રથમ સમયે તેની સ્થિતિસત્તા વધારે હતી. હવે તેના પર મુખ્ય ક્રિયા શરૂ થાય, એટલે અનિવૃત્તિકરણના સંખ્યાતાભાગ જાય ત્યારે તેની સ્થિતિસત્તા પલ્યોપમના અસંખ્યાતમાભાગપ્રમાણ થાય. તેને બધ્યમાન પર પ્રકૃતિમાં ગુણસંક્રમવડે સંક્રમાવી અંતર્મુહૂર્ત્તકાળે ખલાસ કરે. ત્યાર બાદ જેની સ્થિતિ અનિવૃત્તિકરણના પ્રથમ સમયે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ રહી હતી તે થીણદ્ધિ ત્રિકાદિ સોળ કર્મપ્રકૃતિઓનો સત્તામાંથી નાશ કરે.) આ રીતે પહેલા કે પછી થીણદ્ધિત્રિકાદિ સોળ પ્રકૃતિઓનો અને આઠ કષાયનો ક્ષય કરી પછી અંતર્મુર્ત્તકાળે નવ નોકષાય અને સંજ્વલન ચતુષ્ક એ તેર પ્રકૃતિઓની અંતકરણક્રિયા–આંતરૂપાડવાની ક્રિયા શરૂ કરે છે. જેનો ઉદય હોય છે તેની પ્રથમ સ્થિતિ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ રાખે છે, અને શેષ પ્રકૃતિઓની પ્રથમસ્થિતિ એક આવલિકા પ્રમાણ રાખે છે. અંતકરણ ક્રિયા શરૂ કર્યા બાદ પહેલા બીજી સ્થિતિમાં રહેલ નપુંસકવેદના દલિકને ઉદ્વલનાનુવિદ્ધ ગુણસંક્રમવડે ક્ષય કરવા માંડે [1] છે.

ખ્યાતમાભાગ પ્રમાણ રાખી, આઠમાથી સોળ પ્રકૃતિનો પણ નાશ કરતો જ હતો પરંતુ નવમાના પ્રથમ સમયે તેની વધારે સ્થિતિ હતી. કારણ કે તેમાં ગૌણ ક્રિયા પ્રવર્ત્તતી હતી. નવમાના પ્રથમ સમયથી પહેલા સોળ પ્રકૃતિનો ક્ષય થાય છે, માટે આઠ કષાયના ક્ષયની ક્રિયા ગૌણ કરી સોળ પ્રકૃતિઓનો ક્ષય કરવાની ક્રિયા મુખ્યપણે કરી, અને તેનો નાશ કર્યો, ત્યાર બાદ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ પ્રમાણ જે આઠ કષાયની સ્થિતિ રહી હતી, તેનો નાશ કર્યો. આ પ્રમાણે અહિં ક્ષય કરવા યોગ્ય અન્ય પ્રકૃતિઓ માટે પણ સમજવું. સર્વથા નાશ પામતી જે પ્રકૃતિઓમાં એકલો ગુણસંક્રમ જ્યારે પ્રવર્ત્તે ત્યારે તે તે પ્રકૃતિનો માત્ર છેલ્લો એક ખંડ રહ્યો છે તેમ સમજવું.

૧ અંતરકરણના દલિકને પર પ્રકૃતિમાં સંક્રમાવી એક સ્થિતિઘાત જેટલા કાળે દૂર કરે છે. અંતરકરણના દલિકને દૂર કરવાનો નિયમ આ છે—જે પ્રકૃતિનો બંધ અને ઉદય બંને હોય તેના અંતરકરણના દલિકને નાની અને મોટી એમ બંને સ્થિતિમાં નાખે છે, જેનો માત્ર બંધ હોય ઉદય ન હોય તેના અંતરકરણના દલિકને મોટી સ્થિતિમાં નાખે છે. જેનો ઉદય હોય પરંતુ બંધ ન હોય તેના અંતરકરણના દલિકને પ્રથમ સ્થિતિમાં નાખે છે, જેનો બંધ કે ઉદય બંને ન હોય તેના અંતરકરણના દલિકને માત્ર પરમાં જ નાખે છે. અહિં નપુંસકવેદનો બંધ તો નથી, હવે જો તે વેદના ઉદયે શ્રેણિમાંડી હોય તો તેના અંતરકરણના દલિક નાની સ્થિતિમાં જાય, અને તેના ઉદયે શ્રેણિ ન માંડી હોય

(જો કે આ ગુણસ્થાનકે જે જે પ્રકૃતિઓનો નાશ કરવાનો હોય છે તેને ઉદ્વલનાનુવિદ્ધ ગુણસંક્રમ વડે નાશ કરવાની ક્રિયા અપૂર્વકરણના પ્રથમ સમયથી જ શરૂ થાય છે. પરંતુ જેનો પહેલા નાશ કરવાનો હોય તેમાં મુખ્યપણે ક્રિયા પ્રવર્ત્તે છે, અને અન્યમાં ગૌણપણે ક્રિયા પ્રવર્ત્તે છે. નવમા ગુણસ્થાનકે પહેલા નપુંસકવેદ સત્તામાંથી જાય છે, માટે એમ લખ્યું છે કે નપુંસકવેદના દલિકને ઉદ્વલનાનુવિદ્ધ ગુણસંક્રમવડે ક્ષય કરવા માંડે છે.) નપુંસકવેદનો ક્ષય કરતા કરતા અંતર્મુહૂર્ત્ત માત્ર કાળે પલ્યોપમના અસંખ્યાતમા ભાગપ્રમાણ છેલ્લો ખંડ સત્તામાં રહે છે. તે છેલ્લા ખંડને ગુણસંક્રમવડે બધ્યમાન પ્રકૃતિમાં સંક્રમાવી અંતર્મુહૂર્ત્તકાળે દૂર કરે છે. પ્રથમ સ્થિતિને કઈ રીતે દૂર કરે છે, તે કહે છે—નપુંસકવેદના ઉદયે જો ક્ષપક શ્રેણિપર આરૂઢ થયો હોય તો અંતર્મુહૂર્ત્તપ્રમાણ પ્રથમ સ્થિતિને ભોગવીને દૂર કરે છે. જો નપુંસકવેદના ઉદયે શ્રેણિ ન પ્રારંભી હોય તો આવલિકા માત્ર તેની પ્રથમસ્થિતિ તેટલા જ કાળે ઉદયવતી પ્રકૃતિમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમી દૂર થાય છે. આ પ્રમાણે નપુંસક વેદનો ક્ષય થાય છે. (જે વેદ કે જે કષાયના ઉદયે શ્રેણિ પ્રારંભી હોય તેની પ્રથમ સ્થિતિ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ થાય છે, અને અન્યની આવલિકામાત્ર થાય છે. અંતરકરણમાંના દલિકોને દૂર કરવાની ક્રિયા, પ્રથમસ્થિતિને ભોગવી અગર સ્તિબુકસંક્રમવડે સંક્રમાવી દૂર કરવાની ક્રિયા, અને બીજી સ્થિતિનો નાશ કરવાની ક્રિયા આ ત્રણે ક્રિયા સાથે જ પ્રવર્તે છે, તેમાં અંતરકરણના દલિક પ્રથમ ખલાસ થાય છે. ત્યારબાદ પ્રથમ સ્થિતિ ખલાસ થાય છે, ત્યારબાદ મોટી સ્થિતિ ખલાસ થાય છે.) નપુંસકવેદનો સત્તામાંથી નાશ થયા બાદ નપુંસકવેદનો જે રીતે ક્ષય કર્યો તે જ રીતે સ્ત્રીવેદનો પણ અંતર્મુહૂર્ત્તકાળે ક્ષય કરે છે. સ્ત્રીવેદનો ક્ષય કર્યા પછી હાસ્યાદિ છએ પ્રકૃતિઓનો એક સાથે ક્ષય કરવાનો પ્રારંભ કરે છે. જે સમયે મુખ્યતયા તેના ક્ષયની શરૂઆત કરી તે સમયથી આરંભી તે હાસ્યાદિ ષટ્કનું બીજી સ્થિતિનું દલ [1]પુરૂષવેદમાં સંક્રમાવતો નથી, પરંતુ સંજ્વલનક્રોધમાં (ક્રોધાદિમાં)

તો પરમાં જાય છે. અંતરકરણના દલિક દૂર થયા પછી નાની સ્થિતિ રહે છે. હવે જો તેનો રસોદય હોય તો ઉદયથી, નહિ તો સ્તિબુકસંક્રમવડે ભોગવી દૂર કરે છે. સાથે સાથે જ બીજી સ્થિતિમાંથી ઉપર કહી તે રીતે સ્થિતિને એકદમ દૂર કરવાનો પ્રયત્ન કરે છે, અંતર્મુહૂર્ત્તમાં ખલાસ કરી સત્તાહીન થાય છે. અંતરકરણ ક્રિયા કરવાની શરૂઆત તેરે પ્રકૃતિઓમાં સાથે જ થાય છે, પરંતુ પૂર્ણ ક્રમશઃ થાય છે એમ સમજાય છે. આ પ્રમાણે અન્ય પ્રકૃતિઓ માટે પણ સમજવું.

૧ પુરૂષવેદમાં નહિ સંક્રમાવવાનું કારણ તેની પ્રથમ સ્થિતિ સમયન્યૂન બે આવલિકા રહે છે. સંક્રમ કરણમાં કહ્યું છે કે—જ્યારે પુરૂષવેદની પ્રથમ સ્થિતિ સમયન્યૂન બે આવલિકા રહે છે ત્યારે તેની પતદ્ગ્રહ તરીકેની યોગ્યતા નષ્ટ થાય છે, પતદ્ગ્રહ તરીકેની યોગ્યતા નષ્ટ થયા પછી તેમાં કોઈ દલિક સંક્રમી શકે નહિ, અહિં એક વિચાર થાય છે

સંક્રમાવે છે. આ પ્રમાણે હાસ્યષટ્કને સંજ્વલનક્રોધમાં સંક્રમાવતા સંક્રમાવતા અંતર્મુહૂર્ત્તકાળે સંપૂર્ણપણે સત્તામાંથી દૂર કરે છે. (આ ગુણઠાણે છત્રીશ પ્રકૃતિઓનો સત્તામાંથી ક્ષય થાય છે. તેમાં લગભગ બધામાં ઉદ્વલનાસંક્રમ અને ગુણસંક્રમ બંને પ્રવર્ત્તે છે. બંધવિચ્છેદ થયા પછી અબધ્યમાન એ પ્રકૃતિઓમાં અપૂર્વકરણના પ્રથમ સમયથી ઉદ્વલનાનુવિદ્ધ ગુણસંક્રમની શરૂઆત થઈ જાય છે. નવમા ગુણઠાણે જેનો જેનો પહેલા પહેલા નાશ થવાનો હોય તેમાં મુખ્યતયા અને જલદીથી ક્રિયા પ્રવર્તે છે, અને અન્યમાં ગૌણતયા–ધીરે ધીરે પ્રવર્ત્તે છે. જેમ કે પહેલા નપુંસકવેદનો ક્ષય થાય છે, એટલે તેમાં મુખ્યપણે અને તેનો ક્ષય થયા સ્રીવેદમાં મુખ્યતયા ક્ષય ક્રિયા પ્રવર્ત્તે આ પ્રમાણે સર્વ માટે સમજવું.) જે સમયે હાસ્યાદિ ષટ્કનો સત્તામાંથી સંપૂર્ણપણે નાશ થાય છે, તેજ સમયે પુરૂષવેદના બંધ ઉદય અને ઉદીરણાનો વિચ્છેદ થાય છે, અને સમયન્યૂન બે આવલિકામાં બંધાયેલ દલ છોડીને શેષ સઘળા દલિકનો પણ ક્ષય થાય છે. માત્ર સમયન્યૂન બે આવલિકાકાળનું બંધાયલુ દળ જ સત્તામાં શેય રહે છે. ઉદયવિચ્છેદ થયા બાદ આત્મા અવેદી થાય છે.(અહીં એ ધ્યાનમાં રાખવાનું કે હાસ્યષટ્ક સાથે પુરૂષવેદના નાશ કરવાની ક્રિયા પણ શરૂ કરી હતી, પરંતુ હાસ્યષટ્કનો અહિં બંધ થતો ન હતો અને પુરૂષવેદનો બંધ થતો હતો. એટલે હાસ્યષટ્કના સંપૂર્ણપણે નાશ થવાની સાથે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલા દલિકને છોડી તેના સત્તામાંના શેષ સઘળા

---

કે સમયન્યૂન બે આવલિકા પ્રમાણુ પ્રથમ સ્થિતિ બાકી રહે ત્યારે પતદ્ગ્રહ તરીકેની યોગ્યતા કેમ નષ્ટ થાય છે? વિચાર કરતા આ પ્રમાણે સમજાય છે–એમ કહેવામાં આવ્યું છે કે જે સમયે પુરૂષવેદનો બંધ વિચ્છેદ થાય છે તે સમયે સમયન્યૂન બે આવલિકાનું બંધાયલુ માત્ર બાકી રહે છે. ત્યાં અન્યનું સંક્રમેલુ પણ બાકી રહે છે તેમ કહેતા નથી. વળી બંધ વિચ્છેદ થયા પછી જે છેલ્લા સમયે સર્વ સંક્રમવડે પરમાં સંક્રમાવેછે તે સમયે જે સમયે છેલ્લો બંધ થયો તે સમયનું બંધાયલુ જે દલિક છે, તેને જ સંક્રમાવે છે. હવે જો જ્યાં સુધી તેનો બંધ થતો હોય ત્યાં સુધી પતદ્ગ્રહ તરીકેની તેની યોગ્યતા કાયમ રહેતી હોય તો એમ કહેવું જોઇએ કે—બંધ વિચ્છેદ સમયે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલું તેમજ તેટલા કાળમાં અન્ય પ્રકૃતિઓના સંક્રમથી પ્રાપ્ત થયેલું દળ બાકી રહે છે, તેમજ જે સમયે સર્વસંક્રમ થાય છે તે સમયે છેલ્લા સમયના બંધાયલા તેમજ તેમાં અન્ય પ્રકૃતિના સંક્રમથી પ્રાપ્ત થયેલા દલિકોનો પણ સર્વ સંક્રમ થાય છે. અને જો એ પ્રમાણે હોય તો જઘન્ય સંક્રમાદિ ઘટી શકે નહિ. એટલે જે સમયે સર્વસંક્રમ થાય છે તે સમયે શુદ્ધ છેલ્લા એક સમયના બંધાયલા દલનો જ સર્વસંક્રમ થાય છે. આ ઉપરથી એમ સમજાય છે કે જીવસ્વભાવે સમયન્યૂન બે આવલિકા પ્રમાણ પ્રથમ સ્થિતિ બાકી રહે ત્યારે પુરૂષવેદ પતદ્ગ્રહ તરીકે રહેતો નથી. અન્યત્ર પણ જ્યાં સંભવે ત્યા આ પ્રમાણે સમજવું.

દળનો પણ નાશ થયો, માત્ર સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલા દલિકો જ સત્તામાં રહ્યા. (સમયન્યૂન બે આવલિકામાં બંધાયલા શા માટે રહી જાય છે? એ પ્રશ્નનો ઉત્તર આ છે–જે સમયે બંધાય છે તે સમયથી આરંભી તેની બંધાવલિકા ગયા બાદ જ તેમાં સંક્રમાદિ પ્રવર્ત્તે છે. અને સંક્રમાવલિકાના ચરમ સમયે તેનો સત્તામાંથી ક્ષય થાય છે. આ ઉપરથી એમ થયું કે જે સમયે બંધાય તેનો તે સમયથી આરંભી બીજી આવલિકાના ચરમ સમયે સત્તામાંથી નાશ થાય છે. આ હિસાબે જે સમયે બંધવિચ્છેદ થાય તે સમયથી આરંભી બરાબર બે આવલિકામાંની પહેલી આવલિકાના પહેલા સમયે જે બાંધ્યું તેનો બીજી આવલિકાના છેલ્લા સમયે એટલે કે બંધવિચ્છેદ સમયે નાશ થયો એટલે જ બંધવિચ્છેદ સમયે સમયન્યૂન બે આવલિકાનું બંધાયલુ દલિક જ સત્તામાં બાકી રહે એમ કહેવામાં આવે છે.)

આ પ્રમાણે પુરૂષવેદે ક્ષપકશ્રેણિપર આરૂઢ થનાર માટે સમજવું. જ્યારે નપુંસકવેદે ક્ષપકશ્રેણિપર આરૂઢ થાય ત્યારે નપુંસકવેદ અને સ્ત્રીવેદનો સત્તામાંથી એક સાથે જ નાશ કરે છે. જે સમયે ઉપરોક્ત બંને વેદનો સત્તામાંથી નાશ થયો તે જ સમયે પુરૂષવેદનો બંધવિચ્છેદ થાય છે. ત્યારબાદ બે સમયન્યૂન બે આવલિકા કાળે અવેદી તે આત્મા હાસ્યષટ્ક અને પુરૂષવેદનો એક સાથે નાશ કરે છે. જ્યારે સ્ત્રીવેદે ક્ષપકશ્રેણિપર આરૂઢ થાય ત્યારે પહેલા નપુંસકવેદનો નાશ કરે. ત્યારબાદ સ્ત્રીવેદનો ક્ષય કરે. અને સ્ત્રીવેદના ક્ષય સમયે જ પુરૂષવેદનો બંધ વિચ્છેદ થાય. ત્યારબાદ અવેદી તે આત્મા હાસ્યષટ્ક અને પુરૂષવેદનો એક સાથે નાશ કરે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન વેદે શ્રેણિ આરંભનાર આશ્રયી પ્રકૃતિના ક્ષયનો ક્રમ છે.

હવે પછી પુરૂષવેદે ક્ષપકશ્રેણિપર આરૂઢ થનાર આશ્રયીને શું થાય છે, તે કહે છે–પુરૂષવેદનો જે સમયે બંધ અને ઉદય વિચ્છેદ થાય છે તે પછીના સમયથી આત્મા સંજ્વલન ક્રોધને નાશ કરવાનો મુખ્યપણે પ્રયત્ન કરે છે. પુરૂષવેદનો ઉદયવિચ્છેદ જે સમયે થાય છે તે પછીના સમયથી આરંભી નવમા ગુણસ્થાનકના જે સમયસુધી સંજ્વલન ક્રોધનો ઉદય–રસોદય રહેવાનો હોય છે, તેટલા કાળને ત્રણે ભાગમાં વહેંચી નાખે છે. ત્રણ ભાગમાં વહેંચવાનું કારણ જુદા જુદા કાળમાં જુદી જુદી ક્રિયા થાય છે, તે છે. પહેલા ભાગમાં અપૂર્વ સ્પર્દ્ધક થવાની ક્રિયા થાય છે. બીજા ભાગમાં કિટ્ટીઓ થવાની ક્રિયા થાય છે, અને ત્રીજા ભાગમાં કરેલી કિટ્ટીઓને વેદવાની ક્રિયા થાય છે. આ ત્રણેના અનુક્રમે આ નામો છે–૧ અશ્વકર્ણકરણાદ્ધા, ૨ કિટ્ટીકરણાદ્ધા, ૩ કિટ્ટિવે-

૧ અન્ય વેદે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થનાર પણ આ ક્રમે જ સંજ્વલ ક્રોધાદિનો નાશ કરે છે.

કનાદ્ધા. અદ્ધાનો અર્થ કાળ છે, જે કાળમાં અપૂર્વસ્પર્દ્ધક થવાની ક્રિયા થાય છે, તેને અશ્વકર્ણ કરણાદ્ધા, જે કાળમાં કિટ્ટિઓ થવાની ક્રિયા થાય છે તેને કિટ્ટીકરણાદ્ધા, અને જે કાળમાં કરેલી કિટ્ટીઓનો અનુભવ કરવાની ક્રિયા થાય છે, તેને કિટ્ટીવેદનાદ્ધા કહેવામાં આવે છે. અપૂર્વસ્પર્દ્ધક અને કિટ્ટિઓનું સ્વરૂપ ઉપશમના કરણમાં કહેવાઈ ગયું છે, એટલે તે ત્યાંથી જોઈ લેવું. અપૂર્વસ્પર્દ્ધક ક્રિયા કાળમાં વર્ત્તમાન આત્મા અંતરકરણ ઉપરની બીજી સ્થિતિમાં સંજ્વલન ક્રોધ માન માયા અને લોભ એ ચારેના પ્રતિસમય અનંતસંખ્યા પ્રમાણ અપૂર્વસ્પર્દ્ધકો કરે છે. તથા આજ કાળમાં સમયોન[1] બે આવલિકા જેટલા કાળમાં બંધાયલું પુરૂષવેદનું જે દલિક સત્તામાં રહેલું હતું તેને તેટલા જ કાળે ગુણસંક્રમ વડે ક્રોધમાં સંક્રમાવતા ચરમસમયે[2] સર્વસંક્રમવડે સંક્રમાવી નાશ કરે છે. આ

૧ કાળની આ ગણના બંધવિચ્છેદ સમયની અપેક્ષાએ છે.

૨ પુરૂષવેદનો જે સમયે બંધવિચ્છેદ થાય છે, તે સમયે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલુ-અસત્કલ્પનાએ સાત સમયમાં બંધાયલુ જ સત્તામાં બાકી રહે છે, શેષ સર્વ દળનો નાશ થઇ જાય છે. અવેદીના પ્રથમ સમયે છ સમયમાં બંધાયલુ, બીજા સમયે પાંચ સમયમાં બંધાયલુ, ત્રીજા સમયે ચાર સમયમાં બંધાયલુ, ચોથા સમયે ત્રણ સમયમાં બંધાયલુ, પાંચમા સમયે બે સમયમાં બંધાયલુ, અને અવેદીના છઠ્ઠા સમયે માત્ર એક સમયમાં બંધાયલુ એટલે કે બંધવિચ્છેદ સમયમાં જ બંધાયલુ બાકી રહે છે, ત્યારપછીના સમયે કંઇ સત્તામાં જ રહેતું નથી. આ ઉપરથી એમ સમજાય છે કે અવેદીના પ્રથમ સમયથી બે સમયન્યૂન બે આવલિકા કાળ સુધી જ પુરૂષવેદની સત્તા હોય છે, ત્યારબાદ હોતી નથી. આનું કારણ એમ છે કે જે સમયે બાંધે છે તે સમયથી આરંભી બંધાવલિકા ગયા બાદ સંક્રમાવવાનો આરંભ કરે છે, સંક્રમાવલિકાના ચરમસમયે સંક્રમાવી ખલાસ કરે છે, એટલે ચરમસમયે સત્તામાં રહેતુ નથી. જેમકે—જે સમયે બંધવિચ્છેદ થાય છે તે સમયથી પહેલા આઠમા સમયે બાંધ્યું તેની બંધાવલિકા ગયા બાદ સંક્રમની શરૂઆત કરે, સમયે સમયે સંક્રમાવતા ચરમસમયે-બંધવિચ્છેદ સમયે સર્વથા નાશ કરે છે. એટલે બંધવિચ્છેદ સમયે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલુ જ શેષ રહે છે. તેને ઉપરોક્ત ક્રમે સંક્રમાવતા તેટલા જ કાળે સત્તામાંથી નાશ કરે છે.

૮–૦ આ સમયે બંધાયલા દળના સંક્રમની શરૂઆત ચોથા સમયથી થાય પહેલા સમયે
૭–૦ સંક્રમાવી ખલાસ કરે એટલે તે સમયે આઠમા સમયનું બંધાયલુ સત્તામાં ન હોય.
૬–૦ એટલે બંધવિચ્છેદ સમયે સમયન્યૂન બે આવલિકાનું બંધાયલુ સત્તામાં હોય છે
૫–૦ એમ કહેવામાં આવ્યું છે. (અહિં આવલિકાના ચાર સમય કલ્પ્યા છે.) એ
૪–૦ હિસાબે સાતમા સમયે બંધાયલુ બંધવિચ્છેદ પછીના પ્રથમ સમયે, છઠ્ઠા સમયે
૩–૦ બંધાયલુ બીજા સમયે, પાંચમા સમયે બંધાયલુ ત્રીજા સમયે, ચોથા સમયે બંધાયલુ,
૨–૦ ચોથા સમયે, ત્રીજા સમયે બંધાયલુ પાંચમા સમયે, બીજા સમયે બંધાયલુ છઠ્ઠા
૧–૦ સમયે અને પહેલા એટલે કે બંધવિચ્છેદ સમયે બંધાયલુ સાતમા સમયે સત્તામાં
હોતુ નથી, એ ફલિત થાય છે.

પ્રમાણે પુરૂષવેદની સત્તાનો નાશ થયો. અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અપૂર્વસ્પર્દ્ધક થવાની ક્રિયા પૂર્ણ થાય એટલે કિટ્ટિકરણાદ્ધામાં પ્રવેશે છે. એટલે કે કિટ્ટિ કરવાની ક્રિયા શરૂ કરે છે. કિટ્ટિ કરવાની ક્રિયા શરૂ કરતો આત્મા સંજ્વલન ક્રોધ માન માયા અને લોભ એ ચારેના બીજી સ્થિતિમાં રહેલ દળની કિટ્ટિ કરે છે. તે કિટ્ટિઓ જો કે વાસ્તવિક રીતે અનંત છે, તો પણ ક્રોધની ત્રણ, માનની, ત્રણ, માયાની ત્રણ અને લોભની ત્રણ એમ ચારે કષાયની મળી સ્થુલ જાતિભેદની અપેક્ષાએ બાર કલ્પાય છે. અહિં જઘન્ય રસવાળી કિટ્ટિ પહેલી, કંઈક ચડતા રસવાળી બીજી, એમ અનંત કિટ્ટિની ચડતા ચડતા ક્રમે સ્થાપના સ્થાપવી, તેમાં જઘન્યથી અમુક સંખ્યા પર્યંતની કિટ્ટિઓને 'પહેલીમાં' સમાવેશ કર્યો ત્યારપછીની અમુક સંખ્યાવાળી કિટ્ટિઓનો 'બીજીમાં' સમાવેશ કર્યો ત્યારપછીની છેલ્લી કિટ્ટિ સુધીનો 'ત્રીજીમાં' સમાવેશ કર્યો છે. મતલબ કે ક્રોધાદિની સઘળી કિટ્ટિઓનો ત્રણ ત્રણ ભાગમાં સમાવેશ કર્યો છે. એટલે દરેકની ત્રણ ત્રણ કિટ્ટિઓ કલ્પાય છે, એમ કહેવામાં આવ્યું છે. (પ્રથમ સંજ્ઞાવાળી કિટ્ટિઓને પહેલા અનુભવે છે, દ્વિતીય સંજ્ઞાવાળી કિટ્ટિઓને ત્યારપછી અનુભવે છે, અને તૃતીય સંજ્ઞાવાળી કિટ્ટિઓને તે પછી અનુભવે છે. આ પ્રમાણે અનુભવે છે, એટલે અનંત કિટ્ટિઓનો ત્રણમાં સમાવેશ કર્યો હોય એમ સમજાય છે.) ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનાર આ પ્રમાણે બાર કિટ્ટિઓ કરે છે. જો માનના ઉદયે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય તો સ્ત્રીવેદના ઉદયે શ્રેણિ આરંભનાર પુરૂષવેદનો જે રીતે ક્ષય કરે છે, તે રીતે ક્રોધનો નાશ કરે છે, એટલે તેની કિટ્ટિઓ થતી નથી. પરંતુ માનની ત્રણ માયાની ત્રણ અને લોભની ત્રણ કુલ નવ કિટ્ટિઓ જ થાય છે. માયાના ઉદયે જો ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય તો ક્રોધ અને માન એ બંનેને તો પૂર્વોક્ત રીતે સત્તામાંથી નાશ કરે છે. એટલે માયા અને લોભની જ કિટ્ટિઓ કરે છે. અને જો લોભના ઉદયે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થાય તો ક્રોધ માન અને માયા એ ત્રણેનો પૂર્વોક્ત વિધિએ નાશ કરે છે, એટલે માત્ર લોભની જ ત્રણ કિટ્ટિ કરે છે. કિટ્ટિકરણાદ્ધા પૂર્ણ થાય ત્યારે ક્રોધે ક્ષપકશ્રેણિ પર આરૂઢ થનાર આત્મા ક્રોધના બીજી સ્થિતિમાં રહેલ 'પ્રથમ' (પ્રથમ સંજ્ઞાવાળી) કિટ્ટિના દલિકને ખેંચી (તેની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ) પ્રથમ સ્થિતિ કરે છે, અને તેને સમયાધિક આવલિકા બાકી રહે ત્યાં સુધી [1]અનુભવે છે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ બીજી કિટ્ટિના દલિ-

૧ અહિં પ્રથમ સ્થિતિ તો ચાલુજ છે. તેની સાથે પ્રથમ સંજ્ઞાવાળી કિટ્ટિઓને પણ અનુભવે છે. તે ત્યાં સુધી અનુભવે કે સમયાધિક આવલિકા કાળ પર્યંત પ્રથમ સંજ્ઞાવાળી કિટ્ટિઓ અનુભવાય તેટલી તેની પ્રથમ સ્થિતિ શેષ રહે. ત્યાર પછીના સમયે દ્વિતીય સંજ્ઞાવાળી કિટ્ટિઓને ખેંચી અનુભવે. એક આવલિકા જેટલા કાળમાં અનુભવાય તેટલી જે પ્રથમ સંજ્ઞાવાળી કિટ્ટિઓ શેષ રહી છે તેને દ્વિતીય સંજ્ઞાવાળી કિટ્ટિઓ સાથે અનુભવે છે. કિટ્ટિઓને અનુભવવાનો આ ક્રમ છે.

કને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને અનુભવે છે, તેને પણ ત્યાં સુધી અનુભવે કે સમયાધિક આવલિકા શેષ રહે. એટલે કે દ્વિતીય સંજ્ઞાવાળી કિટ્ટિઓની જે પ્રથમ સ્થિતિ થઇ હતી તેમાંથી સમયાધિક આવલિકા કાળમાં અનુભવાય તેટલી શેષ રહે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ ત્રીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે, અને તેને વેદે, તેને પણ ત્યાં સુધી વેદે કે સમયાધિક આવલિકા શેષ રહે. (અહિં તાત્પર્ય આ પ્રમાણે સમજાય છે–કિટ્ટિ કરવાની ક્રિયા પૂર્ણ થયા પછી આત્મા કિટ્ટિ વેદવાની ક્રિયા કરે છે. જે સમયથી કિટ્ટિ વેદવાની ક્રિયા શરૂ થાય તે સમયથી આરંભી ક્રોધનો રસોદય જેટલો કાળ રહેવાનો હોય તેના પ્રથમ ભાગમાં એટલે કે લગભગ એક તૃતીયાંશ ભાગમાં પ્રથમ સંજ્ઞાવાળી કિટ્ટિ વેદે, એ પ્રમાણે બીજા ભાગમાં દ્વિતીય સંજ્ઞાવાળી કિટ્ટિ વેદે, અને ત્રીજા ભાગમાં તૃતીય સંજ્ઞાવાળી કિટ્ટિ વેદે છે. પ્રથમ સ્થિતિ કરવાનો ક્રમ આ પ્રમાણે છે—બીજી સ્થિતિમાં રહેલ પ્રથમ સંજ્ઞાવાળી કિટ્ટિઓને ખેંચી તે કિટ્ટિઓને રસોદયથી જેટલો કાળ અનુભવવાનો છે તેનાથી એક આવલિકા અધિક પ્રથમ સ્થિતિ કરે. એ પ્રમાણે જે જે કિટ્ટિઓને અનુભવવાનો હોય તેની પ્રથમ સ્થિતિ તેના રસોદય કાળથી એક આવલિકા પ્રમાણ વધારે કરે છે. એક આવલિકા પ્રમાણ વધારે થવાનું કારણ તે એક આવલિકા કાળ બાકી રહે છે, અને જીવસ્વભાવે પછી પછીની કિટ્ટિનો ઉદય થઇ જાય છે. જે એક એક આવલિકા શેષ રહી તેને પછીની કિટ્ટિ સાથે જ અનુભવી લે છે. ક્રોધાદિનો પ્રથમ સ્થિતિ પણ આ પ્રમાણે થાય છે. ક્રોધના ઉદયે શ્રેણિ આરંભનાર જે વખતે તેની પ્રથમ સ્થિતિ કરે છે. તે ક્રોધનો નવમા ગુણઠાણાના જે સમય સુધી રસોદય હોય તેનાથી એક આવલિકા અધિક કરે છે. કેમકે પ્રથમ સ્થિતિની એક આવલિકા બાકી રહે છે અને માનનો ઉદય થઈ જાય છે. બાકી રહેલી તે આવલિકા સ્તિબુકસંક્રમવડે માનમાં સંક્રમી ભોગવાઈ જાય છે. આ પ્રમાણે કિટ્ટિઓની અને માનાદિની પ્રથમ સ્થિતિ માટે સમજવું.) ત્રણે પ્રકારની કિટ્ટિઓના અનુભવ કાળમાં બીજી સ્થિતિમાં રહેલ દલિકને ગુણસંક્રમવડે પૂર્વ પૂર્વ સમયથી ઉત્તરોત્તર સમયે અસંખ્ય અસંખ્યગુણકારે સંજ્વલનમાનમાં નાખે છે. તૃતીય કિટ્ટિ વેદનકાળના ચરમસમયે સંજ્વલન ક્રોધનો બંધ ઉદય ઉદીરણા એ ત્રણનો યુગપત્ વિચ્છેદ થાય છે. (વિચ્છેદ સમયે) તેની સત્તા પણ સમયન્યૂન બે આવલિકા કાળમાં બાંધેલ દલને છોડી અન્ય કોઇ દળની હોતી નથી, કેમકે સઘળું માનમાં સંક્રમાવી દીધેલ છે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ માનની પ્રથમ કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે છે, અને તેને અંતર્મુહૂર્ત્ત પર્યંત વેદે છે. આ કાળમાં જ ક્રોધના બંધાદિનો વિચ્છેદ થયે છતે સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલુ તેનું જે દલિક સત્તામાં હતું, તેને પણ તેટલાજ કાળે ગુણસંક્રમવડે પરમાં સંક્રમાવતા સંક્રમાવતા ચરમ-

સમયે સર્વસંક્રમવડે સંક્રમાવી પુરૂષવેદની જેમ નાશ કરે છે. તથા તે વખતે પ્રથમ સ્થિતિરૂપે કરી અનુભવાતું પ્રથમ કિટ્ટિનું દળ પણ સમયાધિક આવલિકા પ્રમાણ શેષ થાય. એટલે કે તેટલા કાળમાં ભોગવાય તેટલું શેષ રહે. ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ માનની બીજી કિટ્ટિનું દલિક ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને વેદે. તેને ત્યાં સુધી વેદે કે તેની સમયાધિક આવલિકા માત્ર શેષ રહે. ત્યારપછીના સમયે (અહિં 'ત્યાર પછીના સમયે' એટલા માટે લખવામાં આવે છે કે પ્રથમ સ્થિતિરૂપે કરાયેલ દરેક કિટ્ટિ એક આવલિકા પ્રમાણ એટલે કે તેટલા કાળમાં ભોગવાય તેટલી શેષ રહે છે, અને પછી પછીના કિટ્ટિઓનો ઉદય થાય છે.) બીજી સ્થિતિમાં રહેલ ત્રીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને વેદે. તે ત્યાં સુધી વેદે કે તેની સમયાધિક આવલિકા માત્ર શેષ રહે. તે સમયે માનના બંધ ઉદય અને ઉદીરણા એ ત્રણેનો એક સાથે વિચ્છેદ થાય. અને તેની સત્તા પણ શેષ સઘળા દલિકોનો માયામાં પ્રક્ષેપ થયેલો હોવાથી સમયન્યૂન બે આવલિકા કાળમાં બદ્ધ દલિકની જ રહે. અને તેનો માયાની પ્રથમ કિટ્ટિવેદતા માનની જેમ નાશ કરે.

માનનો જે સમયે ઉદયવિચ્છેદ થયો ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ માયાના પ્રથમ કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને વેદે. તે ત્યાં સુધી વેદે કે તેની સમયાધિક આવલિકા માત્ર સ્થિતિ શેષ રહે. ત્યાર પછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ બીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને વેદે. તેને પણ ત્યાં સુધીં વેદે કે તેની સમયાધિક આવલિકા શેષ રહે. ત્યારબાદ બીજી સ્થિતિમાં રહેલ ત્રીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને વેદે. તેને પણ ત્યાં સુધી વેદે કે તેની સમયાધિક આવલિકા શેષ રહે. તેજ સમયે માયાના બંધ ઉદય અને ઉદીરણાનો યુગપત્ વિચ્છેદ થાય છે. તેની સત્તા પણ શેષ સઘળા દલિકનો લોભમાં સંક્રમ કરેલો હોવાથી સમયન્યૂન બે આવલિકા કાળમાં બદ્ધ દલિકનો જ રહે. તેનો લોભની પ્રથમ કિટ્ટિ વેદતા માનની જેમ નાશ કરે છે.

માયાનો જે સમયે ઉદય વિછેદ થયો ત્યારપછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ લોભની પ્રથમ કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને તેને અંતર્મુહૂર્ત્ત પર્યંત વેદે. બરાબર એક આવલિકા કાળમાં ભોગવાય તેટલી પ્રથમ સ્થિતિરૂપે કરાયેલ પ્રથમ કિટ્ટિ શેષ રહે ત્યારે બીજી સ્થિતિમાં રહેલ બીજી કિટ્ટિના દલિકને ખેંચી તેની પ્રથમ સ્થિતિ કરે અને વેદે. તે બીજી કિટ્ટિને વેદતા બીજી સ્થિતિમાં રહેલ ત્રીજી કિટ્ટિના દલિકને ગ્રહણ કરી તેની સૂક્ષ્મ[1] કિટ્ટિઓ કરે.

---

૧ અતિ ઘણો રસ ઓછો કરી ચડતા ચડતા રસાણુવાળા પરમાણુઓનો ક્રમ તોડી નાખવો તેને કિટ્ટિ કહેવાય છે. અહિં સંજ્વલન ક્રોધના ઉદયે શ્રેણિ પર આરૂઢ થનારા–

તે સૂક્ષ્મ કિટ્ટિઓ ત્યાં સુધી કરે કે પ્રથમ સ્થિતિરૂપે કરાયેલ બીજી કિટ્ટિને વેદતા વેદતા તેની સમયાધિક આવલિકા માત્ર શેષ રહે. તેજ સમયે સંજ્વલન લોભનો બંધ વિચ્છેદ, બાદર કષાયનો ઉદય ઉદીરણા વિચ્છેદ અને અનિવૃત્તિ–બાદર સંપરાય ગુણસ્થાનકનો પણ વિચ્છેદ થાય છે. ત્યાર પછીના સમયે બીજી સ્થિતિમાં રહેલ સૂક્ષ્મ કિટ્ટિઓના દલિકને ખેંચી અને તેની પ્રથમ સ્થિતિ કરે છે, અને તેને વેદે છે. તેને વેદતો આત્મા સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનવર્ત્તી કહેવાય છે. બીજી સ્થૂલ કિટ્ટિની જે એક આવલિકા શેષ રહી તે અનુભવાતી સૂક્ષ્મ કિટ્ટિમાં સ્તિબુક સંક્રમવડે સંક્રમી દૂર થાય છે. પ્રથમ અને બીજી કિટ્ટિની જે આવલિકા શેષ રહે છે, તે બીજી અને ત્રીજી કિટ્ટિમાં મળી ભોગવાઈ જાય છે. લોભની સૂક્ષ્મ કિટ્ટિઓને અનુભવતો સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનકવર્તી આત્મા (બીજી સ્થિતિમાં રહેલ) સૂક્ષ્મકિટ્ટિઓના દલિકને અને સમયન્યૂન બે આવલિકા કાળમાં બંધાયલુ જે દલિક સત્તામાં અવશિષ્ટ છે, તેને પ્રતિસમય સ્થિતિઘાતાદિવડે ખપાવતા ખપાવતા ત્યાં સુધી ખપાવે કે દશમા ગુણસ્થાનકના સંખ્યાતાભાગ જાય અને એક ભાગ શેષ રહે. (અહિં સર્વાપવર્ત્તનાવડે સ્થિતિ અપવર્ત્તીને દશમાના સંખ્યાતમા ભાગ જેટલી રાખે છે. અહિં લોભનો કોઈ પ્રકૃતિમાં સંક્રમ થતો નથી, અને સત્તામાંથી નાશ તો કરવોજ છે, એટલે તેનો સ્થિતિઘાતાદિવડેજ નાશ કરવો રહ્યો એટલે સ્થિતિઘાતાદિવડે તેનો નાશ કરે છે એમ કહ્યું છે.) તે સંખ્યાતમો ભાગ પણ અંતર્મુહૂર્ત્ત પ્રમાણજ છે. અહિંથી આરંભી મોહનીય-કર્મમાં સ્થિતિઘાત રસઘાત ગુણશ્રેણિ થતા નથી, પરંતુ અન્ય શેષ કર્મોમાં થાય છે. અપવર્ત્તિત ( અપવર્ત્તના કરણથી ઘટાડી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ રાખેલ એટલે કે હવે દશમા ગુણસ્થાનકનો અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જે કાલ શેષ છે તેટલી રાખેલ) લોભની તે સ્થિતિને ઉદય ઉદીરણાવડે વેદતા ત્યાં સુધી જાય કે તેની સત્તામાં સમયાધિક આવલિકામાત્ર સ્થિતિ શેષ રહે, ત્યાર બાદ ઉદીરણા ન થાય. કેમકે સત્તામાં માત્ર એક ઉદયાવલિકાજ શેષ રહી છે. તેને કેવળ ઉદયદ્વારાજ સૂક્ષ્મ સંપરાયના ચરમ સમય પર્યંત અનુભવે છે. તે ચરમ સમયે જ્ઞાનાવરણીય પાંચ દર્શનાવરણીય ચાર અંતરાય પાંચ યશઃકીર્ત્તિનામ તથા ઉચ્ચ ગોત્રનો બંધ વિચ્છેદ થાય છે, અને મોહનીયકર્મની સત્તાનો વિચ્છેદ થાય છે. ત્યાર બાદ

એ જે બાર કિટ્ટિઓ કરી તે હવે પછી થનારી લોભની સૂક્ષ્મ કિટ્ટિઓના હિસાબે સ્થૂલ છે. કેમકે તે વખતે સૂક્ષ્મ કિટ્ટિકરણક્રિયા જે સમયથી શરૂ થાય છે, તેના હિસાબે પરિણામની મંદતા હતી. વળી ઉપશમશ્રેણિમાં દશમા ગુણસ્થાનકે જેટલા રસવાળી કિટ્ટિઓ હોય છે, તેનાથી ક્ષપકશ્રેણિમાં દશમા ગુણસ્થાનકે અતિ અલ્પ રસવાળી કિટ્ટિઓ અનુભવાય છે. એટલે સંજ્વલન લોભની બીજી કિટ્ટિ વેદતા ત્રીજી કિટ્ટિની સૂક્ષ્મ કિટ્ટિ કરે છે, એમ કહેવામાં આવે છે.

આત્મા ક્ષીણુકષાય વીતરાગ છદ્મસ્થ ગુણુસ્થાનકને પ્રાપ્ત કરે છે. અહિંથી બારમા આદિ ગુણુસ્થાનકનું સ્વરૂપ પંચસંગ્રહના પહેલા દ્વારમાં કહેલ ગુણુસ્થાનકના અધિકારમાંથી જોઇ લેવું. આ પ્રમાણે મોહનીયકર્મનો ક્ષય કઈ રીતે થાય છે, તે કહ્યું. તે કહીને ક્ષપકશ્રેણિનું સ્વરૂપ પૂર્ણ કર્યું.

ક્ષપકશ્રેણિ સમાપ્ત



अर्हम्

ॐ ह्रीँ श्रीँ श्रीसंखेश्वरपार्श्वनाथाय नमोनमः

# श्री सप्ततिका संग्रह



આઠ કરણુનો અધિકાર પૂર્ણ થયા બાદ શ્રી સપ્તતિકા સંગ્રહ–છઠ્ઠા કર્મ-ગ્રંથમાં જે ભંગજાળ બતાવી છે તે અધિકાર–શરૂ કરે છે. ત્યાં શ્રી મલયગિરિ મહારાજ અવતરણુ લખતા કહે છે કે–હવે સપ્તતિકાના સંગ્રહદ્વારા બંધવિધાનને કહેવા ઇચ્છતા ગ્રંથકાર મહારાજ પ્રસ્તાવના કહે છે—

**मूलुत्तरपगईणं साइअणाईपरूवणाणुगयं ।**
**भणियं बंधविहाणं अहुणा संवेहगं भणिमो ॥१॥**

**मूलोत्तरप्रकृतीनां साद्यनादिप्ररूपणानुगतम् ।**
**भणितं बन्धविधानं अधुना संवेधगतं भणामः ॥१॥**

અર્થ—આ પ્રમાણે સાદિ અનાદિ પ્રરૂપણુાને અનુસરતું મૂળ અને ઉત્તર પ્રકૃતિનું બંધવિધાન કહ્યું. હવે સંવેધગત બન્ધવિધાન કહીશ.

ટીકાનુ૦—આ પ્રમાણે મૂળ પ્રકૃતિ અને ઉત્તર પ્રકૃતિઓનું બંધવિધાન–પ્રકૃતિબંધ સ્થિતિબંધાદિનું સ્વરૂપ સાદિ અનાદિ ધ્રુવ અધ્રુવાદિ પ્રરૂપણુાને અનુસરતું કહ્યું. આઠકરણુનું સ્વરૂપ પ્રસંગને અનુસરી કહ્યું. કેમકે ગ્રંથકારે પાંચ દ્વાર કહેવાનીજ પ્રતિજ્ઞા કરી છે, પરંતુ તેમાં ઘણે સ્થળે કરણોના નામ આવે છે તેથી પ્રસંગાગત આઠ કરણુનું સ્વરૂપ પણુ કહ્યું. હવે એજ બંધવિધાન સંવેધગત કહીશ. કઈ મૂળ કે ઉત્તર પ્રકૃતિનો બંધ આદિ હોય ત્યારે કેટલી મૂળ કે ઉત્તર પ્રકૃતિનો ઉદય આદિ હોય, એ પ્રમાણે કઇ મૂળ કે ઉત્તર પ્રકૃતિનો ઉદય આદિ હોય ત્યારે કઈ મૂળ કે ઉત્તર પ્રકૃતિના બંધ આદિ હોય તેનો જે વિચાર તે

સંવેધ કહેવાય. આ સમતિસંગ્રહમાં આ સંવેધને અનુસરતું બંધવિધાન કરવામાં આવશે. ૧

કરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવા ઇચ્છતા આચાર્ય મહારાજ શરૂઆતમાં મૂળ પ્રકૃતિના વિષયમાં બંધનો બંધ સાથે સંવેધ કહે છે—

**आउम्मि अट्ठ मोहेट्ठ सत्त एक्कं च छाइ वा तइए ।**
**बज्झंतयंमि बज्झंति सेसएसुं छ सत्तट्ठ ॥ २ ॥**

**आयुष्यष्टौ मोहेऽष्टौ सप्त एकं च षडादि वा तृतीये ।**
**बध्यमाने बध्यन्ते शेषकेषु षड् सप्ताष्टौ ॥२॥**

અર્થ—આયુ જ્યારે બંધાય ત્યારે આઠ, મોહનીય બંધાય ત્યારે આઠ અથવા સાત, ત્રીજું વેદનીય કર્મ જ્યારે બંધાય ત્યારે એક વા છ વા સાત અથવા આઠ અને શેષ કર્મનો જ્યારે બંધ થતો હોય ત્યારે છ સાત અથવા આઠે કર્મ બંધાય છે.

ટીકાનુ૦—આયુકર્મ જ્યારે બંધાતુ હોય ત્યારે અવશ્ય આઠે કર્મો બંધાય છે, કારણ કે શેષ સાત કર્મો જ્યારે બંધાતા હોય ત્યારેજ આયુ બંધાય છે. (સાતમા ગુણસ્થાનક સુધી આયુ બંધાય છે ત્યાં સુધીમાં તો બંધમાંથી એક પણ કર્મ ઓછું થતું નથી.) તથા મોહનીયકર્મનો જ્યારે બંધ થતો હોય ત્યારે આઠ અથવા સાત કર્મ બંધાય છે. આયુ સાથે સઘળા કર્મ બંધાય ત્યારે આઠ અને આયુ ન બંધાય ત્યારે તે વિના સાત. આયુકર્મ નિરંતર બંધાતું નથી પરંતુ પોતાના ભોગવાતા આયુનો ત્રીજો આદિ ભાગ શેષ હોય ત્યારેજ બંધાય છે. મોહનીય કર્મનો બંધ નવમા ગુણસ્થાનક પર્યંત નિરંતર થાય છે. તેમાં ગુણસ્થાનક છોડી સાતમા :સુધીમાં આયુ બંધાય ત્યારે તે સાથે આઠ કર્મનો અને આયુ ન બંધાય ત્યારે તેના વિના સાત કર્મનો બંધ થાય છે. મિશ્ર અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણે આયુ વિના સાતજ બંધાય છે. આમ બંને બંધસ્થાનમાં મોહનીયનો બંધ આવેજ છે. ત્રીજું વેદનીય કર્મ બંધાતુ હોય ત્યારે આઠ સાત છ કે એક આ ચાર બંધસ્થાનમાંથી કોઇનો પણ બંધ થાય છે. તેમાં એક માત્ર સાતાવેદનીય ઉપશાંતમોહે, મોહ અને આયુવિના છ સૂક્ષ્મ સંપરાયે, મિશ્ર અપૂર્વકરણ અને અનિવૃત્તિ બાદરે આયુ વિના સાત, અને મિશ્ર વિના સાતમા ગુણસ્થાન સુધીમાં આયુ બંધાય ત્યારે આઠ અને તે ન બંધાય ત્યારે તેના વિના સાત કર્મ બંધાય છે. આ બધા બંધસ્થાનકોમાં વેદનીયનો બંધ થાય છે જ. તથા શેષ જ્ઞાનાવરણીય દર્શનાવરણીય નામ ગોત્ર અને અંતરાયકર્મનો બંધ થતો હોય ત્યારે છ સાત કે આઠ એમ ત્રણ બંધમાંથી

કોઈપણ બંધ થાય છે. આ પાંચે કર્મનો બંધ દશમા ગુણસ્થાનક સુધી થાય છે. તેમાં મિશ્ર સિવાય સાતમા ગુણસ્થાનક સુધીમાં આયુ બંધાતુ હોય ત્યારે આઠ, તે સિવાય સાત, ત્રીજે આઠમે અને નવમે ગુણસ્થાનકે આયુનો બંધ નહિજ થતો હોવાથી સાત અને દશમે આયુ અને મોહ વિના છ કર્મનો બંધ થાય છે. આ ત્રણે બંધસ્થાનકોમાં ઉપરોક્ત પાંચ કર્મમાંનું કોઈપણ કર્મ બંધાય છે જ. '૧

આ પ્રમાણે કયા કર્મના બંધ સાથે કેટલા કર્મનો બંધ થાય તે કહ્યું. હવે કયા કર્મના ઉદય સાથે કેટલા કર્મનો ઉદય અને સત્તા હોય તે કહે છે—

**मोहस्सुदए अट्ठवि सत्तय लब्भन्ति सेसयाणुदए ।**
**सन्तोइण्णाणि अघाइयाणं अड सत्त चउरो य ॥३॥**

**मोहस्योदये अष्टावपि सप्त च लभ्यन्ते शेषकानामुदए ।**
**सदुदीर्णानि अघातिनां अष्टौ सप्त चत्वारि च ॥३॥**

અર્થ—મોહનીયનો ઉદય હોય ત્યારે આઠે કર્મો ઉદય અને સત્તામાં હોય છે. શેષ ત્રણ ઘાતિ કર્મના ઉદયે આઠ અને સાત, અને અઘાતિ કર્મનો ઉદય છતા આઠ સાત કે ચાર કર્મો ઉદય અને સત્તામાં હોય છે.

ટીકાનુ૦—મોહનીયકર્મનો ઉદય સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનક પર્યંત હોય છે, માટે મોહનીયનો જ્યારે ઉદય હોય ત્યારે આઠે કર્મોનો ઉદય અને સત્તા હોય છે. કેમકે દશમા ગુણસ્થાનક પર્યંત સઘળા કર્મો ઉદય અને સત્તામાં હોય છે, એક પણ કર્મ ઓછું થતું નથી. તથા શેષ જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અન્તરાય એ ત્રણમાંથી કોઈ પણ કર્મનો ઉદય હોય ત્યારે આઠ અને સાત કર્મો ઉદય અને સત્તામાં હોય છે. ત્રણ ઘાતિ કર્મનો ઉદય બારમા ગુણસ્થાનક પર્યંત હોય છે, ત્યાં સુધીમાં આઠ અને સાત એ બે ઉદય સ્થાનક અને સત્તા સ્થાનક હોય છે. તેમાં દશમા ગુણ સ્થાનક પર્યંત આઠેનો ઉદય અને સત્તા હોય છે, અગીઆરમે સાતનો ઉદય અને આઠની સત્તા, અને બારમે ગુણઠાણે સાતનો ઉદય અને સાતની સત્તા હોય છે. તથા વેદનીય આયુ નામ અને ગોત્રમાંથી કોઈપણ અઘાતિ કર્મનો ઉદય છતાં આઠ સાત અને ચાર એ ત્રણમાંથી કોઇ પણ સ્થાન ઉદય અને સત્તામાં હોય

૧ અહિં સંવેધમાં કયા મૂળ કર્મનો કે કઈ ઉત્તર પ્રકૃતિનો બંધ ઉદય કે સત્તા કયા ગુણસ્થાનક સુધી થાય છે તેનો નિર્ણય કરી અમુક મૂળ કે ઉત્તર પ્રકૃતિનો બંધાદિ છતાં અમુક મૂળ કે ઉત્તર પ્રકૃતિઓ બંધાદિમાં હોય છે તે વિચારવાનું હોય છે. એટલે બીજા કર્મગ્રંથમાં ગુણસ્થાનકોમાં જે બંધાદિ અધિકારો કહ્યા છે તે આ ગ્રંથ ભણતી વખતે બરાબર યાદ કરવા.

છે. ચારે અઘાતિ કર્મનો ઉદય ચૌદમાં ગુણસ્થાનક પર્યંત હોય છે, ત્યાં સુધીમાં ઉપરોક્ત ત્રણે ઉદયસ્થાનકો સંભવે છે. તેમાં દશમા ગુણસ્થાનક પર્યંત આઠેનો ઉદય અને સત્તા, અગીઆરમે સાતનો ઉદય અને આઠની સત્તા, બારમે મોહનીય વિના સાતનો ઉદય અને સાતની સત્તા, તથા તેરમે અને ચૌદમે ઘાતિકર્મ સિવાય ચારનો ઉદય અને ચારની સત્તા હોય છે. આ પ્રમાણે ઉદયનો ઉદય અને સત્તા સાથે સંવેધ કહ્યો. હવે ઉદય અને સત્તા સાથે સત્તાનો સંવેધ વિચારે છે—મોહનીય કર્મની સત્તા જ્યાં સુધી હોય છે ત્યાં સુધીમાં ઉદય આઠ અથવા સાત કર્મોનો હોય છે. તેમાં સૂક્ષ્મ સંપરાય પર્યંત આઠનો અને ઉપશાંતમોહે સાતનો ઉદય હોય છે. સત્તામાં તો આઠે કર્મો હોય છે, કેમકે મોહનીય કર્મની સત્તા જ્યાં સુધી હોય છે ત્યાં સુધી બીજા સઘળા કર્મો સત્તામાં અવશ્ય હોય છે.

જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અન્તરાયની સત્તા છતા સાત અથવા આઠ કર્મોનો ઉદય અને સત્તા હોય છે. તેમાં સૂક્ષ્મસંપરાય પર્યંત આઠેનો ઉદય અને સત્તા, ઉપશાંતમોહે સાતનો ઉદય અને આઠની સત્તા અને ક્ષીણમોહે સાતનો ઉદય અને સાતની સત્તા હોય છે. વેદનીય આયુ નામ અને ગોત્ર એ ચાર અઘાતિમાંથી કોઇપણ કર્મની સત્તા જ્યાં સુધી હોય ત્યાં સુધીમાં આઠ સાત અથવા ચારનો ઉદય અને સત્તા હોય છે. તેમાં આઠ અને સાતના ઉદય અને સત્તાનો વિચાર પહેલાની જેમ કરી લેવો. ચારનો ઉદય અને સત્તા તેરમે અને ચૌદમે ગુણસ્થાનકે હોય છે. ૩

આ પ્રમાણે ઉદય અને સત્તાનો સંવેધ કહ્યો. હવે ઉદયનો બંધ સાથે સંવેધ કહે છે—

**बंधइ छ सत्त अट्ठ य मोहुदए सेसयाण एक्कं च ।**
**पत्तेयं संतेहिं बंधइ एगं छ सत्तट्ठ ॥४॥**

**बध्यन्ते षट् सप्त अष्टौ च मोहोदये शेषाणां एकं च ।**
**प्रत्येकं सद्भिः बध्यन्ते एकं षट् सप्ताष्टौ ॥४॥**

અર્થ—મોહનો ઉદય છતા છ સાત અને આઠ કર્મ બાંધે છે, અને શેષ કર્મોનો ઉદય છતા એક અને છ સાત અને આઠ પણ બાંધે છે. છ સાત અને આઠ કર્મોનો બંધ છતા મોહનો ઉદય હોય છે, અને એકના બંધમાં મોહ વિના શેષ સાતનો ઉદય હોય છે. જ્ઞાનાવરણાદિ આઠ કર્મમાંથી કોઈ પણ કર્મની સત્તા છતા એક છ સાત અને આઠમાંથી કોઇપણ બંધસ્થાનકનો બંધ કરે છે. ૪

ટીકાનુ૦—મોહનીયકર્મનો જ્યારે ઉદય હોય ત્યારે ગુણસ્થાનક પરત્વે છ સાત કે આઠ એ ત્રણ બંધસ્થાનકમાંથી કોઈ પણ એકને બંધ કરે છે. મોહનીયનો ઉદય દશમા ગુણસ્થાનક પર્યંત હોય છે, તેમાં ત્રીજા ગુણસ્થાનક વિના સાતમા ગુણસ્થાન પર્યંત આયુના બંધ કાળે આઠનો બંધ, અને આયુનો બંધ ન થતો હોય ત્યારે સાતનો બંધ થાય છે. તથા ત્રીજે આઠમે અને નવમે ગુણઠાણે આયુનો બંધ નહિ થતો હોવાથી સાતનો અને દશમે આયુ અને મોહનીય વિના છનો બંધ થાય છે. મોહ વિના બાકીના સાત કર્મમાંથી કોઈ પણ કર્મનો ઉદય હોય ત્યારે એકનો અને ગાથામાં મૂકેલા 'च'કાર વડે ગ્રહણ કરાતા છ સાત અને આઠમાંથી કોઈનો પણ બંધ થાય છે.

જ્ઞાનાવરણાદિ ત્રણનો ઉદય બારમા ગુણસ્થાન પર્યંત અને ચાર અઘાતિ કર્મનો ઉદય ચૌદમા પર્યંત હોય છે, એટલે ચારે બંધસ્થાનકો ઘટી શકે છે. તેમાં મોહ વિના સાત કર્મમાંથી કોઇપણનો ઉદય છતા છ સાત અને આઠના બંધનું સ્વરૂપ પૂર્વે કહ્યા પ્રમાણે સમજવું. તથા ત્રણ ઘાતિકર્મનો ઉદય છતા એકનો બંધ અગીઆરમે અને બારમે, અને અઘાતિ ચાર કર્મમાંથી કોઇનો ઉદય છતા એકનો બંધ ૧૧ માથી તે ૧૩ મા સુધી હોય છે. આ પ્રમાણે ઉદયનો બંધ સાથે સંવેધ કહ્યો. હવે વિભક્તિનો વ્યત્યય કરીને એજ પહેલી અડધી ગાથા દ્વારા બંધનો ઉદય સાથે સંવેધ કહે છે—છ સાત કે આઠના બંધે મોહનીયનો ઉદય હોય છે. કારણ કે આઠનો બંધ અપ્રમત્ત ગુણસ્થાન પર્યંત, સાતનો અનિવૃત્તિ બાદર સંપરાય સુધી અને છનો બંધ સૂક્ષ્મસંપરાયે હોય છે, અને મોહનીયનો ઉદય અવશ્ય સૂક્ષ્મસંપરાય પર્યંત હોય છે, માટે છ સાત કે આઠના બંધે મોહનો ઉદય હોય છે. તથા આઠ સાત છ કે એકના બંધે શેષ સાત કર્મમાંથી કોઇનો પણ ઉદય હોય છે. તેમાં જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયનો ઉદય ક્ષીણમોહ પર્યંત, અને વેદનીય આયુ નામ અને ગોત્રનો ઉદય અયોગિકેવલિ પર્યંત હોય છે, અને એકનો બંધ ઉપશાંતમોહાદિમાં હોય છે તેથી શેષ કર્મનો ઉદય સાત આઠ છ અને એકના બંધમાં પણ હોય છે. આ પ્રમાણે બંધનો ઉદય સાથે સંવેધ કહ્યો. હવે ત્રીજા અને ચોથા પદવડે બંધ સાથે સત્તાના સંવેધનો વિચાર કરે છે—આઠ કર્મમાંથી કોઈ પણ કર્મની સત્તા છતા આઠ સાત છ કે એક એ ચારમાંથી કોઇપણ બંધસ્થાનકનો બંધ કરે છે. તાત્પર્ય એ કે—કોઇ પણ એક કર્મની સત્તા છતા કયું બંધસ્થાન હોય તેવો વિચાર કરીએ ત્યારે કહી શકાય કે એક એક કર્મની સત્તા છતા એક છ સાત અને આઠ એ ચારે પ્રકારનો બંધ સંભવે છે. તે આ પ્રમાણે—મોહનીયની સત્તા ઉપશાંતમોહ ગુણસ્થાન સુધી હોય છે, જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાયની સત્તા ક્ષીણમોહ પર્યંત હોય છે અને વેદનીય આયુ નામ અને ગોત્રની સત્તા અયોગીકેવલી

પર્યંત હોય છે, અને આઠે કર્મનો બંધ અપ્રમત્ત પર્યંત, સાતનો બાદરસંપરાય પર્યંત, છનો બંધ સૂક્ષ્મસંપરાય પર્યંત અને એકનો તેરમા ગુણસ્થાન પર્યંત હોય છે, માટે સઘળાએ કર્મની સત્તા છતા ચારે પ્રકારનો બંધ સંભવે છે. દાખલા તરીકે મોહનીયની સત્તા અગીઆરમા સુધી હોવાથી અને ત્યાં સુધીમં ચારે બંધસ્થાનકો યથાસંભવ હોવાથી મોહનીયની સત્તા છતા ચારે બંધસ્થાનકો ઘટે છે. એમ અન્યત્ર પણ સમજવું. આ પ્રમાણે બંધનો સત્તા સાથે સંવેધ કહ્યો. ૪

હવે બંધનો ઉદય સાથે સંવેધ કહે છે—

**सत्तट्ठ छ बंधेसुं उदओ अट्ठण्ह होइ पयडीणं ।**
**सत्तण्ह चउण्हं वा उदओ सायस्स बंधंमि ॥५॥**

**सप्ताष्टषड्बन्धेषु उदयः अष्टानां भवति प्रकृतीनाम् ।**
**सप्तानां चतुर्णां वा उदयः सातस्य बंधे ॥५॥**

અર્થ—સાત આઠ કે છનો બંધ છતા આઠે કર્મનો ઉદય હોય છે. અને કેવળ સાતાનો બંધ હોય ત્યારે સાત કે ચારનો ઉદય હોય છે.

ટીકાનુ૦—સાત આઠ કે છ એ ત્રણ બંધસ્થાનમાંથી કોઈ પણનો બંધ છતા અવશ્ય આઠે કર્મ પ્રકૃતિઓનો ઉદય હોય છે. કેમકે આઠે કર્મનો ઉદય દશમા સુધી હોય છે અને ઉપરોક્ત બંધસ્થાનો પણ ત્યાં સુધીમાંજ સંભવે છે. તથા કેવળ સાતા વેદનીયનો બંધ છતા સાત કે ચારનો ઉદય ઘટે છે. કેમકે સાત કર્મનો ઉદય અગીઆરમે તથા બારમે અને ચારનો ઉદય તેરમે તથા ચૌદમે હોય છે. કેવળ સાતાનો બંધ છતા બેજ ઉદયસ્થાનો સંભવે છે. (અહિં કેવળ સાતાનો બંધજ વિવક્ષિત છે. નહિ તો સામાન્યતઃ સાતાનો બંધ પહેલાથી તેરમા સુધી હોય છે અને ત્યાં સુધીમાં તો ત્રણે ઉદયસ્થાનકો સંભવે છે.) ૫

આ રીતે મૂળપ્રકૃતિ[1] આશ્રયી બંધ ઉદય અને સત્તાનો સંવેધ વિચાર્યો. હવે એ કર્મોના સ્થાનનો વિચાર કરે છે—

**दो संतट्ठाणाइं बंधे उदए य ठाणयं एक्कं ।**
**वेयणियाउयगोए सेगं नाणंतराएसु ॥६॥**

**द्वे सत्स्थाने बन्धे उदये च स्थानमेकम् ।**
**वेदनीयायुर्गोत्रेषु एकं ज्ञानान्तराययोः ॥६॥**

---

૧ મૂળકર્મનો જે રીતે સંવેધ વિચાર્યો તે રીતે ઉત્તરપ્રકૃતિઓનો પણ સંવેધ સ્વયમેવ વિચારી લેવો. માત્ર ઉત્તરપ્રકૃતિનો ક્યાંથી ક્યાંસુધી બંધ ઉદય કે સત્તા છે તેને નિર્ણય કરી લેવો જોઇએ.

અર્થ—વેદનીય આયુ અને ગોત્રકર્મમાં સત્તાસ્થાન બે અને બંધ તથા ઉદયમાં એક એક સ્થાન છે. જ્ઞાનાવરણીય અને અંતરાયનું ત્રણેમાં એક સ્થાન હોય છે.

ટીકાનુ૦—સ્થાન એટલે બે ત્રણ આદિ પ્રકૃતિનો સમુદાય-એક સાથે બે ત્રણ આદિ પ્રકૃતિઓનું બંધાદિમાં હોવું તે. તેમાં વેદનીય આયુ અને ગોત્ર-કર્મના દરેકના બબે સત્તાસ્થાન હોય છે. તે આ–બે અને એક. તેમાં વેદનીયની બંને પ્રકૃતિઓ અયોગિકેવલિના દ્વિચરમસમય સુધી સત્તામાં હોય છે, દ્વિચરમ સમયે બેમાંથી કોઈ પણ એકની સત્તા નષ્ટ થાય ત્યારે ચરમસમયે એકની સત્તા હોય છે. આ પ્રમાણે વેદનીયના બે અને એક એમ બે સત્તાસ્થાન હોય છે. આયુકર્મમાં જ્યાંસુધી પરભવાયુનો બંધ ન થાય ત્યાંસુધી એકની સત્તા અને પરભવાયુનો બંધ પછી બાંધેલા આયુનો જ્યાંસુધી ઉદય ન થાય ત્યાંસુધી બે આયુની સત્તા હોય છે. ગોત્રકર્મમાં તેઉવાઉમાં ઉચ્ચગોત્રને ઉવેલે ત્યારે કે અયોગિકેવલિના દ્વિચરમસમયે નીચગોત્રનો ક્ષય કરે ત્યારે એક ગોત્રની સત્તા હોય છે, તે સિવાય સર્વદા બંને ગોત્રની સત્તા હોય છે. તથા ઉપરોક્ત ત્રણે કર્મના બંધમાં અને ઉદયમાં તો તેઓની એક એક પ્રકૃતિનો જ બંધ અને ઉદય હોવાથી એક એકજ સ્થાન હોય છે. કેમકે તે કર્મોની એક સાથે બે ત્રણ પ્રકૃતિઓ બંધમાં કે ઉદયમાં આવતી જ નથી. જ્ઞાનાવરણીય અને અંતરાય એ પ્રત્યેકનું બંધ ઉદય અને સત્તામાં પાંચ પાંચ પ્રકૃતિરૂપ એકજ સ્થાન હોય છે. કેમકે એ બંને કર્મના બંધ ઉદય કે સત્તામાંથી પાંચે પ્રકૃતિઓ એક સાથે જાય છે. ક્રમશઃ જતી હોય કે ઓછી વત્તી જતી હોય ત્યારે જ સ્થાનકો સંભવે છે. ૬

આ સ્થાનકો સંબંધેજ વિશેષતઃ વિચાર કરે છે—

**नाणंतरायबंधा आसुहुमं उदयसंतया खीणं ।**
**आइमदुगचउसत्तम नारयतिरिमणुसुराऊणं ॥७॥**

**ज्ञानान्तराययोर्बन्धः आ सूक्ष्मं उदयसत्ते क्षीणं ।**
**आदिमद्विकचतुःसप्तमं नारकतिर्यग्मनुजसुरायुषाम् ॥७॥**

અર્થ—જ્ઞાનાવરણીય અને અંતરાયનો બંધ સૂક્ષ્મ સંપરાય પર્યંત, અને ઉદય તથા સત્તા ક્ષીણમોહ પર્યંત હોય છે. એક બે ચાર અને સાતમા ગુણ-સ્થાન પર્યંત અનુક્રમે નારક તિર્યંચ મનુષ્ય અને દેવાયુનો બંધ હોય છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય અને અંતરાય એ બંનેય કર્મની પાંચે ય કર્મ પ્રકૃતિઓનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત બંધ હોય છે, પછીના ગુણસ્થાનકે

હોતો નથી. પાંચે કર્મ પ્રકૃતિઓનો એક સાથે બંધ થતો હોવાથી તેમજ એક સાથેજ બંધવિચ્છેદ થતો હોવાથી એ બંને કર્મનું પાંચ પાંચ પ્રકૃતિરૂપ એક એકજ બંધસ્થાનક છે. એ બંને કર્મની પાંચેય કર્મ પ્રકૃતિનો ઉદય અને સત્તા ક્ષીણમોહપર્યંત હોય છે, આગળ ઉપર નહિ. આ રીતે ઉદય અને સત્તામાં પાંચેય પ્રકૃતિઓ સાથેજ હોવાથી તેમ સાથેજ જતી હોવાથી એ બંને કર્મનું ઉદયસ્થાન અને સત્તાસ્થાન પણ પાંચ પાંચ પ્રકૃતિઓનુંજ બનેલું હોય છે. હવે આયુ સંબંધે ગુણસ્થાનકો આશ્રયીને બંધ ઉદય અને સત્તાનો વિચાર કરવા ઇચ્છતા કહે છે—પહેલા મિથ્યાદષ્ટિ ગુણસ્થાનક પર્યંત નારકાયુનો બંધ હોય છે, તિર્યંચાયુનો સાસ્વાદન ગુણસ્થાનક પર્યંત, મનુષ્યાયુનો ચતુર્થ ગુણસ્થાનક પર્યંત, અને દેવાયુનો બંધ સાતમા અપ્રમત્ત ગુણસ્થાનક પર્યંત હોય છે. ૭

હવે ઉદય અને સત્તાનો વિચાર કરે છે—

**नारयसुराउ उदओ चउ पंचम तिरि मणुस्स चोद्दसमं ।**
**आसम्मदेसजोगी उवसंता संतयाऊणं ॥८॥**

**नारकसुरायुषोरुदयः चतुर्थं पञ्चमं तिर्यगायुषः मनुष्यायुषः चतुर्दशम् ।**
**आसम्यक्त्वदेशायोगिनः उपशान्तं सत्ता आयुषाम् ॥८॥**

અર્થ—નારક અને દેવાયુનો ઉદય ચોથા ગુણસ્થાનક સુધી, તિર્યંચાયુનો પાંચમા સુધી, અને મનુષ્યાયુનો ચૌદમા સુધી ઉદય હોય છે. નારકાયુની સમ્યક્ત્વ ગુણસ્થાન સુધી, તિર્યંચાયુની પાંચમા સુધી, મનુષ્યાયુની અયોગિસુધી અને દેવાયુની ઉપશાંત મોહ સુધી સત્તા હોય છે.

ટીકાનુ૦—નારકી અને દેવાયુનો ઉદય ચોથા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનક સુધી હોય છે, કેમકે નારકી અને દેવોને ચારજ ગુણસ્થાનક હોય છે. તિર્યંચાયુનો ઉદય પાંચમા દેશવિરતિ ગુણસ્થાનક સુધી હોય છે, કેમકે તેઓમાં પાંચજ ગુણસ્થાનકો હોય છે. અને મનુષ્યાયુનો ઉદય ચૌદમા અયોગિ ગુણસ્થાન પર્યંત હોય છે, તેઓમાં સર્વ ગુણસ્થાનકોનો સંભવ છે માટે. તથા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન પર્યંત [1]નારકાયુની, દેશવિરતિ પર્યંત તિર્યગાયુની, અયો-

[1] અગીઆરમા ગુણસ્થાનક સુધી દેવાયુની સત્તા કહી, કેમકે દેવાયુ બાંધીને સંયતો ઉપશમશ્રેણિ માંડી શકે છે અને અગીઆરમા સુધી જાય છે, કંઈ દેવોને અગીઆર ગુણસ્થાનકો હોતા નથી. તેમ તિર્યંચનું અને નરકનું આયુ બાંધીને પણ મનુષ્યો સાતમા ગુણસ્થાનક પર્યંત જાય છે. મનુષ્યાયુનો ઉદય મનુષ્ય નારકાયુની સત્તા, મનુષ્યાયુનો ઉદય તિર્યંચ મનુષ્યાયુની સત્તા આ બે ભાંગા સાતમા સુધી હવે પછી આવતી નવમી ગાથાની

ગિકેવલિ પર્યંત મનુષ્યાયુની અને ઉપશાંત મોહપર્યંત દેવાયુની સત્તા હોય છે. અગીઆરમા ગુણસ્થાનક સુધી દેવાયુની સત્તા હોવાનું કારણ દેવાયુનો બંધ કરીને સંયત મનુષ્ય ઉપશમશ્રેણિ આરંભે છે; અને ઉપશમશ્રેણિ ઉપશાંતમોહ-પર્યંત હોય છે. ૮

આ પ્રમાણે આયુનો બંધ ઉદય અને જણાવીને તેનો સંવેધ કહે છે—

**अब्बंधे इगि संतं दो दो बद्धाउ बज्झमाणाणं ।**

**चउसुवि एक्कस्सुदओ पण नव नव पंच इइ भेया ॥९॥**

**अबंधे एकस्य सत्ता द्वे द्वे बद्धायुषां बध्यमानानां ।**

**चतुर्ष्वपि एकस्योदयः पञ्च नव नव पञ्च इति भेदाः ॥९॥**

અર્થ—આયુનો બંધ ન થયો હોય ત્યાંસુધી એકની સત્તા હોય છે, જેણે આયુ બાંધ્યું હોય કે વર્ત્તમાનમાં બંધ કરતા હોય તેને બબે આયુ સત્તામાં હોય છે. ઉદય ચારે ગતિમાં ભોગવાતા એક એક આયુનો જ હોય છે. ચારે ગતિના ક્રમે [1]પાંચ નવ નવ અને પાંચ એમ અટ્ઠાવીસ સંવેધ ભાંગા થાય છે.

ટીકાનુ૦—ચારે ગતિમાં જ્યાં સુધી પરભવના આયુનો બંધ થયો હોતો નથી ત્યાંસુધી જીવોને ઉદય પ્રાપ્ત-ભોગવાતું એક જ આયુ સત્તામાં હોય છે.અને જેઓએ પરભવાયુનું આયુ બાંધ્યુ હોય કે પરભવનું આયુ બાંધતા હોય તેઓને પોતાનું ભોગવાતું આયુ અને પરભવ આયુ એમ બે આયુ સત્તામાં હોય છે. તથા ચારે ગતિમાં જે જે ગતિમાં જીવો હોય તે ગતિને અનુસરતા એક જ આયુનો હમેશા ઉદય હોય છે. કોઇ વખત એક સાથે બે આયુનો ઉદય હોતો નથી. પરભવના જે આયુનો બંધ થયો હોય તે ગતિમાં જાય ત્યારેજ તે આયુનો ઉદય થાય છે. તિર્યંચો અને મનુષ્યો સર્વત્ર-ચારે ગતિમાં ઉત્પન્ન થાય છે માટે

ટીકામાં આ૦ શ્રીમલયગિરિ મહારાજે કહ્યા છે. છતા ઉપરોક્ત ગાથામાં તિર્યંચ અને નારકાયુની સત્તા ક્રમે પાંચમા અને ચોથા સુધીજ કહી છે. અહિં વિવક્ષા જ બળવાન હોય તેમ જણાય છે, એટલેજ તિર્યંચો અને નારકો પોતે જેટલા ગુણસ્થાનકો પ્રાપ્ત કરી શકે છે ત્યાં સુધી જ તેની સત્તા કહી. દેવો પોતે જો કે ચાર ગુણસ્થાનક જ પ્રાપ્ત કરી શકે છે છતા દેવાયુનો બંધ કરી મનુષ્યો અગીઆરમા સુધી જાય છે માટે દેવાયુની સત્તા અગીઆરમા સુધી વિવક્ષી છે.

૧ બંધકાળ પહેલાના, બંધકાળના અને બંધ થયા પછીના ભાંગાઓ વિચારવાથી સઘળા આપોઆપ મળી જશે. બંધકાળ પહેલા દરેકને હમેશા એકજ ભંગ હોય છે. બંધકાળના જેઓ ચારે આયુ બાંધે છે તેઓના ચાર અને જેઓ પરભવના બે આયુ બાંધે છે તેઓના બે ભાંગા થાય છે. અને બંધકાળ પછીના પણ જેઓએ ચારે આયુ બાંધ્યા હોય તેઓને ચાર, જેઓ બેજ પારભવિક આયુ બાંધતા હોય તેઓને બે ભાંગા જ થાય છે.

તેઓને ચારે આયુના બંધનો સંભવ છે. દેવો અને નારકીઓ તિર્યંચ અને મનુષ્યગતિમાં જ ઉત્પન્ન થાય છે માટે તેઓને તે બે આયુનોજ બંધ થાય છે. માટે નરગતિમાં આયુના સંવેધ ભાંગા પાંચ, તિર્યચગતિમાં નવ, મનુષ્યગતિમાં નવ, અને દેવગતિમાં પાંચ ભાંગા થાય છે. બધા મળીને અટ્ઠાવીસ ભાંગા થાય છે. તે આ પ્રમાણે–નારકીઓને પારભવિક આયુનો બંધ થતા પહેલા ૧ નારકાયુનો ઉદય અને નારકાયુની સત્તા, આ વિકલ્પ હોય છે, અને આ વિકલ્પ આદિના ચાર ગુણસ્થાનકોમાં સંભવે છે. કેમકે નારકીઓને અન્ય ગુણસ્થાનકો હોતા નથી. પરભવાયુનો બંધ કરતા હોય ત્યારે તિર્યંચાયુનો બંધ નરકાયુનો ઉદય અને તિર્યંચ નારકાયુની સત્તા. આ વિકલ્પ હોય છે અને આ વિકલ્પ મિથ્યાદષ્ટિ અને સાસ્વાદનમાં સંભવે છે, કેમકે તિર્યંચાયુનો બંધ પહેલા બે ગુણસ્થાનકેજ થાય છે. ૩ મનુષ્યાયુનો બંધ નારકાયુનો ઉદય અને મનુષ્ય નારકાયુની સત્તા, આ વિકલ્પ ત્રીજે ગુણઠાણે આયુનો બંધ જ નહિ થતો હોવાથી પહેલે બીજે અને ચોથે એમ ત્રણ ગુણઠાણે હોય છે, મનુષ્યાયુનો બંધ ત્યાં સુધીજ થાય છે માટે. આ આ પ્રમાણે બંધકાળના બે વિકલ્પ થયા. હવે આયુનો બંધ સંપૂર્ણ થઈ રહ્યા બાદ ૪ નારકાયુનો ઉદય તિર્યંચ નારકાયુની સત્તા, આ વિકલ્પ પહેલાથી ચાર સુધીના ચાર ગુણસ્થાનકોમાં હોય છે, કેમકે તિર્યંચાયુ બાંધ્યા પછી ત્રીજે કે ચોથે ગુણઠાણે જવાનો સંભવ છે. ૫ નારકાયુનો ઉદય મનુષ્ય નારકાયુની સત્તા. આ વિકલ્પ પણ આદિના ચાર ગુણસ્થાનકોમાં હોય છે. આ પ્રમાણે નારકીઓને બંધકાળ પહેલાનો એક, બંધકાળના બે અને બંધકાળ પછીના બે કુલ પાંચ વિકલ્પો–ભાંગાઓ હોય છે. એજ પ્રમાણે દેવોમાં પણ નારકાયુના સ્થાને દેવાયુનું ઉચ્ચારણ કરીને પાંચ ભાંગા વિચારી જવા. તે આ પ્રમાણે— ૧ દેવાયુનો ઉદય દેવાયુની સત્તા, ૨ તિર્યંચાયુનો બંધ દેવાયુનો ઉદય તિર્યંચ દેવાયુની સત્તા, ૩ મનુષ્યાયુનો બંધ દેવાયુનો ઉદય મનુષ્ય દેવાયુની સત્તા, ૪ દેવાયુનો ઉદય તિર્યંચ દેવાયુની સત્તા, ૫ દેવાયુનો ઉદય મનુષ્ય દેવાયુની સત્તા.હવે તિર્યંચો સંબંધે કહે છે–પારભવિક આયુનો બંધ થતા પહેલા તિર્યંચોને ૧ તિર્યંચાયુનો ઉદય તિર્યંચાયુની સત્તા એ વિકલ્પ હોય છે, અને એ વિકલ્પ પહેલા પાંચ ગુણસ્થાનકોમાં સંભવે છે, કેમકે તિર્યંચોને પાંચ ગુણસ્થાનકો જ હોય છે, શેષ ગુણસ્થાનકો હોતા નથી. પરભવાયુ બંધકાળે ૨ નારકાયુનો બંધ તિર્યંચાયુનો ઉદય નારક તિર્યંચાયુની સત્તા, આ ભંગ મિથ્યાદષ્ટિને જ હોય છે, કેમકે નારકાયુનો બંધ પહેલે ગુણસ્થાનકે જ થાય છે. અથવા ૩ તિર્યંચાયુનો બંધ તિર્યંચાયુનો ઉદય તિર્યંચ તિર્યંચ આયુની સત્તા, આ વિકલ્પ મિથ્યાદષ્ટિ અને સાસ્વાદન એ બેને હોય છે, કેમકે તિર્યંચાયુનો બંધ પહેલા બેજ ગુણસ્થાનકે થઈ શકે છે. અથવા ૪ મનુષ્યાયુનો બંધ તિર્યંચાયુનો ઉદય મનુષ્ય તિર્યંચાયુની સત્તા, આ વિકલ્પ પણ

પહેલા અને બીજા એ બે ગુણસ્થાનકેજ હોય છે. કેમકે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ કે દેશવિરતિ તિર્યંચને દેવાયુનોજ બંધ થાય છે. અથવા ૫ દેવાયુનો બંધ તિર્યંચાયુનો ઉદય દેવ તિર્યંચાયુની સત્તા, આ વિકલ્પ મિથ્યાદૃષ્ટિ સાસ્વાદન અવિરત સમ્યગ-દૃષ્ટિ અને દેશવિરતિને હોય છે. સમ્યગ્મિથ્યાદૃષ્ટિને આયુનો બંધજ નહિ થતો હોવાથી તેને આયુના બંધકાળનો કોઇ ભંગ હોતો નથી. આ ચારે વિકલ્પો પરભવના આયુનો બંધ થતો હોય ત્યારે બંધ કાળે હોય છે. પરભવના આયુનો બંધ થઇ રહ્યા બાદ ૬ તિર્યંચાયુનો ઉદય નરક તિર્યંચાયુની સત્તા, આ વિકલ્પ પહેલેથી પાંચે ગુણસ્થાનક પર્યંત હોય છે, કારણ કે નરકાયુનો બંધ થયા પછી સમ્યક્ત્વાદિ પ્રાપ્ત થવાનો સંભવ છે. ૭ અથવા તિર્યંચાયુનો ઉદય તિર્યંચતિર્યં-ચાયુની સત્તા, અથવા ૮ તિર્યંચાયુનો ઉદય મનુષ્ય તિર્યંચાયુની સત્તા, અથવા ૯ તિર્યંચાયુનો ઉદય દેવ તિર્યંચાયુની સત્તા. આ ત્રણે વિકલ્પો પણ પહેલેથી પાંચે ગુણસ્થાનક પર્યંત હોય છે. કેમકે કોઈ પણ આયુનો બંધ થયા પછી તિર્યંચો સમ્યક્ત્વાદિ પ્રાપ્ત કરી શકે છે. આ પ્રમાણે તિર્યંચોને આયુના નવ વિકલ્પ થયા. હવે મનુષ્યો આશ્રયી કહે છે–૧ મનુષ્યાયુનો ઉદય મનુષ્યાયુની સત્તા. આ વિકલ્પ અયોગિકેવલિ પર્યંત હોય છે. કેમકે મનુષ્યો ચૌદે ગુણસ્થા-નકો પ્રાપ્ત થઈ શકે છે. પરભવાયુ બંધ કાળે ૨ નરકાયુનો બંધ મનુષ્યાયુનો ઉદય નરક મનુષ્યાયુની સત્તા. આ વિકલ્પ મિથ્યાદૃષ્ટિનેજ હોય છે, કેમકે અન્યત્ર નરકાયુનો બંધ થતો નથી. ૩ તિર્યગાયુનો બંધ મનુષ્યાયુનો ઉદય તિર્યગ્મનુ-ષ્યાયુની સત્તા આ વિકલ્પ મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદનીને હોય છે કેમકે તિર્યં-ચાયુનો બંધ પહેલા બે ગુણસ્થાનકે જ થાય છે માટે. ૪ મનુષ્યાયુનો બંધ મનુ-ષ્યાયુનો ઉદય મનુષ્યમનુષ્યાયુની સત્તા. આ વિકલ્પ પણ પહેલા બે ગુણસ્થાનકેજ હોય છે. મનુષ્યને મનુષ્યાયુનો બંધ પણ પહેલા બે સુધીજ થાય છે. ૫ દેવા-યુનો બંધ મનુષ્યાયુનો ઉદય દેવ મનુષ્યાયુની સત્તા આ વિકલ્પ અપ્રમત્ત ગુણ-સ્થાનક સુધી હોય છે. દેવાયુનો બંધ ત્રીજા ગુણસ્થાનકને છોડી સાતમા પર્યંત થાય છે. આ ચારે વિકલ્પો પરભવાયુ બંધકાળે હોય છે. પરભવાયુનો બંધ થયા બાદ ૬ મનુષ્યાયુનો ઉદય નારક મનુષ્યાયુની સત્તા ૭ મનુષ્યાયુનો ઉદય તિર્યંચ મનુષ્યાયુની સત્તા. ૮ મનુષ્યાયુનો ઉદય મનુષ્ય મનુષ્યાયુની સત્તા. આ ત્રણે વિકલ્પો અપ્રમત્ત ગુણસ્થાનક પર્યંત હોય છે. કેમકે નરક તિર્યંચ કે મનુ-ષ્યાયુનો બંધ કર્યા પછી મનુષ્યને સમ્યક્ત્વ દેશવિરતિ કે સર્વવિરતિની પ્રાપ્તિનો સંભવ છે. ૯ મનુષ્યાયુનો ઉદય દેવ મનુષ્યાયુની સત્તા. આ વિકલ્પ ઉપશાંત-મોહ ગુણસ્થાનક પર્યંત હોય છે, દેવાયુનો બંધ થયા બાદ મનુષ્ય ઉપશમશ્રેણિ પર આરોહણ કરી શકે છે, અને અગીઆરમા ગુણસ્થાનક પર્યંત જઈ શકે છે.

આ પ્રમાણે મનુષ્યોના નવ ભંગ કહ્યા. આ રીતે દેવ અને નારકો

આશ્રયી પાંચ પાંચ અને તિર્યંચ તથા મનુષ્યો આશ્રયી નવ નવ કુલ આયુના અટ્ઠાવીશ ભંગ થાય છે. ૯.

હવે દર્શનાવરણીય કર્મના બંધ ઉદય અને સત્તાસ્થાનનું પ્રતિપાદન કરવા ઇચ્છતા સૂત્રકાર કહે છે—

**नव छच्चउहा बज्झइ दुगट्ठदसमेण दंसणावरणं ।**
**नव बायरम्मि सन्तं छक्कं चउरो य खीणम्मि ॥१०॥**

**नवषट्चतुर्द्धा बध्यते द्विकाष्टमदशमेषु दर्शनावरणम् ।**
**नव बादरे सत्यः षट् चतस्रश्च क्षीणे ॥१०॥**

અર્થ—નવ છ અને ચાર પ્રકારે દર્શનાવરણીય કર્મ ક્રમે બે આઠ અને દશમા સુધીમાં બંધાય છે. ક્ષપકશ્રેણિમાં નવમાના આદ્ય વિભાગ પર્યંત તેની નવ પ્રકૃતિઓ સત્તામાં હોય છે અને ત્યાર પછી છ સત્તામાં હોય છે. ક્ષીણમોહના ચરમસમયે ચાર સત્તામાં હોય છે.

ટીકાનુ૦—દર્શનાવરણીય કર્મના નવ છ અને ચાર એમ ત્રણ [1]બંધસ્થાનક હોય છે. એક સાથે દર્શનાવરણીય કર્મની નવે પ્રકૃતિ બંધાય તે નવનું પહેલું બંધસ્થાન અને તે મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદને હોય છે. દર્શનાવરણીયકર્મની નવે પ્રકૃતિ પહેલે બીજે ગુણઠાણે દરેક જીવને બંધાયા કરે છે. સ્ત્યાનર્દ્ધિત્રિક સિવાય છ પ્રકૃતિનું બીજું બંધસ્થાન. આ બંધસ્થાન સમ્યગ્મિથ્યાદૃષ્ટિથી આરંભી અપૂર્વકરણના પહેલા ભાગ પર્યંત હોય છે, કેમકે અહિં થિણદ્ધિત્રિકનો બંધ થતો નથી. સ્ત્યાનર્દ્ધિત્રિક અને નિદ્રાદ્વિક વિના ચક્ષુદર્શનાવરણીય આદિ ચાર પ્રકૃતિનું ત્રીજું બંધસ્થાન અપૂર્વકરણના બીજા ભાગથી આરંભી સૂક્ષ્મસંપરાયપર્યંત હોય છે. અહિં નિદ્રાદ્વિકનો પણ બંધ હોતો નથી માટે. આ રીતે દર્શનાવરણીયકર્મના ત્રણ બંધસ્થાનકો કહ્યા. અક્ષરાર્થ આ પ્રમાણે કરવો—

નવ છ અને ચાર પ્રકારે દર્શનાવરણીયકર્મ અનુક્રમે બે આઠ અને દશમા ગુણસ્થાનક સુધીમાં બંધાય છે. હવે સત્તા સ્થાનકો કહે છે-દર્શનાવરણીય કર્મના નવ છ અને ચાર એમ ત્રણ સત્તાસ્થાનકો હોય છે. અનિવૃત્તિ ગુણસ્થાનકના આદ્ય ભાગ પર્યંત નવે પ્રકૃતિઓ સત્તામાં હોય છે. આ હકીકત ક્ષપકશ્રેણિ આશ્રયી સમજવી, કેમકે ઉપશમશ્રેણિમાં તો ઉપશાંતમોહ ગુણસ્થાનકપર્યંત નવે પ્રકૃતિઓ સત્તામાં હોય છે. ક્ષપકશ્રેણિમાં નવમાગુણસ્થાનકના પહેલા ભાગે થીણદ્ધીત્રિકનો ક્ષય થયા બાદ નવમાના બીજા ભાગથી આરંભી ક્ષીણમોહના દ્વિચરમ સમયપર્યંત

૧ એક સાથે જેટલી પ્રકૃતિ બંધ ઉદય કે સત્તામાં હોય છે તે બંધાદિ સ્થાન કહેવાય છે.

છ પ્રકૃતિઓ સત્તામાં હોય છે. ક્ષીણમોહના દ્વિચરમ સમયે નિદ્રાદ્વિકનો સત્તામાંથી ક્ષય થતા છેલ્લે સમયે ચક્ષુર્દર્શનાવરણીય આદિ દર્શનાવરણીયકર્મની ચાર પ્રકૃતિઓ સત્તામાં હોય છે. તે ચાર પ્રકૃતિઓ પણ તે જ ક્ષીણમોહના ચરમસમયે સત્તામાંથી ક્ષય થાય છે, એટલે ત્યાર પછીના ગુણસ્થાનકે દર્શનવરણી કર્મ સત્તામાં હોતું નથી. ૧૦

હવે દર્શનાવરણીય કર્મના ત્રણે બંધસ્થાનકનો જઘન્ય ઉત્કૃષ્ટ જેટલો બંધકાલ હોય છે તે કહે છે—

**नवभेए भंगतियं बे छावट्ठीउ छव्विहस्स ठिई ।**
**चउ समयाओ अंतो अंतमुहूत्ताउ नव छक्के ॥११॥**

**नवमेदे भङ्गत्रिकं द्वे षट्षष्ठी षड्विधस्य स्थितिः ।**
**चतुर्विधस्य समयादन्तर्मुहूर्त्तं अन्तर्मुहूर्त्तात् नवषट्के ॥११॥**

અર્થ—નવના બંધસ્થાનનો અંતર્મુહૂર્ત્તથી આરંભી અનાદિ અનંત આદિ ત્રણ ભાંગે, છના બંધસ્થાનમાં અંતર્મુહૂર્ત્તથી બે છાસઠ સાગરોપમ, અને ચારના બંધસ્થાનમાં સમયથી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ કાળ છે.

ટીકાનુ૦—દર્શનાવરણીય કર્મના નવના બંધસ્થાનકના કાળ આશ્રયી ત્રણ ભાંગા છે, તે આ–અનાદિ અનંત, અનાદિ સાંત અને સાદિ સાંત. તેમાં અભવ્યજીવો આશ્રયી તેઓ કોઈ કાળે મિથ્યાત્વભાવ છોડનારા નહિ હોવાથી અનાદિ અનંત પ્રમાણ બંધકાળ છે. જે ભવ્યોએ અદ્યાપિ પર્યંત મિથ્યાત્વ ભાવ છોડયો નથી પરંતુ હવે કાળાંતરે મિથ્યાત્વભાવ છોડી ઉપરના ગુણસ્થાનકે જશે તેઓ આશ્રયી અનાદિ સાંત બંધકાળ છે. અને સમ્યકત્વથી પડી જેઓ મિથ્યાત્વે આવ્યા છે તેઓ આશ્રયી સાદિ સાંત બંધકાળ છે. તે સાદિ સાંત કાળ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ અને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધપુદ્ગલપરાવર્ત્તન પ્રમાણ હોય છે. કેમ કે સમ્યક્ત્વથી પડીને આવેલા જીવો જઘન્યથી અંતર્મુહૂર્ત્તકાળે અને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધપુદ્ગલપરાવર્ત્તન જેટલા કાળે સમ્યકત્વાદિ પ્રાપ્ત કરી લે છે. છ પ્રકૃતિરૂપ બંધસ્થાનકનો ઉત્કૃષ્ટ નિરંતર બંધકાળ એકસો બત્રીસ સાગરોપમ પ્રમાણ છે. કેમકે મિશ્રવડે અંતરિત ક્ષયોપશમ સમ્યકત્વનો તેટલો અવસ્થાનકાળ છે તેટલોકાળ ગયા બાદ કોઈ ક્ષપકશ્રેણિપર આરોહણ કરે છે, કોઇ મિથ્યાત્વે જાય છે. મિથ્યા-

૧ ક્ષયોપશમ સમ્યકત્વનો છાસઠ સાગરોપમ પ્રમાણકાળ છે. કોઇ તેટલો કાળ તે સમ્યકત્વે રહી અંતર્મુહૂર્ત્ત મિશ્રે જઇ ફરી ક્ષયોપશમ પ્રાપ્ત કરી શકે છે અને ફરી છાસઠ સાગરોપમ તે સમ્યકત્વાવસ્થામાં ટકી શકે છે. ત્યારબાદ કાંતો ક્ષપકશ્રેણિ માંડે છે, અગર તો મિથ્યાત્વે જાય છે.

ત્વ પામે ત્યારે ત્યાં અવશ્ય નવનોજ બંધ થાય છે. છના બંધસ્થાનનો જઘન્ય બંધકાળ અંતર્મુહૂર્ત્ત છે. ચારના બંધસ્થાનનો જઘન્ય બંધકાળ સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત છે. ચારનું બંધસ્થાન જઘન્યથી એક સમય ઉપશમશ્રેણિમાં હોય છે. કેમ કે ઉપશમશ્રેણિમાં અપૂર્વકરણના બીજા ભાગના પ્રથમ સમયે ચારનું બંધસ્થાન બાંધીને પછીના સમયે કોઇ કાળ કરે, અને કાળ કરીને દેવલોકમાં જાય ત્યાં અવિરતિ થઈ ૯ પ્રકૃતિઓનો બંધ કરે છે. આ અપેક્ષાએ ચારના બંધસ્થાનકનો એક સમય જઘન્ય કાળ છે. ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત બંધકાળ છે. કેમકે ચારનો બંધ અપૂર્વકરણના બીજા ભાગથી દશમાગુણસ્થાનક સુધી જ થાય છે અને તેનો સમુદિત કાળ પણ અંતર્મુહૂર્ત્ત જેટલો જ છે. આ પ્રમાણે ચારના બંધસ્થાનકની જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત સ્થિતિ છે. નવના અને છના બંધસ્થાનકનો જઘન્યકાળ અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટ ઉપર કહી ગયા તેટલો છે. તથા દર્શનાવરણીયકર્મનું નવ પ્રકૃત્યાત્મક સત્તાસ્થાન કાળ આશ્રયી અનાદિ અનંત અને અનાદિ સાંત એમ બે પ્રકારે છે. તેમાં કોઇ પણ કાળે વ્યવચ્છેદ થવાનો સંભવ નહિ હોવાથી અભવ્યો આશ્રયી અનાદિ અનંતકાળ છે. અને ભવ્યોને કાળાંતરે ક્ષપકશ્રેણી માંડે ત્યારે નવની સત્તાનો વિચ્છેદ થવાનો સંભવ હોવાથી અનાદિ સાંત કાળ છે. બંધની જેમ સત્તામાં સાદિ સાંત ભાંગાનો સંભવ નથી, કેમકે નવના સત્તાસ્થાનનો વિચ્છેદ થિણદ્ધિત્રિકનો ક્ષય થાય ત્યારે ક્ષપકશ્રેણિમાં થાય છે, ત્યાંથી પ્રતિપાત—પડવું થતો નથી કે છ થી નવની સત્તાએ જાય, અને સાદિ સાંતનો સંભવ થાય. છ પ્રકૃતિનું સત્તાસ્થાન જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત જ છે. કેમકે ક્ષપકશ્રેણિમાં નવમે ગુણઠાણે થિણદ્ધિત્રિકની સત્તાનો વિચ્છેદ થાય છે, ત્યાંથી બારમા ગુણસ્થાનકના દ્વિચરમસમય પર્યંત છની સત્તા હોય છે, તેનો સમુદિત કાળ પણ અંતર્મુહૂર્ત્ત જ છે. ક્ષપકશ્રેણિમાં કોઈપણ આત્માનું મરણ થતું નહિ હોવાથી છની સત્તાનો અંતર્મુહૂર્ત્તથી ઓછો કાળ જ નથી; જઘન્ય ઉત્કૃષ્ટ સરખો જ કાળ છે. ચારની સત્તાનો એક સમય જેટલો જ કાળ છે, અને તે પણ બારમા ગુણસ્થાનકનો ચરમસમય. આ પ્રમાણે બંધસ્થાન અને સત્તાસ્થાનકોનું કાળ માન કહ્યું.

હવે દર્શનાવરણીય કર્મના ઉદયસ્થાનકોનું પ્રતિપાદન કરવા માટે કહે છે—

**दंसण सनिद्ददंसणउदओ समयं तु होइ जा खीणो ।**
**जाव पमत्तो नवण्ह उदओ छसु चउसु जा खीणो ॥१२॥**

**दर्शनस्य सनिद्रदर्शनस्योदयः समकं तु भवति यावत् क्षीणम् ।**
**यावत्प्रमत्तं नवानामुदयः षण्णां चतसृणां यावत्क्षीणम् ॥१२॥**

અર્થ—ચાર દર્શનાવરણીય અથવા નિદ્રા સાથે દર્શનાવરણીયનો એક સાથે ઉદય ક્ષીણમોહ પર્યંત હોય છે. પ્રમત્ત ગુણસ્થાનક પર્યંત નવનો ઉદય હોય છે, અને ક્ષીણમોહના દ્વિચરમ સમય પર્યંત છ નો અને ચરમ સમયે ચારનો ઉદય હોય છે.

ટીકાનુ૦—દર્શનાવરણીય કર્મના બે ઉદયસ્થાન છે, તે આ પ્રમાણે—એક સાથે એક જીવને ચક્ષુઃ અચક્ષુઃ અવધિ અને કેવળ દર્શનાવરણીય એ ચારનો ઉદય હોય છે, અથવા પાંચ નિદ્રામાંથી કોઇપણ એક નિદ્રા સાથે પાંચનો ઉદય હોય છે. એક જીવને એક સાથે બે આદિ નિદ્રાઓ ઉદયમાં હોતી નથી. આ પ્રમાણે ચારનું અને પાંચનુ એમ બે ઉદયસ્થાનો હોય છે. આ બંને ઉદયસ્થાનકો ક્ષીણમોહ ગુણસ્થાનક સુધી હોય છે. અહિં નિદ્રાના ઉદય સાથે પાંચનું ઉદયસ્થાન આચાર્ય મહારાજે કર્મસ્તવના અભિપ્રાયથી કહેલ છે, સત્કર્મગ્રંથ આદિ ગ્રંથકારના અભિપ્રાયે તો ક્ષપકશ્રેણિમાં અને ક્ષીણમોહે ચક્ષુર્દર્શનાવરણીય આદિ ચાર પ્રકૃતિનું ઉદયસ્થાન હોય છે, પણ નિદ્રા સાથે પાંચનું નહિ. સત્કર્મગ્રંથમાં કહ્યું છે કે—"ક્ષપકશ્રેણિમાં વર્તમાન અને ક્ષીણમોહી જીવને છોડીને અન્ય જીવોને નિદ્રાનો ઉદય હોય છે." આ પ્રમાણે ચાર પ્રકૃતિના સમૂહરૂપ અથવા નિદ્રા સાથે પાંચના સમૂહરૂપ ઉદયસ્થાન એક કાળે એક જીવ આશ્રયી કહેલ છે. જ્યારે સામાન્યતઃ અનેક જીવ આશ્રયી ઉદયસ્થાનનો વિચાર કરીએ ત્યારે આ પ્રમાણે સમજવું. પ્રમત્ત ગુણસ્થાનક પર્યંત દર્શનાવરણીયની નવે પ્રકૃતિઓ ઉદયમાં હોય છે. ત્યારે પછી થીણદ્ધિત્રિકનો ઉદય નહિ હોવાથી છનો ઉદય હોય છે, અને તે ક્ષીણમોહ ગુણસ્થાનના દ્વિચરમ સમય પર્યંત હોય છે, દ્વિચરમ સમયે નિદ્રા અને પ્રચલાનો ઉદય વિચ્છેદ થતા ચરમ સમયે ચારનો ઉદય હોય છે. આ પ્રમાણે દર્શનાવરણીય કર્મના ઉદયસ્થાનકો કહ્યા. ૧૨

હવે એ બન્ધ ઉદય અને સત્તા સ્થાનોનો સંવેધ કહે છે—

**चउ पण उदओ बंधेसु तिसुवि अब्बंधगेवि उवसंते ।**
**नव संतं अट्ठेवं उइण्ण संताइं चउ खीणे ॥१३॥**

**चतुर्णां पञ्चानामुदयः बन्धेषु त्रिष्वपि अबन्धकेऽपि उपशान्ते ।**
**नवानां सत्ता अष्टावेवं उदयः सत्ता चतुर्णां क्षीणे ॥१३॥**

અર્થ—ત્રણે બંધસ્થાનકો છતા અને જ્યાં બંધ નથી ત્યાં ઉપશાંત મોહે પણ ચાર અને પાંચનો ઉદય અને નવની સત્તા હોય છે, એટલે તેના સંવેધ ભાગ આઠ થાય છે. ચારનો ઉદય અને ચારની સત્તા ક્ષીણમોહે હોય છે.

ટીકાનુ૦—દર્શનાવરણીય કર્મના નવનો છનો અને ચારનો ઉદય જ્યાં

સુધી હોય છે ત્યાં સુધીમાં તેની ચક્ષુર્દર્શનાવરણીયાદિ ચાર કે નિદ્રા સાથે પાંચ પ્રકૃતિઓનો ઉદય અને નવની સત્તા હોય છે. આ રીતે છ ભાંગા થાય છે. દર્શનાવરણીય કર્મના અબંધક ઉપશાંતમોહ ગુણઠાણે ચાર અથવા પાંચનો ઉદય અને નવની સત્તા હોય છે, તે બે ભંગ મેળવતા આઠ ભંગ થાય છે. તે આ પ્રમાણે કહેવા-૧ નવનો બંધ ચારનો ઉદય નવની સત્તા, આ વિકલ્પ નિદ્રાનો ઉદય ન હોય ત્યારે હોય છે. નિદ્રાનો ઉદય હોય ત્યારે ૨ નવનો બંધ પાંચનો ઉદય અને નવની સત્તા એ વિકલ્પ હોય છે. આ બંને વિકલ્પ મિથ્યાત્વ અને સાસ્વાદન ગુણસ્થાનકે હોય છે. તથા ૩ છનો બંધ ચારનો ઉદય નવની સત્તા, અથવા ૪ છનો બંધ પાંચનો ઉદય નવની સત્તા આ બંને વિકલ્પ ત્રીજા ગુણસ્થાનકથી આરંભી આઠમા ગુણસ્થાનકના પહેલા સંખ્યાતમા ભાગ પર્યંત હોય છે. તથા ૫ ચારનો બંધ ચારનો ઉદય નવની સત્તા ૬ અથવા ચારનો બંધ પાંચનો ઉદય નવની સત્તા આ બે વિકલ્પ ઉપશમશ્રેણિમાં અપૂર્વકરણના બીજા ભાગથી આરંભી દશમા ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત હોય છે. ઉપશાંતમોહ ગુણઠાણે બંધ નહિ હોવાથી, ચારનો ઉદય નવની સત્તા અથવા ૮ પાંચનો ઉદય નવની સત્તા એ બે વિકલ્પ હોય છે. આ પ્રમાણે આઠ વિકલ્પો થયા. ક્ષીણમોહના ચરમ સમયે ચારનો ઉદય ચારની સત્તા આ વિકલ્પ હોય છે. આ નવમો ભંગ છે. ૧૩

**खवगे सुहुमंमि चउ बंधंमि अबंधगंमि खीणम्मि ।**
**छस्संतं चउरुदओ पंचण्हवि केइ इच्छंति ॥१४॥**

**क्षपके सूक्ष्मे चतुर्बन्धके अबन्धके क्षीणे ।**
**षण्णां सत्ता चतुर्णामुदयः पञ्चानामपि केऽपि इच्छन्ति ॥१४॥**

અર્થ—ક્ષપકશ્રેણિમાં થીણદ્ધિત્રિકનો સત્તામાંથી ક્ષય થયા બાદ નવમે દશમે ગુણઠાણે અને અબંધક ક્ષીણમોહ ગુણઠાણે છની સત્તા અને ચારનો ઉદય હોય છે. કેટલાક આચાર્યો પાંચનો પણ ઉદય માને છે.

ટીકાનુ૦—ક્ષપકશ્રેણિમાં દર્શનાવરણીયકર્મની ચાર પ્રકૃતિના બંધક અનિવૃત્તિ બાદરસંપરાય ગુણઠાણે સત્તામાંથી થીણદ્ધિત્રિકનો ક્ષય થયા બાદ અને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે છની સત્તા અને ચારનો ઉદય હોય છે. તેમજ દર્શનાવરણીય કર્મના અબંધક ક્ષીણમોહીને પણ છની સત્તા અને ચારનો ઉદય હોય છે. અને એ પ્રમાણે બે ભાંગા થાય છે. તે આ-૧૦ ચારનો બંધ ચારનો ઉદય છની સત્તા, આ વિકલ્પ થિણદ્ધિત્રિકનો સત્તામાંથી ક્ષય થયા બાદ સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમ સમયપર્યંત હોય છે. તથા ૧૧ ચારનો ઉદય છની સત્તા. આ

વિકલ્પ ક્ષીણમોહે પોતાના દ્વિચરમ સમયપર્યંત હોય છે આ પ્રમાણે સપ્તતિકારના મતે દર્શનાવરણીય કર્મના અગીઆર ભાંગા કહ્યા. હવે અનિવૃત્તિ બાદરસંપરાય ક્ષપક આશ્રયી મતાંતર બતાવે છે–કર્મસ્તવકારાદિ કેટલાક આચાર્ય મહારાજાઓ ક્ષપક-શ્રેણિમાં નવમે ગુણસ્થાનકે દશમે ગુણસ્થાનકે અને દ્વિચરમ સમય પર્યંત બારમા ગુણસ્થાનકે નિદ્રા સાથે પાંચનો ઉદય પણ માને છે. તેથી તેમના મતે બીજા બે ભાંગા થાય છે. તે આ પ્રમાણે–૧૨ ચારનો બંધ પાંચનો ઉદય છની સત્તા. આ વિકલ્પ થિણદ્ધિત્રિકનો ક્ષય થયા પછીથી સૂક્ષ્મસંપરાય પર્યંત હોય છે. બંધાભાવે પાંચનો ઉદય છની સત્તા ક્ષીણમોહે દ્વિચરમ સમય પર્યંત હોય છે. સઘળા મળી તેમના મતે તેર ભાંગા થાય છે. ૧૪.

આ રીતે દર્શનાવરણીય કર્મના બંધ ઉદય અને સત્તા સ્થાનનો સંવેધ કહ્યો, હવે ગોત્રકર્મના પ્રથમ કહી ગયેલ બંધ ઉદય અને સત્તાસ્થાનનો સંવેધ કહેવા ઇચ્છતા કહે છે–

**बंधो आदुग दसमं उदओ पण चोद्दसं तु जा ठाणं।**
**निच्चुच्चगोत्तकम्माण संतया होंति सव्वेसु ॥१५॥**

**बन्धः आद्वितीयं दशमं उदयः पञ्चमं चतुर्दशं तु यावत्स्थानम्**
**नीचैरुच्चैर्गोत्रकर्म्मणोः सत्ता भवन्ति सर्वेषु ॥ १५ ॥**

અર્થ—નીચગોત્ર અને ઉચ્ચગોત્ર કર્મનો બંધ અનુક્રમે પાંચમા અને દશમા ગુણસ્થાન પર્યંત, ઉદય પાંચમા અને ચૌદમા પર્યંત અને સત્તા સર્વે ગુણ-સ્થાનકોમાં હોય છે.

ટીકાનુ૦—બીજા ગુણસ્થાનક પર્યંત નીચગોત્રકર્મનો અને દશમા ગુણસ્થા-નક પર્યંત ઉચ્ચગોત્ર કર્મનો બંધ હોય છે. તથા પાંચમા ગુણસ્થાન પર્યંત નીચગોત્ર કર્મનો અને ચૌદમા ગુણસ્થાન પર્યંત ઉચ્ચગોત્રકર્મનો ઉદય હોય છે. તાત્પર્ય એ કે-નીચગોત્રકર્મનો બંધ સાસ્વાદન ગુણસ્થાનક પર્યંત અને ઉદય દેશવિરતિ ગુણસ્થાનક પર્યંત હોય છે. તથા ઉચ્ચગોત્ર કર્મનો બંધ સૂક્ષ્મસંપ-રાય પર્યંત અને ઉદય અયોગિકેવલી ગુણસ્થાનક પર્યંત હોય છે. અને બંને ગોત્રકર્મની સત્તા ચૌદે ગુણસ્થાનકોમાં હોય છે. ૧૫

આ પ્રમાણે ગોત્ર કર્મના બંધ આદિ કહીને તેના જેટલા સંવેધ ભાંગા થાય છે તે બતાવે છે–

**बंधइ ऊइण्णयं चिय इयरं वा दोवि संत चउ भंगा।**
**नीएसु तिसुवि पढमो अबंधगे दोण्णि उच्चुदए ॥१६॥**

**बध्नात्युदीर्ण्णं चैव इतरद्वा द्वेऽपि सती चत्वारो भङ्गाः ।**
**नीचैर्गोत्रेषु त्रिष्वपि प्रथमः अबन्धके द्वौ उच्चैर्गोत्रोदये ॥१६॥**

અર્થ—ઉદય પ્રાપ્ત ગોત્રકર્મ બાંધે કે ઈતર બાંધે અને બંને ગોત્ર સત્તામાં હોય તેના ચાર ભાંગા થાય, ત્રણેમાં નીચગોત્ર હોય તેનો પહેલો ભાંગો, અને અબંધકને ઉચ્ચગોત્રના ઉદયે બે ભાંગા થાય, આ પ્રમાણે સાત ભાંગા થાય છે.

ટીકાનુ૦—ઉદય પ્રાપ્ત ઉચ્ચગોત્ર હોય કે નીચગોત્ર, અને જે ઉદયપ્રાપ્ત હોય તેજ બાંધે કે ઈતર–ઉદય પ્રાપ્ત ન હોય તે બાંધે આ બધામાં સત્તા ઉચ્ચગોત્ર નીચગોત્ર બંનેની હોય તેના ચાર ભાંગા થાય છે, અને તે બીજો ત્રીજો ચોથો અને પાંચમો જાણવા. તથા બંધ ઉદય અને સત્તા એ ત્રણે સ્થાનમાં નીચગોત્ર હોય ત્યારે તેનો પહેલો ભંગ થાય છે. તથા ગોત્રકર્મનો બંધવિચ્છેદ થયા બાદ ઉપશાંત મોહાદિ ગુણઠાણે ઉચ્ચગોત્રના ઉદયે બે ભાંગા થાય છે, કુલ સાત ભાંગા થાય છે. તે આ પ્રમાણે કહેવા—
૧ નીચગોત્રનો બંધ નીચગોત્રનો ઉદય નીચગોત્રની સત્તા. આ વિકલ્પ ઉચ્ચગોત્ર ઉવેલાયા બાદ તેઉકાય વાઉકાયમાં અને તે ભવમાંથી નીકળી બીજા ભવમાં ઉત્પન્ન થયેલા શેષતિર્યંચોમાં પણ થોડો (અંતર્મુહૂર્ત્ત) કાળ હોય છે. ૨ નીચગોત્રનો બંધ નીચનો ઉદય ઉચ્ચ નીચગોત્રની સત્તા ૩ નીચગોત્રનો બંધ ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચનીચ ગોત્રની સત્તા, આ બે વિકલ્પ મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદને હોય છે. મિશ્ર આદિ ગુણઠાણે હોતા નથી, કેમકે ત્યાં નીચગોત્રનો બંધ થતો નથી. ૪ ઉચ્ચગોત્રનો બંધ નીચગોત્રનો ઉદય ઉચ્ચનીચગોત્રની સત્તા. આ વિકલ્પ મિથ્યાદૃષ્ટિથી આરંભી દેશવિરતિ પર્યંત હોય છે. આગળને ગુણઠાણે નીચગોત્રનો ઉદય નહિ હોવાથી આ વિકલ્પ સંભવતો નથી. તથા ૫ ઉચ્ચગોત્રનો બંધ ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચનીચગોત્રની સત્તા. આ વિકલ્પ મિથ્યાદૃષ્ટિથી સૂક્ષ્મસંપરાય પર્યંત હોય છે. આગળ ઉપર ગોત્રનો બંધ નહિ હોવાથી સંભવતો નથી. ૬ ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચ નીચગોત્રની સત્તા આ વિકલ્પ ઉપશાંતમોહ ગુણસ્થાનકથી આરંભી અયોગિના દ્વિચરમસમય પર્યંત હોય છે. ચરમસમયે ૭ ઉચ્ચગોત્રનો ઉદય અને ઉચ્ચગોત્રની સત્તા એ વિકલ્પ હોય છે. આ પ્રમાણે ગોત્રકર્મના સાત સંવેધ ભંગ થાય છે. ૧૬.

હવે વેદનીયકર્મનો પહેલા કહી ગયેલ બંધ ઉદય અને સત્તાસ્થાનનો પરસ્પર સંવેધ કહે છે—

**तेरसमछट्ठएसुं सायासायण बंधवोच्छेओ ।**
**संतउइण्णाइ पुणो सायासायाई सव्वेसु ॥१७॥**

त्रयोदशषष्ठयोः सातासातयोर्बन्धव्युच्छेदः ।
सदुदीर्णे पुनः सातासाते सर्व्वेषु ॥१७॥

અર્થ—તેરમે અને છટ્ઠે અનુક્રમે સાતા અને અસાતાનો બંધવિચ્છેદ થાય છે. સત્તા અને ઉદયમાં સાતા અસાતા સર્વ ગુણસ્થાનકોમાં હોય છે.

ટીકાનુ૦—સાતવેદનીયનો અને અસાતવેદનીયનો બંધવિચ્છેદ અનુક્રમે તેરમે ગુણસ્થાનકે અને છટ્ઠે ગુણસ્થાનકે થાય છે. સત્તામાં અને ઉદયમાં સઘળા ગુણસ્થાનકોમાં હોય છે. ૧૭.

આ પ્રમાણે વેદનીયના બંધાદિ કહીને તેની ભંગ સંખ્યા કહે છે—

**बंधइ उइण्णयं चिर इयरं वा दोवि संत चउ भंगो।**
**संतमुइण्णमबंधे दो दोण्णि दुसंत इइ अट्ठ ॥१८॥**

बध्नात्युदीर्णं चैव इतरद् वा द्वे अपि सती चत्वारो भङ्गाः ।
सदुदीर्णमबन्धे द्वौ द्वौ द्वे सती इत्यष्टौ ॥१८॥

અર્થ—ઉદય પ્રાપ્ત વેદનીય બાંધે કે ઇતર-ઉદય અપ્રાપ્ત બાંધે અને સત્તામાં બંને હોય તેના ચાર ભાંગા થાય છે. બંધાભાવે અયોગિના ચરમસમયે સત્તામાં અને ઉદયમાં એક હોય તેના બે અને ઉદયમાં એક અને સત્તામાં બેય હોય તેના બે કુલ આઠ ભાંગા થાય છે.

ટીકાનુ૦—ઉદયમાં સાતવેદનીય હોય કે અસાતવેદનીય હોય અને જે ઉદયમાં હોય તેનો જ બંધ કરે અથવા જેનો ઉદય હોય તેનો બંધ ન કરે પણ ઇતર-બીજીનો બંધ કરે પરંતુ સત્તામાં સાતા અસાતા બંને હોય ત્યારે તેના ચાર ભાંગા થાય છે. તથા બંધના અભાવમાં અયોગિના ચરમસમયે બે વેદનીયમાંથી જેનો ઉદય હોય તેની જ સત્તા હોય તેથી તેના બે ભાંગા થાય છે. તે સિવાયના કાળમાં-અયોગિના પ્રથમ સમયથી આરંભી દ્વિચરમસમય પર્યંત બે વેદનીયમાંથી ગમે તેનો ઉદય હોય પરંતુ સત્તા બંનેની હોય તેથી તેના બે ભાંગા થાય છે. આ પ્રમાણે સઘળા મળી વેદનીય કર્મના આઠ ભાંગા થાય છે. તે આ પ્રમાણે બોલવા-૧ અસાતનો બંધ અસાતાનો ઉદય સાતા અસાતા બંનેની સત્તા. અથવા ૨ અસાતાનો બંધ સાતાનો ઉદય સાતા અસાતા બંનેની સત્તા. આ બે વિકલ્પ મિથ્યાદષ્ટિથી આરંભી પ્રમત્ત સંયત પર્યંત હોય છે. કારણકે ત્યાર બાદ અસાતનો બંધ નથી. ૩ સાતાનો બંધ અસાતાનો ઉદય સાતા અસાતા બંનેની સત્તા, ૪ સાતાનો બંધ સાતાનો ઉદય સાતા અસાતા બંનેની સત્તા. આ બે વિકલ્પ મિથ્યાદષ્ટિથી આરંભી સયોગિકેવલિના ચરમસમય પર્યંત હોય છે. કેમકે અયોગિકેવલિ ગુણઠાણે યોગાભાવે વેદનીયનો બંધ જ હોતો

નથી. ૫ અસાતાનો ઉદય સાતા અસાતાની સત્તા. ૬ સાતાનો ઉદય સાતા અસાતાની સત્તા, આ બે વિકલ્પ અયોગિકેવલિના પ્રથમ સમયથી આરંભી દ્વિચરમસમય પર્યંત હોય છે. ચરમસમયે ૭ અસાતાનો ઉદય અસાતાની સત્તા, અથવા ૮ સાતાનો ઉદય સાતાની સત્તા. આ બે વિકલ્પ હોય છે. આ પ્રમાણે વેદનીયકર્મના આઠ વિકલ્પો કહ્યા. ૧૮.

આ પ્રમાણે થોડું કહેવાનું હોવાથી પહેલા છ કમ્મોના ભાંગા કહ્યા. હવે મોહનીયના બંધ ઉદય અને સત્તાસ્થાનોને કહેવા ઈચ્છતા આ ગાથામાં બંધસ્થાનો કહે છે—

**दुगइगवीसा सत्तर तेरस नव पंच चउर ति दु एगो।**
**बंधो इगिदुग चउत्थय पणडणवमेसु मोहस्स ॥१९॥**

**द्व्येकविंशतिः सप्तदश त्रयोदश नव पञ्च चतुस्त्रिद्व्येकः ।**
**बन्धः प्रथमे द्वितीये चतुर्थे च पञ्चमाष्टमनवमेषु मोहस्य ॥१९॥**

અર્થ—મોહનીયકર્મનો બાવીશ પ્રકૃતિરૂપ બંધસ્થાન પહેલે, એકવીશ બીજે, સત્તર ત્રીજે અને ચોથે, તેર પાંચમે, નવ છટ્ઠે સાતમે અને આઠમે, તથા પાંચ, ચાર, ત્રણ, બે અને એક પ્રકૃતિરૂપ બંધસ્થાનકો નવમે હોય છે.

ટીકાનુ૦—બે અને એકની સાથે વીશ શબ્દ જોડવો તથા પહેલા અને બીજા પદ સાથે ત્રીજા અને ચોથા પદનો અનુક્રમે સંબંધ કરવો. તે આ પ્રમાણે–મોહનીયકર્મના દશ બંધસ્થાનકો છે, તેમાં પહેલું બંધસ્થાન બાવીશ પ્રકૃતિનું છે અને તે પહેલે ગુણસ્થાનકે હોય છે, બીજું એકવીશ પ્રકૃતિરૂપ અને તે બીજે ગુણસ્થાનકે, ત્રીજું સત્તર પ્રકૃતિનું અને તે ત્રીજે અને ચોથે ગુણસ્થાનકે, ચોથું તેર પ્રકૃતિનું અને તે પાંચમે ગુણસ્થાનકે, પાંચમું નવ પ્રકૃતિનું અને તે છઠ્ઠા સાતમા અને આઠમા ગુણસ્થાનકે, તથા છઠ્ઠું પાંચ પ્રકૃતિનું સાતમું ચાર પ્રકૃતિનું આઠમું ત્રણ પ્રકૃતિનું નવમું બે પ્રકૃતિનું અને દશમું એક પ્રકૃતિનું આ પાંચે બંધસ્થાનકો નવમે ગુણસ્થાનકે હોય છે. ૧૯.

આ રીતે મોહનીયના બંધસ્થાનકો અને તે કયા ગુણસ્થાન સુધી હોય છે તે કહ્યું. હવે તે બંધસ્થાનકો પ્રકૃતિના ભેદે કેટલા પ્રકારે હોય છે તે કહે છે—

**हासरइअरइसोगाण बंधया आणवं दुहा सव्वे ।**
**वेयविभज्जंता पुण दुगइगवीसा छहा चउहा ॥२०॥**

**हास्यरत्यरतिशोकानां बन्धा आ नवं द्विधा सर्वे ।**
**वेदविभज्यमाने द्वावेकविंशती षड्धा चतुर्धा ॥२०॥**

અર્થ—નવ પ્રકૃતિના બંધ સુધીમાં સઘળા બંધો હાસ્યરતિ અને શોક અરતિ ક્રમવાર બંધાતી હોવાથી (સઘળા બંધો) બે પ્રકારે હોય છે. વેદના બંધવડે વહેંચાયેલ બાવીસ અને એકવીસ એ બે બંધ અનુક્રમે છ અને ચાર પ્રકારે થાય છે.

ટીકાનુ૦—હાસ્યરતિ યુગલ અને શોકઅરતિ યુગલ ક્રમવાર બંધાતુ હોવાથી નવના બંધ સુધીના સઘળા બંધો બે પ્રકારે છે. કોઇવાર હાસ્યરતિ યુગલ બંધમાં હોય છે, તો કોઇવાર શોક અરતિ બંધમાં હોય છે, પરંતુ કોઈ વખત એ બંને યુગલ–ચારે પ્રકૃતિઓ સાથે બંધમાં હોતા નથી. તથા મિથ્યાત્વ ગુણઠાણે એક સાથે એક સમયે મોહની બાવીશ પ્રકૃતિના બંધક આત્માઓ અધ્યવસાયાનુસાર કોઈવાર પુરૂષવેદ બાંધે છે, કોઈ વાર સ્રીવેદ બાંધે છે, કે કોઇ વાર નપુંસકવેદ બાંધે છે, પણ કોઈ કાળે એક સાથે ત્રણે વેદનો બંધ કરતા નથી. માટે હાસ્યરતિ અને શોકઅરતિ યુગલ વડે અને ત્રણ વેદ વડે વિભજ્યમાન–વહેંચાયેલ બાવીસનો બંધ છ પ્રકારે થાય છે. તે આ પ્રમાણે–મિથ્યાત્વ, સોળ કષાય, ત્રણ વેદમાંથી એક વેદ, બે યુગલમાંથી એક યુગલ, ભય અને જુગુપ્સા આ પ્રમાણે મોહની બાવીસ પ્રકૃતિઓનો બંધ મિથ્યાત્વ ગુણઠાણે પ્રતિસમય દરેક જીવને થાય છે. આ બાવીસ પ્રકૃતિઓ કોઈને હાસ્યરતિ યુક્ત હોય છે, તો કોઈને શોક અરતિ યુક્ત હોય છે. એટલે યુગલ વડે બાવીસ બે પ્રકારે થાય છે, હવે હાસ્યરતિ યુક્ત બાવીસનો બંધ કોઇને પુરૂષવેદ સાથે કોઇને સ્રીવેદ સાથે તો કોઇને નપુંસકવેદ સાથે થાય છે, એ પ્રમાણે શોક અરતિ યુક્ત બાવીશનો બંધ પણ પુરૂષવેદ અથવા સ્રીવેદ કે નપુંસકવેદ સાથે થાય છે. એટલે બાવીસનો બંધ એક સમયે અનેક જીવો આશ્રયી અને અનેક સમયે એક જીવ આશ્રયી મિથ્યાત્વ ગુણઠાણે છ પ્રકારે થાય છે.

તેજ બાવીશ પ્રકૃતિઓ મિથ્યાત્વ વિના એકવીશ થાય છે. પરંતુ અહિં બે વેદમાંથી એક વેદ કહેવો. કારણ કે મિથ્યાત્વ વિના એકવીશ પ્રકૃતિના બંધક સાસ્વાદન ગુણસ્થાનકવાળા છે, અને તે ગુણસ્થાનકે વર્ત્તતા જીવો પુરૂષવેદ અથવા સ્રીવેદ બાંધે છે :પરંતુ નપુંસકવેદ બાંધતા નથી, કેમકે નપુંસકવેદના બંધમાં મિથ્યાત્વનો ઉદય હેતુ છે, સાસ્વાદને મિથ્યાત્વના ઉદયનો અભાવ છે. તેથી એકવીશનો બંધ ચાર પ્રકારે થાય છે. તે આ પ્રમાણે–એકવીશના બંધને હાસ્ય રતિ યુગલ અને શોક અરતિ યુગલ સાથે ફેરવતા બે પ્રકારે, અને તે બંને પ્રકારને સ્રીવેદ અને પુરૂષવેદ સાથે ફેરવતા (એકવીશનો બંધ) ચાર પ્રકારે થાય છે. સત્તર આદિ બંધસ્થાનકના બંધક ત્રીજા આદિ ગુણસ્થાનકવાળા જીવો એક પુરૂષવેદ જ બાંધે છે. સ્રીવેદનો પણ બંધ કરતા નથી. સ્રીવેદના બંધમાં

અનન્તાનુબંધિનો ઉદય હેતુ છે, ત્રીજા આદિ ગુણસ્થાનકે અનંતાનુબંધિનો ઉદય નથી એટલે સત્તર આદિના બંધો યુગલ સાથે ફેરવતા બે પ્રકારેજ થાય છે. ૨૦

હવે એકવીશ આદિ બંધસ્થાનકનું સ્વરૂપ કહે છે—

**मिच्छाबंधिगवीसो सत्तर तेरो नवो कसायाणं।**
**अरईदुगं पमत्ते ठाइ चउक्कं नियट्टिंमि ॥२१॥**

**मिथ्यात्वाबन्धे एकविंशः सप्तदश त्रयोदशनव कषायाणाम्।**
**अरतिद्विकं प्रमत्ते तिष्ठति चतुष्कं निवृत्तौ ॥२१॥**

અર્થ-મિથ્યાત્વના અબંધે એકવીશ, અનુક્રમે (અનંતાનુબંધિ અપ્રત્યાખ્યાન અને પ્રત્યાખ્યાન) કષાયના અબંધે સત્તર તેર અને નવનો બંધ થાય છે. અરતિદ્વિક પ્રમત્તે અટકે છે-જાય છે. અને હાસ્ય ચતુષ્કનો અપૂર્વકરણે બંધવિચ્છેદ થાય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં કહેલ બાવીશનો બંધ મિથ્યાત્વ મોહના બંધના અભાવે એકવીશનો બંધ થાય છે. તે એકવીશનો બંધ પહેલા અનંતાનુબંધિ કષાયના બંધના અભાવે સત્તરનો બંધ થાય છે. તે સત્તરનો બંધ હાસ્યરતિ અને શોક અરતિ યુગલ સાથે ફરતો હોવાથી બે પ્રકારે થાય છે. તેજ સત્તરનો બંધ બીજા અપ્રત્યાખ્યાનાવરણ કષાયના બંધના અભાવે તેરનો બંધ થાય છે. તે પણ સત્તરના બંધની જેમ યુગલના ફારફેરથી બે પ્રકારે થાય છે. તે તેરનો બંધ ત્રીજા પ્રત્યાખ્યાનાવરણ કષાયના બંધના અભાવે નવનો બંધ થાય છે. તે નવનો બંધ પ્રમત્ત અપ્રમત્ત અને અપૂર્વકરણે થાય છે. પ્રમત્ત ગુણસ્થાનકે હાસ્ય-રતિ અને શોક અરતિ એ બંને યુગલ બંધાતા હોવાથી ત્યાં થતો નવનો બંધ બે પ્રકારે થાય છે. અપ્રમત્ત અને અપૂર્વકરણે હાસ્યરતિરૂપ એક જ યુગલ બંધાય છે. માટે જ કહ્યું છે કે-અરતિ શોક રૂપ યુગલ પ્રમત્તે જ રહે છે-બંધાય છે, આગળ જતું નથી-આગળ બંધાતું નથી. માટે અપ્રમત્ત અને અપૂર્વકરણે થતો નવનો બંધ એકજ પ્રકારવાળો છે. હાસ્યરતિ ભય અને જુગુપ્સા રૂપ હાસ્ય ચતુષ્ક અપૂર્વકરણે રહે છે-અહિં સુધીજ બંધાય છે, આગળ જતું નથી-બંધાતું નથી, માટે અનિવૃત્તિ બાદર સંપરાયના પ્રથમ સમયથી આરંભી પાંચનો બંધ થાય છે, તે પાંચનો બંધ અનિવૃત્તિ બાદર સંપરાયના કાળના પહેલા પાંચમા ભાગ સુધી થાય છે. ત્યારબાદ પુરૂષવેદ નહિ બંધાતો હોવાથી ચારનો બંધ થાય છે, તે પણ તે નવમા ગુણસ્થાનકના બીજા પાંચમા ભાગ સુધી થાય છે. ત્યાર પછી સંજ્વલન ક્રોધનો બંધ નહિ થતો હોવાથી ત્રણનો બંધ થાય છે, તે ત્રણનો બંધ ત્રીજા પાંચમા ભાગ સુધી થાય છે. ત્યારબાદ સંજ્વ-લનમાનનો પણ બંધ નહિ થતો હોવાથી માયા અને લોભ એ બેનોજ બંધ

થાય છે. તે એનો બંધ પણ પાંચ ભાગમાંના ચોથા ભાગ સુધી થાય છે. ત્યાર બાદ સંજ્વલનની માયાનો બંધ પણ નહિ થતો હોવાથી અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકના પાંચમા ભાગમાં માત્ર એક સંજ્વલનલોભ જ બંધાય છે, અને તે બંધ પણ તે ગુણસ્થાનકના ચરમસમય પર્યંત થાય છે. ૨૧.

હવે આ સઘળા બંધસ્થાનકોનું કાળ પ્રમાણ કહેવા માટે આ ગાથા કહે છે—

**देसूणपुव्वकोडी नव तेरे सत्तरे उ तेत्तीसा ।**
**बावीसे भंगतिगं ठितिसेसेसुं मुहुत्तंतो ॥२२॥**

**देशोनपूर्वकोटिः नवत्रयोदशयोः सप्तदशे तु त्रयस्त्रिंशत् ।**
**द्वाविंशतौ भंगत्रिकं स्थितिः शेषेषु मुहूर्त्तान्तः ॥२२॥**

અર્થ—નવ અને તેરના બંધસ્થાનની દેશોન પૂર્વકોટિ પ્રમાણ સ્થિતિ છે. સત્તરની તેત્રીસ સાગરોપમ, બાવીસના બંધની ત્રણ ભાંગે અને શેષ બંધસ્થાનકોની અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ–કાળ છે.

ટીકાનુ૦—તેરના અને નવના બંધસ્થાનકની ઉત્કૃષ્ટ સ્થિતિ દેશોન પૂર્વકોટી વર્ષ પ્રમાણ છે. એટલે કે તેર અને નવનું બંધસ્થાન દેશોન પૂર્વકોટી વર્ષ પર્યંત બંધાયા કરે છે. કારણ કે–તેરનો બંધ દેશવિરતિ ગુણસ્થાનકે અને નવનો બંધ સર્વવિરતિ ગુણસ્થાનકે છે. અને તે બંને ગુણસ્થાનકનો કાળ દેશે[1] ઉણા પૂર્વકોટી વર્ષ પ્રમાણ હોય છે. સત્તરના બંધનો કાળ ઉત્કૃષ્ટથી કંઈક અધિક તેત્રીસ સાગરોપમ છે. કારણ કે અનુત્તર વિમાનવાસી દેવોનું તેત્રીસ સાગરોપમ પ્રમાણ આયુ છે, અને તેઓ હમેશા અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જ હોય છે, ત્યાં હમેશા સત્તરનો બંધ થાય છે. ત્યાંથી ચ્યવી મનુષ્યમાં ઉત્પન્ન થઈ જ્યાં સુધી તેઓને દેશવેરતિ કે સર્વવિરતિ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સત્તર બંધાયા કરે છે. માટે કંઈક અધિક તેત્રીસ સાગરોપમ પ્રમાણ કાળ સત્તરના બંધનો કહ્યો છે. બાવીસનો બંધ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે થાય છે. માટે તે બંધસ્થાનકના ત્રણ ભાંગા છે. તે આ પ્રમાણે–૧ અભવ્યને બાવીસનો બંધ અનાદિ અનંત કાળપર્યંત થાય છે. કેમકે અભવ્યોને સર્વદા મિથ્યાદૃષ્ટિ એક જ ગુણસ્થાન હોય છે. ૨ જે ભવ્યોએ અદ્યાપિ પર્યંત સમ્યકત્વ પ્રાપ્ત કર્યું નથી

૧ દેશે ઉણા કહેવાનું કારણ વિરતિ પરિણામ જન્મ્યા પછી આઠ વરસની ઉંમર થયા બાદ જ થાય છે. પૂર્વકોટી વરસ પ્રમાણ સંખ્યાત વર્ષના આયુવાળાને જ વિરતિ પરિણામ થાય છે. પૂર્વકોટી વરસથી અધિક આયુવાળા અસંખ્યાત વરસના આયુવાળા કહેવાય છે અને તેને વિરતિ પરિણામ હોતા જ નથી. એટલે દેશોન પૂર્વકોટી વર્ષ પ્રમાણ કાળ ઉપરના બે બંધ સ્થાનકનો કહ્યો છે.

પરંતુ હવે પ્રાપ્ત કરશે તે ભવ્યો આશ્રયી બાવીસના બંધનો અનાદિ સાંત કાળ છે. સમ્યકત્વથી પડી મિથ્યાત્વે ગયેલા જીવો આશ્રયી સાદિ સાંત કાળ છે. અને તે પણ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધપુદ્ગલપરાવર્ત્ત પ્રમાણ છે. (કારણ કે સમ્યકત્વથી પડી મિથ્યાત્વે ગયેલા આત્માઓ જઘન્યથી અંતર્મુહૂર્ત્ત અને ઉત્કૃષ્ટથી દેશોન અર્ધપુદ્ગલ પરાવર્ત્ત જેટલો કાળ જ મિથ્યાત્વે રહે છે, ત્યારબાદ અવશ્ય સમ્યકત્વ પ્રાપ્ત કરી લ્યે છે.) પાંચ ચાર ત્રણ બે અને એક એ પાંચ બંધ સ્થાનકનો કાળ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ જ છે. કેમકે એ પાંચે બંધસ્થાનકો નવમે ગુણસ્થાનકે જ હોય છે અને તેનો કાળ અંતર્મુહૂર્ત્ત જ છે. આ પ્રમાણે ઉત્કૃષ્ટ બંધકાળ કહ્યો. જઘન્યથી તો બાવીસ સત્તર તેર અને નવ એ ચાર બંધસ્થાનકનો અંતર્મુહૂર્ત્ત બંધ કાળ છે. (કેમકે તે તે બંધસ્થાનકો જે જે ગુણસ્થાનકે છે ત્યાં ત્યાં કમમાં કમ અંતર્મુહૂર્ત્ત રહીને જ અન્યત્ર જાય છે-પરાવર્ત્તન પામે છે.) તથા પાંચ ચાર ત્રણ બે અને એક એ પાંચ બંધસ્થાનનો જઘન્ય કાળ એક સમય છે. એક સમય કઇ રીતે છે તે કહે છે-ઉપશમ શ્રેણિમાં ઉપરોક્ત પાંચ બંધસ્થાનકોમાંના કોઈ પણ બંધસ્થાનને બાંધીને બીજે સમયે કોઈએક આત્મા કાળ કરીને દેવલોકમાં જાય છે અને ત્યાં અવિરતિ થાય છે, ત્યાં અવિરતિ ( સમ્યગ્દૃષ્ટિપણા ) માં તેને સત્તરનો બંધ થાય છે. આ રીતે ઉપશમશ્રેણિમાં એક સમય[1]કાળ સંભવે છે. આ રીતે ચાર આદિ બંધસ્થાનમાં પણ જાણી લેવું. એકવીશનું બંધસ્થાન સાસ્વાદને હોય છે, એટલે સાસ્વાદન ગુણસ્થાનકનો જઘન્ય ઉત્કૃષ્ટ જેટલો કાળ હોય તેટલો એકવીશના બંધસ્થાનનો પણ કાળ હોય છે, માટે સૂત્રકારે એકવીશના બંધનો કાળ કહ્યો નથી. એકવીશના બંધનો જઘન્ય કાળ એક સમય અને ઉત્કૃષ્ટ છ આવલિકા છે. સાસ્વાદન ગુણસ્થાનનો કાળ તેટલોજ છે માટે. ૨૨.

આ પ્રમાણે મોહનીયના બંધસ્થાનકો કહ્યા. હવે ઉદયસ્થાનો કહે છે—

**इगिदुगचउएगुत्तर आदसगं उदयमाहु मोहस्स ।**
**संजलणवेयहासरइभयदुगुंछतिकसायादिट्ठी य ॥२३॥**

**एकद्विचतुरेकोत्तरमादशकमुदयमाहुः मोहस्य ।**
**संज्वलनवेदहास्यरतिभयजुगुप्सात्रिकषायदृष्टी च ॥२३॥**

અર્થ— એક, બે, ચાર, અને ત્યારબાદ એક એક અધિક કરતા દશ પર્યંત મોહનીયના નવ ઉદયસ્થાનકો જ્ઞાનીઓ કહે છે. અને તે સંજ્વલન, વેદ, હાસ્ય-રતિ, ભય, જુગુપ્સા, ત્રણ કષાય અને દૃષ્ટિનો પ્રક્ષેપ કરતા થાય છે.

---

૧ ઉપશમ શ્રેણિમાં મરણ પામનાર જીવ આશ્રયી જ એક સમય કાળ સંભવે છે. જો મરણ ન પામે તો અને ક્ષપકશ્રેણિમાં અંતર્મુહૂર્ત્ત કાળ જ સંભવે છે.

ટીકાનુ૦—એક, બે, ચાર, અને ત્યારપછી એક એક અધિક કરતા યાવત્ દશ પર્યંત નવ ઉદયસ્થાનકો મોહનીયના થાય છે. એમ જ્ઞાનીઓ કહે છે. તાત્પર્યાર્થ આ પ્રમાણે છે–મોહનીયના નવ ઉદયસ્થાનો થાય છે, તે આ પ્રમાણે–એક, બે, ચાર, પાંચ, છ, સાત, આઠ, નવ, અને દશ. આ ઉદયસ્થાનકોને પશ્ચાનુપૂર્વિએ અનિવૃત્તિબાદર સંપરાય ગુણસ્થાનકથી પ્રતિપાદન કરે છે-સંજ્વલન કષાય, વેદ, હાસ્યરતિ યુગલ, ભય, જુગુપ્સા, પ્રત્યાખ્યાનાવરણીય આદિ ત્રણ કષાય, અને દૃષ્ટિનો પ્રક્ષેપ કરતા એ નવે ઉદયસ્થાનો થાય છે. તેમાં સંજ્વલન કષાયમાંના કોઇપણ એકને ઉદયે પહેલું ઉદયસ્થાન, ત્રણ વેદમાંથી એક વેદનો ઉદય ભળે ત્યારે બે પ્રકૃતિના ઉદયરૂપ બીજું ઉદયસ્થાન, હાસ્યરતિનું યુગલ ઉદયમાં વધે એટલે ચાર પ્રકૃતિના ઉદયનું ત્રીજું, ભય ભળતા પાંચનું ચોથું ઉદયસ્થાન, જુગુપ્સા ભળતા છનું પાંચમું, પ્રત્યાખ્યાનાવરણ ચાર કષાયમાંથી કોઇપણ એકનો ઉદય થતા સાતનું છઠું, અપ્રત્યાખ્યાનાવરણ ચોકડીમાંથી કોઈપણ એકનો ઉદય વધતા આઠનું સાતમું, અનંતાનુબંધિ ચાર કષાયમાંથી કોઇપણ એકનો ઉદય વધતા નવનું આઠમું અને તેમાં મિથ્યત્વ મોહનો ઉદય વધતા દશ પ્રકૃતિના ઉદય રૂપ નવમું ઉદયસ્થાન[1] છે. ૨૩.

હવે ઉપરોક્ત ઉદયસ્થાનકો પ્રકૃતિના ફારફેરે અનેક પ્રકારે થાય છે, તે પ્રકારો કહેવા માટે ઉપાય કહે છે—

**दुगआइ दसंतुदया कसायभेया चउव्विहा ते उ ।**
**बारसहा वेयवसा अदुगा पुण जुगलओ दुगुणा ॥२४॥**

**द्विकादयो दशान्ता उदयाः कषायभेदाच्चतुर्विधाः ते तु ।**
**द्वादशधा वेदवशादद्विकाः पुनः युगलतो द्विगुणाः ॥२४॥**

અર્થ—બેથી દશ સુધીના ઉદયો કષાયના ભેદે ચાર પ્રકારે છે. વેદના વશથી બાર પ્રકારે છે, અને બે સિવાયના બાકીના ઉદયો યુગલના વશથી બમણા થાય છે.

ટીકાનુ૦—કોઇને ક્રોધનો, કોઈને માનનો, કોઇને માયાનો, અને કોઇને લોભને ઉદય હોવાથી (એક સમયે અનેક જીવની અપેક્ષાએ) બેથી દશ સુધીના દરેક ઉદય સ્થાનકો ચાર પ્રકારે થાય છે. તે ચારે ભેદ વાળા-ક્રોધી માની માયી

૧ ઉપશમ શ્રેણિમાંથી પડતા ઉપરોક્ત ક્રમે પ્રકૃતિઓનો ઉદય થાય છે. પહેલા સંજ્વલન ચારમાંથી કોઈપણ એક કષાયનો, ત્યારબાદ એક વેદનો ત્યારબાદ યુગલનો અને ત્યારબાદ ભય અને જુગુપ્સા આદિનો ઉદય થાય છે. ત્રણનો ઉદય થતો નથી, એટલે ત્રણનું ઉદયસ્થાન નથી. એક સમયે એક જીવને ઉપર પ્રમાણે ઉદય હોય છે.

કે લોભી ગમે તે કષાયોદય વાળા હોય–ને ત્રણ વેદમાંથી કોઇપણ વેદનો ઉદય હોય છે, જેમકે-ક્રોધના ઉદયવાળાને પુરૂષવેદનો ઉદય હોઇ શકે, સ્ત્રીવેદનો પણ ઉદય હોઇ શકે, અથવા નપુંસક વેદનો પણ ઉદય હોઇ શકે. એ પ્રમાણે માની માયી લોભીને પણ ત્રણ વેદમાંથી ગમે તે વેદનો ઉદય હોઇ શકે છે માટે ત્રણ વેદ વડે બાર ભંગ–પ્રકાર થાય છે. હવે તે બારે પ્રકારવાળાને કોઇને હાસ્યરતિ કે કોઇને શોક અરતિનો ઉદય હોય છે. જેમકે–ક્રોધી પુરૂષવેદના ઉદયવાળાને હાસ્યરતિનો ઉદય હોઇ શકે તેમ તેઓને શોક અરતિનો પણ ઉદય હોઈ શકે છે. એ પ્રમાણે ક્રોધી સ્ત્રીવેદના ઉદયવાળા અને ક્રોધી નપુંસકવેદના ઉદયવાળાને પણ બેમાંથી ગમે તે યુગલનો ઉદય હોઇ શકે છે. એ પ્રમાણે માની માયી લોભી પુરુષવેદાદિ કોઇપણ વેદના ઉદયવાળાને બેમાંથી ગમે તે યુગલનો ઉદય હોઇ શકે છે, માટે ચારથી દશ સુધીના તમામ ઉદયો યુગલને આશ્રયી (પૂર્વથી) બમણા થાય છે એટલે ચોવીશ ભંગ થાય છે. આજ ચોવીસી કહેવાય છે. બેના ઉદય હોય ત્યારે યુગલનો ઉદય નહિ હોવાથી ચાર કષાયને વેદ સાથે ફેરવતા બારજ ભંગ થાય છે. અને ચારથી દશ સુધીના ઉદય સ્થાનકોમાં કષાય વેદ અને યુગલનો ઉદય હોવાથી ચાર કષાયને ત્રણ વેદ સાથે ફેરવતા બાર અને તે બારને બે યુગલ સાથે ફેરવતા ચોવીસ ભંગ થાય છે. ॥૨૪॥

હવે તે ચોવીસીઓ–ચોવીસ ભાંગાઓ એક એક ગુણસ્થાનકે અનેક પ્રકારે થાય છે, માટે કહે છે—

**अणसम्मभयदुगंछाण णोदओ संभवेवि वा जम्हा।**
**उदया चउवीसा विय एक्केक्कगुणे अओ बहुहा ॥२५॥**

**अनन्तानुबन्धिसम्यक्त्वभयदुगंछानां नोदयः संभवेदपि वा यस्मात्।**
**उदयाः चतुर्विंशतयश्च एकैकगुणे अतो बहुधा ॥२५॥**

અર્થ—અનન્તાનુબંધિ સમ્યક્ત્વમોહનીય ભય અને જુગુપ્સાનો ઉદય નથી હોતો અને સંભવે પણ છે માટે ઉદયો અને ચોવીસીઓ એક એક ગુણસ્થાને અનેક પ્રકારે થાય છે.

ટીકાનુ૦—અનન્તાનુબંધિ કષાય, સમ્યક્ત્વમોહનીય, ભય અને જુગુપ્સા મોહનીયનો કોઇ વખતે ઉદય હોતો નથી, કોઈ વખતે હોય પણ છે. તે આ પ્રમાણે–( ક્ષાયિકસમ્યક્ત્વ પ્રાપ્ત કરતા ) પહેલા અનન્તાનુબંધિ કષાયને ઉવેલીને પરિણામનો હ્રાસ થવાથી મિથ્યાત્વને પ્રાપ્ત થયેલા મિથ્યાદૃષ્ટિને મિથ્યાત્વરૂપ હેતુથી બંધાયેલા તે અનન્તાનુબંધિનો એક આવલિકા પર્યંત ઉદય હોતો નથી. શેષ કાળ ઉદય હોય છે જ. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ ગુણસ્થાનકે વર્ત્તમાન

ઔપશમિક સમ્યગ્દષ્ટિ કે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને સમ્યક્ત્વમોહનીયનો ઉદય હોતો નથી, શેષને-ક્ષયોપશમ સમ્યક્ત્વીને હોય છે. ભય અને જુગુપ્સા અધ્રુવોદયી હોવાથી મિથ્યાદૃષ્ટિથી આરંભી અપૂર્વકરણ સુધીના સઘળા ગુણસ્થાનકોમાં કોઇ વખતે ઉદય હોય છે, કોઇ વખતે હોતો નથી. આ હેતુથી એક એક ગુણસ્થાનકે ઉદય અને તે ઉદયથી થતા ભાંગા-ચોવીસીઓ ઘણે પ્રકારે થાય છે. ॥૨૫॥

હવે અનેક પ્રકારે થતા તે ઉદયો અને ભાંગાઓ-ચોવીસીઓ ગુણસ્થાનકોમાં બતાવે છે—

**मिच्छे सगाइ चउरो सासणमीसे सगाइ तिण्णुदया ।**
**छप्पंचचउरपुव्वा चउरो तिअ अविरयाईणं ॥२६॥**

**मिथ्यात्वे सप्ताद्याः चत्वारः सासादन मिश्रयोः सप्ताद्याः त्रय उदयाः।**
**षट्पञ्चचतुर्पूर्वाः चत्वारः त्रयः अविरतादीनाम् ॥२६॥**

અર્થ—મિથ્યાત્વે સાતથી દશ સુધીના ચાર ઉદયસ્થાનકો હોય છે. સાસ્વાદને અને મિશ્રે સાતથી દશ સુધીના ત્રણ, અવિરતિથી અપ્રમત્ત સુધીના ગુણસ્થાનકવાળાઓને છ પાંચ અને ચાર આદિ ચાર, અને અપૂર્વકરણવર્ત્તીને ચાર આદિ ત્રણ ઉદયસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકવર્તી જીવોને (મોહનીયના એક સમયે એક એક જીવ આશ્રયી) સાતથી દશ સુધીના ચાર ઉદયો હોય છે. તે આ-૭-૮-૯-૧૦. તેમાં સાત આ પ્રમાણે-મિથ્યાત્વ, અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન ક્રોધાદિમાંથી ત્રણ ક્રોધાદિ. આદિ શબ્દથી ત્રણ માન અથવા ત્રણ માયા કે ત્રણ લોભ. ક્રોધ માન માયા અને લોભ એ પરસ્પર વિરોધી હોવાથી એક સાથે ઉદયમાં હોતા નથી. પરંતુ ક્રોધનો ઉદય હોય તો જે ક્રોધનો ઉદય હોય તેની નીચેના તમામ ક્રોધનો સમાન જાતીય હોવાથી ઉદય થાય છે. જેમકે-અનંતાનુબંધિ ક્રોધનો ઉદય હોય તો તેની નીચેના અપ્રત્યાખ્યાનાવરણાદિ ત્રણે ક્રોધનો ઉદય હોય છે. એ પ્રમાણે અનંતાનુબંધિ ક્રોધનો ઉદય ન હોય અને અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધનો ઉદય હોય તો તેની નીચેના પ્રત્યાખ્યાનાવરણાદિ બંને પ્રકારના ક્રોધનો ઉદય હોય છે. એ પ્રમાણે અન્યત્ર તેમજ માન માયા અને લોભ માટે પણ સમજવું. ત્રણ વેદમાંથી એક વેદ, હાસ્ય રતિ યુગલ કે શોક અરતિ યુગલમાંથી એક યુગલ, આ સાત પ્રકૃતિઓનો મિથ્યાત્વી જીવોને અવશ્ય ઉદય હોય છે. આ સાતના ઉદયે પ્રકૃતિઓના ફારફેરથી ચોવીસ ભાંગા થાય છે. તે આ પ્રમાણે-(ભાંગા કરવાની રીત ગા. ૨૪ માં કહી છે તે પ્રમાણે સમજવી.) કોઇ જીવને

હાસ્યરતિનો કે કોઈ જીવને શોક અરતિનો ઉદય હોવાથી એ દરેક યુગલનો એક એક ભંગ થાય છે, માટે બે યુગલના બે ભંગ. તે બંને યુગલના ઉદયવાળા જીવો ત્રણ વેદમાંથી કોઇ પણ વેદના ઉદયવાળા હોય છે, માટે તે બેને ત્રણે ગુણતા છ ભંગ થાય છે. તે છ એ ભંગવાળા જીવો ક્રોધાદિ ચારમાંથી કોઇ પણ કષાયના ઉદયવાળા હોય છે માટે છ ને ચારે ગુણતા ચોવીસ ભંગ થાય છે. આ પ્રમાણે યુગલ વેદ અને ક્રોધાદિ–ક્રોધ–માન–માયા અને લોભ ફેરવતા ચોવીસ ભંગ થાય છે. હવે તે સાતના ઉદયમાં ભય જુગુપ્સા કે અનન્તાનુબંધિના ઉદયમાંથી કોઇ પણ એક વધતા આઠનો ઉદય થાય છે, અને તે દરેક ઉદયની એક એક ચોવીસી થાય છે. એટલે કે તે દરેક ઉદયમાં સાતના ઉદયની જેમ યુગલ વેદ અને ક્રોધાદિ ચારને ફેરવતા ચોવીસ ચોવીસ ભંગ થાય છે, આ પ્રમાણે ત્રણ ચોવીસી થાય છે. અહિં એક શંકા થાય છે કે–મિથ્યાદષ્ટિને તો અનંતાનુબંધિનો ઉદય અવશ્ય સંભવે છે, તો પછી શા માટે સાતનો ઉદય અને ભય કે જુગુપ્સા સહિત આઠનો ઉદય અનંતાનુબંધિના ઉદય રહિત હોય છે તેમ કહો છો? અહિં ઉત્તર આપતા કહે છે કે–કોઇ ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિ જીવે અનંતાનુબંધિ આદિ દર્શનમોહનીય સપ્તકનો ક્ષય કરતા પહેલા માત્ર અનંતાનુબંધિ કષાયની વિસંયોજના કરી. આટલું કરીને જ વિરમ્યો, પરંતુ મિથ્યાત્વ આદિ ત્રણ દર્શનમોહનીયના ક્ષય માટે તથા પ્રકારના વિશુદ્ધ અધ્યવસાયરૂપ સામગ્રીના અભાવથી પ્રયત્ન કરી શકયો નહિ. ત્યાર બાદ કાળાંતરે પડતા પરિણામે મિથ્યાત્વે ગયો અને ત્યાં મિથ્યાત્વરૂપ હેતુથી અનંતાનુબંધિ કષાયના બંધની શરૂઆત કરી. પરંતુ તેની બંધાવલિકા જ્યાં સુધી પૂર્ણ ન થઇ હોય ત્યાં સુધી તેનો ઉદય થઇ શકતો નથી, બંધાવલિકા પૂર્ણ થયા બાદ થાય છે. વળી અહિં શંકા થાય છે કે—અનંતાનુબંધિ કષાયની માત્ર એક બંધાવલિકા ગયા બાદ જ તેનો ઉદય કઇ રીતે થાય? કારણ કે દરેક પ્રકૃતિનો અમુક અબાધાકાળ હોય છે અને તેનો ક્ષય થાય ત્યારે ઉદય થાય છે. અહિં અનન્તાનુબંધિ કષાયનો ઓછામાં ઓછો અબાધાકાળ અંતર્મુહૂર્ત્ત અને વધારેમાં વધારે ચાર હજાર વર્ષ પ્રમાણ છે. તેથી કમમાં કમ પણ અંતર્મુહૂર્ત્ત ગયા બાદ જ ઉદય થવો જોઇએ માત્ર આવલિકા ગયા બાદ જ તેનો ઉદય કેમ હોઈ શકે? ઉત્તર આપતા કહે છે કે–અહિં ઉપર જણાવ્યો તે દોષ નથી. કારણ કે બંધ સમયથી આરંભી તેની સત્તા થાય છે, જ્યારે સત્તા થઇ ત્યારે બંધકાળ પર્યંત તે પતદ્ગ્રહ તરીકે હોય છે અને જ્યારે પતદ્ગ્રહ તરીકે હોય ત્યારે તેમાં સમાન જાતીય શેષ પ્રકૃતિના દલિકોનો સંક્રમ થાય છે. સંક્રમેલું તે દલિક પતદ્ગ્રહ પ્રકૃતિરૂપે પરિણમે છે. સંક્રમેલા દલિકનો સંક્રમાવલિકા ગયા બાદ ઉદય થાય

છે. તેથી બંધાવલિકા ગયા બાદ ઉદય કહ્યો છે તે વિરૂદ્ધ નથી.

તથા તે પૂર્વોક્ત સાતના ઉદયમાં ભય જુગુપ્સા અથવા ભય અનન્તાનુબંધિ કે જુગુપ્સા અનંતાનુબંધિનો ઉદય વધે ત્યારે નવનો ઉદય થાય છે. તે દરેક વિકલ્પમાં પહેલા કહેલા ક્રમે એક એક ચોવીસી–ચોવીસ ચોવીસ ભાંગા થાય છે, માટે ત્રણ ચોવીસી થાય છે. તથા તેજ સાતના ઉદયમાં ભય જુગુપ્સા અને અનંતાનુબંધિ ત્રણેનો ઉદય વધે ત્યારે દશનો ઉદય થાય છે. અહિં ભાંગાની એકજ ચોવીસી થાય છે. સઘળી મળી મિથ્યાદૃષ્ટિ ગુણઠાણે આઠ ચોવીસી–એકસો બાણું ભાંગા[2] થાય છે.

સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ અને મિશ્ર ગુણઠાણે સાતથી નવ પર્યંત ત્રણ ઉદયો હોય છે. તે આ–૭–૮–૯. તેમાં સાત આ પ્રમાણે–અનંતાનુબંધિ અપ્રત્યાખ્યાનાવરણ પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન ક્રોધાદિમાંથી ક્રોધાદિ ચાર, ત્રણ

૧ અહિં જે સમયે અનંતાનુબંધિ બંધાયા તે સમયથી આરંભી તે પતદ્ગ્રહ થાય છે. તેથી તેમાં જેનો અબાધાકાળ વીતી ગયો છે તેવા અપ્રત્યાખ્યાનાવરણીયાદિ કષાયોના દલિયાઓ સંક્રમે છે–અનંતાનુબંધિરૂપ થાય છે. અનંતાનુબંધિરૂપે થયેલા તે અપ્રત્યાખ્યાનાવરણીયાદિના દલિકો સંક્રમ સમયથી એક આવલિકા ગયા બાદ ઉદયમાં આવે છે. જે સમયે અનંતાનુબંધિ બંધાયા તે જ સમયે અપ્રત્યાખ્યાનાવરણાદિના દલિકો સંક્રમે છે. એટલે બંધ સમયથી એક આવલિકા ગયા બાદ કહો કે સંક્રમસમયથી એક આવલિકા ગયા બાદ કહો એ બંને સરખું જ છે. કેમકે અહિં બંધાવલિકા અને સંક્રમાવલિકા એક જ થઈ જાય છે. તેથી મિથ્યાત્વ ગુણઠાણાની એક આવલિકા ગયા બાદ સંક્રાન્ત દલિકોનો–અનંતાનુબંધિરૂપે થયેલા દલિકોનો ઉદય થાય છે. અને બદ્ધ અનંતાનુબંધિનો પણ બંધ સમયથી એક આવલિકા ગયા બાદ ઉદીરણાકરણ દ્વારા ઉદય થઈ શકે છે. માટે જ એમ કહ્યું છે કે મિથ્યાત્વ ગુણઠાણે ફક્ત એક આવલિકા કાળ જ અનંતાનુબંધિનો ઉદય હોતો નથી. તે પણ જે સમ્યગ્દૃષ્ટયાદિ ગુણઠાણે અનંતાનુબંધિકષાયની વિસંયોજના કરી પડી મિથ્યાત્વે આવ્યો હોય તેને જ સંભવે છે. જે જીવે અનંતાનુબંધિની વિસંયોજના કરી નથી તેને તો તે સત્તામાં હોવાથી જે સમયે પડીને મિથ્યાત્વે આવે તે સમયથી જ ઉદયમાં આવે છે

૨ ભિન્નભિન્ન જીવો આશ્રયી આ ઘટે છે. કેમકે કોઇને સાતનો ઉદય, તે પણ કોઇને કોઇ પ્રકારે તો કોઇને કોઈ પ્રકારે હોય છે એટલે તેના ચોવીસ પ્રકાર થાય છે. એ પ્રમાણે કોઇને આઠનો ઉદય કોઇને નવનો ઉદય અને કોઇને દશનો ઉદય હોય છે. તે આઠ નવ અને દશનો ઉદય પણ સંખ્યા તેજ હોવા છતા અનેક પ્રકારે થાય છે માટે તેના ચોવીસ ચોવીસ વિકલ્પો થાય છે. વેદ કષાય અને યુગલ સાથે ફેરવતા ચોવીસજ વિકલ્પ થાય છે, વધારે નહિ. કેમકે બીજી પ્રકૃતિઓ ફરતી નથી. પ્રકૃતિઓના ફેરફારથીજ ભિન્નભિન્ન વિકલ્પો થાય છે. આ બધા વિકલ્પો એક સમયે અનેક જીવ આશ્રયી અને કાળભેદે એક જીવ આશ્રયી સંભવે છે.

વેદમાંથી એક વેદ, અને બે યુગલમાંથી એક યુગલ. આ સાત પ્રકૃતિઓનો સાસ્વાદનીને અવશ્ય ઉદય હોય છે. અહિં પહેલાના ક્રમે ભાંગાની એક ચોવીસી થાય છે. તથા તે સાતમાં ભય કે જુગુપ્સાનો ઉદય વધતા બે પ્રકારે આઠનો ઉદય થાય છે તેની બે ચોવીસી થાય છે. ભય જુગુપ્સા[1] બંનેનો એક સાથે ઉદય વધતા નવનો ઉદય થાય છે. અહિં ભાંગાની એક ચોવીસી થાય છે. સઘળી મળી સાસ્વાદને ચાર ચોવીસી–છન્નુ ભાંગા થાય છે.

સમ્યગ્ મિથ્યાદષ્ટિ ગુણઠાણે સાત આઠ અને નવ એ ત્રણ ઉદય હોય છે. તેમાં સાત તે આ–અહિંથી કોઇપણ ગુણઠાણે અનંતાનુબંધિ કષાયનો ઉદય હોતો નથી માટે તેને છોડીને શેષ ત્રણ કષાય, ત્રણ વેદમાંથી એક વેદ, બે યુગલમાંથી એક યુગલ, અને મિશ્રમોહનીય. આ સાત પ્રકૃતિઓનો મિશ્રગુણ-સ્થાનકવર્ત્તી દરેક જીવને અવશ્ય ઉદય હોય છે. અહિં પહેલા કહી ગયેલા ક્રમે એક ચોવીસી થાય છે. આજ સાતમાં ભય અથવા જુગુપ્સાનો ઉદય વધતા બે રીતે આઠનો ઉદય થાય છે, માટે ભાંગાની બે ચોવીસી થાય છે. ભય જુગુપ્સા બંનેનો એક સાથે ઉદય વધતા નવનો ઉદય થાય છે. ભાંગાની એક ચોવીસી થાય છે. સઘળી મળી મિશ્રગુણઠાણે ચાર ચોવીસી–છન્નુ ભાંગા થાય છે.

અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણઠાણે છથી નવ સુધીના ચાર ઉદયો હોય છે, તે આ–૬–૭–૮–૯. અહિં ક્ષાયિક સમકીતિ, ઔપશમિક સમકિતિ અને ક્ષયો-પશમ સમકીતિ એ ત્રણ પ્રકારના સમ્યક્ત્વી જીવો હોય છે. તેમાં ઔપશમિક સમ્યક્ત્વી અને ક્ષાયિકસમ્યક્ત્વીને ઉદયમાં પ્રકૃતિઓ સમાન હોય છે. ક્ષાયોપશ-મિક સમ્યક્ત્વીને ઉદયમાં સમ્યક્ત્વ મોહનીય વધારે હોય છે. અહિં કુલ ભાંગાની આઠ ચોવીસી થાય છે. તેમાંથી સમ્યક્ત્વમોહનીયવાળી ચાર ચોવીસી ક્ષાયોપશમિક સમ્યક્ત્વીની અને તે વિનાની ચાર ચોવીસી ઔપશમિક અને ક્ષાયિક સમ્ય-ક્ત્વીની સમજવી. ઔપશમિક અને ક્ષાયિક સમ્યક્ત્વી અવિરતિ સમ્યગ્દષ્ટિને છ પ્રકૃતિઓનો ઉદય આ પ્રમાણે હોય છે.–અપ્રત્યાખ્યાનાવરણાદિ ત્રણ ક્રોધાદિ, ત્રણ વેદમાંથી એક વેદ, બે યુગલમાંથી એક યુગલ, આ છ પ્રકૃતિઓનો ઉદય ચોથે ગુણઠાણે અવશ્ય હોય છે. અહિં પહેલાની જેમ ભાંગાની એક ચોવીસી થાય છે. આ છમાં ભય જુગુપ્સા અથવા સમ્યક્ત્વમોહનીય ત્રણમાંથી કોઇપણ

૧ ભય જુગુપ્સા બંને પરસ્પર વિરૂદ્ધ નથી કોઇને ભયનો ઉદય હોય છે, કોઇને જુગુપ્સાનો ઉદય હોય છે, કોઇને બંનેનો ઉદય હોય છે, તો કોઇને બેમાંથી એકનો પણ ઉદય હોતો નથી. એટલે તેના ફારફેરે જુદીજુદી ચોવીસીઓ થાય છે. અનંતાનુબંધિનો ઉદય બીજે ગુણઠાણે દરેક જીવને અવશ્ય હોય છે. માત્ર મિથ્યાત્વ ગુણઠાણે એક આવલિકા કાળજ કોઇકને ઉદય હોતો નથી.

એક મેળવતા સાતનો ૧ ઉદય થાય છે. સાતનો ઉદય ત્રણ પ્રકારે છે માટે ભાંગાની ચોવીસી પણ ત્રણ થાય છે. તે છમાં ભય જુગુપ્સા અથવા ભય વેદક સમ્યકત્વ, અથવા જુગુપ્સા વેદક સમ્યક્ત્વ નાખતા આઠનો ઉદય થાય છે. અહિં પણ એક એક વિકલ્પમાં ભાંગાની ચોવીસી થાય છે, માટે ત્રણ ચોવીસી થાય છે. ભય જુગુપ્સા અને વેદક સમ્યકત્વ એ ત્રણે એક સાથે મેળવતા નવનો ઉદય થાય છે. અહિં ભાંગાની એક ચોવીસી થાય છે. સઘળી મળી અવિરતિ સમ્યગ્-દૃષ્ટિ ગુણઠાણે આઠ ચોવીસી–એકસો બાણું ભાંગા થાય છે.

દેશવિરતિ ગુણઠાણે પાંચ આદિ ચાર ઉદયો હોય છે, તે આ–૫–૬–૭–૮. તેમાં ઔપશમિક કે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિ દેશવિરતિને પાંચ છ અને સાત એ ત્રણ ઉદયો હોય છે, અને ક્ષાયોપશમિક સમ્યક્ત્વી દેશવિરતને છ સાત અને આઠ એ ત્રણ ઉદયો હોય છે. તેમાં ઔપશમિક કે ક્ષાયિક સમ્યકત્વી દેશવિરતને પાંચ આ પ્રમાણે હોય છે–પ્રત્યાખ્યાનાવરણ અને સંજ્વલન ક્રોધાદિમાંથી બે ક્રોધાદિ, ત્રણ વેદમાંથી એક વેદ, અને બે યુગલમાંથી એક યુગલ કુલ પાંચ. દેશવિરતિ ગુણઠાણે આ પાંચ પ્રકૃતિઓનો ઉદય અવશ્ય હોય છે. પહેલાની જેમ ભાંગાની એક ચોવીસી થાય છે. ભય જુગુપ્સા અથવા સમ્યકત્વમોહનીયમાંથી કોઇપણ એક મેળવતા ઉદયના ત્રણ વિકલ્પ થાય છે. દરેક વિકલ્પમાં ભાંગાની એક એક ચોવીસી થાય છે, માટે ત્રણ ચોવીસી થાય છે. તથા તે પાંચના ઉદયમાં ભયજુગુપ્સા અથવા ભય સમ્યકત્વમોહનીય કે જુગુપ્સા સમ્યકત્વમોહનીય મેળવતા સાતનો ઉદય થાય છે. અહિં પણ ભાંગાની ત્રણ ચોવીસી થાય છે. ભય જુગુપ્સા અને સમ્યકત્વમોહનીય એ ત્રણે એક સાથે મેળવતા આઠનો ઉદય થાય છે. અહિં ભાંગાની એક જ ચોવીસી થાય છે. સઘળી મળી દેશવિરતિ ગુણઠાણે ભાંગાની આઠ ચોવીસી થાય છે. અહિં પણ દરેક સમ્યકત્વીને કેટલી કેટલી ચોવીસી થાય તેનો વિવેક સ્વયમેવ કરી લેવો.

પ્રમત્ત સંયતને ચાર પાંચ છ અને સાત એ ચાર ઉદયો હોય છે. તેમાં ઔપશમિક અને ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને ચાર પાંચ અને છ એ ત્રણ ઉદયો હોય છે,અને ક્ષાયોપશમિક સમ્યકત્વીને સમ્યકત્વ મોહનીયનો ઉદય અવશ્ય હોવાથી પાંચ છ અને સાત એ ત્રણ ઉદયો હોય છે. તેમાં પ્રમત્ત સંયત ઔપશમિક સમ્ય-

૧ અહિં એટલું ધ્યાન રાખવું કે છના ઉદયમાં સમ્યકત્વમોહનીયનો ઉદય વધી સાતનો ઉદય થાય એમ નથી. કેમકે છનો ઉદય ઔપશમિક કે ક્ષાયિક સમ્યક્ત્વીને હોય છે. તેઓને કંઈ સમ્યકત્વ મોહનીયનો ઉદય થતો નથી. અહિં તાત્પર્ય એ છે કે–ઔપશમિક અને ક્ષાયિક સમ્યકત્વીને ૬–૭–૮ એ ત્રણ ઉદયો અને ક્ષાયોપશમિક સમ્યકત્વીને ૭–૮–૯ એ ત્રણ ઉદયો હોય છે. ક્ષાયોપશમિક સમ્યકત્વીને સમ્યકત્વ મોહનીયનો ઉદય ધ્રુવ છે, એટલે તેને શરૂઆતથી જ સાતનો ઉદય હોય છે.

ક્ત્વી અથવા ક્ષાયિક સમ્યક્ત્વીને સંજ્વલન ક્રોધાદિમાંથી કોઇપણ ક્રોધાદિ એક, ત્રણ વેદમાંથી એક વેદ, બે યુગલમાંથી એક યુગલ એ ચાર પ્રકૃતિઓનો અવશ્ય ઉદય હોય છે. અહિં ભાંગાની એક ચોવીસી થાય છે. આ ચારમાં ભય અથવા જુગુપ્સા અથવા સમ્યક્ત્વ મોહનીય મેળવતા પાંચનો ઉદય થાય છે. દરેક સ્થળે સમ્યક્ત્વ મોહનીયના ઉદયવાળી ચોવીસી ક્ષાયોપશમિક સમ્યક્ત્વીને હોય છે. અહિં દરેક વિકલ્પમાં એક એક ચોવીસી થતી હોવાથી ભાંગાની ત્રણ ચોવોસી થાય છે. તથા તે ચારમાં ભય જુગુપ્સા અથવા ભય સમ્યક્ત્વમોહનીય અથવા જુગુપ્સા સમ્યક્ત્વમોહનીય મેળવતા છનો ઉદય થાય છે. અહિં પણ ત્રણ વિકલ્પની ત્રણ ચોવીસી થાય છે. ભય જુગુપ્સા અને સમ્યક્ત્વમોહનીય એક સાથે મેળવતા સાતનો ઉદય થાય છે. ભાંગાની એક ચોવીસી થાય છે. સઘળી મળી આઠ ચોવીસી–એકસો બાણુ ભાંગા થાય છે.

એ પ્રમાણે અપ્રમત્ત સંયતે પણ ચાર આદિ ચાર ઉદયો અને આઠ ચોવીસીઓ સમજવી. અપૂર્વકરણે ચાર પાંચ અને છ એમ ત્રણ ઉદયો હોય છે. આ ગુણઠાણે માત્ર ઔપશમિક સમ્યગ્દષ્ટિ અને ક્ષાયિક સમ્યગ્દષ્ટિ જીવો જ હોય છે, ક્ષાયોપશમિક સમ્યક્ત્વી જીવો હોતા નથી. તેથી અહિં સમ્યક્ત્વમોહનીયનો ઉદય કોઈપણ જીવને હોતો નથી. એટલે અપૂર્વકરણ ગુણસ્થાનક સંપન્ન ક્ષાયિક સમ્યક્ત્વી કે ઔપશમિક સમ્યક્ત્વીને સંજ્વલન ક્રોધાદિમાંથી કોઈપણ એક ક્રોધાદિ, ત્રણ વેદમાંથી એક વેદ અને બે યુગલમાંથી એક યુગલ એ ચાર પ્રકૃતિઓનો ઉદય હોય છે. ભાંગાની એક ચોવીસી થાય છે. આ ચારમાં ભય અથવા જુગુપ્સાનો ઉદય વધતા પાંચનો ઉદય થાય છે. અહિં ભાંગાની બે ચોવીસી થાય છે. ભય અને જુગુપ્સા બંનેનો એક સાથે ઉદય વધતા છનો ઉદય થાય છે. અહિં પણ ભાંગાની એક ચોવીસી થાય છે. સઘળી મળી અપૂર્વકરણે ચાર ચોવીસી–છન્નુ ભાંગા થાય છે. અહિં પ્રમત્ત ગુણસ્થાનકના ઉદયની અપેક્ષાએ અપ્રમત્ત અને અપૂર્વકરણના ઉદયો માત્ર ગુણસ્થાનકના ભેદેજ ભિન્ન છે, પરમાર્થથી ભિન્ન નથી. કેમકે બધા ઉદયો અને વિકલ્પો એક સરખાજ છે. માટે પ્રમત્તના ઉદયના ગ્રહણથીજ અપ્રમત્ત અને અપૂર્વકરણના ઉદયો પણ ગ્રહણ કરાયેલાજ છે એમ સમજવું. આ હેતુથીજ અપ્રમત્ત અને અપૂર્વકરણે માત્ર ગુણસ્થાનકના ભેદથી થતી ચોવીસીઓ પ્રમત્તની ચોવીસીઓથી જુદી ગણવામાં આવશે નહિ. ૨૬

હવે દશ આદિ ઉદયોમાં જેટલી ચોવીસીઓ થાય છે, તેટલી ચોવીસીઓનો નિર્દેશ કરવા ઈચ્છતા આ ગાથા કહે છે–આ ગાથામાં દરેક ઉદયમાં કેટલી ચોવીસીઓ થાય છે તેની સંખ્યા કહી છે—

**दसगाइसु चउवीसा एक्का छिक्कारदससग चउक्कं ।**
**एक्का य नवसयाइं सट्ठाइं एवमुदयाणं ॥२७॥**

**दशकादिषु चतुर्विंशतयः एका षट् एकादश दश सप्त चतुष्कं ।**
**एका च नवशतानि षष्ठयधिकान्येवमुदयानाम् ॥२७॥**

અર્થ—દશ આદિ ઉદયોમાં અનુક્રમે એક છ અગીઆર દશ સાત ચાર અને એક એ પ્રમાણે ચાલીસ ચોવીસીઓ થાય છે. અને નવસો અને સાઠ ઉદયના વિકલ્પો થાય છે.

ટીકાનુ૦—દશના ઉદયથી આરંભી ચારના ઉદય સુધીમાંના દરેક ઉદય· સ્થાનમાં ભાંગાની ચોવીશી અનુક્રમે એક છ અગીઆર દશ સાત ચાર અને એક થાય છે. તેમાં દશના ઉદયે એક ચોવીશી મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે થાય છે. નવના ઉદયે છ ચોવીશી થાય છે, તેમાં ત્રણ ચોવીશી મિથ્યાદષ્ટિ ગુણઠાણે તથા સાસ્વાદન મિશ્ર અને અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણઠાણે એક એક થ.ય છે. આઠના ઉદયે અગીઆર ચોવીશી થાય છે, તેમાં ત્રણ મિથ્યાત્વે, બે સાસાદને, બે મિશ્રે ત્રણ અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણઠાણે અને એક દેશવિરતિ ગુણસ્થાનકે થાય છે. સાતના ઉદયે દશ ચોવીશી થાય છે, તેમાં મિથ્યાદષ્ટિ સાસાદન મિશ્ર અને પ્રમત્ત સંયત એ ચાર ગુણઠાણાઓમાં એક એક, અવિરતિ સમ્યગ્દષ્ટિ અને દેશવિરતિ ગુણકાણે ત્રણ ત્રણ ચોવીશી થાય છે. છના ઉદયે સાત ચોવીશી થાય છે, તેમાં અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણઠાણે એક, દેશવિરતિ અને પ્રમત્તે ત્રણ ત્રણ થાય છે. પાંચના ઉદયે ચાર ચોવીશી થાય છે, તેમાં દેશવિરતિમાં એક અને પ્રમત્ત સંયતે ત્રણ થાય છે. ચારના ઉદયે એક અને તે પ્રમત્ત હોય છે. આ પ્રમાણે સઘળી મળી ચાલીશ ચોવીશીઓ ભાંગાની થાય છે. તેને ચોવીશે ગુણતા ઉદયના વિકલ્પો-ભાંગાઓ નવસો અને સાઠ થાય છે. ૨૭.

હવે પાંચ આદિ બંધસ્થાનકોમાં થતા ઉદયના ભાંગાઓ કહે છે—

**बारस चउरो ति दु एक्कगाउ पंचाइबंधगे उदया ।**
**अबंधगे वि एक्को तेसीया नवसया एवं ॥२८॥**

**द्वादश चत्वारः त्रयो द्वौ एकश्च पञ्चादिबन्धके उदयाः ।**
**अबन्धकेऽपि एकः त्र्यशीतिः नवशतान्येवम् ॥२८॥**

અર્થ—પાંચ આદિ બંધસ્થાનકે અનુક્રમે બાર ચાર ત્રણ બે અને એક ભંગ થાય છે. અબંધકને પણ એક ભંગ થાય છે. કુલ નવસો અને ત્યાશી ભંગ થાય છે.

ટીકાનુ૦—પાંચ આદિ બંધસ્થાનકોમાં અનુક્રમે બાર ચાર ત્રણ બે અને એક એ પ્રમાણે ઉદયના વિકલ્પો થાય છે. તે આ પ્રમાણે—નવમે ગુણસ્થાનકે પાંચના બંધકાળે બે પ્રકૃતિનો ઉદય હોય છે. તે આ–સંજ્વલનક્રોધાદિ ચારમાંથી કોઈપણ એક ક્રોધ આદિ અને ત્રણ વેદમાંથી કોઈપણ એક વેદ. માટે ચારને ત્રણે ગુણતા બાર ભાંગા થાય છે. ચારનો જ્યારે બંધ થાય છે ત્યારે ઉદય એક પ્રકૃતિનો હોય છે. ચારનો બંધ પુરૂષવેદના બંધનો વિચ્છેદ થાય ત્યારે થાય છે, અને પુરૂષવેદનો બંધ અને ઉદય એ બંને સાથે જ જાય છે, માટે ચારના બંધકાળે એકનો ઉદય હોય છે અને તે પણ સંજ્વલન ચાર કષાયમાંથી કોઈ એકનો હોય છે. વેદ કે યુગલ કોઈનો ઉદય નહિ હોવાથી અહિં ચારજ ભંગ થાય છે. અહિં ચાર ભંગ થવાનું કારણ એ છે કે–કોઈ સંજ્વલન ક્રોધના ઉદયે શ્રેણિ આરંભે છે, કોઈ માનના ઉદયે, કોઈ માયાના ઉદયે, કે કોઇ સંજ્વલન લોભના ઉદયે શ્રેણિ આરંભે છે, એટલે ચાર જ ભંગ થાય છે સંજ્વલન ક્રોધનો બંધવિચ્છેદ થાય ત્યારે ત્રણનો બંધ થાય છે, અહિં પણ ઉદય એકનો જ હોય છે અને તે પણ સંજ્વલન માનાદિ ત્રણમાંથી કોઈ પણ એકનો ઉદય હોય છે. કેમકે ક્રોધનો બંધ ઉદય સાથે જ જાય છે. ત્રણના ઉદયના ત્રણ ભંગ થાય છે. એ પ્રમાણે સંજ્વલનમાનના બંધવિચ્છેદે બેનો બંધ હોય છે, ઉદય માયા કે લોભ બેમાંથી એકનોજ હોય છે. અહિં બેના ઉદયના બે ભંગ થાય છે. સંજ્વલન માયાનો બંધવિચ્છેદ થાય ત્યારે એક સંજ્વલન લોભનોજ બંધ થાય છે, ઉદયમાં પણ સંજ્વલન લોભ એકજ હોય છે. માન અને માયાનો પણ બંધ અને ઉદય સાથેજ જાય છે, અહિં એકના ઉદયનો એકજ ભંગ થાય છે.

અહિં પાંચ આદિ બંધસ્થાનકોમાં જો કે સંજ્વલનના ઉદય આશ્રયી કોઈ વિશેષ નથી, કેમકે ઉદયમાં તેની તે પ્રકૃતિ હોય છે, તો પણ બંધસ્થાનકની અપેક્ષાએ ભેદ હોવાથી ભાંગા જુદા ગણ્યા છે. પ્રમત્ત અપ્રમત્ત અને અપૂર્વકરણે તો બંધસ્થાનની અપેક્ષાએ પણ કોઈ ભેદ નથી, કેમકે તે સઘળા નવનો બંધ કરે છે. ઉદયમાં પણ કોઈ ભેદ નથી માટે તેઓના ભાંગા જુદા ગણ્યા નથી. તથા મોહનીયની એક પણ પ્રકૃતિ નહિ બાંધનાર સૂક્ષ્મસંપરાયે એક સંજ્વલનલોભનો ઉદય હોય છે. એટલે તેનો એક ભંગ. સઘળા મળી પાંચ આદિ બંધકના અને અબંધકના ઉદયના વિકલ્પો ત્રેવીશ થાય છે. તે પૂર્વોક્ત નવસો સાઠમાં મેળવતા કુલ નવસો અને ત્યાશી વિકલ્પો થાય છે. ૨૮

૧ સંજ્વલન ક્રોધને ઉદયે શ્રેણિ આરંભે છે એટલે કે ચારિત્રમોહની ઉપશમના કે ક્ષપણ કરવાનો જ્યારે આરંભ કરે ત્યારે તેનો ઉદય હોય છે, એમ સમજવું. એ પ્રમાણે માનાદિના ઉદય માટે પણ સમજવું.

આ વિષયમાં મતાંતર કહે છે—

**चउबंधगेवि बारस दुगोदया जाण तेहि छूढेहिं ।**
**बंधगभेएणेवं पंचूणसहस्समुदयाणं ॥२९॥**

**चतुर्बन्धकेऽपि द्वादश द्विकोदयात् जानीहि तैः क्षिप्तैः ।**
**बन्धकभेदेनैवं पञ्चोनसहस्रमुदयानाम् ॥२९॥**

અર્થ—ચારના બંધે પણ શરૂઆતમાં વેદનો ઉદય હોવાથી બાર ભાંગા જાણ-સમજ. બંધકના ભેદે (થતા) તે ભાંગા (પૂર્વોક્ત સંખ્યામાં) નાખવાથી પાંચ ઓછા એક હજાર ઉદયના વિકલ્પો થાય છે.

ટીકાનુ૦—અહિં કેટલાક આચાર્ય મહારાજો ચારનો બંધ જેટલો કાળ થાય છે, તેના આદ્ય વિભાગમાં-શરૂઆતના કાળમાં વેદનો ઉદય ઇચ્છે છે, માટે તેમના મતે ચારના બંધે પણ સંજ્વલન ચાર કષાયને ત્રણ વેદ સાથે ગુણતા (બેના ઉદયના) બાર ભંગ થાય છે. પહેલાના પાંચના બંધે બેના ઉદયે જે બાર ભંગ કહ્યા તેજ બાર ભંગ ચારના બંધે અને બેના ઉદયે પણ થાય છે, ઉદય ગત પ્રકૃતિમાં કંઇ તફાવત નથી છતા બંધના ભેદે ભિન્ન છે. પહેલાના બાર ભંગ પાંચના બંધ સંબંધી છે, અને અહિં ઉપર કહ્યા તે બાર ભંગ ચારના બંધ સંબંધી છે. માટે બંધના ભેદે થતા તે બાર વિકલ્પ પૂર્વના ઉદયગત વિકલ્પમાં નાખતા પાંચ ન્યૂન એક હજાર એટલે કે નવસો પંચાણું ઉદય વિકલ્પો થાય છે. જો બંધના ભેદે ભાંગાનો ભેદ ન વિવક્ષીએ તો પાંચના બંધે તેમજ ચારના બંધે અને બેના ઉદયે થતા ભાંગાઓ એક સ્વરૂપવાળા જ છે, માટે સઘળા મળી બેના ઉદયના ભાંગાઓ બારજ થાય છે. તથા બંધસ્થાનના ભેદે થતા એકના ઉદયના ભાંગાઓ પણ એક સ્વરૂપવાળા હોવાથી વાસ્તવીક રીતે તેના ચારજ [1]ભંગ થાય છે. માટે આ સોળ ભાંગા પૂર્વોક્ત ઉદયના નવસો સાઠ વિકલ્પોમાં મેળવતા નવસો છોતેર ઉદયના વિકલ્પો થાય છે. ૨૯

તેજ કહે છે.

**बारस दुगोदएहिं भंगा चउरो य संपराएहिं ।**
**सेसा तेच्चियभंगा नवसय छावत्तरा एवं ॥३०॥**

**द्वादश द्विकोदयानां भङ्गाश्चत्वारश्च संपरायाणां ।**
**शेषास्ते एव भंगाः नवशतानि षट्सप्तत्यधिकान्येवम् ॥३०॥**

---

૧ અબંધકને થતો સંજ્વલનના લોભના ઉદયનો એક ભંગ પણ સ્વરૂપે ભિન્ન નહિ હોવાથી જુદો ગણ્યો નથી, માટે ચારજ ભંગ કહ્યા છે,

અર્થ—એના ઉદયે બાર ભાંગા, અને ચાર કષાયના ચાર ભાંગા (બંધસ્થાનના ભેદે ભેદ ન વિવક્ષીએ તો) થાય છે. બાકીના તો પૂર્વે કહ્યા તે જ ભાંગા થાય છે. એમ નવસો અને છોંતેર ભંગ થાય છે.

ટીકાનુ૦—બંધસ્થાનના ભેદે ભેદ ન વિવક્ષીએ તો એના ઉદયના બાર વિકલ્પ, અને સંજ્વલન ચાર કષાયના ઉદયના ચાર વિકલ્પ થાય છે. બાકીના ઉદયના વિકલ્પો તો પૂર્વે કહ્યા તેજ નવસો અને સાઠ થાય છે. આ પ્રમાણે સઘળા મળી નવસો અને છોંતેર ઉદયના વિકલ્પો થાય છે. ૩૦

હવે મોહનીયકર્મના આ ઉપર કહ્યા તેજ ઉદયના વિકલ્પોને ગુણસ્થાનકોમાં વિચાર કરતા આ ગાથા યુગ્મ કહે છે—

**मिच्छाइ अप्पमत्तंतयाण अट्ठट्ठ होंति उदयाणं।**
**चउवीसाओ सासणमीसअपुव्वाण चउ चउरो ॥३१॥**
**चउवीसगुणा एए बायरसुहुमाण सत्तरस अण्णे।**
**सव्वेसुवि मोहुदया पणसट्ठा बारससयाओ ॥३२॥**

**मिथ्यादृष्ट्यादीनामप्रमत्तान्तानामष्टावष्टौ भवन्ति उदयानाम्।**
**चतुर्विंशतयः सास्वादनमिश्रापूर्वाणां चतस्रः चतस्रः ॥३१॥**
**चतुर्विंशतिगुणा एते बादरसूक्ष्मयोः सप्तदशान्ये।**
**सर्वेष्वपि मोहोदयाः पञ्चषष्टिर्द्वादशशतानि ॥३२॥**

અર્થ—મિથ્યાદૃષ્ટિથી આરંભી અપ્રમત્ત ગુણસ્થાનક સુધીના ઉદયની આઠ આઠ ચોવીસી થાય છે. સાસ્વાદન મિશ્ર અને અપૂર્વકરણની ચાર ચાર થાય. છે. એને ચોવીસ ગુણા કરીએ અને બીજા બાદરસંપરાય અને સૂક્ષ્મસંપરાયના સત્તર ભંગ થાય છે, તેને તેમાં મેળવીયે એટલે સઘળા ગુણસ્થાનકોના કુલ ભંગ બારસો અને પાંચઠ થાય છે. ૩૧–૩૨.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિથી આરંભી અપ્રમત્ત સુધીના મિથ્યાદૃષ્ટિ અવિરત સમ્યગ્દૃષ્ટિ દેશવિરતિ પ્રમત્ત અને અપ્રમત્ત એ દરેક ગુણસ્થાનકમાં ઉદયના વિકલ્પોની આઠ આઠ ચોવીસીઓ થાય છે. આ પ્રમાણે સાસ્વાદન મિશ્ર અને અપૂર્વકરણ એ પ્રત્યેક ગુણસ્થાનકમાં ચાર ચાર ચોવીસીઓ થાય છે. ગુણસ્થાનકના ભેદે ભેદ ગણતા કુલ બાવન ચોવીસીઓ થાય છે. આ સઘળી ચોવીસીઓનો સવિસ્તર વિચાર પહેલા ૨૬ મી ગાથામાં કરી ગયા છે, માટે અહિં ફરી કરતા નથી. ત્યાં બંધસ્થાનકના ભેદે ચોવીસીઓનો ભેદ ગણ્યો છે, અહિં

ગુણસ્થાનકના ભેદે ચોવીસીઓનો ભેદ ગણ્યો છે. બાવનને ચોવીસે ગુણીએ એટલે બારસો અધિક અડતાલીસ ભંગ થાય છે. તથા નવમા અને દશમા ગુણ સ્થાનકના સત્તર ભંગ થાય છે. ત્રીસમી ગાથામાં કહેલ પ્રકારે પંચાદિ બંધમાં અનિવૃત્તિ બાદર સંપરાયના બેના ઉદયના બાર અને એકના ઉદયના ચાર કુલ સોળ અને બંધના અભાવે સૂક્ષ્મસંપરાયનો એકના ઉદયનો એક એ પ્રમાણે પૂર્વના બારસો અડતાલીસમાં સત્તર મેળવતા સઘળા ગુણસ્થાનકોના મોહનીય-કર્મના સઘળા ઉદયના વિકલ્પો બારસો પાંસઠ થાય છે. અન્યૂનાતિરિક્ત આ સઘળા ભંગો ઉદીરણામાં પણ જાણવા. ૩૧-૩૨.

ઉપર કહી તેજ હકીક્ત આ ગાથા દ્વારા કહે છે—

**उदयविगप्पा जे जे उदीरणाएवि होंति ते ते उ।**
**अंतमुहुत्तिय उदया समयादारब्भ भंगा य ॥३३॥**

**उदयविकल्पा ये ये उदीरणायामपि भवन्ति ते ते तु।**
**आन्तर्मौहूर्त्तिका उदयाः समयादारभ्य भंगाश्च ॥३३॥**

અર્થ—ઉદયના જે જે વિકલ્પો થાય છે, તે સઘળા ઉદીરણામાં પણ થાય છે. ઉદય વિકલ્પો અને ભંગો સમયથી આરંભી અંતર્મુહૂર્ત્ત કાળ માનવાળા છે.

ટીકાનુ૦—સ્વરૂપતઃ-સામાન્યથી, બંધ સ્થાનના ભેદે, કે ગુણસ્થાનકના ભેદે ઉદયના જે જે વિકલ્પો પહેલા કહેવાઇ ગયા છે, તે સઘળા ઉદીરણામાં પણ સમજવા. કેમકે ઉદય અને ઉદીરણા સહભાવી છે. જો કે ત્રણ વેદ અને સંજ્વલન કષાયની પર્યંતાવલિકામાં ઉદીરણા થતી નથી, પરંતુ કેવલ ઉદય જ પ્રવર્ત્તે છે, તોપણ-પર્યંતાવલિકા છોડીને શેષકાલ ઉદય સાથે ઉદીરણા હોય છે જ, એટલે ભાંગાની સંખ્યામાં કોઇ ફેર પડતો નથી.

હવે તે ઉદય અને ભંગનું કાળમાન કહે છે.—

એકના ઉદયથી આરંભી દશના ઉદય સુધીના સઘળા ઉદયો-ઉદયસ્થાનકો, અને તેના સઘળા ભાંગાઓ સમયથી આરંભી અંતર્મુહૂર્ત્ત કાળમાન વાળા છે. એટલે કે તે સઘળા ઉદયસ્થાનકોનો અને તેની અંદરના સઘળા ભાંગાઓનો જઘન્યથી એક સમય અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત કાળ છે. તે તે ઉદયસ્થાનક કે તે તે ઉદયસ્થાનકોનો દરેક ભંગ જઘન્ય એક સમય સુધી રહે છે, અને ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત સુધી રહે છે, ત્યારબાદ તે ઉદયસ્થાનક કે ભંગ પલટાઇ જાય છે. કારણ કે ચારથી દશ સુધીના દરેક ઉદયસ્થાનોમાં કોઇપણ એક વેદ અને કોઇપણ એક યુગલ અવશ્ય હોય છે. તે વેદ કે યુગલમાંથી કોઇપણ વેદનું

કે યુગલનું અંતર્મુહૂર્ત્ત બાદ જરૂર પરાવર્ત્તન થાય છે. કોઇપણ એક જ વેદ કે એક જ યુગલ અંતર્મુહૂર્ત્તથી વધારે કાળ ઉદયમાં રહેતા નથી. મૂળ ટીકામાં કહ્યું છે કે-"અંતર્મુહૂર્ત્ત બાદ વેદ અને યુગલનું અવશ્ય પરાવર્ત્તન થાય છે, માટે તે દરેક ઉદયસ્થાનકોનો કે તેના ભાંગાઓનો ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત કાળ કહ્યો છે. બેના ઉદયનો અને એકના ઉદયનો અંતર્મુહૂર્ત્તકાળ તો પ્રસિદ્ધ છે. કેમકે બેનો કે એકનો ઉદય નવમા ગુણસ્થાનકે અને એકનો ઉદય દશમા ગુણસ્થાનકે હોય છે, અને તે ગુણસ્થાનકનો કાળ જ અંતર્મુહૂર્ત્ત છે. તથા જઘન્યથી દરેક ઉદયસ્થાનક કે ભંગનો એક સમયનો કાળ છે. અહિં શંકા થાય કે એક સમયનો કાળ શી રીતે ઘટે ? તેના ઉત્તરમાં કહે છે-જ્યારે કોઇપણ વિવક્ષિત એક ઉદયસ્થાનમાં કે કોઇપણ એક ભંગમાં એક સમય રહીને બીજે સમજે અન્ય ગુણસ્થાનકે જાય ત્યારે બંધસ્થાનના ભેદે ગુણસ્થાનકના ભેદે કે સ્વરૂપે અન્ય ઉદયસ્થાનકમાં કે અન્ય ભંગમાં જાય છે. માટે સઘળા ઉદયસ્થાનકોનો અને ભાંગાઓનો કાળ જઘન્યથી એક સમયનો કહ્યો છે. ૩૩.

હવે કઇ મોહ પ્રકૃતિનો ક્યા ગુણસ્થાનકે ઉદય વિચ્છેદ થાય છે, તે કહે છે—

**मिच्छत्तं अणमीसं चउरो चउरो कसाय वा संमं।**
**ठाइ अपुव्वे छक्कं वेयकसाया तओ लोभं ॥३४॥**

**मिथ्यात्वं अनमिश्रं चत्वारश्चत्वारः कषाया वा सम्यक्त्वम् ।**
**तिष्ठत्यपूर्वे षट्कं वेदकषायास्ततो लोभः ॥३४॥**

અર્થ—મિથ્યાત્વ અનંતાનુબંધી મિશ્રમોહનીય અને ચાર ચાર કષાયો અનુક્રમે એકથી પાંચ ગુણસ્થાનક સુધીમાં રહે છે-હોય છે. ચારથી સાત સુધીમાં સમ્યકત્વમોહનીય વિકલ્પે રહે છે. હાસ્ય ષટ્ક અપૂર્વકરણ સુધી રહે છે. વેદ અને ત્રણ સંજ્વલન કષાય નવમા સુધી અને લોભ દશમા સુધી રહે છે.

ટીકાનુ૦—ઉદય આશ્રયીને મિથ્યાત્વમોહનીયકર્મ મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે રહે છે-હોય છે. એટલે કે મિથ્યાત્વમોહનીયનો ઉદયવિચ્છેદ મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે થાય છે. ત્યાં ઉદયમાં હોય છે ત્યારપછીના અન્ય કોઇને હોતું નથી. એ પ્રમાણે અનંતાનુબંધિનો ઉદયવિચ્છેદ સાસ્વાદને, મિશ્રમોહનીયનો મિશ્રગુણસ્થાનકે, અપ્રત્યાખ્યાનાવરણ ક્રોધાદિ ચાર કષાયનો અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે,

૧ અહિં દરેક ઉદયસ્થાનક કે દરેક ભંગનો જઘન્યથી સમયનો કાળ અન્ય ગુણસ્થાનકે જાય ત્યારે કહ્યો આ ઉપરથી એમ સમજાય છે કે એક ગુણસ્થાનકે લાંબો કાળ રહે તો દરેક ઉદયસ્થાન કે ભંગનો અંતર્મુહૂર્ત્તકાળ હોવો જોઇએ.

અને પ્રત્યાખ્યાનાવરણીય ક્રોધાદિ ચાર કષાયનો દેશવિરતિગુણસ્થાનકે ઉદયવિચ્છેદ થાય છે. ઉદય આશ્રયીને સમ્યક્ત્વમોહનીયકર્મ અવિરતિ સમ્યગ્દૃષ્ટિથી અપ્રમત્ત ગુણસ્થાનક સુધીમાં વિકલ્પે હોય છે. કદાચિત્ હોય છે, કદાચિત્ હોતું નથી. તેમાં ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ કે ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને ઉદયમાં હોતું નથી, ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિને ઉદયમાં હોય છે. તથા હાસ્ય રતિ અરતિ ભય શોક અને જુગુપ્સારૂપ હાસ્યષટ્કનો ઉદયવિચ્છેદ અપૂર્વકરણે થાય છે. ત્રણવેદ અને સંજ્વલન ક્રોધ માન અને માયાનો ઉદયવિચ્છેદ અનિવૃત્તિ બાદર સંપરાયે થાય છે. તથા સંજ્વલન લોભનો ઉદયવિચ્છેદ દશમા ગુણસ્થાનકે થાય છે. ત્યાં સુધી ઉદયમાં રહે છે, ત્યારબાદ રહેતા નથી. ૩૪

આ પ્રમાણે મોહનીયકર્મના ઉદયસ્થાનકો વિસ્તારપૂર્વક કહ્યા. હવે સત્તાસ્થાનકો કહે છે.—

**अट्ठगसत्तगछक्कगचउतिगदुगएक्कगाहिया वीसा ।**
**तेरस बारेक्कारस संते पंचाइ जा एक्कं ॥३५॥**

**अष्टकसप्तकषट्कचतुस्त्रिद्वयेकाधिका विंशतिः ।**
**त्रयोदश द्वादश एकादश सत्कर्माणि पंचादि यावदेकम् ॥३५॥**

અર્થ—આઠ સાત છ ચાર ત્રણ બે અને એક અધિક વીશ તેર, બાર, અગીઆર, અને પાંચથી એક કુલ પંદર સત્તાના સ્થાનકો છે.

ટીકાનુ૦—મોહનીયકર્મના પંદર સત્તાના સ્થાનકો છે. તે આ પ્રમાણે— અઠ્ઠાવીશ, સત્તાવીશ, છવ્વીસ, ચોવીસ, ત્રેવીસ, બાવીસ. એકવીસ, તેર, બાર, અગીઆર, પાંચ. ચાર, ત્રણ, બે અને એક.

ગાથામાં 'संते' એ પદનો ભાવપ્રધાન નિર્દેશ કરેલ હોવાથી सत् ઉપરથી सत्ता પદ લેવાનું છે. અને તેથી ઉપર સત્તાના સ્થાનકો લીધા છે. ૩૫

હવે ઉપર કહેલા સત્તાસ્થાનકોને ગુણસ્થાનકોમાં ઘટાવે છે—

**अणमिच्छमीससम्माण अविरया अप्पमत्त जा खवगा ।**
**समयं अट्ठकसाए नपुंसइत्थी कमा छक्कं ॥ ३६ ॥**
**पुंवेयं कोहाइ नियट्टि नासेइ सुहुम तणुलोभं ।**
**तिण्णेगतिपण चउसुं तेक्कारस चउति संताणि ॥३७॥**

**अनमिथ्यात्वमिश्रसम्यक्त्वानां अविरता (दयो) अप्रमत्ताः यावत् क्षपकाः ।**
**समकं अष्टौ कषायान् नपुंसं स्त्रियं क्रमात् षट्कम् ॥३६॥**

पुंवेदं क्रोधादीननिवृत्तिर्नाशयति सूक्ष्मः तनुलोभम् ।
त्रीण्येकं त्रीणि पञ्च चतुर्षु त्रीण्येकादश चतुः त्रीणि सत्स्थानानि ॥३७॥

અર્થ—અવિરતિથી આરંભી અપ્રમત્ત સુધીના અનંતાનુબંધિ મિથ્યાત્વ મિશ્ર અને સમ્યકત્વ મોહનીયના ક્ષપક છે. અનિવૃતિ બાદર સંપરાય આઠ કષાયને એક સાથે ખપાવે છે. ત્યારબાદ નપુંસકવેદને સ્ત્રીવેદને હાસ્યષટ્કને, પુરૂષવેદને, અને સંજ્વલ ક્રોધ માન માયાને અનુક્રમે ખપાવે છે. સૂક્ષ્મસંપરાય સૂક્ષ્મ લોભને ખપાવે છે. ત્રણ, એક, ત્રણ, ચારમાં પાંચ, ત્રણ, અગીઆર, ચાર, અને ત્રણ, એ પ્રમાણે મિથ્યાદષ્ટિથી ઉપશાંતમોહ ગુણસ્થાનક સુધીમાં અનુક્રમે સત્તાના સ્થાનકો હોય છે.

ટીકાનુ૦—અનન્તાનુબંધિ ચતુષ્ક મિથ્યાત્વમોહનીય મિશ્રમોહનીય અને અને સમ્યકત્વમોહનીયને અવિરતિ સમગ્દષ્ટિ ગુણસ્થાનકથી અપ્રમત્ત સંયત ગુણસ્થાનક સુધીના ખપાવે છે. ઉપરોક્ત ચાર ગુણસ્થાનકમાંથી કોઇપણ ગુણ-સ્થાનકે વર્ત્તમાન આત્માઓ એ સપ્તકને ખપાવે છે, એ તાત્પર્ય છે. (તેમાં પણ પહેલા અનંતાનુબંધિ ચતુષ્કને અને પછી દર્શનત્રિકને ખપાવે છે.) એટલે એ અવિરતાદિ ગુણસ્થાનકોમાં જ્યાં સુધી સપ્તકનો ક્ષય ન કર્યો હોય ત્યાં સુધી તે સત્તામાં હોય છે, ત્યારબાદ સર્વથા હોતું નથી. તથા ક્ષપકશ્રેણિમાં અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એ આઠ કષાયનો એક સાથે નાશ કરે છે. ત્યાર પછી નપુંસકવેદનો ક્ષય કરે છે, ત્યારબાદ સ્ત્રીવેદનો, ત્યારબાદ હાસ્યષટ્કનો, ત્યારબાદ પુરૂષવેદનો, ત્યાર પછી અનુક્રમે સંજ્વલન ક્રોધ માન અને માયાનો નાશ કરે છે. આ ક્રમે ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન આત્મા નવમા ગુણસ્થાનકે મોહનીયકર્મની વીશ કર્મ પ્રકૃતિઓ ખપાવે છે. કીટ્ટીકૃત સૂક્ષ્મલોભનો સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે નાશ કરે છે. કયા કયા ગુણસ્થાનકે કયા ક્રમથી મોહનીયની કર્મપ્રકૃતિઓનો ક્ષય કરે છે એ ઉપર કહ્યું તેથી ચોવીસ આદિ બાર સત્તાસ્થાનોનું વ્યાખ્યાન કર્યું છે, એમ સમજવું. તથા ત્રણ સત્તાસ્થાનો કેવી રીતે હોય છે, તે જો કે આગળ કહેશે, તોપણ સંમોહ ન થાય એટલા માટે તે સઘળા સત્તાસ્થાનોનો પણ અહિં વિચાર કરે છે.

મોહનીયકર્મની અઠ્ઠાવીશે પ્રકૃતિઓ સત્તામાં હોય ત્યારે અઠ્ઠાવીશ, સમ્ય-કત્વમોહનીય ઉવેલે ત્યારે સત્તાવીશ, મિશ્રમોહનીય ઉવેલે ત્યારે છવ્વીસ અથવા અનાદિ મિથ્યાદષ્ટિને છવ્વીસ, અઠ્ઠાવીશમાંથી અનંતાનુબંધિ ચતુષ્કની વિસંયોજના કરે ત્યારે ચોવીસ, મિથ્યાત્વમોહનીયના ક્ષયે ત્રેવીશ, મિશ્રમોહનીયના ક્ષયે, બાવીશ, અને સમ્યકત્વ મોહનીયના ક્ષયે ક્ષાયિક સમ્યકત્વીને એકવીશ પ્રકૃતિઓ સત્તામાં હોય છે. ત્યારબાદ ક્ષપકશ્રેણિમાં આઠ કષાયનો ક્ષય કરે ત્યારે તેર,

નપુંસકવેદના ક્ષયે બાર, સ્ત્રીવેદના ક્ષયે અગીયાર, હાસ્યષટકના ક્ષયે પાંચ, પુરૂષવેદના ક્ષયે ચાર, ત્યારબાદ સંજ્વલન ક્રોધના ક્ષયે ત્રણ સંજ્વલન માનના ક્ષયે બે, સંજ્વલન માયાના ક્ષયે એક સંજ્વલન લોભ સત્તામાં હોય છે. આ પ્રમાણે મોહનીયકર્મના પંદર સત્તાના સ્થાનકો થાય છે.

હવે પ્રત્યેક ગુણસ્થાનકમાં કેટલા સત્તાના સ્થાનકો હોય તેનો વિચાર કરતા કહે છે.-મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ત્રણ સત્તાસ્થાન હોય છે. તે આ પ્રમાણે–૨૮–૨૭–૨૬. સાસ્વાદન સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે અઠ્ઠાવીસનું એક સત્તાસ્થાન હોય છે. મિશ્રદષ્ટિ ગુણસ્થાનકે ત્રણ સત્તાસ્થાન હોય છે. તે આ–૨૮–૨૭–૨૪. તથા અવિરતિ સમ્યગ્દષ્ટિ, દેશવિરતિ, પ્રમત્ત સંયત, અને અપ્રમત્ત સંયત એ ચાર ગુણસ્થાનકોમાં દરેકમાં પાંચ પાંચ સત્તાસ્થાનક હોય છે. તે આ પ્રમાણે–૨૮–૨૪–૨૩–૨૨–૨૧. અપૂર્વકરણે ત્રણ સત્તાસ્થાન હોય છે. તે આ–૨૮–૨૪–૨૧. અનિવૃત્તિ બાદર સંપરાય ગુણસ્થાનકે અગીઆર સત્તાસ્થાન હોય છે. તે આ પ્રમાણે–૨૮–૨૪–૨૧–૧૩–૧૨–૧૧–૫–૪–૩–૨–૧. સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે ચાર સત્તાસ્થાન હોય છે. તે આ–૨૮–૨૪–૨૧–૧. ઉપશાંતમોહ ગુણસ્થાનકે ત્રણ સત્તાસ્થાન હોય છે. તે આ–૨૮–૨૪–૨૧. આ સઘળા સત્તાના સ્થાનકોનો વિચાર સંવેધનો વિચાર કરશે ત્યાં કરશે, એટલે અહિં તેનો વિચાર કર્યો નથી. ૩૭.

હવે છવ્વીસ આદિ સત્તાસ્થાનકો કે જેનો પહેલા વિચાર નથી કર્યો, તેનો સંભવ કઇ રીતે હોઈ શકે. તે જણાવવા આ ગાથા કહે છે.—

**छव्वीसणाइमिच्छे उव्वलणाए व सम्ममीसाणं ।**
**चउवीस अणविजोए भावो भूओ वि मिच्छाओ ॥३८॥**

**षड्विंशतिरनादिमिथ्यात्वे उद्वलनायां वा सम्यक्त्वमिश्रयोः ।**
**चतुर्विंशतिरनवियोगे भावो भूयोऽपि मिथ्यात्वात् ॥३८॥**

અર્થ—અનાદિ મિથ્યાદષ્ટિને છવ્વીસનું સત્તાસ્થાન હોય છે. સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયને ઉવેલતા સત્તાવીસ અને છવ્વીસ એ બે સત્તાસ્થાન હોય છે. અનંતાનુબંધિની વિસંયોજના કરતા ચોવીસનું સત્તાસ્થાન હોય છે. મિથ્યાત્વમોહનીયરૂપ નિમિત્તથી અનંતાનુબંધિની ફરી પણ સત્તા થાય છે.

ટીકાનુ૦—અનાદિ મિથ્યાદષ્ટિને મોહનીય કર્મની છવ્વીસ પ્રકૃતિરૂપ એકજ [1]સત્તાસ્થાન હોય છે. અથવા અઠ્ઠાવીસની સત્તાવાળો આત્મા જ્યારે સમ્યક્ત્વ અને મિશ્રમોહનીય ઉવેલે ત્યારે છવ્વીસ પ્રકૃતિની સત્તા થાય

૧ એક સાથે જેટલી પ્રકૃતિ સત્તામાં હોય તેને સત્તાસ્થાન કહેવાય છે.

છે. અઠ્ઠાવીસ પ્રકૃતિની સત્તાવાળા આત્માએ સમ્યક્ત્વ મોહનીય ઉવેલી નાખી છે, પરંતુ હજી મિશ્રમોહનીય ઉવેલી નથી, જ્યાં સુધી ઉવેલી ન હોય ત્યાં સુધી તેને સત્તાવીસ પ્રકૃતિ સત્તામાં હોય છે. તથા અનંતાનુબંધિની વિસંયોજના કરે ત્યારે ચોવીસ પ્રકૃતિ સત્તામાં હોય છે. વિસંયોજનાનો અર્થ ક્ષપણા છે.

પ્રશ્ન—જ્યારે અનંતાનુબંધિ કષાયોને વિસંયોજ્યા એટલે કે સત્તામાંથી નિર્મૂળ કર્યા ત્યારે અસદ્‌ભૂત થયેલા તે કષાયોની સત્તાનો ફરી પ્રાદુર્ભાવ કઈ રીતે થાય ? જે સત્તામાંથીજ ગયા તે ફરી કઇ રીતે સત્તામાં પ્રાપ્ત થાય ?

ઉત્તર—મિથ્યાત્વથી. અનંતાનુબંધિની ક્ષપણા કરનારાએ અનંતાનુબંધિને સત્તામાંથી નિર્મૂળ કર્યા છે, પરંતુ તેના બીજ ભૂત મિથ્યાત્વમોહનીયને નષ્ટ કર્યું નથી. જ્યાં સુધી તે બીજ છે ત્યાં સુધી અનંતાનુબંધિની સત્તા થવાનો સંભવ છે, કેમકે મિથ્યાત્વમોહનીયના ઉદયથી જ્યારે પ્રથમ ગુણસ્થાનકે જાય છે, ત્યારે મિથ્યાત્વરૂપ નિમિત્તવડે અનંતાનુબંધિ કષાયને બાંધે છે. જ્યારે બાંધે ત્યારે સત્તામાં અવશ્ય પ્રાપ્ત થાય છે. ૩૮.

જે મોહનીય પ્રકૃતિનો જે ઉદ્વલક છે, તેને આ ગાથામાં બતાવે છે—

**सम्ममीसाणं मिच्छो सम्मो पढमाण होइ उव्वलगो।**
**बंधावलियाउप्पिं उदओ संकंतदलियस्स ॥३९॥**

**सम्यक्त्वमिश्रयोर्मिथ्यादृष्टिः सम्यग्दृष्टिः प्रथमानां भवत्युद्वलकः।**
**बंधावलिकाया उपरि उदयः संक्रान्तदलिकस्य ॥३९॥**

અર્થ—સમ્યક્ત્વ અને મિશ્રમોહનીયનો ઉદ્વલક મિથ્યાદૃષ્ટિ અને અનંતાનુબંધિ કષાયનો સમ્યગ્દૃષ્ટિ આત્મા છે. તથા બંધાવલિકા ગયા બાદ સંક્રાંત દલિકનો ઉદય થાય છે.

ટીકાનુ૦—સમ્યક્ત્વમોહનીય અને મિશ્રમોહનીયની ઉદ્વલના મિથ્યાદૃષ્ટિ આત્મા કરે છે. અને અનંતાનુબંધિકષાયની ઉદ્વલના સમ્યગ્દૃષ્ટિ–ચોથા ગુણસ્થાનકથી સાતમા ગુણસ્થાન સુધીમાં વર્ત્તમાન આત્મા કરે છે. ઉવેલેલા અનંતાનુબંધિ કષાયનો પહેલે ગુણસ્થાનકે કઇ રીતે અને કયારે ઉદય થાય તે કહે છે–અનંતાનુબંધિ ઉવેલનાર આત્મા મિથ્યાત્વમોહના ઉદયથી પડી મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે જાય છે. જે સમયે મિથ્યાત્વ ગુણસ્થાનકે જાય તેજ સમયથી બીજભૂત મિથ્યાત્વરૂપ હેતુ વડે અનંતાનુબંધિ બાંધવાનો આરંભ કરે છે. જે સમયથી બાંધવાની શરૂઆત કરે તેજ સમયથી પતદ્‌ગ્રહરૂપ થયેલા તે અનંતાનુબંધિમાં અપ્રત્યાખ્યાનાવરણાદિ પ્રકૃતિઓના દલિકો સંક્રમે છે. સંક્રમાવલિકા ગયા બાદ તે સંક્રાન્ત દલિકનો ઉદય થાય છે. તાત્પર્ય એ કે અનંતાનુબંધિ કષાયની વિસંયો-

જના કર્યા બાદ મિથ્યાત્વ મોહનીયકર્મના ઉદયથી પડી જે સમયે મિથ્યાત્વે આવે તે સમયથી એક આવલિકા બાદ અવશ્ય અનંતાનુબંધિ કષાયનો ઉદય થાય છે. આ વિષયનો પહેલા ગા૦ ૨૬ માં વિચાર કરી ગયા છે. ૩૯

આ પ્રમાણે સવિસ્તર સત્તાના સ્થાનકો કહ્યા હવે બંધ ઉદય અને સત્તાસ્થાનકોનો પરસ્પર સંવેધ કહે છે.—

**बावीसं बंधंते मिच्छे सत्तोदयंमि अडवीसा ।**
**संतं छसत्तवीसा य होंति सेसेसु उदएसु ॥४०॥**

**द्वाविंशतिं बध्नन्ति मिथ्यात्वे सप्तोदये अष्टाविंशतिः ।**
**सत् षड्सप्तविंशती च भवतः शेषेषूदयेषु ॥४०॥**

અર્થ—મિથ્યાત્વે બાવીસ બાંધે છે, અને ત્યાં સાતનો ઉદય છતા અઠ્ઠાવીશ સત્તામાં હોય છે. તથા શેષ ઉદયોમાં છવ્વીસ અને સત્તાવીશ બે સત્તાના સ્થાનકો હોય છે.

ટીકાનુ૦—મોહનીય કર્મની બાવીસ પ્રકૃત્તિનો બંધ મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે હોય છે, અને ત્યાં સાતનો ઉદય છતા અટ્ઠાવીસ પ્રકૃતિના સમુદાયરૂપ એક જ સત્તાસ્થાન હોય છે, અન્ય કોઇ હોતા નથી. મિથ્યાદષ્ટિને બાવીસના બંધે સાતનો ઉદય છતા એક અટ્ઠાવીશનું જ સત્તાસ્થાન હોય એ કેમ સમજી શકાય ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે—સાતનું ઉદયસ્થાન અનંતાનુબંધિના ઉદય વિના હોય છે. મિથ્યાદષ્ટિને અનંતાનુબંધિના ઉદય વિનાનું સાતનું ઉદયસ્થાન કઇ રીતે અને કેટલો કાળ હોય તે સમજવામાં આવે તો સાતના ઉદયે અટ્ઠાવીશનું એક જ સત્તાસ્થાન હોઇ શકે તે બરાબર સમજી શકાય. એટલે તે જ સમજાવે છે.— કોઇએક આત્માએ પહેલા સમ્યગ્દષ્ટિ છતા અનંતાનુંબંધિ કષાયને ઉવેલી નાખ્યા—સત્તામાંથી નિર્મૂળ કર્યા. ત્યારબાદ કાળાંતરે તથાપ્રકારના પરિણામના વશથી મિથ્યાત્વે ગયો. જે સમયે મિથ્યાદષ્ટિ થયો તે જ સમયથી મિથ્યાત્વરૂપ નિમિત્તવડે અનંતાનુબંધ કષાયને બાંધવાનો આરંભ કર્યો, અને બંધાતા તે અનંતાનુબંધિ કષાયમાં અપ્રત્યાખ્યાનાવરણાદિ કષાયને સંક્રમાવવાનો પણ બંધ સાથે જ આરંભ કર્યો. આવા પ્રકારના મિથ્યાદષ્ટિને [1]બંધાવલિકા કહો કે સંક્રમાવલિકા

[1] જે સમયે બંધ શરૂ થાય તે જ સમયથી સંક્રમ પણ શરૂ થાય છે. એટલે બંધાવલિકા અને સંક્રમાવલિકા એક સાથે જ પૂર્ણ થાય છે. આવલિકા ગયા બાદ સંક્રાન્ત દલિકનો ઉદય થાય છે, અને બદ્ધદલિકનો ઉદીરણાથી ઉદય થાય છે. જો બંધાતા અનંતાનુબંધિમાં અપ્રત્યાખ્યાનાવરણાદિ સંક્રમતા ન હોત તો બંધાયેલા દલિકનો ઓછામાં ઓછો અંતર્મુહૂર્ત્ત અબાધાકાળ હોવાથી બાંધેલા દલિક તો અંતર્મુહૂર્ત્ત પછી જ ઉદયમાં

કહો એક આવલિકા કાળ પર્યંત અનંતાનુબંધિ કષાયને ઉદય હોતો નથી. અનંતાનુબંધિની વિસંયોજના કર્યા વિના જેઓ મિથ્યાત્વ ગુણુસ્થાનકે જાય તેઓને તો અવશ્ય અનંતાનુબંધિ કષાયનો ઉદય હોય છે. આ રીતે મિથ્યાદૃષ્ટિને એક આવલિકા કાળ સાતના ઉદયે અઠ્ઠાવીસ પ્રકૃતિનું એક જ સત્તાસ્થાન સંભવે છે.

તથા સાત સિવાયના બાકીના આઠ નવ અને દશરૂપ ત્રણ ઉદયસ્થાનમાં છવ્વીસ સત્તાવીસ અને અટ્ઠાવીશ એમ ત્રણ ત્રણ સત્તાસ્થાનો હોય છે. તે આ પ્રમાણે–આઠપ્રકૃતિનું ઉદયસ્થાન બે પ્રકારે છે—૧ અનંતાનુબંધિના ઉદય વિનાનું ૨ અનંતાનુબંધિના ઉદયવાળું. તેમાં અનંતાનુબંધિના ઉદયવિનાના આઠના ઉદયે સાતના ઉદયમાં કહેલ યુક્તિ પ્રમાણે અટ્ઠાવીશનું એક જ સત્તાસ્થાન હોય છે. અને અનંતાનુબંધિના ઉદયવાળા આઠના ઉદયે ઉપર કહ્યા તે ત્રણે સત્તાસ્થાનો હોય છે. તેમાં જ્યાંસુધી સમ્યકત્વમોહનીય ઉવેલે નહિ ત્યાં સુધી અટ્ઠાવીશ, સમ્યકત્વમોહનીય ઉવેલ્યા બાદ સત્તાવીશ, અને મિશ્રમોહનીય ઉવેલ્યા બાદ છવ્વીસ, અથવા અનાદિ મિથ્યાદૃષ્ટિને છવ્વીસ. એ રીતે આઠના ઉદયે ત્રણ સત્તાસ્થાન હોય છે. એ જ પ્રમાણે નવના ઉદયે પણ ત્રણ સત્તાસ્થાન હોય છે. દશનું ઉદયસ્થાન અનન્તાનુબંધિ સહિત જ હોય છે. ત્યાં પણ ત્રણે સત્તાસ્થાન હોય છે. સાત આઠ નવ અને દશ એ ચાર ઉદયસ્થાનકો કઇ કઇ પ્રકૃતિના મળવાથી થાય છે, તે ચોવીસીઓ કહેવાના પ્રસંગે કહેવાઈ ગયું છે.

તથા સાસ્વાદને એકવીશ પ્રકૃતિના બંધે સાત આઠ અને નવ એ ત્રણે ઉદયસ્થાનકે અટ્ઠાવીશ પ્રકૃતિના સમુદાયરૂપ એક જ સત્તાસ્થાન હોય છે. તે આ રીતે—સાસ્વાદનપણું ઔપશમિકસમ્યકત્વથી પડતા પ્રાપ્ત થાય છે. ઉપશમસમ્યકત્વના બળથી તે આત્માએ મિથ્યાત્વમોહનીયને રસ ભેદે સમ્યકત્વ મિશ્ર અને મિથ્યાત્વરૂપે ત્રણ ભાગમાં વહેંચી નાખ્યું છે માટે દર્શન મોહનીય ત્રિકની પણ સત્તા હોવાથી સાસ્વાદને ત્રણે ઉદય સ્થાનોમાં એક અટ્ઠાવીસનું જ સત્તાસ્થાન હોય છે. અહિં સમ્યકત્વ મિશ્રમોહનીય ઉવેલાતા નહિ હોવાથી આચાર્ય મહારાજે ગાથામાં કહ્યું નથી. ૪૦

**सत्तरसबंधगे छोदयम्मि संतं इगट्ठ चउवीसा।**
**सगति दुवीसा य सगट्ठगोदये नेयरिगिवीसा ॥४१॥**

---

આવી શકે. પરંતુ અપ્રત્યાખ્યાનાવરણાદિ કષાયના દલિકો સંક્રમે છે, એટલે સંક્રમાવલિકા ગયા પછી સંક્રમેલા દલિક ઉદયમાં આવે છે, અને બદ્ધ દલિક ઉદીરણાથી ઉદયમાં આવે છે. આ રીતે મિથ્યાદૃષ્ટિ એક આવલિકા કાળ જ અનંતાનુબંધિના ઉદય વિનાનો હોય છે.

सप्तदशबंधके षडुदये सन्ति एकाष्टचतुर्विंशतयः ।
सप्तत्रिद्वाविंशतयश्च सप्ताष्टकोदये नेतरे एकविंशतिः ॥४०॥

અર્થ—સત્તરના બંધે છના ઉદયે એકવીસ અટ્ઠાવીસ અને ચોવીસ એમ ત્રણ સત્તાસ્થાનો હોય છે. સાત અને આઠના ઉદયે સત્તાવીસ ત્રેવીસ બાવીસ **च** શબ્દથી એકવીશ અટ્ઠાવીશ અને ચોવીશ એમ છ સત્તાસ્થાન હોય છે. ઇતર—નવના ઉદયે એકવીસનું સત્તાસ્થાન હોતું નથી.

ટીકાનુ૦—સત્તરના બંધે અને છના ઉદયે એકવીશ અઠ્ઠાવીસ અને ચોવીસ એમ ત્રણ સત્તાસ્થાનક હોય છે. સાતના અને આઠના ઉદયે સત્તાવીશ ત્રેવીસ અને બાવીસ, અને '**च**' શબ્દથી અઠ્ઠાવીશ ચોવીશ અને એકવીશ એમ છ સત્તાસ્થાન હોય છે. નવના ઉદયે એકવીસ વિના પાંચ સત્તાસ્થાન હોય છે. એનો વિશેષ વિચાર આ પ્રમાણે છે.–સત્તરનો બંધ ત્રીજા ગુણસ્થાનકે અને ચોથા ગુણસ્થાનકે હોય છે. તેમાંથી ત્રીજા ગુણસ્થાનકે સાત આઠ અને નવ એમ ત્રણ ઉદયસ્થાન હોય છે, અને અઠ્ઠાવીશ સત્તાવીશ અને ચોવીસ એમ ત્રણ સત્તાસ્થાનો હોય છે. તેમાં સાતના ઉદયે ઉપર કહ્યા તે ત્રણે સત્તાસ્થાનો હોય છે. કઇ રીતે હોય તે કહે છે—અઠ્ઠાવીશે પ્રકૃતિની સત્તાવાળો જે કોઇ આત્મા સમ્યગ્મિથ્યાત્વ પ્રાપ્ત કરે તેને અઠ્ઠાવીશ પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે. જેણે મિથ્યાદૃષ્ટિ છતાં પહેલા સમ્યક્ત્વમોહનીયની ઉદ્વલના કરી, પરંતુ મિશ્રમોહનીયને ઉવેલવાનો આરંભ કર્યો નથી. વચમાં પરિણામના વશથી મિથ્યાત્વ ગુણસ્થાનકેથી મિશ્રગુણસ્થાનકે જાય તેને સત્તાવીશનું સત્તાસ્થાન હોય છે. તથા પહેલા સમ્યગ્દૃષ્ટિ છતા અનંતાનુબંધિની વિસંયોજના કરી પછીથી પરિણામના વશથી મિશ્રગુણસ્થાન પ્રાપ્ત કરે તેને ચોવીસનું સત્તાસ્થાન હોય છે, કારણ કે ચારે ગતિના સમ્યગ્દૃષ્ટિ આત્માઓ અનંતાનુબંધિની વિસંયોજના કર્યા પછી મિશ્રગુણસ્થાન પ્રાપ્ત કરી શકે છે. માટે ચારે ગતિમાં સમ્યગ્મિથ્યાદૃષ્ટિઓને [1]ચોવીસનું સત્તાસ્થાન હોય છે. એ રીતે આઠ અને નવના ઉદયે પણ અઠ્ઠાવીશ સત્તાવીશ અને ચોવીશ એમ ત્રણ ત્રણ સત્તાસ્થાનો હોય છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે છ સાત આઠ અને નવ એમ ચાર ઉદયસ્થાનકો તથા અઠ્ઠાવીશ ચોવીશ તેવીસ બાવીસ અને એકવીસ એમ પાંચ સત્તા સ્થાનકો હોય છે. આ ગુણસ્થાનકે ક્ષાયિક ઔપશમિક અને ક્ષાયોપશમિક એમ ત્રણ પ્રકારના સમ્યક્ત્વ હોય છે. તેમાં ક્ષાયિક અને ઔપશમિક સમ્યગ્દૃષ્ટિઓને સમ્યક્ત્વમોહનીયનો ઉદય હોતો નથી, એટલે તેઓને તેના ઉદયવિનાના છ સાત

૧ જેમ ચોવીસનું સત્તાસ્થાન ચારે ગતિમાં હોય તેમ મિશ્રદૃષ્ટિને અઠ્ઠાવીસ અને સત્તાવીસના સત્તાસ્થાનકો પણ ચારે ગતિમાં સંભવ છે. કેમકે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ચારે ગતિમાં હોય છે.

અને આઠ એમ ત્રણ ઉદયસ્થાનકો હોય છે. અને ક્ષાયોપશમિકસમ્યકવીને સમ્યકત્વમોહનીયનો ઉદય હોવાથી તેના ઉદયવાળા સાત આઠ અને નવ એમ ત્રણ ઉદયસ્થાનકો હોય છે. સત્તાસ્થાનકોમાંથી ક્ષાયિક સમ્યકત્વીને એકવીશ, ઔપશમિક સમ્યકત્વીને અઠ્ઠાવીશ અને ચોવીસ, તથા ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિને પોતપોતાના દરેક ઉદયસ્થાનકે અઠ્ઠાવીશ ચોવીશ ત્રેવીશ અને બાવીશ એમ ચાર સત્તાસ્થાનકો હોય છે. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે સત્તરના બંધે છનો ઉદય ક્ષાયિક અને ઔપશમિક સમ્યગ્દૃષ્ટિને હોય છે. તેમાં ક્ષાયિક સમ્યકત્વીને એકવીશનું એક અને ઔપશમિક સમ્યગ્દૃષ્ટિને અઠ્ઠાવીશ અને ચોવીશ એમ બે સત્તાસ્થાન હોય છે. ભય અગર જુગુપ્સા સહિત સાતનો ઉદય ક્ષાયિક અને ઔપશમિકસમ્યગ્દૃષ્ટિને હોય છે, અને સત્તાસ્થાનકો છના ઉદયમાં જેમ ઘટાવ્યા તેમ ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને એકવીસ અને ઔપશમિકસમ્યગ્દૃષ્ટિને અઠ્ઠાવીસ અને ચોવીસ એમ બે હોય છે. સમ્યકત્વમોહનીય સહિત સાતનો ઉદય ક્ષાયોપશમિકસમ્યગ્દૃષ્ટિને હોય છે. તેને સર્વ પ્રકૃતિની સત્તાએ અઠ્ઠાવીશ, અને અનંતાનુબંધિના વિસંયોજકને ચોવીસ, ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કરતા મિથ્યત્વમોહનીયનો ક્ષય થયા બાદ ત્રેવીસ, અને તેનેજ મિશ્રમોહનીયનો ક્ષય થયા પછી બાવીસ એમ ચાર સત્તાસ્થાનો હોય છે. ત્રેવીસ અને બાવીસ એ બે સત્તાસ્થાનકો ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિને ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કરતાજ હોય છે. ઓછામાં ઓછી કંઈક અધિક આઠ વરસની (સાત માસ ગર્ભના અને આઠ વરસ પ્રસવ થયા પછીના કુલ ઓછામાં ઓછી આઠ વરસ અને સાત માસ) ઉમરવાળા કોઈ મનુષ્યે ક્ષાયોપશમિક સમ્યગ્દૃષ્ટિ છતા દર્શન સપ્તકને ક્ષય કરવાનો આરંભ કર્યો. તેને અનંતાનુબંધી અને મિથ્યાત્વમોહનીયનો ક્ષય થયા બાદ ત્રેવીસનું સત્તાસ્થાન, અને મિશ્રમોહનીયનો ક્ષયા થયા પછી તેનેજ બાવીસનું સત્તાસ્થાન હોય છે. આ બાવીશની[1] સત્તાવાળો સમ્યકત્વમોહનીયને ખપાવતા તેના ચરમગ્રાસે વર્તમાન પૂર્વબદ્ધાયુષ્ક કોઈ આત્મા પોતાનું આયુ પૂર્ણ થાય તો કાળ પણ કરે છે, અને કાળ કરીને ચાર માંહેની કોઈ પણ ગતિમાં ઉત્પન્ન થાય છે. અને તે અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સત્તામાં રહેલી સમ્યકત્વમોહનીયની સ્થિતિને ખપાવી ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત કરે છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત કરવા મિથ્યાત્વમોહનીયનો ક્ષય કરવાની શરૂઆત પ્રથમ સંઘયણી જિનકાલિક મનુષ્યજ કરે છે. પરંતુ સમ્યકત્વમોહનીયની છેલ્લી અંતર્મુહૂર્ત્ત પ્રમાણ સ્થિતિ ખપાવી ચારે ગતિના જીવો ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત કરી શકે છે. એટલે ક્ષાયિકસમ્યકત્વને પ્રાપ્ત કરવાનો આરંભ કરનાર મનુ-

૧ સમ્યકત્વમોહનીયના તમામ ખંડોને નષ્ટ કરી અંતર્મુહૂર્ત જેટલીજ સ્થિતિ સત્તામાં રહે ત્યારે કોઇ કાળ કરી ચારમાંની ગમે તે ગતિમાં ઉત્પન્ન થઇ શકે છે. ચરમગ્રાસ એટલે અંતર્મુહૂર્ત પ્રમાણ સ્થિતિ.

ષ્યજ અને પૂર્ણાહુતિ કરનાર ચારે ગતિના જીવો હોય છે." માટે મોહનીયકર્મની બાવીસ પ્રકૃતિની સત્તા ચારે ગતિમાં હોય છે. ભય જુગુપ્સા સહિત આઠનું ઉદયસ્થાન ક્ષાયિક અને ઔપશમિક સમ્યગ્દષ્ટિને હોય છે, અને ભય સમ્યકત્વ-મોહનીય કે જુગુપ્સા અને સમ્યકત્વમોહનીય સાથે આઠનું ઉદયસ્થાન માત્ર ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિને હોય છે. સત્તાસ્થાનની ભાવના સાતના ઉદય પ્રમાણે સમજવી. તથા ભય જુગુપ્સા અને સમ્યકત્વમોહનીય સાથે નવનું ઉદયસ્થાન ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિનેજ હોય છે. તે નવના ઉદયે આઠના ઉદયવાળા ક્ષાયો-પશમિક સમ્યગ્દષ્ટિને જે ચાર સત્તાસ્થાનો કહ્યા તેજ ચાર સત્તાસ્થાનો હોય છે.

**देसाइसु चरिमुदए इगिविसा वज्जियाइ संताइं ।**
**सेसेसु होंति पंचवि तिसुवि अपुव्वंमि संततिगं ॥४२॥**

**देशादिषु चरिमोदये एकविंशतिवर्जितानि सन्ति (सत्स्थानानि) ।**
**शेषेषु भवन्ति पञ्चापि त्रिष्वपि अपूर्वे सत्त्रिकम् ॥४२॥**

અર્થ—દેશવિરતિ આદિ ગુણસ્થાનોમાં છેલ્લા ઉદયે એકવીશ વર્જીને ચાર સત્તાસ્થાનો હોય છે. અને પહેલા વિનાના શેષ ઉદયોમાં પાંચે સત્તાસ્થાનો હોય છે. અપૂર્વકરણ ગુણસ્થાનકે ત્રણે ઉદયસ્થાનમાં ત્રણ ત્રણ સત્તાસ્થાન હોય છે.

ટીકાનુ૦—દેશવિરતિ આદિ—દેશવિરતિ પ્રમત્ત અને અપ્રમત ગુણસ્થાન-કોમાં પોતપોતાના છેલ્લા ઉદયસ્થાનમાં એકવીશ સિવાયના ઉપર કહી ગયા તે ચાર ચાર સત્તાસ્થાનો હોય છે. કેમ કે છેલ્લું ઉદયસ્થાન સમ્યકત્વ મોહનીય સહિત હોવાથી ક્ષાયોપશમિક સમ્યકત્વીને જ હોય છે. તેમજ પોતપોતાનું પહેલું ઉદયસ્થાન છોડીને શેષ ઉદયસ્થાનોમાં પાંચ પાંચ સત્તાસ્થાનકો હોય છે. પહેલું ઉદયસ્થાન ક્ષાયિક અગર ઔપશમિક સમ્યગ્દષ્ટિને જ હોય છે, અને તે ઉદય-સ્થાનમાં તો ત્રણ સત્તાસ્થાનો જ હોય છે. અપૂર્વકરણ ગુણસ્થાનકે પોતાના ત્રણે ઉદયસ્થાનમાં ત્રણ ત્રણ સત્તાસ્થાનો હોય છે. ઉપર કહેલી સામાન્ય હકીકતનો વિશેષ વિચાર કરે છે—મોહનીય કર્મની તેર પ્રકૃતિના બંધક દેશવિરતિને

૧ ચતુર્થ ગુણસ્થાનકની જેમ પાંચમા છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનકે પણ ત્રણે પ્રકારના સમ્યકત્વ હોય છે. તેમાંથી ક્ષાયિક અને ઔપશમિક સમ્યગ્દષ્ટિને તે તે ગુણ-સ્થાનકે જે જે ઉદયસ્થાનકો હોય તેમાંથી પહેલા ત્રણ ઉદયસ્થાનકે હોય છે. અને ક્ષાયોપ શમિક સમ્યગ્દષ્ટિને છેલ્લા ત્રણ ઉદયસ્થાનકો હોય છે. સત્તાસ્થાનકોમાંથી ક્ષાયિક સમ્ય-કત્વીના પોતાના દરેક ઉદયે એકવીશ પ્રકૃતિનું એક જ સત્તાસ્થાન હોય છે. ઔપશમિક સમ્યગ્દષ્ટિને પોતાના દરેક ઉદયે અટ્ઠાવીશ અને ચોવીસ એમ બે સત્તાસ્થાનકો હોય છે. અને ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિને પોતાના દરેક ઉદયસ્થાનકે ૨૮–૨૪–૨૩–૨૨ એમ ચાર ચાર સત્તાસ્થાનકો હોય છે. તે બધા જેવી રીતે ચોથે ગુણસ્થાનકે કહી ગયા તે પ્રકારેજ હોય છે.

પાંચ છ સાત અને આઠ એમ ચાર ઉદયસ્થાન હોય છે. તેમાં દેશવિરતિઓ મનુષ્ય અને તિર્યંચના ભેદે બે પ્રકારે છે. તેમાં જે તિર્યંચો છે તેઓને ચારે ઉદયસ્થાનમાં અટ્ઠાવીશ અને ચોવીસ એમ બે સત્તાસ્થાન હોય છે. તેમાં અટઠાવીશનું સત્તાસ્થાન ઔપશમિક સમ્યગ્દષ્ટિને અને ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિને હોય છે. તિર્યંચોમાં ઔપશમિકસમ્યકત્વ પ્રથમ સમ્યકત્વ ઉત્પન્ન કરતા—પ્રથમ ગુણસ્થાનકે ત્રણ કરણ કરી જે પ્રાપ્ત થાય તે જ હોય છે, અને તેને તે વખતે અટ્ઠાવીસનું સત્તાસ્થાન હોય છે. સંખ્યાત વર્ષાયુ તિર્યંચોને ઔપશમિક સમ્યકત્વ છતા દેશવિરતિ ગુણસ્થાન કઇ રીતે હોય તે કહે છે—અંતરકરણમાં વર્ત્તમાન કોઇ ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ આત્મા દેશવિરતિ પણ પ્રાપ્ત કરે છે. કોઈ મનુષ્ય હોય તો સર્વવિરતિ પણ પ્રાપ્ત કરે છે. ( પહેલે ગુણસ્થાનકે ત્રણ કરણ કરી કોઈ ચોથા ગુણસ્થાનકે કોઇ દેશવિરતિ ગુણસ્થાનકે અને કોઇ સર્વવિરતિ ગુણસ્થાનકે જાય છે ) આ રીતે કોઇ વિશિષ્ટ પરિણામવાળો તિર્યંચ ઔપશમિક સમ્યકત્વ સાથે દેશવિરતિ પ્રાપ્ત કરે તેને દેશવિરતિ ગુણસ્થાનકે ઔપશમિક સમ્યકત્વ હોય છે, અને ત્યારે તેને માત્ર એક અટ્ઠાવીશનું જ સત્તાસ્થાન હોય છે. શતકની બૃહચ્ચૂર્ણિમાં કહ્યું છે કે— “અંતરકરણમાં સ્થિત કોઈ ઔપશમિક સમ્યગ્દષ્ટિ દેશવિરતિ પ્રાપ્ત કરે છે. કોઈ પ્રમત્તં અને અપ્રમત્ત ભાવને પણ પ્રાપ્ત કરે છે. પરંતુ કોઇ સાસ્વાદન ભાવ પ્રાપ્ત કરતું નથી ” તથા વેદક સમ્યગ્દષ્ટિને અટ્ઠાવીસ અને ચોવીસ એમ બે સત્તાસ્થાન હોય છે. તેમાં ચોવીસનું સત્તાસ્થાન અનંતાનુબંધિની વિસંયોજના કર્યા પછી હોય છે. ચારે ગતિના સંજ્ઞિ પંચેન્દ્રિય ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિ અનંતાનુબંધિની વિસંયોજના કરી શકે છે. બાકીના ત્રેવીસ આદિ સત્તાસ્થાનો તિર્યંચોને હોતા નથી. ત્રેવીસ આદિ સત્તાના સ્થાનકો ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કરતા સંભવે છે, તિર્યંચો

---

૧ પાંચમે ગુણસ્થાનકે સંખ્યાત વરસના આયુવાળા તિર્યંચો જ હોય છે. તેઓ ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કરતા નથી, અગર તો ક્ષાયિક સમ્યક્ત્વી તેમાં ઉત્પન્ન થતા નથી. એટલે સંખ્યવા વર્ષાયુ તિર્યંચોમાં ક્ષાયિક સમ્યકત્વ હોતું જ નથી. તેમજ કોઇ શ્રેણિ પર આરૂઢ થતા નહિ હોવાથી ઉપશમ શ્રેણિનું ઉપશમ સમ્યકત્વ પણ હોતું નથી. માત્ર અનાદિ મિથ્યાત્વી પહેલે ગુણસ્થાનકે ત્રણ કરણ કરી જે પ્રાપ્ત કરે તે ઉપશમ સમ્યકત્વ અને ક્ષાયોપશમિક સમ્યકત્વ હોય તે.

૨ અનંતાનુબંધિની વિસંયોજના ક્ષાયોપશમિક સમ્યકત્વી જ કરતા હોવાથી તિર્યંચ ઔપશમિક સમ્યગ્દષ્ટિને અટ્ઠાવીશ સિવાય અન્ય કોઇ સત્તાસ્થાન હોતું નથી મનુષ્ય ગતિમાં પણ ઔપશમિક સમ્યગ્દષ્ટિને જે ચોવીસ સત્તાસ્થાન લીધું છે, તે શ્રેણિના ઉપશમ સમ્યકત્વ આશ્રયી લીધું છે. પરંતુ મિથ્યાદષ્ટિ ત્રણ કરણ કરી જે ઉપશમ સમ્યકત્વ પ્રાપ્ત કરે છે તેના આશ્રયી નહિ. તેને તો મનુષ્યગતિમાં પણ અટ્ઠાવીશનું એક જ સત્તાસ્થાન હોય છે.

ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન જ કરતા નથી, પરંતુ મનુષ્યો જ ઉત્પન્ન કરે છે. અહિં કોઇ એમ શંકા કરે કે કોઈ મનુષ્ય ક્ષાયિક સમ્યકત્વ ઉત્પન્ન કરી તિર્યંચગતિમાં ઉત્પન્ન થાય તો તે વખતે તિર્યંચને પણ એકવીશ પ્રકૃતિનું સત્તાસ્થાન સંભવે છે. તો પછી એમ કેમ કહો છો કે શેષ સઘળા સત્તાસ્થાનો તિર્યંચ ગતિમાં સંભવતા નથી? શંકાનું સમાધાન કરતા શાસ્ત્રકાર મહારાજ કહે છે કે—આ તમારી શંકા અયોગ્ય છે. કારણ કે ક્ષાયિક સમ્યગ્દષ્ટિ સંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચોમાં ઉત્પન્ન થતા નથી પરંતુ અસંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચોમાં જ ઉત્પન્ન થાય છે. અસંખ્યાત વર્ષના આયુવાળા યુગલિયા હોવાથી તેને દેશવિરતિ ગુણસ્થાનક જ હોતું નથી. અને અહિં તો દેશવિરતિના સત્તાસ્થાનકોનો વિચાર થાય છે. માટે દેશવિરતિ તિર્યંચોમાં ત્રેવીસ આદિ કોઈ સત્તાસ્થાનકો હોતા નથી એમ કહ્યું છે. સપ્તતિકા ચૂર્ણિમાં કહ્યું છે કે— મોહનીયની એકવીસ પ્રકૃતિની સત્તાવાળો ક્ષાયિક સમ્યગ્દષ્ટિ દેશવિરતિ તિર્યંચમાં ઉત્પન્ન થતો નથી. કેમ? કહે છે.—સંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચોમાં ક્ષાયિક સમ્યગ્દષ્ટિ ઉત્પન્ન થતો નથી. અસંખ્યાત વર્ષના આયુવાળા તિર્યંચમાં ઉત્પન્ન થાય છે, તેને દેશવિરતિ ગુણસ્થાન હોતું નથી." તથા જે દેશવિરતિ મનુષ્યો છે, તેઓને પાંચના ઉદયે એકવીશ ચોવીસ અને અટ્ઠાવીસ એમ ત્રણ સત્તાસ્થાનકો હોય છે. છના અને સાતના પ્રત્યેક ઉદયમાં પાંચે સત્તાસ્થાનકો હોય છે. આઠના ઉદયમાં એકવીશનું સત્તાસ્થાન વર્જીને શેષ ચાર સત્તાસ્થાનો હોય છે. આ સઘળા સત્તાસ્થાનકો અવિરતિ સમ્યગ્દષ્ટિમાં કહેલ ભાવનાને અનુસરીને સમજી લેવા.

એજ પ્રમાણે પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે નવના બંધે ચારના ઉદયે અઠ્ઠાવીશ ચોવીશ અને એકવીશ એમ ત્રણ ત્રણ સત્તાના સ્થાનકો હોય છે. પાંચ અને છના પ્રત્યેક ઉદયે ૨૮–૨૪–૨૩–૨૨–૨૧ એમ પાંચ પાંચ સત્તાસ્થાન હોય છે. અને સાતના ઉદયમાં એકવીશ વર્જીને બાકીના ચાર સત્તાસ્થાનકો હોય છે. આ સઘળા ઉપર કહેલ ભાવનાને અનુસારે સમજી લેવા.

અપૂર્વકરણ ગુણસ્થાનકે નવના બંધે ચાર પાંચ અને છ એમ ત્રણ ઉદય સ્થાનો હોય છે. એ દરેક ઉદયસ્થાનમાં અટ્ઠાવીશ ચોવીશ અને એકવીશ એમ ત્રણ ત્રણ સત્તાસ્થાનો હોય છે. અપૂર્વકરણ ગુણસ્થાન ક્ષાયિક અને ઔપશમિક સમ્યગ્દષ્ટિ મનુષ્યનેજ હોય છે, ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિને હોતું નથી. એટલે ક્ષાયિકસમ્યગ્દષ્ટિને પોતાના દરેક ઉદયસ્થાનકે એકવીસનું એક અને ઔપશમિક સમ્યગ્દષ્ટિને પોતાના દરેક ઉદયસ્થાનકે અટ્ઠાવીશ અને ચોવીસ એમ બે સત્તાસ્થાન હોય છે. બંને સમ્યગ્દષ્ટિને ચાર પાંચ અને છ એ ત્રણે ઉદયસ્થાનો હોય છે. ૪૨.

**पंचाइबंधगेसु इगट्ठचउवीस बंधगेगं च ।**
**तेरसबारेक्कारस य होंति पणबंधि खवगस्स ॥४३॥**
**एगाहियाथ बंधा चउबंधगमाइयाण संतंसा ।**
**बंधोदयाण विरमे जं संतं छुभइ अण्णत्थ ॥४४॥**

पञ्चादिबंधकेषु एकाष्टचतुर्विंशतयोऽबन्धके एकं च ।
त्रयोदश द्वादश एकादश च भवन्ति पञ्चबन्धकस्य क्षपकस्य ॥४३॥
एकाधिकाश्च बन्धात् चतुर्बन्धकादीनां सत्तांशाः ।
बन्धोदययोर्विरमे यत्सत् छुभत्यन्यत्र ॥४४॥

અર્થ—પાંચ આદિના બંધકને એકવીશ અટ્ઠાવીશ, અને ચોવીશ એ ત્રણ અને અબંધકને એક અને ચકારથી એકવીશ અઠાવીશ અને ચોવીશ એ ત્રણ કુલ ચાર સત્તાસ્થાન હોય છે. પાંચના બંધક ક્ષપકને તેર બાર અને અગીઆર એ ત્રણ સત્તાસ્થાનો પણ હોય છે. ચાર આદિ પ્રકૃતિના બંધકને બંધની અપેક્ષાએ એક પ્રકૃતિ વડે અધિક સત્તાસ્થાન હોય છે. કારણ કે બંધ અને ઉદયનો વિરામ થયા પછી સત્તાગત કર્મ અન્યમ સંક્રમે છે.

ટીકાનુ૦—પાંચ ચાર ત્રણ બે અને એકના બંધક બાદરસંપરાય ગુણસ્થાનકે અને અબંધક સૂક્ષ્મસંપરાય તથા ઉપશાંતમોહગુણસ્થાનકે એકવીશ ચોવીશ અને અટ્ઠાવીશ એમ ત્રણ ત્રણ સત્તાસ્થાનો હોય છે. તેમાં એકવીસનું સત્તાસ્થાન ક્ષાયિક સમ્યગ્દૃષ્ટિને, અનંતાનુબંધિના વિસંયોજક ઔપશમિક સમ્યગ્દષ્ટિને ચોવીશ અને સપ્તકના ઉપશમક ઔપશમિક સમ્યગ્દષ્ટિને અઠ્ઠાવીસનું સત્તાસ્થાન હોય છે. ઉપરોક્ત સઘળા સત્તાસ્થાનકો યથાસંભવ બેના ઉદયે એકના ઉદયે અને અનુદયે ઉપશમશ્રેણિમાં હોય છે. તેમાં ઉપશમશ્રેણિમાં નવમા ગુણસ્થાનકે પાંચના બંધે બેના ઉદયે, [1]ચારના બંધે એકના ઉદયે ત્રણના બંધે એકના ઉદયે બેના બંધે એકના ઉદયે અને એકના બંધે એકના ઉદયે ક્ષાયિક સમ્યગ્દષ્ટિને એકવીસનું અને ઔપશમિક સમ્યગ્દષ્ટિને અટ્ઠાવીસ અને ચોવીસનું સત્તાસ્થાન હોય છે. તથા અબંધક સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે એકના ઉદયે ક્ષાયિકસમ્યગ્દષ્ટિને એકવીસ અને ઔપશમિક સમ્યગ્દષ્ટિને અટ્ઠાવીશ અને ચોવીસ એમ બે સત્તાસ્થાનો હોય છે. ઉપશાંતમોહગુણસ્થાનકે મોહનીયકર્મની કોઇપણ પ્રકૃતિનો બંધ કે ઉદય

૧ કોઇ આચાર્યમહારાજ પુરૂષવેદનો બંધવિચ્છેદ થયા બાદ ચારના બંધે પણ બેનો ઉદય માને છે. તેમના મતે ચારના બંધે અને બેના ઉદયે પણ પાંચના બંધે બેના ઉદયે જે સત્તાસ્થાનો કહ્યા તે સમજવા.

હોતો નથી, પરંતુ ક્ષાયિકસમ્યગ્દષ્ટિને એકવીશ અને ઔપશમિક સમ્યગ્દષ્ટિને અટ્ઠાવીસ અને ચોવીસ એમ ત્રણ સત્તાસ્થાનો હોય છે.

સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે ઉપશમશ્રેણિમાંના ઉપરોક્ત ત્રણ સત્તાસ્થાનો ઉપરાંત ક્ષપકશ્રેણિનું એક પ્રકૃત્યાત્મક ચોથું સત્તાસ્થાન પણ હોય છે.

ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયેલાને અનિવૃત્તિબાદરસંપરાય ગુણસ્થાનકે જે સત્તાસ્થાનકો હોય તે બતાવે છે.–પાંચના બંધે અને બેના ઉદયે આઠ કષાયોનો ક્ષય ન કર્યો હોય ત્યાં સુધી એકવીસ પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે. આઠ કષાયોનો ક્ષય કર્યા બાદ તેરનું સત્તાસ્થાન, ત્યારપછી નપુંસકવેદના ક્ષયે બારનું, અને સ્ત્રીવેદના ક્ષયે અગીઆરનું સત્તાસ્થાન [1]હોય છે. પુરૂષવેદે ક્ષપકશ્રેણિ આરંભનારને ઉપર કહ્યા ક્રમે પ્રકૃતિઓનો ક્ષય થાય છે, એટલે તેને ઉપરોક્ત સત્તાસ્થાનો હોય છે. નપુંસકવેદે ક્ષપકશ્રેણિ આરંભનાર સ્ત્રીવેદ અને નપુંસકવેદ બેને યુગપત્ ખપાવે છે, તે બેનો જે સમયે ક્ષય થાય તે જ સમયે પુરૂષવેદના બંધનો વિચ્છેદ થાય છે. ત્યાર બાદ પુરૂષવેદ અને હાસ્યાદિ ષટ્કને એક સાથેજ ખપાવે છે. એટલે તેને પાંચના બંધે બેના ઉદયે આઠ કષાયનો ક્ષય ન કર્યો હોય ત્યાં સુધી એકવીસનું, અને આઠ કષાયનો ક્ષય કરે ત્યારે તેરનું સત્તાસ્થાન હોય છે. તથા ચારના બંધે એકના ઉદયે અગીઆરનું અને હાસ્યષટ્ક તથા પુરૂષવેદના ક્ષયે ચારનું સત્તાસ્થાન હોય છે. ત્યારબાદ પુરૂષવેદે શ્રેણિ આરંભનારની જેમ ઉદયસ્થાન તથા સત્તાસ્થાનો હોય છે. સ્ત્રીવેદે ક્ષપકશ્રેણિ આરંભનાર પહેલા નપુંસકવેદ ખપાવે છે, ત્યારબાદ અંતર્મુહૂર્ત્તે સ્ત્રીવેદ ખપાવે છે. જે સમયે સ્ત્રીવેદનો ક્ષય થયો તે જ સમયે પુરૂષવેદનો બંધ વિચ્છેદ થાય છે, અને ત્યારબાદ પુરૂષવેદ અને હાસ્યાદિ ષટ્કને એક સાથે ખપાવે છે. એટલે તેને પાંચના બંધે અને બેના ઉદયે આઠ કષાયનો ક્ષય ન કર્યો હોય ત્યાં સુધી એકવીસનું, આઠ કષાયનો ક્ષય કર્યા બાદ તેરનું, અને નપુંસકવેદના ક્ષયે બારનું સત્તાસ્થાન હોય છે. તથા ચારના બંધે એકના ઉદયે સ્ત્રીવેદના ક્ષયે અગીઆરનું, અને હાસ્યષટ્ક તથા પુરૂષવેદના ક્ષયે ચારનું સત્તાસ્થાન હોય છે. ત્યાર બાદ પુરૂષવેદે શ્રેણિ આરંભનારની જેમ ઉદયસ્થાન અને સત્તાસ્થાન હોય છે. આ પ્રમાણે જ્યાં સુધી નપુંસકવેદે કે સ્ત્રીવેદે શ્રેણિ આરંભનાર હાસ્યાદિ ષટ્ક અને પુરૂષવેદને ન ખપાવે ત્યાં સુધી વેદોદય રહિત કોઈપણ એક કષાયના

૧ પાંચના બંધે અને બેના ઉદયે ઉપશમ અને ક્ષપક બંને શ્રેણિમાંના સત્તાસ્થાનોનો સરવાળો કરીએ તો એકવીસ તેર બાર અને અગીઆર એ ચાર ક્ષપકશ્રેણિમાંના અને એકવીશ અટ્ઠાવીશ અને ચોવીસ એ ત્રણ ઉપશમશ્રેણિમાંના કુલ સાત, પરંતુ એકવીસનું સત્તાસ્થાન બંને શ્રેણિમાં આવતું હોવાથી તેને એક ગણતા છ સત્તાસ્થાનો થાય છે. એમ અન્ય બંધસ્થાનકે પણ સરવાળો કરી લેવો.

ઉદયે વર્ત્તમાન ચારના બંધકને અગીઆરનું સત્તાસ્થાન હોય છે. પુરૂષવેદ અને હાસ્યાદિ ષટ્કનો યુગપત્ ક્ષય થાય ત્યારે ચાર પ્રકૃતિનું સત્તાસ્થાન હોય છે. આ રીતે સ્રીવેદે કે નપુંસકવેદે ક્ષપકશ્રેણિ સ્વીકારનારને પાંચ પ્રકૃતિના સમૂહરૂપ સત્તાસ્થાન સંભવતું નથી. જેઓ પુરૂષવેદે ક્ષપકશ્રેણિપર આરૂઢ થાય છે, તેને જે સમયે છ નોકષાયોનો ક્ષય થાય તેજ સમયે પુરૂષવેદનો બંધવિચ્છેદ થાય છે. માટે તેને ચારના બંધકાળે અગીઆર પ્રકૃતિના સમૂહરૂપ સત્તાસ્થાન હોતું નથી, પરંતુ પાંચ પ્રકૃતિના સમૂહરૂપ સત્તાસ્થાન હોય છે. એટલે ક્ષપકશ્રેણિમાં ચારના બંધે અને એકના ઉદયે ચાર[1] પાંચ અને અગીઆર પ્રકૃતિના સમૂહરૂપ ત્રણ સત્તાસ્થાનો હોય છે. અને ઉપશમશ્રેણિ આશ્રયી અઠ્ઠાવીસ ચોવીસ અને એકવીશ એમ ત્રણ સત્તાસ્થાનો હોય છે. સઘળા મળી ચારના બંધે એકના ઉદયે છ સત્તાસ્થાનો હોય છે.

તથા સંજ્વલન ક્રોધની પ્રથમસ્થિતિ આવલિકા માત્ર બાકી રહે ત્યારે તેના બંધ ઉદય અને ઉદીરણાનો એક સાથે વિચ્છેદ થાય છે. ક્રોધના બંધાદિ વિચ્છેદ થયા બાદ માન માયા અને લોભ એમ ત્રણનો બંધ થાય છે. બંધ વિચ્છેદના પ્રથમ સમયે સંજ્વલનક્રોધનું આવલિકામાત્ર પ્રથમસ્થિતિ સંબંધી અને બે સમયન્યૂન બે આવલિકાકાળમાં બંધાયલું દળ સત્તામાં હોય છે, તે સિવાય અન્યદળનો ક્ષય થયો હોવાથી સત્તામાં હોતું નથી. તે સત્તાગત દળ પણ બે સમય ન્યૂન બે આવલિકાકાળે ક્ષય થાય છે. જ્યાં સુધી તેનો ક્ષય થયો હોતો નથી ત્યાં સુધી ત્રણના બંધે એકના ઉદયે ચારની સત્તા હોય છે, અને ક્ષય થયા બાદ ત્રણની સત્તા હોય છે. આ રીતે ક્ષપકશ્રેણિ આશ્રયી બે સત્તાસ્થાન, અને ઉપશમશ્રેણિ આશ્રયી પૂર્વોક્ત ત્રણ સઘળા મળી ત્રણના બંધે અને એકના ઉદયે પાંચ સત્તાસ્થાન હોય છે. તથા સંજ્વલનમાનની પ્રથમ સ્થિતિ આવલિકા માત્ર બાકી રહે ત્યારે તેના બંધ ઉદય અને ઉદીરણાનો યુગપત વિચ્છેદ થાય છે. બંધાદિનો વિચ્છેદ થયા બાદ સંજ્વલન માયા અને લોભ એ બેનો જ બંધ થાય છે. બંધવિચ્છેદને પ્રથમ સમયે સંજ્વલનમાનનું પ્રથમ સ્થિતિ સંબંધી એક (ઉદય) આવલિકાકાળમાં ભોગવવા યોગ્ય દલિક અને બે સમય ન્યૂન બે આવલિકા જેટલા કાળમાં બંધાયલું દલિક એટલું જ માત્ર સત્તામાં હોય છે. બાકી સર્વનો ક્ષય થયેલો હોય છે. તે સત્તાગત દલિક પણ બે સમયન્યૂન બે આવ-

(૧) પુરૂષવેદે શ્રેણિ આરંભનારને પુરૂષવેદનો બંધોદય વિચ્છેદ થયા પછી જ્યાં સુધી તેની સત્તાનો નાશ ન થાય ત્યાંસુધી ચારના બંધે એકના ઉદયે પાંચનું સત્તાસ્થાન હોય છે પુરૂષવેદનો નાશ થયા બાદ ચારના બંધે એકના ઉદયે ચારનું સત્તાસ્થાન હોય છે.

લિકા કાળે ક્ષય થશે. જ્યાં સુધી તેનો ક્ષય ન થયો હોય ત્યાં સુધી બેના બંધે એકના ઉદયે ત્રણની સત્તા અને ક્ષય થયા પછી બેની સત્તા હોય છે આ પ્રમાણે બેના બંધકને બે સત્તાસ્થાન અને ત્રણ ઉપશમશ્રેણિ આશ્રયી પૂર્વે કહ્યા તે સઘળા મળી પાંચ સત્તાસ્થાનો હોય છે.

તથા સંજ્વલન માયાની પ્રથમ સ્થિતિ આવલિકા માત્ર બાકી રહે ત્યારે તેના બંધ ઉદય અને ઉદીરણાનો એક સાથે નાશ થાય છે. તેનો નાશ થયા પછી એક સંજ્વલન લોભનો જ બંધ અવશેષ રહે છે. સંજ્વલન લોભના બંધના પ્રથમ સમયે સંજ્વલન માયાનું પ્રથમ સ્થિતિનું આવલિકા માત્ર દલિક અને બે સમય ન્યૂન બે આવલિકા જેટલા કાળમાં બંધાયલું દલિક જ સત્તામાં શેષ રહે છે. તે સિવાયનું અન્ય સઘળું નષ્ટ થયું છે. તે અવશિષ્ટ સત્તાગત દલિક પણ બે સમય ન્યૂન બે આવલિકા કાળે ક્ષય થાય છે. જ્યાં સુધી ક્ષય થયો હોતો નથી ત્યાં સુધી બેની સત્તા અને ક્ષય થયા પછી માત્ર એક લોભની સત્તા હોય છે. આ પ્રમાણે એકના બંધે અને એકના ઉદયે બેનું અને એકનું એમ બે સત્તાસ્થાન હોય છે, અને ઉપશમશ્રેણિ આશ્રયી ત્રણ સત્તાસ્થાન હોય છે, કુલ પાંચ સત્તાસ્થાનો હોય છે.

આજ હકીકત ગાથાદ્વારા કહે છે,–ચારના બંધક ત્રણના બંધક બેના બંધક અને એકના બંધકને અનુક્રમે ચારનું ત્રણનું બેનું અને એકનું સત્તાસ્થાન તો હોય છે જ. પરંતુ બંધની અપેક્ષાએ એટલે કે બંધથી એક પ્રકૃતિવડે અધિક સત્તારૂપ અંશો હોય છે. તે આ પ્રમાણે–ચારના બંધકને પાંચ પ્રકૃતિરૂપ, ત્રણના બંધકને ચાર પ્રકૃતિરૂપ બેના બંધકને ત્રણ પ્રકૃતિરૂપ અને એકના બંધકને બે પ્રકૃતિરૂપ સત્તાસ્થાન અધિક હોય છે. બંધ ઉદય ઉદીરણા અને સત્તાનો કર્મના અંશ તરીકે વ્યવહાર હોવાથી ગાથામાં '**સંતંસા**' એ પદ મૂકયું છે. આ પ્રમાણે હોવાથી ચારના બંધકને પાંચનું અને ચારનું, ત્રણના બંધકને ચારનું અને ત્રણનું, એ પ્રમાણે બે અને એકના બંધકને પણ બબે સત્તાસ્થાનો હોય છે. બંધ કરતા સત્તા અધિક શા માટે હોય છે? તે પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે–બંધ અને ઉદયનો વિચ્છેદ થયા પછી જેના બંધ અને ઉદયનો વિચ્છેદ થયો છે તેની સત્તા રહે છે, અને તે સત્તાગત દલિકને અન્યત્ર સંક્રમાવે છે. જેમ પુરુષવેદના બંધાદિનો વિચ્છેદ થયા પછી ચારનો બંધક આત્મા સત્તાગત પુરૂષવેદનું દલિક સંજ્વલન ક્રોધમાં સંક્રમાવે છે. બંધાદિનો વિચ્છેદ થયા બાદ સત્તામાં કેટલું રહે તેતો ઉપર જણાવ્યું છે. એ પ્રમાણે સંજ્વલન ક્રોધના બંધાદિનો વિચ્છેદ થયા પછી તેની જે સત્તા હોય છે, તેને ત્રણનો બંધક આત્મા સંજ્વલન માનમાં સંક્રમાવે છે. જ્યાં સુધી સંપૂર્ણપણે સંક્રમાવી નિઃસત્તાક ન થાય ત્યાં સુધી તેની સત્તા હોય છે. માટે ચાર આદિના બંધકને બંધથી એક એક અધિક પ્રકૃતિની સત્તા

સંભવે છે. ક્ષપકશ્રેણિ આશ્રયી ચારના બંધકને પાંચનું અને ચારનું એ બે સત્તાસ્થાન, અને સ્ત્રીવેદે અથવા નપુંસકવેદે ક્ષપકશ્રેણિપર આરૂઢ થનાર ચારના બંધકને પૂર્વે કહેલ યુક્તિથી અગીઆરનું સત્તાસ્થાન, તથા ઉપશમશ્રેણિ આશ્રયી સઘળાને પૂર્વે કહેલા ત્રણ ત્રણ સત્તાસ્થાન, સઘળા મળી ચારના બંધે અને એકના ઉદયે છ સત્તાસ્થાન હોય છે. શેષ ત્રણ આદિના બંધક દરેકને પાંચ પાંચ સત્તાસ્થાનો હોય છે. ૪૩-૪૪.

હવે ઉપર કહેલા મોહનીયકર્મના સત્તાસ્થાનકોનો અવસ્થાન કાળ કહે છે—

**सत्तावीसे पल्लासंखंसो पोग्गलद्ध छव्वीसे ।**
**बे छावट्ठी अडचउवीसिगिवीसे उ तेत्तीसा ॥४५॥**
**अंतमुहुत्ता उ ठिई तमेव दुहओ विसेससंताणं ।**
**होइ अणाइ अणंता अणाइ संतं च छव्वीसा ॥४६॥**

**सप्तविंशतेः पल्यासंख्येयांशः पुद्गलार्द्धं षड्विंशतेः ।**
**द्वेषट्षष्ठी अष्टचतुर्विंशत्योरेकविंशतेस्तु त्रयस्त्रिंशत् ॥४५॥**
**अंतर्मुहूर्त्तं तु स्थितिः तदेव द्विधाऽपि शेषसताम् (सत्स्थानानाम् ।**
**भवत्यनाद्यनन्तोऽनादिसान्तश्च षड्विंशतेः ॥ ४६ ॥**

અર્થ—સત્તાવીસના સત્તાસ્થાનનો પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ કાળ છે. છવ્વીસનો કંઇકન્યૂન અર્ધપુદ્ગલ પરાવર્ત્તન, અઠ્ઠાવીસ અને ચોવીસ એ બે સત્તાસ્થાનનો બે છાસઠ સાગરોપમ, અને એકવીસનો તેત્રીસ સાગરોપમ પ્રમાણ ઉત્કૃષ્ટ કાળ છે. દરેકનો અંતર્મુહૂર્ત્ત જઘન્ય કાળ છે. તથા શેષ સત્તાસ્થાનકોનો જઘન્ય ઉત્કૃષ્ટ અંતર્મુહૂર્ત્ત પ્રમાણ કાળ છે. છવ્વીસના સત્તાસ્થાનનો અનાદિ અનંત અને અનાદિસાંત પણ કાળ છે.

ટીકાનુ૦—સત્તાવીસના સત્તાસ્થાનનો અજઘન્યોત્કર્ષ અવસ્થાન કાળ પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ છે. તે આ રીતે—અઠ્ઠાવીસની સત્તાવાળા મિથ્યાદષ્ટિને સમ્યકત્વ મોહનીય ઉવેલે ત્યારે સત્તાવીશનું સત્તાસ્થાન પ્રાપ્ત થાય છે. ત્યારબાદ એ સત્તાવીશની સત્તાવાળા કોઇ આત્માને મિશ્રમોહનીયની ઉદ્વલનાનો આરંભ કર્યા પહેલા મિશ્રમોહનીયનો ઉદય પણ થાય છે. મૂળ ટીકામાં કહ્યું છે કે "મિશ્રમોહનીયની ઉદ્વલનાનો પ્રારંભ કરતા પહેલા કોઈકને મિશ્રમોહનીયનો ઉદય થાય છે." તે મિશ્રમોહનીયનો ઉદય અંતર્મુહૂર્ત્ત સુધીજ હોય છે. આ રીતે મિશ્રદષ્ટિને પણ અંતર્મુહૂર્ત્ત પર્યંત સત્તાવીશનું સત્તાસ્થાન હોય છે. આ સત્તાવીશની સત્તાવાળો મિશ્રદષ્ટિ અંતર્મુહૂર્ત્ત પછી અવશ્ય મિથ્યાત્વ પ્રાપ્ત કરે

છે, અને મિથ્યાત્વે જઇને મિશ્રમોહનીયને ઉવેલવાનો આરંભ કરે છે. પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલા કાળે સંપૂર્ણપણે તેને ઉવેલી નાખે છે. જ્યાં સુધી સંપૂર્ણપણે ઉવેલી ન નાખ્યુ હોય ત્યાં સુધી તેની સત્તા હોય છે. માટે સત્તાવીશના સત્તાસ્થાનનો [1]અજઘન્યોત્કૃષ્ટ પલ્યોપમના અસંખ્યાતમા ભાગ જેટલો કાળ હોય છે. મિશ્રમોહનીય ઉવેલાઇ રહ્યા બાદ છવ્વીસનું સત્તાસ્થાન હોય છે. મિશ્રમોહનીય ઉવેલાયા બાદ પ્રાપ્ત થયેલ છવ્વીસના સત્તાસ્થાનનો ઉત્કૃષ્ટથી કંઈકન્યૂન અર્ધપુદ્‌ગલ પરાવર્ત્ત કાળ છે. વધારેમાં વધારે તેટલો કાળ વ્યતીત થયા બાદ ત્રણ કરણ કરવા પૂર્વક અવશ્ય ઔપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, અને ત્યારે ફરી પણ તે અઠ્ઠાવીશની સત્તાવાળો થાય છે. જઘન્યથી છવ્વીસના સત્તાસ્થાનનો અંતર્મુહૂર્ત્ત કાળ છે. ( કેમકે મિશ્રમોહનીય ઉવેલી છવ્વીસની સત્તાવાળો થઈ અંતર્મુહૂર્ત્ત બાદજ ત્રણ કરણ કરવા પૂર્વક ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી અઠ્ઠાવીશની સત્તાવાળો થઈ શકે છે. )

તથા અઠ્ઠાવીશ અને ચોવીશના સત્તાસ્થાનનો ઉત્કૃષ્ટથી અવસ્થાન—રહેવાનો કાળ કંઈક અધિક બે છાસઠ સાગરોપમ હોય છે. તે આ પ્રમાણે—ક્ષાયોપશમિક સમ્યક્ત્વનો [2]છાસઠ સાગરોપમનો કાળ છે. એટલે અઠ્ઠાવીસની સત્તાવાળા વેદક સમ્યક્ત્વવાન આત્માના એક છાસઠ સાગરોપમ, ત્યાર બાદ અંતર્મુહૂર્ત્ત મિશ્ર ગુણસ્થાનકે જઇ ફરી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે, તેને બીજી વારના છાસઠ સાગરોપમ, આ પ્રમાણે વચમાં અંતર્મુહૂર્ત્ત મિશ્રગુણસ્થાનક પ્રાપ્ત કરી બે વાર ઉત્કૃષ્ટ સ્થિતિવાળું ક્ષાયોપશમિક પ્રાપ્ત કરનારને અઠ્ઠાવીશના સત્તાસ્થાનનો એકસો બત્રીસ સાગરોપમનો કાળ ઘટે છે. ત્યારબાદ અવશ્ય ક્ષપકશ્રેણી પ્રાપ્ત કરે છે, અથવા મિથ્યાત્વ પ્રાપ્ત કરે છે. હવે જો ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરે તો તેને મિથ્યાત્વાદિનો ક્ષય થવાથી અઠ્ઠાવીસનું સત્તાસ્થાન રહેતુ નથી. અહિં વચગાળાના મિશ્રગુણસ્થાનક સંબંધી અંતર્મુહૂર્ત્ત સહિત એકસો બત્રીસ સાગરોપમનો કાળ અઠ્ઠાવીશના સત્તાસ્થાનનો કહેવો જોઇએ, પરંતુ તે ન કહેતા ગાથામાં એકસો

૧ અજઘન્યોત્કૃષ્ટ એટલે જઘન્ય કે ઉત્કૃષ્ટ જેને ન કહી શકાય તેવો સ્થિર કાળ.

૨ બાવીસ બાવીસ સાગરોપમના આઉખે ત્રણ વાર અચ્યુત દેવલોકમાં જવા વડે છાસઠ સાગરોપમ થાય છે. પછી અંતર્મુહૂર્ત્ત મિશ્રે રહી ફરી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરી સુંદર ચારિત્ર પાળી બે વાર તેત્રીસ તેત્રીસ સાગરોપમના આઉખે અનુત્તરમાં જવા વડે છાસઠ સાગરોપમ થાય છે. આ પ્રમાણે વચમાં થતા મનુષ્ય ભવના કાળવડે અધિક એકસો બત્રીસ સાગરોપમનો કાળ અટ્ઠાવીસના અને ચોવીસના સત્તાસ્થાનનો વધારેમાં વધારે હોય છે. આટલો કાળ પૂર્ણ થયે તરતજ કોઇ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે, કોઇ મિથ્યાત્વે જાય છે. એટલે ત્યાં ઉપરોક્ત સત્તાસ્થાનો હોતા નથી.

બત્રીસ સાગરોપમનો કાળ કહ્યો છે. કારણ કે તે અંતર્મુહૂર્ત્તકાળ અતિ અલ્પ હોવાથી વિવક્ષ્યો નથી. આ પ્રમાણે ક્ષપકશ્રેણિને પ્રાપ્ત કરનારા જીવો આશ્રયીને અઠ્ઠાવીશના સત્તાસ્થાનનો અવસ્થાન કાળ બે છાસઠ સાગરોપમનો હોય છે. હવે જે આત્મા બે છાસઠ સાગરોપમનો કાળ પૂર્ણકરી મિથ્યાત્વ પ્રાપ્ત કરે છે, તે પલ્યોપમના અસંખ્યાતમા ભાગમાત્ર કાળે સમ્યકત્વમોહનીયને સંપૂર્ણપણે ઉવેલે છે. જ્યાં સુધી ન ઉવેલે ત્યાં સુધી તેની સત્તા હોય છે, માટે તેવા મિથ્યાદષ્ટિને અઠ્ઠાવીસના સત્તાસ્થાનનો પલ્યોપમના અસંખ્યાતમા ભાગ અધિક બે છાસઠ સાગરોપમનો અવસ્થાન કાળ હોય છે. આજ રીતે ચોવીસના સત્તાસ્થાનકનો પણ કાળ સમજવો. માત્ર અહિં એકસો બત્રીસ સાગરોપમનો કાળ પૂર્ણ કરી જે આત્મા મિથ્યાત્વ પ્રાપ્ત કરે છે, તેને મિથ્યાત્વના પહેલાજ સમયથી અનંતાનુબંધિ કષાયનો બંધ થતો હોવાથી તેની સત્તાનો સંભવ છે, માટે તેને ચોવીસનું સત્તાસ્થાન રહેતુ નથી. તેથી ચોવીસના સત્તાસ્થાનનો અવસ્થાન કાળ પરિપૂર્ણ બે છાસઠ સાગરોપમ છે.

જઘન્યથી બંને સત્તાસ્થાનનો કાળ અંતર્મુહૂર્ત્ત છે. કઇ રીતે ? તે કહે છે—છવ્વીસની સત્તાવાળો મિથ્યાદષ્ટિ ત્રણ કરણવડે ઉપશમસમ્યકત્વ પ્રાપ્ત કરી અઠ્ઠાવીશની સત્તાવાળો થાય છે. તે અઠ્ઠાવીસની સત્તાવાળા ઉપશમ[2] સમ્યગ્દષ્ટિને જે ક્ષણે સમ્યકત્વમોહનીયનો ઉદય થાય, તેજ ક્ષણે દર્શન સપ્તકને ક્ષય કરવાનો આરંભ કરે. દર્શન સપ્તકનો ક્ષય કરતા પહેલા અનંતાનુબંધિ કષાયનો ક્ષય કરે છે. જ્યાંસુધી તેને ન ખપાવે ત્યાંસુધી અઠ્ઠાવીશનું સત્તાસ્થાન હોય છે, અને ખપાવ્યા પછી ચોવીસનું સત્તાસ્થાન પ્રાપ્ત થાય છે. તે ચોવીસનું સત્તાસ્થાન પણ મિથ્યાત્વમોહનીયનો ક્ષય ન કરે ત્યાં સુધી હોય છે. અને મિથ્યાત્વનો ક્ષય કરે ત્યારે ત્રેવીસનું સત્તાસ્થાન થાય છે. માટે અઠ્ઠાવીશ અને ચોવીસ એ બંને સત્તાસ્થાનનો જઘન્યકાળ અંતર્મુહૂર્ત્ત છે.

એકવીશના સત્તાસ્થાનનો ઉત્કૃષ્ટ અવસ્થાન કાળ કંઇક અધિક તેત્રીસ સાગરોપમ પ્રમાણ છે. તે આ પ્રમાણે—મનુષ્ય ભવમાં દર્શનસપ્તકનો ક્ષય કરી સર્વાર્થસિદ્ધ મહાવિમાનમાં દેવ થાય. ત્યાં તેત્રીસ સાગરોપમ પ્રમાણ આયુ અનુ-

---

૧ જેમ અંતર્મુહૂર્ત્તકાળ ન વિવક્ષ્યો તેમ વચમાં થતા મનુષ્ય ભવનો કાળ પણ વિવક્ષ્યો નથી.

૨ ઉપશમ સમ્યકત્વનો કાળ અંતર્મુહૂર્ત્તજ છે, ત્યારબાદ કોઈને સમ્યકત્વમોહનીયનો ઉદય થવાથી ક્ષાયોપશમિક સમ્યકત્વ પ્રાપ્ત કરી શકે છે, ક્ષાયિક પ્રાપ્ત કરનારને પહેલા ક્ષાયોપશમિક સમ્યકત્વ હોવું જ જોઇયે. કેમકે ક્ષાયોપશમિક સમ્યગ્દષ્ટિ પ્રથમ સંઘયણી જિનકાલિક મનુષ્યજ ક્ષાયિક સમ્યકત્વ પ્રાપ્ત કરવાનો પ્રારંભ કરી શકે છે.

ભવી મનુષ્યભવમાં આવે. મનુષ્યભવમાં જ્યાંસુધી ક્ષપકશ્રેણિપર આરૂઢ ન થાય ત્યાંસુધી તેને એકવીશનું જ સત્તાસ્થાન હોય છે. આ રીતે એકવીસના સત્તાસ્થાનનો ઉત્કૃષ્ટ અવસ્થાનકાળ કંઈક અધિક તેત્રીસ સાગરોપમ પ્રમાણ હોય છે. જઘન્યથી અંતર્મુહૂર્ત્ત હોય છે. અને તે સપ્તકનો ક્ષય કર્યા પછી અનંતર–તરત જ ચારિત્રમોહનીયની ક્ષપણાનો આરંભ કરે તેને આશ્રયી સમજવો.

બાકી રહેલા સત્તાસ્થાનકોનો જઘન્યથી અને ઉત્કૃષ્ટથી અંતર્મુહૂર્ત્ત કાળ જાણવો. અને તે સારી રીતે સમજી શકાય તેમ છે, એટલે તે માટે સવિસ્તર કહ્યું નથી. જેમકે-મિથ્યાત્વમોહનીયનો ક્ષય કર્યા પછી ત્રેવીસનું અને મિશ્રમોહનીયનો ક્ષય કર્યા પછી બાવીસનું સત્તાસ્થાન થાય છે. તે બંનેનો અવસ્થાનકાળ અંતર્મુહૂર્ત્તથી અધિક હોતો જ નથી. કેમકે મિથ્યાત્વમોહનીયનો ક્ષય કર્યા પછી અવશ્ય અંતર્મુહૂર્ત્ત બાદ મિશ્રમોહનીયનો ક્ષય કરે છે, અને ત્યારબાદ અંતર્મુહૂર્ત્તે અવશ્ય સમ્યક્ત્વ મોહનીયનો ક્ષય કરે છે. એટલે ત્રેવીસ અને બાવીસની સત્તા અંતર્મુહૂર્ત્તથી અધિક કાળ હોતી જ નથી. બાકી રહ્યા નવમા ગુણસ્થાનકના તેરથી એક સુધીના સત્તાસ્થાનકો. તે દરેકનો પણ અંતર્મુહૂર્ત્તથી અધિક કાળ હોતો જ નથી, કેમકે નવમા ગુણસ્થાનકનો કાળ જ અંતર્મુહૂર્ત્ત છે. એકની સત્તાવાળા દશમા ગુણસ્થાનકનો કાળ પણ અંતર્મુહૂર્ત્ત જ છે. એટલે તેરથી એક સુધીના સઘળા સત્તાસ્થાનોનો કાળ અંતર્મુહૂર્ત્ત હોય છે.

તથા છવ્વીસના સત્તાસ્થાનનો અભવ્ય જીવો આશ્રયી અનાદિ અનંત, અને અનાદિ મિથ્યાદષ્ટિ ભવ્યજીવો આશ્રયી અનાદિ સાંત અવસ્થાન કાળ છે. આ પ્રમાણે સત્તાસ્થાનોની કાળ પ્રરૂપણા કરી. તે કરીને મોહનીયકર્મની વક્તવ્યતા પણ પૂર્ણ કરી. ૪૬

હવે નામકર્મના બંધાદિ સ્થાનો કહેવા જોઈએ, તે કહેતા પહેલા બંધાદિ સ્થાનોનો સરળતા પૂર્વક બોધ થાય માટે જે પ્રકૃતિઓ સાથે નામકર્મની ઘણી પ્રકૃતિઓ બંધ અથવા ઉદયમાં પ્રાપ્ત થાય છે, તેનો નિર્દેશ કરતા આ ગાથા કહે છે—

**अपज्जत्तगजाई पज्जत्तगईहि पेरिया बहुसो।**
**बंध उदयं च उवेंति सेसपगइउ नामस्स ॥४७॥**

**अपर्याप्तकजातिपर्याप्तगतिभिः प्रेरिता बहुशः।**
**बन्धमुदयं चोपयान्ति शेषप्रकृतयो नाम्नः ॥४७॥**

---

૧ તદ્દભવ મોક્ષગામી જીવ ક્ષાયિક સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા પછી અંતર્મુહૂર્ત્ત કાળમાંજ ચારિત્ર મોહનીયની ક્ષપણાનો પ્રારંભ કરે છે. વચમાં વધારે ટાઇમ ગુમાવતો નથી.

અર્થ—અપર્યાપ્તનામ જાતિનામ પર્યાપ્ત અને ગતિનામ કર્મવડે પ્રેરિત થયેલી નામકર્મની શેષ ઘણી પ્રકૃતિઓ બંધ અને ઉદયને પ્રાપ્ત થાય છે.

ટીકાનુ૦—અપર્યાપ્તનામ જાતિનામ પર્યાપ્તનામ અને ગતિનામકર્મ વડે જાણે પ્રેરિત ન થયેલ હોય અર્થાત્ અપર્યાપ્ત નામકર્મ આદિનો જ્યારે બંધ કે ઉદય હોય ત્યારે નામકર્મની અન્ય ઘણી પ્રકૃતિઓ બંધ કે ઉદયમાં પ્રાપ્ત થાય છે. અથવા ઘણીવાર બંધ અને ઉદયમાં પ્રાપ્ત થાય છે. ગાથામાં મૂકેલ 'बहुसो-बहुशः' પદનો ઘણીવાર એવો અર્થ તો થાય છે, પરંતુ 'बह्वयः' ઘણી એવો અર્થ આર્ષનિયમથી કર્યો છે. જેમકે–અપર્યાપ્ત નામકર્મ બંધાતુ હોય અગર ઉદયમાં હોય ત્યારે મનુષ્યગતિ યોગ્ય અથવા તિર્યંચગતિ યોગ્ય નામકર્મની ઘણી પ્રકૃતિઓ બંધમાં અને ઉદયમાં પ્રાપ્ત થાય છે. એકેન્દ્રિયાદિ જાતિનામકર્મ બંધાતુ હોય કે ઉદય પ્રાપ્ત હોય ત્યારે બાદર અથવા સૂક્ષ્મનામનો બંધ અથવા ઉદય પ્રાપ્ત થાય છે. એ પ્રમાણે પર્યાપ્ત નામ બંધ કે ઉદયમાં હોય ત્યારે યશ:કીર્ત્તિ આદિ, અને દેવાદિ ગતિનામકર્મ બંધ અગર ઉદયમાં હોય ત્યારે વૈક્રિયદ્વિક આદિ બંધ અને ઉદયમાં પ્રાપ્ત થાય છે. ૪૭

હવે ઉદયની વક્તવ્યતા કહે છે—

**उदयप्पत्ताणुदओ पएसओ अणुवसंतपगईणं ।**
**अणुभागओ उ निच्चोदयाण सेसाण भइयव्वो ॥४८॥**

**उदयप्राप्तानामुदयः प्रदेशतोऽनुपशान्तप्रकृतीनाम् ।**
**अनुभागतस्तु नित्योदयानां शेषाणां भक्तव्यः ॥४८॥**

અર્થ—ઉદયપ્રાપ્ત કર્મનો ઉદય થાય છે. અનુપશાંત પ્રકૃતિઓનો જ પ્રદેશોદય હોય છે, ઉપશાંતનો હોતો નથી. નિત્યોદયી પ્રકૃતિઓનો રસોદય જ હોય છે. શેષ પ્રકૃતિઓના ઉદયની ભજના સમજવી.

ટીકાનુ૦—અબાધાકાળનો ક્ષય થવાથી ઉદય સમયને પ્રાપ્ત થયેલ કર્મપ્રકૃતિઓનો ઉદય થાય છે. તે ઉદય બે રીતે થાય છે. ૧ પ્રદેશથી, ૨ અનુભાગથી. અર્થાત્ અબાધાકાળનો ક્ષય થવાથી ઉદય સમયને પ્રાપ્ત થયેલ કર્મપ્રકૃતિઓ પ્રદેશોદય વડે અને રસોદય વડે એમ બે પ્રકારે ઉદયમાં આવે છે. તેમાં અનુદયવતી–સ્વસ્વરૂપે ફળ આપવા અસમર્થ કર્મપ્રકૃતિઓનો અબાધાકાળ ક્ષય થયા પછી તેના દલિકને ઉદયવતી–સ્વસ્વરૂપે ફળ આપવા સમર્થ પ્રકૃતિમાં પ્રતિસમય સ્તિબુકસંક્રમવડે[1] સંક્રમાવી જે અનુભવ કરવો તે પ્રદેશોદય કહેવાય છે, અને તે

૧ સ્તિબુકસંક્રમ, રસોદય અને પ્રદેશોદય કોને કહેવાય છે, તે સમજવા માટે આજ ગ્રંથના પાના ૨૪૪નું ટીપ્પન વાંચવું.

જે પ્રકૃતિઓ અનુપશાંત હોય તેનોજ થાય છે, ઉપશાંત પ્રકૃતિઓનો થતો નથી. અનુભાગોદયનો વિપાકોદય-સ્વસ્વરૂપે અનુભવ એ અર્થ છે. ધ્રુવોદયી પ્રકૃતિઓનો હમેશા વિપાકોદયજ હોય છે. શેષ અધ્રુવોદયી પ્રકૃતિઓનો વિપાકોદય કદાચિત્ હોય છે, કદાચિત્ હોતો નથી. પ્રયોગોદય કે જેનું અપર નામ ઉદીરણા છે, તે વિપાકોદય હોય ત્યારે જ પ્રવર્ત્તે છે, અન્યથા પ્રવર્તતો નથી, માટે તે પૃથક્ કહેલ નથી. ૪૮

હવે જે પ્રકૃતિઓનો દેવગતિના બંધ અથવા ઉદયની સાથે બંધ અથવા ઉદય થાય છે, તેનું પ્રતિપાદન કરે છે—

**अथिरासुभचउरंसं परघायदुगं तसाइ धुवबंधी ।**
**अजसपणिंदि विउव्वाहारग सुभखगइ सुरगइया ॥४९॥**

**अस्थिराशुभचतुरस्रं पराघातद्विकं त्रसादयो ध्रुवबन्धिन्यः ।**
**अयशःपञ्चेन्द्रियवैक्रियाहारकशुभखगतयः सुरगतिगाः ॥४९॥**

અર્થ—અસ્થિર, અશુભ, સમચતુરસ્ર, પરાઘાતદ્વિક, ત્રસાદિ દશક, ધ્રુવબંધિની પ્રકૃતિઓ, અપયશકીર્ત્તિ, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, અને શુભવિહાયોગતિ એ પકૃતિઓ દેવગતિની સહચારિ છે.

ટીકાનુ૦—અસ્થિર, અશુભ, સમચતુરસ્ર સંસ્થાન, પરાઘાત અને ઉચ્છ્વાસ નામ એ પરાઘાતદ્વિક, ત્રસાદિ દશક, વર્ણ ગંધ રસ સ્પર્શ તૈજસ કાર્મણ અગુરૂલઘુ નિર્માણ અને ઉપઘાત એ નવ ધ્રુવબંધિની પ્રકૃતિઓ, અપયશકીર્ત્તિનામ, પંચેન્દ્રિયજાતિનામ, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, શુભવિહાયોગતિ અને ગાથામાં નથી કહેલી છતા દેવગતિની સહચારિ હોવાથી ગ્રહણ કરવા યોગ્ય દેવાનુપૂર્વિ નામ એ બત્રીસ પ્રકૃતિઓ દેવગતિના બંધ સાથે બંધમાં અને દેવગતિના ઉદય સાથે ઉદયમાં આવે છે. જ્યારે તીર્થંકરનામકર્મનો બંધ થાય ત્યારે તીર્થંકરનામકર્મના બંધ સાથે દેવગતિ યોગ્ય તેત્રીસ પ્રકૃતિઓ બંધમાં સમજવી. કેમકે તીર્થંકરનામકર્મના બંધકાળે મનુષ્યો અવશ્ય દેવગતિયોગ્ય અને દેવો તથા નારકીઓ અવશ્ય મનુષ્ય ગતિયોગ્ય બંધ કરે છે. ૪૯

જ્યારે દેવગતિમાં તીર્થંકર નામકર્મ બાંધે ત્યારે તેની સાથે કઇ પ્રકૃતિઓ બાંધે તે આ ગાથામાં કહે છે.—

**बंधइ तित्थनिमित्ता मणुउरलदुरिसभदेवजोगाओ ।**
**नो सुहुमतिगेण जसं नो अजसऽथिराऽसुभाहारे ॥५०॥**

**बध्नाति तीर्थनिमित्ता मनुजोरलद्विकर्षभदेवयोग्याः ।**
**न सूक्ष्मत्रिकेण यशः नायशोऽस्थिराशुभा आहारे ॥५०॥**

અર્થ—દેવગતિમાં તીર્થંકર નિમિત્તે મનુજદ્વિક ઔદારિકદ્વિક પ્રથમ સંઘયણ અને (શેષ) દેવગતિ યોગ્ય પ્રકૃતિઓ બાંધે છે. સૂક્ષ્મત્રિક સાથે યશ:કીર્તિ બાંધતો નથી, અને આહારકનો બંધ થાય ત્યારે અપયશકીર્ત્તિ અસ્થિર અને અશુભ બાંધતો નથી.

ટીકાનુ૦—દેવગતિમાં રહેલો આત્મા જ્યારે તીર્થંકર નામકર્મ બાંધે ત્યારે તીર્થંકર નામકર્મ સાથે મનુષ્યગતિ મનુષ્યાનુપૂર્વિ, ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, વજ્રઋષભનારાચસંઘયણ એ પાંચ પ્રકૃતિઓ, તથા દેવદ્વિક વૈક્રિયદ્વિક અને આહારકદ્વિક સિવાય બાકીની પૂર્વની ગાથામાં કહેલી દેવગતિયોગ્ય સત્તાવીશ પ્રકૃતિઓ સઘળી મળી બત્રીસ પ્રકૃતિઓ બાંધે છે.

( એ પ્રમાણે નરકગતિમાં તીર્થંકર નામકર્મ બાંધે ત્યારે પણ ઉપરોક્ત બત્રીશ પ્રકૃતિઓ બાધે છે. કેમકે દેવો અને નારકોઓને તીર્થંકર નામનો બંધ ચોથે ગુણસ્થાનકે જ થાય છે. ત્યાં ઉપરોક્ત પ્રકૃતિઓનો બંધ થાય છે. )

તથા સૂક્ષ્મત્રિક સૂક્ષ્મ સાધારણ અને અપર્યાપ્ત નામકર્મ સાથે યશ:કીત્તિ નામ બાંધતો નથી કે ઉદયદ્વારા ભોગવતો નથી. તથા આહારકદ્વિકનો જ્યારે બંધ થતો હોય કે તે જ્યારે ઉદયમાં હોય ત્યારે અપયશકીર્ત્તિ અસ્થિર અને અશુભરૂપ ત્રણ પ્રકૃતિઓનો બંધ થતો નથી તેમજ તે ઉદયમાં પણ આવતી નથી. ૫૦

હવે બંધ આશ્રયી નરકગતિની સહચારિણી પ્રકૃતિઓ બતાવે છે—

**अपज्जत्तगबन्धं दूसरपरघायसासपज्जत्तं ।**
**तसअपसत्थाखगइं वेउव्वं नरयगइहेऊ ॥५१॥**

**अपर्याप्तकबन्धो दुःस्वरपराघातोच्छ्वासपर्याप्तानि ।**
**त्रसाप्रशस्तखगती वैक्रियं नरकगतिहेतुः ॥५१॥**

અર્થ—અપર્યાપ્ત બંધ, દુઃસ્વર પરાઘાત ઉચ્છવાસ પર્યાપ્તનામ ત્રસ અપ્રશસ્તવિહાયોગતિ અને વૈક્રિયદ્વિક એ નરકગતિના હેતુભૂત પ્રકૃતિઓ છે.

ટીકાનુ૦—અપર્યાપ્ત યોગ્ય બંધ કરતા બંધાતી બાવીશ પ્રકૃતિઓ કે જે હવે પછી કહેશે તેનો જે બંધ તે અપર્યાપ્ત બંધ કહેવાય છે. તે અપર્યાપ્તાને બંધ યોગ્ય પ્રકૃતિઓ નરકગતિ યોગ્ય બંધ કરતા બંધાય છે. માત્ર ગાથામાં વૈક્રિય અને પર્યાપ્તનું ગ્રહણ કરેલું હોવાથી અપર્યાપ્તાને બંધ યોગ્ય બાવીશ પ્રકૃતિમાં જે ઔદારિક અને અપર્યાપ્ત નામકર્મનું ગ્રહણ કર્યું છે, તે અહિં ગ્રહણ કરવું નહિ. તથા બાવીસમાં તિર્યગ્દ્વિક કે નરદ્વિક બેમાંથી એકનું ગ્રહણ કર્યું છે, તેને બદલે અહિં નરકદ્વિક લેવું. તથા દુઃસ્વર પરાઘાત ઉચ્છવાસ પર્યાપ્તનામ

ત્રસનામ અપ્રશસ્તવિહાયોગતિ અને વૈક્રિયદ્વિક એમ સઘળી મળી અઠ્ઠાવીશ પ્રકૃતિઓ બંધ આશ્રયી નરકગતિની સહચારણી છે, એટલે કે નરકગતિ યોગ્ય બંધ કરતા બંધાય છે. ૫૧

હવે અપર્યાપ્ત બંધ યોગ્ય બાવીસ પ્રકૃતિઓ કહે છે—

**हुंडोरालं धुवबंधिणीउ अथिराइदूसरविहूणा ।**
**गइ आणुपुव्वि जाई बायरपत्तेयऽपज्जत्ते ॥५२॥**
**बंधइ सुहुमं साहारणं च थावरतसंगछेवट्ठं ।**
**पज्जत्ते उ सथिरसुभजससासुज्जोवपरघायं ॥५३॥**
**आयावं एगिंदियअपसत्थविहदूसरं व विगलेसु ।**
**पंचिंदिएसु सुसराइखगइसंघयणसंठाणा ॥५४॥**

हुण्डोरालं ध्रुवबंधिन्योऽस्थिरादयः दुःस्वरविहीनाः ।
गतिरानुपूर्वी जातिः बादरप्रत्येकापर्याप्तकानि ॥५२॥
बध्यते सूक्ष्मं साधारणं च स्थावरं त्रसाङ्गछेदपृष्ठानि ।
पर्याप्ते तु सस्थिरशुभयशउच्छ्वासोद्योतपराघातानि ॥५३॥
आतापमेकेन्द्रियेऽप्रशस्तविहायोगतिर्दुःस्वरं वा विकलेषु ।
पञ्चेन्द्रियेषु सुस्वरादिखगतिसंहननसंस्थानानि ॥५४॥

અર્થ—હુંડસંસ્થાન ઔદારિકશરીર નામ, નામની ધ્રુવબંધિની પ્રકૃતિઓ, દુ:સ્વરહીન અસ્થિરાદિષટ્ક, ગતિ, આનુપૂર્વિ, જાતિ, બાદર, પ્રત્યેક, અને અપર્યાપ્તનામ એ બાવીસ અપર્યાપ્ત યોગ્ય બંધ કરતા બંધાય છે. એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા સૂક્ષ્મ સાધારણ અને સ્થાવર અધિક બંધાય છે. ત્રસ યોગ્ય બંધ કરતા ત્રસનામ ઔદારિક અંગોપાંગ અને છેવટ્ઠુ સંઘયણ બંધાય છે. પર્યાપ્ત-યોગ્ય બંધ કરતા સ્થિર શુભ યશ:કીર્ત્તિ ઉચ્છ્વાસનામ ઉદ્યોત પરાઘાત અધિક બંધાય છે. પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બાંધતા આતપ બંધાય છે. વિકલેન્દ્રિય યોગ્ય બંધ કરતા અપ્રશસ્તવિહાયોગતિ અને દુ:સ્વર બંધાય છે. પંચેન્દ્રિય યોગ્ય બાંધતા સુસ્વરાદિ, ખગતિ, સંઘયણ અને સંસ્થાન નામનો પણ બંધ થાય છે.

ટીકાનુ૦—હુંડસંસ્થાન, ઔદારિકશરીર, નામકર્મની ધ્રુવબંધિની વર્ણ ગંધ રસ સ્પર્શ અગુરૂલઘુ, તૈજસ કાર્મણ ઉપઘાત અને નિર્માણ રૂપ નવ પ્રકૃતિઓ, દુ:સ્વર રહિત અસ્થિરાદિ–અસ્થિર અશુભ દુર્ભગ, અનાદેય અને અપયશકીર્ત્તિ-

રૂપ પાંચ, મનુષ્યદ્વિક અને તિર્યગ્દ્વિકમાંથી એકદ્વિક, અન્યતરજાતિ, બાદર, પ્રત્યેક. અને અપર્યાપ્તનામ આ બાવીસ કર્મ પ્રકૃતિઓ અપર્યાપ્ત યોગ્ય બંધ કરતા બંધાય છે, માટે અપર્યાપ્તક બંધ સંજ્ઞાવાળી છે. [ કારણ કે પર્યાપ્તનામ સાથે આ પ્રકૃતિઓનો બંધ અને ઉદયમાં અસંભવ છે.]

પૂર્વોક્ત અપર્યાપ્ત બંધ સંજ્ઞાવાળી પ્રકૃતિ બાંધતો જ્યારે એકેન્દ્રિય યોગ્ય બંધ કરે ત્યારે સ્થાવર સૂક્ષ્મ અને સાધારણ રૂપ અન્ય ત્રણ પ્રકૃતિઓ પણ બંધ યોગ્ય થાય છે.

ત્રસયોગ્ય બંધ કરે ત્યારે ત્રસનામ ઔદારિક અંગોપાંગ અને સેવાર્ત્ત સંઘયણ એ ત્રણ અન્ય પ્રકૃતિઓ બંધયોગ્ય સમજવી. આ પ્રમાણે પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા અને અપર્યાપ્ત યોગ્ય બંધ કરતા પચીસ પચીસ પ્રકૃતિઓ બંધાય છે.

પર્યાપ્તનામનો જ્યારે બંધ કરે ત્યારે પૂર્વોક્ત પચીસ પ્રકૃતિમાંથી અપર્યાપ્ત નામ દૂર કરતા અને સ્થિર શુભ યશઃકીર્ત્તિ ઉચ્છ્વાસ ઉદ્યોત અને પરાઘાત મેળવતા જેટલી થાય તેટલી બાંધે છે. તાત્પર્ય એ કે—જ્યારે પર્યાપ્ત નામના બંધનો વિચાર કરીએ ત્યારે પૂર્વોક્ત પચીસ પ્રકૃતિમાંથી અપર્યાપ્તનામ કાઢી તેના સ્થાને પર્યાપ્ત નામ નાખવું, ત્યારબાદ ગાથામાં કહેલી સ્થિર આદિ અન્ય છ પ્રકૃતિઓ નાખવી, એટલે એકત્રીશ થાય. આ એકત્રીશ પ્રકૃતિઓ પર્યાપ્ત સ્થાવર એકેન્દ્રિય યોગ્ય બંધ કરે ત્યારે કે પર્યાપ્ત ત્રસ યોગ્ય બંધ કરે ત્યારે યથાસંભવ સમજવી.

હવે જ્યારે ખર બાદર પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરે ત્યારે બત્રીસમું આતપનામ પણ બંધ યોગ્ય સમજવું.

જ્યારે પર્યાપ્ત વિકલેન્દ્રિય યોગ્ય બંધ કરે ત્યારે અપ્રશસ્ત વિહાયોગતિ અને દુઃસ્વર નામ બાંધે છે, માટે પર્યાપ્ત વિકલેન્દ્રિય યોગ્ય તેત્રીસ પ્રકૃતિઓ બંધ યોગ્ય સંભવે છે.

જ્યારે પર્યાપ્ત તિર્યક્ પંચેન્દ્રિય અને મનુષ્ય યોગ્ય બંધ કરે ત્યારે સુસ્વર, સૌભાગ્ય, આદેય, પ્રશસ્તવિહાયોગતિ, અંતિમ સંસ્થાન અને સંઘયણનું ગ્રહણ કરી લીધેલું હોવાથી તે સિવાય પાંચ સંઘયણ અને પાંચ સંસ્થાન એમ ચૌદ અન્ય પ્રકૃતિઓના બંધનો સંભવ છે, માટે સુડતાલીસ પ્રકૃતિઓ બંધ યોગ્ય સમજવી. જો કે વધારેમાં વધારે તિર્યંચગતિ યોગ્ય ત્રીસ પ્રકૃતિઓ બંધમાં છે, પરંતુ અહિં પરસ્પર વિરૂદ્ધ પ્રકૃતિઓ પણ ગણેલી હોવાથી સંખ્યા વધારે જણાય છે. તે કાઢી નાખીએ તો સંખ્યા બરાબર થશે. ૫૨-૫૩-૫૪.

આ પ્રમાણે પર્યાપ્ત અપર્યાપ્ત સ્થાવર અને ત્રસ યોગ્ય બંધ કરતા જેટલી પ્રકૃતિઓ સંભવે છે, તેટલી જણાવી. હવે સરવાળે નામકર્મના જેટલા બંધ સ્થાનકો સંભવે છે, તેટલાનું નિરૂપણ કરતા આ ગાથા કહે છે—

**तेवीसा पणुवीसा छव्वीसा अट्ठवीस गुणतीसा ।**
**तीसेगतीस एगो बंधट्ठाणाइ नामेऽट्ठ ॥५५॥**

**त्रयोविंशतिः पञ्चविंशतिः षड्विंशतिरष्टाविंशतिरेकोनत्रिंशत् ।**
**त्रिंशदेकत्रिंशदेका बन्धस्थानानि नाम्नोऽष्टौ ॥५५॥**

અર્થ—ત્રેવીસ, પચીસ, છવ્વીસ, અટ્ઠાવીસ, ઓગણત્રીસ, ત્રીસ, એકત્રીસ, અને એક આ પ્રમાણે નામકર્મના આઠ બંધસ્થાનકો છે.

ટીકાનુ૦—એક સાથે જેટલી પ્રકૃતિ બંધાય તેનું નામ બંધસ્થાન કહેવાય છે, અને તે ગાથાના અર્થમાં જે પ્રમાણે કહ્યા તે પ્રમાણે આઠ થાય છે. તેમાંથી કઈ ગતિ યોગ્ય બંધ કરતા કેટલા બંધાય અને કઇ ગતિમાં કેટલા બંધાય તે હવે પછી વિસ્તારપૂર્વક કહેશે. ॥૫૫॥

હવે મનુષ્યાદિ ગતિમાં વર્ત્તમાન આત્મા ઉપરોક્ત બંધસ્થાનકમાંથી જેટલા બંધસ્થાનકો બાંધે, તેનું નિરૂપણ આ ગાથામાં કરે છે:—

**मणुयगईए सव्वे तिरियगईए य छ आइमा बंधा ।**
**नरए गुणतीस तीसा पंचछवीसा य देवेसु ॥५६॥**

**मनुजगतौ सर्वे तिर्यग्गतौ च षडादिमान् बन्धान् ।**
**नरके एकोनत्रिंशत् त्रिंशत् पञ्च षड्विंशतिश्च देवेषु ॥५६॥**

અર્થ—મનુષ્યગતિમાં સઘળા બંધસ્થાનકો તિર્યંચગતિમાં આદિના છ, નરકમાં ઓગણત્રીશ અને ત્રીશ, અને દેવગતિમાં પચીસ છવ્વીસ અને ચકારથી ઓગણત્રીસ અને ત્રીસ એ પ્રમાણે બંધસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—મનુષ્યગતિમાં વર્ત્તમાન આત્મા યથાયોગ્ય રીતે નામકર્મના સઘળા બંધસ્થાનકો બાંધે છે. કારણ કે મનુષ્ય સઘળી ગતિમાં ઉત્પન્ન થાય છે. તેમાં એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પચીસ અને છવ્વીસ એમ ત્રણ બંધસ્થાનક બાંધે છે. વિકલેન્દ્રિય યોગ્ય પચીસ ઓગણત્રીસ અને ત્રીશ એમ ત્રણ બંધસ્થાનક બાંધે છે. નરકમાં ઉત્પન્ન થતો તદ્યોગ્ય અઠ્ઠાવીશ બાંધે છે. દેવગતિમાં ઉત્પન્ન થનાર અઠ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ એમ ચાર બંધસ્થાન બાંધે છે. ક્ષપક અને ઉપશમશ્રેણિમાં વર્ત્તમાન એક બાંધે છે. (તિર્યંચ પંચેંદ્રિય યોગ્ય ૨૫–૨૯–૩૦ અને મનુષ્યગતિયોગ્ય ૨૫–૨૯ એ પ્રમાણે પ્રકૃતિઓનો બંધ કરે છે.) આ પ્રમાણે મનુષ્યગતિમાં વર્ત્તમાન યથાયોગ્ય રીતે સઘળા બંધસ્થાનકો બાંધે છે.

તથા તિર્યંચગતિમાં વર્ત્તમાન શરૂઆતના ત્રેવીસ પચીસ છવ્વીસ અટ્ઠાવીશ ઓગણત્રીસ અને ત્રીસ એમ યથાસંભવ છ બંધસ્થાનકો બાંધે છે. કેમકે તિર્યંચો પણ ચારે ગતિમાં ઉત્પન્ન થાય છે, એટલે ચારે ગતિ યોગ્ય ઉપરોક્ત બંધસ્થાનકો બાંધે છે. માત્ર તીર્થંકર અને આહારક દ્વિક સાથે દેવગતિ યોગ્ય એકત્રીસનો બંધ અને શ્રેણિયોગ્ય એકનો બંધ એ બે બંધસ્થાન તિર્યંચોને સંભવતા નથી. કારણ કે તેઓમાં ચારિત્ર અને શ્રેણિનો અભાવ છે.

તથા નરકગતિમાં વર્ત્તમાન ઓગણત્રીસ અને ત્રીશ એ બે તિર્યંચ અને મનુષ્યગતિયોગ્ય બંધસ્થાન બાંધે છે. કેમકે નારકી મરીને અવશ્ય પર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચ અને મનુષ્યમાં જ ઉત્પન્ન થાય છે. તે બંનેને યોગ્ય ઓગણત્રીસનું બંધસ્થાન છે. તથા જે નારકી મરીને શ્રેણિકની જેમ તીર્થંકર થશે તે તીર્થંકર નામ સાથે મનુષ્યગતિ યોગ્ય ત્રીસનો બંધ કરે છે. (ઉદ્યોત સાથે તિર્યંચગતિ યોગ્ય પણ ત્રીસ બાંધે છે.)

તથા દેવગતિમાં વર્ત્તમાન આત્મા બાદરપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય પચીસ અને છવ્વીસ તથા ચકારથી મનુષ્ય તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીસ અને ત્રીસ એમ ચાર બંધસ્થાન બાંધે છે. તેમાં બાદર પર્યાપ્ત પૃથ્વી અપ્ અને પ્રત્યેક વનસ્પતિમાં ઉત્પન્ન થનાર પચીશ બાંધે છે. આતપ સાથે બંધ કરે ત્યારે તેજ પચીશ છવ્વીસ થાય છે. અને તે છવ્વીસના બંધસ્થાનને ખરપર્યાપ્ત બાદર પૃથ્વી કાય યોગ્ય બાંધતા બાંધે છે. ઓગણત્રીસ અને ત્રીસના બંધસ્થાનનો વિચાર નારકીની જેમ સમજવો. કેમકે દેવ પણ ગર્ભજ પર્યાપ્ત તિર્યંચ અને મનુષ્યમાં ઉત્પન્ન થાય છે. તેમાં તિર્યંચમાં ઉત્પન્ન થતા ઓગણત્રીસ અને ઉદ્યોત સાથે ત્રીસ. અને મનુષ્યમાં ઉત્પન્ન થતા ઓગણત્રીસ અને તીર્થંકર નામ સાથે ત્રીસ કર્મ પ્રકૃતિઓ બાંધે છે. ૫૬

આ પ્રમાણે અમુક અમુક ગતિમાં વર્ત્તમાન આત્મા નામકર્મના કેટલા બંધસ્થાનકો બાંધે તે કહ્યું હવે અમુક કોઈ ગતિ યોગ્ય બંધ કરતા નામકર્મના કેટલા અને કયા બંધસ્થાનકો બંધાય તેનું નિરૂપણ કરે છે.—

**अडवीस नरयजोग्गा अडवीसाई सुराण चत्तारि ।**
**तिगपणछव्वीसेगिंदियाण तिरिमणुय बंधतिगं ॥५७॥**

**अष्टाविंशतिर्नरकयोग्याऽष्टाविंशत्यादीनि सुराणां चत्वारि ।**
**त्रिकपञ्चषड्विंशतिरेकेन्द्रियाणां तिर्यग्मनुजानां बन्धत्रिकम् ॥५७॥**

અર્થ—નરકગતિયોગ્ય અટ્ઠાવીસનું બંધસ્થાન, દેવગતિ યોગ્ય અટ્ઠાવીશ આદિ ચાર, એકેન્દ્રિય યોગ્ય ત્રણ પાંચ અને છ અધિક વીશ અને તિર્યંચ તથા મનુષ્યને યોગ્ય પચીસ ઓગણત્રીસ અને ત્રીસ એમ ત્રણ બંધસ્થાન છે.

ટીકાનુ૦—નરકગતિ યોગ્ય અટ્ઠાવીશ પ્રકૃતિના સમુહરૂપ એક બંધસ્થાન છે, એટલે કે નરકગતિ યોગ્ય બંધ કરતા નામકર્મની અટ્ઠાવીશ પ્રકૃતિઓનો બંધ થાય છે. દેવગતિ યોગ્ય બંધ કરતા અટ્ઠાવીશ ઓગણત્રીસ ત્રીસ અને એકત્રીસ એમ ચાર બંધસ્થાનકો બંધાય છે. એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા ત્રેવીસ પચીસ અને છવ્વીસ એમ ત્રણ બંધસ્થાન બંધાય છે. તથા બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યગતિ યોગ્ય બંધ કરતા પચીસ ઓગણત્રીસ અને ત્રીશ એમ ત્રણ ત્રણ બંધસ્થાનકોનો બંધ થાય છે. આ સઘળા બંધસ્થાનકોનો સૂત્રકાર પોતે જ આગળ ઉપર વિચાર કરશે, માટે અમે અહિં તેનો વિચાર કર્યો નથી. ૫૭

હવે ગુણસ્થાનકોમાં બંધસ્થાકોનો વિચાર કરતા આ સૂત્ર કહે છે.—

**मिच्छम्मि सासणाइसु तिअट्ठवीसाइ नामबंधाओ ।**
**छत्तिण्णि दोति दोदो चउपण सेसेसु जसबंधो ॥५८॥**

**मिथ्यात्वे सासादनादिषु त्र्यष्टाविंशत्याद्या नामबन्धाः ।**
**षड् त्रयो द्वौ त्रयो द्वौ द्वौ चत्वारः पञ्च शेषेषु यशोबन्धः ॥५८॥**

અર્થ—મિથ્યાત્વે અને સાસ્વાદનાદિમાં અનુક્રમે ત્રેવીશ આદિ અને અટ્ઠાવીશ આદિ છ ત્રણ બે ત્રણ બે બે ચાર અને પાંચ બંધસ્થાનકો હોય છે. શેષ ગુણસ્થાનકોમાં યશઃકીર્તિનોજ બંધ હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ત્રેવીસ પચીસ છવ્વીશ અટ્ઠાવીશ ઓગણત્રીસ અને ત્રીસ એમ નામકર્મના છ બંધસ્થાનકો હોય છે. મિથ્યાદષ્ટિઓ ચારે ગતિવાળા ચૌદે ભેદના જીવો હોય છે, અને ચારે ગતિ યોગ્ય બંધ કરે છે; તેથી ઉપરોક્ત છ બંધસ્થાનકો સંભવે છે. એકત્રીસનો બંધ સાતમે તથા આઠમે અને એકનો બંધ આઠમા આદિમાં થતો હોવાથી મિથ્યાદષ્ટિને તેનો સંભવ નથી.

સાસ્વાદન મિશ્ર અવિરતિસમ્યગ્દષ્ટિ દેશવિરતિ પ્રમત્ત અપ્રમત્ત અને અપૂર્વકરણમાં અનુક્રમે અટ્ઠાવીશ આદિ ત્રણ બે ત્રણ બે બે ચાર અને પાંચ બંધસ્થાનકો હોય છે. તેમાં સાસ્વાદને અટઠાવીશ ઓગણત્રીશ અને ત્રીસ એમ ત્રણ બંધસ્થાનકો હોય છે. તેમાં સાસ્વાદન ગુણસ્થાનકે વર્ત્તતા પર્યાપ્ત સંજ્ઞી તિર્યંચ અથવા મનુષ્યને દેવગતિ યોગ્ય બાંધતા અટ્ઠાવીશનું અને સાસ્વાદન ગુણસ્થાનકે વર્ત્તતા [2]દેવ અથવા નારકીને તિર્યંચ કે મનુષ્યગતિ યોગ્ય બાંધતા

૧ અપર્યાપ્તાવસ્થામાં પહેલે બીજે ગુણસ્થાનકે નરક કે દેવગતિ યોગ્ય બંધ થતો નથી.

૨ બીજે ગુણસ્થાનકે મનુષ્ય કે તિર્યંચોને પણ મનુષ્યગતિ કે તિર્યંચ ગતિ યોગ્ય બંધ થઇ શકે છે.

ઓગણત્રીસનું, અને ઉદ્યોત નામકર્મ સાથે તિર્યંચગતિ યોગ્ય બંધ કરતા ત્રીશનું એમ બીજે ગુણસ્થાનકે ત્રણ બંધસ્થાનકો હોય છે.

સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે અટ્ઠાવીશ અને ઓગણત્રીશ એમ બે બંધસ્થાનકો હોય છે. તેમાં પર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચ અથવા મનુષ્યને દેવગતિ યોગ્ય બંધ કરતા અટ્ઠાવીશનું, અને દેવ અથવા નારકીને મનુષ્યગતિ યોગ્ય બંધ કરતા ઓગણત્રીશનું બંધસ્થાન હોય છે. ત્રીજું ગુણસ્થાનક પર્યાપ્તાવસ્થામાં અને સંજ્ઞિઓને જ હોય છે. ત્યાં દેવો તથા નારકીઓ મનુષ્યગતિયોગ્ય અને મનુષ્યો તથા તિર્યંચો દેવગતિ યોગ્ય જ બંધ કરે છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે અટ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીસ એમ ત્રણ બંધસ્થાનકો હોય છે. આ ગુણસ્થાનક ચારે ગતિના સંજ્ઞિ જીવોને [1]કરણ અપર્યાપ્તાવસ્થામાં અને પર્યાપ્તાવસ્થામાં હોય છે, ત્યાં યથાયોગ્ય રીતે ઉપરના બંધસ્થાનકો સાંભવે છે. તેમાં તિર્યંચ કે મનુષ્યોને દેવગતિયોગ્ય બંધ કરતા અટ્ઠાવીશનું, માત્ર મનુષ્યોને તીર્થંકર નામકર્મ સાથે દેવગતિ યોગ્ય બંધ કરતા ઓગણત્રીશનું, દેવ નારકીઓને મનુષ્યગતિ યોગ્ય બંધ કરતા ઓગણત્રીસનું, અને તીર્થંકર નામકર્મ સાથે બાંધતા તેઓને ત્રીશનું બંધસ્થાન હોય છે.

દેશવિરતે અને પ્રમત્તે બે બે બંધસ્થાન હોય છે. તે આ—અટ્ઠાવીશ અને ઓગણત્રીશ. તેમાં દેવગતિયોગ્ય બંધ કરતા દેશવિરતિ મનુષ્ય અને [2]તિર્યંચોને અટ્ઠાવીશનું, તથા તીર્થંકર નામકર્મ સાથે દેવગતિ યોગ્ય બંધ કરતા મનુષ્યને ઓગણત્રીશનું બંધસ્થાન હોય છે. પ્રમત્તે પણ એ રીતે જ બે બંધસ્થાનકો સમજવા પરંતુ મનુષ્યોને જ. કેમકે પ્રમત્તાદિ ગુણસ્થાનકો મનુષ્યગતિમાં જ હોય છે.

શંકા—સંયમ નિમિત્તે આહારકદ્વિકનો બંધ કહ્યો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે–'સમ્યક્ત્વગુણ, રૂપ નિમિત્તવડે તીર્થંકર નામનો અને સંજમરૂપ હેતુવડે આહારકદ્વિકનો બંધ થાય છે.' અને સંયમ–સર્વવિરતિ ચારિત્ર પ્રમત્ત સંયતને પણ છે જ. માટે પ્રમત્ત સંયતને આહારકદ્વિકના બંધનો સંભવ હોવાથી દેવગતિયોગ્ય આહારકદ્વિક સહિત ત્રીશનું બંધસ્થાન શા માટે ગ્રહણ કરતા નથી ?

ઉત્તર—ઉપરની શંકા અમારા અભિપ્રાયનું અજ્ઞાન હોવાથી અયુક્ત છે. અપ્રમત્ત સંયતથી પ્રમત્ત સંયતનું સંયમ મંદ હોવાથી પ્રમત્ત સંયતનું ચારિત્ર

૧ અપર્યાપ્તાવસ્થામાં નવું કોઇ સમ્યક્ત્વ ઉત્પન્ન થતું નથી, પરંતુ પૂર્વ જન્મનું લાવેલું હોઈ શકે છે.

૨ સંખ્યાત વરસના આયુવાળા તિર્યંચોને જ પાંચ ગુણસ્થાન હોય છે. યુગલિયાને તો ચાર ગુણસ્થાનક જ હોય છે વળી તીર્થંકર નામનો બંધ તિર્યંચો કરતા જ નથી. એટલે તીર્થંકર સાથેના કોઈ બંધસ્થાનનો તિર્યંચગતિમાં બંધ હોતો નથી.

આહારકદ્વિકના બંધમાં હેતુ નથી. કેમકે અત્યંત વિશુદ્ધ–અપ્રમત્ત ભાવનું ચારિત્ર જ આહારકદ્વિકના બંધમાં હેતુ છે. પ્રમત્ત સંયતને તેવા વિશિષ્ટ ચારિત્રનો અભાવ હોવાથી તેને આહારકદ્વિક સાથે દેવગતિયોગ્ય ત્રીશના બંધસ્થાનકનો અભાવ છે.

અપ્રમત્ત સંયતને અટ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ એમ ચાર બંધસ્થાનકો હોય છે. તેમાં આહારકદ્વિક અને તીર્થંકર નામકર્મ વિના દેવગતિ-યોગ્ય બંધ કરતા અટ્ઠાવીશ, તીર્થંકર નામ સાથે બાંધતા ઓગણત્રીશ, આહા-રકદ્વિક સાથે બાંધતા ત્રીશ અને તીર્થંકર અને આહારકદ્વિક સાથે અટ્ઠાવીશનો બંધ કરતા એકત્રીશનું બંધસ્થાન હોય છે.

અપૂર્વકરણ ગુણસ્થાનકે અટ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ એકત્રીશ અને એક એમ પાંચ બંધસ્થાનકો હોય છે. તેમાં અટ્ઠાવીશ આદિ ચાર બંધસ્થાનકો અપ્ર-મત્ત ગુણસ્થાનકે જે રીતે કહ્યા તે રીતે અહિં સમજવા. પાંચમું આઠમા ગુણ. સ્થાનકના છટ્ઠા ભાગે નામકર્મની ત્રીસ પ્રકૃતિનો બંધવિચ્છેદ થયા બાદ એક યશ:કીર્ત્તિ નામકર્મના બંધરૂપ છે.

બાકીના અનિવૃત્તિ બાદરસંપરાય અને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે એક યશ:કીર્ત્તિ નામકર્મનો જ બંધ થાય છે. [1]અહિં અતિવિશુદ્ધ પરિણામ હોવાને લીધે અન્ય કોઇપણ નામકર્મની પ્રકૃતિનો બંધ થતો નથી. આ પ્રમાણે ગુણ-સ્થાનકોમાં નામકર્મના બંધસ્થાનકો કહ્યા. ૫૮

૧ અહિં એમ શંકા થઈ શકે કે નવમે દશમે ગુણસ્થાનકે અતિવિશુદ્ધ અધ્યવસાય હોવાને લીધે તીર્થંકરનામ આહારકદ્વિક આદિ જેવી પુન્ય પ્રકૃતિઓનો બંધ કેમ ન થાય? ઉલટું અતિવિશુદ્ધ પરિણામ હોવાને લીધે અલ્પ સ્થિતિવાળી અને ઉત્કૃષ્ટ રસવાળી ઉપ-રોક્ત પ્રકૃતિઓ બંધાવી જોઇયે. તો પછી શા માટે તે સઘળી પ્રકૃતિઓ આઠમા ગુણ-સ્થાનકના છઠ્ઠા ભાગ સુધી જ બંધાય છે, ત્યાર બાદ બંધાતી નથી? આ શંકા ઠીક છે. પરંતુ દરેક પુન્ય અને પાપ પ્રકૃતિઓના બંધના અધ્યવસાયની અમુક હદ હોય છે. જેમકે અમુકથી અમુક હદ સુધીના ખરાબ પરિણામ વડે અમુક અમુક પાપ પ્રકૃતિ બંધાય છે, જેટલી હદના જઘન્ય જોઈયે તે કરતા જઘન્ય હોય અને જેટલી હદના ઉત્કૃષ્ટ જોઇયે તે કરતા ચડીયાતા હોય તો તે પાપપ્રકૃતિ બંધાતી નથી. એ પ્રમાણે અમુકથી અમુક હદ સુધીના વિશુદ્ધ પરિણામ વડે અમુક અમુક પુન્ય પ્રકૃતિનો બંધ થાય છે. ઓછામાં ઓછા જેટલી હદના વિશુદ્ધ પરિણામ જોઇયે તે કરતા ઓછા હોય, તેમજ વધારેમાં વધારે જેટલી હદના વિશુદ્ધપરિણામ જોઇયે તેથી વધારે હોય તો તે પુન્ય પ્રકૃતિ પણ બંધાતી નથી. જો આ પ્રમાણે વ્યવસ્થા ન હોય તો પાપપ્રકૃતિ કે પુન્યપ્રકૃતિના બંધની કોઇ મર્યાદા રહે નહિ. જેમકે અમુક પ્રકારના કિલષ્ટ પરિણામને યોગે તિર્યંચગતિનો બંધ થાય, તે પણ તેના યોગ્ય પરિણામ હોય ત્યાંસુધી તેનો બંધ થાય જ્યારે તેનાથી પણ ચડીયાતા ખરાબ પરિણામ થાય ત્યારે નરકગતિ યોગ્ય બંધ થાય, પરંતુ તિર્યંચગતિ યોગ્ય નહિ થાય.

એકેન્દ્રિયાદિ યોગ્ય ત્રેવીસ આદિ જે બંધસ્થાનકો પહેલા કહી ગયા તે સઘળાનો હવે વિચાર કરવો જોઇયે, તેમાં પહેલા ત્રેવીસના બંધસ્થાનનો વિચાર કરે છે—

**तग्गयणुपुव्विजाई थावरमाईय दूअरविहूणा ।**
**धुवबंधि हुंडविग्गह तेवीसा पज्जथावरए ॥५९॥**

**तद्गत्यानुपूर्व्विजातयः स्थावरादयो दुःस्वरविहीनाः ।**
**ध्रुवबंधिन्यो हुण्डं विग्रहः त्रयोविंशतिरपर्याप्तस्थावरस्य ॥५९॥**

અર્થ—તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, એકેન્દ્રિયજાતિ, દુઃસ્વર હીન સ્થાવરાદિ નવ, નામકર્મની ધ્રુવબંધિ નવ, હુંડસંસ્થાન અને ઔદારિકશરીરનામ એમ ત્રેવીસ પ્રકૃતિઓ અપર્યાપ્ત સ્થાવર—એકેન્દ્રિયના બંધયોગ્ય સમજવી.

ટીકાનુ૦—ગાથામાં ગ્રહણ કરેલ 'સ્થાવર' આદિ શબ્દના સાન્નિધ્યથી **तत्** શબ્દથી અહિં તિર્યંચગતિનું ગ્રહણ કરવાનું છે. આ પ્રમાણે હોવાથી **तद्गतिः**=તિર્યંચગતિ અને **तदानुपूर्वी**=તિર્યંચાનુપૂર્વી, એકેન્દ્રિયજાતિ, દુઃસ્વર નામકર્મ હીન સ્થાવર સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ અસ્થિર અશુભ દુર્ભગ, અનાદેય અપયશકીર્ત્તિ એ સ્થાવરાદિ નવ, તૈજસ કાર્મણ વર્ણાદિ ચતુષ્ક અગુરૂલઘુ નિર્માણ અને ઉપઘાત એ ધ્રુવબંધિની નવ, હુંડસંસ્થાન, અને ઔદારિકશરીર આ ત્રેવીસ પ્રકૃતિઓ અપર્યાપ્ત સ્થાવર—અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય જાણવી. એટલે કે અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા તિર્યંચો અને મનુષ્યો ઉપરોક્ત ત્રેવીશ પ્રકૃતિઓ બાંધે છે, એમ સમજવું.

પહેલા ગાથામાં અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય પચીસ પ્રકૃતિઓ માત્ર સંભવ આશ્રયી ગ્રહણ કરી છે. એ પચીસમાં પરસ્પર વિરોધિની પ્રકૃતિઓ પણ લીધી છે. કારણ કે તેમાં સામાન્યતઃ—સૂક્ષ્મ બાદરના વિભાગ સિવાય અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા કેટલી બંધાય તે કહ્યું છે. જ્યારે અહિં વિભાગ પૂર્વક—સાધારણ સૂક્ષ્મ અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા તેમજ પ્રત્યેક બાદર અપર્યાપ્ત

એ પ્રમાણે ઓછામાં ઓછા અમુક હદવાળા વિશુદ્ધ પરિણામથી અને વધારેમાં વધાર અમુક હદ સુધીના વિશુદ્ધ પરિણામવડે જ તીર્થંકર નામ કે આહારકદ્વિક બંધાય. ઓછામાં ઓછા જેટલી હદના જોઇયે તે કરતા ઓછા હોય કે વધારેમાં વધારે જેટલી હદના જોઇયે તે કરતા અધિક હોય ત્યારે તીર્થંકરાદિ પુન્યપ્રકૃતિઓ પણ બંધાય નહિ. જો એમ ન હોય તો આઠમા ગુણસ્થાનકથી નવમે દશમે વધારે વિશુદ્ધ પરિણામી આત્મા હોય છે. તે તે પરિણામ વડે બંધ થયા જ કરે તો તેનો વિચ્છેદ કયારે થાય? અને આત્માઓનો મોક્ષ કઈ રીતે થાય? માટે દરેક પ્રકૃતિના બંધ યોગ્ય અધ્યવસાયની હદ હોય છે, અને જ્ઞાની મહારાજાએ ગુણસ્થાનકમાં તે તે પ્રકૃતિના બંધવિચ્છેદ દ્વારા બતાવી છે.

એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા કેટલી બંધાય તે કહ્યું છે. એટલે તે પૂર્વે કહેલ પચીસમાંથી પરસ્પર વિરૂદ્ધ પ્રકૃતિઓ બાદ કરીયે ત્યારે ત્રેવીસ પ્રકૃતિઓ શેષ રહે છે, જે અહિં બતાવી છે. આ પ્રમાણે હોવાથી ત્રેવીસના બંધના ચાર પ્રકાર થાય છે. તે આ–બાદર અને સાધારણ સાથે ત્રેવીસ બાંધતા પહેલો, બાદર અને પ્રત્યેક સાથે ત્રેવીસ બાંધતા બીજો, સૂક્ષ્મ અને સાધારણ સાથે ત્રેવીશ બાંધતા ત્રીજો અને સૂક્ષ્મ અને પ્રત્યેક સાથે ત્રેવીસ બાંધતા ચોથો ભંગ થાય છે. પરસ્પર વિરોધિ પ્રકૃતિઓ હોવાને લીધે એકજ બંધસ્થાનક ચાર પ્રકારે થાય છે. ૫૯

આ પ્રમાણે અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ પ્રકૃતિઓ કહી. હવે પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય કહેવી જાઇએ. એટલે પૂર્વોક્ત બંધસ્થાનકોમાંથી કોઈક પ્રકૃતિ કાઢી તેના સ્થાને અન્ય ઉમેરવી જોઇયે. આ પ્રમાણે અન્ય બંધસ્થાનકોમાં પણ કહેવું જોઇયે. આ પ્રમાણે હોવાથી સામાન્યતઃ પ્રકૃતનો વ્યત્યાસ–ફેરફાર કરવામાં યુક્તિ કહે છે.—

**पगईणं वच्चासो होइ गइइंदियाइ आसज्ज ।**
**सपराघाऊसासा पणवीस छवीस सायावा ॥६०॥**

**प्रकृतीनां व्यत्यासो भवति गतीन्द्रियाद्याश्रित्य ।**
**सपराघातोच्छ्वासा पञ्चविंशतिः षड्विंशतिः सातापा ॥६०॥**

અર્થ—ગતિ અને ઇન્દ્રિયાદિને આશ્રયીને પ્રકૃતિઓનો વ્યત્યાસ–ફેરફાર થાય છે. પરાઘાત અને ઉચ્છ્વાસ સાથે પચીસ અને આતપ કે ઉદ્યોત સાથે લેતા છવ્વીસ પ્રકૃતિઓ થાય છે.

ટીકાનુ૦—ગતિ ઇન્દ્રિય અને આદિ શબ્દથી વૈક્રિયાદિ શરીરને આશ્રયીને પૂર્વે કહેલ બંધસ્થાનકની પ્રકૃતિઓમાં વ્યત્યાસ–ફેરફાર કરવો. તાત્પર્ય એ કે–તિર્યંચગતિ અને બેઇન્દ્રિયાદિ ઇન્દ્રિયને આશ્રયીને પૂર્વોક્ત પ્રકૃતિઓમાંથી કેટલીક પ્રકૃતિઓને સ્વયમેવ દૂર કરવી, અને કેટલીક પ્રકૃતિઓને નાખવી. જેમકે દેવગતિ અથવા નરકગતિ આશ્રયી બંધસ્થાનકનો વિચાર કરવો હોય ત્યારે ઉપરોક્ત બંધસ્થાનકમાંથી સ્થાવરાદિ ચતુષ્ક કાઢીનાખીને તેના સ્થાને ત્રસાદિ ચતુષ્ક ઉમેરવું જોઇએ. તથા બેઇન્દ્રિયાદિ આશ્રયી બંધસ્થાનકનો વિચાર કરવો હોય ત્યારે સ્થાવર સુક્ષ્મ અને સાધારણ એ ત્રણ પ્રકૃતિઓને ખસેડી તેના સ્થાને ત્રસ બાદર અને પ્રત્યેક દાખલ કરવી જોઇયે. વૈક્રિય અને આહારકના બંધ આશ્રયી વિચાર કરીએ ત્યારે ઔદારિકના સ્થાને વૈક્રિય અને આહારક લેવા જોઇયે. કેમકે

દેવગતિ પ્રાયોગ્ય ત્રીસ કે એકત્રીસને બંધ થાય ત્યારે આહારક અને તે સાથે વૈક્રિય નામને બંધ થાય છે, તે વખતે ઔદારિક નામ બંધાતું નથી. આ પ્રમાણે જેને જેને યોગ્ય બંધસ્થાનકને વિચાર કરવો હોય તેને તેને યોગ્ય જે જે પ્રકૃતિઓ હોય તે તે દાખલ કરી અન્યપ્રકૃતિઓને ખસેડવી જોઇયે.

હવે અહિં પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધસ્થાનને વિચાર કરતા અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધસ્થાનકમાં જે પ્રકૃતિઓ કહી છે, તેમાંથી અપર્યાપ્ત નામને ખસેડી તેના સ્થાને પર્યાપ્તનામ ઉમેરવું, અને શેષપ્રકૃતિઓ તેની તે જ રાખવી, આ રીતે થયેલ ત્રેવીસને પરાઘાત અને ઉચ્છ્વાસ સહિત કરતા પચીસ થાય. આ પચીસ પ્રકૃતિઓ પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા મિથ્યાદૃષ્ટિ મનુષ્ય તિર્યંચ અને ઇશાન સુધીના દેવોને બંધ યોગ્ય જાણવી. એ પચીસ પ્રકૃતિઓ કઈ રીતે થાય તેજ કહે છે–પહેલા ચક્રરચના માટે કહેલ ગાથા પરથીપ૪માં સંભવ આશ્રયી આતપ સાથે બત્રીસ પ્રકૃતિઓ પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય કહી છે. તેમાં આતપ અને ઉદ્યોત તો પચીસના બંધમાં સંભવતું નથી, ઉચ્છ્વાસ અને પરાઘાત એ બે પ્રકૃતિને તો સૂત્રકારે પોતે જ અહિં ગ્રહણ કરી છે, અને સ્થિર અસ્થિર, શુભ અશુભ, યશ અપયશ, પ્રત્યેક સાધારણ, તથા સૂક્ષ્મ અને બાદર એ પરસ્પર વિરૂદ્ધ પ્રકૃતિઓ છે, એટલે એ દશમાંથી યથાયોગ્ય પાંચ પ્રકૃતિઓ જ એક સાથે બંધાતી હોવાથી તેઓને વારાફરતી ગ્રહણ કરવી જોઈયે. આ પ્રમાણે કરતા પચીસ પ્રકૃતિઓ બંધ યોગ્ય થાય છે. અને તે આ પ્રમાણે–તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, એકેન્દ્રિયજાતિ, ઔદારિક તૈજસ અને કાર્મણ એ ત્રણ શરીર, હુંડસંસ્થાન, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, સ્થાવર, બાદર સૂક્ષ્મમાંથી એક, પર્યાપ્ત, પ્રત્યેક સાધારણમાંથી એક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, યશઃકીર્તિ અપયશ કીર્ત્તિમાંથી એક, દુર્ભગ, અનાદેય અને નિર્માણ. આ પચીસ પ્રકૃતિઓમાં પરસ્પર વિરૂદ્ધ પ્રકૃતિઓને વારાફરતી ગ્રહણ કરતા વીશ ભંગ થાય છે. તે આ પ્રમાણે–બાદર પર્યાપ્ત પ્રત્યેક શુભ અને સ્થિર સાથે યશઃકીર્ત્તિને બંધ કરતા એક ભંગ, અપયશ કીર્ત્તિને બંધ કરતા બીજો ભંગ, આ બે ભંગ શુભ નામના બંધ સાથેના થયા, એ પ્રમાણે શુભ નામને બદલે અશુભનામનું ગ્રહણ કરતા તેની સાથે પણ બે ભંગ થાય. કુલ ચાર થયા. એ ચાર સ્થિરનામકર્મ સાથે થયા. એ પ્રમાણે સ્થિર નામને બદલે અસ્થિરનામનું ગ્રહણ કરતા તેની સાથે પણ પૂર્વોક્ત રીતે ફેરવતા ચાર ભંગ થાય. કુલ આઠ ભંગ થાય, અને તે બાદરપર્યાપ્ત અને પ્રત્યેક સાથે થાય, તે આઠ ભંગના નામ આ પ્રમાણે છે–૧ સ્થિર શુભ યશઃ, સ્થિર શુભ અપયશ, સ્થિર અશુભ યશ, સ્થિર અશુભ અપયશ, અસ્થિર શુભ યશ, અસ્થિર શુભ અપયશ,

અસ્થિર અશુભ યશ અને અસ્થિર અશુભ અપયશ. દરેક પ્રકારે થતા પચીસના બંધમાં બાદર અને પ્રત્યેકને નહિ ફેરવવાની હોવાથી અને સ્થિરાદિ પ્રકૃતિઓને ફેરવવાની હોવાથી તેના આઠ ભંગ થાય છે. આ પ્રમાણે અન્યત્ર પણ ભંગ-રચના સમજવી.

હવે જ્યારે પ્રત્યેક નામકર્મના સ્થાને સાધારણ નામકર્મ ગ્રહણ કરીએ ત્યારે સ્થિર અસ્થિર શુભ અશુભને અપ્રયશકીર્ત્તિ સાથે ફેરવતા ચાર ભંગ થાય છે. સાધારણ નામકર્મના બંધ સાથે યશઃકીર્ત્તિ નામકર્મ બંધાતુ નથી. કહ્યું છે કે 'સૂક્ષ્મ અપર્યાપ્ત અને સાધારણ નામકર્મના બંધ સાથે યશઃકીર્ત્તિ-નામ બંધાતુ નથી.' માટે તેની સાથેના ચાર ભંગ થતા નથી, અપયશ કીર્ત્તિ-સાથેના જ ચાર ભંગ થાય છે. તથા સૂક્ષ્મ પર્યાપ્ત અને પ્રત્યેક નામકર્મનો બંધ થતા સ્થિર અસ્થિર શુભ અશુભ અને અપયશકીર્ત્તિ સાથે ચાર ભંગ. તેમજ સૂક્ષ્મપર્યાપ્ત અને સાધારણ નામનો બંધ થતા પણ સ્થિર અસ્થિર શુભ અશુભ અને અપયશ કીર્ત્તિ સાથે ચાર ભંગ થાય છે. સૂક્ષ્મ અને સાધારણ નામના બંધ સાથે પણ યશઃકીર્ત્તિ નામકર્મનો બંધ થતો નથી. આ પ્રમાણે બાદરપર્યાપ્ત પ્રત્યેકનો બંધ કરતા સ્થિરાસ્થિર શુભાશુભ અને યશ અપયશના આઠ ભંગ, બાદર પર્યાપ્ત સાધારણનો બંધ કરતા સ્થિરાસ્થિર શુભાશુભ અને અપયશ સાથે ચાર ભંગ, એ પ્રમાણે સૂક્ષ્મપર્યાપ્ત પ્રત્યેક તથા સૂક્ષ્મપર્યાપ્ત અને સાધારણ સાથે પણ ચાર ચાર ભંગ, કુલ પચીસના બંધે વીશ ભંગ થાય છે, એટલે કે પચીસનું બંધસ્થાન વીશ પ્રકારે થાય છે. તેમાં ઇશાન સુધીના દેવો તો પહેલાના આઠ ભાંગે જ પચીસનો બંધ કરે છે. કેમકે તેઓ સાધારણ કે સૂક્ષ્મ એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા નથી. સંખ્યાત વર્ષના આયુવાળા મનુષ્યો અને તિર્યંચો વીશે ભાંગે પચીસ બાંધે છે. તે જ પચીસ પ્રકૃતિઓને આતપ સહિત કરતા છવીસ થાય છે. માત્ર અહિં આતપના સ્થાને વિકલ્પે ઉદ્યોત નામ પણ પ્રક્ષેપવું. કારણ કે પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા ઉદ્યોતનો પણ બંધ થાય છે. અહિં સોળ ભાંગા થાય છે, એટલે કે છવ્વીસનો બંધ સોળ પ્રકારે થાય છે. અને તે આતપ સાથે, સ્થિરાસ્થિર, શુભાશુભ, અને યશઃ અપયશને ફેરવતા, તેમજ ઉદ્યોત સાથે ફેરવતા થાય છે. આતપ અને ઉદ્યોતના બંધ સાથે સૂક્ષ્મ અને સાધારણનો બંધ થતો નથી, માટે તદાશ્રિત વિકલ્પો થતા નથી. સોળે ભાંગે છવ્વીસનો બંધ મનુષ્યો તિર્યંચો અને ઇશાન સુધીના દેવો કરે છે. અસંખ્ય વર્ષના આયુવાળા યુગલિકો દેવગતિમાં જ જતા હોવાથી અહિં સં-ખ્યાત વર્ષના આયુવાળા જ મનુષ્ય તિર્યંચો ગ્રહણ કરવાના છે. આ પ્રમાણે એકે-ન્દ્રિય યોગ્ય ત્રણ બંધસ્થાનના કુલ ચાલીસ ભંગ થાય છે. ॥૬૦॥

હવે બેઈન્દ્રિય યોગ્ય બંધસ્થાનનું પ્રતિપાદન કરવા માટે આ ગાથા કહે છે—

**तग्गइयाइ दुवीसा संघयणतसंग तिरियपणुवीसा ।**
**दुसर परघाउस्सासखगइ गुणतीस तीसमुज्जोवा ॥६१॥**

**तद्गत्यादयो द्वाविंशतिः संहननत्रसांगेन तिर्यक्पञ्चविंशतिः ।**
**दुःस्वरपराघातोच्छ्वासखगत्या एकोनत्रिंशत् त्रिंशदुद्योतात् ॥६१॥**

અર્થ—તદ્ગતિ-તિર્યંચગતિ આદિ બાવીસ સંઘયણ ત્રસ અને અંગોપાંગ સાથે તિર્યંચ યોગ્ય પચીસ થાય છે. દુસ્વર પરાઘાત ઉચ્છ્વાસ અને વિહાયોગતિ સાથે ઓગણત્રીસ, અને ઉદ્યોત સાથે ત્રીશ થાય છે.

ટીકાનુ૦—તિર્યંચગતિ આદિ બાવીસ પ્રકૃતિઓ પૂર્વે-કહી તે જ અહિં લેવાની છે. એટલે કે '**तग्गयणुपुव्विजाइ थावरमाईय**' ઈત્યાદિ ગાથા વડે જે અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પ્રકૃતિઓ કહી છે, તે જ સ્થાવરનામ સિવાયની બાવીસ અહિં ગ્રહણ કરવી. જ્યારે સ્થાવરનામ કાઢી નાખ્યું ત્યારે તેનું સહચારી સૂક્ષ્મ અને સાધારણ નામ પણ દૂર કરી તેના સ્થાને બાદર અને પ્રત્યેક નામ નાખવું. ત્યારબાદ તેમાં સેવાર્ત્તસંઘયણ ત્રસનામ અને ઔદારિક અંગોપાંગ એ ત્રણ અન્યપ્રકૃતિઓ ઉમેરવી, ત્યારે બેઈન્દ્રિય તિર્યંચ યોગ્ય પચીસ પ્રકૃતિ થાય છે. તેનો આ પ્રમાણે ઉચ્ચાર કરવો–તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વિ, બેઇન્દ્રિય જાતિ, ઔદારિક તૈજસ અને કાર્મણ શરીર, ઔદારિક અંગોપાંગ, હુંડસંસ્થાન, સેવાર્ત્તસંઘયણ, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, ત્રસ, બાદર, અપર્યાપ્ત, પ્રત્યેક, અસ્થિર, અશુભ, દુર્ભગ, અનાદેય, અપયશ કીર્તિ; અને નિર્માણ. આ પ્રમાણે પચીસ પ્રકૃતિઓનો બંધ અપર્યાપ્ત બેઇન્દ્રિય યોગ્ય બંધ કરતા મિથ્યાદષ્ટિ મનુષ્ય તિર્યંચોને સમજવો. આ પચીસ પ્રકૃતિમાં પ્રતિપક્ષરૂપ પરાવર્ત્તમાન એક પણ પ્રકૃતિ બંધાતી નહિ હોવાથી એક જ ભંગ થાય છે.

આ પચીસ પ્રકૃતિમાંથી અપર્યાપ્તનામ કાઢી તેના સ્થાને પર્યાપ્તનામ મેળવી તેમાં દુઃસ્વરનામ પરાઘાત ઉચ્છ્વાસ અને અશુભ વિહાયોગતિ નાખીયે ત્યારે ઓગણત્રીસનું બંધસ્થાન થાય છે. આ ઓગણત્રીશ પ્રકૃતિનું બંધસ્થાન પર્યાપ્ત બેઇન્દ્રિય યોગ્ય બંધ કરતા મિથ્યાદષ્ટિ મનુષ્ય તિર્યંચોને થાય છે. પર્યાપ્ત બેઈન્દ્રિય યોગ્ય બંધ કરતા સ્થિર શુભ અને યશકીર્ત્તિનો પણ બંધ થાય છે, માટે અસ્થિર અશુભ અને અપયશના સ્થાને વિકલ્પે તેનો પણ પ્રક્ષેપ કરવો જોઇયે. એટલે ઓગણત્રીશનો બંધ આ પ્રમાણે કહેવો–તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વી, બેઈન્દ્રિયજાતિ, ઔદારિક તૈજસ અને કાર્મણ શરીર, ઔદારિક અંગોપાંગ, હુંડસંસ્થાન

છેવટ્ઠુ સંઘયણુ, વર્ણચતુષ્ક, અશુભ વિહાયોગતિ, અગુરૂલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ, નિર્માણુ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, દુર્ભગ, દુ:સ્વર, અનાદેય અને યશ અપયશમાંથી એક. અહિં સ્થિરાસ્થિર, શુભાશુભ અને યશ અપયશને ફેરવતા ત્રણુ પદના આઠ ભંગ થાય છે.

ઉદ્યોત નામ સાથે તેજ ઓગણુત્રીશ ત્રીશ થાય છે. અહિં પણુ તેજ આઠ ભંગ થાય છે. સઘળા મળી ત્રણે બંધસ્થાનના સત્તર ભંગ થાય છે. તેના બાંધનારા સંખ્યાત વર્ષના આયુવાળા મિથ્યાદષ્ટિ મનુષ્ય તિર્યંચો સમજવા.

આ પ્રમાણે તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય યોગ્ય બંધ કરતા મિથ્યાદષ્ટિ મનુષ્ય તિર્યંચોને પણુ પૂર્વે કહેલા ભાંગા સાથે ત્રણે બંધસ્થાનકો કહેવા. માત્ર તેઇન્દ્રિયો સબંધે કહેતા તેઇન્દ્રિય જાતિ, અને ચઉરિન્દ્રિય સંબંધે કહેતા ચઉરિન્દ્રિય, જાતિ કહેવી. ભાંગા દરેકને સત્તર સત્તર કહેવા. આ પ્રમાણે વિકલેન્દ્રિયના એકાવન ભંગ થાય છે.

તિર્યંચ પંચેન્દ્રિયને યોગ્ય ત્રણુ બંધસ્થાનો છે. તે આ પ્રમાણે–પચ્ચીશ, ઓગણુત્રીશ અને ત્રીશ. તેમાં અપર્યાપ્ત બેઇન્દ્રિય યોગ્ય બંધ કરતા જે પચ્ચીસ પ્રકૃતિઓ કહી તે જ પચ્ચીસ પ્રકૃતિઓ અપર્યાપ્ત પંચેન્દ્રિય તિર્યંચ યોગ્ય બંધ કરતા પણુ કહેવી. માત્ર બેઇન્દ્રિય જાતિના સ્થાને પંચેન્દ્રિય જાતિ કહેવી. પરાવર્ત્તમાન સઘળી અશુભ પ્રકૃતિઓ જ બંધાતી હોવાથી અહિં પણુ એક જ ભંગ થાય છે. આ અપર્યાપ્ત યોગ્ય પચીસના બંધક તિર્યંચ અને મનુષ્યો છે. તથા પરાઘાત ઉચ્છ્વાસ દુ:સ્વર અને અપ્રશસ્ત વિહાયોગતિ એ ચાર પ્રકૃતિ પૂર્વોક્ત પચીસમાં મેળવતા ઓગણુત્રીશ પ્રકૃતિ થાય છે. અને તે પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય બંધ કરતા મનુષ્ય તિર્યંચ દેવ અને નારકીઓને સમજવી. માત્ર દેવો અને નારકીઓ ગર્ભ જ તિર્યંચ યોગ્ય જ ૨૯ નો બંધ કરે પરંતુ સંમૂર્ચ્છિમ યોગ્ય બંધ કરે નહિ, એમ સમજવું. હવે અહિં પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય બંધની શરૂઆત કરતા '**पंचिंदिय सुसराइ**' એટલે પંચેન્દ્રિય યોગ્ય બંધ કરતા સુસ્વરાદિનો પણુ બંધ થાય છે' આવું શાસ્ત્રીય વચન હોવાથી સુસ્વર સુભગ આદેય પ્રશસ્તવિહાયોગતિ આદ્ય પાંચ સંસ્થાન આદ્ય પાંચ સંઘયણુ એમ ચૌદ અન્ય પ્રકૃતિઓ પણુ બંધ આશ્રયી સંભવે છે. અને તે દુ:સ્વરાદિના પ્રતિપક્ષરૂપ છે, માટે દુ:સ્વર દુર્ભગ અને અનાદેયના સ્થાને સુસ્વર સુભગ અને આદેયને, અપ્રશસ્તવિહાયોગતિના સ્થાને પ્રશસ્તવિહાયોગતિને, હુંડસંસ્થાનના સ્થાને ક્રમશ: પાંચ સંસ્થાનને, છેવટ્ઠા સંઘયણુના સ્થાને, ક્રમશ: પાંચ સંઘયણુને વિકલ્પે દાખલ કરવા જોઇયે. આ પ્રમાણે કરતા ઓગણુત્રીશ પ્રકૃતિને આ

પ્રમાણે કહેવી જોઇએ—તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વી પંચેન્દ્રિય જાતિ, ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, તૈજસ કાર્મણ શરીરનામ, છ સંસ્થાનમાંથી એક, છ સંઘયણમાંથી એક, વર્ણાદિ ચાર, અગુરૂલઘુ, ઉપઘાત, પરાઘાત. ઉચ્છ્વાસ, પ્રશસ્ત અપ્રશસ્ત વિહાયોગતિમાંથી એક; ત્રસ. બાદર, પર્યાપ્ત, પ્રત્યેક સ્થિરાસ્થિરમાંથી એક, શુભાશુભમાંથી એક, સુભગ દુર્ભગમાંથી એક; સુસ્વર દુઃસ્વરમાંથી એક, આદેય અનાદેયમાંથી એક, યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, અને નિર્માણ. સંઘયણ સંસ્થાનાદિ વિકલ્પે ભળનારી પ્રકૃતિઓને ફેરવવા ૪૬૦૮ ભંગ થાય છે. તે આ પ્રમાણે—છ સંસ્થાનને છ સંઘયણ સાથે ગુણતા ૩૬ તેને પ્રશસ્ત અપ્રશસ્ત વિહાયોગતિ સાથે ગુણતા ૭૨ સ્થિરાસ્થિર સાથે ૧૪૪, શુભાશુભરૂપ યુગ્મ સાથે ગુણતા ૨૮૮, સુભગ દુર્ભગ સાથે ગુણતા ૫૭૬, સુસ્વર દુઃસ્વર સાથે ગુણતા ૧૧૫૨, આદેય અનાદેય સાથે ગુણતા ૨૩૦૪, અને યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિ સાથે ગુણતા ૪૬૦૮ ભંગ થાય છે. એટલે કે ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ કોઈ કોઈ રીતે ઓગણત્રીશ બાંધે કોઈ કોઈ રીતે બાંધે એટલે ઓગત્રીસનો બંધ ૪૬૦૮ પ્રકારે થાય છે.

તે જ ઓગણત્રીસમાં ઉદ્યોત મેળવતા ત્રીશ પ્રકૃતિ થાય છે, અને તે તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય બાંધતા બંધાય છે. તેના બંધક પણ ઓગણત્રીશના બંધસ્થાનની જેમ ચારે ગતિવાળા જીવો છે. ત્રીસનું બંધસ્થાન પણ પૂર્વની જેમ છેતાલીસસો અને આઠ પ્રકારે થાય છે. સઘળા મળી તિર્યંચ પંચેન્દ્રિયના ત્રણ બંધસ્થાનના ભાંગા ૯૨૧૭ થાય છે. તેમાં એકેન્દ્રિયના ૪૦, અને વિકલેન્દ્રિયના ૫૧ મેળવતા સંપૂર્ણ તિર્યંચગતિમાં નવ હજાર ત્રણસો ઉપર આઠ ૯૩૦૮ ભંગ થાય છે. આ પ્રમાણે તિર્યંચગતિ યોગ્ય બંધસ્થાનકોનું વર્ણન કર્યું. ૬૧

હવે મનુષ્યગતિ યોગ્ય બંધસ્થાનકો કહે છે.—

**तिरिबंधा मणुयाणं तित्थगरं तीसमंति इह भेओ ।**
**संघयणूणिगुतीसा अडवीसा नारए एक्का ॥६२॥**

**तिर्यग्बन्धा मनुष्याणां तीर्थकरं त्रिंशत्तममिह भेदः ।**
**संहननोनैकोनत्रिंशत् अष्टाविंशतिर्नारके एका ॥६२॥**

અર્થ—તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય જે બંધસ્થાનકો કહ્યા તે સઘળા મનુષ્ય યોગ્ય પણ સમજવા. માત્ર અહિં ત્રીસના બંધસ્થાનમાં ત્રીસમું તીર્થંકરનામ કહેવું એટલો ભેદ છે. ઓગણત્રીશ સંઘયણનામ કર્મહીન અટ્ઠાવીશ થાય અને તે એક જ બંધસ્થાન નરકગતિ યોગ્ય જાણવુ.

ટીકાનુ૦—તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય ૨૫–૨૯–૩૦ રૂપ જે બંધસ્થાનકો ઉપર કહ્યા તે સઘળા મનુષ્યગતિ યોગ્ય બંધ કરતા હોય છે, એમ સમજવું. જો કે પહેલા એકેન્દ્રિયાદિને પણ સામાન્યતઃ તિર્યંચો કહ્યા છે, તો પણ મનુષ્યો પંચેન્દ્રિય હોવાથી ગાથામાંના 'તિરિબંધા' એ પદથી અહિં પંચેન્દ્રિય તિર્યંચ સંબંધી બંધસ્થાનકો સમજવા, એકેન્દ્રિયાદિ યોગ્ય નહિ. તથા તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વીના સ્થાને મનુષ્યગતિ અને મનુષ્યાનુપૂર્વી કહેવી. બાકી સઘળી પ્રકૃતિઓ ફેરફાર કર્યા વિના તેની તેજ કહેવી. માત્ર તિર્યંચગતિ યોગ્ય બંધસ્થાનકોમાં ત્રીસનું બંધસ્થાન ઉદ્યોતનામ સાથે કહ્યું છે, તે અહિં તીર્થંકરનામ સાથે કહેવું.

હવે ભાંગાઓ કહે છે—અપર્યાપ્ત મનુષ્ય યોગ્ય પચીસ બાંધતા પહેલાની જેમ એક જ ભંગ થાય છે. આ પચીસના બંધક મનુષ્ય અને તિર્યંચો જ હોય છે, દેવો નારકીઓ નહિ. કેમ કે તેઓ પર્યાપ્ત ગર્ભજ મનુષ્ય યોગ્ય બંધ કરે છે. ( સમૂચ્છિંમ મનુષ્ય યોગ્ય બંધ કરતા પણ એક પચીસનું જ બંધસ્થાન હોય છે, અન્ય હોતા નથી.) ઓગણત્રીસનો બંધ કરતા પૂર્વની જેમ સંઘયણ સંસ્થાનાદિને ફેરવતા ૪૬૦૮ ભંગ થાય છે. આ ઓગણત્રીશના બંધક ચારે ગતિવાળા જીવો હોય છે. તીર્થંકરનામકર્મ મેળવતા તેજ ઓગણત્રીશ ત્રીશ થાય છે. માત્ર આ ત્રીસના બંધસ્થાનમાં સંસ્થાન સમચતુરસ્ર સંઘયણ વજ્રઋષભનારાચ પ્રશસ્ત વિહાયોગતિ સુભગ આદેય અને સુસ્વરરૂપ પુન્ય પ્રકૃતિઓ જ હોય છે, તેની વિરોધીની પ્રકૃતિઓ હોતી નથી. કેમ કે આ બંધસ્થાન સમ્યગ્દષ્ટિ દેવ નારકીઓને જ હોય છે, અને સમ્યકત્વ છતા અશુભ સંઘયણાદિ ઉપરોક્ત પ્રકૃતિઓ બંધાતી નથી. ત્રીસ પ્રકૃતિઓને આ પ્રમાણે કહેવી—મનુષ્યગતિ, મનુષ્યાનુપૂર્વી, પંચેન્દ્રિયજાતિ, ઔદારિક શરીર, ઔદારિક અંગોપાંગ, તૈજસ, કાર્મણ, સમચતુરસ્રસંસ્થાન, વજ્રઋષભનારાચસંઘયણ, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, પ્રશસ્ત વિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિર અસ્થિરમાંથી એક, શુભ અશુભમાંથી એક, સુભગ, સુસ્વર, આદેય, યશ અપયશમાંથી એક, નિર્માણ અને તીર્થંકરનામ. આ ત્રીશ પ્રકૃતિઓને અવિરતિ સમ્યગ્દષ્ટિ દેવો અથવા નારકીઓ મનુષ્યગતિ યોગ્ય બાંધતા બાંધે છે. અહિં સ્થિરાસ્થિર શુભાશુભ અને યશ અપયશને ફેરવતા આઠ ભંગ થાય છે. સઘળા મળી મનુષ્યગતિ યોગ્ય ત્રણ બંધસ્થાનકોના ૪૬૧૭ ભંગ થાય છે.

હવે નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશરૂપ બંધસ્થાન કહે છે-નરકગતિયોગ્ય બંધ કરતા પર્યાપ્ત ગર્ભજ મનુષ્ય અને ગર્ભજ તિર્યંચો અઠ્ઠાવીશજ પ્રકૃતિ બાંધે છે. એટલે નરકગતિ યોગ્ય એકજ બંધસ્થાન છે. ( પર્યાપ્ત સંમૂચ્છિંમ તિર્યંચો પણ

નરકગતિ યોગ્ય બંધ કરે છે, અને તેઓ પહેલી નારકીના ત્રણ પાથડા સુધી જઈ શકે છે.) બેઇન્દ્રિય યોગ્ય જે ઓગણત્રીશ પ્રકૃતિઓ કહી છે, તેજ સંઘયણ નામ કર્મ ન્યૂન અઠ્ઠાવીશ અહિં ગ્રહણ કરવાની છે. માત્ર તિર્યંચગતિ આનુપૂર્વીના સ્થાને નરકગતિ નરકાનુપૂર્વી અને બેઇન્દ્રિય જાતિના સ્થાને પંચેન્દ્રિય જાતિ, અને ઔદારિકદ્વિકના સ્થાને વૈક્રિયદ્વિક કહેવું. આ અઠ્ઠાવીશ પ્રકૃતિઓ પહેલા ગાથા ૫૧માં કહી છે, છતા અહિં સ્થાન ખાલી ન રહે માટે ફરી કહે છે-નરકગતિ, નરકાનુપૂર્વી, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયશરીર, વૈક્રિયઅંગોપાંગ, તૈજસ, કાર્મણ, હુંડસંસ્થાન, વર્ણાદિ ચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, અપ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, અસ્થિર, અશુભ, દુર્ભગ, દુઃસ્વર, અનાદેય, અપયશકીર્ત્તિ અને નિર્માણ. આ સઘળી પાપ પ્રકૃતિઓ હોવાથી તેનો એકજ ભંગ થાય છે. ૬૨

હવે દેવગતિ યોગ્ય બંધસ્થાનકો કહે છે—

**तित्थयराहारगदोतिसंजुओ बंधो नारय सुराणं ।**
**आनियट्टीसुहुमाणं जसकित्ती एस इगिबंधो ॥६३॥**

**तीर्थकराहारकद्विकत्रिसंयुतो बन्धो नारकाणां सुराणां ।**
**अनिवृत्तिसूक्ष्मयोर्यशःकीर्तिरेषः एकबन्धः ॥६३॥**

અર્થ—નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશનો બંધ શુભ પ્રકૃતિ યુક્ત કરતા દેવગતિયોગ્ય થાય છે. તથા તેમાં તીર્થંકરનામ, આહારકદ્વિક, અને તે ત્રણે મેળવતા ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ, એમ ત્રણ દેવગતિ યોગ્ય બંધસ્થાનો થાય છે. તથા અનિવૃત્તિકરણ અને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે યશઃકીર્ત્તિરૂપ એક જ બંધસ્થાન હોય છે.

ટીકાનુ૦—નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિનું જે બંધસ્થાન પહેલા કહી ગયા છે, તેનેજ શુભ પ્રકૃતિ યુક્ત કરતા દેવગતિ યોગ્ય થાય છે. કારણકે દેવગતિ યોગ્ય બંધ કરતા મનુષ્ય તિર્યંચો પોતાના પ્રશસ્ત પરિણામ હોવાને લીધે પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો બંધ કરે છે. માત્ર અસ્થિર અશુભ અને અપયશકીર્ત્તિરૂપ પરાવર્ત્તમાન પ્રકૃતિઓ તેઓ અશુભ હોવા છતા પણ દેવગતિ યોગ્ય બંધ કરતા બંધાય છે. કેમકે તે પ્રકૃતિઓના બંધ યોગ્ય પરિણામ છઠ્ઠા ગુણસ્થાન સુધી હોય છે. અસ્થિર અશુભ અને અપયશકીર્ત્તિ એ સ્થિર શુભ અને યશઃકીર્ત્તિની પ્રતિપક્ષભૂત છે, એટલે તેનો વિકલ્પે પ્રક્ષેપ કરવો. અને તેને આ પ્રમાણે કહેવી-દેવગતિ, દેવાનુપૂર્વી, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયદ્વિક, તૈજસ, કાર્મણ શરીર, સમચતુરસ્રસંસ્થાન, વર્ણચતુષ્ક, અગુરૂલઘુ, પરાઘાત, ઉપઘાત, ઉચ્છ્વાસ,

પ્રશસ્તવિહાયોગતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સ્થિરાસ્થિરમાંથી એક, શુભાશુભમાંથી એક, યશકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, સુભગ, સુસ્વર, આદેય અને નિર્માણ. આ દેવગતિ યોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિઓને મિથ્યાદૃષ્ટિથી આરંભી પ્રમત્ત ગુણસ્થાન સુધીમાં વર્ત્તમાન મનુષ્ય તિર્યંચો યથાયોગ્ય રીતે બાંધે છે. અહિં સ્થિર અસ્થિર, શુભ અશુભ, અને યશ અપયશને ફેરવાત આઠ ભંગ થાય છે. અપ્રમત્ત અને અપૂર્વકરણના છઠ્ઠા ભાગ સુધી પણ દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ બંધાઈ શકે છે, પરંતુ ત્યાં પરાવર્ત્તમાન પુન્ય પ્રકૃતિઓનો બંધ થતો હોવાથી આઠ ભંગ થતા નથી, એકજ ભંગ થાય છે. અઠ્ઠાવીશ પ્રકૃતિમાં તીર્થંકરનામકર્મ મેળવતા ઓગણત્રીશ થાય છે. આ ઓગણત્રીશ પ્રકૃતિઓ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ આદિ બાંધે છે. અહિં પણ છઠ્ઠા ગુણસ્થાનક સુધીમાં આઠ ભગ અને આગળ ઉપર એક જ ભંગ થાય છે. આહારકદ્વિક સહિત કરતા દેવગતિયોગ્ય ત્રીશ પ્રકૃતિઓ આ પ્રમાણે થાય છે—દેવગતિ દેવાનુપૂર્વી પંચેન્દ્રિયજાતિ વૈક્રિયદ્વિક આહારકદ્વિક તૈજસ કાર્મણ સમચતુરસ્રસંસ્થાન વર્ણાદિ ચતુષ્ક અગુરૂલઘુ ઉપઘાત પરાઘાત ઉચ્છ્વાસ પ્રશસ્તવિહાયોગતિ ત્રસ બાદર પર્યાપ્ત પ્રત્યેક શુભ સ્થિર સુભગ સુસ્વર આદેય યશઃકીર્તિ અને નિર્માણ. આ ત્રીશ પ્રકૃતિઓને અપ્રમત્ત અને અપૂર્વકરણના છઠ્ઠા ભાગ સુધીમાં વર્ત્તમાન સંયતોજ બાંધે છે. આ ત્રીશમાં પરાવર્ત્તમાન સઘળી પ્રશસ્ત પ્રકૃતિઓનો જ બંધ થતો હોવાથી તેનો એકજ ભંગ થાય છે. દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિઓમાં આહારકદ્વિક અને તીર્થંકરનામ એમ ત્રણે મેળવતા એકત્રીશ થાય છે. તે એકત્રીશનો બંધ પણ અપ્રમત્ત અને અપૂર્વકરણના છઠ્ઠા ભાગ સુધીમાં વર્ત્તમાન સંયત આત્માઓ જ કરે છે. અહિં પણ પરાવર્ત્તમાન સઘળી પ્રશસ્ત પ્રકૃતિઓજ બંધાતી હોવાથી એકજ ભંગ થાય છે. આ રીતે દેવગતિ યોગ્ય ચાર બંધસ્થાનના સઘળા મળી અઢાર ભંગ થાય છે.

આઠમા ગુણસ્થાનકે નામકર્મની ત્રીશ પ્રકૃતિઓનો બંધ વિચ્છેદ થયા પછીથી આરંભી દશમા ગુણસ્થાનકના ચરમ સમય સુધીમાં એક યશઃકીર્તિ નામકર્મજ પોતાના બંધ યોગ્ય પરિણામ હોવાને લીધે બંધાયા કરે છે, અન્ય કોઈપણ નામકર્મની પ્રકૃતિ બંધાતી નથી. કેમકે કોઈપણ ગતિયોગ્ય બંધ આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ સુધીજ થાય છે. યશઃકીર્ત્તિ સિવાયની અન્ય પ્રકૃતિઓ કોઇપણ ગતિયોગ્ય બંધ કરતાજ બંધાય છે, માત્ર યશઃકીર્ત્તિજ એક એવી પ્રકૃતિ છે કે કોઈપણ ગતિયોગ્ય કર્મબંધ કરતા તેમજ સઘળી ગતિયોગ્ય પ્રકૃતિઓનો બંધવિચ્છેદ થયા પછી પણ બંધાય છે. ૬૩

હવે નામકર્મની કઇ પ્રકૃતિઓ કયા ગુણસ્થાનક સુધી બંધાય છે, અને કયા ગુણસ્થાનકે કઇ પ્રકૃતિઓનો બંધ વિચ્છેદ થાય છે, તે કહે છે—

**साहारणाइ मिच्छो सुहुमायवथावरं सनरयदुगं ।**
**इगिविगलिंदियजाई हुंडमपज्जत्तछेवट्टं ॥६४॥**

**साधारणादि मिथ्यादृष्टिः सूक्ष्मातपस्थावरं सनरकद्विकम् ।**
**एकविकलेन्द्रियजातीः हुण्डमपर्याप्तं सेवार्त्तम् ॥६४॥**

અર્થ—સાધારણ, સૂક્ષ્મ, આતપ, સ્થાવર નરકદ્વિક, એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયજાતિ, હુંડસંસ્થાન, અપર્યાપ્ત, અને છેવટ્ઠુસંઘયણ. આ સાધારણાદિ તેર પ્રકૃતિઓને મિથ્યાદૃષ્ટિ જ બાંધે છે.

ટીકાનુ૦—સાધારણ નામ આદિ તેર પ્રકૃતિઓને મિથ્યાદૃષ્ટિ આત્માઓ જ બાંધે છે, કેમકે આ તેરના બંધમાં મિથ્યાત્વમોહનો ઉદય કારણ છે. મિથ્યાત્વનો ઉદય નહિ હોવાથી સાસ્વાદન આદિ બાંધતા નથી. તેથી સાધારણાદિ તેર પ્રકૃતિઓનો મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે જ બંધ વિચ્છેદ થાય છે. તે તેર પ્રકૃતિઓ આ પ્રમાણે છે.—સાધારણ સૂક્ષ્મ, આતપ સ્થાવર, નરકદ્વિક, એકેન્દ્રિયજાતિ વિકલેન્દ્રિયજાતિ, હુંડસંસ્થાન, અપર્યાપ્તનામ, અને છેવટ્ઠુસંઘયણ.

બંધમાં વિવક્ષેલી નામકર્મની સડસઠ પ્રકૃતિઓમાંથી જિનનામ અને આહારકદ્વિક મિથ્યાદૃષ્ટિ બાંધતાં જ નથી, કારણ કે તેના બંધમાં અનુક્રમે સમ્યક્ત્વ અને ચારિત્ર હેતુ છે, તે મિથ્યાત્વ ગુણસ્થાનકે નથી, એટલે તે ત્રણ કર્મ પ્રકૃતિ જતા શેષ ચોસઠ પ્રકૃતિઓને મિથ્યાદૃષ્ટિ આત્માઓ બાંધે છે. તેમાંથી ઉપર કહી તે તેરનો બંધવિચ્છેદ થતા સાસ્વાદન ગુણસ્થાનકે નામકર્મની એકાવન પ્રકૃતિઓ બાંધે છે. ૬૪.

**सासायणेऽपसत्थाविहगगई दुसरदूभगुज्जोवं ।**
**अणाएज्जं तिरियदुगं मज्झिमसंघयणसंठाणा ॥६५॥**

**सास्वादनोऽप्रशस्तविहायोगतिं दुःस्वरदुर्भगोद्योतम् ।**
**अनादेयं तिर्यग्द्विकं मध्यमसंहननसंस्थानानि ॥६५॥**

અર્થ—અપ્રશસ્ત વિહાયોગતિ, દુસ્વર, દુર્ભગ, ઉદ્યોત, અનાદેય, તિર્યંચદ્વિક, વચલા ચાર સંઘયણ અને વચલા ચાર સંસ્થાન, આ પંદર પ્રકૃતિઓને સાસ્વાદન સુધી જ બાંધે છે.

ટીકાનુ૦—અપ્રશસ્ત વિહાયોગતિ, દુઃસ્વર, દુર્ભગ, ઉદ્યોત અનાદેય, તિર્યંચદ્વિક, ૠષભનારાચ આદિ વચલા ચાર સંઘયણ, અને ન્યગ્રોધપરિમંડલ આદિ વચલા ચાર સંસ્થાન આ પંદર પ્રકૃતિઓને સાસ્વાદન ગુણસ્થાનક સુધીમાં વર્ત્તમાન આત્માઓ જ બાંધે છે, મિશ્રદૃષ્ટિ આદિ બાંધતા નથી. આ પ્રકૃતિઓના

બંધમાં અનંતાનુબંધિ કષાયના ઉદયથી થયેલ પરિણામ કારણ છે. મિશ્રદૃષ્ટિ આદિને અનંતાનુબંધિનો ઉદય નહિ હોવાથી તેઓ ઉપરોક્ત પંદર પ્રકૃતિઓ બાંધતા નથી. એટલે સાસ્વાદન ગુણસ્થાનકે બંધાતી એકાવન પ્રકૃતિમાંથી પંદર જતા નામકર્મની છત્રીસ પ્રકૃતિઓ મિશ્રદૃષ્ટિ આત્મા બાંધે છે. અવિરતી સમ્યગ્દૃષ્ટિ પૂર્વોક્ત છત્રીસમાં જિનનામ ભેળવતા સાડત્રીશ બાંધે છે. કેમકે અહિંથી જિનનામનો બંધ હેતુ સમ્યકત્વ છે. ૬૫

**मीसोसम्मोराल मणुयदुगयाइ आइसंघयणं ।**
**बंधइ देसो विरओ अथिरासुभअजसपुव्वाणि ॥६६॥**

**मिश्रः सम्यग् ओरालमनुजद्विकमादिसंहननम् ।**
**बध्नाति देशो विरतोऽस्थिराशुभायशःपूर्व्वाणि ॥६६॥**

અર્થ—મિશ્ર અને અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ઔદારિકદ્વિક મનુજદ્વિક અને પ્રથમ સંઘયણ બાંધે છે. દેશવિરત અને પ્રમત્ત સંયત અસ્થિર અશુભ અને અપયશકીર્ત્તિ બાંધે છે.

ટીકાનુ૦—મિશ્રદૃષ્ટિ અને અવિરત સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન સુધીમાં વર્ત્તમાન આત્માઓ જ ઔદારિકદ્વિક, મનુજદ્વિક, અને વજ્રઋષભનારાચ સંઘયણ નામકર્મ બાંધે છે, દેશવિરતિ આદિ ગુણસ્થાનવર્ત્તી આત્માઓ બાંધતા નથી. કારણ કે દેશવિરતિ ગુણસ્થાનકે વર્ત્તમાન મનુષ્ય તિર્યંચો અને પ્રમત્તાદિ ગુણસ્થાનકે વર્તમાન મનુષ્યો પ્રતિસમય માત્ર દેવગતિ યોગ્ય જ બંધ કરે છે. પહેલા ગુણસ્થાનકે ચારે ગતિયોગ્ય, બીજા ગુણસ્થાનકે નરકગતિ સિવાય ત્રણ ગતિયોગ્ય, ત્રીજા અને ચોથા ગુણસ્થાનકે મનુષ્ય તિર્યંચો દેવગતિયોગ્ય અને દેવો અને નારકો મનુષ્યગતિયોગ્ય અને પાંચમા ગુણસ્થાનકથી માત્ર દેવગતિયોગ્ય કર્મપ્રકૃતિઓનો જ બંધ થાય છે. મનુજદ્વિક આદિ પાંચ પ્રકૃતિઓ મનુષ્યગતિયોગ્ય હોવાથી પાંચમા ગુણસ્થાનકથી તેનો બંધ થતો નથી.

દેશવિરતિ અને પ્રમત્ત સંયત આત્મા અસ્થિર અશુભ અને અપયશકીર્ત્તિ બાંધે છે, અપ્રમત્તાદિ બાંધતા નથી. તાત્પર્ય એ કે—પ્રથમ ગુણસ્થાનકથી આરંભી પ્રમત્ત ગુણસ્થાનક સુધીમાં વર્ત્તમાન આત્માઓ જ અસ્થિર આદિ ઉપરોક્ત ત્રણ પ્રકૃતિઓ બાંધે છે, અપ્રમત્તાદિ બાંધતા નથી. કેમકે તેના બંધમાં પ્રમત્તદશાના પરિણામ કારણ છે; આગળ અપ્રમત્ત દશા છે; એટલે તે ત્રણનો બંધ થતો નથી.

ચોથે ગુણસ્થાનકે બંધાતી સાડત્રીસ પ્રકૃતિમાંથી મનુજદ્વિકાદિ પાંચ પ્રકૃતિ જતા નામકર્મની બત્રીશ પ્રકૃતિઓ દેશવિરત અને પ્રમત્તસંયત આત્માઓ બાંધે

છે. તેમાંથી અસ્થિર અશુભ અને અપયશકીર્ત્તિ જતા અને આહારકદ્વિક મેળવતા એકત્રીશ પ્રકૃતિઓ અપ્રમત્તસંયત આત્મા બાંધે છે. કેમકે આહારકદ્વિકનો બંધ હેતુ વિશિષ્ટ ચારિત્ર અહિં છે. ૬૬

**अपमत्तो सनियट्टि सुरदुगवेउव्वजुयलधुवबंधी ।**
**परघाउसासखगई तसाइचउरंस पंचेंदि ॥६७॥**

**अप्रमत्तः सनिवृत्तिः सुरद्विकवैक्रिययुगलध्रुवबन्धिनीः ।**
**पराघातोच्छ्वासखगतीः त्रसादिचतुरस्रपंचेन्द्रियाणि ॥६७॥**

અર્થ—સુરદ્વિક, વૈક્રિયયુગલ, ધ્રુવબંધિની પ્રકૃતિઓ, પરાઘાત ઉચ્છ્વાસ ખગતિ ત્રસાદિ દશ ચતુરસ્ર અને પંચેન્દ્રિય જાતિ એટલી પ્રકૃતિઓને અપ્રમત્ત અને અપૂર્વકરણ સુધીજ બાંધે છે.

ટીકાનુ૦—દેવદ્વિક-દેવગતિ દેવાનુપૂર્વી, વૈક્રિયયુગલ-વૈક્રિયશરીર વૈક્રિય અંગોપાંગ, નામકર્મની ધ્રુવબંધિ પ્રકૃતિઓ-તૈજસ કાર્મણ વર્ણ ચતુષ્ક અગુરૂલઘુ ઉપઘાત અને નિર્માણ, પરાઘાત, ઉચ્છવાસ, પ્રશસ્તવિહાયોગતિ, ત્રસાદિદશક, સમચતુરસ્ર સંસ્થાન, અને પંચેન્દ્રિયજાતિ આ ઉપરોક્ત અઠ્ઠાવીશ પ્રકૃતિઓને મિથ્યાદષ્ટિથી આરંભી અપૂર્વકરણ નામના આઠમા ગુણસ્થાનકના (છઠ્ઠા ભાગ) સુધીમાં વર્ત્તમાન આત્માઓ બાંધે છે, તદ્યોગ્ય પરિણામનો અભાવ હોવાથી ત્યાર પછીના અનિવૃત્તિ બાદર સંપરાયાદિ બાંધતા નથી. દેવગતિયોગ્ય તેમજ જિનનામ અને આહારકદ્વિકના પણ બંધયોગ્ય પરિણામ આઠમા ગુણસ્થાનક સુધીજ હોય છે, ત્યાર બાદ જેટલા વિશુદ્ધ પરિણામ જોઈએ તે કરતા પણ વધી જતા હોવાથી ઉપરોક્ત કોઇપણ પ્રકૃતિઓ બંધાતી નથી.

અપ્રમત્ત ગુણસ્થાનકે દેવગતિ યોગ્ય જે એકત્રીશ પ્રકૃતિઓ બંધમાં કહી છે, તે જ એકત્રીશ પ્રકૃતિઓ અપૂર્વકરણ ગુણસ્થાનકે પણ બંધમાં હોય છે. અપૂર્વકરણના છટ્ઠા ભાગે યશઃકીર્ત્તિ સિવાય ત્રીશપ્રકૃતિનો બંધ વિચ્છેદ થાય છે, એટલે અપૂર્વકરણ ગુણસ્થાનકના સાતમા ભાગથી આરંભી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત માત્ર એક યશઃકીર્ત્તિ નામ કર્મનો જ બંધ થાય છે, જે હકીકત હવે પછીની ગાથામાં કહેવાશે. ૬૭

**विरए आहारुदओ बंधो पुण जा नियट्टि अपमत्ता ।**
**तित्थस्स अविरयाओ जा सुहुमो ताव कित्तीए ॥६८॥**

**विरते आहारकोदयः बंधः पुनः यावन्निवृत्तिरप्रमत्तात् ।**
**तीर्थस्याविरताद्यावत् सूक्ष्मः तावत् कीर्त्याः ॥६८॥**

અર્થ—આહારકનો ઉદય વિરત ગુણસ્થાનકે હોય છે. અને બંધ અપ્રમત્તથી અપૂર્વકરણ સુધી હોય છે. તીર્થંકર નામનો બંધ અવિરતિ સમ્યગ્દષ્ટિથી હોય છે. યશઃકીર્ત્તિનો બંધ સૂક્ષ્મસંપરાય પર્યંત હોય છે.

ટીકાનુ૦—વિરત—પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે આહારક દ્વિકનો ઉદય હોય છે, પરંતુ બંધ અપ્રમત્ત સંયતથી આરંભી અપૂર્વકરણ ( ના છટ્ઠા ભાગ) પર્યંત હોય છે. અન્ય કોઇ ગુણસ્થાનકોમાં તદ્યોગ્ય પરિણામનો અભાવ હોવાથી હોતો નથી. તથા તીર્થંકર નામકર્મનો બંધ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી અપૂર્વકરણના મધ્યભાગ (છઠ્ઠા ભાગ) સુધી હોય છે, અને ઉદય સયોગિકેવલી અને અયોગિકેવલી ગુણસ્થાનકેજ હોય છે. તથા યશઃકીર્ત્તિ નામનો બંધ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી સૂક્ષ્મસંપરાય પર્યંત હોય છે, ત્યાર બાદ નામકર્મની કોઈપણ પ્રકૃતિ બંધાતી નથી. ૬૮

હવે ઉદયના વિષયમાં કહેવા યોગ્ય હકીકત કહે છે—

**उज्जोवआयवाणं उदओपुव्विंपि होइ पच्छावि ।**
**ऊसाससरेहिंतो सुहुमतिगुज्जोय नायावं ॥६९॥**

**उद्योतातपयोरुदयः पूर्वमपि भवति पश्चादपि ।**
**ऊच्छ्वासस्वराभ्यां सूक्ष्मत्रिकोद्योतयोर्नातपम् ॥६९॥**

અર્થ—ઉદ્યોત અને આતપનો ઉદય ઉચ્છ્વાસ અને સ્વરનો ઉદય થતા પહેલા પણ થાય છે, પછી પણ થાય છે. તથા સૂક્ષ્મત્રિક અને ઉદ્યોતના ઉદય સાથે આતપનો ઉદય થતો નથી.

ટીકાનુ૦—એકેન્દ્રિય જીવો આશ્રયી ઉચ્છ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્ત થતા પહેલા કે પછી, અને બેઇન્દ્રિયાદિ જીવો આશ્રયી ઉચ્છ્વાસ અને ભાષા પર્યાપ્તિએ પર્યાપ્ત થતા પહેલા કે પછી યથાયોગ્ય રીતે ઉદ્યોત અને આતપનો ઉદય થાય છે, જેનો યોગ્ય અવસરે વિચાર કરશે. તથા સૂક્ષ્મ અપર્યાપ્ત અને સાધારણરૂપ સૂક્ષ્મત્રિક અને ઉદ્યોત નામના ઉદય સાથે આતપ નામકર્મ ઉદયમાં આવતું નથી. ૬૯

**उज्जोवेनायावं सुहुमतिगेण न बज्झए उभयं ।**
**उज्जोवजसाणुदए जायइ साहारणस्सुदओ ॥७०॥**

**उद्योतेनातपं सूक्ष्मत्रिकेन न बध्यते उभयम् ।**
**उद्योतयशसोरुदये जायते साधारणस्योदयः ॥७०॥**

અર્થ—ઉદ્યોત સાથે આતપ બંધાતુ નથી, અને સૂક્ષ્મત્રિક સાથે બંને બંધાતા નથી. ઉદ્યોત અને યશનો ઉદય છતા સાધારણનો ઉદય થાય છે.

ટીકાનુ૦—ઉદ્યોતના બંધ સાથે આતપનામનો બંધ થતો નથી. તથા સૂક્ષ્મ અપર્યાપ્ત અને સાધારણ નામના બંધ સાથે આતપ કે ઉદ્યોત બંનેમાંથી કોઈનો પણ બંધ થતો નથી.

બંધવિષયમાં અપવાદ કહીને હવે ઉદયવિષયમાં અપવાદ કહેવા ઈચ્છતા કહે છે–ઉદ્યોત અને યશઃકીર્ત્તિના ઉદયસાથે સાધારણનો ઉદય હોઈ શકે છે, અર્થાત્ સાધારણ નામકર્મના ઉદયવાળાને ઉદ્યોત અને યશઃકીર્ત્તિનો ઉદય સંભવે છે. (અહિં એટલું ધ્યાનમાં રાખવું કે સૂક્ષ્મ નામના ઉદય સાથે ઉદ્યોતનો ઉદય હોતો નથી, પરંતુ બાદર નામના ઉદય સાથે હોય છે. એટલે બાદર સાધારણને ઉદ્યોતનો ઉદય સંભવે છે, સૂક્ષ્મ સાધારણને નહિ.) ૭૦

**दुभगाईणं उदए बायरपज्जो विउव्वए पवणो।**
**देवगईए उदओ दुभगअणाएज्ज उदएवि ॥७१॥**

**दुर्भगादीनामुदये बादरपर्याप्तो विकुरुते पवनः।**
**देवगतेरुदयो दुर्भगानादेययोरुदयेऽपि ॥७१॥**

અર્થ—દુર્ભગઆદિના ઉદયમાં પર્યાપ્ત બાદર પવન વૈક્રિયશરીર વિકુર્વે છે. દુર્ભગ અને અનાદેયના ઉદયમાં પણ દેવગતિનો ઉદય હોય છે.

ટીકાનુ૦—દુર્ભગ અનાદેય અને અપયશકીર્તિનો ઉદય છતા પર્યાપ્ત બાદર વાયુકાય વૈક્રિયશરીરનો આરંભ કરે છે. (અર્થાત્ વૈક્રિયશરીર કરનાર પર્યાપ્ત બાદર વાયુકાય જીવને ઉપરોક્ત દુર્ભગત્રિકનોજ ઉદય હોય છે.) અહિં બાદર પર્યાપ્ત એ વિશેષણ ગ્રહણ કરેલું હોવાથી પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ અને અપર્યાપ્ત બાદર વાયુકાયનો નિષેધ કરેલો છે એમ સમજવું. કેમકે તેઓને વૈક્રિયશરીર કરવાની શક્તિજ હોતી નથી. પ્રજ્ઞાપનાસૂત્રની ચૂર્ણિમાં કહ્યું છે કે–"સૂક્ષ્મ પર્યાપ્ત અપર્યાપ્ત અને બાદર અપર્યાપ્ત એ ત્રણ રાશિને વૈક્રિય લબ્ધિજ હોતી નથી. માત્ર બાદર પર્યાપ્ત વાયુકાયનેજ હોય છે. તે પણ સઘળાને નહિ, પરંતુ બાદર પર્યાપ્ત વાયુકાયના જેટલા જીવો છે, તેના સંખ્યાતમા ભાગના જીવોનેજ હોય છે."

તથા દુર્ભગ અને અનાદેયનો ઉદય છતા પણ દેવગતિનો ઉદય હોય છે. અર્થાત્ દુર્ભગ અને અનાદેયના ઉદયસાથે દેવગતિનામકર્મનો ઉદય વિરોધી નથી. ગાથાના અંતમાં મૂકેલ **अपि** શબ્દ બહુલ અર્થવાળો હોવાથી દુર્ભગ અનાદેય અને અપયશકીર્તિના ઉદયસાથે આહારકદ્વિકનો ઉદય હોતો નથી. પરંતુ અસ્થિર અને અશુભના ઉદયની સાથે આહારકનામનો ઉદય હોય છે, કેમકે તે બે પ્રકૃતિ ધ્રુવોદયી છે. ૭૧

**सूसरउदओ विगलाण होइ विरयाण देसविरयाणं ।**
**उज्जोवुदओ जायइ वेउव्वाहारगद्धाए ॥७२॥**

**सुस्वरोदयो विकलानां भवति विरतानां देशविरतानाम् ।**
**उद्योतोदयो जायते वैक्रियाहारकाद्धायाम् ॥७२॥**

અર્થ—સુસ્વરનો ઉદય વિકલેન્દ્રિયોને હોય છે. દેશવિરત અને સર્વવિરતોને વૈક્રિય અને આહારક કરતી વેળાએ ઉદ્યોતનો ઉદય થાય છે.

ટીકાનુ૰—વિકલેન્દ્રિયોને સુસ્વરનો ઉદય હોય છે, અર્થાત્ તેઓને સુસ્વરનો ઉદય વિરોધી નથી. તથા દેશવિરત અથવા સર્વવિરત મનુષ્યોને યથાયોગ્યપણે વૈક્રિય અને આહારક શરીર જ્યારે વિકુર્વે ત્યારે ઉદ્યોતનો ઉદય હોય છે, અન્ય સામાન્ય મનુષ્યને ઉદ્યોતનો ઉદય હોતો નથી. ૭૩

આ પ્રમાણે જેનો ઉદય છતા જેના ઉદયનો સંભવ હોય કે ન હોય તેનો વિચાર કરીને હવે નામકર્મના ઉદયસ્થાનકો કહે છે—

**अडनववीसिगवीसा चउवीसेगाहिय जाव इगितीसा ।**
**चउगइएसुं बारस उदयट्ठाणाइं नामस्स ॥७३॥**

**अष्टौ नव विंशतिरेकविंशतिः चतुर्विंशतिरेकाधिका यावदेकत्रिंशत् ।**
**चतुर्गतिकेषु द्वादश उदयस्थानानि नाम्नः ॥७३॥**

અર્થ—ચારે ગતિના જીવસ્થાનોમાં આઠ, નવ, વીશ, એકવીશ, ચોવીશ ત્યારબાદ એક એક અધિકે કરતા એકત્રીશ, કુલ નામકર્મના બાર ઉદયસ્થાનકો છે.

ટીકાનુ૰—ચારે ગતિના પ્રાણીઓમાં નામકર્મના બાર ઉદયસ્થાનકો છે. અર્થાત્ ચારે ગતિના જીવો આશ્રયી સઘળા મળી નામકર્મના બાર ઉદયસ્થાનકો થાય છે. તે આ—આઠ નવ વીશ એકવીશ ચોવીશ, ત્યારબાદ ચોવીશમાં એક એક વધારતા યાવત્ એકત્રીશ. એટલે કે પચીસ છવ્વીસ સત્તાવીશ અટ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ. આ બાર ઉદયસ્થાનકોમાંથી જ એકેન્દ્રિયાદિ જીવોમાં અમુક અમુક ઉદયસ્થાનકો હોય છે, જેનો હવે પછી વિચાર કરશે. ૭૩

૧ મનુષ્યગતિમાં વૈક્રિય અને આહારક શરીરી યતિને ઉદ્યોતનો ઉદય હોય છે, અન્ય કોઈ મનુષ્યને હોતો નથી. '**जइ देवुत्तर विक्किय.**' એ પદથી પહેલા કર્મગ્રંથમાં યતિ અને દેવ ઉત્તરવૈક્રિય કરે ત્યારે તેઓને ઉદ્યોતનો ઉદય હોય છે, એમ કહ્યું છે. અહિં વૈક્રિય શરીરમાં વર્ત્તમાન દેશવિરત મનુષ્યને પણ ઉદ્યોતનો ઉદય હોય છે, એમ કહે છે. તત્ત્વ કેવલિગમ્ય.

ઉપરોક્ત ઉદયસ્થાનકોનો ચારે ગતિમાં વિચાર કરતા કહે છે—

**मणुएसु अचउवीसा वीसडनववज्जिया उ तिरिएसु ।**
**इगपण सगट्ठनववीस नारए सुरे सतीसा ते ॥७४॥**

**मनुजेषु अचतुर्विंशतयः विंशत्यष्टनववर्जितास्तु तिर्यक्षु ।**
**एकपञ्चसप्ताष्टनवविंशतिः नारके सुरे सत्रिंशतस्ते ॥७४॥**

અર્થ—મનુષ્યમાં ચોવીસ સિવાય સઘળા, તિર્યંચગતિમાં વીશ આઠ અને નવ વર્જીને શેષ સઘળા, એક પાંચ સાત આઠ અને નવ અધિક વીશ નરકગતિમાં, અને ત્રીશ સાથે તે પાંચ ઉદયસ્થાનકો દેવગતિમાં હોય છે.

ટીકાનુ૰—પૂર્વોક્ત બાર ઉદયસ્થાનકોમાંથી ચોવીશ વર્જીને શેષ અગીઆરે ઉદયસ્થાનકો મનુષ્યગતિમાં હોય છે. ચોવીશનું ઉદયસ્થાન માત્ર એકેન્દ્રિયોમાં જ હોવાથી અહિં તેનું વર્જન કર્યું છે. તથા વીશ આઠ અને નવ એમ ત્રણ ઉદયસ્થાનકો વર્જીને શેષ નવ ઉદયસ્થાનકો તિર્યંચગતિમાં સંભવે છે, વીશ નવ અને આઠ એ ત્રણ ઉદયસ્થાનકો તિર્યંચગતિમાં હોતા નથી. કારણ કે વીશનું ઉદયસ્થાન કેવલિસમુદ્‌ઘાત અવસ્થામાં, અને આઠ અને નવનું ઉદયસ્થાન અયોગિકેવલિ ગુણસ્થાનકે હોય છે. એકવીશ પચીસ સત્તાવીશ અઠ્ઠાવીશ અને ઓગણત્રીશ એ પાંચ ઉદયસ્થાન નરકગતિમાં હોય છે. એ પાંચમાં ત્રીસનું ઉદયસ્થાન મેળવતા કુલ છ ઉદયસ્થાન દેવગતિમાં હોય છે. ૭૪

હવે ગુણસ્થાનકોમાં ઉદયસ્થાનકોનો વિચાર કરતા કહે છે—

**इगवीसाई मिच्छे सगट्ठवीसा य सासणे हीणा ।**
**चउवीसूणा सम्मे सपंचवीसाए जोगिम्मि ॥७५॥**
**पणवीसाए देसे छव्वीसूणा पमत्ति पुण पंच ।**
**गुणतीसाई मीसे तीसिगुतीसा य अपमत्ते ॥७६॥**
**अट्ठो नवो अजोगिस्स वीसओ केवलीसमुग्घाए ।**
**इगिवीसो पुण उदओ भवंतरे सव्वजीवाणं ॥७७॥**

**एकविंशत्यादयो मिथ्यात्वे सप्ताष्टविंशतिभ्यां च सासादने हीनाः ।**
**चतुर्विंशत्यूनाः सम्यक्त्वे सह पञ्चविंशत्या सयोगिनि ॥७५॥**
**पञ्चविंशत्यादयो देशे षड्विंशत्यूना प्रमत्ते पुनः पञ्च ।**
**एकोनत्रिंशदादयो मिश्रे त्रिंशदेकत्रिंशच्चाप्रमत्ते ॥७६॥**

**अष्टौ नवायोगिनः विंशतिः केवलिसमुद्घाते ।**
**एकविंशतेः पुनरुदयो भवान्तरे सर्वजीवानाम् ॥७७॥**

અર્થ—એકવીશ આદિ નવ ઉદયસ્થાન મિથ્યાત્વે, તેમાંથી સત્તાવીશ અને અટ્ઠાવીશ વર્જીને શેષ સાત ઉદયસ્થાન સાસ્વાદને, માત્ર ચોવીશ રહિત આઠ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે, પચીસ સાથે ચોવીશ વર્જીને સાત સયોગિકેવલિ ગુણસ્થાનકે, છવ્વીસ રહિત પચીસ આદિ છ ઉદયસ્થાન દેશવિરતે, છવ્વીસ વિના પચ્ચીસ આદિ પાંચ પ્રમત્તે, ઓગણત્રીશ આદિ ત્રણ મિશ્રે, તથા ત્રીશ અને એકત્રીશ એમ બે ઉદયસ્થાન અપ્રમત્ત ગુણસ્થાનકે હોય છે. આઠ અને નવ એ બે ઉદય અયોગિ ભગવાનને હોય છે. વીશનો ઉદય માત્ર કેવલિ સમુદ્ઘાત વખતે જ હોય છે, અને એકવીશનો ઉદય ભવાંતરમાં જતા સઘળા જીવોને હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે એકવીશ આદિ નવ ઉદયસ્થાનકો હોય છે. તે આ—૨૧–૨૪–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧. મિથ્યાદષ્ટિ ગુણસ્થાન એકેન્દ્રિયાદિ ચારે ગતિના જીવોમાં હોવાથી ઉપરોક્ત સઘળા ઉદયસ્થાનકો સંભવે છે. વીશનું ઉદયસ્થાન કેવલિસમુદ્ઘાત અવસ્થામાં અને નવ અને આઠનું ઉદયસ્થાન ચૌદમે ગુણસ્થાનકે હોવાથી મિથ્યાદષ્ટિને તે ત્રણ ઉદયસ્થાન હોતા નથી.

ઉપરના નવ ઉદયસ્થાનમાંથી સત્તાવીશ અને અટ્ઠાવીશ વર્જીને શેષ સાત ઉદયસ્થાનો સાસ્વાદન ગુણસ્થાનકે હોય છે. તેમાં એકવીશનો ઉદય એક ભવમાંથી બીજા ભવમાં જતા હોય છે, ચોવીશનો ઉદય પર્યાપ્ત પ્રત્યેક બાદર એકેન્દ્રિયને જન્મ–ઉત્પત્તિના પ્રથમ સમયે હોય છે. છવ્વીસનો ઉદય બેઇન્દ્રિયાદિને ઉત્પત્તિના પ્રથમ સમયે હોય છે, પચીસનો ઉદય ઉત્તરવૈક્રિય શરીર કરતા શરૂઆતમાં હોય છે, ઓગણત્રીશનો ઉદય પર્યાપ્ત નારકોને હોય છે, ત્રીશનો ઉદય પર્યાપ્ત મનુષ્ય અને દેવોને (અને ઉદ્યોતનો ઉદય થતા પહેલા તિર્યંચોને) હોય છે, અને એકત્રીશનો ઉદય ઉદ્યોતના ઉદયવાળા પંચેન્દ્રિય તિર્યંચોને હોય છે. માત્ર અહિં સત્તાવીશ અને અટ્ઠાવીશ એ બે ઉદયો હોતા નથી. કારણ કે તે કંઈક ન્યૂન અપર્યાપ્તાવસ્થામાં હોય છે, કે જે વખતે [1]સાસ્વાદનપણું હોતું નથી.

---

૧ સાસ્વાદન ગુણસ્થાનક કરણ અપર્યાપ્તાવસ્થામાં શરીરપર્યાપ્તિ પૂર્ણ થતા પહેલા હોય છે, ત્યાર બાદ હોતુ નથી. અને પર્યાપ્તાવસ્થામાં તો હોઈ શકે છે જ. શરીરપર્યાપ્તિ પૂર્ણ થતા પહેલા હોવાનું કારણ સાસ્વાદને આવનાર ઉપશમ સમ્યક્ત્વથી પડીને આવે છે. ઉપશમ સમ્યક્ત્વ કોઈને પણ અપર્યાપ્તાવસ્થામાં ઉત્પન્ન થતું જ નથી. પૂર્વ જન્મમાં અંતર્મુહૂર્ત આયુ બાકી રહે ત્યારે ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરી અનંતાનુબંધિનો ઉદય થવાથી વમી સાસ્વાદને આવી મરણ પામી યથાયોગ્ય પણે ગર્ભજ મનુષ્ય, તિર્યંચ, દેવ, બાદર પ્રત્યેક પર્યાપ્ત પૃથ્વી અપ વનસ્પતિ બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિ

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે આઠ ઉદયસ્થાનકો હોય છે. તે આ—૨૧–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧. આ ચતુર્થ ગુણસ્થાનક ચારે ગતિના જીવોમાં કરણ અપર્યાપ્ત અને પર્યાપ્ત બંને અવસ્થામાં હોય છે. જો કે અપર્યાપ્ત અવસ્થામાં નવું કોઇ સમ્યકત્વ ઉત્પન્ન થતું નથી, પરંતુ પૂર્વજન્મનું લાવેલું હોઈ શકે છે. મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે કહેલા નવ ઉદયસ્થાનમાંથી માત્ર ચોવીસનું ઉદયસ્થાન અહિં હોતું નથી, કારણ કે તે એકેન્દ્રિયોમાંજ હોય છે, જ્યાં ચતુર્થ ગુણસ્થાનક હોતું નથી.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે કહેલા આઠ ઉદયસ્થાનમાંથી પચીસ વર્જીને શેષ સાત ઉદયસ્થાનકો સયોગિકેવલિ ગુણસ્થાનકે હોય છે, અને આઠમું વીશનું ઉદયસ્થાન હોય છે, જે સત્યોતેરમી ગાથાના અંતે કહેલ છે. એટલે કુલ આઠ ઉદયસ્થાનકો હોય છે. તે આ—૨૦–૨૧–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧. તેમાંથી ૨૦–૨૧–૨૬–૨૭ એ ચાર ઉદયો સમુદ્ઘાત અવસ્થામાં, ૨૮–૨૯ યોગનિરોધ અવસ્થામાં, ૩૦ સ્વભાવસ્થ સામાન્યકેવલિ મહારાજને અથવા વચનયોગનો રોધ કર્યા બાદ તીર્થંકર ભગવાનને હોય છે અને એકત્રીશનો ઉદય સ્વભાવસ્થ તીર્થંકર પરમાત્માને હોય છે.

દેશવિરતિ ગુણસ્થાનકે છવ્વીસ સિવાય પચીસથી એકત્રીસ સુધીના છ ઉદયસ્થાનકો હોય છે. તેમાંથી પચીસ સત્તાવીશ અઠ્ઠાવીશ અને ઓગણત્રીશ એ ચાર ઉદયસ્થાનકો ઉત્તરવૈક્રિય શરીર કરતા મનુષ્ય તિર્યંચોને હોય છે. ત્રીશનો ઉદય સ્વભાવસ્થ પર્યાપ્ત તિર્યંચ મનુષ્યને અને ઉદ્યોતના વેદક ઉત્તર વૈક્રિય શરીરી તિર્યંચને હોય છે. એકત્રીશનો ઉદય ઉદ્યોતના વેદક સ્વભાવસ્થ તિર્યંચને હોય છે. દેશવિરતિ ગુણસ્થાનક સંખ્યાત વર્ષના આયુવાળા ગર્ભજ પર્યાપ્ત તિર્યંચ તથા મનુષ્યોને હોય છે, એટલે પર્યાપ્તાવસ્થામાં હોઇ શકે તે તથા વૈક્રિય શરીર કરતા જે ઉદયસ્થાનકો હોઈ શકે તે અહિં હોય છે.

પ્રમત્ત સંયતને છવ્વીસ સિવાયના પચીસથી ત્રીસ સુધીના પાંચ ઉદયસ્થાનકો હોય છે. તેમાં પચીસ સત્તાવીશ અઠ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીશ એમ પાંચ

---

પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થઇ શકે છે. પૂર્વ જન્મનું લાવેલું તે સાસ્વાદન સમ્યકત્વ શરીર પર્યાપ્તિ પૂર્ણ થતા પહેલા ચાલ્યું જાય છે. એટલે સાસ્વાદન ગુણસ્થાનકે ઉપરોક્ત જીવોને શરીરપર્યાપ્તિ પૂર્ણ થતા પહેલા જે ઉદયસ્થાનકો હોય તે હોઇ શકે છે. અને પર્યાપ્તાવસ્થામાં તો ચારે ગતિના સંજ્ઞિ પર્યાપ્ત જીવો ઉપશમસમ્યકત્વ પ્રાપ્ત કરી શકે છે. અને તેઓને અનંતાનુબંધિના ઉદયથી સાસ્વાદન પણ પ્રાપ્ત થઇ શકે છે. એટલે ચારે ગતિના જીવોમાં પર્યાપ્તાવસ્થામાં સંભવતા ઉદયસ્થાનકો હોય છે. એટલે અપર્યાપ્તાવસ્થાના ૨૧–૨૪–૨૫–૨૬ એ ચાર અને પર્યાપ્તાવસ્થાના ૨૯–૩૦–૩૧ એમ ત્રણ કુલ સાત ઉદયસ્થાનકો અહિં સંભવે છે.

ઉદયસ્થાનકો ઉત્તરવૈક્રિય શરીર અને આહારક શરીર કરતા સંયતને હોય છે. અને સ્વભાવસ્થ સંયતને ત્રીશ પ્રકૃતિનોજ ઉદય હોય છે. જે એકત્રીશનું ઉદય સ્થાન છે તે ઉદ્યોતના ઉદયવાળા તિર્યંચોનેજ હોય છે, માટે તે સંયતને હોતું નથી. પ્રમત્ત સંયત ગુણસ્થાનક માત્ર સંખ્યાત વર્ષના આયુવાળા ગર્ભજ પર્યાપ્ત મનુષ્યનેજ હોય છે. એટલે પર્યાપ્તાવસ્થામાંના અને વૈક્રિય આહારકશરીર કરતા જે ઉદયસ્થાનકો હોઈ શકે તેજ હોય છે.

સમ્યગમિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ પ્રકૃતિના ઉદયરૂપ ત્રણ ઉદયસ્થાનકો હોય છે. આ ગુણસ્થાનક ચારે ગતિના જીવોને પર્યાપ્તાવસ્થામાંજ હોય છે. એટલે પર્યાપ્તાવસ્થામાં સંભવતા ઉદયસ્થાનકોજ અહિં હોય છે. ઉપરોક્ત ઉદયસ્થાનકમાંથી ઓગણત્રીશનો ઉદય [1]નારકીઓને, ત્રીશનો ઉદય દેવ મનુષ્ય અને તિર્યંચોને, અને એકત્રીશનો ઉદય તિર્યંચોને હોય છે.

અપ્રમત્તે ઓગણત્રીશ અને ત્રીશ એમ બે ઉદયસ્થાનકો હોય છે. તેમાંથી ઓગણત્રીશનો ઉદય વૈક્રિય અને આહારક શરીરીને હોય છે. વૈક્રિય અને આહારક શરીર કરવાની શરૂઆત છઠ્ઠા ગુણસ્થાનકે કરે છે. પરંતુ તે બંને શરીરને યોગ્ય સઘળી પર્યાપ્તિઓ પૂર્ણ થયા બાદ અપ્રમત્તે જઇ શકે છે. વૈક્રિય કે આહારક શરીરની અપર્યાપ્તાવસ્થામાં કોઇ જીવ અપ્રમત્તાવસ્થા પ્રાપ્ત કરી શકતો નથી. માત્ર ઉદ્યોતનો ઉદય બાકી રહી શકે છે. એટલે કે કોઈ ઉદ્યોતનો ઉદય થતા પહેલા અપ્રમત્તે જાય છે, કોઇ ઉદ્યોતનો ઉદય થયા પછી પણ જાય છે. એટલે વૈક્રિય કે આહારક શરીરીને અપ્રમત્તે ઉદ્યોતના ઉદય વિનાનું ઓગણત્રીશનું અને ઉદ્યોતના ઉદયવાળું ત્રીશનું એમ બંને ઉદય સ્થાનક હોય છે. સ્વભાવસ્થ સંયતને ત્રીશનું એકજ ઉદયસ્થાન હોય છે.

ગાથામાં ગ્રહણ કરેલ, 'તુ' શબ્દ બહુલ અર્થવાળો હોવાથી અપૂર્વકરણ અનિવૃત્તિ બાદર સંપરાય સૂક્ષ્મસંપરાય ઉપશાંતમોહ અને ક્ષીણમોહ એ પાંચ ગુણસ્થાનકે ત્રીશ પ્રકૃતિના ઉદયરૂપ એકજ ઉદયસ્થાન હોય છે. એ ગાથામાં સાક્ષાત્ નથી ગ્રહણ કર્યું છતા કહ્યું છે એમ સમજવું.

અયોગિકેવલી ભગવાનને આઠ અને નવ પ્રકૃતિના ઉદયરૂપ બે ઉદયસ્થાનકો હોય છે. તેમાંથી સામાન્ય કેવલિ મહારાજને આઠનો અને તીર્થંકર ભગવંતને નવ પ્રકૃતિનો ઉદય હોય છે.

---

૧ ઓગણત્રીશનો ઉદય નારકીઓને હોય છે, એમ કહી અન્ય સ્થળે હોઇ શકતો હોય તો તેનો નિષેધ કર્યો નથી. જેમકે દેવમાં પણ ઓગણત્રીશનો ઉદય હોય છે. તેમ ત્રીશનો ઉદય ઉદ્યોતના વેદક દેવને તેમ સ્વભાવસ્થ મનુષ્ય તિર્યંચને હોય છે. એમ અન્યત્ર પણ યથાસંભવ સમજી લેવું.

વીશ પ્રકૃતિનો ઉદય કેવલિ સમુદ્ઘાતમાં ત્રીજે ચોથે અને પાંચમે સમયે સામાન્ય કેવલિ મહારાજને હોય છે. તેજ અવસ્થા અને તેજ સમયોમાં તીર્થંકર ભગવાનને તીર્થંકર નામ સાથે એકવીશનો ઉદય હોય છે. એક ભવમાંથી બીજા ભવામાં જતા સઘળા એ સંસારી જીવોને એકવીશ પ્રકૃતિનો ઉદય હોય છે. ૭૫-૭૬-૭૭.

હવે એકેન્દ્રિયોમાં ઉદયસ્થાનકોનો વિચાર કરતા કહે છે—

**चउवीसाई चउरो उदया एगिंदिएसु तिरिमणुए ।**
**अडवीसाइ छव्वीसा एक्केक्कूणा विउव्वंति ॥७८॥**

**चतुर्विंशत्यादयश्चत्वार उदया एकेन्द्रियेषु तिर्यग्मनुजयोः ।**
**अष्टाविंशत्यादयष्षड्विंशतिरेकैकोना विकुर्वतोः ॥७८॥**

અર્થ—ચોવીસ આદિ ચાર ઉદયસ્થાનકો એકેન્દ્રિયોમાં હોય છે, તિર્યંચ અને મનુષ્યમાં અઠ્ઠાવીશ આદિ ચાર અને છવ્વીસ કુલ પાંચ ઉદયસ્થાનકો હોય છે. વૈક્રિય શરીર કરતા તેઓમાં એકેક પ્રકૃતિવડે ન્યૂન પાંચ ઉદયસ્થાન હોય છે.

ટીકાનુ૦—એકેન્દ્રિયોમાં ચોવીસ પચીસ છવ્વીસ અને સત્તાવીસ રૂપ ચાર ઉદયસ્થાનકો હોય છે. અને પાંચમું એકવીસ પ્રકૃતિના ઉદય રૂપ પણ હોય છે. કેમકે સત્યોતેરમી ગાથામાં કહી ગયા છે કે "ભવાંતરમાં જતા સઘળા જીવોને એકવીશનો ઉદય હોય છે." એટલે આ ગાથામાં એકેન્દ્રિયોમાં એકવીશનો ઉદય સાક્ષાત્ નથી કહ્યો છતાં લેવાનો છે એમ સમજવું. એજ રીતે બેઇન્દ્રિયાદિ અન્ય જીવોને પણ એક ભવમાંથી બીજા ભવમાં જતા એકવીશનો ઉદય ન કહ્યો હોય છતાં લેવો.

બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિય તિર્યંચોમાં એકવીસ છવ્વીસ અઠ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ એમ છ ઉદયસ્થાનકો હોય છે. મનુષ્યોમાં ઉપર કહ્યા તેમાંથી એકત્રીશ સિવાયના પાંચ ઉદયસ્થાનકો હોય છે. કેમકે એકત્રીશનું ઉદયસ્થાન ઉદ્યોતવાળું છે. અને પ્રાકૃત મનુષ્યોને ઉદ્યોતનો ઉદય હોતો નથી.

વૈક્રિય અને આહારક શરીર કરતા મનુષ્ય તિર્યંચોને પચ્ચીસ સત્તાવીશ અઠ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીશ પ્રકૃતિઓના ઉદયરૂપ પાંચ ઉદયસ્થાનો હોય છે. માત્ર મનુષ્યોમાં ઉદ્યોતના ઉદયવાળું ઉદયસ્થાન વૈક્રિય કે આહારક શરીરી યતિને હોય છે, એમ સમજવું. વૈક્રિય કરતા વાયુકાયને ચોવીશ પચીશ અને છવ્વીસ એમ ત્રણ ઉદય સ્થાનકો હોય છે. તેઉ વાયુમાં ઉદ્યોતનો ઉદય નહિ હોવાને લીધે સત્તાવીશનું ઉદયસ્થાન લીધું નથી. ૭૮

હવે એકેન્દ્રિયોના ઉપરોક્ત ઉદયસ્થાનોનો વિચાર કરે છે—

**गइआणुपुव्वि जाई थावर दुभगाइतिण्णि धुवउदया ।**
**एगिंदियइगिवीसा सेसाण व पगइ वच्चासो ॥७९॥**

**गतिरानुपूर्व्वी जातिः स्थावरदुर्भगादितिस्रः ध्रुवोदयाः ।**
**एकेन्द्रियाणामेकविंशतिः शेषाणां वा प्रकृतीनां व्यत्यासः ॥७९॥**

અર્થ—ગતિ આનુપૂર્વી એકેન્દ્રિયજાતિ સ્થાવરત્રિક, દુર્ભગત્રિક, અને ધ્રુવોદયથી બાર પ્રકૃતિ કુલ એકેન્દ્રિયોને ભવાંતરમાં જતા એકવીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે. શેષ જીવોને પ્રકૃતિઓનો વ્યત્યાસ કરી લેવો.

ટીકાનુ૦—અહિં એકેન્દ્રિયોના ઉદયસ્થાનકો કહેવાના હોવાથી ગતિ-તિર્યંચગતિ, આનુપૂર્વી-તિર્યંચાનુપૂર્વી, જાતિ-એકેન્દ્રિયજાતિ, સ્થાવરત્રિક-સ્થાવર સૂક્ષ્મ અને અપર્યાપ્ત, દુર્ભગત્રિક-દુર્ભગ દુઃસ્વર અને અનાદેય, અને ધ્રુવોદયી-તૈજસ કાર્મણ વર્ણાદિ ચતુષ્ક અગુરૂલઘુ નિર્માણ સ્થિર અસ્થિર શુભ અશુભ. સઘળી મળી એકવીશ પ્રકૃતિઓનો ઉદય એક ભવમાંથી બીજા ભવમાં જતા એકેન્દ્રિયોને હોય છે. એક ભવમાંથી બીજા ભવમાં જતા એકેન્દ્રિયોને બાદર પર્યાપ્ત યશઃ-કીર્ત્તિનો પણ ઉદય સંભવે છે, એટલે તે પ્રકૃતિઓને પણ વારાફરતી એકવીશમાં નાખવી. એટલે એકવીશનો ઉદય પાંચ પ્રકારે થાય છે, અર્થાત્ એકવીશના ઉદયના પાંચ ભંગ-વિકલ્પ થાય છે. તે આ પ્રમાણે-બાદર અપર્યાપ્ત અપયશ, બાદર પર્યાપ્ત અપયશ, સૂક્ષ્મ અપર્યાપ્ત અપયશ, સૂક્ષ્મ પર્યાપ્ત અપયશ એ ચાર તથા પાંચમો બાદર પર્યાપ્ત યશ. યશઃકીર્ત્તિનો ઉદય બાદર અને પર્યાપ્ત નામના ઉદય સાથે હોઇ શકે છે, પરંતુ સૂક્ષ્મ અને અપર્યાપ્ત નામના ઉદય સાથે હોતો નથી. એટલે જ્યાં જ્યાં સૂક્ષ્મ કે અપર્યાપ્ત નામનો ઉદય હોય ત્યાં માત્ર અપયશકીર્ત્તિના ઉદયનોજ ભંગ લેવો. આ પ્રમાણે એકવીશના ઉદયના પાંચ ભંગ થાય છે.

શેષ બેઇન્દ્રિયાદિ જીવોને પણ એક ભવમાંથી બીજા ભવમાં જતા એકવીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે. માત્ર તે તે ગતિ અને બેઇન્દ્રિયાદિપણાનો વિચાર કરી ગતિ જાતિ આદિ પ્રકૃતિઓનો વ્યત્યાસ-વિપર્યાસ સ્વયમેવ કરી લેવાનો છે. જે હવે પછી બેઇન્દ્રિયાદિના ઉદયસ્થાનનો વિચાર કરતી વખતે કરશે. ૭૯

**सा आणुपुव्विहीणा अपज्जएगिंदितिरियमणुयाणं ।**
**पत्तेउवघायसरीरहुंडसहिया उ चउवीसा ॥८०॥**

**साऽऽनुपूर्व्वीहीना अपर्याप्तैकेन्द्रियतिर्यग्मनुजानाम् ।**
**प्रत्येकोपघातशरीर हुण्डसहिता तु चतुर्विंशतिः ॥८०॥**

અર્થ—પૂર્વોક્ત તે એકવીશ પ્રકૃતિ આનુપૂર્વી વિના વીશ થાય છે, અને તેનો ઉદય અપર્યાપ્ત એકેન્દ્રિય વિકલેન્દ્રિયાદિ તિર્યંચો અને મનુષ્યોને અવશ્ય હોય છે, તેમાં પ્રત્યેક ઉપઘાત ઔદારિક શરીર અને હુંડસંસ્થાન ઉમેરીયે એટલે ચોવીસ થાય છે, તેનો ઉદય શરીરસ્થને હોય છે.

ટીકાનુ૦—એક ભવમાંથી બીજા ભવમાં જતા જે એકવીશ પ્રકૃતિઓનો ઉદય કહ્યો તેમાંથી આનુપૂર્વીને દૂર કરતા વીશ થાય છે. આ વીશ પ્રકૃતિનો ઉદય અપર્યાપ્ત (પર્યાપ્ત) એકેન્દ્રિય વિકલેન્દ્રિયાદિ તિર્યંચો અને મનુષ્યોને અવશ્ય હોય છે, વીશમાંથી તો એક પણ પ્રકૃતિ ઘટતી નથી. આનુપૂર્વીનામકર્મને દૂર કરવાનું કારણ તેનો ઉદય ભવાંતરમાં જતા વિગ્રહગતિમાંજ હોય છે. ભવાંતરમાં જતા એકવીશનો ઉદય તો ઉપર કહી ગયા. હવે ઉત્પત્તિસ્થાનમાં ઉત્પન્ન થાય ત્યારે કેટલી પ્રકૃતિનો ઉદય હોય તે કહે છે.—એકવીશમાંથી આનુપૂર્વી કાઢી તેમાં પ્રત્યેક ઉપઘાત ઔદારિક શરીર નામ અને હુંડસંસ્થાન એ ચાર પ્રકૃતિઓ મેળવવી, એટલે ચોવીસ થાય. તેનો ઉદય શરીરસ્થને–ઉત્પત્તિસ્થાનમાં ઉત્પન્ન થયેલાને હોય છે. આ ચોવીસમાં સાધારણ નામનો પણ ઉદય સંભવે છે, માટે પ્રત્યેકનામના સ્થાને તેને પણ વિકલ્પે–વારાફરતી મેળવવું. તેમ કરવાથી અહિં દશ ભંગ થાય છે, તે આ પ્રમાણે–બાદર પર્યાપ્ત પ્રત્યેક યશ, બાદર પર્યાપ્ત પ્રત્યેક અપયશ, બાદર પર્યાપ્ત સાધારણ યશ, બાદર પર્યાપ્ત સાધારણ અપયશ, બાદર અપર્યાપ્ત પ્રત્યેક અપયશ, બાદર અપર્યાપ્ત સાધારણ અપયશ, સૂક્ષ્મ પર્યાપ્ત પ્રત્યેક અપયશ, સૂક્ષ્મ અપર્યાપ્ત પ્રત્યેક અપયશ, સૂક્ષ્મ પર્યાપ્ત સાધારણ અપયશ, અને સૂક્ષ્મ અપર્યાપ્ત સાધારણ અપયશ. તથા બાદર વાયુકાયને વૈક્રિય શરીર કરતા ઔદારિકના સ્થાને વૈક્રિયનો ઉદય કહેવો. તેને પણ ઉપરોક્ત ચોવીસનો ઉદય હોય છે. માત્ર અહિં બાદર પર્યાપ્ત પ્રત્યેક અને અપયશ સાથે એકજ ભંગ થાય છે. તેઉકાય વાયુકાયને યશઃકીર્ત્તિ અને સાધારણ નામનો ઉદયજ હોતો નથી, માટે તદાશ્રિત વિકલ્પો પણ થતા નથી. એ રીતે ચોવીસના ઉદયના કુલ અગીઆર ભાંગા થાય છે. ત્યારબાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા તે એકેન્દ્રિયને પૂર્વોક્ત ચોવીસના ઉદયમાં પરાઘાતનો ઉદય મેળવતા પચીસનો ઉદય થાય છે. આ પચીસનો ઉદય પર્યાપ્તનામકર્મના ઉદયવાળાનેજ હોય છે, એટલે અપર્યાપ્તનામના વિકલ્પના ભાંગાઓ થતા નથી. અપર્યાપ્તનામના ઉદયવાળા કોઈ પણ જીવોને પોતપોતાના ઉદયસ્થાનમાંથી શરૂઆતના બે ઉદયસ્થાનકોજ હોય છે. અહિં છ ભાંગા થાય છે. તે આ–બાદર પ્રત્યેક યશ, બાદર પ્રત્યેક અપયશ, બાદર સાધારણ યશ, બાદર સાધારણ અપયશ, સૂક્ષ્મ પ્રત્યેક અપયશ, અને સૂક્ષ્મ સાધારણ અપયશ. તથા બાદર વાયુકાયને વૈક્રિયશરીર કરતા તેની શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા થયા બાદ પરાઘાતનો ઉદય મેળવતા પણ પચીસનો ઉદય થાય છે. અહિં 'બાદર પર્યાપ્ત

પ્રત્યેક અપયશ' એ એકજ ભંગ થાય છે. સઘળા મળી પચીસના ઉદયના સાત વિકલ્પ થાય છે. ત્યાર બાદ પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય મેળવતા છવ્વીસનો ઉદય થાય છે. અહિં પણ પચીસના ઉદયમાં કહ્યા તેમ છ ભાંગા થાય છે. અથવા શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઈને આતપ કે કોઇને ઉદ્યોતનો ઉદય થઇ શકે છે. અહિં ઉદ્યોતના ઉદયયુક્ત છવ્વીસના ઉદયના ચાર અને આતપના ઉદયયુક્ત છવ્વીસના ઉદયના બે કુલ છ વિકલ્પ થાય છે. તે આ પ્રમાણે—બાદર પ્રત્યેક ઉદ્યોત યશ, બાદર પ્રત્યેક ઉદ્યોત અપયશ, બાદર સાધારણ ઉદ્યોત યશ, બાદર સાધારણ ઉદ્યોત અપયશ, બાદર પ્રત્યેક આતપ યશ, અને બાદર પ્રત્યેક આતપ અપયશ. ઉદ્યોતનો ઉદય બાદર પ્રત્યેક કે સાધારણને હોય છે, સૂક્ષ્મને હોતો નથી. અને આતપનો ઉદય બાદર પ્રત્યેકનેજ હોય છે. એટલે અનુક્રમે ચાર અને બેજ વિકલ્પ થઈ શકે છે. બાદર વાયુકાયને વૈક્રિય કરતા પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને પચીસના ઉદયમાં ઉચ્છ્વાસનો ઉદય મેળવતા છવ્વીસનો ઉદય થાય છે. અહિં પૂર્વવત્ એક જ ભંગ થાય છે. તેઉકાય વાયુકાયમાં આતપ ઉદ્યોત અને યશઃકીર્તિનો ઉદય હોતો નથી, એટલે તદાશ્રિત વિકલ્પો થતા નથી. સઘળા મળી છવ્વીસના ઉદયના તેર વિકલ્પ થાય છે. તથા પ્રાણાપાનપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છવાસના ઉદય સહિત છવ્વીસના ઉદયમાં આતપ કે ઉદ્યોતનો ઉદય મેળવતા સત્તાવીસ થાય છે. અહિં ઉદ્યોત કે આતપના ઉદયયુક્ત છવ્વીસના ઉદયમાં જેમ છ ભાંગા કહ્યા તેજ રીતે છ ભાંગા અહિં થાય છે. સઘળા મળી એકેન્દ્રિયને પોતાના પાંચ ઉદયસ્થાનમાં બેતાલીસ ભંગ થાય છે. ૮૦

**परघायसासआयवजुत्ता पणछक्कसत्तवीसा सा ।**
**संघयणअंगजुत्ता चउवीस छवीस मणुतिरिए ॥८१॥**

**पराघातोच्छ्वासातपयुक्ता पञ्चषट्सप्तविंशतिः सा ।**
**संहननाङ्गयुक्ता चतुर्विंशतिः षड्विंशतिर्मनुजतिर्यक्षु ॥८१॥**

અર્થ—પૂર્વોક્ત તે ચોવીસ અનુક્રમે પરાઘાત ઉચ્છવાસ અને આતપ યુક્ત કરીએ ત્યારે પચીસ છવ્વીસ અને સત્તાવીસ થાય છે. તથા પૂર્વોક્ત,

૧ સૂક્ષ્મ કે બાદર અપર્યાપ્તનામકર્મના ઉદયવાળા એકેન્દ્રિયને ૨૧-૨૪ બે ઉદય સ્થાન હોય છે. સૂક્ષ્મ પર્યાપ્તને ૨૧-૨૪-૨૫-૨૬ એ ચાર ઉદયસ્થાન હોય છે. તેઓને આતપ કે ઉદ્યોતનો ઉદય હોતો નથી. બાદર તેઉવાયુને પણ એજ ચાર ઉદયસ્થાનો હોય છે. ત્યાં ભાંગા યથાયોગ્યપણે સ્વયમેવ વિચારી લેવા. બેઇન્દ્રિયાદિ અપર્યાપ્તને પણ પોતાના ઉદયસ્થાનમાંથી શરૂઆતના બેજ ઉદયસ્થાનો હોય છે.

ચોવીસ સંઘયણ અને અંગોપાંગ યુક્ત કરીએ ત્યારે છવ્વીસ થાય છે. અને તે મનુષ્ય તથા તિર્યંચોમાં હોય છે.

ટીકાનુ૦—એંશીમી ગાથાની ટીકામાં પચીસ આદિ જે ઉદયસ્થાનો કહી ગયા તેને સૂત્રકાર પોતેજ કહે છે—ચોવીસના ઉદયમાં પરાઘાતનો ઉદય મેળવીએ એટલે પચીસ થાય છે. પચીસના ઉદયમાં ઉચ્છ્વાસનો ઉદય મેળવીએ એટલે છવ્વીસ થાય છે. તેમાં આતપનો ઉદય મેળવીએ એટલે સત્તાવીસ થાય છે. અહિં આતપનું ગ્રહણ ઉપલક્ષણ છે. તેથી ઉદ્યોત પણ ગ્રહણ કરવાનું છે. એટલે ઉદ્યોતનો ઉદય મેળવતા પણ સત્તાવીસનો ઉદય થાય છે. આતપ અને ઉદ્યોતનો ઉદય એક સાથે એક જીવને હોતો નથી.

જેઓને ઉદ્યોતનો ઉદય હોય છે તેઓને આતપનો ઉદય હોતો નથી,અને જેઓને આતપનો ઉદય હોય છે તેઓને ઉદ્યોતનો ઉદય હોતો નથી. ભવાંતરમાં જવાથી આરંભી સ્વયોગ્ય પર્યાપ્તિઓ પૂર્ણ કરે ત્યાં સુધીમાં જે ક્રમથી પ્રકૃતિઓનો ઉદય થાય છે તે અહિં બતાવેલ છે.

આ પ્રમાણે એકેન્દ્રિયોના ઉદયસ્થાનકો અને તેમાં થતા વિકલ્પો કહ્યા. હવે બેઇન્દ્રિયના ઉદયસ્થાનો અને તેમાં થતા વિકલ્પો કહે છે—બેઇન્દ્રિયોને ૨૧–૨૬–૨૮–૨૯–૩૦–૩૧ એમ છ ઉદયસ્થાનકો હોય છે. તેમાં પહેલા એકેન્દ્રિયોને જે એકવીશ પ્રકૃતિ કહી તેજ કેટલીએક પ્રકૃતિઓનો ફેરફાર કરી બેઇન્દ્રિયને કહેવી, તે આ—તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વી, બેઇન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્ત અપર્યાપ્તમાંથી એક, દુર્ભગ, અનાદેય, યશઃ અપયશકીર્ત્તિમાંથી એક, તૈજસ, કાર્મણ, અગુરૂલઘુ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને નિર્માણ. આ એકવીશ પ્રકૃતિનો ઉદય ભવાંતરમાં જતા બેઇન્દ્રિયોને હોય છે. અહિં ત્રણ ભાંગા થાય છે. તે આ પ્રમાણે—અપર્યાપ્ત નામના ઉદયવાળા બેઇન્દ્રિયને અપયશકીર્ત્તિ સાથે એક ભંગ અને પર્યાપ્ત નામના ઉદયવાળા બેઇન્દ્રિયને યશઃકીર્ત્તિ અને અપયશકીર્ત્તિ સાથે બે ભંગ કુલ ત્રણ ભંગ થાય છે. ત્યારબાદ શરીરસ્થ–ઉત્પત્તિ સ્થળે ઉત્પન્ન થયેલા બેઇન્દ્રિયને પૂર્વોક્ત એકવીશના ઉદયમાંથી આનુપૂર્વીનામ દૂર કરી તેમાં પ્રત્યેક ઉપઘાત ઔદારિકશરીર ઔદારિક અંગોપાંગ હુંડસંસ્થાન અને છેવટ્ઠુસંઘયણ છ મેળવતા છવ્વીસનો ઉદય થાય છે. અહિં પણ એકવીશના ઉદયની જેમ ત્રણ ભંગ થાય છે. એકેન્દ્રિયોને અંગોપાંગ અને સંઘયણનો ઉદય હોતો નથી, બેઇન્દ્રિયોને હોય છે. એટલે શરીરસ્થ એકેન્દ્રિયના ચોવીસના ઉદયમાં એ બે મેળવતા છવ્વીસનો ઉદય થાય છે. ત્યારબાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાત અને વિહાયોગતિ નામ મેળવીએ એટલે અઠ્ઠાવીશનો ઉદય થાય છે.

**परघायखगइजुत्ता अडवीसा गुणतीस सासेणं ।**
**तीसा सरेण सुज्जोव तित्थ तिरिमणुय इगतीसा ॥८२॥**

**पराघातखगतियुक्ताऽष्टाविंशतिरेकोनत्रिंशदुच्छ्वासेन ।**
**त्रिंशत्स्वरेण सोद्योततीर्था तिर्यग्मनुजेषु एकत्रिंशत् ॥८२॥**

અર્થ—પરાઘાત અને ખગતિ યુક્ત અઠ્ઠાવીશનો ઉદય થાય છે. ઉચ્છ્વાસ યુક્ત ઓગણત્રીસ, સ્વરયુક્ત ત્રીશ અને ઉદ્યોતયુક્ત એકત્રીશનો ઉદય થાય છે. તિર્યંચોમાં ઉદ્યોતના ઉદયયુક્ત એકત્રીશનો ઉદય થાય છે, અને મનુષ્યોમાં તીર્થંકરનામના ઉદયયુક્ત એકત્રીશનો ઉદય થાય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં જે છવ્વીસનો ઉદય કહ્યો તેમાં પરાઘાત અને અશુભ વિહાયોગતિ મેળવતા બેઇન્દ્રિયાદિ સઘળા તિર્યંચ અને મનુષ્યોને અઠ્ઠાવીશનો ઉદય થાય છે. (અહિં બેઇન્દ્રિયના ઉદયસ્થાનકો કહેવાના પ્રસંગે સામાન્યથી તિર્યંચ મનુષ્યોના જે ઉદયસ્થાનકો કહ્યા તે ગ્રંથ લાઘવ માટે કહ્યા છે.) આ અઠ્ઠાવીશના ઉદયમાં બેઇન્દ્રિયને યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિને ફેરવતા બેજ ભંગ થાય છે. અહિંથી સઘળા ઉદયસ્થાનકો પર્યાપ્ત નામના ઉદયવાળાને જ હોય છે, એટલે અપર્યાપ્તના ઉદયના ભંગ થતા નથી. ત્યાર બાદ પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિ એ બે પદના બે ભંગ થાય છે. અથવા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતનો ઉદય થાય છે, એટલે અઠ્ઠાવીશના ઉદયમાં ઉદ્યોતનો ઉદય મેળવતા પણ ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ બેજ ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયના ચાર ભંગ થાય છે. ત્યાબાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસ યુક્ત ઓગણત્રીશના ઉદયમાં સુસ્વર કે દુઃસ્વર બેમાંથી એકનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. અહિં સુસ્વર યશ, સુસ્વર અપયશ, દુઃસ્વર યશ અને દુઃસ્વર અપયશ એમ ચાર ભંગ થાય છે. અથવા સ્વરનો ઉદય થતા પહેલા ઉચ્છ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉદ્યોતનો ઉદય થાય છે. એટલે પણ તેને ત્રીશનો ઉદય થાય છે. અહિં યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિ સાથે બે ભંગ થાય છે. સઘળા મળી ત્રીશના ઉદયના છ ભંગ થાય છે. ત્યારબાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વર સહિત ત્રીશના ઉદયમાં ઉદ્યોતનો ઉદય મેળવતાં એકત્રીશનો ઉદય થાય છે. અહિં સુસ્વર યશ, સુસ્વર અપયશ, દુઃસ્વર યશ અને દુઃસ્વર અપયશ એમ સુસ્વર દુસ્વર યશ અપયશ સાથે ચાર ભંગ થાય છે. દરેક તિર્યંચોમાં એકત્રીશનો ઉદય ઉદ્યોત સાથે થાય છે, અને મનુષ્યમાં એકત્રીશનો ઉદય તીર્થંકરનામ સાથે થાય છે. બેઇન્દ્રિયના સઘળા ઉદયસ્થાનના સરવાળે બાવીસ ભાંગા થાય છે. એજ પ્રમાણે તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિયોને પણ છ છ ઉદયસ્થાન અને બાવીસ બાવીસ ભાંગાઓ કહેવા. માત્ર બેઇન્દ્રિયજાતિના સ્થાને તેઇન્દ્રિયોને તેઇન્દ્રિયજાતિ,

અને ચૌરિન્દ્રિયોને ચૌરિન્દ્રિયજાતિ કહેવી. આ પ્રમાણે વિકલેન્દ્રિયોને કુલ છાસઠ ભાંગા થાય છે.

હવે પ્રાકૃત-સામાન્ય તિર્યંચ પંચેન્દ્રિયોના ઉદયસ્થાનોનો વિચાર કરે છે- પ્રાકૃતતિર્યક્ પંચેન્દ્રિયોને છ ઉદયસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે—૨૧-૨૬-૨૮-૨૯-૩૦-૩૧. જો કે આ સઘળા ઉદયસ્થાનોને '**तिरिमणुय**' ગાથા ૮૧ એ પદ કહેતા સામાન્યથી કહ્યા છે, તો પણ શિષ્યોને સંમોહ ન થાય એટલા માટે વિશેષતઃ વિચાર કરે છે-તિર્યંચગતિ, તિર્યંચાનુપૂર્વી, પંચેન્દ્રિયજાતિ, ત્રસનામ, બાદરનામ, પર્યાપ્ત અપર્યાપ્તમાંહેથી એક, સુભગ દુર્ભગમાંથી એક, આદેય અનાદેયમાંથી એક, યશઃકીર્તિ અપયશકીર્તિમાંહેથી એક, તૈજસ, કાર્મણ, અગુરૂલઘુ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ; નિર્માણ અને વર્ણાદિ ચતુષ્ક. આ એકવીશ પ્રકૃતિઓનો ઉદય ભવાંતરમાં જતા તિર્યંચ પંચેન્દ્રિયોને હોય છે. અહિં નવ ભાંગા થાય છે. તેમાં પર્યાપ્ત નામના ઉદયવાળાને સુભગ દુર્ભગ આદેય અનાદેય અને યશ અપયશ સાથે આઠ ભાંગા થાય છે. અપર્યાપ્ત નામના ઉદયવાળાને દુર્ભગ અનાદેય અને અપયશ સાથે એક ભંગ થાય છે. અપર્યાપ્ત નામના ઉદયવાળાને પરાવર્ત્તમાન અપ્રશસ્ત પ્રકૃતિઓનોજ ઉદય હોય છે, એટલે તેનો એકજ ભંગ થાય છે. કેટલાક આચાર્ય મહારાજ એમ કહે છે કે-સુભગના ઉદયવાળાને આદેયનો અને દુર્ભગ નામના ઉદયવાળાને અનાદેયનો ઉદય અવશ્ય હોય છે, એટલે સુભગ આદેય અને દુર્ભગ અનાદેયનો સાથે જ ઉદય હોય છે. એટલે પર્યાપ્તાને સુભગ આદેય યુગલ અને દુર્ભગ અનાદેય યુગલને યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિ સાથે ફેરવતા ચાર ભાંગા થાય છે. અને અપર્યાપ્તાને એક ભંગ થાય છે. આ રીતે મતાંતરે કુલ પાંચ ભંગ થાય છે. હવે પછીના ઉદયસ્થાનોમાં પણ મતાંતરે ભંગની વિષમતા પોતાની બુદ્ધિવડે વિચારી લેવી. ત્યારબાદ શરીરસ્થને આનુપૂર્વીના ઉદય વિનાના વીશમાં ઔદારિક શરીર ઔદારિક અંગોપાંગ છ સંસ્થાનમાંથી એક સંસ્થાન, છ સંઘયણમાંથી એક સંઘયણ ઉપઘાત અને પ્રત્યેક એ છનો ઉદય ઉમેરતા છવ્વીસનો ઉદય થાય છે. અહિં ૨૮૯ ભાંગા થાય છે. તેમાં પર્યાપ્તાને છ સંઘયણ, છ સંસ્થાન, સુભગ દુર્ભગ, આદેય અનાદેય, અને યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિ સાથે ફેરવતા બસો અઠયાસી ભંગ થાય છે. અપર્યાપ્તાને પરાવર્ત્તમાન હુંડસંસ્થાન આદિ સઘળી પ્રકૃતિઓ અશુભ હોવાથી એકજ ભંગ થાય છે. મતાંતરે ૧૪૫ ભંગ થાય છે. તેજ છવ્વીસના ઉદયમાં શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા થવા બાદ પરાઘાત અને બે વિહાયોગતિમાંથી એક મેળવતા અટ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પહેલા પર્યાપ્તાને છવ્વીસના ઉદયના જે બસો અઠ્યાશી ભંગ કહ્યા તેને બે વિહાયોગતિ સાથે ગુણતા પાંચસો છોંતેર ભંગ થાય છે. અપર્યાપ્તાને અટ્ઠાવીશનો ઉદય હોતો નથી, એટલે આ ઉદયસ્થાનથી તેના ભાંગા થતા નથી. મતાંતરે બસો અઠ્યાશી

ભાંગા થાય છે. ત્યાર બાદ પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ પહેલાની જેમ પાંચસો છોંતેર ભંગ થાય છે. અથવા શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતનો ઉદય થવાથી પણ ઓગણત્રીશનો ઉદય થાય છે અહિં પણ પાંચસો અને છોંતેર ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયના અગીઆરસો અને બાવન ભાંગા થાય છે. મત્રાંતરે પાંચસો છોંતેર ભંગ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને સુસ્વર દુઃસ્વરમાંથી એકનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. અહિં ઉચ્છ્વાસ સાથે ઓગણત્રીશના ઉદયના જે પાંચસો છોંતેર ભાંગા કહ્યા તેને બે સ્વર સાથે ગુણતા અગીઆરસો અને બાવન ભાંગા થાય છે. અથવા પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વરનો ઉદય થતા પહેલા કોઈને ઉદ્યોતનો ઉદય થાય છે, એટલે તે મેળવતા પણ ત્રીશનો ઉદય થાય છે. અહિં પાંચસો અને છોંતેર ભંગ થાય છે. સઘળા મળી ત્રીશના ઉદયના સત્તરસો અઠ્ઠાવીશ ભાંગા થાય છે. મતાંતરે આઠસો ચોસઠ ભાંગા થાય છે. ત્યાર બાદ સ્વર સહિત ત્રીશના ઉદયમાં ઉદ્યોતનો ઉદય મેળવતા એકત્રીશનો ઉદય થાય છે. તેમાં સ્વર સહિત ત્રીશના ઉદયમાં જેમ અગીઆરસો બાવન ભાંગા કહ્યા તે જ અહિં પણ જાણવા. મતાંતરે પાંચસો છોંતેર સમજવા. આ પ્રમાણે પ્રાકૃત તિર્યંચ પંચેન્દ્રિયના ભાંગા કહ્યા. ૮૨

હવે વૈક્રિયશરીર કરતા તિર્યંચ પંચેન્દ્રિયોના ઉદયસ્થાનકો કહેવા જોઇએ. તેમાં સામાન્યતઃ સમાન સંખ્યા હોવાથી વૈક્રિયશરીર કરતા તિર્યંચો અને મનુષ્યોના તથા આહારકશરીર કરતા યતિના ઉદયસ્થાનકો કહે છે—

**तिरिउदय छव्वीसाइ संघयणविवज्जियाउ ते चेव।**
**उदया नरतिरियाणं विउव्वगाहारगजईणं ॥८३॥**

**तिर्यगुदयाः षड्विंशत्याद्याः संहननवर्जितास्ते चैव।**
**उदया नरतिरश्चां वैक्रियाहारकयतीनाम् ॥८३॥**

અર્થ—તિર્યંચોના છવ્વીસ આદિ જે ઉદયસ્થાનકો કહ્યા, સંઘયણ વિનાના તે સઘળા ઉદયસ્થાનકો વૈક્રિયશરીર કરતા તિર્યંચ અને મનુષ્યોને તથા આહારક શરીર કરતા યતિઓને હોય છે.

ટીકાનુ૦—તિર્યંચોને છવ્વીસ અટ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ રૂપ જે ઉદયસ્થાનકો કહ્યા, સંઘયણ નામકર્મ વિનાના તે સઘળા ઉદયસ્થાનકો ઉત્તરવૈક્રિયશરીરી તિર્યંચોને અને મનુષ્યોને તથા આહારકશરીરી યતિને હોય છે. અતિસંક્ષેપે કહેલી આ હકીકતનો વિસ્તારથી વિચાર કરે છે–વૈક્રિય અને

આહારકશરીર કરતા મનુષ્યોના ઉદયસ્થાનકો આગળ ઉપર કહેશે. અહિં ઉત્તર-વૈક્રિયશરીર કરતા તિર્યંચોના ઉદયસ્થાનકો કહે છે, તે પાંચ છે. તે આ–૨૫–૨૭–૨૮–૨૯–૩૦. વૈક્રિય અને આહારક શરીરની વિકુર્વણા [1]પર્યાપ્તાવસ્થામાંજ થાય છે. એટલે ભવાંતરમાં જતા સંભવતુ એકવીશનું ઉદયસ્થાન અહિં હોતું નથી. તથા વૈક્રિય અને આહારક શરીરમાં હાડકા નહિ હોવાથી હાડના બંધરૂપ સંઘયણ પણ હોતું નથી. એટલે સામાન્ય તિર્યંચોના જે છવ્વીસ આદિ ઉદયસ્થાનકો કહ્યા તે દરેકમાંથી સંઘયણ નામકર્મ દૂર કરતા ઉપર કહ્યા તે પચીસ આદિ પાંચ ઉદયસ્થાનકો થાય છે જે અહિં કહ્યા છે. તેમાં પચીસ પ્રકૃતિઓ આ પ્રમાણે–વૈક્રિયશરીર, વૈક્રિય અંગોપાંગ, સમચતુરસ્રસંસ્થાન, ઉપઘાત, પ્રત્યેક, તિર્યંચગતિ, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ દુર્ભગમાંથી એક, આદેય અનાદેયમાંથી એક, યશ અપયશમાંથી એક, તૈજસ, કાર્મણ, અગુરૂલઘુ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, વર્ણાદિ ચાર, અને નિર્માણ. અહિં સુભગ દુર્ભગ, આદેય અનાદેય, અને યશ અપયશ સાથે આઠ ભંગ થાય છે. તે આ પ્રમાણે—સુભગ આદેય યશ, સુભગ આદેય અપયશ, સુભગ અનાદેય યશ, સુભગ અનાદેય અપયશ, દુર્ભગ આદેય યશ, દુર્ભગ આદેય અપયશ, દુર્ભગ અનાદેય યશ, દુર્ભગ અનાદેય અપયશ. ત્યાર બાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાત અને પ્રશસ્ત વિહાયોગતિનો ઉદય મેળવતા સત્તાવીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ આઠ ભાંગા થાય છે. ત્યાર બાદ ઉચ્છવાસ પર્યાપ્તિએ પર્યાપ્તાને શ્વાસોચ્છ્વાસનો ઉદય મેળવતા અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ આઠ ભાંગા થાય છે. અથવા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છવાસનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતના ઉદયે પણ અઠ્ઠાવીસનો ઉદય થાય છે. તેમાં પણ પૂર્વવત્ આઠ ભંગ થાય છે. સઘળા મળી અઠ્ઠાવીશના ઉદયના સોળ ભંગ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસ સહિત અઠ્ઠાવીશના ઉદયમાં સુસ્વરનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. ( અહિં એ ખ્યાલમાં રાખવું કે ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઇને પણ સ્વરનો ઉદય થતો નથી. ) અહિં પણ પૂર્વવત્ આઠ ભંગ થાય છે. અથવા પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વરનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતનો ઉદય થાય છે, અને તેના ઉદયે પણ ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ આઠ ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયના સોળ ભંગ થાય છે. ત્યાર બાદ સુસ્વર સહિત ઓગણત્રીશના ઉદયમાં ઉદ્યોતનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વની જેમ આઠ ભંગ થાય છે. સઘળા મળી વૈક્રિય તિર્યંચના પાંચ ઉદ-

[1] વૈક્રિય અને આહારકશરીર કરતા પણ તે તે શરીરને યોગ્ય તમામ પ્રકારની વ્યવસ્થા માટે શરૂઆતના અંતર્મુહૂર્ત્તમાં પર્યાપ્તિઓ કરવી પડે છે.

યસ્થાનના છપ્પન ભંગ થાય છે. અને એકેન્દ્રિયાદિ સઘળા તિર્યંચોના સરવાળે ઓગણપચાસસો અને બાસઠ ભંગ થાય છે.

હવે મનુષ્યોમાં ઉદયસ્થાનકો કહેવા જોઇએ. અને તેને તિર્યંચપંચેન્દ્રિયો સાથેજ સામાન્યથી તો કહ્યા છે, પરંતુ હવે તેનો વિશેષથી વિચાર કરે છે— તેમાં સામાન્ય મનુષ્યોના ઉદયસ્થાનો પાંચ છે, અને તે આ–૨૧–૨૬–૨૮–૨૯–૩૦. તેમાં એકવીશ છવ્વીસ અને અટ્ઠાવીશ એ ત્રણ ઉદયસ્થાનકો જેમ તિર્યંચ પંચેન્દ્રિયોને કહ્યા, તેમ અહિં પણ સમજવા. માત્ર તિર્યંચગતિ આનુપૂર્વીના સ્થાને મનુષ્યગતિ આનુપૂર્વી કહેવા. ભાંગાઓ પણ તે જ પ્રમાણે કહેવા. ઓગણત્રીશ અને ત્રીશનો ઉદય પણ તિર્યંચોની જેમજ કહેવો. માત્ર ઉદ્યોતના ઉદયરહિત કહેવો. કેમકે મનુષ્યોમાં ઉદ્યોતનો ઉદય વૈક્રિય અને આહારકશરીરી સંયતને મૂકી અન્ય કોઈને હોતો નથી. તેથી તિર્યંચોના ઓગણત્રીશ અને ત્રીશના ઉદયના ભાંગામાંથી ઉદ્યોતના ઉદયે થતા ભાંગાઓ દૂર કરતા મનુષ્યોને ઓગણત્રીશના ઉદયે પાંચસો છોંતેર અને ત્રીશના ઉદયે અગીઆરસો બાવન ભંગ થાય છે. સઘળા મળી સામાન્ય મનુષ્યના છવ્વીસસો અને બે ભાંગા થાય છે.

વૈક્રિય મનુષ્યોના પાંચ ઉદયસ્થાનકો છે. તે આ—૨૫–૨૭–૨૮–૨૯–૩૦. તેમાં મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયશરીર, વૈક્રિય અંગોપાંગ, સમચતુરસ્રસંસ્થાન, ઉપઘાત, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સુભગ દુર્ભગમાંથી એક, આદેય અનાદેયમાંથી એક, યશકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરૂલઘુ અને નિર્માણ. આ રીતે પચીસનો ઉદય હોય છે. અહિં સુભગ દુર્ભગ આદેય અનાદેય અને યશ અપયશને ફેરવતા આઠ ભાંગા થાય છે. દેશવિરત શ્રાવકો અને સર્વવિરત મુનિઓને દુર્ભગ અનાદેય અને અપયશકીર્ત્તિનો ગુણપ્રત્યયેજ ઉદય હોતો નથી. એટલે તેઓને વૈક્રિયશરીર કરતા સુભગ આદેય અને યશ:કીર્ત્તિનોજ ઉદય હોવાથી સર્વપ્રશસ્ત એકજ ભંગ થાય છે. ત્યારબાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા તેઓને પરાઘાત અને પ્રશસ્તવિહાયોગતિનો ઉદય થાય છે, તેથી તે બે પ્રકૃતિનો ઉદય મેળવતા સત્તાવીસનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ આઠ ભંગ થાય છે. ત્યાર પછી પ્રાણાપાન પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ ઉચ્છ્વાસનામનો ઉદય થાય છે. એટલે તેનો ઉદય વધારતા અટ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વની જેમ આઠ ભંગ થાય છે. અથવા સંયતને ઉત્તરવૈક્રિય કરતા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઈને ઉદ્યોતનો ઉદય થાય છે, એટલે તેનો ઉદય વધારતા પણ અઠ્ઠાવીસનો ઉદય થાય છે. અહિં એકજ ભંગ થાય છે. કારણકે સંયતને દુર્ભગ અનાદેય અને અપયશનો ઉદય હોતો નથી. સઘળા મળી અટ્ઠાવીશના ઉદયે નવ

ભંગ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસ સહિત અટ્ઠાવીસના ઉદયમાં સુસ્વરનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ આઠ ભંગ થાય છે. અથવા સંયતને સ્વરનો ઉદય થતા પહેલા ઉદ્યોતનો ઉદય થતા પણ ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પૂર્વવત્ એકજ ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયે નવ ભાંગા થાય છે. સ્વરસહિત ઓગણત્રીશના ઉદયમાં સંયતને ઉદ્યોતનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. આ ત્રીસના ઉદયમાં સંયતને સઘળી પ્રશસ્ત પ્રકૃતિઓનોજ ઉદય હોવાથી એક જ ભંગ થાય છે. સઘળા મળી વૈક્રિય મનુષ્યને પાંચ ઉદયસ્થાનના પાંત્રીશ ભાંગા થાય છે.

આહારક સંયતને પાંચ ઉદયસ્થાનો હોય છે. તે આ ૨૫–૨૭–૨૮–૨૯–૩૦. તેમાં આહારકશરીર આહારકઅંગોપાંગ સમચતુરસ્રસંસ્થાન ઉપઘાત પ્રત્યેક મનુષ્યગતિ પંચેન્દ્રિયજાતિ ત્રસ બાદર પર્યાપ્ત સુભગ આદેય યશઃકીર્ત્તિ તૈજસ કાર્મણ વર્ણાદિચતુષ્ક અગુરૂલઘુ સ્થિરાસ્થિર શુભાશુભ અને નિર્માણ. આ રીતે પચીસનો ઉદય હોય છે. અહિં સઘળી પ્રકૃતિઓ પ્રશસ્ત હોવાથી એકજ ભંગ થાય છે. કેમકે આહારકસંયતને દુર્ભગ અનાદેય અને અપયશનો ઉદય હોતોજ નથી. ત્યારબાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાત અને પ્રશસ્તવિહાયોગતિનો ઉદય વધારતા સત્તાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. ત્યાર બાદ પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય મેળવતા અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. અથવા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતનો ઉદય થાય છે. એટલે તે મેળવતા પણ અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. કુલ અઠ્ઠાવીશના ઉદયે બે ભંગ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસના ઉદય યુક્ત અઠ્ઠાવીશના ઉદયમાં સ્વરનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં ભંગ એકજ થાય છે. અથવા પ્રાણાપાનપર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વરનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતનો ઉદય થવાથી પણ ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયના બે વિકલ્પ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વર સહિત ઓગણત્રીશના ઉદયમાં ઉદ્યોતનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. ભંગ એકજ થાય છે. સઘળા મળી આહારકશરીરના પાંચ ઉદયસ્થાનના સાત ભંગ થાય[1] છે. ૮૩

૧ સંમૂચ્છિંમ મનુષ્યને એકવીશ અને છવ્વીસ બેજ ઉદયસ્થાનો હોય છે. તેમાં પરાવર્ત્તમાન સઘળી પ્રકૃતિઓ અશુભ હોવાથી અનેક વિકલ્પો થતા નથી. પરંતુ એક એકજ ભંગ થાય છે.

યસ્થાનના છપ્પન ભંગ થાય છે. અને એકેન્દ્રિયાદિ સઘળા તિર્યંચોના સરવાળે ઓગણપચાસસો અને બાસઠ ભંગ થાય છે.

હવે મનુષ્યોમાં ઉદયસ્થાનકો કહેવા જોઇએ. અને તેને તિર્યંચપંચેન્દ્રિયો સાથેજ સામાન્યથી તો કહ્યા છે, પરંતુ હવે તેનો વિશેષથી વિચાર કરે છે— તેમાં સામાન્ય મનુષ્યોના ઉદયસ્થાનો પાંચ છે, અને તે આ–૨૧–૨૬–૨૮–૨૯–૩૦. તેમાં એકવીશ છવ્વીસ અને અટ્ઠાવીશ એ ત્રણ ઉદયસ્થાનકો જેમ તિર્યંચ પંચેન્દ્રિયોને કહ્યા, તેમ અહિં પણ સમજવા. માત્ર તિર્યંચગતિ આનુપૂર્વીના સ્થાને મનુષ્યગતિ આનુપૂર્વી કહેવા. ભાંગાઓ પણ તે જ પ્રમાણે કહેવા. ઓગણત્રીશ અને ત્રીશનો ઉદય પણ તિર્યંચોની જેમજ કહેવો. માત્ર ઉદ્યોતના ઉદયરહિત કહેવો. કેમકે મનુષ્યોમાં ઉદ્યોતનો ઉદય વૈક્રિય અને આહારકશરીરી સંયતને મૂકી અન્ય કોઈને હોતો નથી. તેથી તિર્યંચોના ઓગણત્રીશ અને ત્રીશના ઉદયના ભાંગામાંથી ઉદ્યોતના ઉદયે થતા ભાંગાઓ દૂર કરતા મનુષ્યોને ઓગણત્રીશના ઉદયે પાંચસો છોંતેર અને ત્રીશના ઉદયે અગીઆરસો બાવન ભંગ થાય છે. સઘળા મળી સામાન્ય મનુષ્યના છવ્વીસસો અને બે ભાંગા થાય છે.

વૈક્રિય મનુષ્યોના પાંચ ઉદયસ્થાનકો છે. તે આ—૨૫–૨૭–૨૮–૨૯–૩૦. તેમાં મનુષ્યગતિ, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયશરીર, વૈક્રિય અંગોપાંગ, સમચતુરસ્રસંસ્થાન, ઉપઘાત, ત્રસ, બાદર, પર્યાપ્ત, પ્રત્યેક, સુભગ દુર્ભગમાંથી એક, આદેય અનાદેયમાંથી એક, યશકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, તૈજસ, કાર્મણ, વર્ણાદિ ચતુષ્ક, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, અગુરૂલઘુ અને નિર્માણ. આ રીતે પચીસનો ઉદય હોય છે. અહિં સુભગ દુર્ભગ આદેય અનાદેય અને યશ અપયશને ફેરવતા આઠ ભાંગા થાય છે. દેશવિરત શ્રાવકો અને સર્વવિરત મુનિઓને દુર્ભગ અનાદેય અને અપયશકીર્ત્તિનો ગુણપ્રત્યયેજ ઉદય હોતો નથી. એટલે તેઓને વૈક્રિયશરીર કરતા સુભગ આદેય અને યશઃકીર્ત્તિનોજ ઉદય હોવાથી સર્વપ્રશસ્ત એકજ ભંગ થાય છે. ત્યારબાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા તેઓને પરાઘાત અને પ્રશસ્તવિહાયોગતિનો ઉદય થાય છે, તેથી તે બે પ્રકૃતિનો ઉદય મેળવતા સત્તાવીસનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ આઠ ભંગ થાય છે. ત્યાર પછી પ્રાણાપાન પર્યાપ્તિ પૂર્ણ થયા બાદ ઉચ્છ્વાસનામનો ઉદય થાય છે. એટલે તેનો ઉદય વધારતા અટ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વની જેમ આઠ ભંગ થાય છે. અથવા સંયતને ઉત્તરવૈક્રિય કરતા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઈને ઉદ્યોતનો ઉદય થાય છે, એટલે તેનો ઉદય વધારતા પણ અઠ્ઠાવીસનો ઉદય થાય છે. અહિં એકજ ભંગ થાય છે. કારણકે સંયતને દુર્ભગ અનાદેય અને અપયશનો ઉદય હોતો નથી. સઘળા મળી અટ્ઠાવીશના ઉદયે નવ

ભંગ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસ સહિત અટ્ઠાવીસના ઉદયમાં સુસ્વરનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વવત્ આઠ ભંગ થાય છે. અથવા સંયતને સ્વરનો ઉદય થતા પહેલા ઉદ્યોતનો ઉદય થતા પણ ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પૂર્વવત્ એકજ ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયે નવ ભાંગા થાય છે. સ્વરસહિત ઓગણત્રીશના ઉદયમાં સંયતને ઉદ્યોતનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. આ ત્રીસના ઉદયમાં સંયતને સઘળી પ્રશસ્ત પ્રકૃતિઓનોજ ઉદય હોવાથી એક જ ભંગ થાય છે. સઘળા મળી વૈક્રિય મનુષ્યને પાંચ ઉદયસ્થાનના પાંત્રીશ ભાંગા થાય છે.

આહારક સંયતને પાંચ ઉદયસ્થાનો હોય છે. તે આ ૨૫-૨૭-૨૮-૨૯-૩૦. તેમાં આહારકશરીર આહારકઅંગોપાંગ સમચતુરસ્રસંસ્થાન ઉપઘાત પ્રત્યેક મનુષ્યગતિ પંચેન્દ્રિયજાતિ ત્રસ બાદર પર્યાપ્ત સુભગ આદેય યશ:કીર્ત્તિ તૈજસ કાર્મણ વર્ણાદિચતુષ્ક અગુરૂલઘુ સ્થિરાસ્થિર શુભાશુભ અને નિર્માણ. આ રીતે પચીસનો ઉદય હોય છે. અહિં સઘળી પ્રકૃતિઓ પ્રશસ્ત હોવાથી એકજ ભંગ થાય છે. કેમકે આહારકસંયતને દુર્ભગ અનાદેય અને અપયશનો ઉદય હોતોજ નથી. ત્યારબાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાત અને પ્રશસ્તવિહાયોગતિનો ઉદય વધારતા સત્તાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. ત્યાર બાદ પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય મેળવતા અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. અથવા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતનો ઉદય થાય છે. એટલે તે મેળવતા પણ અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. કુલ અઠ્ઠાવીશના ઉદયે બે ભંગ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસના ઉદય યુક્ત અઠ્ઠાવીશના ઉદયમાં સ્વરનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં ભંગ એકજ થાય છે. અથવા પ્રાણાપાનપર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વરનો ઉદય થતા પહેલા કોઇને ઉદ્યોતનો ઉદય થવાથી પણ ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયના બે વિકલ્પ થાય છે. ત્યાર બાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વર સહિત ઓગણત્રીશના ઉદયમાં ઉદ્યોતનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. ભંગ એકજ થાય છે. સઘળા મળી આહારકશરીરના પાંચ ઉદયસ્થાનના સાત ભંગ થાય[1] છે. ૮૩

---

૧ સંમૂર્ચ્છિમ મનુષ્યને એકવીશ અને છવ્વીસ બેજ ઉદયસ્થાનો હોય છે. તેમાં પરાવર્ત્તમાન સઘળી પ્રકૃતિઓ અશુભ હોવાથી અનેક વિકલ્પો થતા નથી. પરંતુ એક એકજ ભંગ થાય છે.

આ પ્રમાણે મનુષ્યોના ઉદયસ્થાનકો કહ્યા, હવે દેવોના કહે છે.—

**देवाणं सव्वेवि हु ते एव विगलोद्या असंघयणा।**
**संघयणुज्जोयविवज्जिया उ ते नारएसु पुणो ॥८४॥**

**देवानां सर्व्वेऽपि हु त एव विकलोदया असंहननाः।**
**संहननोद्योतविवर्जितास्तु ते नारकेषु पुनः ॥८४॥**

અર્થ—સંઘયણ વિનાના વિકલેન્દ્રિયના સઘળા ઉદયસ્થાનકો દેવોને હોય છે, તથા સંઘયણ અને ઉદ્યોતના ઉદય વિનાના સઘળા નારકીઓને હોય છે:

ટીકાનુ૦—વિકલેન્દ્રિયને એકવીશ આદિ જે છ ઉદયસ્થાનકો પહેલા કહી ગયા છે, તેજ સઘળા ઉદયસ્થાનકો સંઘયણના ઉદય વિનાના દેવોને હોય છે. દેવોને હાડકા નહિ હોવાથી સંઘયણનો ઉદય હોતો નથી. માત્ર દેવગતિઆશ્રયી વિકલેન્દ્રિયના ઉદયસ્થાનકો કહેતા કેટલી એક પ્રકૃતિઓનો ફેરફાર સ્વયં કરી લેવો. તેમાં પ્રકૃતિઓનો ફેરફાર કરતા એકવીશ પ્રકૃતિ આ પ્રમાણે થાય છે—દેવગતિ, દેવાનુપૂર્વી, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, સુભગ દુર્ભગમાંથી એક, આદેય અનાદેયમાંથી એક, યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિમાંથી એક, તૈજસ, કાર્મણ, અગુરૂલઘુ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, વર્ણાદિ ચતુષ્ક અને નિર્માણ. એ એકવીશના ઉદયના સુભગ દુર્ભગ આદેય અનાદેય અને યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિ પદના આઠ વિકલ્પ થાય છે. દુર્ભગ અનાદેય અને અપયશકીર્ત્તિનો ઉદય પિશાચાદિને હોય છે. ત્યાર બાદ શરીરસ્થ દેવને દેવાનુપૂર્વી દૂર કરતા અને વૈક્રિયશરીર વૈક્રિય અંગોપાંગ ઉપઘાત પ્રત્યેક અને સમચતુરસ્રનો ઉદય મેળવતા પચીસ પ્રકૃતિઓનો ઉદય થાય છે. અહિં પણ તેજ આઠ ભંગ થાય છે. ત્યાર બાદ શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાત અને પ્રશસ્તવિહાયોગતિનો ઉદય મેળવતા સત્તાવીશનો ઉદય થાય છે. અહિં પણ તેજ આઠ ભંગ થાય છે. દેવોને અપ્રશસ્તવિહાયોગતિનો ઉદય નહિ હોવાથી તદાશ્રિત વિકલ્પો થતા નથી. ત્યારબાદ ઉચ્છ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્તાને શ્વાસોચ્છ્વાસનો ઉદય વધારતા અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ તેજ આઠ ભાંગા થાય છે. અથવા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા કોઇને [1]ઉદ્યોતનો ઉદય થાય છે, એટલે તેનો ઉદય મેળવતા પણ અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ આઠ ભંગ થાય છે. સઘળા મળી અઠ્ઠાવીશના ઉદયના સોળ ભાંગા થાય છે. ત્યારબાદ ભાષાપર્યાપ્તિએ પર્યા-

૧ અહિં એ ખ્યાલમાં રાખવું કે દેવોને અપર્યાપ્તાવસ્થામાં ઉદ્યોતનો ઉદય થતો નથી, પરંતુ પર્યાપ્તાવસ્થામાં મૂળ શરીરથી બીજુ વૈક્રિયશરીર કરે ત્યારે તેની શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા પછી ઉદ્યોતનો ઉદય થઈ શકે છે.

પ્તાને સુસ્વરનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ આઠ ભાંગા થાય છે. દેવોને દુઃસ્વરનો ઉદય હોતો નથી, માટે તત્સંબંધી વિકલ્પો થતા નથી. અથવા પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને સ્વરનો ઉદય થતા પહેલા ઉદ્યોતનો ઉદય થવાથી પણ ઓગણત્રીશનો ઉદય થાય છે. ત્યાં પણ તેજ આઠ ભાંગા થાય છે. દેવોને ઉદ્યોતનો ઉદય ઉત્તરવૈક્રિય કરતા હોય છે. સઘળા મળી ઓગણત્રીશના ઉદયના સોળ ભાંગા થાય છે. ત્યારબાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને સુસ્વર યુક્ત ઓગણત્રીશના ઉદયમાં ઉદ્યોતનો ઉદય મેળવતા ત્રીશનો ઉદય થાય છે. અહિં તેજ આઠ ભંગ થાય છે. સઘળા મળી દેવોને છ ઉદયસ્થાનકના ચોસઠ ભાંગા થાય છે. આ પ્રમાણે દેવોના ઉદયસ્થાનકો કહ્યા.

હવે નારકોના ઉદયસ્થાનકો કહે છે–વિકલેન્દ્રિયને એકવીશ આદિ જે છ ઉદયસ્થાનકો પહેલા કહ્યા છે તેજ સઘળા સંઘયણ અને ઉદ્યોતના ઉદય વિનાના નારકીઓને હોય છે. નારકીઓને હાડકાના અભાવે સંઘયણ હોતું નથી, તેમજ અત્યંત પાપના ઉદયવાળા તેઓને ઉદ્યોતનો ઉદય પણ હોતો નથી, એટલે વિકલેન્દ્રિયના ઉદયસ્થાનકોમાંથી તે બે પ્રકૃતિનો ઉદય દૂર કરવાનું કહ્યું છે. માત્ર નારકીના ઉદયસ્થાનકો કહેતા નરકગતિને અનુસરી પ્રકૃતિઓમાં ફેર બદલ કરી લેવો. ફેરબદલ કરતા એકવીશ પ્રકૃતિ આ પ્રમાણે થાય છે.–નરકગતિ, નરકાનુપૂર્વી, પંચેન્દ્રિયજાતિ, ત્રસ, બાદર, પર્યાપ્ત, દુર્ભગ, અનાદેય, અપયશ, વર્ણાદિ ચતુષ્ક, અગુરુલઘુ, સ્થિર, અસ્થિર, શુભ, અશુભ, તૈજસ, કાર્મણ અને નિર્માણ. અહિં સઘળી પ્રકૃતિઓ અશુભ હોવાથી એકજ ભંગ થાય છે. ત્યારબાદ શરીરસ્થને એકવીશના ઉદયમાંથી આનુપૂર્વીનામ દૂર કરતા, અને વૈક્રિયશરીર, વૈક્રિય અંગોપાંગ પ્રત્યેક, ઉપઘાત અને હુંડસંસ્થાન એ પાંચ પ્રકૃતિઓનો ઉદય મેળવતા પચીસનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. ત્યાર બાદ શરીર પર્યાપ્તિએ પર્યાપ્તા તેઓને પરાઘાત અને અપ્રશસ્તવિહાયોગતિનો ઉદય વધારતા સત્તાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. ત્યારબાદ ઉચ્છ્વાસ પર્યાપ્તિએ પર્યાપ્તો થયા પછી શ્વાસોચ્છ્વાસનો ઉદય મેળવતા અઠ્ઠાવીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. ત્યારબાદ ભાષાપર્યાપ્તિએ પર્યાપ્તાને દુઃસ્વરનો ઉદય મેળવતા ઓગણત્રીશનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. સઘળા મળી નારકીના પાંચ ઉદયસ્થાનના પાંચજ ભંગ થાય છે. આ પ્રમાણે નરકગતિમાં ઉદયસ્થાનકો કહ્યા. ૮૪

**तसबायरपज्जत्तं सुभगाएज्जं पंचिंदिमणुयगई ।**
**जसकीत्तितित्थयरं अजोगिजिण अट्ठगं नवगं ॥८५॥**

त्रसबादरपर्याप्तानि सुभगादेयं पञ्चेन्द्रिय (जातिः) मनुजगतिः ।
यशःकीर्त्तिः तीर्थकरं अयोगिजिनयोरष्टकं नवकम् ॥८५॥

અર્થ—ત્રસ બાદર પર્યાપ્ત સુભગ આદેય પંચેન્દ્રિય જાતિ મનુષ્યગતિ અને યશઃકીર્ત્તિ એ આઠ સામાન્ય અયોગિકેવલિને, અને તીર્થંકરનામ યુક્ત નવ તીર્થંકર અયોગિકેવલિને ઉદયમાં હોય છે.

ટીકાનુ૦—હવે કેવલી ભગવાનના ઉદયસ્થાનકો કહેવા જોઇએ. તે દશ છે, તે આ પ્રમાણે-આઠ, નવ, વીશ, એકવીશ, છવ્વીશ, સત્તાવીશ, અઠ્ઠાવીશ, ઓગણત્રીશ, ત્રીશ અને એકત્રીશ. તેમાં પહેલા આઠ અને નવના ઉદયસ્થાનનું પતિપાદન કરે છે. તેમાં આઠ પ્રકૃતિઓ આ પ્રમાણે-ત્રસ, બાદર, પર્યાપ્ત, સૌભાગ્ય, આદેય, યશઃકીર્ત્તિ, પંચેન્દ્રિયજાતિ, અને મનુષ્યગતિ. આ આઠ પ્રકૃતિઓનો ઉદય અયોગિ ગુણસ્થાનકે સામાન્ય કેવલિઓને હોય છે. આ આઠના ઉદયનો એક જ ભંગ થાય છે. તીર્થંકર ભગવંતને અયોગિ કેવલિ ગુણસ્થાનકે તીર્થંકર નામનો પણ ઉદય હોય છે, એટલે પૂર્વોક્ત આઠમાં તેનો ઉદય મેળવતા નવનો ઉદય થાય છે. તેનો પણ એકજ ભંગ થાય છે. આ પ્રમાણે આઠ અને નવનો ઉદય અયોગિકેવલિ ગુણસ્થાનકે અનુક્રમે સામાન્યકેવલિ અને તીર્થંકર ભગવાનને હોય છે. ॥૮૫॥

હવે કેવળી ભગવાનના વીશ અને એકવીશના ઉદયનું પ્રતિપાદના કરતા કહે છે—

निच्चोदयपगइजुआ चरिमुदया केवलीसमुग्घाए ।
संठाणेसुं सव्वेसु होंति दुसरावि केवलिणो ॥८६॥

नित्योदयप्रकृतियुक्तौ चरमोदयौ केवलिसमुद्घाते ।
संस्थानेषु सर्व्वेषु भवन्ति दुःस्वरा अपि केवलिनः ॥८६॥

અર્થ—ધ્રુવોદયી પ્રકૃતિ યુક્ત અનન્તરોકત બે ઉદયસ્થાનકો કેવલિ સમુદ્ઘાતમાં હોય છે. કેવલિ ભગવંતો સઘળા સંસ્થાનમાં-સંસ્થાનવાળા હોય છે, તેમજ દુસ્વરના ઉદયવાળા પણ હોય છે.

ટીકાનુ૦—અયોગિ ગુણસ્થાનકે આઠ અને નવરૂપ જે બે ઉદયસ્થાનકો ઉપરની ગાથામાં કહ્યા, તે જ બે ઉદયસ્થાનોમાં ધ્રુવોદયી—તૈજસ કાર્મણ વર્ણાદિ ચતુષ્ક સ્થિર અસ્થિર શુભ અશુભ અગુરૂલઘુ અને નિર્માણરૂપ બાર પ્રકૃતિઓ મેળવતા વીશ અને એકવીશ એમ બે ઉદયસ્થાન થાય. તે આ પ્રમાણે-પૂર્વોક્ત આઠ પ્રકૃતિના ઉદયમાં બાર મેળવતા વીશનું ઉદયસ્થાન થાય, અને નવના ઉદયમાં

બાર મેળવતા એકવીશનું ઉદયસ્થાન થાય. આ બે ઉદયસ્થાનો કેવલિ સમુદ્દ્ઘાતમાં કાર્મણ કાયયોગે વર્ત્તતા ત્રીજે ચોથે અને પાંચમે સમયે હોય છે. તેમાં વીશનું ઉદયસ્થાન સામાન્યકેવલિ મહારાજને અને એકવીશનું ઉદયસ્થાન તીર્થંકર ભગવાનને હોય છે. બંને ઉદયસ્થાનોમાં ભંગ એક એકજ થાય છે. કારણ કે કોઈ ફેરવવા લાયક પ્રકૃતિ નથી.

હવે જે ઉદયસ્થાનો કહેવાના છે, તેમાં થતા ભાંગા સૂચવવા સામાન્ય કેવલીને જેટલા સંસ્થાન અને સ્વરનો સંભવ હોય તેનું પ્રતિપાદન કરતા કહે છે- સામાન્ય કેવલિઓ સઘળા સંસ્થાનોમાં હોય છે, એટલે કે સામાન્ય કેવલિઓને સઘળા સંસ્થાનો સંભવે છે. તથા તેઓ દુઃસ્વરવાળા પણ હોય છે, अपि શબ્દથી સુસ્વરવાળા પણ હોય છે, અર્થાત્ તેઓને દુઃસ્વરનો ઉદય હોય છે, તેમજ સુસ્વરનો ઉદય પણ હોય છે. અને તીર્થંકર ભગવાનને તો એક સમચતુરસ્રસંસ્થાન અને સુસ્વરનોજ ઉદય હોય છે. ॥૮૬॥

હવે છવ્વીસ અને સત્તાવીસના ઉદયનું પ્રતિપાદન કરતા કહે છે—

**पत्तेउवघायउरालदु छ य संठाण पढमसंघयणा ।**
**छूढे छसत्तवीसा पुव्वुत्ता सेसया उदया ॥८७॥**

**प्रत्येकोपघातोरालद्विके षट्सु च संस्थानेषु प्रथमसंहनने ।**
**क्षिप्तेषु षड्सप्तविंशती पूर्वोक्ताः शेषा उदयाः ॥८७॥**

અર્થ—પૂર્વોક્ત વીશ અને એકવીશના ઉદયમાં પ્રત્યેક ઉપઘાત ઉરાલદ્વિક છ સંસ્થાનમાંથી એક સંસ્થાન અને પ્રથમ સંઘયણનો પ્રક્ષેપ કરતા છવ્વીસ અને સત્તાવીસ એમ બે ઉદયસ્થાન થાય છે. શેષ ઉદયો પૂર્વે કહ્યા તે જ સમજવા.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં કહેલ વીશના ઉદયમાં પ્રત્યેક ઉપઘાત ઔદારિકદ્વિક છ સંસ્થાનમાંથી એક સંસ્થાન અને પ્રથમ સંઘયણ એમ છ પ્રકૃતિઓનો પ્રક્ષેપ કરતા છવ્વીસ થાય છે. આ છવ્વીસ પ્રકૃતિનું ઉદયસ્થાન કેવલીસમુદ્દ્ઘાતમાં બીજે છઠ્ઠે અને સાતમે સમયે વર્ત્તમાન ઔદારિક મિશ્રયોગી સામાન્ય કેવલી મહારાજને હોય છે. અહિં છ સંસ્થાનના છ ભંગ થાય છે. તથા તીર્થંકર ભગવંતના એકવીશના ઉદયમાં પ્રત્યેક આદિ છ પ્રકૃતિઓ મેળવતા સત્તાવીશ થાય છે. આ સત્તાવીશનો ઉદય સમુદ્દ્ઘાતમાં બીજે છઠ્ઠે અને સાતમે સમયે વર્ત્તમાન ઔદારિક મિશ્રયોગી તીર્થંકર ભગવાનને હોય છે. તીર્થંકર ભગવાનને સમચતુરસ્ર સંસ્થાનનોજ ઉદય હોવાથી અહિં એકજ ભંગ થાય છે. શેષ

અઠ્ઠાવીશ આદિ ઉદયસ્થાનકો 'पराघाय खगइजुत्ता अडवीसे' ઈત્યાદિ પદવડે પૂર્વે કહ્યા તેજ અહિં સમજવા. તે આ પ્રમાણે–અનન્તરોક્ત છવ્વીસનો ઉદય પરાઘાત અને અન્યતર વિહાયોગતિ યુક્ત થાય ત્યારે અઠ્ઠાવીશ થાય છે. આ અઠ્ઠાવીશનું ઉદયસ્થાન જેમણે સ્વર અને ઉચ્છ્વાસનો રોધ કર્યો છે તેવા સામાન્ય કેવલી મહારાજને હોય છે. અહિં છ સંસ્થાનને બે વિહાયોગતિ સાથે ફેરવતા બાર ભંગ થાય છે. તેજ અઠ્ઠાવીશ તીર્થંકરનામ યુક્ત ઓગણત્રીશ થાય છે. આ ઓગણત્રીશનો ઉદય જેમણે સ્વર અને ઉચ્છ્વાસનો રોધ કર્યો છે, તેવા તીર્થંકર ભગવંતને હોય છે. તીર્થંકર ભગવાનને અશુભ સંસ્થાન અને અશુભ વિહાયોગતિનો ઉદય નહિ હોવાથી એકજ ભંગ થાય છે. અનંતરોક્ત સામાન્યકેવલી સંબંધી અટ્ઠાવીશ ઉચ્છ્વાસ યુક્ત ઓગણત્રીશ થાય છે. અને તીર્થંકર સંબંધી ઓગણત્રીશ ઉચ્છ્વાસ યુક્ત ત્રીશ થાય છે. આ બંને ઉદયસ્થાનકો જેમણે સ્વરનો રોધ કર્યો છે, તેવા સામાન્યકેવલી અને તીર્થંકર ભગવાનને અનુક્રમે હોય છે. તેમાં ઓગણત્રીશના ઉદયના છ સંસ્થાનને વિહાયોગતિ સાથે ફેરવતા બાર ભંગ થાય છે. અને ત્રીશના ઉદયનો પૂર્વવત માત્ર એકજ ભંગ થાય છે. તથા સામાન્ય કેવલીસંબંધી ઓગણત્રીશ સ્વરયુક્ત થતા ત્રીશ થાય છે, અને તીર્થંકર સંબંધી ત્રીશ સ્વર યુક્ત થતા એકત્રીશનું ઉદયસ્થાન થાય છે. આ બંને ઉદયસ્થાનો જેમણે નથી તો સમુદ્ઘાત કરવાનો આરંભ કર્યો કે નથી તો યોગના રોધ કરવાનો આરંભ કર્યો તેવા સામાન્ય કેવલી અને તીર્થંકર ભગવાનને અનુક્રમે હોય છે. તેમાં ત્રીશના ઉદયના છ સંસ્થાન બે વિહાયોગતિ અને બે સ્વરને ફેરવતા ચોવીસ ભંગ થાય છે. અને એકત્રીશના ઉદયનો પૂર્વવત્ માત્ર એકજ ભંગ થાય છે. કારણકે તીર્થંકર ભગવાનને પ્રથમ સંસ્થાન શુભવિહાયોગતિ અને સુસ્વરરૂપ પ્રશસ્ત પ્રકૃતિઓજ ઉદયમાં હોય છે. સઘળા મળી સામાન્ય સયોગિ કેવલી અને તીર્થંકર સયોગિ કેવલિના બાસઠ ભાંગા થાય છે. પરંતુ તેમાંથી સામાન્યકેવલિના છવ્વીસના ઉદયના છ, અઠ્ઠાવીશના ઉદયના બાર, ઓગણત્રીશના ઉદયના બાર, અને ત્રીશના ઉદયના ચોવીસ કુલ ચોપન ભાંગા સામાન્ય મનુષ્યના ઉદયસ્થાનોમાં પણ સંભવે છે, એટલે તેને જુદા ગણ્યા નથી. બાકીના આઠના ઉદયનો એક, નવના ઉદયનો એક, વીસના ઉદયનો એક, એકવીશના ઉદયનો એક, સત્તાવીશના ઉદયનો એક, ઓગણત્રીશના ઉદયનો એક, ત્રીશના ઉદયનો એક અને એકત્રીશના ઉદયનો એક કુલ આઠ ઉદયના ભાંગાઓ કે જે સામાન્ય મનુષ્યના ઉદયસ્થાનોમાં ગણાયા નથી તેજ પરમાર્થથી વિશેષ ભાંગાઓ તરીકે ગણવાના છે. આ વિશેષ આઠ ભાંગામાંના વીશ અને આઠ એ બે ઉદયના બે ભંગ સામાન્યકેવલિના અને શેષ છ ભંગ તીર્થંકર ભગવાનના છે. ૮૭

ઉપર કહેલા કેવલિના ઉદયસ્થાનકો જે અવસ્થામાં સંભવે છે, તે કહે છે—

**तित्थयरे इगतीसा तीसा सामण्णकेवलीणं तु ।**
**खीणसरे गुणतीसा खीणुस्सासम्मि अडवीसा ॥८८॥**

**तीर्थंकरस्यैकत्रिंशत् त्रिंशत्सामान्यकेवलिनां तु ।**
**क्षीणस्वरे एकोनत्रिंशत् क्षीणोच्छ्वासे अष्टाविंशतिः ॥८८॥**

અર્થ—તીર્થંકર ભગવાનને એકત્રીસ ઉદયમાં હોય છે, અને સામાન્યકેવલિને ત્રીશ હોય છે. સ્વરનો ઉદય ક્ષીણ થતા ઓગણત્રીશ અને ઉચ્છ્વાસનો ઉદય ક્ષીણ થતા અઠ્ઠાવીશનો ઉદય હોય છે.

ટીકાનુ૦—ઔદારિક કાયયોગે વર્ત્તમાન તીર્થંકર કેવલિ ભગવાનને એકત્રીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે. તેઓ જ્યારે વચનયોગનો રોધ કરે ત્યારે સુસ્વર નામકર્મનો ઉદય વિચ્છેદ થાય એટલે ત્રીશનો ઉદય હોય છે. ત્યારબાદ ઉચ્છ્વાસનો રોધ કરે ત્યારે શ્વાસોચ્છ્વાસ નામકર્મનો ઉદયવિચ્છેદ થાય, એટલે તેઓને ઓગણત્રીશ પ્રકૃતિનો ઉદય હોય છે. ઔદારિક કાયયોગે વર્ત્તમાન સામાન્ય કેવલિ મહારાજને ત્રીશ પ્રકૃતિઓનો ઉદય હોય છે. 'કહ્યું છે કે ત્રીશ પ્રકૃતિઓનો ઉદય સામાન્ય કેવલિ મહારાજને હોય છે.' તેઓ જ્યારે વચનયોગનો રોધ કરે ત્યારે સુસ્વર કે દુઃસ્વરનો ઉદય દૂર થતા ઓગણત્રીશનો ઉદય થાય, ત્યારબાદ જ્યારે ઉચ્છ્વાસનો રોધ કરે ત્યારે શ્વાસોચ્છ્વાસ નામનો ઉદય દૂર થતા અઠ્ઠાવીશનો ઉદય થાય છે.

સઘળા ઉદયસ્થાનકના ભાંગાઓની સંખ્યા ૭૭૯૧ થાય છે. તે આ પ્રમાણે—એકેન્દ્રિયોના ૪૨, વિકલેન્દ્રિયના ૬૬, સામાન્ય તિર્યંચ પંચેન્દ્રિયના ૪૯૦૬, વૈક્રિય તિર્યંચ પંચેન્દ્રિયના ૫૬, સામાન્ય મનુષ્યના ૨૬૦૨, કેવલિ મહારાજના ૮, વૈક્રિય મનુષ્યના ૩૫, આહારક સંયતના ૭, દેવોના ૬૪ અને નારકીના ૫. આ પ્રમાણે ચારે ગતિના જીવોના સઘળા ઉદયસ્થાનોના કુલ ભાંગાની સંખ્યા સત્યોતેરસો અને એકાણુ થાય છે. ૮૮

હવે નામકર્મની જે પ્રકૃતિઓનો જે ગુણસ્થાનક સુધી ઉદય હોય છે, અને જેનો જે ગુણસ્થાનકે ઉદયવિચ્છેદ થાય છે તે કહે છે—

**साहारणाउ मिच्छे सुहुमअपज्जत्तआयवाणुदओ ।**
**सासायणंमि थावरएगिंदिविगलजाईणं ॥८९॥**

**साधारणस्य मिथ्यादृष्टौ सूक्ष्मापर्याप्तातपानामुदयः ।**
**सास्वादने स्थावरैकेन्द्रियविकलजातीनाम् ॥८९॥**

અર્થ—સાધારણ સૂક્ષ્મ અપર્યાપ્ત અને આતપનો મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ઉદય હોય છે. સ્થાવર એકેન્દ્રિય અને વિકલેન્દ્રિય જાતિનો સાસ્વાદને ઉદય હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ તીર્થંકર અને આહારકદ્વિક વિના નામકર્મની ચોસઠ પ્રકૃતિઓનો ઉદય હોય છે. (તીર્થંકર નામનો ઉદય તેરમે ગુણસ્થાનકે અને આહારકદ્વિકનો ઉદય છઠ્ઠા સાતમા ગુણસ્થાનકે હોવાથી અહિં તેનું વર્જન કર્યું છે. અહિં રસોદયની વિવક્ષા છે, પ્રદેશોદયની નથી.) તેમાંથી સાધારણ સૂક્ષ્મ અપર્યાપ્ત અને આતપ નામનો મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ઉદયવિચ્છેદ થાય છે. વ્યવચ્છેદ એટલે ત્યાંજ ઉદય હોય છે, ત્યાર પછીના ગુણસ્થાનકે હોતો નથી. તાત્પર્ય એ કે જે પ્રકૃતિઓનો જે ગુણસ્થાનકે ઉદયવિચ્છેદ થાય તે ગુણસ્થાનક સુધીજ તે પ્રકૃતિઓનો ઉદય હોય છે, ત્યાર પછીના ગુણસ્થાનકે હોતો નથી. આ નિયમને અનુસરીને સાધારણાદિ પ્રકૃતિઓનો મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે જ ઉદય હોય છે, સાસ્વાદનાદિને હોતો નથી. એટલે સાસાદને સાઠ પ્રકૃતિઓનો ઉદય હોય છે. તથા સાસ્વાદને સ્થાવરનામ એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિય જાતિ એ પાંચ પ્રકૃતિનો ઉદયવિચ્છેદ થાય છે. એટલે કે પાંચ પ્રકૃતિનો ઉદય સાસ્વાદન સુધી જ હોય છે, મિશ્રદૃષ્ટિ આદિ કોઇ ગુણસ્થાનકે હોતો નથી. વળી કોઇ પણ મિશ્રદૃષ્ટિ કાળ કરતો નથી. કહ્યું છે કે–'સમ્યક્મિથ્યાદૃષ્ટિ કાળ કરતો નથી.' કાળ કરતો નહિ હોવાથી ચારે આનુપૂર્વીનો ઉદય પણ અહિં સંભવતો નથી એટલે સાઠમાંથી સ્થાવરાદિ પાંચ અને આનુપૂર્વી ચાર કુલ નવ પ્રકૃતિ જતા એકાવન પ્રકૃતિનો ઉદય મિશ્રદૃષ્ટિને હોય છે. ૮૯

હવે અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે જે પ્રકૃતિઓનો ઉદયવિચ્છેદ થાય છે, તે કહે છે—

**सम्मे विउव्विछक्कस्स दुभगणाएज्जअजसपुव्वीणं।**
**विरयाविरए उदओ तिरिगइउज्जोयपुव्वाणं ॥९०॥**

**सम्यक्त्वे वैक्रियषट्कस्य दुर्भगानादेयायशःपूर्वीणाम्।**
**विरताविरते उदयः तिर्यग्गत्युद्योतपूर्वयोः ॥९०॥**

અર્થ—વૈક્રિય ષટ્ક દુર્ભગ અનાદેય અપયશકીર્ત્તિ અને આનુપૂર્વીનો ઉદય અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે હોય છે. તિર્યંચગતિ અને ઉદ્યોતનો ઉદય વિરતાવિરત–દેશવિરતિ ગુણસ્થાનકે હોય છે.

ટીકાનુ૦—અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાન અપાન્તરાલગતિમાં–વિગ્રહગતિમાં પણ હોય છે, એટલે તેને ચારે આનુપૂર્વીઓનો ઉદય સંભવે છે. તેથી તે

ચારનો ઉદય પૂર્વોક્ત એકાવનના ઉદયમાં વધારતા પંચાવન પ્રકૃતિઓનો ઉદય અવિરતિ સમ્યગ્દષ્ટિને હોય છે, તેમાંથી વૈક્રિય ષટ્ક–દેવગતિ દેવાનુપૂર્વી નરકગતિ નરકાનુપૂર્વી વૈક્રિય શરીર અને વૈક્રિય અંગોપાંગ, દુર્ભગ અનાદેય અપયશકીર્ત્તિ તીર્યંચાનુપૂર્વી અને મનુષ્યાનુપૂર્વી એ અગીઆર પ્રકૃતિઓનો ઉદય વિચ્છેદ થાય છે. એટલે કે અગીઆર પ્રકૃતિઓનો ઉદય ચતુર્થ ગુણસ્થાનક સુધીજ હોય છે, પાંચમા આદિ ગુણસ્થાનકમાં હોતો નથી. એટલે પંચાવનમાંથી અગીઆરને દૂર કરતા પાંચમે ગુણસ્થાનકે ચુમ્માલીસ પ્રકૃતિઓ ઉદયમાં હોય છે. આચાર્ય મહારાજે પાંચમા [1] ગુણસ્થાનકે જે વૈક્રિયશરીર અને વૈક્રિય અંગોપાંગ નામના ઉદયનો નિષેધ કર્યો તે કર્મસ્તવના અભિપ્રાયને અનુસરીને કર્યો છે, સ્વમતને અનુસરીને કર્યો નથી. સ્વમતે તો દેશવિરત પ્રમત્ત અને અપ્રમત્ત ગુણસ્થાનકે પણ તેના ઉદયનો સ્વીકાર કર્યો છે. કેમકે પોતાની જ કરેલી મૂળટીકામાં તેનાથી થતા ભાંગાઓનો ગાથા ૧૨૯ માં વિચાર કર્યો છે. તથા વિરતાવિરત–દેશવિરતિ ગુણસ્થાનકે તિર્યંચગતિ અને ઉદ્યોત નામના ઉદયનો વિચ્છેદ થાય છે. એટલે કે દેશવિરતિ ગુણસ્થાનક સુધીજ તેનો ઉદય હોય છે, પ્રમત્તાદિ ગુણસ્થાનકે હોતો નથી. એટલે ચુમ્માલીસમાંથી તેને દુર કરતા અને કોઇ ચૌદ પૂર્વીને આહારકદ્વિકનો ઉદય હોઇ શકે છે એટલે તેને ઉમેરતા પ્રમત્ત ગુણસ્થાનકે ચુમ્માલીસ પ્રકૃતિનો ઉદય હોય છે. ૯૦

**विरयापमत्तएसुं अंतातिसंघयणपुव्वगाणुदओ ।**
**अपुव्वकरणमादिसु दुइयतइज्जाण खीणाओ ॥९१॥**

**विरताप्रमत्तयोरन्तिमत्रिसंहननपूर्वाणामुदयः ।**
**अपूर्वकरणादिषु द्वितीयतृतीययोः क्षीणात् ॥९१॥**

અર્થ—વિરત–પ્રમત્ત અને અપ્રમત્ત ગુણસ્થાનકે છેલ્લા ત્રણ સંઘયણાદિ પ્રકૃતિઓનો ઉદય હોય છે. અપૂર્વકરણાદિમાં બીજા ત્રીજા સંઘયણાદિનો ઉદય હોય છે, અને ક્ષીણમોહથી હવે કહેશે તેનો ઉદય હોય છે.

ટીકાનુ૦—તિર્યંચગતિ અને ઉદ્યોતનામનો દેશવિરતિ ગુણસ્થાનકેજ ઉદયવિચ્છેદ થયેલો હોવાથી પ્રમત્ત અને અપ્રમત્તગુણસ્થાનકે છેલ્લા ત્રણ–અર્ધનારાચ કીલિકા અને સેવાર્ત્ત સંઘયણ આદિ બેતાલીસ પ્રકૃતિઓનો અને આહારક-

૧ અહિં ભવધારણીય વૈક્રિય શરીરની વિવક્ષા છે. કારણ કે ભવધારણીય વૈક્રિયશરીર ચોથા ગુણસ્થાનક સુધી જ હોય છે. કૃત્રિમ વૈક્રિયશરીર પાંચમા છઠ્ઠા અને સાતમા ગુણસ્થાનક સુધી પણ હોય છે. તેની વિવક્ષાએ સાતમા ગુણસ્થાન સુધી વૈક્રિયશરીર નામનો ઉદય લઇએ તો હરકત નથી.

દ્વિકનો પણ કુલ ચુમ્માલીસ પ્રકૃતિઓનો ઉદય હોય છે. છેલ્લા ત્રણ સંઘયણનો અપ્રમત્ત ગુણસ્થાનકે ઉદયવિચ્છેદ થાય છે, અને આહારકદ્વિકનો ઉદય પણ શ્રેણિમાં હોતો નથી, એટલે અપૂર્વકરણથી ઉપશાંતમોહ ગુણસ્થાનક સુધીમાં ઓગણચાલીસ પ્રકૃતિઓનો ઉદય હોય છે. ઋષભનારાચ અને નારાચ સંઘયણનો ઉદય અપૂર્વકરણથી ઉપશાંતમોહગુણસ્થાન સુધીજ હોય છે, ક્ષીણમોહાદિને હોતો નથી. એટલે તેને દૂર કરતા ક્ષીણમોહ અને સયોગિકેવલિ ગુણસ્થાનકે સાડત્રીસ પ્રકૃતિઓનો ઉદય હોય છે. તીર્થંકરનામકર્મના ઉદયવાળા તીર્થંકર ભગવાનને તીર્થંકરનામકર્મ સાથે આડત્રીશનો ઉદય હોય છે. ૯૨

**नामधुवोदय सूसरखगईओरालदुव य पत्तेयं ।**
**उवघायति संठाणा उसभ जोगम्मि पुव्वुत्ता ॥९२॥**

**नामध्रुवोदयाः सुस्वरखगत्युरालद्विकं च प्रत्येकं ।**
**उपघातत्रिकं संस्थानानि ऋषभमयोगिनि पूर्वोक्ताः ॥९२॥**

અર્થ—નામધ્રુવોદયી, સૂસ્વરદ્વિક ખગતિદ્વિક અને ઉરલદ્વિક, પ્રત્યેક, ઉપઘાતત્રિક, સંસ્થાનો અને પ્રથમ સંઘયણનો સયોગિ ગુણસ્થાને ઉદય હોય છે. અને અયોગિમાં પૂર્વોક્ત આઠ કે નવનો ઉદય હોય છે.

ટીકાનુ૦—નામધ્રુવોદયી પ્રકૃતિઓ–સ્થિર અસ્થિર શુભ અશુભ તૈજસ કાર્મણ વર્ણાદિ ચતુષ્ય અગુરૂલઘુ અને નિર્માણરૂપ બાર, સુસ્વરદ્વિક–સુસ્વર દુઃસ્વર, વિહાયોગતિદ્વિક—શુભ અને અશુભ વિહાયોગતિ, ઉરલદ્વિક–ઔદારિકશરીર ઔદારિક અંગપાંગ, પ્રત્યેક, ઉપઘાતત્રિક–ઉપઘાત પરાઘાત અને ઉચ્છ્વાસ, છ સંસ્થાન, અને વજ્રઋષભનારાચ સંઘયણ, કુલ પુદ્ગલવિપાકિ ઓગણત્રીશ પ્રકૃતિઓનો સયોગિકેવલી ગુણસ્થાનકે ઉદય વિચ્છેદ થાય છે, એટલે કે તેનો સયોગિકેવલિ ગુણસ્થાનક સુધીજ ઉદય હોય છે અયોગિકેવલિગુણસ્થાનકે હોતો નથી. તથા અયોગિગુણસ્થાનકે પૂર્વે કહેલી માત્ર જીવવિપાકિ–ત્રસ બાદર પર્યાપ્ત સુભગ આદેય યશઃકીર્ત્તિ પંચેન્દ્રિયજાતિ અને મનુષ્યગતિરૂપ આઠ પ્રકૃતિઓનો સામાન્ય કેવલિને ઉદય હોય છે, અને તીર્થંકર ભગવંતને તીર્થંકરનામ સાથે નવનો ઉદય હોય છે, તેનો અયોગિના ચરમ સમયે ઉદયવિચ્છેદ થાય છે. ૯૨

આ પ્રમાણે નામકર્મની જેટલી પ્રકૃતિઓનો જે ગુણસ્થાનકે ઉદય હોય છે તે અને જે ગુણસ્થાનકે જેટલી પ્રકૃતિઓનો ઉદય આશ્રયી વિચ્છેદ થાય છે, તે કહ્યું. અને તે કહીને નામ પ્રકૃતિઓનો વિસ્તારપૂર્વક ઉદયાધિકાર પૂર્ણ કર્યો. હવે નામકર્મના સત્તાસ્થાનોના નિરૂપણ માટે કહે છે—

**पिंडे तित्थगरुणे आहारुणे तहोभयविहूणे ।**
**पढमचउक्कं तस्सउ तेरसगखए भवे बीयं ॥९३॥**
**सुरदुगवेउव्वियगइदुगे य उव्वट्टिए चउत्थाओ ।**
**मणुयदुगेय नवट्ठय दुहा भवे संतयं एक्कं ॥९४॥**

**पिण्डे तीर्थकरोने आहारोने तथोभयविहीने ।**
**प्रथमचतुष्कं तस्मात्तु त्रयोदशक्षये भवेत् द्वितीयम् ॥९३॥**
**सुरद्विकवैक्रियद्विकगतिद्विके चोद्वलिते चतुर्थात् ।**
**मनुजद्विके च नवाष्टौ द्विधा भवेत् सत् एकम् ॥९४॥**

અર્થ—નામકર્મની સઘળી ત્રાણુ પ્રકૃતિના પિંડરૂપ પહેલું સત્તાસ્થાન, તેમાંથી તીર્થંકરનામ ન્યૂન થતા, આહારકચતુષ્ક ન્યૂન થતા, અને ઉભય ન્યૂન થતા બાણુ નેવ્યાશી અને અઠ્યાશી એમ ચાર સત્તાસ્થાન થાય છે. એની પ્રથમ ચતુષ્ક એવી સંજ્ઞા છે. પ્રથમચતુષ્કમાંથી તેર પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે બીજું ચતુષ્ક થાય છે. પ્રથમ ચતુષ્કના ચોથા સત્તાસ્થાનમાંથી સુરદ્વિક અને વૈક્રિય ચતુષ્કની ત્યારબાદ નરકદ્વિકની અને ત્યારબાદ મનુષ્યદ્વિકની ઉદ્વલના થાય ત્યારે ત્રણ સત્તાસ્થાન થાય છે. તથા નવ અને આઠ, કુલ તેર સત્તાસ્થાન થાય છે. તેમાં એંશીની સત્તા બેપ્રકારે થાય છે, તેને એક તરીકે ગણુતા નામકર્મના બાર સત્તાસ્થાનો થાય છે.

ટીકાનુ૦—નામકર્મની સઘળી પ્રકૃતિઓનો જે સમુદાય તે પિંડ કહેવાય છે, અને તે ત્રાણુ પ્રમાણુ છે. અહિં બંધન પાંચ વિવક્ષ્યા હોવાથી ત્રાણુ કહી છે. તે ત્રાણુ પ્રકૃતિના સમૂહરૂપ પહેલું સત્તાસ્થાન છે. કોઈ જીવને એક સાથે ત્રાણુ પ્રકૃતિઓ પણુ સત્તામાં હોય છે. એક સાથે જેટલી પ્રકૃતિઓ સત્તામાં હોય તેને સત્તાસ્થાન કહેવામાં આવે છે. તેમાંથી તીર્થંકરનામકર્મ ન્યૂન થતા બાણુ પ્રકૃતિ પ્રમાણુ બીજું સત્તાસ્થાન થાય છે. ત્રાણુમાંથી આહારકશરીર આહારકઅંગોપાંગ આહારકબંધન અને આહારક સંઘાતનરૂપ આહારક ચતુષ્ક ન્યૂન થતા નેવ્યાસી પ્રકૃતિપ્રમાણુ ત્રીજું સત્તાસ્થાન થાય છે. ત્રાણુમાંથી તીર્થંકરનામ અને આહારક ચતુષ્ક બંને ન્યૂન થતા અઠ્ઠાશી પ્રકૃતિપ્રમાણુ ચોથું સત્તાસ્થાન થાય છે. આ ચાર સત્તાસ્થાનને પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક કહેવામાં આવે છે. તે પહેલા ચતુષ્કમાંથી ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાનકે નામકર્મની તેર પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે એંશી ઓગણાએંશી છોંતેર અને પંચોતેર એમ ચાર સત્તાસ્થાન થાય છે. એને દ્વિતીય સત્તાસ્થાન ચતુષ્ક કહેવામાં આવે છે. તથા

પહેલા સત્તાસ્થાન ચતુષ્કના ચોથા અઠ્ઠાશી પ્રકૃતિપ્રમાણ સત્તાસ્થાનમાંથી દેવ. ગતિ દેવાનુપૂર્વી (અથવા નરકગતિ નરકાનુપૂર્વીની) ઉદ્વલના થાય ત્યારે છયાશી પ્રકૃતિ પ્રમાણ પહેલું અધ્રુવ સંજ્ઞાવાળું સત્તાસ્થાન થાય છે. તેમાંથી પહેલા જો નરકદ્વિકની ઉદ્વલના થઈ હોય તો દેવદ્વિક અને વૈક્રિય ચતુષ્કને ઉવેલે ત્યારે, અને જો પહેલા દેવદ્વિકની ઉદ્વલના થઈ હોય તો નરકદ્વિક અને વૈક્રિય ચતુષ્ક ઉવેલે ત્યારે એંશી પ્રકૃતિના સમૂહરૂપ અધ્રુવ સંજ્ઞાવાળું બીજું સત્તાસ્થાન થાય છે. તેમાંથી મનુષ્યદ્વિક ઉવેલે ત્યારે અઠ્ઠોતેર પ્રકૃતિના સમૂહરૂપ અધ્રુવ સંજ્ઞાવાળું ત્રીજું સત્તાસ્થાન થાય છે. પાછળના છયાશી એંશી અને અઠ્ઠોતેર એ ત્રણ સત્તાસ્થાનોનો બહુ પ્રાચીન ગ્રંથોમાં 'અધ્રુવ' એવા નામે વ્યવહાર કર્યો છે. તથા નવ પ્રકૃતિ પ્રમાણ અને આઠ પ્રકૃતિપ્રમાણ સઘળા મળી નામકર્મના બાર સત્તા-સ્થાન થાય છે. અહિં શંકા કરે છે કે ઉપર જે સત્તાસ્થાનો કહ્યા તેનો સરવાળો કરતા તેર સત્તાસ્થાન થાય છે. તે આ પ્રમાણે–પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક, દ્વિતીય સત્તાસ્થાન ચતુષ્ક, અધ્રુવ સંજ્ઞાવાળું ત્રિક, નવ, અને આઠ. તો પછી એમ કેમ કહો છો કે બાર સત્તાસ્થાન થાય છે? ઉત્તરમાં કહે છે કે–એંશી પ્રકૃતિ પ્રમાણ સત્તાસ્થાન બે પ્રકારે થાય છે. એક તો ત્રાણુમાંથી નામકર્મની તેર પ્રકૃતિનો ક્ષય થાય ત્યારે અને બીજું અઠ્ઠાશીમાંથી દેવદ્વિક નરકદ્વિક અને વૈક્રિય ચતુષ્કની ઉદ્વલના થાય ત્યારે. પરંતુ સંખ્યામાં તુલ્ય હોવાથી એકજ વિવક્ષ્યું છે એટલે નામકર્મના બાર સત્તાસ્થાનો કહ્યા છે. આ પ્રમાણે ઉપરોક્ત ત્રાણુ આદિ બારે સત્તાસ્થાનો સપ્તતિકાના અભિપ્રાયે કહ્યા.

કર્મપ્રકૃતિકાર આદિના અભિપ્રાયે આજ રીતે એકસો ત્રણ આદિ સમ-જવા. તે આ પ્રમાણે–કર્મપ્રકૃતિકાર આદિ બંધન પંદર માને છે એટલે એકસો-ત્રણ પ્રકૃતિનો જે પિંડ તે પહેલું સત્તાસ્થાન, તેમાંથી તીર્થંકરનામ ન્યૂન એકસો બે પ્રકૃતિપ્રમાણ બીજું સત્તાસ્થાન, એકસો ત્રણમાંથી આહારક સપ્તક ન્યૂન છન્નુ પ્રકૃતિપ્રમાણ ત્રીજું સત્તાસ્થાન, એકસો ત્રણમાંથી તીર્થંકરનામ અને આહારક-સપ્તકન્યૂન પંચાણુ પ્રકૃતિ પ્રમાણ ચોથું સત્તાસ્થાન, આ ચાર સત્તાસ્થાનનો પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક એ નામથી વ્યવહાર થાય છે. એ પ્રથમ સત્તાસ્થાન ચતુષ્કમાંથી તેર પ્રકૃતિનો ક્ષય થયા બાદ નેવું, નેવ્યાશી, ત્ર્યાશી અને બ્યાશી એ ચાર સત્તાસ્થાન થાય છે. તેનો દ્વિતીય સત્તાસ્થાન ચતુષ્ક એ નામથી વ્ય-વહાર થાય છે. પ્રથમ સત્તાસ્થાન ચતુષ્કના ચોથા પંચાણુરૂપ સત્તાસ્થાનમાંથી દેવદ્વિક (અથવા નરકદ્વિક) ઉવેલે ત્યારે ત્ર્યાણુ, તેમાંથી સુરદ્વિક અથવા નરકદ્વિક જે ઉવેલ્યા વિનાનું શેષ રહ્યું હોય તે અને વૈક્રિયસપ્તક ઉવેલે ત્યારે ચોરાસી, અને તેમાંથી મનુષ્યદ્વિક ઉવેલે ત્યારે બાશી. આ છેલ્લા ત્રણ સત્તાસ્થાનો અધ્રુવ સંજ્ઞાવાળા છે. તથા નવ પ્રકૃતિરૂપ અને આઠ પ્રકૃતિરૂપ સઘળા મળી નામકર્મના

બાર સત્તાસ્થાનો થાય છે. અહિં બ્યાશી પ્રકૃતિના સમૂહરૂપ સત્તાસ્થાન બે પ્રકારે થાય છે. એક તો ક્ષપકશ્રેણિમાં અને બીજું સંસારિ જીવોને. કઈ રીતે થાય તે સ્વયમેવ વિચારી લેવું. તે બંને સત્તાસ્થાનો સંખ્યામાં તુલ્ય હોવાથી અહિં એકજ વિવક્ષ્યું છે, એટલે બાર સત્તાસ્થાનો કહ્યા છે. ૯૪

નવમા ગુણસ્થાનકે નામકર્મની જે તેર પ્રકૃતિઓનો સત્તામાંથી નાશ થાય છે, તે નામ કહે છે—

**थावरतिरिगइदोदो आयावेगेंदि विगलसाहारं ।**
**नरयदुगुज्जोवाणि य दसाइमेगंततिरिजोगा ॥९५॥**

**स्थावरतिर्यग्गतिद्विकं आतपैकेन्द्रियविकलसाधारणम् ।**
**नरकद्विकोद्योतानि च दशाद्या एकान्ततिर्यग्योग्याः ॥९५॥**

અર્થ—સ્થાવરદ્વિક, તિર્યગ્ગતિદ્વિક, આતપ, એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, સાધારણ, નરકદ્વિક, અને ઉદ્યોત એ નામપ્રકૃતિત્રયોદશક કહેવાય છે. તેમાંથી આદ્ય દશ પ્રકૃતિઓ એકાન્તે તિર્યગ્ગતિ યોગ્ય છે.

ટીકાનુ૦—સ્થાવરદ્વિક-સ્થાવર અને સૂક્ષ્મ, તિર્યગ્ગતિદ્વિક-તિર્યંચગતિ અને તિર્યંચાનુપૂર્વી, આતપ એકેન્દ્રિયજાતિ, વિકલેન્દ્રિયજાતિ, સાધારણ નામ, નરકગતિ, નરકાનુપૂર્વી અને ઉદ્યોત એ નામ ત્રયોદશક કહેવાય છે. ક્ષપકશ્રેણિમાં નવમા ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ ગયા પછી તે તેર પ્રકૃતિઓનો સત્તામાંથી નાશ થાય છે. એ તેર પ્રકૃતિમાંથી શરૂઆતની દશ પ્રકૃતિઓ-સ્થાવર નામથી આરંભી સાધારણ નામ સુધીની-ઉદય ઉદીરણાને આશ્રયી એકાન્ત તિર્યંચગતિને યોગ્ય છે. એટલે કે આ દશ પ્રકૃતિનો ઉદય અને ઉદીરણા માત્ર તિર્યંચ ગતિમાંજ થાય છે. કદાચ અહિં કોઈ એવી શંકા કરે કે-ઉદય અને ઉદીરણા આશ્રયી એકાન્તે તિર્યંચગતિને યોગ્ય છે, એમ જે તમે કહો છો તેમાંથી ગાથામાં તો 'ઉદય ઉદીરણા આશ્રયી' એવું કંઇ ગ્રહણ કર્યું નથી, છતા તમે કઇ રીતે કહો છો? તેનો ખુલાસો કરતા કહે છે કે-ગાથામાં ગ્રહણ કરેલ **च** શબ્દ એ અનેક અર્થવાળો હોવાથી તેમજ યુક્તિથી અમે 'ઉદય અને ઉદીરણા આશ્રયી' એ પદનું ગ્રહણ કર્યું છે. તેજ હકીકતને સ્પષ્ટ કરે છે-ઉપરોક્ત શરૂઆતની દશ પ્રકૃતિઓ બંધ અને સત્તા આશ્રયી તો અન્ય જીવોને પણ યોગ્ય છે, એટલે કે સ્થાવરાદિ દશ પ્રકૃતિઓનો બંધ અને સત્તા મનુષ્યાદિ અન્ય જીવોને પણ હોય છે, માત્ર તિર્યંચોનેજ તેનો બંધ અને સત્તા હોય છે તેમ નથી. અને ઉદય ઉદીરણા તો એ દશે પ્રકૃતિની માત્ર તિર્યંચગતિમાં જ હોય છે. માટે જ ઉદય ઉદીરણા આશ્રયી એ દશ પ્રકૃતિઓ માત્ર તિર્યંચગતિને

યોગ્ય છે એવું વ્યાખ્યાન કર્યું છે. આ પ્રમાણે કહેવાનું શું પ્રયોજન છે? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે–પહેલા તે તે સ્થળે એકાન્ત તિર્યગ્ગતિ યોગ્ય પ્રકૃતિઓ કહી હતિ પરંતુ ગ્રંથ ગૌરવના ભયથી નામો કહ્યા ન હતા. અહિં પ્રસંગને અનુસરીને નામ ત્રયોદશક તો કહેવું જોઇએ. તે નામપૂર્વક બતાવીને લાઘવાત્–પ્રસંગ નહિ છતા એકાંત તિર્યંચગતિ યોગ્ય દશ પ્રકૃતિઓ પણ કહી દીધી છે.૯૫

હવે પહેલાં જે અધ્રુવસંજ્ઞાવાળા ત્રણ સત્તાસ્થાનો કહ્યા છે, તે કયા કયા જીવોમાં સંભવે છે, તે કહે છે—

**एगिंदिएसु पढमदुगं वाऊतेऊसु तइयगमणिच्चं ।**
**अहवा पणतिरिएसुं तस्संतेगिंदियाइसुं ॥९६॥**

**एकेन्द्रियेषु प्रथमद्विकं वायुतेजस्सु तृतीयमनित्यम् ।**
**अथवा पञ्च तिर्यक्षु तत्सदेकेन्द्रियादिषु ॥ ९६ ॥**

અર્થ—એકેન્દ્રિયોમાં પહેલા બે, અને તેઉ વાયુમાં ત્રીજું અનિત્ય સત્તાસ્થાન હોય છે. અથવા એકેન્દ્રિયથી પંચેન્દ્રિય તિર્યંચ સુધીમાં હોય છે.

ટીકાનુ૦—પૃથ્વી અપ્ અને વનસ્પતિરૂપ એકેન્દ્રિયોમાં[1] છયાશી અને એંશી એ બે અધ્રુવ સંજ્ઞાવાળા સત્તાસ્થાનો હોય છે. તથા ત્રીજું અઠ્ઠોતેરરૂપ અધ્રુવ સંજ્ઞાવાળું સત્તાસ્થાન તેઉકાય અને વાયુકાયમાં હોય છે, અન્યમાં હોતું નથી. કેમકે તેઉ વાયુકાયના જીવોજ મનુષ્યદ્વિકની ઉદ્વલના કરે છે, બીજા કોઇપણ કરતા નથી. અથવા તેઉકાય કે વાયુકાયમાં મનુષ્યદ્વિક ઉવેલી ત્યાંથી નીકળી એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય, ત્યાં પણ જ્યાં સુધી મનુષ્યદ્વિકનો બંધ ન કરે ત્યાં સુધી અઠ્ઠોતેરનું સત્તાસ્થાન હોય છે. તેઉકાય વાયુકાયના જીવો પોતાના ભવમાંથી નીકળી તિર્યંચમાંજ ઉત્પન્ન થાય

૧ જે જીવો જે કર્મપ્રકૃતિનો બંધ કરતા નથી તે જીવો તે અવસ્થામાં ઘણો કાળ રહે તો તે પ્રકૃતિઓને ઉવેલી નાખે છે. વૈક્રિય ષટ્કાદિ પ્રકૃતિઓ એકેન્દ્રિયો બિલકુલ બાંધતા નથી એટલે ત્યાં જો ઘણો કાળ રહે તો તેને સત્તામાંથી કાઢી નાખે છે. તેઉ વાયુમાં પણ ૮૬–૮૦ એ બે સત્તાસ્થાનો હોય છે. કેમકે તેઓ પણ ઉપરોક્ત પ્રકૃતિઓને ઉવેલી નાખી શકે છે. ટીકામાં ત્રણના નામ લીધા છે તેઉ વાયુનું નામ લીધું નથી. કારણ તેમાં ખાસ અઠ્ઠોત્તેરનું સત્તાસ્થાન બતાવવું છે. મનુષ્યદ્વિક તો તેઉ વાયુજ ઉવેલે છે, કેમકે તેઓ બાંધતા નથી. ૭૮ નું સત્તાસ્થાન ૮૬–૮૦ થયા પછીજ થાય છે. વૈક્રિય ષટ્કાદિની ઉદ્વલના થયા પહેલા મનુષ્યદ્વિકની ઉદ્વલના થતી નથી

૧ તેઉવાયુવિનાના અન્ય એકેન્દ્રિયાદિ તિર્યંચો મનુષ્યદ્વિક ન બાંધે તો પોતાના શરૂઆતના બે ઉદયસ્થાન સુધીજ બાંધતા નથી, ત્યાર બાદ તેઓ અવશ્ય બાંધે છે. એટલે અઠ્ઠોત્તેરના સત્તાસ્થાનનો સંભવ પોતપોતાના શરૂઆતના બે ઉદયસ્થાન સુધીજ છે.

છે, મનુષ્યાદિમાં ઉત્પન્ન થતા નથી, માટેજ ઉપર એકેન્દ્રિયથી આરંભી તિર્યંચ પંચેન્દ્રિય સુધીમાં ઉત્પન્ન થયેલાઓને અઠ્ઠોત્તેરનું સત્તાસ્થાન હોય એમ કહ્યું છે. ૯૬.

હવે ચારે ગતિમાં સત્તાસ્થાનનું નિરૂપણ કરતા કહે છે—

**पढमं पढमगहीणं नरए मिच्छमि अधुवतियजुत्तं ।**
**देवेसाइचउक्कं तिरिएसु अतित्थमिच्छसंताणि ॥९७॥**

**प्रथमं प्रथमकहीनं नरके मिथ्यात्वेऽध्रुवत्रिकयुक्तम् ।**
**देवेष्वाद्यचतुष्कं तिर्यक्षु अतीर्थमिथ्यात्वसन्ति ॥९७॥**

અર્થ—પ્રથમ સત્તાસ્થાન હીન પ્રથમ ચતુષ્ક નરકગતિમાં હોય છે. અધ્રુવ ત્રિકયુક્ત ઉપરોક્ત ત્રણ સત્સ્થાનો મિથ્યાત્વમાં હોય છે. દેવોમાં આદ્ય ચતુષ્ક હોય છે. અને તિર્યંચગતિમાં તીર્થંકરવિનાના મિથ્યાત્વ સંબંધી સત્તાસ્થાનો હોય છે.

ટીકાનુ૦—નરકગતિમાં પ્રથમ ચતુષ્ક માંહેના પહેલા ત્રાણુંના સત્તાસ્થાન વિના ૯૨–૮૯–૮૮ એ ત્રણ સત્તાસ્થાનો હોય છે, ત્રાણુંનું સત્તાસ્થાન હોતુ નથી. કારણ કે ત્રાણુનું સત્તાસ્થાન તીર્થંકર નામ અને આહારક ચતુષ્ક સહિત હોય છે, અને એ બંનેની સત્તાવાળો કોઈપણ આત્મા નરકગતિમાં ઉત્પન્ન થતો નથી, માટે ત્રાણુંનું સત્તાસ્થાન નરકગતિમાં હોતુંજ નથી. તથાં મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક માંહેના ત્રાણુના સત્તાસ્થાન હીન ત્રણ અને અધ્રુવ સંજ્ઞાવાળા ત્રણ છ સત્તાસ્થાન હોય છે. તાત્પર્ય એકે–મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ૯૨–૮૯–[1]૮૮–૮૬–૮૦–૭૮ એમ છ સત્તાસ્થાનકો અનેક જીવોની અપેક્ષાએ હોય છે. ત્રાણુંનું સત્તાસ્થાન હોતું નથી. કારણકે આહારક ચતુષ્ક

૧ ૯૨–૮૮–૮૬–૮૦–૭૮ એ પાંચ સત્તાસ્થાનો તો અનેક જીવોની અપેક્ષાએ મિથ્યાદૃષ્ટિને સંભવે છે. તીર્થંકર નામની સત્તાવાળું નેવ્યાશીનું સત્તાસ્થાન મિથ્યાદૃષ્ટિને કઈ રીતે હોઈ શકે? ઉત્તર—મિથ્યાદૃષ્ટિ છતા કોઈ આત્માએ પ્રથમની ત્રણ માંહેની કોઈપણ નારકીનું આયુ બાંધી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ઉપાર્જન કરી તીર્થંકર નામ નિકાચિત કરે. નરકમાં જતા અંતર્મુહૂર્ત્ત આયુશેષ હોય ત્યારે ક્ષાયોપશમિક સમ્યક્ત્વ વમી નાખે છે, એટલે મિથ્યાત્વી છતાં નરકમાં જાય. ત્યાં પર્યાપ્તો થઈ ક્ષયોપશમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરે છે. અપર્યાપ્તાવસ્થામાં તો કોઈને સમ્યક્ત્વ ઉત્પન્ન થતું નથી. અને નિકાચિત તીર્થંકર નામની સત્તાવાળો અંતર્મુહૂર્તથી અધિક કાળ મિથ્યાત્વે રહેતો નથી તેથી પર્યાપ્તાવસ્થામાં અવશ્ય સમ્યક્ત્વ ઉત્પન્ન કરે છે. એટલે પૂર્વજન્મનું છેલ્લું અંતર્મુહૂર્ત્ત અને નારકીમાં અપર્યાપ્તાવસ્થાનું અંતર્મુહૂર્ત્ત બંને મળી એક મોટા અંતર્મુહૂર્ત્ત પર્યંત મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે નેવ્યાશીનું સત્તાસ્થાન હોય છે.

અને તીર્થંકર નામ એમ બન્નેની સંયુક્ત સત્તાવાળો કોઇપણ આત્મા મિથ્યાત્વે જતો નથી. અન્યત્ર પણ કહ્યું છે કે-"ઉભય-તીર્થંકર અને આહારક સપ્તકની સત્તાવાળો આત્મા મિથ્યાદષ્ટિ હોતો નથી." આ સિવાયના શેષ સત્તાસ્થાનો ક્ષપકશ્રેણિમાં હોય છે, મિથ્યાદષ્ટિને હોતા નથી. તેથી નિષેધ્યા છે.

દેવગતિમાં પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક ૯૩-૯૨-૮૯-૮૮ હોય છે. શેષ સત્તાસ્થાનો હોતા નથી. કેમકે આ સિવાયના શેષ સત્તાસ્થાનકો એકેન્દ્રિયોમાં અથવા ક્ષપકશ્રેણિમાં સંભવે છે.

તથા તિર્યંચગતિમાં મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે જે સત્તાસ્થાનો કહ્યા છે, તેમાંથી નેવ્યાશી સિવાયના શેષ ૯૨-૮૮-૮૬-૮૦-૭૮ એમ પાંચ સત્તાસ્થાનો હોય છે. નેવ્યાશીનું સત્તાસ્થાન હોતું નથી. કેમકે નિકાચિત જિનનામની સત્તાવાળો કોઇપણ આત્મા તિર્યંચગતિમાં જતો નથી.

મનુષ્યગતિમાં અઠ્ઠોતેર વિના શેષ સઘળા સત્તાસ્થાનો હોય છે. અઠ્ઠોતેરનું સત્તાસ્થાન મનુષ્યદ્વિક ઉવેલાયા બાદ થાય છે. મનુષ્યદ્વિકની સત્તાવિનાનો કોઈ-પણ મનુષ્ય હોતો જ નથી, એટલે મનુષ્યગતિમાં અઠ્ઠોતેરનું સત્તાસ્થાન હોતું નથી. આ પ્રમાણે ગતિમાં સત્તાસ્થાનો કહ્યા. ૯૭.

હવે ગુણસ્થાનકોમાં નામકર્મના સત્તાસ્થાનકો કહે છે—

**पढमचउक्कं सम्मा बीयं खीणाउ बार सुहुमेअ ।**
**सासणमीसि वितित्थं पढममजोगंमि अट्ठ नव ॥९८॥**

**प्रथमचतुष्कं सम्यक्त्वाद् द्वितीयं क्षीणाद् बादरे सूक्ष्मे च ।**
**सासादनमिश्रयोर्वितीर्थं प्रथममयोगिन्यष्टौ नव ॥ ९८ ॥**

અર્થ—અવિરતિ સમ્યગ્દષ્ટિથી આરંભી પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક હોય છે. તથા ક્ષીણમોહથી અને બાદરસંપરાય તેમજ સૂક્ષ્મસંપરાય ક્ષપકને દ્વિતીય સત્તાસ્થાન ચતુષ્ક હોય છે. પ્રથમ ચતુષ્ક માંહેના તીર્થંકર નામની સત્તાવિનાના સત્તાસ્થાનો સાસ્વાદન અને મિશ્રે હોય છે. અને અયોગિમાં આઠ અને નવનું સત્તાસ્થાન હોય છે.

ટીકાનુ૦—અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકથી આરંભી ઉપશાંતમોહગુણસ્થાન પર્યંત પ્રથમ સત્તાસ્થાન ચતુષ્ક ૯૩-૯૨-૮૯-૮૮ હોય છે. ક્ષીણમોહગુણસ્થા-નકથી આરંભી અયોગિ ગુણસ્થાનકના દ્વિચરમ સમયપર્યંત તથા ક્ષપકને અનિવૃત્તિકરણે અને સૂક્ષ્મસંપરાયે દ્વિતીય સત્તાસ્થાન ચતુષ્ક ૮૦-૭૯-૭૬-૭૫ હોય છે. સાસ્વાદન અને મિશ્રગુણસ્થાનકે પ્રથમ સત્તાસ્થાન ચતુષ્કમાંહેના તીર્થંકર નામની સત્તાવિનાના એટલે કે ત્રાણું અને નેવ્યાશી સિવાયના બાણુ અને

અઠ્ઠયાશી એમ બે સત્તાસ્થાન હોય છે. અને અયોગિગુણસ્થાનકના ચરમ સમયે આઠ કે નવનું સત્તાસ્થાન હોય છે. ભાવના આ પ્રમાણે-મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ૯૨-૮૯-૮૮-૮૬-૮૦-૭૮ એમ છ સત્તાસ્થાનો હોય છે, જે પહેલા કહી ગયા છે. સાસ્વાદન અને સમ્યગ્મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ૯૨-૮૮ એ બે સત્તાસ્થાનો હોય છે. તીર્થંકરનામની સત્તાવાળો આત્મા એ બે ગુણસ્થાનકે જતો નહિ હોવાથી ત્રાણુ કે નેવ્યાશીનું સત્તાસ્થાન હોતું નથી. અવિરતિ સમ્યગ્દષ્ટિ દેશવિરતિ પ્રમત્ત અપ્રમત્ત અને અપૂર્વકરણ ગુણસ્થાનકે ૯૩-૯૨-૮૯-૮૮ એમ ચાર ચાર સત્તા-સ્થાનકો હોય છે. અનિવૃત્તિ બાદર સંપરાય અને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે ઉપશમ શ્રેણિ આશ્રયી ૯૩-૯૨-૮૯-૮૮ એ ચાર સત્તાસ્થાનો હોય છે, અને ક્ષપક શ્રેણિમાં તેર પ્રકૃતિનો ક્ષય થયા પછી ૮૦-૭૯-૭૬-૭૫ એમ ચાર સત્તા સ્થાનો હોય છે. ઉપશાંતમોહગુણસ્થાનકે ૯૩-૯૨-૮૯-૮૮ એ ચાર સત્તાસ્થાનો હોય છે. ક્ષીણમોહ અને સયોગિકેવલિગુણસ્થાનકે ૮૦-૭૯-૭૬-૭૫ એમ ચાર સત્તાસ્થાનકો હોય છે. અયોગિકેવલિગુણસ્થાનકે ૮૦-૭૯-૭૬-૭૫-૯-૮ એમ છ સત્તાસ્થાનકો હોય છે. તેમાંના શરૂઆતના ચાર ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ દ્વિચરમ સમય પર્યંત હોય છે. અને છેલ્લા સમયે તીર્થંકર ભગવાનને નવનું અને સામાન્ય કેવલિ ભગવંતને આઠનું સત્તાસ્થાન હોય છે. અમુક અમુક ગુણસ્થાન આશ્રયી અનેક સત્તાસ્થાનો હોય છે, પરંતુ એક જીવને એક સમયે કોઈપણ એક જ સત્તાસ્થાન હોય છે, એક સાથે એક જીવને અનેક સત્તાસ્થાનો હોતા નથી. એક ગુણસ્થાનકે અનેક સત્તાસ્થાનો ભિન્નભિન્ન જીવોની અપેક્ષાએ હોય છે. ૯૮.

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં સત્તાસ્થાનકો કહ્યા. હવે બંધ ઉદય અને સત્તાસ્થાનોનો પરસ્પર સંવેધ કહે છે—

**नवपंचोदयसत्ता तेवीसे पणवीस छव्वीसे ॥**
**अट्ठ चउरट्ठवीसे नवसत्तिगतीसतीसे य ॥९९॥**
**एक्केक्के इगतीसे एक्के एक्कुदय अट्ठ संतंसा ।**
**उवरयबंधे दस दस नामोदयसंतठाणाणि ॥१००॥**

**नवपञ्चोदयसत्त्वे त्रयोविंशतौ पञ्चविंशतौ षड्विंशतौ ।**
**अष्टौ चत्वार्यष्टाविंशतौ नव सप्तैकत्रिंशति त्रिंशति च ॥९९॥**
**एकैकमेकत्रिंशत्येकस्मिन् एक उदयोऽष्टौ सत्तांशाः ।**
**उपरतबन्धे दश दश नाम्न उदय-सत्स्थानानि ॥१००॥**

અર્થ—તેવીસ પચીસ અને છવ્વીસના બંધે નવ ઉદયસ્થાનો અને પાંચ સત્તાસ્થાનો હોય છે, અટ્ઠાવીશના બંધે આઠ ઉદયસ્થાનો અને ચાર સત્તાસ્થાનો હોય છે, એકત્રીશ અને ત્રીશના બંધે નવ ઉદયસ્થાન અને સાત સત્તાસ્થાનો હોય છે, એકત્રીશના બંધે એક ઉદયસ્થાન અને એક સત્તાસ્થાન હોય છે. એકના બંધે એક ઉદયસ્થાન અને આઠ સત્તાસ્થાનો હોય છે, અને બંધવિચ્છેદ થયા પછી નામકર્મના દશ ઉદયસ્થાન અને દશ સત્તાસ્થાનો હોય છે.

ટીકાનુ૦—ત્રેવીસ[1] પચીસ અને છવ્વીસના બંધે નવ નવ ઉદયસ્થાનો અને પાંચ પાંચ સત્તાસ્થાનો હોય છે. તેમાં ત્રેવીસ પ્રકૃતિનો બંધ અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય છે. એટલે કે અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બાંધતા ત્રેવીસ પ્રકૃતિઓ બંધાય છે. અને તેના બાંધનારા પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યો છે. અપર્યાપ્ત અને પર્યાપ્ત એકેન્દ્રિયાદિ સઘળા તિર્યંચો અને મનુષ્યો ત્રેવીસ પ્રકૃતિઓ બાંધી શકતા હોવાથી અપર્યાપ્ત અને પર્યાપ્તાવસ્થામાં મનુષ્ય અને તિર્યંચોને સંભવતા સઘળા ઉદયસ્થાનકો ત્રેવીસનો બંધ કરતા સંભવે છે. તે નવ ઉદયસ્થાનકો આ પ્રમાણે છે-૨૧-૨૪-૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૦-૩૧. આ ઉદયસ્થાનકો કયારે હોય તેનું વિવરણ કરે છે—ઉપરોક્ત ઉદયસ્થાનમાંથી એકવીશનો ઉદય વિગ્રહગતિમાં વર્તમાન એકેન્દ્રિય વિકલેન્દ્રિય અસંજ્ઞિ સંજ્ઞિ તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યોને હોય છે. આ સઘળા એકવીશ પ્રકૃતિના ઉદયવાળા આત્માઓ અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પ્રકૃતિ બાંધી શકે છે. ચોવીસ પ્રકૃતિઓનો ઉદય માત્ર અપર્યાપ્ત પર્યાપ્ત એકેન્દ્રિયોને જ હોય છે, અન્યત્ર હોતો નથી. પચીસનો ઉદય પર્યાપ્ત-પર્યાપ્ત નામકર્મના ઉદયવાળા એકેન્દ્રિય અને ઉત્તર વૈક્રિયશરીર કરનાર મિથ્યાદષ્ટિ મનુષ્ય તિર્યંચોને હોય છે. જેઓ તદ્યોગ્ય ક્લિષ્ટ પરિણામના યોગે અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પ્રકૃતિઓ બાંધી શકે છે. છવ્વીસનો ઉદય પર્યાપ્ત એકેન્દ્રિયોને પર્યાપ્ત અપર્યાપ્ત એટલે કે પર્યાપ્ત નામકર્મના ઉદયવાળા કે અપર્યાપ્ત નામકર્મના ઉદયવાળા મિથ્યાદષ્ટિ વિકલેન્દ્રિયોને તિર્યંચ પંચેન્દ્રિયોને અને મનુષ્યોને હોય છે. સત્તાવીશનો ઉદય પર્યાપ્ત એકેન્દ્રિયોને અને મિથ્યાદષ્ટિ વૈક્રિયશરીર કરનાર તિર્યંચ મનુષ્યોને હોય છે. અટ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીશનો ઉદય મિથ્યાદષ્ટિ પર્યાપ્ત વિકલેન્દ્રિય, (સામાન્ય કે વૈક્રિયશરીરી) તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યને હોય છે. અને એકત્રીશનો ઉદય મિથ્યાદષ્ટિ વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયોને હોય છે.

૧ અમુક બંધસ્થાન બાંધતી વખતે અમુક ઉદયસ્થાનો કે અમુક સત્તાસ્થાનો ઉપર કહ્યા તે સમજવામાં તે તે બંધસ્થાનક કઈ ગતિ કે કયા જીવો યોગ્ય છે, અને તેના બાંધનારા કોણ છે તેનો બરાબર ખ્યાલ રાખવો જોઇએ. કેમકે તે ઉપરથી જ તે તે બંધસ્થાન બાંધતા અમુક ઉદયસ્થાન કે સત્તાસ્થાનોનો નિર્ણય થઇ શકે છે.

આ સિવાયના અન્ય દેવો નારકીઓ કે યુગલિકો ત્રેવીસ પ્રકૃતિનો બંધ કરતા નથી. ( ત્રેવીસનો બંધ મિથ્યાદષ્ટિને જ થતો હોવાથી સર્વત્ર મિથ્યાદષ્ટિ વિશેષણ મૂકયું છે. ) ત્રેવીસનો બંધ કરનારા ઉપરોક્ત સઘળા જીવોને સામાન્યથી બાણુ અટ્ઠયાશી છયાશી એંશી અને અટ્ઠોતેર એમ પાંચ સત્તાસ્થાન હોય છે. તેમાં એકવીશના ઉદયસ્થાનમાં વર્ત્તતા સઘળા જીવોને પાંચમાંથી કોઇપણ સત્તાસ્થાન સંભવે છે. માત્ર એકવીશના ઉદયે વર્તતા ત્રેવીશના બંધક મનુષ્યને અટ્ઠોતેર સિવાયના ચાર સત્તાસ્થાનકો હોય છે. કારણ કે અટ્ઠોતેરનું સત્તાસ્થાન મનુષ્યગતિ અને મનુષ્યાનુપુર્વીની ઉદ્વલના થયા બાદ થાય છે. મનુષ્યને તેની ઉદ્વલનાનો સંભવ નથી, માટે મનુષ્યને અટ્ઠોતેરનું સત્તાસ્થાન હોતું નથી. ચોવીસના ઉદયે પણ પાંચે સત્તાસ્થાનો સંભવે છે. માત્ર ચોવીસના ઉદયવાળા વૈક્રિય કરતા વાયુ-કાયને એંશી અને અટ્ઠોતેર વિના ૯૨--૮૮--૮૬ એ ત્રણ સત્તાસ્થાનો હોય છે. કારણ કે વૈક્રિય ષટ્ક અને મનુષ્યદ્વિકની તો તેને અવશ્ય સત્તા છે. કારણ કે વૈક્રિયશરીરને તો સાક્ષાત્ અનુભવે છે, અનુભવ ઉદય વિના હોતો નથી, એટલે તે તેની ઉદ્વલના કરતો નથી. અને તેની ઉદ્વલના થયા વિના દેવદ્વિક કે નર-દ્વિકને પણ ઉવેલતો નથી. કારણ કે તથાસ્વભાવે વૈક્રિયષટ્કની સમકાલે ઉદ્વલના [1]થાય છે. અને વૈક્રિય ષટ્કની ઉદ્વલના થયા પછી જ મનુષ્ય દ્વિકની ઉદ્વલના કરે છે, પહેલા કરતો નથી. માટે એંશી અટ્ઠોતેર એ બે સત્તાસ્થાન વૈક્રિય વાયુકાયને હોતા નથી. પચીશના ઉદયે પણ પાંચે સત્તાસ્થાનો હોય છે. તેમાં પચીશના ઉદયે અટ્ઠોતેરનું સત્તાસ્થાન વૈક્રિયશરીરિ સિવાયના અન્ય વાયુકાય અને તેઉકાયને હોય છે, તે સિવાયના પૃથ્વીકાયાદિને હોતું નથી. કારણ કે તેઉકાય અને વાયુકાય વિનાના અન્ય સઘળા પર્યાપ્ત જીવો મનુષ્યગતિ અને મનુષ્યાનુપૂર્વી અવશ્ય [2]બાંધે છે, માટે અટ્ઠોતેરનું સત્તાસ્થાન [ શરૂઆતના

૧ અટ્ઠાવીસની સત્તાવાળો એકેન્દ્રિય પહેલા દેવદ્વિક ઉવેલે છે, ત્યારબાદ વૈક્રિય ચતુષ્ક અને નરકદ્વિક ઉવેલે છે, અથવા પહેલા નરકદ્વિક ઉવેલે છે, અને ત્યારપછી દેવદ્વિક અને વૈક્રિયચતુષ્ક ઉવેલે છે. એટલે વૈક્રિય વાયુકાયને છયાશીની સત્તા હોઈ શકે છે, કેમકે વૈક્રિ-યશરીર થવાનું કારણ વૈક્રિયચતુષ્કની સત્તા છે અને છયાશીના સત્તાસ્થાનકમાં તે છે.

૨ તેઉકાય અને વાયુકાય મનુષ્યદ્વિક ઉવેલે છે, અન્ય કોઇપણ ઉવેલતા નથી, એટલે તેઉ વાઉમાં તો તેના પોતાના સઘળા ઉદયસ્થાનોમાં અટ્ઠોતેરનું સત્તાસ્થાન સંભવે છે. પરંતુ તે સિવાયના અન્ય પર્યાપ્ત પૃથ્વીકાયાદિ તિર્યંચો કે જેઓ તેઉ વાઉમાંથી મનુષ્યદ્વિક ઉવેલીને આવેલા છે. તેઓમાં શરૂઆતના પોતાના બે ઉદયસ્થાન સુધી જ અટ્ઠોતેરનું સત્તાસ્થાન હોય છે, ત્યારબાદ મનુષ્યદ્વિકનો અવશ્ય બંધ થઈ જતો હોવાથી અટ્ઠોતેરનું સત્તાસ્થાન હોતું નથી. અહિં પૃથ્વીકાયાદિને 'પર્યાપ્તા' વિશેષણ જોડયું છે, તેનો અર્થ પર્યાપ્ત નામકર્મના ઉદયવાળા એવો લેવાનો છે.

પોતપોતાના એ ઉદયસ્થાન સિવાય ] અન્યત્ર સંભવતું નથી. તથા છવ્વીસના ઉદયે પણ પાંચે સત્તાસ્થાનો હોય છે. અહિં પણ અટ્ઠોતેરનું સત્તાસ્થાન અવૈક્રિય વાયુકાય અને તેઉકાય જીવોને હોય છે, (પૃથ્વી અપ અને વનસ્પતિમાં હોતું નથી.) અથવા તેઉવાઉમાંથી મનુષ્યદ્વિક ઉવેલી પર્યાપ્ત અપર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અસંજ્ઞિ સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચમાં આવેલાને હોય છે. કારણ કે તેઓ સઘળા જ્યાંસુધી મનુષ્યગતિ મનુષ્યાનુપૂર્વી બાંધતા નથી ત્યાં સુધી તેઓને અઠ્ઠોતેરનું સત્તાસ્થાન હોય છે, ત્યાર બાદ હોતું નથી. સત્તાવીશના ઉદયે અઠ્ઠોતેર સિવાય ચાર સત્તાસ્થાનો હોય છે. કારણ કે સત્તાવીશનો ઉદય તેઉવાઉ વર્જીને પર્યાપ્ત બાદર એકેન્દ્રિય અને વૈક્રિય તિર્યંચ મનુષ્યોને હોય છે. તેઓને અવશ્ય મનુષ્યદ્વિકના બંધનો સંભવ હોવાથી અઠ્ઠોતેરનું સત્તાસ્થાન ઘટતું નથી.

પ્રશ્ન—શું તેઉકાય વાઉકાય જીવોને સત્તાવીશનો ઉદય હોતો નથી ? જેથી તેને વર્જો છો ?

ઉત્તર—છવ્વીસના ઉદયવાળા એકેન્દ્રિયોને આતપ કે ઉદ્યોતના ઉદયે સત્તાવીસનો ઉદય થાય છે. તેઉ વાયુમાં આતપ કે ઉદ્યોતનો ઉદય જ હોતો નથી. એટલે તેઉ વાયુમાં સત્તાવીશનું ઉદયસ્થાન પણ હોતું નથી, માટે તેને વર્જ્યું છે. તથા અઠ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશના ઉદયમાં પણ અઠ્ઠોતેર સિવાયના ચાર ચાર સત્તાસ્થાનો હોય છે. કારણ કે અઠ્ઠાવીશ આદિ ઉદયો પર્યાપ્તનામકર્મના ઉદયવાળા વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યોને હોય છે, માત્ર એકત્રીશનો ઉદય પર્યાપ્ત વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયોને હોય છે. ( કેમકે એકત્રીશનો ઉદય ઉદ્યોતનામ યુક્ત છે, અને ઉદ્યોતનો ઉદય તિર્યંચોને હોય છે. ) તે અટ્ઠાવીશ આદિ સઘળા ઉદયવાળા આત્માઓ અવશ્ય મનુષ્યગતિ અને મનુષ્યાનુપૂર્વીની સત્તાવાળા હોય છે. આ પ્રમાણે ત્રેવીશ પ્રકૃતિના બાંધનારા જીવોના નવે ઉદયસ્થાન આશ્રયી ચાલીસ સત્તાસ્થાનો થાય છે. જેમ ત્રેવીશ પ્રકૃતિઓના બંધકને ઉદયસ્થાનો અને સત્તાસ્થાનો કહ્યા, તેમ પચીસ અને છવ્વીસ પ્રકૃતિઓના બાંધનારાઓને પણ સમજવા. તેમાં પચીસ અને છવ્વીસ એ બે બંધસ્થાનો પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બાંધતા બંધાય છે. અને તેના બંધક તિર્યંચો, મનુષ્યો અને ઇશાન સુધીના દેવો છે. તથા પચીસનું બંધસ્થાન અપર્યાપ્ત વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્ય યોગ્ય બાંધતા પણ બંધાય છે. તેના બંધક મનુષ્યો અને તિર્યંચો છે. ઉપરોક્ત જીવો પોતપોતાના સઘળા ઉદયમાં પચીસ અને છવ્વીસનો બંધ કરે છે. તે વખતે ત્રેવીશના બંધમાં જે (અને જે રીતે) પાંચ સત્તાસ્થાનો કહ્યા તેજ પાંચ સત્તાસ્થાનો હોય છે. માત્ર પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય પચ્ચીસ અને છવ્વીસ પ્રકૃતિઓનો બંધ કરતા દેવોને પોતાના એકવીશ પચીશ સત્તાવીશ અઠ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીશ

એ છએ ઉદયમાં બાણું અને અઠ્ઠાશી એમ બેજ સત્તાસ્થાનો હોય છે. દેવો અપર્યાપ્ત વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય કે અપર્યાપ્ત મનુષ્યગતિ યોગ્ય પચીસ પ્રકૃતિનો બંધ કરતાજ નથી, કેમકે અપર્યાપ્ત વિકલેન્દ્રિયાદિમાં તેઓ ઉત્પન્ન થતા નથી. સામાન્યથી પચીસ અને છવ્વીસના બંધે નવ ઉદયસ્થાનો આશ્રયી ચાલીશ ચાલીશ સત્તાસ્થાનકો થાય છે.

અઠ્ઠાવીશ પ્રકૃતિઓના બંધે આઠ ઉદયસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે-૨૧-૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૦-૩૧. અઠ્ઠાવીશ પ્રકૃતિઓનો બંધ દેવગતિ યોગ્ય અને નરકગતિ યોગ્ય એમ બે પ્રકારે છે. અને તેના બંધક સામાન્યથી મનુષ્યો તથા તિર્યંચો છે. તેમાં દેવગતિ યોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિઓનો જ્યારે બંધ થાય ત્યારે ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ ઉપરોક્ત આઠે ઉદયસ્થાનકો સંભવે છે. અને નરકગતિ યોગ્ય જ્યારે અઠ્ઠાવીશ પ્રકૃતિઓનો બંધ કરે ત્યારે ત્રીશ અને એકત્રીશ એમ બેજ ઉદયસ્થાન[1] હોય છે. તેમાં દેવગતિયોગ્ય અઠ્ઠાવીશના બંધકને એકવીશનો ઉદય વિગ્રહગતિમાં વર્ત્તમાન ક્ષાયિકસમ્યગ્દૃષ્ટિ કે વેદકસમ્યગ્દૃષ્ટિ પંચેન્દ્રિય[2] તિર્યંચ અને મનુષ્યોને હોય છે. પચીસનો ઉદય આહારક[3] સંયત, અને સમ્યગ્દૃષ્ટિ કે મિથ્યાદૃષ્ટિ વૈક્રિય તિર્યંચ કે મનુષ્યોને હોય છે.

૧ નરકગતિ યોગ્ય બેજ ઉદયસ્થાન કહેવાનું કારણ નરકગતિ યોગ્ય બંધ પહેલે ગુણસ્થાનકેજ થાય છે, અને તે પણ સંપૂર્ણ પર્યાપ્તાવસ્થામાંજ. અને પર્યાપ્તાવસ્થામાં ઉપરોક્ત બેજ ઉદયસ્થાનો હોય છે. મિથ્યાદૃષ્ટિ જીવો અપર્યાપ્તાવસ્થામાં નરક કે દેવગતિ યોગ્ય બંધ કરતા નથી. એટલે મિથ્યાદૃષ્ટિને દેવગતિ યોગ્ય બંધ કરતા પણ ઉપરોક્ત બેજ ઉદયસ્થાનકો હોય છે. અપર્યાપ્તાવસ્થામાં દેવગતિનો બંધ સમ્યગ્દૃષ્ટિને થાય છે. એટલે અપર્યાપ્તાવસ્થામાં સંભવતા એકવીશ આદિ ઉદયસ્થાનકો ચોથા ગુણસ્થાનકે હોય છે. પાંચમા આદિ ગુણસ્થાનો તો પર્યાપ્તાવસ્થામાંજ હોય છે, એટલે ત્યાં પર્યાપ્તાવસ્થામાં સંભવતા ઉદયસ્થાનો હોય છે. દેવનરકગતિના બંધક પર્યાપ્ત સંમૂર્છિમ તિર્યંચ, ગર્ભજ તિર્યંચ, અને ગર્ભજ મનુષ્ય છે.

૨ તિર્યંચો અહિં યુગલિયા લેવા. કેમકે સંખ્યાતવર્ષના આયુવાળાને ક્ષાયિક ઉત્પન્ન થતું નથી, તેમજ તેમાં ક્ષાયિક લઇને કોઈ ઉત્પન્ન પણ થતાં નથી. પૂર્વે અસંખ્યાતવર્ષ-પ્રમાણ તિર્યંચ યુગલિકનું આયુ બાંધી કોઈ મનુષ્ય ક્ષાયિક ઉત્પન્ન કરે. આયુ પૂર્ણ કરી યુગલિકમાં જાય. ત્યાં જતા વિગ્રહગતિમાં તેઓને ૨૧ નો ઉદય છતા દેવગતિ યોગ્ય ૨૮ પ્રકૃતિનો બંધ કરે છે. કોઇપણ દેવ કે નારકી ઉપશમ સમ્યકત્વ લઇ મનુષ્ય કે તિર્યંચમાં ઉત્પન્ન થતા નથી, માટે બેજ સમ્યકત્વ ગ્રહણ કર્યાં છે.

૩ છઠ્ઠે ગુણસ્થાનકે આહારક સંયત તો દેવગતિયોગ્ય અઠ્ઠાવીશનોજ બંધ કરે છે. અને સમ્યગ્દૃષ્ટિ વૈક્રિય તિર્યંચ મનુષ્યો પણ દેવગતિ યોગ્યજ બંધ કરે છે. મિથ્યાદૃષ્ટિ વૈક્રિય તિર્યંચ મનુષ્યો શુભ અધ્યવસાયવાળા હોય ત્યારે દેવગતિ યોગ્ય અઠ્ઠાવીશ બાંધે છે, અને અશુભ અધ્યવસાયવાળા હોય ત્યારે નરકાદિગતિ યોગ્ય પણ બાંધે છે.

છવ્વીસનો ઉદય ક્ષાયિકસમ્યક્ત્વી અથવા ક્ષાયોપશમિક સમ્યક્ત્વી શરીરસ્થ પંચેન્દ્રિયતિર્યંચ અને મનુષ્યોને હોય છે. સત્તાવીશનો ઉદય આહારક સંયતને તેમજ સમ્યગ્દષ્ટિ અથવા મિથ્યાદષ્ટિ વૈક્રિય તિર્યંચ મનુષ્યોને હોય છે. અઠ્ઠાવીશ અને ઓગણત્રીશ એ ઉદયો અનુક્રમે શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા અને ઉચ્છ્વાસપર્યાપ્તિએ પર્યાપ્તા ક્ષાયિકસમ્યગ્દષ્ટિ અગર વેદકસમ્યગ્દષ્ટિ પંચેન્દ્રિય તિર્યંચો અને મનુષ્યોને, તથા આહારક સંયતને અને સમ્યક્ત્વી અગર મિથ્યાત્વી વૈક્રિય તિર્યંચ અથવા મનુષ્યોને હોય છે. ત્રીશનો ઉદય સમ્યગ્દષ્ટિ, મિથ્યાદષ્ટિ અથવા મિશ્રદષ્ટિ તિર્યંચ અને મનુષ્યોને હોય છે, તથા ઉદ્યોતના ઉદયવાળા આહારક સંયત અને વૈક્રિયસંયતને હોય છે, જેઓ દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિનો બંધ કરે છે. એકત્રીશનો ઉદય સમ્યગ્દષ્ટિ અથવા મિથ્યાદષ્ટિ ઉદ્યોતના ઉદયવાળા પંચેન્દ્રિય તિર્યંચને હોય છે. ઉપરોક્ત ઉદયમાં વર્તતા ઉપર કહ્યા તે જીવો દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિનો બંધ કરે છે. (અહિં એ ધ્યાનમાં રાખવું કે સાતમે ગુણસ્થાનકે વર્તમાન આહારકશરીરી દેવગતિયોગ્ય ત્રીશજ બાંધે છે. કેમકે જેઓને આહારકદ્વિકની સત્તા છે, તેઓ તેની બંધ યોગ્ય ભૂમિમાં આહારકદ્વિકનો અવશ્ય બંધ કરે છે. પ્રમત્તે આહારકદ્વિકનો બંધ નહિ થતો હોવાથી ત્યાં આહારકશરીરી દેવગતિયોગ્ય અઠ્ઠાવીશ બાંધે. એજ પ્રમાણે વૈક્રિયશરીરીયતિ છઠ્ઠે તો અઠ્ઠાવીશજ બાંધે. સાતમે જો તેમને આહારકની સત્તા હોય તે દેવગતિયોગ્ય આહારકદ્વિક સહિત ત્રીશજ બાંધે, નહિ તો અઠાવીશ બાંધે.) નરકગતિયોગ્ય અઠ્ઠાવીશનો બંધ કરતા મિથ્યાદષ્ટિ પંચેન્દ્રિય તિર્યંચ અને મનુષ્યોને ત્રીશનો ઉદય હોય છે, અને એકત્રીશનો ઉદય મિથ્યાદષ્ટિ પંચેન્દ્રિય તિર્યંચોને હોય છે. જેઓ અશુભ પરિણામને યોગે નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિનો બંધ કરે છે. નરકગતિયોગ્ય બંધ કરનાર પર્યાપ્ત સંમૂર્છિમ તિર્યંચ, મિથ્યાદષ્ટિ સંખ્યાતવર્ષના આયુવાળા ગર્ભજ તિર્યંચો અને મનુષ્યો હોય છે.

અઠ્ઠાવીશના બંધકને સામાન્યથી બાણું નેવ્યાશી અઠ્ઠાશી અને છયાશી એમ ચાર સત્તાસ્થાનો હોય છે. તેમાં એકવીશના ઉદયે વર્તમાન દેવગતિયોગ્ય અઠ્ઠાવીશના બંધકને બાણું અને અઠ્ઠાશી એમ બે સત્તાસ્થાનો હોય છે. પચીશના ઉદયે વર્તમાન અઠ્ઠાવીશના બંધક આહારકસંયત વૈક્રિય તિર્યંચ અને વૈક્રિય મનુષ્યોને બાણુ અને અઠ્ઠાશી એમ બે સત્તાસ્થાન સામાન્યથી હોય છે. તેમાં આહારકસંયત તો અવશ્ય આહારકદ્વિકની સત્તાવાળા હોય છે, માટે તેને બાણુંનુંજ સત્તાસ્થાન હોય છે. તે સિવાયના અન્ય તિર્યંચો અથવા મનુષ્યો આહારકની સત્તાવાળા પણ હોય છે, અને તેની સત્તા વિનાના પણ હોય છે, માટે તેઓને બંને સત્તાસ્થાનો હોય છે: જો આહારક ચતુષ્કની સત્તા હોય તો

બાણુનું સત્તાસ્થાન અન્યથા અઠ્ઠાશીનું સત્તાસ્થાન હોય છે. છવ્વીશ સત્તાવીશ અઠ્ઠાવીશ અને ઓગણત્રીશનો ઉદય છતા પણ બાણું અને અઠ્ઠાશી એમ બે સત્તાસ્થાન યથાયોગ્ય રીતે હોય છે. ત્રીશના ઉદયે દેવગતિ કે નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશના બંધકને સામાન્યથી બાણું નેવ્યાશી અઠ્ઠાશી અને છયાશી એમ ચાર સત્તાસ્થાનો હોય છે. તેમાં બાણું અને અઠ્ઠાશીની સત્તા પહેલા જેમ કહી, તેમ અહિં પણ સમજવી. નેવ્યાસીની સત્તા આ રીતે હોય છે–કોઇ [1]મિથ્યાદૃષ્ટિ મનુષ્ય નારકીનું આયુ બાંધી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ઉપાર્જન કરે. ત્યારબાદ તથાપ્રકારના વિશિષ્ટ પરિણામના યોગે તિર્થંકરનામનો નિકાચિત બંધ કરે. તે મનુષ્ય નરકમાં જવા સન્મુખ થતા પોતાનું અંતર્મુહૂર્ત્ત આયુ શેષ હોય ત્યારે સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જાય. ત્યાં તે વખતે તે જીવને તીર્થંકર નામનો બંધ થતો નહિ હોવાથી નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ બાંધતા નેવ્યાસીની સત્તા હોય છે.

છયાશીની સત્તા આ પ્રમાણે હોય છે–તીર્થંકરનામ આહારકચતુષ્ક, દેવદ્વિક, નરકદ્વિક અને વૈક્રિયચતુષ્કની સત્તા જ્યારે ન હોય ત્યારે એંશીની સત્તા હોય છે. એંશીની સત્તાવાળો કોઈ (એકેન્દ્રિય) આત્મા પંચેન્દ્રિય તિર્યંચ કે મનુષ્યમાં ઉત્પન્ન થઈ સઘળી સ્વયોગ્ય પર્યાપ્તિએ પર્યાપ્તો થાય. પર્યાપ્તાવસ્થામાં જો વિશુદ્ધ-પરિણામવાળો થાય તો દેવગતિપ્રાયોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિઓ બાંધે, અને તેના બંધે દેવદ્વિક અને વૈક્રિયચતુષ્કની સત્તા પ્રાપ્ત થાય એટલે તેને છયાશીનું સત્તા-સ્થાન થાય. અથવા જો સર્વસંક્લિષ્ટ પરિણામવાળો થાય તો નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિઓનો બંધ કરે. અને તેના બંધે નરકદ્વિક અને વૈક્રિયચતુષ્કની સત્તા પ્રાપ્ત થાય. એ રીતે પણ છયાશીનું સત્તાસ્થાન થાય.

એકત્રીશના ઉદયે બાણું અઠ્ઠાશી અને છયાશી એમ ત્રણ સત્તાસ્થાનો હોય છે. આ ઉદય છતા નેવ્યાશીનું સત્તાસ્થાન હોતું નથી. કારણકે એકત્રીશનો ઉદય ઉદ્યોતના ઉદયવાળા તિર્યંચ પંચેન્દ્રિયોમાં હોય છે. તિર્યંચોમાં તીર્થંકર-

૧ કર્મગ્રંથનો એવો અભિપ્રાય છે કે જે લેશ્યાએ નારકીનું આયુ બાંધ્યું હોય તે લેશ્યા પોતાના ભવના છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં જ્યારે આવી જાય ત્યારે નરકમાં જવા સન્મુખ થયેલો આત્મા ક્ષાયોપશમિક સમ્યક્ત્વ વમી નાખે છે. એટલે 'નરકમાં જવા સન્મુખ થયેલો આત્મા સમ્યક્ત્વથી પડી મિથ્યાત્વે જાય' એમ લખ્યું છે. તથા અહિં જેણે જિન નામ નિકાચિત કર્યું છે, તેની વિવક્ષા છે, અનિકાચિત જિનનામની વિવક્ષા નથી. કારણ કે નિકાચિત જિનનામની સત્તાવાળો અંતર્મુહૂર્ત્તથી અધિક મિથ્યાત્વે ટકી શકતોજ નથી. અને અનિકાચિતનો તો કોઇ નિયમજ નથી. મનુષ્યભવનું છેલ્લું અંતર્મુહૂર્ત્ત અને નારકીનું અપર્યાપ્તાવસ્થાનું અંતર્મુહૂર્ત્ત બંને મળી મોટા અંતર્મુહૂર્ત્તપ્રમાણકાળ નિકાચિત જિન-નામની સત્તાવાળો ઉપરોક્ત રીતે મિથ્યાત્વ ગુણસ્થાનકે રહે છે.

નામની (નિકાચિત) સત્તા હોતીજ નથી. કેમકે (નિકાચિત) જિનનામની સત્તા-વાળો કોઈપણુ આત્મા તિર્યંચગતિમાં ઉત્પન્ન થતો નથી. છયાશીના સત્તાસ્થાનનો વિચાર ઉપર કર્યા પ્રમાણે અહિં પણુ સમજવો. આ પ્રમાણે અઠ્ઠાવીશના બંધકને આઠે ઉદયસ્થાનને આશ્રયી ઓગણીશ સત્તાસ્થાનો થાય છે.

ઓગણત્રીશ અને ત્રીશના બંધે નવ નવ ઉદયસ્થાનો અને સાત સાત સત્તાસ્થાનકો હોય છે. તેમાં ઓગણત્રીશનું બંધસ્થાન તિર્યંચગતિ અને મનુષ્ય-ગતિ યોગ્ય બાંધતા બંધાય છે, તેના બંધક ચારે ગતિના આત્માઓ[1] છે. તીર્થ-કરનામકર્મ સાથે દેવગતિયોગ્ય બંધ કરતા પણુ ઓગણત્રીશ બંધાય છે. તેના બંધક અવિરતિ સમ્યગ્દષ્ટિથી આરંભી અપૂર્વકરણુ ગુણસ્થાન સુધીમાં વર્ત્તમાન મનુષ્યો છે. તથા ત્રીશનું બંધસ્થાન ઉદ્યોતનામ સાથે તિર્યંચગતિયોગ્ય બંધ કરતા બંધાય છે. તેના બંધક ચારે ગતિના આત્માઓ છે. તીર્થંકરનામ સાથે મનુષ્ય-ગતિ યોગ્ય બંધ કરતા પણુ ત્રીશનું બંધસ્થાન બંધાય છે. તેના બંધક ચતુર્થ ગુણસ્થાનકે વર્ત્તમાન દેવો અને નારકીઓ છે. તેમજ આહારકદ્વિક સાથે દેવ-ગતિયોગ્ય બંધ કરતા પણુ ત્રીશ બંધાય છે. તેના બંધક સાતમા અને આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ સુધીમાં વર્ત્તમાન યતિઓ છે. ઓગણત્રીશનો બંધ કરતા જે નવ ઉદયસ્થાનકો કહ્યા તે આ પ્રમાણે હોય છે–૨૧–૨૪–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧ તેમાં એકવીશનો ઉદય તિર્યંચ અને મનુષ્યગતિયોગ્ય ઓગણત્રીશ બાંધતા પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, મનુષ્ય, દેવ અને નારકીઓને વિગ્રહગતિમાં હોય છે. ચોવીશનો ઉદય પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિયોને હોય છે. પચીશનો ઉદય પર્યાપ્ત એકેન્દ્રિય દેવ નારકી અને વૈક્રિયશરીર જેઓએ વિકુર્વ્યું છે એવા મિથ્યાદષ્ટિ મનુષ્ય અને તિર્યંચોને

૧ એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, અસંજ્ઞિ તિર્યંચ, અસંજ્ઞિ મનુષ્ય, અને નરકગતિયોગ્ય બંધ પહેલા ગુણસ્થાનક સુધીજ થાય છે. સંજ્ઞિ પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય બંધ પહેલા બે ગુણસ્થાન સુધી થાય છે. સંજ્ઞિ પર્યાપ્ત મનુષ્ય યોગ્ય બંધ પહેલા ચાર ગુણ-સ્થાન સુધી થાય છે. ત્રીજે ચોથે ગુણસ્થાનકે વર્ત્તમાન દેવો મનુષ્યગતિ યોગ્ય બંધ કરે છે, અને મનુષ્યો દેવગતિ યોગ્ય બંધ કરે છે. અપર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચ કે મનુષ્યગતિયોગ્ય બંધ પણુ પહેલા ગુણસ્થાનકેજ થાય છે. તથા દેવગતિ યોગ્ય બંધ પહેલા ગુણસ્થાનકથી આઠમાના છઠ્ઠા ભાગ સુધીમાં વર્ત્તમાન આત્માઓ યોગ્યતા પ્રમાણે કરે છે. આ લક્ષ્ય રાખીને બંધસ્થાનોનો વિચાર કરવો. તથા કયા જીવને કેટલા ગુણસ્થાનો હોય છે તેનો વિચાર કરી ઉદયસ્થાનકો વિચારવા.

૨ વૈક્રિય તિર્યંચ મનુષ્યો સાથે મિથ્યાદષ્ટિ વિશેષણ જોડવાનું કારણ તેઓજ તિર્યંચ મનુષ્યગતિ યોગ્ય બાંધે છે. તેઓ જો સમ્યગ્દષ્ટિ હોય તો દેવગતિયોગ્યજ બંધ કરે છે.

હોય છે. છવ્વીસનો ઉદય પર્યાપ્ત એકેન્દ્રિય, પર્યાપ્ત અપર્યાપ્ત વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યોને હોય છે. સત્તાવીશનો ઉદય પર્યાપ્ત એકેન્દ્રિય, દેવ, નારકી, અને મિથ્યાદષ્ટિ વૈક્રિય તિર્યંચ મનુષ્યોને હોય છે. અઠ્ઠાવીશ અને ઓગણત્રીશનો ઉદય વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, મનુષ્ય, દેવ, નારકી, અને મિથ્યાદષ્ટિ વૈક્રિય તિર્યંચ મનુષ્યોને હોય છે. ત્રીશનો ઉદય વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, મનુષ્ય, અને ઉદ્યોતના વેદક દેવોને હોય છે. એકત્રીશનો ઉદય ઉદ્યોતના ઉદયવાળા પર્યાપ્ત વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયોને હોય છે. તથા તીર્થંકરનામ સાથે દેવગતિયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ કરતા અવિરતિ સમ્યગ્દષ્ટિ મનુષ્યને સાત ઉદયસ્થાનકો હોય છે. તે આ–૨૧–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦ સમ્યગ્દષ્ટિ મનુષ્ય અપર્યાપ્ત કે પર્યાપ્તાવસ્થામાં પ્રતિસમય દેવગતિ યોગ્યજ બંધ કરે છે. અને જેઓએ જિનનામને નિકાચિત કર્યું છે તેઓ જિનનામની બંધયોગ્ય ભૂમિમાં–ચોથા ગુણસ્થાનકથી આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ સુધીમાં પ્રતિસમય તેનો બંધ કર્યાજ કરે છે, માટે દેવગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ અપર્યાપ્ત કે પર્યાપ્ત બંને અવસ્થામાં થાય છે. એટલે ૨૧–૨૬–૨૮–૨૯–૩૦ ના ઉદયે વર્ત્તમાન અવિરતિ સમ્યગ્દષ્ટિ મનુષ્ય દેવગતિ યોગ્ય ઓગણત્રીશનો બંધ કરી શકે છે. અને ૨૫–૨૭–૨૮–૨૯ ના ઉદયે વર્ત્તમાન વૈક્રિય અવિરતિ સમ્યગ્દષ્ટિ મનુષ્ય પણ ઉપર પ્રમાણે ઓગણત્રીશ બાંધી શકે છે. દેશવિરતિ ગુણસ્થાન પર્યાપ્તાવસ્થામાંજ હોય છે. એટલે ત્રીશના ઉદયે વર્ત્તમાન મનુષ્ય દેવગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ કરી શકે છે. અને ૨૫–૨૭–૨૮–૨૯ એ ચાર ઉદયે વર્ત્તતો વૈક્રિય દેશવિરતિ મનુષ્ય ઓગણત્રીશનો બંધ કરે છે. વૈક્રિય મનુષ્યને અહિં ત્રીશનો ઉદય હોતો નથી. કેમકે ત્રીશનો ઉદય ઉદ્યોત સાથે હોય છે. મનુષ્યમાં ઉદ્યોતનો ઉદય આહારક શરીરી અને વૈક્રિય શરીરી યતિનેજ હોય છે, સંયતાસંયતને હોતો નથી. પ્રમત્તસંયતને સામાન્યથી ત્રીશનો ઉદય છે. અને વૈક્રિય તથા આહારક સંયતને ૨૫–૨૭–૨૮–૨૯–૩૦ એ પાંચ ઉદયસ્થાનો છે. દરેક ઉદયસ્થાનોમાં વર્ત્તમાન દેવગતિયોગ્ય ઓગણત્રીશ બાંધી શકે છે. ત્રીશના ઉદયે વર્ત્તતા સામાન્ય અપ્રમત્ત સંયત, ૨૯–૩૦ ના ઉદયે વર્તતા વૈક્રિયશરીરી અપ્રમત્ત સંયત અને અપૂર્વકરણમાં વર્ત્તમાન આત્મા પણ ઉપર પ્રમાણે ઓગણત્રીશ બાંધે છે, આહારક શરીરી અપ્રમત્ત સંયત ઓગણત્રીશ બાંધતા નથી. કેમકે આહારક શરીર નામનો બંધ કર્યા પછી તેની બંધ યોગ્ય ભૂમિમાં આહારક શરીર નામનો બંધ કર્યાજ કરે છે. એટલે આહારકશરીરી અપ્રમત્ત દેવગતિયોગ્ય આહારકદ્વિક સાથે ત્રીશ કે આહારકદ્વિક અને જિનનામ સાથે એકત્રીશનો બંધ કરે છે.

સામાન્યથી ઓગણત્રીશના બંધે સાત સત્તાસ્થાનો હોય છે. તે આ—

૯૩–૯૨–૮૯–૮૮–૮૬–૮૦–૭૮. તેમાં વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય ઓગણત્રીશનો બંધ કરતા પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિય વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિયોને એકવીશના ઉદયે ૯૨–૮૮–૮૬–૮૦–૭૮ એ પાંચ સત્તાસ્થાનો હોય છે. એ પ્રમાણે ૨૪–૨૫–૨૬ એ ત્રણ ઉદયમાં પણ પાંચે સત્તાસ્થાનો યથાયોગ્ય રીતે હોય છે. ૨૭–૨૮–૨૯–૩૦–૩૧ એ પાંચ ઉદયમાં અઠ્ઠોતેર સિવાય ચાર ચાર સત્તાસ્થાનો હોય છે. ભાવના ત્રેવીસના બંધસ્થાનકમાં જેમ કરી તેમ અહિં પણ કરી લેવી. મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ બાંધતા એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયોને તથા તિર્યંચગતિ અને મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ બાંધતા મનુષ્યોને યથાયોગ્ય રીતે પોતપોતાના ઉદયમાં વર્તતા અઠ્ઠોતેર સિવાય ૯૨–૮૮–૮૬–૮૦ એ ચાર સત્તાસ્થાનો હોય છે. તથા તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશનો બંધ કરતા પોતપોતાના ઉદયમાં વર્ત્તમાન દેવો અને નારકીઓને બાણુ અને અઠ્ઠાશી એમ બે બે સત્તાસ્થાન હોય છે. માત્ર તીર્થંકરનામની સત્તાવાળા મિથ્યાદૃષ્ટિ નારકીને મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ બાંધતા પોતાના પાંચે ઉદયમાં નેવ્યાશીનું સત્તાસ્થાન હોય છે. કારણ કે તીર્થંકર નામની સત્તાવાળો આહારક ચતુષ્કની સત્તા વિનાનો હોય તેનો મિથ્યાત્વ ગુણસ્થાનકે જવાનો તેમજ નરકમાં જવાનો સંભવ છે. શાસ્ત્રમાં કહ્યું છે કે—"આહારક અને જિનનામ એ બંનેની યુગવત્ સત્તા છતા મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે (કે નરકગતિમાં) જતો નથી." માટે ત્રાણુમાંથી આહારકચતુષ્કની સત્તા દૂર કરતા નેવ્યાશી સત્તામાં રહે છે. તીર્થંકર નામકર્મ સાથે ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતા એકવીશના ઉદયે વર્ત્તમાન અવિરતિ સમ્યગ્દૃષ્ટિ મનુષ્યોને બે સત્તાસ્થાન હોય છે. તે આ—૯૩–૮૯. એ પ્રમાણે પચીસ છવ્વીસ સત્તાવીશ અઠ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીશના ઉદયમાં પણ તેજ બબ્બે સત્તાસ્થાનકો કહેવા. માત્ર પોતપોતાના ઉદયમાં વર્ત્તતા આહારક સંયતને ત્રાણુનું એકજ સત્તાસ્થાન હોય છે. આ પ્રમાણે સામાન્યથી ઓગણત્રીશના બંધે અને એકવીશના ઉદયે સાત સત્તાસ્થાનો, ચોવીસના ઉદયે પાંચ, પચીસના ઉદયે સાત, છવ્વીસના ઉદયે સાત, સત્તાવીશના ઉદયે છ, અઠ્ઠાવીશના ઉદયે છ, ઓગણત્રીશના ઉદયે છ, ત્રીશના ઉદયે છ, અને એકત્રીશના ઉદયે ચાર સત્તાસ્થાનો હોય છે. સઘળા મળી ચોપન સત્તાસ્થાનો થાય છે.

તથા જેમ તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશ બંધતા એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, મનુષ્ય, દેવ, અને નારકીઓને ઉદય અને સત્તાસ્થાનો વિચાર્યા તેમ તિર્યંચગતિયોગ્ય ઉદ્યોતનામકર્મ સાથે ત્રીશ બાંધતા એકેન્દ્રિયાદિને પણ ઉદય અને સત્તાસ્થાનો કહેવા.

તથા મનુષ્યગતિ યોગ્ય તીર્થંકર નામ સાથે ત્રીશ બાંધતા અવિરતિ સમ્ય-

ગ્દષ્ટિ દેવોને ૨૧–૨૫–૨૭–૨૮–૨૯–૩૦ એ છ ઉદયસ્થાનો અને નારકીઓને ત્રીશ સિવાય પાંચ ઉદયસ્થાનકો હોય છે. સત્તાસ્થાનો સામાન્યતઃ ત્રાણુ અને નેવ્યાસી એ હોય છે. તેમાં મનુષ્યગતિ યોગ્ય તીર્થંકર નામ સાથે ત્રીશ બાંધતા દેવોને પોતાના સઘળા ઉદયમાં ત્રાણુ અને નેવ્યાશી એમ બે સત્તાસ્થાનકો હોય છે. તીર્થંકર નામસાથે મનુષ્યગતિ યોગ્ય ત્રીશ બાંધતા [1]નારકીને પોતાના ચારે ઉદયમાં માત્ર નેવ્યાશીનું એક જ સત્તાસ્થાનક હોય છે, ત્રાણુનું હોતું નથી. કેમકે તીર્થંકર નામ અને આહારક ચતુષ્ક બંનેની યુગપત્ સત્તાવાળો આત્મા નરકમાં ઉત્પન્ન થતો નથી. તથા ઉદ્યોતનામકર્મનો ઉદય નહિ હોવાથી નારકોને ત્રીશનું ઉદયસ્થાન હોતું નથી, એટલે ચાર ઉદયસ્થાનકો કહ્યા છે.

આહારકદ્વિક સાથે દેવગતિ યોગ્ય ત્રીશનો બંધ કરતા અપ્રમત્તસંયતને ત્રીશનું ઉદયસ્થાન અને બાણુનું સત્તાસ્થાન હોય છે. અપૂર્વકરણને પણ એ પ્રમાણે હોય છે. આ પ્રમાણે સામાન્યથી ત્રીશના બંધકને એકવીશના ઉદયે સાત, ચોવીશના ઉદયે પાંચ, પચીશના ઉદયે સાત, છવ્વીસના ઉદયે પાંચ, સત્તાવીશના ઉદયે છ, અઠ્ઠાવીશના ઉદયે છ, ઓગણત્રીશના ઉદયે છ, ત્રીશના ઉદયે છ, અને એકત્રીશના ઉદયે ચાર સત્તાસ્થાનો હોય છે. સઘળા મળી બાવન સત્તાસ્થાનો થાય છે.

એકત્રીશ પ્રકૃતિનો બંધ કરતા ત્રીશનું એકજ ઉદયસ્થાન હોય છે. કારણ કે તીર્થંકર નામ અને આહારકદ્વિક સાથે દેવગતિ યોગ્ય બાંધતા અપ્રમત્ત સંયત અને અપૂર્વકરણને એકત્રીશનો બંધ થાય છે. તેઓ વૈક્રિય કે આહારક કરતા નથી, માટે પચીસ આદિ ઉદયો અહિં સંભવતા નથી. અહિં સત્તાસ્થાન માત્ર ત્રાણુંનું જ હોય છે. કેમકે તીર્થંકરનામ અને આહારક ચતુષ્ક એ બંનેની સત્તા અહિં છે.

૧ નારકોને અપર્યાપ્તાવસ્થામાં કર્મગ્રંથના મતે ક્ષાયિક એક જ સમ્યક્ત્વ હોય છે, અને સિદ્ધાંતના મતે ક્ષાયિક અને ક્ષાયોપશમિક બે હોય છે. દેવોમાં ત્રણે સમ્યક્ત્વ હોય છે. તેમાં ઉપશમ સમ્યક્ત્વ શ્રેણિમાંનું હોય છે.

૨ એકત્રીશના બંધે સ્વભાવસ્થ સંયતનું ત્રીશનું એક જ ઉદયસ્થાન લીધું છે. પરંતુ આહારક અને વૈક્રિય સંયતના ૨૯–૩૦ એ બે ઉદયસ્થાન લીધા નથી. કારણમાં એમ કહ્યું છે કે અપ્રમત્ત ગુણસ્થાનકવાળા આહારક અને વૈક્રિય શરીર કરતા નથી, માટે અન્ય ઉદયો સંભવતા નથી. આ હકીકત બરાબર છે, કે અપ્રમત્ત સંયત આહારક શરીરનો પ્રારંભ કરતા નથી પરંતુ પ્રમત્તે શરૂ કરી આહારક શરીર યોગ્ય સઘળી પર્યાપ્તિઓ પૂર્ણ કરી ઉદ્યોતનો ઉદય થતા પહેલા તે અપ્રમત્તે જઈ શકે છે, એટલે ત્યાં તેને ૨૯–૩૦ એમ બે ઉદયસ્થાનકો સંભવે છે. વળી અહિં આહારક કાયયોગ મનોયોગના ચાર ભેદ વચનયોગના ચાર ભેદ વૈક્રિય કાયયોગ અને ઔદારિકકાયયોગ એમ અગીઆર યોગ લીધા છે. તેમાં આહારક અને વૈક્રિય પણ લીધા છે. એટલે આહારક શરીરીનો અપ્રમત્તે કઈરીતે

આઠમા ગુણસ્થાનકના છઠ્ઠા ભાગ પછીથી દેવગતિ યોગ્ય કર્મનો બંધ વિચ્છેદ થયા બાદ એકલી યશઃકીર્તિનો જ્યારે બંધ થાય ત્યારે ઉદયસ્થાન માત્ર ત્રીશનું જ હોય છે. કેમકે અપૂર્વકરણાદિ એક યશઃકીર્તિ બાંધે છે, અને તેઓ અતિ વિશુદ્ધ પરિણામવાળા હોવાથી વૈક્રિય કે આહારક લબ્ધિ ફોરવતા નથી. માટે પચીસ આદિ ઉદયસ્થાનો અહિં હોતા નથી. સત્તાસ્થાનો આઠ હોય છે. તે આ—૯૩—૯૨—૮૯—૮૮—૮૦—૭૯—૭૬—૭૫. તેમાં આદિના ચાર ઉપશમશ્રેણિમાં હોય છે, અને ક્ષપકશ્રેણિમાં અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકે જઈને જ્યાં સુધી નામકર્મની તેર પ્રકૃતિઓનો ક્ષય થયો હોતો નથી ત્યાં સુધી હોય છે. નામકર્મની તેર પ્રકૃતિઓનો ક્ષય થયા બાદ અનેક જીવોની અપેક્ષાએ પાછળના ૮૦ આદિ ચાર સત્તાસ્થાનો હોય છે. અને તે સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકના ચરમ સમય પર્યંત હોય છે, કેમકે યશઃકીર્તિનો બંધ ત્યાં સુધી જ થાય છે.

બંધ વિચ્છેદ થયા બાદ દશ ઉદયસ્થાનો હોય છે. તે આ પ્રમાણે—૨૦—૨૧—૨૬—૨૭—૨૮—૨૯—૩૦—૩૧—૯—૮. તેમાં ઉપશાંતમોહગુણસ્થાનકે ત્રીશનું એક જ ઉદયસ્થાન હોય છે, અને શરૂઆતના ૯૩ આદિ ચાર સત્તાસ્થાનકો હોય છે. ક્ષીણમોહે પણ ત્રીશનું એક જ ઉદયસ્થાન હોય છે. અને પાછળના ચાર સત્તાસ્થાનો હોય છે. સયોગિકેવલિ ગુણસ્થાનકે નવ અને આઠ સિવાય ઉપર કહ્યા તે સઘળા ઉદયસ્થાનો હોય છે. તેમાંથી વીશ અને એકવીશનો ઉદય કેવલી સમુદ્દ્ઘાતમાં કાર્મણ કાયયોગે વર્તમાન સામાન્ય કેવલી અને તીર્થંકર ભગવાનને અનુક્રમે હોય છે. ઔદારિકમિશ્રકાયયોગે વર્તમાન તેઓને જ અનુક્રમે છવ્વીસ અને સત્તાવીશનો ઉદય હોય છે. સ્વભાવસ્થ સામાન્ય કેવલી મહારાજને ત્રીશ, તેઓને જ સ્વરનો રોધ કરે ત્યારે ઓગણત્રીશ, અને ઉચ્છ્વાસનો રોધ કરે ત્યારે અઠ્ઠાવીશનો ઉદય હોય છે. સ્વભાવસ્થ તીર્થંકર ભગવાનને એકત્રીશ, સ્વરનો રોધ કરે ત્યારે ત્રીશ, અને ઉચ્છ્વાસનો રોધ કરે ત્યારે ઓગણત્રીશનો ઉદય

નિષેધ થઈ શકે? જ્યારે આહારક શરીરી અપ્રમત્ત હોઈ શકતો હોય ત્યારે તેના બંધસ્થાનકનો પણ વિચાર કરવો જોઈએ. શ્રીમલયગિરિજી મહારાજ છટ્ઠા કર્મગ્રંથ ગાથા ૫૨ ની ટીકામાં લખે છે કે 'यस्य हि तीर्थकरमाहारकं वा सत्, स नियमात्तद्बध्नाति तेनैकैकस्मिन् बन्धे एकैकमेव सत्तास्थानं' અર્થાત્ જેને તીર્થંકર અથવા આહારકની સત્તા હોય તે અવસ્ય તેનો બંધ કરે છે. માટે એકેક બંધે એકેક જ સત્તાસ્થાન હોય છે" આહારકની સત્તા વિના આહારક શરીર કરી શકતા નથી માટે આહારક શરીરી પણ ઉપરના નિયમ પ્રમાણે આહારકદ્વિક બાંધે છે એમ નક્કી થાય છે. એટલે ૨૯ અને ૩૦ના ઉદયવાળા વૈક્રિય કે આહારક સંયત અને ત્રીશના ઉદયવાળા સ્વભાવસ્થ અપ્રમત્ત સંયતો એકત્રીશ બાંધે છે અને તેને ૯૩ની સત્તા હોઈ શકે છે. ત્યાં અલ્પ જીવો જતા હોય કે અલ્પ કાળ રહેતા હોય અને વિવક્ષા ન કરી હોય તો તે સંભવે છે. તત્ત્વકેવલી ગમ્ય.

હોય છે. આ રીતે ત્રીશ અને ઓગણત્રીશનો ઉદય બે પ્રકારે પ્રાપ્ત થાય છે. અયોગિકેવલી તીર્થંકર ભગવાનને નવનો ઉદય અને સામાન્ય કેવલીને આઠનો ઉદય હોય છે.

સત્તાસ્થાનો દશ હોય છે, તે આ પ્રમાણે. ૯૩–૯૨–૮૯–૮૮–૮૦–૭૯–૭૬–૭૫–૯–૮. તેમાં વીશના ઉદયે બે સત્તાસ્થાન હોય છે. ૭૯–૭૫. એ પ્રમાણે છવ્વીસ અને અઠ્ઠાવીશના ઉદયે પણ ૭૯–૭૫ એ બે સત્તાસ્થાનો હોય છે. એકવીશના ઉદયે ૮૦–૭૬ એ બે સત્તાસ્થાનો હોય છે. એ પ્રમાણે સત્તાવીશના ઉદયે પણ બે સત્તાસ્થાનો હોય છે. ઓગણત્રીસના ઉદયે ચાર સત્તાસ્થાનો હોય છે. તે આ ૮૦–૭૬–૭૯–૭૫. કારણ કે ઓગણત્રીશનો ઉદય તીર્થંકર અને અતીર્થંકર બંનેને હોય છે. તેમાંના આદિના બે તીર્થંકર ભગવાનને અને છેવટના બે અતીર્થંકર ભગવાનને હોય છે. (અહિં એ ખ્યાલમાં રાખવું કે સયોગિકેવલી ગુણસ્થાનકે તીર્થંકર ભગવાનને પોતાના સઘળા ઉદયોમાં ૮૦–૭૬ એ બે સત્તાસ્થાનો હોય છે. અને સામાન્ય કેવલીને પોતાના સઘળા ઉદયોમાં ૭૯–૭૫ એ બે સત્તાસ્થાનો હોય છે. સામાન્ય કેવલીને ૨૦–૨૬–૨૮–૨૯–૩૦ એ પાંચ ઉદયસ્થાનો અને તીર્થંકર ભગવાનને ૨૧–૨૭–૨૯–૩૦–૩૧ એ પાંચ ઉદયસ્થાનો હોય છે. અયોગિના ઉદયસ્થાનો તથા સત્તાસ્થાનો તો સ્પષ્ટ છે.) ત્રીશના ઉદયે આઠ સત્તાસ્થાનો હોય છે. તે આ પ્રમાણે. ૯૩–૯૨–૮૯–૮૮–૮૦–૭૯–૭૬–૭૫. તેમાંના આદિના ચાર ઉપશાંતમોહગુણસ્થાનકે હોય છે. ૮૦ ક્ષીણમોહગુણસ્થાનકે અથવા સયોગીકેવલી ગુણસ્થાનકે તીર્થંકર અને આહારક ચતુષ્કની સત્તાવાળાને હોય છે. ૭૯ ક્ષીણમોહ ગુણસ્થાનકે અથવા સયોગીકેવલી ગુણસ્થાનકે તીર્થંકર નામની સત્તા વિનાનાને હોય છે. ૭૬ ક્ષીણમોહગુણસ્થાનકે અથવા સયોગિકેવલી ગુણસ્થાનકે આહારક ચતુષ્કની સત્તાવિનાનાને હોય છે. ૭૫ ક્ષીણમોહ ગુણસ્થાનકે અથવા સયોગીકેવલી ગુણસ્થાનકે તીર્થંકર અને આહારક ચતુષ્ક બંનેની સત્તા રહીતને હોય છે. એકત્રીશના ઉદયે તીર્થંકર ભગવાનને એંશી અને છોંતેર એ બે સત્તાસ્થાનો હોય છે. સામાન્ય કેવલિને એકત્રીશનો ઉદય હોતો નથી. અયોગી કેવલિગુણસ્થાનકે નવના ઉદયે તીર્થંકર ભગવાનને અયોગિના દ્વિચરમસમયપર્યંત એંશી અને છોંતેર, અને ચરમ સમયે નવનું સત્તાસ્થાન હોય છે. આઠના ઉદયવાળા અયોગિ અતીર્થંકર ભગવાનને અયોગિના દ્વિચરમસમય પર્યંત ઓગણાએંશી અને પંચોતેર તથા ચરમ સમયે આઠનું સત્તાસ્થાન હોય છે. આ પ્રમાણે અબંધકને દશે ઉદયસ્થાનો આશ્રયી ત્રીશ સત્તાસ્થાનો થાય છે. ૯૯–૧૦૦

આ પ્રમાણે સઘળા કર્મોના બંધસ્થાનકોનો ઉદયસ્થાનકોનો અને સત્તાસ્થાનકોનો સ્વતન્ત્રપણે અને સંવેધદ્વારા વિચાર કર્યો. હવે સઘળા કર્મોના બંધ ઉદય અને સત્તાને સંવેધદ્વારા ગુણસ્થાનકોમાં વિચાર કરવા ઇચ્છતા પહેલા

જ્ઞાનાવરણીયનો અને તેની સમાન સંખ્યાવાળા અંતરાયકર્મનો વિચાર કરતા આ ગાથા કહે છે—

**बंधोदयसंतेसुं पण पण पढमंतिमाण जा सुहुमो ।**
**संतोइण्णाइं पुण उवसमखीणे परे नत्थि ॥१०१॥**

**वन्धोदयसत्सु पञ्च पञ्च प्रथमान्तिमयोर्यावत्सूक्ष्मः ।**
**सत्य उदीर्णाः पुनः उपशान्तक्षीणयोः परतः नास्ति ॥१०१॥**

અર્થ—સૂક્ષ્મસંપરાય પર્યંત પહેલા અને છેલ્લા કર્મ્મની બંધ ઉદય અને સત્તામાં પાંચ પાંચ પ્રકૃતિઓ હોય છે. ઉપશાંતમોહે અને ક્ષીણમોહે સત્તા અને ઉદયમાં પાંચ પાંચ હોય છે. પછીના ગુણસ્થાનકે હોતી નથી.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત પહેલા અને છેલ્લા–જ્ઞાનાવરણીય અને અંતરાય કર્મની બંધમાં ઉદયમાં તેમજ સત્તામાં પાંચે પાંચ પ્રકૃતિઓ હોય છે. એટલે કે–મિથ્યાદૃષ્ટિથી સૂક્ષ્મ-સંપરાય સુધીના દશ ગુણસ્થાનકોમાં જ્ઞાનાવરણીયની તેમજ અંતરાયની પાંચે પ્રકૃતિનો બંધ, પાંચે પ્રકૃતિનો ઉદય અને પાંચેની પ્રકૃતિની સત્તા હોય છે, એક પણ ઓછી હોતી નથી. કેમકે તે પ્રકૃતિઓ ધ્રુવબંધિ ધ્રુવોદયી અને ધ્રુવસત્તા-વાળી છે. બંધવિચ્છેદ થયા બાદ ઉપશાંતમોહ અને ક્ષીણમોહે પાંચેનો ઉદય અને પાંચેની સત્તા હોય છે. એટલે કે ઉપશાંતમોહ અને ક્ષીણમોહ ગુણસ્થાનકે પાંચેનો ઉદય અને પાંચેની સત્તા હોય છે. ક્ષીણમોહથી આગાડી સયોગિ અયોગિ કેવલી ગુણસ્થાનકે એ બંને કર્મની એક પણ પ્રકૃતિ ઉદય કે સત્તામાં હોતી નથી. કેમકે ક્ષીણમોહના ચરમ સમયેજ ઉદય અને સત્તામાંથી ક્ષય થાય છે.

હવે દર્શનાવરણીય કર્મના બંધ ઉદય અને સત્તાસ્થાનોનો સંવેધદ્વારા વિચાર કરતા આ ગાથા કહે છે—

**मिच्छासासायणेसुं नवबंधुवलक्खिया उ दो भंगा ।**
**मीसाओ य नियट्टी जा छब्बंधेण दो दो उ ॥१०२॥**

**मिथ्यादृष्टिसासादनयोर्नवबन्धोपलक्षितौ तु द्वौ भङ्गौ ।**
**मिश्राच्च निवृत्तिं यावत् षड्बन्धेन द्वौ द्वौ तु ॥१०२॥**

અર્થ—મિથ્યાદૃષ્ટિ અને સાસાદનગુણસ્થાને નવના બંધવાળા બે ભંગ હોય છે. અને મિશ્રથી અપૂર્વકરણ પર્યંત છના બંધવાળા બબ્બે ભંગ હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિ અને સાસ્વાદન ગુણસ્થાનકે દર્શનાવરણીયકર્મના નવના

બંધવડે ઉપલક્ષિત એટલે કે નવના બંધવાળા બબ્બે ભંગ હોય છે. તે આ પ્રમાણે-૧ નવનો બંધ ચારનો ઉદય નવની સત્તા. આ ભંગ નિદ્રાનો ઉદય જ્યારે ન હોય ત્યારે હોય છે. ૨ નવનો બંધ પાંચનો ઉદય નવની સત્તા. આ ભંગ નિદ્રાનો ઉદય હોય ત્યારે હોય છે. તથા મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી અપૂર્વ-કરણ ગુણસ્થાનકના પ્રથમ ભાગ પર્યંત છના બંધવાળા બબ્બે ભંગ હોય છે. તે આ-૧ છનો બંધ ચારનો ઉદય નવની સત્તા. ૨ છનો બંધ પાંચનો ઉદય નવની સત્તા. આ બંને ભંગ અનુક્રમે નિદ્રાના અનુદયકાળે અને નિદ્રાના ઉદય કાળે હોય છે. ૧૦૨

**चउबंधे नवसंते दोण्णि अपुव्वाउ सुहुमरागो जा।**
**अब्बंधे णवसंते उवसंते हुंति दो भंगा ॥१०३॥**

**चतुर्बन्धे नवकसत्तायां द्वौ अपूर्वात्सूक्ष्मरागं यावत् ।**
**अबन्धे नवकसत्तायामुपशान्ते भवतो द्वौ भङ्गौ ॥१०३॥**

અર્થ—અપૂર્વકરણથી સૂક્ષ્મસંપરાય પર્યંત ચારનો બંધ અને નવની સત્તા છતાં બબ્બે ભંગ થાય છે. બંધાભાવે ઉપશાંતમોહે નવની સત્ત છતા બે ભંગ થાય છે.

ટીકાનુ૦—અપૂર્વકરણના સંખ્યાતમા ભાગે નિદ્રા અને પ્રચલાનો બંધ-વિચ્છેદ થયા બાદ સંખ્યાતમા ભાગથી આરંભી ઉપશમશ્રેણિમાં સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત ચારનો બંધ અને નવની સત્તા છતા બે ભંગ થાય છે. તે આ પ્રમાણે-૧ ચારનો બંધ ચારનો ઉદય નવની સત્તા, ચારનો બંધ પાંચનો ઉદય નવની સત્તા. આ બંને ભંગ અનુક્રમે નિદ્રાના અનુદયકાળે અને નિદ્રાના ઉદયકાળે હોય છે. તથા બંધવિચ્છેદ થયા પછી ઉપશાંતમોહગુણસ્થાનકે નવની સત્તા છતા બે ભંગ થાય છે. તે આ-૧ ચારનો ઉદય નવની સત્તા, ૨ પાંચનો ઉદય નવની સત્તા. ઉપશમશ્રેણિમાં નિદ્રાનો ઉદય હોઇ શકે છે, એટલે નિદ્રાના ઉદયવાળા ભંગો પણ સંભવે છે. અહિં અતિ મંદ નિદ્રાનો ઉદય હોય છે. ૧૦૩

**चउबंधे छस्संते बायरसुहुमाणमेगुक्खवयाणं ।**
**छसु चउसु व संतेसु दोण्णि अबंधंमि खीणस्स ॥१०४॥**

**चतुर्बंधे षट्कसत्तायां बादरसूक्ष्मयोरेकः क्षपकयोः ।**
**षट्सु चतसृषु वा सत्सु द्वौ अबंधे क्षीणस्य ॥१०४॥**

અર્થ—ક્ષપક બાદર અને સૂક્ષ્મસંપરાયે ચારનો બંધ ચારનો ઉદય અને છની સત્તાએ એક ભંગ થાય છે. બંધાભાવે છ અથવા ચારની સત્તા છતા ક્ષીણ-મોહિને બે ભંગ થાય છે.

ટીકાનુ૦—ક્ષપકશ્રેણિમાં વર્ત્તમાન અનિવૃત્તિ બાદરસંપરાય અને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે ચારનો બંધ અને છની સત્તા છતા એક ભંગ થાય છે. તે આ પ્રમાણે—ચારનો બંધ ચારનો ઉદય છની સત્તા. ક્ષપક આત્મા અત્યન્ત વિશુદ્ધિવાળો હોવાથી તેને નિદ્રાનો ઉદય હોતોજ નથી, માટે પાંચનો ઉદય સંભવતો નથી. તેથી એકજ ભંગ થાય છે. બંધવિચ્છેદ થયા બાદ ક્ષીણમોહગુણસ્થાનકે છ અને ચારની સત્તા છતા બે ભંગ થાય છે. તે આ પ્રમાણે–૧ ચારનો ઉદય છની સત્તા આ વિકલ્પ ક્ષીણમોહના દ્વિચરમ સમય પર્યંત હોય છે. અને ચરમ સમયે ૨ ચારનો ઉદય ચારની સત્તા એ ભંગ હોય છે. ૧૦૪

આ પ્રમાણે દર્શનાવરણીયકર્મનો બંધ ઉદય અને સત્તાના સંવેધનો ગુણસ્થાનકોમાં વિચાર કર્યો. હવે વેદનીયના સંવેધનો વિચાર કરે છે—

**चत्तारि जा पमत्तो दोण्णि उ जा जोगि सायबंधेणं ।**
**सेलेसि अबंधे चउ इगि संते चरिमसमए दो ॥१०५॥**

**चत्वारो यावत्प्रमत्तः द्वौ तु यावत्सयोगी सातबंधेन ।**
**शैलेशेऽबन्धे चत्वारः एकस्मिन्सति चरिमसमये द्वौ ॥१०५॥**

અર્થ—વેદનીયકર્મના પ્રમત્તસંયત પર્યંત ચાર ભાંગા હોય છે. સાતાના બંધથી થતા બે ભાંગા સયોગિકેવલી પર્યંત હોય છે. બંધવિચ્છેદ થયા પછી અયોગિ ગુણસ્થાનકે ચાર અને છેલ્લે સમયે એકની સત્તા હોય ત્યારે બે ભાંગા હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકથી આરંભી પ્રમત્ત સંયત ગુણસ્થાનક પર્યંત કાળભેદે અનેક જીવોની અપેક્ષાએ વેદનીય કર્મના ચાર ભાંગા હોય છે. તે આ પ્રમાણે—૧ અસાતાનો બંધ અસાતાનો ઉદય સાતા અસાતાની સત્તા, ૨ અસાતાનો બંધ સાતાનો ઉદય સાતા અસાતાની સત્તા, ૩ સાતાનો બંધ સાતાનો ઉદય સાતા અસાતા બંનેની સત્તા, ૪ સાતાનો બંધ અસાતાનો ઉદય સાતા અસાતા બંનેની સત્તા. કોઇને કોઇ પ્રકૃતિનો બંધ હોય, કોઇને કોઇનો હોય, એ પ્રમાણે કોઈને કોઇ પ્રકૃતિનો ઉદય હોય, કોઇને કોઇનો હોય. એટલે ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ કાળભેદે ઉપરોક્ત ભાંગાઓ સંભવે છે. તથા અપ્રમત્તસંયત ગુણસ્થાનથી આરંભી સયોગિકેવલિ ગુણસ્થાનક પર્યંત સાતાના બંધવાળા બે ભાંગા સંભવે છે. કેમકે અસાતાનો બંધ તો છઠ્ઠા ગુણસ્થાનક સુધી જ હોય છે, એટલે સાતમા ગુણસ્થાનકથી અસાતાના બંધવાળા ભાંગા થતા નથી. બે ભાંગા આ પ્રમાણે છે–૧ સાતાનો બંધ સાતાનો ઉદય સાતા અસાતાની સત્તા, ૨ સાતાનો બંધ અસાતાનો ઉદય સાતા અસાતા એ બેની

સત્તા. બંધવિચ્છેદ થયા બાદ શૈલેશ-અયોગિકેવલિ ગુણુસ્થાનકે ચાર વિકલ્પ થાય છે. તેમાંના બે આ પ્રમાણે—૧ સાતાનો ઉદય સાતા અસાતાની સત્તા, ૨ અસાતાનો ઉદય સાતા અસાતાની સત્તા. આ બે વિકલ્પ અયોગિ ગુણુસ્થાનકના દ્વિચરમ સમય પર્યંત હોય છે. અયોગિ ગુણુસ્થાનકે તેના પહેલા સમયથી આરંભી જેનો ઉદય હોય તે તેના છેલ્લા સમય પર્યંત કાયમ રહે છે, વચમાં ઉદય પલટાતો નથી. કોઈ આત્માને જો પ્રથમ સમયથી આરંભી અસાતાનો ઉદય હોય તો ચરમ સમય પર્યંત અસાતાનો જ ઉદય રહે છે, કોઇ આત્માને જો સાતાનો ઉદય હોય તો ચરમ સમય પર્યંત સાતાનો ઉદય કાયમ રહે છે. અયોગિના દ્વિચરમ સમય પર્યંત સત્તા તો બંનેની હોય છે. છેલ્લે સમયે જેનો ઉદય હોય તેની જ સત્તા રહે છે. જો સાતાનો ઉદય હોય તો ચરમ સમયે સાતાની સત્તા રહે, અને જો અયોગિના પ્રથમ સમયથી અસાતાનો ઉદય હોય તો ચરમ સમયે અસાતાની સત્તા રહે છે. જેનો ઉદય હોય તેની સત્તા કાયમ રહી જેનો ઉદય ન હોય તેની સત્તાનો દ્વિચરમ સમયે નાશ થાય છે. એટલે જ અયોગિ ગુણુસ્થાનકના ચરમ સમયે કોઇ પણુ એક સાતા કે અસાતાની સત્તા છતા બે ભંગ થાય છે. તે આ–૧ અસાતાનો ઉદય અસાતાની સત્તા. આ વિકલ્પ જેને અયોગિના પ્રથમ સમયથી આરંભી અસાતાનો ઉદય હોય તેને સંભવે છે. ૨ સાતાનો ઉદય સાતાની સત્તા. આ ભંગ પ્રથમ સમયથી જ જેને સાતાનો ઉદય હોય તેને સંભવે છે. ચરમ સમયે જેનો ઉદય હોય તે સિવાયની અન્ય પ્રકૃતિનો દ્વિચરમ સમયે સત્તામાંથી નાશ થાય છે, એટલે ચરમ સમયે એકજ સત્તામાં રહે છે. તેરમા ગુણુસ્થાનક સુધી સાતા અસાતા પરાવર્ત્તમાન હોવાથી તેનો ઉદય પલટાયા કરે છે, એક જીવને પણુ કોઈ એકનો ઉદય કાયમ રહેતો નથી. ૧૦૫

હવે ગુણુસ્થાનકોમાં આયુકર્મના બંધ ઉદય અને સત્તાસ્થાનોના સંવેધનો વિચાર કરે છે—

**अट्ठछलाहियवीसा सोलस वीसं च बारस छ दोसु ।**
**दो चउसु तीसु एक्कं मिच्छाइसु आउए भंगा ॥१०६॥**

**नरतिरि उदए नारयबंधविहूणा उ सासणि छव्वीसा ।**
**बंधसमऊण सोलस मीसे चउ बंध जुय सम्मे ॥१०७॥**

**देसविरयम्मि बारस तिरिमणुभंगा छबंधपरिहीणा ।**
**मणुभंगतिबंधूणा दुसु सेसा उभयसेढीसु ॥१०८॥**

अष्टषडधिकविंशतिः षोडश विंशतिश्च द्वादश षड्द्वयोः ।
द्वौ चतुर्षु त्रिष्वेको मिथ्यात्वादिष्वायुषो भंगाः ॥१०६॥
नरतिरश्च उदये नारकबंधविहीनास्तु सासादने षड्विंशतिः ।
बंधसमन्यूनाः षोडश मिश्रे चत्वारो बंधेन युता सम्यक्त्वे ॥१०७॥
देशविरते द्वादश तिर्यग्मनुजभंगाः बंधेन षड्बन्धपरिहीनाः ।
मनुजभंगाः त्रिबन्धोनाः द्वयोः शेषा उभयश्रेण्योः ॥१०८॥

અર્થ—અઠ્ઠાવીશ, છવ્વીશ, સોળ, વીશ, બાર, બેમાં છ, ચારમાં બે, અને ત્રણમાં એક, આ પ્રમાણે મિથ્યાદષ્ટિ આદિ ગુણસ્થાનકોમાં આયુકર્મના ભાંગા હોય છે.

મનુષ્ય અને તિર્યંચાયુના ઉદયે નારકાયુના બંધ વિનાના સાસાદને છવ્વીસ ભાંગા હોય છે. બંધની સમાન ન્યૂન–મિશ્રગુણસ્થાનકે આયુનો બંધ થતો નહિ હોવાથી બંધથી થતા ભાંગા વડે ન્યૂન સોળ ભાંગા મિશ્રદૃષ્ટિને હોય છે. બંધથી થતા ચાર ભાંગા મેળવતા વીશ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે હોય છે.

બંધથી થતા છ ભાંગા રહિત તિર્યંચ અને મનુષ્યના બાર ભાંગા દેશ-વિરતિ ગુણસ્થાનકે હોય છે. બંધથી થતા ત્રણ ભાંગા રહિત મનુષ્યના છ ભાંગા બેમાં–પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે હોય છે. બાકીના ગુણસ્થાનકના ભાંગાઓ બંને શ્રેણિમાં ગાથા ૧૦૬ માં કહ્યા તે પ્રમાણે યથાયોગ્ય રીતે સમજવા.

ટીકાનુ૦—મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકથી આરંભી અયોગિકેવલી સુધીના ગુણ-સ્થાનકોમાં અનુક્રમે આયુકર્મના આ નીચે કહેવામાં આવે છે, તે પ્રમાણે અઠા-વીશ આદિ ભાંગાઓ હોય છે. તેમાં મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે આયુકર્મના સઘળા અટઠાવીશે ભાંગાઓ હોય છે. કેમકે મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ચારે ગતિના જીવો હોય છે, અને તેઓ યથાયોગ્ય રીતે ચારે આયુનો બંધ કરે છે. એટલે આયુના બંધ પૂર્વના, આયુના બંધકાળે થતા, અને ત્યાર પછીના સઘળા ભાંગાઓ અહિં સંભવે છે. તેથી નારકો આશ્રયી પાંચ, તિર્યંચો આશ્રયી નવ, મનુષ્યો આશ્રયી નવ, અને દેવો આશ્રયી પાંચ એમ અઠ્ઠાવીશે ભાંગાઓ મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે હોય છે.

સાસ્વાદન ગુણસ્થાનકે છવ્વીસ ભાંગા હોય છે. કેમકે સાસ્વાદન ગુણસ્થાનકે વર્તમાન મનુષ્ય તિર્યંચો નારકાયુનો બંધ કરતા નથી, માટે મનુષ્ય તિર્યંચોને પરભવાયુના બંધકાળે થતો એક એક ભંગ હોતો નથી, એટલે છવ્વીસ ભાંગા હોય છે.

મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકે સોળ ભાંગા હોય છે. કારણ કે મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકે વર્ત્તમાન કોઇપણ આત્મા પરભવાયુનો બંધ કરતા નથી. માટે આયુના બંધકાળે થતા નારકીના બે ભાંગા, તિર્યંચોના ચાર ભાંગા, મનુષ્યોના ચાર ભાંગા અને દેવોના બે ભાંગા કુલ બાર ભાંગા વર્જીને શેષ સોળ ભાંગા મિશ્રદૃષ્ટિ ગુણસ્થાનકે હોય છે.

અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે વીશ ભાંગા હોય છે. આ ગુણસ્થાનકે વર્ત્તમાન દેવ–નારકીઓ મનુષ્યાયુનો, અને તિર્યંચ મનુષ્યો દેવાયુનો જ બંધ કરે છે. એટલે દેવ–નારકીને તિર્યંચાયુના બંધકાળના બંનેના મળી થતા બે ભાંગા, અને મનુષ્ય–તિર્યંચોને નારકી મનુષ્ય અને તિર્યંચાયુના બંધકાળના બંનેના મળી થતા છ ભાંગા કુલ આઠ ભાંગા વર્જીને શેષ વીશ ભાંગા ચતુર્થ ગુણસ્થાનકે હોય છે.

દેશવિરતિ ગુણસ્થાનકે બાર ભાંગા હોય છે. આ ગુણસ્થાનક દેવ નારકોને હોતું નથી, માત્ર મનુષ્ય તિર્યંચોને જ હોય છે, અને તેઓ પણ માત્ર દેવાયુનો જ બંધ કરે છે. એટલે દેવતાના પાંચ ભાંગા, નારકીના પાંચ ભાંગા, અને મનુષ્ય–તિર્યંચોના મનુષ્યાયુ તિર્યંચાયુ અને નારકાયુના બંધકાળના બંનેના મળીને થતા છ ભાંગા કુલ સોળ ભાંગા અટ્ઠાવીશમાંથી વર્જીને બાર ભાંગા જ હોય છે. અને તે આ પ્રમાણે હોય છે–તિર્યંચો અને મનુષ્યો દરેકને બંધકાળ પહેલાનો એક એક ભંગ. પરભવાયુ બંધકાળનો પણ એક એક ભંગ, પરભવાયુનો બંધ કર્યા પછીના ચાર ચાર ભંગ આ પ્રમાણે કુલ બાર ભંગ આ ગુણસ્થાનકે હોય છે. કેટલાએક મનુષ્ય તિર્યંચો મનુષ્યાયુ તિર્યંચાયુ અને નારકાયુનો બંધ કરીને પણ આ ગુણસ્થાનક અને ત્યારપછીના પ્રમત્ત અને અપ્રમત્ત ગુણસ્થાનક પણ પ્રાપ્ત કરે છે, માટે પરભવાયુ બંધકાળ પછીના ચાર ભંગ સાતમા ગુણસ્થાન સુધી સંભવે છે.

તથા પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે છ ભાંગા હોય છે. આ ગુણસ્થાનકને માત્ર મનુષ્યોજ પ્રાપ્ત કરે છે. એટલે દેવ આશ્રયી પાંચ, નરક આશ્રયી પાંચ અને તિર્યંચ આશ્રયી નવ કુલ ઓગણીશ ભાંગા તો અહિં સંભવતા જ નથી. મનુષ્યના નવ ભાંગામાંથી પણ મનુષ્યાયુ તિર્યંચાયુ અને નારકાયુના બંધકાળના ત્રણ ભાંગા હોતા નથી, શેષ છ ભાંગા પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકમાં હોય છે.

તથા અપૂર્વકરણ અનિવૃત્તિબાદરસંપરાય સૂક્ષ્મસંપરાય અને ઉપશાંતમોહ ગુણસ્થાનકમાં ઉપશમશ્રેણિ આશ્રયી નીચે કહે છે તે બે ભંગ જ હોય છે. –૧ મનુષ્યાયુનો ઉદય મનુષ્યાયુની સત્તા, આ વિકલ્પ પરભવાયુનો બંધ કર્યા પહેલા ઉપશમશ્રેણિપર આરૂઢ થનારને હોય છે. અથવા ૨ મનુષ્યાયુનો ઉદય

અને દેવમનુષ્યાયુની સત્તા. આ ભંગ દેવાયુનો બંધ કરી ઉપશમશ્રેણિપર આરૂઢ થનારને હોય છે. આ ગુણસ્થાનકોમાં વર્ત્તમાન આત્માઓ અત્યન્ત વિશુદ્ધિવાળા હોવાથી કોઈપણ આયુનો બંધ કરતા નથી. તથા જો કોઈપણ આયુનો બંધ કરી ઉપશમશ્રેણિપર આરૂઢ થાય તો દેવાયુનો બંધ કરીને જ આરૂઢ થાય છે. અન્ય કોઈપણ આયુનો બંધ કર્યા પછી આરૂઢ થતા નથી. આયુનો બંધ કર્યા વિના પણ ચઢી શકે છે. કર્મપ્રકૃતિમાં કહ્યું છે કે-"કોઈ પણ મનુષ્યો નારક તિર્યંચ અને મનુષ્યાયુનો બંધ કર્યા બાદ શ્રેણિપર આરૂઢ થતા નથી." માટે ઉપરના ચાર ગુણસ્થાનકોમાં ઉપર કહ્યા તે ઉપશમશ્રેણિ આશ્રયી બબ્બે ભંગ હોય છે, તથા જેઓએ પરભવાયુનો બંધ કર્યો હોય છે તેઓ ક્ષપકશ્રેણિપર આરૂઢ થઈ શકતા નથી, માટે ક્ષપકશ્રેણિમાં ઉપરના અપૂર્વકરણાદિ ચારે ગુણસ્થાનકોમાં 'મનુષ્યાયુનો બંધ મનુષ્યાયુની સત્તા, એ એક જ ભંગ હોય છે.

ક્ષીણમોહ સયોગિ અને અયોગિકેવલિ એ ત્રણે ગુણસ્થાનકોમાં એક એક ભંગ હોય છે. તે આ-'મનુષ્યાયુનો ઉદય મનુષ્યાયુની સત્તા.' આ પ્રમાણે મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકથી અયોગિકેવલિ ગુણસ્થાનક સુધીમાં ઉપર જે ક્રમે કહ્યા તે રીતે આયુકર્મના ભાંગાઓ સમજવા. ૧૦૬-૧૦૭-૧૦૮.

હવે ગુણસ્થાનકોમાં ગોત્રકર્મના ભાંગાઓને નિરૂપણ કરતા કહે છે—

**पंचादिमा उ मिच्छे आदिमहीणा उ सासणे चउरो ।**
**उच्चबंधेणं दोण्णि उ मीसाओ देसविरयं जा ॥१०९॥**

**पञ्चादिमास्तु मिथ्यात्वे आदिमहीनास्तु सासादने चत्वारः ।**
**उच्चै(र्गोत्र)बन्धेन द्वौ तु मिश्राद्देशविरतं यावत् ॥१०९॥**

અર્થ—ગોત્રકર્મના સાત ભાંગામાંથી આદિના પાંચ મિથ્યાદષ્ટિમાં હોય છે. પહેલા ભંગ વિના ચાર સાસાદને હોય છે. ઉચ્ચગોત્રના બંધવાળા બે ભંગ મિશ્રદષ્ટિથી દેશવિરતિ પર્યંત હોય છે.

ટીકાનુ૦—મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ગોત્રકર્મના સાત ભંગમાંથી શરૂઆતનાં પાંચ ભંગ અનેક જીવોની અપેક્ષાએ હોય છે. તે આ પ્રમાણે-૧ નીચગોત્રનો બંધ નીચનો ઉદય નીચની સત્તા. આ વિકલ્પ ઉચ્ચગોત્રની ઉદ્વલના કર્યા પછી તેઉકાય વાયુકાયમાં હોય છે. તથા તેઉ વાઉમાંથી નીકળી તિર્યંચના જે ભવમાં ઉત્પન્ન થાય ત્યાં પણ ઉચ્ચગોત્ર ન બાંધે ત્યાં સુધી ઉપરોક્ત ભંગ સંભવે છે. તેઉ વાઉ ઉચ્ચગોત્રની ઉદ્વલના કરે છે, કેમકે તેઓ તેનો બંધ કરતા નથી. તથા ૨ નીચનો બંધ નીચનો ઉદય ઉચ્ચ નીચની સત્તા, અથવા ૩ નીચગોત્રનો બંધ ઉચ્ચગોત્રનો ઉદય નીચ ઉચ્ચની સત્તા, અથવા ૪ ઉચ્ચગોત્રનો બંધ નીચ-

ગોત્રનો ઉદય ઉચ્ચનીચની સત્તા, અથવા ૫ ઉચ્ચગોત્રનો બંધ ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચ નીચગોત્રની સત્તા. આ ચાર ભંગ મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે યથાયોગ્ય રીતે અનેક જીવો આશ્રયી હોય છે. અહિં એ ધ્યાનમાં રાખવું કે દેવગતિમાં નીચ-ગોત્રનો ઉદય હોતો નથી, નરક તિર્યંચગતિમાં ઉચ્ચગોત્રનો ઉદય હોતો નથી, અને મનુષ્યગતિમાં યથાયોગ્ય રીતે બંનેનો ઉદય હોય છે. બંને ગોત્રનો બંધ તો ચારે ગતિના જીવોને હોઇ શકે છે. તથા પહેલા ભંગ સિવાયના ઉપરોક્ત ચાર ભંગ સાસાદને હોય છે. પહેલો ભંગ તેઉકાય વાયુકાયમાં, તેમજ તે ભવમાંથી નીકળી જે તિર્યંચ ભવમાં ઉત્પન્ન થાય ત્યાં બાંધે નહિ ત્યાં સુધી કેટલોએક કાળ હોય છે. તેઉવાઉમાં સાસાદન ભાવ હોતો નથી, તેમજ તેઉ વાઉમાંથી નીકળી જ્યાં ઉત્પન્ન થયેલા છે તેમાં પણ સાસાદન ભાવ હોતો નથી. માટે અહિં પહેલા ભંગનો નિષેધ કર્યો છે. તથા મિશ્રગુણસ્થાનકથી આરંભી દેશવિરતિ પર્યંત ઉચ્ચગોત્રના બંધવડે થતા બે ભંગ હોય છે. તે આ–૧ ઉચ્ચગોત્રનો બંધ ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચનીચગોત્રની સત્તા, ૨ ઉચ્ચગોત્રનો બંધ નીચગોત્રનો ઉદય ઉચ્ચનીચગોત્રની સત્તા. કઈ કઈ ગતિવાળાને કયા ગુણ-સ્થાનક પર્યંત કયા ગોત્રનો બંધ કે ઉદય હોય છે તેનો વિચાર કરી તે તે ગતિમાં જે ભંગ ઘટે તે ઘટાવવા. ૧૦૯

**उच्चेणबंधुदए जा सुहुमोऽबंधि छट्ठओ भंगो ।**
**उवसंता जाऽजोगीदुचरिम चरिमंमि सत्तमओ ।।११०।।**

**उच्चै(र्गोत्र)बन्धोदयाभ्यां यावत्सूक्ष्मः अबन्धे षष्ठः भंगः ।**
**उपशान्ताद् यावत् अयोगिद्विचरिमः चरिमे सप्तमः ।।११०।।**

અર્થ—ઉચ્ચગોત્રના બંધ અને ઉદય વડે ઉપલક્ષિત એક ભંગ સૂક્ષ્મ-સંપરાય પર્યંત હોય છે. બંધના અભાવે ઉપશાંતમોહ ગુણસ્થાનકથી અયોગિ-કેવલિના દ્વિચરમ સમય પર્યંત છટ્ઠો ભંગ હોય છે, અને ચરમ સમયે સાતમો ભંગ હોય છે.

ટીકાનુ૦--ઉચ્ચગોત્રનો બંધ અને ઉદય છતા પ્રમત્તસંયત ગુણસ્થાનકથી આરંભી સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનક પર્યંત એક ભંગ હોય છે. તે આ–ઉચ્ચગોત્રનો બંધ ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચ નીચગોત્રની સત્તા. ઉચ્ચગોત્રનો બંધ વિચ્છેદ થયા પછી ઉપશાંતમોહગુણસ્થાનકથી આરંભી અયોગિકેવલિ ગુણસ્થાનકના દ્વિચરમ સમય પર્યંત છટ્ઠો એક જ ભંગ હોય છે. તે આ–ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચ નીચગોત્રની સત્તા. દ્વિચરમ સમયે નીચગોત્રની સત્તાનો નાશ થાય છે, એટલે અયોગિકેવલિ ગુણસ્થાનકના ચરમ સમયે 'ઉચ્ચગોત્રનો ઉદય ઉચ્ચગોત્રની સત્તા,' રૂપ એક જ છેલ્લો ભંગ હોય છે. ૧૧૦

હવે ક્રમપ્રાપ્ત મોહનીયકર્મના બંધ ઉદય અને સત્તાસ્થાનકોના સંવેધનો વિચાર કરવો જોઈયે. તેમાં શરૂઆતમાં જે કંઈ કહેવા યોગ્ય છે, તે કહે છે—

**ओहम्मि मोहणीए बंधोदयसंतयाणि भणियाणि।**
**अहुणाऽवोग्गडगुणउदयपयसमूहं पवक्खामि ॥१११॥**

**ओघे मोहनीये बन्धोदयसत्स्थानानि भणितानि।**
**अधुनाऽव्याकृतगुणोदयपदसमूहं प्रवक्ष्यामि ॥१११॥**

અર્થ—મોહનીયકર્મના વિષયમાં ઓઘ હકીકત કહી ત્યારે ગુણસ્થાનકોમાં પણ બંધ ઉદય અને સત્તાસ્થાનકો કહ્યા છે. હવે સામાન્યથી ઉદયના અને ગુણસ્થાનક પરત્વે ઉદયના થતા પદસમૂહને કહીશ.

ટીકાનુ૦—મોહનીયકર્મ સંબંધે ઓઘ-સામાન્ય[1] હકીકત કહી ત્યારે ગુણસ્થાનકોમાં પણ બંધ ઉદય અને સત્તાના સ્થાનકોનો વિચાર કર્યો છે, એટલે ફરીવાર અહિં વિચાર કરવામાં આવશે નહિં. પરંતુ અહિં હમણાં અવ્યાકૃતોદય-સામાન્ય ઉદયના અને ગુણસ્થાનકોના ઉદયના પદસમૂહ-પદ[2]પ્રમાણને કહીશ. ૧૧૧

આ ગાથામાં પદના સમૂહની સંખ્યા કહે છે—

**जा जंमि चउव्वीसा गुणियाओ ताउ तेण उदएणं।**
**मिलिया चउवीसगुणा इयरपएहिं च पयसंखा ॥११२॥**

**या यस्मिन् चतुर्विंशतयो गुणितास्तास्तु तेनोदयेन।**
**मिलिताश्चतुर्विंशतिगुणा इतरपदैश्च पदसंख्या ॥११२॥**

અર્થ—જે જે ઉદયસ્થાનમાં જેટલી ચોવીશીઓ થાય તેનો તે ઉદયસ્થાન સાથે ગુણાકાર કરવો, ત્યારબાદ સરવાળો કરવો, તેને ચોવીશ ગુણા કરવા અને તેમાં ઇતરપદ-નવમા ગુણસ્થાનકના પદો મેળવવા એટલે પદની કુલ સંખ્યા થાય.

ટીકાનુ૦—દશ આદિ જે ઉદયસ્થાનકોમાં જેટલી સંખ્યાવાળી ચોવીશીઓ થતી હોય, જેમકે-મિથ્યાદષ્ટિને દશના ઉદયની એક, નવના ઉદયની જે છ છે, તેમાં

૧ ઓઘ હકીકત તેને કહેવામાં આવે છે કે જે ગુણસ્થાનક કે જીવભેદ સંબંધે ન કહી હોય. બંનેના નામ લીધા વિનાજ સામાન્યથી જે હકીકત કહી હોય.

૨ પદ એટલે એક ઉદયસ્થાનકની પ્રકૃતિઓ. જેમકે દશના ઉદયની એક ચોવીશી એટલે ચોવીશ ભંગ થાય. એટલે કે દશ પ્રકૃતિનો ઉદય ક્રોધાદિના ફેરફારે ચોવીશ પ્રકારે થાય. તે ચોવીશે ભંગમાં દશ દશ પ્રકૃતિઓ હોય. એટલે દશને ચોવીશે ગુણતા બસો ચાલીશ પદ-છૂટી પ્રકૃતિઓ થાય.

ત્રણ મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે, એક સાસાદને, એક મિશ્રે અને એક અવિરતિ સમ્યગ્યદૃષ્ઠિ ગુણસ્થાનકે. આઠના ઉદયની અગીઆર, તેમાં ત્રણ મિથ્યાદષ્ટિમાં બે સાસ્વાદને, બે મિશ્રે, ત્રણ અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે અને એક દેશવિરતિ ગુણસ્થાનકે. સાતના ઉદયની દશ, તેમાં મિથ્યાદષ્ટિ સાસાદન અને મિશ્રદષ્ટિ દરેકમાં એક એક, અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે ત્રણ, ત્રણ દેશવિરતિ ગુણસ્થાનકે અને એક પ્રમત્તાપ્રમત્ત ગુણસ્થાનકે. પ્રમત્ત અપ્રમત્ત ગુણસ્થાનકે ઉદયસ્થાનકોના સ્વરૂપનો ભેદ નહિ હોવાથી એટલે કે તે બંને ગુણસ્થાનકના સઘળા ઉદયસ્થાનકો એક સરખા જ હોવાથી એક સ્વરૂપવાળા જ વિવક્ષ્યા છે, એટલે બંને ગુણસ્થાનકની ચોવીશીઓ જુદી કહી નથી. તથા છના ઉદયે સાત, તેમાં એક અવિરતિ સમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે, ત્રણ દેશવિરતે, ત્રણ પ્રમત્ત–અપ્રમત્તે. અપૂર્વકરણ સંબંધી છ આદિ ઉદયસ્થાનકો પ્રમત્તાપ્રમત્તના ઉદયસ્થાનકથી ભિન્ન નથી, માત્ર ગુણસ્થાનકના ભેદે જ ભિન્ન છે, પરંતુ અહિં ગુણસ્થાનકના ભેદે ભન્ન ચોવીશીઓની વિવક્ષા કરી નહિ હોવાથી અપૂર્વકરણની ચોવીશીઓ જુદી ગણી નથી. તથા પાંચના ઉદયે ચાર, તેમાં એક દેશવિરતે, અને ત્રણ પ્રમત્ત અપ્રમત્તે. તથા ચારના ઉદયની એક, અને તે પ્રમત્ત અપ્રમત્તે હોય છે. એટલે ભિન્ન ભિન્ન ગુણસ્થાનકે થતી દશથી ચાર સુધીના ઉદયની આ પ્રમાણે ચોવીશીઓ થાય.—૧–૬–૧૧–૧૦–૭–૪–૧, સરવાળે ચાલીશ ચોવીશીઓ થાય છે.

અહિં પદસંખ્યા લાવવા માટે ઉપાય કહે છે–જે જે ઉદયસ્થાનકની જેટલી જેટલી ચોવીશીઓ થાય તેટલી તેટલી ચોવીશીઓને તે તે ઉદયસ્થાનો સાથે ગુણાકાર કરવો. ત્યારબાદ તે સઘળીનો સરવાળો કરવો, અને તેને ચોવીશે ગુણવા ત્યારબાદ તેમાં નવમા ગુણસ્થાનકના પદો મેળવવા એટલે કુલ પદસંખ્યા થાય છે. જેમકે–દશના ઉદયે એક ચોવીશી થાય છે, એટલે તેને દશે ગુણતા દશ, નવના ઉદયે છ ચોવીશી થાય છે, એટલે નવને છએ ગુણતા ચોપન, આઠના ઉદયે અગીઆર ચોવીશી થાય છે, માટે આઠને અગીઆરે ગુણતા અઠ્ઠાશી, સાતના ઉદયે દશ ચોવીશી થાય છે, માટે સાતને દશે ગુણતા સિત્તેર, છના ઉદયે સાત ચોવીશી થાય છે, માટે છને સાતે ગુણતા બેતાલીશ, પાંચના ઉદયે ચાર ચોવીશી થાય છે, માટે પાંચને ચારે ગુણતા વીશ, અને ચારના ઉદયે એક ચોવીશી થાય છે, માટે ચારને એકે ગુણતા ચાર. સ્થાપના આ પ્રમાણે—૧૦–૫૪–૮૮–૭૦–૪૨–૨૦–૪. આ સઘળીનો સરવાળો કરતાં બસો અઠ્ઠાશી થાય. હવે તેને ચોવીશે ગુણાકાર કરવો, એટલે ઓગણોતેરસો અને બાર થાય. તેની અંદર નવમા ગુણસ્થાનકના બે આદિના ઉદયથી થતા પદો મેળવીએ એટલે પૂર્ણ પદસંખ્યા થાય છે. નવમા ગુણસ્થાનકે બેના ઉદયે બાર ભંગ થાય છે, તેના પદો ચોવીશ થાય છે. વેદનો ઉદય જતા એકના ઉદયે ચાર ભંગ થાય છે, તેમાં

પદો પણ ચારજ થાય છે. કુલ અઠ્ઠાવીશ પદ પૂર્વની સંખ્યામાં મેળવતા સઘળા મળી ઓગણોતેરસો અને ચાલીશ પદ થાય છે. અહિં દશમા ગુણસ્થાનકનો એકના ઉદયનો જે એક ભંગ થાય છે, તેને એકના ઉદયે થતા ચાર ભંગમાં સમાવેલો છે. અથવા બંધસ્થાનકના ભેદે ઉદયસ્થાનકનો ભેદ ગણીયે તો પાંચના બંધે બેના ઉદયે ચોવીશ પદ, ચારના બંધે એકના ઉદયે ચાર પદ, ત્રણના બંધે એકના ઉદયે ત્રણ પદ, બેના બંધે એકના ઉદયે બે પદ, એકના બંધે એકના ઉદયે એક પદ અને બંધવિચ્છેદ થયા પછી દશમા ગુણસ્થાનકે એકના ઉદયનું એક પદ સઘળા મળી પાંત્રીશ પદો થાય, તેને પૂર્વની રાશિમાં મેળવતા ઓગણોતેરસો અને સુડતાલીશ પદો થાય. અથવા મતાંતરે ચારના બંધે બેના ઉદયે બાર ભાંગા થાય, તેના પદો ચોવીશ થાય, તે વધારાના ચોવીશ પદો ૬૯૪૭ માં મેળવતા ઓગણોતેરસો અને એકોતેર પદો થાય છે. કેટલાએક આચાર્ય મહારાજો વેદના બંધ અને ઉદયનો સાથેજ વિચ્છેદ થાય એમ કહે છે. તેમના મતે પાંચના બંધે બેના ઉદયે ચોવીશ પદ થાય, અને પુરૂષવેદના બંધ ઉદયનો સાથે જ ક્ષય થયા બાદ ચારાદિના બંધે એકના ઉદયે ચારાદિ પદ થાય છે. કેટલાએક આચાર્ય મહારાજો પુરૂષવેદનો બંધવિચ્છેદ થયા પછી પણ અલ્પ ટાઇમ તેનો ઉદય માને છે. તેમના મતે પાંચના બંધે બેના ઉદયે ચોવીશ પદ, અને ચારના બંધે બેના ઉદયે પણ ચોવીશ પદ થાય. ત્યારબાદ વેદનો ઉદય ગયા પછી ચારના બંધે એકના ઉદયે ચાર વિગેરે પદ તો ઉપર પ્રમાણેજ થાય છે. અહિં મતાંતરે આ રીતે થતા ચોવીશ પદો ઉમેરવાથી ૬૯૭૧ પદો થાય છે. ૧૧૨

ઉપરોક્ત ત્રણ સંખ્યા આ ગાથા વડે કહે છે—

**सत्तसहस्सा सट्ठीए वज्जिया अहव ते तिवण्णाए।**
**इगुतीसाए अहवा बंधगभेएण मोहणिए ॥११३॥**

**सप्तसहस्राणि षष्ठ्या वर्जितान्यथवा तानि त्रिपंचशता।**
**एकोनत्रिंशताऽथवा बंधकभेदेन मोहनीयस्य ॥११३॥**

અર્થ—બંધકના-બાંધનાર ભિન્ન ભિન્ન જીવોના ભેદે મોહનીયકર્મના સાઠ વર્જિત સાત હજાર (૬૯૪૦), અથવા ત્રેવન વર્જિત સાત હજાર (૬૯૪૭), અથવા ઓગણત્રીશ વર્જિત સાત હજાર (૬૯૭૧) પદસંખ્યા થાય છે. જેને ઉપરની ગાથામાં કહી ગયા છે.

ટીકાનુ૦—આ ગાથાનું અર્થતઃ વ્યાખ્યાન ઉપરની ગાથામાં કર્યું છે. બંધકના ભેદે કઇ રીતે આ ગાથામાં કહી તે પદસંખ્યા થાય છે તે ઉપર બતાવ્યું છે, એટલે ફરી અહિં તેનું વ્યાખ્યાન કર્યું નથી. ૧૧૩

આ પ્રમાણે સામાન્યતઃ ઉદયસ્થાનના પદોની સંખ્યા કહી. હવે ગુણસ્થાનક આશ્રયી-ગુણસ્થાનના ભેદે ઉદયપદની સંખ્યા કહે છે.—

**अट्ठट्ठी बत्तीसा बत्तीसा सट्ठिमेव बावन्ना ।**
**चउयाला चउयाला वीसा मिच्छा उ पयधुवगा ॥११४॥**
**तिण्णिसया बावण्णा मिलिया चउवीसताडिया एए ।**
**बायरउदयपएहिं सहिया उ गुणेसु पयसंखा ॥११५॥**

अष्टषष्टिर्द्वात्रिंशत् द्वात्रिंशत् षष्टिरेव द्विपञ्चाशत् ।
चतुश्चत्वारिंशत् चतुश्चत्वारिंशत् विंशतिः मिथ्यात्वादीनां च पदध्रुवकाः ॥११४॥
त्रिणि शतानि द्विपञ्चाशत् मिलिताः चतुर्विंशतिताडिता एते ।
बादरोदयपदैः सहितास्तु गुणेषु पदसंख्या ॥११५॥

અર્થ—અડસઠ, બત્રીશ, બત્રીશ, સાઠ, બાવન, ચુમ્માલીશ, ચુમ્માલીશ, અને વીશ, અનુક્રમે મિથ્યાદૃષ્ટિ આદિના ધ્રુવપદો થાય છે, સરવાળે ત્રણસો બાવન થાય છે. તેને ચોવીશે ગુણીએ અને તેમાં બાદરસંપરાયના ઉદયપદો મેળવીયે એટલે ગુણસ્થાનકોમાં પદસંખ્યા થાય છે.

ટીકાનુ૦—ઉપર સઘળા ઉદયસ્થાનોના પદની સંખ્યા સામાન્યથી કહી હતી. અહિં ગુણસ્થાનકના ભેદે પદસંખ્યા એજ રીતે કહે છે. મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ધ્રુવપદો એટલે કે જેની સાથે ચોવીશે ગુણવાના હોય છે તે પદો અડસઠ હોય છે. તે આ પ્રમાણે-દશના ઉદયે એક ચોવીશી થાય છે, એટલે એક દશ સાથે ગુણાય છે, માટે એકને દશસાથે ગુણતા દશ. એ પ્રમાણે નવના ઉદયે ત્રણ ચોવીશી થાય છે. એટલે ત્રણને નવ સાથે ગુણતા સત્તાવીશ, આઠના ઉદયે ત્રણ ચોવીશી થાય છે. એટલે ત્રણને આઠે ગુણતા ચોવીશ. સાતના ઉદયે એક ચોવીશી થાય છે, માટે એકને સાતે ગુણતા સાત. સઘળા મળી અડસઠ ધ્રુવપદો થાય છે. એજ રીતે સાસ્વાદને બત્રીશ, મિશ્રે બત્રીશ, અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે સાઠ, દેશવિરતિ ગુણસ્થાનકે બાવન, પ્રમત્તે ચુંમાલીશ, અપ્રમત્તેપણ ચુમ્માલીશ, અને અપૂર્વકરણે વીશ એ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી અપૂર્વકરણ સુધીના સઘળા મળી ધ્રુવપદો ત્રણસો બાવન થાય છે. તેને ચોવીશે ગુણતા ચોરાશીસો અને અડતાલીશ પદો થાય છે. તેમાં અનિવૃત્તિબાદરસંપરાયના પૂર્વે કહેલા અઠ્ઠાવીશ અને સૂક્ષ્મસંપરાયનું એક એમ ઓગણત્રીશ ઉદયપદો ઉમેરવા. ઉમેરીએ એટલે પૂર્ણ પદસંખ્યા થાય છે. અને તે ત્રેવીશ ન્યૂન પંચાશીસો એટલે કે ચોરાશીસો અને સત્યોતેર થાય છે. અથવા બંધસ્થાનકના

ભેદે ઉદયસ્થાનનો ભેદ ગણતા પાંચના બંધે ચોવીશ પદ, ચારના બંધે ચાર, ત્રણના બંધે ત્રણ, બેના બંધે બે, એકના બંધે એક, અને અબંધે સૂક્ષ્મસંપરાય સંબંધી એક સઘળા મળી પાંત્રીશ થાય. તે પૂર્વોક્ત રાશિમાં ઉમેરતા ચોરાશીસો અને ત્યાશી થાય. અથવા મતાંતરે ચારના બંધે પણ બેના ઉદયના બાર ભંગ થાય, અને તેના પદો ચોવીશ થાય. તે સંખ્યા જ્યારે ઉમેરીએ ત્યારે પંચાશીસો સાત થાય. ગુણસ્થાનકના ભેદે કુલ પદની સંખ્યા ઉપર પ્રમાણે થાય છે. સામાન્ય પદની સંખ્યામાં ગુણસ્થાનક પરત્વે થતો ભેદ ગણવામાં આવ્યો નથી. જેમકે પ્રમત્તે ચુમ્માલીશ, અપ્રમત્તે ચુમ્માલીશ. ગુણસ્થાનકના ભેદે ભિન્ન થાય. પરંતુ સામાન્ય ઉદયપદો જ્યારે કહેવામાં આવે ત્યારે ઉદયસ્થાનો બંનેના સરખા હોવાથી ભેદ ગણાય નહિ, ગુણસ્થાનકના ભેદે ભેદ ગણી શકાય. જે ગણી અહિં આ ગાથામાં પદ સંખ્યા કહેવામાં આવી છે. ગણવાની રીત બંન્નેમાં સમાન છે. નવમા ગુણસ્થાનકના પદો પણ ગઇ ગાથામાં ગણ્યા તે રીતે અહિં ગણવાના છે.

ઉપર કહેલ ઉદયપદની ત્રણ સંખ્યા આ ગાથામાં કહે છે—

**तेवीसूणा सत्तरस वज्जिया अहव सत्तअहियाइं ।**
**पंचासीइसयाइं उदयपयाइं तु मोहस्स ॥११६॥**

**त्रयोविंशतिन्यूनानि सप्तदशवर्जितान्यथवा सप्ताधिकानि ।**
**पञ्चाशीतिशतान्युदयपदानि तु मोहस्य ॥११६॥**

અર્થ—ત્રેવીસ ન્યૂન પંચાશીસો, અથવા સત્તર વર્જિત પંચાશીસો, અથવા સાત અધિક પંચાશીસો મોહનીયકર્મના ઉદયપદો થાય છે.

ટીકાનુ૦—ગુણસ્થાનકના ભેદે મોહનીયકર્મની કુલ ઉદયપદની સંખ્યા ચોરાશીસો સત્યોતેર, અથવા, ચોરાશીસો ત્યાશી અથવા પંચાશીસો સાત થાય છે, જે પૂર્વની ગાથામાં કહી આવ્યા છે. ૧૧૬

હવે ગુણસ્થાનકોમાં યોગાદિદ્વારા થતી પદસંખ્યા આ ગાથામાં કહે છે—

**एवं जोगुवओगालेसाईभेयओ बहूभेया ।**
**जा जस्स जंमि उ गुणे संखा सा तंमि गुणगारो ॥११७॥**

**एवं योगोपयोगलेश्यादिभेदतः बहुभेदाः ।**
**या यस्य यस्मिंस्तु गुणे संख्या सा तस्मिन्गुणकारः ॥११७॥**

અર્થ—એ પ્રમાણે યોગ ઉપયોગ અને લેશ્યાદિના ભેદે મોહનીયકર્મના ભાંગાઓ અને પદોના ઘણા ભેદો થાય છે. જે ગુણસ્થાનકમાં યોગાદિની જે સંખ્યા

હોય, તે સંખ્યા તે ગુણસ્થાનકમાં ગુણક હોય છે. એટલે કે યોગાદિની સંખ્યા સાથે તે તે ગુણસ્થાનકના ભાંગા અને પદસંખ્યાને ગુણતા જે આવે તે મોહનીયકર્મના પદોની સંખ્યા થાય છે.

ટીકાનુ૦—પૂર્વની ગાથામાં જે રીતે કહી ગયા તેને અનુસરીને ઉદયભાંગાઓના અને ઉદયપદોના યોગ ઉપયોગ અને લેશ્યાના ભેદે ઘણા ભેદો થાય છે. તે ભેદોની સંખ્યા લાવવાનો ઉપાય કહે છે–જે કોઇ પણ ગુણસ્થાનકે યોગાદિની જેટલી સંખ્યા હોય તે સંખ્યા સાથે તે તે ગુણસ્થાનકે થતા ભાંગાઓનો અને પદોનો ગુણાકાર કરવાથી તે તે ગુણસ્થાનકના લેશ્યા આદિના ભેદે થતા ભાંગાઓની અને પદોની સંખ્યા આવે છે. જેને નીચેની ગાથામાં કહેવામાં આવશે.

યોગાદિના ભેદે થતી સંખ્યા આ ગાથામાં કહે છે—

**उदयाणुवयोगेसुं सगसयरिसया तिउत्तरा होंति ।**
**पण्णासपयसहस्सा तिण्णिसया चेव पण्णरसा ॥११८॥**

**उदयानामुपयोगेषु सप्तसप्ततिशतानि त्र्युत्तराणि भवन्ति ।**
**पञ्चाशत्पदसहस्राणि त्रीणि शतान्येव पञ्चदश ॥११८॥**

અર્થ—ઉપયોગના ભેદે થતા ઉદયભંગની સંખ્યા સત્યોતેરસો ત્રણ થાય છે, અને ઉદયપદની સંખ્યા પચાશ હજાર ત્રણસો અને પંદર થાય છે.

ટીકાનુ૦—યોગોના સંબંધમાં ઘણું કહેવાનું હોવાથી તેને છોડીને પહેલા ઉપયોગના ભેદે થતા મોહનીયકર્મના ઉદયભાંગાની સંખ્યા કહે છે.–મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે આઠ ચોવીશીઓ છે, સાસ્વાદને ચાર, મિશ્રે ચાર, અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે આઠ, દેશવિરતિ ગુણસ્થાનકે આઠ, પ્રમત્તસંયતે આઠ, અપ્રમત્તસંયતે આઠ અને અપૂર્વકરણ ગુણસ્થાનકે ચાર ચોવિશીઓ થાય છે. કુલ બાવન ચોવીશી થાય છે. તથા મિથ્યાદષ્ટિ સાસ્વાદન અને મિશ્રદષ્ટિમાં મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન વિભંગજ્ઞાન ચક્ષુદર્શન અને અચક્ષુદર્શન કુલ પાંચ ઉપયોગો હોય છે. અવિરતિ સમ્યગ્દષ્ટિ અને દેશવિરતિ ગુણસ્થાનકે મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન ચક્ષુદર્શન અચક્ષુદર્શન અને અવધિદર્શન કુલ છ ઉપયોગો હોય છે. પ્રમત્તસંયતથી સૂક્ષ્મસંપરાય સુધીમાં તેજ છમાં મનઃપર્યવજ્ઞાન મેળવતા સાત ઉપયોગો હોય છે. આ પ્રમાણે જે ગુણસ્થાનકે જેટલી ચોવીશીઓ થતી હોય તેનો તે ગુણસ્થાનકે જેટલા ઉપયોગો હોય તેની સાથે ગુણાકાર કરવો, ત્યારબાદ તેને ચોવીશે ગુણવા અને તેમાં નવમા દશમા ગુણસ્થાનકની ભંગ સંખ્યા ઉમેરવી એટલે ઉપયોગે થતી કુલ ભંગ સંખ્યા આવે છે. જેમકે–મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે આઠ ચોવીશી થાય છે, સાસ્વાદને ચાર અને મિશ્રે પણ ચાર થાય છે, કુલ સોળ થાય છે.

તેનો તે ત્રણે ગુણસ્થાનકે પાંચ પાંચ ઉપયોગો હોવાથી પાંચે ગુણતા એંશી ચોવીશીઓ થાય છે. તેને ચોવીશે ગુણતા ઓગણીશસો વીશ ભાંગાઓ થાય છે. (પ્રત્યેક પ્રત્યેક ગુણસ્થાનકે ગુણવા હોય તો મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકમાં આઠ ચોવીસી થાય છે. મિથ્યાદષ્ટિને પાંચ ઉપયોગો હોય છે. એટલે આઠને પાંચે ગુણતા ચાલીશ ચોવીશીઓ થાય. એ પ્રમાણે સાસાદને ચાર ચોવીશી છે. તેને પાંચ ઉપયોગો સાથે ગુણતા વીશ ચોવીશી થાય. મિશ્રે પણ ચાર ચોવીશી છે તેને પણ પાંચ સાથે ગુણતા વીશ ચોવીશી થાય. સરવાળે એંશી થાય. તેના ભાંગાઓ કરવા ચોવીશે ગુણતા ૧૯૨૦ ભંગ થાય. એ પ્રમાણે પ્રત્યેક ગુણસ્થાનક માટે પણ ગણી શકાય.) તથા અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનકે આઠ ચોવીશી થાય છે, દેશવિરતે પણ આઠ થાય છે. કુલ સોળ થાય છે. તેને તે ગુણસ્થાનકે સંભવતા છ ઉપયોગ સાથે ગુણતા છન્નુ ચોવીશી થાય છે. તેને ચોવીશે ગુણતા ત્રેવીસસો ચાર ભાંગા થાય છે. પ્રમત્તગુણસ્થાનકે આઠ ચોવીશી થાય છે, અપ્રમત્ત ગુણસ્થાનકે આઠ થાય છે અને અપૂર્વકરણ ગુણસ્થાનકે ચાર થાય છે. કુલ વીશ ચોવિશી થાય છે. તેને તે ગુણસ્થાનકોમાં સંભવતા સાત ઉપયોગે ગુણીએ એટલે એકસો ચાલીશ ચોવિશીઓ થાય છે. તેને ચોવીશે ગુણતા તેત્રીસસો સાઠ ભાંગા થાય છે. ૧૯૨૦+૨૩૦૪+૩૩૬૦ ત્રણ સંખ્યાનો સરવાળો કરતાં આઠમા ગુણસ્થાનક સુધીના ઉદયભંગની સંખ્યા પંચોતેરસો ચોર્યાશી થાય છે. તથા નવમાગુણસ્થાનકે બેના ઉદયના બાર અને એકના ઉદયના પાંચ કુલ સત્તર ભંગ થાય છે. (આ પાંચમાં સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકનો એક ભંગ પણ આવી જાય છે.) તેને તે ગુણસ્થાનકે સંભવતા સાત ઉપયોગે ગુણતા એકસો ઓગણીશ ભંગ થાય. આ સંખ્યાને પૂર્વરાશિમાં ઉમેરવી એટલે સત્યોતેરસો ત્રણ (૭૭૦૩) ઉપયોગ દ્વારા કુલ ભંગસંખ્યા થાય છે.

હવે ઉપયોગના ભેદે થતી ઉદયપદની સંખ્યા કહે છે–મિશ્યાદષ્ટિ ગુણસ્થાનકે અડસઠ ધ્રુવપદ હોય છે. સાસાદને બત્રીશ, મિશ્રે બત્રીશ, અવિરતિ સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે સાઠ, દેશવિરતે બાવન, પ્રમત્તે ચુમ્માલીશ, અપ્રમત્તે ચુમ્માલીશ અને અપૂર્વકરણે વીશ ધ્રુવપદો હોય છે. તે તે ગુણસ્થાનકના ધ્રુવપદોને તે તે ગુણસ્થાનકે સંભવતા ઉપયોગો સાથે ગુણાકાર કરવો એટલે ઉદયપદની સંખ્યા આવે છે. જેમકે–મિથ્યાદષ્ટિગુણસ્થાને અડસઠ, સાસ્વાદને બત્રીશ અને મિશ્રે બત્રીશ, સરવાળે એકસો બત્રીશ થાય તેને તે ગુણસ્થાનકે સંભવતા પાંચ ઉપયોગો સાથે ગુણીએ એટલે છસો સાઠ થાય. તથા અવિરતિસમ્યગ્દષ્ટિને સાઠ અને દેશવિરતને બાવન કુલ એકસો બાર થાય. તેને તે ગુણસ્થાનક સંબંધી ઉપયોગ સાથે ગુણતા છસો બહોંતેર ધ્રુવપદ ચોવિશી થાય. તથા પ્રમત્તગુણસ્થાનકે ચુમ્માલીશ, અપ્રમત્ત ગુણસ્થાનકે ચુમ્માલીશ અને અપૂર્વકરણે વીશ

કુલ એકસો આઠ ધ્રુવપદ થાય, તેને તે ગુણસ્થાનકે સંભવતા સાત ઉપયોગે ગુણતા સાતસો છપ્પન ધ્રુવપદની ચોવિશી થાય. સઘળી મળી બેહજાર અઠ્ઠાશી થાય. એ સંખ્યાને ચોવિશે ગુણતા આઠમા ગુણસ્થાનક સુધીના પચાશ હજાર એકસો બાર ઉદયપદો થાય છે. તથા બેના ઉદયથી થતા ચોવીશ પદ અને એકના ઉદયથી થતા પાંચ પદ કુલ ઓગણત્રીશ થાય, તેને નવમા દશમા ગુણસ્થાનકમાં સંભવતા સાત ઉપયોગે ગુણતા બસો ત્રણ થાય. તેને પૂર્વરાશિમાં મેળવતા ઉપયોગના ભેદે થતા કુલ ઉદયપદોની સંખ્યા પચાશ હજાર ત્રણસો અને પંદર થાય છે.

હવે લેશ્યા સાથે ગુણતા થતા ઉદયભંગ અને ઉદયપદોનો વિચાર કરે છે. મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકથી આરંભી અવિરતિ સમ્યગ્દષ્ટિ સુધીમાં દરેક ગુણસ્થાનકે છ છ લેશ્યા હોય છે. દેશવિરત પ્રમત્ત અને અપ્રમત્ત ગુણસ્થાનકમાં તેજઃ પદ્મ અને શુકલ એમ ત્રણ ત્રણ લેશ્યા હોય છે. કારણ કે કૃષ્ણાદિ અશુભ લેશ્યા છતા દેશવિરતાદિ ગુણની પ્રાપ્તિ થતી નથી. તથા અપૂર્વકરણ બાદરસંપરાય અને સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે એક શુકલલેશ્યાજ હોય છે. જે જે ગુણસ્થાનકે જેટલી લેશ્યા હોય તેની સાથે તે તે ગુણસ્થાનકના ઉદયભંગો અને ઉદયપદોનો ગુણાકાર કરીએ એટલે લેશ્યાના ભેદે થતા ઉદયભંગો અને ઉદયપદોની સંખ્યા આવે છે. જેમકે મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ઉદયભંગની સંખ્યા એકસો બાણુ છે (કારણ કે આઠ ચોવિશી છે તેને ચોવીશે ગુણતા એકસો બાણુ થાય છે.) અને તે ગુણસ્થાનકે લેશ્યા છ છે. એટલે એકસો બાણુને છ એ ગુણતા અગીઆરસો બાવન થાય. એટલી પહેલે ગુણસ્થાનકે લેશ્યાવડે થતી ઉદયભંગની સંખ્યા થાય છે. આ પ્રમાણે અન્ય ગુણસ્થાનકોના ઉદયભંગો તેમજ દરેક ગુણસ્થાનકના ઉદયપદોની સંખ્યા પણ જાણી લેવી. એજ હકીકત કહે છે–મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકો સંબંધીની આઠ અને ચાર આદિ ચોવિશીઓને લેશ્યાની સંખ્યા સાથે ગુણવા. તે આ પ્રમાણે–મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે આઠ ચોવિશી છે, સાસાદને ચાર, મિશ્રે ચાર, અને અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે આઠ ચોવિશી છે. સઘળી મળી ચોવીશ ચોવીશી થાય છે. તેને છ લેશ્યાસાથે ગુણાકાર કરવો. ગુણાકાર કરતા એકસો ચુમ્માલીશ થાય. તથા દેશવિરતે આઠ, પ્રમત્તે આઠ, અને અપ્રમત્તે આઠ, સઘળી મળી ચોવીશ ચોવીશી થાય, તેને ત્રણ લેશ્યાસાથે ગુણવાથી બહોંતેર ચોવિશી થાય. અપૂર્વકરણે ચાર ચોવિશી છે, અહિં લેશ્યા એકજ હોવાથી એકે ગુણતા ચાર ચોવિશીજ થાય. સઘળી મળી બસો વીશ ચોવિશી થાય. તેને ચોવિશે ગુણતા બાવનસો એંશી ભંગ થાય. તેમાં દ્વિકોદયના બાર અને એકોદયના પાંચ કુલ સત્તર ભાંગા ઉમેરતા કુલ બાવનસો સત્તાણુ ઉદય ભંગ થાય છે. સઘળા મળીને ઉપર કહ્યા તેટલા લેશ્યાના ભેદે થતા મોહનીય કર્મના ઉદયભંગો થાય છે.

હવે લેશ્યાના ભેદે થતા ઉદયપદો લાવવા ઉપાય કહે છે–મિથ્યાદષ્ટિ ગુણસ્થાને અડસઠ ધ્રુવપદ, સાસાદને બત્રીશ, મિશ્રે બત્રીશ, અને અવિરતિસમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકે સાઠ ધ્રુવપદ છે. સઘળા મળી એકસોબાણુ થાય. તેને લેશ્યાસાથે ગુણતા અગીઆરસો બાવન થાય. તથા દેશવિરતે બાવન, પ્રમત્તે ચુંમાલીશ, અને અપ્રમત્તે ચુંમાલીશ ધ્રુવપદ છે. સરવાળે એકસો ચાલીશ થાય. તેને ત્રણ લેશ્યાસાથે ગુણતા ચારસો વીશ થાય. અપૂર્વકરણે વીશ ધ્રુવપદ છે. અહિં એકજ લેશ્યા હોવાથી એકે ગુણતા વીશજ થાય છે. સઘળી મળી પંદરસો બાણુ ધ્રુવપદ ચોવીશી થાય છે. તેને ચોવીશે ગુણતા આડત્રીશ હજાર બસો આઠ પદો થાય છે. તેમાં નવમા દશમા ગુણસ્થાનકના પૂર્વે કહ્યા તે દ્વિકોદય અને એકોદયના ઓગણત્રીશ પદો ઉમેરવા, સઘળા મળી આડત્રીશ હજાર બસો અને સાડત્રીશ લેશ્યાના ભેદે મોહનીયકર્મના પદોની સંખ્યા થાય છે. ૧૧૮

તેજ સંખ્યા આ ગાથાદ્વારા કહે છે—

**तिगहीणा तेवन्नासया उ उदयाण होंति लेसाणं ।**
**अडतीससहस्साइं पयाण सय दो य सगतीसा ॥११९॥**

**त्रिकहीनानि त्रिपञ्चाशच्छतानि तूदयानां भवन्ति लेश्यासु ।**
**अष्टात्रिंशत्सहस्राणि पदानां शते द्वे च सप्तत्रिंशत् ॥११९॥**

અર્થ—લેશ્યાના ભેદે-લેશ્યાદ્વારા ત્રણ ન્યૂન ત્રેપનસો (૫૨૯૭) મોહનીયકર્મના ઉદયભંગો થાય છે. અને ઉદયપદો આડત્રીશ હજાર બસો અને સાડત્રીશ થાય છે.

ટીકાનુ૦—સુગમ હોવાથી વિસ્તાર કર્યો નથી. કેમકે ઉપરની ગાથામાં ઉપયોગ અને લેશ્યાદ્વારા કઈરીતે ઉદયભંગો અને ઉદયપદો થાય છે. તે કહી ગયા છે.

હવે યોગદ્વારા થતા ઉદયભંગ અને ઉદયપદોનો વિચાર કરે છે–મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે આઠ ચોવિશી થાય છે. અને અહિં યોગો આહારકદ્વિકન્યૂન તેર હોય છે. એટલે તેરસાથે આઠ ગુણતા એકસો ચાર થાય. સાસ્વાદને ચાર ચોવિશી હોય છે. અહિં પણ પૂર્વોક્ત તેરજ યોગ હોય છે. એટલે તેર સાથે ચારનો ગુણાકાર કરતા બાવન થાય. મિશ્રે ચાર ચોવિશી હોય છે. મિશ્રગુણસ્થાનકવર્ત્તી આત્મા કાળ કરતો નથી. એટલે અપર્યાપ્તાવસ્થાસંભવી વૈક્રિયમિશ્ર ઔદારિકમિશ્ર અને કાર્મણકાયયોગ પણ હોતા નથી, પરંતુ દશ યોગોજ હોય છે. એટલે દશ સાથે ચારને ગુણતા ચાલીશ થાય. અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનકે આઠ ચોવિશી હોય છે. આ ગુણસ્થાનકે કાલ કરવાનો પણ સંભવ હોવાથી અપર્યાપ્તાવસ્થામાં

સંભવતા પૂર્વોક્ત ત્રણ યોગો હોય છે, તેથી અહિં તેર યોગો સંભવે છે. એટલે તેરસાથે આઠને ગુણતા એકસો ચાર થાય છે. તથા દેશવિરતિ ગુણસ્થાનકે આઠ ચોવિશીઓ હોય છે. દેશવિરતિગુણસ્થાનક અપર્યાપ્તાવસ્થામાં સંભવતુ નહિ હોવાથી અહિં ઔદારિકમિશ્ર અને કાર્મણકાયયોગ હોતા નથી, અને આહારકદ્વિક પણ હોતું નથી, અગીઆર યોગોજ હોય છે. એટલે અગીઆરસાથે આઠ ગુણતા અઠ્ઠાશી થાય. પ્રમત્તે આહારકદ્વિક હોવાથી તેર યોગો હોય છે. અહિં આઠ ચોવિશી થાય છે. એટલે તેરસાથે આઠ ગુણતા એકસો ચાર થાય છે. અપ્રમત્ત-ગુણસ્થાનકે આહારકમિશ્ર અને વૈક્રિયમિશ્રયોગ હોતા નથી, અગીઆર યોગોજ હોય છે. અહિં ચોવિશી આઠ થાય છે. એટલે અગીઆરસાથે આઠ ગુણતા અઠ્ઠાશી થાય છે. અપૂર્વકરણે ચાર ચોવિશી છે. અહિં મનોયોગ ચાર વચનયોગ ચાર અને ઔદારિકકાયયોગ કુલે નવ યોગો હોય છે. એટલે નવ સાથે ચાર ગુણતા છત્રીશ થાય છે. સઘળી મળી છસો સોળ ચોવિશી થાય છે. તેને ચોવીશે ગુણતા ચૌદ હજાર સાતસો અને ચોરાશી થાય. તથા દ્વિકોદય અને એકોદયના સત્તર ભંગ થાય છે. નવમે દશમે ગુણસ્થાનકે ગોગો નવ હોય છે. એટલે સત્તર સાથે નવનો ગુણાકાર કરતા એકસો ત્રેપન થાય છે. તેને પૂર્વની રાશિમાં ઉમે-રતા ચૌદ હજાર નવસો અને સાડત્રીશ ઉદયભંગ થાય છે. આ ભાંગાઓમાંથી જે ભાંગાઓ સંભવતા નથી, તે દૂર કરવા જોઇએ. એટલે કયા ભાંગાઓ સંભ-વતા નથી અને તે શા માટે સંભવતા નથી તે કહે છે—

વૈક્રિયમિશ્ર ઔદારિકમિશ્ર અને કાર્મણ કાયયોગે વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિને અનન્તાનુબંધિના ઉદય વિનાની સાતના ઉદયની એક, આઠના ઉદયની બે, અને નવના ઉદયની એક એમ ચાર ચોવિશી સંભવતી નથી. કારણ શું ? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે–જે આત્માએ પહેલા ક્ષાયોપશમિક સમ્યકત્વ છતા અનંતાનુ-બાધની વિસંયોજના કરી, કાળાન્તરે પરિણામના પરાવર્ત્તન વડે સમ્યકત્વથી પડી મિથ્યાત્વે આવી મિથ્યાત્વરૂપ હેતુ વડે અનંતાનુબંધિ બાધવાનો આરંભ કરે, તેવા મિથ્યાદૃષ્ટિ આત્માને એક આવલિકા કાળ પર્યંત અનંતાનુબંધિનો ઉદય હોતો નથી. આ સિવાયના સમ્યકત્વથી પડીને આવનાર જીવને અનંતાનુબંધિનો ઉદય અવશ્ય હોય છે. અનંતાનુબંધિની વિસંયોજના કર્યા બાદ સમ્યકત્વથી પડી મિથ્યાત્વે આવનારનું જઘન્યથી પણ અંતર્મુહૂર્ત્ત આયુ અવશેષ હોય છે, તેથી તેજ ભવમાં વર્ત્તમાન તે આત્મા મિથ્યાત્વરૂપ હેતુવડે અનંતાનુંબંધિ બાંધે છે, અને બંધાવલિકા ગયા બાદ તેને વેદે પણ છે. (એક આવલિકા બાદ શા માટે વેદે છે તેનું કારણ ગા૦ ૨૬ માં જણાવ્યું છે.) એટલે વિગ્રહગતિમાં વર્ત્તતા અને ભવાં-તરમાં ઉત્પન્ન થતા મિથ્યાદૃષ્ટિને અનંતાનુબંધિનો ઉદય અવશ્ય હોય છે, તેથી તેના ઉદય વિનાના ઉદયના વિકલ્પો કાર્મણ ઔદારિકમિશ્ર અને વૈક્રિયમિશ્રે

સંભવતા નથી. કેમકે કાર્મણુકાયયોગ વિગ્રહગતિમાં અને ઉત્પત્તિના પ્રથમ સમયે હોય છે, અને ઔદારિકમિશ્ર તથા વૈક્રિયમિશ્ર ભવાંતરમાં ઉત્પન્ન થતા ઉત્પત્તિના બીજા સમયથી અપર્યાપ્તાવસ્થામાં હોય છે. એટલે કાર્મણુકાયયોગે સાતના ઉદયની એક, આઠના ઉદયની બે, અને નવના ઉદયની એક કુલ ચાર, એ પ્રમાણે ઔદારિકમિશ્રે ચાર અને વૈક્રિયમિશ્રે ચાર કુલ બાર ચોવિશી સંભવતી નથી. અહિં વૈક્રિયમિશ્રકાયયોગ ભવાન્તરે ઉત્પન્ન થતા જે કહ્યો છે, તે બહોળતાની અપેક્ષાએ કહ્યો છે. કેમકે દરેક દેવ નારકીઓને અપર્યાપ્તાવસ્થામાં વૈક્રિય મિશ્રયોગ હોય છે. જો એમ ન હોય તો વૈક્રિયશરીર કરતા પર્યાપ્ત મનુષ્ય તિર્યંચોને પણ વૈક્રિયમિશ્ર હોય છે. પરંતુ સપ્તતિકાના ચૂર્ણિકારે તેની વિવક્ષા કરી નથી, માટે ટીકાકાર મહારાજ કહે છે કે અમે પણ વિવક્ષા કરી નથી. આ પ્રમાણે આ ગ્રંથમાં અન્યત્ર પણ સપ્તતિકાની ચૂર્ણિનું અનુસરણ કર્યું છે, એમ જાણવું. બારને ચોવીશે ગુણીએ એટલે બસો અઠ્ઠાશી ભંગ થાય. આટલા ભંગો મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે અસંભવી છે. તથા વૈક્રિયમિશ્રકાયયોગે વર્ત્તતા સાસ્વાદનીને નપુંસકવેદનો ઉદય હોતો નથી. કારણકે વૈક્રિયમિશ્ર દેવ અને નારકીને હોય છે. સાસ્વાદનગુણસ્થાનક લઇને દેવમાંજ ઉત્પન્ન થાય છે, નારકીમાં ઉત્પન્ન થતો નથી. દેવો પુરૂષવેદી અને સ્ત્રીવેદી હોય છે, પરંતુ નપુંસકવેદી હોતા નથી. માટે સાસ્વાદન ગુણસ્થાનકે થતી ચાર ચોવિશીના છન્નુ ભાંગામાંથી નપુંસકવેદના ઉદયવાળા બત્રીસ ભાંગા સંભવતા નથી. તથા કાર્મણુકાયયોગે અને વૈક્રિય મિશ્રકાયયોગે અવિરતિસમ્યગ્દષ્ટિને સ્ત્રીવેદનો ઉદય સંભવતો નથી. કારણકે કાર્મણુકાયયોગવાળા અને વૈક્રિયમિશ્રકાયયોગવાળા સ્ત્રીવેદિમાં અવિરતિસમ્યગ્દષ્ટિ ઉત્પન્ન થતા નથી. સમ્યક્ત્વ યુક્ત મનુષ્ય અને તિર્યંચને નરકમાં જતા માત્ર નપુંસકવેદનો ઉદય હોય છે, અને દેવમાં જતા પુરૂષવેદનો જ ઉદય હોય છે, પરંતુ સ્ત્રીવેદનો ઉદય હોતો નથી. એટલે અવિરતિસમ્યગ્દષ્ટિને સ્ત્રીવેદે કાર્મણુકાયયોગ અને વૈક્રિયમિશ્રયોગ હોતા નથી. આ હકીકત પ્રાયોવૃત્તિ–બહુલતાની અપેક્ષાએ કહી છે. નહિ તો કોઇ વખતે સ્રીવેદિમાં પણ અવિરતિસમ્યગ્દષ્ટિની ઉત્પત્તિ થાય છે. સપ્તતિકાની ચૂર્ણિમાં કહ્યું છે કે-"કોઈ વખત સ્રીવેદિમાં અવિરતિ-સમ્યગ્દષ્ટિ ગુણસ્થાનકવાળાની ઉત્પતિ થાય પણ ખરી." પરંતુ અહિં ઘણા જીવો આશ્રયી જે હકીકત સંભવે છે તે કહેલી હોવાથી આઠ ચોવિશીના એકસો બાણુ ભાંગામાંથી સ્રીવેદના ઉદયથી થતા ચોસઠ ભાંગા કાર્મણુકાયયોગે અને ચોસઠ ભાંગા વૈક્રિયમિશ્રયોગે હોતા નથી, સઘળા મળી એકસો અઠ્ઠાવીશ ભંગ સંભવતા નથી. તથા ઔદારિકમિશ્રકાયયોગે વર્ત્તમાન અવિરતિસમ્યગ્દષ્ટિને પુરૂષવેદ એકજ યોગ હોય છે, સ્ત્રીવેદ કે નપુંસકવેદ હોતા નથી. કેમકે સમ્યક્ત્વયુક્ત આત્મા તિર્યંચ કે મનુષ્યમાં ઉત્પન્ન થાય તો પુરૂષવેદિમાંજ ઉત્પન્ન થાય છે, સ્રી નપું-

સકવેદિમાં ઉત્પન્ન થતા નથી, એટલે આઠ ચોવિશીના એકસો બાણુ ભાંગામાંથી સ્ત્રીવેદ અને નપુંસકવેદના ઉદયથી થતા એકસો અઠ્ઠાવીશ ભંગ ઔદારિકમિશ્ર કાયયોગે સંભવતા નથી. આ હકીકત પણ બાહુલ્યની અપેક્ષાએ કહી છે. નહિ તો કોઈ મલ્લીનાથ અને રાજિમતી જેવા અવિરતિસમ્યગ્દષ્ટિ આત્મા સમ્યક્ત્વ-સાથે સ્ત્રીવેદિમાં પણ ઉત્પન્ન થાય છે. પરંતુ તેવી સંખ્યા અલ્પ હોવાથી અહિં તેની વિવક્ષા કરી નથી. સઘળા મળી બસો છપ્પન ભાંગા અવિરતિસમ્યગ્દષ્ટિને અસંભવિ છે. તથા પ્રમત્તસંયતને આહારક અને આહારકમિશ્રે સ્ત્રીવેદ હોતો નથી. આહારકશરીર ચૌદ પૂર્વધરનેજ હોય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "આહારક શરીર ચૌદ પૂર્વધરને હોય છે." સ્ત્રીઓને ચૌદ પૂર્વના અધ્યયનનો સંભવ નથી, કેમકે સૂત્રમાં નિષેધ કર્યો છે. કહ્યું છે કે-"સ્ત્રીઓ તુચ્છ હોવાથી, અભિમાન બાહુલ્યવાળી હોવાથી, ચપલ ઇન્દ્રિયવાળી હોવાથી, અને અધીરજવાળી હોવાથી અતિશયવાળા ભૂતવાદ-દષ્ટિવાદ નામના બારમા અંગના અધ્યયનનો તેઓને અધિ-કાર નથી." માટે પ્રમત્તસંયતની આઠ ચોવિશીના એકસો બાણુભાંગામાંથી સ્ત્રી-વેદના ઉદયે થતા ચોસઠ ભંગ આહારકકાયયોગે અને ચોસઠ ભંગ આહારકમિશ્ર કાયયોગે, કુલ એકસો અઠ્ઠાવીશ ભંગ હોતા નથી. તથા અપ્રમત્તસંયતને પણ પૂર્વોક્ત યુક્તિ પ્રમાણે આહારકકાયયોગે સ્ત્રીવેદનો ઉદય હોતો નથી, માટે અપ્ર-મત્તની આઠ ચોવીશીના એકસો બાણુ ભાંગામાંથી સ્ત્રીવેદના ઉદયે થતા ચોસઠ ભંગ આહારકકાયયોગે હોતા નથી. અપ્રમત્તસંયતે આહારકકાયયોગજ હોય છે, આહારકમિશ્રયોગ હોતો નથી, માટે ચોસઠ ભાંગા વર્જ્યા છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન ગુણસ્થાનકે અમુક અમુક યોગે નહિ સંભવતા ભાંગાઓનો સરવાળો કરતા સાતસો અડસઠ ભાંગા થાય છે. આટલા ભાંગા પૂર્વના ૧૪૯૩૭માંથી દૂર કરતા ચૌદ હજાર એકસો ઓગણોતેર ૧૪૧૬૯ ભાંગા થાય છે.

હવે યોગગુણિત પદસંખ્યા કેટલી થાય તેનો વિચાર કરે છે-મિથ્યાદષ્ટિના અડસઠ ધ્રુવપદ છે, તેને તેર યોગે ગુણતા આઠસો ચોરાશી થાય છે. સાસાદને બત્રીશ પદધ્રુવક છે, તેને પણ તેર યોગે ગુણતા ચારસો સોળ થાય છે મિશ્રે પણ બત્રીશ પદધ્રુવક છે. તેને દશ યોગે ગુણતા ત્રણસો વીશ થાય છે. અવિ-રતિસમ્યગ્દષ્ટિને સાઠ પદધ્રુવક છે. તેને તેર યોગે ગુણતા સાતસો એંશી થાય છે. દેશવિરતને બાવન ધ્રુવપદ છે. તેને અગીઆર યોગે ગુણતા પાંચસો બહોંતેર ધ્રુવપદ થાય છે. પ્રમત્તસંયતે ચુંમાલીશ ધ્રુવપદ છે. તેને તેર યોગે ગુણતા પાંચસો બહોંતેર થાય છે. અપ્રમત્ત સંયતે પણ ચુંમાલીશ ધ્રુવપદ છે. તેને અગીઆર યોગે ગુણતા ચારસો ચોરાશી થાય છે. અપૂર્વકરણે વીશ ધ્રુવપદ છે. તેને નવ યોગે ગુણતા એકસો એંશી થાય છે. સઘળા મળી બેતાલીસસો આઠ (૪૨૦૮) થાય છે. એને ચોવીશે ગુણવા. ગુણાકાર કરતા એકલાખ નવસો બાણુ (૧૦૦-

૯૯૨) થાય છે. તથા બેના ઉદયના ચોવીશ પદ, અને એકના ઉદયના પાંચ પદ, કુલ ઓગણત્રીસ પદ ( નવમા દશમાના મળીને ) થાય છે. ત્યાં નવ યોગ હોવાથી નવે ગુણતા બસો એકસઠ થાય છે. તેને પૂર્વની રાશિમાં મેળવતા એકલાખ એક હજાર બસોત્રેપન (૧૦૧૨૫૩) થાય છે.

આ રાશિમાંથી અસંભવતા પદો કાઢી નાખવા જોઇએ. એટલે કયા પદો સંભવતા નથી તે બતાવે છે–મિથ્યાદષ્ટિને અનંતાનુબંધિના ઉદયવિનાના સાતના ઉદયે એક ચોવીસના ધ્રુવપદ સાત આઠના ઉદયે બે ચોવિશીના ધ્રવપદ સોળ અને નવના ઉદયે એક ચોવિશીના ધ્રુવપદ નવ કુલ બત્રીશ ધ્રુવપદો વૈક્રિયમિશ્ર કાયયોગે, બત્રીશ ઔદારિકમિશ્ર કાયયોગે, અને બત્રીશ કાર્મણ કાયયોગે કુલ છન્નુ ધ્રુવપદો સંભવતા નથી. કારણ પહેલા કહ્યું છે. તેને ચોવીશે ગુણતા ત્રેવીસસો ચાર થાય છે. એટલા મિથ્યાદષ્ટિને અસંભવિ પદો છે. તથા વૈક્રિયમિશ્ર કાયયોગે વર્ત્તમાન સાસ્વાદનગુણસ્થાનકવાળાને નપુંસકવેદનો ઉદય સંભવતો નથી. કારણ ભાંગા કહેવાના અવસરે પહેલા કહી ગયા છે. નપુંસકવેદે આઠ ભાંગા થાય છે. સાસ્વાદનગુણસ્થાનકે બત્રીશ પદધ્રુવક હોવાથી આઠને બત્રીશે ગુણતા બસોછપ્પન થાય છે. એટલા પદો સાસ્વાદને સંભવતા નથી. તથા કાર્મણકાયયોગે અને વૈક્રિયમિશ્રકાયયોગે વર્ત્તમાન અવિરતિસમ્યગ્દષ્ટિને સ્ત્રીવેદનો ઉદય હોતો નથી. અવિરતિસમ્યગ્દષ્ટિને સાઠ ધ્રુવપદો હોય છે. સ્ત્રીવેદે એક ચોવિશીમાંથી આઠ ભાંગા પ્રાપ્ત થાય છે. તેને સાઠે ગુણતા ચારસો એંશી પદો કાર્મણ કાયયોગે, અને ચારસોએંશી પદો વૈક્રિયમિશ્રયોગે સઘળા મળી નવસો સાઠ પદો સંભવતા નથી. તથા ઔદારિકમિશ્રયોગે વર્ત્તમાન અવિરતિસમ્યગ્દષ્ટિને એક પુરૂષવેદનોજ ઉદય હોય છે, સ્ત્રીવેદ અને નપુંસકવેદનો ઉદય હોતો નથી. સ્ત્રી નપુંસક વેદઆશ્રયી સોળ ભાંગા થાય છે. માટે સોળને સાઠે ગુણતા નવસો સાઠ થાય છે. સરવાળે અવિરતિસમ્યગ્દષ્ટિને એક હજાર નવસો વીશ (૧૯૨૦) પદો સંભવતા નથી. તથા આહારક અને આહારકમિશ્રકાયયોગે વર્ત્તમાન પ્રમત્ત સંયતને સ્ત્રીવેદનો ઉદય હોતો નથી, એ પહેલા કહેવાયું છે. પ્રમત્તસંયતે ચુંમાલીશ ધ્રુવપદો હોય છે. ચોવીસમાંથી સ્ત્રીવેદે આઠ ભાંગા થાય છે. માટે ચુંમાલીશને આઠે ગુણતા ત્રણસો બાવન થાય છે. તેટલા આહારકે અને આહારકમિશ્રે સંભવતા નથી. સઘળા મળી પ્રમત્તસંયતને સાતસો અને ચાર (૭૦૪) પદો સંભવતા નથી. તથા આહારકકાયયોગે વર્ત્તમાન અપ્રમત્તસંયતને પણ ઉક્ત પ્રકારે ત્રણસો બાવન પદો સંભવતા નથી. આ રીતે પહેલા બીજા અને ચોથા આદિ ગુણસ્થાનના સઘળા મળી અસંભવી પદોની સંખ્યા પંચાવનસો છત્રીશ (૫૫૩૬) થાય છે. પૂર્વરાશિમાંથી આટલા પદો બાદ કરવા, બાદ કરતા પંચાણુહજાર સાતસો સત્તર (૯૫૭૧૭) રહે છે. યોગસાથે ગુણાયેલા મોહનીયકર્મના આટલા પદો સઘળા ગુણસ્થાનકોમાં હોય છે. ૧૧૯.

ઉપર કહી તેજ સંખ્યા આ ગાથામાં કહે છે—

**चोद्दसउ सहस्साइं सयं च गुणहत्तरं उदयमाणं।**
**सत्तरसा सत्तसया पणनउइ सहस्स पयसंखा ॥१२०॥**

**चतुर्दशसहस्राणि शतं चैकोनसप्ततिरुदयमानम्।**
**सप्तदशसप्तशतानि पञ्चनवतिसहस्राणि पदसंख्या ॥१२०॥**

અર્થ—ચૌદ હજાર એકસો ઓગણોતેર યોગગુણિત ઉદયના ભાંગા થાય છે. અને પંચાણુ હજાર સાતસો અને સત્તર પદસંખ્યા થાય છે.

ટીકાનુ૦—ગુણસ્થાનકોમાં યોગ સાથે ગુણાયેલા મોહનીયકર્મના ઉદયના ભાંગાઓનું સર્વ પ્રમાણ ચૌદહજાર એકસો ઓગણોતેર થાય છે. અને યોગસાથે ગુણાયેલ પદોનું સર્વ પ્રમાણ પંચાણુહજાર સાતસો અને સત્તર થાય છે. જેનો વિસ્તાર ગઈ ગાથામાં કરી ગયા છે. ૧૨૦

ઉદયના ભંગની સંખ્યા અને પદની સંખ્યા કાઢવાનો ઉપાય ૧૧૯મી ગાથામાં બતાવ્યોજ છે, અને સૂત્રકાર પણ કહેશે. માત્ર આ ગાથામાં ઉદયની ભંગ સંખ્યામાંથી બાદ કરવા યોગ્ય જે ઉદયના ભંગો હોય છે, તે બતાવે છે—

**मीसदुगे कम्मइए अणउदयविवज्जियाउ मिच्छस्स।**
**चउवीसाउ ण चउरो तिगुणाओ तो रिणं ताओ ॥१२१॥**

**मिश्रद्विके कार्म्मणे अनन्तानुबन्ध्युदयविवर्जिता मिथ्यादृष्टेः।**
**चतुर्विंशतयो न चतस्रः त्रिगुणास्ततः रुणं ताः ॥१२१॥**

અર્થ—મિશ્રદ્વિક અને કાર્મણકાયયોગે વર્તમાન મિથ્યાદષ્ટિને અનન્તાનુબંધિના ઉદયવિનાની ચોવિશીઓ સંભવતી નથી. માટે ત્રણ ગુણી તે ચાર ચોવિશીઓ રુણં-શોધવી-બાદ કરવી.

ટીકાનુ૦—ઔદારિકમિશ્ર, વૈક્રિયમિશ્ર અને કાર્મણ એ દરેક યોગે વર્તમાન મિથ્યાદષ્ટિને અનંતાનુબંધિના ઉદય વિનાની ચાર ચોવિશીઓ હોતી નથી. કારણ પહેલા કહેવાઈ ગયું છે. માટે ત્રણ ગુણી ચાર એટલે કે બાર ચોવિશીઓ અને તેના બસો અઠ્ઠાશી ઉદય ભંગો મિથ્યાદષ્ટિના કુલ ભાંગામાંથી શોધવા-બાદ કરવા. અને પદો ત્રેવીસસો અને ચાર શોધવા. ૧૨૧

**वेउव्वियमीसम्मी नपुंसवेओ न सासणे होइ।**
**चउवीसचउक्काओ अओ तिभागा रिणं तस्स ॥१२२॥**

वैक्रियमिश्रे नपुंसकवेदो न सासादने भवति।
चतुर्विंशतिचतुष्कात् अतस्त्रिभागः रुणं तस्य ॥१२२॥

અર્થ—સાસ્વાદન ગુણસ્થાનકે વૈક્રિયમિશ્રયોગે નપુંસકવેદનો ઉદય હોતો નથી. માટે તેની ચાર ચોવીસીમાંથી ત્રીજો ભાગ શોધવો.

ટીકાનુ૦—સાસ્વાદન ગુણસ્થાનકે વૈક્રિયમિશ્રયોગિને નપુંસકવેદનો ઉદય હોતો નથી. તેનું કારણુ પહેલા કહ્યું છે. માટે સાસ્વાદન સંબંધી ચાર ચોવિશીમાંથી તેનો બત્રીશ ભંગરૂપ ત્રીજો ભાગ શોધવો–બાદ કરવો. અને પદસંખ્યા બસો છપ્પન શોધવી. ૧૨૨

कम्मयविउव्विमीसे इत्थीवेओ न होइ सम्मस्स।
अपुमित्थि उरलमीसे तच्चउवीसाण रिणमेय॥१२३॥

कार्मणवैक्रियमिश्रयोः स्त्रीवेदो न भवति सम्यग्दृष्टेः।
अपुंस्त्रियौ उरलमिश्रे तच्चतुर्विंशतीनां रुणमेव॥१२३॥

અર્થ—અવિરતિસમ્યગ્દષ્ટિને કાર્મણુ અને વૈક્રિયમિશ્રે સ્ત્રીવેદ હોતો નથી. અને ઔદારિકમિશ્રે નપુંસક અને સ્ત્રીવેદ હોતા નથી. માટે તેની ચોવીશીના અસંભવિ ભાંગાઓ બાદ કરવા.

ટીકાનુ૦—કાર્મણુ અને વૈક્રિયમિશ્રકાયયોગે વર્ત્તમાન અવિરતિસમ્યગ્દષ્ટિને સ્ત્રીવેદનો ઉદય હોતો નથી. માટે અવિરતિ સમ્યગ્દષ્ટિની આઠ ચોવિશીના એકસો બાણુ ભાંગામાંથી ત્રીજો ભાગ શોધવો. એટલે કે કાર્મણુકાયયોગે સ્ત્રીવેદના ઉદયના આઠ ચોવિશીના ચોસઠ ભાંગા અને વૈક્રિયમિશ્રયોગે સ્ત્રીવેદના ઉદયના આઠ ચોવિશીના ચોસઠ ભાંગા કુલ એકસો અઠ્ઠાવીશ ભાંગા બાદ કરવા. તથા ઔદારિકમિશ્રયોગે વર્ત્તમાન અવિરતિસમ્યગ્દષ્ટિને નપુંસકવેદ અને સ્ત્રીવેદનો ઉદય હોતો નથી. આ વિષયમાં યુક્તિ પહેલા કહી ગયા છે. માટે ચોવિશીનો બે તૃતીયાંશ ભાગ શોધવો. એટલે કે એકસો અઠ્ઠાવીશ ભાંગા બાદ કરવા. સઘળા મળી બસો છપ્પન ઉદયભંગો અને નવસો સાઠ પદ સંખ્યા બાદ કરવી. ૧૨૩.

आहारगमीसेसुं इत्थीवेओ न होइ उ पमत्ते।
दोण्णि तिभागाउ रिणं अपमत्तजइस्स उ तिभागो॥१२४॥

आहारकमिश्रयोः स्त्रीवेदो न भवति तु प्रमत्ते।
दौ त्रिभागौ रुणं अप्रमत्तयतेस्तु त्रिभागः॥१२४॥

અર્થ—પ્રમત્તગુણસ્થાનકે આહારક અને આહારકમિશ્રયોગ છતા સ્ત્રીવેદ

હોતો નથી. માટે બે તૃતીયાંશ ભાગ બાદ કરવા યોગ્ય છે. અને અપ્રમત્તયતિને ત્રીજો ભાગ બાદ કરવા યોગ્ય છે.

ટીકાનુ૦—આહારકકાયયોગ અને આહારકમિશ્રકાયયોગમાં વર્ત્તમાન પ્રમત્ત-આત્માને સ્ત્રીવેદનો ઉદય હોતો નથી. માટે પ્રમત્તસંયતની આઠ ચોવિશીમાંની દરેક ચોવિશીમાંથી આહારકકાયયોગિને સ્ત્રીવેદે થતા આઠ આઠ ભાંગા કુલ ચોસઠ, અને આહારકમિશ્રકાયયોગિને સ્ત્રીવેદે થતા દરેક ચોવિશીના આઠ આઠ ભાંગા કુલ ચોસઠ, બધા મળી એકસો અઠ્ઠાવીશ ભાંગાઓ બાદ કરવા. છઠ્ઠા ગુણસ્થાન-કના કુલ એકસો બાણુ ભંગ થાય છે. તેમાંથી બે યોગના એકસો અઠ્ઠાવીશ ભાંગા બાદ કરવાના છે. એકસો અઠ્ઠાવીશ એ એકસો બાણુનો બે તૃતીયાંશ ભાગ છે. માટે ગાથામાં કુલ ભાંગાનો બે તૃતીયાંશ ભાગ બાદ કરવાનું કહ્યું છે. પદ સંખ્યા સાતસો ચાર બાદ કરવાની છે. કેમકે ઉપરના બાદ કરવાના ભાંગાની પદસંખ્યા તેટલી થાય છે. તથા આહારકકાયયોગે વર્ત્તમાન અપ્રમત્તસંયત આત્માને સ્ત્રીવેદનો ઉદય હોતો નથી. માટે અપ્રમત્તસંયતની આઠ ચોવિશીના એકસો બાણુ ભાંગામાંનો એક તૃતીયાંશ ભાગ બાદ કરવો. એટલે કે ચોસઠ ભાંગા, અને તેના ત્રણસો બાવન પદો અપ્રમત્તે થતા ભાંગા અને પદોની સંખ્યામાંથી બાદ કરવા. ૧૨૪

આ ગાથામાં યોગ ઉપયોગ અને લેશ્યાના દ્વારા થતી ઉદયના ભંગની અને પદોની સંખ્યા લાવવાનો સામાન્ય ઉપાય કહે છે—

**उदएसुं चउवीसा धुवगाउ पदेसु जोगमाईहिं ।**
**गुणिया मिलिया चउवीसताडिया इयरसंजुत्ता ॥१२५॥**

**उदयेषु चतुर्विंशतयो ध्रुवकास्तु पदेषु योगादिभिः ।**
**गुणिता मिलिताश्चतुर्विंशतिताडिता इतरसंयुक्ताः ॥१२५॥**

અર્થ—જ્યારે ઉદયના ભંગની સંખ્યા લાવવી હોય ત્યારે ચોવિશીઓનો અને પદસંખ્યા જ્યારે લાવવી હોય ત્યારે ધ્રુવકોનો યોગાદિ સાથે ગુણાકાર કરવો, સરવાળો કરવો, તેને ચોવીશી ગુણવા, અને ઈતર સંખ્યા મેળવવી એટલે ભંગ સંખ્યા અને પદસંખ્યા પ્રાપ્ત થાય છે.

ટીકાનુ૦—યોગ ઉપયોગ અને લેશ્યાદ્વારા થતી મોહનીયકર્મના ઉદયના ભંગની સંખ્યા લાવવી હોય ત્યારે જે જે ગુણસ્થાનકે જેટલી ચોવિશીઓ થતી હોય તેનો તે તે ગુણસ્થાનકે જેટલા યોગ ઉપયોગ કે લેશ્યા હોય તેની સાથે ગુણાકાર કરવો, ત્યાર બાદ સઘળાનો સરવાળો કરવો, અને તેને ચોવીશે ગુણવા. ત્યાર બાદ બેના અને એકના ઉદયથી થતા સત્તર ભાંગાઓને નવયોગ સાત ઉપ-

યોગ અને એક લેશ્યા સાથે ગુણાકાર કરવો અને તેને પૂર્વની સંખ્યામાં મેળવવા. અને યોગદ્વારા થતી ભંગની સંખ્યામાંથી પૂર્વે કહેલા અસંભવી ભાંગાઓ બાદ કરવા એટલે યોગાદિવડે થતી ભંગસંખ્યા આવે. લેશ્યા અને ઉપયોગદ્વારા થતી ભંગસંખ્યામાંથી તેના અસંભવી ભાંગાઓ નહિ હોવાથી એક પણ ભંગ બાદ કરવાનો નથી, એટલે તે માટે કંઈ કહેવામાં આવ્યું નથી. એ પ્રમાણે પદની સંખ્યા લાવવી હોય ત્યારે જે જે ગુણસ્થાનકે જેટલા જેટલા પદધ્રુવકો પહેલા કહ્યા છે, તેનો તે તે ગુણસ્થાનકે જેટલા યોગ ઉપયોગ કે લેશ્યા હોય તેની સાથે ગુણકાર કરવો, સઘળાનો સરવાળો કરવો, અને ચોવીસે ગુણવા. ત્યાર બાદ બેના ઉદયના અને એકના ઉદયના ઓગણત્રીશ પદોને નવ યોગ સાત ઉપયોગ અને એક લેશ્યાસાથે ગુણી યોગદ્વારા થતી સંખ્યામાં યોગથી ગુણાયેલા, ઉપયોગદ્વારા થતી સંખ્યામાં ઉપયોગવડે ગુણાયેલા અને લેશ્યાદ્વારા થતી સંખ્યામાં લેશ્યાવડે ગુણાયેલ પદો મેળવવા, એટલે કુલ સંખ્યા આવે. અહિં પણ યોગદ્વારા થતી સંખ્યામાંથી અસંભવી ભાંગાઓ અને પદો બાદ કરવાના હોય છે, તેમ સમજવું.

આ પ્રમાણે કરવાથી યોગગુણિત ઉદયભંગ ચૌદહજાર નવસો સાડત્રીશ, અને પદો એક લાખ નવસો અને બાણુ પ્રાપ્ત થાય છે. જે સંખ્યા પહેલા કહેવાઇ છે, તેમજ ઉપયોગ અને લેશ્યા ગુણિત ભંગ તથા પદસંખ્યા પણ પહેલા કહેવાઈ ગઇ છે. ૧૨૫

હવે અસંભવિ ઉદયભંગ અને પદોની સંખ્યા લાવવાનો ઉપાય કહે છે—

**अपमत्तसासणेसुं अड सोल पमत्त सम्म बत्तीसा ।**
**मिच्छंमि य छण्णउई ठावेज्जा सोहणनिमित्तं ॥१२६॥**

**अप्रमत्तसासादनयोरष्टौ षोडश प्रमत्ते सम्यक्त्वे द्वात्रिंशत् ।**
**मिथ्यात्वे च षण्णवतिं स्थापयेत् शोधननिमित्तम् ॥१२६॥**

**અર્થ**—અપ્રમત્ત અને સાસાદને આઠ, પ્રમત્તે સોળ, અવિરતિસમ્યગ્દષ્ટિમાં બત્રીશ, અને મિથ્યાત્વે છન્નુ બાદ કરવા માટે સ્થાપવા.

ટીકાનુ૦—અપ્રમત્ત અને સાસ્વાદનસંબંધી આઠ આઠ બાદ કરવા માટે સ્થાપવા. તથા પ્રમત્તસંબંધી સોળ, અવિરતિસમ્યગ્દષ્ટિસંબંધી બત્રીશ અને મિથ્યાદષ્ટિ સંબંધી છન્નુ બાદ કરવામાટે સ્થાપવા. તે આ પ્રમાણે–આહારક કાયયોગે વર્ત્તમાન અપ્રમત્તયતિને સ્ત્રીવેદ હોતો નથી. સ્ત્રીવેદે એક એક ચોવિશીમાં આઠ આઠ ભાંગા થાય છે. માટે અપ્રમત્તે શોધવા–બાદ કરવા યોગ્ય આઠ

સ્થાપવાનું કહ્યું છે. તથા વૈક્રિયમિશ્રકાયયોગે વર્ત્તમાન સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિને નપુંસકવેદ હોતો નથી. નપુંસકવેદે એક એક ચોવિશીમાં આઠ આઠ ભાંગા થાય છે, માટે સાસ્વાદને બાદ કરવા યોગ્ય આઠ સ્થાપવાના કહ્યા છે. તથા આહારકયોગ અને આહારકમિશ્રકાયયોગે વર્ત્તમાન પ્રમત્તયતિને સ્ત્રીવેદ હોતો નથી. સ્ત્રીવેદે આહારકકાયયોગે અને આહારકમિશ્રકાયયોગે દરેક ચોવિશીમાં આઠ આઠ ભાંગા થાય છે, માટે પ્રમત્તે બાદ કરવા યોગ્ય સોળ સ્થાપવાના કહ્યા છે. તથા ઔદારિકમિશ્રકાયયોગે વર્ત્તમાન અવિરતિસમ્યગ્દૃષ્ટિને સ્ત્રીવેદ અને નપુંસક વેદ હોતો નથી. સ્ત્રીવેદે અને નપુંસકવેદે પ્રત્યેક ચોવીશીમાં આઠ આઠ બંનેના મળી સોળ ભંગ થાય છે, માટે સોળ, તથા વૈક્રિયમિશ્ર અને કાર્મણકાયયોગે વર્ત્તમાન અવિરતિસમ્યગ્દૃષ્ટિને સ્ત્રીવેદ હોતો નથી, માટે ત્યાં પણ પૂર્વોક્ત રીતે સોળ કુલ બત્રીસ સ્થાપવાના કહ્યા છે. તથા વૈક્રિયમિશ્ર ઔદારિકમિશ્ર અને કાર્મણકાયયોગે વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિને તે દરેક યોગે અનંતાનુબંધિના ઉદયવિનાની ચાર ચાર ચોવિશીજ હોતી નથી. ચાર ચોવિશીના છન્નુ ભાંગા થાય છે. જે ઉપરોક્ત ત્રણ યોગમાંથી કોઈ યોગે હોતા નથી, એટલે છન્નુ સ્થાપવાના કહ્યા છે. જે ગુણસ્થાને જેટલા સ્થાપવાના કહ્યા હોય તેને તે ગુણસ્થાનકે જેટલી ચોવીશીઓ હોય તે સાથે ગુણવા એટલે બાદ કરવા યોગ્ય ભાંગાની સંખ્યા પ્રાપ્ત થાય છે. જેમકે સાસાદને આઠ સ્થાપવાના કહ્યા છે, તે ગુણસ્થાનકે ચાર ચોવિશી છે. માટે આઠને ચારે ગુણતા બત્રીસ આવે, તેટલા બાદ કરવા યોગ્ય ભંગ આવે છે. મિથ્યાત્વગુણસ્થાનકે ઔદારિકમિશ્ર વૈક્રિયમિશ્ર અને કાર્મણકાયયોગ એ પ્રત્યેક કાયયોગે ચાર ચાર ચોવીશીઓજ હોતી નથી. એટલે ચાર ચોવિશીને ત્રણે ગુણવા, અને ત્યાર બાદ ચોવિશે ગુણવા એટલે બાદ કરવા યોગ્ય ભંગ પ્રાપ્ત થાય છે. આ હકીકત પહેલા આવી ગઇ છે. ૧૨૬.

આ પ્રમાણે સ્થાપન કરવા યોગ્ય અંકોને બતાવીને હવે જે કરવા યોગ્ય છે, તે કહે છે—

**जोगतिगेणं मिच्छे नियनियचउवीसगाहिं सेसाणं।**
**गुणिऊणं पिंडेज्जा सेसा उदयाण परिसंखा ॥१२७॥**

**योगत्रिकेन मिथ्यात्वे निजनिजचतुर्विंशतिभिः शेषाणाम्।**
**गुणयित्वा पिंडयेत् शेषा उदयानां परिसंख्या ॥१२७॥**

અર્થ—મિથ્યાદૃષ્ટિના સ્થાપવાયોગ્ય અંકને યોગત્રિકે ગુણવા, અને શેષ ગુણસ્થાનકના સ્થાપવાયોગ્ય અંકને તે તે ગુણસ્થાનકની ચોવીશીની સંખ્યાવડે

ગુણવા, ગુણીને સરવાળો કરવો, અને તેને કુલ સંખ્યામાંથી બાદ કરવા, એટલે ઉદયભંગની કુલ સંખ્યા પ્રાપ્ત થાય છે.

ટીકાનુ૦—મિથ્યાદૃષ્ટિગુણસ્થાનકે સ્થાપવા યોગ્ય જે છન્નુ કહ્યા છે, તે છન્નુએ ભંગ વૈક્રિયમિશ્ર ઔદારિકમિશ્ર અને કાર્મણ ત્રણે યોગે હોતા નથી, માટે તેનો ત્રણ યોગ સાથે ગુણાકાર કરવો, ગુણતા બસો અઠ્ઠાશી આવે. શેષ અપ્રમત્તાદિમાં આઠ આદિ સ્થાપવાના કહ્યા છે. તેને તે તે ગુણસ્થાનકની ચોવીશીઓ સાથે ગુણાકાર કરવો, એટલે કે જે ગુણસ્થાનકે જેટલી ચોવિશીઓ હોય, તેની સાથે તે ગુણસ્થાનકના સ્થાપ્ય અંકનો ગુણાકાર કરવો. જેમકે–અપ્રમત્તે આઠ ચોવીશીઓ છે, માટે તેની સાથે તે ગુણસ્થાનકના સ્થાપ્ય આઠનો ગુણાકાર કરવો, એટલે બાદ કરવા યોગ્ય ચોસઠ આવે. એ પ્રમાણે સાસાદને ચાર ચોવિશીઓ છે, તેનો તેના સ્થાપ્ય આઠનો ગુણાકાર કરવો બત્રીશ આવે. પ્રમત્તે આઠ ચોવિશીઓ છે, તેનો તેના સ્થાપ્ય અંક સોળ સાથે ગુણાકાર કરવો એટલે એકસો અઠ્ઠાવીશ આવે. અવિરતિસમ્યગ્દૃષ્ટિમાં આઠ ચોવિશી છે. માટે તેનો તેના સ્થાપ્ય બત્રીશ અંકનો ગુણાકાર કરવો, ગુણાકાર કરતા બસો છપ્પન આવે. બાદ કરવા યોગ્ય ગુણસ્થાનકોના અંકની સ્થાપના આ પ્રમાણે આવે છે–૨૮૮–૬૪–૩૨–૧૨૮–૨૫૬ સઘળા મળી સાતસો અડસઠ થાય. એટલા પૂર્વોક્ત ઉદયભંગની સંખ્યામાંથી બાદ કરવા. બાદ કરતા બાકીના ઉદય ભંગની સંખ્યા–અર્થાત્ યોગગુણિત ભંગની કુલ સંખ્યા આવે છે. અને તે ચૌદ હજાર એકસો ઓગણોતેર થાય છે. જે પહેલા કહી ગયા છે. ૧૨૭

હવે શોધ્યપદોને લાવવાનો ઉપાય કહે છે—

**चउवीसाइगुणेज्जा पयाणि अहिगिच्च मिच्छ छन्नउइं ।**
**सेसाणं धुवगेहिं एगीकिच्चा तओ सोहे ॥१२८॥**

**चतुर्विंशत्या गुणयेत् पदान्यधिकृत्य मिथ्यात्वे षण्णवतिम् ।**
**शेषाणां ध्रुवकैः एकीकृत्य ततः शोधयेत् ॥१२८॥**

અર્થ—પદો આશ્રયીને મિથ્યાત્વે છન્નુનો ચોવીસ સાથે ગુણાકાર કરવો. અને શેષ ગુણસ્થાનકના સ્થાપ્ય અંકોનો ધ્રુવપદ સાથે ગુણાકાર કરવો. ત્યાર બાદ સરવાળો કરીને પદની કુલ સંખ્યામાંથી શોધવા–બાદ કરવા.

ટીકાનુ૦—પદો આશ્રયી મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે છન્નુનો ચોવીસસાથે ગુણાકાર કરવો. શા માટે છન્નુને ચોવીસ સાથે ગુણવા? એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે–મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે વૈક્રિયમિશ્ર, ઔદારિકમિશ્ર અને કાર્મણ એ દરેક યોગે

અનન્તાનુબંધિના ઉદય સિવાયની સાતના ઉદયની એક, આઠના ઉદયની બે, અને નવના ઉદયની એક, એમ ચાર ચોવીસીઓ સંભવતી નથી. તેમાં સાતના ઉદયમાં સાત પદ, આઠના ઉદયમાં આઠ પદ, પરંતુ આઠના ઉદયની બે ચોવીસી થાય છે, માટે આઠને બેએ ગુણતા સોળ પદ લેવા, અને નવના ઉદયમાં નવ પદ, સઘળા મળી બત્રીસ પદ થાય. તે બત્રીસ વૈક્રિયમિશ્ર આદિ ત્રણે યોગે સંભવતા નથી, માટે ત્રણ સાથે બત્રીસનો ગુણાકાર કરવો, ગુણાકાર કરતા છન્નુ થાય છે. આ છન્નુ પદો ચોવીશીઓને આશ્રયીને રહેલા છે માટે છન્નુનો ચોવીસસાથે ગુણાકાર કરવા કહ્યું છે, છન્નુને ચોવીસે ગુણતા ત્રેવીસસો અને ચાર પદો થાય છે. આ રીતે શેષ સાસાદનાદિગુણસ્થાનકોના સ્થાપ્ય અંકોને પોતપોતાના ધ્રુવપદોસાથે ગુણાકાર કરવો. તે આ પ્રમાણે—સાસાદનસંબંધી પૂર્વોક્ત આઠનો બત્રીસ સાથે ગુણાકાર કરવો. ગુણાકાર કરતા બસો છપ્પન્ન થાય. અવિરતિસમ્યગ્દૃષ્ટિ સંબંધી બત્રીસનો પોતાના સાઠ પદધ્રુવકો સાથે ગુણવા. ગુણતા ઓગણીશસો અને વીશ થાય. પ્રમત્તસંબંધી સોળને પોતાના ચુમ્માલીશ પદધ્રુવકસાથે ગુણવા. ગુણતા સાતસો ચાર થાય. અપ્રમત્તસંબંધી આઠને પોતાના ચુમ્માલીસ ધ્રુવપદો સાથે ગુણવા, ગુણતા ત્રણસો બાવન થાય. ત્યાજ્ય આ સઘળા પદોનો સરવાળો કરતા પંચાવનસો છત્રીશ (૫૫૩૬) થાય. તેને પૂર્વે ગુણસ્થાનકોના પદોનો જે કુલ સરવાળો કહ્યો છે તેમાંથી બાદ કરવા, બાદ કરતા ગુણસ્થાનકોમાં સંભવતી પદની કુલ સંખ્યા આવે. તે સંખ્યા આ પ્રમાણે છે—પંચાણુ હજાર સાતસો અને સત્તર (૯૫૭૧૭) ૧૨૮

આ પ્રમાણે મોહનીયકર્મ્મ સંબંધે પહેલા નહિ કહેલ વિશેષ કહ્યો. હવે નામકર્મસંબંધે જે વિશેષ છે, તે કહે છે—

**बंधोदयसंताइं गुणेसु कहियाइ नामकम्मस्स ।**
**गइसु य अव्वगडंमि वोच्छामि इंदिएसु पुणो ॥१२९॥**

**बंधोदयसन्ति गुणेषु कथितानि नामकर्मणः ।**
**गतिषु चाव्याकृते वक्ष्यामि इन्द्रियेषु पुनः ॥१२९॥**

અર્થ—નામકર્મના અવ્યક્ત–જીવસ્થાનક કે ગુણસ્થાનકની વિચારણા સિવાય માત્ર સામાન્યથી કરેલા નામકર્મના બંધ ઉદય અને સત્તાસ્થાનોના કથન પ્રસંગે ગુણસ્થાનકોમાં અને ગતિમાં બંધ ઉદય અને સત્તાસ્થાનો કહ્યા છે, તેનેજ વિશેષ બોધ થાય માટે ગતિ, ગુણસ્થાનક અને ઇન્દ્રિયોમાં અહિં વિસ્તારથી કહેવામાં આવે છે.

ટીકાનુ—પહેલા નામકર્મના બંધ ઉદય અને સત્તાસ્થાનોનો વિચાર કરવાના પ્રસંગે ગુણસ્થાનકોમાં અને ગતિમાં બંધ ઉદય અને સત્તાસ્થાનોનો

વિચાર કર્યો છે. પરંતુ તે સામાન્ય સ્વરૂપ કર્યો છે. કેમકે તે સ્થાન ખાસ ગુણસ્થાનકોમાં કે ગતિઓમાં બંધ આદિ સ્થાનોને પ્રતિપાદન કરવા માટે ન હતુ. **प्रपञ्चितज्ञ**—વિસ્તારથી કરેલા વિચારને સમજનારા આત્માઓ સામાન્ય સ્વરૂપે કરેલા તે વિચારને સમજવા સમર્થ થતા નથી, તેઓને બોધ થાય માટે ગુણસ્થાનકો અને જીવસ્થાનકોમાં બંધ ઉદય અને સત્તાસ્થાનકોનો વિચાર વિસ્તાર પૂર્વક કરે છે. તેમાં પહેલા ગુણસ્થાનકોમાં બંધ આદિ સ્થાનોનો વિચાર કરે છે. તે આ પ્રમાણે—મિથ્યાદૃષ્ટિગુણસ્થાનકે નામકર્મના છ બંધસ્થાનકો છે. તે આ–૨૩–૨૫–૨૬–૨૮–૨૯–૩૦. મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે ચારે ગતિના જીવો હોય છે, અને તેઓ ચારે ગતિ યોગ્ય યથાયોગ્ય રીતે બંધ કરે છે, એટલે ઉપરોક્ત બંધસ્થાનકો સંભવે છે. માત્ર તીર્થંકરનામકર્મ અને આહારકદ્વિક સાથેના જે બંધસ્થાનકો છે તે અહિં હોતા નથી. અહિંથી કયું બંધસ્થાન કઈ ગતિ યોગ્ય છે, તે અને તેના બાંધનાર કોણ હોય છે, તે કહેવાની શરૂઆત કરે છે—અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા ત્રેવીસનું બંધ સ્થાનક બંધાય છે. તે બાંધતા બાદર અને સુક્ષ્મના પ્રત્યેક અને સાધારણ સાથે ચાર ભંગ–પ્રકાર થાય છે. એટલે કે—અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પ્રકૃતિઓને કોઇ બાદર અને પ્રત્યેક સાથે બાંધે છે, કોઇ બાદર અને સાધારણ સાથે બાંધે છે, કોઈ સુક્ષ્મ અને પ્રત્યેક સાથે બાંધે છે, અને કોઇ સુક્ષ્મ અને સાધારણ સાથે બાંધે છે, એટલે ત્રેવીસનો બંધ ચાર પ્રકારે થાય છે. અન્યત્ર પણ ભંગની ભાવના આ પ્રમાણે સમજવી. આ અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પ્રકૃતિના બંધક એકેન્દ્રિયાદિ સઘળા તિર્યંચો અને મનુષ્યો છે. તેઓ ચારે ભાંગે ત્રેવીસનો બંધ કરે છે. (યુગલિયા તિર્યંચ અને મનુષ્યો માત્ર દેવગતિમાં જ જતા હોવાથી દેવગતિ યોગ્ય અઠ્ઠાવીશના બંધસ્થાનક સિવાય અન્ય કોઈ બંધસ્થાનક બાંધતા નથી.) દેવો જોકે એકેન્દ્રિયયોગ્ય બંધ કરે છે, પરંતુ તે પ્રત્યેક બાદર પર્યાપ્ત એકેન્દ્રિયયોગ્ય બંધ કરે છે; સુક્ષ્મ સાધારણ કે અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બંધ કરતા નથી. તથા પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય અને અપર્યાપ્ત વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્ય યોગ્ય બંધ કરતા પચીસનું બંધસ્થાન બંધાય છે. તેમાં પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય પચીસનો બંધ કરતા વીશ ભંગ થાય છે, અને અપર્યાપ્ત વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્ય યોગ્ય ૨૫ નો બંધ કરતા દરેકનો એક એક ભંગ થાય છે. આ રીતે પચીસના બંધે કુલ પચીસ ભંગ થાય છે. આ ભાંગાઓ આજ પ્રકરણમાં ગા. ૬૦ માં કહી ગયા છે ત્યાંથી જોઇ લેવા. આ પચીસના બંધક પણ ત્રેવીસના બંધકની જેમજ સમજવાના છે. માત્ર પ્રત્યેક બાદર પર્યાપ્ત એકેન્દ્રિયયોગ્ય પચીસનો બંધ ઇશાન સુધીના દેવો કરે છે, એટલે દેવો આશ્રયી પણ તે બંધસ્થાન લેવાનું છે. દેવો સ્થિર શુભ યશ સાથે

અસ્થિર અશુભ અને અપયશતે ફેરવતા થતા આઠ ભાંગે એકેન્દ્રિયયોગ્ય પચીસ પ્રકૃતિઓ બાંધે છે. મનુષ્યો અને તિર્યંચો તો યથાયોગ્ય રીતે પચીસે ભાંગે પચીસ બાંધે છે. તથા પર્યાપ્ત એકેન્દ્રિયયોગ્ય બાંધતા છવ્વીસ બંધાય છે. અને તેને બાંધતાં સોળ ભંગ થાય છે. આ બંધસ્થાન બાદર પર્યાપ્ત એકેન્દ્રિયયોગ્ય છે. કેમકે સુક્ષ્મ એકેન્દ્રિયયોગ્ય બાંધતા આતપ કે ઉદ્યોતનો બંધ થતો નથી. આ બંધસ્થાનકના બાંધનારા એકેન્દ્રિયયોગ્ય પચીસના જે બાંધનારા કહ્યા છે, તે સઘળા છે. તથા દેવગતિ યોગ્ય કે નરકગતિ યોગ્ય બાંધતા અટ્ઠાવીશ પ્રકૃતિનો બંધ થાય છે. તેમાં દેવગતિ યોગ્ય અટ્ઠાવીશ બાંધતા સ્થિર શુભ યશને અસ્થિર અશુભ અને અપયશ સાથે ફેરવતા આઠ ભંગ થાય છે. તથા નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ બાંધતા અસ્થિર અશુભ અને અપયશકીર્તિનો જ બંધ થતો હોવાથી અને અન્ય પરાવર્ત્તમાન અશુભ પ્રકૃતિઓ જ બંધાતી હોવાથી એક જ ભંગ થાય છે. કુલ અઠ્ઠાવીસના બંધે નવ ભંગ થાય છે. આ બંને પ્રકારના અઠ્ઠાવીશના બંધક પર્યાપ્તાવસ્થામાં વર્તમાન ગર્ભજ મનુષ્ય તિર્યંચો અને સંમૂર્ચ્છિમ તિર્યંચો છે. મિથ્યાત્વગુણસ્થાનકે અપાર્યાપ્તાવસ્થામાં વર્ત્તતા તિર્યંચ અને મનુષ્યો દેવગતિ કે નરકગતિયોગ્ય બંધ કરતા નથી, માટે પર્યાપ્તાવસ્થા ગ્રહણ કરી છે. એકેન્દ્રિય કે વિકલેન્દ્રિયો તો નરક કે દેવગતિયોગ્ય બંધજ કરતા નથી. તથા પર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યયોગ્ય બાંધતાં નામકર્મની ઓગણત્રીશ પ્રકૃતિઓ બંધાય છે. તેમાં પર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રિય યોગ્ય ઓગણત્રીશ બાંધતા દરેકના આઠ આઠ ભંગ થાય છે, તિર્યંચ પંચેન્દ્રિયયોગ્ય બાંધતા છેતાલીસસો આઠ ભંગ થાય છે, અને મનુષ્ય યોગ્ય બાંધતા પણ છેતાલીસસો અને આઠ ભંગ થાય છે. સઘળા મળી ઓગણત્રીશના બંધસ્થાનકના બાણુસો અને ચાળીશ (૯૨૪૦) ભંગ થાય છે. તીર્થંકર નામકર્મ સહિત દેવગતિયોગ્ય જે ઓગણત્રીશ પ્રકૃતિનું બંધસ્થાનક છે, તે મિથ્યાદષ્ટિને હોતું નથી. કારણકે તીર્થંકર નામકર્મનો બંધ સમ્યકત્વ રૂપ હેતુવડે થાય છે. મિથ્યાદષ્ટિને તે હેતુ હોતો નથી. માટે દેવગતિયોગ્ય ઓગણત્રીશનો બંધ મિથ્યાદષ્ટિને થતો નથી. આ તિર્યંચ કે મનુષ્ય પ્રાયોગ્ય ઓગણત્રીસના બંધક ચારે ગતિના જીવો છે. ચારે ગતિના જીવો યથાયોગ્યપણે તિર્યંચ કે મનુષ્યગતિયોગ્ય ૨૯ નો બંધ કરે છે, માત્ર વિકલેન્દ્રિયયોગ્ય ૨૯ બાંધનાર મનુષ્ય અને તિર્યંચોજ છે, દેવો કે નારકીઓ નહિ. દેવો કે નારકીઓ માત્ર સંખ્યાતવર્ષના આયુવાળા પર્યાપ્ત ગર્ભજ તિર્યંચ કે પર્યાપ્ત ગર્ભજ મનુષ્યગતિયોગ્ય જ બંધ કરે છે, અન્ય કોઇ યોગ્ય બંધ કરતા નથી. માત્ર દેવો બાદર પર્યાપ્ત પૃથ્વી બાદર પર્યાપ્ત અપ્ અને પર્યાપ્તપ્રત્યેકવનસ્પતિકાયયોગ્ય બંધ કરે છે, એટલું વધારે છે. તથા પર્યાપ્ત બેઇન્દ્રિય તે-

ઈન્દ્રિય ચઉરિન્દ્રિય અને તિર્યંચપંચેન્દ્રિયયોગ્ય બાંધતા ઉદ્યોતનામકર્મ સાથે નામકર્મનું ત્રીસનું બંધસ્થાન બંધાય છે. તેમાં પર્યાપ્ત બેઈન્દ્રિય તેઇન્દ્રિય અને ચઉરિન્દ્રયયોગ્ય ત્રીશ બાંધતા દરેકના આઠ આઠ ભંગ થાય છે, અને તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય બાંધતા છેતાલીસસો આઠ ભંગ થાય છે. સઘળા મળી ત્રીશના બંધસ્થાનકના છેતાલીસસો બત્રીશ ભંગ થાય છે. તીર્થંકર નામકર્મ સાથે મનુષ્ય· ગતિયોગ્ય ત્રીશ તેમજ આહારકદ્વિક સાથે દેવગતિયોગ્ય ત્રીશ એમ બે બંધસ્થાન મિથ્યાદષ્ટિને બંધમાં આવતા નથી. કારણકે તીર્થંકર નામકર્મનું સમ્યકત્વ કારણ છે, અને આહારકદ્વિકનું સંયમ કારણ છે, તે બંને કારણો મિથ્યાદષ્ટિગુણસ્થાનકે નથી, એટલે તીર્થંકર નામકર્મ સાથેનું મનુષ્યયોગ્ય ત્રીશનું બંધસ્થાનક કે આહારકદ્વિક સાથેનું દેવયોગ્ય ત્રીશનું બંધસ્થાનક મિથ્યાદષ્ટિને હોતું નથી. આ બંધસ્થાનના બાંધનાર પણ ઓગણત્રીશના બંધકની જેમ ચારે ગતિના જીવો છે. માત્ર વિકલેન્દ્રિયયોગ્ય ત્રીશના બંધક મનુષ્ય અને તિર્યંચો છે. આ રીતે મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે બાંધનાર ભિન્ન ભિન્ન જીવો આશ્રયી છ બંધસ્થાનક હોય છે. ત્રેવીસ આદિ બંધસ્થાનકોમાં થતી ભંગ સંખ્યાને અનુક્રમે નિરૂપણ કરવામાટે અન્ય શાસ્ત્રપ્રસિદ્ધ ગાથા આપવામાં આવી છે, તે આ છે–"**चउ पणवीसा सोलस नव चत्ताला सयाय बाणउइ। बत्तीसुत्तर छायालसया मिच्छस्स बंधविही**" એટલેકે–ત્રેવીસના બંધસ્થાનકના ચાર, પચીસના પચીસ, છવ્વીસના સોળ, અઠ્ઠાવીશના નવ, ઓગણત્રીશના બાણુસો ચાલીસ, અને ત્રીશના બંધસ્થાનકના છેતાલીસસો બત્રીસ ભંગ થાય છે.

આઠ બંધસ્થાનકના કુલ ભંગ તેરહજાર નવસો પીસતાલીસ થાય છે. તેમાંથી તીર્થંકરનામકર્મ સાથે દેવગતિ પ્રાયોગ્ય ઓગણત્રીશના બંધના આઠ ભંગ, તીર્થંકરનામકર્મ સાથે મનુષ્યગતિ પ્રાયોગ્ય ત્રીશના બંધસ્થાનકના આઠ ભંગ, આહારકદ્વિકસાથે દેવગતિયોગ્ય ત્રીશના બંધસ્થાનકનો એક ભંગ, આહારકદ્વિક અને તીર્થંકરસાથે દેવગતિયોગ્ય એકત્રીશના બંધસ્થાનકનો એક ભંગ, અને યશકીર્ત્તિરૂપ એક પ્રકૃતિના બંધસ્થાનકનો એક ભંગ કુલ ઓગણીશ ભંગ બાદ કરતા મિથ્યાદષ્ટિગુણસ્થાનકે છ બંધસ્થાનકોના ઉપર કહ્યા તે તેર હજાર નવસો અને છવ્વીસ ભંગ થાય છે.

આ પ્રમાણે મિથ્યાદષ્ટિના બંધસ્થાનકનું નિરૂપણ કર્યું. હવે ઉદયસ્થાનકનું નિરૂપણ કરે છે–મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે ભિન્નભિન્ન જીવો આશ્રયી નવ ઉદયસ્થાનકો છે, અને તે આ પ્રમાણે છે–૨૧–૨૪–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧ આ સઘળા ઉદયસ્થાનકો કેવી રીતે હોય છે, તથા તેના કેટલા કેટલા પ્રકાર થાય છે તે સઘળું પહેલા વિસ્તારપૂર્વક ગાથા ૭૩ થી ૯૧ સુધીમાં કહ્યું છે. છતા અહિં પણ લેશ માત્ર કહેશે. આ ગુણસ્થાનકે આહારકસંયતના વૈક્રિયસંયતના

અને કેવલિભગવંતના ઉદયસ્થાનકો તથા તેના ભંગો હોતા નથી. એટલે આ ગુણસ્થાનકે ઉદયસ્થાનના કુલ ૭૭૯૧ ભંગમાંથી આહારકસંયતના પાંચ ઉદયસ્થાનકના સાત, વૈક્રિયસંયતના ૨૮–૨૯–૩૦ એ ત્રણ ઉદયસ્થાનકનો એક એક કુલ ત્રણ અને તીર્થંકર અતીર્થંકર ભગવંતના દશ ઉદયસ્થાનકમાંથી સામાન્ય મનુષ્યમાં નહિ ગણાયેલા આઠ ભંગ કુલ અઢાર ભંગ બાદ કરતા ૭૭૭૩ ઉદયભંગ હોય છે. જેનું અહિં નિરૂપણ કરે છે–એકવીશના ઉદયના એકતાલીસ ભંગ અહિં મિથ્યાદષ્ટિ ગુણસ્થાનકે હોય છે. તે આ પ્રમાણે–એકેન્દ્રિયના ૫, વિકલેન્દ્રિયના ૯, તિર્યંચ પંચેન્દ્રિયના ૯, મનુષ્યના ૯, દેવના ૮, નારકીનો ૧, કુલ ૪૧. ચોવીસના ઉદયના અગીઆર અને તે એકેન્દ્રિયનાજ થાય છે. કેમકે અન્ય કોઇપણ જીવોને ચોવીસનો ઉદય હોતો નથી. પચીસના ઉદયના બત્રીસ ભંગ. તે આ–એકેન્દ્રિયના ૭, વૈક્રિયતિર્યંચપંચેન્દ્રિયના ૮, વૈક્રિયમનુષ્યના ૮, દેવોના ૮, અને નારકીનો ૧ કુલ ૩૨. છવ્વીસના ઉદયના છસો તે આ પ્રમાણે–એકેન્દ્રિયના ૧૩, વિકલેન્દ્રિયના ૯, તિર્યંચપંચેન્દ્રિયના ૨૮૯, મનુષ્યના ૨૮૯, કુલ ૬૦૦. સત્તાવીશના ઉદયના એકત્રીશ, તે આ–એકેન્દ્રિયના ૬, વૈક્રિયતિર્યંચપંચેન્દ્રિયના ૮, વૈક્રિયમનુષ્યના ૮, દેવોના ૮, અને નારકીનો ૧ કુલ ૩૧, અઠ્ઠાવીશના ઉદયના અગીઆરસો નવ્વાણુ, તે આ પ્રમાણે–વિકલેન્દ્રિયના ૬, તિર્યક્પંચેન્દ્રિયના ૫૭૬, વૈક્રિયતિર્યંચના ૧૬, મનુષ્યના ૫૭૬, વૈક્રિયમનુષ્યના ૮, દેવોના ૧૬, અને નારકીનો ૧ કુલ ૧૧૯૯. ઓગણત્રીશના ઉદયના સત્તરસો એકાશી, તે આ–વિકલેન્દ્રિયના ૧૨, તિર્યંચપંચેન્દ્રિયના ૧૧૫૨, વૈક્રિયતિર્યંચ પંચેન્દ્રિયના ૧૬, પ્રાકૃત મનુષ્યના ૫૭૬, વૈક્રિયમનુષ્યના ૮, દેવોના ૧૬, અને નારકીનો ૧ કુલ ૧૭૮૧. ત્રીશના ઉદયના ઓગણત્રીશસો અને ચૌદ, તે આ–વિકલેન્દ્રિયના ૧૮, તિર્યંચપંચેન્દ્રિયના ૧૭૨૮, વૈક્રિયતિર્યંચના ૮, મનુષ્યના ૧૧૫૨, અને દેવોના ૮, કુલ ૨૯૧૪. તથા એકત્રીશના ઉદયના અગીઆરસો અને ચોસઠ ભંગ થાય છે, અને તે આ પ્રમાણે–વિકલેન્દ્રિયના ૧૨, અને તિર્યંચ પંચેન્દ્રિયના ૧૧૫૨ કુલ ૧૧૬૪. આ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે પોતાના નવ ઉદયસ્થાનકના સઘળા મળી ૭૭૭૩ ભંગ થાય છે.

તથા મિથ્યાદષ્ટિને છ સત્તાના સ્થાનકો હોય છે. તે આ પ્રમાણે–૯૨–૮૯–૮૮–૮૬–૮૦–૭૮. તેમાંથી બાણુંનું સત્તાસ્થાનક ચારે ગતિના આહારકચતુષ્કની સત્તાવાળા મિથ્યાદષ્ટિઓને હોય છે મિથ્યાદષ્ટિને આહારક અને જિનનામની એક સાથે સત્તા નહિ હોવાથી ત્રાણુંનું સત્તાસ્થાન વર્જ્યું છે. હવે નેવ્યાશીનું સત્તાસ્થાન કઇ રીતે હોય તે કહે છે–કોઇ આત્માએ નારકીનું આયુ બાંધ્યા પછી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ઉપાર્જન કરી તીર્થંકરનામકર્મ નિકાચ્યુ, ત્યારબાદ તે આત્મા નરકમાં જતા પોતાના આયુના છેલ્લા અંતર્મુહૂર્ત્તમાં સમ્યક્ત્વ વમી મિથ્યાત્વી થઇ નરકમાં ગયો. ત્યાં

પર્યાપ્તો થયા બાદ ફરી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ઉપાર્જન કરે. આવા જીવને મિથ્યાદષ્ટિગુણસ્થાનકે તીર્થંકરનામકર્મની સત્તા અંતર્મુહૂર્ત્ત પર્યંત હોય છે. એટલે તીર્થંકરનામયુક્ત નેવ્યાશીની સત્તા અંતર્મુહૂર્ત્ત પર્યંત મિથ્યાત્વગુણસ્થાનકે સંભવે છે, એટલે ૮૯નું સત્તાસ્થાન હોય છે. આહારક ચતુષ્ક અને તીર્થંકરનામ વિના અઠ્ઠાશીનું સત્તાસ્થાન ચારે ગતિના મિથ્યાદષ્ટિઓને સંભવે છે. અઠ્ઠાશીની સત્તાવાળા યથાયોગ્ય રીતે એકેન્દ્રિયમાં જઇ દેવદ્વિક કે નરકદ્વિક ઉવેલે ત્યારે છયાશીનું સત્તાસ્થાન થાય છે. છયાશીની સત્તાવાળા એકેન્દ્રિયોએ નહિ ઉવેલેલ દેવદ્વિક કે નરકદ્વિક અને વૈક્રિય ચતુષ્ક ઉવેલે ત્યારે એંશીનું સત્તાસ્થાન થાય છે. તેઉવાયુમાં જઈ મનુષ્યદ્વિક ઉવેલે ત્યારે અઠ્ઠોતેરનું સત્તાસ્થાન થાય છે. મનુષ્યદ્વિકની ઉદ્વલના તેઉ વાઉમાં ગયેલ આત્માજ કરે છે, અન્ય કોઈ કરતા નથી. તેઉવાઉમાંથી નીકળી વિકલેન્દ્રિય કે તિર્યંચ પંચેન્દ્રિયમાં ઉત્પન્ન થાય અને તે જ્યાં સુધી મનુષ્યદ્વિક ન બાંધે ત્યાં સુધી એટલે કે અંતર્મુહૂર્ત્ત પર્યંત તેઓને પણ અઠ્ઠોતેરનું સત્તાસ્થાન હોય છે. ત્યાર બાદ તેઓ અવશ્ય મનુષ્યદ્વિક બાંધે છે; એટલે તેઓને એંશીનું સત્તાસ્થાન થાય છે. આ પ્રમાણે મિથ્યાદષ્ટિને સામાન્યથી બંધ ઉદય અને સત્તાના સ્થાનો કહ્યા.

હવે સંવેધ કહે છે—અપર્યાપ્ત એકેન્દ્રિયયોગ્ય ત્રેવીસ બાંધતા મિથ્યાદષ્ટિને સપ્રભેદ નવે ઉદયસ્થાનકો સમજવા. એટલે કે નવમાંથી કોઇપણ ઉદયે અને નવે ઉદયસ્થાનના કોઈ પણ ભંગે વર્ત્તમાન મિથ્યાદષ્ટિ ત્રેવીસ પ્રકૃતિનો બંધ કરે છે, માત્ર એકવીશ પચીશ સત્તાવીશ અઠ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીશ એ છ ઉદયસ્થાનમાં વર્ત્તમાન દેવ અને નારકી આશ્રયી જે ભંગ થાય છે તે સંભવતા નથી; કેમકે ત્રેવીસ પ્રકૃતિઓ અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય બાંધતા બંધાય છે દેવો ત્યાં ઉત્પન્ન થતા નહિ હોવાથી અપર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસ પ્રકૃતિનો બંધ કરતા નથી, નારકીઓ પણ ત્રેવીસ પ્રકૃતિનો બંધ કરતા નથી. કેમકે નારકીઓ તો એકેન્દ્રિય યોગ્ય કોઇપણ બંધસ્થાન બાંધતા નથી. એટલે દેવો અને નારકીઓ આશ્રયી જે ઉદયસ્થાનો અને તેના ભંગો થાય છે, તે ત્રેવીસના બંધે વર્જવાનું કહ્યું છે.[1]

સત્તાસ્થાન પાંચ હોય છે. તે આ પ્રમાણે—૯૨–૮૮–૮૬–૮૦–૭૮.[2] તેમાં

---

૧ જેઓએ લબ્ધિના બળથી વૈક્રિયશરીર કર્યું હોય છે, તેવા મનુષ્ય તિર્યંચો પણ ક્લિષ્ટ અધ્યવસાયના બળથી એકેન્દ્રિયયોગ્ય ત્રેવીસ પ્રકૃતિનો બંધ કરી શકે છે.

૨ ૭૮ નું સત્તાસ્થાન મનુષ્યદ્વિક ઉવેલાયા બાદ તેઉ વાઉને પોતાના સઘળા ઉદયસ્થાનોમાં હોય છે. તેઉ વાઉમાંથી નીકળી પૃથ્વીકાયાદિ જે તિર્યંચમાં ઉત્પન્ન થાય છે, ત્યાં પણ પોતપોતાના શરૂઆતના ૨૧–૨૪ કે ૨૧–૨૬ એ બે ઉદયસ્થાન પર્યંત સંભવે છે, ત્યાર બાદ તેઉવાઉ સિવાય અન્ય તિર્યંચો અવશ્ય મનુષ્યદ્વિક બાંધે છે. તેઉ વાઉનું

૨૧-૨૪-૨૬ ના ઉદયમાં પાંચે સત્તાસ્થાનો હોઈ શકે છે. પચીસના ઉદયમાં ચાર સત્તાસ્થાનો હોય છે. માત્ર પચ્ચીસના ઉદયવાળા તેઉવાઉને પાંચે સત્તાસ્થાનો હોય છે. છવ્વીસના ઉદયમાં તેઉવાઉને પાંચે સત્તાસ્થાનો હોય છે, અને તેઉવાઉમાંથી નીકળી તેઉવાઉ સિવાય અન્ય એકેન્દ્રિયાદિ તિર્યંચોમાં ઉત્પન્ન થનારને પણ પાંચે સત્તાસ્થાનો હોય છે. સત્તાવીશ અઠ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ એ દરેક ઉદયસ્થાનોમાં અઠ્ઠોત્તેર સિવાય બાકીના ચાર ચાર સત્તાસ્થાનો હોય છે. સઘળા મળી ત્રેવીસના બંધકને નવે ઉદયસ્થાન આશ્રયી ચાલીસ સત્તાસ્થાનો થાય છે. આજ પ્રમાણે પચીસ અને છવ્વીસના બંધક માટે પણ સમજવું. માત્ર અહિં પોતાના સઘળા ઉદયસ્થાનકમાં વર્ત્તમાન દેવ પણ પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય પચ્ચીસ અને છવ્વીસ પ્રકૃતિઓનો બંધ કરે છે, એ વિશેષરૂપે સમજવું. તથા તેઓ માત્ર બાદર પર્યાપ્ત પૃથ્વી અપ્ અને પ્રત્યેક વનસ્પતિ યોગ્ય જ બંધ કરતા હોવાથી સ્થિર અસ્થિર શુભ અશુભ અને યશ અપયશને ફેરવતા થતા આઠ ભાંગે પચ્ચીસ અને છવ્વીસ પ્રકૃતિઓ બાંધે છે એમ પણ સમજી લેવું. દેવો સૂક્ષ્મ સાધારણ કે અપર્યાપ્ત નામકર્મના ઉદયવાળા કોઇ પણ જીવસ્થાનમાં ઉત્પન્ન થતા નથી માટે તેને યોગે થતા કોઇ પણ ભાંગા દેવોમાં સંભવતા નથી. પચ્ચીસ અને છવ્વીસના બંધે સત્તાસ્થાનકની ભાવના ત્રેવીસના બંધની જેમ કરવી. એટલે પચ્ચીસ અને છવ્વીસ એ બે બંધસ્થાનકમાં ચાલીસ ચાલીસ સત્તાસ્થાનો હોય છે. (અહિં દેવોને પોતાના સઘળા ઉદયસ્થાનોમાં ૯૨-૮૮ એ બે સત્તાસ્થાનક જ હોય છે, અન્ય કોઇ સત્તાસ્થાનો હોતા નથી). તથા અઠ્ઠાવીશના બંધક મિથ્યાદૃષ્ટિને ત્રીશ અને એકત્રીશ એ બે ઉદયસ્થાન હોય છે. અટ્ઠાવીશનો બંધ દેવ કે નરકગતિ યોગ્ય છે અને તેને પર્યાપ્ત મિથ્યાદૃષ્ટિઓ જ બાંધે છે, એટલે ઉપરના બે જ ઉદયસ્થાન ગ્રહણ કર્યા છે. તેમાં ત્રીશનું ઉદયસ્થાન તિર્યંચ અને મનુષ્યો એ બંનેને હોય છે, અને એકત્રીશનું ઉદયસ્થાન માત્ર તિર્યંચોને જ હોય છે. અઠ્ઠાવીશના બંધકને ૯૨-૮૯-૮૮-૮૬ એ ચાર સત્તાસ્થાન હોય છે. તેમાં દેવ કે નરકગતિ યોગ્ય

---

૨૧-૨૪-૨૫-૨૬ એ ચાર ઉદયસ્થાનકોજ હોય છે. તેઓને આતપ કે ઉદ્યોતનો ઉદય હોતો નથી. એટલે તેઉ વાઉમાં પાંચે સત્તાસ્થાનો હોય છે. તેઉ વાઉ સિવાય અન્ય તિર્યંચોમાં પોતાના શરૂઆતના બે ઉદયસ્થાન સુધી પાંચ ત્યાર પછીના ઉદયસ્થાનોમાં ૭૮ સિવાય ચાર સત્તાસ્થાનો હોય છે. મનુષ્યગતિમાં પોતાના સઘળા ઉદયમાં ૭૮ સિવાય ચાર સત્તાસ્થાનો જ હોય છે. દેવો અને નારકીઓ તો ૨૩ નો બંધ કરતા નથી એટલે તેના માટે અહિં કંઇ કહેવાનું નથી. કયો જીવ કઈ ગતિ યોગ્ય બંધ કરે છે, અને તેને કેટલા ઉદયસ્થાનકો હોય છે, તેનો જો બરાબર નિર્ણય થાય તો ઉદયસ્થાનકના કયા ભંગે કયા ભંગવાળુ બંધસ્થાન હોય, તે અને તે વખતે કયા કયા સત્તાસ્થાનકો હોય, તે સમજવું સહેલું થઇ પડે છે.

અઠ્ઠાવીશનો બંધ કરતા તિર્યંચને ત્રીશ અને એકત્રીશના ઉદયે ૯૨-૮૮ અને ૮૬ એમ ત્રણ ત્રણ સત્તાસ્થાનકો હોય છે. મનુષ્યને દેવગતિ યોગ્ય અઠ્ઠાવીશ બાંધતા ઉપરના ત્રણ સત્તાસ્થાનો હોય છે. અને નરકગતિ યોગ્ય બંધ કરતા મનુષ્યને ૯૨-૮૯-૮૮-૮૬ એ ચાર સત્તાસ્થાનો સંભવે છે. તેમાં બાણુ અને અઠ્ઠાશી તો સામાન્યતઃ હોય છે. એંશીની સત્તા લઈ કોઈ એકેન્દ્રિય આત્મા મનુષ્યમાં ઉત્પન્ન થાય, ત્યાં દેવદ્વિક અને વૈક્રિયચતુષ્ક અથવા નરકદ્વિક અને વૈક્રિયચતુષ્ક બાંધે ત્યારે છયાશીનું સત્તાસ્થાન થાય છે. તથા નરકાયુનો બંધ કર્યા પછી ક્ષાયોપશમિક સમ્યક્ત્વ ઉપાર્જન કરી જેણે તીર્થંકર નામકર્મ બાંધ્યું છે એવો કોઈ આત્મા પોતાનું આયુ અંતર્મુહૂર્ત્ત શેષ રહે ત્યારે પરિણામનું પરાવર્ત્તન થવાથી મિથ્યાત્વે જાય છે, અને નરકમાં જવા સન્મુખ થયેલો તે આત્મા ત્યાં નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ પ્રકૃતિનો બંધ કરે છે. આવા કોઈ મિથ્યાદૃષ્ટિ જીવ આશ્રયી નરક યોગ્ય અઠ્ઠાવીશના બંધે નેવ્યાશીનું સત્તાસ્થાન હોય છે. તીર્થંકર નામકર્મનો બંધક દેવમાં જતા તો ક્ષાયોપશમિક સમ્યક્ત્વ લઈને જાય છે, એટલે દેવયોગ્ય અઠ્ઠાવીશ બાંધતા મિથ્યાદૃષ્ટિ મનુષ્યને નેવ્યાશીનુ સત્તાસ્થાન હોતું નથી. તથા એકત્રીશના ઉદયે દેવ કે નરક યોગ્ય અઠ્ઠાવીશ બાધતા નેવ્યાશી સિવાયના ત્રણ સત્તાસ્થાનો હોય છે. નેવ્યાશીનું સત્તાસ્થાન તીર્થંકરનામ સહિત છે. [1]નિકાચિત જિનનામની સત્તાવાળો કોઈપણ આત્મા તિર્યંચગતિમાં ઉત્પન્ન થતો નથી માટે નેવ્યાશીનુ સત્તાસ્થાન તિર્યંચગતિમાં હોતું નથી. આ પ્રમાણે ગતિના ભેદ વિના સામાન્યથી ત્રીશના ઉદયે ચાર અને એકત્રીશના ઉદયે ત્રણ કુલ સાત સત્તાસ્થાનો અઠ્ઠાવીશના બંધસ્થાનકે હોય છે. તથા ઓગણત્રીશનું બંધસ્થાન મનુષ્યગતિયોગ્ય, તિર્યંચગતિયોગ્ય અને દેવગતિયોગ્ય એમ ત્રણ પ્રકારે છે. તેમાંથી દેવગતિયોગ્ય વર્જિને શેષ વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યગતિયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ કરતા મિથ્યાદૃષ્ટિને સામાન્યથી પૂર્વે કહેલા નવે ઉદયસ્થાનકો હોય છે. સત્તાસ્થાનકો ૯૨-૮૯-૮૮-૮૬-૮૦-૭૮ એ છ હોય છે. તેમાં એકવીશના ઉદયમાં સઘળા છએ

૧ અહિં નિકાચિત જિનનામની જ વિવક્ષા છે. કેમકે અનિકાચિત જિનનામની સત્તા લઈને તો તિર્યંચગતિમાં જવામાં કોઈ વિરોધ નથી. આ વિષયમાં શંકા સમાધાન પંચસંગ્રહ ભાગ પહેલો પાંચમા દ્વાર ગાથા ૪૩-૪૪ માં કર્યું છે ત્યાંથી જોઈ લેવું.

૨ કોઈ પણ તિર્યંચ કે મનુષ્ય યોગ્ય બંધ કરતા મનુષ્યને ૯૨-૮૮-૮૬-૮૦ એ ચાર સત્તાસ્થાનો હોય છે. તિર્યંચને ૭૮ સાથે પાંચ હોય છે. નારકીને તિર્યંચગતિયોગ્ય બંધ કરતા ૯૨-૮૮ એ બે, અને મનુષ્યયોગ્ય બંધ કરતા ૮૯ સાથે ત્રણ હોય છે. દેવને મનુષ્ય કે તિર્યંચ યોગ્ય બંધ કરતા ૯૨-૮૮ એ બે હોય છે. કયા ભંગવાળા કયા ઉદયસ્થાનકે વર્ત્તમાન કયા ભંગવાળુ કયું બંધસ્થાન બાંધે અને તે વખતે કયું સત્તાસ્થાન હોય તે પોતાની બુદ્ધિથી વિચારી લેવુ.

સત્તાસ્થાનો હોય છે. તેમાં પણ એકવીશના ઉદયે મનુષ્ય યોગ્ય ઓગણત્રીશ બાંધતા નેવ્યાશીનું સત્તાસ્થાન પહેલા કહી ગયા તે રીતે જે મનુષ્યે તીર્થંકરનામકર્મ બાંધ્યું છે અને મિથ્યાત્વી થઇ નરકમાં ગયો છે તેવા નારકીને સમજવું. બાણું અને અઠ્ઠાશી એ બે સત્તાસ્થાન દેવ નારકી મનુષ્ય (એકેન્દ્રિય) વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિય એ સર્વને હોય છે. છયાશીનું અને એંશીનું સત્તાસ્થાન એકેન્દ્રિય વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યોને હોય છે. અને અઠ્ઠોતેરનું સત્તાસ્થાન એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને તિર્યંચપંચેન્દ્રિયોને હોય છે. મનુષ્ય કે તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશનો બંધ કરતા ચોવીસના ઉદયે વર્ત્તમાન એકેન્દ્રિયોને નેવ્યાશી સિવાય શેષ પાંચ સત્તાસ્થાનો હોય છે. આ ઉદયસ્થાન માત્ર એકેન્દ્રિયોને જ હોય છે, અન્ય કોઇને હોતું નથી માટે 'ચોવીસના ઉદયે વર્ત્તમાન એકેન્દ્રિયોને' એમ લખ્યું છે. પચીસના ઉદયે છ એ સત્તાસ્થાનો હોય છે. તે જેમ એકવીશના ઉદયમાં વિચાર્યા તેમ અહિં પણ વિચારવા. છવ્વીસના ઉદયે નેવ્યાશી સિવાય પાંચ સત્તા-સ્થાનો હોય છે. અને તે પહેલાની જેમ સમજી લેવા. આ ઉદયમાં નેવ્યાશીનું સત્તાસ્થાન શા માટે હોતુ નથી એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે–મિથ્યાદષ્ટિ છતાં નેવ્યાશીનું સત્તાસ્થાન નરકમાં ઉત્પન્ન થતા નારકીને હોય છે, અન્ય કોઇને હોતું નથી. નારકીને છવ્વીસનો ઉદય હોતો નથી માટે તે ઉદયે નેવ્યાશીનું સત્તાસ્થાન વર્જ્યું છે. સત્તાવીશના ઉદયે અઠ્ઠોતેર સિવાય શેષ પાંચ સત્તાસ્થાનો હોય છે. તેમાં નેવ્યાશીનું સત્તાસ્થાન પૂર્વોક્ત સ્વરૂપવાળા નારકી આશ્રયી હોય છે. પૂર્વોકત સ્વ-રૂપવાળા નારકીને પોતાના સઘળા ઉદયસ્થાનોમાં નેવ્યાશીની સત્તા હોય છે. બાણુ અને અઠ્ઠાશી દેવતા નારકી મનુષ્ય એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિય એ સઘળાઓને હોય છે. છયાશી અને એંશી એકેન્દ્રિય વિકલેન્દ્રિય તિર્યંચપંચેન્દ્રિય અને મનુષ્ય આશ્રયી હોય છે. આ ઉદયે અઠ્ઠોતેરનું સત્તાસ્થાન તો હોતું નથી. કારણ કે સત્તાવીશનો ઉદય તેઉ વાઉ સિવાયના આતપ કે ઉદ્યોતના ઉદયવાળા એકેન્દ્રિયોને અથવા નારકીઓ અને દેવોને હોય છે. તેઓ કોઇને અઠ્ઠોતેરનું સત્તાસ્થાન સંભવતું નથી. કેમકે તેઓને અવશ્ય મનુષ્યદ્વિકના બંધનો સંભવ છે. આજ પાંચ સત્તાસ્થાનો અઠ્ઠાવીશના ઉદયે પણ જાણવા. તેમાં અઠ્ઠાશી નેવ્યાશી અને બાણુની ભાવના પૂર્વની જેમ કરવી. એટલે કે દેવોમાં ૯૨–૮૮ એ બે, નારકીમાં ૯૨–૮૯–૮૮ એ ત્રણ અને મનુષ્ય તિર્યંચોમાં ૯૨–૮૮ એ બે સત્તાસ્થાનો હોય છે. છયાશી અને એંશી એ બે સત્તાસ્થાન વિકલેન્દ્રિય તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્ય આશ્રયી સમજવા. દેવો અને નારકીઓમાં એ બે સત્તાસ્થાનો હોતા નથી. એ પ્રમાણે ઓગણત્રીશના ઉદયે પણ એજ પાંચ સત્તાસ્થાનો સમજવા. ત્રીશના ઉદયે બાણુ અઠ્ઠાશી છયાશી અને એંશી એ ચાર સત્તાસ્થાનો હોય છે. આ સત્તા-સ્થાનો વિકલેન્દ્રિયો અને તિર્યંચ પંચેન્દ્રિયો આશ્રયી જાણવા. (ત્રીશનો ઉદય

દેવ મનુષ્ય વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયોને હોય છે. તેમાં દેવોને ૯૨–૮૮ મનુષ્યો અને વિકલેન્દ્રિયાદિ તિર્યંચોને ૯૨–૮૮–૮૬–૮૦ એ પ્રમાણે સત્તાસ્થાનો હોય છે.) એકત્રીશના ઉદયે પણ આજ ચાર સત્તાસ્થાનો હોય છે. એકત્રીશનો ઉદય વિકલેન્દ્રિય અને તિર્યંચ પંચેન્દ્રિયોને જ હોય છે, એટલે ઉપરોક્ત સત્તાસ્થાનો પણ તેને જ હોય છે. સઘળા મળી ઓગણત્રીશ પ્રકૃતિ બાંધતા મિથ્યાદૃષ્ટિને પીસ્તાલીસ સત્તાસ્થાનકો હોય છે. દેવગતિયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિ મિથ્યાદૃષ્ટિને બંધાતી નથી, તેનું કારણ પહેલા કહેવાઈ ગયુ છે. તથા મનુષ્યગતિ અને દેવગતિયોગ્ય ત્રીશ પ્રકૃતિના બંધને વર્જિને વિકલેન્દ્રિય અને તિર્યંચપંચેન્દ્રિય યોગ્ય ત્રીશ પ્રકૃતિ બાંધતા મિથ્યાદૃષ્ટિને સામાન્યથી પહેલા કહ્યા તે નવે ઉદયસ્થાનકો હોય છે, અને નેવ્યાશી સિવાયના પાંચ સત્તાસ્થાનકો હોય છે. નેવ્યાશીનું સત્તાસ્થાન હોતુ નથી. કારણકે નેવ્યાશીની સત્તાવાળાને તિર્યંચગતિયોગ્ય બંધજ થતો નથી. એકવીશ ચોવીશ પચીશ અને છવ્વીશ એ ચાર ઉદયસ્થાનમાં તે પાંચે સત્તાસ્થાનો પૂર્વની જેમ સમજી લેવા. સત્તાવીશ અઠ્ઠાવીશ ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ એ દરેક ઉદયસ્થાનમાં અઠ્ઠોતેર સિવાય શેષ ચાર ચાર સત્તાસ્થાનો સમજવા. અઠ્ઠોતેરના નિષેધનું કારણ પહેલા કહ્યુ છે તેજ સમજવું. સઘળા મળી તિર્યંચગતિયોગ્ય ત્રીશ બાંધતા મિથ્યાદૃષ્ટિને ચાલીસ સત્તાસ્થાનો હોય છે. તીર્થંકરનામકર્મ સહિત મનુષ્યગતિયોગ્ય ત્રીશનો બંધ થાય છે, અને આહારકદ્વિક સહિત દેવગતિયોગ્ય ત્રીશ બંધાય છે, તે બંને બંધસ્થાનકો મિથ્યાદૃષ્ટિને હોતા નથી. કારણ કે મિથ્યાદૃષ્ટિઓને તીર્થંકરનામ અને આહારકદ્વિકનો બંધજ થતો નથી. આ પ્રમાણે મિથ્યાદૃષ્ટિ આશ્રયી બંધ ઉદય અને સત્તાસ્થાનોનો સંવેધ કહ્યો.

હવે સાસ્વાદનના[1] બંધ ઉદય અને સત્તાસ્થાનો કહેવાય છે—સાસ્વાદન

૧ મિથ્યાદૃષ્ટિગુણસ્થાનક ચૌદે જીવભેદોમાં હોય છે, અને ત્યાં ચારે ગતિયોગ્ય બંધ થાય છે. પરંતુ સાસ્વાદને નરકગતિ સિવાય ત્રણ ગતિયોગ્ય બંધ થાય છે. સાસ્વાદન ગુણસ્થાનક પર્યાપ્ત નામકર્મના ઉદયવાળા બાદર પૃથ્વી અપ્ પ્રત્યેકવનસ્પતિ એઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અસંજ્ઞિ પંચેન્દ્રિય, દેવ મનુષ્ય અને તિર્યંચ સંજ્ઞિ-પંચેન્દ્રિયને શરીર પર્યાપ્તિ પૂર્ણ થતા પહેલા હોય છે, તેમજ દેવ નારકી ગર્ભજ તિર્યંચ અને ગર્ભજ મનુષ્યને પર્યાપ્તાવસ્થામા હોય છે. અપર્યાપ્તાવસ્થામાં વર્ત્તતા ઉપરોક્ત સઘળા જીવો મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ અને તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશ અને ત્રીશ એમ બે બંધસ્થાન બાંધે છે. અને પર્યાપ્તાવસ્થામાં વર્ત્તતા દેવો અને નારકીઓ મનુષ્યગતિયોગ્ય ૨૯, અને તિર્યંચ ગતિયોગ્ય ૨૯–૩૦ એ બે બંધસ્થાન બાંધે છે. અને ગર્ભજ તિર્યંચો અને ગર્ભજ મનુષ્યો દેવગતિયોગ્ય ૨૮ મનુષ્યગતિયોગ્ય ૨૯ અને તિર્યંચગતિયોગ્ય ૨૯–૩૦ એ બંધસ્થાન બાંધે છે. આ ગુણસ્થાનકે એકેન્દ્રિય વિકલેન્દ્રિય કે અસંજ્ઞિ પંચેન્દ્રિય યોગ્ય

ગુણસ્થાનકે અઠ્ઠાવીશ ઓગણત્રીશ અને ત્રીશ એ ત્રણ બંધસ્થાનકો હોય છે. તેમાં અઠ્ઠાવીશનો બંધ બે પ્રકારે છે–૧ દેવગતિયોગ્ય, ૨ નરકગતિયોગ્ય તેમાં સાસ્વાદને નરકગતિયોગ્ય અઠ્ઠાવીશનો બંધ થતો નથી; પરંતુ દેવગતિયોગ્ય અઠ્ઠાવીશનો બંધ થાય છે, અને તેના બંધક પર્યાપ્તાવસ્થામાં વર્ત્તમાન ગર્ભજ તિર્યંચો અને ગર્ભજ મનુષ્યો છે. તેનો બંધ કરતા સ્થિર અસ્થિર શુભ અશુભ અને યશ:અપયશકીર્ત્તિના પરાવર્ત્તનવડે આઠ ભાંગા થાય છે. એટલે કે આ આઠ પ્રકારમાંથી કોઇપણ પ્રકારે મનુષ્યો અને તિર્યંચો અઠ્ઠાવીશનો બંધ કરે છે. તથા સાસ્વાદનગુણસ્થાનકે વર્ત્તતા એકેન્દ્રિયો, વિકલેન્દ્રિયો, તિર્યંચપંચેન્દ્રિયો, મનુષ્યો, દેવો અને નારકીઓ તિર્યંચ પંચેન્દ્રિયયોગ્ય અથવા તો મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ કરે છે. તીર્થંકરનામ યુક્ત દેવગતિયોગ્ય ઓગણત્રીશનો બંધ અહિં થતો નથી, કેમકે અહિં યોગ્ય અધ્યવસાયના અભાવે તીર્થંકરનામકર્મજ બંધાતુ નથી. અહિં ભાંગા ચોસઠસો (૬૪૦૦) થાય છે. તે આ પ્રમાણે–જો કે સાસ્વાદન ગુણસ્થાનવાળા જીવો તિર્યંચ પંચેન્દ્રિય કે મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનું બંધસ્થાન બાંધે છે, છતા તે બંધસ્થાન હુંડસંસ્થાન કે સેવાર્ત્તસંઘયણ યુક્ત બાંધતા નથી. કારણ કે હુંડસંસ્થાન અને સેવાર્ત્તસંઘયણનો બંધ મિથ્યાત્વગુણસ્થાનકેજ થાય છે. માટે તિર્યંચપંચેન્દ્રિયયોગ્ય ઓગણત્રીશ બાંધતા પાંચ સંઘયણસાથે, પાંચસંસ્થાનસાથે, શુભાશુભવિહાયોગતિસાથે, સ્થિરાસ્થિરસાથે, શુભાશુભસાથે, સુભગદુર્ભગસાથે, સુસ્વરદુસ્વરસાથે, આદેય અનાદેયસાથે અને યશ:કીર્ત્તિઅપયશકીર્ત્તિસાથે ફેરવતા બત્રીસસો (૩૨૦૦) ભંગ થાય છે. એટલેકે આ સઘળી પ્રકૃતિઓ પરાવર્ત્તનમાન હોવાથી તેઓને વારાફરતી ફેરવતા ઓગણત્રીશનો બંધ બત્રીસસો પ્રકારે થાય છે. એ પ્રમાણે મનુષ્ય ગતિયોગ્ય ઓગણત્રીસનો બંધ પણ બત્રીસસો પ્રકારે થાય છે. સઘળા મળી ચોસઠસો ભંગ થાય છે. તથા સાસ્વાદનગુણસ્થાનકે વર્ત્તતા એકેન્દ્રિયો વિકલેન્દ્રિયો અસંજ્ઞિ સંજ્ઞિ તિર્યંચ પંચેન્દ્રિયો મનુષ્યો દેવો અને નારકીઓ ઉદ્યોતનામકર્મયુક્ત તિર્યંચગતિયોગ્ય ત્રીશ પ્રકૃતિનો બંધ કરે છે, પરંતુ તથાપ્રકારના અધ્ય

બંધ થતો નથી. તથા શરીરપર્યાપ્તિ પૂરી થતા પહેલા પૃથ્વી અપ્ અને પ્રત્યેકવનસ્પતિને ૨૧–૨૪, વિકલેન્દ્રિય અસંજ્ઞિ સંજ્ઞિ પંચેન્દ્રિય તિર્યંચ મનુષ્યને ૨૧–૨૬ અને દેવને ૨૧–૨૫ એ બબે ઉદયસ્થાનકો હોય છે, અને પર્યાપ્તાવસ્થામાં દેવને ૨૯–૩૦ નારકીને–૨૯ તિર્યંચને ૩૦–૩૧ અને મનુષ્યને ૩૦ એ પ્રમાણે ઉદયસ્થાનકો હોય છે. નારકીને અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદન હોતુ નથી. પોતપોતાના ઉદયે વર્ત્તતા તે તે આત્માઓ ઉપર બતાવ્યા તે પ્રમાણે બંધસ્થાનકો બાંધે છે. સાસ્વાદને સત્તાસ્થાન ૯૨–૮૮ એ બેજ હોય છે. પોતપોતાના ઉદયે વર્ત્તતા અને પોતપોતાને યોગ્ય બંધસ્થાન બાંધતા તેઓને ૯૨ કે ૮૮માંથી કોઇપણ સત્તાસ્થાન હોય છે.

વસાયના અભાવે તીર્થંકરનામયુક્ત મનુષ્યગતિયોગ્ય ત્રીશ, કે આહારકદ્વિકયુક્ત દેવગતિયોગ્ય ત્રીશ પ્રકૃતિનો બંધ કરતા નથી. અહિં ઓગણત્રીશનો બંધ કરતા જેમ ઉપર બત્રીસસો ભાંગા કહ્યા તેમ તિર્યંચગતિયોગ્ય ત્રીશનો બંધ કરતા પણ બત્રીસસો ભાંગા થાય છે. ત્રણે બંધસ્થાનકના સઘળા મળી છન્નુસોઆઠ (૯૬-૦૮) ભાંગા થાય છે. અન્યત્ર કહ્યું છે કે–"**अट्ठ सया चोसट्ठि बत्तीससया य सासणे भेया । अट्ठावीसाइसु सव्वाणट्ठहिय छन्नउइ**" એટલે કે–સાસ્વાદનગુણસ્થાનકે અઠ્ઠાવીશના બંધસ્થાનકના આઠ, ઓગણત્રીશના બંધસ્થાનકના ચોસઠસો અને ત્રીશના બંધસ્થાનકના બત્રીસસો કુલ છન્નુસો અને આઠ ભંગ થાય છે."

તથા સાસ્વાદનગુણસ્થાનકે ઉદયસ્થાનકો સાત છે–તે આ પ્રમાણે-૨૧–૨૪–૨૫–૨૬–૨૯–૩૦–૩૧. તેમાં એકવીશનો ઉદય પર્યાપ્તનામકર્મના ઉદયવાળા બાદર પૃથ્વી અપ્ અને પ્રત્યેક વનસ્પતિરૂપ એકેન્દ્રિય, બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રય અસંજ્ઞિ સંજ્ઞિ તિર્યંચ પંચેન્દ્રિય મનુષ્ય અને દેવોને હોય છે. આ સઘળા જીવોને અપર્યાપ્તાવસ્થામાં શરીરપર્યાપ્તિ પૂર્ણ થતા પહેલા સાસ્વાદન હોય છે. સાસ્વાદન લઇને કોઇ પણ જીવો નરકમાં ઉત્પન્ન થતા નથી માટે નારકોને અપર્યાપ્તાવસ્થામાં સાસ્વાદન હોતું નથી, તેથી તદ્વિષયક એકવીસનો ઉદય હોતો નથી. તેમાં એકવીશના ઉદયે એકેન્દ્રિયોના બાદર પર્યાપ્તા સાથે યશઃકીર્તિ અને અપયશકીર્ત્તિ ફેરવતા જે બે ભંગ થાય છે તેજ બે ભંગ અહિં હોય છે, અન્ય કોઈ ભંગ હોતા નથી; કેમકે સૂક્ષ્મ અને અપર્યાપ્તામાં સાસ્વાદની ઉત્પન્ન થતા નથી. આ કારણથી જ વિકલેન્દ્રિય, તિર્યંચપંચેન્દ્રિય અને મનુષ્યોને પણ અપર્યાપ્ત નામકર્મ સાથે જે એક એક ભંગ થાય છે તે અહિં–સાસ્વાદને સંભવતો નથી, પરંતુ શેષ ભાંગાઓ સંભવે છે. એટલે એકેન્દ્રિયના બે, વિકલેન્દ્રિયના બબ્બે કુલ છ તથા તિર્યંચ પંચેન્દ્રિયના સુભગ દુર્ભગ આદેય અનાદેય અને યશ અપયશને ફેરવતા થતા આઠ, એજ પ્રમાણે મનુષ્યના આઠ, અને દેવોના આઠ સઘળા મળી એકવીશના ઉદયે બત્રીશ ભાંગા સંભવે છે. ચોવીસનો ઉદય એકેન્દ્રિયમાં ઉત્પન્ન માત્રને હોય છે. અહિં પણ બાદર પર્યાપ્તા સાથે યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિને ફેરવતા જે બે ભંગ થાય છે તે જ હોય છે. કેમકે સાસ્વાદની સૂક્ષ્મ, સાધારણ તેમજ તેઉવાઉમાં ઉત્પન્ન થતા નથી, માટે સૂક્ષ્માદિ સાથે થતા કોઈ પણ ભાંગાઓ હોતા નથી. પચીશનો ઉદય દેવમાં ઉત્પન્ન માત્રને હોય છે. ત્યાં આદેય અનાદેય, સુભગ દુર્ભગ અને યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિને ફેરવતા જે આઠ ભંગ થાય છે તે હોય છે. છવ્વીસનો ઉદય વિકલેન્દ્રિય તિર્યંચપંચેન્દ્રિય અને મનુષ્યમાં ઉત્પન્ન માત્રને હોય છે. તેમાં વિકલેન્દ્રિયના દરેકના બબ્બે કુલ છ, તિર્યંચપંચેન્દ્રિયના છ સંઘયણ, છ સંસ્થાન, સુભગ દુર્ભગ, આદેય અનાદેય અને યશ અપયશને ફેરવતા થતા બસો અઠ્ઠાશી, અને એજ રીતે થતા મનુષ્યના

બસો અઠ્ઠાશી, સઘળા મળી પાંચસો અને બાશી ભાંગા સંભવે છે. અહિં અપર્યાપ્ત નામકર્મના ઉદય સાથેનો જે એક એક ભંગ થાય છે, તે અહિં સંભવતો નથી. કેમકે અપર્યાપ્ત નામકર્મના ઉદયવાળા જીવોમાં સાસ્વાદનગુણસ્થાનકવાળા ઉત્પન્ન થતા નથી. એટલે અપર્યાપ્તનામકર્મ સાથે થતા ભાંગા વર્જિને શેષ ઉપર કહ્યા તે ભાંગા સંભવે છે. સાસ્વાદનીને સત્તાવીસ અને અઠ્ઠાવીશ એ ઉદયસ્થાન હોતા નથી. કેમકે તે ઉત્પન્ન થયા પછી અંતર્મુહૂર્ત્ત ગયા બાદ હોય છે. અને સાસ્વાદન ભાવ તો ઉત્પન્ન થયા પછી કંઈક ન્યૂન છ આવલિકા માત્ર કાળજ હોય છે, માટે એ બે ઉદયસ્થાન સાસ્વાદનીને ઘટતા નથી. ઓગણત્રીશનો ઉદય સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત દેવો અને નારકીઓને હોય છે. ઓગણત્રીશના ઉદયવાળા તે દેવો કે નારકીઓ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરી અનંતાનુબંધિ કષાયના ઉદયથી પડી સાસ્વાદનગુણસ્થાન પ્રાપ્ત કરે છે. તેમાં દેવોને ઓગણત્રીશના ઉદયમાં પૂર્વે કહ્યા તે આઠ ભાંગા હોય છે, અને નારકીને એકજ ભાંગો હોય છે. કેમકે નારકીને સૌભાગ્ય આદેય અને યશઃકીર્ત્તિનો ઉદય હોતો નથી. સઘળા મળી ઓગણત્રીશના ઉદયે નવ ભાંગા હોય છે. ત્રીશનો ઉદય પણ ઉપશમસમ્યક્ત્વ પ્રાપ્ત કરી ત્યાંથી પડેલા સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત તિર્યંચો મનુષ્યો અને ઉત્તરવૈક્રિય-શરીરમાં વર્ત્તમાન દેવોને હોય છે. તેમાં ત્રીશના ઉદયે વર્ત્તતા તિર્યંચોને છ સંઘયણ, છ સંસ્થાન, સુભગ દુર્ભગ, આદેય અનાદેય, યશ અપયશ, બે વિહાયોગતિ અને સુસ્વર દુસ્વર સાથે ફેરવતા થતા ૧૧૫૨, મનુષ્યોને પણ એજ રીતે ૧૧૫૨ અને દેવોને આઠ ભાંગા હોય છે. નારકીને ઉદ્યોતનો ઉદય હોતો નથી એટલે તેઓને ત્રીશનું ઉદયસ્થાન હોતું નથી. સઘળા મળી ત્રીશના ઉદયે ત્રેવીસસો અને બાર ભાંગા હોય છે. એકત્રીશનો ઉદય પ્રથમ સમ્યક્ત્વ પ્રાપ્ત કરી પડેલા પર્યાપ્ત તિર્યંચ પંચેન્દ્રિયોને જ હોય છે. અહિં ઉપર કહ્યા તે પ્રમાણે અગીઆરસો બાવન ભાંગા થાય છે. ઉક્ત ભાંગાની સંખ્યાને નિરૂપણ કરવા માટે નીચેની ગાથા અન્યત્ર કહી છે. "**बत्तीस दोन्नि अट्ठ य बासीय सया य पंच नव उदया। बारहीया तेवीसा बावन्नेक्कारससया य ॥** એટલે કે એકવીશના ઉદયના બત્રીસ, ચોવીસના ઉદયના બે, પચીસના ઉદયના આઠ, છવ્વીસના ઉદયના પાંચશો બાશી, ઓગણ-ત્રીશના ઉદયના નવ, ત્રીશના ઉદયના ત્રેવીસસો બાર, અને એકત્રીશના ઉદયના અગીઆરસો બાવન ભાંગા થાય છે. સઘળા મળી સાત ઉદયસ્થાનકના સાસ્વાદન ગુણસ્થાનકે ચાર હજાર અને સત્તાણુ ભાંગા થાય છે.

સાસ્વાદન ગુણસ્થાનકે બાણુ અને અઠ્ઠાશી એ બે સત્તાસ્થાન હોય છે. તેમાં જે કોઈ આત્મા આહારકચતુષ્ક બાંધી ઉપશમશ્રેણિથી[1] પડતા સાસ્વાદન

૧ આ ઉપરથી એમ સમજાય છે કે-પ્રથમ સમ્યક્ત્વી એટલે કે મિથ્યાત્વગુણસ્થાનકે ત્રણ કરણ દ્વારા જેણે ઉપશમ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું છે.તે સાતમે ગુણસ્થાનકે જવા છતા

ભાવને પ્રાપ્ત કરે છે, તેને બાણુંનું સત્તાસ્થાન હોય છે, અન્યને હોતુ નથી. આહારક ચતુષ્ક બાંધ્યા વિના પડીને આવેલા ચારે ગતિના સાસાદની જીવોને અઠ્ઠાશીનું સત્તાસ્થાન હોય છે.

હવે સંવેધ કહે છે—અટ્ઠાવીશનો બંધ કરતા સાસ્વાદનીને ત્રીશ અને એકત્રીશ એમ બે ઉદયસ્થાન હોય છે કારણ કે સાસ્વાદનગુણસ્થાનકે અટ્ઠાવીશનો બંધ દેવગતિ પ્રાયોગ્ય જ હોય છે. અને તે બંધ તેને કરણપર્યાપ્તાવસ્થામાં જ થાય છે. એટલે અહિં અન્ય કોઈ ઉદયસ્થાનો હોતા નથી. અહિં મનુષ્યઆશ્રયી ત્રીશના ઉદયે બંને સત્તાસ્થાનો હોય છે, અને તિર્યંચ પંચેન્દ્રિય આશ્રયી માત્ર અટ્ઠાશીનું એક જ સત્તાસ્થાન હોય છે. કારણ કે બાણુંનું સત્તાસ્થાન આહારકચતુષ્કનો બંધ કરી ઉપશમશ્રેણિથી પડતા હોય છે, અને તિર્યંચોમાં તો ઉપશમશ્રેણિ જ હોતી નથી. એકત્રીશના ઉદયે એક અટ્ઠાશીનુંજ સત્તાસ્થાન હોય છે. કેમકે એકત્રીશનો ઉદય તિર્યંચ પંચેન્દ્રિયોને જ હોય છે. તિર્યંચોને ઉપર કહી તે યુક્તિથી બાણુંનું સત્તાસ્થાન સંભવતુ નથી. તથા તિર્યંચ પંચેન્દ્રિય અને મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ બાંધતા સાતે ઉદયસ્થાનકો હોય છે. એટલે કે તે સાતે ઉદયસ્થાનકમાંથી જેને જેને જે જે ઉદયસ્થાન હોય, તે તે ઉદયસ્થાનકે વર્તતા તેઓ મનુષ્યગતિ યોગ્ય કે તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ કરે છે. તેમાં પોતપોતાના ઉદયસ્થાનકે વર્તતા એકેન્દ્રિય, વિકલેન્દ્રિય, તિર્યંચ પંચેન્દ્રિય, મનુષ્ય, દેવ અને નારકોને સાસ્વાદન ગુણસ્થાનકે એક અટ્ઠાશીનું જ સત્તાસ્થાન હોય છે. માત્ર ત્રીશના[1] ઉદયે વર્તમાન મનુષ્યને ઉપશમશ્રેણિથી પડતા જો તેણે આહારકચતુષ્કનો બંધ કર્યો હોય તો સાસ્વાદનગુણસ્થાનકે બાણુંનું સત્તાસ્થાન હોય છે. ત્રીશના બંધકને પણ એ પ્રમાણે જ કહેવું. સઘળા ઉદયસ્થાનકોમાં સર્વ મળી સામાન્યથી અટ્ઠાવીશના બંધે બે, તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશના બંધે બે, મનુષ્ય યોગ્ય ઓગણત્રીશના બંધે બે, અને તિર્યંચગતિ યોગ્ય ત્રીશના બંધે બે એમ આઠ સત્તાસ્થાનકો હોય છે.

---

આહારકચતુષ્ક બાંધતો નથી. જો તે પણ બાધતો હોત તો ઉપશમશ્રેણિથી પડી સાસ્વાદને આવનારને બાણુની સત્તા હોય છે એમ ન કહેત.

૧ સાસ્વાદન ગુણસ્થાનકે બાણુંનું સત્તાસ્થાન આહારકચતુષ્ક બાંધી ઉપશમશ્રેણિથી પડીને સાસ્વાદને આવનારને હોય છે. એટલે મનુષ્યને જ ત્રીશના ઉદયે બાણુંનું સત્તાસ્થાન કહ્યું છે. અહિં એક શંકા થાય છે કે ઉપશમશ્રેણિથી પડીને સાસ્વાદને આવનાર ત્યાંજ કાળધર્મ પામી સાસ્વાદન લઈ દેવગતિમાં જાય તો દેવ સંબંધી ૨૧–૨૫ ના ઉદયે બાણુંનું સત્તાસ્થાન કેમ ન કહ્યું? કેમકે વૈમાનિક દેવનું આયુ બાંધી ઉપશમશ્રેણિ પર આરૂઢ થઇ પડનાર સાસ્વાદને કાળધર્મ પામી તે ગુણસ્થાન લઈ વૈમાનિકમાં જઇ શકે છે તો ત્યાં મનુષ્યગતિ યોગ્ય ૨૯ બાંધતા ૨૧–૨૫ ના ઉદયે ૯૨ નું સત્તાસ્થાન પણ સંભવે છે. કહ્યું નથી તત્ત્વ કેવળીગમ્ય.

હવે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે બંધ ઉદય અને સત્તાસ્થાનકોનો વિચાર[1] કરે છે સમ્યગ્મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે અઠ્ઠાવીશ અને ઓગણત્રીશ એમ બે બંધસ્થાનકો હોય છે. તેમાં સમ્યગ્મિથ્યાદષ્ટિ તિર્યંચ અને મનુષ્યો દેવગતિયોગ્ય અઠ્ઠાવીશનો બંધ કરે છે. તેના સ્થિરાસ્થિર શુભાશુભ અને યશઅપયશના ભેદે આઠ ભંગ થાય છે. દેવતા અને નારકીઓને મનુષ્ય ગતિયોગ્ય ઓગણત્રીશનો બંધ થાય છે. તેના પણ ઉપર કહ્યા તે રીતે આઠ ભંગ થાય છે. કેમકે અન્ય પરાવર્તમાન અશુભ પ્રકૃતિઓનો આ ગુણસ્થાનકે બંધ થતો નથી, માટે અન્ય કોઇ ભંગો થતા નથી. ઉદયસ્થાનો ઓગણત્રીશ ત્રીશ અને એકત્રીશ એમ ત્રણ હોય છે. તેમાં તિર્યંચોને ૩૦–૩૧, મનુષ્યને ૩૦, નારકીને ૨૯ અને દેવોને પણ ૨૯નું ઉદયસ્થાન હોય છે. તેમાં ઓગણત્રીશના ઉદયસ્થાનકના દેવો આશ્રયી સુભગ દુર્ભગ, આદેય અનાદેય અને યશઅપયશના ભેદે આઠ ભંગ થાય છે, અને નારકી આશ્રયી એકજ ભંગ થાય છે. કેમકે તેને સુભગ આદેય અને યશનો ઉદય હોતો નથી. સઘળા મળી નવ ભંગ થાય છે. ત્રીશના ઉદયના તિર્યંચ પંચેન્દ્રિયો આશ્રયી સંપૂર્ણ પર્યાપ્તિએ પર્યાપ્તાવસ્થાના જે અગીઆરસો બાવન ભંગ થાય છે, તે અહિં લેવાના છે. ભાષાપર્યાપ્તિ થતા પહેલા ઉદ્યોતના ઉદયના વિકલ્પના જે ભંગ થાય છે, તે અહિં લેવાના નથી. કેમકે આ ગુણસ્થાનક સઘળા પર્યાપ્તિએ પર્યાપ્તા થયા પછીજ હોય છે. એ પ્રમાણે મનુષ્યને પણ ત્રીશના ઉદયના અગીઆરસો બાવન ભંગ થાય છે. સઘળા મળી ત્રીશના ઉદયના ત્રેવીસસોચાર ભંગ થાય છે. એકત્રીશના ઉદયના તિર્યંચ પંચેન્દ્રિયો આશ્રયી અગીઆરસો બાવન ભંગ થાય છે. આ ઉદયસ્થાન મનુષ્યને હોતુ નથી. ત્રણે ઉદયસ્થાનકના સઘળા મળી ચોત્રીસસો પાંસઠ ભાંગા થાય છે. સત્તાસ્થાનો બાણું અને અઠ્ઠાશી એમ બે હોય છે. આહારકચતુષ્કની સત્તાવાળાને બાણુ, અને તેની સત્તાવિનાનાને અઠ્ઠાશીનું સત્તાસ્થાન ચારે ગતિના જીવોમાં હોય છે.

હવે સંવેધ કહે છે–અઠ્ઠાવીશના બંધક સમ્યગ્મિથ્યાદષ્ટિને ત્રીશ અને એકત્રીશ એમ બે ઉદયસ્થાન હોય છે, આ બંને ઉદયસ્થાનકમાં વર્તમાન તિર્યંચો અને ત્રીશના ઉદયે વર્તમાન મનુષ્યો દેવગતિયોગ્ય અઠ્ઠાવીશનો બંધ કરે છે, અને તે વખતે આ બંને ઉદયસ્થાનકમાં બાણુ અને અઠ્ઠાશી એમ સત્તાસ્થાન હોય છે. મનુષ્યગતિયોગ્ય ઓગણત્રીશના બંધક દેવ અને નારકીને ઓગણત્રીશનું એકજ[2] ઉદયસ્થાન હોય

૧ આ ગુણસ્થાન ગર્ભજ તિર્યંચ ગર્ભજ મનુષ્ય દેવ અને નારકીઓને પર્યાપ્તાવસ્થામાંજ હોય છે. અહિં દેવો અને નારકીઓ માત્ર મનુષ્યગતિ યોગ્ય અને મનુષ્યો તથા તિર્યંચો માત્ર દેવગતિ યોગ્ય બંધ કરે છે. આ વસ્તુ ખ્યાલમાં રાખીને બંધાદિ સ્થાનકો અને તેના સંવેધનો વિચાર કરવો જોઇએ.

૨ આ ગુણસ્થાનકે ઉત્તરવૈક્રિય નહિ કરતા હોય કે કરતા હોય અને અલ્પકાલ

છે. ઓગણત્રીશના ઉદયે વર્ત્તતા દેવો અને નારકીઓ મનુષ્યગતિયોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ કરે છે. તે વખતે બાણું અને અઠ્ઠાશીમાંથી કોઇ પણ સત્તાસ્થાનક હોય છે. આ પ્રમાણે ત્રણમાંના દરેક ઉદયસ્થાનકે બબ્બે સત્તાસ્થાન હોવાથી સામાન્યથી છ સત્તાસ્થાન થાય છે.

હવે અવિરતિસમ્યગદૃષ્ટિના બંધ ઉદય અને સત્તાસ્થાનકનો વિચાર[1] કરે છે–અવિરતિસમ્યગ્દૃષ્ટિ ગુણસ્થાનકે વર્ત્તમાન આત્માને ૨૮–૨૯–૩૦ એમ ત્રણ બંધસ્થાન હોય છે. તેમાં અવિરતિસમ્યગ્દૃષ્ટિ તિર્યંચ અને મનુષ્યોને દેવગતિયોગ્ય બંધ કરતા અઠ્ઠાવીશનું બંધસ્થાન હોય છે. તેના સ્થિરાસ્થિર શુભાશુભ અને યશઅપયશના ભેદે આઠ ભંગ થાય છે. આ ગુણસ્થાનકવાળા અન્ય કોઈપણ ગતિયોગ્ય બંધ કરતા નથી, માટે અહિં નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશનો બંધ થતો નથી. મનુષ્યોને દેવગતિયોગ્ય તીર્થંકરનામકર્મ સહિત બંધ કરતા ઓગણત્રીશનું પણ બંધસ્થાન હોય છે. તેના પણ ઉપર કહ્યા તે પ્રમાણે આઠ ભંગ થાય છે. મનુષ્યગતિયોગ્ય બંધ કરતા દેવો અને નારકીઓને ઓગણત્રીશનું બંધસ્થાન હોય છે. તેના પણ એજ આઠ ભાંગા થાય છે. તેમજ તીર્થંકરનામ સહિત દેવગતિયોગ્ય ત્રીશનો બંધ કરતા તેઓને ત્રીશનું બંધસ્થાન પણ હોય છે. તેના પણ ઉપર કહ્યા તે આઠ જ ભંગ થાય છે. આ ગુણસ્થાનકે ઉદયસ્થાનકો આઠ હોય છે. તે આ પ્રમાણે—૨૧–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧. તેમાં એકવીશનો ઉદય નારકી તિર્યંચ મનુષ્ય અને દેવ એ ચારે આશ્રયી સમજવો. કેમકે પૂર્વ બદ્ધાયુ ક્ષાયિકસમ્યક્ત્વીનો ઉપરોક્ત ચારે ગતિમાં ઉત્પત્તિનો સંભવ છે. અવિરતિસમ્યગ્દૃષ્ટિ આત્માઓ અપર્યાપ્તનામકર્મના ઉદયવાળામાં ઉત્પન્ન થતા નથી. માટે અપર્યાપ્તાના ઉદયસ્થાનકમાં થતા ભાંગાઓ વર્જિને શેષ ભાંગાઓ અહિં સમજવા. અને તે પચીસ છે. તે આ–તિર્યંચપંચેન્દ્રિય આશ્રયી આઠ, મનુષ્ય આશ્રયી આઠ, દેવ આશ્રયી આઠ અને નારકી આશ્રયી એક. પચીસ અને સત્તા-

હોવાને લીધે વિવક્ષા ન કરી હોય. પરંતુ ઉત્તર વૈક્રિયશરીર અહિં વિવક્ષ્યુ નથી જો તેની વિવક્ષા કરી હોત તો ઉદ્યોતના ઉદયવાળુ ત્રીશનું ઉદયસ્થાન પણ દેવને કહેત.

૧ આ ગુણસ્થાનક ચારે ગતિના જીવોને કરણ અપર્યાપ્તાવસ્થા અને પર્યાપ્તાવસ્થામાં હોય છે. અપર્યાપ્તાવસ્થામાં નવું સમ્યકત્વ ઉત્પન્ન થતું નથી, પરંતુ સમ્યકત્વ લઇને ચારે ગતિમાં જઇ આવી શકે છે, એટલે અપર્યાપ્તાવસ્થામાં પણ આ ગુણસ્થાનક હોય છે. આ ગુણસ્થાનકે વર્ત્તતા દેવો અને નારકીઓ મનુષ્યગતિયોગ્ય ૨૯, અને તીર્થંકરનામસાથે ૩૦ બાંધે છે. મનુષ્યો દેવગતિયોગ્ય ૨૮ અને તીર્થંકરનામસાથે ૨૯ બાંધે છે તિર્યંચો માત્ર અઠ્ઠાવીશજ બાંધે છે. ચારે ગતિના આત્માઓ પોતપોતાના ઉદયે વર્ત્તતા સ્વયોગ્ય ઉપરોક્ત બંધસ્થાન બાંધે છે. સત્તાસ્થાનો ૯૩–૯૨–૮૯–૮૮ એ ચાર હોય છે. દેવગતિમાં ચારે, નરકગતિમાં ત્રાણું સિવાય ત્રણ, મનુષ્યગતિમાં ચારે અને તિર્યંચગતિમાં બાણું અને અઠ્ઠાશી એ બે સત્તાસ્થાન હોય છે.

વીશ એ બે ઉદય દેવો નારકીઓ અને વૈક્રિયતિર્યંચ મનુષ્યો આશ્રયી સમજવા. તેમાં નારકી ક્ષાયિક કે વેદકસમ્યગ્દૃષ્ટિ હોય છે, અને દેવો ત્રણે પ્રકારના સમ્યક્ત્વ યુક્ત હોય છે. સપ્તતિકા ચૂર્ણિમાં કહ્યું છે કે–"**पणवीससत्तवीसोदया देवनेरइए वेउव्वियतिरिमणुए य पडुच्च, नेरइगो खइगवेयगसम्मद्दिट्ठी देवो तिविहसम्मद्दिट्ठीवित्ति**" એટલે કે–પચીસ અને સત્તાવીશનો ઉદય દેવો અને નારકીઓ આશ્રયી હોય છે, તેમજ ઉત્તર વૈક્રિયતિર્યંચ અને મનુષ્ય આશ્રયી હોય છે. તેમાં નારકી ક્ષાયિક અને વેદકસમ્યગ્દૃષ્ટિ હોય છે, અને દેવો ત્રણે પ્રકારના સમ્યક્ત્વ યુક્ત હોય છે. અહિં ભાંગાઓ [1]પોતપોતાના સઘળા સમજવા. છવ્વીસનો ઉદય ક્ષાયિક અને વેદક સમ્યગ્દૃષ્ટિ તિર્યંચ અને મનુષ્યોને હોય છે. ઔપશમિક સમ્યગ્દૃષ્ટિ તિર્યંચ અને મનુષ્યોમાં ઉત્પન્ન થતા નથી, માટે ત્રણે પ્રકારના સમ્યક્ત્વીઓને હોય છે એમ કહ્યું નથી. તિર્યંચમાં વેદક[2] સમ્યગ્દૃષ્ટિપણું બાવીસની

૧ બંધ કે ઉદયમાં વિરોધી પ્રકૃતિઓ હોવાને લીધે ભાંગા ઉત્પન્ન થાય છે. અહિં દરેક ગતિમાં કયા કયા ઉદયસ્થાન હોય છે, અને તેમાં અનુક્રમે કઈ કઇ પ્રકૃતિઓ ભળે છે, તથા તેમાં કઈ કઈ વિરોધી પ્રકૃતિઓ હોય છે તેનો ખ્યાલ રાખી ભાંગાઓ ઉત્પન્ન કરવાના હોય છે. કઈ પ્રકૃતિનો ક્યાં સુધી ઉદય હોય તે ખાસ યાદ રાખવું જોઈએ. અહિં ઉદયમાં છ સંઘયણ, છ સંસ્થાન, સુભગ દુર્ભગ, આદેય અનાદેય, યશ અપયશ, બે વિહાયોગતિ અને બે સ્વર, આટલી પ્રકૃતિઓને ભંગ ઉત્પન્ન કરવા માટે ફેરવવાની હોય છે. તેમાં છેલ્લા ત્રણ સંઘયણનો ઉદય સાતમા સુધી, બીજા અને ત્રીજાનો ઉદય અગીઆરમા સુધી અને પહેલાનો ઉદય તેરમા સુધી હોય છે. છએ સંસ્થાનનો ઉદય તેરમા સુધી હોય છે. દુર્ભગ અનાદેય અને અપયશનો ઉદય ચોથા સુધી, અને સુભગ આદેય અને યશનો ઉદય ચૌદમા સુધી હોય છે. બે વિહાયોગતિ અને બે સ્વરનો ઉદય તેરમા સુધી હોય છે. ગુણસ્થાનકમાં ઉદયના ભંગ ઉત્પન્ન કરવા માટે આ હકીકત યાદ રાખવી. તથા ૨૧-૨૫-૨૭ ના ઉદયસ્થાનમાં પરસ્પર વિરુદ્ધ સામાન્યતઃ સુભગ દુર્ભગ આદેય અનાદેય યશ અપયશ એ પ્રકૃતિઓ હોય છે. ૨૬ ના ઉદયમાં ઉપરોક્ત પ્રકૃતિમાં છ સંઘયણ અને છ સંસ્થાન વધે છે. ૨૮ ના ઉદયમાં બે વિહાયોગતિ ભળે છે. ૨૯ ના ઉદયમાં વિરોધિ પ્રકૃતિ કોઇ વધતી નથી. ૩૦ ના ઉદયમાં બે સ્વર વધે છે. ૩૧ ના ઉદયમાં ૩૦ ના ઉદય પ્રમાણે જ વિરોધિ પ્રકૃતિઓ હોય છે. માત્ર દેવોના પોતાના દરેક ઉદયમાં સૌભાગ્ય દુર્ભાગ્ય આદેય અનાદેય અને યશ અપયશ જ વિરોધિ પ્રકૃતિઓ તરીકે હોય છે, અન્ય કોઈ હોતી નથી. અને નારકીઓમાં તો તમામ પરાવર્ત્તમાન અપ્રશસ્ત પ્રકૃતિઓનો જ ઉદય હોય છે. આ હકીકત ખ્યાલમાં રાખી દરેક ગુણસ્થાનકે રહેલા ઉદયસ્થાનના ભાંગાઓ સ્વયમેવ વિચારી લેવા.

૨ ક્ષાયિક સમ્યક્ત્વ ઉત્પન્ન કરતા મિથ્યાત્વ મિશ્ર અને સમ્યક્ત્વમોહનીયનો ઘણો ભાગ ક્ષય કરી વૈમાનિક દેવ ત્રણ નરક અને અસંખ્યાત વરસના આયુવાળા મનુષ્ય તિર્યંચમાં ઉત્પન્ન થાય છે. એટલે ચારે ગતિમાં બાવીસનું સત્તાસ્થાન હોય છે. ઉપરોક્ત પંક્તિથી એમ સમજાય છે કે સંખ્યાત વરસના આયુવાળા તિર્યંચમાં કોઈપણ સમ્યક્ત્વ લઇ

સત્તાવાળા (અસંખ્ય વરસના આયુવાળા) તિર્યંચ આશ્રયી સમજવું. અઠ્ઠાવીશ અને ઓગણત્રીશનો ઉદય નારકી તિર્યંચ મનુષ્ય અને દેવ એ ચારે ગતિમાં હોય છે. ત્રીશનો ઉદય તિર્યંચ પંચેન્દ્રિય મનુષ્ય અને દેવોને હોય છે. એકત્રીશનો ઉદય તિર્યંચ પંચેન્દ્રિયોને હોય છે. અહિં દરેક ઉદયસ્થાનકમાં ભાંગા પોતપોતાના સામાન્ય ઉદયસ્થાનમાં જે કહ્યા છે, તે સઘળા સમજવા. આ ગુણસ્થાનકે ત્રાણુ બાણુ નેવ્યાશી અને અઠ્ઠાશી એમ ચાર સત્તાસ્થાનો હોય છે. તેમાં જે અપ્રમત્ત કે અપૂર્વકરણ ગુણસ્થાનકે વર્ત્તમાન આત્મા તીર્થંકર અને આહારકદ્વિક યુક્ત દેવગતિ યોગ્ય એકત્રીશ પ્રકૃતિ બાંધી પરિણામના પરાવર્ત્તન વડે ત્યાંથી પડી અવિરતિ સમ્યગ્દૃષ્ટિ થાય અથવા મરણ પામી દેવ થાય તે આશ્રયી ત્રાણુનું સત્તાસ્થાન હોય છે. તથા આહારકદ્વિક બાંધી પરિણામના પરાવર્ત્તનવડે પડી મિથ્યાત્વે જઈ ચારમાંથી કોઇપણ ગતિમાં ઉત્પન્ન થાય, તે તે ગતિમાં જઇ ફરી સમ્યક્ત્વ પ્રાપ્ત કરે તેવા કોઈ જીવ આશ્રયી બાણુ, માત્ર દેવ મનુષ્યમાં મિથ્યાત્વ નહિ પ્રાપ્ત કરનારને પણ બાણુનું સત્તાસ્થાન હોય છે. (કેમકે મનુષ્ય તો ઉપશમશ્રેણિપરથી પડતો પડતો અવિરતિ ગુણસ્થાનકે આવે છે, અને શ્રેણિમાં કાળ કરી સમ્યક્ત્વ યુક્ત વૈમાનિક દેવમાં ઉત્પન્ન થાય છે, એટલે સમ્યક્ત્વથી નહિ પડનાર મનુષ્ય અને દેવને બાણુનું સત્તાસ્થાન ઘટી શકે છે.) નેવ્યાશીનું સત્તાસ્થાન અવિરતિસમ્યગ્દૃષ્ટિ દેવતા નારકી અને મનુષ્યોને હોય છે. કેમકે તે ત્રણે ગતિવાળા તીર્થંકરનામકર્મ બાંધી શકે છે. તિર્યંચમાં તીર્થંકરનામકર્મની સત્તાવાળો પણ ઉત્પન્ન થતો નથી, માટે તિર્યંચને ગ્રહણ કર્યા નથી. અઠ્ઠાશીનું સત્તાસ્થાન સામાન્યથી ચારે ગતિવાળા અવિરતિસમ્યગ્દૃષ્ટિઓને હોય છે.

હવે સંવેધ કહે છે—દેવગતિ યોગ્ય અટ્ઠાવીશના બંધક મનુષ્ય અને તિર્યંચોને યથાયોગ્ય રીતે આઠે ઉદયસ્થાનકો હોય છે. તેમાં પચીસ અને સત્તાવીશનો ઉદય વૈક્રિય તિર્યંચ અને મનુષ્યો આશ્રયી હોય છે. પોતપોતાના ઉદયે વર્તતા તેઓ અટ્ઠાવીશનો બંધ કરે છે. એકેક ઉદયે બાણુ અને અઠ્ઠાશી એમ બબ્બે સત્તાસ્થાનો હોય છે. ઓગણત્રીશનો બંધ દેવગતિયોગ્ય અને મનુષ્યગતિ યોગ્ય એમ બે પ્રકારે છે. તેમાં દેવગતિયોગ્ય ૨૯ નો તીર્થંકરનામકર્મ યુક્ત છે, અને તેનો બંધ મનુષ્યો જ કરે છે. તેના ઉદયસ્થાનકો સાત છે. તે આ પ્રમાણે–૨૧–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦. આ ઉદયસ્થાનકે વર્તમાન મનુષ્ય દેવગતિયોગ્ય

ઉત્પન્ન થાય નહિ એટલે તેઓને અપર્યાપ્તાવસ્થામાં કોઇ સમ્યક્ત્વ સંભવે નહિ પર્યાપ્તો થયા બાદ ઉપશમ કે ક્ષયોપશમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરી શકે. નારકીમાં માત્ર ક્ષાયિક કે વેદક લઇને જાય. ત્યાં ક્ષાયોપશમિક કે ઉપશમ ઉત્પન્ન કરી શકે દેવગતિમાં ગમે તે સમ્યક્ત્વ લઇને જાય. તેમાં ઉપશમસમ્યક્ત્વ ઉપશમશ્રેણિનું લઇને જાય તો હોય છે. મનુષ્યને અપર્યાપ્તાવસ્થામાં ક્ષાયિક કે ક્ષાયોપશમિક એ બેજ સમ્યક્ત્વ હોય છે, ઉપશમ હોતું નથી.

ઓગણત્રીશનો બંધ કરે છે. એકત્રીશનો ઉદય મનુષ્યોમાં હોતો નથી. એક એક ઉદયસ્થાનકે ત્રાણુ અને નેવ્યાશી એમ બબ્બે સત્તાસ્થાનકો હોય છે. મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિ દેવો અને નારકીઓ બાંધે છે. તેમાં નારકીઓને ૨૧–૨૫–૨૭–૨૮–૨૯ એ પાંચ ઉદયસ્થાનકો હોય છે, અને દેવોને ઉપરના પાંચ અને છટ્ઠું ત્રીશ એમ છ ઉદયસ્થાનકો હોય છે. તેમાં ત્રીશનું ઉદયસ્થાન ઉદ્યોતના વેદક દેવોને સમજવું. પોતપોતાના ઉદયે વર્ત્તમાન દેવો અને નારકીઓ મનુષ્ય યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો બંધ કરે છે. એક એક ઉદયસ્થાનકે બાણુ અને અઠ્ઠાશી એમ બબ્બે સત્તાસ્થાનકો હોય છે. મનુષ્યગતિ યોગ્ય તીર્થંકરનામકર્મ યુક્ત ત્રીશ અવિરતિસમ્યગ્દૃષ્ટિ દેવો અને નારકીઓ બાંધે છે. તેમાં દેવોને ઉપર કહ્યા તે પ્રમાણે છએ ઉદયસ્થાનકો હોય છે, અને તે દરેક ઉદયસ્થાનકે ત્રાણુ અને નેવ્યાશી એમ બબ્બે સત્તાસ્થાનકો હોય છે. નારકીને ત્રીશનો બંધ કરતા પાંચ ઉદયસ્થાનકો હોય છે. તે દરેક ઉદયસ્થાનકમાં એક માત્ર નેવ્યાશીનુંજ સત્તાસ્થાન હોય છે. કેમકે તીર્થંકરનામ અને આહારકચતુષ્ક એ બંનેની સંયુકત સત્તા છતાં કોઇ પણ આત્મા નરકગતિમાં ઉત્પન્ન થતો નથી, માટે તેઓને ત્રાણુનું સત્તાસ્થાન સંભવતુ નથી. આ પ્રમાણે સામાન્યથી એકવીશથી આરંભી ત્રીશ સુધીના ઉદયસ્થાનકોમાંના દરેક ઉદયસ્થાનકે ૯૩–૯૨–૮૯–૮૮ એમ ચાર ચાર સત્તાસ્થાનો હોય છે. અને એકત્રીશના ઉદયમાં ૯૨–૮૮ એમ બે સત્તાસ્થાન હોય છે. સઘળા મળી ત્રીશ સત્તાસ્થાનકો થાય છે.

હવે દેશવિરતના બંધ ઉદય અને સત્તાસ્થાનકો કહે છે—દેશવિરતિ ગુણસ્થાનકે અટ્ઠાવીશ અને ઓગણત્રીશ એ બે બંધસ્થાનકો હોય છે. (આ ગુણસ્થાનક સંખ્યાતવર્ષના આયુવાળા મનુષ્ય અને તિર્યંચોને જ હોય છે, અને તે પણ પર્યાપ્તાવસ્થામાંજ.) તેમાં અટ્ઠાવીશનું બંધસ્થાન દેશવિરત મનુષ્ય કે તિર્યંચને[1] દેવગતિયોગ્ય બાંધતા સમજવું. તેના સ્થિરાસ્થિર, શુભાશુભ અને યશઅપયશના ભેદે આઠ ભાંગા સમજવા. તેજ અટ્ઠાવીશનું બંધસ્થાન તીર્થંકરનામકર્મ યુકત ઓગણત્રીશનું બંધસ્થાન થાય છે. અને તે બંધસ્થાન માત્ર મનુષ્યોને જ હોય છે. કેમકે તિર્યંચોને તીર્થંકરનામકર્મનો બંધ થતો નથી. અહિં પણ ઉપર કહ્યા તે આઠ ભાંગા થાય છે.

અહિં ઉદયસ્થાનકો છ છે–૨૫–૨૭–૨૮–૨૯–૩૦–૩૧. તેમાં આદિના ચાર ઉદયસ્થાનક વૈક્રિયતિર્યંચ અને મનુષ્યોને હોય છે. આ ગુણસ્થાનકે દુર્ભગ

૧ આ ગુણસ્થાનકે સંખ્યાત વરસનાં આયુવાળા તિર્યંચો હોય છે. અને તેને ઉપશમ કે ક્ષાયોપશમ સમ્યકત્વ હોય છે. સંખ્યાત વરસના આયુવાળામાં ક્ષાયિક સમ્યકત્વ હોતું નથી.

અનાદેય અને અપયશનો ઉદય નહિ હોવાથી ચારે ઉદયસ્થાનમાં એક એકજ ભંગ થાય[1] છે. ત્રીશનો ઉદય વૈક્રિયતિર્યંચને તેમજ સ્વભાવસ્થ તિર્યંચ મનુષ્યોને પણ હોય છે. અહિં ભાંગા એકસો ચુમ્માલીશ થાય છે. તે છ સંઘયણ, છ સંસ્થાન, સુસ્વર દુસ્વર, અને પ્રશસ્ત અપ્રશસ્ત વિહાયોગતિના પરાવર્ત્તન થવાથી થાય છે. દુર્ભગ અનાદેય અને અપયશકીર્ત્તિનો ઉદય ગુણના પ્રભાવથીજ દેશવિરતિને હોતો નથી, માટે તદાશ્રિત વિકલ્પો પણ થતા નથી. એકત્રીશનો ઉદય તિર્યંચોનેજ હોય છે. તેમાં પણ ઉપર કહ્યા તેજ એકસો ચુમ્માલીશ ભાંગા થાય છે.

આ ગુણસ્થાનકે ત્રાણું બાણું નેવ્યાશી અને અઠ્ઠાશી એમ ચાર સત્તાસ્થાનકો હોય છે. તેમાં જે કોઈ અપ્રમત્ત કે અપૂર્વકરણગુણસ્થાનકવર્તી આત્મા તીર્થંકરનામ અને આહારકદ્વિક બાંધી પરિણામનો હ્રાસ થવાથી દેશવિરતિ થાય તેને ત્રાણુંનું સત્તાસ્થાન હોય છે. શેષ સત્તાસ્થાનોનો વિચાર અવિરતિસમ્યગ્દૃષ્ટિની જેમજ સમજવો.

હવે સંવેધ કહે છે—દેવગતિયોગ્ય અઠ્ઠાવીશના બંધક દેશવિરતિ મનુષ્યને ૨૫–૨૭–૨૮–૨૯–૩૦. એમ પાંચ ઉદયસ્થાનકો હોય છે. તેમાં શરૂઆતના ચાર ઉદયસ્થાનકો વૈક્રિયમનુષ્યને અને પાંચમું સ્વભાવસ્થ મનુષ્યને હોય છે. એ દરેક ઉદયસ્થાનમાં બાણું અને અઠ્ઠાશી એમ બબ્બે સત્તાસ્થાનો હોય છે. દેવગતિયોગ્ય અઠ્ઠાવીશના બંધક દેશવિરત તિર્યંચને પણ ઉપર કહ્યા તે પ્રમાણે પાંચ ઉદયસ્થાન અને છઠ્ઠું એકત્રીશનું એમ છ ઉદયસ્થાનકો હોય છે. તેમાં શરૂઆતના પાંચ વૈક્રિય તિર્યંચને અને છેલ્લા બે સ્વભાવસ્થ તિર્યંચને હોય છે. આ દરેક ઉદયસ્થાનકે પણ બાણુ અને અઠ્ઠાશી એમ બબ્બે સત્તાસ્થાનકો હોય છે. તીર્થંકરનામકર્મ યુક્ત દેવગતિયોગ્ય ઓગણત્રીશનો બંધ દેશવિરત મનુષ્યનેજ હોય છે. તેમાં પણ ઉપર મનુષ્યને જે અને જે રીતે પાંચ ઉદયસ્થાનો કહ્યા તે અને તે રીતે પાંચ ઉદયસ્થાનકો હોય છે. દરેક ઉદયસ્થાનકમાં ત્રાણું અને નેવ્યાશી એમ બબ્બે સત્તાસ્થાનો હોય છે. આ રીતે દેશવિરતિને પચ્ચીશથી ત્રીશ સુધીના પાંચ ઉદયસ્થાનમાં ચાર ચાર સત્તાસ્થાનો અને એકત્રીશના ઉદયમાં બે સત્તાસ્થાનો કુલ બાવીસ સત્તાસ્થાનો હોય છે.

---

૧ વૈક્રિયમનુષ્યને પોતાના ચારે ઉદયસ્થાનમાં એક એક ભંગ થાય છે, કેમકે તેને અહિં ઉદ્યોતનો ઉદય હોતો નથી. વૈક્રિય તિર્યંચને પોતાના શરૂઆતના બે ઉદયસ્થાનમાં એક એક, અને ત્રીજા અને ચોથા ઉદયસ્થાનમાં બબ્બે ભંગ થાય છે. કેમકે શરીરપર્યાપ્તિ પૂર્ણ થયા પછી તેઓને ઉદ્યોતના ઉદયનો પણ સંભવ છે. સર્વ પદો પ્રશસ્ત હોવાથી અધિક ભંગ થતા નથી. તથા ત્રીશના ઉદયનો વૈક્રિયતિર્યંચનો એક ભંગ થાય છે. એટલે અહિં વૈક્રિયમનુષ્યના ચાર, અને વૈક્રિયતિર્યંચના સાત ભંગ થાય છે.

હવે પ્રમત્તસંયતના બંધાદિ સ્થાનોનું નિરૂપણ કરે છે–પ્રમત્તસંયતને ૨૮–૨૯ બે બંધસ્થાનકો હોય છે. આ બંને બંધસ્થાનકો દેશવિરતની જેમ સમજવા. આ અને હવે પછીના ગુણસ્થાનકો સંયત મનુષ્યનેજ હોય છે. આ ગુણસ્થાનકે ૨૫–૨૭–૨૮–૨૯–૩૦ એમ પાંચ ઉદયસ્થાનકો હોય છે. આ સઘળા ઉદયસ્થાનકો વૈક્રિયસંયત અને આહારકસંયતને હોય છે. અને છેલ્લું ત્રીશનું ઉદયસ્થાનક સ્વભાવસ્થ સંયતને પણ હોય છે. તેમાં વૈક્રિયસંયત અને આહારક સંયતને પચીસ અને સત્તાવીસના ઉદયે એક એક ભંગ હોય છે. અને અઠ્ઠાવીશ અને ઓગણત્રીશના ઉદયે બબે ભંગ હોય છે. અને ત્રીશના ઉદયે એક એક ભંગ હોય છે. એટલે વૈક્રિયસંયતના સાત અને આહારકસંયતના સાત કુલ ચૌદ ભાંગા થાય છે. ત્રીશનો ઉદય સ્વભાવસ્થ સંયતને પણ હોય છે, અને તેના દેશવિરતિની જેમ એકસો ચુમ્માલીશ ભંગ થાય છે. ત્રાણુ નેવ્યાશી બાણુ અને અઠ્ઠાશી એમ ચાર સત્તાસ્થાનકો હોય છે. તેનો વિચાર દેશવિરતિના સત્તાસ્થાનકોની જેમ કરી લેવો.

હવે સંવેધ કહે છે—દેવગતિયોગ્ય અઠ્ઠાવીશના બંધક પ્રમત્તસંયતને ઉપર કહ્યા તે પાંચે ઉદયસ્થાનકમાં બાણુ અને અઠ્ઠાશી એમ બબ્બે સત્તાસ્થાસ્થાનકો હોય છે. માત્ર આહારકસંયતના દરેક ઉદયસ્થાનકમાં એક બાણુનુંજ સત્તા સ્થાન હોય છે. કારણ કે આહારકની સત્તાવાળોજ આહારકશરીરની રચના કરી શકે છે. વૈક્રિયસંયતને બંને સત્તાસ્થાનો સંભવે છે. તથા તીર્થંકરનામયુક્ત દેવગતિયોગ્ય ઓગણત્રીશના બંધક સંયતને ઉપરોક્ત પાંચે ઉદયસ્થાનમાં ત્રાણુ અને નેવ્યાશી એમ બબ્બે સત્તાસ્થાનો સંભવે છે. માત્ર આહારકસંયતને ત્રાણુંનુંજ સત્તાસ્થાન હોય છે. કારણ કે ઓગણત્રીશનો બંધ તીર્થંકરનામ યુક્ત થતો હોવાથી તેની સ-તા પણ અવશ્ય હોય છેજ. વૈક્રિયસંયત અને સ્વભાવસ્થ સંયતને બંને સત્તાસ્થાનો હોય છે. આ પ્રમાણે પ્રમત્તસંયતને પોતાના સઘળા ઉદયસ્થાનકોમાં સામાન્યથી ચાર ચાર સત્તાસ્થાનકો સંભવે છે, એટલે સઘળા મળી વીશ થાય છે.

હવે અપ્રમત્ત સંયતના બંધાદિનો વિચાર કરે છે–અપ્રમત્તસંયતને ૨૮–૨૯–૩૦–૩૧ એમ ચાર બંધસ્થાનકો હોય છે. તેમાં શરૂઆતના બે પ્રમત્ત સંયતની જેમ સમજવા. આહારકદ્વિક યુક્ત દેવગતિયોગ્ય ત્રીશનો બંધ કરે ત્યારે ત્રીશનું, અને તીર્થંકરનામ અને આહારકદ્વિક એ ત્રણે સાથે બંધ કરે ત્યારે એકત્રીશનું બંધસ્થાન હોય છે. અહિં દરેક બંધસ્થાનકનો એક એક ભંગજ થાય છે. કારણકે આ ગુણસ્થાનકે અસ્થિર અશુભ અને અપયશનો બંધ થતો નથી. તથા આ ગુણસ્થાનકે ૨૯–૩૦ એમ બે ઉદયસ્થાનકો હોય છે. તેમાં જે કોઇ પ્રમત્તસંયત આત્મ આહારક કે વૈક્રિયશરીર વિકુર્વી તેની સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત

થઇ આ ગુણસ્થાનકે આવે તેને ઓગણત્રીશનો ઉદય હોય છે. આ ઉદયનો એક વૈક્રિય આશ્રયી અને એક આહારક આશ્રયી એમ બે ભંગ થાય છે. ઉદ્યોતનો ઉદય થયા બાદ ત્રીશનો ઉદય પણ અહિં હોય છે. અહિં પણ ઉપર કહ્યા તે રીતે બે ભંગ થાય છે આ પ્રમાણે વૈક્રિય સંયતના બે અને આહારકસંયતના બે કુલ ચાર ભંગ થાય છે. સ્વભાવસ્થ અપ્રમત્ત સંયતને પણ ત્રીશનો ઉદય હોય છે. અને તેના એકસો ચુમ્માલીસ ભંગ થાય છે, જે પ્રમત્તસંયતને કહ્યા તે પ્રમાણે હોય છે. અહિં ૯૩-૯૨-૮૯-૮૮ એ સત્તાસ્થાનો પૂર્વે કહ્યા તે પ્રમાણે હોય છે. હવે સંવેધ કહે છે—આ ગુણસ્થાનકે અઠ્ઠાવીશના બંધકને બંને ઉદયસ્થાનકમાં અઠ્ઠાશીનું સત્તાસ્થાન હોય છે. ઓગણત્રીશના બંધકને બંને ઉદયસ્થાનમાં નેવ્યાશીનું સત્તાસ્થાન હોય છે. ત્રીશના બંધકને બંને ઉદયે બાણુનું સત્તાસ્થાન હોય છે. અને એકત્રીશના બંધકને બંને ઉદયે ત્રાણુનું સત્તાસ્થાન હોય છે. કારણકે જેને તીર્થંકરનામ નિકાચિત કર્યું હોય તે તેની બંધયોગ્ય ભૂમિમાં પ્રતિસમય અવશ્ય તીર્થંકરનામ કર્મ બાંધે છે, એ પ્રમાણે આહારકનો બંધ થયા પછી પણ તેની બંધ યોગ્ય ભૂમિમાં અવશ્ય આહારકદ્વિકનો બંધ કરે છે. માટે એક એક બંધમાં એક એક સત્તાસ્થાન સંભવે છે. સઘળા મળી આઠ સત્તાસ્થાન થાય છે.

હવે અપૂર્વકરણગુણસ્થાનકના બંધાદિ કહે છે–આ ગુણસ્થાનકને ચારિત્ર-મોહનીયની ઉપશમના કરનાર કે ચારિત્રમોહનીયની ક્ષપણા કરનાર આત્મા જ પ્રાપ્ત કરે છે. અહિં ૨૮–૨૯–૩૦–૩૧–૧ એમ પાંચ બંધસ્થાનકો હોય છે. તેમાં આદિના ચારનું સ્વરૂપ અપ્રમત્તસંયતના બંધસ્થાનની જેમ સમજવું. અને અપૂર્વ-કરણના છઠ્ઠે ભાગે દેવગતિ યોગ્ય ત્રીશ પ્રકૃતિનો બંધવિચ્છેદ થયા પછી એક યશઃકીર્ત્તિના બંધરૂપ એકનું બંધસ્થાન સમજવું.

અહિં ઉદયસ્થાન ત્રીશનું એક જ હોય છે. તેના ચોવીશ ભંગ થાય છે. અને તે વજ્રઋષભનારાચ સંઘયણ, છ સંસ્થાન, સુસ્વર દુઃસ્વર, અને પ્રશસ્તા-પ્રશસ્તવિહાયોગતિના પરાવર્ત્તનવડે થાય છે. અન્ય આચાર્યો શરૂઆતના ત્રણ સંઘયણમાંથી કોઇપણ સંઘયણવાળા ઉપશમશ્રેણિ માંડે છે એમ કહે છે. તેમના મતે ઉપરના ચોવીસને ત્રણ સંઘયણ સાથે ગુણતા બહોંતેર ભંગ થાય છે. આ પ્રમાણે એકજ ઉદયસ્થાન અને તેના ભાંગાઓ નવમા અને દશમા ગુણસ્થાનકે પણ હોય છે.

સત્તાસ્થાનો ૯૩–૮૯–૯૨–૮૮ એ ચાર પૂર્વે કહ્યા તે પ્રમાણે હોય છે.

હવે સંવેધ કહે છે—ત્રીશના ઉદયે વર્ત્તતા અઠ્ઠાવીશના બંધક અપૂર્વકરણ ગુણસ્થાનકવર્તી આત્માને અઠ્ઠાશીનું, ઓગણત્રીશના બંધકને નેવ્યાશીનું, ત્રીશના બંધકને બાણુનું અને એકત્રીશના બંધકને ત્રાણુનું સત્તાસ્થાન હોય છે. અને

એકના બંધકને ચારે સત્તાસ્થાનકો હોય છે. ત્રીશના ઉદયે વર્તતા એકના બંધકને ચારે સત્તાસ્થાનકો કેમ હોય એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે કે-ચારમાંથી કોઈ પણ બંધસ્થાનકવાળા દેવગતિયોગ્ય બંધનો વિચ્છેદ થયા બાદ એકના બંધક થાય છે. અઠ્ઠાવીશ આદિ બંધકને અનુક્રમે અઠ્ઠાશી આદિ સત્તાસ્થાનકો કહ્યાં છે, એટલે એકના બંધકને પણ ચારેય સત્તાસ્થાનો સંભવે છે.

હવે અનિવૃત્તિબાદરસંપરાયગુણસ્થાનકના બંધાદિનું નિરૂપણ કરે છે-અનિવૃત્તિબાદરે યશઃકીર્તિના બંધરૂપ એકજ બંધસ્થાનક હોય છે, અને ત્રીશ પ્રકૃતિના ઉદયરૂપ એકજ ઉદયસ્થાનક હોય છે. સત્તાસ્થાનકો ૯૩-૯૨-૮૯-૮૮-૮૦-૭૯-૭૬-૭૫ એમ આઠ હોય છે. તેમાં શરૂઆતના ચાર ઉપશમશ્રેણિ આશ્રયી હોય છે. અને ક્ષપકશ્રેણિમાં જ્યાં સુધી તેર પ્રકૃતિનો ક્ષય થયો હોતો નથી ત્યાં સુધી હોય છે. તેર પ્રકૃતિનો ક્ષય થયા બાદ છેલ્લા ચાર સત્તાસ્થાનકો હોય છે. અહિં બંધ ઉદય અને સત્તાસ્થાનના ભેદનો અભાવ હોવાથી સંવેધ સંભવતો નથી, માટે કહેવામાં આવ્યો નથી.

સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે પણ યશ:કીર્ત્તિના બંધરૂપ એક બંધસ્થાન હોય છે, ત્રીશ પ્રકૃતિના ઉદયરૂપ એક ઉદયસ્થાન હોય છે, અને સત્તાસ્થાનકો નવમા ગુણસ્થાનકની જેમ આઠ હોય છે. તેમાં ૯૩-૯૨-૮૯-૮૮-એ ચાર ઉપશમ શ્રેણિમાં અને ૮૦-૭૯-૭૬-૭૫ એ ચાર ક્ષપકશ્રેણિમાં હોય છે. નવમા તથા દશમા ગુણસ્થાનકે ત્રીશના ઉદયના ચોવીસ અગર તો બહોંતેર ભાંગા આઠમે ગુણસ્થાનકે જે રીતે કહ્યા તે રીતે સમજવા.

અહિંથી અગાડીના ચાર ગુણસ્થાનકે નામકર્મની એક પણ પ્રકૃતિનો બંધ થતો નથી. પરંતુ ઉદય અને સત્તા હોય છે, એટલે ઉદયસ્થાનકો અને સત્તાસ્થાનકો કહે છે-ઉપશાંતમોહગુણસ્થાનકે ત્રીશ પ્રકૃતિના ઉદયરૂપ એકજ ઉદયસ્થાન હોય છે. તેના ચોવીસ કે બહોંતેર ભંગ આઠમા ગુણસ્થાનકની જેમ સમજવા. સત્તાસ્થાનકો-૯૩-૮૯-૯૨-૮૮ એમ ચાર હોય છે. તથા ક્ષીણમોહ ગુણસ્થાનકે ત્રીશનું એકજ ઉદસ્થાન હોય છે. ક્ષપકશ્રેણિ પ્રથમ સંઘયણથીજ પ્રાપ્ત થતી હોવાથી અહિં ભાંગા ચોવીસજ થાય છે. તેમાં પણ ક્ષીણમોહે વર્ત્તમાન તીર્થંકરનામની સત્તાવાળાને પ્રથમ સંસ્થાનાદિ શુભ પ્રકૃતિનોજ ઉદય હોવાથી એકજ ભંગ થાય છે. સત્તાસ્થાનકો ૮૦-૭૯-૭૬-૭૫ એ ચાર હોય છે. તેમાં ૭૯-૭૫ એ બે સત્તાસ્થાન તીર્થંકરનામકર્મની સત્તા વિનાના આત્માને હોય છે, અને ૮૦-૭૬ તીર્થંકરનામની સત્તાવાળાને હોય છે.

સયોગિકેવલી ભગવાનને ૨૦-૨૧-૨૬-૨૭-૨૮-૨૯-૩૦-૩૧ એમ આઠ ઉદયસ્થાનકો હોય છે. આ આઠે ઉદયસ્થાનકનો અને તેના ભંગનો વિચાર સામાન્યથી નામકર્મના ઉદયસ્થાનકનો જ્યાં વિચાર કર્યો છે ત્યાં કર્યો છે માટે ત્યાંથીજ જોઇ

લેવું. સત્તાસ્થાનકો ૮૦–૭૯–૭૬–૭૫ એમ ચાર હોય છે. તેમાં ઉપરના ઉદયસ્થાનકમાંથી જે જે ઉદયસ્થાનક સામાન્ય કેવળીને હોય છે તેને ૭૯ કે ૭૫માંથી કોઇપણ સત્તાસ્થાનક હોય છે, અને જે જે ઉદયસ્થાનક તીર્થંકર ભગવંતને હોય છે, તેમાં ૮૦–અને ૭૬ માંથી કોઇપણ સત્તાસ્થાન હોય છે.

અયોગિકેવલિભગવંતને આઠ અને નવ એમ બે ઉદયસ્થાન હોય છે. તેમાં આઠનો ઉદય સામાન્ય અયોગિકેવલીને અને નવનો ઉદય તીર્થંકર અયોગિકેવલીને હોય છે. ૮૦–૭૯–૭૬–૭૫–૯–૮ એ પ્રમાણે આ ગુણસ્થાનકે છ સત્તાસ્થાનકો હોય છે. તેમાં આઠના ઉદયે–૭૯–૭૫–૮ એ ત્રણ, અને નવના ઉદયે–૮૦–૭૬–૯ એ ત્રણ સત્તાસ્થાનકો હોય છે. તેમાં શરૂઆતના બબ્બે અયોગિના દ્વિચરમ સમયપર્યંત હોય છે. અને છેલ્લે સમયે તીર્થંકરભગવંતને નવનું અને સામાન્યકેવળીને આઠનું સત્તાસ્થાન હોય છે. આ પ્રમાણે ગુણસ્થાનકોમાં નામના બંધ ઉદય અને સત્તાના સ્થાનકોનો સંવેધ સાથે વિચાર કર્યો.

હવે ગતિમાં નામકર્મના બંધાદિ સ્થાનકોનો વિચાર કરે છે–તેમાં નારકીને ઓગણત્રીશ અને ત્રીશ એ બે બંધસ્થાન હોય છે. તેમાં ઓગણત્રીશ નારકીઓને તિર્યંચગતિ યોગ્ય બાંધતા અને મનુષ્યગતિ યોગ્ય બાંધતા બંધાય છે. તથા ઉદ્યોતનામકર્મ યુક્ત ત્રીશ તિર્યંચગતિ યોગ્ય બાંધતા અને તીર્થંકરનામકર્મ યુક્ત ત્રીશ મનુષ્યગતિ યોગ્ય બાંધતા બંધાય છે. આ બંધસ્થાનકમાં ભાંગા જે પહેલા કહ્યા છે તે અહિં પણ સમજવા. એટલે કે મનુષ્ય અને તિર્યંચગતિ બંને યોગ્ય ૨૯ના બંધે ૪૬૦૮, તિર્યંચ યોગ્ય ૩૦ના બંધે ૪૬૦૮ અને મનુષ્ય યોગ્ય ૩૦ના બંધ ૮ એ રીતે તિર્યંચગતિ યોગ્ય બે બંધસ્થાનકના ૯૨૧૬ અને મનુષ્ય ગતિ યોગ્ય બે બંધસ્થાનકના ૪૬૧૬ ભાંગા થાય છે.

નારકીમાં ઉદયસ્થાનકો પાંચ હોય છે. તે આ પ્રમાણે–૨૧–૨૫–૨૭–૨૮–૨૯. આ ઉદયસ્થાનકે ભાંગાઓ નારકીના સામાન્ય ઉદયસ્થાનકની જેમ સમજવા.

સત્તાસ્થાનકો ત્રણ હોય છે. તે આ ૯૨–૮૯–૮૮. તેમાં બાણું અને અઠ્ઠાશી એ બે સત્તાસ્થાન તો જેમ સામાન્યત સર્વને હોય છે, તેમ નારકીને પણ હોય છે. નેવ્યાશીનું સત્તાસ્થાન તીર્થંકરનામકર્મ બાંધ્યા પછી મિથ્યાત્વે[1] જઇ નરકમાં ઉત્પન્ન થયેલાને હોય છે. જેનો વિચાર પહેલા કરી ગયા છે. ત્રાણુનું સત્તાસ્થાન નરકગતિમાં હોતુ નથી. કેમકે તીર્થંકર અને આહારકની સત્તા છતા કોઇ પણ જીવ નરકમાં ઉત્પન્ન થતો નથી.

૧ શ્રેણિકાદિની જેમ નરકનું આયુ બાંધ્યા પછી ક્ષાયિક સમ્યક્ત્વ ઉપાર્જન કરી તીર્થંકરનામ નિકાચી સમ્યક્ત્વ યુક્ત પણ નારકીમાં જાય છે. તેવાઓ મનુષ્ય યોગ્ય ત્રીશ જ બાંધે છે અને તેમને પાંચે ઉદયે એક નેવ્યાશીનુંજ સત્તાસ્થાન હોય છે.

હવે સંવેધ કહે છે—તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશનો બંધ કરતા નારકીને ઉપર કહ્યા તે પાંચે ઉદયસ્થાનકો હોય છે. એટલે કે ઉપર કહ્યા તે સ્વયોગ્ય પાંચે ઉદયસ્થાનકે વર્ત્તતા નારકીઓ તિર્યંચગતિ યોગ્ય ઓગણત્રીશનો બંધ કરે છે. તે વખતે તેને બાણું કે અઠ્ઠાશીમાંથી કોઈ પણ સત્તાસ્થાન હોય છે. તીર્થંકર નામની સત્તાવાળા નારકો તિર્યંચગતિ યોગ્ય બંધ કરતા નહિ હોવાથી તિર્યંચગતિ યોગ્ય બંધે નેવ્યાશીનું સત્તાસ્થાન હોતું નથી. એ પ્રમાણે ઉદ્યોત નામકર્મ સાથે તિર્યંચગતિ યોગ્ય ત્રીશનો બંધ કરતાં પણ પાંચે ઉદયસ્થાનકો હોય છે, અને બાણું અને અઠ્ઠાશીમાંથી કોઈ પણ સત્તાસ્થાનક હોય છે. મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશનો બંધ કરતા પણ ઉપર કહ્યા તે પાંચે ઉદયસ્થાનકો હોય છે, પરંતુ તે દરેક ઉદયસ્થાનકમાં સત્તાસ્થાનકો ૯૨–૮૯–૮૮ એ ત્રણ ત્રણ સંભવે છે. તેમાં બાણું અને અઠ્ઠાશી એ બે સત્તાસ્થાનક તો ૨૯ ના બંધમાં જેમ કહ્યા તે પ્રમાણે હોય છે. અને ૮૯નું સત્તાસ્થાન પહેલા કહી ગયા તે રીતે મિથ્યાદષ્ટિ નારકીને શરૂઆતના અંતર્મુહૂર્ત્ત પર્યંત હોય છે, અને તે વખતે તેઓ મનુષ્યગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિનો જ બંધ કરે છે. એટલે મનુષ્યગતિ યોગ્ય ૨૯ ના બંધે ૮૯નું સત્તાસ્થાન મિથ્યાદષ્ટિ નારકોને જ હોય છે. કેમકે તે પર્યાપ્તો થયા બાદ અવશ્ય સમ્યક્ત્વ પ્રાપ્ત કરે છે અને તે વખતે તીર્થંકર નામકર્મ યુક્ત મનુષ્યગતિ યોગ્ય ત્રીશ પ્રકૃતિનો બંધ કરે છે. તથા તીર્થંકર નામયુક્ત મનુષ્યગતિ યોગ્ય ત્રીશનો બંધ કરતા નારકીને પોતપોતાના સઘળા ઉદયસ્થાનકે એક નેવ્યાશીનું જ સત્તાસ્થાન હોય છે.

હવે તિર્યંચગતિમાં બંધાદિસ્થાનોનો વિચાર કરે છે.–તિર્યંચોને ૨૩–૨૫–૨૬–૨૮–૨૯–૩૦ એ છ બંધસ્થાનક હોય છે. એટલે કે તિર્યંચો ભિન્ન ભિન્ન ગતિ યોગ્ય ત્રેવીસ આદિ છ બંધસ્થાનમાંથી કોઇ પણ બંધસ્થાન બાંધે છે. (તેમાં એકેન્દ્રિયો ૨૩–૨૫–૨૬–૨૯–૩૦ એ પાંચ બંધસ્થાન બાંધે છે, વિકલેન્દ્રિયો અને અપર્યાપ્ત અસંજ્ઞિઓ પણ એજ પાંચ બંધસ્થાન બાંધે છે. માત્ર પર્યાપ્ત અસંજ્ઞિ અને પર્યાપ્ત અપર્યાપ્ત સંજ્ઞિ તિર્યંચો યથાયોગ્ય રીતે ઉપરોક્ત છ એ બંધસ્થાનકો બાંધે છે. અહિં એ ખ્યાલમાં રાખવું કે પ્રથમ ગુણસ્થાનકે દેવ કે નરકગતિ યોગ્ય બંધ પર્યાપ્તાવસ્થામાં જ થાય છે. માત્ર અપર્યાપ્તાવસ્થામાં દેવગતિ-યોગ્ય બંધ સમ્યગ્દૃષ્ટિપણામાં થાય છે.) આ બંધસ્થાનકોનો અને તેના ભાંગાનો વિચાર પહેલાં કરી ગયા છે તે પ્રમાણે અહિં સમજી લેવાના છે. કોને કયા બંધસ્થાનકો હોય છે અને તે કઇ ગતિ યોગ્ય છે તેનો વિચાર કરી તેના ભાંગાઓ પણ સમજી લેવા યોગ્ય છે. ઉદયસ્થાનકો નવ છે, તે આ–૨૧–૨૪–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧ આ ઉદયસ્થાનકો એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને અસંજ્ઞિ અંજ્ઞિ તિર્યંચ પંચેન્દ્રિય યોગ્ય છે. તે પણ તેઓ તેઓના ઉદયસ્થાનકો કહેવાના પ્રસંગે

પહેલા કહી ગયા છે, તે પ્રમાણે અહિં પણ કહી જવાના છે. સત્તાસ્થાનો પાંચ છે, તે [1]આ—૯૨—૮૮—૮૬—૮૦—૭૮. તે પણ યથાયોગ્ય રીતે પહેલાની જેમ સમજી લેવાના છે. તિર્યંચોમાં ક્ષપકશ્રેણિ અને તીર્થંકર નામની સત્તાનો અભાવ હોવાથી તીર્થંકર સંબંધી અને ક્ષપક સંબંધી કોઈ પણ સત્તાસ્થાનો હોતા નથી.

હવે સંવેધ કહે છે—ત્રેવીસના બંધક તિર્યંચને એકવીશ આદિ ઉપર કહી ગયા તે નવે ઉદયસ્થાનકો હોય છે. તેમાં શરૂઆતના ૨૧—૨૪—૨૫—૨૬ એ ચાર ઉદયસ્થાનમાં દરેકમાં પાંચ પાંચ સત્તાસ્થાનકો હોય છે. તે આ—૯૨—૮૮—૮૬ ૮૦—૭૮. આમાંનું અઠ્ઠોતેરનું સત્તાસ્થાન તેઉ વાઉને હોય છે, તેમજ તેઉ વાઉમાંથી ચ્યવી જ્યાં ઉત્પન્ન થાય છે ત્યાં તેઓ જ્યાં સુધી મનુષ્યદ્વિકનો બંધ ન કરે ત્યાં સુધી હોય છે. બાકીના સત્તાવીશ આદિ પાંચ ઉદયસ્થાનમાં અઠ્ઠોતેર સિવાયના ચાર ચાર સત્તાસ્થાનો હોય છે. સત્તાવીશ આદિ પાંચ ઉદયમાં વર્ત્તમાન તિર્યંચો અવશ્ય મનુષ્યદ્વિક બાંધતા હોવાથી તેઓમાં અઠ્ઠોતેરનું સત્તાસ્થાન સંભવતુ નથી. આજ પ્રમાણે પચીસ છવ્વીસ ઓગણત્રીશ અને ત્રીશના બંધકને પણ ઉદયસ્થાન અને સત્તાસ્થાનો કહેવા. માત્ર મનુષ્યગતિ યોગ્ય ૨૯ નો બંધ કરતા તિર્યંચોને પોતાને યોગ્ય સઘળા ઉદયસ્થાનોમાં ૭૮ સિવાયના ચાર ચાર સત્તાસ્થાનો કહેવા. તથા દેવ કે નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશના બંધક પર્યાપ્ત અસંજ્ઞિને ૩૦—૩૧ એ બે ઉદયસ્થાનક હોય છે,અને પર્યાપ્ત અપર્યાપ્તસંજ્ઞિ તિર્યંચને આઠ ઉદયસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે—૨૧—૨૫—૨૬—૨૭—૨૮—૨૯—૩૦—૩૧. તેમાં ૨૧—૨૬—૨૮—૨૯—૩૦ એ પાંચ ઉદયસ્થાનકો પૂર્વબદ્ધાયુ ક્ષાયિક સમ્યગ્દષ્ટિ અને બાવીસની[2] સત્તાવાળા વેદકસમ્યગ્દૃષ્ટિને સમજવા. એક એક ઉદયસ્થાનકે બાણુ અને

૧ જેઓ દેવ કે નરકગતિયોગ્ય બંધ કરે છે તેઓ દેવદ્વિકાદિ ઉવેલતા નથી, પરંતુ જેઓ બંધ નથી કરતા તેઓ જ ઉવેલે છે. એટલે દેવદ્વિક નરકદ્વિક અને વૈક્રિય ચતુષ્કની ઉદ્વલના એકેન્દ્રિયો કરે છે. અને મનુષ્યદ્વિકની ઉદ્વલના તેઉવાઉ જ કરે છે. એટલે તેઓમાં ૮૬—૮૦—૭૮ એ સત્તાસ્થાનકો સંભવે છે અને ત્યાંથી ચ્યવી જેમાં ઉત્પન્ન થાય છે, ત્યાં પણ જ્યાં સુધી ન બાંધે ત્યાં સુધી યથાયોગ્ય રીતે એ ત્રણમાંથી કોઇ પણ સત્તાસ્થાનક હોય છે. એટલે સામાન્ય રીતે તિર્યંચોમાં પાંચે સત્તાસ્થાનકો કહ્યા છે.

૨ આ સત્તાસ્થાન તો યુગલિયામાં હોય છે. કેમ કે સંખ્યાત વર્ષના આયુવાળો મનુષ્ય યુગલિક તિર્યંચનું આયુ બાંધ્યા બાદ ક્ષાયિક ઉત્પન્ન કરી શકે છે, સંખ્યાત વર્ષનું તિર્યંચાયુ બાંધ્યા પછી ઊત્પન્ન કરી શકતો નથી. પરંતુ અહિં એક વિચાર થાય છે કે સંખ્યાત વરસના આયુવાળા તિર્યંચને અપર્યાપ્તાવસ્થામાં કોઇ સમ્યક્ત્વ હોય કે નહિ? કોઇ પણ સ્થળે ૨૪ કે ૨૮ની સત્તાવાળો ક્ષાયોપશમિક સમ્યક્ત્વી તિર્યંચને અપર્યાપ્તાવસ્થામાં દેવગતિનો બંધક લીધો નથી. ઊલટુ ૨૧ કે ૨૨ ની સત્તાવાળો લીધો છે. અને તે તો યુગલિક હોય છે. આ ઉપરથી એમ સમજાય છે કે સંખ્યાત વરસના આયુવાળા તિર્યંચમાં સમ્યક્ત્વ લઈ કોઇ ઉત્પન્ન થતા નથી. પર્યાપ્તા થયા પછી તેઓ ઉપશમ કે ક્ષયોપશમ સમ્યક્ત્વ ઉત્પન્ન કરી શકે છે.

અઠ્ઠાશી એમ બબ્બે સત્તાસ્થાનકો હોય છે. પચીસ અને સત્તાવીસનો ઉદય વૈક્રિય તિર્યંચને હોય છે, ત્યાં પણ ૯૨–૮૮ એ બબ્બે સત્તાસ્થાનો હોય છે. ત્રીશ અને એકત્રીશનો ઉદય સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તા સમ્યગ્દૃષ્ટિ અગર મિથ્યાદૃષ્ટિને હોય છે. એક એક ઉદયે ત્રણ ત્રણ સત્તાસ્થાનો હોય છે. તે આ પ્રમાણે–૯૨–૮૮–૮૬. તેમાં છયાશી મિથ્યાદૃષ્ટિઓને જ હોય છે, સમ્યગ્દૃષ્ટિને હોતું નથી. કારણ કે તેઓને અવશ્ય દેવદ્વિકાદિના બંધનો સંભવ છે. આ પ્રમાણે સર્વ બંધસ્થાન સર્વ ઉદયસ્થાનની અપેક્ષાએ બસો અઢાર સત્તાસ્થાનો થાય છે. તે આ પ્રમાણે–ત્રેવીશ પચ્ચીસ છવ્વીસ ઓગણત્રીશ અને ત્રીશ એ પ્રત્યેક ઉદયસ્થાનકે ચાળીસ ચાલીસ સત્તાસ્થાનકો હોય છે, અને અઠ્ઠાવીશના બંધે અઢાર હોય છે. સરવાળે બસો અઢાર થાય છે.

હવે મનુષ્યગતિના બંધ ઉદય અને સત્તાસ્થાનો કહે છે–મનુષ્યને આઠ બંધસ્થાનો હોય છે. ૨૩–૨૫–૨૬–૨૮–૨૯–૩૦–૩૧–૧. આ સઘળા બંધસ્થાનકોનું સ્વરૂપ પહેલા કહી ગયા છે તે પ્રમાણે સપ્રભેદ સમજવા. કેમકે મનુષ્યો ચારે ગતિ યોગ્ય બંધ કરે છે. અને તેમાં સઘળા ગુણસ્થાનકોનો પણ સંભવ છે. ઉદયસ્થાનકો અગીઆર છે. તે આ–૨૦–૨૧–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦–૩૧–૯–૮. આ સઘળા ઉદયસ્થાનકો સ્વભાવસ્થ મનુષ્ય વૈક્રિયશરીરી અને આહારક શરીરી મનુષ્ય તેમજ તીર્થંકર અતીર્થંકર સયોગિ અયોગિ કેવલી આશ્રયીને પહેલાની જેમ સપ્રભેદ સમજવા. ચોવીસનું ઉદયસ્થાન માત્ર એકેન્દ્રિયોમાં જ હોય છે, માટે અહિં લીધું નથી. સત્તાસ્થાનકો અગીઆર હોય છે. તે આ પ્રમાણે–૯૩–૯૨–૮૯–૮૮–૮૬–૮૦–૭૯–૭૬–૭૫–૯–૮. પૂર્વે જે બાર સત્તાસ્થાન કહ્યાં છે, તેમાંથી મનુષ્યમાં માત્ર અઠ્ઠોતેરનું સત્તાસ્થાન હોતું નથી, કેમકે મનુષ્યને મનુષ્યદ્વિકની સત્તા અવશ્ય હોય છે.

હવે સંવેધ કરે છે—એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસના બંધક મનુષ્યને ૨૧–૨૫–૨૬–૨૭–૨૮ ૨૯–૩૦ એમ સાત ઉદયસ્થાનકો હોય છે. સ્વભાવસ્થ મનુષ્ય અને વૈક્રિયમનુષ્ય ત્રેવીસ બાંધે છે, એટલે તદ્યોગ્ય ઉદયસ્થાનકો ગ્રહણ કર્યા છે. બાકીના કેવલીના અને આહારક સંયતના ઉદયસ્થાનકો અહિં હોતા નથી. (એટલે ત્રેવીસના બંધક સ્વભાવસ્થ મનુષ્યને–૨૧–૨૬–૨૮–૨૯–૩૦ એ પાંચ ઉદયથાનકો અને વૈક્રિય મનુષ્યને ૨૫–૨૭–૨૮–૨૯ એ ચાર ઉદયસ્થાનકો હોય છે. ભાંગા ઉપરોક્ત ઉદયસ્થાનકના પહેલા જે કહ્યા છે તે અહિં સમજવા.) ઉપરોક્ત ઉદયસ્થાનકમાં ૨૫ અને ૨૭નો ઉદય વૈક્રિયશરીરી આશ્રયી સમજવો. એક એક ઉદયસ્થાનકે સત્તાસ્થાનકો ચાર ચાર હોય છે. તે આ પ્રમાણે–૯૨–૮૮–૮૬–૮૦ માત્ર વૈક્રિયશરીરીના દરેક ઉદયસ્થાનકે બાણું અને અઠ્ઠાશી એમ બબ્બે સત્તા-

સ્થાનકો જ જાણવા. બાકીના સત્તાસ્થાનકો કે જે તીર્થંકર ક્ષપકશ્રેણિ કેવલિ અને અન્યગતિ આશ્રયી હોય છે તે અહિં સંભવતા નથી. કારણ કે એકેન્દ્રિય યોગ્ય ત્રેવીસનો બંધ મિથ્યાદૃષ્ટિ જે જ હોય છે માટે ત્યાં સંભવતા જ સત્તાસ્થાનો ગ્રહણ કરવા જોઈયે, જે ઉપર બતાવ્યા છે. સઘળા મળી ચોવીસ સત્તાસ્થાનકો થાય છે. પર્યાપ્ત એકેન્દ્રિય યોગ્ય અને અપર્યાપ્ત વિકલેન્દ્રિયાદિ યોગ્ય પચ્ચીસના બંધકને અને એકેન્દ્રિયયોગ્ય છવ્વીસના બંધકને પણ ઉપર કહ્યા તે પ્રમાણે ઉદયસ્થાનકો અને ઉદયસ્થાનકોમાં સત્તાસ્થાનકો કહેવા. મનુષ્યગતિયોગ્ય ઓગણત્રીશ અને વિકલેન્દ્રિયાદિયોગ્ય ઓગણત્રીશ અને ત્રીશના બંધકને પણ એ પ્રમાણેજ સમજવું. નરકગતિયોગ્ય અઠ્ઠાવીશના બંધક મનુષ્યને ત્રીશનું એકજ ઉદયસ્થાન હોય છે. કેમકે પર્યાપ્ત મિથ્યાદષ્ટિ મનુષ્યજ નરકગતિયોગ્ય બંધ કરે છે. તે વખતે ૯૨–૮૮ અને ૮૯ એમ ત્રણ સત્તાસ્થાનકોમાંથી કોઈ પણ સત્તાસ્થાન હોય છે. દેવગતિયોગ્ય અઠ્ઠાવીશના બંધક મનુષ્યને સાત ઉદયસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે–૨૧–૨૫–૨૬–૨૭–૨૮–૨૯–૩૦. (મિથ્યાદૃષ્ટિ મનુષ્ય તો પર્યાપ્તાવસ્થામાંજ દેવગતિયોગ્ય બંધ કરે છે. પરંતુ સમ્યગ્દૃષ્ટિ મનુષ્ય અપર્યાપ્તાવસ્થામાં પણ દેવગતિયોગ્ય બંધ કરે છે, માટે અપર્યાપ્તાવસ્થા સંભવી પણ ઉદયસ્થાનકો અહિં ગ્રહણ કર્યા છે.) તેમાં એકવીશ અને છવ્વીસનો ઉદય કરણ અપર્યાપ્ત અવિરતિ સમ્યગ્દૃષ્ટિને હોય છે. ૨૫–૨૭–૨૮–૨૯ એ ચાર ઉદય પંચમ ગુણસ્થાન સુધીના વૈક્રિય શરીરી મનુષ્યને હોય છે. ૨૫–૨૭–૨૮–૨૯–૩૦ એ પાંચ ઉદય વૈક્રિયશરીરી સંયત અને આહારકશરીરી સંયતને હોય છે. ૨૮–૨૯ એ બે ઉદય કરણ અપર્યાપ્ત અવિરતિસમ્યગ્દૃષ્ટિને હોય છે, અને ૩૦નો ઉદય સ્વભાવસ્થ સમ્યક્ત્વી કે મિથ્યાત્વી મનુષ્યને હોય છે. એક એક ઉદયસ્થાનકે બબ્બે સત્તાસ્થાનકો હોય છે. તે આ–૯૨–૮૮. માત્ર આહારકસંયતને પોતાના સઘળા ઉદયે બાણુંનુંજ સત્તાસ્થાન હોય છે, અને ત્રીશના ઉદયે વર્તતા મનુષ્યને ચાર સત્તા સ્થાનકો હોય છે. તે આ—૯૨–૮૮–૮૬–૮૯. તેમાંના શરૂઆતના ત્રણ મિથ્યાદૃષ્ટિ મનુષ્યને હોય છે. સમ્યગ્દૃષ્ટિ મનુષ્યને તો શરૂઆતના બેજ હોય છે. નેવ્યાશીનું સત્તાસ્થાન નરકગતિ યોગ્ય અઠ્ઠાવીશ બાંધતા મનુષ્યને હોય છે, જે પહેલા કહ્યું છે. શેષ ત્રણ સત્તાસ્થાનો નરકગતિ યોગ્ય કે દેવગતિ યોગ્ય બંધ કરતા હોય છે. સઘળા મળી અઠ્ઠાવીશના બંધે સોળ સત્તાસ્થાનકો હોય છે. તીર્થંકરનામકર્મ સાથે દેવગતિ યોગ્ય ઓગણત્રીશ પ્રકૃતિના બંધક મનુષ્યને સાત ઉદયસ્થાનકો હોય છે. અને તે અઠ્ઠાવીશના બંધકની જેમ સમજવા. માત્ર અહિં ત્રીશનો ઉદય સમ્યગ્દૃષ્ટિઓને જ કહેવો. સઘળા ઉદયોમાં બબ્બે સત્તાસ્થાનકો હોય છે. તે આ—૯૩–૮૯. માત્ર આહારક સંયતને ત્રાણુંનું જ સત્તાસ્થાન હોય છે. આહારકદ્વિક યુક્ત દેવગતિયોગ્ય ત્રીશનો બંધ કરતા સંયતને ઓગણત્રીશ

અને ત્રીશ એમ બે ઉદયસ્થાન હોય છે. આ ત્રીશનો બંધ અપ્રમત્તે અને અપૂર્વકરણે થાય છે. ત્યાં ત્રીશનો ઉદય તો સ્વભાવસ્થ મનુષ્યને હોય છે. તે વખતે બાણુનું એકજ સત્તાસ્થાન હોય છે. ઓગણત્રીશનો ઉદય તેને હોય છે કે જે સંયત વૈક્રિય કે આહારકશરીર વિકુર્વી તે શરીર યોગ્ય સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત થઈ અંતિમકાળે–ઉદ્યોતનો ઉદય થતા પહેલા અપ્રમત્તે આવે. તેને જ ઉદ્યોતના ઉદયે ત્રીશનું ઉદયસ્થાન થાય છે. આ બંને ઉદયે સત્તાસ્થાન એક બાણુનુંજ હોય છે. જો કે આહારકશરીરી પ્રમત્તસંયત પણ ઓગણત્રીશ અને ત્રીશના ઉદયવાળો હોય છે. પરંતુ તે આહારકદ્વિક બાંધતો નથી, કેમકે ત્યાં તેના બંધનું કારણ વિશિષ્ટ સંયમ નથી. એકત્રીશના [1]બંધક અપ્રમત્ત સંયત અને અપૂર્વકરણવાળાને ત્રીશનું એક ઉદયસ્થાન હોય છે અને ત્રાણુનું એક સત્તાસ્થાન હોય છે. એક યશ:કીર્તિના બંધકને ત્રીશનું એકજ ઉદયસ્થાન હોય છે. સત્તાસ્થાનકો આઠ હોય છે. તે આ—૯૩–૯૨–૮૯–૮૮–૮૦–૭૯–૭૬–૭૫. જે પૂર્વે કહી ગયા છે. સર્વ બંધસ્થાન અને ઉદયસ્થાનની અપેક્ષાએ સત્તાસ્થાનો એકસો ઓગણસાઠ થાય છે. બંધવિચ્છેદ થયા પછી ઉદય અને સત્તાસ્થાનનો પરસ્પર સંવેધ સામાન્ય સંવેધનો વિચાર જે પ્રમાણ કહ્યો છે તે પ્રમાણે સમજવો.

હવે દેવો સંબંધી બંધ ઉદય અને સત્તાસ્થાનોનો વિચાર કરે છે–દેવોને ચાર બંધસ્થાનકો છે. તે આ–૨૫–૨૬–૨૯ ૩૦. તેમાંના પચીસ અને છવ્વીસ એ બે બંધસ્થાન પર્યાપ્ત બાદર પૃથ્વી અપ્ અને પ્રત્યેક વનસ્પતિ યોગ્ય બંધ કરતા હોય છે. અહિં સ્થિરાસ્થિર, શુભાશુભ, અને યશઅપયશના પરાવર્તનવડે આઠ ભંગ થાય છે. છવ્વીસનો બંધ આતપ કે ઉદ્યોત સહિત હોય છે. અહિં સોળ ભાંગા થાય છે. મનુષ્ય અને તિર્યંચગતિ યોગ્ય બાંધતા ઓગણત્રીસનો બંધ સપ્રભેદ પૂર્વની જેમ સમજવો. ઉદ્યોતનામકર્મ યુક્ત તિર્યંચગતિ યોગ્ય બંધ કરતા ત્રીશનો બંધ થાય છે. તેના છેતાલીસસો આઠ ભંગ થાય છે. ત્રીશનો બંધ તીર્થંકરનામકર્મ યુક્ત મનુષ્યગતિયોગ્ય થાય છે. તેના સ્થિરાસ્થિર શુભાશુભ અને યશકીર્ત્તિ અપયશકીર્ત્તિના પરાવર્તન વડે આઠ ભાંગા થાય છે. ઉદયસ્થાનકો છ છે. તે આ–૨૧–૨૫–૨૭–૨૮–૨૯–૩૦. આ ઉદયસ્થાનકો વિસ્તારપૂર્વક પૂર્વે કહ્યા છે, માટે અહિં ફરી કહેતા નથી. સત્તાસ્થાનકો ચાર છે. તે આ–૯૩–૯૨–

૧ તીર્થંકરનામકર્મનો બંધક આહારકશરીરી ૨૯ અને ૩૦ ના ઉદયે અપ્રમત્તે જાય તો તે ઉદયે વર્તતા તેને એકત્રીશ પ્રકૃતિનો બંધ સંભવે છે. પણ અલ્પકાળ માટે કે કોઈકને હોવાથી ન ગ્રહણ કર્યું હોય એમ સમજાય છે. અહિં એકત્રીશના બંધે ત્રીશનું એકજ ઉદયસ્થાન લીધું છે. પ્રમત્ત સંયતે આહારકશરીરીને ૨૯ નો બંધ લીધો છે. તેજ અપ્રમત્તે જાય તો તેને આહારકદ્વિક યુક્ત એકત્રીશનો બંધ સંભવે છે. તત્ત્વ કેવલીગમ્ય.

૮૯–૮૮. બાકીના કોઇપણ સંભવતા નથી. કેમકે ઉપરોક્ત ચાર સીવાયના કેટલાક એકેન્દ્રિય સંબંધી હોય છે, કેટલાએક ક્ષપક સંબંધી હોય છે માટે દેવોને હોતા નથી.

હવે સંવેધ કહે છે—એકેન્દ્રિયયોગ્ય પચીસનો બંધ કરતા દેવોને પોતાના છએ ઉદયસ્થાનમાં બાણુ અને અઠ્ઠાશી એમ બે સત્તાસ્થાનક હોય છે. એ પ્રમાણે છવ્વીસના બંધકને અને તિર્યંચગતિયોગ્ય કે મનુષ્યયોગ્ય ઓગણત્રીશના બંધકને પણ ઉદયસ્થાનકો અને સત્તાસ્થાનકો હોય છે. ઉદ્યોત સહિત તિર્યંચ પંચેન્દ્રિય-યોગ્ય ત્રીશનો બંધ કરતા પણ એજ ઉદયસ્થાનકો અને સત્તાસ્થાનકો હોય છે. તીર્થંકરનામકર્મ સહિત મનુષ્યગતિયોગ્ય ત્રીશનો બંધ કરતા પોતાના છ એ ઉદયસ્થાનકમાં ત્રાણુ કે નેવ્યાશી એ બેમાંથી કોઈપણ સત્તાસ્થાન હોય છે. સઘળા મળી સાઠ સત્તાસ્થાન થાય છે. આ પ્રમાણે ગતિ માટે બંધાદિ સ્થાનોનો વિચાર કર્યો. ૧૨૯

હવે ઇન્દ્રિયોમાં બંધાદિ સ્થાનકો કહે છે—

**इगि विगले पण बंधा अडवीसूणा उ अट्ठ इयरंमि।**
**पंच छ एक्कारुदया पण पण बारस उ संताणि ॥१३०॥**

**एकेन्द्रिये विकले पञ्च बन्धा अष्टाविंशत्यूनास्त्वष्टेतरस्मिन्।**
**पञ्चषडेकादशोदयाः पञ्च पञ्च द्वादश तु सत्स्थानानि ॥१३०॥**

અર્થ—એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયમાં અટ્ઠાવીશ ન્યૂન પાંચ પાંચ બંધ-સ્થાનકો છે. ઇતર–પંચેન્દ્રિયમાં આઠે બંધસ્થાનકો હોય છે. તથા અનુક્રમે પાંચ છ અને અગીઆર ઉદયસ્થાનકો, અને પાંચ પાંચ અને બાર સત્તાના સ્થાનકો હોય છે.

ટીકાનુ૦—એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયોમાં અઠ્ઠાવીશ સિવાયના ત્રેવીસ આદિ પાંચ પાંચ બંધસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે ૨૩–૨૫–૨૬–૨૯–૩૦. એકે-ન્દ્રિયથી ચઉરિન્દ્રિય સુધીના આત્માઓ માત્ર મનુષ્ય અને તિર્યંચગતિ યોગ્ય જ બંધ કરતા હોવાથી ઉપરોક્ત બંધસ્થાનકોમાંથી દેવગતિયોગ્ય ઓગણત્રીશ અને ત્રીશ તેમજ મનુષ્યગતિયોગ્ય તીર્થંકરનામ સહિત ત્રીશનું બંધસ્થાન અને તેના ભાંગાએ વર્જીને શેષ મનુષ્ય તિર્યંચગતિ યોગ્ય સઘળા ઉપરના બંધસ્થાનકોનો અને તે તે બંધસ્થાનકના થતા ભાંગાઓનો બંધ કરે છે. તેનું વિવેચન પહેલા કરી ગયા છે, માટે ત્યાંથી જોઈ લેવું.

તથા પંચેન્દ્રિય માર્ગણાએ આઠે બંધસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે–૨૩–૨૫–૨૬–૨૮–૨૯–૩૦–૩૧–૧. પંચેન્દ્રિયમાં ચારે ગતિના જીવોનો સમાવેશ

થાય છે, અને તેઓ યોગ્યતા પ્રમાણે ઉપરના બંધસ્થાનકો બાંધે છે, એટલે સર્વ ગતિયોગ્ય એ સઘળા બંધસ્થાનકો અને તેના ભાંગાઓ પૂર્વે જે પ્રમાણે કહી ગયા છે, તે પ્રમાણે બરાબર અહિં પંચેન્દ્રિય માર્ગણામાં કહી જવા.

હવે ઇન્દ્રિયમાર્ગણામાં ઉદયસ્થાનકો કહે છે—એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિયમાં અનુક્રમે પાંચ છ અને અગીઆર ઉદયસ્થાનકો હોય છે. તેમાં એકેન્દ્રિયોને પાંચ ઉદયસ્થાનકો આ પ્રમાણે છે—૨૧-૨૪-૨૫-૨૬-૨૭. આ સઘળા ઉદયસ્થાનકો પહેલા કહી ગયા છે, તે પ્રમાણે કહેવા. વિકલેન્દ્રિયોને ૨૧-૨૬-૨૮-૨૯-૩૦-૩૧ એ પ્રમાણે છ ઉદયસ્થાનકો હોય છે. આ ઉદયસ્થાનકોને પણ પહેલાની જેમ કહેવા. પંચેન્દ્રિયોને ૨૦-૨૧-૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૦-૩૧-૮-૯ એ પ્રમાણે અગીઆર ઉદયસ્થાનકો હોય છે. ચોવીસનું ઉદયસ્થાનક માત્ર એકેન્દ્રિયમાં જ હોય છે, એટલે તેને વર્જ્યું છે. મનુષ્યાદિ ભિન્નભિન્ન ગતિમાં પહેલા જે પ્રમાણે ઉદયસ્થાનકો કહી ગયા છે, તે પ્રમાણે તે સઘળા અહિં કહી જવાના છે. ઉદયસ્થાનકો અને તેના કુલ ભાંગામાંથી એકેન્દ્રિય અને વિકલેન્દ્રિય સંબંધી ઉદયસ્થાનકો અને તેના ભાંગાઓ વર્જીને શેષ સઘળા ઉદયસ્થાનકો અને ભાંગાઓ પંચેન્દ્રિયમાં સંભવે છે.

હવે સત્તાસ્થાનકોનો વિચાર કરે છે—એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિયમાં અનુક્રમે પાંચ પાંચ અને બાર સત્તાસ્થાનકો હોય છે. તેમાં એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયોને આ પ્રમાણે હોય છે—૯૨-૮૮-૮૬-૮૦-૭૮. તથા પંચેન્દ્રિયોમાં ત્રાણુ આદિ બારે સત્તાસ્થાનકો હોય છે, અને તેને પૂર્વે કહ્યા તે પ્રમાણે કહેવાના છે. ૧૩૦

હવે જીવસ્થાનકોમાં બંધ ઉદય અને સત્તસ્થાનકોને પ્રતિપાદન કરવા ઇચ્છતા પહેલા જ્ઞાનાવરણીય દર્શનાવરનીય અને અંતરાયના બંધાદિ સ્થાનકોનું પ્રતિપાદન કરે છે—

**नाणंतरायदंसण बंधोदयसंत भंग जे मिच्छे ।**
**ते तेरसठाणेसुं सण्णिम्मि गुणासिया सव्वे ॥१३१॥**

**ज्ञानान्तरायदर्शनानां बन्धोदयसत्सु भङ्गा ये मिथ्यात्वे ।**
**ते त्रयोदशसु संज्ञिनि गुणाश्रिताः सर्व्वे ॥१३१॥**

અર્થ—જ્ઞાનાવરણીય અંતરાય અને દર્શનાવરણીયના બંધ ઉદય અને સત્તાના જે ભાંગા મિથ્યાત્વે કહ્યા છે, તે સઘળા તેરે જીવભેદોમાં હોય છે. અને સંજ્ઞિમાં ગુણસ્થાનાશ્રિત સઘળા હોય છે.

ટીકાનુ૦—જ્ઞાનાવરણીય અંતરાય અને દર્શનાવરણીયના જે ભાંગા મિથ્યા-

દષ્ટિને કહ્યા છે, તેજ સઘળા પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિય સિવાયના શેષ તેરે જીવસ્થાનકોમાં હોય છે. તેમા જ્ઞાનાવરણીય અને અંતરાય એ દરેકનો 'પાંચનો બંધ, પાંચનો ઉદય પાંચની સત્તા' રૂપ હોય છે. કેમકે એ બંને કર્મોનો ધ્રુવબંધ ધ્રુવઉદય અને ધ્રુવસત્તા છે. તથા દર્શનાવરણીયકર્મના 'નવનો બંધ ચારનો ઉદય નવની સત્તા, નવનો બંધ પાંચનો ઉદય નવની સત્તા' એ બે ભંગ હોય છે. (આ જીવસ્થાનકોમાં વધારેમાં વધારે બે ગુણસ્થાનકો હોય છે, એટલે ઉપર કહ્યા તેજ ભંગ તેઓમાં સંભવે છે. સંજ્ઞિ અપર્યાપ્તામાં ચોથું ગુણસ્થાનક હોય છે અને તેને દર્શનાવરણીય કર્મનો અન્ય ભંગ પણ ઘટે છે. પરંતુ તે કરણ અપર્યાપ્તાને. અહિં લબ્ધિઅપર્યાપ્તાની વિવક્ષા છે, એટલે ઉપર કહ્યા તેજ ભાંગા સંભવે છે.) તથા સંજ્ઞિ પર્યાપ્તાને પાછળ ગુણસ્થાનકોમાં જે ભાંગાઓ કહ્યા તે સઘળા અન્યૂનાતિરિક્ત સમજવા. કેમકે સંજ્ઞિને સઘળા ગુણસ્થાનકો હોય છે. ૧૩૧

હવે વેદનીય અને ગોત્રકર્મના ભાંગા કહે છે—

**तेरससु वेयणीयस्स आइमा हाति भगया चउरो।**
**निच्चुदय तिण्णि गोए सव्वे दोण्हंपि सण्णिस्स ॥१३२॥**

**त्रयोदशसु वेदनीयस्यादिमा भवन्ति भङ्गकाश्चत्वारः।**
**नीचैरुदये त्रीणि गोत्रस्य सर्वे द्वयोरपि संज्ञिनि ॥१३२॥**

અર્થ—વેદનીયકર્મના આદિના ચાર ભાંગા અને ગોત્રકર્મના નીચના ઉદયવાળા ત્રણ ભાંગા તેર જીવભેદમાં હોય છે. સંજ્ઞિમાં બંને કર્મના સઘળા ભાંગા હોય છે.

ટીકાનુ૦—સંજ્ઞિપર્યાપ્ત સિવાયના તેર જીવસ્થાનકોમાં વેદનીયકર્મના આદિના ચાર ભાંગા હોય છે. અને તે આ પ્રમાણે—૧ અસાતાનો બંધ અસાતાનો ઉદય સાતા અસાતા બંનેની સત્તા, ૨ અસાતાનો બંધ સાતાનો ઉદય બંનેની સત્તા, ૩ સાતાનો બંધ અસાતાનો ઉદય બંનેની સત્તા, ૪ સાતાનો બંધ સાતાનો ઉદય બંનેની સત્તા. તથા તેજ તેર જીવસ્થાનકોમાં ગોત્રકર્મના નીચગોત્રના ઉદયથી થતા ત્રણ ભાંગા હોય છે. તે આ પ્રમાણે—૧ નીચગોત્રનો બંધ નીચગોત્રનો ઉદય નીચગોત્રની સત્તા, આ ભંગ તેઉ વાઉકાયમાં હોય છે. અથવા તેઉવાઉમાંથી નીકળી અન્ય તિર્યંચોમાં ઉત્પન્ન થયેલાને ઉચ્ચ ન બાંધે ત્યાંસુધી હોય છે. ૨ નીચનો બંધ નીચનો ઉદય નીચ ઉચ્ચ બંનેની સત્તા, ૩ ઉચ્ચગોત્રનો બંધ નીચનો ઉદય બંનેની સત્તા. આ સિવાય અન્ય કોઇ ભાંગા સંભવતા નથી, કેમકે ઉપરોક્ત તેરે જીવસ્થાનકમાં ઉચ્ચગોત્રનો ઉદય હોતો નથી. સંજ્ઞિ પંચે-

ન્દ્રિયને તો પહેલા જે પ્રમાણે કહ્યા છે, તે પ્રમાણે વેદનીય અને ગોત્રકર્મના સઘળા ભાંગા હોય છે. કેમકે સંજ્ઞિમાં સઘળા ગુણસ્થાનકોનો સંભવ છે. ૧૩૨

હવે ગુણસ્થાનકોમાં આયુના ભાંગા કહે છે—

**तिरिउदए नव भंगा जे ते सव्वे असण्णि पज्जत्ते।**
**नारयसुरचउभंगायरहिया इगिविगलदुविहाणं ॥१३३॥**

**तिर्यगायुरुदये नवभंगा ये ते सर्वे असंज्ञिनि पर्याप्ते।**
**नारकसुरचतुर्भङ्गकरहिता एकविकलानां द्विविधानाम् ॥१३३॥**

અર્થ—તિર્યગાયુનો ઉદય છતા જે નવ ભાંગા કહ્યા છે, તે સઘળા અસંજ્ઞિ પર્યાપ્તામાં હોય છે. તથા પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયોમાં નારક અને દેવના ચાર ભંગ વિના પાંચ ભંગ હોય છે.

ટીકાનુ૦—તિર્યંચાયુનો ઉદય છતા એટલે કે તિર્યંચોને આયુના બંધકાળ પહેલાનો એક, આયુના બંધકાળના ચાર અને બંધ પછીના ચાર એ પ્રમાણે જે નવ ભાંગા કહ્યા છે, તે સઘળા અસંજ્ઞિ પંચેન્દ્રિયોમાં હોય છે. કેમકે તેઓ ચારે ગતિયોગ્ય બંધ કરે છે. તથા તેજ નવ ભાંગામાંથી નારકી અને દેવાયુના બંધકાળનો એક એક અને બંધ પછીનો એક એક કુલ ચાર ભાંગા વર્જીને શેષ પાંચ ભાંગા પર્યાપ્ત અપર્યાપ્ત એકેન્દ્રિય અને વિકલેન્દ્રિયોમાં હોય છે. કેમકે એકેન્દ્રિયો અને વિકલેન્દ્રિયો દેવ-નારકાયુનો બંધ કરતા નથી, પરંતુ મનુષ્ય-તિર્યંચાયુનોજ બંધ કરે છે. એટલે બંધકાળ પહેલાનો એક, મનુષ્યાયુ અને તિર્યંચાયુના બંધકાળનો એક એક અને તે બંને આયુના બંધકાળ પછીનો એક એક કુલ પાંચ ભાંગા જ થાય છે. ૧૩૩

શેષ જીવભેદોમાં આયુના ભંગ કહે છે—

**असण्णि अपज्जत्ते तिरिउदए पंच जह उ तह मणुए।**
**मणपज्जत्ते सव्वे इयरे पुण दस उ पुव्वुत्ता ॥१३४॥**

**असंज्ञिन्यपर्याप्ते तिर्यगायुरुदये पञ्च यथा तु तथा मनुजे।**
**मनःपर्याप्ते सर्वे इतरस्मिन् पुनः दश तु पूर्वोक्ताः ॥१३४॥**

અર્થ—તિર્યંચાયુનો ઉદય છતા જેમ પહેલા પાંચ ભાંગા કહ્યા તેમ પાંચ ભાંગા અસંજ્ઞિ અપર્યાપ્તા તિર્યંચ અને મનુષ્યમાં હોય છે. પર્યાપ્ત સંજ્ઞિમાં સઘળા ભાંગા હોય છે, અને ઇતર-અપર્યાપ્ત સંજ્ઞિમાં પૂર્વોક્ત દશ ભાંગા હોય છે

ટીકાનુ૦—તિર્યંચાયુનો ઉદય છતા પૂર્વની ગાથામાં એકેન્દ્રિયાદિમાં જે પાંચ

ભાંગા કહ્યા તેજ અન્યૂનાતિરિક્ત પાંચ ભાંગા અસંજ્ઞિ અપર્યાપ્ત તિર્યંચ અને અસંજ્ઞિ મનુષ્યમાં સમજવા. કારણ કે અપર્યાપ્ત અસંજ્ઞિ તિર્યંચ અને સંમૂર્ચ્છિમ મનુષ્ય મનુષ્યાયુ અને તિર્યગાયુનોજ બંધ કરે છે. તથા સંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્તામાં આયુના અઠ્ઠાવીશે ભાંગા હોય છે. કારણ કે તેઓ ચારે ગતિમાં હોય છે, અને ચારે ગતિયોગ્ય બંધ કરે છે. ઈતર સંજ્ઞિ અપર્યાપ્તામાં મનુષ્ય આશ્રયી પાંચ અને તિર્યંચ આશ્રયી પાંચ સઘળા મળી દશ ભાંગા હોય છે. કેમકે લબ્ધિ અપર્યાપ્તા સંજ્ઞિ મનુષ્યાયુ અને તિર્યંચાયુનોજ બંધ કરે છે, એટલે બંધ પહેલાનો એક, બંધકાળના બે આયુનો બંધ થતો હોવાથી બે, અને બંધકાળ પછીના બે કુલ પાંચ ભંગ મનુષ્યના અને પાંચ તિર્યંચના સઘળા મળી દશ ભાંગા થાય છે. દેવો અને નારકીઓ લબ્ધિ અપર્યાપ્તા હોતા નથી તેમજ તેઓ અપર્યાપ્તાવસ્થામાં આયુનો બંધ પણ કરતા નથી. એટલે તેઓનો અપર્યાપ્તાવસ્થામાંનો બંધકાળ પહેલાનો એક એક ભંગ લઈયે તો સંજ્ઞિ અપર્યાપ્તામાં બાર ભંગ હોય છે. ગાથામાં ગ્રહણ કરેલ **तु** શબ્દથી એ બે ભંગ લીધા છે. ૧૩૪

આ પ્રમાણે જીવસ્થાનોમાં આયુના બંધાદિ સ્થાનો બતાવીને હવે મોહનીયના બંધાદિ બતાવે છે—

**बंधोदयसंताइं पुण्णाइं सण्णिणो उ मोहस्स ।**
**बायरविगलासण्णिसु पज्जेसु दु आइमा बंधा ॥१३५॥**

**बन्धोदयसन्ति पूर्णानि संज्ञिनस्तु मोहस्य ।**
**बादरविकलासंज्ञिषु पर्याप्तेषु द्वावादिमौ बन्धौ ॥१३५॥**

અર્થ—સંજ્ઞિમાં મોહનીયકર્મના સઘળા બંધ ઉદય અને સત્તાના સ્થાનકો હોય છે. બાદર એકેન્દ્રિય વિકલેન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય પર્યાપ્તામાં આદિના બે બંધસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—મોહનીયકર્મના સઘળા બંધસ્થાનકો સઘળા ઉદયસ્થાનકો અને સઘળા સત્તાના સ્થાનકો તથા તેના ભાંગા પહેલા જેમ કહી ગયા છે તે પ્રમાણે અન્યૂનાતિરિક્ત પર્યાપ્ત સંજ્ઞિ પંચેન્દ્રિયમાં હોય છે. કેમકે પર્યાપ્ત સંજ્ઞિમાં સઘળા ગુણસ્થાનકો હોય છે, એટલે ગુણસ્થાનક આશ્રયી સંભવતા સઘળા બંધાદિ સ્થાનકો અને તેના ભાંગાઓ તેમાં હોય છે. તથા બાદર એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચઉરિન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિય પર્યાપ્તામાં બાવીશ અને એકવીશ એમ બે બંધસ્થાન હોય છે. તેમાં બાવીશનો બંધ મિથ્યાદૃષ્ટિને, અને એકવીશનો બંધ સાસ્વાદનગુણસ્થાનકે હોય છે. આ જીવોમાં સાસ્વાદન ગુણસ્થાન પર્યાપ્ત-

નામકર્મના ઉદયવાળાને કરણ અપર્યાપ્તાવસ્થામાં સંભવે છે. એટલે તે ગુણસ્થાનક આશ્રયી એકવીશનું બંધસ્થાન ગ્રહણ કર્યું છે. ૧૩૫

**अट्ठसु बावीसोच्चिय बंधो अट्ठाइ उदय तिण्णेव ।**
**सत्तगजुया उ पंचसु अडसत्तछव्वीस संतंमि ॥१३६॥**

**अष्टसु द्वाविंशतिरेव बन्धोऽष्टादय उदयास्त्रय एव ।**
**सप्तकयुतास्तु पञ्चसु अष्टसप्तषड्विंशतयः सन्ति ॥१३६॥**

અર્થ—આઠ જીવસ્થાનકોમાં બાવીસનો બંધ અને આઠ આદિ ત્રણ ઉદયસ્થાનકો હોય છે. તથા પાંચ જીવભેદમાં સાત સહિત ચાર ઉદયસ્થાનકો હોય છે. તે તેરે જીવભેદોમાં અઠ્ઠાવીશ સત્તાવીશ અને છવ્વીસ એમ ત્રણ સત્તાસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—પર્યાપ્ત અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિય, અપર્યાપ્ત બાદર એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અસંજ્ઞિ પંચેન્દ્રિય અને સંજ્ઞિ પંચેન્દ્રિય એ આઠ જીવસ્થાનોમાં મોહનીયકર્મનું બાવીશનું એક જ બંધસ્થાન હોય છે. અને તે સપ્રભેદ પહેલાની જેમ કહેવું. એટલે કે બાવીશના બંધસ્થાનકના ત્રણ વેદ અને યુગલના ફેરફારે જે છ ભેદ પહેલા કહ્યા છે, તે અહિં પણ કહેવા. તથા એજ આઠ જીવસ્થાનોમાં દરેકમાં આઠ નવ અને દશ એમ ત્રણ ત્રણ ઉદયસ્થાનકો હોય છે. આ જીવસ્થાનોમાં અનંતાનુબંધિના ઉદય વિનાનું સાતનું ઉદયસ્થાન હોતું નથી, કારણ કે તેઓને અવશ્ય અનંતાનુબંધિ કષાયનો ઉદય હોય છે. ઉપરોક્ત આઠ અને નવ એમ બે ઉદયસ્થાન પણ અનંતાનુબંધિના ઉદયયુક્તજ લેવાના છે. વળી તેઓને ત્રણ વેદમાંથી નપુંસકવેદજ ઉદયમાં હોય છે, સ્ત્રી પુરૂષવેદ ઉદયમાં હોતા નથી. એટલે આઠના ઉદયે ચાર કષાય અને યુગલના ફેરફારે આઠ ભંગ, ભય કે જુગુપ્સા ભેળવતા નવના ઉદયે સોળ અને દશના ઉદયે આઠ એ પ્રમાણે બત્રીશ બત્રીશ ભંગ એ દરેકમાં થાય છે. તથા પર્યાપ્ત બાદર એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિપંચેન્દ્રિય એ પાંચ જીવસ્થાનકોમાં પૂર્વોક્ત ત્રણ ઉદયસ્થાન સાથે સાતનું ઉદયસ્થાન જોડતા ચાર ચાર ઉદયસ્થાનકો હોય છે. એટલે કે ઉપરોક્ત પાંચ જીવસ્થાનકોમાંના દરેકને ચાર ચાર ઉદયસ્થાનકો હોય છે. તે આ પ્રમાણે—૭-૮-૯-૧૦. આ જીવસ્થાનોમાં મિથ્યાદષ્ટિ અને સાસ્વાદન એમ બે ગુણસ્થાન હોય છે. તેમાં મિથ્યાદષ્ટિને આઠ નવ અને દશ એમ ત્રણ ઉપર કહ્યા તે પ્રમાણે ઉદયસ્થાનો હોય છે. અને સાસ્વાદને મિથ્યાત્વનો ઉદય નહિ હોવાથી સાત આઠ અને નવ એમ ત્રણ ઉદયસ્થાનકો હોય છે. અહિં ઉપરોક્ત જીવસ્થાનોમાં ત્રણ વેદમાંથી એક નપુંસકવેદજ

ઉદયમાં હોય છે, તેથી ચોવીશીના સ્થાને આઠ આઠ ભાંગાજ થાય છે. એટલે મિથ્યાદષ્ટિ અને સાસ્વાદન ગુણસ્થાનકે ત્રણ ત્રણ ઉદયસ્થાનકના મળી બત્રીસ બત્રીસ ભાંગા થાય છે.

તથા એજ પૂર્વોક્ત આઠ અને પાંચ કુલ તેરે જીવસ્થાનમાં ત્રણ ત્રણ સત્તાસ્થાનો હોય છે. તે આ–૨૮–૨૭-૨૬. ગાથામાં ગ્રહણ કરેલ **તુ** શબ્દ અધિક અર્થનો સૂચક હોવાથી સાસાદનભાવમાં વર્તતા બાદરએકેન્દ્રિયાદિ પાંચ જીવસ્થાનકોમાં માત્ર અઠ્ઠાવીશનું એકજ સત્તાસ્થાન હોય છે. તથા કરણ અપર્યાપ્ત કેટલાએક સંજ્ઞિમાં સત્તરનું બંધસ્થાનક છ આદિ ચાર ઉદયસ્થાનકો અને ચોવીસ આદિ સત્તાસ્થાનો હોય છે, એ અર્થ અધિક સમજવો. કેમકે કરણ અપર્યાપ્ત સંજ્ઞિને ચોથું ગુણસ્થાનક પણ હોય છે, એટલે તેઓમાં સત્તરનો બંધ, છ સાત આઠ અને નવ એમ ચાર ઉદય અને અઠ્ઠાવીશ ચોવીશ બાવીશ અને એકવીશ એમ ચાર સત્તાસ્થાનકો સંભવે છે. આ સઘળા બંધસ્થાનક ઉદયસ્થાનક અને સત્તાસ્થાનકોનું સ્વરૂપ વિગેરે પહેલા આવી ગયું છે, તે પ્રમાણે અહિં સમજવાનું છે. ૧૩૬

આ પ્રમાણે જીવસ્થાનકોમાં મોહનીયકર્મના બંધ ઉદય અને સત્તાના સ્થાનકો કહ્યા. હવે નામકર્મના સંબંધે કહે છે—

**सण्णिम्मि अट्ठसण्णिम्मि छाइमा तेऽट्ठवीस परिहीणा ।**
**पज्जत्तविगलबायरसुहुमेसु तहा अपज्जाणं ॥१३७॥**

**संज्ञिन्यष्टावसंज्ञिनि षडादिमास्तेऽष्टाविंशति परिहीनाः ।**
**पर्याप्तविकलबादरसूक्ष्मेषु तथा अपर्याप्तेषु ॥१३७॥**

અર્થ—સંજ્ઞિમાં આઠે બંધસ્થાનકો હોય છે. અસંજ્ઞિમાં આદિના છ હોય છે. અને અઠ્ઠાવીશ સિવાયના પર્યાપ્ત અપર્યાપ્ત વિકલેન્દ્રિય અને બાદર સૂક્ષ્મ એકેન્દ્રિયમાં હોય છે.

ટીકાનુ૦—પર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિયમાં નામકર્મના આઠે બંધસ્થાનકો હોય છે. અને તે સઘળા ભાંગા સાથે જે રીતે પહેલા કહી ગયા છે તે પ્રમાણે અહિં કહેવા. પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયમાં આદિના છ બંધસ્થાનકો હોય છે, અને તે આ પ્રમાણે–૨૩–૨૫–૨૬–૨૮–૨૯–૩૦. પર્યાપ્ત અસંજ્ઞિ પંચેન્દ્રિયો દેવ અને નરકગતિ યોગ્ય બંધ કરે છે, એટલે તેઓને અઠ્ઠાવીશનું બંધસ્થાન પણ હોય છે. ઉપરોક્ત અઠ્ઠાવીશ સિવાયના પાંચ બંધસ્થાનકો પર્યાપ્ત અપર્યાપ્ત વિકલેન્દ્રિય અને બાદર સૂક્ષ્મ એકેન્દ્રિયોમાં હોય છે. કેમકે તેઓ માત્ર મનુષ્ય અને તિર્યંચ એમ બે ગતિ યોગ્યજ બંધ કરે છે. લબ્ધિ અપર્યાપ્ત અસંજ્ઞિ સંજ્ઞિમાં પણ ઉપર

કહ્યા તેજ પાંચ પાંચ બંધસ્થાનકો હોય છે. કારણકે લબ્ધિ અપર્યાપ્તા સઘળા જીવો તિર્યંચ અને મનુષ્યગતિયોગ્યજ કર્મનો બંધ કરે છે, દેવ નરકગતિયોગ્ય કર્મનો બંધ કરતા નથી માટે લબ્ધિ અપર્યાપ્ત અસંજ્ઞિ સંજ્ઞિમાં પાંચ પાંચ બંધસ્થાનકજ હોય છે, તે પહેલા કહ્યા છે તે પ્રમાણે સપ્રભેદ સમજી લેવા. (કરણ અપર્યાપ્તા સંજ્ઞિ ચોથે ગુણસ્થાનકે દેવગતિયોગ્ય બંધ કરે છે, અને અપર્યાપ્તાવસ્થામાં નરકગતિ યોગ્ય બંધ થતો નથી એ હકીકત પહેલા કહી ગયા છે.) ૧૩૭

આ પ્રમાણે જીવસ્થાનોમાં નામકર્મના બંધસ્થાનકો કહ્યા હવે ઉદયસ્થાનોનું પ્રતિપાદન કરતા કહે છે—

**इगवीसाई दो चउ पण उदया अपज्जसुहुमबाराणं।**
**सण्णिस्स अचउवीसा इगिछडवीसाइ सेसाणं ॥१३८॥**

**एकविंशत्याद्यौ द्वौ चत्वारः पञ्चोदया अपर्याप्तसूक्ष्मबादरेषु।**
**संज्ञिन्यचतुर्विंशतय एकषड्विंशत्यादयः शेषेषु ॥१३८॥**

અર્થ—એકવીશ આદિ બે ચાર અને પાંચ ઉદયો અનુક્રમે સઘળા અપર્યાપ્ત, સૂક્ષ્મપર્યાપ્ત અને બાદર પર્યાપ્ત એકેન્દ્રિયમાં હોય છે. સંજ્ઞિમાં ચોવીસ સિવાયના સઘળા હોય છે, અને શેષ ભેદોમાં એકવીશ અને છવ્વીસ આદિ ઉદયો હોય છે.

ટીકાનુ૦—સઘળા (લબ્ધિ) અપર્યાપ્તાઓને પોતપોતાના શરૂઆતના એકવીશ આદિ બબ્બે ઉદયસ્થાનકો હોય છે. તેમાં અપર્યાપ્ત સૂક્ષ્મ અને બાદર એકેન્દ્રિયને એકવીશ અને ચોવીશ એમ બે ઉદય હોય છે. તેમાં સૂક્ષ્મ અપર્યાપ્તાને ઉદય પ્રાપ્ત એકવીશ પ્રકૃતિઓ આ પ્રમાણે છે-તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વી તૈજસ કાર્મણ અગુરુલઘુ વર્ણાદિચતુષ્ક એકેન્દ્રિયજાતિ સ્થાવર સૂક્ષ્મ અપર્યાપ્ત સ્થિરાસ્થિર શુભાશુભ દુર્ભગ અનાદેય અપયશકીર્ત્તિ અને નિર્માણ આ એકવીશ પ્રકૃતિઓનો ઉદય વિગ્રહગતિમાં વર્ત્તમાન અપર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયોને હોય છે. અહિં ભાંગો એકજ થાય છે. અપર્યાપ્તાઓને પરાવર્ત્તમાન પરસ્પર વિરોધિની શુભ પ્રકૃતિઓના ઉદયનો અભાવ છે માટે. બાદર અપર્યાપ્તાને પણ આજ એકવીશ પ્રકૃતિ વિગ્રહગતિમાં ઉદયમાં હોય છે. માત્ર સૂક્ષ્મનામના સ્થાને બાદરનામ કહેવું. અહિં પણ એકજ ભંગ થાય છે. સૂક્ષ્મ અને બાદર બંને અપર્યાપ્ત શરીરસ્થ એકેન્દ્રિયને ઉપરોક્ત એકવીશમાં ઔદારિકશરીર હુંડસંસ્થાન ઉપઘાતનામ અને પ્રત્યેક કે સાધારણમાંથી એક એમ ચાર ઉમેરતા અને તિર્યંચાનુપૂર્વી દૂર કરતા ચોવીસનો ઉદય થાય છે. અહિં સૂક્ષ્મઅપર્યાપ્તના પ્રત્યેક અથવા સાધારણ સાથે

બે ભંગ થાય છે. એજ પ્રમાણે બાદર અપર્યાપ્તના પણ બે ભંગ થાય છે. આ પ્રમાણે સૂક્ષ્મ અપર્યાપ્તાના તેમજ બાદર અપર્યાપ્તાના પોતપોતાના ઉદયના ત્રણ ત્રણ ભંગ થાય છે. તથા વિકલેન્દ્રિય અસંજ્ઞિ અને સંજ્ઞિ અપર્યાપ્તાને એકવીશ અને છવ્વીસ એમ બે ઉદયસ્થાન હોય છે. તેમાં અપર્યાપ્ત બેઇન્દ્રિયને ઉદય પ્રાપ્ત એકવીશ પ્રકૃતિઓ આ પ્રમાણે છે–તૈજસ કાર્મણ અગુરૂલઘુ નિર્માણ સ્થિરાસ્થિર શુભાશુભ વર્ણાદિચતુષ્ક તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વી બેઇન્દ્રિયજાતિ ત્રસ બાદર અપર્યાપ્ત દુર્ભગ અનાદેય અને અપયશ. આ એકવીશ પ્રકૃતિનો ઉદય વિગ્રહ-ગતિમાં વર્ત્તમાન બેઇન્દ્રિયને હોય છે. પરાવર્ત્તમાન સઘળી પ્રકૃતિઓ અશુભ હોવાથી અહિં એકજ ભંગ થાય છે. શરીરસ્થ અપર્યાપ્ત બેઇન્દ્રિયને એકવીશમાં ઔદારિકશરીર ઔદારિકઅંગોપાંગ હુંડસંસ્થાન સેવાર્ત્તસંઘયણ ઉપઘાત અને પ્રત્યેક એ છ પ્રકૃતિઓ ઉમેરતા અને તિર્યંચાનુપૂર્વી દૂર કરતા છવ્વીસનો ઉદય થાય છે. અહિં પણ એકજ ભંગ થાય છે. એ રીતે અપર્યાપ્ત બેઇન્દ્રિયના પોતાના બે ઉદયસ્થાનના બેજ ભંગ થાય છે. એ પ્રમાણે અપર્યાપ્ત ત્રીન્દ્રિય ચૌરિન્દ્રિય અસંજ્ઞિપંચેન્દ્રિય અને સંજ્ઞિપંચેન્દ્રિય માટે પણ સમજવું. માત્ર જાતિનામકર્મ બદલવું. જેમકે ત્રીન્દ્રિયને ત્રીન્દ્રિયજાતિનામ, ચૌરીન્દ્રિયને ચૌરીન્દ્રિય જાતિનામ ઇત્યાદિ કહેવું. દરેકને પોતપોતાના બબ્બે ઉદયસ્થાન આશ્રયી બબ્બે ભંગ કહેવા. માત્ર અપર્યાપ્ત સંજ્ઞિને ચાર કહેવા. કારણકે અપર્યાપ્ત સંજ્ઞિ મનુષ્ય છે, તેમ તિર્યંચ પણ છે. એટલે દરેકના બબ્બે ભંગ ગ્રહણ કરતા ચાર ભંગ થાય છે. (આ રીતે અપર્યાપ્ત અસંજ્ઞિના પણ ચાર ભંગ થઈ શકે છે. કેમકે જેમ અપ-ર્યાપ્ત અસંજ્ઞિ તિર્યંચ છે, તેમ અપર્યાપ્ત અસંજ્ઞિ મનુષ્ય પણ છે.)

તથા પર્યાપ્ત સૂક્ષ્મ એકેન્દ્રિયોને ચાર ઉદયસ્થાનો હોય છે. અને તે આ પ્રમાણે–૨૧–૨૪–૨૫–૨૬. તેમાં એકવીશ પ્રકૃતિનો ઉદય આ પ્રમાણે છે–તૈજસ કાર્મણ અગુરૂલઘુ સ્થિરાસ્થિર શુભાશુભ વર્ણાદિચતુષ્ક નિર્માણ તિર્યંચગતિ તિર્યંચા-નુપૂર્વી એકેન્દ્રિયજાતિ સ્થાવર સૂક્ષ્મ પર્યાપ્ત દુર્ભગ અનાદેય અને અપયશ આ એકવીશ પ્રકૃતિઓનો ઉદય વિગ્રહગતિમાં વર્ત્તમાન સૂક્ષ્મ પર્યાપ્ત એકેન્દ્રિયને હોય છે. અહિં પ્રતિપક્ષ કોઈ પણ પ્રકૃતિનો ઉદય નહિ હોવાથી એકજ ભંગ થાય છે. આ એકવીશના ઉદયમાં ઔદારિક શરીર ઉપઘાત હુંડસંસ્થાન અને પ્રત્યેક કે સાધારણમાંથી એક એમ ચાર પ્રકૃતિ નાખતા અને તિર્યંચાનુપૂર્વી દૂર કરતા શરીરસ્થ સૂક્ષ્મ એકેન્દ્રિયને ચોવીશનો ઉદય થાય છે. અહિં પ્રત્યેક અને સાધારણ સાથે ફેરવતા ચોવીશનો ઉદય બે પ્રકારે થાય છે. ત્યારબાદ શરીર પર્યાપ્તિએ પર્યાપ્તાને પરાઘાતનામ ઉમેરતા પચીસનો ઉદય થાય છે. આ ઉદયના પણ પૂર્વોક્ત રીતે બે ભંગ થાય છે. ત્યાર પછી પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનામ મેળવતા છવ્વીસનો ઉદય થાય છે. અહિં પણ પૂર્વે કહ્યા તેજ બે

ભંગ થાય છે, સૂક્ષ્મપર્યાપ્તાને ચારે ઉદયસ્થાન આશ્રયી સઘળા મળી સાત ભંગ થાય છે.

પર્યાપ્ત બાદર એકેન્દ્રિયને એકવીસ આદિ પાંચ ઉદયસ્થાનો હોય છે. તે આ પ્રમાણે–૨૧–૨૪–૨૫–૨૬–૨૭. તેમાં એકવીશનો ઉદય આ રીતે છે–તૈજસ કાર્મણ નિર્માણ સ્થિરાસ્થિર શુભાશુભ અગુરુલઘુ વર્ણચતુષ્ક તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વી એકેન્દ્રિયજાતિ સ્થાવર બાદર પર્યાપ્ત દુર્ભગ અનાદેય અને યશ અપયશકીર્ત્તિમાંથી એક. આ એકવીશ પ્રકૃતિનો ઉદય વિગ્રહગતિમાં વર્ત્તમાન બાદર પર્યાપ્ત એકેન્દ્રિયને હોય છે. અહિ યશકીર્ત્તિ અપયશકીર્ત્તિ સાથે ફેરવતા બે ભંગ થાય છે. ત્યારબાદ શરીરસ્થ બાદર પર્યાપ્ત એકેન્દ્રિયને એકવીશમાંથી તિર્યંચાનુપૂર્વી દૂર કરતા અને ઔદારિશરીર હુંડસંસ્થાન ઉપઘાત અને પ્રત્યેક કે સાધારણ એમાંથી એક એમ ચાર ઉમેરતા ચોવીસનો ઉદય થાય છે. અહિં પ્રત્યેક સાધારણ સાથે અને યશ અપયશ સાથે ફેરવતા ચાર ભંગ થાય છે. વૈક્રિય કરતા બાદર વાયુકાયને પણ ચોવીસનો ઉદય હોય છે. માત્ર તેઓને ઔદારિકશરીરના સ્થાને વૈક્રિયશરીર કહેવું, શેષ પ્રકૃતિઓ એજ સમજવી. તેનો એક જ ભંગ થાય છે. કેમકે તેઓને સાધારણ અને યશકીર્ત્તિનો ઉદય હોતો નથી. સઘળા મળી ચોવીસના ઉદયના પાંચ ભાંગા થાય છે. ત્યારપછી શરીરપર્યાપ્તિએ પર્યાપ્તા તેઓને પરાઘાતનો ઉદય ઉમેરતા પચીસનો ઉદય થાય છે. અહિં પણ ઉપર કહ્યા તે પ્રમાણે પાંચ ભંગ થાય છે. ત્યારબાદ ઉચ્છ્વાસપર્યાપ્તિએ પર્યાપ્તાને શ્વાસોચ્છ્વાસનો ઉદય ઉમેરતા છવ્વીસનો ઉદય થાય છે. અહિં પણ ઉપર કહ્યા તે પ્રમાણે પાંચ ભંગ થાય છે. અથવા શરીરપર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસનો ઉદય થતા પહેલા આતપ કે ઉદ્યોત એમાંથી કોઇ એકનો ઉદય થાય તો પણ છવ્વીસનો ઉદય થાય છે. અહિ આતપ અને પ્રત્યેક સાથે યશઃકીર્ત્તિ અપયશકીર્ત્તિને ફેરવતા બે ભંગ થાય છે. સાધારણને આતપનો ઉદય હોતો નથી, માટે તદાશ્રિત વિકલ્પ થતા નથી. ઉદ્યોત સાથે પ્રત્યેક સાધારણને યશ અપયશકીર્ત્તિ સાથે ફેરવતા ચાર ભંગ થાય છે. સઘળા મળી છવ્વીસના ઉદયના અગીઆર ભંગ થાય છે. ત્યારબાદ પ્રાણાપાન પર્યાપ્તિએ પર્યાપ્તાને ઉચ્છ્વાસ સહિત છવ્વીસના ઉદયમાં આતપ કે ઉદ્યોત એમાંથી એક મેળવતા સત્તાવીસનો ઉદય થાય છે. અહિં આતપ સાથે બે અને ઉદ્યોત સાથે ચાર ભંગ થાય છે. સત્તાવીસના ઉદયના સઘળા મળી છ ભાંગા થાય છે. બાદરપર્યાપ્તાને પાંચે ઉદયસ્થાનના સઘળા મળી ઓગણત્રીશ ભાંગા થાય છે.

તથા પર્યાપ્ત સંજ્ઞિને ચોવીસ સિવાયના શેષ સઘળા ઉદયસ્થાનકો હોય છે. ચોવીસનો ઉદય એકેન્દ્રિયમાં જ હોય છે, અન્ય કોઇને હોતો નથી માટે તેનો

નિષેધ કર્યો છે. ઉદયસ્થાન અને તેના ભાંગાઓ દેવ નારકી તિર્યંચ અને મનુષ્યો આશ્રયી જે પહેલા કહ્યા છે, તે પ્રમાણે પર્યાપ્ત સંજ્ઞિને કહેવા.

શેષ પર્યાપ્ત બેઇન્દ્રિય તેઇન્દ્રિય ચૌરિન્દ્રિય અને અસંજ્ઞિ પંચેન્દ્રિયને ૨૧-૨૬-૨૮-૨૯-૩૦-૩૧ એ છ ઉદયસ્થાનો હોય છે. તેમાં બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયને પહેલા જે પ્રમાણે ઉદયસ્થાનકો અને તેના ભાંગાઓ કહી ગયા તે પ્રમાણે કહેવા. તથા જે પ્રમાણે પ્રાકૃત-સામાન્ય તિર્યંચ પંચેન્દ્રિયને પહેલા જે પ્રમાણે ભાંગા કહ્યા તે પ્રમાણે પર્યાપ્ત અસંજ્ઞિને પણ કહેવા. માત્ર બેઇન્દ્રિયાદિ સઘળાને એકવીસ અને છવ્વીસના ઉદયે અપર્યાપ્ત આશ્રયી જે એક એક ભંગ પહેલા કહ્યો છે તે અહિં ન કહેવો. કારણ કે અહિં પર્યાપ્તાઓ આશ્રયી જ વિચાર કર્યો છે માટે. આ પ્રમાણે ચૌદ જીવસ્થાનકોમાં ઉદયસ્થાનકો કહ્યા. ૧૩૮

હવે સત્તાસ્થાનોને પ્રતિપાદન કરવા માટે કહે છે—

**तेरससु पंच संता तिण्णधुवा अट्ठसीइ बाणउइ ।**
**सण्णिस्स होंति बारस गुणठाणकमेण नामस्स ॥१३९॥**

**त्रयोदशसु पञ्च सन्ति त्रीण्यध्रुवाण्यष्टाशीतिर्द्वानवतिः ।**
**संज्ञिनि भवन्ति द्वादश गुणस्थानक्रमेण नाम्नः ॥१३९॥**

અર્થ:—તેર જીવભેદમાં ત્રણ અધ્રુવ અઠ્ઠાશી અને બાણું એમ પાંચ સત્તાસ્થાનકો હોય છે. સંજ્ઞિને ગુણસ્થાનકના ક્રમે નામકર્મના બારે સત્તાસ્થાનકો હોય છે.

ટીકાનુ૦—પર્યાપ્ત સંજ્ઞિ સિવાય તેર જીવ ભેદોમાં પાંચ પાંચ સત્તાસ્થાનો હોય છે. તેમાં ત્રણ અધ્રુવ સંજ્ઞા વાળા હોય છે. તે આ-૮૬-૮૦-૭૮-તથા બાણુ ૯૨, અને અઠ્ઠાશી ૮૮. આ પ્રમાણે કુલ પાંચ સત્તાસ્થાનો હોય છે. તેમાં અઠ્ઠોતેરનું સત્તાસ્થાન સૂક્ષ્મ બાદર એકેન્દ્રિય-તેઉ વાયુમાં પોતાના ચારે ઉદયોમાં હોય છે. તેમજ તેઉ વાયુમાંથી નીકળી પૃથ્વીકાયાદિ એકેન્દ્રિયમાં ઉત્પન્ન થયેલા હોય તેને એકવીશ ચોવીશ એમ બે ઉદયમાં અને બેઇન્દ્રિયાદિ તિર્યંચોમાં ઉત્પન્ન થયેલા હોય તેને એકવીશ છવ્વીસ એમ બે ઉદયમાં હોય છે, શેષ ઉદયોમાં હોતા નથી. સંજ્ઞિમાં ગુણસ્થાનકના ક્રમે બારે સત્તાસ્થાનો હોય છે. તે જેમ પહેલાં કહી ગયા તે પ્રમાણે સમજવા. આ પ્રમાણે ચૌદ જીવ ભેદમાં નામકર્મના સત્તાના સ્થાનકો કહ્યા. ૧૩૯

આ પ્રમાણે ચૌદ જીવસ્થાનકોમાં નામકર્મના બંધ ઉદય અને સત્તાના સ્થાનકો કહ્યા. હવે ગતિ આદિ માર્ગણાઓમાં બંધ ઉદય અને સત્તાસ્થાન સંબંધે સત્પદપ્રરૂપણા કરે છે—

**बज्झंति सत्त अट्ठ य नारयतिरिसुरगईसु कम्माइं ।**
**उद्दीरणावि एवं संतोइण्णाइं अट्ठ तिसु ॥१४०॥**

**बध्यन्ते सप्ताष्टौ च नारकतिर्यक्सुरगतिषु कर्म्माणि ।**
**उदीरणाऽप्येवं सदुदीरणान्यष्टौ तिसृषु ॥१४०॥**

અર્થ:—નારકી તિર્યંચ અને દેવ એમ ત્રણ ગતિમાં સાત કે આઠ કર્મ્મ બંધાય છે. ઉદીરણા પણ સાત અને આઠ કર્મની થાય છે. સત્તા અને ઉદયમાં આઠ કર્મ્મો હોય છે.

ટીકાનુ૦—નારકી તિર્યંચ અને દેવ એમ ત્રણ ગતિમાં પ્રતિસમય સાત અને આઠ કર્મ્મો બંધાય છે. તેમાં આયુનો જ્યારે બંધ થાય ત્યારે આઠ બંધાય છે, અન્યથા પ્રતિસમય સાતનો બંધ થયા કરે છે. ઉદીરણા પણ સાત કે આઠની થાય છે. તેમાં પોતપોતાના આયુની છેલ્લી એક આવલિકા સત્તામાં શેષ રહે ત્યારે તે એક આવલિકા પર્યંત સાતની, અને શેષકાળ આઠેની ઉદીરણા થાય છે. તથા સત્તા અને ઉદય નારકી તિર્યંચ અને દેવોને આઠે કર્મનો હોય છે. કોઈ પણ કાળે સાત કે ચારનો ઉદય હોતો નથી. કેમકે તેઓમાં ક્ષપક કે ઉપશમ-શ્રેણિની પ્રાપ્તિનો અભાવ છે. ૧૪૦

**गुणभिहियं मणुएसुं सगलतसाणं च तिरियपडिवक्खा ।**
**मणजोगी छउमाइ व कायवई जह सजोगीणं ॥१४१॥**

**गुणाभिहितं मनुजेषु सकलत्रसेषु च तिर्यग्वत्प्रतिपक्षाणाम् ।**
**मनोयोगिनश्छद्मस्था इव कायवाग्योगिनां यथा सयोगिनाम् ॥१४१॥**

અર્થ:—મનુજગતિ પંચેન્દ્રિયજાતિ અને ત્રસકાય માર્ગણામાં ગુણસ્થાનકમાં જે પ્રમાણે કહ્યું છે, તે પ્રમાણે કહેવું. પ્રતિપક્ષ માર્ગણામાં તિર્યંચગતિ પ્રમાણે કહેવું. મનોયોગિ અને વચનયોગિને છદ્મસ્થ ગુણસ્થાન પ્રમાણે કહેવું. અને કાયયોગિ તથા વચનયોગિને સયોગિ પ્રમાણે કહેવું.

ટીકાનુ૦—મનુષ્યગતિમાં, ઈન્દ્રિયદ્વારમાં પંચન્દ્રિય જાતિમાં, અને કાય-દ્વારમાં ત્રસકાયમાં ચૌદે ગુણસ્થાનકની અંદર પહેલા જે પ્રમાણે બંધાદિ કહ્યું છે, તે સંપૂર્ણપણે સમજવું. તે આ પ્રમાણે–મિશ્રગુણસ્થાનક સિવાય અપ્રમત્ત-ગુણસ્થાનક પર્યંત સાત અથવા આઠનો બંધ થાય છે. તેમાં આયુના બંધકાળે આઠ, તે સિવાયના કાળમાં સાત કર્મનો બંધ થાય છે. મિશ્ર અપૂર્વકરણ અને અનિવૃત્તિબાદરસંપરાયગુણસ્થાનકે આયુ વિના સાત કર્મ બંધાય છે. કેમકે

અતિવિશુદ્ધ પરિણામના યોગે આ ગુણસ્થાનકે આયુનો બંધ થતો નથી. સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકે આયુ અને મોહનીય વિના છનો બંધ થાય છે. અહિં બાદર કષાયનો ઉદય નહિ હોવાથી મોહનીયકર્મનો પણ બંધ થતો નથી. ઉપશાંતમોહ ક્ષીણમોહ અને સંયોગિકેવલિગુણસ્થાનકમાં એક વેદનીય કર્મનોજ બંધ થાય છે, શેષ કર્મનો બંધ થતો નથી. કેમકે તેનો બંધહેતુ કષાયના ઉદયનો અભાવ છે. તથા સૂક્ષ્મસંપરાયગુણસ્થાનક સુધી આઠનો ઉદય અને સત્તા હોય છે. ઉપશાંતમોહે સાતનો ઉદય અને આઠની સત્તા હોય છે. ક્ષીણમોહે સાતનો ઉદય અને સાતની સત્તા હોય છે. તથા સયોગિ અયોગિકેવલિગુણસ્થાનકે ચારનો ઉદય અને ચારની સત્તા હોય છે. તથા પ્રમત્તગુણસ્થાનક પર્યંત આઠ અથવા સાતની ઉદીરણા હોય છે. તેમાં જ્યારે આયુની માત્ર છેલ્લી આવલી શેષ રહે છે, ત્યારે તેની ઉદીરણા થતી નથી માટે સાતની ઉદીરણા થાય છે. શેષ કાળ આઠેની ઉદીરણા થાય છે. મિશ્રગુણસ્થાનકે હમેશાં આયુવિના સાતનીજ ઉદીરણા થાય છે. કેમકે આયુની પર્યંતાવલિકા શેષ છતાં મિશ્રગુણસ્થાનકનોજ અસંભવ છે. તથા અપ્રમત્ત અપૂર્વકરણ અને અનિવૃત્તિબાદરસંપરાય ગુણસ્થાનકે વેદનીય અને આયુ વિના છ કર્મની ઉદીરણા થાય છે. કેમકે તે ગુણસ્થાનકોમાં વેદનીય અને આયુની ઉદીરણાને યોગ્ય અધ્યવસાયનો અભાવ છે. સૂક્ષ્મસંપરાય ગુણસ્થાનકે છ કે પાંચની ઉદીરણા થાય છે. તેમાં પહેલા છની ઉદીરણા થાય છે. અને તે ત્યાં સુધી થાય છે કે દશમા ગુણસ્થાનકની આવલિકા શેષ ન રહે. આવલિકા શેષ રહે ત્યારે મોહનીય કર્મની માત્ર છેલ્લી એક આવલિકાજ શેષ રહેલી હોવાથી તેના વિના પાંચની ઉદીરણા થાય છે. ઉપશાંતમોહે તે પાંચનીજ ઉદીરણા થાય છે. ક્ષીણમોહે પણ તેજ પાંચની ઉદીરણા ત્યાં સુધી થાય છે, કે તેની આવલિકા શેષ ન હોય, આવલિકા શેષ રહે ત્યારે જ્ઞાનાવરણ દર્શનાવરણ અને અંતરાય એ ત્રણ કર્મો આવલિકા પ્રવિષ્ટ થવાથી તેઓની ઉદીરણા થતી નથી. માત્ર નામ અને ગોત્રકર્મનીજ ઉદીરણા થાય છે. સયોગી કેવલિગુણસ્થાનકે પણ નામ અને ગોત્ર એ બે કર્મનીજ ઉદીરણા થાય છે. સઘળા સૂક્ષ્મ કે બાદર યોગ વિનાના મેરૂની જેમ સ્થિર–નિષ્પ્રકંપ અયોગિકેવલિ ભગવાન કોઈ પણ કર્મની ઉદીરણા કરતા નથી. કેમકે ઉદીરણા યોગ સવ્યપેક્ષ–નિમિત્તક છે. કહ્યું છે કે "અયોગિ ગુણસ્થાનકે વર્ત્તમાન આત્મા કોઈ પણ કર્મની ઉદીરણા કરતા નથી."

તથા પંચેન્દ્રિયની પ્રતિપક્ષ એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયજાતિ, અને ત્રસકાયની પ્રતિપક્ષ સ્થાવરકાય–પૃથ્વી અપ્ તેઉ વાઉ અને વનસ્પતિકાય આ સઘળાને તિર્યંચગતિની જેમ બંધાદિ કહેવું. એટલે કે–એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રિયને, તથા પૃથ્વીકાયાદિ સ્થાવરકાયને સાત

અથવા આઠ કર્મનો બંધ થાય છે, સાત અથવા આઠની ઉદીરણા થાય છે, અને આઠનો ઉદય અને સત્તા હોય છે. તથા મનોયોગિને વીતરાગછદ્મસ્થ બારમા ગુણસ્થાનક પર્યંત જેમ બંધાદિ કહ્યું છે, તેમ સમજવું, એટલે કે જેમ પહેલા મિથ્યાદૃષ્ટિથી આરંભી ક્ષીણમોહગુણસ્થાનક સુધીમાં બંધાદિ વિષયે સત્પદપ્રરૂપણા કરી છે, તેમ અહિં પણ કરવી. કેમકે મનોયોગિને ક્ષીણમોહગુણ-સ્થાનક સુધીના ગુણસ્થાનકોનો સંભવ છે. એ પ્રમાણે હવે પછી કહેશે તેમાં પણ વિચારી લેવું. તથા કાયયોગિ અને વચનયોગિને સયોગિકેવલિ ગુણસ્થાનક સુધીમાં જેમ પહેલા બંધાદિ કહ્યું છે તે પ્રમાણે સમજવું. કેમકે કાયયોગ અને વચનયોગનો સયોગિકેવલિગુણસ્થાનક સુધીજ સંભવ છે. (આ પ્રમાણે મૂળકર્મ સંબંધે કહ્યું. ઉત્તરપ્રકૃતિ સંબંધે પણ સ્વબુદ્ધિએ યથાયોગ્યપણે સમજવું.) ૧૪૧

**वेई नवगुणतुल्ला तिकसाइवि लोभ दसगुणसमाणो ।**
**सेसाणिवि ठाणाइं एएण कमेण नेयाणि ॥१४२॥**

**वेदिनो नवगुणतुल्याः त्रिकषायिणोऽपि लोभो दशगुणसमानः ।**
**शेषाण्यपि स्थानानि एतेन क्रमेण ज्ञेयानि ॥१४२॥**

અર્થ—ત્રણ વેદવાળા અને ત્રણ કષાયવાળા નવ ગુણસ્થાનક તુલ્ય અને લોભવાળા દશ ગુણસ્થાનક તુલ્ય સમજવા. આ ક્રમે શેષ સ્થાનકો પણ જાણવા.

ટીકાનુ૦—વેદદ્વારે સ્ત્રીવેદિ પુરૂષવેદિ અને નપુંસકવેદિ, તથા કષાયદ્વારે ક્રોધી માની અને માયી આ સઘળાને મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકથી આરંભી અનિવૃત્તિ-બાદરસંપરાય પર્યંત જેમ બંધાદિ કહ્યું છે, તે પ્રમાણે સમજવું. કેમકે ત્રણ વેદ અને ત્રણ કષાયનો નવમા ગુણસ્થાનક પર્યંતજ સંભવ છે. તથા લોભ સંબંધે દશમા ગુણસ્થાનક સુધી પહેલા જેમ કહ્યું છે તેમ સમજવું. કેમકે લોભનો સૂક્ષ્મ-સંપરાય નામના દશમા ગુણસ્થાનક સુધીજ સંભવ છે. આ પ્રમાણે શેષ માર્ગણા સ્થાનો સંબંધે પણ ઉક્ત પ્રકારે સમજવું. તે આ પ્રમાણે—જ્ઞાનદ્વારે મતિઅજ્ઞાન શ્રુતઅજ્ઞાન અને વિભંગજ્ઞાન માર્ગણામાં મિથ્યાદૃષ્ટિથી મિશ્રગુણસ્થાનક સુધીમાં, મતિજ્ઞાન શ્રુતજ્ઞાન અને અવધિજ્ઞાનમાર્ગણામાં અવિરતિસમ્યગ્દૃષ્ટિથી આરંભી ક્ષીણ-મોહગુણસ્થાનક સુધીમાં, મનઃપર્યવજ્ઞાનમાં પ્રમત્તસંયતથી આરંભી ક્ષીણમોહ સુધીમાં જેમ પહેલા બંધાદિ કહ્યા છે, તે પ્રમાણે સમજવા. કેવલજ્ઞાનમાર્ગણામાં સયોગિ અયોગિમાં કહ્યા પ્રમાણે કહેવું. તથા ચારિત્રમાર્ગણાએ સામાયિક અને છેદોપસ્થાપનીય માર્ગણામાં પ્રમત્તસંયત ગુણસ્થાનકથી અનિવૃત્તિબાદરસંપરાય સુધીમાં, પરિહારવિશુદ્ધિમાર્ગણામાં પ્રમત્ત અપ્રમત્તમાં, સૂક્ષ્મસંપરાય માર્ગણામાં સૂક્ષ્મસંપરાયગુણસ્થાનમાં યથાખ્યાતચારિત્રમાર્ગણામાં ઉપશાંતમોહથી અયોગિ,

કેવલિ સુધીમાં, દેશવિરતિમાં દેશવિરતિગુણસ્થાનકમાં અને અસંયમમાર્ગણામાં મિથ્યાદષ્ટિથી અવિરતિસમ્યગ્દષ્ટિ સુધીમાં પહેલા જેમ બંધાદિ કહ્યા છે, તેમ સમજવા. દર્શનદ્વારે ચક્ષુ અચક્ષુદર્શન માર્ગણામાં મિથ્યાદષ્ટિથી આરંભી ક્ષીણુમોહ સુધીમાં, અવધિદર્શન માર્ગણાએ અવિરતિ સમ્યગ્દષ્ટિથી આરંભી ક્ષીણમોહ સુધીમાં, અને કેવલદર્શનમાર્ગણાએ સયોગિ અયોગિકેવલિ ગુણસ્થાનકે જેમ કહ્યું છે, તેમ સમજવું. લેશ્યાદ્વારે આદ્ય પાંચ લેશ્યા માર્ગણામાં મિથ્યાદષ્ટિથી આરંભી અપ્રમત્ત[1] સંયત સુધીમાં, અને શુકલલેશ્યા માર્ગણામાં મિથ્યાદષ્ટિથી સયોગિકેવલિ સુધીમાં જેમ પહેલા કહ્યું છે, તેમ સમજવું. ભવ્યદ્વારે ભવ્યમાર્ગણામાં મિથ્યાદષ્ટિથી અયોગિકેવલિ ગુણસ્થાનક સુધીમાં, અને અભવ્યમાર્ગણામાં મિથ્યાત્વ ગુણસ્થાનકે પહેલા જેમ બંધાદિ કહ્યા છે, તેમ સમજવા. સમ્યક્ત્વદ્વારે ક્ષાયોપશમિકસમ્યકત્વમાર્ગણામાં અવિરતિ સમ્યગ્દષ્ટિગુણસ્થાનકથી આરંભી અપ્રમત્ત ગુણસ્થાન સુધીમાં, ઔપશમિકમાર્ગણામાં અવિરતિ સમ્યગ્દષ્ટિથી આરંભી ઉપશાંતમોહ સુધીમાં, ક્ષાયિકસમ્યકત્વમાર્ગણામાં અવિરતિ સમ્યગ્દષ્ટિથી આરંભી અયોગિ કેવલિ સુધીમાં, મિથ્યાત્વમાર્ગણામાં મિથ્યાત્વમાં, સાસ્વાદને સાસ્વાદનગુણસ્થાનકમાં અને મિશ્રસમ્યક્ત્વે મિશ્રગુણસ્થાનકમાં જે પ્રમાણે પહેલા બંધાદિ કહ્યા છે, તે પ્રમાણે સમજવા. તથા સંજ્ઞિમાર્ગણામાં મનુષ્યગતિમાં કહ્યા પ્રમાણે અને અસંજ્ઞિ માર્ગણામાં મિથ્યાદષ્ટિ અને સાસ્વાદન ગુણસ્થાનમાં કહ્યા પ્રમાણે કહેવું. તથા આહારકદ્વારે અનાહારક માર્ગણામાં મિથ્યાદષ્ટિ સાસ્વાદન અવિરતિસમ્યગ્દષ્ટિ સયોગિકેવલિ અને અયોગિકેવલિ ગુણસ્થાનકમાં, અને આહારમાર્ગણામાં મિથ્યાદષ્ટિથી આરંભી સયોગિકેવલિગુણસ્થાનક સુધીમાં જેમ પહેલા બંધાદિ કહ્યા છે, તેમ અહિં સમજવાના છે. ૧૪૨

આ પ્રમાણે સત્પદપ્રરૂપણા કરી. હવે બંધઆશ્રયી દ્રવ્યપ્રમાણ દ્વાર કહેતા ચૌદે ગુણસ્થાનકમાં કેટલો બંધ થાય છે, તે કહે છે—

**सत्तरसुत्तरमेगुत्तरं तु चोहत्तरीउ सगसयरी ।**
**सत्तट्ठी तिगसट्ठी गुणसट्ठी अट्ठवन्ना य ॥१४३॥**
**निद्दादुगे छवण्णा छव्वीसा णामतीसविरमंमि ।**
**हासरईभयकुच्छाविरमे बावीस पुव्वंमि ॥१४४॥**

૧ શરૂઆતની ત્રણ લેસ્યામાં પહેલેથી ચાર અથવા છ તેજો પદ્મલેસ્યામાં સાત અને શુકલલેસ્યામાર્ગણામાં પહેલાથી તેર ગુણસ્થાનકો કર્મગ્રંથમાં કહ્યા છે. અહિં આદ્ય પાંચ લેસ્યામાં સાત ગુણસ્થાનકો કહ્યા છે. મતાંતર જણાય છે.

**पुंवेयकोहमाइसु अबज्झमाणेसु पंच ठाणाणि ।**
**बारे सुहुमे सत्तरस पगतिओ सायमियरेसु ॥१४५॥**

सप्तदशोत्तरमेकोत्तरं तु चतुःसप्ततिः सप्तसप्ततिः ।
सप्तषष्टिः त्रिषष्टिरेकोनषष्टिरष्टपञ्चाशच्च ॥१४३॥
निद्राद्विके षट्पञ्चाशत् षड्विंशतिः नामत्रिंशद्विरमे ।
हास्यरतिभयकुत्साविरमे द्वाविंशतिरपूर्वे ॥१४४॥
पुंवेदक्रोधादिष्वबध्यमानेषु पञ्च स्थानानि ।
बारे सूक्ष्मे सप्तदश प्रकृतयः सातमितरेषु ॥१४५॥

અર્થ—અનુક્રમે ચૌદે ગુણસ્થાનકમાં બંધપ્રમાણ કહે છે–પહેલે એકસો સત્તર, બીજે એકસો એક, ત્રીજે ચુમ્મોતેર, ચોથે સત્યોતેર, પાંચમે સડસઠ, છટ્ઠે ત્રેસઠ, સાતમે ઓગણસાઠ કે અઠ્ઠાવન, આઠમે અઠ્ઠાવન, નિદ્રાદ્વિકનો વિચ્છેદ થયે છતે છપ્પન, નામની ત્રીસ પ્રકૃતિનો બંધવિચ્છેદ થયે છતે છવ્વીસ, અને હાસ્ય રતિ ભય અને જુગુપ્સાનો બંધવિચ્છેદ થયા બાદ બાદરસંપરાયે બાવીસ પ્રકૃતિનો બંધ થાય છે. તથા ત્યાંજ પુરૂષવેદ અને ક્રોધાદિનો અનુક્રમે બંધવિચ્છેદ થયે છતે એકવીસ આદિ પાંચ બંધસ્થાન થાય છે. સૂક્ષ્મસંપરાયે સત્તર પ્રકૃતિઓ બંધાય છે અને શેષ ત્રણ ગુણસ્થાનકે એક સાતાનો બંધ થાય છે. અયોગિકેવલિગુણસ્થાનકે કોઈપણ પ્રકૃતિનો બંધ થતો નથી.

ટીકાનુ૦—બંધની અંદર આઠે કર્મની મળી એકસો વીશ પ્રકૃતિનો અધિકાર છે, એ પહેલા કહ્યું છે. તેમાં મિથ્યાદૃષ્ટિ ગુણસ્થાનકે આહારકશરીર આહારક અંગોપાંગ અને તીર્થંકરનામકર્મ એ ત્રણ પ્રકૃતિનો બંધ થતો નથી. કારણ તીર્થંકરનામકર્મના બંધમાં સમ્યક્ત્વ અને આહારકદ્વિકના બંધમાં સંયમ હેતુ છે. કહ્યું પણ છે કે "સમ્યક્ત્વગુણ નિમિત્ત તીર્થંકરનામ અને સંયમગુણ નિમિત્ત આહારકદ્વિકનો બંધ થાય છે. અને શેષ પ્રકૃતિઓ મિથ્યાત્વાદિ હેતુઓવડે બંધાય છે." સમ્યક્ત્વ કે ચારિત્રમાંથી એક પણ હેતુ મિથ્યાદૃષ્ટિને નથી. માટે તે ત્રણ પ્રકૃતિ વિના મિથ્યાદૃષ્ટિને એકસો સત્તર પ્રકૃતિઓ બંધાય છે. સાસ્વાદને એકસો એક બંધાય છે. કારણ કે 'મિથ્યાત્વ, નપુંસકવેદ, નરકત્રિક, એકેન્દ્રિય બેઇન્દ્રિય તેઇન્દ્રિય અને ચૌરિન્દ્રયજાતિ, હુંડસંસ્થાન, સેવાર્ત્તસંઘયણ, સ્થાવર, સૂક્ષ્મ, અપર્યાપ્ત, સાધારણ અને આતપ' એ સોળ પ્રકૃતિઓનો મિથ્યાત્વગુણસ્થાનકે બંધવિચ્છેદ થાય છે. તીર્થંકરનામ અને આહારકદ્વિકરૂપ ત્રણ પ્રકૃતિઓ પહેલા કહેલ યુક્તિથી અહિં પણ બંધમાં આવતી નથી. માટે સાસ્વાદને એકસો એક બંધમાં આવે છે. મિશ્રદૃષ્ટિગુણસ્થાનકે ચુમ્મોતેર બંધાય છે. કારણકે એકસોએકમાંથી 'થીણદ્ધિ-

ત્રિક, સ્ત્રીવેદ, અનંતાનુબંધિ ચતુષ્ક, તિર્યગ્ત્રિક, મધ્યમ ચાર સંઘયણ, મધ્યમ ચાર સંસ્થાન, ઉદ્યોત, અપ્રશસ્તવિહાયોગતિ, દુર્ભગ અનાદેય, દુઃસ્વર, અને નીચગોત્ર એમ પચ્ચીસ પ્રકૃતિઓનો સાસ્વાદને બંધવિચ્છેદ થાય છે. તથા સમ્યગ્-મિથ્યાદષ્ટિ તથાસ્વભાવે કોઈપણ આયુના બંધનો આરંભ કરતો નથી, એટલે અહિં મનુષ્યાયુ અને દેવાયુનો પણ બંધ થતો નથી, માટે એકસો એકમાંથી સત્તાવીસ પ્રકૃતિ દૂર થતા. મિશ્રદષ્ટિ ગુણસ્થાનકે ચમ્મોતેર પ્રકૃતિનો બંધ થાય છે. અવિરતિસમ્યગ્દષ્ટિગુણસ્થાનકે સત્યોતેર પ્રકૃતિનો બંધ થાય છે. તેમાં ચુમ્મોતેર તો પહેલા કહી તેજ, અને આ ગુણસ્થાનકે દેવાયુ મનુષ્યાયુ અને તીર્થંકરનામ એ ત્રણ પ્રકૃતિઓ તેના બંધ યોગ્ય અધ્યવસાય હોવાથી બંધાય છે. એટલે આ ગુણસ્થાનકે સત્યોતેરનો બંધ થાય છે. દેશવિરતિગુણસ્થાનકે અપ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક, મનુષ્યત્રિક, પ્રથમ સંઘયણ, અને ઔદારિકદ્વિક એમ દશ પ્રકૃતિ જતા સડસઠ પ્રકૃતિનો બંધ થાય છે. દેશવિરતને દેશવિરતિરૂપ ગુણ નિમિત્તે અપ્રત્યાખ્યાનાવરણ કષાયના ઉદયનો અભાવ હોવાથી દશ પ્રકૃતિઓ બંધમાં આવતી નથી, માટે તેને સડસઠ પ્રકૃતિઓ બંધ યોગ્ય છે. તેમાંથી પ્રત્યાખ્યાનાવરણ ચતુષ્ક જતા પ્રમત્તને ત્રેસઠ પ્રકૃતિઓ બંધ યોગ્ય છે. પ્રત્યખ્યાનાવરણ કષાયનો બંધ નહિ થવાનું કારણ તેના ઉદયનો અભાવ છે. અહિં સર્વવિરતિ સાધુને તે કષાયનો ઉદય હોતો નથી. તેમાંથી અસ્થિર અશુભ અપયશકીર્ત્તિ અસાતવેદનીય શોક અને અરતિમોહનીય એ છ દૂર કરતા અને આહારકદ્વિક મેળવતા અપ્રમત્તને ઓગણસાઠ પ્રકૃતિનો બંધ થાય છે. અપ્રમત્ત યતિ વિશુદ્ધ સંયમી હોવાથી અસ્થિરાદિ છ પ્રકૃતિઓ બાંધતો નથી; અને તદ્યોગ્ય વિશુદ્ધ અધ્યવસાય હોવાને લીધે આહારકદ્વિક બાંધે છે, માટે અપ્રમત્ત યતિને ઓગણસાઠ પ્રકૃતિનો બંધ થાય છે. દેવાયુ વિના અપૂર્વકરણ ગુણસ્થાનકવર્ત્તી આત્મા અટ્ઠાવન પ્રકૃતિઓ બાંધે છે. અપૂર્વકરણાદિ ગુણસ્થાનકવાળા આત્માઓ અતિવિશુદ્ધ પરિણામને યોગે આયુના બંધનો આરંભજ કરતા નથી. આ અટ્ઠાવન પ્રકૃતિનો બંધ અપૂર્વકરણના સાત ભાગ કરીએ તે માંહેના પહેલા ભાગ સુધીજ થાય છે. પહેલા ભાગના ચરમ સમયે નિદ્રા અને પ્રચલાનો બંધવિચ્છેદ થાય છે, એટલે બીજા ત્રીજા ચોથા પાંચમા અને છઠ્ઠા ભાગ સુધી છપ્પન્ન પ્રકૃતિઓ બંધાય છે. છઠ્ઠા ભાગના ચરમ સમયે દેવદ્વિક, પંચેન્દ્રિયજાતિ, વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, તૈજસ, કાર્મણ, સમચતુરસ્ર સંસ્થાન, વર્ણચતુષ્ક, અગુરૂલઘુ, ઉપઘાત, પરાઘાત, ઉચ્છ્વાસ, ત્રસ નવક, પ્રશસ્તવિહાયોગતિ, નિર્માણ અને જિનનામ એ ત્રીસ પ્રકૃતિનો બંધવિચ્છેદ થાય છે. એ ત્રીસ પ્રકૃતિનો બંધવિચ્છેદ થયા બાદ છવ્વીસનો બંધ થાય છે, અને તે અપૂર્વકરણના ચરમ સમય પર્યંત થાય છે. તે ચરમ સમયે હાસ્ય રતિ ભય અને જુગુપ્સા એ ચાર પ્રકૃતિનો બંધવિચ્છેદ થવાથી અનિવૃત્તિબાદરસંપરાયના

પ્રથમ સમયે બાવીશ બંધયોગ્ય થાય છે. કહ્યું છે કે--અપૂર્વકરણના ચરમ સમયે હાસ્ય રતિ ભય અને જુગુપ્સાનો બંધવિચ્છેદ થયે છતે અનિવૃત્તિબાદરસંપરાયના પ્રથમ સમયે બાવીશ પ્રકૃતિનો બંધ થાય છે. અને તે બાવીશનો બંધ ત્યાંસુધી થાય છે કે અનિવૃત્તિ બાદરસંપરાય ગુણસ્થાનકના સંખ્યાતા ભાગ જાય એક ભાગ બાકી રહે. ત્યાર બાદ પુરૂષવેદનો બંધવિચ્છેદ થવાથી એકવીશ પ્રકૃતિ બંધયોગ્ય થાય છે. અને તે પણ ત્યાં સુધી બંધાય છે કે શેષ રહેલ સંખ્યાતમાભાગ પ્રમાણ કાળના સંખ્યાતાભાગ જાય, એક શેષ રહે. ત્યાર પછી સંજવલન ક્રોધનો બંધવિચ્છેદ થવાથી વીશ પ્રકૃતિ બંધયોગ્ય થાય છે. અને તે પણ શેષ રહેલ કાળના સંખ્યાતાભાગ જાય અને એક ભાગ રહે ત્યાં સુધી થાય છે. ત્યાર બાદ સંજવલનમાનનો બંધવિચ્છેદ થવાથી ઓગણીશ પ્રકૃતિ બંધયોગ્ય થાય છે. તે પણ શેષ રહેલ કાળના સંખ્યાતા ભાગ જાય અને એક ભાગ રહે ત્યાં સુધી થાય છે. ત્યાર બાદ સંજવલન માયાનો પણ બંધવિચ્છેદ થવાથી અઢાર પ્રકૃતિઓ બંધયોગ્ય થાય છે, અને તે અનિવૃત્તિબાદરસંપરાયગુણસ્થાનકના ચરમ સમય પર્યંત બંધાય છે. તે ચરમ સમયે સજવલન લોભનો પણ બંધ વિચ્છેદ થવાથી સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકના પ્રથમ સમયે સત્તર પ્રકૃતિનો બંધ થાય છે. ઉપરોક્ત હકીકતને સૂત્રકાર કહે છે-'**बारे'त्ति** અનિવૃત્તિ બાદરે પુરૂષ-વેદ અને સંજવલન ક્રોધાદિનો અનુક્રમે બંધવિચ્છેદ થતા પાંચ બંધસ્થાન થાય છે. તે આ પ્રમાણે—પહેલા ભાગે બાવીશ, પુરૂષવેદનો વિચ્છેદ થયા બાદ બીજા ભાગે એકવીશ, સંજવલન ક્રોધનો વિચ્છેદ થયા બાદ ત્રીજે ભાગે વીશ, સંજવલન માનનો વિચ્છેદ થયા પછી ચોથે ભાગે ઓગણીશ, અને સંજવલન માયાનો બંધવિચ્છેદ થયા પછી પાંચમે ભાગે અઢારનો બંધ થાય છે. ત્યારબાદ અનિવૃત્તિબાદરસંપરાય ગુણસ્થાનકના ચરમ સમયે સંજવલન લોભનો બંધવિચ્છેદ થવાથી સૂક્ષ્મસંપરાયે સત્તર પ્રકૃતિનો બંધ થાય છે, અને તે તેના ચરમ સમય પર્યંત થાય છે. સૂક્ષ્મસંપરાયગુણસ્થાનકના ચરમ સમયે જ્ઞાનાવરણીય પાંચ, દર્શનાવરણીય ચાર, અંતરાય પાંચ, યશઃકીર્તિનામ, અને ઉચ્ચગોત્ર એમ સોળ પ્રકૃતિનો બંધવિચ્છેદ થાય છે. એટલે ઉપશાંતમોહ, ક્ષીણમોહ અને સયોગિકેવલિગુણસ્થાનકે માત્ર એક સાતવેદનીયનોજ બંધ થાય છે, અન્ય કોઈ પણ પ્રકૃતિનો બંધ થતો નથી. ૧૪૩-૧૪૪-૧૪૫.

આ પ્રમાણે ગુણસ્થાનકોમાં સામાન્યથી બંધસંખ્યા કહી. હવે ગતિમાં ગુણસ્થાનકના ક્રમે બંધ સંખ્યા આદિને કહેવા ઇચ્છતા પહેલા નરકગતિમાં કહે છે—

**मिच्छे नरएसु सयं छण्णउई सासणो सयरि मीसो ।**
**बावत्तरिं तु सम्मो चउराइसु बंधति अतित्था ॥१४६॥**

**मिथ्यादृष्टिनरकेषु शतं षण्णवतिं सासादनः सप्ततिं मिश्रः ।**
**द्वासप्ततिं तु सम्यग्दृष्टिः चतुरादिषु बध्नन्त्यतीर्थाः ॥१४६॥**

અર્થ—નરકગતિમાં વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિ નારકીઓ સો, સાસ્વાદનસમ્યગ્દૃષ્ટિ છન્નુ, મિશ્રદૃષ્ટિ સિત્તેર, અને અવિરતિસમ્યગ્દૃષ્ટિ બહોંતેર પ્રકૃતિઓનો બંધ કરે છે. ચોથી આદિ નારકીમાં તીર્થંકરનામ વિના એકોતેરનો બંધ કરે છે.

ટીકાનુ૦—નરકગતિમાં વર્ત્તમાન મિથ્યાદૃષ્ટિ સો પ્રકૃતિનો બંધ કરે છે. કારણકે-નારકીઓ ભવપ્રત્યયેજ વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, દેવત્રિક, નરકત્રિક, સૂક્ષ્મ, અપર્યાપ્ત સાધારણ, એકેન્દ્રિય બેઈન્દ્રિય તેઈન્દ્રિય અને ચૌરિન્દ્રિય જાતિ, સ્થાવર અને આતપ એ ઓગણીશ પ્રકૃતિઓ બાંધતા નથી. પહેલા કહ્યું છે કે-'વૈક્રિયદ્વિક આહારકદ્વિક નરકત્રિક, સૂક્ષ્મત્રિક, વિકલત્રિક, સુરત્રિક, આતપ, સ્થાવર અને એકેન્દ્રિયજાતિ એ ઓગણીશ પ્રકૃતિઓને નારકીઓ ભવપ્રત્યયે બાંધતા નથી.' મિથ્યાદૃષ્ટિ નારકીઓને તીર્થંકરનામકર્મ બંધાતુ નથી, કારણકે તેના બંધમાં સમ્યક્ત્વ નિમિત્ત છે. માટે તે વીશ પ્રકૃતિઓ દૂર કરતા શેષ સો પ્રકૃત્તિઓજ મિથ્યાદૃષ્ટિ નારકીઓને બંધાય છે. સાસ્વાદને વર્તમાન નારકી છન્નુનો બંધ કરે છે. કેમકે તેને મિથ્યાત્વમોહનીય નપુંસકવેદ હુંડસંસ્થાન અને છેવટ્ઠુસંઘયણ એ ચાર પ્રકૃતિઓ ગુણપ્રત્યયે બંધાતી નથી. મિશ્રદૃષ્ટિ નારકી સત્યોત્તેર પ્રકૃતિઓ બાંધે છે. કેમકે મિશ્રદૃષ્ટિ થીણદ્ધિત્રિક દુઃસ્વર, દુર્ભગ અનાદેય, તિર્યંચત્રિક, વચલા ચાર સંઘયણ; વચલા ચાર સંસ્થાન અનંતાનુબંધી ચતુષ્ક, અપ્રશસ્તવિહાયોગતિ, સ્રીવેદ, ઉદ્યોત, નીચગોત્ર, અને મનુષ્યાયુ, એમ છવ્વીશ પ્રકૃતિઓનો બંધ કરતા નથી. અવિરતિ સમ્યગ્દૃષ્ટિ નારકી બહોંત્તેર પ્રકૃતિઓ બાંધે છે. કેમકે તેઓ મનુષ્યાયુ અને તીર્થંકરનામકર્મ બાંધે છે. તથા ચોથીથી છઠ્ઠી નરક સુધીમાં વર્તમાન નારકીઓ તીર્થંકરનામ કર્મનો બંધ નહિ કરતા હોવાથી ચતુર્થ ગુણસ્થાનકે એકોતેર પ્રકૃતિઓનો બંધ કરે છે. તેઓને પહેલા બીજા અને ત્રીજા ગુણસ્થાનકના બંધમાં કંઈ તફાવત નથી. તથાપ્રકારના ભવસ્વભાવે ચોથી આદિ નારકી વાળા તીર્થંકરનામ કર્મનો બંધ કરતા નથી. ૧૪૬.

આ ગાથામાં સાતમી નારકી સંબંધે વિશેષ કહે છે—

**मणुयदुगुच्चागोयं भवपच्चइयं न होइ चरिमाए ।**
**गुणपच्चइयं तु बज्झइ मणुयाऊ ण सव्वहा तत्थ ॥१४७॥**

**मनुजद्विकमुच्चैर्गोत्रं भवप्रत्ययिकं न भवति चरमायाम् ।**
**गुणप्रत्ययिकं तु बध्यते मनुष्यायुः न सर्वथा तत्र ॥१४७॥**

અર્થ—સાતમી નારકીમાં મનુજદ્વિક અને ઉચ્ચગોત્ર ભવપ્રત્યયેજ બંધાતુ

નથી ગુણપ્રત્યયે તો બંધાય છે. મનુષ્યાયુ ત્યાં સર્વથા બંધમાં આવતું નથી.

ટીકાનુ૦—સાતમી નરકપૃથ્વીમાં ભવપ્રત્યયેજ મનુષ્યદ્વિક અને ઉચ્ચગોત્ર બંધયોગ્ય નથી. માટે સાતમી નરકપૃથ્વીમાં મિથ્યાદષ્ટિ અને સાસ્વાદનગુણસ્થાનકે આ ત્રણ પ્રકૃતિ વડે ન્યુન પ્રકૃતિઓ બંધયોગ્ય સમજવી. એટલે કે ઉપર પહેલે અને બીજે ગુણસ્થાનકે નારકીઓને જે બંધ કહ્યો, તેનાથી આ ત્રણ પ્રકૃતિ વડે ન્યુન બંધ સાતમી નરકપૃથ્વીમાં કહેવો. પરંતુ ત્રીજે અને ચોથે ગુણસ્થાનકે ગુણપ્રત્યયે મનુજદ્વિક અને ઉચ્ચગોત્ર કર્મનો બંધ થાય છે, એટલે એ બંન્ને ગુણસ્થાનકે સાતમી નરક પૃથ્વીમાં એકોતેર[1] પ્રકૃતિઓ બંધાય છે. સાતમી નરકપૃથ્વીમાં ચારે ગુણસ્થાનકે ભવપ્રત્યયે કે ગુણપ્રત્યયે મનુષ્યાયુનો બંધ થતોજ નથી એટલે તેઓને પહેલે ગુણસ્થાનકે છન્નુ, બીજે ગુણસ્થાનકે એકાણુ અને ત્રીજે તથા ચોથે ગુણસ્થાનકે સિત્તેર પ્રકૃતિનો બંધ થાય છે. ૧૪૭

હવે દેવગતિ સંબંધે વિશેષ કહે છે—

**सामण्णसुराजोग्गा आजोइसिया ण बंधंति सतित्था ।**
**इगिथावरायवजुया सणंकुमारा ण बंधंति ॥१४८॥**

**सामान्येन सुरायोग्या आज्योतिष्का न बध्नन्ति सतीर्थाः ।**
**एकस्थावरातपयुताः सनत्कुमारा न बध्नन्ति ॥१४८॥**

અર્થ—સામાન્યથી દેવોને બંધઆશ્રયી જે અયોગ્ય પ્રકૃતિઓ છે, તે તીર્થંકરનામ સાથે જ્યોતિષ્ સુધીના દેવો બાંધતા નથી. તથા એકેન્દ્રિય સ્થાવર અને આતપ યુક્ત તે પ્રકૃતિઓને સનત્કુમારાદિ દેવો બાંધતા નથી.

ટીકાનુ૦—સામાન્યથી દેવોને બંધમાં અયોગ્ય જે સોળ કર્મપ્રકૃતિઓ પહેલા બંધવિધિદ્વાર ગાથા ૩૦ માં કહી છે, તે સોળ પ્રકૃતિઓ આ પ્રમાણે છે–વૈક્રિયદ્વિક, આહારકદ્વિક, દેવત્રિક, નરકત્રિક, સૂક્ષ્મ, અપર્યાપ્ત સાધારણ અને વિકલત્રિક તે તીર્થંકરનામકર્મ સાથે સત્તર પ્રકૃતિઓ જ્યોતિષ સુધીના એટલે કે ભવનપતિ વ્યંતર અને જ્યોતિષ્ક દેવો ભવપ્રત્યયે બાંધતા નથી. તથા તેજ સોળ પ્રકૃતિઓમાં એકેન્દ્રિયજાતિ સ્થાવર અને આતપનામ મેળવતા ઓગણીશ પ્રકૃતિઓને સનત્કુમારાદિ દેવો બાંધતા નથી. ૧૪૮

---

૧ અહિં ટીકામાં પરિપૂર્ણ એકોતેર પ્રકૃતિ જણાવી છે પરંતુ ગણત્રીએ મનુષ્યાયુ વિના સીત્તેર રહે છે, જે ત્રીજા કર્મગ્રંથની સાતમી ગાથામાં જણાવી છે. સાતમી નારકીના નારકો મનુષ્યાયુ બાંધતા નથી, તે ઉપર ગાથામાં જ કહ્યું છે.

**तिरितिगउज्जोवजुया आणयदेवा अणुत्तरसुरा उ।**
**अणमिच्छणीयदुब्भगथीणतिगं अपुमथीवेयं ॥१४९॥**
**संघयणा संठाणा पण पण अपसत्थविहगइ न तेसिं।**
**पज्जत्ता बंधंति उ देवाउमसंखवासाऊ ॥१५०॥**
**तित्थायवउज्जोयं नारयतिरिविगलतिगतिगेगिंदी।**
**आहार थावरचऊ आउ णासंखपज्जत्ता ॥१५१॥**

तिर्यक्त्रिकोद्योतयुता आनतदेवा अनुत्तरसुरास्तु।
अनमिथ्यात्वनीचदुर्भगथीणद्धित्रिकं नपुंसकस्त्रीवेदम् ॥१४९॥
संहननानि संस्थानानि पञ्च पञ्चाप्रशस्तविहायोगतिर्न तेषाम्।
पर्याप्ता बध्नन्ति तु देवायुरसंख्येयवर्षायुषः ॥१५०॥
तीर्थातपोद्योतं नारकतिर्यग्विकलत्रिकमेकेन्द्रियम्।
आहारं स्थावरचतुष्कं आयुः नासंख्येयापर्याप्ताः ॥१५१॥

અર્થ—તિર્યંચત્રિક અને ઉદ્યોત યુક્ત પૂર્વોક્ત પ્રકૃતિઓ આનતાદિ દેવો બાંધતા નથી. અનુત્તરવિમાનવાસી દેવો અનંતાનુબંધિ ચતુષ્ક, મિથ્યાત્વ, નીચગોત્ર, દુર્ભગત્રિક, થીણદ્ધિત્રિક, નપુંસકવેદ, અને સ્રીવેદ બાંધતા નથી. તથા તેઓને પહેલા સિવાય પાંચ સંઘયણ, પહેલા સિવાય પાંચ સંસ્થાન અને અપ્રશસ્ત-વિહાયોગતિ પણ બંધમાં આવતી નથી. તથા અસંખ્ય વર્ષના આયુવાળા પર્યાપ્તા તિર્યંચ મનુષ્યો દેવાયુનો બંધ કરે છે. અસંખ્ય વર્ષના આયુવાળા અપર્યાપ્તા તીર્થંકરનામ આતપ ઉદ્યોત નરકત્રિક તિર્યંચત્રિક વિકલત્રિક એકેન્દ્રિયજાતિ આહારકદ્વિક સ્થાવરચતુષ્ક અને આયુનો બંધ કરતા નથી.

ટીકાનુ૦—પૂર્વે દેવોને બંધમાં અયોગ્ય જે ઓગણીશ પ્રકૃતિઓ કહી છે, તેમાં તિર્યંચગતિ તિર્યંચાનુપૂર્વી તિર્યંચાયુ અને ઉદ્યોતનામકર્મ મેળવતા કુલ ત્રેવીસ પ્રકૃતિઓને આનતાદિ દેવો ભવપ્રત્યયે બાંધતા નથી. ગુણપ્રત્યયે જે પ્રકૃતિઓ બંધાતી નથી તે તો ગુણસ્થાનકના ક્રમે પોતાની મેળેજ વિચારી લેવી. તથા પાંચ અનુત્તરવિમાનવાસી દેવો અનન્તાનુબંધિ ચતુષ્ક મિથ્યાત્વ નીચગોત્ર દુર્ભગ અનાદેય [1]અપયશકીર્ત્તિ થીણદ્ધિત્રિક નપુંસકવેદ સ્રીવેદ અને તુ

[1] અહિં દુર્ભગ ત્રિકમાં અપયશકીર્ત્તિ લીધી છે. પરંતુ ત્રીજો કર્મગ્રંથ ગા. ૧૧માં દુર્ભગત્રિકમાં દુઃસ્વર લીધું છે, અપયશકીર્ત્તિ લીધી જ નથી કારણ કે તેનો બંધ તો છટ્ઠા ગુણસ્થાનક સુધી થાય છે. એટલે ચોથા ગુણસ્થાનકવાળા અનુત્તર દેવને પણ તેનો

શબ્દથી દુઃસ્વર બાંધતા નથી, તેમજ તેઓને પહેલા સિવાયના પાંચ સંઘયણ, પહેલા સિવાયના પાંચ સંસ્થાન અને અપ્રશસ્તવિહાયોગતિ પણ બંધાતિ નથી. કારણ કે અનુત્તરવિમાનવાસી દેવો સમ્યગ્દૃષ્ટિ છે, સમ્યગ્દૃષ્ટિને ઉપરોક્ત પ્રકૃતિઓ બંધમાં આવતી નથી. તથા ઉપર જે આનતાદિ દેવોને ત્રેવીસ પ્રકૃતિઓ બંધને અયોગ્ય કહી તે અનુત્તર દેવોને પણ બંધાતી નથી. સઘળી મળી પાંચ અનુત્તરવિમાનવાસી દેવોને ઓગણપચાશ પ્રકૃતિઓ બંધ પ્રત્યે અયોગ્ય છે. એટલે તેઓને ચોથે ગુણઠાણે ૭૧ પ્રકૃતિઓ બંધાય છે.

હવે તિર્યંચગતિમાં વિશેષ કહે છે—અસંખ્ય વર્ષના આયુવાળા પર્યાપ્તા મનુષ્યો અને તિર્યંચો દેવાયુનો બંધ કરે છે, અન્ય કોઈ આયુનો બંધ કરતા નથી. તથા અસંખ્ય વર્ષના આયુવાળા અપર્યાપ્તા–અપર્યાપ્તાવસ્થામાં વર્તમાન મનુષ્યો અને તિર્યંચો તીર્થંકર આતપ ઉદ્યોત નરકત્રિક તિર્યંચત્રિક વિકલત્રિક એકેન્દ્રિયજાતિ આહારકદ્વિક સ્થાવરચતુષ્ક દેવ મનુષ્યાયુ સઘળી મળી એકવીશ પ્રકૃતિઓ બાંધતા નથી. ૧૪૯–૧૫૦–૧૫૧

**पज्जतिगया दुभगतिगणीयमपसत्थविहनपुंसाणं ।**
**संघयणउरलमणुदुगपणसंठाणाण अबंधा ॥१५२॥**
**किण्हाइतिगे अस्संजमे य वेउव्विजुगे न आहारं ।**
**बंधइ न उरलमीसे नरयतिगं छट्ठममराउं ॥१५३॥**
**कम्मजोगि अणाहारगो य सहिया दुगाउणेयाओ ।**
**सगवण्णा तेवट्ठी बंधति आहारमुभएसुं ॥१५४॥**
**तेउलेसाईया बंधंति न निरयविगलसुहुमतिगं ।**
**सेगिंदिथावरायवतिरियतिगुज्जोय नव बारं ॥१५५॥**

**पर्याप्तिं गता दुर्भगत्रिकनीचाप्रशस्तविहायोगतिनपुंसकानाम् ।**
**संहननोरलमनुजद्विकपञ्चसंस्थानानामबन्धकाः ॥१५२॥**

બંધ થવો જોઇએ. એટલે જ ત્યાં બંધ અયોગ્ય ૪૮ અને બંધયોગ્ય ૭૨ કહી છે. અને અહિં તો બંધ અયોગ્યમાં દુઃસ્વર અને અપયશકીર્તિ પણ લીધી છે. એટલે બંધ અયોગ્ય ૪૯ અને બંધ યોગ્ય ૭૧ લીધી છે. અહિં દુર્ભગત્રિકમાં ઘણે સ્થળે દુર્ભગ અનાદેય અને અપયશકીર્તિ ગ્રહણ કરેલ છે. પરંતુ અપયશકીર્તિનો બંધ તો છઠ્ઠા સુધી થતો હોવાથી બીજા કર્મગ્રંથમાં તેના બદલે દુઃસ્વર ગ્રહણ કરેલ છે. તત્ત્વકેવલી જાણે.

कृष्णादित्रिके असंयमे च वैक्रिययुगे न आहारं ।
बध्नन्ति नोरलमिश्र नरकत्रिकं षष्ठममरायुः ॥१५३॥
कार्मणयोगी अनाहारकश्च द्विकायुःसहिता एताः ।
सप्तपञ्चाशत् त्रिषष्टिं बध्नन्ति आहारे उभये ॥१५४॥
तेजोलेश्यातीताः बध्नन्ति न निरयविकलसूक्ष्मत्रिकम् ।
सैकेन्द्रियस्थावरातपतिर्यग्त्रिकोद्योताः नव द्वादश ॥१५५॥

અર્થ—સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત યુગલિકો દુર્ભગત્રિક નીચગોત્ર અપ્રશસ્ત વિહાયોગતિ નપુંસકવેદ સંઘયણનામ ઔદારિકદ્વિક, મનુજદ્વિક, પહેલા સિવાયના પાંચ સંસ્થાનના અબંધક છે. કૃષ્ણાદિ ત્રણ લેશ્યામાર્ગણા, અસંયમમાર્ગણા તથા વૈક્રિય અને વૈક્રિયમિશ્ર માર્ગણામાં વર્ત્તમાન આહારકદ્વિકનો બંધ કરતા નથી. ઔદારિકમિશ્રયોગે વર્ત્તમાન આહારકદ્વિક નરકત્રિક અને છટ્ઠુ દેવાયુ એ છનો બંધ કરતા નથી. કાર્મણકાયયોગ અને અનાહારકમાં વર્ત્તમાન બે આયુ સહિત આઠનો બંધ કરતા નથી. આહારકકાયયોગે વર્ત્તમાન સત્તાવન અને આહારકમિશ્રે વર્ત્તમાન ત્રેસઠ પ્રકૃતિઓનો બંધ કરે છે. તેજોલેશ્યામાં આગળ વધેલા નરકત્રિક વિકલત્રિક અને સૂક્ષ્મત્રિક એમ નવ પ્રકૃતિનો બંધ કરતા નથી. પદ્મલેશ્યામાં આગળ વધેલ એકેન્દ્રિય સ્થાવર અને આતપ સાથે બારનો બંધ કરતા નથી. અને શુકલલેશ્યામાં આગળ વધેલા તિર્યંચત્રિક અને ઉદ્યોત સાથે સોળનો બંધ કરતા નથી.

ટીકાનુ૦—સઘળી પર્યાપ્તિએ પર્યાપ્ત થયેલા અસંખ્યવર્ષના આયુવાળા મનુષ્યો અથવા તિર્યંચો દુર્ભગત્રિક-દુર્ભગ અનાદેય અને અપયશ, નીચગોત્ર, અપ્રશસ્તવિહાયોગતિ, નપુંસકવેદ, છ એ સંઘયણ, ઔદારિકદ્વિક-ઔદારિકશરીર ઔદારિક અંગોપાંગ, મનુષ્યદ્વિક-મનુષ્યગતિ મનુષ્યાનુપૂર્વી, સમચતુરસ્ર વિના પાંચ સંસ્થાન, આ પ્રમાણે એકવીશ પ્રકૃતિઓ, તથા પૂર્વની ગાથામાં કહેલ દેવાયુ સિવાય વીશ પ્રકૃતિઓ સઘળી મળી એકતાલીસ પ્રકૃતિઓનો બંધ કરતા નથી.

ઇન્દ્રિય અને કાયદ્વારના સંબંધમાં દ્રવ્યપ્રમાણ પહેલાજ "**नरयतिगं देवतिगं इगिविगलाणं**" એ ગાથા વડે કહી ગયા છે. રહી ગયેલા શેષ દ્વારોમાં મનુષ્યની જેમ સમજવું. જ્યાં જે વિશેષ છે, તે કહે છે-લેશ્યાદ્વારમાં કૃષ્ણ નીલ અને કાપોતલેશ્યા માર્ગણાએ, સંયમદ્વારમાં અસંયમ માર્ગણાએ, યોગદ્વારમાં વૈક્રિય અને વૈક્રિયમિશ્ર માર્ગણાએ વર્ત્તમાન આત્મા આહારકશરીર અને આહારક અંગોપાંગનામનો બંધ કરતા નથી. આહારકદ્વિકનો બંધ વિશિષ્ટ સંયમ દ્વારા

થાય છે. ઉપરોક્ત માર્ગણાવાળાઓને વિશિષ્ટ સંયમ નહિ હોવાથી તેઓ આહારકદ્વિકનો બંધ કરતા નથી. તથા ઔદારિકમિશ્રયોગે વર્ત્તમાન આહારકદ્વિક નરકત્રિક અને દેવાયુ એ છ પ્રકૃતિઓનો બંધ કરતા નથી.

તાત્પર્ય એ કે–ઔદારિકમિશ્રકાયયોગે વર્ત્તમાન આત્મા આહારકદ્વિક નરકત્રિક અને દેવાયુ એ છ પ્રકૃતિઓ બાંધતા નથી. કારણ કે ઔદારિકમિશ્રયોગ અપર્યાપ્તાવસ્થામાં હોય છે. તે વખતે મનઃપર્યાપ્તિ વડે અપર્યાપ્તો હોવાથી દેવાયુના બંધ યોગ્ય તેમજ નરકત્રિકના બંધ યોગ્ય અધ્યવસાય સંભવતા નથી તેમજ વિશિષ્ટ સંયમની પ્રાપ્તિ પણ તે વખતે હોતી નથી, માટે ઔદારિકમિશ્રયોગીને એ છ પ્રકૃતિઓના બંધનો અભાવ છે. તિર્યંચાયુ અને મનુષ્યાયુ કે જે અલ્પ અધ્યવસાયવડે બંધ યોગ્ય છે, તેવા અધ્યવસાય અપર્યાપ્તાવસ્થામાં થઈ શકતા હોવાથી તે અવસ્થામાં–ઔદારિકમિશ્રયોગિને એ બે આયુના બંધનો સંભવ છે. તથા યોગદ્વારમાં કાર્મણકાયયોગમાર્ગણાએ અને આહારકદ્વારમાં અણાહારમાર્ગણાએ અનન્તરોક્ત છ પ્રકૃતિઓ સાથે બે આયુ જોડતા આઠ પ્રકૃતિઓ બંધને અયોગ્ય સમજવી. એટલે કે–કાર્મણકાયયોગી અને અણાહારી આત્મા આહારકદ્વિક નરકત્રિક દેવાયુ મનુષ્યાયુ અને તિર્યંચાયુ એ આઠ પ્રકૃતિઓ બાંધતા નથી.

તથા આહારકકાયયોગે વર્ત્તમાન સત્તાવન અને આહારક મિશ્રયોગે વર્ત્તમાન ત્રેસઠ પ્રકૃતિઓનો બંધ કરે છે. અનુક્રમે ત્રેસઠ અને સત્તાવન પ્રકૃતિઓનો બંધ કરતા નથી.

તાત્પર્ય એ કે–આહારકમિશ્રકાયયોગે વર્ત્તમાન આત્મા આદ્ય બાર કષાય, મિથ્યાત્વમોહનીય. તિર્યંચદ્વિક. મનુષ્યદ્વિક, તિર્યંચ અને મનુષ્યનું આયુ, દુર્ભગ, દુઃસ્વર. અનાદેય, સ્ત્યાનર્દ્ધિત્રિક, વિકલત્રિક, સૂક્ષ્મ, સાધારણ, અપર્યાપ્ત. નરકત્રિક, સંઘયણ પટ્ક, પ્રથમ વર્જ સંસ્થાન પંચક, ઔદારિકદ્વિક, આહારકદ્વિક, સ્થાવર, એકેન્દ્રિયજાતિ, આતપ, સ્રીવેદ, નપુંસકવેદ, ઉદ્યોત, નીચગોત્ર, અને અશુભવિહાયોગતિ એમ સત્તાવન પ્રકૃતિઓ બાંધતો નથી. અને આહારકશરીરે [1]વર્ત્તમાન પ્રમત્ત કે અપ્રમત્ત આત્મા ઉપરોક્ત સત્તા-

---

૧ આહારકશરીરની શરૂઆત કરતા અને છોડતા આહારકમિશ્રયોગ હોય છે, અને તે છઠ્ઠે ગુણસ્થાનકે જ હોવાથી તેને આહારકદ્વિકનો બંધ ન થાય તે ઠીક છે. પરંતુ આહારકશરીરની સઘળી પર્યાપ્તિએ પર્યાપ્તો થયા બાદ આહારકશરીરી અપ્રમત્તે જાય તેને આહારકદ્વિકના બંધનો કેમ નિષેધ કર્યો તે સમજાતું નથી. આજ ગ્રંથમાં ગાથા ૧૨૯ જેમાં નામકર્મનો સંવેધ કહ્યો છે, તેમાં સાતમા ગુણસ્થાનકે ૨૯–૩૦ એ બંને ઉદયસ્થાનકે દેવગતિ યોગ્ય આહારકદ્વિક સાથે ત્રીશના બંધકને બાણુંનું સત્તાસ્થાન લીધું છે. ૨૯–૩૦ એ બે ઉદયસ્થાન વૈક્રિય અને આહારક બંને શરીરીને હોય છે. બંને ઉદયવાળાને ત્રીશનો બંધ અહિં લીધો છે. વળી એવો નિયમ છે કે આહારકશરીરનામકર્મની જેને

વન તથા અસ્થિર અશુભ અપયશકીર્ત્તિ અરતિ શોક અને અશાતવેદનીય સઘળી મળી ત્રેસઠ પ્રકૃતિઓ બાંધતો નથી. લેશ્યા માર્ગણાએ બંધનો વિચાર કરતા કહે છે કે-તેજોલેશ્યાના પહેલો બીજો અને ત્રીજો મંદ તીવ્ર અતિતીવ્ર એમ

સત્તા હોય તે તેની બંધ યોગ્ય ભૂમિમાં આહારકદ્વિક અવશ્ય બાંધે છે. આહારકની સત્તા વિના આહારકશરીર કરી શકે નહિ એટલે સાતમા ગુણઠાણે આહારકશરીરીને પણ આહારકદ્વિકનો બંધ સંભવે છે.

સપ્તતિકા ભાષ્ય ગાથા ૧૨૫ ની ટીકામાં કહ્યું છે કે—

"**एकत्रिंशद् बन्धे एकोनत्रिंशत्त्रिंशदुदयौ। तत्रैकोनत्रिंशदुदयः पूर्वं प्रमत्तभावे आहारकं वैक्रियं वा निर्वर्त्य पश्चादप्रमत्ततां गतस्योद्योतावेदकस्य संयतस्य वाच्यः,तीर्थकराहारकद्विकसहितत्वेनैकत्रिंशद्बन्धस्याप्रमत्तभावे एव लभ्यमानत्वात्।**

અર્થાત્—આહારકદ્વિક અને જિનનામ સાથે દેવગતિયોગ્ય એકત્રીશના બંધે ઓગણત્રીશ અને ત્રીશ એમ બે ઉદય હોય છે. એટલે કે એ બે ઉદયે વર્તમાન આત્મા એકત્રીશનો બંધ કરે છે. તેમાં ઓગણત્રીશનો ઉદય પહેલા પ્રમત્તપણામાં આહારક અથવા વૈક્રિયશરીર કરી પછીથી અપ્રમતપણાને પ્રાપ્ત થયેલા ઉદ્યોતના અવેદક સંયતને હોય છે. ઉપર અપ્રમત્ત ભાવ લેવાનુ કારણ બતાવતા કહે છે—તીર્થંકર અને આહારકદ્વિક સાથે દેવગતિયોગ્ય એકત્રીશનો બંધ અપ્રમત્તપણામાં જ થાય છે."

અહિં આહારકશરીરીને અપ્રમત્ત ગુણસ્થાનકે આહારકદ્વિક સાથે સ્પષ્ટપણે એકત્રીશનો બંધ ગ્રહણ કર્યો છે. કદાચ અલ્પ હોવાને કારણે ન વિવક્ષ્યો હોય તે બનવા યોગ્ય છે. આગળ ઉપર આજ ગ્રંથકાર ગાથા ૧૮૩ માં જણાવે છે કે--

"**एकत्रिंशद्बन्धे द्वावुदयौ-एकोनत्रिंशत्त्रिंशत्। तत्रैकोनत्रिंशद् यः प्रमत्तः सन्नाहारकं कृत्वा पश्चादप्रमत्तो भवति तस्यावसेयः। त्रिंशदुदयः पुनस्तस्यैवोद्योतवेदकस्य स्वभावस्थसंयतस्य वा। नन्वेवं सति "एगेगमेगतीसे" इति सप्ततिसूत्रे एकत्रिंशद् बन्धे यदेकमुदयस्थानमुक्तं तद् विरुध्यते। उच्यते-नैष दोषः पूर्वकृताहारकशरीरस्य तत्राविवक्षणात्।**

અર્થાત્—એકત્રીશના બંધે ૨૯ અને ૩૦ એ બે ઉદય હોય છે. તેમાં ૨૯ નો ઉદય જે પ્રમત છતા આહારકશરીર કરીને પછી અપ્રમત્ત થાય છે, તેને સમજવો. અને ત્રીશનો ઉદય ઉદ્યોતના વેદક આહારકશરીરીને અથવા સ્વભાવસ્થ સંયતને સમજવો. (અહિં ૨૯ અને ૩૦ના ઉદયે વર્તમાન આહારકશરીરી આહારકદ્વિક બાંધે છે તે બરાબર સ્પષ્ટ કર્યું છે. એટલેજ એના ઉપર હવે પછી શંકા કરે છે.) અહિં શંકા થાય છે કે જો એકત્રીશના બંધે ૨૯ અને ત્રીશ એ બે ઉદય હોય તો સપ્તતિકામાં '**एगेगमेगतीसे**' એ ગાથામાં એકત્રીશના બંધે માત્ર ત્રીશનું એકજ ઉદયસ્થાન કેમ ગ્રહણ કર્યું છે? જવાબમાં કહે છે કે-અહિં કંઈ દોષ નથી. પૂર્વકૃત આહારકશરીરની વિવક્ષા નહિ કરેલી હોવાથી સપ્તતિકાની ગાથામાં એક ઉદયસ્થાન ગ્રહણ કર્યું છે." એટલે અહિં વિવક્ષા કરી નથી એમ જણાય છે.

(વિશુદ્ધિની અપેક્ષાએ) ત્રણ વિભાગ છે. તેમાં તેજોલેશ્યાના પહેલા [1]ભાગને ઓળંગી ગયેલા એટલે કે બીજા અને ત્રીજા ભાગમાં રહેલા તીવ્ર અતિતીવ્ર તેજોલેશ્યાવાળા જીવો નારકત્રિક વિકલત્રિક અને સૂક્ષ્મત્રિક એ નવ પ્રકૃતિઓનો બંધ કરતા નથી. કારણ કે તેજોલેશ્યાવાળા મનુષ્યો અને તિર્યંચો નરકાદિમાં ઉત્પન્ન થતા નથી, દેવો પણ ઉપરોક્ત નવ પ્રકૃતિના ઉદયવાળા જીવોમાં ઉત્પન્ન થતા નથી, માટે તેજોલેશ્યાવાળાઓને એ પ્રકૃતિઓના બંધનો નિષેધ કર્યો છે. તથા શુદ્ધ પદ્મલેશ્યાવાળા જીવો એકેન્દ્રિય સ્થાવર અને આતપ સાથે બાર પ્રકૃતિનો બંધ કરતા નથી. પદ્મલેશ્યાને પ્રાપ્ત થયેલા તિર્યંચો અથવા મનુષ્યો અવશ્ય દેવમાં જ ઉત્પન્ન થાય છે, એકેન્દ્રિયાદિમાં ઉત્પન્ન થતા નથી. અને જે દેવો પદ્મલેશ્યા યુક્ત છે, તેઓ પણ એકેન્દ્રિયાદિસ્થાનોમાં ઉત્પન્ન થતા નથી, માટે શુદ્ધ પદ્મલેશ્યાવાળાઓને ઉક્ત બાર પ્રકૃતિના બંધનો નિષેધ કર્યો છે. તથા શુદ્ધ શુક્લલેશ્યાવાળા જીવોને ઉપરોક્ત બાર પ્રકૃતિમાં તિર્યંચત્રિક અને ઉદ્યોત નામકર્મ મેળવતા કુલ સોળ પ્રકૃતિનો બંધ થતો નથી. પરમ વિશુદ્ધ શુક્લલેશ્યાવાળા તિર્યંચો મનુષ્યો અને દેવોનો ઉપરોક્ત પ્રકૃતિઓના ઉદયવાળા જીવોમાં ઉત્પત્તિનો અભાવ છે, માટે સોળ પ્રકૃતિના બંધનો નિષેધ કર્યો છે. આ પ્રમાણે પ્રસક્તાનુપ્રસક્ત સઘળું કહ્યું. તે કહીને વિસ્તારપૂર્વક પાંચમું બન્ધવિધિદ્વાર પૂર્ણ કર્યું.

હવે જે રીતે આ પ્રકરણ સંપૂર્ણ થયું તે રીતે તે બતાવતા કહે છે—

**सुयदेविपसायाओ पगरणमेयं समासओ भणियं ।**
**समयाओ चंदरिसिणा समइविभवाणुसारेण ॥५६॥**

**श्रुतदेवीप्रसादात्प्रकरणमेतत्समासतो भणितम् ।**
**समयाच्चन्द्रर्षिणा स्वमतिविभवानुसारेण ॥१५६॥**

અર્થ—શ્રુતદેવીની કૃપાથી સિદ્ધાંતમાંથી પોતાની બુદ્ધિના વૈભવને અનુસરીને શ્રીચન્દ્રર્ષિ નામના ઋષિએ આ પ્રકરણ સંક્ષેપે કહ્યું છે.

ટીકાનુ૦—દ્વાદશાંગરૂપ શ્રુતદેવીના પ્રસાદથી એટલે કે દ્વાદશાંગી ઉપરના ભક્તિ બહુમાનના વશવર્ત્તીપણાએ કરી થયેલ કર્મના ક્ષયોપશમવડે આ **પંચસંગ્રહ** નામનું પ્રકરણ **શ્રીચન્દ્રર્ષિ** નામના સાધુએ સિદ્ધાંતમાંથી દોહનકરી બનાવ્યું છે. જો કે સિદ્ધાંતમાં અનેક અર્થો વિસ્તારપૂર્વક પ્રરૂપેલા છે, તો પણ તે સઘળાનો અમારા વડે ઉદ્ધાર કરવો શક્ય નથી, એટલે અમારી પોતાની બુદ્ધિના

૧ આ ઉપરથી એમ સમજાય છે કે મંદ તેજોલેશ્યાવાળા જીવો ઉપરોક્ત નવ પ્રકૃતિઓ બાંધે પણ ખરા. જેમ કે તેજોલેશ્યાવાળા દેવમાંથી ગયેલા એકેન્દ્રિયો.

વૈભવને અનુસરીને સંક્ષિપ્ત રૂચિવાળા જીવો ઉપરની અનુકંપાથી પંચદ્વારાત્મક આ પ્રકરણમાં સંક્ષેપે કરી અમુક જ અર્થોનો પ્રકાશ કરેલ છે.

સઘળા કર્મરૂપ કલેશના સંબંધથી મુક્ત થવા વડે જેને નિર્મળ જ્ઞાનના સમૂહરૂપ લક્ષ્મી પ્રગટ થઇ છે, જેણે કુતીર્થિઓના સંપૂર્ણ માર્ગના પ્રવાદનો નાશ કર્યો છે, અને જેઓએ મોક્ષ સ્થાનને પ્રાપ્ત કર્યું છે તે શ્રીજિનોમાં ઈન્દ્ર સરખા વર્દ્ધમાનસ્વામી જયવંતા વર્તે છે.

તિર્થંકરભગવંતોએ ઉપદેશેલું, અને ગણધરભગવંતે ગુંથેલું, સમગ્ર ગમ ભંગ અને નય સહિત, અને આદર મેળવવા માટે અન્ય તીર્થિકોએ માનેલું એવું જયવંત જૈનશાસન છે. બહુ અર્થવાળા અને અલ્પ શબ્દવાળા આ પ્રકરણને વિસ્તારતા શ્રીમલયગિરિમહારાજે જે કંઇ પણ પુન્ય પ્રાપ્ત કર્યું હોય તે વડે લોકો સિદ્ધિ પ્રાપ્ત કરે.

અરિહંત ભગવાન મંગળરૂપ હો, સિદ્ધ ભગવાન મંગળરૂપ હો, સાધુમહારાજ મંગળરૂપ હો, અને પરમાત્માએ કહેલ દયા મૂળધર્મ મંગળરૂપ હો. તે ચારે મંગળનો હું આશ્રય કરૂં છું.

**इत्याचार्यश्रीचंद्रर्षिप्रणीते श्रीमदाचार्यमलयगिरिविवृते वढवाणवास्तवश्रावक देवचन्द्रात्मजहीरालालकृत–भाषानुवादे पंचसंग्रहे सप्ततिकासंग्रहः समाप्तः**

**અનુવાદ સહિત પંચસંગ્રહ સમાપ્ત:**